

## આ અંકમાં

| વિષય સૂચિ | લેખકોનાં નામ | પૃષ્ઠ |
|---|---|---|


ખાસ અંકકી. દશ આના.


" સાહેબ! એટલો બધો ભાર
શા માટે ઉંચકો છો!
લાવોને ચાર આનામાં
આ મારા ગધેડા પાસે એ
બધો ભાર ઉંચકાવી
લઈશ.. "
"હે મૂર્ખ
ગામડીયા! આ
તો જ્ઞાનનો ભાર છે એ
તો જાતેજ ઉંચકવો પડે!
એ ભાર ઉંચક્યા વગર
યુનિવરસિટિનો ફિલોસર
થાય એમ નથી!"







તંત્રી : વહશી

સહતંત્રી : એકાર

પુસ્તક બીજું સપ્ટેમ્બર | ખાસ અંક | ૧૯૪૦ અંક ૧લો.

# નિવેદન

ખુદાના ફઝલો કરમથી અને તેના હબીબે પાક સલ૦ના વસીલાથી 'કારવાં' પોતાની મંઝિલના ધ્યેયનું એક પગથીઉ વટાવવા ભાગ્યશાળી થયું છે.

ગ્રાહકો, ચાહકો, લેખકો અને ઉત્તેજકોના મીઠા સહકારના પરિણામે 'કારવાં' એક વરસને પૂર્ણ કરી બીજા વરસમાં પ્રવેશ કરે છે. 'કારવાં'નો બીજા વરસનો પ્રવેશ યશસ્વી નિવડો એવી આશા અને ઉમંગથી અમે આગેકદમ ભરી રહ્યા છીએ.

ગતવર્ષમાં લડાઈની મોંઘવારીએ પેપર જગતપર બેવડા પ્રહારો કર્યા છે. કાગળ અને બ્લોકની કીંમત બેવડાઈ ગઈ અને વળી સમસ્ત જગત યુદ્ધના વર્તુળમાં ઘેરાઈ ગયું હોઈ ગ્રાહકોની દુનિયાનું વર્તુળ છેકજ સંકડાતું ચાલ્યું. બ્રીટીશ હકુમત સિવાયના બીજા કોઈપણ દેશમાં માસિક મોકલાતું નથી. આવાં અણધાર્યા પ્રતિબંધોએ 'કારવાં'ની આર્થીક કૂચને થંભાવી દીધી છે.

ખેર એથી અમે નાહિંમત થતા નથી. એક વરસ દુકાળ કે હીમ પડે જેથી બીજા વરસે ખેડુત ખેતી કરવાનું કાર્ય છોડી દેતો નથી, એકાદ વરસ ખોટ આવે એટલે બીજા વરસે ખરો વહેપારી નાહિંમત બની વહેપાર છોડી દેતો નથી; તેમ અમે પણ ગતવર્ષની ખોટની દરકાર ન કરતાં આગળ વધીએ છીએ, અને વળી નુકસાનની દરકાર ન કરતાં **ખાસ અંક**થીજ તેની બિસ્મિલ્લાહ બોલીએ છીએ.

ખુદા અમને અમારા સાહસમાં આખરે ફતેહ અર્પશે અને આ યુદ્ધનાં વાદળો પણ અંતે વિખેરાશેજ એ આશાએ "કારવાં"ને મંઝિલ તરફ વધુ વેગથી આગળ ધપાવીએ છીએ.

સાહિત્ય સેવાના કોડ અમનેય છે અને તે અમારી હેસીયત પ્રમાણે અમે ગતવર્ષમાં પૂર્ણ કર્યા છે. એ કોડ પુરા કરવામાં વહેપારી દૃષ્ટિ આડે આવી નથી, તેમ વ્યવહારિક દૃષ્ટિએ આંધળીયાં કરવા પાલવ્યાં નથી; છતાંય બીજા વરસમાં અમે વધુ પ્રગતિ સાધીશું એમ ભાસ થાય છે. શું શું કરી નાખીશું તેનું ઢોલ પીટવું વ્યર્થ છે!

ભલામણ કરીએ છીએ ! જર્મની બૉમ્બરોથી જેટલું પ્રકાશમાં નથી આવ્યું તેટલું રેડીઓ પ્રચારથી પ્રકાશમાં આવ્યું છે. એની બીગબર્થા તોપ કરતાં ગેબેલ્સની હવાઈ તોપોએ વધુ કામ કર્યું છે ! તમારે પણ આ જુઠા જગતમાં આગળ વધવું હોય તો આડું અવળું જોયા વિના તોપ મારતાં શીખો ! જગતમાં તોપમારઓનો ઇતિહાસ લખાશે તો તેમાં તમો પણ અમર થઈ જશો !

●

વાંચક બિરાદરો ! જાણો છો ? તમે બાર મહીના સુધી અમારા પાલવે બંધાઇ રહ્યા તેની ખુશાલીમાં અમે ખાસ અંક કાઢ્યો છે. બીજા ખાસ અંકો કરતાં એ ખાસ અંકની વિશેષતા એ છે કે દુકાળ છતાં અમે અધિક માસ ઉજવ્યો છે ! જાણીતા કલમવીરોને પોતાની જંજીરોમાં જકડી રાખવા તો સૌ કોઈ ચાહે પણ અમે તો નવિન લેખકોને એ ફુટબૉલની જેમ પગે પગે ન ઉછળતાં વૉલીબૉલની જેમ હાથોહાથ વધાવી લીધો છે ! લોકોને તો બાર મહીને ઉતરાણ આવે છે પણ "કારવાં"ના વાંચકોને તો વરસમાં ચાર ચાર વાર ઉતરાણનો આનંદ અમે આપી જાણ્યો છે ! જાણો છો ? એ ઉતરાણ તે અમારી ત્રિમાસિક 'મેહફિલ' અને તે ઉતરાણના કનક્વા તે કવિઓ ! આથી મુશાએરો એટલે પતંગોને પેચ એ હવે તમારા ધ્યાનમાં આવી ગયું હશેજ ? એ પેચમાં કોણ કન્નામાંથી કપાય છે ? કોણ ઢીલ છોડે છે ? કોણ ખેંચીને કાપે છે ? અને કોની કોની દોર લુટાય છે ? એ તો તમારે જાણવાનું રહ્યું, અમે તો ફક્ત માંજોજ ચઢાવી જાણીએ અને બહુ બહુતો લાંબા લાંબા વાંસ પર ઝાંખરાં બાંધીને પતંગ લુટવાની મોજ માણનાર મફતીયા વાંચકોને પણ અભિનંદન આપી છુટીએ !

●

વાંચક બિરાદરો ! આજકાલ પેપરોમાં "સંસ્કૃતિનું રક્ષણ કરો ! સંસ્કૃતિને બચાવો !" એવા સૂર ઘણા સંભળાય છે, તો તમે જાણો છો કે સંસ્કૃતિ કઇ બલાનું નામ છે ? ના જાણતા હોય તો વાંચોઃ—હિંદની સંસ્કૃતિના ત્રણ યુગ પાડી શકાય, પુરાણ સંસ્કૃતિ, મધ્ય સંસ્કૃતિ, અને આજની સંસ્કૃતિ.

**પુરાણ સંસ્કૃતિઃ**—એ સંસ્કૃતિના પાયા અનાર્યોને આર્યોએ હાંકી કાઢ્યા ત્યારથી મંડાયા છે. પહેરવામાં ઝાડની છાલ કે હરણનું ચામડું. અલંકારમાં આંકડા કે ધંતુરાનાં ફૂલ. બારણાને તાળાંજ નહિ ને બધું જીવન રામભરોસે વિતાવાય ! એ પુરાણ સંસ્કૃતિનું ખાસ લક્ષણ એ કે જેની ધાક લાગે તેની પૂજા થાય. કોઇને સાપ કરડે તો નાગ દેવતાની પૂજા કરવી ! નદીમાં રેલ આવે ને એકાદ ગામડું તણાઈ જાય તો નદીની પૂજા કરવી ! જોરથી વંટોળીઓ આવે ને છાપરાંનું છાજ ઉડાવી જાય તો વાયુદેવની પૂજા કરવી ! આગથી કોઇનું ઘર બળી જાય તો અગ્નિદેવની પુજા કરવી ! તાપથી હેરાન-પરેશાન તો સૂર્યદેવની પૂજા કરવી, મતલબ કે એ સંસ્કૃતિમાં જેણે જેણે પ્રતાપ બતાવ્યો તેની તેની પૂજા થવા લાગી ! એટલે કે ચમત્કાર ને નમસ્કાર એ પુરાણ સંસ્કૃતિનું લક્ષણ.

**મધ્ય સંસ્કૃતિઃ**—મધ્યયુગી સંસ્કૃતિના મંડાણ પરદેશીઓની ખૈબરઘાટને રસ્તે ચઢાઇ થઈ ત્યાંથી તે ઇસ્ટ ઇંડીયા કંપનીએ ધામા નાખ્યા ત્યાં સુધી રહ્યાં. 'જીસકી લાઠી ઉસકી ભેંસ' એ એ સંસ્કૃતિનું ખાસ ધ્યેય રહ્યું. ચોટી-દાઢીની ટગ ઓફ વોર, પોતડી અને પાયજામાની હરિફાઈ એ મધ્યયુગી સંસ્કૃતિનું ખાસ લક્ષણ ! ચંદ્રપર વાદળો ઘેરાયાં એટલે કે ખૂબસુરત અને ખાનદાન સ્ત્રીઓ પરદામાં પડી. શરાબ અને સુંદરીનો દોર જામ્યો, તીતર બટેરની કુસ્તીઓ જામી, સાંઢ કે ઘેટાંની સાઠમારી

જામી, વિશ્વાસ પર ઘાત ચઢ્યો, તલવાર પર કાટ ચઢ્યો, વિલાસ, ગિલાસમાં ખલાસ થયા! અને આમ મધ્યયુગી સંસ્કૃતિ પર કુસંપનાં વાદળો ઘેરાતાં આજની સંસ્કૃતિનાં મંડાણ મંડાયાં!

**આજની સંસ્કૃતિઃ**—આજની સંસ્કૃતિ ઈસ્ટ ઈંડીયા કંપનીનું આગમન થયા પછી જામી એટલે એનાં લક્ષણ પણ અનેરાંજ હોય ને? જુઠ્ઠા દસ્તાવેજ બનાવવા, ખુદાના નામે ખોટી સાક્ષી પુરવી, લેવું તેવું દેવું નહિ, ઉભા ઉભા લઘુશંકા કરવી, વિશ્વાસે ગરદન મારવી, ખાવું તેવું ખોદવું, પોલું જોઈને પેસી જવું, સગા બાપનો પણ ભરોસો ન કરવો. કામધંધો કરવાને બદલે દેશનેતા બની જવું, વાત વાતમાં ભાષણ કરવા લાગી જવું, સ્ત્રીઓએ ચૂલો ન ફૂંકવો, ભણેલીઓએ બહારવટીયણ બની બહાર ભટકયા કરવું, બારેમાસ બાપલાખ ચાલીશના થઇને ફરવું, જેમ બને તેમ ખુબસુરત દેખાવાની ધૂન કેળવવી, ધર્મને તમાશો ગણવો અને તમાશાને ધર્મ સમજીને વર્તવું એ છે આજની સંસ્કૃતિનાં પ્રધાન લક્ષણ! કહો હવે તમે શાનું રક્ષણ કરવા ઇચ્છો છો?

"મીસ્ટર નકલી કો ઉકબામેં સઝા ઐસી મિલી;
સહ્ઉં ઉસકી ના મુનાસિબથી મિલી જૈસી મિલી.
ઉસનેભી પેરો-કમીયન કેહ દિયા ઇઝહારમેં;
યારા કમાયા યા ખુદા તા'લીમહી ઐસી મિલી?"

●

વર્તમાન યુદ્ધ આપણને બે હજાર વરસ પાછળ ઘસડી ગયું છે. જાણો છો બે હજાર વરસ પહેલાં જ્યારે સિક્કાની શોધ થઇ ન હતી; ત્યારે વિનિમય કે અદલો બદલો થતો. તમારે દુધની આવશ્યકતા હોય અને તમારા પડોશીને પોઢવા માટે પલંગની જરૂરત હોય, તો તમે તેને ખાટલો આપો અને બદલામાં ભેંસ આપે! તેમ હવે થવા લાગ્યું છે. અમેરીકાને નૌકા મથકોની જરૂર હતી અને બ્રીટનને ડીસ્ટ્રોયરોની જરૂર હતી તો બ્રીટને અમેરિકાને આટલાંટિકમાં અમુક ટાપુઓ આપ્યા તો અમેરીકાએ બ્રીટનને ૫૦ ડીસ્ટ્રોયરો આપી! જર્મની રૂમાનીયાને એક વાજું આપે તેના બદલામાં રૂમાનિયા તેને એક પેટ્રોલનો ડબ્બો આપે! ઈટાલી સોમાલીલાન્ડને એકાદ બટાકાની ગુણ આપે તો સોમાલીલાન્ડ તેને એકાદ સૈનિક બદલામાં આપે! જાપાન હિંદને એકાદ રબરનો ફુગ્ગો આપે તો બદલામાં હિંદ તેને એકાદ મકાઈભુટો આપે! આમ વિનિમય કે અદલા બદલાની પ્રથા પુનઃ જામતાં લોકો સરળતાથી પોતાનું કાર્ય આગળ ધપાવી શકશે અને પૃથ્વી ગોળ છે તેની એકવાર પુનઃ સાબીતી કરી આપશે!

અસ્તુ

●

# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

૫૪. (હે નબી!) તું કહી દે દુન્યાના લાભ અલ્પકાલિક છે, અને અલ્લાહની વિરૂદ્ધતાથી બચનાર માટે આખેરત (ની નેઅમતો દરેક રીતે) બહેતર છે અને તમારા ઉપર એક તાર સરખો પણ ઝુલ્મ કરવામાં આવશે નહિ. (કુર્આન)

* * * *

૫૫. જે કોઈ પુરૂષ હો કે સ્ત્રી પોતાના મુમિન હોવાની સ્થિતિમાં નેક કાર્ય કરશે તો તેવા લોકો જન્નતમાં દાખલ થશે અને એક તલપૂર પણ તેઓના ઉપર ઝુલ્મ થશે નહિ. (કુર્આન)

* * * *

૫૬. જે માણસ કંઈ ભૂલ કે ગુનોહ કરે ફરી કોઈ નિર્દોષ પર તેની તોહમત મૂકે તો તેણે પોતાના માથે ભારે આફત અને જાહેરી ગુનોહ લીધો. (કુર્આન)

* * * *

૫૭. નબી અને મુસલમાનોને યોગ્ય નથી કે મુશરિકો માટે બક્ષિસ ચાહે એ પછી કે તેઓ પર આ વાત જાહેર થઇ ગઈ હોય કે તેઓ દોઝખી છે (પછી) ભલેને તેઓ સગાઈવાળા હોય. (કુર્આન)

* * * *

૫૮. ખુદાપાક જેને અવળે માર્ગે ભમતો મૂકે તેને માટે તને કોઈ માર્ગ મળશે નહિ. (કુર્આન)

* * * *

૫૯. ખુદાપાકે તમારામાંથી અમૂકને અમૂક પર રોજીમાં વધારી દીધા તો જેઓને વધારવામાં આવ્યા છે તેઓ પોતાની રોજી પોતાના ગુલામોને એવી રીતે કદી આપનાર નથી કે તેઓ સૌ તેમાં સરખા થઈ જાય, તો શું તેઓ અલ્લાહની નેઅમતનો નકાર કરે છે. (કુર્આન)

* * * *

૬૦. ખુદાપાકે આકાશથી પાણી વરસાવ્યું. ફરી તે વડે જમીનને તેના મરી (સુકાઇ) જવા પછી જીવતી કરી, એમાં તે લોકો માટે મહાન નિશાની છે જેઓ સાંભળે છે. (કુર્આન)

* * * *

૬૧. તારા પરવરદિગારના માર્ગ (દીન) તરફ સચોટ વાતો (દલીલો) સમજાવીને અને નસીહત સંભળાવીને બોલાવ તેમ એવી રીતે તેઓની સાથે વાદવિવાદ કર જે બહેતર હોય. (કુર્આન)

* * * *

૬૨. બેશક ખુદાપાક ઇન્સાફ કરવાને અને એહસાન કરવાને તથા સગાં સંબંધીઓને આપવાનો હુકમ કરે છે અને નિર્લજતા તેમ બુરા કામથી અને ઝુલ્મ કરવાથી રોકે છે. (કુર્આન)




રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

૫૪ રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે પરોણાગત ત્રણ દિવસ છે અને તેમાં સારી ખાતર બરદાસ્ત એક દિવસ રાત છે. અને કોઈ મુસલમાન પુરૂષને હલાલ નથી કે પોતાના ભાઈ પાસે એટલું રહે કે જેથી તેને ગુનાહમાં નાખે. (બુખારી)

* * * ×

૫૫. રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે તમારામાંથી હરેક જણે પોતાની હાજતો અલ્લાહથી માગવી જોઇએ; એટલે સુધી કે મીઠું તેમજ જોડાનો તસમો તૂટી જાય તે પણ તેનાથીજ માંગે. (તિર્મિઝી)

* * * *

૫૬. રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે બગાસું લેવું શૈતાનથી છે તો જ્યારે તમારામાંનો કોઈ બગાસું લ્યે તો બનતા સુધી તેને દબાવી દે (સહીહૈન)

* * * *

૫૭. રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે અલ્લાહના બંદાઓમાં સર્વેથી નઠારાં તે લોકો છે, જેઓ ચાડી–ચુગલી કરે છે અને દોસ્તો માંહે જુદાઈ કરાવે છે. (અહમદ)

* * * *

૫૮. રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે સગાઈ અર્શની સાથે લટકેલી છે. તે કહે છે કે જે મને જોડે તેને ખુદા જોડે અને જે મને કાપે તેને ખુદા કાપે. (સહીહૈન)

* * * *

૫૯. રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ બીમારી તથા દવા બન્ને ચીજોને પેદા કરી અને હરેક બીમારી માટે દવા પણ બનાવી છે જેથી તમો (માંદગીમાં) દવા કર્યા કરો પણ હરામ વસ્તુથી દવા કરો નહિ. (અબૂદાઉદ)

* * * *

૬૦. રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે પોતાની આપેલી વસ્તુ પાછી લેનાર કુતરા સરખો છે કે જે પોતાની ઉલટી (વૉમિટ)ને પાછી ગળે છે. (સહીહૈન)

* * * *

૬૧. રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે બેવા (રાંડીરાંડ) અને મોહતાજ માણસની હાજત પૂરી કરનાર અલ્લાહના માર્ગમાં જિહાદ કરનાર સરખો છે. (સહીહૈન)

* * * *

૬૨, રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે દુન્યા લાભ લેવા (અથવા વરતવા)ની ચીજ છે અને દુન્યાની લાભ લેવાની વસ્તુમાં સર્વશ્રેષ્ઠ નેક ઔરત છે. (મુસ્લિમ)




[૧]

ના નથી ઇચ્છા મને જાવાની સામા પાર પર;
મૂકજે લાવી સુકાની તુ મને મજધાર પર.
આંખડી છે એક મારી ખીલતા ગુલઝાર પર:
આંખડી બીજી ઠરી છે વીજના ચમકાર પર.
કોઈ પણ કરશે નહિ તુજ આંસુડાઓની કદર;
ભાર શા માટે વધારે છે ભૂમિના ભાર પાર.
જોર મારામાં નથી હું જોરથી કમજોર છું;
છે બધો આધાર મારો આપના આધાર પર.
શ્વાસ એ તો છે ફક્ત કાચા સુતરનો તાંતણો;
મુર્ખ છે વિશ્વાસ જે રાખે છે કાચા તાર પર.
ખંજરો ઝેરી ફરે છે લાખ મારા દિલ ઉપર;
ત્યાં ફરે છે આંગળી એની સીતારી તાર પર.
મન મહીં મંઝિલ તણી પરવા નથી "શયદા" હવે.
આવીને બેસી ગયો છું આજ એના દ્વાર પર.

"શયદા" (મુંબઇ)

[૩]

જીત નિજ ઉન્માદની અંતે થઈ વ્હેવાર પર;
ચાલ-દિલ ! જઇએ કોઇ નૂતન જગતનાં દ્વારપર.
કો અનોખા રંગમાં રંગાઇ જાવા કારણે;
ઝિંદગી છોડી છે મારી–ઝિંદગી રચનાર પર.
દિલ તણી અંતિમ ઇચ્છા એજ છે હે પૂછનાર !
હોય છેલ્લા શ્વાસ મારો–એ હો ઉભા દ્વારપર.
ક્યાં સુધીનું દર્દ છે દિલમાં ! કફસની મુશ્કુસો–
મુજને આપે છે અભિનંદન વ્યથા-ઉદ્‌ગાર પર.

[૨]

અમ પરસ્પર પ્રેમ–વૃદ્ધિ થઇ તો થઈ સહકાર પર;
યાર છે મુજ પર ન્યોચ્છાવર ને હું છું યાર પર.
બોધદાયક છે ઉભય જગકાજ મારો પ્રેમ પણ;
કરગરે છે નિત સવિનય રૂપ મારા દ્વાર પર.
ઉર-તરંગે એક બીજાને નિકટ કીધાં પછી;
હું નથી દિલદારથી-પર ને નથી દિલદાર પર.
છે નઝરમાં બયનહુમ મિસ્લકિસ્ત-હુમ-
લા સુઝલમૂન;
દોષ મેં કીધા કોઇ નિર્દોષના આધાર પર.
ઉફુયન કવસયનથી કંઇ અંતરે નવ થઇ શક્યું;
થઇ ગયાં જિબ્રીલનાં પર મારતાં લાચાર પર.
તેમની મેહફિલમાં આજે છે બધાનો એજ હાલ;
છે કૃપા બેચાર પર તો કોપ છે બેચાર પર.
અન્તુમુલ અઅલવનથી છે વ્યક્ત મુજ
ગૌરવ "કલીમ"
લ્હેરશે મારો વિજય-ઝંડો સકળ સંસાર પર.

"કલીમ વાકિફી" (ધોરાજવી)

[૪]

વ્યર્થ આશા સેવતો બેઠો છું તારણહાર પર;
જીત શું પામું વિના યત્ને હું પારાવાર પર
જ્યાં જુઓ ત્યાં વિશ્વમાં સંહાર છે સંહાર પર;
કેડ બાંધીને અડયો છે કાળ ગોળીબાર પર.
ક્રાંતિએ પણ હાથ મુકયો છે હવે તલ્વાર પર;
ક્યારથી ઉભો છું મરવા હું ય તેના દ્વાર પર.

મારા દિલનાં દર્દ સૂરે જો સુણી લેતે કદી;
તો નહિ મગરૂર તું થાને, સિતારી ! તાર પર !
પુષ્પ આ મારે બિછાવી પંથને કીધો ખરાબ !
તેં મઝા શાને બગાડી આસ્તાની ખાર પર ?
ઝિંદગીને ફેરવી છે, કલ્પનાના રૂપમાં;
શોક કેવો ! હર્ષ કેવો ! હો પતન-ઉદ્ધાર પર.
બુલ્બુલો શોભા કફસને દે, ને કાપે પાંખ એ
હાય ! શું સૈયાદનાં અપકાર છે ઉપકાર પર !
ખાકથી, શું ખાક થાયે પુષ્પ ઉત્પન્ન ભિન્નભિન્ન
છે પ્રતિબિંબ આપના શણગારનું ગુલઝાર પર.
હે હૃદયની આહ ! ના ફળજે કે ના નિષ્ફળ થજે;
ઝિંદગી મારી ટકી છે એક તુજ આધાર પર.
કોણ જુએ? કોણ વાંચે? કોણ સમજે? હે 'સગીર!'
છે કયા દિલની લખેલી આંસુઓની ધાર પર.

"સગીર" (મુંબઇ)

[ ૫ ]

અણુગમો આવે છે આલમને પુરાણા પ્યાર પર;
રંગ નવું લઇને કોણ આવે હવે સંસાર પર!
આંખ મારા પર અને દિલ કોઈ બીજા યાર પર;
માફ રાખો, હાથ જોડું છું, હું એવા પ્યાર પર!
હાય અજમાવે છે જેઓ પ્હેલાં સાથીદાર પર;
એ વડા થઇને વડી આફત છે આ સંસાર પર!
આયનો ખાતા પતંગોની તરફ પટકાય છે;
ઉંચા ચાલ્યા જાય છે જે પારકા આધાર પર!
એમના દિલમાં અમારૂં સ્થાન છે. પણ એટલું:—
જેવું કોઈ ખડસલું ઉગી પડે દીવાર પર!
ખાકની મુઠ્ઠી છે કાંઈ ખાકમાં જનાર પર;
ફૂલડાં શાને ચડાવો ખાકના અંબાર પર!
ઔરની તૂફાન લઇ આવે છે એવા આદમી;
જે નથી રોતા કોઇના ઝુલ્મ પર યા હાર પર!
ખોલવા ચાહું નયન તો બંધ થૈ, થૈ જાય છે;
કોઈ બેઠું હોય જાણે પાંપણોની ધાર પર!
ચાહતા જેને હતા તે આપણા થઇને રહ્યા;
બેવડો એહસાન છે એ એમનો 'નિસાર' પર!

'નિસાર' (પેટલાદ)

તે પરમ કિરતારનો ઉપકાર છે ઉપકાર પર;
પ્રેમને તેણે વિજય આપ્યો સકળ સંસાર પર.
ઉર્મિઓના વાદળા ચારે તરફ ઘેરાય છે;
વીજનો ઠસ્સો રખેને થાય મુજ ઘરબાર પર.
પ્રેમીઓની પ્રેમ કથનીના કરૂણાન્ત ગીત;
કાન રાખી સાંભળો મારા હૃદયના તાર પર.
સંકટોનો હું પ્રતિસ્પર્ધી બન્યો છું પ્રેમમાં;
છે ધસારો તેમનો મુજ ધ્યેયના વિસ્તાર પર.
હું અલખ સૌંદર્ય જોવા કયાંથી લાવું તે નજર;
હો અમર જેની અકળતા વીજના પ્રહાર પર.
દિલની ઉમ્મિદાથી જ મેં જીવન બગાડ્યું પ્રેમમાં;
શું હવે આરોપ મુકું નેત્ર કામણગાર પર.
સ્વાર્થ પર મોહું ભલેને કો અભાગી વિશ્વમાં;
પ્યાર છે મુજ ધર્મ છું મોહિત સદા હું પ્યાર પર.
"રૂસ્વ" મુજ બરબાદીઓનું તું મને કારણ ન પૂછ;
પ્રાણ મેં આપ્યાં પ્રણયમાં કોઇના આભાર પર.

"રૂસ્વ" ખત્રી (મુંબઇ)

[ ૬ ]

ફૂલ કાં કુરબાન છે ખુશ્બૂ અને શણગાર પર;
યાદ છે જીવી રહ્યો તું ખારના આધાર પર?
પ્યાર આવે છે મને તુજ તેમને તલ્વાર પર,
વાર લાખો વાર કાતિલ જાઉં તારા વાર પર.
કોઇ દિ' મળશે દયાની ભીખ આ ભિક્ષુકને,
એજ આશા હું ધરી બેઠો તમારા દ્વાર પર.
વસ્લની રાતે વળી છે આ રૂપેરી ચાંદની,
એક નવો શણગાર છે તે આપના શણગાર પર.
એ સિતમ એ જગ્ત જનની રીત છે ઉલ્ટી ગઝબ,
ઠોકરો મારી હસે છે આજ તે રડનાર પર.
કોઇને પણ નીચ નાદાંયા બુરો નીર્ખીશ નહી,
તું અગર દ્રષ્ટિ કરે તારા જીવન આચાર પર.
બેવફા મિત્રોથી મેં જાણ્યું છે જીવન મર્મને,
આફરી સદ આફરી એ મિત્રના ઉપકાર પર.
ઠોકરો મારી અરે એને મિટાવી દો તમે,
ફૂલડાં શાને ચડાવો ખાકના અંબાર પર?
તું નવા જીવન મહીં "મઝલૂમ" પયદા કર ઝલક,
વિશ્વની રફ્તાર હો તારી જીવન રફ્તાર પર.

'મઝલૂમ' જેતપુરી

[ ૭ ]

વારી બેઠાં દિલ તમે તો આંખડીના વાર પર;
દાવ કાં મૂકો ફરી, દિલપર, જીગરપર, પ્યાર પર,
લાલ આંખો જોઇ સાકીની કોઈ મયખાર પર;
પ્યાલી તૂટી મય ઢળી આ મહેર થઇ પીનાર પર.
અર્પવા હું દિલ ગયો તો એ ગદા સમજી વધ્યાં,
ચાલતો થા, 'માંગ આગળ, કાં' ઉભો મુજ દ્વારપર.
'મુતુ કબ્લા અનતા મુતુ'ને જે સમજીને મર્યા,
ધન્ય એની ઝિન્દગીને, ધન્ય એ મરનાર પર.
શેખ તો મસ્જિદ જતાં થાકી ગયા પાકી ગયા,
ચોંટી છે એની નઝર આજે ફરી હરદ્વાર પર.
આ મસલતો જગતમાંહી છે અતિ મશહૂર કે,
કોઈ કરશો મા ભરોસો નાર કે, તલવાર પર.
ઠોકરે મારી સમાધીને મિટાવી દો તમે;
ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર ?
મયની બૂ તો શેખ તારા મુખ થકી જાતી નથી,
તોય તુજને છે ઘમંડ ઝબ્બા અને દસ્તાર પર!
દાગથી શોભા વધારી દિલની જે મારી તમે,
શું કરૂં ઉપકાર એ ઉપકારના કરનાર પર.
ત્યાં દુઆઓ થઇ રહી છે અહીં દવાઓ થઇ રહી,
આફતો આ કેમ તૂટી ઇશ્કના બીમાર પર.
દાગ દિલમાં, આહ મુખ પર, નિરનયને હે "ફના"!
મોકલી અશ્રુમાલ બેઠા ચાહકે ચાહનાર પર!

"ફના" રાંદેરી.

[ ૯ ]

છે ભરોસો આપને ના આપના હથિયાર પર!
થઈ નઝર શાને હવે સરકારની સરકાર પર!
જીવતાં ના વા'લ આવ્યું કોઇ દિ મરનાર પર!
ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર!
જોશમાં આવી જતાં દરિયા દિલી! વિજ્ઞાનની–
એક સરખી થૈ અમી વૃષ્ટિ સકળ સંસાર પર.
રક્તવર્ણી કાં બને ના સંસ્કૃતિ પશ્ચિમ તણી!
છે જીવન-આધાર એનો માનવી સંહાર પર!
એજ રસ્તે થઇ જનારા પાર સાગર થાય છે,
મું જવા દે તારી જીવન–નાવને મઝધાર પર!

[ ૮ ]

લીડરો જીવી રહ્યા છે દ્વેષના વ્યાપાર પર;
કાં ચઢાવે ભાર આ પરતંત્રના ભાર પર!
જૂઓ અદ્ધર રહી ગયા સ્વરાજ લેતાં લીડરો;
લટકે છે વનવાગળાં જયમ વીજળીના તારપર!
થઇ જશે કુબ્બો તમારો શુલ નિશ્ચે જાણજો;
જો ભરોસો નવ કર્યો અર્ધાંગી એ ધરનાર પર!
કોઇના દાદા નવોઢા નારને પરણી ગયા;
રહમ ના આવે ખટારાને કાં મોટરકાર પર!
શેખજી સાઇકલ તણી પ્રેકટીસ એ માટે કરે;
પુલસિરાતે દોડવા તલ્વાર કેરી ધાર પર!
દિલમાં દર્શન થઇ જશે છાતીના જો ખોલી બટન;
આથડે છે કાં ભલા ડાકોર કે હરદ્વાર પર!
માનવી નિજ કર્મ કેરાં ભોગવે ફળ તે છતાં;
દોષ કેરો ટોપલો ઢોળે બધો કિરતાર પર!
કાલતો મંદીર મહીં જપતા હતા જપમાલ જે;
આજતો નાખી અડંગો એ પડ્યા છે બારપર!
પ્યાર સમ મુજ જિંવનને જેણે બનાવ્યું ફૂલસમ;
ફૂલડાં કયમ ના ચઢાવું ખાકના અંબાર પર!
ફોરવાં નિજ ધ્યેયમાં પહોંચી ગયો મંઝિલ નિકટ;
શ્વાન ભસતાં રહી ગયાં રસ્તા મહીં વણજાર પર!
પ્રેરણાની પૂંઠે-પૂંઠે લઇ લઇને જે ફરે;
કાવ્ય કેરો ભાર કાં લાદો તમે 'બેકાર' પર!

"બેકાર"

[૧૦]

મારૂં દિલ આવી અને અટક્યું નયનના દ્વાર પર;
એમ સમજ્યો કે સફળ થાશે જીવન દીદાર પર.
એટલો સંતોષ બસ કે ખાક થઈ જાશું બળી;
રેડશો ના કોઈ અશ્રુ-વારિ મુજ અંગાર પર.
હાય મૂસા! આબરૂનું પાણી પાણી થઇ ગયું;
શું પડ્યા બેહોશ થઇને જ્યોતના ચમકાર પર.
કાં નથી જોતા હકીમો! દર્દ તો મટતું નથી;
દિલના ઝખ્મો પણ હસે છે મૂર્ખ તમ ઉપચાર પર.
નાખુદા તું કોણ છે? એહસાન તારો કોણ લે;
હું જવાનો પાર મોજાંઓ તણા આધાર પર.

માનવી સ્વભાવ બદલાયા કરે છે હરઘડી!
સર્વદા અપકાર એ કરતા રહ્યા ઉપકાર પર।
લોક સમજે છે લડાઈ પણ હકીકતમાં 'હઝીં'
પાપનાં વાદળ છવાયાં છે સકળ સંસાર પર.
'હઝીં' (રાંદેર)

[૧૧]

કમકમે છે ભૂમિ મારા દિલ તણા ધબકાર પર;
ને ગગન વહેતું થયું છે મારી અશ્રુધાર પર;
શોખને રાખી રહું હું કયાં સુધી વહેવાર પર?
કોકને પણ જોઈએ કે, આવે શિષ્ટાચાર પર:
તુન્દ ખૂં સાકી ભલે તૈયાર હો તકરાર પર;
આજ હો તૂટી પડે આખું ગગન મયખાર પર.
ક્રોધ, જે ગુસ્સે થઈ ઉઠે છે મારા પ્યાર પર;
આજ એ પોતે જુવે નિજ રૂપ પર શણગાર, પર.
ઇશ્ક જેને હો અસર આ વિશ્વ સર્જનહાર પર।
કેમ એ નિજ પ્રાણ ના વારી દીએ સંસાર પર?
ધારી ધારી જોઉં છું હા, એજ મ્હારૂં દિલ ન હો।
એક કાળું તિલ કે જે ચોટયું છે તુજ રૂખસાર પર.
મુજ નઝર 'સાબિર' હવે ફરતી નથી, ડગતી નથી;
કોક' એ ચોંટી ગઇ છે કોઇના મૂખ દ્વાર પર
'સાબિર' (વડવા)

[૧૩]

તેમને કાતિલ કરે ધર વાર કર ને વા'ર પર;
મુજ અકારી ઝિન્દગી છે ભાર સમ સંસાર પર.
દિલ, જિગર ને પ્રાણ ધરતાં તેમનાં ચરણો મહીં;
મર્મ જીવન-મૃત્યુનો ખુલ્લો થયો મરનાર પર.
પ્રેમમાં અપરાધ ને અપરાધ હું ગણતો નથી;
છે ક્ષમાની આશ મુજને દરગુઝર કરનાર પર.
પુષ્પ પણ કંઇ સ્મિત કરવાના ઇરાદા પર હતાં;
પાનખર ત્યાં કોપ વરસાવી ગઈ ગુલઝાર પર.
તેમના વિયોગથી બેઝારીઓ વધતી ગઇ;
આફતો આહ! અવનવી આવી પડી બીમાર પર.
કંટકો મરનારના જીવન પરે વેરી હવે;
ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર.
નાવડી ને પ્રેમીઓની પ્રેમ પહોંચાડે છે પાર.
છે ભલે મઝધારે "સાગર"ને છે દ્રષ્ટિ પાર પર.
"સાગર" (જેતપુર)

મેં કર્યો ઇન્કાર દિલ એ ઝૂંટવીને લઇ ગયા;
હું ખુશી થાઉં ન કાં ? મુજ જીત થઈ છે હાર પર.
ઝિન્દગીની હું કદી નવ ભીખ માંગું આશથી;
ઓ નિરાશા ! મહેરબાની કર હવે બીમાર પર.
અશ્રુ ! તુજને છે વિનંતિ દૂર ના થાજે કદી;
હું જીવન-સંગીતને છેડીશ તારા તાર પર.
જગમહિં "યાવર" આ એકલતા વફાદારજ રહી;
હું જીવન અર્પું છતાં ઓછું છે, એ ઉપકાર પર.
"યાવર" પેટલાદી

[૧૨]

પ્રેમ ભિક્ષા યાચતો બેઠો છું તારા દ્વાર પર;
કર દયા દ્રષ્ટિ જરા આ ઇશ્કના બીમાર પર.
હું અહીં તડપું વિરહની વેદનામાં અય સનમ;
ને જવાની મસ્ત છે ત્યાં આપની પુર બ્હાર પર.
કોણ સમજે, કયાંથી સમજે, મુજ જિગરની વેદના;
મેં છૂપાવી અશ્રુઓ સારૂં છું જીવન સાર પર.
ભોગવું છું કર્મ મ્હારા કયથી આવી સદા;
ફૂલડાં નાહક ચઢાવો ખાકના અંબાર પર.
એ ઘડી આનંદ કરતાં વાત જુદી થઇ ગઇ;
દિલ લગીમાં શી ખબર આવી જશો તકરાર પર.
પ્રાણ સમજી ને હૃદયમાં પ્રેમથી પાળી હતી;
બેવફા કરશે ભલું બેસી રહ્યો આધાર પર.
સ્થાન તારૂં જગતમાં આજે 'વલી' કયમ સ્થિર નથી;
શાને તિરસ્કાર આવ્યો છે તને સંસાર પર.
'વલી' (કરમાડ)

[૧૪]

જીવતાં હાલત ન પુછી આવી એનાં દ્વાર પર;
ફૂલડાં શાને ચઢાવો છો હવે મરનાર પર.
કેમ હું ધારૂં નિરાશાને કે એ આશા થશે;
છે ઘણાં હારી ગએલા ખેલનારા પ્યાર પર.
ઝિંદગી ટુંકી ને સામાજીક બંધન સેંકડો;
શું કહું કે થાય છે શું શું મને સંસાર પર.
ખાકમાંથી જન્મ લઇ ઇન્સાન મળ્યો ખાકમાં;
ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર.
આજના મઝદૂરની એકજ દવા છે ઇન્કિલાબ
જોઇએ તલવાર મૂડીવાદની તલવાર પર.

[૧૫]

હું નઝર જ્યારે કરું છું જિન્દગીના સાર પર,
મૃત્યુને ભમતા નિહાળું છું સકળ સંસાર પર.
તરવળે છે કેટલી આશાઓ મુજ અંતર મહીં,
હાથ મૂકી જોઈલોને આ હૃદય-ધબકાર પર.
સંહેચરો ! પૂછો ન મુજને વેદના વિયોગની,
હું તડપતો, લોટતો રહ્યો હતો અંગાર પર.
દોસ્તથી બેહાલ જોઈ દોસ્તો તો દોસ્તો,
દુશ્મનોને પણ દયા આવે છે મુજ અવતાર પર.
ક્રોધ ઉપર પ્યાર આવે છે મને તો આપના,
આપને ક્યાં ક્રોધ ઉપજે છે ફરી મુજ પ્યાર પર.
મેળવી મુજ ફૂલ સમ જીવનને માટીમાં હવે,
ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર.
યાચના "ઉત્કૃત" કરે છે તુજ થકી તુજ પ્રેમની,
કાં કે એ જીવે છે ત્હારા પ્રેમના આધાર પર.

"ઉત્કૃત" (બરબોધન)

[૧૭]

કો, શહીદે નાઝનું છે ખૂન તુજ તલ્વાર પર;
ભાસ થાએ રક્તવર્ણી આંખડીની ધાર પર.
હે, હૃદયની આગ ! મ્હારી અલ્પ હસ્તીને બુઝાવ;
એટલી કર મહેરબાની આજ આ ગમખાર પર.
મારા દિલ પર સેંકડો ઝખમો પડે છે તે થકી;
ફેરવે છે આંગળી એ દિલરૂબાના તાર પર.
કબ્ર માંહેથી ધ્વનિ સંભળાય છે મુજ કર્ણ પર;
ફૂલડાં શાને ચઢાવો, ખાકના અંબાર પર.
કોઈ પ્રેમી જીન્દગીનો અંત દેખે હે "ઇજન";
પંક્તિ આ કાવ્યની લખ કબ્રની દીવાર પર.

"ઇજન", ધોરાજવી (મદ્રાસ)

[૧૯]

જે ચઢાવે જિન્દગાની પ્રેમની તલ્વાર પર.
એજ ચાલે બાલથી બારીક એની ધાર પર.
કલ્પના પર, પ્રેરણા પર, તર્ક પર વિચાર પર;
પે ઉડાડે તો ઉડાડે કોઈ દિલ એ ચાર પર.
સુખમાંને સ્વપ્નમાં જીવન વ્યતીત થાતું નથી;
કોક દિ' ચમકી પડે છે વીજ એ ગુલઝાર પર.

શ્વાસે શ્વાસે દર્દની ગરમીમાં હું એકતાન છું
છે અનોખું રોજનું સંગીત જીવન તાર પર.
આપનાં જીવનનાં રંગો પણ અનોખા છે 'અમીન'
આજ મસ્જિદમાં તો કાલે છો સુરાલય દ્વાર પર

"અમીન" આઝાદ (સુરત)

[૧૬]

રીત પરને, હબ ઉપર, રફતારપર ગુફ્તાર પર;
એક દિલને કોઈ દે, રૂપ પર શણગાર પર?
આંખ, ગરદન ને જીગર માથું ઝૂકી જાએ છે હાં;
કો કટારીપરે, છૂરીપર, તીરપર, તલવાર પરે.
આજ ખૂદ સાકી પરેપર કેટલો મગરૂર છે!
જામ પરને, મય કદાપર, મયઉપર મયખારપર;
દાબતો આશાઓ, ઉર્મિઓ, ઉમળકા, ભાવના;
નાઝપર, નખરાં ઉપર, ગુસ્સા ઉપર, તકરાર પર.
શેખજી, થઈ બેસશો શું આજ આ "ધન્વંતરી"
રીશપર, વસ્ત્રો ઉપર ને વય ઉપર; દસ્તારપર.

"ધન્વંતરી"

[૧૮]

આસુ છે તૂટેલ મુજ જિવન તણી સીતાર પર,
ગાનમાં છે દર્દ ગમ આ ક્ષણ જીવી સંસારપર.
છે ફના સૌ વિશ્વ માંહે જિંદગીની ચાંદની
નાઝ છે શાથી પછી તો આટલો શૃંગાર પર!
ધીરતા કેવી હુસૈને કરબલામાં દાખવી,
જાન હો કુરબાન આ એ ધૈર્યના ધરનાર પર.
કબ્રથી હરદમ ઉઠે નિશ્વાસ ને ચિત્કાર છે;
ફૂલડાં શાને ચઢાવો ખાકનાં અંબાર પર.
ઓ ખડી દિલ ચોર, મહશર ચાંદને પતલી કમર,
કાં ન પાગલ લોક થાયે આપના દીદાર પર.
છે પળો છેલ્લી હવે એ પ્રેમના બીમારની,
ક્રૂર ને નિષ્ઠુર હૃદયી તું રે'મકર બીમાર પર.
શીદ નિંદો છો મને ઓ શુદ્ધ જગનાં માનવો,
હાસ્યથી છે દિલ દીધું મેં, આંખના 'ચમકાર' પર

'ચમકાર' ભાવનગરી

દિલ રિઝે દિલ થકી ના દેહથી કે રૂપથી;
ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર ?
તીરથી "ઘાયલ" કરી વેરાનમાં છોડી દીધું;
કૈં દયા આવી નહીં સૈયાદને શીકાર પર.
'ઘાયલ' (પાજોદ)

[૨૧]

ઝિન્દગીમાં કદ્ર નવ જાણી અને મૃત્યુ પછી;
ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર ?
ઝિન્દગીભર મેં ગુન્હા અગણિત છે, કર્યા છતાં
માફ કરશે તે, મને વિશ્વાસ છે 'ગફ્ફાર" પર !
વાયદો હકનો "અસરતો" જગમહીં ભૂલી ગયા;
શર્મ આવે છે, મને "કાલૂબલા" કહેનાર પર !
ન્યાયની ખાતર હવે તો એક દર્શન દો મને;
ક્યારથી આવી ઉભો છું હું તમારા દ્વાર પર !
અર્થ કૈં થાતો નથી તુજ કાવ્યનો 'મુઝતર' છતાં
વાહ ! વાહ ! મેહફિલ મહીં છે, આપના અશ્આર પર.
"મુઝતર" (હાંસોટી)

[૨૩]

જોર વસવાયાનું વધતું જાય છે સંસાર પર,
તાજે શાહી છે હવે મોચી અને લૂહાર પર.
કેમ માનું ? હું, મરો છો આપ કોઈ યાર પર,
જ્યાં લગી પૂળો ન મૂકો પાંચસો હજાર પર
ખુશ કરે ઇન્સાનને, ઇન્સાનના સંહાર પર,
કીડા પડવા જોઈએ તે જ્ઞાનના ભંડાર પર !
ખાવું ઘરમાહ્ય અને મરવું સિનેમા સ્ટાર પર,
નાગી વરણાગી કરો છો શેખ શા આધાર પર !
મારી દો લપ્પડ અમારા ગાલ હાજર છે જનાબ,
હાય શા માટે તમારો જાય બીજા યાર પર !
છેડતા રે' છે અમારી દિલરૂબા તે દિલરૂબા;
બીજું કોઈ એમને મળતું નથી સંસાર પર.
થાય છે જો કે લડાઈ તો સમંદર પાર પણ,
છે ચઢાઈ હોય એની હિંદની જુઆર પર.
ફૂલના બદલે હવે તો પત્થરો થાવું ઘટે
જેથી કામ આવી શકાયે. બાગની દીવાર પર
શ્રી.—"શેખચલ્લી" (વગર ગામનો)

[૨૦]

તાલ પૂરે છે કયામત આપની રફતાર પર,
નાગણો લટકી રહી છે આપના શણગારપર,
જીતમાં હારી ગયા, હારીને હું જીતી ગયો,
જીતપર મગરૂર છો, મગરૂર છુ હું હાર પર.
પ્રેમનો હું પ્રેમ છું, શું આશરો દેશો મને ?
દર્દ આવી એટલુ કહ્યું હૃદયના દ્વારપર.
હું અનલહક એટલા કાજે કહું છું સાંભળો !
મુઝને પણ મન્સૂર સમ લટકાવે કોઈ દારપર.
બુલબુલોની આહથી કંપી જશે મારૂં હૃદય,
ગુલને તોડી નવ સજાવો ખાકના અંબાર પર,
દિલના સાગરમાની "જામી" આંખડીની છીપના,
ભેટ મોતીની ધરૂ છું. વિરહના અંગાર પર.
"જામી" ધોરાજવી

[૨૨]

માલદારો મસ્ત છે નિજ દ્રવ્યનો અંબાર પર,
વાણીયા રાચી રહે છે વ્યાજના વ્યાપાર પર.
રણ મહીં રણવીર રાખે નાઝ નિજ તલ્વાર પર,
કામિનિને નાઝ છે નિજ આંખડીની ધાર પર.
માર્ગ ભૂલી ઇશ્કનો પ્રેમી કહાવે જગતમાં,
સમજે નહિ શું ઇશ્ક છે, ભટકી મરે કંઈ દ્વાર પર,
ઝિંદગી બરબાદ કરતાં ના દયા આવી કદી,
ફૂલડાં શાને ચઢાવો, ખાકના અંબાર પર.
ઇશ્ક કેરા પાઠ 'લહેરી' શીખ પરવાના થકી;
લાખો કુરબાં થઇ ગયાં છે ઇશ્કના અંબાર પર.
'લહેરી' (સુરતફાબાદ)

[૨૪]

ઝિંદગી ભર થૈ નહી મીઠી નજર લાચાર પર;
ફૂલડાં શાને ધરો છો ખાકના અંબાર પર ?
વિરહના દાગો ખરેખર રંગ લાવી ને રહ્યાં;
મર્મ મારા ઇશ્કનો જાહિર થયો સંસાર પર.
રંજ દીધો, દર્દ દીધું, દીધાં લાખો દાગ પણ;
મે'રબાની ખૂબ થઈ છે આપની બીમાર પર.
ના અમર કોઇ થયુ કે ના થશે 'કાતિલ' અમર;
એક દિન ડંકો કઝાનો વાગશે સંસાર પર.
"કાતિલ" રાંદેરી

[૨૫]

શી જમાનાની ખૂબી કેળાં યયાં કથાર પર!
ભક્ત પણ ભૂલા પડયા રૂપિયા તણા રણકાર પર!
બીબડીના મોહમાં ભગવાન પણ ભૂલા પડયા;
તો માનવી ક્યમ ના મરે ઝાંઝરતણા ઝણકાર પર!
મોહ વિશ્વામિત્ર પામ્યા મેનકાને જોઈને;
ત્યાગિ પણ રાગિ થયા એ આંખડીના વા'ર પર!
રચ્યો શયતાને સ્વયંવર નિજ દુહિતા કારણે;
હાથણી ઢોળે કળશ જર્મનના સરમુખત્યાર પર!
શું વિદેશીઓ સમજ્યા અમોને ગળિઆ બળદ?
રાખે છે-કાં હિંદીઓને પરોણાની આર પર?
આંખ બાડી, નાક ચીબું, ચાલ છે તૈમૂર સમ:
જોઈને મોહી પડયા શું આપના દીદાર પર?
છો ભમે ચપલ પડે ઠોંસો પડે, આડુ મળે;
હું ભરીશ પહેરો બની ચાઉસ સનમના દ્વારપર!
કેકને બિસ્કીટ તણાં સ્વપ્ના બધાં સરકી ગયાં;
લીડરો આવી ગયા છે બાજરી–જુવાર પર!
આથી બીજી ક્રાંતિ 'હુડમત' જગતમાંહે શી હશે?
ગર્દવો સત્તા ચલાવે આજતો કુંભાર પર!

૨૧, હુડમત (ઓઝા)

[૨૭]

ઉપકાર આપે એટલો પણ કાં કર્યો મરનાર પર?
ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર?
મય વિના સાકી બધા તડપી રહ્યા મયખાર છે;
જાન જાશે સેંકડો એક આપનાં ઈન્કાર પર!
ઓળખી શક્યો નથી તું રોગને ધન્વંતરી;
હો અસર ક્યાંથી પછી ઉપચારની બીમાર પર!
આવ્યા એ આવી અને દિલ લઇ ગયાં; લૂટી ગયા;
આંખના બે ચાર આંસુ રહી ગયા રૂખસાર પર!
ગાફિલ નથી રહેતાં હરમમાંયે બુતોની યાદથી;
સર ઝૂક્યું કાબા તરફ દ્રષ્ટિ રહી દરદાર પર!
લાગે છે હે દિલ મને કે થઈ અસર છે આહની;
કાન ખેંચાયે છે કો' ઝાંઝર તણાં ઝણકાર પર!
વિતી રહી છે ઝિન્દગી મારી 'અસીર' એ ઢંગથી;
જાણે નફરત છે થઈ મુજને હવે સંસાર પર!

'અસીર' (બાંટવા)

[૨૬]

કાશ કરતો નાઝ હું જીવન તણાં ગુલઝાર પર,
છો હસે ને એકસી તું આજ મુઝ લાચાર પર.
જીંદગીના મર્મને કંઇ તું ન સમજે તો પછી,
થાય છે મંગરર કાં તૂટેલ ઉરના તાર પર.
ચાર દી' વિકસી અને સુકાઇ મુજ જીવન લતા
તું હવે અફસોસ કાં શૌકીન કરે સંસાર પર.

'શૌકીન' જેતપુરી

[૨૮]

ઓ દયાળુ છે દયા તારી સકળ સંસાર પર
ઝગમગે છે રોશની જેથી દરો દીવાર પર
કોઈ વસ્તુ પ્રેમ વિણ ખાલી નથી દુન્યા મહીં,
પ્રેમનો રણકાર છે હર દીલ–વિણાનાં તારપર.
સૂર્યનું એક એક કિરણ અર્પી રહ્યું એ ખુશખબર,
ખીલશે જોબન નવું નૂતન ઉષા ગુલ્ઝાર પર.
હું મુસાફિર ભોમ પર છું, ને શશી તું વ્યોમ પર
બેઉની સરખી દશા છે, ગર્વ શો ચમકાર પર!
ત્યાં સુધી પ્હોંચી શકે ના ફૂલની ખુશ્બૂ હવે–
ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર!
ચેન લેવા દે હવે ઓ વીજળી આકાશની,
ખાર આવે કાં તને બુલ્બુલ તણા ઘરબાર પર!
દર્દ શું છે! શી તડપ છે! દર્દમાં માલુમ છે!
ચંદ્ર સુરજ પણ બળે છે દર્દના અંગાર પર.
એક ઠોકરમાં અરે નાદાન દિલ ગભરાય કાં!
ચાલવાનું છે હજુ તો તેગ કેરી ધાર પર.
હાર જીતોની ફિકરમાં શું કરે "અશરફ" તું!
કાર્ય જીવનના બધાંએ છોડ, સર્જનહાર પર.

"અશરફ" (વડાલ)

[૨૯]

શું કરું દ્રષ્ટિ હું કોનાં તીર પર, તલવાર પર;
હું તો ઘાયલ છું પ્રિયાની આંખ કેરા વાર પર.
એ મધુ–રજનિનું મિલન વર્ણવું શું શબ્દમાં,
લાખ જીવન હોય તો આપું હું વસ્લે યાર પર.
પાનખર આવી અને ઉદ્યાન ઉજ્જડ થૈ ગયું;
આંસુઓ સારે છે બુલબુલ રોજ આ ગુલ્ઝાર પર!

'આરઝૂ' ધોરાજવી

[૩૦]

રે! છવાયાં છે કુસંપી વાદળાં સંસાર પર;
દોસ્તો ઉતરી પડયા છે-આજ અત્યાચાર પર!
શત્રુ વટ, ઈર્ષા બધેબધ જગ મહીં વ્યાપી ગઈ,
ભાઈનું શિર જોઉં હું છું ભાઈની તલવાર પર!
હે દયાના દેવતા! હમદર્દ હે પીડીતના!
મે'રની હો એક નજર મુજ રંક નિરઆધાર પર.
ભસ્મ જ્યારે થઈ ગયો તમ પ્રેમ-અગ્નીમાં ફ્રી,
ફુલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર
છોને મુજ આવી પડી છે નાવડી મજધારમાં;
છે મને વિશ્વાસ "ઝાકિર" વિશ્વ તારણહાર પર.

"ઝાકિર" (હાંસોટી)

[૩૧]

નાદ જીવનના રહ્યાં છે એક આશા તાર પર,
મારા લાખો મુદ્દઆ થાશે સફળ ઈકરાર પર.
ધમકીઓ આપીને દિલ મુજ હાથથી લુટી ગયા,
છે સિતમ મુજ પર અને છે આહના અગિયાર પર.
ઠોકરે ઠુકરાવતાં મુજ લાશને ચાલ્યાં ગયાં,
બેરહમ છે; ઝુલ્મ કેવાં આદર્યાં આહનાર પર.
તૌબા તૌબા, માફ કરજો, છે ખતા મારી થઇ,
કોણ જાણે શું લવે છે? આવી મારા દ્વાર પર.
અશ્રુ! થોભી જાય છે કાં? આવી આંખો પાસ આમ,
વહેવું પડશે ખલ્ક ડુબે ત્યાં લગી સંસાર પર,
ખેલવાના છે હજી તો સેંકડો 'આઝાદ' જંગ,
સબ્ર હીંમત ખોઇ બેઠો એક નાની હાર પર

"આઝાદ" (દારૂવાલા) પેટલાદ

[૩૨]

જાન દિલથી છું ફિદા કિર્તારના દિલ્દાર પર;
હૂર ગિલ્માં પણ ફિદા છે જેમની રફતાર પર.
હશ્રમાં હો નાઝ તુજને ઝિક્રને અઝકાર પર;
રહમતે રબ રહમ કરશે નાતવાં લાચાર પર.
તખ્તે દુન્યા પર બશર, અફલાક પર હૂરો મલક,
છે ફિદા બહરૂબુઝા ને હુસ્નની સરકાર પર.
ના તમન્ના હૂરની છે ના મને ઔરંગની,
છું ફિદા હું તો અઝલથી આપના રૂખ્સાર પર.
જ્યારથી લાગી છે લગની આપથી બેકલ બશર;
ભૂલથી પણ હું નઝર કરતો નથી ગુલઝાર પર.
ના રહો મુજથી જુદા લિલ્લાહ ખસ્તા હાલ છું;
ઝિંદગીની જ્યોતનો આધાર છે દીદાર પર.
પૂર્ણ દિલની આશ હો, જો દે હિદાયત તું મને,
મોકલું સલ્વાત હરદમ પયમ્બરી સરદાર પર.
"રહમતુલ્લિલ આલમીં" જે હો જગતને વાસ્તે;
ઉમ્મતી તેનો હદીયે ના બળે અંગાર પર.
બેકસીને બેબસીમાં આપ છો ગમખાર તો,
નાઝ મુજને કેમ ના હો આપના આધાર પર.
બેસરો સામાન છું હું પૂર્ણ કર ઉમ્મીદ તું,
યા ખુદા પોહચું મઝારે સૈય્યદે અબરાર પર.
નાવ "ખાકી"ની કદી ફસસે નહીં મઝધારમાં,
અડગમદી છે, છે ભરોસો અડગમદે મુખ્તાર પર.

"ખાકી" રદેરી.

[૩૩]

રંજ પર, ઝુલ્મો સિતમ પર, દર્દ પર, આઝાર પર;
નાઝ મુજને છે ઘણો આ આપના ઉપકાર પર.
તીર પર, ખંજર ઉપર, બર્છી ઉપર, તલ્વાર પર;
નેન કાતિલના ઠરે છે આજ શા હથ્યાર પર!
બોઝ શા માટે ધરો છો? નાઝુકોને બોઝ શો;
જગ મહીં પ્રેમી મરે છે એક ફક્ત અણસાર પર.
ગમ વિનાની ઝિન્દગી શા કામની સંસારમાં
કોઇ કરશે ના દયા મુજ ગમઝદા લાચાર પર.
હાય કિસ્મત જે હતા આ વિશ્વમાં ગમખાર પણ;
તે ફિદા આજે થયા છે શત્રુઓ બે-ચાર પર.
નિત્ય નિરખું શું કર્યું? શાને લડું દુશ્મન થકી;
ઉપવને દીઠાં હતા મેં કેટલા ગુલ ખાર પર.
તુચ્છ સમજી દૂર રહેતા તે હવે મૃત્યુ પછી,
ફુલડાં શાને ચઢાવે ખાકના અંબાર પર?
કોઇ દીન તો ખાક મારી ચર્ણને તો ચૂમશે;
રજ બની તેથી પડયો છું આપના હું દ્વાર પર.
પ્રેમ-વેદી પર ચઢાવું પ્રાણ, છો સળગું, બળે!
અગ્નિથી જીવન ફળ્યું છે, છો રહું અંગાર પર
એક દિન તો લાવશે રંગત કદી આ વિશ્વમાં,
આજ હો કો' જીત પર 'વહશી' ભલે હો હારપર.

"વહશી" રદેરી



# શાયરી




કવિત્વ માટે ઘણુ લખાઈ ચુકયુ છે કોઇએ એને જ્ઞાતિઓના ઇતિહાસનો એક વિભાગ બતાવ્યો છે કોઇએ દિમાગની બબદીની કહાણીનું એક પ્રકરણ કહ્યુ છે, કોઇએ જાતે લખેલ જીવનવૃતાંતનું એક પ્રકરણ તો કોઇએ જીવનનું સ્પષ્ટીકરણ કોઈ એને સપૂર્ણ કળા માને છે, અને કોઇ એને એકજ કળાનો વિભાગ માને છે કોઇએ એના અર્થ 'પર્દા અદરનો ભેદ" કર્યા છે

એચ કોરસન કહે છે કે "કવિત્વ એટલે આત્મિક અને જ્ઞાનિક પાત્રતાના મિશ્રને શબ્દોમા પ્રગટ કરવુ કારલાઇલ કહે છે કે "કવિત્વ સગિતના ખિયાલનુ નામ છે" હેઝલિટ કહે છે કે 'કવિત્વ એ આતરિક ઉભરાઓ અને ખિયાલોની જીભ છે" ડાન્ટે કહે છે કે 'કવિત્વ તે છટાદાર કહાણીને કહે છે, કે જે સગિત સાથે સયુકત હોય" શૈલી કહે છે કે "કવિત્વ જ્ઞાનતાનો અનુવાદ છે, અને તે દરેક ચીજોને પ્રીય બનાવી દે છે" ચાર્લ્સ જેમ્સ ફોક્ષ લખે છે કે "કવિત્વ મનુષ્યના જ્ઞાનનુ સનથી શ્રેષ્ઠ સ્પષ્ટીકરણ છે, મનુષ્યને સર્વથી પ્રથમ પોતાના બોધશકિત ઉપર ત્યારેજ ખાત્રી થઈ હશે, કે જ્યારે તેણે પોતાના કાવ્ય લખવા શરૂ કર્યા હશે" બેકન કહે છે કે 'કવિત્વ વસ્તુઓની સ્પષ્ટ સ્થિતિને દિમાગી શક્તિઓ સાથે મેળવવાનુ નામ છે' એમરસન કવિત્વની સમજુતી આપતા લખે છે કે 'અમો કવિત્વના ચમત્કારોને સમજીએ છીએ મધમાખી પુષ્પોનો રસ અને સુગધી ચૂસે છે, એથી જે પરિણામ આવે છે તે મધ કહેવાય છે, (એજ સ્થિતિ કવિત્વની સમજવી)" કોઈ કહે છે કે ઑક્ષિજન અને હાઇડ્રોજનના મળવાથી જેમ એક ત્રીજી વસ્તુ (એટલે પાણી) ઉત્પન્ન થાય છે, તેવીજ રીતે કવિ સભળેલી વાતો, અને સ્વભાવિક વસ્તુઓને દેખી એક ત્રીજી વસ્તુ એટલે કાવ્ય પરિણામે પ્રગટ કરી શકે છે વસ્તુઓનો આત્મા પ્રગટ કરવો અને દેહાદિક દેહોને ભૂલી જવાથી જે ત્રીજી વસ્તુ પ્રગટ થાય છે, એ ત્રીજી વસ્તુ ઉત્પન્ન કરવાની શકિતને કવિત્વ કહેવી જોઇએ

કવિત્વની એક જૂનામા જૂની સમજુતી ઝરતુસ્ત પેગમ્બરે એવી રીતે આપી છે કે "કવિ સપૂર્ણ અનુવાદક હોય છે ઇશ્વર અને પ્રકૃતિની વચ્ચે વાતચીત કરવી કવિનુ મુખ્ય કામ છે કવિ અજાણી અને અસાધારણ વાતોને સ્પષ્ટ વર્ણવી શકે છે અને છુપી બાબતોને સ્પષ્ટ કરી શકે છે દ્રષ્ટાંતરૂપે હુમા અને અમૃત જળને લ્યો, કે કોઇએ આજસુધી એ બન્નેનો પતો મેળવ્યો નથી તેમજ અમને તેઓના અસ્તિત્વનુ અપરોક્ષ જ્ઞાન નથી, છતા કવિત્વના પ્રતાપે અમારે માટે એ વસ્તુઓ

તેઓના તમામ ગુણોની સાથે અમારા ભેજામાં અસ્તિત્વ ધરાવે છે."

અલ્લામહ્ શિબ્લી પોતાના ગ્રંથ "શિઅરૂલ અજમ"માં કાવ્ય ઉપર વિવેચન કરતાં ફરમાવે છે કે "દરેક તે વસ્તુ કે જે હૃદય ઉપર ચમત્કારિક અસર પયદા કરે, તે કાવ્ય છે, પછી તે એક કડી હોય કે તુક હોય, કે એક શબ્દ હોય, કે સંપુર્ણ કાવ્ય હોય, ઉત્પાદિકમાં એક અણુસમાન રેજકણુ હોય, કે આ રંગ બરંગી વિશ્વનો કોઈ સાધારણ કે અસાધારણ બનાવ હોય, પણ એમા ચમત્કાર ત્યારેજ ઉત્પન્ન થઈ શકે છે,-કે જ્યારે આંતરિક અતિ શુક્ષ્મ લાગણીઓને એક ઠેસ પહોચે, તેમ હૃદયની ઉંડાઇની અસરો ભેજામાં ભેગી થઇ શબ્દો અને વાક્ય રચનાની સુંદર ઢબ ધારણ કરી ખાસ છંદમાં કહેવાય, સાથે સર્વત્ર સરળ અને પ્રસાદિક શૈલી, અને યોગ્ય ઉપમાઓના રંગમાં હોય, અને સાંભળનારને થોડીવાર માટે ડોલાવી દે."

મતલબ કે દરેક માણસે પોતાની સમજ પ્રમાણે કવિત્વની સમજુતી આપવાના પ્રયત્નો કર્યા છે; પરંતુ હજી સુધી કવિત્વની ખરી સમજુતી માટે છેવટનો ફેંસલો થયો નથી, એજ કારણે કાવ્ય કદી અ પ્રીય લાગે છે, અને કોઈ સમયે આત્મા ઉપર પોતાની જાદુઇ અસર કરી હુકૂમત ચલાવે છે.

અગર કવિત્વની મૂળ હકીકત જણાઈ આવ્યા પછી કોઈ કવિત્વથી થતા લાભો પુછે, કે એ વડે શું આનંદ અને શાંતિ પ્રાપ્ત થાય છે? અને અગર થાય છે તો કવિ અને શ્રોતાજનો બન્ને ઉપર થાય છે કે કેમ? એના ઉત્તર કઠણ નથી. કવિત્વથી ઉત્પન્ન થતો આનંદ અને શાંતિ તો સ્પષ્ટ છે. તેમાં કવિ તો થોડું ઘણું લખીને આનંદ મેળવે છે, પણ શ્રોતાજનોની સ્થિતિ ભિન્ન હોય છે, તેઓ કવિની દરેક કડીઓ ઉપર એટલા માટે ડોલી જતા નથી કે તેઓ એમ ઇચ્છે છે, કે કવિ પોતાના સદ્‌ગુણો, પોતાનો પવિત્ર ધર્મ, અને પોતાના દેશ પ્રેમને એવા શબ્દોમાં વર્ણવે કે તેઓને સમજવાને લગારે વિલંબ ન લાગે, અને એ કામ ત્યારેજ થઈ શકે છે કે જ્યારે કવિનું અંતર શુદ્ધ હોય. અને પોતાની નામનાને માટે લગારે પ્રયત્નો કરતો ન હોય; જ્યારે કવિનું અંતર શુદ્ધ હોય છે, ત્યારે મ્હોટે ભાગે તે એવા કલામો લખી શકે છે કે જેને માટે પબ્લિકમાં બે મત હોતાજ નથી.

# ગુજરાતનો પહેલો શબ્દકોષ

૧૯મી સદીનું મુસ્લિમ ગુર્જર સાહિત્ય પ્રકાશ માગે છે આપણી આખ આપણા ગુજરાતી સાહિત્ય તરફ કાનેજ ઉઘડેલી હોવાથી આપણા પ્રાચીન ગુર્જર સાહિત્ય તરફ આપણે લક્ષ ન આપ્યુ હોય તે તદ્દન સ્વભાવિક જ છે મુસલમાનોએ ઈકબાલના શબ્દોમા —

'મુસ્લિમ હય હમ વતન હય સારા જહા હમારા'

જ્યા ગયા અને જ્યા વસ્યા ત્યાને પોતાનું વતન બનાવી લીધુ પછી તે સ્પેન હોય કે ઈરાન, મિસર હોય કે હિન્દુસ્તાન, તેને તેને પોતાનુ વતન માની ત્યાની ભાષા વિકાસ માજ નહિ સસ્કૃતી કના અને સાહિત્યમા નવજીવન રેડતા પ્રયત્ન કર્યો છે બનકે ક્યાક તો તેનુ કલેવર બદલી નાખ્યુ છે પોતાના સાહિત્ય સથે ત્યાંના સાહિત્યનો મનન પૂર્વક અભ્યાસ કર્યો છે અને તેની એવી યાદ મૂકી છે કે આજ પણ તેમના પુસ્તકો ત્યાના ધર્મ, ઇતિહાસ અને સાહિત્ય માટે આધારભૂત મનાય છે દા ત યમીનુ'વલા મહમૂદ ગઝનીના યુગમા અલબિરૂનીએ જે હિન્દુ ધર્મ, શાસ્ત્ર અને જ્યોતિષ પર વિવેચન કર્યુ છે તે આજ પણ આધારભૂત લેખાય છે

આવીજ રીતે ગુજરાતમા વસતા મુસલમાનોએ પણ ગુજરાતી ભાષાના વિકાસમા પોતાનો મુલ્યવાન ફાળો આપ્યો છે જે વિશેની સપૂર્ણ માહિતી તો હવે પછી મુસ્લિમ ગુર્જર અભ્યાસીઓ સશોધન પછી કરશે

"કારવા"ના ૧૧મા અકમા મારા પ્રાચીન ગુજરાતમા મસ્જિદો એ શિલાલેખવાળા લેખમા મે ખતીબઅલીની નોંધ લીધી છે જેણે ગુજરાતના રાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહ આગળ અહીની ભાષામા કસીદો રજુ કર્યો હતો એ દાખલો આપે છે કે ખતીબ અલી અહીની ભાષાથી સપૂર્ણ



લેખક –મુહમ્મદ ઉમર 'કોકિલ' સાહબ

રીતે વાકિફ હતો એટલુંજ નહિ તેનો અહીંની ભાષાની કવિતા અને પિંગળ પર કાબૂ હતો. તે પ્રેરણાત્મક અને સચોટ કાવ્યો લખી શકતો હતો અને તે એટલી અસરવાળા હતા કે તેની ચોટ સિદ્ધરાજ જયસિંહના દિલ પર ચાલી ગઇ અને કાવ્યના પ્રતાપે તેની ફરિયાદ પર લક્ષ આપવા પ્રેરાયો. ખતીબ અલી હેમચંદ્રાચાર્યના સમયનો કવિ હતો જેને આજની ગુજરાતીનો જન્મદાતા માનવામાં આવે છે. ત્યાંથી મુસ્લિમ ગુજરાતી કવિતાની બિસ્મિલ્લાહ બોલે છે. એણે કેવા કાવ્યો લખ્યા તેનો આજે કોઇ પૂરાવો બાકી નથી. પરંતુ ઇતિહાસકાર ઉફી તેનો અમર સાક્ષી છે.

૧૩ મી સદીનો પાટણની મસ્જિદનો ટ્રસ્ટનો લેખ પણ અહીંની ભાષામાં છે. એ દાખવે છે કે અહીંના મુસલમાનો અહીંની રાજભાષા અને જનતાની ભાષા બન્નેથી સારી રીતે પરિચિત હતા. અને ૧૫મી સદીનો કવિ અબ્દુર-રહમાન[1] તો કવિચરિતમાં ક્યારનો નોંધાઈ ગયો છે. એટલુંજ નહિ ૧૨મી સદીથી પધારેલા મુસ્લિમ સંતોએ સારાય ગુજરાતને અહીંનીજ ભાષામાં બોધ આપ્યો છે. તેમના ભજનો, કવિતા આજેય જનતામાં લોક ટપ્પે અને ક્યાંક ક્યાંક પુસ્તકોમાં જીવતા છે. આવા અનેક અપ્રકટ કવિની નોંધ આ લેખક પાસે મોજૂદ છે જે સમયે આવ્યે અને "કારવાં"ને ખુદા મોટી ઉમર નસીબ કરે તો તેમાં કટકે કટકે આવ્યા કરશે.

જે ૧૯મી સદીની હું વાત કરી ગયો એ સમયના પીરાણા પંથી સાહિત્યમાંથી થોડુંક વિરલી સાક્ષર શ્રી હરગોવિંદદાસ કાંટાવાળાએ 'મુસ્લિમ ગુર્જર સાહિત્ય'ના નામે પ્રકટ કર્યું છે પરંતુ તેનાથી અનેક ઘણું અપ્રકટ છે.

આ ૧૯મી સદીનો મુસ્લિમ સાહિત્યનો અણુનોંધ્યો ફાળો ઘણો મોટો છે. એ ફાળો આપનાર અનેક વ્યક્તિઓમાં જ૦ લુત્ફુલ્લાહ ફરીદી, ખા. બા. ફૈઝુલ્લાહ લુત્ફુલ્લાહ ફરીદી જ૦ મિરઝા મુહમ્મદ કાઝિમ, જ૦ શરીફ સાલેહ મુહમ્મદ, જ૦ સૈયદીના નાનજીઆણી, ભક્ત કવિ અનવર, જ૦ સાલે મુહમ્મદ લોધીઆ વિગેરે વિગેરે.

એમાં ગુજરાતમાં સૌથી પ્રથમ કોષ તૈયાર કરવાનું માન જ૦ મિરઝા મુહમ્મદ કાઝિમ ખાટી જાય છે. ૧૯મી સદીની પૂર્વ અર્ધ શતાબ્દિના છેલ્લા દાયકામાં એટલે ઇ. સ. ૧૮૪૬માં ગુજરાતી અંગ્રેજી કોષ પ્રગટ કર્યો, અને એમ કરીને ગુર્જર ભાષા અને ગુર્જર જનતાની એ યુગ જોતાં સૌથી મોટી સેવા કરી છે.

મિરઝા મુહમ્મદ કાઝિમના કોષ પુર્વના વાતાવરણનો વિચાર કર્યા વગર એનું મૂલ્યાંકન થઈ શકે એમ નથી. પાણીપતના છેલ્લા યુદ્ધ પછી હિન્દે આઝાદી ખોવા માંડી અને ૧૮મી સદીના છેલ્લા દાયકા સુધીમાં લગભગ સારાય

[1] જુઓ. કવિચરિત પા.

૨. આજનો ગુજરાતનો મુસ્લિમ ઇતિહાસ એમની અમુલ્ય સેવાઓનુંજ ફળ છે. બોમ્બે ગેઝેટીઅરમાં મોટે ભાગે મુસ્લિમ ઇતિહાસ રજુ કરવાનું એઓજ માન ખાટે છે તેનું સૌથી મુલ્યવાન પ્રકરણ Arab Reference (અરબી સાહિત્યમાં ગુજરાતનો ઉલ્લેખ) એમણેજ તૈયાર કર્યું છે. એટલુંજ નહિ ગુજરાતનો મુસ્લિમ કાલીન ઈતિહાસ જે કર્નલ જે. ડબલ્યુ વૉટસને તૈયાર કર્યો હતો તેને સુધારા વધારા સાથે બોમ્બે ગેઝેટીઅરમાં રજુ કરવાનું માન પણ એમનેજ છે. (જુઓ વૉટસનનું History of Gujarat પેજ ૧થી ૧૨૭ જુઓ બોમ્બે ગેઝેટીઅરનું History of Gujarat પા ૨૦૭થી ૩૪૫) બોમ્બે ગેઝેટીઅરનું વૉ. ૯ ભાગ ૨જામાં Gujarat's Musalmans (પા. ૧-૧૭૬)નું પ્રકરણ એમણેજ તૈયાર કર્યું છે એટલુંજ નહિ, મિરાતે, સિકન્દરીનો સુન્દર અંગ્રેજી અનુવાદ પણ કર્યો છે.

હિન્દુસ્તાન પર અંગ્રેજી કબજો થઇ ગયો. એમની હુકૂમતના આગમનની સાથે પ્રેસો આવ્યા અને જ્ઞાનનો ઝડપથી પ્રચાર થવા માંડ્યો. આજ અરસામાં ગુજરાતી અક્ષરોના બીબાં પડયાં અને પુસ્તકો છપાવા લાગ્યાં. એ છપાઇનું સૌથી જુનુ પુસ્તક ૧૮૦૮ નું છે. એ પુર્વેના છપાયલા પુસ્તકની કોઇ કોપી જાહેરમાં હયાત નથી કદાચ કોઇના ખાનગી સંગ્રહમાં જીવતી પણ હોય.

૧૮૦૮માં ડ્રમંડનું 'વ્યાકરણ' છપાયું. એના ૧૪ વરસ પછી ૧૮૨૨માં મી. **અરદેસરે** 'ગુજરાતી અંગ્રેજી વોકેબ્યુલરી' પ્રકટ કરી. ૧૮૪૦ **ગંગાધર શાસ્ત્રી** ફડકેએ 'ગુજરાતી વ્યાકરણ' પ્રકટ કર્યું અને ૧૮૪૫માં **રૂસ્તમજી સોરાબજી**એ 'ગુજરાતી ભાષાનું વ્યાકરણ' છપાવ્યું. આ હતી તે સમયની ગુજરાતીની પરિસ્થિતિ. ગુજરાતીમાં હજી સુધી કોઇ કોષ બહાર પડયો ન હતો. નતો કોઇએ આવા સમયે કોષ પ્રકટ કરવાની હિમ્મત કરી હતી ગુજરાતમાં ફાર્બસનું આગમન થયું ન હતું, કેળવણીનો કાર્યક્રમ અમલમાં આવ્યો ન હતો, **મુંબઇ સમાચાર** અને **જામે-જમશેદ** સિવાય એક પણ પત્ર અસ્તિત્વમાં ન હતું. જે પ્રાચીન કાવ્યોનું સંશોધન થયું ન હતું. જે પુસ્તકો થોડા ઘણા પ્રકટ થયાં હતા તે મોટે ભાગે પારસી ભાઇઓના હાથે લખાયા હતા. કોષને પ્રેરણા કે બળ આપે એવું કોઇ પ્રકટ સંગીન સાધન ન હતું. આવા કાળમાં ગૂર્જરગીરા અને ગૂજરાતી જનતાની સેવા કરવા **મિરઝા મુહમ્મદ** કાઝિમે હામ ભીડી, અને પ્રકટ કરવા હિમ્મત કસી આગળ આવ્યા. વરસોની મહેનત અને અપાર શ્રમના પરિણામે ઇ. સ. ૧૮૪૬ માં આ મૂલ્યવાન કોષ ગુર્જર જનતાની સામે ધર્યો.

એક પ્રશ્ન ઉભો થાય છે કે આટલી મહેનત આટલો શ્રમ લીધા પછી ગુજરાતી-અંગ્રેજી કોષ શા માટે બહાર પાડયો માત્ર ગુજરાતીજ કેમ નહિ ? એ સવાલ સ્વાભાવિક છે. મૂળ એમ છે કે હિન્દની સલતનત બદલાઇ ચૂકી હતી. રાજભાષા અંગ્રેજી બની રહી હતી અને આવતી કાલની સામાન્ય ભાષા એ થવાની હોવાથી જનતા એને ઝડપવા અનેક રીતે આતુર હતી. આ વાતાવરણને સુક્ષ્મ રીતે અવલોકીને **મિરઝા મુહમ્મદ કાઝિમે** ગુજરાતી ભાષા અને ગુજરાતીઓને ઝડપથી આગળ પાડવાના આશયે ગુજરાતી કોષ કરતાંય આ બિકટ કાર્ય ઉઠાવ્યું, અને ગુજરાતમાં ગુજરાતી કોષના પિતા તરીકે પોતાનું નામ અમર કર્યું.

આ કોષ પ્રકટ થયા પછી ત્રીજે વરસે **ગુજરાત વર્નાકયુલર સોસાયટી** સ્થપાઇ. સ્વ. કવિ **દલપતરામ**ની સેવાઓ અહીંથી ઉગી. અને આ કોષ તૈયાર થયા પછી ૧૫ વરસે કવિ **નર્મદાશંકર**ના કોષની ૧લી પુસ્તિકા બહાર પડી. સંપૂર્ણ કોષ તો ૨૬ વરસ બાદ ૧૮૭૩માં પ્રકટ થયો, જેના આમુખની નોંધમાં જ૦ **મિરઝા મુહમ્મદ કાઝિમ**ના કોષનો ઉલ્લેખ છે, એટલુંજ નહિ તેમણે પોતાનો કોષ રચવામાં આ કોષનો છૂટથી ઉપયોગ કર્યો છે.

**મિરઝા મુહમ્મદ કાઝિમ**નું કામ કવિ **નર્મદાશંકર** કરતાં અનેક ઘણુ શ્રમતર હતું. કારણ એમાં ગુજરાતીનો અર્થ ગુજરાતીમાં આપવાનો ન હતો પરંતુ અંગ્રેજીમાં આપવાનો હતો, અને તે પણ એવા સમયમાં કે જ્યારે ગુજરાતી ગદ્યની ઉપાનાય દર્શન થયા ન હતા. બીજી બાજુ અંગ્રેજી ભાષાનો તદ્દન તાજો પરિચય હતો. યુનિવર્સીટી ઉઘડી ન હતી. અને ડીગ્રીઓવાળા બહાર પડયા નહતા. અને વધુમાં અંગ્રેજી-ગુજરાતી કોષ પણ રચાયો ન હતો. આવા સમયમાં મિરઝા મુહમ્મદ કાઝિમે ગુર્જરીની જે સેવા કરી છે તે ખરેજ અમૂલ્ય છે.

# ઇટાલીઅન પ્રજા ઉપર જાસુસી કરનારી મંડળી ઓવરા

લખનાર

ઈબ્રાહીમ હાજી મહમદ મીસ્ત્રી

**હાલની** લડાઈમા ઇટલીએ જર્મનીનો સાથ આપ્યો છે, તેનુ કારણ એ છે કે, ઇટની પોતાની ઉપર આવી પડનારી અફતથી સાવધાન બની ગયુ હિટલરે ઓસ્ટ્રીઆ સાથે કર્યુ, ત્યાર થીજ ઇટલી ભયભીત બની ગયેલુ જમને તેમના દેશના દરવાજે આવીને ઉભા રહ્યા અને ઇટલીના છક્કા છૂટી ગયા! આન બના પડડ ગના જેવો મામનો ઉભો થતાજ સિનોર મુસોલીનીએ ગભરાઇને જર્મની સાથે દોસ્તીનો દસ્ત ન બાંધ્યો

લડાઈ ફાટી નિકળવાની અગાઉ ઇંગ્લીએ હવાઈ હુમલા સામે બચાવ કરવાના કશા અખતરાઓ અજમાવી જોયા ન હતા ઇટલીનુ વિમાની બળ પણ જર્મનીના મુકાબલામા કાંઈ ન હતુ ઇટલીએ કદિ હવાઇ હ નો અનુભ યો ન હતો ઇટાલીઅન પ્રજા લડાઈ ઇચ્છતી ન હતી

નાઝીઓને જેમ ગેસ્ટાપોનો ભય રહે છે, ઇટાલીઅનો 'ઓવરા' નામની ઇટાલીઅન છૂપી પોલીસના ભયથી થરથરે છે ઓવરાના જાસુસો અને એજન્ટો ચોમેર પ્રસરેલા છે ઇટાલીઅનો ઉપર ઓવરાએ એટલી બધી મજબુત પકડ જમાવી છે કે ઇટાલીઅનો હમેશા તેનાથી ડરતા રહે છે

લડાઈ પહેલા બ્રિટીશ મન્સન જનરલે હેરી જે ગ્રીનવોન નામના પ્રખ્યાત પત્રકારને પોતાની ઓફિસમા મુલાકાત આપતા જણાવ્યુ હતુ કે, "ઓવરાના ત્રણ માણસો આખો દિવસ આ મકાનની નીચે ઉભા રહે છે અને અહીં આવતા જતા દરેક જણ ઉપર નજર નાખે છે એટલુ જ નહિ પણ રોમ ખાતેના બ્રિટીશ એલચીખાતા ઉપરના મારા પત્રો પણ ફોડવામા આવે છે અને ઇંગ્લંડ આવતા તા પત્રો પણ ખોલી નાખવામા આવે છે'

ઇટાલીઅનો કોઇ કાફેમા જાય તો તેઓ મોટા સાદે વાત કરી શકતા નથી. તેઓ હમેશા ગુસપુસ કરતા હોય છે બનતા સુધી તો તેઓ કોઇ એકાંતવાળી જગ્યાજ પસંદ કરે છે, જ્યા તેમની વાતો કોઇ સાભળી શકે નહિ

ઇટલીમા ગુનાઓ વધતા જાય છે કોઈ ઇટાલીઅન પોતાના દેશનો પૈસો બહાર મોકલતા પકડાય કે તેના માટે મોતની સજા નિર્ણીત કરવામા આવી છે

મુસોલીની કે તેના જમાઇ કાઉન્ટ સિયાનો વિરૂ નુક્તેચીની કરતા કોઇ ઇટાલીઅન સપડાયો તો તેને લીપારી ટાપુ પર અનાક્કસ મુદ્દત સુધી સજા ભોગવવા મોકલી દેવામા આવે છે

જર્મનીના ગેસ્ટાપો અને રશિયાના ઓગપુની જેમ ઓવરા રાતના વધારે ધમાલ કરી" રહે છે રાતના લોકોને ભરનિદ્રામાથી જગાડી ભયભીત બનાવવામા તેઓ બહાદુરી માને છે એ લોકો ઘણીખરી ધરપકડો રાતની વખતે જ કરે છે

તેઓ ઘોઘાટ કરતી કારો દોડાવે છે અને ધમધમાટ કરતા ઘરો પર ચઢી જાય છે અને બારણા પછાડે છે તેનો અવાજ સાભળી કોઇ ગભરાયલો મર્દ કે ઓરત બારણુ ઉઘાડે કે તેઓ તરતજ બેધડક અંદર ધસી જાય અને તેને કપડા પહેરી લેવાનો હુકમ કરે એ કપડા પહેરતો હોય તેટલા તેની બૈરી તેની બેગ પેક કરે અને પછી તેને સીધો લીપારી ટાપૂ પર લઇ જવામા આવે, જ્યા તેનો ઇન્સાફ કર્યા વગર ઓવરા ચાહે તેટલા વખત સુધી તેને રાખી શકે

મિલાનમાં અનેક દિલપઝીર દૂકાનો, રોનકદાર રેસ્ટોરાંઓ અને સુંદર કદિ આગળ મિલાનના રહીશો ફરતા અને વાર્તાલાપ કરતા હોય છે. આ લોકો પર ઓવરાની હંમેશાં નજર રહે છે.

મુસોલીનીએ આલબેનીઆ પચાવી પાડ્યું ત્યારે મિલાનની અનેક દૂકાનોના શો કેસીસમાં આલબેનીઆના નવા નકશા મૂકવામાં આવ્યા હતા અને તેમાં એમ બતાવવાની કોશીષ કરવામાં આવી હતી કે, આલબેનીઆમાં દૂધ, મધ, તંબાકુ, અને ચોખાની રેલમછેલ છે. જેમણે આલબેનીઆ કદિ જોયું છે, તેઓ એ જાણે છે કે આલબેનીઆ પહાડી દેશ છે અને ત્યાં મેંઢા બકરાની વસતી માણસો કરતા વધૂ છે. આલબેનીઆ પચાવી પાડવાની મુસોલીનીની મુરાદ યુગોસ્લાવીઆ અથવા ગ્રીસ ઉપર હુમલો કરવાની છે, એ વાત પણ કેટલાય સમજુ ઇટાલીઅનો જાણી ચુકેલા. ઇટાલીઅન સરકાર તરફથી કરવામાં આવતો જબ્બર પ્રચાર, પ્રેસ અને વાયરલેસ ઉપરનો કન્ટ્રોલ અને બીજા જાપ્તાઓ છતાં બોલતાં છાપાઓનો ફેલાવો અટક્યો નથી. ઇટાલીઅનો એ વાત સરસ રીતે સમજે છે કે "જર્મનો ભરોસાપાત્ર માણસો નથી, તેઓ આંગળી આપતા પહોંચુ પકડે તેવા છે.

ઇટાલીઅનોના મન ઉપર પરાણે એમ ઠસાવવામાં આવે છે કે, "જર્મની આપણો દોસ્ત છે અને તે આપણી ખાતર લડી રહ્યો છે." ઇટાલીઅનોને એ વાતમાં વિશ્વાસ નથી.

ઇટાલીઅન પ્રજાને બહારની દુનિયાના અગત્યના રાજદ્વારી સમાચારો મળતા નથી, એટલે કોઇ ફ્રેન્ચ કે બીજી ભાષાના અખબારો વાંચતો આદમી માલમ પડતો તેની પાસેથી બહારની દુનિયાની હિલચાલો જાણવા માટે આતુરતા બતાવવામાં આવે છે.

અખબારી અવાજને ગુંગળાવી મારવામાં પણ કશી મણા રાખવામાં આવી નથી. રોજ રાતે ઇટાલીઅન એડીટરોને સૂચનાઓ મળે છે અને એ સુચનાઓ મળ્યાની પહોંચ પ્રત્યેક અધિપતિને સ્વહસ્તે લખી આપવી પડે છે.

આપણે ત્યાં "પ્રેસ એડવાઇઝર" નિયુક્ત કરવામાં આવ્યો છે, તેમ ઇટલીના દરેક પ્રાંતમાં એકેક "પરેફેક્ટ"ની નિમણુક કરવામાં આવી છે આ 'પરેફેક્ટ'ને આધિન દરેક પત્રકાર હોય છે અને એ "પરેફેક્ટ" જેટલું કહે તેટલું જ પત્રોના તંત્રીઓથી પ્રગટ કરી શકાય. ચિત્રોની પસંદગી પણ તંત્રીથી થઇ શકે નહિ.

ઇટલી પાસે ખોરાકનો જથ્થો સારો છે, પણ વધારાનો તો નથીજ. જર્મનીના ઇટલી સાથના કરારને ઇટાલીઅનો લસ્કરી નજરે નહિ પણ આર્થિક નજરે જોઇ રહ્યા છે. અનેક ઇટાલીઅનો માને છે કે "હિટલર જેવા હડકાયા કુતરાને મુસોલીની છેડવા માગતો નથી. ઓસ્ટ્રીઆના કબજા પછી અમારા દેશને દરવાજે મોટામાં મોટું લશ્કર જમા થઇ ગયું હતું. હિટલર કદાચ ઇટલીમાં પણ પોતાનો પગદંડો ઘુસાડો તો નવાઈ નહિ, કેમકે અમારા કરતાં એનું લશ્કર વધારે બળવાન છે."

# બહુ ન જાણીએ તો?

[લેખક : જનાબ "નિસાર" સાહબ]

નોટ : એચ. જી. વેલ્સ કહે છે કે દસ વરસ પછી ડહાપણની હોસ્પીટલો નીકળશે. ડહાપણની સામે લાલબત્તી દેખાડતો જનાબ "નિસાર"નો આ લેખ પણ વાચવા જેવો છે.

તંત્રી

**વધુ** ખાવાથી જેમ શરીરને તાવ ચઢે છે; તેમ વધુ જ્ઞાનથી આત્માને પણ તાવ ચઢે છે. અને તાવથી તો શેકાઇજ જવાયને? અતિ જ્ઞાનથી આદમીનો આત્મા શેકાઇ જાય છે. **"સર્વ સુખની સીમા જ્ઞાન"** એવું શિક્ષણશાસ્ત્રમાં ભલે લખેલું રહ્યું, પણ એ જ્ઞાનવાળાઓ સર્વ સુખ તો શું પણ અર્ધું કે પા સુખ પણ પામેલા ભાળ્યા નથી. વધુ જાણનારા ઉલટા વધુ દુઃખી થતા તો દેખાય છે. વળી સર્વ સુખની સીમા જ્ઞાન હોય તો એ જ્ઞાનની સીમા શું હશે? નીચેથી કોઈ પર્વતની ટોચ પર ચઢે અને ત્યાંથી આગળ વધવા ચાહે તો પાછાં નીચેજ ઉતરેને? જ્ઞાનની હદ પણ એવી કાં ન હોય?

કોઈ નાદાન બાળક ભૂખ મટાડવા સારૂ કોઇ કિંમતી કિતાબ ફાડીને ચાવવા માંડે. ત્યારે આપણને હસવુ આવ્યા વિના રહેશેજ નહિ. પણ આપણે સૌ માનવતારૂપિ કિતાબને ગાંડાની માફક ફેંદીને ચુંથી રહ્યા છીએ, અને એ વાંદરવેડાને ડહાપણમાં ખપાવીને ધપાવી રહ્યા છીએ. છતાં આપણને જરાએ હસવું આવતું નથી. ઉલ્ટુ રડવા નથી તો રડીશું એવું એવું આપણને લાગ્યા કરે છે ધર્મની મઝાક, ગભરાટ, ઘેલછા, ને વર્ણશંકરતા, એ અતિજ્ઞાનના પાકેલાં ફળ છે. અતિજ્ઞાને આપણને ઇન્સાનને મશીન સમજવાનું સમજાવ્યું છે.

આ ઉપરથી એમ ન સમજવું જોઇએ કે હું જ્ઞાનનો વિરોધી છું. વધુ જાણવાના મથનો એ સારી વાત છે, પણ બધુંય જાણવાની ધાંધલ એ નરી દીવાનગીજ છે. ખાવાની માફક જાણવામાં પણ જરૂર જેટલુંજ મિતાહારી રહેવું વધુ સારૂં છે. વધુ ઉંડાઇમાં ઉતરવામાં વધુ દહેશત છે હવે તમે પૂછી શકો છો કે ત્યારે કેટલું જાણવુ જરૂરી છે? જવાબમાં હું નીચેનો દાખલો આપું છું.

**રસ્તામાં એક ગધેડો ઉભો હોય તો.** અહીં કંઇક છે એટલું તો જાણવું જ જોઇએ. અહીં એક ગધેડો ઉભો છે. એટલું જાણવું જરૂરી ગણાય, પણ અહી એક ગધેડું છે તે કોનુ છે? કેમ ઉભું છે? શેના પર ઉભું છે? કાળું છે કે ધોળું? ઘરડું છે કે જુવાન વગેરે વગેરે સંપૂર્ણ માહીતિ મેળવવા મથવું એ શું બેહુદું નથી? આપણે દરેકને એની દરેક પ્રકારની ઝીણવટની જરૂર ખરી? સારાંશ કે આપણે આ બહુરંગી સંસારમાં જરૂરતું, ખપતું થોડુંઘણું જાણવું જોઇએ થોડુંઘણું એટલે? થોડાથી ઘણું અને ઘણાથી થોડું, વચલા વાંગાનું.

હવે વધુ નહિ જાણવાની મારી એક દલીલ સાંભળો. વધુ જાણવાથી આનંદ માર્યો જાય છે અને ગભરાટ પેદા થાય છે. ચાલુ લડાઈથી જેઓ વધુ માહીતિ ધરાવે છે તેમનાંજ વધારે ફુદીયાં ફાટે છે! જેઓ ભૂગોળ ઇતિહાસ જાણે છે

ઘણું ઘણું મેળવી શકો. દાખલા તરીકે બાજુના એક કૉલેજીઅન ઔરંગઝેબને અકબરનો શાહજાદો કહે, અને જાપાનને બ્રિટનનું ખંડીયું રાજ કહે ત્યારે તમે જાણકાર તરીકે વચમાં ન કૂદો તોજ તે ચર્ચા વધુ લંબાશે અને તેઓ બધા આનંદથી હસી બોલીને સફર પૂરી કરશે પણ તમે જાણો છો એવું ખપાવવા નેમની પાસે પુરાવા માંગશો તો બધાયે ડબ્બાનો આનંદ માર્યો જશે, અને પેલા નવલોહીઆ યુવાનને ડબ્બો બદલવાની પેરવીમાં પડી જશે

કાયદાને વધુ નહિ જાણનારાઓ નિરાંતે સુએ છે, અને ધાર્યું કરે છે બીજાને ધોલ ખેંચનારા કે ખીસ્સું કાતરનારા જો કાયદાની કલમો જાણતા હોત તો એવું કરીજ ન શકત. કોઇ કાયદાબાજને કોઈને કદી લાકડી મારતા જોયો છે? એટલુંજ નહિ પણ કાયદામાંથી બચાવ પણ નહિ જાણનારાઓનોજ થાય છે. ઔરંગઝેબની અદાલતમાં એવા બનાવનો ઝેબુન્નીસાનો આ શેઅર સાક્ષી પૂરે છે.

"સર બુરીદન લાઝિમ અસ્ત ઈ મુર્ગ એ હંગામરા;
ઈપરી ચૈકર એહ દાનદ વકતે સુબ્હો શામરા"

જાણવાની બાબતમાં એક પ્રશ્ન એમ પણ પૂછી શકાય કે આપણે બધાંને બધુંય જાણવાની ફિકર ખરી? અને તે આપણે જાણી શકીએ પણ ખરાં? કોઇ દરજી હોય તો સીલાઇકામ જાણે અને વધુમાં સીલાઇને લગતું સંચો, સોય, કાતર, ગજ, અને સીવવાની ફેશનો જાણે! પોતા ઘરનું પેપણ કરી જાણે. આટલું જાણવા ઉપરાંત તેને ન્યાયશાસ્ત્રની કલમો, રાજ્ય રહસ્યો, મેગીનેટ લાઇન તથા અમેરિકાના સોનાના જથ્થાની વિગતવાર માહિતી રાખવાની જરૂર ખરી? શું એ તેની જાણબહાર હોય તો તેના વ્યવહારમાં કશો વાંધો આવે ખરો? હિટલરની રંગીન કે ચર્ચીલના નિવેદન સાથે એક દરજીને નિસ્બત ખરી? તે ન સમજે કે ન જાણે તો તેનું જીવન અધૂરૂં ગણાય કે નહિ?

હિંદીમાં એક કહેવત છે "તું ગધીયા કુંભારકી તુજહે રામસે કયા કામ?" અને વાત પણ ખરીજ છે કે ઇશ્વરની ચર્ચા સાથે ગધેડાને શું લાગેવળગે? એણે ક્યાં એ વિષયના પુસ્તકોનો અભ્યાસ કર્યો હતો? આમ છતાં આપણે ત્યાં એવા (?) શ્રીમાનો નથી હોતા એમ છેજ નહિ! સવારમાં તમે છાપું હાથમાં પકડયું જ હશે કે રસ્તે જતો ભિસ્તી, ઘોડાગાડીવાળા ચાચા, માંગી ખાનાર હાલુરા, ઝાડુ કાઢનારી રામલી વગેરે વગેરે તમારી આજુબાજુ બિલાડીનાં બચ્ચાંની પેઠે વિંટળાઇજ વળશે, અને "કયું સાબ તુરકીકા કયા હુઆ? છટલીકી જીતી ઘરટીમરાં ડુબીયાં? ઔર હમારે સિકંદર હયાતખાં કા કુછ હય? રૂપીઆવાળી નોટો પડી કે નહિ? વગેરે વગેરે સવાલોની પરંપરાથી તમારી છાતી ભીંસી દેશે. જોગજોગે તમે એ સવાલ જવાબમાં ઉતર્યા તો એ લોકો તમારા નાકમાં દમ લાવી મૂકશે! અને વળી એમાંથી કોઇ વખત તો યુરોપની 'લડાઇ' તમારે ત્યાંજ શરૂ થઈ જશે! હવે ઉપર જણાવેલા સાહેબોને ઉપલા સવાલો સાથે કેટલી નિસ્બત છે તે વાંચક તું જરા વિચારી લેજે!

ન જાણવામાં એક લાભ એ પણ છે કે નાતવરામાં તમારી સલાહ લેવા કોઈ તમને પજવશે નહિ. વળી કશું ન જાણવા છતાં કોઇ કમિટિના પ્રમુખ બનાવી તમને અને તમારાં માણસને લોકો સામે બનાવશે નહિ!

"કોયલાની દલાલીમાં હાથ કાળા" એ કહેવત કોઇ જાણકારની યોજેલી છે છતાં આજે જુઓ કે, કોયલાના કેટલાએ વેપારીઓના હાથ તો શું પણ પગ પણ કાળા નથી હોતા ઉલટા મોળા બખ જેવા થઇને ફરે છે!

લોકો અજ્ઞાનતાને અંધાપા બરાબર કહે છે અને જાણનારની ચાર આંખો પણ કહે છે આમ છતાં વ્યવહારમાં આપણે જોઇએ છીએ

કે કોઇ અજાણ્યાને કોઇ ને કોઇ રાહ બતાવનાર મળી આવે છે. પણ જાણનાર બિચારાને કોઈજ સલાહ આપતુ નથી! આંધળાની લાકડી ઝાલનાર તો કોઇ નીકળી આવે છે. પણ આંખોથી દેખતો કોઈ કીચડમાં લપસાય ત્યારે કોઈ હાથ પકડવા જતુંજ નથી. ઉલટા લોકો હસીને ઉપરથી ટોળ કરે છે કે "દેખાતું નહોતું તે આમ કાદવમાં પેઠા?"

જાણનારાઓની એક અગત્યતા એ પણ છે કે તેઓ પોતાનો જાણવાનો હક અનામત રાખે છે. તેઓ એ બાબતમાં કંજુસ હોય છે અને બીજાઓ પોતે જાણે છે એવું જાણી પોતાની મહાનતા છાનવી લે એની ભારે ફિકર રહે છે. આપણે ત્યાં કેટલાયે હકીમો અને પહેલવાનો એવા મરી ગએલા સાંભળ્યા છે તેમણે પોતાના ખાસ નુસખા તથા દાવ બીજાઓને મરતા સુધી બતાવ્યાજ નહિ.

જાણનારો હોડી લેશે એવું જાણીને પણ આપણે વધુ જાણવાની જરૂર નથી. હવે હું નીચેની એક વાત જે કયાંક મારા વાંચવામાં આવી હતી તે રજુ કરૂં છું. કહે છે કે એકવાર એક કવિરાજ હોડી પર સ્વાર થઇને સામે પાર જવા નીકળ્યા. અજવાળી રાત હતી, એટલે કવિનું કવિત્વ એકાએક ઉભરાઇ આવ્યુ. તેમણે પેલા હોડી ચલાવનાર માછીને પૂછયું કે "હે હોડીવાન, તુ આ ચાંદનીનું અમૃત પીજાણે છે?" માછીએ કહ્યું "ના" વળી પૂછ્યુ, "ખળખળ વહી રહેલાં આ વારિનું ગીત સમજે છે?" તેણે કહ્યું "ના!" વળી પૂછયુ કે "ચંદના સુંદર મોં ઉપર ડાઘ પેલા છે તેની કંઇ ખબર છે?" તેણે કહ્યું "ના" કવિશ્રી મોટેથી પોકારી ઉઠ્યા કે "ત્યારે તુ અરસિક છે, જડ્ડન ડોબો છે, બિલકુલ ગમાર છે." હવે પેલા માછીએ કવિરાજથી એક સવાલ પૂછવાની રજા માંગી, તેમણે તે આપી. માછી બોલ્યો, "હે કવિરાજ આ હોડી અહીં જો ઉંધી વળી જાય તો તમે સામે પાર જવાનું જાણો છો?" મોટે સાદે કવિ બોલી ઉઠ્યા, "ના! ના. રખે એવું થવા દેતો" માછીએ હસીને કહ્યું, "તમે જાણો છો તે હું નથી જાણતો એટલે ગમાર છું પણ હું જે જાણું છું તે તમે નથી જાણતા એટલે જીવવાનું નથી જાણતા. તમે ગુલામ છો, ઓશીયાળા છો, મુડદાલ છો."

નહિ જાણવાની તરફેણમાં વધુ લખીશ તો હું જાણકાર છું એમ સાબિત થશે માટે વરસલામ.





"કારવાં" આફ્રિકામાં મળવાનું ઠેકાણું :—
UNION PRINTING WORKS
91, Victoria Street,
DURBAN.

# ઇસ્લામ અને લડાઇ

લેખક : મૌલાના 'મુસ્લિમ' સાહબ

જગતના ઇતિહાસમાં સેંકડો કૌમો અને રાજ્યોની ચડતી, પડતી સંબંધી માનવીઓના લોહીથી રંગાયેલી હજારો દાસ્તાન મૌજૂદ છે. બલ્કે તેજ ખૂની દાસ્તાનોના સંગ્રહને આજે ઇતિહાસ કહેવામાં આવે છે.

એજ ગંદા ઇતિહાસે આજે અમારાં બેજનોઓમાં એમ ઠસાવી દીધું છે કે જ્યારે પણ લડાઇનું નામ આવે છે, ત્યારે તેજ કૌમી રમખાણોનો વિચાર આવતાં સંપૂર્ણ ખાત્રી થઇ જાય છે કે એક સમૂહ પોતાની કુરબાનીઓ દિવા પોતાની શક્તિ અને સત્તા વડે એમજ ઇચ્છે છે કે તે તખ્ત અને તાજનો માલિક બની જાય, તેનો મહેલોમાં દોલતના ઢગલે ઢગલા એકઠા થઇ જાય. લાખો, કરોડો ખુદાના બંદાઓની ગરદનો પોતાના ખાલિક ઉત્પન્ન કર્તા અલ્લાહની તઅઝીમમાં ઝુકવાના બદલે તેની સત્તા આગળ ઝુકી પડે. અને તે કૌમના બાળકો સુદ્ધાંની જીભ પર પોતાના સત્તાધીશ હોવાની મોટમની વાતો હોય. મહેલો, બંગલા, બાગ-બગીચા, મોજમજાહ અને એશઆરામના સઘળા સાધનો તેઓનાંજ કબજામાં હોય. બીજા શબ્દોમાં એમ કહી શકાય કે જાણે તેઓને દુન્યાના ખુદાઇ મળી જાય.

આજની યુરોપની લડાઇમા એજ બાબત મોખરે છે. તેથીજ ભલા ગાંધીજી બ્રિટિશ સરકારને અહિંસાવાદી બની જવાની સલાહ આપે છે, પરંતુ ખાકસારી પાર્ટીના આગેવાન ઇનાયતુલ્લાહ મશરેકી જેઓને દુન્યામાં સૌથી નેક બતાવી કહેતા હોય કે ફરિશ્તા અંગ્રેજોને સિજદા કરે છે, તેઓ એટલે જગતનું કલ્યાણ કરવાની જોખમદારી માત્ર પોતે એકલાજ પોતાને શિરે લેવાનો દાવો કરનારાઓને ગાંધીજીની સલાહ કેવી રીતે ગળે ઉતરે! એ સલાહ તો કેવળ નકામીજ છે. આવા પ્રસંગે લડાઇ સંબંધી ઇસ્લામનું જે દ્રષ્ટિબિંદુ છે, તે મુજબ અમલ કરવામાં આવે તો જગતમાં શાંતિ કાયમ થઇ જાય.

આજે જગતની અશાંતિનું કારણ બનનારાઓએ ઇસ્લામ ઉપર તલવાર ચલાવવાનો જે આક્ષેપ મૂકયો છે તેની હકીકત જાહેર કરવા ઇસ્લામમાં લડાઇના શું હેતુઓ છે તેનું કંઇક વર્ણન કરવામા આવે છે.

કોઇપણ જમાઅત પોતાનું વડપણ જમાવવા, પોતાની વાત ઉંચી કરવા, પોતાની જય પોકારાવવા માટે લડાઇ કરે એ ઇસ્લામમાં તદ્દન હરામ છે. ઇસ્લામની લડાઇ માત્ર એટલા માટેજ થાય છે કે સઘળા માનવીઓને જીવનદાન આપનાર, સઘળી મખલૂકને ઉત્પન્ન કરનાર, કુલ જહાનોના પરવરદિગારનો બોલ ઉંચો થાય તો સર્વત્ર ન્યાય ફેલાઇ જાય રાય અને રંક એક સરખા રીતે સુખશાંતિપૂર્વક જીવન વ્યતિત કરી શકે.

ઇસ્લામ કદી પણ દેશ કે વર્ણનો ભેદભાવ રાખી; કાળા ગોરાની વર્ણ ચામડીને પસંદ કરી આ વાતને જાએઝ અને ધાર્મિક ફરજ નથી કે એક જમાઅત પાસે ધનના ઢગલા હોય, અને બીજી જમાઅત તેની સામે ભૂખે મરતી હોય. એક જમાઅત મૂડીવાદી બની ખુદાનો રાજ્યો ધરાવવાનો દાવો કરે અને બીજી જમાઅત નાદારી અને ફાકાના કારણે પડેલી જમાઅતના આગળ ઝુકી પડે

માનવ જાતીની શરાફત અને ઇજ્જતનો રક્ષક ઇસ્લામથી વધુ કોણ થઈ શકે છે? ઇસ્લામને એટલું પણ પસંદ નથી કે રાજ્ય-કારભારમાં બાદશાહીનું નામ પણ આવી જાય. હઝરત નબી સલ૦એ સ્પષ્ટ ફરમાવી દીધુ હતું કે "કિયામતનાં દિવસે ખુદાની સમક્ષ સૌથી બુરૂં નામ આ છે કે કોઇ માણુસ પોતાના માટે શહેનશાહનો લકબ ધારણ કરે. મુલ્ક માત્ર અલ્લાહનો છે.'

આ બાબતની માત્ર જાહેરાત ન હતી બલ્કે પ્રત્યેક કરણીમાં એની ઝલક જાહેર હતી. નમૂના તરીકે એક દાખલો ટાંકવામાં આવે છે. જે વખતે હઝરત નબી સલ૦ અરબની સૌથી મહાન સત્તા અને શક્તિના આગેવાન બની વિજેતા તરીકે મક્કામાં દાખલ થઈ રહ્યા હતા, ત્યારે લડાઇની સખતીનું નામ નિશાન પણ ન હતુ બલ્કે તેથી ઉલટું આપ સલ૦ તેજ શત્રુઓ માટે અતિ માયાળુ અને ઉદાર દિલ હતા, જેઓ સદા આપ સલ૦ના લોહીના તરસ્યા રહ્યા હતા અને પોતાના અજોડ જોર જુલમમાં જગત-ભરનાં સઘળા દાખલાઓને નજીવા સાબિત કરી રહ્યા હતા.'

આ મૌકાપર જ્યારે દસ હજાર મુજાહિદોનું હથિયારબંધ અને પધ્ધતિસર સૈન્ય જોઇ અબૂસુફયાને હઝરત અબ્બાસ રદી૦ને કહ્યું હતું કે "તારો ભત્રીજો તો બહુ મોટો બાદશાહ થઇ ગયો!" ત્યારે બાદશાહીના સામાન્ય અનુ-ગમાને લઇ હઝરત અબ્બાસ રદી૦એ વાત કાપીને, તરતજ, જવાબ વાળ્યો હતો કે "બાદશાહ નથી બલ્કે એ તો નુબૂવત છે."

અરબની ભૂમિપર અલ્લાહવાળાઓના આ સંગઠન, આવી શાનશૌકત અને દબદબાએ મહાન ઇન્કિલાબ પૈદા કર્યો હતો, જેથી આખી દુન્યા હેરતમાં પડી ગઇ હતી. પરંતુ આ પાક બંદાઓની ફોજ જ્યારે વિજેતા તરીકે મક્કામાં દાખલ થવા લાગી; ત્યારે આ શાન શૌકતના સ્થાપક હઝરત સલ૦ની ગરદન પોતાના જલાલ-વાળા પરવરદિગારની સમક્ષ તવાઝોઅ અને નમનતાઇથી ઝુકતી જતી હતી. આજીઝી અને નમ્રતાની એ હાલત હતી કે અમામહ (ફેંટા)ની કોર માથું ઝુકતાં ઊંટના હોદા પરજ આવી લાગી હતી. સંપૂર્ણ કબજા પછી હરમ શરીફમાં વિજયની ખુશાલી તરીકે, કિંવા આમ દરબાર તરીકે મુજાહિદો તથા મક્કાવાસીઓનો જે મેળાવડો થયો, તે વેળા માનવતાના આ સૌથી મહાન મુરબ્બીએ ખાનએ કઅબહની ચૌખટ પકડીને જે ખુત્બો પઢ્યો એટલે લેક્ચર આપ્યું તેનો અક્ષરે અક્ષર એ લાયક છે કે સોનાની તખતીઓ પર હીરા, જવાહેરાતથી જડવામાં આવે. જેનાં કેટલાંક વાક્યો આ પ્રમાણે છે. બેશક ખુદાપાકની નઝદીક તમારામાં સૌથી વધૂ બુઝુર્ગી અને ઇઝ્ઝતને પાત્ર તેજ છે જે સૌથી વધુ મુત્તકી અને ખુદાઇ હુકમોનો સૌથી વધુ ફરમાંબરદાર હોય. તેથી અરબવાસીને અજમીપર અથવા કોઇ અજમીને અરબી માણુસ પર અથવા કાળાને ગોરાપર કે ગોરાને કાળા પર કંઇજ ફઝીલત નથી. જે કંઇ ફઝીલત છે તે માત્ર તકવાથી એટલે ખુદાઇ કાનુનની પાબંદીથી છે." (આગળ ચાલતાં પોતાના કબીલાને ફરમાવ્યું) હે કુરૈશી ભાઇઓ! એવું નજ બનવા પામે કે તમે કિયામતના દિવસે પોતાની ગરદનો પર દુન્યાને લાદી લાવો અને બીજા લોકો આખેરાતને લઇ હાજર થાય. હું તમને ખુદાપાકથી બેનિયાઝ કરી શકતો નથી."

કુરૈશીઓની જમાઅતજ એવી હતી જે ફઝલ અને સત્તા માટે ખાસ થઇ શકતી હતી કારણકે તેનો સંબંધ અનેક રીતે હઝરત નબી સલ૦ સાથે હતો. એઓમાંથીજ મોહા-જિરોની તે જમાઅત પણ હતી જેનાં વખાણ ખુદાપાકે પણ કુર્આન મજીદમાં કર્યા છે, પરંતુ જુઓ "તેઓને કેવું સ્પષ્ટ કહી દીધું" અને કેવી રીતે તકવા અને ખુદાઇ કાનૂનની

પાબંદીને જરૂરી કેરવતાં નાગાએઝ મૂડીવાદી બનવાથી અટકાવી દીધા!

સારાંશકે બાદશાહી અને ખુદાઈ તરીકે સત્તા જમાવવાનો અણગમો તેઓના દિલ, દિમાગમાં એટલો બધો રચી પચી ગયો હતો કે સહાબાના આખરી કાળ સુધી કોઇ પણ તેને મટાડી નાખવા સફળ થઈ શકયો નહિ. અને તેમાંજ જગત માટે શાંતિ હતી. જ્યારે ખુદાપાકનો ડર અને તેના નિયમોનું પાલન સંપૂર્ણ રીતે થાય તો પછી નિરાધારો, નિર્ધનો, અને નિર્બળોને ચગદાવાનું, કચડાવાનું રહેતુંજ નથી. ગમે તેવાં યંત્રો અને સાધનો હોય, ખુદાઇ ખૌફ તેના ગેર ઉપયોગથી બચાવશે. પરંતુ જો ખુદાનો ડર ન હોય તો એજ લાભકારક યંત્રો અને સાધનો હાનીકારક અને જગતના વિનાશનું કારણ બની જશે. જેમકે ગત મહાન યુદ્ધમાં થયું હતુ અને આજે પણ થઇ રહ્યુ છે. ગત મહાન યુદ્ધમાં સુધારાના ઝુંડાધારીઓના હસ્તે માનવ લોહી કેટલુ સસ્તુ થઇ ગયુ હતું તે નીચેના આંકડાઓથી જાહેર થાય છે.

મરેલાઓની સંખ્યા.

રૂસ—૧૭૦૦૦૦૦
જર્મની—૧૬૦૦૦૦૦
ફ્રાંસ—૧૩૬૮૩૧૫
ઓસ્ટ્રીઆ હંગરી—૮૦૦૦૦૦
બ્રીટિશ—૬૫૮૮૦૪
ઇટાલી—૪૯૪૦૦૦
તુર્કી—૨૫૦૦૦૦

ઘાયલ થએલાઓની સંખ્યા.

રૂસ—૪૯૫૦૦૦૦
જર્મની—૪૦૬૪૦૦૦
ફ્રાંસ—૨૮૦૦૦૦૦
ઓસ્ટ્રીઆ હંગરી—૩૦૦૦૦૦૦
ઇટાલી—૯૫૯૧૩૮
બ્રીટિશ—૨૦૩૩૧૪૨

આ માત્ર એકજ મહાન યુધ્ધના આંકડા છે. એમાં સઘળી કોમોના મરણ પામેલાઓની એકંદર સંખ્યા લગભગ એક કરોડ છે અને એવા જખમીઓ જે ભવિષ્યમાં સદા માટે નકામા થઇ ગયા તેઓની સખ્યા ચાર કરોડ છે. એ ઉપરાંત સઘળા દેશોમાં ગુમ થએલા સિપાહીઓની સંખ્યા તો જુદીજ સમજવી.

એના મુકાબલામાં હઝરત નબી સલ૦ની સઘળી લડાઈઓમાં મરણ પામેલાઓના આંકડા જુઓ આપ સલ૦ની જીંદગીમાં નાની મોટી લગભગ ૮૦ લડાઈઓ ગણી શકાય છે. તે સૌમા મરણ પામેલાઓની બન્ને પક્ષોની એકંદર સખ્યા ૧૦૧૮ છે જે આખા અરબ જેવા મહાન દેશને સર કરવામાં તદન નજીવીજ છે. અરબ જેવી જંગલી પ્રજાને સુધારા પર લાવવા તેઓની વંશપરંપરાની શત્રુવટને નષ્ટ કરી ભાઇચારો કાયમ કરવા આટલી કુરબાનીઓ શુ વધુ કહેવાય? છતા ઇસ્લામ ઉપર આક્ષેપ મૂકનારાઓને વિચાર આવતો નથી. ફ્રાંસ અને અમેરિકાને પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવામાં જે કુરબાનીઓ કરવી પડી, બ્રીટિશને પાર્લામેન્ટ કાયમ કરવામા જે લોહી વહેવડાવવું પડયું, તેના મુકાબલામાં અરબમાં સ્થપાયેલી જમહુરીયતમા જાણે કંઇજ ખૂનરેજી થઇ નથી એમ સ્પષ્ટ જણાશે, અને ઇસ્લામના કારણે પાછળથી જગતે સુધારા, સુખશાંતિ, હુન્નરકળા, વિદ્યા વિજ્ઞાન ઈત્યાદીમાં જે પ્રગતિ કરી તે બધી ઇસ્લામનેજ આભારી છે. છતા ઇસ્લામ ઉપર આક્ષેપો કરવા ઉપકારનો બદલો અપકારથી આપવા સમાન છે. ઇસ્લામ અને ખુદાઇ કાનૂનોના પાલન વિના જગતને હવે શાંતિ મળવી અશકય છે.

# સાહિત્ય અને પ્રગતિ

સાહિત્ય જનતાની માનસિક ભાવનાઓનું ચિત્ર છે, અને જ્યારે આપણે લોકગણની ભાવનાઓને આગે બઢતાં અને ઉત્કર્ષ સાધતા જોઈએ છીએ; ત્યારે સ્વાભાવિક સાહિત્ય ઉપર પણ તેનો પ્રભાવ પડે છે. એજ સાચી પ્રગતિ છે જે સર્વાંગી હોય. પછી, ભલે એ પ્રગતીનું ક્ષેત્ર રાજનૈતિક હોય અથવા સાહિત્ય એકજ દીશા પ્રતિ વધીને આપણે વાસ્તવિક અર્થમાં ઉન્નતિ નહિ સાધી શકીએ, તેમાં અર્પહિત હિત સાધન નહિ હોઇ શકે. પૂર્વકાળના સાહિત્યમાં, કવિતાની કેટલીક દિશાઓમાં ઘણી ઉન્નતિ થઈ; પરંતુ તેનાથી ઘણુંજ થોડું હિત સધાયું જેમ, અન્ય અવયવોના વિકાસના અભાવે, જો આપણા શરીરનું એકજ અંગ ખૂબ પુષ્ટ બની જવાથી કંઇ લાભ નથી તેમ સાહિત્ય શરીર સંબંધે પણ છે; અને આ માત્ર સાહિત્યના વિભિન્ન અંગોના સંબંધોમાંજ સાચું નથી પણ વિચારો, ભાવનાઓ અને વિષયોના સંબંધમાં પણ એટલુંજ સત્ય છે; જેનું સાહિત્યમાં વિવેચન હોય છે. આ વિચારો અને ભાવનાઓ પણ એકાંગી નહિં પણ સર્વાંગી હોવી જોઇએ તેનાથી જનતાની આવશ્યકતાઓ પૂર્ણ થવી જોઇએ—જે સાહિત્ય જનતાના સર્વ પ્રકારની સામયિક આવશ્યકતાઓને પૂર્ણ નથી કરતું, તે અપૂર્ણ છે. તે કદિપણ પ્રગતિશીલ હોવાનો દાવો કરી શકે નહિ.

પ્રગતિશીલ સાહિત્ય માટે એટલુંજ પુરતું નથી કે, તે લોકગણના સામયિક ભાવનાઓને વ્યક્ત કરે—સામયિક જરૂરિયાતને પૂર્ણ કરે—તેમાં આ કામના પણ હોવી જોઇએ કે, તે સામયિક ભાવનાઓને ઉંચે ઉઠાવે—ઉપર લાવે—અને આવશ્યકતાનું પ્રગતિશીલ ભવિષ્યના સાથે સામંજસ્ય યોગ્યતા સ્થાપિત કરે; જન સાધારણને એક એવી ધરાતલ ઉપર ખેંચી જાય, જ્યાંથી તેને પોતાને માર્ગે સૂચન મળી શકે જે સાહિત્ય આધૂનિક જરૂરીયાત પૂર્ણ કરવાની સાથેજ ભવિષ્યની દિશાનો બોધ કરાવે છે, અને તે માટે લોકગણને અનુપ્રાણિત કરે તેજ પ્રગતિશીલ સાહિત્ય છે.

અમેરીકાના પ્રસિદ્ધ સાહિત્ય સ્વામી આપ્ટન સિંકલરે એક સ્થળે લખ્યું છે કે;—"માર્કસ શું કહે છે, તેનાથી મારે શું! સંત લ્યુથરના કથનથી પણ મને કંઇ મતલબ નથી. હું તો માનું છું કે, જીવનને, જીવનની સમસ્યાઓને પોતાની આંખોથી જુઓ અને વિવેક જે નિર્ણય કરે, તેને સરળ ભાષામાં લખી નાખો." આપ્ટન સિંકલરના ઉપર્યુક્ત કથનનો કોઇ અવળો અર્થ ન કરે. એ એમ નથી કહેતો કે, જગતને પ્રગતિ દેનાર વિચારોપ્રતિથી, આપણે આંખ બંધ કરી લેવી જોઇએ કે તેમના અનુભવોથી આપણે લાભ નહિ મેળવવો જોઇએ. આપણા પુરોગામી કે સમકાલીન સાહિત્યકારો જેમણે પોતાના વિચાર ધનથી જગતને અમૂલ્ય સિદ્ધિ પ્રદાન કરી છે, તેનાથી આપણે પૂર્ણ લાભ મેળવવોજ જોઇએ; પરંતુ મુદ્દાની વાત એ છે કે, માત્ર માર્કસ કે લ્યુથરના વિચારોથી આપણું કામ નહિ ચાલી શકે, કે આપણા સમાજ કે સાહિત્યને તેનાથી વેગ નહિ મળી શકે, જો આપણું જીવન સાધારણ જનતાના જીવન સાથે એકરૂપ નહિ બન્યું હોય; સાહિત્યને જનસાધારણના જીવનનું એક અંગ બનાવવું જોઇએ, અને એ રીતે અંગીભૂત જીવનની સમસ્યાઓ અને પરિસ્થિતિનું તે વિચારો સાથે સામંજસ્ય—ઔચિત્ય—સધાવું જોઇએ, જેમણે જગતના કેટલાએ ભાગને પ્રગતિ આપી છે. પોતાની અનુભૂતિના અભાવમાં માર્કસ કે લ્યુથરના પ્રગતિશીલ વિચારોનું મૂલ્ય કેટલું હોઈ શકે, એ સંબંધમાં સર્વનું એકમત હોવું તો અસંભવિતજ છે; પરંતુ સાધારણ જનતાનો જીવન સાથે પોતાને મેળવી દેવામાં અને સમસ્યાઓ અર્થાત પરિસ્થિતિઓનું મનન કરી તેનો ઉકેલ કાઢવાના પ્રયાસથી સ્વદેશમાં પણ માર્કસ અને લ્યુથર જન્મી શકે છે.

ગ. મ. દ.

# એના-જીવનનું-મૂલ્ય

[ એક મૌલિક ભાવના ]

લેખકઃ 'ગુંજન' વૈરાગી (મદ્રાસ)

જગતની દ્રષ્ટિએ ત્હારૂં–ત્હારા રૂપનું મૂલ્ય અત્યંત અલ્પ છે. પરંતુ મ્હારી દ્રષ્ટિએ ત્હારૂં મૂલ્ય ત્હારૂં મહત્વ અને ત્હારૂં સ્થાન ઘણુંજ ઉચ્ચ છે, અનન્ય છે.

જગતની સઘળી ઉચ્ચ ભાવનાઓનું ચણતર કરનાર કળાધરનું જીવન કેવું હોય છે? કલાધરોનું જીવન જગત-જીવનના મૂળમાં બુદ્ધિના બીજ રોપે છે, એમાંથી કલાનો જન્મ થાય છે. કલા વિકસે છે અને જગત એ કલાની પ્રેરણાત્મક શક્તિના બળે જીવે છે, પ્રગતિ કરે છે, સુંદર બને છે.

છતાં એ કલાધરોની જગત કેટલી કદર કરે છે એમના જીવનનું મહત્વ-જગતની દ્રષ્ટિએ કેટલું ઉચ્ચ હોય છે!

કંઈજ નહીં! જગતને એની કંઈજ કદર નથી પછી એમના જીવનનું તો પૂછવુંજ શું!

ત્યારે ભલા ત્હારી કદર, ત્હારૂં મહત્વ જગતમાં હોય શું? છતાં કલાધર જેવી અલૌકિક શક્તિનો વાસ તારામાં છે, એનો સ્વીકાર તો ભાગ્યેજ પણ કરે છે?

યૌવન, રૂપ, સંગીત અને સૌન્દર્યના ઉપાસક એવા કેટલાએ કવિ હૃદયો ત્હારા પરમ ભક્તો છે એટલા પુરતું ગર્વ ત્હારૂં સ્થાન ઘણુંજ ઉચ્ચ કરી દે છે.

o o o

મ્હારી હ્રદય ભાવના વિકસીત પુષ્પ જેટલી તું કોમળ છો, કો નવીનના અંગ જેટલી તું નાજુક છો. અને ત્હારૂં રૂપ...ઓહ!

બધાને આકર્ષે તે રૂપજ...શું?

પરંતુ ત્હારૂં રૂપ એટલું અનુપમ ક્યાં છે!

છતાં હું તો એ છે કે રસ, પ્રેમ, કલ્પના, કલા અને સૌન્દર્યના અનુરાગીઓ ત્હારી પાછળ આતુર થાય છે, આ માટે...! શા કારણે! કેવું નવલું!

o o o

કુરબાનીની ભાવનાથી રંગાએલું–ત્હારૂં જીવન ભવ્ય છે. દેહની ફનાગીરીમાંજ જીવનની મહત્તા કલ્પતી ત્હારી વિચારશ્રેણી સર્વોત્તમ છે.

તું જીવે છે અન્ય માટે અને માનવતાની ઉપયોગિતાનું કર્મયોગી ત્હારા દેહને પ્રભાતે હસતાં હસતાં વિનાશને ભેટે છે.

તરંગીઓના વિચારોને તું પોષે છે. કવીઓની વિચાર શ્રેણીમાં નૂતના રેડે છે, લેખકોને ભાવનાના વર્તુળમાં ભ્રમણ કરાવે છે, અને ચિત્રકારોની તો તું પ્રેરણાજ છો. ચિત્રકારોની દ્રષ્ટિસમીપ તું આવે છે; ત્યારે તેમના હૃદયમાં પ્રેરણાનાં તાર ઝૂલી ઉઠે છે: એક નવીન જોએલું દ્રશ્ય આંખો આગે તરવરે છે.

જ્યારે એક ચિત્રકાર સમીપ તું હતી ત્યારે દેહ સૌન્દર્યને જોઈ ચિત્રકાર વિમાસણમાં પડ્યો હતો, અને ત્યારે તનેજ પ્રશ્ન કરી એણે પૂછ્યું હતું.

એ પ્રસંગે ને હું હજી ભૂલી શક્યો નથી.

° ° °

ઉષાના ઉગતા પ્રહરે ઉઠતાંની સાથે ત્હને જોઇ હર્ષિત થતાં એક બીજા શાયરનું હૃદય પણ એટલુંજ ઉર્મિલ હતું ત્હારા પ્રત્યેની લાગણીનો ઉન્માદ એટલોજ પ્રબળ હતો.

ત્હારા મીલનથી એમના અંતરમાં આનંદની ઉર્મિઓ છલકાઇ જતી હતી.

ત્હારા મીલનથીજ એમની કવિત્વ શક્તિને વેગ મળતો અને ત્યારેજ એમની કલ્પના પાંખો પ્રસારતી હતી

રાત્રિના પ્રશાંત નીંદ્રા પછી એ ઉષાકાળે ઉઠતો, ઉઠતાંની સાથે એના ચક્ષુઓ પાછા નીંદ્રાની સુખદ સૃષ્ટિમાં વિલીન થવા કોશિષ કરતાં–પરંતુ એ શાયરનું પ્રેમમય હૃદય એની અવગણના કરતું ત્હારે મુખ જોવા એનું હૃદય અધિર બનતું.

ત્હારા રૂપના અંબાર એમની દ્રષ્ટિ સમીપ ઉભા થતાં, એ ભાન વિહોણો થઇ એની અશક્તિનો સ્વીકાર કરતા ખરેખર ત્હને કહી દેતો.

"સૌંદર્યના પ્રભાવથી અંજાઈ ગયો છું.
ઉઘડી નથી દ્રષ્ટિ છતા હુ ધ્યાન કરૂ છું."

શાયરોની કલ્પનાઓમાં પણ કેટલી તાદ્રશતા છે! કેટલી રસીકતા છે!

° ° °

યૌવનના ઘેનમાં માનવ ગાંડો બને છે. ક્યારે ક્યારે માનવ હૈયામાં અજબ તોફાન જાગે છે. ત્યારે પણ ત્હું તો સમીપજ રહે છે!

ત્હારી લોક કલ્યાણ કાજે બળીબળીને ફનાને ભેટી જવાની માણુઆઇ ભાવનાથી ત્હારી તરફ ખૂબ આકર્ષાયું છે.

ત્હારા જીવનની મહત્તા વધી છે. આદર્શવાદના અનુયાયીઓ ત્હારી ઝંખનામાં ઝૂરે છે.

ગાંધી ટોપીવાળાઓએ પણ તારી પ્રીત સાધી છે. ગઈ કાલના એ અહિંસા ભક્તો આજે ત્હારા ભક્તો બન્યા છે, જુનવાણી પાયજામા પહેરનારા પણ ત્હારા પ્યારમાં લુબ્ધ થયા છે: એટલુંજ નહીં પરંતુ ત્હારૂં સ્થાન રાજા, મહારાજાઓથી લઈ અમીર ઉમરાવ બધાં સુધી વ્યાપક થયું છે.

તારા યૌવનમાં અંજાઈ માનવ એને ભૂલ્યો છે. વિયોગીની દ્રઢતામાં આગળ ધપેલા હીંદના પ્રાણ એવા યુવાનો પણ તારા ચાહક થયા છે. કેટલીક વખતે હું હસું છું, ખૂબ હસું છું. પ્રાશ્ચિમાત્ય-સંસ્કૃતિનું હાસ્યોત્પાદક અનુકરણ કરી, નેકટાઈ, કૉલર, ચઢાવેલા હિંદના માનવશાસ્ત્રીઓ પૈકીના કેટલાક ત્હારા ભક્તો ત્હારાથી ડરે છે, ત્હું પ્રેમ-ઉન્માદી બની જ્યારે રોષ કરે છે, આંખોથી જરા તણખા ફેંકે છે, ત્યારનું દ્રશ્ય ઓહ! શહદારીઓ એમને નિરખી મુક્ત હાસ્ય વેરે છે: ત્યારે હું પણ હાસ્યને રોકી શકવા અશક્ત બનું છું.

બિચારા! માનવશાસ્ત્રીઓ જરા વાર માટે શરમાય છે. છતાં આટલા તિરસ્કાર પછી ત્હારી પ્રીત...ત્યાગી શકવાની દ્રઢતા બતાવી શકતા નથી.

° ° °

ત્હારી દેહ આકૃતિની વિરાટ ભાવનાનો પ્રકાશ એટલો વ્યાપક બન્યો છે કે ત્હારા જીવન પ્રદેશ ઉપર તિમીરતાનું એક ચિન્હ ક્યાંએ દ્રષ્ટિપાત થતું નથી, પ્રકાશ સાથે અંધકાર પણ છે. કહું?

સખિ! ત્હારા જીવનમાં એક વખોડવાયોગ્ય વસ્તુ છે એ ત્હારા જીવનનો અંધકાર છે. જગતના કેટલાએ નીતિ જ્ઞાનના શાસ્ત્રીઓ ત્હારી આ ઉણપને સમજે છે. અને ખરેજ, ત્હારા જીવનમાં આ એક કલંક ન હોત તો તો ત્હારૂં જીવન કેટલું ઉજ્જવળ હોત? કેટલું રંગીન હોત?

કોઇના એ જીવનના બધાય ભાગો ઉજ્જવળ હોતા નથી. કોઇના એ જીવન સદૈવ પવિત્ર રહેતા નથી: કે રહેલા નથી. હા, એવુંજ ત્હારૂં જીવન-માનવ જીવનથી તો ઘણુંજ ઉચ્ચ છે. દંભ-આડંબર, અને માનવ જીવનની એવીજ અમાપ નિર્દયતાથી સદૈવ અલિપ્તજ રહ્યું છે.

પરંતુ......ત્હારામાં બધું છે. ત્હારા ગ્રાહકોના જીવનમાં કેટલીક વખતે તું હર્ષના મ્હેરામણ ઉછાળી દે છે...અને સાથે ?

એમના કલેજામાં કાળો ડાઘ...ઇર્ષા...એમની માનસિક તંદુરસ્તીનો નાશ પણ કરે છે. એવી નિર્દયતા શા માટે ?

હું એ પ્રશ્નની ઉંડાણમાં ઉતરૂં છું; પરંતુ નીરાકરણ કરી શકવા અશક્ત બનુ છું.

અલબત્ત, મારી તર્ક શક્તિના બળે હું જો વિચારૂં છું કે ત્હારા જીવનની આ એકજ કાળી દિશાના લીધે ત્હારૂં મૂલ્ય અલ્પ રહ્યું હશે છતાં તું આજે પ્રભુની હરિફાઈમાં ઉતરીને જાણે એમની પ્રતિસ્પર્ધા બની હોય એમ સર્વ-વ્યાપક બની છો! પણ ત્હારૂં મૂલ્ય ?

અવશ્ય આજે હીંદના ખૂણે ખૂણે તારો વાસ છે! ઠેકઠેકાણે હોટલ અને પાનવાળા, બીડીવાળાને હાટે તારી ઉગતી યુવાનીનો વિક્રય બેફામ થાય છે.

ત્હારા નિર્મળ જીવનનું મૂલ્ય માત્ર એકજ પૈસો છે, આંધળા-લુલાં-ગરીબ અમીર બધાં દુકાને આવી

"એક પાશિંગ શો" આપજોને ? અને વધુ ધરાકી હોય તો ઉંચ્ચા સાદે કોઇ અરે ભાઈ! એક પૈસાની સીગારેટ આપોને એટલું કહી ત્હને ખરીદી શકે છે.

ઓહ! ત્હારા જીવનનું મૂલ્ય

માત્ર એકજ પૈસો ?

કેટલી ઉપેક્ષા ?!!



# વીમો

:લેખક:
રતનજી રૂ. મારશલ
બી. એ.

મને નાનપણથી ભણવાનો ઘણો શોખ. મારા માત પિતા, કહે છે, કે અંગ્રેજી ચોથા ધોરણમાં ચઢ્યો; ત્યાં સુધી નિશાળે જતાં હું લગભગ રોજ તોફાન અને રુદન કરતો, અને મારા પિતાજી એકાદ પાડોસીની મદદ મેળવી મને ઘસડતા ઘસડતા નિશાળે ખેંચી જતા. પરંતુ એમ ફક્ત થોડાજ વર્ષ ચાલ્યું, કારણ મિડલ સ્કૂલને સલામ કરી હાઈસ્કૂલમાં પ્રવેશ પામ્યા પછી મેં એવું તોફાન કર્યું હોય એવું મારા માત પિતાની જાણમાં નથી. નહિંજ કર્યું હોય એમ મને નક્કી લાગે છે, કારણ હું હંમેશ એમ મક્કમતાથી માનતો આવ્યો છું કે નાનપણથીજ ભણવામાં મને ભારે ઉમંગ અને ઉલટ હતાં. સાતમા ધોરણમાં ત્રણ અજમાયશ લીધી ન લીધી, ત્યાં તો મારા પિતાજી અધીરા બની ગયા, અને મને નિશાળેથી ઉઠાડી લીધો. પરિણામે આગળ ભણવાની મારી ઇચ્છા ફલિભૂત ન થઈ.

નિશાળેથી ઘેર બેસનારને મુશ્કેલી શરૂ થઈ. હું કાંઈ કામધંધે લાગી જાઉં ને બે પૈસા ઘરમાં લાવતો થઉં એવી મારા માત પિતાની આતુરતા હતી પરંતુ મેં સંપાદન કરેલી કેળવણીની સરખામણીમાં લાયક કામકાજ ન જડવાથી હું બેકારજ રહ્યો. મિત્રો અને સગાં સ્નેહીઓ મને જાતજાતની સલાહ આપતા. કોઈ કહેતા કે ભાઈ, ભજિયાં ચટણીની દુકાન કાઢ તો કોઈ કહેતા કે ફૂલવરી મમઅલાઇ વેચવા નીકળ કાંઇ વળી વૈદવાળો થવાની સલાહ આપતા તો કોઈ તબલચીના ધંધામાં પડવા શિખામણ આપતા! એક તો આગળ વધી એકાદ દેશી રાજ્યમાં રાજ્યના સીઆ તરીકે ગોઠવાઈ જવા પણ સૂચવેલું! મને શિખામણ આપનારા મારા ઘણાખરા મિત્રો પોતે પણ બેકાર હતા-આજેય છે છતાં તેઓ મને સૂચવેલા ધંધામાંથી પોતેજ એકાદે ધંધો કેમ ઉપાડી નહોતા લેતા એ હું સમજી શક્યો નથી. કદાચ એ ધંધાઓમાં પડવા જેટલી લાયકાત તેમણે મેળવેલી ન હોય.

કેટલોક સમય અહીંતહીં અથડાઈ મેં એક વીમા કંપનીની એજન્સી લીધી. એ કામ સારું છે કારણ એમાં કશી થાપણ રોકવી પડતી નથી અને આવક મોટી નહિ હોઇ પૈસા સમાલવાની ઝાઝી ચિંતા કરવી પડતી નથી. પિતાજીની ઓળખાણ પિછાનને લઇને શરૂમાં બે ત્રણ આસામીઓનો વીમો ઉતરાવવામાં હું ફતેહ પામ્યો. બીજાઓને વીમો ઉતરાવવાને હું ઘણું સમજાવતો, વીમા ઉતરાવવાના ફાયદા ઉપર લાંબાં વિવેચન કરતો, તેઓ એકાએક મરણ પામે તો તેમના બૈરાં છોકરાંને વીમાના નાણાં કેવાં આધારરૂપ થઈ પડે તેની સમજ આપતો, પરંતુ સઘળું ફોગટ.

એક સાંજે એવીજ રીતે કોઈ બિલ્લુ સપડાવવાની આશાએ રાણીબાગમાં દાખલ થયો અને બાગના એક ખૂણામાં એક છોકરાવને બેઠેલા જોઈ તેજ પાટલી પર બેઠક લીધી. વાત કેમ શરૂ કરવી તેનો વિચાર હું કરતો હતો એટલામાં એ જુવાનને ઉધરસ થઇ આવી એટલે મને બોલવાની સારી તક મળી ગઈ.

"કેમ ભાઇ, ઉધરસ-થઇ છે?"

"હા"

"ઉધરસ કેમ થઈ? કાંઈ ખાવામાં આવ્યું હશે?"

"કોણ જાણે, કાંઈ તેવું ધ્યાનમાં તો નથી"

"તમે ભજિયાં ચટણી ખાધાં હતાં?"

"છેલ્લા ચોવીસ કલાક દરમ્યાન તો નહિજ."

"તમે કોઈની વાડીમાં ભરાઈ કાચી કેરી કે લીલી આમલી ખાઇ આવ્યા હતા?"

"ચાલુ અઠવાડિયા દરમ્યાન તો નહિજ."

"વારૂ, ત્યારે તમે ખૂબ બરફ આઇસ કે ઠંડા પીણા ઢીંચ્યા હતાં?"

"હં...હા...ગયે અઠવાડિએ પ્રિવિયસની પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું તેમાં મારો મિત્ર મનમોહન મુનીમ પાંચમી કોશિશે પસાર થયો, તેની ખુશાલીમાં તે અમને કોલ્ડ્રીંક હાઉસમા તેડી ગયેલો, અને મફતનું મળ્યું એટલે આપણી રીત પ્રમાણે ત્રણેક ગ્લાસ પી ગયેલો, પરંતુ હું નથી ધારતો કે તેથી ઉધરસ થાય?"

"હુ પણ નથી ધારતો એમ તો ગયે અઠવાડીયે અમારી શેરીમાં રહેતા ધનસુખલાલના કાકાનો છોકરો મનદુખલાલ અભ્યાસ આગળ ધપાવવા પરદેશ ગયો, તેની ખુશાલીમા તેના દાદા તનસુખલાલે જ્યાફત આપેલી, તે આપણે તો ત્યા એક ટેબલેથી બીજા અને બીજા પરથી ત્રીજા એમ ટેબલે ટેબલ ફરવામાંજ કલાક પસાર કરી નાખ્યો. પરંતુ આપણને ના તો બદહજમી થઇ કે ના તો કબજીયાત થઈ!"

ફરીથી એ જુવાનને ઉધરસ થઇ આવી. આ વખતની ઉધરસનો હુમલો જરા વધારે જોરાવર હતો. હાસો ખાતાં એ જુવાન મારી નજદીક આવતો ગયો, અને એક વેળા બિચારાનો હાથ પણ મારા ગજવાને લાગતો સહેજમાં રહી ગયો. ઉધરસનો આ હુમલો જોતાં મને આ જુવાનની જીંદગીનો ઝાઝો ભરોસો લાગ્યો નહિ બે પાંચ દિવસમા એ બિચારો આ પાપી પૃથ્વીને પ્રણામ કરી જાય તો? સ્વર્ગની સફરે સિધાવે તો? બહેસ્તના બાગમાં લહેર કરતો થઈ જાય તો? તો પછી એની સ્ત્રીનું શું થાય! એના બાલબચ્ચાંનું શું થાય? એ બિચારાં તો રઝળીજ જાયને! કાંઇપણ કરવુંજ જોઈએ. આ માણસે પોતાની જીંદગીનો વીમો ઉતરાવવોજ જોઈએ. અમારી વીમા કુંપનીમાંજ ઉતરાવવો જોઇએ. નહિ તો એની બાપડાની સલામતી શી?

હું આ સઘળા વિચારોમાં લીન થયેલો હતો, એવામાં ફરી એ જુવાનને ઉધરસ થઇ આવી અને ખોં ખોં કરતો એ મારી વધુ અને વધુ નજદીક આવતો ગયો ફરી એકવાર એનો હાથ મારા કોટને ગજવા આગળ લાગતો સહજમાં રહી ગયો! આ દુખી પુરૂષનું દુઃખ દેખી મને ભારે દુઃખ થયું. આખરે ઉધરસનો એ જાલિમ હુમલો શાંત થયો એટલે મેં વાત છેડી.

"ભાઇ, તમને સખત ઉધરસ થઇ છે. મને તમારી જીંદગીની ઘણી ચિંતા લાગે છે!"

"કેમ?"

"તે જુઓને, તમને તો હડખી ખાંસી થઈ છે. ધીમે ધીમે તમે આખા હડફઇ જશો અને.....અને.....માફ કરજો મને, મિત્ર મારા, પણ તમે, જલદીજ આ પૃથ્વીને સલામ કરી જશો!"

મને ધાસ્તી હતી કે મારા શબ્દો સાંભળીને તે જુવાનનો પિત્તો ઉછળી આવશે અને કદાચિત તે મારા પર તૂટી પડશે, પરંતુ મને નવાઈ લાગી કે મારા શબ્દો વડે તે જુવાન વધારે શાંત થયેલો લાગ્યો. ગુસ્સે થવાને બદલે સામો મારો આભાર માનતો હોય તેમ એક હાથ મારા દિલ પર મેલી બીજા હાથે મારો બરડો પસરાવતાં એ બોલ્યોઃ—

"ભાઈ, તમારા શબ્દોથી મને સહેજે દુઃખ થયું નથી. મારી નબળી તબિયતની મને રોજ રોજ ચિંતા થવાજ કરે છે, જો કે તમે ધારો છો તેટલું ગંભીર કશુંજ નથી."

"તમારી ભૂલ છે જિંદગીનો કાંઈ ભરોસો નથી કાલે ઊઠીને તમે ચાલ્યા જાવ તો તમારા બચ્ચા છોકરાંનું શું થાય? તમારી સ્ત્રીનું શું

થાય? તમે તો સુખી થઇ જાઓ પરંતુ એ બિચારાં તો આ જગતમાં કોઇના આશરા વિના રવડીજ જાયને? મને તમારી સ્ત્રીની અને બાલ બચ્ચાંની બહુ ફિકર લાગે છે!"

"ભલા ભાઇ, કાંઇપણ અંગત ઓળખાણ પિછાન વિના તમે મારા સ્વજન પ્રત્યે આટલી બધી લાગણી દર્શાવો છો તે માટે હું તમારો આભારી છું."

ફરી મારો આભાર માનતો હોય તેમ એ જુવાનના એક હાથ મારા દિલ પર અને બીજો હાથ મારા બરડા પર ફરવા લાગ્યો. આ આસામીને હું પીગળાવી શકયો હતો એ હવે સ્પષ્ટ હતું. એક વીમો નક્કી મળવાનો એમ મને લાગ્યુ.

"ત્યારે ભાઇ" તે જુવાન બોલ્યો, "તમે શું ઉપાય સૂચવો છો?"

"મારૂં માનતા હોત તો તમારી જિંદગીનો વીમો ઉતરાવો, કે ન કરે નારાયણ ને તમે સ્વર્ગની સફરે તાકીદે ઉપડો! તો પણ તેમને ચિંતા કરવાની જરૂર ન રહે અને તમે તેમને ર ડાવી ગયા નથી એ વિચારે તમારા આત્માને પણ સ્વર્ગમાં શાંતિ મળે!"

"હા બરાબર, તમારો વિચાર ઘણો સારો છે. એ ખ્યાલ મને કેમ ન સૂઝયો એ અજાયબી છે! પાંચ હજારનો વીમો ઉતરાવું તો કેમ? તમે શું ધારો છો?"

"ઓહ ઘણુંજ સરસ, ફર્સ્ટ કલાસ! પાંચ હજાર કાંઈ નાની રકમ નથી!"

"તમે મારા વિચાર સાથે મળતા થાઓ છો એ જાણી ખુશી છું. વારુ, પણ તમે કઈ વીમા કંપનીની જાણમણ કરો છો!"

"જુઓ ભાઇ, હું પોતેજ એક વીમા કુંપનીનો એજન્ટ છું અમારી કુંપનીનું નામ 'ધ લોંગ એન્ડ શોર્ટ લાઇફ એસ્યુરન્સ કાં. લિ૰' એ કુંપનીનું નામ તો તમે સાંભળ્યુંજ હશે! ઘણી જાણીતી કંપની છે. તમારી જિંદગી ભલે સલામત નહિ હોય, પરંતુ અમારી કંપનીમાં ઉતરાવેલા વીમાના તમારાં નાણાં તો સદા સર્વદા સલામત રહેશે એ માટે નચિંત રહેશો"

"તમારી ખાતરી માટે આભાર પણ તમે આગનો વીમો ઉતારો છો, કે?"

"Oh yes; Dhy not?"

"ત્યારે સાથે સાથે આગનો વીમો પણ ન ઉતારો!"

"ખુશીથી, પણ પહેલાં તમારું મકાન દેખાડો અને તે જોયા પછી નકકી કરી શકું"

"અરે! પણ મારો વીમો ઉતરાવવો તેમાં મકાન જોવાની શી જરૂર?"

"તમારો! આગનો વીમો? તમારો?"

"હા ભાઈ મારો! સ્ટવથી કેટલા આસામીઓ દાઝી મર્યાં જાય છે તે માલમ છે ને? કાલ પડીને આપણે પણ બળી ગયા તો? આગનો વીમો ઉતરાવેલો હોય તો ઠીકને?"

"અરે મારા ભોલા ભાઇ! આગનો વીમો તે કાંઈ માણસનો ઉતરાતો હશે? તમે દાઝીને મરો કે કોઇ નીમહકીમની દવા લઇ મરો તે અમારે મનથી એકનું એક છે! એમ તો મસાણ કંઈ તમારા શબને એક દિવસ આગ લગાડવાની છેજને? તમે જલદી મરણ પામો તો અમારે નાણાં આપવા સાથે કામ, ત્યારે તમને કાંઈ દુઃખ દરદ ખરૂં કે?"

"દુઃખ પણ નહિ ને દરદ પણ નહિ. આ એક માસથી ખાંસી થઈ છે તેજ."

"તમને કંઈ વ્યસન ખરૂં કે?"

"ખાસ વ્યસન જેવું તો કાંઈજ નહિ પણ દારૂ સાથે દિલ્લગી કરવાનો શોખ અમારા કુટુંબીઓને વંશપરંપરાથી વારસામાં મળતો આવ્યો છે, તમાકુ, સિગારને ભંગ ગાંજાની પણ સ્હેજસહાજ મઝા ચાખું છું! બાકી બીજું ખાસ વ્યસન તો કાંઇજ નહિ!

"વારૂ, એ ઠીક, પણ ધંધો શું!"

"ખાસ ધંધોએ કાંઇ નહિ. બાપદાદાનું મળેલું છે તે પર સંતોષ માનીને બેઠા છીએ.

"તમને છોકરાં કેટલાં!"

"બે છોકરીને એક છોકરો"

"હં, તમને સ્ત્રી કેટલી?"

"એ તે કેવો સવાલ? એકજ!"

"ત્યારે તો ઠીક તમે જલદી મરણ પામો તો પણ હરકત નહિ! એક હોય તો અમારે પૈસા આપતાં તલાસ કરવાની ઝાઝી ખટપટ ના રહે"

"I see"

ચાલો ત્યારે વાતમાંને વાતમાં સાડા આઠ થઇ ગયા આવતી કાલે હું એક ફારમ લાવીશ અને તે તમારી પાસે ભરાવીશ અને પછી અમારી કંપનીના ડાકતર પાસે તમને તપાસવા લઇ જઇશ. તમને કાલે સવારે મળું તો કેમ? તમારૂં ઘેર ક્યાં આવ્યું!"

"મારૂં ઘેર? મા... રૂં...ઘેર! તે પણ ભલા, મારે ઘેર આવવાની શી જરૂર છે? મારી સ્ત્રી જાણશે તો વળી વાંધો ઊઠાવશે. તમે પાછા અહીંજ મળોની."

"ચાલો ત્યારે એમ રાખો. કાલે સવારે આજ સ્થળે નવ વાગે હું આવીશ. એ ટાઇમ તમને ફાવશેને?"

"Oh yes. હું એ ટાઇમે રોજ અત્રે ફરવા પણ આવું છું. પણ ભાઇ, તમે મને જે સારી સલાહ આપી છે તે માટે તમારો ભારે આભારી છું. હું તમારી ભલાઈ કદી ભૂલી શકવાનો નથી.

અને તે આભારી ઇનસાન અમને કેટલા-એક વર્ષોની પિછાન હોય અને અમો બન્નેને એકમેક પ્રત્યે કેટલો સ્નેહ હોય તેમ મને ભાળીને આલિંગન કરવા લાગ્યો. ભલા આદમીએ બન્ને હાથ પીઠ આસપાસ લપેટવાને બદલે એક હાથ મારી છાતી આગળ ભૂલમાં ધર્યો! તે એનું આલિંગન મને તો દર્દમય લાગ્યું. આખરે એ આલિંગનની આફતમાંથી અમો છુટા થયા, અને મને સલામ કરી એ ઉતાવળે ચાલ્યો ગયો અને ક્યાં આ ઉદ્ગારો કરી ગયો તે એક મિનિટમાં તો નજરથી ગુમ પણ થયો. મારે એનું નામ જાણવું હતું પરંતુ હું પૂછું તે પહેલાં તો એ ઉતાવળે ચાલ્યો ગયોને! ચાલો કાંઈ નહિ આવતી કાલે મળીશું ત્યારે પૂછીશું એવો વિચાર કરી ઘેર તરફનો મેં રસ્તો લીધો.

० ० ०

ગરમી સખત પડતી હતી અને તરસે મારું ગળું સૂકાઇ જતું હતું. રસ્તામાં હોટેલ આવતાં અંદર દાખલ થઈ એક અનેનાસનો ઓરડર આપ્યો. તરસ ખૂબ લાગેલી તે અનેનાસ તુરત ગટગટાવી જઈ, ગ્લાસના તળિયામાં બાકી બેઠેલા બરફના ટુકડાને મુસીબતે મોંમાં દબાવી દઈ, દોઢ આનો કાઢવા મારા કોટના ખીસામાં હાથ નાંખ્યો ત્યાં...તો...

"ઓ બાપરે!" મારા મુખમાંથી ચીસ પડી ગઈ. મારૂં ખીસું કતરાઈ ગયું હતું. અને પાકીટ અંતરાઈ ગયું હતું! મારી ચીસ સાંભળી આજુબાજુ બેઠેલા શોખીનો મારી નજદીક દોડી આવ્યા. મારી વાત સાંભળી કોઈ મારી દયા ખાવા લાગ્યા, કોઈક હસવા લાગ્યા. આ સઘળી ગડબડ સાંભળી હોટેલનો માલિક પણ ત્યાં આવી ચઢ્યો. એ તો મારી વાત માનેજ નહિ, અને સામો દાટી આપવા લાગ્યો કે પૈસા નહિ આપવા માટે હું આ બધો ઢોંગ કરી રહ્યો હતો. પોલીસમાં સોંપવાની પણ મને ધમકી આપી એટલે હાથ પરથી ઘડિયાળ ઉતારી આપી, આવતી કાલે પૈસા આપી તે પાછું લઈ જવાનું કહી હું ત્યાંથી નાઠો.

રસ્તે ચાલતાં મારા ફળદ્રુપ ભેજામાં ભિન્ન ભિન્ન વિચાર આવવા લાગ્યા. એ મારૂં ખીસું કોણે કાપ્યું હશે? ક્યારે કાપ્યું હશે? કેમ કાપ્યું હશે? આખી સાંજ તો હું પેલા જિગર-સિયા સાથે હતો. બિચારો કેવો ભલો? કેવો મને હેતથી આલિંગન કરતો હતો? આલિંગન?

આલિંગન! શબ્દ યાદ આવતાંજ હું ચોંકયો હા, હા, કમબખ્ત એજ એજ મને બનાવી ગયો બે હાથે આલિંગન કરવાને બદલે એક - હાથ મારી છાતી પર શા માટે મુકયો હતો? ખોં ખોં કરતો તે મારી નજદીક શા માટે આવતો ગયો હતો? છૂટા પડતી વેળા તે નજરથી એકાએક દૂર કેમ નીકળી ગયો હતો? પોતાનું ઘેર કયાં આવ્યું હતું? તે શું કામ કરતો હતો? તેનું નામ શું હતું? વગેરે વિગતો જણાવવાને તે શું કારણે અચકાયો હતો? તે સઘળાનો ખ્યાલ આવતાં મારી ખાતરી થઈ ગઈ કે સાંજે બાગમાં મળેલો જુવાનિયોજ મને બનાવી ગયો હતો. એની જિંદગીનો વીમો ઉતરાવવાને બદલે કમબખતે મારા ગજવાનો વીમો ઉતારી નાંખ્યો હતો! એના બાલબચ્ચાંની ફિકર હું કરવા ગયો પણ એ મારાં બાલબચ્ચાંને રખડાવી ગયો. કેટલાંએક ઓલિયો હોય તેમ વળી આગનો વીમો પણ ઉતરાવવાનો હતો કમબખત મારા ગજવાનેજ આગ લગાડી ગયો. કોઇ બારે ગાંઠ બદમાશ! કોઈ જબરો ઠિંગોમાર! કોઇ નામચીન નર! એના આત્મા અને મારા ગજવાની સનાતન શાંતિ માંગ્યા વિના વધુ તે હું શું કરી શકું?









(૧) ભરૂચની જામે મસ્જીદના અંદરના થાભના (૨) ખંભાતની જામે મસ્જીદનો પ્રવેશ મંડપ અને
(૩) ખંભાતની જામે મસ્જીદનો ચોક (૪) ધોળકાની ટાંકા મસ્જીદનું ઉત્તર તરફનું પ્રવેશદ્વાર
[ "કારવા" ૨ જું વર્ષ, ખાસ અંક ]

હાસિક સિક્કાઓનેજ લગતી ઝાંખી કરાવી હતી. એમનો બીજો 'સિક્કા' પર મૂલ્યવાન લેખ "નવપ્રભાત" માં 'ખંભાતના સિક્કાના શિરાલેખ' હેઠળ પ્રકટ થયેલો હતો. આમાં 'ખંભાતની ટંકશાળના મુસ્લિમકાલીન સિક્કાઓનો રસિકઇતિહાસ આપવામાં આવ્યો છે.

સિક્કાઓ પછી એમણે ગુજરાતના શિલ્પ સ્થાપત્યનો વિષય હાથમાં લીધો જેમાં એમણે ગુજરાતનું શિલ્પ સ્થાપત્ય હિન્દુકાળ અને ગુજરાતનું મુસ્લિમકાલીન શિલ્પ સ્થાપત્ય નામના બે મૂલ્યવાન ભાષણો આપ્યાં છે. જે બન્ને 'ફાર્બસ ત્રૈમાસિક'માં તેમજ છૂટક પુસ્તિકારૂપે છપાયાં છે. જેમાં ગુજરાતના સ્થાપત્યની સંપૂર્ણ રૂપરેખા આપવામાં આવી છે.

આ પછી તેમણે ગુજરાત સમક્ષ વાન્વેષણનો ઈતિહાસ રજુ કર્યો છે. જેમાં ગુજરાતમાં એ અંગે થએલા સંશોધનનો ઇતિહાસ રજુ કરી ગુજરાત સમક્ષ રહેલા કામની સૂચી રજુ કરી છે, અંગ્રેજીદ્વારા તો એમણે ગુજરાતની પુષ્કળ સેવા કરી છે મુંબઈમાં પંડિત ભગવાનલાલ શતાબ્દિ પ્રસંગે, થએલ 'ડૉ૦ ભગવાનલાલ સ્મારક ગ્રંથ'માં ડૉ૦ ભગવાનલાલ વિષે સૌથી પ્રાણવાન નિબંધ એમનોજ છે.

મુસ્લિમ ગુજરાતને ખુશ ખબર છે, કે જ૦ રણછોડલાલ જ્ઞાની સાહબ 'ગુજરાતના તમામ અરબી-ફારસી' શિલા લેખો તેનો અનુવાદ અને તેના પર ઘટતા સંશોધન સાથે પ્રગટ કરવાનો વિચાર રાખે છે. એ અંગે તેમણે પુષ્કળ સાહિત્ય એકઠું કર્યું છે અને કર્યેજ જાય છે. તેમજ આ લેખ 'મુસ્લિમકાલીન' શિલ્પ સ્થાપત્યની માત્ર ઝાંખી છે. એમનો વિચાર છે કે આ વિષયને તેઓ પુસ્તક આકારે પ્રકટ કરે જેમાં ગુજરાતી કલાનું સુક્ષ્મ અવલોકન ઈતિહાસ સાથે આપી ગુજરાતમાં તેનું મૂલ્ય આંકાવે.

આ વિષયમાં રસ લેનારાઓમાં જ૦ જ્ઞાનીજ એક એવા છે જેઓ ફારસી અને સંસ્કૃત ભાષા પર કાબુ ધરાવે છે. ગુજરાતના ઇતિહાસ માટે એ બન્ને ભાષા પર કાબુ હોવો અત્યંત જરૂરી છે. ગુજરાતને મુદ્દત પછી તેને જોઈતો સંશોધક મળ્યો છે, ખુદાએ અગર તેમને લાંબું જીવન આપ્યું તો ગુજરાતનો ઈતિહાસ કોઈ ઔર રંગમાં પ્રગટ થશે.

"કોકિલ—"

ગુજરાતના મુસ્લિમકાલીન ઇમારતોના ત્રણ ભાગ પાડી શકાય (૧) પ્રારમ્ભિક કાળની ઇમારતો (૨) સલ્તનતના સમયના અવશેષો અને (૩) મુગલકાલીન ઇમારતો

(૧) ૧૪મી સદીના આરમ્ભથી એ આખી સદી દિલ્હીના ખીલજી અને તઘલખ બાદશાહોનો ગુજરાત પર અધિકાર હતો અને તે દરમિયાન નાઝિમો દ્વારા રાજ્ય ચાલતું, અને સર્વત્ર અશાન્તિ, લૂંટફાટ અને ખુના મરકી ચાલતાં હોવાથી નવી ઇમારતો મુસ્લિમ સ્થાપત્યના નમૂના તરિકે રજુ કરાય એવી બંધાઈ ન હતી. અલબત્ત જ્યાં જ્યાં જૂના મંદિરો હતાં ત્યાં મૂર્તિઓનું ખંડન કરી, મસ્જિદો બંધાવવામાં આવી. કેટલેક સ્થળે જેવી ને તેવી સ્થિતિમાં એ ઇમારતોનો ઉપયોગ કરાયો છે, તો કેટલેક

તેમણે એકાદ મોટા મંદિરની જગ્યાએ આવ શ્યકતા અનુસાર ફેરફાર થયો છે અને તેમા સર્જન એ મંદિર તેમજ બીજા સ્થાનિક મંદિરોના થાભલા છત અને મેતરેની શિલા ઓના ઉપયોગ થયો હતો આ પ્રમાણે બધાએની મસ્જિદોમા ભરૂચ, ખંભાત, માગરોળ, ધોળકા પાટણ અને નસારીની જામે મસ્જિદો સોમનાથ અને રૂદ્રમાળની મસ્જિદો વગેરે છે સલ્તનતના પ્રારંભિક કાળની અહમદશાહની અમદાવાદની જામે મસ્જિદનો પણ આ જાતની ઇમારતોમા સમાવેશ કરી શકાય છે

(૨) મુસ્લિમ સ્થાપત્યના વિકાસનો બીજો તબક્કો અમદાવાદની સ્વતંત્ર મુસલમાનોની સલ્તનતથી શરૂ થાય છે અને સુલ્તાનશાહ અકબર દ્વારા મુગલ સામ્રાજ્યમાં ભળ્યાની સાલથી તેનો અંત આવે છે આ લગભગ પોણા બસો વર્ષનો કાળ ગુજરાતના શિલ્પ સ્થાપત્ય માટેનો સુવર્ણયુગ કહેવાય તેમા મુસ્લિમકાલીન સ્થાપત્યનો પૂર્ણ વિકાસ થયો અને સંસારમા અજોડ ગણી શકાય એવા ઉત્કૃષ્ટ નમૂના અસ્તિત્વમા આવ્યા એ કાળની ઇમારતો પણ આખા ગુજરાતમા ઠેર ઠેર જોવામા આવે છે, પરન્તુ તે બધાના નમૂના સુરક્ષિત અને સુંદર સ્વરૂપમા અમદાવાદમાથીજ મળી આવે છે આ શહેરને મોહોલ્લે મોહોલ્લે અને પરે પરે મુસ્લિમકાલીન ઇમારતોના અવશેષો છે જે અવશેષો છે તે બધાનુ સવિસ્તર વર્ણન તો શુ માત્ર ઉપલક નોંધ લઇએ તો પણ ચારેક કાંકરેનો સમય જાય અને સાભળનારાઓને એ રૂચિનું અજીર્ણ થાય તેથી માત્ર અગત્યના અવશેષોની સક્ષેપ નોંધજ આ સ્થળે કરવી ઉચિત છે વિગતે વાચનાર કે જોનાર માટે તો પુરાતત્વ ખાતા તરફથી પ્રકાશિત થએલા મોટા ગ્રન્થો પણ અધૂરા લાગશે એ ગ્રન્થોના લેખકોએ સાહિત્ય બાહુલ્યને કારણે પૂર્ણતાએ પહોંચી શકવાની અસમર્થતા જાહેર કરી છે તે છતા આજે એ પ્રકારનોએ ગુજરાતના સ્થાપત્યના અભ્યાસીઓની જે સેવા કરી છે તે બહુ કીમતી છે આપણા આજના પ્રસંગ માટે તો ભદ્રનો કિલ્લો, અહમદશાહની જામે મસ્જિદ, ત્રણ દરવાજા, તીન ખાન, અનેશાહઆલમની મસ્જિદો, અહમદશાહનો રોઝો, રાણીનો હજીરો, કુતુબુદ્દીનની મસ્જિદ આઝમખાનનો રોઝો, રાણી રૂપવતીની તથા રાણી સિપરીની મસ્જિદો, મીર્ઝા અબુતુરાબની મસ્જિદ મુહાફિઝખાનની મસ્જિદ ઇત્યાદિ આ કાળની બધી ઇમારતો પૈકી થોડાની સંક્ષિપ્ત નોંધ સાથે તસ્વીરો બતાવી, સંતોષ માનવો રહ્યો

(૩) ત્રીજો તબક્કો મુગલ સામ્રાજ્યનો છે આ કાળમા ઉત્તર હિન્દમા દિલ્હી, આગ્રા અને ફતેહપુર સિકરી, ઇત્યાદિના તો બહુ ઇમારતો બધાઇ હતી પરન્તુ ગુજરાતના સુબાઓ દ્વારા અમન ચાલતો હોવાથી જે ઇમારતો બધાઇ છે તે સાધારણ કોટિની છે અને સલ્તનતના કાળની ઇમારતો આગળ ઝાંખી પડતી હોય તેવી લાગે છે એ ઇમારતો પૈકી અમદાવાદનો શાહીબાગ આઝમખાનનો મહેલ, અબૂતુરાબનો રોઝો અને એવીજ જાતની કેટલીક ઇમારતો બધાઇ હતી તેનું આપણે અવલોકન કરીશુ

ઉપર જણાવ્યા પ્રમાણેના ત્રણ વિભાગ જો ઇમારતોના પાડી શકાય છે અને જો દ્રષ્ટિ તે કાળક્રમાનુસાર ગુજરાતમા પથરાએલી અનેક ઇમારતોનુ અવલોકન કરીએ તો શિલ્પસ્થાપત્યના વિકાસનો બહુ સારો અભ્યાસ થઇ શકે ક્રમવાર ઇમારતોના ચિત્રો ગોઠવી વ્યવસ્થિત રૂપે તસ્વીરો તૈયાર થઇ શકી નહીં હોવાથી સ્થળવાર મુખ્ય મુખ્ય ઇમારતોના અગત્યના ભાગોજ આજે આપની સમક્ષ રજુ કરી શકાશે, તે માટે મન માફ કરશો અને નિર-ક્ષીર વિવેક બુદ્ધિએ વિવેચનનો સાર ગ્રહણ કરશો એવી આશા છે

## અણહિલવાડ પાટણ

**જામે આદીના મસ્જિદ**

અણહિલવાડ પાટણ કે અણહિલપુર ગુજરાતનું પ્રાચીન પાટનગર હતું. અમદાવાદ વસતાં પહેલાં મુસ્લિમ રાજ્યની પહેલી સદીમાં પણ પાટણ ગુજરાતનું પાટનગર હતુ અને નહરવાલા પાટણને નામે ઓળખાતું. આ શહેરમાં ચાવડા અને સોલંકીકાળના અવશેષો કંઇ નથી, કારણ કે મુસ્લિમ આક્રમણો દરમિયાન અનેકવાર હિન્દુ મંદિરોનો વિધ્વંસ થયો અને શહેરમાં આગ લગાવી ઈમારતો બાળી મુકાઇ અને પ્રજા લુંટાઈ હતી. છતાં જે જૈન કે હિન્દુ મંદિરોનો મસ્જિદો તરીકે ઉપયોગ થયો તેમાના થાંભલા, છત, ઈત્યાદિ સાધનોથી એ કાળના શિલ્પનો ખ્યાલ મળી શકે એમ છે. એ કાળની કેટલીક ઇમારતોમાં એ પૂર્વકાલીન અવશેષો છે. મધ્યકાલીન યાત્રીઓ અને ઇતિહાસ વેત્તાઓના લખાણ ઉપરથી કહી શકાય કે મુસ્લિમકાલીન મસ્જિદોમાં પહેલી મસ્જિદ સને ૧૩૦૫માં ત્યા બંધાઇ હતી તેને જામે ઉર્ફે આદીના મસ્જિદ કહેતા. તે અલફખાને મોટા હિન્દુ મંદિરનો વિધ્વંસ કરી ત્યાજ બાંધી હતી તેમા ૧૦૫૦ આરસના થાંભલા હતા. તેનો વિસ્તાર ૪૦૦×૩૫૦ ફીટનો હતો. આ ગુજરાતની સૌથી મોટી મસ્જિદનો કાળક્રમે ઢળતો પહોર આવ્યો અને મરાઠા કાળમાં તો સાવ સાફ થઈ ગઇ. સુરક્ષમ ઈમારત તરીકે પણ હિન્દુકાલીન સચવાઈ રહેલા અવશેષોનો મરાઠાઓએ નિર્દયતા પૂર્વક નાશ કરી તેના પત્થરોનો ઉપયોગ કોટ બાંધવામા કર્યો આ પ્રમાણે એ મસ્જિદ તો હવે નાશ પામી છે.

## શેખફરીદનો મકબરો

પાટણથી વાયવ્ય તરફ લગભગ દેઢેક માઇલને અંતરે સહસ્રલિંગ તળાવની ઉત્તરે શેખ ફરીદની દરગાહ આવેલી છે. એ ઈમારતનું અંદરથી અવલોકન કરતાં જણાય છે કે કોઇ તજાએલા હિન્દુ કે જૈન મંદિરમાં વલી શેખ ફરીદની કબરે કરી, તેની ઉપર દરગાહ માટેના આવશ્યક ફેરફારો થયા હશે. એના સભામંડપના જૂના થાંભલાઓની વચમાં જાળી ભરી મકબરાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. ઉપરના ઘુમટ ભૂઞ ૧૧મી સદીનાજ લાગે છે અને છતનું શિલ્પ પણ એજ વખતનું છે.

એજ પ્રમાણે બાવા હાજી અને બાવા હાજીના મકબરામાં પણ મુસ્લિમકાલીન સ્થાપત્ય કરતાં પ્રાચીન શિલ્પ અભ્યાસનાંજ સાધનો છે.

## શેખ જોધની મસ્જિદ

શહેરની દક્ષિણે કોટ પાસે પડી ભાગી સ્થિતિમાં એક વિશાળ ઇમારત છે. એ શેખ જોધની મસ્જિદને નામે જાણીતી છે. તેના થાભલા કોઈ હિન્દુ મંદિરમાંથી આણેલા જણાય છે. અમદાવાદની સલ્તનતકાળની મસ્જિદો પ્રમાણે ત્યાં પણ ઉંચાઇ વધારવા માટે એક પર બીજો થાંભલો ગોઠવીને સામે કમાનો લીધી છે; પરંતુ પાછલા થાંભલા તો-ઠેઠ છત સુધી લીધા છે. છાપરૂં લાકડાનું છે અને ચૂનાની ગચ છે. એ આ મસ્જિદની ખાસ વિશેષતા કહેવાય. પાછલી ભીંતની પાંચ મેહરાબો અત્યંત સુંદર શિલ્પથી યુક્ત છે. થાંભલા પર એજ જૂની કારીગરી છે. તે સિવાય બાકીનો ભાગ સાવ સાદોજ છે. હાલ તો કેટલાક થાભલા અને છાપરૂં પડી ગયેલ છે. મિમ્બર પણ નષ્ટ થએલો જણાય છે. આ મસ્જિદની પાછલી અને આગલી ભીંત ઇંટ ચૂનાની બાંધેલી છે. તેને દરેક છેડે બારી છે અને બહારથી ઉપર જવાના પગથિયાં છે; એ ઢબ પણ બીજી ઇમારતોથી જુદીજ છે. આ પ્રમાણેની રચના ગુજરાતમાં પ્રારંભિક મસ્જિદો સિવાય અન્યત્ર જોવામાં નથી આવતી. અલબત્ત જુનાગઢની પંદરમી સદીની ઈમારતોમાં તેવી ગોઠવણ હોય છે.

## ગુમડા મસ્જિદ

આ મસ્જિદ અમદાવાદની ૧૫મી સદીની મસ્જિદો જેવી છે, પરંતુ તેમાં પ્રાચીન મંદિરોનું સાહિત્ય નહીં વપરાએલું હોવાથી એ કાળની ઢબ પ્રમાણે પ્રમાણમાં વધુ સાદાઇ આવી છે. કેટલુ પત્થરના નહીં ઘડાએલા ભાગ ભીંતમાં ઉચા રહી ગયા છે તેમને ગુમડાં કલ્પી લેકોએ આનું 'ગુમડા મસ્જિદ' નામ પાડયું હોય, એમ લાગે છે. કેટલાક અંધ શ્રદ્ધાળુ શહેરીઓ તો બચ્ચાંઓનાં ગુમડા સાજા કરવા આ મસ્જિદના ખરબચડા રહી ગયેલા પત્થરોની પૂજા પણ કરવા મંડ્યા છે. આ મસ્જિદ ૬૫ ફીટ લાંબી અને માત્ર ૨૬ ફીટ પહોળી છે. મેહરાબોમાં સાધારણ કોતરકામ છે વચલી મહેરાબ પર શિલા લેખ છે અને પાછળી ભીંતમાં માત્ર ત્રણ બારીઓ છે. તેમાં જાળીનું કોતરકામ તથા મહેરાબની પાછળ ભીંતના ટેકા પણ સુંદર શિલ્પથી ભરેલા છે.

એજ પ્રમાણે રુદ્રમાળાના પ્રસિદ્ધ મંદિરની ત્રણ નાની દેહેરીઓને સંયુક્ત કરી બનાવેલી સિદ્ધપુર પાટણની જામે મસ્જિદ અને રાધનપુર રાજ્યમાં આવેલા મુજપુર ગામની પૂર્વે પણ એક જામે મસ્જિદ છે. આ બન્ને ઇમારતોમાં મુસ્લિમકાળની પ્રારંભિક મસ્જિદો પ્રમાણે મંદિરનાજ થાંભલા, છત વગેરેનો ઉપયોગ થયો છે અને આવશ્યકતા પૂરતા ભાગો જેમકે મેહરાબો મિનારા, હોઝ, મિમ્બર, ઇત્યાદી ઉમેરાયાં છે. તેમાં મુસ્લિમ સ્થાપત્યનાં વિશિષ્ટ લક્ષણો કંઇ નહીં હોવાથી તેમનું સવિસ્તર વર્ણન અત્રે કરવું બીન જરૂરી છે સોમનાથ પાટણની જામે મસ્જિદ અને માઈપુરી મસ્જિદો પણ એજ કોટિમાં મૂકી શકાય તેવી છે તેમાંના થાંભલાએ કારીગરી અને છતનું સુંદર શિલ્પ તેરમી સદીના ઉત્કૃષ્ટ હિન્દુકાલીન શિલ્પનાં નમૂના રૂપે રજુ કરી શકાય તેવાં છે.

## માંગરોળ

કાઠિયાવાડમાં આવેલું માંગરોળનું નવાબી રાજ્ય પ્રાચીન કાળમાં મંગલપુરને નામે જાણીતું હતું, અને ત્યાં સોમનાથ પાટણના શિવાલય જેવું મંગલેશ્વર મહાદેવનું ભવ્ય દહેરું હતું. મુસ્લિમ આક્રમણોમાં તેની મૂર્તિનો નાશ થયો અને શિવાલયને મસ્જિદનું રૂપ મળ્યું. એજ પ્રમાણે બીજાં કેટલાંક મંદિરોનો વિધ્વંસ કરી તેના સાહિત્યમાંથી સ્થાનિક જામે મસ્જિદની ઇમારત બંધાઇ છે. આ મસ્જિદ ત્યાંની ઇમારતોમાં સૌથી મોટી અને જૂની છે. તેનો અગ્ર ભાગ સાદી ભીંત અને કમાનવાળા દરવાજાથી યુક્ત છે. પરંતુ અંદરના ભાગમાં વપરાએલા ૪૮૩ થાંભલા જૂદાં જૂદાં આઠેક મંદિરોમાંથી ભેગા કરેલા લાગે છે. મસ્જિદની ઉંચાઈ વધારવા એક પર એક એમ બબ્બે થાંભલા વાપર્યા છે. વચલા ઘુમટ નીચે પ્રાચીન સ્થાપત્યના નિયમાનુસાર ૧૨ થાંભલાની રચનાવાળો અષ્ટકોણાકાર મંડપ છે. અંદરના ભાગના નાના ઘુમટોની છતના ચંદરવા પણ હિન્દુ મંદિરનાજ છે. કારણ કે એતો એ મુર્તિ શિલ્પનું બાહુલ્ય છે. એક છતમાં કૃષ્ણનું કાલિ નાગમર્દનનુ અને બીજામાં શિવના તાંડવ નૃત્યનું દ્રષ્ય આજે પણ જોઇ શકાય છે. તે બંને જૂદાંજૂદાં મંદિરોમાંથી આણ્યા હશે. મુસ્લિમકાલીન શિલ્પના નમુના તો પાછલી ભીંતમાં બનાવેલી મેહરાબો અને મિમ્બરજ છે. અલબત અરબસ્તાન અને મિસર દેશના પ્રભાવ સૂચક નમાઝગાહની ઉપર બાજુએ દાલાનમાં સ્ત્રીઓ માટે નમાઝ પઢવાની વ્યવસ્થાવાળું છજું અને બહારથીજ આ સ્થળે આવવા માટેનાં પરભાર્યાં પગથિયાં ઇત્યાદી છે. ગુજરાતની અન્ય પ્રારંભિક મસ્જિદોમાં પણ એવીજ રચના છે. કારણ કે મુસ્લિમ ધર્મશાસ્ત્ર પ્રમાણે સ્ત્રીઓ સાર્વજનિક મસ્જિદોની મૂખ્ય નમાઝગાહમાં આવી નમાઝ પઢી શકે નહીં, અને તેમાં વળી

પડદાની પ્રથાને લીધે પરપુરુષો સામે ઉપસ્થીત પણ ન થવાય, એટલે બહારથીજ પરબારે રસ્તે આવી નમાઝ પઢી, બારોબાર પાછાં જતા રહેવાની આ સગવડ રાખવામાં આવી હશે. પરંતુ ૧૫મી સદી પછીની કોઇપણ મસ્જિદમાં આ સગવડ જોવામાં નથી આવતી. ભરૂચ, ખંભાત અને અમદાવાદની જુની મસ્જિદોમાથી કેટલીકમાં આવી વ્યવસ્થા જોવામાં આવે છે.

## ભરૂચ

નર્મદા કાંઠે આવેલા પ્રાચીન ભૃગુકચ્છના સુંદર દેવાલયો અને ધમધોકાર વેપાર વાણિજ્યના કેન્દ્રરૂપ બંદરની જાહોજલાલીના અવશેષો આજના ભરૂચમાં ભાગ્યેજ જડે છે. કેટલાયે ઋષિઓના આશ્રમ તરીકે જાણીતા સ્થળોમાં એ પ્રાચીનતનો ભાસ થતો નથી. અલબત્ત પૃથ્વીના ગર્ભમાંથી પુરાતત્ત્વાન્વેષણ કરી એમાંના કેટલાક અવશેષો કાઢી શકાય. અસ્તિત્વમાં રહેલી ઇમારતોમાં તો એકકે ત્યાંની જુમા મસ્જિદ જેટલી પ્રાચીન નથી. ૧૩મી સદીના અંતમાં અલાઉદ્દીનના રાજ્યકાળથી ભરૂચ મુસ્લિમ સત્તામાં આવ્યુ અને તેના થોડાજ વખત પછી આ મસ્જિદ બંધાઇ હોય એમ લાગે છે. તેમાં વપરાયલા સાધનો હિન્દુકાલીન શિલ્પ સ્થાપત્યના નમૂના રૂપે ગણી શકાય તેવાં છે. મકાનની રચના જોતાં એ સ્થળે મૂળ કોઇ જૈન દહેરાસર હશે, એમ લાગે છે. મુસ્લિમ વિજેતાઓએ ૧૪મી સદીની શરૂઆતમાંજ તેને જુમા મસ્જિદ બનાવી, તે ઠેઠ ૧૮મી સદીના અંત સુધી સ્થાનિક મુસ્લિમોની સામૂહિક પ્રાર્થનાનું પવિત્ર ધામ રહ્યું. સને ૧૮૦૩મા અંગ્રેજ સોલ્જરોએ એ ભરૂચનો કબજો લીધો અને આ મસ્જિદમાં પડાવ નાખ્યો, ત્યારથી તેનો ઉપયોગ બંધ પડ્યો હોય, એમ લાગે છે, અને ત્યાર પછીના દુર્લક્ષને લીધે મસ્જિદ બહુ ખરાબ સ્થિતિમાં આવી ગઇ.

આ પ્રમાણે ઉજ્જડ બનેલી જુમા મસ્જિદ હજીયે પોતાના અસલ વૈભવનો ખ્યાલ આપી શકે તેમ છે. તેનો નમાઝગાહનો ભાગજ ૧૨૬ ફીટ લાંબો અને ૫૨ ફીટ પહોળો છે. સામે મોટો ચોક છે. હિન્દુ સ્થાપત્યની દ્વાદશ સ્તંભની રચના પર બાંધેલા ઘુમટનું અંદરનું શિલ્પ અત્યંત સુંદર છે. બાજૂના ઘુમટોમાં પણ જુદી જુદી કારીગરી કરેલી છે. તે જોતાં દેલવાડાંના શિલ્પની વાત યાદ આવે છે. થાંભલા પરના ટેકા તથા થાંભલાઓમાં કોતરેલી નખશિખાન્ત મૂર્તિઓ પોતાના મૂળ સ્થાનનું સૂચન વગર પૂછેજ કરી દે છે. આ મસ્જિદની બાંધણીના નવા ઉમેરાયેલા ભાગોમા જ્યાં નકશીદાર પત્થર ખૂટ્યા ત્યાં સાદી શિલાઓજ રાખેલી જણાય છે, કે બંધાવનારે તૈયાર મળ્યાં એટલાંજ શિલામય સાધનોનો ઉપયોગ કર્યો છે. પોતાને ખરચે આવું બધું કરાવવા જેટલો પૈસો કે સમયનો એને પાસે અભાવ હતો, છતાં શિલ્પકારોએ જેમ બને તેમ યોગ્ય સ્થાને યોગ્ય વસ્તુઓનો ઉપયોગ કરી ઇમારતને શણગારવામાં બનતો પ્રયાસ કર્યો હોય એમ જણાઇ આવે છે. દક્ષિણ તરફનુ પ્રવેશદ્વાર તેની ઉપરનું શિલ્પ અને એના મંડપની રચના પણ એજ દિશા તરફ આંગળી બતાવે છે. આની ઉપરના એક શિલાના લેખમાંથી આ મસ્જિદ ૭૦૧ હિજરી અર્થાત ૧૩૦૨ ઈ. માં બંધાઇ હોય એમ લાગે છે. આ મસ્જિદમાં પણ મેહરાબો અને પાછળની દ બારીઓની જાળીઓમાં (જેમાંથી અત્યારે મા એક સારી છે) ગુજરાતના સ્થપતિઓએ સમયાનુસાર ફેરફાર સાથે દક્ષતા દાખવી છે. સૌથી વધારે આકર્ષક અને અભ્યાસ કરવા યોગ્ય તે આ મસ્જિદના નાના મોટા ઘુમટોની અંદરના ચંદરવા છે. તેમાંની જુદી જુદી ભાતો શિલ્પકળાની ઉત્કૃષ્ટતા સૂચવે છે.

## ખંભાત.

ભરૂચ કરતાંયે વધૂ ભવ્ય, પ્રાચીન અ

ગુજરાતના માનીતા બંદર તરીકે ખંભાતે જગતમાં ખ્યાતી મેળવી છે. મુસ્લિમકાલમાં તો મિલ્ટન જેવા કવિઓ પણ ગુજરાતના સુલતાનને ખંભાતના સુલતાન તરીકેજ વર્ણવે છે. પૌરાણિક કાળથી હિન્દુઓના પવિત્ર ધામ સ્તંભતીર્થ તરીકે પણ ગુજરાતનું ખંભાત વિશિષ્ટ પદ ભોગવતું હતું. જૈનોનાં તથા હિન્દુઓનાં અનેક પ્રાચીન મંદિરો ખંભાતમાં અસ્તવ્યસ્ત થઈ ગયાં છે. મુસ્લિમકાલિન અવશેષો પૈકી અગત્યનું સ્થાન ભોગવતી એક ઈમારત છે. તેનું નામ જામે મસ્જિદ. ગુજરાતમાં મુસ્લિમ સ્થાપત્યની પ્રારંભિક સ્થિતિ રજુ કરતી તઘલક કાળમાં બંધાએલી મસ્જિદોમાની આ એક છે. તે સને ૧૩૨૫ ઇ મા મુહમ્મદ બલખુનમારીએ ખાનગી મિલકતમાંથી જાહેર જનતાના ઉપયોગ માટે બંધાવી આપ્યાનો ઉલ્લેખ મસ્જિદના એક શિલા લેખમાંથી મળે છે.

આ મસ્જિદ ખંભાતના દરિયા તરફના કોટની પાસે આવેલી છે તેનો ઉત્તર તરફનો મુખ્ય દરવાજો સાવ સાદો છે, પરંતુ અંદરની રચના અને દક્ષિણ તરફનો દરવાજો જોવાથી તેની ભવ્યતા અને સૌંદર્યનો ખ્યાલ આવે છે. આ મસ્જિદ ૨૧૨ ફીટ લાંબી અને ૨૫૨ ફીટ પહોળી છે. લગભગ ૧૯૦×૫૦ ફીટની નમાઝ ગાહ અને આસપાસની પરસાળોના થાભલાઓની ગોઠવણ મૂળ હિન્દુ ઢબની છે, તેમ, એમની ઉપરનું શિલ્પ બોલી ઉઠે છે કે તે અસલ હિન્દુ અગર જૈન મંદિરો માટે કોતરાયા હતા, પરંતુ વિધર્મી રાજ્યકર્તાઓની ધાર્મિક પ્રવૃત્તિને લીધે તેઓ મસ્જિદની શોભા વધારે છે. વસ્તુતઃ અન્ય સ્થળોમાં આ સમયમાં બન્યું હતુ તેમ ખંભાતમાં પણ મુસ્લિમોએ મંદિરોના સાહિત્યોનો છૂટથી ઉપયોગ કર્યો જણાય છે. નમાઝગાહની અંદર તેમજ આસપાસની પરસાળોમાં ચોરસા આકારે ગોઠવાએલા થાંભલાઓ પર પટ્ટશિલાઓ દ્વારા અષ્ટકોણ સાધી, તે પર ઘુમટ બાંધેલો છે. અન્ય મસ્જિદો પ્રમાણે ત્યાં પણ બેવડા થાંભલા ગોઠવી છત ઉંચી કરી છે. નમાઝગાહનો મોખરો ત્રણ કમાનોથી ઢાંકી દીધેલો છે. વચલી કમાન જરાક વધુ ઉંચી કરી, તેની ઉપર બે નાના મિનારા કર્યા છે તે મસ્જિદના શિલ્પના પ્રમાણમાં તદ્દન નજીવા લાગે છે. નમાઝગાહમાં બન્ને બાજુએ સ્ત્રીઓ માટેની નમાઝગાહનાં છજાં બનાવેલાં છે અને તે જાળીથી ઢાંકી દીધેલાં છે. પશ્ચિમ તરફની ત્રણ મેહરાબો છે તે પણ સાદી છે. વચલી મેહરાબની બાજુએ ૮ પગથિયાવાળો મિમ્બર કે વ્યાસપીઠ છે. સામેનો ચોક પ્રમાણમાં નાનો છે. તેમાં વઝુ માટે હોઝ છે અને તેની ઉપર બલદ્દાચીન (મંડપ) પણ છે.

મસ્જિદની દક્ષિણે મસ્જિદ બંધાવનારની અને તેની સ્ત્રીની કબરો છે. તે શિલ્પકામથી ભરપૂર કુરાને શરીફની આયતો અને દટાએલી વ્યક્તિઓના નામ, અવસાનની તારીખ, સાલ, ઇત્યાદિના ઉલ્લેખવાળી, સુંદર અક્ષરોના શૃંગારથી સુસજ્જિત છે. તે ગુજરાતના શિલ્પના સુંદર નમૂના રૂપ છે. એ કબરો પર મૂળ ઘુમટ હશે તે પડી ભાગ્યો છે. આસપાસ બેવડા થાંભલાની સુંદર રચના એ રોજાની મૂળ ભવ્યતાનો ખ્યાલ આપે છે.

## ધોળકા.

અમદાવાદથી લગભગ ૨૩ માઈલ, દક્ષિણે એજ જિલ્લામાં ધોળકા નામક પ્રાચીન શહેર છે. તેને પાંડવોના ગુપ્તવાસવાળા વિરાટ નગર તરીકે લોકો માને છે. ધવલક્ક પણ એનું એક જુનું નામ છે. ત્યાં સિદ્ધરાજ જયસિંહની માતા મયણલ્લા દેવીનું બંધાવેલુ મીનલ સરોવર પણ છે. અને ગુજરાતના છેલ્લા હિન્દુ રાજાઓ વાઘેલાઓનું તે મુખ્ય શહેર હતું. ત્યાં એમના પ્રધાનો વસ્તુપાળ અને તેજપાળે સુંદર જૈન દહેરાસરો પણ તેરમી સદીમા બંધાવ્યા હતાં.

ભીંતો પણ ભાંગી ગઈ છે, પણ નમાઝગાહથી લગભગ ૩૦૦ ફીટને અંતરે આવેલા પ્રવેશદ્વાર પરથી વચલા ચોકની વિશાળતાનો ખ્યાલ આવી શકે છે. આ પ્રવેશદ્વારમાં ૨૦ ફીટનો ચોરસ મંડપ છે, અને તેની ત્રણે બાજુ નાજુક થાંભલીઓ અને કમાનમય કમાનો છે. એકંદરે પડી ભાંગી સ્થિતિમાંએ આ મસ્જિદ પોતાના મૂળ ભપકદાર દેખાવનો ખ્યાલ આપી શકે તેમ છે.

## ૪. જામે મસ્જિદ

હિલાલખાનની મસ્જિદ જેવી ઢબવાળી આ મસ્જિદની રચના અમદાવાદની પંદરમી સદીના ઉત્તરાર્ધમાં બંધાએલી મસ્જિદોની રચના સાથે મળતી છે. તેનો અંદરનો ભાગ લગભગ ૧૦૧×૩૩½ ફીટનો છે. મેહરામાં માત્ર ત્રણ કમાનો છે અને દરેક પર એકેક ભવ્ય ઘુમટ છે. થાંભલા મુસ્લિમ ઘટના ચોરસ અને અષ્ટખુણિઆ આકારના છે. પરંતુ ઘુમટની નીચે તેમજ બાજુના મંડપોમાં ૧૨ થાંભલાની અસલ રચના જોવામાં આવે છે. આમાં પણ વચલો ઘુમટ ૨૫ ફીટ ઉંચો કરી, હવાઉજાશની સગવડ કરાયેલી છે. બાજુના ઘુમટો માત્ર ૧૩ ફીટની ઉંચાઇએ આવેલી પટ્ટશિલા પર બંધાયા છે. બાકીની ઉંચાઈ શિલ્પકામથી ભરેલી કમાનો અને જાળીઓથી સધાઈ છે. બાજુની પરસાળો માત્ર ૧૭ ફીટ ઉંચી બહારની ભીંતોથી ઢંકાએલી છે. આ મસ્જિદના મિનારાઓની રચના હિન્દુકાલીન મિનારાઓ પ્રમાણે ઉત્તરોત્તર નાના નાના આકારના ગોઠવાએલા ચોરસોવાળી છે. તેમાં ૩૭ ફીટની ઉંચાઈમાં ત્રણ માળ હજીએ કાયમ છે. દરેક માળામાં મંદિરોમાં મૂર્તિઓ માટે હોય છે તેવા નાના નાના ગોખ મિનારાના બહારના ભાગમાં બનાવેલા છે અને તેમાં વેલબુટ્ટાની આકૃતિઓ કરેલી છે. આ ગોખમાંનું શિલ્પ અમદાવાદના મિનારાઓના ગોખના શિલ્પથી જુદીજ જાતનું છે. નમાઝગાહમાં પાંચ મેહરાબો છે તેમાં વચલી મેહરાબનું શિલ્પ સૌ કરતાં વધુ સારૂં છે. મિંબર પણ હિલાલખાનની મસ્જિદના નમૂનાનો બનાવ્યો છે. પરંતુ શિલ્પકળા તેની ઉત્કૃષ્ટ નથી. આ મસ્જિદમાં જનાના નમાઝગાહ નથી. નવી ઢબ પ્રમાણે માત્ર પુરૂષો માટેની એક સાર્વજનિક મોટી નમાઝગાહ આમાં જોવામાં આવે છે. સામેના ૧૪૯×૭૬ ફીટ જેવડા મોટા ચોકમાં મધ્યભાગે બે કૂવા છે અને દક્ષિણ તરફ મોટું ટાંકું પણ છે. આ તરફ ખંભાતની મસ્જિદ પ્રમાણે બંધાવનારનો મકબરો પણ છે. તેમાં ત્રણ કબરો છે. વચલો ઘુમટ પડી ભાંગ્યો છે. પરંતુ તેની નીચેની બારી થાંભલાવાળી રચના હજી જોઈ શકાય છે.

આ પ્રમાણે ધોળકાની ચારે મસ્જિદોમાં સમકાલીન સ્થાપત્યનો પ્રભાવ અને શિલ્પના નિયમોના વધતોઓછા થએલા ફેરફારોનો અભ્યાસ થઈ શકે છે.

## ચાંપાનેર

પંચમહાલ જિલ્લામાં પાવાગઢથી ઈશાન કોણમાં એક માઈલને અંતરે ચાંપાનેર આવેલું છે. આ ડુંગર પર મૂળ સોલંકીનો કિલ્લો હતો. ત્યાર પછી ખિચી ચૌહાણોએ ઇ સ ૧૨૯૭માં તેની ઉપર કબજો મેળવ્યો. ગુજરાતમાં મુસ્લિમ રાજ્યની સ્થાપના થયા પછી પણ લગભગ ૨૦૦ વર્ષ સુધી ચાંપાનેર રાજપૂતોના અધિકારમા રહ્યું હતું. અહમદશાહે તેમને હરાવી ગઢ જિતવા પ્રયત્નો કર્યા, પરંતું સફળતા ન મળી. મહમુદ બેગડાએ પણ વારંવાર પ્રયત્ન કર્યા પછી લાગોલાગ સાડા આઠ મહિના સુધી પડાવ નાંખી, ચાંપાનેરની આસપાસ ઘેરો ઘાલ્યા પછી ઇ. સ. ૧૪૮૪માં એ ગઢનો કબજો મેળવ્યો. પરંતુ તે પહેલાં ગઢની રાજપૂત રમણીઓ અને યોદ્ધાઓએ જૌહર કરી, પોતાના પ્રાણોની આહૂતિ આપી દીધી હતી.

## ૧. ચાંપાનેરનો કિલ્લો

જે સ્થળે આટલા લાંબા વખત સુધી મહમૂદ બેગડાને પડાવ નાંખી રહેવું પડેલું તે સ્થળે તેણે વિજય પછી પોતાનો કિલ્લો બનાવી રહેવાનું રાખ્યું; કારણ કે ત્યાંના હવાપાણી અને પ્રદેશ તેને બહુજ ગમી ગયાં હતાં. તેણે રાજગઢની આસપાસ શહેર વસાવી, તેનું નામ મહમુદાબાદ રાખ્યું. આ નવા શહેરના લગભગ પોણા માઈલ જેટલા લાંબા અને ૨૮૦ વાર પહોળા વિસ્તારની આસપાસ તેણે જહાંપનાહ નામક કોટ બંધાવ્યો તે ૩૦ ફીટ ઉંચો અને બહુ મજબૂત હોવાથી હજી સુધી સારી હાલતમાં છે. તેની ચારે બાજુ ચાર ભવ્ય દરવાજા છે. દરવાજાઓની અંદર માંડવીની બે ઈમારતો કિલ્લાનાં પૂર્વ તથા પશ્ચિમ તરફનાં નાકાં છે. આ ઈમારતો ૧૫૦—૧૨૦ ફીટની સુંદર ચતુષ્કોણાકાર આકૃતિની છે. અંદર એક સુંદર શિલ્પવાળી શહેરની મસ્જિદ પણ છે અને તે સારી હાલતમાં છે. પરંતુ દુર્ભાગ્યવશાત્ બહાદુરશાહના ૧૫૩૬માં મરણ થયા પછી ચાંપાનેરની ધીશ્ર વસ્તી વિખેરાવા માંડી, અને ધીમે ધીમે એની જાહોજલાલી ઓછી થતી ગઈ. આજે તો આ ભવ્ય રાજગઢમાં જંગલનું દૃશ્ય છે અને થોડાંક ઝુપડાં સિવાય કંઈ નથી. છતાં ત્યાંની સલ્તનતના કાળની ઈમારતો પોતાની અસલ ભવ્યતાનાં ગાન કરતી ઉભી છે. તેનું શિલ્પકામ જોવા જેવું છે રાજગઢ વિષે તો આપણે ચર્ચા કરી લીધી. હવે ત્યાંની અન્ય મુખ્ય મુખ્ય ઈમારતોનું સંક્ષેપથી અવલોકન કરીએ.

## ૨. જામે મસ્જિદ

ચાંપાનેરના પૂર્વ તરફના દરવાજા પાસે ત્યાંની જામે મસ્જિદ આવેલી છે. તે ગુજરાતની અત્યંત સુંદર મસ્જિદોમાંની એક છે. લગભગ ૧૦૦ ફીટ ઉંચા બન્ને મિનારા એની શોભામાં વધારો કરે છે. મસ્જિદની નમાઝગાહનો ભાગ ૧૬૯½×૭૧ ફીટનો છે અને તેમાં ૧૭૨ થાંભલા પર ગોઠવેલા ૧૧ ઘુમટો છે મસ્જિદનું મૂખ્યદ્વાર ૧૫ ફીટ પહોળું અને બાકીનાં ચાર દ્વાર એની અર્ધી પહોળાઇવાળાં છે. બહારની બાજુએ મિનારાની બાજુમાં કોતરકામના ટેકાઓ પર ઝરૂખા છે. આ ઝરૂખાઓની બાજુએ નાની થાંભલીઓ છે. દરવાજાઓ પર પણ એવીજ જાતનો એકેક ઝરૂખો છે. મિનારાઓમાં તત્કાલીન રિવાજ મુજબ કંદોરા, છજાં અને ગોખ તથા તેમાં જાળીઓના શણગારે સજાએલા છે. મસ્જિદની અંદરની બાજુથી આ મિનારાઓની ઉપર જવાના તેમજ ઉપલા માળામાં તથા વચલી અગાશીમાં જવાનાં પગથિયાં છે. મુખ્યદ્વારમાં પ્રવેશતાંજ બે મોટા થાંભલા ૨૮–૧૦ ફિટની ઉંચાઇવાળા છે તે પોતાના શિલ્પકામ અને કદ તરફ પ્રેક્ષકોનું ધ્યાન ખેંચે છે. આવા બીજા થાંભલાઓ પર બીજા અને ત્રીજા માળનાં છજાં છે. વચલો ઘુમટ તો ઠેઠ ઉપર સુધી ઉંચો હોવાથી ભવ્ય લાગે છે, પરંતુ આ ઘુમટની અંદર પણ અષ્ટકોણાકારે ફરતું છજું છે. ઘુમટના ૧૬ પાસા બહુ સફાઇથી કોતરેલા છે. આ મસ્જિદની નમાઝગાહના વાયવ્ય ખૂણામાં ૪૫×૨૮ ફીટ જેટલી જગ્યા ૯ ફીટ ઉંચા જાળીવાળા પડદાથી ઢાંકી સ્ત્રીઓ માટેની ખાસ નમાઝગાહ તરીકે જુદી પાડવામાં આવી છે. તેમાં એક મેહરાબ છે. તેમાં પ્રવેશ કરવા માટેનું બારણું ઉત્તર તરફની ભીંતમાંથી રાખવામાં આવ્યું છે આ ભાગ પર આવેલા એક ઘુમટ નીચે મધ્ય ભાગે વ્યાસપીઠ જેવો અષ્ટકોણાકાર ઓટલો હતો, તે હવે ભાગી ગયો છે, બહારની બાજુએ ઉત્તર તરફના પ્રવેશદ્વાર પરનો મંડપ પણ પડી ભાંગ્યો છે.

મૂખ્ય નમાઝગાહમાં જનાના નમાઝગાહની મેહરાબ ઉપરાંત બીજી ૭ મેહરાબો છે. તે દરેક ઘુમટની નીચે છે. બધામાં સુંદર શિલ્પ છે, પરન્તુ વચલી મેહરાબ સૌથી વધારે

હજારો રંગબેરંગી ફૂલોથી પોતાના ખોળાને સભર ભરીને.

ઉઝરાના ઇન્તિઝારમાં એ કલાકો પર્યન્ત બેઠો રહેતો. એ બંસી બજાવતો. વાતાવરણ ભારેખમ જાદુ ભર્યું થઈ જતું. એ ચાલ્યો જતો.

■ ■ ■

]૬[

એ બંસી બજાવી રહ્યો હતો. ઉઝરા પાસે બેઠી હતી. વિલાપી સ્વરોથી વાતાવરણ સભર ભર્યું હતું.

જગત્ પર એક જાતનું શેહ પમાડે એવું દ્દશ્ય છવાઈ રહ્યું હતું. પક્ષીઓ ચૂપ હતાં; પાન સ્થિર. ફૂલની પાંખડીઓમાં ધીમો શ્વાસ ફરકી રહ્યો હતો—પવન-લેરખીઓ નિશ્વાસ ભરી રહી હોય એમ! જગત્ સમસ્તનું વાતારણ સીસા જેવું બોઝલ બન્યું હતું.

“તું મ્હને ભૂલી ગઈ. તું હવે અહિયા નથી આવતી. તારા ઇન્તિઝારમાં મ્હારી તમન્નાઓ મનમાં ને મનમાં સમાઈ જઇને સસડે છે.”

“હું દિલગીર છું. હું તમારી નથી થઇ શકતી. મ્હારૂં ભાગ્ય બીજા સાથે જોડાઈ ગયું છે. તમે મ્હને ભૂલી શકો છો.”

■ ■ ■

]૭[

ઉઝરા એક ખૂબસૂરત અજાણ્યા જવાનને સોંપી દેવામાં આવી. ઘરમાં શરણાઇઓ વાગી. ગામવાળાઓએ આનન્દ ઉજવ્યો. જુવાનોએ મુબારકબાદી આપી. અસાધારણ ધામધૂમ, અખંડ આનન્દોત્સવ—પછી હર્ષોદ્દગારોની વચ્ચે બે અજાણ્યા દિલો એકમેકની સ્હામે ધરી દેવામાં આવ્યાં—હમેશાને માટે એક બીજાનાં બનાવી દેવામાં આવ્યાં

■ ■ ■

]૮[

ધરતીના પડોને પખાળીને કેટલાંએ ચોમાસાં ચાલ્યાં ગયાં—

દૂર દૂર-ઇન્સાનોની ભયાનક વસ્તીથી બહુજ દૂર, એ બંસી બજાવી રહ્યો હતો—પોતાના નિષ્ફળ જીવનને ભૂતકાળની ઉંડી સંભારણ-કબ્રમાં ભંડારીને.

શાન્તિ-કારમી શાન્તિ આખાયે જંગલ પર છવાએલી હતી. પાન સુતાં હતાં 'ને ફૂલની પાંખડીમાં ફરકી રહેલો શ્વાસ વેદનાની વાણી ભાખતો હતો. ઝળઝળિયાંએ બંસી કારની આંખોને આવરી લીધી: “હું તને ચાહું છું”.

■ ■ ■

]૯[

કેટલાંય ચોમાસાંનાં પાણી આ બનાવ પર વરસી ગયાં—

એ હવે એક ખૂબસૂરત લડકીની મા હતી. દૂરથી કોઈ બંસી બજાવતો આવી રહ્યો હતો:

**મનકી આંખે ખોલ**
**બાબા, મનકી આંખે ખોલ**

ઠંડી હવાનું કાળજું વીંધીને આવાઝ એના કાનમાં રેડાયો 'ને કલેજાના તળિયા સુધી અડકી આવતો ઊંડો ને ઊંડો ઉતરતો ગયો. દિન પૂર્વેના દિન અને માસ પૂર્વેના માસ એની યાદદાસ્તમાં ઉઘડતા ગયા: “ઘણાં વર્ષો થઈ ગયાં: મ્હેં એને નથી દીઠો. તેને, જે મીઠા સૂરોમાં બંસી બજાવતો હતો. હું એને ભુલી ગઇ. હવે એ કયાં હશે? જીવતો હશે કે મરી ગયો હશે? —કોણ જાણે? શું તે હજીયે મ્હને ચાહતો હશે? નહિ, કદી નહિ.”

એની આંખો લડકીના મીઠું હસતા મ્હોં તરફ ઉડી. એ હસી રહી હતી—જગતની સઘળી મીઠાશ એના અન્તરમાં હોય એવું હાસ્ય. માએ એને હૈયા સાથે ભીડી લીધી: “કેવી અડવીતરી છે તું!”

એક ભૂલાએલા સ્વપ્નની જેમ દૂર દૂર બંસીનો નાદ હજીયે રણકી રહ્યો હતો.—

**મનકી આંખે ખોલ**
**બાબા, મનકી આંખે ખોલ**•

---

• ઈંટો ઉર્દૂ, ચણતર ગુજરાતી.

# કેસર

## એક વાસ્તવદર્શી નવલિકા

લેખક : 'કૃષ્ણ' માતરી સાહેબ.


'કૃષ્ણ' માતરી

**મારે** કંઈ ખાસ મહેનત કરવાની નહતી. ઓફીસના તંબુમાં બેસી કામ કરતા મજૂરોની હાજરી ભરવાની અને ફેરબદલીયો કરવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. કપાસના ખેતરોના એક વિશાળ પ્લોટમાં અમારે એક નવિન અખતરો કરવાનો હતો. કુદરતને તેમાં હાર આપવાની હતી. હિન્દના ખેડૂતો-જગતના ખેડૂતોની હરોળમાં તેમનું સ્થાન નથી. ખરી રીતે તેમને કુદરત પર આધાર રાખનારા, રઘસીયા, ઠોઠ અને જૂની ઘરેડના ડોબાંઓ ગણવામાં આવે છે. વર્ષો જૂના અને મંદ ગતીથી કામ આપનારા સાધનો વડે તેમને ખેતરોમાં કામ કરવાનું હોય છે. તેનાથી તેઓ ન તો સારો પાક ઉતારી શકે છે કે ન તનતોડ મહેનતનો પૂરો બદલો મેળવી શકે છે તેમના નસીબે ફોગટની મહેનત લખાઇ હોય છે. એનું ખરૂં કારણ એ હોય છે કે તેમને ખેતી બાબતનું શાસ્ત્રિય જ્ઞાન નથી હોતું. વારસામાં મળેલી વસ્તુ બહુ આનંદદાયક કે ઉપયોગી નથીજ નિવડી શકતી કારણ કે તેમાં અક્કલનો ગર નથી પડતો. ખેડૂતને મળેલું જ્ઞાન વારસામાં મળેલું હોય છે. નવિનતા, શોખ કે જાણવા ખાતર માત્ર તે મેળવેલું નથી હોતું એટલે તેમાં અનેક ઉણપો રહી જાય છે. એ ઉણપો દૂર કરવાને હિન્દનો ખેડૂત ભાગ્યે જ પ્રયત્ન કરે છે. પરીણામે ધાન પકાવનારના બાળકો ભૂખથી ટળવળી પગ ઘસીને મરી જાય છે ને કપાસ ઉપજાવનારની સ્ત્રી ફાટેલાં વસ્ત્રોથી પોતાની લાજ પણ ઢાંકી શકતી નથી. ખેડૂતોની આ દયાજનક સ્થિતિ મેં હિન્દમાં ઠેરઠેર નિહાળી છે. નાનો હતો ત્યારે પિતા સાથે ખેતરોમાં જતો. વરસતા વરસાદે, અંગો ઠારી દે તેવી ઠંડીમાં કે ધોમધખતા બળતા બપોરે ખેતરોમાં નીચાં માથાં ઢાળી કામ કરતા મજૂરોને જોઈ મારા હૃદયમાં અરેરાટી વછૂટતી. મોટો થયો એટલે ખેતીવાડીનું શાસ્ત્રિયજ્ઞાન મેળવવા મેં અભ્યાસ શરૂ કર્યો ને બી. એ. જી. ની ઉપાધી મેળવી.

રજાઓમાં ઘેર જવાની અમે તૈયારી કરતા હતા ત્યાં પ્રિન્સીપાલે ખબર કરી કે અમારે બધાને એક માસ વધુ રોકાઇ જવાનું છે. ખેતીવાડીનો એક જબરજસ્ત અખતરો કરવાનો હતો જેમાં અમારી જરૂર હતી.

પાંચસો એકરની જમીન એ માટે રોકવામાં આવી હતી કુદરતની સામે વિજ્ઞાનને હામ ભીડવાની હતી. કપાસના છોડથી આખાં ને આખાં ખેતરો ભવ્ય દીસતાં હતાં. સામાન્યતઃ કપાસના છોડ પર એકેક છોડ દીઠ સો સોથી વધુ ફૂલ આવે છે પણ જંતુઓ તેને કોરી જવાના કારણે અને હવાની અસર લાગવાથી ધીમે ધીમે એ છોડ પર બહુ જ થોડાં ફૂલ ટકે છે. જેટલાં ફૂલ તેટલાંજ જીંડવા બંધાય અને

એ છોડવાં જેટલાં વધુ તેટલોજ કપાસનો વધારો. જીવડાંઓ અને હવા ઇત્યાદિ ફૂલોને નુકશાન ન કરે એ માટે છોડને વિજ્ઞાનની મદદથી રક્ષણ આપવાનું હતું ને બની શકે તેટલા પ્રમાણમાં જીંડવાં વધુ ઉતરે એમ કરવાનુ હતું. દરેક છોડને રક્ષણ આપવા જાતજાતની જાળીઓ યુરોપથી આવી હતી. એક અંગ્રેજ સાહેબ આ અખતરો અજમાવવાના હતા. દરેક છોડ પાસેની જમીનમાં વિવીધ જાતના તેલના ફુવારાઓ કરી દેવામાં આવ્યા હતા જેથી જંતુઓ છોડ પર ચઢી પુષ્પોને નુકશાન કરી શકે નહિ. સરકાર સાડાદશ લાખ રૂપીયા એમાં ખર્ચવાની હતી. અખતરો સફળ થાય તો હિન્દના ખેડૂતના ભાગ્ય ઉઘડી જાય તેમ હતુ.

અમે પાંત્રીસ વિદ્યાર્થીઓ હતા. દરેકને કામની વહેંચણી કરી દેવામાં આવી હતી. દરેકના હાથ નીચે સો સો મજૂરો હતાં. તેમને ગરેતાં ફૂલની ગણત્રી અને જાળીમાં કોઇ પણ જંતુ ન ઘુસી જાય એની સાવચેતી ... વાની હતી. અમારા સુપરવાઇઝર તરીકે ખેતીવાડી શિક્ષણનો એક નિષ્ણાત રોકવામાં આવ્યો હતો. તે દક્ષિણી હતો. જર્મની જઈ આવ્યો હતો એટલે ખુમારી ખૂબ રાખતો હતો. યુવાન હતો. રંગ પાકો કાળો પણ આંખોમાં તેજ ખરૂ અમે પણ તેનાથી ડરતા રહેતા તો બીચારા મજૂરોનું શું ગજું! પણ હું આગળ *આવવાની રીતે પ્રથમથી જાણુ એટલે પહેલાજ* પ્રસંગે મેં તો તેને આકર્ષી લીધેલો. અને અમે કંઈક અંશે મિત્રો જેવા બની ગએલા. આ કારણથી મજૂરોમાં અને મિત્રોમાં મારૂં માન વધી ગએલું. તેણે મારા પર વિશ્વાસ મુકી મજૂરોના કામની વહેંચણી કરવાનું કામ મને સોંપ્યું અને ઓરીસ પર ગોઠવી દીધો.

અમે સૌ તેને "સાહેબ" કહેતા તેની ખુમારી ભરેલી આંખો, અને દંભનાથી ખીડાયલા હોઠો પ્રતિભા વેરતાં હતાં. પણ બે ચાર દિવસમાંજ હું સમજી ગયો કે સાહેબ બહુ રંગીલા યુવાન હતા પોતાના હાથ નીચે કામ કરવા તે મજૂરો કરતાં મજૂરણોને વિશેષ પસંદ કરતો ને મને કહી જતો;

"યુવત અને ચાલાક છોકરીઓ મારી પાસે મોકલો. આધેડ વયના મજૂરો સ્ત્રી કે પુરુષો કંઇજ કામ આપી શકતા નથી. અખતરો નિષ્ફળ જવાનો મને ભય રહે છે."

મારે તેની આજ્ઞાનું પાલન કરવું પડતું. એની ઇચ્છા વિરૂદ્ધનું કાર્ય કરવાનું મને કાંઇજ પ્રયોજન ન હતું.

બીજાઓની માફક મારે કંઇ ખાસ મહેનત કરવાની ન હતી ઓરીસના તંબુમાં બેસી અટકળીયો કરવામાં હું દરેકનાં મન સાચવવાના યત્ન કરતો એટલે મજૂરોમાં હું પ્રિય થઈ પડયો હતો. મારા સાથીદારો પણ પુષ્કળ માનની લાગણીથી મને જોતા. મજૂરો સાહેબની ચાલ-ચલગત વિષે જાતજાતની છૂપી વાતો કરતા પણ એ ઉપર લક્ષ્ય આપવાની મારે કાંઇજ જરૂર ન હતી.

હાજરી પુરાતા સૌથી છેલ્લી એક યુવાન છોકરી આવતી. તે મસ્તીખોર હતી. તેના મોટાં મોટાં નેત્રોમાં વિજળીના લીસોટા પડેલા હતા. ને ગાલ પર ગુલાબો ખીલી ગયાં હતાં. સમાજના નીચલાં થરમાં તેનો જન્મ થયેલો હતો પણ મને તે ખૂબ સંસ્કારી લાગતી તેના અવાજમાં જીવનભરની મીઠાશનાં મને દર્શન થતાં; તેની ચાલમાં નિસર્ગનુ સંગીત વેરાતું હું જોતો. પહેલાજ પ્રસંગે એણે મારા હૃદયને ખેંચી લીધું હતું. અખતરો શરૂ થયાને નવેક દિવસ થયાં હતા પત્રકમાં સૌની હાજરી પૂરી હું સીગાર સળગાવી બેઠો હતો. ત્યાં એ છોકરી દોડતી દોડતી આવી. તે મોડી થઇ હતી મજૂરોને કામ પર ચઢયે પાંચ મીનીટ જેટલો સમય

વીતી ગયો હતો છતાં મેં પત્રક ખોલી તેને કહ્યું.

"કાલે જરા પણ મોડી આવીશ તો ઘેર જવું પડશે. તારું નામ શું?"

તે જરા ઉભી રહી, પણ પછી તુર્ત પોતાના સ્થાન પર જવા દોટ મારી તે દોડતાં દોડતાં બોલી.

"એ...મારા હાલ્લાની છાપ મારજો."

આવો વિચીત્ર જવાબ સાંભળી મને ગુસ્સો ચઢ્યો. પટાવાળાને મેં તેની પાછળ દોડવી તેને પાછી બોલાવી પૂછ્યું.

"ઉધ્ધત જવાબ કેમ આપે છે? નામ કેમ બતાવ્યું નહિ? હમણાજ ઘેર સીધાવવા વિચાર છે?"

ને હસતાં હસતાં બોલી,

"એમ મારા સાબ! મેં નામ બતાવ્યું નેં?"

જૂઠી, મને છેતરે છે?"

"નારે ના સાબ! મેં નામ ની કયું?"

"તેં ક્યારે કહ્યું વળી? તેં તો સાલ્લાની છાપ મારવાની વાત કહી."

"તો સાબ! મારા હાલ્લાનો રંગ કીયો?" મેં કહ્યું. "કેસરી."

તે જોરથી હસતાં બોલી.

"હા...હા...સાબ! ઈજ મારું નામ."

એની વાકપટુતા પર હું મુગ્ધ બની ગયો. સ્ત્રીઓ વિષે બહુ વિચાર કરવાની મને ટેવ નહતી. પણ આ છોકરીએ મને એનો વિચાર કરતો કરી દીધો. એનું નામ કેસર હતું. પણ અસંસ્કારીઓ સાથે જીવન ગુજવવાનું હતું એટલે બધા એને કેસરી કહીનેજ બોલાવતા. ઠેઠ સુધી એની પાસે મેં એકજ રંગની સાડી જોયેલી પણ બીજી મજૂરણો જેટલી મેલી અને ગંદી મેં તેને કદી નથી જોઈ. સફાઈથી કાળા કાળા લાંબા વાળ હોળીને તે રોજ કામ પર આવતી. વસ્રો કે અંગ પર એક ડાઘ ન મળે. વ્હેલી આવી હોય તોય સૌથી છેલ્લી હું તેની હાજરી પૂરતો. ત્યાં સુધી મારી સામે તેને બેસાડી રાખતો. સાંજ પડે મજૂરોનું મહેનતાણું રોજ ચૂકવી દેવામાં આવતું. કેસરીને હું સૌથી છેલ્લાં પૈસા ચૂકવતો. એ મને બહુજ આતાંકિત રહેતી એનું કારણ મારા પ્રત્યે એને બહુ સારી લાગણી હતી.

બપોરે અર્ધો કલાક ખાવાની રજા પડતી. વૃક્ષોની છાયા નીચે મજુરો 'ખાવાપાણી' કરવા બેસતા. એ લોકો ઘેરથી નીકળતા સમયે ભાથું સાથે બાંધી લાવતા. કેસરીના હાથનું પાણી પીવા મજુરોમાં હરિફાઈ જામતી. ઘણી વાર લોકોને પાણી પીવાડતાં પીવાડતાં માટલીનું પાણી ખૂટી જતાં કેસરીને તરસ્યા રહેવું પડતું.

બપોરે મનેય ખાના મજુરો વચ્ચે એકાદ લટાર મારી આવવાનું મન થતું. કેસરી મને દૂરથી જોઇને આવકારતી "આવો, સાબ!" ને મારે બેસવા માટે જમીન સાફ કરવા મંડી પડતી. એ પ્રસંગો આજે સુધી મારે હૈયે જેવા ને તેવા જડાયેલા છે. હૃદયનો બધોજ ઉલ્લાસ તેની આંખોમાં અને ગાલની લાલાશમાં તરી આવતો હું જોતો. ઘડીવાર મને એમ થતું કે મજુરવર્ગમાં જન્મ્યો હોત તો કેસરીના હાથનું રાંધેલું ધરાઇ ધરાઇને ખાત અને એના હાથે ભરેલું પાણી એ પર પીધાંજ કરત...ધટુક...ધટુક...ધટુક...!

કામના તેને રોજ દશ આના ચૂકવવાના હતા. એ ચૂકવતાં હું તેનો રોજ થોડો થોડો ઇતિહાસ પૂછતો. ટૂંક સમયમાં મેં જાણી લીધું કે કુટુંબમાં એક ઘરડીને માંદી મા વિના બીજું કોઇ નહતું. કેસરી દશ આના મહેનતાણું મેળવી ઘરનું ગુજરાન ચલાવતી હતી. એક દિવસ મેં તેને પૂછ્યું.

"કેસરી તું પરણેલી કે?"

હલકા વર્ગમાં મોટે ભાગે બહુજ નાની વયમાં છોકરાં છોકરીઓને પરણાવી દેવામાં

આવે છે.' એ હું જાણતો હતો એટલે પ્રશ્ન કરતો.

"બળ્યું સાબ! તમેય તે. એવું એવું હું બોલીછ?" નયનો નીચાં ઢાળી તે જવાબ આપતી શરમથી તેના ગાલ રાતા બની ઉઠતા. હું જોતો કે એથી વિશેષ પ્રકાશ તે ફેંકતો. એ વખતે કેસરી મને બહુ આકર્ષક લાગતી. નર્યું સૌંદર્ય લજ્જામાં ખૂબ ખીલી ઉઠે છે. મારૂં હૃદય મને કહેતું કોઇનું સૌંદર્ય પીવાનો તને શો અધિકાર?"

પણ ધીમે ધીમે મેં જાણી લીધું કે તેને લગ્ન નહીં કરવાનું એક જબ્બર કારણ હતું. એની નાતમાં પણ બહુ જલ્દી લગ્નો લેવાતાં ને યુવાન થતાં છોકરીને ધણીના ઘેર મોકલી દેવામાં આવતી. રૂપાળી કેસરીના ખૂબ માગાં આવતાં પણ માને પુત્રી પર બહુ હેત એટલે એને વ્હેલાસર પરણાવી ન્હોતી. પછી લીલાં છમ ખેતરોમાં અને ખુલ્લા આકાશ ને ખુશનુમા હવાનાં કામ કરવાનું હોવાથી કેસરની યુવાની ઝટ એની સોળે કળાઓમાં ખીલી ઉઠેલી. ઉચ્ચ સંસ્કારો કોણ જાણે કયાંથી એનામાં ઘુસી ગયેલા હતા એ મારાથી કળી શકાતું નહિ. હું જાણી શકયો કે તેને લગ્ન નહિ કરવાનું કારણ તેની માતાનો પ્રેમ હતો લગ્ન થાય તો માને મુકી ધણીને ત્યાં જવાનું થાય, ને તેની સાથે મહેનત કરવા જવું પડે. મળેલું મહેનતાણું'ય ધણીને ઢીંચવા અને બીડીયો ફૂંકવા આપી દેવું પડે અને વૃદ્ધ માંદી માને ભૂખે રળવળીને પ્રાણ આપવા પડે. કેસરીથી તેમ થઇ શકે એમ નહતું.

એક દિવસ હું ઓફીસમાં હાજરી ગણતો બેઠો હતો. ત્યાં અચાનક પેલા દક્ષિણી સુપરવાઈઝર સાહેબ મારી પાસે આવ્યા. તેમની સાથે એક ઘરડો મજૂર હતો. હું તુર્ત તેને જોઈ ઉભો થઇ ગયો. તે બોલ્યો;

'જુવો મારી પાસે આ ડોસો કાંઈ કામ નથી આપી શકતો એને મી૦ મહેતાના હાથ નીચે મૂકો ને પેલી કેસરીને આની જગ્યા પર મૂકો.'

મેં તેમ કર્યું. સાહેબ વિષે મજૂરણોમાં સારી વાત ન્હોતી થતી, એ હું જાણતો હતો. મજૂરણો સાહેબના હાથ નીચે કામ કરવા આનાકાની કરતી હતી. પણ કામ કર્યા વિના છૂટકો નહિ અને એ લોકો અપમાનો અને મશ્કરીઓ સહન કરવા બીચારાં ટેવાઈ ગયાં હોય છે એટલે તે માટે ખૂલ્લી ના કોઇ પાડતું નહિં. આ ટલી બધી મજૂરણોમાં સાહેબને કેસરી કેમ ગમી તે સમજતા મને વાર લાગી નહિ.

બે ચાર દિવસ થયાં હશે ત્યાં તો સાંજે મહેનતાણાંના પૈસા ગણાતાં ગણાતાં કેસરીએ મને કહ્યું "કાલથી મારી બીજે બદલી કરો."

આશ્ચર્ય પામી મેં કહ્યું; "કયાં?"

તે બોલી "અમે તીયાં પણ ઈ સાબ પાસે નહીં"

હું સમજી ગયો છતાં પૂછયું;

"કેમ સાહેબ તો બહુ ભલા માણસ છે છતાં ના કેમ પાડે છે? તારી પાસે વધુ કામ કરાવે છે?"

તે સ્હેજ છણકો કરી બોલી;

"બળ્યો એ સાબ! મારા પીટયાના ઢંગ હારા ના મળે."

કેસરી સાચી હતી અમે પછીથી જાણ્યું હતું કે સાહેબ વિધુર હતા. કુંવારો યુવાન જેટલો સંયમી અને નિર્દોષ રહી શકે છે તેટલો વિધુર યુવાન સ્ત્રીઓ પાસે નથી રહી શકતો. એટલે કેસરી જેવા ઘણા પ્રસંગો બીજી મજૂરણોએ અનુભવ્યા હતા. પણ અમે શું કરી શકીયે એમ હતાં?

બીજે દિવસે સાહેબને પૂછયા વિના મેં કેસરીની બદલી કરી દીધી. હું જાણતો હતો કે

સાહેબની ઇચ્છા વિરૂધ્ધ વર્તન કરવાનો મને કંઇજ અધિકાર નહતો: અમે સૌ તેના તાબામાં હતાં છતાં કેસરી માટે મેં હિંમત કરી. કામ શરૂ થયે અર્ધોજ કલાક થયો હશે ત્યાં તો સાહેબ લાલ આંખો કરી પગ પછાડતા મારા તંબુમાં દાખલ થયા. એમ થશે એવું હું જાણતોજ હતો. ટેબલ પર જોરથી હેટ પછાડી તેણે કહ્યું:

"તમે દરેક વાતમાં હવે ડખલ કરતા થઇ ગયા છો. પેલી કેસરી કયાં મરી ગઇ?

મેં સ્થિરતાથી ઉત્તર આપ્યો.

"મી૦ મહેતા પાસે કામ પર ચઢી છે."

ભ્રકુટીને સંકોચતાં તે બોલ્યો.

"તમેજ એને ત્યાં મોકલી હશે. તમે કામ કરવાં આવ્યા છો સ્ત્રીઓ પર ચોકી પહેરો લગાવવા નથી આવ્યા. તમે કોની સંમતિથી એની બદલી કરી?"

મેં ગંભિરાઇથી કહ્યું:

"એની પોતાની."

"એતો ગમે તે કહેશે એટલે તમે એના નચાવ્યા નાચશો? તમારે કામ કરવું હોય તો સીધા સીધા કરો નહિતો અત્યારેજ ઘેર સીધાવી જાઓ."

તેણે પટાવાળાને મોકલી કેસરીને ઑફીસમાં બોલાવી. મક્કમતાથી તે અમારી સામે આવીને ઉભી રહી. સાહેબે પૂછ્યું,

"આજે કામ પર કેમ નથી આવી?

"કુણે કીધુ સાબ! હું તો ક્યારની આવી છું."

"આવી હશે પણ, મારીપાસે કેમ નથી આવી? તને ત્યાં કોણે મૂકી!"

"કોઇએ નહીં હું મારી મેળે ગઈ."

સાહેબ ગર્જયા.

"અરે હો તું મારીયે સાહેબ બની ગઇ. ચાલ મારી સાથે."

સાડીનો છેડો આંગળી પર લપેટતાં કેસરી બોલી.

"મારે નથી આવવુ."

"દશ આનામાં આટલી બધી ચરબી ચઢી છે? ચાલ આવે છે કે નહિ?"

કેસરીએ એટલીજ અડગતાથી કહ્યું.

"મારે તમારી હારે નથી આવવું."

"ઠીક હમણા સીધી થઇ જશે."

સાહેબે મારા હાથમાંથી પત્રક લઈ લીધું ને પેન કાઢી તેમાં કૈંક લખી મને કહ્યું.

એ કબુલ ન થતી હોય તો આજથી એને રજા આપજો."

મેં કહ્યું "મારાથી એ નહિ બને દશ આનામાં આપણે તેની મહેનત ખરીદીએ છીએ. જીવન નહિં."

"હું તમારા માટે રીપોર્ટ કરીશ" મક્કમતાથી હોઠ કચરી તેણે મને ધમકાવવો શરૂ કર્યો. નીડર બની મેં ઉત્તર આપ્યો.

"ખુશીથી કરો. તમારા કહેવાથી હવે હું કેસરીને તમારી પાસે મૂકવાનો નથી. તમારા સ્ત્રીઓ બદ્દલની વર્તણુંક બદલ મને શંકા જન્મી છે."

અમારા સૌનો ઉપરી અંગ્રેજ અમલદાર હતો. તેની પાસે મારી ઉદ્ધત વર્તણુંક બદ્દલનો રિપોર્ટ મૂકાયો. અંગ્રેજો બહુ કુનેહબાજ હોય છે. હિન્દીઓ લાગણીના પ્રવાહમાં તણાઇ જનારા તણખલા જેવા હોય છે એવું તે મક્કમ પણે માનતો. નીતિ વિષે તેના ખ્યાલ બહુ સારા નહતા. મારા કરતાં તેને પેલા દક્ષિણી સુપરવાઇઝરની વિશેષ જરૂર હતી. મારા જેવા તો બીજા ચોત્રીસ હતા પણ પેલો જાય તો દિવસો સુધી એવો બીજો માણસ મળવો મુશ્કેલ હતો. પોતાની ઑફીસમાં બોલાવી અંગ્રેજે મને ખૂબ ધમકાવ્યો. આવેશમાં આવી મેં રાજીનામું ધરી દીધુ.

તે રાત્રે મારું હૃદય ખૂબ ભારે બની ગયું હતું. હિંદમાં ગરીબીને લીધે કેટલીય સ્ત્રીઓને શિયળ વેચવાં પડતાં હશે, એ વિચાર મને ધ્રુજાવી ગયો. અમે પાંત્રીસે વિદ્યાર્થીઓ એકજ વિશાળ તંબુમાં સાથે રહેતા હતા. રાત્રે એ નાનકડી સભા સમક્ષ મેં એક 'ટૂંકું' પણ અસરકારક પ્રવચન કર્યું. કૉલેજમાંથી એ શક્તિ મને સાધ્ય થઇ હતી. સીધાં સરળ પણ સચોટ વાક્યોથી મેં મારા સાથીદારોની લાગણીના નાજુક તારો કંપાવી મૂક્યા ને બીજા દિવસે બીજા ચોત્રીસ રાજીનામાં એક સામટા અંગ્રેજ સાહેબના ટેબલ પર જઇ પડયાં.

પેલા દક્ષિણી સુપરવાઇઝરની સ્થિતી આ રાજીનામાઓથી કફોડી થઇ પડી. અંગ્રેજ પણ હોઠ પીસીને રહી ગયો. બે કે ત્રણજ દિવસ આવું વધુ ચાલે તો અખતરો નિષ્ફળ જાય એમ હતું. લાખોનું નુકશાન થવાનો ભય એ લોકોને ડારી રહ્યો હતો.

એક આખો દિવસ કામ બંધ રહ્યું. તે અરસામાં સાહેબે અમને સૌને પોતાની ઑફીસે બોલાવ્યા. તેણે અમને ખૂબ સમજાવ્યા. રાજીનામાં પાછાં ખેંચવા વિનવ્યા પણ અમારામાંથી કોઇ એકના બે ન થયા.

પણ બીજે દિવસે પરિસ્થિતિમાં પલટો લાવવા અંગ્રેજ થોડો સફળ થયો. તેણે મારા સાથીદારોમાંથી ઘણાને ધમકાવ્યા, ડરાવ્યા, અને ભવિષ્ય બગડવાની ચેતવણી આપી કહ્યું કે અખતરો જો નિષ્ફળ જશે તો તેનું સર્વ ખર્ચ તેમની પાસેથી વસૂલ કરાવતાં સરકારને વાર નહિ લાગે. તેની આ ધમકી સફળતા લાવીને રહી. તેણે અમારી સાંકળ તોડી નાખી. મારા સાથીદારોમાંથી ૨૯ જણાંઓએ રાજીનામાં પાછાં ખેંચી લીધાં.

રાતનો એક વાગ્યો હશે પણ મને ઉંઘ નહોતી. તંબુમાં સૌ કોઇ ઘસઘસાટ ઉંઘ લઇ રહ્યા હતા. એ સમયે બહાર કોઇના પગલાંનો ધીમો અવાજ મારા કાન પર અથડાયો. હું ઉઠયો. આકાશમાં તારાઓ દીપકનૃત્ય કરતા હતા. ચંદ્ર રમણે ચઢયો હતો. ચાંદની દૂધના રેલાની જેમ પૃથ્વી પર રેલાતી હતી. પવન ખૂબ મંદ હતો. બહાર આવી મેં જોયું તો કેસરી શરીર પર એક ચાદર વીંટાળીને ઉભી હતી. આશ્ચર્ય પામી મેં કહ્યું.

"આટલી રાતે કેમ આવી છે?"

તે કાંઇ બોલી નહિ. સંકેતથી તેણે મને પોતાની પાછળ આવવા કહ્યું. થોડુંક તેની પછવાડે ચાલી હું ઉભો રહી ગયો.

"ક્યાં લઇ જાય છે કેસરી?" મેં પૂછયું.

તે જરા ખમચાઇને બોલી.

"મારે ઘેર તમને તેડી જવા આવી છું."

હું કાંઇ સમજી શક્યો નહિ. અર્ધી રાતે તેને ઘેર લઇ જવાનું શું કામ હશે? તેના ચારિત્ર્ય પર મને શંકા આવી. પુરુષ સ્ત્રીના ચારિત્ર્ય વિષે બહુજ જલ્દી શંકા આણી શકે છે. પણ મારું હૃદય તે કબૂલ કરવા તૈયાર ન હતું. મુંગો મુંગો હું તેની પાછળ પગલાં ઉપાડતો હતો. બરાબર અર્ધો માઇલ અમે ચાલ્યા હોઇશું. રસ્તો સાવ નિર્જન હતો. વાતાવરણમાં ઝુંડનાં ઝુંડ ઉભાં હતાં. ઝાડોના લીધે ચંદ્ર સંતાકુકડી રમતો દેખાતો. રસ્તામાં વચમાં મોટાં ઝાડોના લીધે અંધારું પણ આવી જતું. ચાલતાં ચાલતાં કેસરી એક ધીમી ચીસ પાડી નીચે બેસી ગઇ.

હું તેની નજીક દોડયો. તેના ખુલ્લા પગમાં એક મોટી શૂળ ભોંકાઇ ગઇ હતી. અંધારું હતું એટલે તે બરાબર જોઇ શકાય તેમ નહતું છતાં મેં તે હાથ વડે ખેંચી કાઢી પણ કેસરીના પગમાંથી નીકળતું લોહી બંધ થયું નહિ. તેનાથી ચાલી શકાય તેમ ન હતું. હવે?

મેં ફરી તેને પૂછયું.

"તું મને ક્યાં લઇ જઇ રહી છે કેસરી ?" તે બોલી:

"મારી મા પાસે. માને મેં તમારી વાત કરી ત્યારથી તમને યાદ કરે છે. કેટલાંય દી થી તે માંદી છે. હમણા તેનો દમ જોરથી ચાલે છે; 'જીવને સુખ નથી. વખતે જીવ ટાંટો પડી જાય. એ પેલાં એણે તમને જોવાની રઢ પકડી છે. દી'એ તમારાથી અવાય નહિં. લોકું વાત કરે, તમે મોટા માણસની આબરૂના કાંકરા થાય એ ઠીક નો દેખાય એટલે હું રાતે તમને તેડવા આવી."

તેની હિંમતની મારા હૃદયમાં પ્રશંશા જાગી. આ છોકરીને મારા પ્રત્યે કેટલી બધી શ્રદ્ધાની લાગણી હતી ? તેની માને મારે જરૂર મળવું જોઇએ. અને જેમ બને તેમ વ્હેલાસર પહોંચવું જોઇએ. પણ કેસરીથી પગની વેદના અસહ્ય હોવાના કારણે ચલાય તેમ નહતું. તે દુઃખી સ્વરે બોલી:

"મારી આંખ ફરકે છે ને હેંડાતું નથી. માનો જીવ બગડયો હશે તો ?"

મને પણ એ વિચાર ક્યારનો આવ્યા કરતો હતો. વ્હેલાં પહોંચવું જોઇએ. પણ કેવી રીતે? મારા માટે બીજો કોઇ ઉપાય નહતો તેને ઉંચકી લઉં ? રાતે કોણ જોનાર હતું ?

મેં તેને ઉંચકી લીધી; ને ચાલવા માંડયું. એક યુવાન છોકરીનું ભરાવદાર અંગ મારી ભૂજાઓ ઉપાડતી હતી આકાશમાં ચંદ્ર તારાઓ સાથે મારા પર હસતો મને લાગ્યો. વૃક્ષોમાં ખેલતો સમિર જાણે હજારો તાળીયો પાડી ઉઠયો. મારાથી સમજાયું નહિ આટલી બધી હિંમત મારામાં આવીજ ક્યાંથી ? તેનું સુંવાળું બદન મારા અંગ સાથે અથડાતું હતું. તેની છાતીના જોરથી ચાલતા ધબકારા મારી છાતી ઝીલતી હતી. મારા પગોમાં વેગ હતો–હૃદયમાં ગતિ હતી. મને લાગ્યું કે કેસરીના અંગોમાં ગજબની–નશો ચઢાવી દે તેવી ઉગ્ર સુવાસ ભરી હતી.

હૃદય સાથે તેને સજ્જડ દાબી દેવાનું મને મન થયું. તેના રેશમી ગાલો પર મારા હોઠ સરી ગયા. તેણે મારી ગરદનમાં તેનો ભરાવદાર હાથ વીંટાળ્યો. ને બીજો હાથ મારા હોઠને અડકાડ્યો.

તમે માનો યા ન માનો પણ પ્રેમ–અંગના ભારને પુષ્પથીયે અધિકતર હલકો બનાવી દે છે. ચાર ફર્લાંગ સુધી હું તેને ઉંચકીને ચાલ્યો હઇશ. કેસરીએ મારી છાતીમાં માથું છૂપાવી આંગળી ચીંધી કહ્યું "હવે મૂકો–ઘર આવી ગયું."

એક ઝુંપડી આગળ અમે અટકી ગયા. મુસીબતે ચાલી કેસરીએ દરવાજો ઠેલ્યો. એક ડોસી અંદર ખોંખોં કરતી પડી હતી. ઘાસતેલનો ખડીયો જ્યોત મોટી થઇ જવાથી કાળાસ ઉભારતો હતો. કેસરીએ માને દેઢાળીને જાગૃત કરી. ડોસીએ મને જોઇ બેઠી થવા યત્ન કર્યો પણ તેનાથી ઉંચું થઈ શકાયું નહિ. અમે તેને સહાય કરી એક ગોદડીના ટેકે બેસાડી.

મને મારી જાત પર અવિશ્વાસ આવ્યો. મારે એક મજુરણ પ્રત્યે શા માટે આટલી બધી ચિંતા રાખવી જોઇએ ! મને એમાં શું મળવાનું હતું !

ડોસીએ બોલવા મહેનત કરી પણ તેનાથી બોલાયું નહિ–કેસરીએ મને કહ્યું "બાથી ૭ મહીના થયાં બોલાતું નથી." મેં જોયું ડોસી વ્હેલી મરે તેવી નહતી. તેને દમનો રોગ હતો એટલે શ્વાસ ખૂબ ઉપડતો. એ કારણે તે મુંગી થઇ ગઇ હતી. બોલવા જરા કેટલોય યત્ન કરતી કે દમ જોરથી ઉપડી જતો અને તેની આંખમાંથી નિરાધારીનાં આંસુઓ ટપકી પડતાં.

પાછલી સવાર સુધી હું ડોસી પાસે બેઠો પણ ડોસી મારી સામે તાકી રહ્યા વિના બીજું કશું કરી શકી નહિ. એકવાર હું ઉઠવા ઉન્નૈ થયો પણ તેણે હાથ ખેંચી બેસાડી દીધો. તે

સાંભળી બધું ધ્રુજતી હતી પછી હું ઉઠયો ત્યારે તેણે કેસરી સામે જોઇ મારી તરફ નજર કરી. એ દ્રષ્ટિમાં શું, શું ભરેલું હતું ? મેં એમાંથી વાંચ્યું—"તમે એને તમારી પાસે રાખજો. કેસરીની લાજ સાચવજો."

વચન આપી હું ત્યાંથી ઉઠયો. સવાર થવાની તૈયારી હતી. જતાં જતાં ખીસામાંથી દશ રૂપીઆની નોટ કાઢી મેં ડોસીની પાસે તેની દવા માટે મૂકી પણ ડોસીએ તે સ્વિકારી નહિ.

દબાતા પગલે તંબુમાં આવી કોઇ ન જાણે એમ હું ઉંઘી ગયો. પણ રાત્રે હું અવશ્ય કયાંક ગયો હતો એ વાત છૂપી રહી શકી નહિ. મારા પાંચ સાથીદારોએ સવારમાં એ વિષે મને વારંવાર પૂછ્યું પણ મેં યોગ્ય ઉત્તર આપ્યો નહિ.

સાંજે મને ખબર પડી કે એ પાંચ સાથીદારોએ પણ પોતાનાં રાજીનામાં પાછાં ખેંચી લીધા હતાં. ને આજે કામ બરાબર ચાલવું શરૂ થઈ ગયું હતું. મારા વિના—બધું ઠીક થઈ ગયું હતું. વિચારોમાં લીન હું ખુરશીમાં ઢગલો બનીને પડયો હતો ત્યાં પટાવાળાએ મને સમાચાર આપ્યા કે સાહેબે મારા એકલાનું રાજીનામું મંજૂર કરી દીધું છે.

હવે મને મારી પરિસ્થિતિનું પૂરૂં ભાન થયું. હૃદયની સર્વ નિર્બળતા મારા પર તેનો પંજો પ્રસારવા લાગી. અનેક આશાકાંક્ષાઓથી મારૂં હૃદય ડરી ગયું. બગડેલા ભાવિના બિહામણ ચિત્રો મારા આંતરચક્ષુ સમક્ષ રમી ગયાં, મારી શ્રદ્ધા ડગી ગઇ. રાતનો પ્રસંગ સ્મૃતિમાંથી હડસેલી દેવા મેં પ્રયાસ કર્યો. કેસરીની માની યાચના પૂર્ણ આંખો ભૂલવા મેં તૈયારી કરી. તેને આપેલું વચન મારા સ્વાર્થ ખાતર ભૂલી જવા મેં મક્કમ નિર્ધાર કર્યો. હું ઉભો થયો.

અંગ્રેજ સાહેબ ઑફીસમાંજ હજી હતો. ઘૂંટણીએ પડી મેં મારા કાર્ય બદલ માફી માંગી. રાજીનામું પાછું એ ચલાવી તત્પરતા બતાવી. પેલો દક્ષિણી સાહેબ પણ પાસે જ ખુરશી પર બેઠો હતો. તેણે મારી ગેરવર્તણુંક બદલ દશ રૂપીઆ દંડ કરાવ્યો. કેસરીની માની દવા માટે જે નોટ મેં ધરી હતી તેનોજ મેં નિર્બળ બની દંડ ભરી દીધો ને બીજી સવારે સવારે હું કામ પર ચઢી ગયો.

હજરી શરૂ થઇ. એક પછી એક મજૂરો આવી ગયા. પણ કેસરી દેખાઇ નહિ. ઘડીયાળનો કાંટો બાર પર અટકયો હતો. અર્ધા કલાકની છૂટીનો ઘંટ જોરથી વાગવા માંડયો. મારા હૃદયમાં શૂળો ભોંકાતી હતી. કેસરીના નાજુક પગમાં તે રાતે ભોંકાઈ હતી તેટલી—તેટલીજ મોટી શૂળો. હૃદયમાંની લોહીની ધારાઓ છૂટતી મને લાગી. પણ એ હૃદયને ઉંચકનાર ત્યાં કોઇ નહતું. મારી શરમ મારા ગાલો પર તીખી લપડાકો લગાવતી હતી. મારી નામોશી મારા મગજને કોરી ખાતી હતી. મારૂં પાપ મારી આંખોને પીંછ રહ્યું હતું.

કામ પર ચઢી જવાનો ઘંટ વાગવો શરૂ થયો. ઝડપભેર સૌ પોતપોતાના સ્થાને જવા દોડાદોડી કરી રહ્યા. એક મજૂરણે આ વખતે મારા તંબુમાં દાખલ થઈ કહ્યું;

"કેસરીનું નામ છેકી નાંખજો...સાબ! એ હવે કામે આવવાની નથી."

મારા હૃદય પર વિજળી તૂટી પડી. હું દિગ્મૂઢ બની ગયો. પુરૂષ હોવા છતાં હું બીરૂ હૃદયી હતો. પામર હતો. તુચ્છ હતો. ધ્રુજતા હાથે મેં લાલ પેન્સીલ લઇ કેસરીના નામ પર છેકો માર્યો. મારૂં હૃદય પોકારી ઉઠયું:

"ધિક્કાર! ધિક્કાર! કેસરી પર? સાહેબ પર કે મારા પર! કોના પર?"




**સવાલ**–આં હઝરત (સ૦ અ૦ વ૦) ને મેઅરાજ કયા મહીનામા થઈ હતી ? લોકો મેઅરાજનો દીવસ રજબના મહીનામા બતાવે છે અને તે દીવસે રોઝહ રાખશે અને રાતભર જાગવું વિગેરે ખાસ ઇબાદત કરવાનું આવેલું છે ? તે લખી આભારી કરશો.

**જવાબ**–મેઅરાજ હઝરત સલ૦ને કેટલાક-ના વચન પ્રમાણે રજબ માસમા અને કેટલાકના વચન મુજબ રમઝાન શરીફમા અને કેટલાકના વચન અનુસાર માહે રબીઉલ્અવ્વલમાં પણ મશહૂર છે અને આલિમોના વધુ મત પ્રમાણે માહે રજબની તા. ૨૭મીના હઝરત સલ૦ને મેઅરાજ થઇ હતી નબુવ્વત મળવાને બારમે વર્ષે અને હિજરતના એક વર્ષ પહેલાં આપને મેઅરાજથી સરફરાઝ કરવામા આવ્યા હતા (તફસીરે મઆલે મુન્તખીબ, તફસીરે મૂઝેહુલ કુર્આન, અલબસાએર) એ દિવસે રોઝહ રાખવા કે રાતે જાગવા અને કોઈ ખાસ ઇબાદત કરવા બાબત સહી હદીસોથી સાબિત નથી, જેમકે લોકો સમજી બેઠા છે અને આમ રિવાજ થઈ પડેલો છે કે ફર્ઝ નમાઝો તર્ક કરવામાં આવે છે અને રજબની ૨૭મી તારીખે રોઝહ રાખવો અને બધી રાત જાગવી અને નફ્લ નમાઝો પઢવી વિ. વિ. મતલબ કે એ રિવાજ થઈ ગયો છે જેની શરીઅતથી કંઇ અસલ નથી. એવા રિવાજો છોડવા ઝરૂરી છે. અલ્લાહપાકની નઝદીક તેજ ઇબાદત કબૂલ છે કે જે સુન્નતની માફક હોય અને જે તરીકે અલ્લાહના રસૂલ સલ૦, સહાબા તાબેઈ, તબે તાબેઇ રદી૦ના વિરૂદ્ધ હશે તે મર્દૂદ છે.

**સવાલ**–એક માણસે એક ઓરત સાથે નિકાહ કર્યા, તે માણસનો આગલી ઓરતથી એક છોકરા છે અને જે ઓરતથી નિકાહ પઢ્યા છે તેણીની એક છોકરી આગલા ધણીથી છે તો તે છોકરા છોકરીના નિકાહ શરીઅતની રૂએ થઇ શકે છે ?

**જવાબ**–પૂછેલી સુરતમા મર્દની આગલી ઓરતથી થએલા છોકરાના નિકાહ તેણીના આગલા ધણીની છોકરી સાથે જાએઝ છે, એમા કંઇ વાંધો નથી. (ફત્હુલકદીર, શામી.)

**સવાલ**–મૂસાજી નામના માણસ ગુજરી ગયા. તેમની એક ઔરત મરયમ, એક છોકરો યુસુફ, એક છોકરી ફાતેમા, બીજી છોકરી ખદીજા, ત્રીજી છોકરી એમણાજી છે. માલની વહેંચણી કેવી રીતે કરવી ?

**જવાબ**–કફનદફન અને કર્ઝ તથા મહેર ઔરતની બાકી હોય તો અને મર્હૂમની વસીયત હોય તો તે ત્રીજા ભાગ સુધીના માલમાંથી એ સર્વે અદા કર્યા બાદ જે માલ બચે તેનાં ૪૦ ભાગ કરવા અને આઠમો હિસ્સે ભાગ ૫ મર્હૂમની ઓરત મરયમને અને ૧૪ ભાગ છોકરા યુસુફને અને સાત ભાગ છોકરી ફાતેમાને અને સાત ભાગ બીજી છોકરી ખદીજાને અને સાત ભાગ ત્રીજી છોકરી એમણાજીને આપવા, એટલે

ચાલીસ ભાગ પૂરા થયા, એવીજ રીતે ફુરાએઝની કિતાબો સિરાજી. શરીરીયહ વગેરેમાં છે.

સવાલ-સેન્ટ કે જે અંગ્રેજી અત્તર આવે છે તે લગાડવા અને લગાડી નમાઝ પઢવા માટે શુ હુકમ છે?

જવાબ-ઘણાખરા સેન્ટ નાપાક હોય છે માટે તે લગાડવું જાએઝ નથી અને જ્યારે એક રૂપીયા બરાબરનાં આકારથી વધારે લગાડેલું હશે તો તેવી હાલતમાં નમાઝ પણ દુરૂસ્ત થશે નહિં માટે મુસલમાનોએ એવા વિલાયતી નાપાક સેન્ટ વાપરવાં ન જોઇએ, દેશી અત્તરો ઘણાં સારાં બનેલાં મળે છે.

સવાલ-શુ ફરમાવે છે દીનના આલિમો આ બારામાં કે કોઇ માણસ રેશમી રૂમાલ તકબ્બુરી કે ફખ્ર અને ઝીનત તથા મોટાઇની નિય્યત વગર વાપરે તો જાએઝ છે કે નહિ? અને જે લોકો રેશમી રૂમાલ દેખાડવા અને મોટાઈ મારવા, ખૂબસૂરતી માટે ગજ્વામાં રાખે છે અને જરૂરત પડવાથી વાપરતા નથી તેઓ માટે શું હુકમ છે?

જવાબ-રેશમી રૂમાલ વુઝુ કરી હાથ મોંહ લુંછવા અને પરસેવો તથા નાક સાફ કરવા, હાથમાં રાખવો વગર કરાહતે જાએઝ છે, પણ જો તકબ્બુરી અને મ્હોટાઇ તથા માત્ર ઝીનત માટે રેશમી રૂમાલ રાખવામાં આવતો હોય: તો મકરૂહે તહરીમી એટલે હરામની લગભગ છે. ઇમામ આઝમ રહે૦ની નઝદીક રેશમી કપડું પહેરવું હરામ છે અને હાથમાં રાખવું એથી પહેરવું સાબેત થતું નથી છતાં એહતેયાત અને તકવાની રૂએ રેશમી રૂમાલ ન વાપરવું બેહતર છે, અને જે આજકાલ રેશમી રૂમાલ રાખવાની ફેશન થઇ ગઇ છે કે વાપરવામાં આવતો નથી અને ફક્ત ખૂબસૂરતી માટે ખિસ્સાઓમાં શણગારે છે એ તો ખરેખર જાએઝ નથી. (દુર્રે મુખ્તાર શામી.)

સવાલ-આપણી જમીનમાં ખજૂરી અને તાડનાં ઝાડ હોય તો તેની તાડી કાઢી વેચવી દુરૂસ્ત છે? અથવા તાડી કાઢવા આપણી જમીન અને ઝાડો કિરાયાથી સાંથી આપવાં દુરૂસ્ત થઇ શકે છે?

જવાબ-ખજૂરા અને તાડનાં ઝાડોથી તાડી કાઢી અથવા કઢાવી વેચવી જાએઝ નથી, તેમજ તાડી માટે કિરાયાથી ખજૂરાં અને તાડ બીજાને સથવા પણ જાએઝ નથી.

સવાલ-તહજ્જુદની નમાઝનો વખત ક્યારથી શરૂ થાય છે અને ક્યાર સુધી પઢી શકાય છે?

જવાબ-ઇશાની નમાઝ પછીથી તહજ્જુદનો વખત શરૂ થાય છે અને સુબ્હસાદિક સુધી ટાઇમ રહે છે અને સુબ્હસાદિક થવાથી ફજરનો વખત શરૂ થાય છે એટલે ઇશાની નમાઝ બાદથી લઈ સુબ્હસાદિક સુધી રાતના કોઇપણ ટાઇમમાં તહજ્જુદની નમાઝ પઢી શકો છો પણ ઇશાની નમાઝ બાદ સુઇને ઉઠી તહજ્જુદની નમાઝ પઢવી વધુ બેહતર છે

સવાલ-કોઈ લગાડવાની દવા અથવા પીવાની દવામાં કાફૂર હોય તો વાપરવું જાએઝ છે?

જવાબ-કાફૂર મેળવેલી દવા માલીશ કરવી, ખાવી, પીવી જાએઝ છે એમાં કંઈ વાંધો નથી પણ તે દવામાં કાફૂર સિવાય બીજી કોઇ હરામ વસ્તુ હોવી જોઇએ નહિ.

સવાલ-એક માણસ ગુજરી ગયો તેના વારિસોમાં એક તેની ઔરત અને એક છોકરી અને એક સાવકી બ્હેન છે, અને કાકાના પૌત્રાઓ એટલે કાકાભાઇના છોકરાઓ છે તો હવે વ્હેંચણી કેવી રીતે કરવી? કોને કેટલું મળશે?

જવાબ-કફનદફનનો ખર્ચ અને કરઝ હોય તો તે અને મહૂમની વસીયત હોય તો તે ત્રીજા ભાગ સુધી, એ સર્વે અદા કર્યા બાદ મર્હૂમનો જે માલ રહે, તેના આઠ (૮) ભાગ કરવા.

તેમાંથી ભાગ એક (૧) ઔરતને અને ભાગ ચાર (૪) છોકરી અને બાકીના ત્રણ (૩) સાવકી બ્હેનને મળશે, અને કાકાના પૌત્રાઓ મહરમ છે એટલે તેઓને કંઇ મળશે નહિ અગર ઔરતની મહેર-બાકી હશે તો તે તેણીને તેના વારસા ઉપરાંત આપવી પડશે (સિરાજી)

**સવાલ**-રજબના મહીનામા ખાસ નાન વહેંચવા એટલે સત્તર (૧૭)મીના ખાસ એવું કઈ કરવુ સાબેત છે ?

**જવાબ**-માહે રજબની ૧૭મી તારીખે નાન વહેચવા અને કોઇ ખાસ ઈબાદત કરવી સાબેત નથી માટે એજ તારીખે કોઇ ચીઝ ખાસ નકકી ઠેરવવી બિદઅત છે અને એવી બિદઅતો અને રિવાજોથી બચવું જરૂરી છે

**સવાલ**-એક સત્તર વર્ષની કુમારી છોકરીના લગ્ન એક ૨૩ વર્ષના યુવાન સાથે માસ ૧ પહેલાં થયેલા પણ હજુ સુધી તે છોકરાએ સોહબત કરી નથી છોકરો દેખાવમાં સારો છે પણ તેનામા સોહબત કરવાની તાકત નથી, અને તે તેના મિત્રમંડળમા કહે છે કે સતતી-નિયમન પાળું છું, (તો પછી લગ્ન ના કરવા હતા) પણ પોતે નપુંસક નથી એમ સાબીત કરવા આનાં બાનાં બતાવે છે. છોકરો (ઉજવો) એટલે ઇન્દ્રીની જાગૃતી ન થઇ, ઇન્દ્રી હંમેશા સિથીલ રહે આવી અશક્તિ છે, એટલે સોહબત કરી શકતો નથી એટલે નપુસક હોય તો હવે શરીઅતના હુકમ પ્રમાણે તેના નિકાહ છોકરી સાથે થયા કે કેમ ? છોકરી ઉપર તેનો હક્ક લાગે કે કેમ ? તેમજ છોકરી છુટાછેડા લઈ શકે કે કેમ ? તે મહેરબાની કરી ખુલાસાવાર લખવા તસ્દી લેશો.

**જવાબ**-પૂછેલી સૂરતમાં લખવાનું કે નિકાહ તો દુરસ્ત થઇ ગયા. તલાક આપવાનો હક્ક ધણીને છે. હવે જો સવાલમાં દર્શાવેલી હકીકત પ્રમાણે તેણી તલાક પ્રાપ્ત કરવા કોશિષ કરે અને ધણીને લોકો સમજાવે કે તે રાજી-ખુશીથી તલાક આપી દે, અથવા તો તેણી પોતાના ધણીને કાંઈ બખ્શિશ દઈ લઇને પોતાના છુટાછેડા કરાવે. એ બધી કોશિશ કરવા છતાં ધણી રાજી ન થાય તો એવી મજબૂરીની હાલતમાં તેણી કોઇ મુસલમાન હાકિમને પોતાની મજબૂરી માટે શિકાયત કરે. તે મુસલમાન હાકિમ પુરેપુરી તહકીક અને તજવીજ કરીને શરીઅતના કાયદા પ્રમાણે મરદ ઔરત વચ્ચે છુટાછેડા કરાવવાનો-હકક ધરાવે છે એ વિષે "અલહીલતુનાજેઝહ"મા પૂરી વીગત મોજુદ છે જો તમને છેવટની જરૂર પડે તો ફરી વાર લખી પૂછશો, તો એ વિષે હમો વિસ્તારથી લખી જણાવશું

**સવાલ**-(૧) આપણે મુસલમાન ખુદાની તૌહીદ ઉપર સમ્પુરણ ઇમાન ધરાવતા હોઇએ અને સાથે એવા શબ્દો ઉચારીએ કે, "અલ મદદ યા રસૂલલ્લાહ (સ૦)" "અલ મદદ યા મુશકીલકુશા અલી હૈદર" (ક વ) "અલ મદદ યા ગૌસુલ આઝમ દસ્તગીર" ઉપર પ્રમાણે શબ્દો ઉચ્ચારવાથી ગૈર ખુદા પાસેથી મદદ માગી કહેવાય કે નહી ? અને તેમ કરવુ મુસલમાન ભાઇઓ માટે વ્યાજબી છે કે કેમ ? તે હદીસ તથા કુર્આને મજીદની દલીલથી ખુલાસો આપવા મહેરબાની કરશો.

**જવાબ**-(૧) મુસલમાનોએ પોતાની દરેક હાજત અને જરૂરત ખુદાપાકથીજ માગવી જોઇએ. સર્વે વસ્તુઓ ખુદાપાકના કબજામાજ છે. ખુદાપાક સીવાય કોઇ મદદ કરી શકતુ નથી. મખ્લૂકમાં એ તાકાત નથી. બંદાઓની હાજત પૂરી પાડવી અને મુશ્કિલો આસાન કરવી અને બીમારોને શિફા આપવી. એ સર્વે ખુદાપાકનાજ કબઝએ કુદરતમા છે ખુદાપાકને છોડી નબી (સ૦) અથવા કોઈ વલીથી કે ઇમામથી મદદ માગવી જાએઝ નથી, બધા નબીઓ, વલીઓ, ઈમામો ખુદાનાજ મોહતાજ છે જેમકે મૌલાના ખુર્રમઅલી સાહેબ મર્હૂમે પોતાના આ શેરમા લખ્યુ છે.

"ખુદાં ફેર્મા ચુકા કુર્આંકે અંદર
મેરે મોહતાજ હૈ પારો પયગમ્બર"

માટે સવાલમાં જણાવ્યા મુજબ "અલ મદદ યા રસૂલલ્લાહ" "અલ મદદ યા મુશ્કિલ કુશા અલી હૈદર," "અલ મદદ યા ગૌસુલ આઝમ દસ્તગીર" એવા નારા મારવા અને પુકાર કરવા દુરસ્ત નથી.

# સુલ્તાન કુત્બુદ્દીન-અયૂબક

લેખિકા—મિસ કુલ્સુમ સુરૈયા એમ એ



પરિચય—મિસ કુલ્સુમના પિતા જ અબ્દુલ કરીમ સુરૈયા સાહબ મેમણ કોમના એક મશહૂર સોલીસીટર છે ૨૪ વર્ષની વયે બી એ, એલ એલ બી અને સોલીસીટરની પરીક્ષામા ફત્તેહમદ થઇ પોતાના ધધામા જોડાયા અને નામના મેળવી બહેન કુલ્સુમ પણ તેમના પિતાના પગલે ચાલી ન્હાની વયમા ચાલુ વર્ષમાજ એમ એ થયા છે અને પુનાની ડેક્કન કૉલેજના પોસ્ટ ગ્રેજ્યુએટ રિસર્ચ ઈન્સ્ટીટ્યુટમા પી એચ ડી ના અભ્યાસ માટે દાખલ થયા છે તેમનો વિષય ગુજરાતમા મુસ્લિમ શાસન કાળની અસર છે આજે હલાકાબરમા એમ એ મા હિસ્ટરી અને પોલીટિક્સમા મા કોઇપણ બાનુ નથી તેમજ એમની વયનો કોઇ વિદ્યાર્થી નથી એજ વિષયમા બી એ મા પણ એમણે ઓનર્સ મેળવ્યુ હતુ મુબઇ યુનિવર્સીટીની લગભગ બધી સ્કોલરશીપો મેળવવા એ બહેન ભાગ્યશાળી થયા હતા ઇન્ટરમા હુજ્વાન પ્રાઇઝ ઇગ્લિશ માટે અને 'ફ્રે કસુટર પ્રાઇઝ' ફારસી માટે મેળવ્યુ હતુ અને ખુદાપાકથી ઉમ્મીદ છે કે ૨૨ વર્ષની વયમા પી એચ ડીની ડીગ્રી મેળવવા માટે પણ તેઓ જરૂર ફત્તેહયાબ થયા વિના રહેશે નહીજ ઈન્શાઅલ્લાહ તન્ત્રી

હિંદમા ગુલામવંશનો પ્રખ્યાત સ્થાપક સુલ્તાન કુત્બુદ્દીન અયબક ઇતિહાસમા એક રણવીર તરીકે તો યથેચ્છ જશ મેળવી ચૂકયો છે રણભૂમિને લગતા અદ્ભુત બનાવો વર્ણવામા અને રણસગ્રામમા દર્શાવેલ શૌર્યના ગુણગાન ગાવામા અયબકના સમકાલીન લેખકો એટલા બધા તલ્લીન થઈ ગયા હતા કે સુલ્તાનના ચારિત્ર વિષે આધુનિક વિદ્વાનોની જીજ્ઞાસા સતોષી શકતા નથી એક નિષ્કપટી અને પ્રમાણિક સેવક તરીકે અને એક ન્યાયી અને ધર્મશીલ સમ્રાટ તરીકે જો તેને ઓળખવાનો પ્રયત્ન કરવામા આવે, તો ઇતિહાસના નિસ્તેજ પ્રકરણ પર પ્રકાશ પડે

સુલ્તાન કુત્બુદ્દીન ઇતિહાસમા અયબક તરીકે સુપ્રસિદ્ધ થઈ ચૂકયો છે અયબકના અર્થ વિષે ઇતિહાસકારો સર્વાનુમત થઇ શકતા નથી. "તબકાતે નાસિરી" ના ભાષાતરકાર મેજર રેવર્ટીના ધારવા પ્રમાણે "તેની નાની આગળીનુ હાડકુ ભાગેલુ હોવાથી તેને અયબક અથવા નિર્બળ આગળીવાળા તરીકે ઓળખાવવામા આવતો હતો " પરતુ તેનો મૂળ લેખક મિનહાજુ સિરાજ એમજ કહેવા માગતો હોય એમ "તબકાતે નાસિરી"ના ફારસી હસ્તલેખ પરથી જણાતુ નથી "અયજાજે ખુસરવી" ના કથન પ્રમાણે તુર્કી ભાષામા 'અય'નો અર્થ ચદ્ર અને 'બક'નો અર્થ મુખ થાય છે[1] સર વુલ્સલી હેગ આ મતને ટેકો આપતા માને છે કે ચદ્રગ્રહણના સમયે જન્મેલ હોવાથી કુત્બુદ્દીનને

(૧) અયજાજે ખુસરવી, પુસ્તક ૧ અને ૨, પૃષ્ઠ ૧૯૬

આ નામ અર્પવામાં આવેલ હતું. 'ગુલશને ઈબ્રાહીમી'નો લેખક ફરિશ્તા સ્પષ્ટ રીતે જણાવે છે કે "તેને આંગળીની ખોડના કારણે—તેને અયબક કહેવામાં આવતો." સ્ટેન્લી લેનપુલ "મેડીઈવલ ઈંડીયા"માં લખે છેઃ—"અયબકનો અર્થ 'ચંદ્રનો ઉમરાવ' થાય છે. અને આ શબ્દ આંગિક સૌંદર્ય સૂચવતો હોય એ સંભવિત છે. અયબકનો અર્થ અંગ વૈકલ્પ થાય છે એ સામાન્ય માન્યતા "તબકાતે નાસિરી"ના અસત્ય ભાષાંતરના પરિણામે જન્મી છે.[2] પરંતુ સમકાલીન લેખકોના કથન ઉપરથી એટલું તો નિઃસંશય છે કે કુત્બુદ્દીન દૈહિક લાવણ્ય માટે પ્રસિદ્ધ નહોતો. મિનહાજુસસિરાજ લખે છે કે "ઘણા પ્રશંસનીય લક્ષણોથી ઈશ્વરે તેને વિભુષિત કર્યો હતો, પરંતુ શારીરિક કાન્તિનો તેનામાં અભાવ હતો."[3] તે ઉપરાંત ડૉક્ટર ઈશ્વરી પ્રસાદ પોતાના 'મેડીઈવલ ઈંડીયા'માં જણાવે છે. "તુર્કી ભાષામાં અયબકનો અર્થ ગળી થતો હોય એમ પણ જણાતું નથી."[4] તે સમયે ગુલામોમાં અયબક નામ સામાન્ય હતું. તે ઉપરથી આપણે આ નિર્ણય પર આવી શકીએ કે અયબક કોઈ કુલક્ષણું કે, તિરસ્કાર યુક્ત નામ હોય એ આવશ્યક નથી. ડૉક્ટર ઈશ્વરીપ્રસાદના ધારવા પ્રમાણે કુત્બોદ્દીનનું ખરૂં નામજ અયબક હતું.[5]

ઈ. સ. ૧૨૦૪માં અયબકના દાતા સુલ્તાન શહાબુદ્દીન ઘોરીને અંદખુદ પાસે હાર મળવાથી હિંદના મુસ્લિમ સામ્રાજ્યમાં અવ્યવસ્થા સ્થપાઈ હતી. આવા અફળામણ અને સંકટના સમયે અયબકે વિશ્વાસઘાત નહિ કર્યો, અને શહાબુદ્દીનને સહાય કીધી, એ તેના પ્રમાણિકપણાનો નિર્ણાયક અને સર્વથી સમર્થ પુરાવો છે. તાજુદ્દીન યલદોઝ ગઝનીમાં સ્વતંત્ર થઈ ગયો ખોખારો પંજાબમાં લુંટફાટ કરવા લાગ્યા મુલ્તાનમાં પણ બળવાખોરોએ સર્વોપરિ સત્તા પચાવી પાડી. અયબકે અડગતાથી ઘોરી સુલ્તાનનો પક્ષ લીધો, અને દુર્દશાના વખતે તેનો ત્યાગ કરવાની હીનતા દેખાડી નહિ

અયબક એક ધૈર્યવાન લડવૈયો હતો. ફખરૂદ્દીન મુબારકશાહ 'નિસ્બત નામા'માં લખે છે. તેની વીરતા અને સાહસિકતા જોતાં એવું ભાસે છે કે રૂસ્તમ તેનો રાજ્યગૃહાધિકારી થવામાં અભિમાન લેત."[6] 'તાજુલ મઆસિર'નો કર્તા હસન નિઝામી સુલ્તાનના સંસર્ગમાં આવેલ હોઈ તેનું વિવેચન વધારે વિશ્વાસપાત્ર ગણાવું જોઈએ. તે લખે છે "સંશય વગર કહી શકાય કે પ્રૌઢતા અને ધાર્મિક શ્રદ્ધાની નિર્મળતા જોતાં અયબક સિંહાસન પર બિરાજવા માટેજ સર્જાએલો હતો."[7] આવશ્યકતા જણાતાં અયબક નિષ્ઠુર પણ થઈ શકતો. "તબકાતે નાસિરી જણાવે છે" તેની ઉદારતા અપાર હતી. તેમજ તેણે કરેલા હત્યાઓ પણ અમર્યાદિત હતી." ઈમામ બહાઉદ્દીન ઉશી (કુત્બુદ્દીનના દરબારનો એક નામાંકિત કવિ) અયબક સબંધી ખરૂં કહે છે કે, "તેજ (અયબક) જગતને લાખોની ભેટો આપતાં શીખવ્યું. તેની કૃપાદૃષ્ટિના પરિણામે દેશની ખાણો ખાલી થઈ ગઈ" તેના પરોપકારી સ્વભાવના લીધે તેને "લાખબક્ષ" કહેવામાં આવતો.[8] હિંદુઓ પ્રત્યે તે દયાળુ નહોતો. 'તાજુલ મઆસિર'ના કથન અનુસાર "તેના સૈન્યબળથી હિન્દની ધરતી નાસ્તિકોની મલિનતાથી મુક્ત થઈ, અને મૂર્તિપૂજકોની અશુદ્ધિથી પવિત્ર થઈ."[9] 'નિસ્બતનામા' માં ફખરૂદ્દીન

(૨) "મેડીઈવલ ઈંડીયા" પૃષ્ઠ ૬૫, ફુટનોટ ૨.

(૩) "તબકાતે નાસિરી" પૃષ્ઠ ૧૮૮.

(૪) "મેડીઈવલ ઈંડીયા" પૃષ્ઠ ૧૬૩.

(૫) "મેડીઈવલ ઈંડીયા" પૃષ્ઠ ૧૬૩

(૬) 'નિસ્બતનામા', પૃષ્ઠ ૪૭.

(૭) 'તાજુલ મઆસિર'નો હસ્તલેખ પૃષ્ઠ ૧૧૬

(૮) 'નિસ્બત નામા', પૃષ્ઠ ૫૧.

મુબારકશાહ લખે છે. "મંદિરો અને દેવસ્થાનોને તેણે મસ્જિદોમાં ફેરવી નાખ્યાં. દર વર્ષે હજારો કાફિરોને મુસ્લિમ બનાવ્યા, અને એકેશ્વરવાદ શીખવી સ્વર્ગમાં જવા માટે યોગ્યતા અર્પી"૧૦

કુત્બુદ્દીન રાજનીતિના કાવાદાવામાં કુશળ હતો. કોઇ નવીન સુધારાઓના યોજક કે સંસ્થાઓના ઉત્પાદક તરીકે તે પ્રખ્યાત થયો ન્હોતો; પરંતુ પોતાનું સામર્થ્ય વધારવા માટે તેણે વૈવાહિક સંબંધોનો આશ્રય લીધો હતો. ડૉક્ટર ઇશ્વરીપ્રસાદ લખે છે:— "યલદોઝની પુત્રી સાથે તેણે લગ્ન કર્યું હતું, તેની બહેનના વિવાહ કુબાઇચા સાથે થયા, અને તેની પુત્રીને અલ્તતમિશ જોડે પરણાવવામાં આવી"૧૧ પરંતુ 'તબકાતે નાસિરી'ના કહેવા પ્રમાણે કુબાઇચા તેની બહેન સાથે નહિ પણ એક પછી એક એમ બે પુત્રીઓ સાથે વર્યો હતો."૧૨

હિંદના બીજા મુસ્લિમ વિજેતાઓ પેઠે કુત્બુદ્દીન પણ વિદ્વાનો પ્રત્યે ઉદારતાથી વર્તતો. તેના રાજમંડળમાં સાક્ષરો જોવામાં આવતા. 'તિરબત નામા'નો કર્તા ફખરૂદ્દીન મુબારકશાહ અને કવિ બહાઉદ્દીન ઉશી તેના નામાંકિત દરબારીઓ હતા. સુલ્તાન પણ વિદ્વાનોના સહવાસમાં આનંદ માણતો. દિલ્હી અને અજમેરમાં મસ્જિદો બનાવી તેણે શિલ્પકળાની પણ સેવા કરી છે. જીવનમાં માત્ર એકજ વખત તેણે દુર્વ્યસનનાં ચિન્હો દેખાડ્યાં હતાં. યલદોઝ પર વિજય મેળવ્યા પછી અયબક ગઝની જઇ મદિરામાં ભાન ભૂલ્યો. તેણે સભ્યતાની અવગણના કરી પોતાના યશસ્વી જીવનને કલંકિત કર્યું. આ અસામાન્ય, અને આશ્ચર્યજનક પ્રસંગ સિવાય બીજા કોઇ પણ સમયે કુત્બુદ્દીને વિનયનો ભંગ કર્યો હોય એમ જણાતું નથી. આત્મબળથી અયબક સત્તાની સિમાએ પહોંચ્યો હતો અને અથાગ પરિશ્રમ વેઠયા પછી ગૌરવ અને પ્રાબલ્ય પ્રાપ્ત કરી શક્યો હતો. મિનહાજુસસિરાજ લખે છે:—"ખુદાએ તેને નિર્ભય અને શરીર બનાવ્યો અને પૂર્વ કે પશ્ચિમના સમકાલીન સમ્રાટોમાં તેને શ્રેષ્ઠતા આપી"૧૩ આ યુગના ઇતિહાસકારો પણ "તબકાતે નાસિરિના સમદર્શી લેખકના મતને ટેકો આપે છે, અને અયબકની વિલક્ષણતાનો સ્વીકાર કરે છે.

(૧૦) "તિરબત નામાં', પૃષ્ટ ૨૬.
(૧૧) 'મેડીઈવલ ઈંડીયા', પૃષ્ટ ૧૬૪
(૧૨) 'તબકાતે નાસિરી', પૃષ્ટ ૧૩૯
(૧૩) તબકાતે નાસિરી, પૃષ્ટ ૧૩૭,

## ગુજરાતના મુસલમાનોને ખુશખબર

આખા ગુજરાતનો જુનો અને જાણીતો દારૂલ ઉલુમ મદ્રેસા અશરફીયા, અરબીયા, ઇસ્લામીયા. રાંદેરમાં સખી વજુદ શેઠ મર્હુમ હાજી ઇસ્માઈલ મોહંમદ અશરફ સાહબે હીજરી સન ૧૨૮૬માં કાયમ કરેલો. જેને લગભગ પોણોસો વર્ષ થયાં છે. જેનાથી ગુજરાત તેમજ હિંદુસ્તાનના અને હિંદ બહારના પણ મુસલમાનોએ દીનીલાભ પ્રાપ્ત કર્યો છે. હાલ થોડાંક વરસો થયાં અમુક કારણસર બહારના તાલિબે ઈલ્મોને દાખલ કરવાનું બંધ થયું હતું. પણ હવે ખુદાના ફઝલથી રમઝાન શરીફ બાદ માહે શવ્વાલની તા. ૫મીથી મજકૂર મદ્રેસો ખૂલી જશે. તેમજ બોર્ડીંગમાં ગુજરાતના દીની તાલીમ લેનારા છોકરાઓને દાખલ કરવામાં આવશે. દાખલ થનારાઓએ નીચેની શરતો પ્રમાણે ચાલવું પડશે.

(૧) દાખલ થવા માટેની અરજીઓ રમઝાન શરીફની તારીખ ૧૫મી સુધીમાં મોકલવી જોઈએ.

(૨) જે છોકરા નાઝેરા કુર્આન શરીફ તથા થોડુંક ઉર્દૂ પઢેલા હશે તેઓને અને કુર્આન શરીફના હાફિઝ થવા ચાહનારાઓને ફ્રી ખાવા; રહેવાને મળશે.

(૩) જે છોકરાઓ પોતાના ખર્ચે રહેવા માગશે તેઓને માટે પઢાઈ તેમજ રહેવાનો બંદોબસ્ત ફ્રી રહેશે.

અરજી નીચેના સરનામે કરવી.

મૌલાના અહમદ અશરફ<br>
મોહતમીમ-મદ્રેસા અશરફીયા, અરબીયા,<br>
ઇસ્લામીયા. બડાબઝાર-રાંદેર (સુરત.)

## રાંદેરની ઈલ્મીશાન

ગુજરાત અને બૃહદ ગુજરાતમાં રાંદેર પોતાની ઈલ્મીશાન અને સુંદર તથા સુઘડ ઈબાદતગાહોથી જગજાહેર થયું છે. અમને જણાવતાં આનંદ થાય છે કે છેલ્લાં કેટલાંક વરસોથી બંધ થએલો અશરફીયા મદ્રેસા મૌલાના અહમદ સાહબની નેક કોશિષોથી પુનઃ જારી થયો છે. એક તરફ મેહફિલે ઈસ્લામ જેવી સદર લાયબ્રેરી, બીજી બાજુ ચુનારવાડની મસ્જિદ જેવી ઈબાદતગાહ અને ત્રીજી બાજુ આ અશરફીયા મદ્રેસા. ઈલ્મ અદબ અને ઈબાદતનો આવો સુંદર સમન્વય બીજી જગ્યાએ થવો અશકય છે. ખરેખર મૌલાના મૌસૂફે પોતાની ઈલ્મદોસ્તી સાચી કરી બતાવી છે. પુનઃ મદ્રેસાનું સુકાન હાથમાં લઈ ગુજરાતના ઈલ્મી બગીચાને તરોતાઝા કરવાની હામ ભીડી છે તેનો અજર તેમને તથા મદ્રેસાના બાનીઓને ખુદાએ રબ્બુલ ઈઝઝત અતા કરે ! આમીન. તંત્રી 'કારવાં'

# સંકટ સમયે સાંકળ !!!

ખેંચવાની તરકીબ બતાવનાર



રા. હડમત ઓઝા.

**ઉતાવળની આવશ્યકતા**

કોઈના ઉપર ટપાલ લખવી હોય કે કોઈના માટે દુઆ કરવી હોય, તેમ ઉતાવળ કરવી કારણ કે મોડી ટપાલ કે વાસી દુઆ કાંઈ કારગર નિવડતી નથી !

ભાડુતી મોટરમાં બેસવામાં કે ટાંકીઓ તાર આવેલ હોય તો દવા લેવામાં ઉતાવળ કરો !

કોઈનું મફત વાચવા લીધેલું છાપું વાચવામાં કે તૈયાર થએલું અનાજ લણવામાં ઉતાવળ કરો !

બાળબચ્ચાં સાથે મુસાફરી કરતા હોય તો છોકરાને પ્રથમ ડબ્બામાં ચઢાવવામાં અને પોર્ટરને રૂપિયો આપ્યો હોય તો પરચુરણ લેવામાં ઉતાવળ કરો !

ભાષણ કરતા ઓડીઅન્સ ઉઠવા લાગે તો પાછલે બારણેથી

નાસવામાં કે ટ્રામ પકડવા દોડતાં પાટલૂનનો પટો તુટી જાય તો હાથે પાટલૂન પકડી રાખવામાં ઉતાવળ કરો !

મારીને નાસી જવામાં અને ખાઈને સુઈ જવામાં ઉતાવળ કરો.

માર ખાઈને જલ્દી ફરિયાદ નોંધાવવા કરતા ઉતાવળે "આમાં હળદર ને તેલ ચોળો !

ધારાસભામાં સુવાય જવું હોય તો ભાષણ કરવાને બદલે દેશહિતના ઘોષક વાક્યો બોલી જેમ બને તેમ જલ્દીથી પોક મુકો !

જીવનમાં ઘી પીવાનું હોય તો જલ્દી બગડેલ ને હાંકો !

વકીલાતમાં આગળ વધવું હોય તો જીભને વધુ સ્પીડમાં ચલાવો !

એકાદ બાગ કે બગીચામાં માળીને કે એકાદ ચેકુસને આપણી એ વગાડીને બજારમાં

**હડમત ઓઝાની હિંદી શાએરી**

આ તળપદી ને તમતમતી શાએરીમાં ચોરી કરતા શીરજોરીનું તત્વ વિશેષ છે. — તંત્રી.

હડમતકા ઘર ચોકમે હે પીઠે કે પાસ,<br>
કરેગા સો પાએગા બચ્ચા તુ કયુ ભયો ઉદાસ ?<br>
હડમત કહે એકારકુ દો બાતા સીખલે,<br>
કર સાહેબકી બંદગી ઔર લે ઉસ્કા ના દે !<br>
હડમત કહે સાહિત્યકા ડબ્બા ગુલ હો જાય,<br>
ગ્રાહકે જો ખાસ અકકી વી પી પીછી ફિરાય !<br>
હડમત ગ્રાહક લિસ્ટમેં ભાત ભાતકે લોગ,<br>
મુફત અંક નવ દીજીયે ભલે બિકટ મ જોગ !<br>
હડમત ઓછે પેટમે સમે ન મોટી બાત,<br>
મુફત અંક પઢને મંગે તો દે ઉસ્કો એક લાત !<br>
હડમત નીચો જનમમે બનત ન ઉંચો કામ,<br>
મુફત પરચે પઢનેવાલાતો કભી ન ખરચે દામ !

દરેક તંત્રીના ટેબલ સામે ટાંગી મૂકવા લાયક આ સૂત્રો

ગયા હોવ તો રમકડાંની દુકાન આગળથી જલ્દી પસાર થાઓ!

સાથે તમારાં ધર્મ પત્નિ પણ હોય તો ભૂલે ચૂકેય ઝવેરીની દુકાન આગળથી ન જાઓ અને જાઓ તો ફ્લાઈંગરાણીના વેગથી જાઓ!

તમારે મુશાયરામાં જવાનું હોય અને સામેથી જનાઓ આવતો હોય, અગર કોઈ લેણદાર તમારી છાતીની સામેજ આવતો હોય તો વગર મોસમે છત્રી ઓઢીને આડેક આગળ ધપ્યે જાઓ!

સભામાં ઉઘરાણું થતું હોય તો લઘુશંકાને બ્હાને જલ્દીથી ઉઠી જાઓ! અને જો દુશ્મનાયું બજાવવા બેલીફ પધારે તો પાછલે બારણેથી જલ્દી પલાયન થાઓ! અને ઘરમાં સાપ નીકળ્યો હોય તો તેને મારવા જલ્દીથી પાડોશીને બૂમ મારો!

બે ચાર દોસ્તો સાથે હોટલમાં ગયા હોવ, તો વહેલા વહેલા બહાર નીકળી જાઓ! અને ગામમાં ધાડ આવી હોય તો સૌથી પહેલાં ગોદડું ઓઢીને સુઈ જાઓ!

જુલ્લાબ લીધો હોય તો મીટીંગમાં, ભાષણમાં બજારમાંથી જલ્દી જલ્દી ઘર ભેગા થાઓ! જો તમે મુંબઈની કોઇ ચાલમાં રહેતા હોવ, તો ગુરુશંકા કરવા જતાં વિવેક કરવાને બદલે વહેલો તે પહેલોનોજ આસરો લઈ લ્યો!

જ્ઞાતિવરામાં કે ડીનરપાર્ટીમાં જમવા ગયા હોવ, તો હાથ અને મોઢાને જરા વધુ વેગથી ચાલવા દો!

જોડા ચોરવાના શુભ આશયથી જો મસ્જિદમાં ગયા હોવ, તો નમાઝમાંથી જલ્દી ફારેગ થાઓ! પણ જો તમે મૌલ્વી હોવ, અને પુરાણા તખતમાં ખટમલની વિપુલ સંખ્યા જોવામાં આવે તો વાઅઝ જલ્દી ખતમ કરો!

પરોણાઓને જલ્દીથી તેમના ગામભેળા કરવા હોય, તો જે પલંગને માંકડોની પાંજરાપોળ બનાવી હોય તેજ પલંગ પરોણાઓને પાથરી દો!

સાઇકલમાં પંચર પડ્યું હોય કે પાટલૂન ફાટી ગયો હોય તો જલ્દી થીગડું મારો!

સભામાં ધાંધલ થાય તો સૌથી પહેલાં જોડા બગલમાં મારીને ગચ્છંતિ માપવી!

જો તમે ખપકાદાર પેસેંજર હોવ, અને સ્ટેશને ઉતર્યા હોય ત્યારે ટીકીટના અભાવે પકડાઈ જવાનો ભય હોય, તો સીગરેટના ધુમાડા ઉડાડતા ટી. સી. ને સલામ કરીને જરા મોં મરકાવીને એકદમ હાંકયે રાખો!

જો તમે મેટ્રીકના ઉમેદવાર હોવ અને પેપર સોલ્વ કરતાં ન આવડતું હોય તો પાસ થવાને માટે પાસેના નંબરમાં ડોકીયું કરીને જરા ઉતાવળે લખવા માંડો!

જો ઘરમાં ખાવાનું ખૂટી ગયું હોય, અને બૈરાં છોકરાં તમારો જીવ ખાતાં હોય, વળી છોકરાંના મોસાળમાં કોઈ હયાત ન હોય તો બેધડક હિંદ સંરક્ષણ ધારા વિરૂદ્ધ ભાષણ કરીને જલ્દીથી જેલમાં ચાલ્યા જાઓ. કારણકે જેલમાં પણ બે ટંક ખાવાનું તો મળે છે!

જો હડખાયું કુતરૂં કે પોલિસનો સિપાઈ તમારી પાછળ પડયો હોય તો ઇજ્જતની દરકાર કર્યા વગર બે ધડક મૂઠીઓ વાળીને નાસો!

જો તમને સનેપાત કે એડીટરીનો રોગ લાગ્યો હોય, મુંગો મુઝારો કે શાએરીનું સળેખમ થયું હોય તો તાકીદે તમારા ફેમીલી ડોક્ટરને તમારી નાડ બતાવો!

આ વિમાનને મોટરના યુગમાં તમે ખટારાની જેમ ચાલો તે કેમ પાલવે? કદાચ જલ્દી ચાલતાં ઠોકર વાગે તોય ફાયદો છે! કારણ કે ઠોકર વાગવાથી સમજણ આવે છે એ કોપિનું વાક્ય છે!

લગ્નમાં પણ જલ્દી કરો કે સ્નેહી સંબંધીઓને આવવાની કે વહેવાર અથવા ચાંલ્લા કરવાની તકલીફ ઓછી પડે! બલ્કે ગાંધર્વ લગ્ન કરી નાખો કે કાઝી તથા ગોર મહારાજના ટેક્ષથી પણ તમે ઉગરી જાઓ!

છુટાછેડામાં પણ ઉતાવળ કરશો તો છાતી ઉપરથી સાડા ત્રણ મણ વજનની પત્નિનોભાર ઓછો થશે અને આ બેકારીમાં તમે નચિંત થશો !

મરણમાં પણ ઝડપ કરશો, એટલે કે ૭ માસનો ખાટલો સેવવા કરતાં હાર્ટ ફેલ થઇ જશો તો તમારે મરણ પણ દીપશે અને ઘરવાળાંને જરાપણ દવાદારૂની ખટપટમાં ઉતરવું નહિ પડે !

છેવટમાં એટલુંજ કે ઝડપી રિપોર્ટરો, ઝડપી કંપોઝીટરો, ઝડપી જોકીઓ, રેસના ઝડપી ઘોડાઓ, ઝડપી ખિસ્સાં કાતરૂઓ, ઝડપી કેમેરામેનો, ભાડુ ચઢી જતાં ઝડપથી ઘર બદલનારાઓ, ઝડપથી પાઘડી ફેરવનારાઓ, ઝડપથી પીંછી ફેરવનારાઓ, ઝડપથી ઝાડુ ફેરવનારાઓ, ઝડપથી લકડીપટો ફેરવનારાઓ, ઝડપી ભાણું સાફ કરનારાઓ, ઝડપથી નાણાંભીંજવનારાઓ, ઝડપથી બેહુ દાડમ છાલ પહેરાવનારાઓ, ઝડપથી બોલીંગ બેલનારાઓ, ઝડપથી લવાઝમ હજમ કરનારાઓ, ઝડપી બૉલરો કે બેટ્સમેનો, ઝડપી તબલચીઓ, ઝડપી ડેન્સરો, ઝડપી લડવૈયાઓ કે ઝડપી ગુલાંટખાનારાઓ હંમેશાં લાભમાં જ રહે છે !

## ધીરજનાં મીઠાં ફળ !

મસ્જિદની બત્તીઓમાંથી ઘાસલેટ ચોરી જવું હોય કે અલ્લાહના ઘરમાંથી શેતરંજી તફડાવી જવી હોય તો નમાઝમાં સૌથી પાછળ રહેવું યાને ઢીલ કરવી.

કબુલ શારની કે બેવડો પ્રસાદ લેવો હોય તો વાએઝમાં કે કથામાં સૌથી પાછળ પલાંઠીવાળીને બેસી રહેવું !

મંદીરમાંથી મહાદેવનાં ઘરેણાં ઉતારી લેવાં હોય તો પાછળથી દાખલ થવું અને આખી રાત ભક્તિ કરી સૌથી છેલ્લે બહાર જવું !

કરકરી ઉંચકવાંમાં કે પાયદસ્તમાં સૌથી પાછળ રહેવું !

ચોરની બૂમ પડે તો સૌથી મોડા ઉઠી બારીમાંથીજ પૂછપરછ કરવી !

મોટા માણસ કહેવાવું હોય તો સૌથી પાછળ જાહેર સભામાં જવું અને સૌથી આગળ બેસવું !

કોઇનો પણ વારસો મેળવવો હોય, તો જેમ બને તેમ પાછળથી પેદા થવું ! લડાઇમાં પણ કમાણી કરવી હોય તો પ્રથમ તટસ્થ રહેવું અને પાછળથી મુસોલીની પ્રમાણે લાગ સાધીને ઝંપલાવીને તૈયાર ભાણા પર તૂટી પડવું !

સ્ટેશન પર ચાહ કે સોડા લેમન પીને પૈસા આપવામાં ઢીલ કરવાથી ફાયદોજ થાય છે !

મૂડીને વેપારમાં રોકી કે આસામીઓને વ્યાજે ધીરીને લેણદારોને વાયદા પર વાયદા કરવામાં વ્યાજનો ફાયદો થાય છે !

સીનેમામાં મોડા જાઓ અને ટીકીટ ન મળે તો પૈસા બચી જાય !

ઓફીસમાં મોડા જવાથી કામ ઓછું કરવું પડે, અને ઘેર મોડેથી જવાથી એટલેકે છેક મોડી રાત્રે સુતી વખતે જવાથી માગનારાઓ આંગણેથી ધક્કા ખાઇને પાછા જાય અને પત્નિની ટકટકમાંથી પણ બચી જવાય, તથા ગોદડામાં માંકડ હોય છતાંય મીઠી નીંદ આવી જાય !

મારકીટમાં મોડેથી જાઓ તો શાકભાજી સસ્તાં મળે !

ટ્રેનમાં સૌથી પાછળ જાઓ અને પાછલા ડબ્બામાં બેસો તો અકસ્માતથી બચી જાઓ !

લડાઇમાં તમે સૈનિક તરીકે જોડાયા હોય તો બનતાં સુધી સૌથી પાછલીજ લાઇનમાં રહીને લડજો. કારણકે એમાં બે ફાયદા થશે. એક તો મરવાનો વારો મોડો આવશે, અને બીજું આગળ મરી ગએલા સૈનિકોનાં ખિસ્સાંનો વારસો મળશે !

પડતી હોય, અને નારીને જ્યાં બર્થ કંટ્રોલ યાને સંતતિનિયમનનાં સાહિત્યોનીજ ઝંખના કરવી પડતી હોય; ત્યાં નાન્યતરજાતીયુંય ચડી વાગેને ? જુવો પુરુષો દાઢી મૂછ મુંડાવી હાથે બંગડીની જગ્યાએ રિસ્ટવૉચ પહેરી સ્ત્રી થવા મથતા હોય અને સ્ત્રીઓ વાળ કપાવી, ખમીસ ને પાટલુન પહેરી પુરુષ બનવાના કોડ સેવતી હોય ત્યાં આપોઆપજ **નાન્યતર**નો ભાવ વધે ને ? અને એ તો દેખીતીજ વાત છેને કે જે ચીજનો ભાવ વધે તે ચીજ વધુ પ્રમાણમાં જોવામાં પણ આવેજને ?"

"એ તો ઠીક પણ **બહુવચન**નો ઉપયોગ ગણુ સાહિત્યમાં હવે ઝાઝો થતો નથી એમ કેમ?"

"**વચન** પાળી પાળીને હરિશ્ચંદ્રની કુંસ નીકળી ગઇ એ લોકોએ જોઇ લીધું છે, અને આજે પણ વચન પાળનારાઓને દુઃખ ભોગવવું પડે છે; ત્યારે વચન તોડનારા મઝા કરે છે, જેથી વચનને વળગી રહેવામાં લોકોને સાર જણાતો નથી ! આ સરમુખત્યારીના યુગમાં હીટલર, સ્ટેનલીન, અને મુસોલીની જેવા ડગલે ને પગલે વચન તોડીને આખા મુલકના મુલક હજમ કરતા હોય ત્યા વચનને વળગી રહેનારાઓ બેવકૂફ ન કહેવાય કે ? આ કારણથીજ લોકો બહુ વચનને વળગી રહેતા નથી અને જ્યાં હોય ત્યાં એકવચનને વળગી રહે છે. એનું કારણ તે એજ છે કે **એકવચન** વાપરવાથી તે વાપરનાર માણસ સામા માણસ કરતાં મોટા ગણાય છે! મતલબ કે મોઢામાં ખપવું હોય તે એકવચનનો ઉચ્ચાર કરે ! બહુવચનનો ઉપયોગ કરનારા તો આજે ગુલામ, કાયર, નાના, અલ્પ, તુચ્છ, મગતરાં કે પામર જેવાં ગણાય છે ! અને ખરી વાત તો એ છે કે એકવચન બોલવામાં કે લખવામાં જે સરળતા છે તે બહુવચનમાં નથી ! વળી એકવચનથી ગાઢ પ્રેમ કે અગાધ સંબંધ જાહેર થાય છે ! અને વળી એકવચન કરતાયે સામા માણસને ગાળ દઇને વાત કરવી એ તો તેના પર હેત ઢોળવા બરાબર છે !"

"વાર ! ત્યારે આજકાલના સાહિત્યકારો પહેલાં જેવી અલંકારિક ભાષા કેમ વાપરતા નથી !"

"એટલા માટે કે પહેલાં સોનું સસ્તું હતું તેથી અલંકાર યાને ઘરેણાં પણ સસ્તાં હતાં, તેથીજ લોકો પોતાની પત્નિઓ, પુત્રિઓ કે ભગિનીઓને દાગીનાના ભારમાં લાદી દેતા હતા પણ હવે તો સોનુ મોઘું થયું. હોઈ જ્યાં અલંકારોને પણ લોકો ભાવ ખાવા વેચી દેવા માંડયા છે. ત્યાં સાહિત્યમાં તે કયાંથી અલંકારનાં દર્શન થાય? અને જરાતરા અલંકારિક ભાષા કયાંક જોવામાં આવે છે તેય નરી બનાવટી જેવી દેખાય છે! કારણકે ઉપલા કારણને લીધે ખરાંઓની જગ્યા પુરવા માટે લોકોને ઇમીટેશન અલંકારોથી પોતાની પત્નિઓને રિઝવવી પડે છે: તેમ બનાવટી અલંકારો વડે ભાષાનો ભાર વધારવા કરતાં તો તેને વિધવા જેવી બોડી રાખવાનુંજ સમજુ સાહિત્યકારો વધુ પસંદ કરે છે !"

"એ તો ઠીક પણ આજકાલ જાણે કવિઓનું વ્હાણુ ભાંગ્યું હોય તેમ જ્યાં હોય ત્યાં કવિઓનાંજ ખૂબ ખૂબ દર્શન થાય છે એનું શું કારણ ?"

"કવિઓ બનાવ્યા બનતા નથી પણ માતાના પેટમાંથી કુદરતી રીતેજ જન્મેજ છે એ કવિ નાનાલાલની વાતને ખરી પાડવા આજકાલ મોટા પ્રમાણમાં કવિઓ ફુટી નીકળ્યા છે ! અને ખરી વાત તો એ છે કે બેકારીના સમયમાં ભણેલા માણસને કવિતા કરવા સિવાય બીજું સુઝે પણ શું ? કારણકે નોકરીને અભાવે ભણેલા માણસ તરંગે ચઢે એ તો દેખીતીજ વાત છેને ? અને એ તરંગને વ્યવસ્થિત ગોઠવવા તેનુંજ નામ કવિતા ! કેટલાક કહે છે કે "પ્રેરણા વગર

કવિતા લખાય નહિ." એ વાત ખરી છે; પણ પેટ ભૂખ્યું હોય; ત્યારે જ ખાસ કરીને પ્રેરણા જન્મે છે અને પ્રેરણા જન્મે એટલે કવિતા પેદા થાયજને ? બાકી ધરાએલા પેટે તો પ્રેરણાને બદલે બગાસાં અને ઉધરસ આવે ! મતલબ કે ભણેલાઓમાં ભૂખમરો વધવાથી પ્રેરણા વધી છે અને પ્રેરણા વધવાથી કવિતા વધી છે, અને કવિતા વધવાથી કવિઓ વધ્યા છે !"

"વારૂ ! કવિઓ વધ્યાથી આપણું કંઇ લુંટાઈ જવાતું નથી ઉલ્ટું સાહિત્ય સભર થશે; પણ ભલા એ આજકાલના કવિઓ પીંગળને પાસે કેમ બંધાતા નથી ?"

"ભવૈયાઓ જ્યારથી ભૂંગળ છોડીને નાટકમાં જોડાયા છે, ત્યારથી કવિઓ પીંગળને છોડીને ઉર્મિની પાછળ લાગ્યા છે ! પીંગળમાં તો અમૂક જાતની કેદ છેને ? અને કવિઓ તો આઝાદ આત્માના માલિક રહ્યા ! એ બિચારા પીંગળની કેદમાં શા માટે બંધાય ? આ આઝાદીના યુગમાં એવી ગુલામી શા ખપની ? મતલબ કે જેનો આઝાદ આત્મા હોય તેજ ખરો કવિ કહેવાય એટલે ખરો કવિ હોય તે પીંગળની કેદમાં રહી શકે નહિ ! ભલે જોડકણાંકારો એથી રાચતા હોય તો ? બંધનને ફગાવવાં અને હવામાં જાપાની ફુગ્ગા ઉડે તેમ વિચારોને ઉડાવવા તેનું નામ કવિતા ! પ્રાસબંધ ચોકઠાં એતો, કવિતા નહિ પણ શબ્દોનો તાણોવાણો ગણાય ! અને એવો તાણોવાણો વણનાર કવિ નહિ પણ જુલૈયા કે વણકર ગણાય સમજ્યાને ?"

"હારે હા, ભાઇ, ખૂબ સમજ્યો ! પણ રસ વિષેની મુંઝવણ વધી રહી છે ! મને સમજાતું નથી કે આજે કયો રસ આગળ પડતો વપરાય છે ?"

"હું આપના મગજમાં ખીલા ઠોક્યા વગર સમજાવી શકું એમ છું કે આજે બીભત્સરસની બોલ બાલા છે ! કોઇ પંડિત સ્વર્ગવાસી થયા પછી ભક્તિરસ અને કરુણ રસવાળાઓએ એ રસને સાવ દાબી દીધો હતો પણ પાછાં હાલનાં ફૂરફૂરીયાંઓએ, યાકુતીપો અને શક્તિવર્ધક દવાવાળાઓએ તથા જાતીય વિજ્ઞાનનાં પુસ્તકોએ એ રસને છેલ્લા દાયકામાં વીનમાં ગોઠવી દીધો છે અને તેથીજ એ રસના વેચનારાઓને આજે ઘી કેળાં છે !"

"એક જમાનાનો સૌથી સોંઘો અને સસ્તો એવો શ્રૃંગાર રસ પણ હવે આપણા સાહિત્યમાંથી કેમ કરમાઇ ગયો દેખાય છે ?"

"એનું કારણ એ છે કે એ રસ સાહિત્યકારો પાસેથી હેરડ્રેસરોએ અને દરજીઓએ છીનવી લીધો છે ! આજે સાહિત્યમાંથીએ રસ ઉડી જઇને હજામો તથા પફ–પાઉડર, સેંટ લવંડરના વહેપારીઓ અને દરજીઓની દુકાનમાં ઘુસી ગયો છે !"

"સાચા હાસ્યરસનાં પણ હવે ઓછાં દર્શન થાય છે એનું કારણ શું ?"

"હાસ્યના ત્રણ પ્રકાર છે. **મંદહાસ્ય, અટ્ટહાસ્ય અને ખટ્ટહાસ્ય.** મંદહાસ્ય તેને કહે છે કે જે હાસ્ય ફક્ત હોઠ પરજ ફરકીને રહી જાય. પણ આજ કાલતો હોઠ પણ ચોકખા ક્યાં હોય છે ? કોઇના હોઠ પાનથી રંગાયલા હોય છે તો કોઇના લીપસ્ટીકથી રંગાયલા હોય છે ! તો તમેજ કહોને કે એવાં પડવાળા હોઠ પર મંદહાસ્ય ક્યાંથી ફરકે ? છતાંએ મંદહાસ્ય કોને કહે છે તે નજરે જોવું હોય તો હોઠ ફફડાવતા ઉંટને જોઇ લેજો ! બાકી દાંતોના ચોકઠાંજ જ્યાં બનાવટી બનવા લાગ્યાં હોય; ત્યાં અટ્ટહાસ્ય શી રીતે છુટવી શકાય ? કારણકે વખતે કોઇ વધારે મોઢું ફાડીને અટ્ટહાસ્ય કરે તો પેલું બનાવટી ચોકઠુંજ નીકળી જાય ! આ કારણે અટ્ટહાસ્ય ઓછો થઇ ગયો છે અને ફક્ત ખટ્ટહાસ્ય રહી ગયો છે ! ગમે તેવું આડું અવળું લખીને કે બોલીને પરાણે હસાવવું મતલબ કે વિવાદને બદલે વરસી કરવાથી અનાયાસે કોઈ હસી પડે

એનું નામ અટ્ટહાસ્ય કહેવાય! અને આજે તો એવો અટ્ટહાસ્યજ બાકી રહી ગયો છે. ખટ એટલે ખારો. મતલબ કે ખટ્ હાસ્ય તો તેજ કે જેનાથી મીઠાશ ઉત્પન્ન થાય. પણ તેને બદલે હાસ્યનો આ એવો પ્રકાર છે, કે, એનો ઉપયોગ કરવાથી ખરાશ ઉત્પન્ન થાય છે અને તેથીજ મેં એનું નામ ખટ્રસ પાડયું છે! રસગુલ્લાં, ગુલાબજાંબુ અને દહીંના લોચાંમાં જેટલો તફાવત હોય તેટલો મંદહાસ્ય, અટ્ટહાસ્ય અને હાસ્યમાં તફાવત છે! અને ખરી વાત તો એ છે કે ધરતીમાંથી રસકસ સૂકાયો છે પછી ધરતી ઉપર વસનારમાં તે રસ કયાંથી હોય? અને રસ હોય તો તે રાસ ક્યાંથી આવે? રસને હજમ કરવા જેવાં હોજરાં પણ હોવાં જોઈએને?"

"એતો જાણે ઠીક કે હાસ્યનો તો તંદુરસ્તી અને હજમીયાત ઉપર આધાર છે; પણ મૌલિક કરૂણ રસનો પણ આપણા સાહિત્યમાંતો દુકાળ પડયો છે ને?"

"ગમ ખાઈને લોકોની છાતીનાં પાટીયાં જ બેસી ગયાં છે અને રોદણાં રડી રહીને આંખોમાં પાણીજ રહ્યું નથી ત્યાં એ રસનું હવે કામ પણ શું છે? અને જ્યાં ગુલામોનાં હાસ્ય તો ઠીક પણ રૂદનનીએ કીંમત ન હોય ત્યાં કરૂણ રસનું અરણ્ય રૂદન કર્યેથી ફાયદો પણ શું? જ્યારે આંસુની કીંમત હતી; ત્યારે કરૂણ રસની કીંમત થતી. હવે શું? હવે તો બસ, પોક મુકીએ, છાતીઓ કૂટીએ તોજ જરાતરા, લોકોનું ધ્યાન ખેંચાય છે! જેથી લાચારીએ કરુણ રસ, છાજીયાં રસના શરણે ગયો છે! જેમ જનરલ પેંટા હીટલરને શરણે ગયા છે તેમ] અને ખરૂં પુછાવેંતો આપણું આખું જીવનજ રડમસ થઇ ગયું છે, આપણાં કાયાજ રડું રડુ થઇ રહ્યાં છે; ત્યાં કરુણ રસની જરૂર પણ શી હોય? આ જમાનામાંનો મૌલિક કરૂણ રસનું પઠન કરવું તે જમરાજને જાણી જોઇને નોતરૂં આપવા સમાન છે!"

"વાહ, ત્યારે વીરરસ પણ હવે કેમ જામતો નથી?"

"એ માટે સરકારના હથિઆર બંધીના કાયદાને, પૂછો? પ્રેસ એક્ટ અને હિંદ સંરક્ષણ ધારાના ઓર્ડીનન્સને પુછો! ખાસ અહિંસાના ઇજારદાર મહાત્મા ગાંધીજીને કે તેમની પેલી ઐતિહાસિક બકરીને પુછો! કર્ઝનના અનુકરણે આપણી મુછો પણ ગઇ, અને મુછ જતાં મુછનું પાણી પણ ગયું; પછી વીર રસની શી જરૂર રહી? છતાં એ માટે અફસોસ કરવાની પણ જરૂર નથી કારણ કે જ્યાં સુધી હિંદમાં રકાઉટોની ટાંગ છે, અને તેમના હાથમાં ટાંગ છે; ત્યાં સુધી એ રસ તો છે ને કેઃ—

"વીર સ્વરાજ લેવાને નિસર્યારે લોક-ટેક
હવે ઝંખવ મારીને જોનબુલઃ
સ્વરાજ ઝટ જોખશેરે!-વીર૦
નહિ, તો અંતર અવાજેપડકારશુંરે;
ઘરના ખુણામાં બેસીને દારશુંરે,
બાળુ અહિંસાનાં ખાલી નવ જાય,
સ્વરાજ ઝટ આપશેરે.-વીર૦

અસ્તુઃ સ્વરાજ, થાઓ સસ્તુ, અને ભલે હિંદી શ્વાન રહે ભસતુ, પણ હિંદી - સરકારતું ગાડું પોતાના રસ્તામાંથી નથી ખસતુ!"

"લ્યો, આપ તો ક્યાંના ક્યાં પહોંચી ગયા?"

"ક્યાંનું ક્યાં પહોંચી જવું એતો આપણાં સાહિત્યની ખૂબી છે! આપણા વિવેચકો સાહિત્યની વાત છેડતાં શાકર ટેટી કે કવિતાનો વિષય છેડતાં કોઇની ચર્ચામાં પણ ઉતરી પડે એવા હોય છે ને! પણ વળી હવે પછી માટે જુઓ...

"જાઓ જાઓ મેરે અડવા, રહો પતિ[1] કે સંગ;
બારા બરસકો આનાં એક દિન પીછે નહિ તુમ સંગ"

[1] પતિ એટલે ગુરુ

રા. વણજારો





**યુવાન હૈયાં ઉકેલતી મુસ્લિમ સંસારની સામાજિક નવલકથા**

લેખક:  "તુરાબ"

## મિલન રજની

## પ્રકરણ ૧ લું.



**આજે** લગનની પહેલી રાત છે; મિલનની મીઠી રાત !

લગ્ન એટલે યૌવનથી છલકાતાં હૈયાંનો રસોત્સવ ! એ દિવસે નવયુગલની હૈયાંની ડાળે કોકિલા મીઠું મીઠું, અગમ્ય બોલે છે; કલા સભર મનમોરિલા થનગને થનગન નાચે છે; દિલના ફુવારામાંથી ઉત્વંગામી ઉર્મિની રસધાર આકાશના તારલાને પ્રેમે ભીંજવવા બેફામ ઉડે છે, આંખની કીકીઓ

માંનાં કિરણો સોનારૂપાની રસઝડીઓ વર્ષાવે છે; મુખકમલ સ્મિતના જ્યોતિકણો વેરે છે. કુંકુમની પગલીઓ પગરજને યે પ્રફુલ્લિત કરી દે છે. આખુંય બ્રહ્માંડ એ દિવસે પ્રેમનાં ગીત ગાય છે. એવા ઉત્સવની આજે પહેલી રાત છે !

નવદંપતિના શયનખંડને સુશોભિત રીતે શણગારવામાં આવ્યો છે. સરસામાન બહુ કળાપૂર્વક ગોઠવવામાં આવ્યો છે. વીજળીની બત્તીઓ ઝગારા કરી રહી છે. ફૂલોનાં તોરણ વાયુનાં મંદ મંદ ઝોકાથી ઝૂલી રહ્યાં છે અને સુગંધને રેલાવી રહી છે. ઓરડામાં સર્વત્ર સુવાસિત પરફ્યૂમ્સ છંટકોરવામાં આવ્યું છે. દંપતિખંડ ઉપવન બની ગયું છે.

ખંડના એક ખુણામાં પલંગ ગોઠવવામાં આવ્યો છે. પલંગને પુષ્પોની ઝાલર વડે યોજવવામાં આવ્યો છે. પલંગ પર મખમલના લાલ લીલા ગલેફવાળા તકિયા પડ્યા છે. આંગળાં બેસે તો ખોવાઈ જાય એટલાં નરમ અને ઊંચા બે ગાદલા પલંગ પર પાથરવામાં આવ્યા છે.

ખંડના મધ્યમાં આરસનું સુંદર ગોળ ટેબલ મૂકવામાં આવ્યું છે અને તેના પર લીલાં તેમજ સુકાં સુમધુર ફળફળાદિ પાથરવામાં આવ્યાં છે. ફરનીચર કન્યાવાળાઓ તરફથી દેજમાં આવ્યું છે પણ એની કલાયુક્ત ગોઠવણીમાં વરની બહેનનો હાથ હોવાનું સૂચિત થાય છે.

"હા."

"શી ?"

"કાંડાનું ઘડિયાળ-સોનાનું."

"જોઉં, કેવુંક છે ?"

સુલતાને ઘડિયાળ અને સાથેની કાપલી ઝરીનાના હાથમાં મૂક્યાં. ઝરીનાએ ઘડિયાળ જોયું. કાપલી પરનું નામ વાંચીને તેણે પૂછ્યું.

"રઝિયા પણ તમારી બહેન થાય ?"

"ના."

"'ભાઇ માટે' લખ્યું છે ને ?"

"એ મહેરૂએ લખ્યું છે." એમ કહીને સુલતાને બન્ને ચીઠ્ઠી પરના હસ્તાક્ષરો બતાવતાં કહ્યું, "જો, સરખા છે ને ?"

"તો પછી રઝિયા કોણ છે ?"

"મહેરૂની સખી."

"મહેરૂની સખી તરફથી તમને ભેટ ? ઝરીનાનું હૃદય શંકાશીલ બન્યું.

"હા, મહેરની સખી તરફથી અને મારી 'પ્યુપીલ' તરફથી." સ્મિત કરતાં સુલતાને ખુલાસો કર્યો. સુલ્તાન આમલો પામી ગયો હતો.

"તમે રઝિયાને ભણાવો છો ?"

"હા."

"બહુ સારી ભેટ મોકલી છે." ઝરીનાએ વાતનું વહેણ ફેરવ્યું.

"બહુ ભલી છોકરી છે."

"ભેટ પરથીજ જણાય આવે છે."

સુલતાને ઘડિયાળ કાંડા પર બાંધી લીધી. સિગરેટ સળગાવી પાછો તે પોતાની પહેલાંની જગ્યાએ બેસી ગયો અને વિચારનાં વમળમાં સંડોવા લાગ્યો. અહીં ઝરીનાને પણ અનેક પ્રકારના વિચારો પજવવા લાગ્યા.

ઘડિયાળમાં બેના ટકોરા થયા.

"ઓહ ! બે વાગી ગયા" કહેતો સુલ્તાન ચોંકીને ઉભો થયો.

ઝરીના પાસે જઇને તેણે કહ્યું.

"રાત બહુ વીતી ગઇ છે. ચાલ હવે વિચાર કરવાનું મૂકી જરા આરામ લે. પાછું સવારે વહેલું ઉઠવાનું છે. તારે સહેજે ચિંતા કરવાની કે ગભરાવાની જરૂર નથી. પલંગ પર તું આરામથી સુઇ જા; હું કોચ ઉપર પડ્યો રહીશ થોડાં દિવસ આમ ચલાવવું પડશે. પછી સગવડ કરી લઇશું.

સુલતાને પલંગ પરથી એક તકિયો ઉચકી કોચ પર નાખ્યો.

સુલતાન—"ચાલ નચિંત સુઇ રહે."

ઝરીનાએ સુલતાન તરફ જોયું. કાંઇ પણ બોલ્યા વગર ઉભી થઇ, પલંગ પર જઇ સૂતી. સુલતાન કોચ પર જઇ સિગરેટ ફૂંકવા લાગ્યો. પલંગ પરના છુંદાયલા પુષ્પો પ્રેમીઓની આ દિલ ગૂંથણી જોઇજ રહ્યાં.

સિગરેટ ફેંકી સુલ્તાન કોચ પર લાંબો થયો. કેટલા સમય લગી તેની આંખો ઉપરની છતને એકીટશે જોઈ રહી. નિંદ્રાને રીઝવવાના સુલતાને અનેક પ્રયાસ કર્યા પણ તેને ઉંઘ આવી નહિ. ઝરીના પલંગ પર પડખાં ફેરવી રહી હતી. તેને પણ ઉંઘ આવતી નહોતી શાન્ત પડી રહેવાની તે કોશિષ કરતી હતી.

આકાશ પર ચંદ્રમા વિહાર કરતો હતો; પ્રેમીઓ માટે પૃથ્વી પર ચાંદની ઢોળતો હતો. સુલતાનના શયનખંડની ઉઘાડી બારીમાં યે તેણે થોડાં રૂપેરી કિરણ ઝરાવ્યાં. સુલતાનને સિરાણે બારી હતી. સુલતાનની આંખોએ છતને છોડી બારીની બહાર ઉચુ જોયું. ચંદ્રમા હસી રહ્યો હતો. થોડીવાર લગી તો સુલતાન ચંદ્રને જોતો રહ્યો. વાદળીનો પાલવ ખેંચી ચંદ્ર તેમાં લપાઈ જતો. ફરી પૃથ્વી પર દ્રષ્ટિ ફેંકતો અને મુક્ત હસતો. સુલતાને પલંગ તરફ જોયું. ઝરીનાના માથા પરની ઓઢણી અસ્તવ્યસ્ત હતી. સુલતાને ફરી ચંદ્ર તરફ જોયું અને તેના વદન પર આછું સ્મિત વિલસી રહ્યું.

ચંદ્ર અને વાદળીની રતિક્રિડાથી કંટાળો આવ્યો હોય તેમ તે ઉઠ્યો. કોટમાંથી સિગરેટ કહાડીને સળગાવી. ગોળ ટેબલ પર પડેલાં ફૂલોમાંથી એક દરાખ તોડી દરાખને મ્હોડામાં મૂકતાં મૂકતાં તેના મગજમાંથી કોઇ વિચાર પસાર થઇ જવાથી તેણે દરાખને પાછી મૂકી દીધી, અને તેની આખી લૂમ ઉંચકી દરાખની લૂમને તે પળ બે પળ જોઇ રહ્યો. મંદ હસ્યો લૂમને પાછી મૂકી દીધી.

શયનખંડમાં ટાંગેલી કાચના દરાખની લૂમવાળી વીજળીની બત્તી. સુવાસ વગરના કાગળના રંગબેરંગી ફૂલોનાં તોરણ પર તેની દ્રષ્ટિ ફરી વળી. પછી સૂકા મેવામાંથી એક દરાખ ઉંચકીને તેણે મહોડામાં નાંખી. સુકી દરાખ જેવું સુક્કું, કાગળના ફૂલોની જેમ સુવાસ વિનાનું અને કાચની દરાખ જેવું સુંદર પણ જાઠું તેનું જીવન હોય એવો નિર્દેષ થતો હતો.

દરાખ ચાવતો ચાવતો પાછો તે કોચ પર પડ્યો. સિગરેટનો લાંબો દમ લગાવી તેને બુઝાવી નાંખી.

આળસ મરડી સુલતાન ઉભો થયો, અને પલંગ પાસે ગયો. ઝરીના રેશમની પર્સને પોતાના મ્હોડા પાસે પકડી રાખીને સુની હતી. શિળો વાયુ વાતો હતો એટલે સુલતાને માયાભરી રીતે ઝરીનાને ધીમેથી ધાબળો ઓઢાડી અને પોતે પાછો કોચ પર લાંબો થયો. રેશમની પર્સ પર પડેલાં આંસુ સુલતાનની નજરમાં નહિ આવ્યાં; પણ પોતાને ધાબળો ઓઢાડનાર સુલતાનના હાથને શાન્ત પડેલી ઝરીનાએ તો પારખ્યા

મોડી મોડી પણ ઉષાની ઠંડી લ્હેરીમાં સુલતાનની આંખ લાગી ગઇ.

કુક કુટરાજે કૂક ગજાવી. મુઅઝ્ઝીને અઝાન પૂકારી. પ્રભાતનું ઝળકણું થયું. ઝરીના ઉઠી. પલંગ પરથી નીચે ઉતરી જોયું તો સુલતાન ઉંઘતો હતો. સંકોચાતાં સંકોચાતાં ઝરીનાએ સુલતાનને ધીરેથી જગાડતાં કહ્યું.

"ઉઠો !"

સુલતાને સહેજ પડખુ ફેરવ્યું.

"ઉઠોને !"

"હા."

"ઉઠો ! સવાર થઈ ગઈ !"

'ભલે થઇ. મને જરા સુવા દે. સુલતાને નિંદ્રામાંજ જવાબ આપ્યો.

"અરે, પણ લોકો શું ધારશે ?" ઝરીનાએ જરા જોરથી સુલતાનને ઢંઢોળ્યો, "ઉઠોને !"

ચોંકીને સુલતાને આંખો ઉઘાડી.

"ઓહ!"

આંખો ચોળતાં ચોળતાં સુલતાન બેઠો થયો. ઝરીના દવામણું ચહેરે પાસે ઉભી હતી તેની આંખમાં નિંદરનું ઘેન હતું.

સુલતાનઃ-"અરે! તું આખી રાત સુતી નથી! હું તો સમજતો હતો કે મને ઉંઘ નહિ આવશે, પણ હું તો આખરે સુઈ ગયો. પુરૂષ જાત-પડીને!"

ને સ્મિત કરતો સુલતાન ઉભો થયો.

ઝરીનને સ્ટીન હોવાથી નાહવા ધોવામાં વધુ નડતર નહિ પડી. તેયારે થઇ સુલતાન ખંડની બહાર નીકળી ગયો. (અપૂર્ણ)

તંત્રી :—
"વહશી" રાંદેરી
સહતંત્રી :—
"બેકાર"



લવાજમ
હિન્દ રૂા. ૪
બર્મા રૂા. ૫
પરદેશ શી. ૮
છુટક આ. ૭

પુસ્તક બીજું } ઓક્ટોબર ૧૯૪૦ } અંક ૨ જો.



# ન▣મા▣ઝી▣ઓ

[ એક પ્રશસ્તિ ]

'કિસ્મત'

[ ઉપજાતિ ]

અઝાન ગાજે દીનના કિનારે,
મુઅઝ્ઝિને મસ્જિદના મિનારે;
બુલંદ સાદે લલકારી ત્યાં જે,
નમાઝ કાજે જાગે સૂતા જે.

વૃદ્ધો સુણી બાળ અને યુવાને,
બન્યા બધા તત્પર : દિવ્યગાને;
ખુદા કને શિશ ઝુકાવવાને,
બંધુ સહુ સ્કંધ મિલાવવાને.

મસ્જિદના ભવ્ય મહાનમાં ને
બિરાદરો સાથ, ઈમામ પીછે
ને મુખ કિબ્લા તરફે: નમાઝ,
બન્દે ખુદા કેરી અદા થઈ ત્યાં.

નમાઝ દ્વારા નિત આત્મ ગુંજે,
'શુક્રે ખુદા' રક્ષક જે અહીં ને;
જગે બીજા છે; જગમાં જગાડી,
જણે વળી જિન્દગી ધન્ય બક્ષી:

નમાઝીઓ સાર્થક આપ કેરી,
છે જિન્દગીના નિજ જાત ભૂલ્યા,
બંધુ થકી ના દૂર દૂર ભાગ્યા,
ભાગી બન્યા સૌ નિત ઐક્યતાના.

આપે ઉઘાડયાં ઉર–દ્વાર બંધુ
કને કહ્યા અંતર કેરી વાત,
ને જાણવા હાલ જણાવવાને
સંકોચ આપે શું અનુભવ્યો છે?
જાણે અજાણે

આપે કદી કો' ગુમરાહ–હૈયે
હશે જગાડી સતપ્રેરણા જે
પ્યારા નબીના પયરવ હમેશાં
પાકીઝગીના પણ છો પડોશી
ને ઝીલનારા રહમત્ ખુદાની.

વેરાન ના મસ્જિદ આપથી ને
આબાદ છો આપ સદૈવ એથી
આપે સદા આત્મ–પ્રકાશ સાધ્યો,
સદાય હીણો શયતાન રાખ્યો,
ને પામશો આપ-અમે અજાણ.

જગે બીજા કેવું મહાન સ્થાન!
નીકેઃ વહે આંહી મલિનતાની,
પ્રસારવા પૂર પવિત્રતાનું
જગે વધો આપ તણી જમાત.

ઊંચા ઊંચા મસ્જિદના મિનારા!
અઝાન કેરી સુરતા પીનારા!
ગાજી ઊઠો પાંચ સમે સદૈવ
ધપાવવા આત્મ તણો વિકાસ.

# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

૬૩. જે લોકો પોતાનેજ દગો દે છે તેઓના તરફ તું ઝગડો ન કર, બેશક જે કોઈ દગલબાઝ પાપી હોય તેને ખુદાપાક ચાહતો નથી.

*   *   *   *

૬૪. જે માણસ કંઈ ગુનોહ કરે છે તો તે પોતાનાજ હકમાં બુરૂં કરે છે. અને ખુદાપાક સઘળુ જાણનાર (તેમ) હિકમતવાળો છે.

*   *   *   *

૬૫. જેઓ ઈમાન લાવ્યા અને સદકર્મો કર્યા તેઓને અમે એવા બગીચાઓમાં દાખલ કરીશું જે (ના મહેલો)ની નીચે નહેરો વહે છે જેમાં તેઓ નિરંતર રહેશે, (આ) ખુદાપાકનો વાયદો સત્ય છે અને ખુદાપાકથી વધુ સત્યવાદી કોણ છે?

*   *   *   *

૬૬. અને આપસમાં નેક કાર્ય તથા પરહેઝગારી પર મદદ કરતા રહો, અને પાપ તથા ઝુલ્મના (કાર્ય)માં કોઈની મદદ ન કરો, અને અલ્લાહથી ડરતા રહો. બેશક (હુકમો વિરૂદ્ધ કરનારને) અલ્લાહ સખત શિક્ષા કરનાર છે.

*   *   *   *

૬૭. હે ઈમાનવાળાઓ! તમે પોતાના બાપ અને ભાઈઓને જો તેઓ ઈમાન કરતાં કુફ્રને વધુ પ્રિય ગણે તો તેઓને મિત્ર ન બનાવો, અને (એ છતાં) તમારા માંથી જે કોઈ તેઓની દોસ્તી રાખશે તો તે લોકો મહા ગુનેહગાર છે.

*   *   *   *

૬૮. બેશક અલ્લાહની નજીક મહિનાઓની ગણતરી (જે) ખુદાના હુકમમાં (મોતબર છે તે) જે દિવસથી તેણે આકાશ અને પૃથ્વી પેદા કર્યા (તે દિવસથીજ) બાર માસ છે. (અને) તેમાંથી ચાર માસ અદબના છે.

*   *   *   *

૬૯. આકાશો અને પૃથ્વી તથા એ બંનેની વચ્ચે જે કંઈ (મૌજુદ) છે તે સૌની બાદશાહી અલ્લાહુનીજ છે. તે જે વસ્તુને જેવી રીતે ચાહે (તેવી રીતે) પેદા કરે છે. અને ખુદાપાક દરેક વસ્તુપર સંપૂર્ણ શક્તિમાન છે.

*   *   *   *

૭૦. (હે ઈમાનવાળાઓ! માત્ર તમારા દોસ્ત તો અલ્લાહ તથા તેના રસૂલ છે, અને તે ઈમાનવાળા છે; જેઓ નમાઝપર કાયમ છે અને ઝકાત આપે છે. વળી તેઓ નમ્રતા કરનારા છે.

# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

૬૩. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે સોનું સોનાને બદલે બરાબર, બરાબાર વેચાય, જેટલું એક તેટલું બીજું, અને ચાંદી ચાંદીને બદલે બરાબર, બરાબર વેચાય, જેટલું આ તેટલું તે. તો જેણે વધારે આપ્યું, અથવા વધારે માગ્યું તે વ્યાજ છે. (મુસ્લિમ)

* * * *

૬૪. રસૂલુલ્લાહ (સલ)એ ફરમાવ્યું કે શહીદો પાંચ (પ્રકારના) છે. (૧) જે તાઉન (પ્લેગ)માં મરણ પામે. (૨) જે પેટની બીમારીમાં મરણ પામે. (૩) જે ડુબી જાય. (૪) દીવાર વગેરેની નીચે દબાનાર (૫) અલ્લાહના માર્ગમાં શહીદ થનાર. (સહીહૈન)

* * * *

૬૫. રસૂલુલ્લાહ (સલ)એ ફરમાવ્યું કે આદમીની પયદાથી ચીઝ પાંચ છે. (૧) ખત્ના કરાવવી (૨) ડુંટી નીચેના વાળ લેવા (૩) મૂછો કતરાવવી. (૪) નખ કાપવા. (૫) બગલના વાળ ઉખેડવા (કાઢવા) (સહીહૈન)

* * * *

૬૬. રસૂલુલ્લાહ (સલ)એ ફરમાવ્યું કે કબીરા (મોટા) ગુનાહ (આ છે) ખુદા સાથે કોઈને શરીક કરવો, માબાપની નાફરમાની કરવી, નાહક ખૂન કરવું અને જુઠી કસમ ખાવી. (બુખારી)

* * * *

૬૭. રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે ભલી વાત કરવી સદકો છે (એટલે ખૈરાતમાં દાખલ છે.) (સહીહૈન)

* * * *

૬૮. રસૂલુલ્લાહ (સલ.) ફરમાવ્યું કે જે ફાંસો ખાઈને (અથવા ગળું ઘુંટીને) મરે છે તે જહન્નમમાં ફાંસો ખાયા કરશે. (અથવા ગળું ઘુટયા કરશે.) અને જે (અણીદાર વસ્તુ) ભોંકીને મરે તે પોતાના જીવને અગ્નિમાં ભોંકયા કરશે. (બુખારી)

* * * *

૬૯. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે એક ઈમાનદાર બીજા ઈમાનદાર માટે ઈમારત સરખો છે કારણકે તેઓ એક બીજાને પુષ્ટી આપે છે. (સહીહૈન)

* * * *

૭૦. રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે એક મુસલમાન બીજા મુસલમાનનો ભાઈ છે. તે તેના પર ઝુલ્મ કરે નહિ અને તેને હલાકીમાં નાખે નહિ. (સહીહૈન)

# આવાઝકી દુનિયાંકે દોસ્તો



આવાઝકી દુનિયાંકે દોસ્તો! રમઝાન મુબારક આવી પહોંચ્યો છે; છતાં હજુ પેલો હોટલ પરનો પ્રાનદાસિક લાલ પડદો ગયો નથી! સુધરેલી બાનુઓ જેટલીય હિંમત હજુ હોટલોમાં આવી નથી! સુધરેલી બાનુઓ એ ધડક પડદાનો ત્યાગ કરી રહી છે; પણ બિચારી બિચારી હોટલો હજુ લાલ બુરખાને ત્યાગવાની હિંમત કરી શકતી નથી! ધોળે દાડે છુપનારી બીચારી પર્દાબીબીઓ રૂપ પુરુષોની લાજને ઢાંકવા એ બિચારી હોટલોને લાલ બુરખા ધારણ કરવા પડે છે; નહિ તો વળી વેશ્યા અને હોટલ એ બંનેના ઓઠાપર તે બુરખા હોય! એ બિચારીય શું કરે! ટચુકડા મનના આદમીની તબીયત જાળવવા એને આટલું ઓર્થોડોક્ષપણું જાળવી રાખવું પડે છે! ધુવડ દિવસે સૂર્યના અજવાળાને જોઈ શકતું નથી તેમ રમઝાનના અજવાળા સામે આંખ ન મિલાવી શકનાર એ રમઝાનના ધુવડ બિરાદરોને સખ્યારો આપતાં કહું છું કે કંઈ નહિ દુઃખે પાપે પંદર દિવસ ગયા છે; હવે બાકી પંદર દિવસને વીતતાં શું વાર લાગવાની છે! કંઈ નહિ એ બીમારી પણ મટી જશે. મરહૂમ અકબરે કહ્યું છે કે:—

"રમઝાંકા ચાંદ દેખકે બીમાર હો ગયે,
દેખા જો ઈદ ચાંદ તો હુશિયાર હો ગયે."

●

આવાઝકી દુનિયાંકે દોસ્તો! પાકીસ્તાનનું નામ તો પેપરો મારફતે સારી રીતે સાંભળ્યું હશે; પણ હલીમસ્તાનનું નામ તમે નહિ સાંભળ્યું હોય? રમઝાનની પધરામણી થતાંજ રાંદેર હલીમસ્તાનના રૂપમાં ફેરવાઈ જાય છે! રાંદેરની મસ્જીદો ગુજરાતનું એક આકર્ષણ ધરાવે છે; તેમ એ મસ્જીદોની હલીમનો આખા હિંદુસ્તાનનું આકર્ષણ ધરાવે છે. શમ્આ પર જેમ પરવાના ખેંચાઈ આવે તેમ રમઝાનનો ચાંદ નિરખતાંજ હલીમના ફિદાઈઓ રાંદેરના આંગણે ઉતરી આવે છે. રમઝાનમાં કોઈ અજાણ્યો મુસાફર રાંદેરની સડેલગાહે ઉતરી આવે તો તેને એમજ લાગે કે રાંદેર એટલે ફકીરસ્તાન કે મુસાફરસ્તાન હશે! સાંઈ-ફકીરોનાં ધાડેધાડાં રાંદેરની શેરીએ શેરીએ ફરતાં જણાશે. વાડાઓમાં વાપરવાના પૈસા મળે, ઓઢવાની ચાદરો મળે, સેહરીના વખતે ખીચડી મળે; પછી બીજું શું જોઈએ! સાંઈ-ફકીરોની મુસાફિરમતી પર ભલભલા સંસારીને પણ ઈર્ષા ઉત્પન્ન થાય, અને ઓળામાં ઓછું એક માસને માટે તો એમના ટોળામાં ભળી જવાનુંજ મન થઈ આવે! ભલે બીજાઓને રમઝાન મુબારક ન લાગતો હોય પણ ફકીરોને માટે તો એ મુબારકજ છેજ! સદકા, સખાવત, ખયરાત અને ઝકાતના એ જોરજુલમથી થઈ બેઠેલા વારસદારો એક માસ પુરતા તો ખાઈ પીને તાગડધીન્ના કરે છે!

○

આવાઝકી દુનિયાંકે દોસ્તો! એ કહેવત તો તમે સાંભળીજ હશે કે "ખોદે ઉંદર ને ભોગવે ભોરીંગ." એટલે કે ઉંદર પોતાના માટે દર ખોદે અને તેમાં સાપ આવીને રહે છે;

તેમ જેમના માટે ઝકાત નિર્માણ થઇ છે તેવા રહી જાય છે અને બનાવટી મોહતાજો ઝકાતના માલિક થઈ પડે છે. કુપાત્રે દાન કરવાથી ન તો દાન કરનારનું દાન ફળે છે કે ન તો લેનારનું ભલું થાય છે. નદીનાં કાંઠે ઉભેલો માણસ તરસે મરે તેમ મહોલ્લાના મોહતાજો તરફ લક્ષ અપાતું નથી અને બહારના ઝબ્બાધારીઓ અને પાઘડીવાળાઓ ફાવી જાય છે! કૌમના કેળવણીનાં અભાવે રઝળતાં છોકરાંઓ ભટકી મરે છે, ઘરનાં છોકરાં ઘંટી ચાટે છે અને ઉપાખ્યાને આટો દેવાય છે! આવાં આવાં રોદણાં કેટલાં રડીએ? બ્હેરા કાનો સામે શંખ ક્યાં સુધી ફુંકીએ? કૌમની હાલત છાબડીમાં ફુદવા જેવી હોય ત્યાં બનાવટી હાસ્ય શી રીતે ઉત્પન્ન કરીએ? હાલતો મરહૂમ અકબરની પેલી પંક્તિને સંભારીને અસંતોષ માનવો રહ્યો ને કે

કૌમકી તારીખસે તુ બેખબર હોજાયગા;
રફ્તા રફ્તા આદમીયત ખોકે ખર હોજાયગા

●

આવાઝકી દુનિયાં કે દોસ્તો! આખા જગતમાં આજે લશ્કરી ધામધૂમ થઈ રહી છે ત્યારે આપણા હિંદુસ્તાનમાં નાચવાની કૉલેજ નીકળી ચુકી છે! ડૉ. મુંજે તો લશ્કરી કૉલેજ ઉઘાડતા-ઉઘાડતા રહી ગયા. પણ ઉદયશંકરે તો આલ્મોરામાં નૃત્યની કૉલેજ ઉઘાડી દીધી છે. રાષ્ટ્રબળના જોરે દુશ્મનને હરાવવા કરતાં પગે ઘુઘરી બાંધીને પગના ઠેકાથી દુશ્મનને ટાંટો પાડવો અને નયન કટાક્ષથી તેને ઘાયલ કરવો એ અહિંસક વાંર શું ઓછો ગણાય? સાપ મરે અને લાઠી પણ ન તૂટે તે આનું નામ! ગરીબ બિચારો લખનવનો રંગીલો નવાબ વાજિદઅલીશાહ જ્યાં હોય ત્યાં બદનામ થઇ રહ્યો છે; ત્યારે ઉદયશંકરની બોલબાલા થઇ રહી છે! ઇસુની આ વીસમી સદીમાં કલાની આંખ ઉઘડી છે. તો ભલે ઘરવાળીઓ રસોડામાં રોટલા ટીપવાનું પણ મુકીને નૃત્યશીખી કલાનો ઉધ્ધાર કરવા મેદાને પડે!

"મીસ ગઇ છે બૉલ માંહે નાચવા;
મધર એને જોઈ લાગી રાચવા,
એ વિના ફાધર બિચારો શું કરે?
ચર્ચમાંહે ગૉડને, બસ યાચવા!"

આવાઝકી દુનિયાં કે દોસ્તો! તમે છાપાં ઉપરથી તો જાણીજ ગયાં હશો કે ધરી રાજ્યોની બાઇસીકલની હવે ટ્રાયસીકલ થઇ ગઇ છે! જર્મની ઇટલી તો યુરોપમાં "હાઉસન બાઉસન!" કરતુંજ હતું તેમાં હવે જાપાન ભળ્યું છે. બાઇસીકલ હવે બેલેન્સ જાળવી શકે એમ ન હોવાથી ત્રીજું પૈડું જોડી ટ્રાયસીકલ કરવી પડી હશે! સોનીના સો અને લુહારનો એકજ બસ થઇ પડે, તેમ હીટલરની કેટલાએ માસની ધામ ધૂમ પછી હવે ચર્ચીલ મિયાંએ એરણ પર હથોડા ઠોકવા માંડ્યા છે, અને તેના પ્રતાપેજ બાઈસીકલની ટ્રાયસીકલ બની ગઈ લાગે છે! સાથે સાથે સ્પેનની ઠેલણ ગાડી પણ પાછળ પાછળ ઘસડાતી લાગે છે! એ ચંડાલ ચોકડીની સામેજ ચીન, રશીયા, બ્રીટન અને અમેરિકાએ તાણુત કાઢવાનો વિચાર કર્યો છે! જોઇએ છીએ એક તરફ મોહરમના વાઘો છે તો બીજી બાજુ સરકસના વાઘો છે! એક તરફ પેંટ ને ફાંકો જેવા પઠ્ઠાં પકડનારા છે તો બીજી બાજુ રુઝવેલ્ટ જેવા રીંગ માસ્તર છે!

●

આવાઝકી દુનિયાં કે દોસ્તો! પહેલાં વાદળ ચઢી આવે અને પછી વરસાદ તૂટી પડે તેમ રમઝાન પછી ઇદ આવે છે. એક માસના સંયમ પછી ઇદ આવે એટલે કેટલાક ઘોડાઓ બે લગામ થાય એ દેખીતી વાત છે પણ ઇદની ખુશીને સાવ ઉછ્રી રીતેજ વ્યક્ત કરવા તૈયાર થનારાઓને શું કહેવું? ઇદના દિવસે એક એક મુસલમાન નવાબ જેવા રંગીન બની જાય છે.

"ઘંટના ભટવાં"તો મશહૂર છેજ! ઘરમાં બાર હાથનો ખાંપુ ફરતો હોય છતાં ઉધાર સુધાર કરીને ઇદ તો અપટાથીજ ઉજવવી જોઇએ ને! "ઈદ જૈસા તહેવાર કંઈ ફિર ફિરસે આતા હૈ?" એમ કહી ઘરના વાસણો ગીરો મૂકી કોટ પાટલૂન સિવડાવનારાઓનો પણ આપણામાં ટોટો નથી! સેવીયાં ને શક્કરને માટે સનાપા કે દોઢા ઉપાડનારાઓ પણ ભર્યા પડ્યા છે! ઉલ બલાઉ જેવી ત્રાંસી ટોપી, મોઢું જોઇ શકાય એવા ચકચકતા બૂટ અને એક ગલફોડામાં પાનનો ડૂચો તો બીજા ગલફોડા તરફ કોઇ તિરછી અદાથી હોટમાં દબાવેલી સીગરેટ, ખિસ્સામાંથી ડોકાયાં કરતો રેશમી રૂમાલ!

"મટી મુગ્લાઇછતાં પણ મિયાં નવાબ રહ્યા;
નહિ એ આમળો મૂકે ભલે બળી દોરી!"

નો ભાસ કરાવે છે. વળી કેટલાક તો આનંદના અતિરેકમાં પીઠાંની મુલાકાત લઇને બે ઘડીના બાદશાહ બની જાય છે! તો કેટલાક પતિત બ્હેનોના મહોલ્લાઓમાં લટાર મારતાં લલકારે છે કે.

"મેહુરબાં હોજાઇંગે દર્દે જિગર હોને તો દો;
ખુદ ચલે આઇંગે નાલોંમેં અસર હોને તો દો?"

ઇદ જેવા દિવસની શાનને આવી રીતે હોળીની ધૂળેટીની જેમ મુસલમાનો આમોદ પ્રમોદમાં ઉજવે છે. ત્યારે ઇદની રીતે ઈદ ઉજવનારા બે પાંચ સીધા સાદા મુસલમાનોને તો કોઇ પૂછતુંય નથી! ઇદની ફનાગીરી પર અનેક વક્તા બકતા રહે છે, અનેક લેખકો લખતા રહે છે; છતાં આપણા મિયાંઓ તો પેલી પુરાણી પંક્તિની જેમ સ્થિતિસ્થાપક બની, પડયાજ રહેવાના કે:

"ઘેલેકા પાન ખાકે હમ સુર્ખરૂ ફિરેંગે;
ગિરવી પડા હુવા હૈ ગર પાનદાં હમારા"

આ તો થઇ જુના વિચારના મુસલમાનોની ઈદ. પણ નવા વિચારનાઓ તો રૂડોલ્ફ વેલી-ન્ટીનો જેવો રૂઆબ ધારણ કરી સીનેમાના દ્વારે ઇદ ઉજવવા એકઠા થાય છે, અને જાણે વગર સુકાનના વહાણની જેમ કોઇ પણ હીરોઇનના હીરો બનવા ઘેરથીજ કમર કસીનેજ આવ્યા હોય એમ ભાસ થાય છે! આ અપ-ટુ-ડેટ દુનિયાના આસામીઓ બે પૈસાની તાડી પી બાર રૂપિયા જેટલું ધાંધલ કરતા નથી પણ વખતે જરા નાક ઓજવવા માટે ક્યાંય ચોરી છુપીથી અંગ્રેજી હોટલ કે બારની પાછલા બારણેથી મુલાકાત લે છે અને પછી ઘેનમાંને ઘેનમાં સુઇ રહી ઈદ વ્યતિત કરે છે! આમ ઇદના ચિત્રને બિલકુલ ઉંધુંજ દેખીને પેલા બિચારા મૌલાનાઓ જરાક દાઢી હલાવે તો તેમને ઓર્થોડોક્સ કહેવામાં આવે છે!

●

એક કઢંગી કહેવત છે કે "મિયાં અને મહાદેવને કદી ન બને?" અમે કહીએ છીએ કે મિયાં અને મહાદેવ જો દેવ હોય કે ખિતાબ ધારી હોય તો તેમને ન બને પણ જો મનુષ્ય હોય તો કેમ ન બને? મિયાં અને મહાદેવનો મેળ સુરતમાં નર્મદ સભાદ્વારા સધાયો હતો હિંદુ-મુસ્લિમ કવિઓએ ખુલ્લા દિલે મુશાયરામાં સહકાર સાધ્યો હતો, અને પ્રેક્ષકોએ પણ હિંદુ-મુસ્લિમના ભેદભાવ વગર સાહિત્યરસનું પાન કર્યું હતું. આજ પ્રમાણે નર્મદ સાહિત્ય સભા-દ્વારા થતી સાહિત્ય સેવામાં હિંદુ-મુસ્લિમ સાહિત્યકારો અભેપણા મેળવીને ગુર્જર સાહિત્યની સેવા કરતા રહેશે તો ઐક્યતાનું એક અણમોલ ઉદાહરણ ગુજરાતને સાંપડશે.

—●—

# એ નાવિક !



[૧]

ધૂમન્તો તું નાવ લઈને સરિતા પારે પારે,
સ્નેહ વરયો છે જલશું કેવો ? જલશું આય[1] ગુજારે—
નાવિક તું, નાવિક તું !
નભમાં સૂર્યકિરણ પ્રસારીને જ્યોતિ કંકા પૂરે;
તારે હૈયે સરિત ગમનની પાછી ઊર્મિ સ્ફૂરે—
નાવિક તું, નાવિક તું !
નિત્ નિત્ ભાળું કુટિર મહિંથી નૈયા તારી જાએ;
હું નવ જાણું — અગમ્ય ભાવો કહે કાં ઉર ઉભરાએ—
નાવિક તું, નાવિક તું !
સંધ્યાના દીવા હોલાતે થાકયો પાછો આવે,
નેણો મારાં ભીનાં થાયે, કયારે અશ્રુ ઢાળે—
નાવિક તું, નાવિક તું !

[૨]

ક્ષિતિજન્તામાં કયારે ઊડું હું, કયારે પાછો આવું,
મારે વ્યોમે, તારે જલમાં, નાવે આવું જાવું—
નાવિક તું, નાવિક હું !
પ્રભાત ને સન્ધ્યાના રંગો તારે મારે જોવા,
ઉર્મિ કયારે અંતર ભરવી, કયારે અશ્રુ લો'વા—
નાવિક તું, નાવિક હું !
જલ વીચિમાં[2] દૃષ્ટિ તારી, મારી દૃષ્ટિ વ્યોમે;
સૃષ્ટિ તું સર્જે સૃષ્ટિ, મારી સૃષ્ટિ વ્યોમે—
નાવિક તું, નાવિક હું !

—'નસીમ'

૧ આયુષ્ય, ૨ મોજાંઓ.




મરહુમના ઓટલા પર બેઠાં બેઠાં અડવા-જીએ રાખેલા મુજબ સાહિત્યની ચર્ચા આરંભી.' "આ વેળા સાહિત્ય પરિષદ્ અંધેરીમાં ભરાવાની છે એનું કારણ શું હશે ? શું કંઇ અંધેરીનું ઐતિહાસિક મહત્વ છે ?

"હા આ, કેમ નહિ ? સામ્યવાદનો મૂળ સ્થાપક જેને આપણા કવિ દલપતરામે વાંચન-માળાની ચોપડીમાં સંભાર્યો છે તે ગંડુરાજનું એ જન્મસ્થાન છે ! પછી એનું ઐતિહાસિક મહત્વ કેમ ન ગણાય ?

"હં... એ પેલી,

" પુરી એક અંધેરી ને ગંડુ રાજા;
ટકે શેર ભાજી ટકે શેર ખાજા "

વાળી કવિતા જેના પર રચાઇ છે તે રાજા આ બી. બી. ના અંધેરી સ્ટેશનનો હતો કે ?"

"હાસ્તો !"

"ત્યારે તો જરૂર ઐતિહાસિક સ્થળની પસંદગી થઈ છે ! અને મને તો લાગે છે કે તેના રાજમાં ભાજી પણ ટકે શેર મળતી હતી અને ખાજાં પણ ટકેશેર મળતાં હતાં, તેમ એ અંધેરીની સાહિત્ય પરિષદમાં પણ મોટા મોટા સાક્ષરો કે નાનામાં નાના ઉગતા લેખકોની પણ સરખીજ કદર થશે ! એક સાધારણ કંપોઝીટર પણ વ્યાસપીઠ પર બ. ક. ઠાકોરની સાથે પલાંઠીવાળીને બેસી શકશે, અને એક સાધારણ પ્રુફરિડરને પણ બેધડક પ્રમુખ બનાવી શકાશે ! મતલબકે ઉચ્ચ નીચનો ભેદ ટળતાં સાહિત્યકારોમાંથી વૈમનસ્ય ટળશે અને પ્રમુખની પસંદગીમાં પણ સફળતા થઈ પડશે."

"કેમ ! પેલા ગંડુરાજાએ જેમ જાડાનરને જોઇને ફાંસીએ ચઢાવવાનું ફરમાન કાઢ્યું હતું તેમ સાહિત્ય પરિષદની સ્વાગત સમિતિ જાડા-નરને જોઇને ફાંસીએ ચઢાવવાને બદલે પ્રમુખ સ્થાને બેસાડશે તો મને તો ખાતરીજ છે કે એ સાહિત્ય પરીષદ અગાઉની કોઇપણ સાહિત્ય પરીષદ કરતાં વધુ સફળ થશે કારણ કે જાડા માણસોમાં ખાસ ક્ષમાનો ગુણ હોય છે ! ગમે તેવાં કડવાં વેણ પણ જાડા આસામીઓ ગળી શકે છે !"

"તમારી વાત તો સોળે સોળ આના સાચી છે; પણ સાહિત્યકારોમાંથી જાડા માણસને ગોતવો અને દરિયામાંથી મોતી શોધવા બરાબર છે !'

"એતો ખરુંજ છે કે જેને જેને સાહિત્યનું સળેખમ થાય છે તે ગળાય ગળાય ને સાવ દુબળા બની જાય છે. જુવોને બીજાની વાત શા સારે કરીએ ? તમારોજ અવતાર જુવોને ! પહેલાં તમે સાહિત્યકાર ન હતા ત્યારે લાટ

સાહેબના ગોધા જેવા જબરા હતા, અને જ્યારથી તમને સાહિત્યનો સનેપાત થયો છે, ત્યારથી ગાંધીજીની બકરી જેવા બની ગયા છો!"

"તો પછી જાડા પ્રમુખ ક્યાંથી મળશે!"

"ઢૂંઢવાથી પ્રભૂ મળે છે તો પ્રમુખ કેમ નહિ મળે? "ભાંગ્યું ભાંગ્યુ તોય ભરૂચ" એ હિસાબે ગમે તેવા તોય ભરૂચી ભામડા બ. ક. ઠાકોરને પ્રમુખ તરીકે ચુંટવા જોઇએ, કારણ કે તેઓ પેન્શન પર ઉતર્યા છે તોય ખાસા દાળ ભરવાની કોઠી સરખા છે ને?"

"પણ એ બધી પંચાત આપણે શા માટે જોઇએ?"

"કેમ નહિ? દરેક સાહિત્યકારની પ્રથમ ફરજ છે કે તે સાહિત્ય પરીષદમાં જાય કે ન જાય પણ તેની ચર્ચામાંતો અવશ્યજ કૂદી પડે। કારણ કે સાહિત્ય પરિષદમાં જેટલી મઝા પડતી નથી એટલી મઝા સાહિત્ય પરિષદની વાતો કરવામાં પડે છે!"

"સારૂ, એતો બધું ખરૂં પણ ગયાના આગલા રવિવારે તમારી સવારી ક્યાં ગઇ હતી?"

"કેમ શું છે? રવિવારે તો મેં જુલ્લાબ લીધો હતો. ખાસ કરીને રવિવારના ગાળેજ હું જુલ્લાબ લઉ છું। હાં...આ! પણ પુછવાની શી જરૂર?"

"ગયાના આગલા રવિવારે સુરતના બિસાંટ હોલમાં અવિધિસરનો મુશાયરો થયો હતો, તેમાં તમારી હાજરીની ખાસ જરૂર હતી."

"કેમ મારા વગર કંઈ અધુરૂં રહી ગયું હતું?"

"થોડીક વધુ ગરબડ અધુરી રહી ગઇ હતી। જો કે કોલેજ્યન મિત્રોએ પોતાની રીતે દાદ દીધી હતી. કોઈની કવિતા પસંદ પડે તોય ગરબડ કરે અને તાળીયો પાડે, કોઇની કવિતા ના પસંદ પડે તોય ગરબડ કરે અને તાળીઓ પાડે, આમ જતાંય વે'રે ને આવતાંય વે'રે એવી રીતે કરવતની ધાર નીચે મુશાયરો થયો હતો, અને વળી જો તું આવ્યો હોત તો ગરબડની માત્રા જરા વધત।"

"મને તે તમે શું સાવ કૉલેજીયનો જેવોજ ધાર્યો?"

"નહિ તેમના કરતાં બે ડગલાં આગળ વધી જાય તેવો।"

"હું તો માનું છું કે કૉલેજીયનોજ ખરા ઝવેરી છે. ઢીલાપોચા ભાષણકર્તાઓ કે નબળા-પોચા કવિઓની તેઓ કસોટી કરી નાખે છે। હું તો કહું છું કે કોઈપણ સભામાં કોલેજીયનોની હાજરી હોય; છતાં તે સભા નિર્વિઘ્ને પસાર થાય તો સમજી લેવું કે સભા પુરેપુરી સફળતાને વરી છે। મદાવતના અંકુશથી જેમ હાથીઓ વશ રહે છે તેમ કોલેજીયનોથી ભાષણકર્તાઓ કે કવિઓ વશ રહે। બીજી રીતે કહીયે તો કોલેજીયનો એ સભાની પારાશીશી છે। થર્મોમીટરથી જેમ તાવ મપાય છે તેમ ભાષણકર્તા કે કવિ કેટલા પાણીવાળા છે તે કૉલેજીયનોથી મપાય છે। હું તો કહું છું કે પૃથ્વી પર દુકાળ અને ધરતીકંપ અનિવાર્ય વસ્તુ છે કારણ કે એ બંને શરૂ થાય છે; ત્યારેજ લોકો ભૂલાઇ ગએલા ભગવાનને યાદ કરે છે; તેમ સાહિત્યની સભાઓમાં કૉલેજીયનોની હાજરી પણ એટલીજ અનિવાર્ય છે।"

"દીકરા, કૉલેજીયનોની બોધ લઇને બેઠો છે તે શું કોઇ વેળા કૉલેજીયનોના હાથની ગંડેરી ખાધી છે કે શું?"

"ના, ના. ભગવાન કોઇ દુશ્મનનેય એ દા'ડા ન દેખાડે। પણ હાં...આં મુશાયરો કેમ રહ્યો?"

"એટલા ગાજવીજના તોફાનમાંય મુશાયરો સફળ થયો. અરે। આપણો "કારવાં"નો કવિ

જાય ત્યાં તે વળી પાછી પાની થાય છે! ઉતરાણના કનકવાની જેમ કવિઓના ખૂબ પેચ જામ્યા અને સુરતીઓએ ખૂબ દોરી લૂટી—ના રસ લૂટ્યો! લોકોના મગજમાં "ફૂલડાં શાને ચઢાવો ખાકના અંબાર પર!" ની ધૂન ભરાઈ ગઈ! અને કવિઓએ પણ ઠેરઠેર ન ખાડો જોયો ન ટેકરો જોયો ને જ્યાં હોય ત્યાં ફૂલના ઢગલા વાળી દીધા! કેટલીક જગ્યાએ તો ફૂલ માથે ચઢવાને બદલે પગ નીચે કચરાયાં! ગમે તેમ થયું પણ અષાડના શનિવારે ડુમસના રસ્તા પર ગાડીઘોડાની સાઠમારીમાં સુરતીઓ જેવો આનંદ લેતા રહે છે, તેવો આનંદ હવે મુશાયરામાં લેતા થયા છે! અને મુશાયરાથી સુરતીઓને એ પણ જણાઈ ગયું કે અરબી ઘોડા અને બાંડીયાં ટટુમાં શું ફેર હોય છે?"

"આપણા 'બેકાર' મહાશય તો કહેતાજ આવ્યા છેને કે કવિતાને આમ જનતાના હૃદય સુધી પહોંચાડવાનો કોઇ રસ્તો હોય તો તે મુશાયરો છે અને તે વાત આવી રીતે ખરી પડતી જાય છે. આમ જનતા કવિઓમાં રસ લેતી થાય પછી તેને ગમે તેટલી ઉંચી કક્ષાએ ધીમે ધીમે લઈ જવાય એ નક્કીજ વાત છે!'

" એ ખરું, પણ પેલા સોનાનો ચાંદ મેળવનાર કવિ સુંદરમે તો કોઇ મુકામે કહ્યું હતું કે "મુશાયરો તો મારકેટ જેવો છે. જેમ મારકીટમાં તૈયાર શાકભાજી મળે તેમ મુશાયરામાં તૈયાર કાવ્યો વંચાય છે. વળી મુશાયરામાં તો અમુક પંક્તિની કેદ હોય છે. કાવ્યના આત્માને આઝાદી મળતી નથી. ખરી કવિતા કોઇના કહેવાથી કે સૂચવ્યાથી નહિ પણ અંતરની ઉર્મિથી ઉત્પન્ન થાય છે."

"એમની વાતને માની લઇએ છતાં એ વાત તો નિર્વિવાદ છે ને કે આપણે શાકની ઝોળી લઇને મારકીટમાં જઇએ છીએ ને પાંચ કે દસ મિનિટમાંજ ભીંડા, કાળું, મરચાં કોથમીર, આદુ, લીંબુ, ગીલોડાં, કાંદા કે કારેલાં લઇને ઘેર આવી જઇએ છીએ. જો એવી રીતે મારકીટમાં એક શાકવાળા કે શાકવાળીઓ બેસતી ન હોય તો શું થાય?

આપણને ભૂણા માટે અશ્વનીકુમાર તો સુરણ માટે વરાછા ને મરચાં માટે ઉમેર જવું પડે! મતલબ કે એક ટંકના શાક માટે આખો દિવસ જાગે અને પંદર-વીસ માઇલની મુસાફરી થાય! મતલબ કે વાડીવાળાઓ પોતપોતાની ભાજી તરકારીને પોતાની વાડીમાંજ લઇને બેસી રહે તો નતો તેને લાભ થાય ને નતો ઘરાકોની અગવડતા દૂર થાય! ઘરાકોને વગર શાકેજ ચલાવી લેવું પડે અને વાડીવાળાની શાકભાજી પડી પડી કોહી જાય! એવોજ હાલ છુટક છુટક કવિતાઓ રચી પોતાના અંતરમાં પોતેજ આનંદ લેનારાઓનો છે! જેમ મારકીટમાં માલ મૂકવાથી વાડીવાળાને તેમજ ગ્રાહકોને પણ લાભ થાય છે તેમ મુશાયરામાં કવિ તેમજ શ્રોતાને પણ લાભજ થાય છે. કવિની કવિતા તેના અંતરના ખૂણામાં પડી પડી સડી જતી નથી અને શ્રોતાને એકી સાથે જુદા જુદા શાકનો ટેસ્ટ મળે છે!"

"મને તો ભય છે કે હવે મુશાયરાની લોકપ્રિયતા કાવ્યસભાઓમાંથી હોટલો અને રસોડા સુધી પણ પહોંચી જશે અને લોકો બીજાં કામકાજ પડતાં મૂકીને કાવ્ય રચવાજ લાગી જશે!"

"તો એમાં ખોટુંએ શું થશે! લોકો નવરા બેસી નખ્ખોદવાળવા કરતાં કવિતા રચતા થાય એ આપણું અને આપણી ભાષાનું સદ્‌ભાગ્યજ ગણાયને!"

"અને ઘરમાં બેર પણ સારી જોઇએ. ને પોલકાં જોઇએ એવું કહી કહી ધણીને

કંટાળો આપે તેના કરતાં કવિતામાં પ્રાસાનુપ્રાસ ગોઠવીને ઘણી સાથેજ મુશાયરો કરવા લાગી જાય તો? તો શું? વઢવાડમય કુટુંબ ઘડીના જ્હા ભાગમાં સાહિત્યમય અને રસિક બની જાય! તથા "ચાર મળે ચોટલા ને ભોંઠે ઘરના ઓટલા" જેવી કહેવતો નષ્ટ થઈ "ચાર મળે ચોટલા તો મુશાયરાના કાંઠે ગોટલા!" એવી કહેવતો પ્રચલીત થાય. અસ્તુ:




સવાલ–(૧) કેટલીક નાની કિતાબોમાં હજરત જનાબે ગૌસુલ સમદાની (ક૬૦) તરફથી એવા મોજેઝા જાહેરમાં આવ્યા હોવાનું જણાય છે કેઃ–(૧) કોઈ એક હોડીમાં જાન (શાદી કરવા જનારાઓ) જતી હોય. દરિયાના તુફાનથી મજકૂરે હોડી ડુબી ગઇ, પછી બાર વર્ષે આપની કરામતની અસરથી એ હોડી જીવતા માણસો સહીત કીનારે આવી. (૨) કોઇ એક મુરીદને ત્યાં આપને દાવત હતી. દરમીયાનમાં તે મુરીદની વફાત થઈ અને મુરીદના કુટુમ્બીઓની આહો જારીના અંગે આપ રૂહાની તાકતથી ચોથા આસમાન ઉપર જઇ એક રૂહ માટે હજરત ઇઝરાઇલ (અ૦)ને સમજાવતાં નહી સમજેલા; જેથી અરવાહોની પુરી જંબીલ લઇ કબજે કરેલી સુકતે રૂહોને છુટી કરી દીધેલી એટલે એ દીનના વફાત પામેલ સર્વે મડદાઓ જિંદા થઇ ગયા. (૩) એક દીન આપના બાવા સાહેબ આપના બચપણના સમયમાં ગુસ્સે થઈ આપને ઠપકો આપેલો. આપ ભયથી કબ્રસ્તાનમાં નાસી ગયા. અને કહ્યું "મુર્દાઓ ઉઠો ! બાવા મને મારવા આવે છે." એ સાંભળી કેટલીક કબ્રોમાંથી મુર્દાઓ જિંદા થઇ બહાર આવી ગયા. –(એ બીના ખરી છે કે કેમ ?) ઉપર મુજબ સવાલોના યોગ્ય જવાબ આપી અમારા ઈમાનની તકવીયત વધારી સવાબે દારેન હાસીલ કરશો.

જવાબ–(૨) મોજેઝા અંબીઆ (અલૈ૦) માટે ખાસ છે. અને વલીઓથી કરામત જાહેર થાય છે. એ અહલે સુન્નતવલ જમાઅતનો અકીદા છે. પણ કેટલાંક જાહેલોએ જુદી જુદી કરામતો ઘડી કાઢેલી છે જેથી બચવું જોઇએ. અને તમોએ આ સવાલ નંબર ૧, ૨, અને ૩,માં જે લોકોની ખોટી ઘડી કાઢેલી કરામતો લખેલી છે. એનો મોતેબર કીતાબોમાં કંઈ પત્તો નથી. એવી વાતો ખરી માનવી ન જોઇએ અમોએ હજરત પીરાનપીર (ક૬૦)નું જીવન ચરીત્ર નામે કિતાબ "સીરતે પીરાન પીર" ગુજરાતીમાં લખી છપાવી છે. જે બધી મોતેબર કિતાબોનો ખુલાસો છે, તે જોશો.

સવાલઃ–મર્હુમ બાઇ 'ફાતમાના" બે ભત્રીજા એક ભાણેજ અને એક નવાસી સિવાય બીજો કોઇ કરીબી રીસ્તેદાર નથી. મર્હુમ બાઈ ફાતમાની જાએદાદમાં બે શેર ટાપ્ટીવેલીના અને એક મકાન છે. ઉપર દરશાવેલા ચાર વિરાસતદારોને મજકુર મીરાસમાંથી કોણ અને કેટલો હકદાર છે.? પરંતુ ધ્યાનમાં લેવા જોગી બાબત એ છે કે મર્હુમ બાઇ ફાતમાએ મરણ અગાઉ દસ બાર દિવસ પહેલાં નીચે દરશાવેલા ત્રણ માણસો સમક્ષ જેમાં એક મરદ અને બે સ્ત્રીઓ છે, વસીયત કરી છે કે જો અગર મારી વફાત થઇ જાએ તો મારી નવાસીને એક ટાપ્ટીવેલીનો શેર અને એક

મકાન આપવુ. ગવાહોના નામો નીચે મુજબ છે. (૧) ઇસમાઇલ હુસૈન વરીઆવા. (૨) બાઇ રસુલ તે જીવા માંકડાની દીકરી. (૩) બાઇ હવાં તે મોહમદ ઇબ્રાહીમ માંકડાની બીબી. ઉપર જણાવ્યા મુજબ ઇસમો સમક્ષ ઉપર મુજબની વસીયત કરી છે. અને સત્ય છે. મજકુર મસઅલામાં શરીઅતે મુતહરહ શું હુકમ આપે છે તે ઉપર પ્રકાશ નાખવા નમ્ર વિનંતી છે. "બૈયનુવ તુજરૂ" અલ્લાહ આપને એનો અજર આપે.

જવાબઃ-પ્રથમ શરેઇ હક અદા કર્યા બાદ એટલે કફન દફનનો ખર્ચ બાદ કરી મર્હુમના માલના સરખે ભાગે ત્રણ ભાગ કરવા. જેમાથી એક ત્રીજો ભાગ મર્હુમની વસીયત મુજબ નવાસીને આપવો, બાકીનો એક એક ભાગ બન્ને ભત્રીજાને મળશે. ભાણેજને કાંઇ મળશે નહી. તેમજ નવાસી માટે બધી મીલકતની વસીયત બાતેલ છે.

સવાલ-રમઝાન શરીફમાં કોઇ માણસ રોઝા રાખે અને તરાવીહ નહીં પઢે તો રોઝા થાય કે કેમ?

જવાબ-તરાવીહની વીસ રકાઅત પઢવી સુન્નતે મુઅકકદહ છે. તરાવીહ છોડનાર સખ્ત ગુન્હેગાર થાય છે પણ એથી રોઝામાં કશો વાંધો આવતો નથી.

સવાલ-એક માણસ રોઝા તો રાખે છે લેકીન પંજવકતહ નમાઝ અદા કરતો નથી તો રોઝા થાય કે નહિં?

જવાબ-તેને શીરેથી રોઝાનું ફર્ઝ તો ઉતરી જશે પરંતુ સવાબથી ઝરર મહરૂમ રહેશે. જેમ રોઝા ફર્ઝ છે તેમજ નમાઝ પણ ફર્ઝ છે માટે નમાઝ ઝરૂર પઢવી જોઇએ.

સવાલ-રોઝાની હાલતમાં બામ સુંઘવું અને માથે લગાડવાથી રોઝામાં કંઇ હરકત આવે છે?

જવાબ-રોઝદારે બામ સુંઘવાથી કે માથે લગાડવાથી રોઝામાં કંઇ વાંધો આવતો નથી. એથી રોઝો ન તો તુટે છે ન મકરેહ થાય છે.

સવાલ-રોઝદારને હાથ અથવા પગ ઉપર કંઇ ઝખમ હોવાથી મલમ લગાડી શકે છે?

જવાબ-લગાડી શકે છે, એથી રોઝામાં કંઈ વાંધો આવતો નથી.

સવાલ-નાના બચ્ચા નાબાલેગ પોતાની ખુશીથી રોઝા રાખે છે. એ મકબૂલ છે? એનો સવાબ મળે છે.?

જવાબ-નાબાલેગ બચ્ચાઓના રોઝા નફિલ છે ખુદાપાકના દરબારમાં કબૂલ થાય છે અને સવાબ તેઓના માંબાપને મળે. છે



[ નર્મદ સાહિત્ય સભા, સુરતના પ્રથમ મુશાયરામાં તા. ૨૯-૯-૪૦ને રોજ બેસેન્ટ હોલમાં આ કાવ્ય જનાબ "આર" સાહેબે વાંચી સંભળાવ્યું હતું. ]

કાં તને મારૂં હૃદય ઈચ્છિત નથી;
શું એ દિલ શિક્ષિત, ઉચિત, હર્ષિત નથી.
માનવી શું ! ચંદ્રમાને સૂર્ય પણ;
કોણ દેખી રૂપ તુજ વિસ્મિત નથી.
ના છુપાઓ મુખને પર્દાઓ મહીં;
હું તમારો છું કોઈ ત્રાહિત નથી.
માનવી શું શું કરે, શું નવ કરે;
આરઝૂઓ શું નવી નિત નિત નથી.
શું સુણાવું દર્દની મારી કથા;
એ કોઈ આનંદમય સંગત નથી.
આવ આગળ ? લે તને આપું હૃદય;
તુંજ તારી વાત પર સાબિત નથી.
છે કલંકિત વિશ્વની હરએક ચીજ;
દિલરૂબાઈ એક ફકત દોષિત નથી.
હે ખુદા આ દિલ મને શા કામનું;
જે જરા અંતર મહીં રક્ષિત નથી.
આ જગતમાં પણ પીઓ બે ચાર જામ;
પીરજી આ જિન્દગી નિન નિત નથી.
હાથ નાજુક, કુન્દ ખન્જર, સખ્ત હું;
મારી સાથે આપ શું દોષિત નથી ?
હું કહું હા હા, તમે ના ના કહો;
શું તમારી વાત આ વિપરિત નથી.
આપ પર આશિક થવું યે છે ગુનોહ;
પ્રેમ કરવા શું હૃદય વિરચિત નથી ?
આપને બસ ચાહવું, એના વિના;
પ્રેમ પંથે કાંઈ મારૂં હિત નથી.
દર્દથી સઘળી ગઝલ ભરપૂર છે;
"આર" તુજમાં હાસ્યરસ કિંચિત નથી.

# અસ્માઉલ હુસ્ના




بسم الله الرحمن الرحيم

"કારવાં"ના અંક ૧૨ ના પાના ૧૫ માં નંબર ૫ નું જે દરુદ શરીફ છે તેમાં છાપાના ભૂલે "રબ્બિર રહિમ"ને બદલે સિર્રે રબ્બિર રહીમ છાપી નાખ્યું છે જો કે એ ભૂલ સુધારવામાં આવી છે છતાં જો કોઇ અંકમાં સુધારવા રહી ગયું હોય તો સિર્રે ને બદલે "મિર" લખી સુધારી લેવા કૃપા કરવી.

યા રહીમો يا رحيم (સંખ્યા ૨૫૮) "એ બહુ મહેરબાન અને બખ્શવાવાલા"

દરરોજ ૫૦૦ વખત પઢનાર દૌલતમંદ થાય છે અને દુન્યામાં તેને માન ઇજ્જત મળે છે એટલે બધા લોકો તેની ઇજ્જત કરશે. દરરોજ સવારની નમાઝ પછી ૧૦૦ વખત પઢનારની ઉપર ખલ્કુલ્લાહ મહબ્બત અને મહેરબાની કરે છે અને તેની ઇજ્જત કરે છે. દરરોજ ૧૦૦ વખત પઢનારને બધા લોકો દોસ્ત–અઝીઝ કરે છે અને આખીરતમાં દરજા મળશે. એની સંખ્યા (૨૫૮) મુજબ દરરોજ ૨૫૮ વખત ૨૫૮ દિવસ સુધી જે નિય્યતથી પઢશે તે ખુદા-પાક પૂરી કરશે અને દુન્યામાં ફતેહ અને ઇજ્જત મળશે. દરરોજ સવારે નમાઝ પછી ૫૫૫ વખત પઢનાર દરેક હાજતથી ગની રહે છે એટલે તેની દરેક હાજત ખુદાપાક પૂરી કરે છે. યા અલ્લાહો યા રહમાનો યા રહીમો વહ્યમના ફર્દનકા ખૈરુર્રાહેમીન દરરોજ ૨૫૮ વખત ૨૫૮ દિવસ સુધી જે નીય્યતથી પઢવામાં આવશે તે ખુદાપાક પૂરી કરશે. એને વઝીફા તરીકે હંમેશ પઢનાર કોઇનો મોહતાજ થતો નથી અને તેનું દિલ ખુદાપાકની મુહબ્બતમાં લાગે છે. અસ્તગ઼ ફિરૂલ્લાહુલ ગફુરર્રહીમ એને હંમેશા પઢનારની રોઝીમાં વધારો થાય છે. 'યા રહીમો' દરરોજ ૨૫૮ વખત પઢનારને ખુદાપાક ગૈબથી રોઝી પહોંચાડે છે. હોવર્રહમાનુર્રહીમો દરરોજ ૧૦૦ વખત પઢનાર ઉપર તમામ દુન્યા મહેરબાન થાય છે. બિસ્મીલ્લાહિર રહમાનિર્રહીમે યા રહીમો કુલ્લે સરીહીંવ વ મકરૂબીન યા રહીમો વ સલ્લલ્લાહો તઆલા અલા રસુલે ખૈરે ખલ્કેહી વ નુરે અર્શેહી સૈય્યદેના મોહમ્મદીંવ વ આલેહી વ અસ્હાબેહી અજમઈન ખૂની અગર બાદી બવાસીરવાલા એને જુમ્આ ત્યા પીરને રોજ પુષ્કળ પઢી પાણી ઉપર દમ કરી પીવાથી તેમજ પોતાના બદન ઉપર દમ કરવાથી ઇ. અ. જલદી આરામ થઇ જશે.

યા મલેકો يا مالك (સંખ્યા ૯૦) "એ જાહેર અને પોશીદા ચીજોના બાદશાહ"

એને દરરોજ ૯૦ વખત પઢનાર તવંગર થાય છે. સુર્યોદય વખત ત્રણ હજાર વખત પઢનાર જે કંઇ દુઆ માંગશે તે ખુદાપાક કબુલ કરશે.

અવાબના વખત ૧૦૦ વખત દરરોજ પઢનારનાં દિલમાંથી ગફલતી-ફરામોશી દૂર થઈ તેનું દિલ પાક થઈ નૂરે ઇલાહીથી ભરપૂર થશે. દરરોજ ق—ل—م—ل—ا છુટા છુટા અક્ષરો "કુલિલ્લાહુમ્મા માલેકુ મુલ્કે......એગયરે હિસાબ સુધી પઢવું. એ મુજબ દરરોજ ૪૧ વખત કરવાથી બધી મુશ્કેલીઓ ખુદાપાક આસાન કરશે તેમજ જે કામ માટે કરશે તે ઇ. અ. જલ્દી પુરૂ થશે, પણ ધારેલું કામ થાય ત્યાં સુધી દરરોજ એ મુજબ કરવું. જુમ્આની નમાઝ પછી ૬૦ વખત પઢનાર ઉપર દુન્યાવાલા મહબ્બત કરી તેની ઈજ્જત કરશે. ૩૧૯ વખત પઢી શીરની ઉપર દમ કરી દુશ્મનને ખવાડવાથી દુશ્મન મટી દોસ્ત થઈ મહેરબાની કરશે. મલેકુલ કુદ્દુસોનો વઝીફો હંમેશા પઢનાર જો તવંગર હશે તો ખુદાપાક તેના માલને કાયમ રાખશે અને જો પઢનાર ગરીબ હશે તો તેના નફસને તેના તાબે કરશે અને દુન્યામાં તેની ઈજ્જત વધારશે.

યા કુદ્દુસો يا قدوس (સંખ્યા ૧૭૦) 'એ બહુ પાક'

દરરોજ ૧૦૦૦ વખત પઢનાર દુન્યાથી બેપરવા થઈ જાય છે. દુશ્મનથી બચવા માટે નહાસતી વખતે એને પઢતાં પઢતાં નહાસી જવાથી દુશ્મનોથી મહફુઝ રહેશે. સફરમાં એને પઢનાર અગર પૈદલ હોય અથવા સવારી પર હોય તો તેને સફરની થાક લાગશે નહીં; એટલે કે ચાલનાર મુસાફર ચાલતાં ચાલતાં પઢશે તો તેને ચાલવાની થાક લાગશે નહીં. ઝવાલની વખતે ૧૦૦. વખત હંમેશા પઢનારનું દિલ પાક સાફ થઈ જશે; એને વઝીફા તરીકે હંમેશા પઢનારનું દિલ પાક સાફ થઈ નુરાની થઈ જશે. અલકુદ્દુસો યા સુબ્બુહો યા કુદ્દુસોને હંમેશા વઝીફા તરીકે પઢનાર ધીમે ધીમે દુન્યાથી બેપરવા થઈ ફરિસ્તા સિફત થઈ જાય છે.

યા સલામો يا سلام (સંખ્યા ૧૩૧) "એ સલામત રાખવાવાલા"

હંમેશા સુબહની નમાઝ પછી ૧૦૦૦ વખત પઢનારના ઇલ્મમાં વધારો થશે. ૧૩૧ અથવા ૧૬૧ વખત પઢી બીમાર પર દમ કરવાથી ઇ. અ. જલ્દી તંદુરસ્ત થઈ જશે. એને હંમેશા વઝીફા તરીકે પઢનાર દુશ્મનોથી બેખૌફ થઈ જશે એટલે તેઓથી ડરશે નહીં. એને દરરોજ ૧૧ વખત પઢી બીમાર પર દમ કરવાથી શિફાયાબ થઈ ખૌફથી બચી જશે. એને હંમેશા વઝીફા તરીકે પઢનાર મુઝિ જાનવરો સાંપ બિચ્છુ વગેરેના કરડવાથી બચેલો રહે છે. પીરની રાત્રે સહરના વખતે ૧૩૧ વખત હંમેશા પઢનાર દરેક આફત, બલાથી બચેલો રહે છે અને ખુદાપાક તેને ગૈબથી રોઝી પહોંચાડે છે. ૬૯૦ વખત પઢી શીરની ઉપર દમ કરી દુશ્મનને ખવડાવવાથી દોસ્ત થઈ બનતી મહેરબાની કરશે.

સલામુન કૌલમ્ મિર્રબ્બિર્રહીમ પઢનાર માણસ પોતાના નામના અદદ કાઢી હંમેશા તેટલી વખત પઢશે તો તેની દરેક ઉમ્મેદ ખુદાપાક પૂરી કરશે પણ એક બે ચિલ્લા અગર કામ પૂરૂં થાય ત્યાં સુધી પઢવું જોઇએ. તેમજ કોઇપણ નિય્યત વગર હંમેશા પઢનાર જે કંઇ દુઆ માગશે તે ખુદાપાક કબુલ કરશે. એને ખાસ અમલ તરીકે પઢવાની રીત ઇ. અ. આવતા અંકમાં લખીશ. [અપુર્ણ]



એકજ ધરતીનું ધાવણુ ધાવેલાઓને જુદા શે પાડી શકાય ?

# બેડી બંધુ

લે: ભાનુશંકર જોષી.

તેના નાક મોમાંથી લોહી વહી રહ્યું હતું. શરીર પરનાં કપડાં લોહીથી લાલ બન્યાં હતાં. મુડદાની માફક તે રસ્તા પર પડ્યો હતો. તમાચાને લાકડીની સોળો તેના મોં પર ઉઠી હતી. બચાવ કરવાનો તેને જરાય વખત મળ્યો નહિ. એકાએક બનાવ બન્યો. જાણે આસમાનમાંથી માથા પર વીજળી ત્રાટકી. પાછળથી ઓચિંતો હલ્લો થયો. અને એકજ ફટકે તે ભોંયભેગો થઈ ગયો. પોતાના પર કોઇએ હુમલો કર્યો, શા માટે કર્યો, પોતાનો શત્રુ કોણ ? એ જુએ, જાણે, વિચારે તે પહેલાં જ તે બેભાન બન્યો.

બધો ખેલ વળવારમાં પતી ગયો. રસ્તો વસ્તીથી ભરચક હતો. લોકો દોડી આવ્યા. તે પહેલાં જ; છોડાવે તે પહેલાં જ મારનારે તેને જમીન ભેગો કરી દીધો હતો.

ગફુરનો દુશ્મન તેના પગ આગળ પડ્યો પડ્યો અતિ મંદ સ્વરે ઊંહકારા કરી રહ્યો હતો. દુશ્મનની કરુણ દશા જોઇ ગફુરને પોતાના શત્રુ પર દયા છૂટી દુશ્મન પર લાઠી ચલાવતાં પહેલાં તેના વિષે ગફુરના મનમાં જે રાગદ્વેષ હતો તે આપો આપ ઓછો થવા લાગ્યો. તેના મનમાં પોતાના મૂર્ખાઈ ભર્યાં કૃત્ય બદલ અતિશય ખેદ થવા લાગ્યો. ચહેરો રડમસ બન્યો. પોતાના રૂમાલવતી દુશ્મનનું મોં લૂંછવા લાગ્યો. શત્રુનું લોહી જોઈ ગફુરને પોતાના લોહીની કલ્પના આવી. શત્રુને પોતે બંને એકજ લોહીના છે, બંને વચ્ચે અતૂટ ભાઈચારો છે એવી કલ્પના તેના મગજમાં કદાચિત આવી હશે, નહિ તો તેને માર પાછળથી પોતે શા માટે તકલીફ ઉઠાવે ? તેની સેવાચાકરી કરવા પ્રયત્ન કરે ? પોતાના રૂમાલ વતી મોં લૂંછે ?

બાજુના ઘરમાં લઈ જઇ ઉપચાર કરે, એમ ધારીને તે ભોંય પર પડેલા શત્રુને ઊંચકવા જતો હતો, એટલામાં સિપાઇએ તેને પકડયો. એક સિપાઇએ ગફુરની કમ્મર પર લાત મારી. ગફુર ગબડી પડયો. બે સિપાઇઓએ બાવડાં પકડી તેને ઊભો કર્યો, પહેરેજ કર્યો ને દોરી વડે હાથ બાંધીને ચોકીએ લઇ ચાલ્યા.

પાછળ લોકોનું ટોળું ચાલતું હતું. ઘણા તર્ક વિતર્ક કરવા છતાં મારામારીનું કારણ કોઇ જાણી શકયું નહિ. બાથંબાથ થઇ નહોતી, ગાળાગાળી કે ધક્કામુક્કી કોઇએ જોઈ સાંભળી નહોતી એટલે કારણ શી રીતે જાણી શકાય. કંઈક ખાનગી કારણ હશે, પૈસાટકાની બાબત હશે, કે સ્ત્રી સંબંધી ગોટાળો હશે–એમ ભાતભાતનાં અનુમાનો લોકો કરતા હતા. માર્યો એ વાત સોળ આના.

પ્રત્યક્ષ નિહાળેલી વાત, દીવા જેવી હકીકત હતી, પણ કોઇ કારણ,–મારામારીનો ભેદ સમજી શકતું નહોતું. લોકો પોતપોતાની બુદ્ધિ અનુસાર તર્ક કરતા હતા

ગફુરનો દેખાવ મીલ મજૂરના જેવો હતો. ફાટેલાં કપડાં, કથ્થાઈ રંગની બંડી, ને તેમાં એક મેલો રેશમી રૂમાલ, અર્ધી પાટલૂન ને મોં પર, માથા પર, કપડાં પર કપાસનો પોલ વળગેલો હતો–એના આવા દીદાર પરથી, પહેરવેશ પરથી જણાતું હતું કે તે મીલમજૂર હશે ! અને તે પરથી કેટલાક એવો તર્ક કરતા હતા કે:–હશે, મીલની તકરાર જૉબર સાથે તકરાર થઈ હશે, કે તેની બૈરી પર નજર બગડી હશે, કે કામ કરતી વખતે આની સાથે ઝઘડયો હશે, ગાળાગાળી કરી હશે ! ને મીલમાં તો એવું

રોજનું થતું ! ભીલની દુનિયા નિરાળી, તેની તકરાર પણ નિરાળી ને તેની મારામારી પણ અનોખા પ્રકારની ! પણ આ બધા કેવળ તર્કો જ હતો કોઇ મૂળ ભેદ જાણતું જ નહોતું. ત્યાં ઉભેલ દરેક માણસ એક બીજાને પૂછતો હતોઃ "અરે, ભાઇ એને શા માટે માર્યો ?" પ્રત્યેકના મોંમાં એકજ પ્રશ્ન હતોઃ "શા માટે માર્યો ?"

o • o

બે સિપાઇ બંને બાજુએ, વચ્ચે ગફુર ! પાછળ લોકોનું જંગી ટોળું ચાલી રહ્યું હતું. મુંબઈ શહેર ! લોકોની શા ખોટ ? બીજું શું પૂછવું ?

ગફુર નીચી નજર કરી ચાલી રહ્યો હતો. તેના મોં પર શરમની ઘેરી છાયા સ્પષ્ટ જણાઇ આવતી હતી. શૌર્ય દાખવ્યા બદલ ઉદ્દામ-ઉગ્ર વૃત્તિ તેના ચહેરા પર દેખાતી ન હતી. કટ્ટર વેરીને માર્યાનો સંતોષ તેના મોં પર જણાતો ન હતો. ચહેરા કાળોધબ પડી ગયો હતો, સત્યાગ્રહી વીરની આંખમાં ચમકતી લાપરવાઇ ને અનેરો આનંદ ગફુરના આંખમાં બિલકુલ જણાતો ન હતો. ધ્યેય નિષ્ઠાનો સાત્ત્વિક સંતોષ તેને થયો ન હતો. ને એટલે જ ઊંચી નજર કરવાની તેની છાતી ચાલતી ન હતી. પાપી, ગુનેગાર, અપરાધીની માફક નીચી નજરે તે ચાલી રહ્યો હતો. ગફુર પંડને પૂછી રહ્યો હતોઃ "શા માટે મેં તેને માર્યો ?"

લોકોના મનમાં પણ એ જ સવાલ ઊઠ્યો હતો.

"શા માટે તેને માર્યો હશે ?"

ગફુરના હૃદય સિંહાસન પર બિરાજતો ન્યાયધીશ પણ એ જ સવાલ પૂછી રહ્યો હતોઃ "બોલ, શા માટે માર્યો ? કહે, શા અપરાધ બદલ માર્યો ?"

બહાર સરકારી સિપાઈ ધક્કા મારી રહ્યાં હતા. સદ્વિવેકબુદ્ધિના સિપાઇ હૃદયને ધક્કા મારી રહ્યા હતા. આજુબાજુથી એક અવાજ, એક જ સવાલ ખૂણે ખૂણેથી એકજ પ્રશ્નનો ભડીમારઃ "શા માટે માર્યો ?"

ગફુરને લાગ્યું કે પોતે હમણાં જ ગાંડો બની જશે. કાનમાં એકજ સવાલ ઘૂમી રહ્યો હતોઃ "શા માટે માર્યો ?" જાણે આખું જગત તેના પર રૂઠયું હોય તેમ ગફુરને લાગતું હતું. તેના માટે કોઇ સહાનુભૂતિનો શબ્દ પણ ઉચ્ચારતું નહોતું. પ્રત્યેકના ચહેરા પર ગફુર સામે તિરસ્કાર તરવરતો હતો ! લોકોની સહાનુભૂતિ સ્વાભાવિક રીતે પેલા ઘાયલ પ્રત્યે હતી. બધી જાતના, બધી કોમના લોકો ત્યાં એકઠા થયા હતા. તમામના મોંમાં એક જ વાક્ય હતુઃ "અરેરે, બિચારો જીવશે કે નહિ ?"

ધર્મમાં જીવદયા વસે છે એ વાત કંઇ ખોટી નથી. ઘાયલ કઇ જાતનો-કોમનો છે એ સવાલ કોઇના મનમાં ઊઠ્યો નહિ. જાણે એ બધાની કોમનો થઈ પડયો હતો !

લોકોએ ગાડી કરી તેને દવાખાને પહોંચાડયો. તેની મદદ માટે તરતજ ત્યાં ફંડ ઉઘરાવવાનું શરૂ થયું. દરેક માણસના ખીસામાંથી પૈસા બહાર નીકળવા લાગ્યા. જાણે ઘાયલ માણસ પોતાની નાતજાતનો, સગોવહાલો કેમ ન હોય !

• o •

ગફુર સિપાઇની અટકમાં હતો એક કોટડીમાં તેને પુરવામાં આવ્યોહતો. કોટડીમાં તેને નિરાતે વિચાર કરવાનો અવકાશ મળ્યો. અત્યાચાર કરવા બદલ ગફુરના મનમાં પારાવાર દુઃખ થવા લાગ્યું. તેના અંતરમાં પાપ કૃત્યનો ઘોંઘાટ મચી રહ્યો. થોડી વાર જડની માફક બેસી રહ્યો. પછી સ્વસ્થ થઈ વિચારવા લાગ્યો–

"રે, શા માટે મેં તેને માર્યો ? મારે તેની સાથે જરાય તકરાર નહોતી. તેની સાથે ભાઇબંધી

નહોતી. કોઇ પ્રકારનો સંબંધજ નહતો: રે! ઓળખાણુ પણ નહતી. મેં એને કદી દીઠો પણ ન હતો. ત્યારે દુશ્મનાવટ શા માટે? તો પછી મેં આવી મૂર્ખાઈ શા માટે કરી? મને કોઈએ મૂરખ બનાવ્યો! મારી અક્કલ ક્યાં ગુમ થઇ ગઈ હતી! નાહક, વગર કારણે એક નિર્દોષ માણસનું માથું ફોડ્યું, તેને લોહીલુહાણ કરી પાર વગરનું દુઃખ દીધું. રે, એટલું જ નહિ પણ તેનો જીવ લેવાય ઊભો થયો.

"હં, હં! તેણે જ—બસ. તેણે જ મારી મતિ ફેરવી મને મૂરખ બનાવ્યો. તેણે મારા દિલમાં દુશ્મનાવટનું ઝેર રેડ્યું. ધાર્મિક ઝનૂનનો નશો પીવડાવી એણે મારી અક્કલ હરી લીધી! ને ધાર્મિક ફેદમાં મેં એક નિર્દોષ માણસ પર ખૂની હુમલો કર્યો! મને શીખ આપનાર, ઉપદેશ આપનાર, પોતાનું કામ પતાવીને ચાલી ગયો, ને અમે બંને તેની શીખામણના ભોગ બન્યા. એક નિર્દોષ માણસનો ભોગ મેં લીધો ને હવે મારો ભોગ સરકાર લેશે. ઉપદેશક છુ થઇ ગયો ને ફસાઈ પડ્યો માત્ર હું!

"એ ધર્મઘેલા સાંઈનું ભાષણ સાંભળવા ગયો ન હોત, તો આ પાપ, આ અપરાધ મારા હાથે નજ બનવા પામત: હિંદુ અને મુસલમાન બંને પાડપડોશી-આજ કાલના નહિ, સેંકડો હજારો વરસના મારા બાપદાદા ને તેના બાપદાદાના વરસના. અમે એક બીજાની આફતમાં ઉભા રહેનાર. માયાદોરીએ બંધાયલા ને ખેલદિલીથી વર્તનાર એક બીજા પર હુમલો કરીએ તો કઇ રીતે ચાલે! એ વાત હરગીઝ ન પરવડે એ ધરમદીવાનો સાંઇ આવ્યો ન હોત ને તેણે મને ધર્મનો નશો પીવડાવ્યો ન હોત તો આવો અત્યાચાર મારે હાથે નજ થવા પામત. આવી રીતે વેરભાવ રાખીને, પરસ્પર ખૂન વહાવીને, શું મુસલમાનથી કે શું હિંદુથી નજ જીવી શકાય? અમે બંને પાડોશી. એક ધરતીના દીકરા. એકજ ધરતીનું અન્ન ખાઈ જીવનાર, એકજ ધરતીની હવા ઝીલનાર વેરભાવ શી રીતે રાખી શકીએ? ભાષણ કરનાર તો પોતાનું કામ કરીને છટકી ગયો, પણ એણે ભાષણ સિવાય કંઈ વિચાર કર્યો જ નહિ. મારે મારાં પાડોશી સાથે હિંદુ-ભાઈ સાથે જિંદગાની ગુજારવાની છે એ વાતની તેને ક્યાંથી ખબર હોય? સમજુ ને વિવેકી માણુસ આવું કદી ન બોલે, ન કરે. એ મૂરખાઓ મને પણ અક્કલ વગરનો બનાવ્યો. ધરમનો નશો કરાવી મારી અક્કલ હરી લીધી ને મારે હાથે પાપ કરમ કરાવ્યું!

"એ હિંદુ એટલે શું અપરાધી? ના. ના. નહિજ, હરગીઝ નહિ. મારી મતિ ફરી ગઈ હતી. આગળ પાછળનો વિચાર કર્યા વગર, મૂરખ બનીને મેં તેના—મારા હિંદુ ભાઇના—માથા પર લાઠી મારી. હાય, મેં કેવો ઘોર ગુનો કર્યો?"

ગફુરના અંતરમાં વસેલ જીવદયા, સાચો માનવધર્મ તેની અંતરશુદ્ધિ કરવા લાગ્યાં. તેણે અંતઃકરણપૂર્વક સિપાઇને પૂછ્યું: "ભાઈ, પેલા ઘાયલ માણસને હવે કેમ છે? સારું છે ને?"

●

અપરાધીના અંતઃકરણનો પલટો થયો હશે કે નહિ? તેને પોતાના કૃત્યનો પશ્ચાતાપ થતો હશે કે નહિ? એ વાતનો ન્યાયાધીશ વિચાર કરવા બેસતો નથી. ખૂનનો બદલો ખૂન. શઠમ્પ્રતિ શાઠ્યમ્ એ છે, આધુનિક જગતનો ન્યાય?

પુરાવો મળ્યો, ગુનો સાબિત થયો. ન્યાયધીશે ગફુરને સજા કરી. ન્યાયાધીશ મુસલમાન હતો. ગફુરની જાન પણ એ જ હતી સજા બદલ ગફુરને જરાય દુઃખ ન થયું. સજા મળી એ બરાબર જ થયું છે એમ તેને લાગ્યું. પોતે

અપરાધી છે એ વાત તે બરાબર સમજી ગયો હતો. અપરાધ કરવા બદલ તેને પારાવાર પસ્તાવો થયો હતો. પણ સુખની વાત એ હતી કે ઘાયલ થયેલો હિંદુ મરણ પામ્યો ન હતો. છવનેણ જખમમાંથી તે ઉગરી ગયો હતો. આ વાત કેદખાનામાં કોઇ મારફતે ગફુરને કાને આવી. વાત સાંભળી તેને નિરાંત વળી. તેની આંખમાં હેતનાં આંસુ આવ્યાં.



સજા પૂરી થયા કેડે ગફુર છૂટયો. તે હવે પહેલાનો ગફુર રહ્યો ન હતો. ધર્મનો હળાહળ જૂઠો નશો બિલકુલ ઊતરી ગયો હતો. સજાથી તેની દૃષ્ટિમાં આસમાન જમીન જેટલો તફાવત પડયો હતો. શું સાચું ને શું જૂઠું તે બરાબર સમજી ગયો હતો. હવે કોઇના પણ બળબળતા ને ધગધગતા ધર્માભિમાનની ભાષણની અસર તેના પર થઈ શકય ન હતી. વ્યાખ્યાન સાંભળવા કરતાં પ્રત્યક્ષ અનુભવ કેટલીકવાર વધુ અસરકારક નીવડે છે.

મીલમાં તેને ઝટ નોકરી મળી નહિ. ઘણા દિવસ બેકાર બનીને ઘેર બેસી રહેવું પડયું. છેવટે બહુબહુ પ્રયત્ને નોકરી મળી. પણ પહેલા કરતા પગાર ઘણો ઓછો મળ્યો. 'ન મામા કરતા કહેણો મામો શું ખોટો' એ સૂત્રને અનુસરી તેણે ઓછા પગારની નોકરી સ્વીકારી લીધી. ઝેરવેરની ભાવના તેના મનમાંથી સદંતર નીકળી ગઈ હતી.

પણ મીલ જગતમાં અસંતોષ ન હોય એ કેમ બને? કોઇએ મીલને અસંતોષની દુનિયા કહી છે એ વાતને જૂઠી કેમ કહી શકાય? તણખો પડવાનીજ વાર.

એક દિવસ અસંતોષનો તણખો પડયો. આગ ચેતતાં વાર ન લાગી. જોત જોતામાં તણખામાંથી ભડકો થયો ને તેણે ભયાનક રૂપ ધારણ કર્યું. એકાએક મીલના મજૂરો અસંતોષની આગમાં શામિલ થયા. અસંતોષના કારણની મજૂરોને પૂરેપૂરી જાણ ન હતી કારણ ગમે તે હો, પોતાના ભાઇપર જૂલમ થયો હશે, ને તેમાં આપણે ભાગીદાર બનવું જ જોઇએ, એ જુલમ દૂર કરવા આપણે બનતું બધું કરી છૂટવું જોઇએ એ એકજ ભાવના તમામ મજૂર હૃદયમાં હતી

એકનું દુઃખ તે બધાનું દુઃખ. એક પર આફત ને બધા પર આફત! તેમાં ભેદભાવ ન હોય રણશિંગાનો ને ઢોલનગારાનો અવાજ સાંભળતાં ને રણઘોષનો જયનાદ કાને પડતાં જ મોકળા બંધાઓ તથા સ્ત્રી બાળકો અને કુટુંબકબીલાનો મોહ તજી રણશૂરાઓ આઝાદીના ઝંડા હેઠળ એકત્ર થાય છે, તે પ્રમાણે પોતાના બાંધવની હાક કાને પડતાં મીલમજૂરોએ એકત્ર થઇ વિરાટ રૂપ ધારણ કર્યું. એ વખતે બધા ભેદભાવ ને ભિન્ન ભાવના વિસરાયાં. વ્યક્તિનું અસ્તિત્વ જાણે લય પામ્યું!

મીલ માલિકોની છાતી થડક થડક થવા લાગી. નાડી ને હૃદયના ધબકારા વધી ગયા. દોડધામ શરૂ થઇ. મીલ માલિકોએ એકઠા થઇ સરકારના ચરણમાં શિર ઝુકાવ્યું. ને પોતાની મુશ્કેલી નિવારવા અરજ કરી. સરકાર પારકી ન હતી; પોતાની જ હતી. સરકાર તરફથી આશ્વાસન મળતાં બંધ મોટરોમાં, પડદાવાળી ઘોડાગાડીઓમાં મીલમાલીકો હરખાતે હૈયે પોતપોતાને બંગલે ગયા. બંગલામાં દાખલ થઇ દરવાજે તાળાં મરાવ્યાં ને ફરતો ચોકી પહેરો બેસાડી દીધો.

એક મોટા મેદાનમાં મજૂરો એકઠા થયા હતા જંગી સભા મળી હતી. મજૂર આગેવાન મંચ પર ઉભો રહી પરિસ્થિતિ સમજાવી રહ્યો હતો. વાતાવરણમાં અસંતોષની ભયાનક આગ પ્રસરી રહી હતી.

મૂગાને વાચા બક્ષનારો, ડરપોકને વીર બનાવનારો એ પ્રસંગ હતો, સમય હતો.

ગફુરની જબાન ખુલી. તેણે મંચ પર જઇ ભાષણની શરૂઆત કરી. એના ભાષણમાં વેદના હતી. જિંદગીની કરૂણ વ્યથા હતી ને જુલમની દાહક વાતો હતો. થોડીક મિનિટ ભાષણ કર્યું, ત્યાં હથિયારધારી સિપાઇની ટુકડી આવીને ઊભી રહી. એક સિપાઇએ ગફુરને મંચ પરથી ઉતાર્યો. ગફુર નીચે ઊતર્યો કે તરત તેની જગ્યાએ એક જણ ઊભો રહ્યો ને તેણે ભાષણ શરૂ કર્યું. તે પણ પકડાયો. પકડાપકડી શરૂ થઇ

શ્રમજીવીઓ ભારે ચીડાયા હતા, ઉશ્કેરાયા હતા, અધીરા બન્યા હતા. તોફાનનાં ચિન્હ સ્પષ્ટ જણાતાં હતાં. સિપાઇની ટુકડી પર ક્યાંયથી પથ્થર પડ્યો. સિપાઇઓ તેની રાહજ જોઇ રહ્યા હતા. ભાવતું હતું ને વૈદે બતાવ્યું. પથ્થર પડ્યો ખરો પણ તે ધીમેથી. પથ્થર મજૂરોએ ફેંક્યો, આપોઆપ ઊછળીને આવ્યો કે અન્ય કોઇ પક્ષનું કાવતરું હતું એ સવાલ અનુત્તર જ રહ્યો!

સિપાઇઓને તો પથ્થર આશિર્વાદ સમાન લાગ્યો. તેઓ જેને ઝંખતા હતા તે મળી ગયું. તરતજ તેમણે તોફાન ધાંધલ કરી શાંતિભંગ કરવાના આરોપસર મજૂરો પર ગોળીઓ છોડી. કેટલાક મજૂરોના પ્રાણ ગયા. કેટલાક પકડાયા, કેટલાક ઘવાયા. અસંખ્ય મજૂરોને ગુંડાઓ–બદમાશો ઠેરવી પકડવામાં આવ્યા. પરસેવો પાડી પેટગુજરાન કરનારા ને જુલમો સામે માથું ઊંચકનારા ગુંડા બદમાશ ઠર્યા.

પકડાયેલા મજૂરોમાંથી બબ્બેની જોડી બનાવી સિપાઇઓએ તેમને હાથકડી પહેરાવી. એક જોડીમાં ગફુર હતો તેનો એક હાથ બીજા એક મજૂરના હાથ સાથે જોડીબંધ હતો. લોખંડની બેડીથી મજૂરોના હાથ બાંધવામાં આવ્યા હતા. પણ મીલમાલીકોને એથી ફાયદો થાય તેમ ન હતું. માલીકો સમજતા હતા કે મજૂરોના હાથ બંધાવ્યા છે; પણ વાસ્તવિક રીતે તો મજૂરોનાં અંતઃકરણ બંધાવ્યાં હતાં. બેડીબંધ મજૂરોમાં વિશુદ્ધ બંધુભાવ ઉત્પન્ન થયો ને અતૂટ એકતા જામી. ચાલતાં ચાલતાં ગફુરે તેના જાગીરદારને પૂછ્યું: "ભાઇ, તારી જાત કઇ?"

જોડીદારે જવાબ વાળ્યો: "હિંદુ. પણ ભાઇ, જાત શા માટે પૂછે છે? આપણી જાત એક જ. આપણે મજૂર–શ્રમજીવી. ભાઈ, જગતમાં અત્યારે બેજ જાત છે–માલીક અને મજૂર! સત્તાધારી ને ગુલામ! હાથમાં બેડી પહેરાવનારે આપણી જાત ક્યાં જોઇ તપાસી છે? એ પણ આપણામાં ભેદ ક્યાં પાડે છે? આપણે બધા મજૂર–શ્રમજીવી! આપણી ન્યાતજાત એકજ, આપણાં સુખ દુઃખ એકજ! આપણી ફક્ત એકજ જાત મજુર–શ્રમજીવી!"

જોડીદાર બોલતો હતો. ગફુર એક ધ્યાને મોં તરફ જોઇ રહ્યો હતો. ગફુરે ધારી ધારીને જોડીદારનું મોં જોયું તો જણાયું કે એ તો જેનું માથું પોતે ફોડી નાંખ્યું હતું એજ માણસ હતો!

ગફુરની જીભ સીવાઇ ગઇ, બોલવાની ઇચ્છા હતી પણ બોલી શક્યો નહિ. વાણીને બદલે તેની આંખમાંથી આંસુ સરી પડ્યાં.

---

# ગૂર્જર કવિ અબ્દુર્રહમાન

[ વિ. સં. ૧૫મા શતકનો ઉત્તરાર્ધ ]

ગૂજરાતી ભાષામાં જૂના કવિઓએ જૈનોએ અને જૈનેતરોએ કાવ્ય લખ્યાં છે. પણ એક મુસલમ કવિએ કાવ્ય લખ્યું હોય તે તદ્દન નવીન વસ્તુ છે. મીર અબ્દુર્રહમાન એક એવો કવિ-શાસ્ત્રીય દ્રષ્ટિએ જેને કવિ કહેવામાં જરા પણ સંશયને સ્થાન નથી તેવો ૧૫માં શતકના અંત ભાગમાં થઇ ગયો છે. એણે જો પોતા વિષે એ કાવ્યમાં માહિતી ન આપી હોત તો ભાગ્યેજ જાણી શકાત કે કવિ મુસ્લિમ છે. પ્રાકૃત અને અપભ્રંશના સ્વરૂપથી એ કવિ પુરતો વાકેફ હતો. તેના "સંદેશકરાસ"ના આરંભમાં તેમજ વચ્ચે વચ્ચે તેણે કેટલીયે ગાથાઓ પ્રાકૃત-મહારાષ્ટ્રી પ્રાકૃતમાં આપી છે. પોતા વિષેની હકીકત તે આરંભમાં પ્રાકૃતમાંજ આપી દે છે.

पचाएसि पहूओ पुव्व पसिद्धो य मिच्छदेसो वि ।

तह विसए संभूओ आरदो मीरसेणस्स ॥३॥

तह तणओ कुलि कमलो पाईयकव्वेसु गीयविसएसु ।

अदहमाण–पसिद्धो संदेहरासयं रइयं ॥४॥[1]

પશ્ચિમદેશમાંના મ્લેચ્છદેશમાં મીરસેન મીરહુસેનને ત્યાં અદહમાણ અબ્દુરેહમાન નામનો અવતરેલો, જે પ્રાકૃત કાવ્યોમાં નિપુણ હતો.

આ કવિ મોગાસામાંનો મીર રેહમાન હતો, એમ કહેવાનું આપણી પાસે સાધન નથી. ભરૂચ પાસેના એક નષ્ટ થયેલા ચૈમૂર નામના શહેરમાં પશ્ચિમ દેશમાંથી મુસ્લિમ વસાહતીઓ આવી વસેલા. તેઓ અહીંની સ્ત્રીઓ સાથે પરણેલા તેઓમાંના કોઇ "મીર હુસેન"નો આ કદાચ પુત્ર સંભવે, પણ એ આ પ્રદેશમાં વસેલો હતો અને તળપદી છતાં શ્રીધરે પ્રયોજી છે, તેવી પણ ભાષાથી સારી રીતે વાકેફ હતો એણે સાદી હેમયુગીન અપભ્રંશ ભાષામાં કાવ્ય લખ્યું છે; સાથે ચારણી-વ્યંજનોની બેવડાકનો પ્રયોગ મળે છે, તે નીચે આપેલાં અવતરણોથી સમજાશે.

"સંદેશ કરસ" એ એક દૂત કાવ્ય છે. એક વિરહિણી એક પથિકને પોતાના પ્રિયને મોકલવાનો સંદેશ આપે છે, કવિએ પથિકને દૂત તરીકે આપ્યો છે અપભ્રંશ ભાષાના યુગમાં આવી કવિતા એક મુસ્લિમ કવિને હાથે મળે છે, એ માન લેવા જેવી વસ્તુ છે. કવિએ શરૂઆતમાં પોતે પ્રયોજવા ચાહે છે, તે તે છંદના લક્ષણો આપ્યાં છે: એ એની પ્રાકૃતાદિ કાવ્યો-ગીતવિષયક-માં સિદ્ધહસ્તતા પુરવાર કરે છે એની કવિતાનો નમૂનો જોઇએ.

---

૧. શ્રી મધુસૂદન મોદીની નકલમાંથી.

तदनु किं कृतं तया तदाह ॥
गाहा तं निसुणेविणु रायमरालगई
चरणंगुद्दि धरति स-लज्जिर उल्लिहइ ।
तं पंथिउ कणयंगि वत्त बोलाविअउ
कह जाईसि हिव पहिय कह च तुह आइसउ ॥४२॥
तत्पृष्टः पथिकः प्राह ॥
णयर-णामु सामोरु सरोद हृदलनयणि
णायर-जण-संपुन्न हरिस-ससिहर-वयणि ।
धवल-तुंग-पायारिहिति-उरिहिं मंडियउ
ण हु दीसइ कुइ मुक्खु सयल जण पंडियउ ॥४३॥

*　　*　　*

कें आइन्नहि वंश-वीण काहल मुरउ
कह पय-वन्न-णिबद्धउ सम्मइगीय-रउ
आयन्निहि सु-समत्थ-पीणउन्नय-थणिहिं
चच्चहि चोअ करंतीअ वत्थ वि पट्टणिहिं ॥४६॥

કવિએ આ પછી વર્ણનમાં કેટલાયે સુંદર વનસ્પતિઓનાં નામ આપ્યાં છે, જે એની બહુશ્રુતતા પુરવાર કરે છે.

કવિ આ કાવ્ય "અવહટ્ટ"માં રચે છે, તે "અપભ્રષ્ટ=અપભ્રંશ" ભાષા છે; પણ વ્યંજનોનું દ્વિત્વ ઉપર ચલ્લિઉ, વગેરે શબ્દોમાં પ્રયુક્ત છે. તે છાંટ ચારણી ભાષાની છે, જે આપણે 'રણમલ્લ છંદ'માં જોઇ છે.

આ કવિના વિષયમાં બીજી કશી માહિતી મળતી નથી. તેમ એની બીજી કોઇ કૃતિપણ ઉપલબ્ધ નથી. તેણે આવા સંસ્કાર ક્યાં રહી મેળવ્યા એ વિશે આપણને જિજ્ઞાસા રહે એ સ્વાભાવિક છે આ કાવ્યની હાથપ્રત પાટણના જૈન ભંડારમાંથી મળેલી હોવાથી પ્રથમ ત્યાં એ સચવાઇ રહી છે; કદાચ કોઇ કારણે કવિ પાટણમાં આવી વસેલો હોય, જ્યાં હિંદુઓ-જૈનોના સંપર્કમાં રહી તેણે સંસ્કૃત-પ્રાકૃત અપભ્રંશ ભાષાનો અભ્યાસ કર્યો હોય।

૧. ચોથી ગૂજ. સા. પરિ.નો રીપોર્ટ.
૨. જૈન. ગૂર્જર કવિઓ ભા. ૧ લો.
　　શ્રી. મો. દ. દેશાઈ
૩. સંદેશ કરાસની નકલ (શ્રી મધુસૂદન ચિ. મોદીએ કરેલી)

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી, અમદાવાદના સંશોધન-વિભાગના પંડિત શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રીકૃત પુસ્તક કવિચરિત (ભા. ૧.) પૃષ્ઠ ૧૬ થી ૧૯.

# ઝકાતની હકીકત

લેખક : મૌલાના મુસ્લિમ

આજે બૉલશેવિઝમ, સોશિયાલીઝમ, કોમ્યુનિઝમ વગેરે અનેક વાદોને જગત સમક્ષ રજુ કરવામાં આવે છે. મૂડીવાદને જગત માટે ભયંકર આફત ગણી તેના વિનાશની કોશિશો કરવામાં આવે છે. મૂડીવાદની બરબાદીના નાદોથી દુન્યા ગુંજી ઉઠી છે. પરંતુ સાચું પૂછો તો આજથી લગભગ ચૌદસો વર્ષ પહેલાંની જ વાતને બીજા રૂપમાં જાહેર કરવામાં આવે છે, અને તે જ રૂહને બીજી રીતે સજીવન કરવામાં આવે છે જેને ઇસ્લામે પેદા કરી હતી. જો કે આજે સોશિયાલીઝમ અને બૉલશેવિઝમને મઝહબ અને અને ધર્મની વિરૂદ્ધતા કરનાર બતાવવામાં આવે છે અને મઝહબના શત્રુ તરીકે ઠેરવવામાં આવે છે. પરંતુ સત્ય બીના એ જ છે કે એ સઘળી માત્ર આર્થિક ચળવળો છે. અને જે હેતુને લઇ એ ચળવળો ઉભી થઈ છે. તે હેતુ મઝહબે ઇસ્લામની તાબેદારીમાં એથી ઘણી સરસ રીતે પાર પડી શકે છે. ઇસ્લામ સિવાય જગતમાં અન્ય કોઇ એવો ધર્મ નથી જેમાં એ ચળવળોના હેતુઓ પૈકી જગત માટે જેટલી લાભદાયિ બાબતો છે તેનું શિક્ષણ અને તેના ઉપર અમલ કરવાની તાકીદ મળી આવે તેથીજ ઘણું કરીને એ મતના લોકોને ધર્મના નામથી અણગમો ઉપજે છે. પરંતુ જો તેઓની ચળવળોના આગેવાનો એનો વિચાર ન કરે તો તેઓની હકમાં ગણાશે. અને તેઓને એમાં કાયમી સફળતા મેળવવી મુશ્કેલ થઈ પડશે કાંતો આખરે એનો અંત આવી જશે. કાંતો ઇસ્લામી શિક્ષણ અનુસારજ વર્તવું પડશે.

એ ચળવળો એક પક્ષની દૌલત અને બીજા પક્ષના ફાકાનો સવાલ છે અને તેથી કરી મૂડીવાદનો સદંતર નાશ કરી કોઇની પણ કંઇજ મિલ્કત બાકી ન રાખી સમાનતા કરવાની કોશિષ છે તેથી એના કારણે કુદરતી રીતે એવું ઝેરી વાતાવરણ ફેલાયું છે જે જગતને ઉથલ પાથલ કરવાનું આમંત્રણ આપી રહ્યું છે. મજુર પક્ષ અને મૂડીવાદીઓ વચ્ચે એવી ખેંચતાણ અને અદાવત ઉત્પન્ન થઈ ગઇ છે કે એક પક્ષ બીજાના લોહીનો તરસ્યો થતો જાય છે. અને દિવસે દિવસ કોકડું વધુને વધુ ગુંચવાતું જાય છે પરંતુ માનવ બુદ્ધિમાં એટલી શકિત નથી કે એનો તોડ કાઢી જગતમાં શાંતિ ફેલાવી દે.

હવે ઇસ્લામી કાનૂન જુઓ. ઇસ્લામી નિયમ કોઇ માનવીનો બનાવેલો નથી. બલ્કે તે માનવીઓના ઉત્પન્ન કર્તા ખુદાનો બનાવેલો છે. તેના સઘળા નિયમો ઇનસાની ફિતરત અને માનવ સ્વભાવને અનુસરતા છે. તેથીજ તે સંપૂર્ણ લાભદાયી છે. જે બાબત પણ ફિતરત વિરૂદ્ધ હોય તે પરિણામે હાનીકારક હોય છે તેથી ઇસ્લામ ફિતરત વિરૂદ્ધ શિક્ષણ આપતો નથી. બલ્કે તેને ખરા સિદ્ધાંતો પર લાવી મુકી વાસ્તવિક બનાવી દે છે. તો એજ પ્રમાણે વ્યકિતગતની મિલ્કતનો નકાર ફિતરત વિરૂદ્ધ છે તેથીજ એક બીજા પક્ષની રસાકસી ઉત્પન્ન થઇ છે એમ કહેવું કે મિલ્કતનું નામ ઉડાવ્યા વિના મૂડીવાદથી થતા નુકસાનો દૂર થઇ શકતાજ નથી. એ માત્ર ધોખોજ છે. બલ્કે મિલકીયતનો નકાર કરી તેને ઉડાવી દેવામાં જે લાભ મળી શકે છે તેથી પણ વધુ મિલકીયતની હદ બાંધી દેવાથી મળી શકે છે. અને એક બીજાની

વિરૂદ્ધના પેદા થવાનો લેશ માત્ર સંભવ પણ રહેતો નથી.

ઇસ્લામ જો કે વ્યક્તિગત મિલ્કતને કાયમ રાખે છે પરંતુ એવી રીતે કે મૂળ માલિક તેનો ખુદાપાક છે. અને જેના કબ્જામાં તે માલ છે તે ખુદાપાકના વકીલ તરીકે છે. એટલે તે ખુદાઇ હુકમ અનુસાર તેને ખર્ચ કરતો રહે. ગરીબો અને ભૂખ્યાઓની મદદ કરતો રહે. તે ઉપરાંત જે કાંઇ તેના કબ્જામાં બાકી રહે તેનાથી લાભ ઉઠાવવામાં પણ તે તદ્દન છૂટો નથી. માત્ર એટલુંજ કે અન્યો કરતા તે વધુ હકદાર છે એથી રસાઇમાંનું મૂળ ઉખડી જાય છે. અને એજ મસલેહતથી ઇસ્લામે મરનારની મિલ્કતના હકદાર તેના વારિસોને જ ઠેરવ્યા છે. પરંતુ તેમાં પણ મિલ્કત વાળાને એ અધિકાર નથી કે પોતાની મરજી મુજબ ચાહે તેને આપે. બલ્કે મરનારના વારિસો કોણુ કોણુ થશે અને દરેકને તે મરનારની મિલ્કતમાંથી કેટલું કેટલું મળશે તે પણ ખુદાપાકના તરફથીજ નિર્માણુ કરવામાં આવ્યુ છે એથી સ્પષ્ટ જણાય છે કે ઇસ્લામ મિલ્કીયત કાયમ રાખવા છતાં કોઇને એવા મૂડીવાદી બનવાની છૂટ આપતો નથી કે સંપૂર્ણ રીતે કબજો કરી અન્યો માટે હાનીકારક થાય.

હદીસ શરીફમાં હજરત સલઅમનું ફરમાન છે કે "એવો માણુસ ખરો મુસલમાન નથી જે પોતે પેટ ભરી લે અને તેનો પાડોશી ભૂખ્યો રહે." જુઓ અત્રે ઇસ્લામ કે ફેરક, સ્વધર્મી કે પરધર્મીનો કંઇજ ભેદભાવ રાખ્યો નથી. પ્રત્યેક પાડોશીની ભૂખ તરસ મટાડવાને માનવતાની એક ફર્ઝ ઠેરવી છે જેને પૂર્ણ કરવી દરેક ઇમાનદાર પર જરૂરી છે.

અમુક વ્યક્તિઓની મિલ્કતને સામાન્ય લોકો માટે લાભકારક બનાવવા ખાતર જ ઇસ્લામે માલ પર ઝકાત, સદકએ ફિત્ર, જમીનની પેદાવાર ઉપર ઉશર વગૈરહ ફર્ઝ કર્યું છે એ ઉપરાંત જ્યારે પણ ખાસ પક્ષ અને સામાન્ય લોકોના લાભ વચ્ચે અડચણ ઉભી થાય તો ઇસ્લામી નિયમ મુજબ સત્તાધિશોએ તેમાં દખલગીરી કરી તે પક્ષની મિલ્કતના લાભની વાજબી હદ બાંધી નુકસાનકારક બાબતનો અંત લાવવો ફર્ઝ છે, કે જેથી ખુદાની મખલુક શાંતિપૂર્વક જીવન ગાળી શકે

હવે વિચાર કરો કે કોઇની પાસે લાખોની મૂડી હોવી હાનીકારક નથી. તબાહ અને બરબાદ કરનારી બાબત તો એજ છે કે તે મૂડીને એવી રીતે દબાવી દેવામાં આવે કે તેની ના અથવા ઔલાદના સિવાય અન્ય કોઇને તેમાંથી લાભ ન થવા પામે તો તેને અટકાવવાની જરૂર છે.

કુર્આન મજીદમાં પોતાની મૂડીને એવી રીતે દબાવી રાખવાને "કનઝ" ફરમાવી તેને હરામ ઠેરવતાં ખુદાપાકે ફરમાવ્યું છે. "જેઓ સોના ચાંદીને એકઠી કરી રાખે છે અને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરતા નથી તેઓને દુઃખદાયક અઝાબની ખબર આપી દો. જે દિવસે કે આ સોના, ચાંદીને દોઝખની આગમાં તપાવવામાં આવશે ફરી તેના વડે તેઓની પેશાનીઓ પડખાંઓ અને પીઠો ડામવામાં આવશે (અને બતાવવામાં આવશે) આ તેજ છે જેને તમે પોતાનાજ માટે એકઠું કર્યુ હતું. તો જે કંઇ એકઠું કરતા હતા તેની મજા ચાખો."

બેશક જે કોઇ પોતાની પાસેની બચત મૂડી અથવા વહેપારના માલ વગૈરહની ઝકાત આપી દે તે આ અઝાબથી મુક્તિ મેળવે છે; પરંતુ ખુદાઇ દયા અને કૃપાની સામાન્યતા જુઓ કે ઇસ્લામમાં માલદારીની હદ માત્ર પરા તોલા ચાંદીજ રાખવામાં આવી છે એટલે જેની પાસે એક વર્ષથી એટલી ચાંદી કે ઘરેણું અથવા નાણું મૌજુદ હોય તે માલદાર ગણાઇ તેના

ઉપર ઝકાત લેવી હરામ અને ભીખ માંગવી એથી પણ સખત હરામ થઇ ગઈ છે. મુદ્દો એજ કે એક બાજુ આવી સ્થિતીનો માણસ એદી બની બેસી ન રહે અને બીજી બાજુ કોઈ પોતાની લાંબી મૂડીને દબાવી ન રાખે નહિ તો અમુક વર્ષો સુધી તેમાંથી ઝકાત આપતાં મૂડી ખલાસ થઇ જશે માટે બન્ને પક્ષ કામ ધંધો કરી પોતે પણ લાભ ઉઠાવે અને સામાન્ય લોકોને પણ ફાયદો પહોંચાવે. ગરીબોનો વધુથી વધુ ખિયાલ રાખી તન, મન, ધનથી તેઓની સહાય કરે. તેથીજ હઝરત સલ૦એ ફરમાવ્યું છે, "માલમાં ઝકાતના સિવાય બીજા પણ હક છે." વળી બીજી હદીસમાં છે. "લોકોમાં સૌથી બેહતર તેજ છે જે પબ્લીકને લાભ પહોંચાડે." સારાંશ કે ઇસ્લામે ઝકાત, ખૈરાત, કુરબાની વગૈરહના હુકમો આપી અયોગ્ય મૂડીવાદી બનવાથી અટકાવી ગરીબોની તકલીફ઼ દૂર કરવાનીજ તાકીદ કરી છે. જો ઇસ્લામના આ સોનેરી શિક્ષણ પર અમલ કરવામાં આવે તો પછી બોલશેવિઝમ વગૈરહ કોઇ પણ ચળવળની જગતને જરૂર રહેવા પામેજ નહિ. કદાચ જગતને ઇસ્લામ અને એના અનુપમ શિક્ષણ ઉપર શ્રદ્ધા ન હોય અને તેથી તેના ઉપર અમલ ન કરે તો ભલે, જગતને પડતું મૂકો. મુસ્લિમોને તો ખાસ એના ઉપર અમલ કરવાની ઘણીજ જરૂર છે. જો મુસ્લિમો એના ઉપર સંપૂર્ણ અમલ કરે, તો એક પણ મુસ્લિમ નાદારીની સ્થિતિમાં નજરે પડે નહિ. ખુદાપાક સૌને તૌફીક આપી બન્ને જહાનના લાભ મેળવવા ભાગ્યશાળી બનાવે.

# આપણી અધોગતિ અને ત્હેનો ઉપાય

: લેખક :
મુસ્તફાબાદી

વિનાશના વમળમાં ગોથાં ખાતી દરિદ્રતાના ગાઢ તિમિરમાં ઘેરાએલી આર્થિક દુર્દશાના તુફાન સમુદ્રનાં પ્રચંડ મોજાંઓમાં અથડાઇ, પછડાઇ ફુટ્ટુ ફુટ્ટુ નૌકા સમ અર્ધ મૃત સમી આપણી દુર્ભાગ્ય મુસ્લિમ કૌમને અવનતિના આરેથી શી રીતે બચાવી શકાય ? અને ઉન્નતિના ઉજ્જ્વળ શિખરની ઉંચી ટોચે શી રીતે પહોંચાડી શકાય ? એ પ્રશ્ન આજે માત્ર હિંદમાંજ નહિ પરંતુ ગુલામી ભોગવતા પ્રત્યેક ઇસ્લામી દેશો સમક્ષ એક અણઉકેલાયલા જટીલ કોયડા સમ પડેલો છે. કાળજીપૂર્વક વિચારણા અને બુદ્ધિપૂર્વક સરળ અને સુખદ ઉકેલ માંગી લે છે આ ગંભિર પ્રશ્ન ઉપર અનેક લેખકોએ દિર્ઘ દર્શકોએ સામાજીક અને રાજદ્વારી આગેવાનોએ ફીલસુફોએ અનુભવી અને પ્રખર અભ્યાસી મોજાંઓએ લાગણીવશ, સ્વતંત્રપણે કથન અને કલમ દ્વારા પ્રકાશ ફેંક્યો ભયની રાતી બત્તીઓ બતાવી છે, પ્રમાણના પથો બતાવ્યા છે અને બતાવતા જાય છે, પરંતુ કુંભકરણની અઘોર નિદ્રામાં પડેલી અમારી કમનસીબ કૌમ ક્યારે જાગી મુક્તિ માર્ગે વિચરસે એની કલ્પના સરખાએ કરવી નિર્થક સમજાય છે. અને વિશેષ કમનસીબી તો એ છે કે જેમ જેમ અમારા મુરબ્બીઓ અવનતિના અંધકારમાંથી ઉગારવા ઉપાયો દર્શાવે છે તેમ તેમ અમો વધુને વધુ વિનાશ તરફ ધસડાતા જઇએ છીએ. જો કે દરિદ્રતાનો પ્રશ્ન તો સામાન્ય રીતે પ્રત્યેક ગુલામ દેશમાં પ્રસરેલોજ છે, પરંતુ અમારા સિવાય બીજી કૌમો પાસે તો કાંઇને કાંઇ જીવન ગુજારવાનાં ઓછાં વત્તાં સાધનો છે. જ્યારે અમો મુસલમાનોમાં કારમા મૃત્યુને ભેટવા સિવાય નથી કોઇ આરો કે નથી કોઇ ઉપાય ! કોઈ કોઇ કૌમે વિદ્યા પ્રાપ્ત કરી તો કોઇએ સંગઠન, કોઇએ સત્તા હાથ કરી તો કોઇએ વ્યાપારી ક્ષેત્ર હાથ કર્યું ! માત્ર અમો હિંદના મુસલમાનોજ એવા દુર્ભાગી છીએ કે નતો અમારી પાસે વિદ્યા નતો સંપ, નતો સત્તા છે કે નથી તો વ્યપાર ? પ્રત્યેક દિશામાં અમો અમારી ભાઇબંધ કૌમોના મોહતાજ છીએ, અને તેમાંજ અમો મ્હોટાઇ સમજીએ છીએ. અમો અમારી બધી શક્તિયો શેતરંજ, દામ, તાશ, ગાનતાન, નાચ, નાટક, સીનેમા, કબુતરબાજી, પતંગબાજી અને એવાંજ અનેક અણ ઇચ્છવા યોગ્ય કામોમાં ખર્ચી રહ્યા છીએ, અને તેમાં ઉન્નતિ કરવી એને અમો ઉન્નતિની સાચી ચાવી સમજી બેઠા છીએ.

અન્ય કૌમોને આગળ વધેલી નિહાળી જ્યારે બાગ લુંટાઇ ગયો ત્યારે બુલબુલની મીઠી આલાપ સાંભળાયા. અમારા કેટલાક યુવાનોએ વિદ્યાના ઉપવનો તરફ પ્રમાણ કર્યું, કેટલાકોએ મહા મહેનતે કાંઇક ડીગ્રીયો પ્રાપ્ત કરી. પરંતુ તેઓની અંતિમ અભિલાષા તો સરકારી નોકરી કરવાની જ જણાઇ ! અને સાચું પુછો તો તે સિવાય તેઓ વિશેષ કરી પણ શું શકે ! કારણ કે આજની યુનિવર્સિટીઓને જો "ગુલામ પ્રોડ્યુસીંગ ફેક્ટરીયોની ઉપમા આપવામાં આવે તો તે અતિશયોક્તિ ભરેલું નજ ગણાશે ! આજે આપણે જોઇ રહ્યા છીએ કે પ્રતિવર્ષ હજારો યુવાનો ડીગ્રી લઇ નોકરી માટે દરબદર ભટકી રહ્યા છે. પરંતુ નતો તેઓનો કોઇ ભાવ પુછે છે નતો કોઇ ઇજ્જતની નિગાહે નિહાળે છે !

કારણ કે નોકરી અર્થાત ગુલામી આદરવા સિવાય ત્હેમનો બીજો હેતુ હોતોજ નથી તેઓના મગજમાં નિશદિન નોકરી કરવાનો સત્તાધિશ બનવાનો, શાંતિપૂર્વક પગાર પ્રાપ્ત કરવાનો અને અંતે પેનશન મેળવી આરામથી જીંદગી બસર કરવા સિવાય અન્ય વિચારો સ્ફુરતાજ નથી. મહેનત કરી, સ્વતંત્ર ધંધો કરવો એ આજકાલના કેળવાએલાઓ સમક્ષ હિણપત લગાડનાર વસ્તુ છે. હુન્નર ઉદ્યોગ અને ખેતી તેઓ માટે શ્રાપ સમાન મનાયાં છે. નતો તેઓ પોતના ઘરનું કાંઈ કરી શકે છે કે નતો બહારનું! કારણ કે ડીગ્રી મેળવી "બાબુજી" બનવાની લાયકાત પ્રાપ્ત કરી હોય ત્યાં તેમનાથી ટેબલ ખુરસીને તિલાંજલી અપાય જ કેમ? પરિણામ એ આવે છે કે તેને અને તેના કુટુંબને ભૂખમરાનો બોજો થાય છે અને અણમોલ જીવનો અકાળે બરબાદ થઇ જાય છે.

અગર આજે અમો અમારા કેળવાએલા વર્ગથી નોકરીનો મોહ ત્યાગી ન્હાની મુડીથી સ્વતંત્ર ધંધો કરવા સલાહ આપીશું તો આપણને સ્પષ્ટપણે પ્રત્યુત્તર મળશે કે, ત્રાજવા લઈ પાસેર અચ્છેર તોલવું, અગર ગજગજ ભરી સાંજ સુધી ગ્રાહકો સાથે માથાકુટ કરવી અને ખુશામદ કરવી એ અમારો ધંધો નથી અને અમને મુસલમાનોને શોભતો પણ નથી એ તો બક્કાલો અર્થાત વાણીઆઓનેજ શોભે!

સત્ય પૂછો તો અમો અમારા ભૂતકાળના ઉજ્જવળ ઇતિહાસ અને અમારી બહેતરી માટે પરવર દિગારે આલમે શી આજ્ઞા આપી તેનાથીજ તદન અજ્ઞાન છીએ, જ્યાં ખુદ અમારા રેહબર વારેસુલ અંબીયાજ અમારા સરદારે દો જહાનના અનુપમ "સ્વાશ્રયી" શિક્ષણથી કોરા હોય અને અમલથી કોસો દૂર જઇ પોતાનીજ રોટી પર દાવ એંચવાની જાળો બીછાવવામાં પડયા હોય ત્યાં આપણે પશ્ચિમની કેળવણીથી રંગાએલાઓને શું દોષ દઇ શકીએ?

અમારા હિંદુસ્તાનના દેવબંદ મુરાદાબાદ કાનપુર, રંદેર, દિલ્હી, અજમેર, સહરાનપુર વિગેરે મદ્રેસાઓમાંથી પ્રતિવર્ષ જે આલીમો દાસ્તારે ફઝીલત મેળવી બ્હાર પડે છે તેઓ પૈકીથી આપ બતાવી શકશો કે હદીસ શરીફના અક્ષરે અક્ષરનું રટન કરી મોહદ્દીસનો ગરિષ્ઠ લકબ ધારણ કરનારા કેટલા માનનીય મોલ્વીસાહેબે એ સ્વતંત્રપણે ધંધો શરૂ કર્યો છે? હું હિમ્મતપૂર્વક કહું છું કે આપ એક પણ બતાવવા ભાગ્યશાળી નહિ બનો!

અગર આપણે આપણા પૂર્વજો તરફ દ્રષ્ટિપાત કરીશું, આપણા ભૂતકાળના ઇતિહાસના પૃષ્ઠોમાં ડોકીયું કરીશું તો સ્હેજે જણાઇ આવશે કે અમારા વડીલોને ગુલામી તરફ સખ્ત નફરત હતી અને તેઓ જે કાંઈ સત્તા હાથ કરી શકયા તે વ્યાપારી ક્ષેત્રદ્વારાજ કરી શકયા. તેઓ વ્યાપારથીજ ઉન્નતિ સાધી શકયા અને વ્યાપારથીજ તેઓએ "પ્રાધાન્ય વસ્તુ" ગણી છે. ખુદ પરવર દિગારે આલમ પણ અમને એ આજ્ઞા આપે છે કે "યા અય્યોહલ લઝીના આમનુ લાતાકોલુ અમવાલકુમ બીલ બાતેલે ઇલ્લા અનતકુન તીજારતે અન તરાઝીન મીનકુમ" અર્થાત્—

"અય ઇમાનવાળાઓ, અંદર અંદર અયોગ્ય રીતે ન ખાઓ, પરંતુ વ્યાપાર રોજગાર અને ઉદ્યોગ કરી તમો ખાઇ શકો છો" વળી આગળ આજ્ઞા આપે છે. "અલ્લાહ તઆલાએ વ્યાપારને હલાલ અને વ્યાજને હરામ ફરમાવ્યું છે." આવાં તો અનેક ફરમાનો આપને કુરાને કરીમ અને હદીસ શરીફમાંથી મળી આવશે પ્રસ્તુતમાં હું આપને દાવાપૂર્વક કહીશ કે અગર આપ આખું એ કુરાન શરીફ અને એક એક હદીસ શરીફનું પુસ્તક જોઈ વળશો તો પણ આપને

ગુલામીને પ્રોત્સાહન અર્પતું કે ગુલામી ભાવના પોષતું એક પણ વાક્ય કે આજ્ઞા નહિજ મળી આવે! જ્યારે અમારા સરદારે દો જહાન, હાદીએ ઉમ્મત, રહબરે કામીલ (સ. અ. વ) એ તો ત્હેને અમલી સ્વરૂપ આપી અમારા માટે ઉત્તમ ઉદાહરણ રજુ કર્યું છે. આપે તો એ સ્પષ્ટપણે ફરમાવી દીધું છે કે રોજીના દસ હિસ્સામાં નવ હિસ્સા વ્યાપારમાં છે. વળી આગળ ચાલતાં વ્યાપારની શ્રેષ્ઠાઈ અને ઉત્તમતા બતાવતાં ત્યાં સુધી ફરમાવ્યું છે કે "અત્તાજેરો સીદ્દીકો મહસરો. યવમીલ કીયામા મઅસ્સીદ્દીકીન વશોહદા" અર્થાત્ "સત્યનિષ્ઠ વ્યાપારી ક્રિયામતને દિવસે સાચાઓ (સીદ્દીકો) અને શોહદાઓ સાથે ઉઠશે" વળી બીજી એક જગ્યાએ આપ ફરમાવે છે કે "જે મણુસ દુનિયામાં જાયઝ રસ્તે, પરહેઝગારી પૂર્વક કમાણી કરી પોતાના કુટુંબ કે બાલ બચ્ચાંનું ભરણ પોષણ કરે છે, પાડોશીઓને આભાર રહિત મદદ કરે છે તે અલ્લાહ તઆલાને એવી સ્થિતિમાં મળશે કે ત્હેનો ચ્હેરો પુર્ણિમાના તેજસ્વિ ચંદ્ર સમ ચમકતો હશે" સૈયદના ફારૂકે આઝમ (રદી. અ.) મુસલમાનોને આજ્ઞા આપે છે કે હે મુસલમાનો! તમારામાંથી કોઈપણ માણસ જીવન નિર્વાહનું સાધન પ્રાપ્ત કરવા સિવાય અને કમાવા સિવાય નવરો ન બેસી રહે. કેમકે સોનું, ચાંદી અને દવલત કંઇ આસમાનમાંથી નથી વરસતાં! અમો અમારા પેશ્વાઓના ફરમાનોને આજે વિસારી બેઠા છીએ જ્યારે દુનિયાની બીજી કવમોએ ત્હેને ગ્રહણ કરી આ જગતને સ્વર્ગમાં ફેરવી નાંખી અમારા બુઝુર્ગોના કથનનું અક્ષરશઃ પાલન કરી સુખ ચયન અને આરામથી પોતાની ઝીંદગી આપણને ઇર્ષા આવે એવી રીતે બસર કરી રહી છે. હિંદુસ્તાનને છોડી તમે અગર બીજા દેશો તરફ જોશો તો તમને ભાગ્યેજ કોઇ સ્ત્રી યા પુરૂષ કામ વગરનો આપણી માફક બેઠેલો કે ફરતો માલમ પડશે. કામ ધંધો એ તેમના જીવનનો મુખ્ય ખોરાક છે અને તેમાં જ તેઓ રચ્યાપચ્યા રહી કુદરતે બક્ષેલી અનુપમ શક્તિઓનો સદુપયોગ કરવામાં માનવતા માને છે. હઝરત ઇબ્ને મસઉદ (રદી. અ) નું કથન છે કે "મને તે માણસનું મ્હોં સરખુંએ જોવા નથી ગમતું કે જે દિન અને દુનિયાથી દૂર જઇ બેઠેલો હોય." એક દિવસ મ્હેં સૈયદના ઉમર (રદી અ.) ને કહેતાં સાંભળ્યા છે કે તે સ્થળ કરતાં મ્હને બીજું કોઇ સ્થળ પ્રિય નથી લાગતું કે "જ્યાં લેણદેણ થતું હોય અને હું મારા કુટુંબ પરિવાર માટે કંઇ ખરીદી રહ્યો હોઉં અને ત્યાં જ મ્હને ઇઝરાઇલ (અ. સ) નું આમંત્રણ મળે" આપના કહેવાનું ખાસ તાત્પર્ય એ હતું કે હલાલ રીતે રોજી કમાવી એ દીનનો એક અંશ છે, અને આપના પ્રત્યેક કાર્યો અને આજ્ઞાઓ માત્ર ખુદાવંદે આલમને રાજી કરવા પુરતાં અને અનુસરીને જ હતાં.

આજે આપણે અજ્ઞાન મુસલમાનોને પોતાના વ્હાલા ધર્મ ઉપર મરવાનું પસંદ કરવાનું કહેતાં સાંભળીએ છીએ. તેવા અમારા ભાઇઓએ ઝલીલુલ કદર ખલીફાની આ વાણી અને વર્તન ઉપર લક્ષ્ય આપવું ઘટે છે. આપણે એ ખાસ સ્હમજવું ઝરૂરી બલ્કે ફરજીયાત છે કે અમારી દુન્યવી શક્તિમાં જ ધાર્મિક શક્તિનો ગુપ્ત ભેદ સમાએલો છે. અમારે એ ખૂબ ખૂબ યાદ રાખવું જોઇએ કે અગર અમે દુન્યવી કારોબારમાં શક્તિશાળી હોઇશું તોજ અમો ધાર્મિક શક્તિ પણ ટકાવી શકીશું. શું તમે એ સુન્હેરી શીખ નથી સંભળી કે "મોહતાજી એ અરધું કુફ્ર છે!" અને મોહતાજી કામ ધંધો છોડી દેવાથી દુન્નર ઉદ્યોગ વેપાર રોજગાર અને મહેનત પ્રત્યે દુર્લક્ષ્ય રાખવાથી જ વધુમાંગી આવે છે. આથી સિદ્ધ થાય છે કે કામધંધો તજવો, વેપાર, રોજગાર અને કમાણી કરવા તરફ દુર્લક્ષ્ય રાખવું એ અરધું કુફ્ર છે. વળી એતો

દીવાની જ્યોત સમ સ્પષ્ટ છે કે ધોએલાં સ્વચ્છ અને સારાં કપડાંની ગયર હાજરીમાં, ભૂખે પેટે અને જીવનની જરૂરીઆતોની માંગ, તમને વિશુદ્ધ હૃદયે નમાઝ પણ પઢવા નહિ દે. નાણાં વગર નતો તમે હજ અદા કરી શકો છો કે નતો ઝકાત, સદકો કે કુરબાની આપી શકો છો. નતો તમારા કુટુંબને આખરૂમય પોષી શકો છો કે નતો માનવ તરીકેની ફરજો અદા કરી શકો છો. ટુંકમાં માલો દવલત, એ આ દુનિયામાં એક સાચો સંસ્કારકાર. મદદગાર, માર્ગદર્શક અને પરમમિત્ર છે.

અમારા કેટલાક કહેવાતા અક્કલવાળાઓને એમ કહેતાં સાંભળ્યા છે કે "ધર્મપ્રેમીઓ માટે માલો દવલત અને વિશ્વનાં રાચ રચિલાં અને વૈભવની વસ્તુઓથી બચવું જરૂરી છે. કારણ કે એ મુરદાર અને મલઉન છે." અને એનુંજ નામ દુનિયા છે. મવલાના રૂમ (ર. અ) આ બાબતનો ભાંડો ફોડતાં દુનિયા શું છે અને દુનિયા કોને કહી શકાય તે પોતાની વિશ્વપ્રિય કૃતિ મનસ્વીમાં સ્પષ્ટપણે વર્ણવે છે.

"માલો, દવલત, સોનું ચાંદી, બાલબચ્ચાં અને વૈભવ વિલાસની વસ્તુઓ એનું નામ દુનિયા નથી પણ જે વસ્તુ યાદે ખુદાથી ગાફેલ રાખે અને ફરજો અદા કરતાં રોકે તેનું નામજ દુનિયા છે. આપણે એટલું ચોકકસ યાદ રાખવું જોઇએ કે અગર અમારા કહેવાતા અક્કલ-વાળાઓના કથનાનુસાર દુનિયાથી બચવું, દુન્યવી કારોબારમાં મશગુલ રહેવાથી દૂર રહેવું અમારા માટે જરૂરી છે. તો નઉઝો બીલ્લાહ શું પરવર દિગારે આલમે, હાદીએ દોજહાને ખલીફાએકુલ મુસ્લેમીને અને સહાબાએ કીરામે (રીદવાનુલ્લાહે અલયહીમ અજમઇન) જે આજ્ઞા અને આદેશ આપ્યો છે તે ખોટો હતો ? નહિ, હરગીઝ નહિ. પરંતુ સત્ય રીતે અમારો એ ઝંખાઇનસુંઆર ઑર્મીદાજ ધર્મના નેજસ્વી પ્રકાશને ત્યજી આગીયાના પ્રકાશને આફતાબનો પ્રકાશ સમજી બેઠા છે ! બાકી ઇસ્લામે તો અમને દીન અને દુનિયા બંન્ને પ્રાપ્ત કરવાનું શિક્ષણ આપ્યું છે. પરવરદિગારે અને સરકારે દો જહાને જ્યારે જ્યારે પણ ધાર્મિક આજ્ઞા આપી છે ત્યારે તેની સાથેજ મુસલમાનોની ઉન્નતિ અને મુક્તિ અર્થે દેશાટન, વેપાર રોજગાર અને રાજ્ય કરવાનું પણ શિક્ષણ આપ્યું છે. હઝરત દાઉદ અલયહીસ્સલામનું વર્ણન કરતાં પરવરદિગાર ઇરશાદ ફરમાવે છે કે 'અમોએ દાઉદના હાથોમાં લોખંડને મિણ બનાવી દીધું હતું અને લોખંડના કારોબારમાં અનેક ગુણો (અને રહસ્ય) સમાએલા છે.' આજે અમો પ્રત્યક્ષ અનુભવી રહ્યા છીએ કે આજે લોખંડનાજ પ્રતાપે સત્તાઓ પોતાની સત્તા ટકાવી રહી છે અને વધારી રહી છે. કારણ કે લોખંડથીજ. રેલ્વે, પુલો, એંજીનો, વહાણો, વિમાનો, ટેંકો, સબમરીનો, ક્રુઝરો, કીલ્લાઓ, બંદુકો, તોપો, અને દારૂગોળો બનાવી શકાય છે અને આજે અમો એ પણ અનુભવી રહ્યા છીએ કે ગઇ કાલનું કમઝોર-અર્ધસ્વતંત્ર જર્મની લોખંડનાજ પ્રતાપે શક્તિશાળી સલ્તનતોનો ભુક્કો કરી. વિશ્વની અનેક શક્તિશાળી કહેવાતી અને મનાતી મહાન બ્રિટિશ સલ્તનતના સામે મુકાબલો કરી રહ્યું છે.

આજના ચાલુ દારૂણ યુદ્ધ પ્રત્યે આપણે ઉંડાણથી વિચાર કરીશું તો જણાઇ આવશે કે આજનું યુદ્ધ એ મ્હોટે ભાગે વ્યાપારી ક્ષેત્ર હસ્તગત કરવા અને જીવનની જરૂરીયાતો પુરી પાડવા અર્થેજ ખેલાઇ રહ્યું છે. વિશ્વમાં ગણાતા ધનિક દેશોમાં અમેરિકા, ઇંગ્લંડ, જાપાન અને જર્મની એ હુન્નર ઉદ્યોગ અને વ્યાપાર રોજગારથીજ એ સ્થાન પ્રાપ્ત કર્યું છે. કુરાને કરીમ અને અહાદીસે નબવીમાં સ્થળે સ્થળે ફરમાવેલી આજ્ઞાનુસાર વર્તી અમારા

પૂર્વજોએ સલ્તનતો સ્થાપવા સાથે વૈભવ વિલાસ સુખ શાંતિ અને અમનોઅમન અનુભવ્યાં. જ્યારે અમોએ સજી દેવાથી મોહતાજી, મુફલસી, દરિદ્રતા, પરાધિનતા અને તંગદસ્તીને આમંત્રણ આપ્યું. કુરાને કરીમના શિક્ષણને અનુસરીને જ અમારા પૂર્વજોએ કોઈ પણ વસ્તુ પ્રત્યે દુર્લક્ષ્ય આપ્યું નથી. તે છતાં તેઓ આત્મિક રિતે ગવસ અને કુતુબ. આધ્યાત્મિકમાં અવલીયા અલ્લાહ, વર્તનમાં ફરિશ્તાઓ કરતાં પણ એક ડગલું આગળ અને વિશ્વના વ્યવહારમાં કરોડો પતિ અને સલ્તનતોના માલિક બની ગયા. તેઓ પોતાના પ્રિય ધર્મના ચુસ્તપણે પાલન કરીનેજ જમીન અને જળ માર્ગે જે વેપાર ખેડયો છે તેના જ્વલંત પુરાવાઓથી ઇસ્લામોનો પ્રતિહાસ ભારચક અને અમારા માટે માર્ગદર્શક રૂપ છે. પશ્ચિમ બસરાથી લઈ નૌર્વે સુધી, પૂર્વમાં મલ્બાર, સુમાત્રા જાવા, ચીન અને જાપાન સુધીના સમુદ્રોમાં તેઓનાં જ વ્યપારી વહાણો દ્રષ્ટિગોચર થતાં હતાં. જમીન ઉપર પણ વ્યાપારી વસ્તુઓથી લદાએલાં ઊંટાની હારોનીહારો જ્યાં ને ત્યાં જોવામાં આવતી, રાજ્યના કારોબારમાં ખેતીવાડીમાં, હુન્નર ઉદ્યોગમાં અને શોધખોળમા તેઓની પુરેપુરી દખલ હતી. બલ્કે તેઓ ઉપર તેમનો સંપૂર્ણ કાબુ હતો. તેઓ જ કુરાને કરીમના આદેશને અમલમાં મુકનાર સાચા મુસલમાનો હતા અને તેથી જ પરવર દિગારે પોતાના પવિત્ર વાયદાનુસાર તેઓને શાહેનશાહન, માલો, દવલત, શક્તિ અને વૈભવ વિલાસમાં સર્વ સાધનો અર્પ્યાં.

અમારા કેટલાક વાએઝીના તો જ્યારે જ્યારે પણ સહાબાએ કરીમ (રદી૦અ) નું વર્ણન કરે છે ત્યારે દર્દપૂર્ણ તેઓની મોહતાજી, મુફલીસી અને દરિદ્રતાની લાંબીચોડી હકીકતો રજુ કરે છે! પરંતુ એ હકીકતો તો સત્યરિતે તે પરદેશી સહાબાઓની છે કે જેઓ ઇસ્લામની જ્યોતિ ઉપર પરવાના બની અહલે વતનને તિલાંજલી આપી બાગે ઇસ્લામના અનોખા ગુલઉપર મરી, ફીટવાને મસરબમાં આવી વસ્યા હતા. બાકી સીરતે સહાબા અને ઇસ્લામિયોનો પ્રતિહાસ આપણે તપાસીશું તો જણાઈ આવશે કે હઝરત અબુબકર સીદ્દીક, હઝરત ઉસ્માન ગની, હઝરત અબ્દુર્રહમાન બિન અવફ, હઝરત તલ્હા, હઝરત મહમદ બિન અવફ, હઝરત મહમદ બિન શીરીન, હઝરત મયમુન બીન મેહરાન (રદીઅલ્લાહો અનહુમ) સમ અનેક સહાબાઓ એવા પણ હસ્તીમાં હતા કે જેઓ મહેલોના માલીકો હતા, નવીન નવીન ભાતની સ્વાદિષ્ટ વાનીયોના આરોગનારા હતા, અમીરોના અમીરો હતા, ધન દવલત તેઓને ત્યાં પાવડે એકઠી થતી હતી, કરોડોનો વ્યાપાર કરનારે હતા દુનિયા તેઓની દાસી બની ચૂકી હતી અને તે સાથેજ જગતની ખુશનસીબ બશારત પણ મેળવી ચૂકયા હતા. હઝરત કિબ્લા શયખુલ મશાયખ સૈયદના શયખ શહાબુદ્દીન સોહરવર્દી (રદી. અ) તે બુઝુર્ગ હસ્તીયોમાંથી છે કે જેઓની કુતુબીયત આફતાબ સમ પ્રકાશિત છે. આપ અલ્લાહના પ્યારા મકબુલ બંદા હોવા સાથેજ મહાન વ્યાપારી પણ હતા આપના વૈભવની એ હાલત હતી કે આપના તબેલામાં ઘોડાઓ સોના ચાંદીના ખીલે બંધાતા હતા. આપના ઢોરોનાં શીંગડાં સોનાથી મઢેલાં હતાં અને ગળામાં સોનાની સાંકળો હતી. આવી માલદારી અને ઠાઠમાઠ હોવા સાથેજ આપ સોહરવર્દીયાહ સિલસિલાના બાની હતા. મઝહબ પોતાના આત્મા કરતાં અધિકતર પ્યારો હતો અને દુનિયા તેમની દાસી બની ચુકી હતી.

હઝરત અબ્દુર્રહમાન બીન અવફ એક ઝલીલુલકદર માન પામી ચુકેલા સહાબી હોવા સાથેજ કરોડોનો દેશપરદેશનો વ્યાપાર ખેડતા અને અઢળક ધનના ભંડારી હતા. તબકાતે

ઇબ્ને સઅદમાં લખ્યું છે કે "આપના જીવન દિપક બુઝાયા બાદ જ્યારે આપની મિલ્કતનો વારસો વ્હેંચાયો તો સોના ચાંદીની ઈંટોના કુહાડાઓથી કટકા કરી ભાગો વ્હેંચવામાં આવ્યા. આપને ચાર પત્નિઓ હતી. અને ઇસ્લામી શરીઅત અનુસાર તેમના દરેકના હિસ્સામાં માલમતા ઉપરાંત એક એક લાખ લાખ અશરફી રોકડી આવી. આપ સખાવતમાં પણ ખુલ્લા હૃદયે કામ લેનાર હતા. એક વખતે આપે ઝમીનનો ટુકડો હઝરત ઉસ્માન ગની રદી અ)ને ચાલીસ હઝાર દીરહમે વેચ્યો અને તે રકમ મળતાંજ ત્યાંને ત્યાંજ ગરીબ મુસ્લિમોમાં છુટા હાથે વહેંચી દીધી! આ બધી ખુબીયો માત્ર વ્યાપારના કારણેજ હતી એક તરફ આપ અલ્લાહ અને અલ્લાહના રસુલની આજ્ઞાઓ અને સુન્નતે રસુલ પર ડગલે અને પગલે અમલ કરતા હતા અને બીજી બાજુ વ્યાપાર ખેડી માલદારીને શોભાવી રહ્યા હતા.

હઝરત તલ્હા (રદી. અ) વૈભવ ભોગવવામાં હઝરતરત અબ્દુર્રહમાન બિન અવફ (રદી. અ)થી પણ એક ડગલું આગળ વધ્યા હતા આપે આપની માલીકીનો ટુકડો જમીન એક લાખ રૂપીયામાં વેચ્યો અને હજી રાત્રિનો અંધકાર તો ગયો નહતો કે આપે તે એક લાખ રોકડા રૂપીયા ગરીબ મુસ્લિમોને સુપ્રદ કરી દીધા. આપની આવક પણ મ્હોટા પ્રમાણમાં હતી. માત્ર ઇરાક અને સુરાને હર્ફના બે પરગણાએ થી ખેતીની જ માસીક આવક સાત લાખ રૂપીયાની હતી. આ સિવાય પણ આપનો ધમધોકાર વ્યાપાર ચાલુ હતો. જ્યારે આ ફાની જહાનથી કૂચ કરી ગયા ત્યારે રોકડ બે લાખ અશરફીયો અને બાવીસ લાખ દીરહમ ઉપરાંત કરોડોની સ્થાવર જંગમ મિલ્કત પોતાના વારસોના ઉપભોગ માટે મૂકી ગયા હતા. આપના વાલિદ હઝરત ઝુબેયર (રદી. અ.) આપના માટે ત્રણ કરોડ બાવન લાખનો વારસો મુકી ગયા હતા. ધીકતો ધંધો, અઢળક ધન. અને સુખ સંપતિનાં સાધનોની હાજરીમાં પણ એક ક્ષણ માત્રને માટે પણ આપ અલ્લાહની પવિત્ર યાદથી ગાફિલ નથી રહ્યા અને આખીને આખી રાત્રીઓ ઝીક્રે ઇલાહીમાં ગુજારતા હતા.

આજના દિનના મુસ્લિમોની હાલત કાંઇ ઔરજ નિરાળી છે! નથી સમજ પડતી કે તેમ થવાનું કારણ શું? આગળ વર્ણવવામાં આવ્યું તેમ અમારા શિક્ષિત વર્ગનું ધ્યાનજ "બાબુજી" બનવા તરફ રોકાએલું રહે છે. મારા નમ્ર અભિપ્રાય અનુસાર અગર મનેકુલ. મૌત માત્ર બાબુજીઓની એક પછી એક ત્વરીત વેગે ખબર લેવા માંડે તોજ અમારા યુવાનોની એ અભિલાષા પરિપૂર્ણ થઇ શકે છે! નહિ તો અત્યારે તો તેમની દશા ધોબીના કૂતરા જેવી કરૂણાજનકજ છે. અમારી આજે એ મનોદશા છે કે અગર અમો ગમે તેવો ધંધો કરતા હોય પરંતુ ખુદા નખ્વાસ્તા અગર અમને અચાનક કોઇ વારસો કે સારી જેવી રકમ મળી જાય તો અમો તેમાં કેમ વૃદ્ધિ થાય તેની લેશ માત્ર પણ કાળજી કે ફિકર ચિંતા કરતા નથી માત્ર ફીકરચિંતા એટલીજ રહે છે કે તે જલ્દી વળે કેમ માપી જાય? સમયના પ્રવાહ સાથે અમારા હાથમાં આવી પડેલી થોડી ઘણી દોલત ખલાસ થાય છે. અમોએ દોલત મળતાંજ ધંધારોજગારને કે જાતમહેનતને તિલાંજલી આપી દીધ અને મળેલા ધન દોલતને પણ અયશઅસરતમાં ગુમાવ્યું એટલે અમો પુનઃ મોટી રકમ હાથ આવે એવી શકિન બજારની કોશિશો અને પ્રયત્નોમાં રચ્યા પચ્યા રહીએ છીએ. અમારા હાથ પુનઃ દૌલત આવતી પણ નથી અને અમોને હવાઈ કિલ્લાઓ ચણવામાંથી ફુરસદ મળતી પણ નથી. પરિણામે અમારી પાસે જે કંઇ માલ અસ્બાબ હોય છે, માલમિલકત હોય છે, તે જ્યાંસુધી પુરેપુરી રિતે બીજાના કબ્ઝામાં

ન જાય ત્યાંસુધી અમને ચૈન પડતું નથી. અને જ્યારે અમો ચારે તરફથી ખાલી થઇએ છીએ ત્યારે માથે હાથ દઈ પોક મુકી રડીએ છીએ. .અને કેટલાક સંજોગોમાંતો આત્મહત્યા કરવા તરફ પ્રેરાઇ

મારા નવયુવાન મિત્રોને મારી સલાહ છે કે તેઓ મુંબાઈ, કલકત્તા, દીલ્હી, કાનપુર અને અલ્હાબાદની ભવ્ય ઈમારતો અને કરોડોનો વ્યાપાર કરતી પેઢીયો ને ન જુએ પરંતુ વાસણો, ચણા, મમરા, કટપીસ, અગરબત્તી, રમકડાં અને રોજની જરૂરીઆતની વસ્તુઓ વેચતા અને કમાણી કરી પ્રગતિને પંથે વિચરી રહેલા ફેરીઆઓ તરફ જુએ. એ ચોક્કસ યાદ રાખશો કે હિમ્મત, ખંત અને નીતિપૂર્વક ધંધો કરનાર આજનો ફેરીયો પાંચ યા દસ વર્ષે હજારોનો વ્યાપાર ખેડતો જોવામાં આવશે અને શેઠ કહેવાશે. તમને કદાચ આ અતિશયોક્તિ ભરેલું લાગતું હશે પરંતુ જાત મહેનત, ખંત અને પ્રમાણિકપણે, નાનેથી ધંધો કરનાર અલ્લાહના ફઝલથી થોડા જ વર્ષોના પરિણામમાં લાખોપતિ બની ગયા છે અને લાખોનો ધંધો કરે છે. પોતે આરામથી જીવે છે અને સહાય કરી અનેકને જીવાડે છે. મારી પોતાની હકીકત નથી કહેતો કેમકે કદાચ તે આપવડાઇ ગણાશે પરંતુ સુરતમા ચોકબજારમાં નુરમહમદ ફાજલભાઇને નામે ધંધો કરનાર પેઢીથી તો સમસ્ત ગુજરાત સારી રિત્યે પરિચિત જ છે. અગર જો હું ભૂલતો ન હોઉં તો એ જ પેઢીના મૂળસ્થાપક સને ૧૯૧૩-૧૪ માં અમારા ટંકારીઆમાં કટપીસની ફેરીઆઇ કરતા હતા. પોટલા લઇ ગામડે ગામડે ફરતા હતા; પરંતુ તેમના ખંતે જાતમહેનતે અને પ્રમાણિકપણાએ આજે તેમને લક્ષાધિપતિ અથવા લાખોનો વ્યાપાર ખેડતા બનાવી દીધા. ભરૂચના શેઠ હાજી મહમદભાઇ સુલેમાન એન્ડ સન્સના નામથી ધંધો કરનાર પેઢીના માલીક કારિઆવાડથી કંટાળી જીવન નિર્વાહનાં સાધનો પ્રાપ્ત કરવા દહેજ આવી વસ્યા. ત્યાં બરાબર ગુજારો ન થઈ શકવાથી અથવા મહાત્વાકાંક્ષા પૂર્ણ ન થવાથી શહેર ભરૂચમાં આવી કાપડનો ધંધો શરૂ કર્યો. અલ્લાહના ફઝલથી આજે તેમની એક આલીશાન હોલસેલ કાપડની દુકાન અને ચાર શાખાઓ મહમદઅલી રોડ ઉપર ધમધોકાર વ્યાપાર ખેડી રહી છે. લગભગ આખાએ સુરત જીલ્લાને કરોડાધિપતિ બનાવનાર રંગુનની સંસ્થા "સુરતી બડા બઝાર"થી તમો અપરિચિત નહિજ હશો. શરૂઆતમાં ત્હેના સંચાલકોએ ૨૫ રૂા. ની કિંમતના શેરો કાઢી એક સંસ્થા ચાલુ કરી. જેમ જેમ કુંપની નફો મેળવતી ગઈ તેમ તેમ કંપનીએ ક્રમેક્રમે પૂર્વક પોતાનું કામ આગળ ધપવ્યું અને આજે તે નજીવી કીંમતના શેરોની કિંમત ત્રણ સાડાત્રણ હજાર સુધી પહોંચી છે. એ ખંત, જાત મહેનત અને પ્રમાણિકપણે ધંધો કરવાનુંજ શુભ પરિણામ છે.

ભલે તમારી પાસે થોડી-નજીવી પૂંજી હોય પરંતુ જો તમે ભણેલા હોય અને માલદાર થવાની અભિલાષા ધરાવતા હોય તો ખોટા તરંગી હવાઇ કિલ્લાઓને ભષ્મિભૂત કરી આજથી કોઇ પણ ધંધાની શુભ શરૂઆત કરો. જેમ જેમ તમને નફો મળતો જશે તેમ તેમ તમારી બુદ્ધિ અને હિમ્મત વધતી જશે. નાઉમ્મેદી અને નામુરાદીને એક ક્ષણ માત્ર માટે પણ મગજમાં ઘુસવા ન દેશો અને પછી જુઓ કે તમારી જાત મહેનત, ખંત અને વિદ્યા, તમારી નજીવી પૂંજીને અઢળક ધનમાં ફેરવી આપે છે કે નહિ! કારણ ખુદાપાક કોઇપણ ઇન્સાનની મહેનત અગર તે ન્યાય અને નીતિપૂર્ણ હોય તો એળે જવા દેતો નથી અને ત્હેના કોઇપણ બંદાને તે નામુરાદ રાખતો નથી.

ખુદા તેના હબીબે પાક (સલ.)ના વસીલાથી અમો નવયુવાન મુસ્લિમોને હિમ્મત, તવફીક અને નેક સમજ અર્પે આમીન.

# રમઝાન અને મુસલમાનો

લેખક : હાફિઝ ગુલામ હુસેન "ઉદ્દફૂત" (બરઓધન)

અલ્લાહની રહમતો, બરકતો અને બક્ષીસોથી ભરપુર રમઝાનનો પવિત્ર માસ આવી પહોંચ્યો છે. આખા વરસના શારીરિક અને આત્મિક રોગોનો ઉપાય કરવાની કેવી સુંદર તક અને કેટલો અનુકૂળ સમય? એ પણ ખુદાની મહેરબાની છે કે તે ગુનેહગાર બંદાઓને પાપોની ગંદકીથી પાક થવાની તક આપે છે.

રમઝાન જાણે એક રહમતનો સમુદ્ર કેમ ન હોય. એ બધાં પાપો, બદીઓ અને આત્મિક ગંદકીઓને ધોઇ ધોઇ તદન સ્વચ્છ કરી દે છે રમઝાન બેસતાંજ વાતાવરણમાં બધેબધ રહમતજ રહમત પ્રસરી જાય છે. એના રાત્રી દિવસ કેટલા રળિઆમણા અને એની પળેપળ કેવી નૂરાની હોય છે! હદીસ શરીફમાં આવ્યું છે કે રમઝાન શરૂ થતાંજ જન્નતના દ્વારો ઉઘાડી દેવામાં આવે છે. અને દોઝખના દરવાઝા બંધ કરી દેવામાં આવે છે. વળી શેતાનને કપદ કરવામાં આવે છે. એક બીજી હદીસમાં આવ્યુ છે કે રમઝાનની રાત્રે એક મુનાદી નિદા આપે છે કે હે નેકી કરનાર! આગળ વધ. અને હે બદી ચાહનાર! પાછળ હટ. ત્યારે કેટલા ભાગ્યશાળી છે લોકો કે જેઓ તક સઘી રમઝાનની બરકતોનો લ્હાવો લુંટી અલ્લાહની રહમત અને બક્ષિસના પાત્ર ઠરે છે. જેઓ રમઝાનના રાત્રી દિવસને નમાઝ, રોઝા, ઝકાત, ખયરાત, તસબીહ તિલાવત વિગેરેનાં સંગધિત ફૂલોથી શણગારે છે. જેઓ એ પવિત્ર માસમાં નાફરમાનીઓ, બદીઓ અને દરેક પાપી કૃત્યોથી સદંતર વેગળા રહે છે.

અને કેટલા બદનસીબ છે તે લોકો કે જેઓ દરેક પ્રકારના રોગી હોવા છતાં આ પવિત્ર માસની કદર નહી કરતાં પોતાના રોગનો ઉપચાર અને દર્દની દવા મેળવવાનું જેઓને ભાન નથી, જેઓ ગફલતની નિંદ્રામાં ચૂર છે. જેઓના દિલોમાં રમઝાન માસની કાંઇપણ અગત્યતા કે અદબ નથી. જેઓ રમઝાનના તેજસ્વી દિવસો માંય સીગારેટ-બીડીના ધૂમાડા ઉડાવતા અને પાનની પીચકારીઓ મારતા ફરે છે. વળી લાજ પરદાના ઓથા હેઠળ પોતાના પેટમાં જહન્નમના અંગારા હોમે છે. કેટલાકો એવા પણ છે કે રોઝા પણ રાખે છે અને સાથે સાથે ગુન્હાના કામોથી પણ બાઝ નથી આવતા! અલ્લાહની યાદ અને તિલાવતના બદલે ગાળ, ગીબત, ઇર્ષા, તોહમત અને લડાઈ ટંટામાં આખો દિવસ વિતાડે છે, અને રાત્રે મસ્જીદમાં તરાવીહ પઢવાને બદલે સીનેમા થીએટરો અને ગાનતાનમાં પરોવાયલા રહે છે; પરંતુ તેઓએ યાદ રાખવું જોઈએ કે આખો દિવસ ભૂખ્યા રહેવાનું નામ રોઝો નથી બલ્કે રોઝામાં દરેક અવયવનો પણ રોઝો હોવો અત્યંત જરૂરી છે. જીભને ગાળ, ગીબત, ચુગલી, તોહમત વિના શબ્દો ઉચ્ચારથી કાબુમાં રાખે, આંખને નાચરંગ સીનેમા થીએટર અને પારકી સ્ત્રીને જોવાથી બચાવે. કાનને ગાનતાન ગીબત, ચુગલી વિ. ના સાંભળવાથી રોકે. મતલબ કે શરીઅત વિરૂદ્ધના દરેક કામોથી પોતાના દરેક અવયવને બચાવી રાખવો એ ઘણું જરૂરી છે. બાકી આખો દિવસ ભુખ્યાતરસ્યા રહેવામાં કશો લાભ કે સાર નથી; અને અલ્લાહને એવા રોઝાની જરૂરત પણ નથી.

મુસલમાનોની બદકિસમતીનું કયાં લગી માતમ કરીએ? આજે જે કોઈ આપદાઓ, અને વેદનાઓ વેઠી રહ્યા છીએ. એ માત્ર હમારાજ આમાલોની શામત રૂપ છે. હમારી અધોગતીનું કારણજ આ છે કે હમોએ

ઇસ્લામના સિદ્ધાંતોને વિસરી જઇ પોતાને મનફાવતા માર્ગો ધારણ કરી લીધા છે. આગલા મુસલમાનોની સ્થિતિ એ હતી કે જ્યારે રમઝાન માસ આવતો ત્યારે તસ્બીહ, તમજીદ, તહમીદ અને તિલાવતથી તેઓની મસ્જીદો ગુંજી ઉઠતી. દરેક ઘર મહીંથી કુરઆનની તિલાવતના મધુર સ્વરો સંભળાતા, દરેક મુસલમાન તસ્બીહ તિલાવતમાં મશગુલ નઝરે પડતો. આજે એનાથી ઉલટું રમઝાનની મુબારક રાતોમાં મસ્જીદો કરતાં સીનેમા થીએટરોમાં મુસલમાનોની મેદની વધારે પ્રમાણમાં દેખાય છે. ઘરોમાંથી કુરઆનના બદલે ગ્રામોફોનના સૂરો સંભળાય છે, અને અક્સર મુસલમાન ગાળગલોચ, લડાઇ ટંટો અથવા બીજા કાંઈ ન કાંઈ ગુન્હામાં સંડોવાયલા નઝરે પડે છે. કાશ ! મુસલમાનો આજે પણ ઇચ્છે તો કમ અઝ કમ રમઝાન માસમાં તો સીનેમા થીએટર અને બીજા રાગરંગના સ્થળો સદંતર બંધ રહે. કારણ કે એ શયતાની સંસ્થાઓને શોભાવનારા અને ભાવનારાઓમાં બહુમતી મુસલમાનોનીજ છે. અગર નવજવાન મુસ્લિમો માત્ર એકજ માસ ધીરજ ધરી લે તો એ સંસ્થાઓને પોતાની મેળેજ બંધ પડવાની ફરજ પડી જાય, અને આપણે ઘણા ગુન્હાઓથી પણ બચી જઈએ. કેમકે જેવી રીતે રમઝાનમાં નેકીઓ પણ બીજા દિવસો કરતાં વધુ પ્રમાણમાં લખવામાં આવે છે; તેમ આ પવિત્ર માસમાં ગુન્હાની સઝા પણ વધારી દેવામાં આવે છે. જેમ નેકી કરનાર અલ્લાહની રહમત અને આશિર્વાદનો હકદાર બને છે; તેમ બદી કરનાર ખુદાની લાનત અને ધિક્કારને પાત્ર ઠરે છે. માટે મુસલમાન ભાઇઓને જોઈએ કે તેઓ રમઝાનની અગત્યતા, પ્રતિષ્ઠા અને પવિત્રતાને ધ્યાનમાં લઈ પોતાથી બની શકે તેટલી તન, મન અને ધનથી ઇબાદત કરી આખિરત માટે ભાથું તૈયાર કરે અને ગુન્હાના કામોથી દૂર રહે. ફકત

# વિચિત્ર મનોદશા

લખનાર : ગાફિલ

કોઈએક ઉચ્ચકુળમાં જન્મેલા અનેક લોકો પોતે ચારિત્ર્યની દ્રષ્ટિએ છેક છેલ્લે પાટલે બેઠેલા હોવા છતાં પોતે જે વંશમાંથી ઉતરી આવ્યા હોય તેને દ્રષ્ટિ સમક્ષ રાખી સ્વપ્રશંસા કરવામાં પશ્ચાત રહેતા નથી. કર્તવ્ય પાલનનો પ્રશ્ન ઉપસ્થિત થતાંજ તેઓ પ્રતિકૂળતાઓનાં ડુંગર ખડકી નાખે છે કર્તવ્યપાલનની વાત આવતાંજ તેમને કંપારી વછુટે છે. પ્રમાદથી પોતે ઘેરાયેલા હોવાથી અને વળી કાર્યની ધગશના અભાવે વાતો સિવાયની સર્વ શક્તિઓ હણી નાખેલી હોવાથી પોતાના બચાવ માટે અનેક સગવડો અગવડો રજુ કરે છે, જાણે અમુક અગવડો દૂર થતાંજ કામે વળગી જવા માટે તત્પર કેમ ન હોય ! તેવી અર્થહીન દલીલોના ઢગલા કરી નાખે છે ! ખરી હકીકત તો એજ હોય છે, કે તેમને કાર્ય કરવાની આવશ્યકતા જણાતીજ નથી, વડીલોના કર્તવ્યપાલનમાં તેમને પોતાનીયે મૂક્તિ દેખાતી હોય છે ! ઉચ્ચ કુળમાં જન્મવું એજ એમના મન નજાત (મૂક્તિ)નું સાધન છે. વડવાઓ અમુક હતા, માટે આપણને સ્વર્ગમાં જતાં કોણ અટકાવી શકે છે, એમ માની સ્વછંદે ફાવે તેવું વર્તન ચલાવે છે પણ એમને ખબર નથી કે અલ્લાહના દરબારમાં સર્વને પોતપોતાનો હિસાબ રજુ કરવાનો હોય છે. આ લોકમાં પિતાની પુંજી પુત્રને કદાચ ઉપયોગી બને નીવડે, પણ પરલોકનો પંથ ન્યારો છે. ત્યાં પિતા પણ પુત્રને મૂક્તિ અપાવી શકે, એ આકાશકુસુમવત છે, અસંભવિત છે.

કેવળ વંશજ મૂક્તિનો આધાર હોત તો તેનો લાભ સહુથી પહેલાં હઝરત નૂહ (અ. સ.)નાં બેટાને મળી શક્યો હોત, કારણ કે હઝરત નૂહ (અ. સ.) ખુદાનાં એક મહાન પયગમ્બર હતા. પૃથ્વી ઉપર પ્રલયનાં પૂર ફરી વળ્યાં. પોતાનાં પુત્રને એ પ્રલયકાળનો ભોગ બનતો તેમણે પોતાની સગી આંખે જોયો, તેને બચાવવા વિનંતિ પણ કરી, પણ વ્યર્થ. જવાબ મળ્યો કે એને ડુબવા દયો એ ડુબી જવા લાયકજ છે, તમે વચ્ચે ન પડો, દરેકને તેના પોતાના કાર્યનો બદલો મળી રહે છે, તમે તમારું પોતાનું કરો. એક મહાન પયગમ્બરને પણ પોતાના બેટાને બચાવી લેવાની અયોગ્ય તક આપવામાં આવતી નથી. એ શું સૂચવે છે ! એજ કે વ્યક્તિગત દરેકને પોતાનાં સારાં નરસાં કૃત્યોનો બદલો મળશેજ.

મુસ્લિમો આજે માર્ગ ભૂલ્યા છે, વડીલોની કીર્તિને કળશ ચઢાવવાનું તો દૂર રહ્યું, પણ પોતાનાં ગંદા વર્તન વડે ઝાંખી લગાડે છે, અને છતાં પોતાને મૂક્તિના અધિકારી ગણી ગૌરવ માને છે. ઉભરી જવાય એવું એકેય વર્તન ન હોવા છતાં પોતે જે વંશના હોય છે તેનોજ ગર્વ ધરે છે પણ એ મનોદશામાં હવે સત્વર પલટો આપવો જોઈએ.

કર્તવ્યની દ્રષ્ટિએ હસબ અને નસબની અંશમાત્ર પણ કિંમત નથી. ઉપર બતાવ્યા પ્રમાણે જો અમુકનો વંશવારસો મેળવાથીજ જો 'ઉભરી-જવાયું' હોત જો મૂક્તિ મેળવી શકતી હોત તો હઝરત નૂહ (અ. સ.)નો પુત્ર ડુબ્યોજ ન હોત! મુસ્લિમોએ એ વાહીયાત મનોદશામાં તત્કાળ પલટો આપવો જોઈએ.

મૂક્તિ મેળવવામાં અન્યનાં સાધનો ઉપયોગી થતા નથી, પણ વેહુતા ઝરા જેવા નિર્મળ ચારિત્ર્યની આવશ્યકતા છે, એ કોઈએ ભૂલવાનું નથી. ચારિત્ર્ય ભ્રષ્ટ થયા પછી પણ વડીલોનાં સત્કૃત્યો, પૂર્વજોની ભક્તિ આપણને સ્વર્ગમાં પહોંચાડી દેશે એમ માની લેવું એ નરી નાદાની છે. પ્રત્યેક વસ્તુને જેમ હદ હોય છે, તેમ મૂર્ખતાને પણ હદ હોવી જોઈએ. આપણી મૂર્ખતા અમાપ થતી જાય છે, માટે મુસ્લિમોએ હવે કર્તવ્ય પરાયણ થવું જોઈએ. બધું વાતો કર્યે જવાથી ને ભૂતકાળને વારંવાર પ્રશંસવાથી મૂક્તિ મળશે નહિ.

આપણી ઉન્નતિ કે સફળતાનો આધાર આપણાં સતત પ્રયત્નો ઉપર રહેલો છે, નહિ કે નીરાંતે બેસીને ભૂતકાળની વાતો કર્યે જવામાં! મેહેનત દ્વારા મેળવી શકાય, તેજ આપણું કહેવાય. પ્રયત્નો દ્વારા પ્રાપ્ત કરી શકાય તેજ વસ્તુ ઉપર આપણો હક્ક ગણાય. અન્યની મેહનતનું ફળ પરલોકમાં આપણને મળે, એમ ઇચ્છવુંજ કેમ પાલવે! માટે પ્રમાદી ન બનો.

તમારી ઉન્નતિ, તમારી સફળતા અને તમારી મૂક્તિ તમારા પોતાની ચારિત્ર્ય શુદ્ધિ ઉપર આધાર રાખે છે—

પ્રતિકૂળતાઓની ફરીયાદ કરવી ત્યજી દ્યો, નિડર બનો, આત્મશ્રદ્ધા કેળવો.

આત્મવિશ્વાસ એ એકજ એવું હથીયાર છે, કે જેનાં વડે તમે આલોક અને પરલોક જીતી શકો છો.

યાદ રાખજો કે અહીં મેળવેલા ખિતાબો પણ સદાના માટે ઉપયોગી થવાના નથી. લાયકાત કેળવો, કે જેનાં વડે તમે નજાત (મૂક્તિ) મેળવી શકશો. ખિતાબો એ લાયકાતનાં સર્ટીફીકેટો નથી; પણ રાજ્યની દ્રષ્ટિએ થયેલી સેવાનો એક સાધારણ અલ્પ બદલો છે. અલ્લાહ આગળ ખિતાબધારી થવું આસાન નથી. ખુદાઇ ખિતાબ મેળવવો બહુ અઘરો છે, છતાંએ એટલુંજ ઉપયોગી પણ છે. અલ્લાહનો અદના ખિતાબ પણ માનવીના માટે મૂક્તિનું સાધન બની રહે છે. જવાદો એ વાતો બહુ લાંબી છે. હાલ તો શેખ સૈયદ વિગેરેનાં ઝગડાઓમાંજ આપણે અટવાયેલા છીએ, હજુ તો મુસ્લિમ બનવાના પ્રયત્નો કરવા બાકી છે, અને એટલા માટેજ મર્હૂમ અલ્લામા ઇકબાલ ફરમાવે છે:

"યું તો સૈયદ ભી હો મિરઝાભી હો અફઘાનભી હો
તુમ સભી કુછ હો બતાઓ તો મુસલમાનભી હો?"

જાણો છો! સહાબાઓ (રી૦ અ૦ અ૦)નાં જમાનામાં હઝરત સલમાન (ર૦ અ૦)ને તેમનાં પોતાના હસબ અને નસબના વિષયમાં કોઈ પ્રશ્ન કરતો, ત્યારે તેનો ટુંકમાંજ પ્રત્યુત્તર મળતો તે એ કે સલમાન ઇબ્ને ઇસ્લામ. આજે તો પ્રશ્ન પૂછનારને ચિત્રવિચિત્ર પ્રત્યુત્તરો મળે છે. ઇબ્ને ઇસ્લામ કહેવું તો શું, પણ મુસ્લિમ કહેતાંયે નથી આવડતું. મુસ્લિમ કહેવડાવવા કરતાં શેખ સૈયદ કે જ્ઞાતિની દ્રષ્ટિએ જેવા પણ હોય તેવા કહેવામાં ગર્વ મનાય છે!

યાદ રાખજો કે પ્રતિકૂળતાઓ માત્ર વાતો કર્યાથી ટળી જતી નથી. તમારા વર્તમાન અને ભાવીને ઉજ્જવળ કરવાનું સાધન માત્ર એક છે તે એ કે આપસમાં મતભેદો મિટાવી સ્વયં જાગૃત થઈ સર્વને જાગ્રત કરવાના પ્રયત્નો કરો. શક્તિ કેળવો. નિરાશા હરામ છે. તમારી ત્રુટીઓ તમે પોતેજ દૂર કરો. તમારી અગવડો અન્ય આવીને ઓછી નહિ કરી આપે, તમારે પોતાનેજ કટીબદ્ધ થવું જોઈએ. સ્વમાનસહ જીવવા માટે સંપ, સંયમ, અને શક્તિ કેળવો, જાતે શક્તિશાળી બનો.

# વર્તમાન યુદ્ધ અને મુસ્લિમ દેશોનું ભાવી

લેખક : ઈમામુદ્દીન એસ. દરગાહવાલા.

યુરોપ અને આફ્રિકાની ભૂમિ ઉપર ખેલાઈ રહેલું વર્તમાન યુદ્ધ એ હકીકતમાં લોકશાસન વિરુદ્ધ સરમુખત્યાર શાહીનું તાંડવ નૃત્ય છે. આ યુદ્ધની પાછળ સરમુખત્યાર શાહીની એવી મુરાદ રહેલી છે, કે દુનિયાના નાના અને નિરાધાર રાજ્યોને હજમ કરી, ત્યાં પોતાના વ્યાપારની પાંખો પ્રસારવી; અને પોતાના દેશોની કાતિલ બેકારીમાં જેમ બને તેમ વધુને વધુ ઘટાડો કરવો.

આજે સરમુખત્યારશાહી રાજ્યો પોતાની એ મેલી મુરાદને અમલમાં લઈ આવવા માટે ગજબના કાવાદાવાઓ પણ કરી રહ્યા છે, અને તેમની એવી કોશિશ છે, કે વર્તમાન યુદ્ધમાં તુર્કીને પણ સંડોવવું. તુર્કીના મુત્સદ્દીઓએ એવી રાજનીતિ અખત્યાર કરી છે, કે સરમુખત્યારશાહીનો તુર્કીને લડાઈમાં ઉતારવાનો આશય હજુ લગી ફળ્યો નથી. આ કાવત્રામાં ઈટલી અને જર્મની સમાન રીતે ભાગીદાર હતાં, પરંતુ રશિયા જોડે તુર્કીને અથડાવી મારવાની તેમની ઈચ્છા કરુણ રીતે નિષ્ફળ નીવડી છે, અને તુર્કી હજી લગી તેની તટસ્થતાની નીતિને ચુસ્તપણે વળગી રહ્યું છે.

યુદ્ધમાં ઝંપલાવ્યા પછી ઈટલીએ કંઈ સારો દેખાવ કર્યો નથી. હિન્દી મહાસાગર કે ભુમધ્ય સમુદ્રમાં તેની સમમરીનો કશું વધારી શકી નથી. બલ્કે ભારે નુકસાનીમાં રહી છે. પરંતુ બ્રિટિશ સોમાલીલેન્ડ, કબ્જે લીધા પછી, તેનો પ્રત્યાઘાત વેઠવા માટે બે માર્ગો છે, રાતા સમુદ્રમાં રહી. યમન ઉપર આક્રમણ કરી, તેનો કબજો મેળવવો પરંતુ એમ કરતાં પહેલાં તેં એડન કબજે કરવું જોઈશે, અને એડન ઉપ વિજય મેળવવો એ નાનીસુની વ.ત નથી. બ્રિટનની અભેદ કિલ્લેબંદી. ઈટલીના હોશ ખાટા કરી દેવાને માટે સંપૂર્ણપણે તૈયાર છે. એડન ઉપર છુટાછવાયા બોમ્બ ફેંક્યા સિવાય ઈટલીના કહેવાતા બળવંતા બળવાન વિમાની દળે કશું વધાર્યું નથી? એડનના મોરચાઓ ઉપરથી બ્રિટિશ વિમાન વિનાશક તોપો, હવાઈ આક્રમણની ચેતવણી મળતાં જ ઈટાલિયન વિમાનો ઉપર સજ્જડ તોપમારો ચલાવી, ઈટાલિયન વિમાનોના ફુરચે ફુરચા ઉડાવી નાંખે છે.

ઈટલી માટે બીજો માર્ગ ઓસમાં લડાઈની આગ સળગાવવાનો છે અને તે માટે તે આજે કેટલાય વખતથી શરારતો કર્યા કરે છે. સંભવિત છે, કે તેમાં તે મોડે વ્હેલે સફળ પણ થઈ જાય એમ થાય તો તુર્કીને ઓસની મદદે ધાયા સિવાય છુટકો નથી. એડન પરના નિષ્ફળ હુમલાઓ પછી ઈટલી પાસે કેવળ આ એકજ માર્ગ બાકી રહે છે, અને કદાચ તે, તે માટે ભારે યત્નો પણ કરી છૂટશે.

જો ઈટલી રાતા સમુદ્રમાં પ્રવેશવામાં સફળ થઈ જાય તો વર્તમાન યુદ્ધની ભયંકર જવાળાઓમાં, આખીય મુસ્લિમ–દુનિયા ઘેરાઈ જશે, અને એક પણ ઇસ્લામી રિયાસત એનાથી સલામત રહેવા પામશે નહીં. યમનપર ફાસીસ્ટ વાવટો ઉડતાંજ હિજાઝ, નજદ, ઈરાક, પેલેસ્ટાઈન, ટ્રાન્સ જોર્ડાનીયા, ઈરાન વિગેરે મુસ્લિમ મુલ્કોની આઝાદી ભયમાં મુકાઈ જશે. ઈટલીની ભૂતકાલિન વર્તણૂક

જોતાં આ ભય કંઇ ખોટો નથી. મક્કા અને મદીના ઉપર હુકુમત ભોગવવાનું મૂસોલિનીનું સ્વપ્નું પુરાણું છે, અને અને હકીકતમાં હિટલર કરતાં મૂસોલિની, ઇસ્લામી દુનિયા માટે એક ભારે ખતરનાક વ્યક્તિ છે. એજ કારણ છે, કે આજે ઇટલીના ખિલાફ એકેએક ઇસ્લામી દેશ તરફથી વિરૂદ્ધતાના સુરો નીકળી રહ્યા છે. લિબિયા, મોરક્કો અને ટ્રિપોલીના અરબોએ, અત્યાર પૂર્વે ઇટલીના ખિલાફ પ્રચંડ આવાઝ ઉઠાવ્યો છે, અને ઇટલી સામે મુસ્લિમ–વિશ્વનો પ્રજામત મેળવવાની ઝુમ્બેશ ઉપાડી લીધી છે. આનો પડઘો સમસ્ત અરબ–દેશોમાં પડયો છે, અને ગયે મહીને એ દેશોના મોટા મોટા નગરો ખાતે "ઇટલી વિરોધ દીન"ની મોટા પાયા પર ઉજવણી કરવામાં આવી હતી.

આફ્રિકામાં વર્તમાન લિબિયન યુધ્ધ મૂસોલિની એટલા માટે લડી રહ્યો છે, કે લિબિયા અને મિશ્ર (ઇજિપ્ત) વચ્ચેની લાઇન દોરીને નષ્ટ કરી દેવામાં આવે, જેથી ઇટલીને માટે પૂર્વીય ભૂમધ્ય સમુદ્ર અને સુએઝની નહેરનાં દ્વાર ઉઘડી જાય, અને અગત્યના દરિયાઇ થાણાઓ ઉપર તે પ્રભુત્વ મેળવી લે. આ આશયની પૂર્તિ માટે તે ગિરગિટની માફક અનેક રંગ બદલ્યા કરે છે. કદિ તે ઇસ્લામનો રક્ષક બન્યો છે. કદિ તેણે લિબિયાની મસ્જિદોમાં અરબી મદ્રેસાઓ ઉઘાડયા છે, અને કદિ તેણે મુસલમાનોને રાજકીય લાભાલાભની લાલચો આપી છે. પરંતુ જ્યાં લગી ઇજિપ્તની પડખે બ્રિટન જેવું બળવાન રાજ્ય છે, ત્યાં લગી સુએઝ પર અધિપત્ય ભોગવવાની તેની મુરાદ બર આવી શકતી નથી. હમણાંજ તુર્કીએ જાહિર કર્યું છે, કે તે ઇજિપ્તની આઝાદી ભયમાં મૂકાતાં, તેની સહાયતા કરશે, અને તુર્કીએ અત્યારથીજ સાવચેતી દાખલ પોતાનું બે લાખનું લશ્કર સિરિયાની સરહદ ઉપર તૈયાર પણ રાખ્યું છે.

એટલે ઇજિપ્તજ, નહીં, ઇરાક, ટ્રાન્સ-જોર્ડાનીયા, ઇરાન કે બીજો કોઇ પણ ઇસ્લામી દેશ મુસીબતમાં મૂકાશે તો તુર્કી તેની મદદે દોડી જશે. સઅદાબાદ પેક્ટ ઉપર સહી કરનારા મુલ્કોમાં ઇરાક અને ઇરાન પણ છે, જેઓ હંમેશા તુર્કીની પડખે રહેવાને એ કરારથી બંધાયેલા છે. પરંતુ જો ઇટલીએ દિલ ખોલીને ઇજિપ્તને ઓહિંયા કરી જવાનો નિશ્ચય કરી લીધો હશે તો, તેનો એ નિશ્ચય તેનેજ ભારે પડી જશે કેમકે હબ્શાનીયા, લિબિયા અને ટ્રિપોલીના મુસ્લિમોએ અત્યાર પૂર્વે એ મુલ્કોમાં બંડ કરવાનો મરણીયો નિરાધાર કરી લીધેલો હોય, ઇજિપ્તને ફતેહ કરવા પાછળ ઇટલી પોતાનું સમગ્ર બળ રોકશે તો એ સોનેરી તકનો લાભ લઇ મઝકૂર દેશોના મુસ્લિમો અને વિદ્રોહી વર્ગો ત્યાં આગળ ઇન્કેલાબ બરપા કરી દેશે.

ઇંગ્લાંડ ઉપરના જર્મનીના વિમાની હુમલાઓ નિરૂપયોગી પુરવાર થયા છે, અને જર્મનીમાં એનો ભારે પ્રત્યાઘાત થવા પામ્યો છે એટલે જર્મનીને ફરી વાર બાલ્કન ઉપર મીટ જમાવવી પડે તો નવાઇ નહીં. એનો પહેલો શિકાર રૂમાનીયા બન્યું એ ખરૂં છે, પરંતુ રૂમાનીયા એકલું હડપ કર્યા પછી પણ હજુ જર્મનીને ઘણું કંઇ કરવાનું રહે છે. સંભવિત છે કે ઇંગ્લાંડના આક્રમણમાં નાસીપાસ બનેલો હિટલર, પોતાના રોષને તુર્કી ઉપર હુમલો કરી શાન્ત કરે પરંતુ તુર્ક તે માટે તૈયાર બેઠું છે. હિટલર એમ કરશે તો તે ઇટલી માફક મુસ્લિમ દુનીઆની ઇતરાજી વ્હોરી લેશે. અને ઇરાનમાં અત્યારે તે જે આર્થિક લાભો મેળવી રહ્યું છે, તેને કદાચ તત્કાળ ગુમાવી બેસશે.

સાથો સાથ એ વાત પણ ભૂલવી ન જોઇએ, કે બાલ્કનમાંની જર્મનીની પેશ કદમી

રશીયા માટે અપનું નિમિત્ત બની શકે છે એટલે તુર્કી ઉપર જો જર્મન આક્રમણ થાય તો રશિયા, તુર્કીના પક્ષે મદદ કરવામાં મુદ્દલ પાછી પાની કરશે નહીં. રશિયા અને તુર્કી વચ્ચેના સંબંધો બહુજ સુધર્યા છે, અને તે બાલ્કનમાં યુદ્ધ ફાટી નીકળતાં તુર્કીની પડખે રહે એ દરેક રીતે શક્ય છે કારણ કે જો આવી પરિસ્થિતિ ઉભી થતાં રશિયા, જર્મનીની તરફદારી કરે તો તેના બાકુના તેલના પ્રદેશનો તુર્કી વિમાનો થોડાજ કલાકોમાં નાશ કરી નાંખી શકે છે, એટલુંજ નહીં કફકાઝ (કોકેશિયા) રશિયન તુર્કસ્તાન અને આઝરબૈજાનના પ્રદેશોમાં વસતા મુસ્લિમો ખુદ રશિયાની હદમાં રશિયાની સામેજ બળવો કરે એ તદ્દન શક્ય છે.

આ લોકશાસન વિરૂધ્ધ સરમુખત્યાર શાહી વચ્ચેના વર્તમાન યુધ્ધથી મુસ્લિમ દેશો હજી ખચિત ભારે ભય ભરેલી સ્થિતિમાં રહેલા છે. અલબત્ત જોખમ છે, કે આ યુધ્ધ જવાળાઓ મુસ્લિમ મુલ્કોને પણ આવરી લઇ, ભયંકર જાની માલી નુકસાનો પહોંચાડે એ જેટલું ખરૂં છે, તેટલુંજ એ પણ ખરૂં છે, કે આ યુદ્ધના અંતે ઇસ્લામી દેશોનું ભવીષ્ય પણ ઘણી ઉજ્જવળ દેખાય છે. ઇજીપ્ત સંપૂર્ણ આઝાદ બનશે. કદાચ સીરીયા અને લેબનોન તુર્કીના મેન્ડેટ હેઠળ મુકાઇ જશે. પેલેસ્ટાઇન મુખત્યાર દેશ બનશે,

પરંતુ એ સઘળાનો આધાર તુર્કીની ભાવી વલણ ઉપર અવલંબે છે, અને તુર્કીની વલણ એ સમસ્ત મુસ્લિમ દુનિયાની વલણ હશે એ ઉઘાડું છે.

# નૂર





લેખક
"રફીક"
"ધોરાજવી"

નૂર સરાપા નૂર હતી, સૌંદર્ય કરતાં એની આંખોમાં વહેતું નૂર વિશેષ હતું. દેહની સરોહદતા ખુદાની પનાહ હતી તેની જરાસી સ્મિત છટા યોગીઓને સંસારી બનાવી દેવા પુરતી હતી. આટલી સુખાર સુંદર મૂર્તિ દુઃખ અને કરૂણાની સરાપા તસ્વીર હતી.

યુવાનીની શરૂઆત થતાં તેની આંખમાં નવર્ણવી શકાય તેવા પ્રકારનો એવો કેફ પ્રકાશ આવી વસ્યો હતો કે જે જોઇ લેતું તેને જીવન પ્રકાશ મળી જતો. જગતના આખાય સૌંદર્ય ભગીચાઓ જાણે સહસા ખીલી ઉઠયા હોય તેમ વાત વાતમાં સંપૂર્ણ યુવાન બની રહી. ત્યારે આથી વિશેષ કોઇને કદી યુવાની આવી નાહ હશે એમ લાગ્યાં વગર રહે નહિ.

યુવાની આવવા પછી જેની રાહ જોવાતી હતી. એ લગ્ન થયાં. પતિની પ્રથમદ્રષ્ટિને એ ખૂબજ ગમી. પતિને જોઇને નૂરનું દિલ પણ ખુશ થઇ ગયું. યુવાન, રનાયુબદ્ધ મુખ પર યુવાનીના તેજવાળા પતિને જોઇ એનાથી આભારનો એક સુખદ નિશ્વાસ લેવાઇ ગયો.

લગ્નની શરૂઆતના દિવસો હતા, પત્ની પર પતિ મરતો, એને ખુશ કરતો, રિઝવતો હસાવતો, રમાડતો પૂર્ણ ખીલાવટને પામેલા યુવાન પુષ્પને એ ઘણીજ કોમળતાથી સાચવતો.

રીઝી ગયેલી પત્નીના નવા સાજ; નવા શૃંગાર અને નિત નવા નખરાથી પતિ અર્ધ મુર્છાવસ્થામાં રહેતો. પોતાની પત્ની-માશુકનો એને એટલો નશો ચઢયો હતો કે બેહોશીમાંથી હોશમાં આવી જોવાની ઇચ્છા ન હોતી થતી કે જગત કઇ તરફ વહી રહ્યું છે! એના માટે રાતો સોનેરી અને દિવસો રૂપેરી હતા.

બે વર્ષ પસાર થયાં નૂરનું માતૃત્વ જાગૃત થયું એને એક સુંદર બાળકની ખાહેશ જન્મી પતિ પણ બાળકને ઇચ્છી રહયો.

ઘરમાં સૌ બાળકને ઇચ્છી રહ્યાં. બહેન ભાઇને ત્યાં પુત્ર જોવા અધીરી બની. માતા પુત્રનો બાળક જોવા તરસી રહી.

એક વધુ વર્ષ પસાર થયું. પરણવા પછી ઓછામાં ઓછાં બે વરસે અને વધારેમાં વધારે ત્રણ વરસે તો પ્રથમ બાળકનો જન્મ

આપવુંજ જોઇએ એવી ચાલતી આવેલી રીતને તે ઉલ્લંઘી રહી હતી. એને એ નહોતું ગમતું બાળક માટે એનું માતૃત્વ હવે તરસતું હતું કોઇના બાળકને જોતી ત્યારે એનું હૃદય રડી લેતું. ઘરમાં બ્હેન અને માતા માટે એ અકળ હતું. વહુએ જાણ્યું તો જોઇએજ, અને આજે તો હજી આશા સુદ્ધાં નથી. પતીને લાગ્યું કે પત્નીમાં કંઇ ખામી હશે. પણ હજી તો પરણ્યે ત્રણજ–વરસ થયાં છે. પાંચ પાંચ સાત સાત વર્ષે પ્રથમ જન્મ આપતી સ્ત્રીઓની વાતો ક્યાં નવી હતી! પરંતુ માતાને આવરોધ થવા લાગી. એણે પુત્રને કહ્યું.

"ભાઈ! વહુને કાઇને દેખાડશું!"

ભાઇ મોટો હતો અને ઘરમાં એનુંજ ચલણ હતું એટલે ભાઇની ખુશી એ સૌની ખુશી હતી ભાઇને પૂછ્યા વગર કોઇ કામ નહોતું થાતું

"મા, આમ અધીરી ન થા ખુદાપર ભરોસો રાખ."

'પણ તું કોઇને બતાવતો ખરો ત્રણ વર્ષ થયાં! હજી કંઇપણ નથી તો ખબર તો પડે, કે છે શું?"

પત્નીમાં કદાચ ખામી હશે એવો માતાની વાતમાં એને દ્વની લાગ્યો પણ હશે ત્રણજ વર્ષ થયાં છે એમ દિલને દિલાસો આપવા છતાંય દિલ ગભરાવા તો લાગ્યુંજ. એકજ વિચારોના પ્રહારો વારંવાર એના મગજ પર થઇ રહ્યા હતા એટલે એને શંકા થવા લાગી કે ખામી તો નહિ હશે યુવાન પરણેતર એને ખૂબ અનુકૂળ હતી છતાં સમજાતું નહોતું કે શું ખામી હશે?"

જેમ પતિ સુશિલ અને સમજદાર હતો; તેમ પત્ની પણ ચાલાક હતી અને પોતાની ઉમદા તબીયતને લઇ એણે ઘરમાં સૌનું મન જીતી લીધું હતું. ઘરમાં વહુ આવવા પછી ક્લેશમય થઇ જતાં મોટા ભાગના કુટુંબોની માફક આ કુટુંબ ન હતું

નૂરથી ઘરમાં સૌ ખુશ હતાં. બધાયને એ ગમતી. ઘરમાં માન સારું હતું. મોંઘી હતી પણ હવે બધાની આશા પર પાણી ફેરવી રહી હતી. એમ લાગવાથી સૌનો પ્યાર જરા હળવો થતો આવ્યો. આ ફરક નૂરની નિગાહથી અજાણ્યોજ રહ્યો નહતો. એનું કારણ એ સમજતી હતી. પણ પોતે શું કરે? કદિ એનાથી ભૂલ પણ થઇ જતી પ્રથમ તો કોઇ બે લતું નહિં હવે તો ઠપકો પણ મળતો. એ સાંભળી મૌન રહેતી અને મનમાં પ્રાર્થના કરતી "ખુદા મ્હને એક બાળક આપ."

ફરક વધતો ગયો. પતિને વાત ન કરવા છતાંય પત્નીની આ હાલતથી પતિ બેખબર ન હતો. એને આઘાત લાગ્યો. કારણ એ પોતાની પત્નીને હૃદયના સાતેય ખૂણાથી પ્યાર કરતો હતો. પોતાની માતાને એનું વર્તન નહિં બગાડવાની સૂચના આપવા પ્હેલાં સર્વ પરિસ્થિતીથી વાકેફ થવા એણે નૂરને પૂછવા મનસુબો કર્યો. નૂર આવી, પતિએ પરણેતરને પ્યારથી પાસે બેસાડી. આવા સંસ્કારી પતિની પૂર્ણ છાયા પોતા પર છે એ વિચારે એને ખુશી થઇ અને મનમાંને મનમાં એણે પોતાનો આભાર માન્યો.

પતિ પત્નિને કંઇ પૂછે એ પ્હેલા શેરીમાં રમતાં બાળકોનો કલ્લોલ તેઓએ સાંભળ્યો હ્યમચી ગઇ, પતિ શ્વાસ લઇ રહ્યો. નૂરના દિલને સચોટ ચોટ વાગી. પતિના હૃદયને પારાવાર દુઃખ થયું આંખો આંખોમાં બન્ને એ સમજી લીધું.

બહાર બાળકો રમતાં હતાં. એક બાળાએ બીજીને કંઇ આપ્યું. આપીને પાછું માંગ્યું. લેનારી પાછું નહોતું આપતી રમતમાંથી ઝગડો થયો. મોટી બાળાએ ન્હાની ને કહ્યું વાંઝણી!

નૂરનું હૃદય ધડકી ગયું એ કંપી રહી. પતિએ કહ્યું. નૂર! નૂર કશું બોલી નહિં, એના તન બદનમાં વેદના ઉભરી આવી એ બોલવા જેવી

સ્થિતિમાં ન હતી, એટલે મન : સ્થિતી છુપાવવા માત્ર હસી. હસવાની સાથે રૂદન ધસકાઇ આવ્યું મુખ પર સ્મિત છતાની સાથે આંખોમાં આંસુનું ઝરણ દ્રષ્ય પતિથી ન જોવાયું. ભારે દુઃખની સાથે એણે મુખ ફેરવી લીધું. નૂરના રોકેલા આંસુ છુટી પડયા. દિવસ એમજ ગયો.

અજાણતી પત્ની, પ્રત્યે એ એટલોજ માયળુ હતો, એની સર્વ હમદર્દીઓ અને સહાનુભૂતિ નૂરના સાથ હતીઃ તેણે પત્નીને દિલાસો આપ્યો, અને ઘરમાં સૌને તાકીદ કરી.

બે ચાર દિવસ ગયા બહારગામથી નૂરની સાસુની ઓળખીતી કોઇ બાઇ મળવા આવી હતી સાસુ નણંદ અને તે બાઇ બેઠા હતાં. નૂર ઉપરથી નીચે આવી તે બાઇ નૂરને જોઇ બોલી આ કોણ છે?

"મ્હારી વહુ"

"વહુ! વહુ તો બહુ સારી ગોતી છે! કેટલાં વર્ષ થયાં બાઇને પરણાવે?"

"ત્રણ વર્ષ ઉપર"

"શું બચ્ચું છે!" આ સાંભળી નૂરનું હૃદય વેદનાથી ભરાઇ ગયું સાસુ બોલી, "હાલ તો ખુદાનો ફઝલ છે બાકી બચ્ચું આવે ત્યારે ખરૂં!" નૂરની વેદના આંખમાં આવી વસી એણે મુખ આડે છેડો લીધો અને ભારે દિલે ત્યાંથી બાજુમાં ચાલી ગઇ. જતાં જતાં તે મળવા આવનારીના શબ્દો કાને પડયા" કંઇ દવા બવા કરી કે નહિ!"

નૂરને પોતાની સ્થિતિ અસહ્ય લાગી. એનું હૃદય બાળક માટે તડપવા લાગ્યું. બાળક વગર એનાથી જીવાશે નહિ એમ એને લાગ્યું. શું એ બાળક વગરની રહેશે! શું એને મા કહેનારૂં એનું કોઇજ નહિ હશે? દુઃખના વિચારોથી એ રડી પડી.

પતિને પણ એજ વિચાર હતો જેમ નૂર વગરનું જીવન એ કલ્પી શકતો નથી. તેમ બાળક વગરનું જીવન પણ એનાથી કલ્પું જાતું નહોતું પત્ની આવતાં તેણે નૂરને કહ્યું.

"તું હવે ક્યારે માતા થઇશ?" નૂર પતિના શબ્દોમાં પણ પોતે જનેતા નથી એવો ધ્વનિ ઉપડેલો જોઇ એને ભારે આઘાત થયો. એ પોતેજ કંઇક બોલવા આવી હતી અને એને આશા નહતી કે સુશિક્ષ શાંત પતિ તેને આવા આઘાત જન્ય શબ્દોથી સત્કાર કરશે.

"ખુદા જાણે" તેણે માત્ર એટલુંજ કહ્યું પણ બોલતાં બોલતાં તેના શબ્દો ભાંગી ગયા રૂદન થોભાવવા મથતી પત્નીના ભાંગી ગયેલા શબ્દોથી પાતને ભાન આવ્યું કે અજાણપણે તેનાથી ભારોભાર કષ્ટ પૂર્ણ શબ્દો ઉચ્ચરાઇ ગયા છે.

રડતી પત્નીને એણે પ્રેમથી વારી, દિલાસો આપ્યો અને કહ્યું તું જનેતા છે.

અહાહા! પતિના શિતળ ઉપચારથી તેને દિલસો નમળત; પણ આ શબ્દોમાં આશાનાં એવાં કિરણો પ્રગટી તેના માતૃત્વને સ્પર્શી ગયાં કે તે પળવાર માટે બધું ભુલી હર્ષા વેશમાં આવી ગઇ. પોતે જનેતા છે. એ એકજ શબ્દ તેના અંતઃકરણમાં ખુશી પેદા કરી રહ્યો. પરંતુ "એની શી ખાતરી?" એ વિચાર આવતાં એની ખુશી ઉડી ગઇ. પતિએ એ ફેરફાર જોયો અને કહ્યું "કાલે આપણે ડોકટરને બતાવશું તું ગભરા નહિ."

"બીજા દિવસે નૂરને એનો પતિ લેડી ડોકટર પાસે લઇ ગયો. ડોકટરે તેણીને તપાસી અને પ્રથમ પૂછ્યું.

"ક્યારેય કસુવાવડ થઇ છે?" આ સાંભળી નૂરનું હૃદય રૂંધાઇ ગયું. એને લાગ્યું કે પોતાને સુવાવડ તો નહોતી થઇ પણ ઓછામાં ઓછું કસુવાવડ થઇ હોત તો પણ શું ખોટું હતું! આખરે પોતે જનેતા છે એમ તો ચોક્કસ કરતો. તેણીએ ધાર્યું કે પોતે જનેતા જ નથી. આ

દુઃખ એનાથી સહ્યું નહોતું જાતું.

ડૉક્ટરે કહ્યું, કશી ખામી નથી પણું તંદુરસ્ત છે અને બાળક થવાની સંપૂર્ણ સંભવના છે. નૂર આ શું સાંભળી રહી હતી? એને ભરોસો જ નહોતો પડતો કે ડૉક્ટરે જે કહ્યું તે બરાબર છે કે નહીં? તેણીએ પૂછ્યું "તમે શું કહ્યું? ફરીથી કહો?" ડૉક્ટરે તેજ શબ્દો રીથી કહ્યા. નૂરનું છગર આવ્યા અને ખુશીથીભરાઇ આખરે પોતે જનેતા તો છે જ એ વિચારે એની ચિંતા દૂર થઇ પતિ પણ હર્ષ પામ્યો માતા અને બ્હેનને પણ નિરાંત વળી. નૂર હવે આનંદમાં રહેવા લાગી. પણ આનંદનું મૂર્ત સ્વરૂપ જોવા એ તલસતી હતી. આશામાં ને આશામાં દિવસો જતા હતા. એણે શા માટે મુંઝાવવું જોઇએ એમ તેને વિચારો આવવા લાગ્યા પરણ્યા પછી દશ વરસ પણ સ્ત્રીઓએ પ્રથમ જન્મ આપ્યા છે એ શું વહી ગઇ છે? આસપાસના પ્રહારોથી એજનેતા એનો જે ખ્યાલ ભારે અવિશ્વાસથી સેવી રહી હતી તેને દૂર કર્યો. અને તે ઉમેદ પર છવવા લાગી.

દિવસો પસાર થતા હતા, તેનું દિલ એક બાળને માટે મથતું હતું પોતાના ખોળામાં એક સુકુમાર બાળકને જોવા એ તલસતી હતી પોતે જનેતા બનવા ખુદાને પ્રાર્થી રહી હતી તેનું માતૃત્વ બાળક માટે ભારે ઝંખી રહ્યું હતું.

થોડાજ સમયમાં કુદરતની કૃપાદૃષ્ટિ થઇ, માતા થવાના સર્વ ચિન્હો તેનામાં દૃષ્ટિગોચર થવા લાગ્યાં. એનું દિલ ભારે ખુશખુશાલ હતું પોતે માતા છે પોતે જનેતા છે એ એકજ વિચારે એની દુનીયા બદલી ગઇ હતી.

ન્હાના ન્હાના બાળકની કલ્પનાએ આવેલી હતી, ન્હાની ન્હાની પગલીઓ ન્હાના ન્હાના હાથો ન્હાની ન્હાની આંખો ન્હાનકડું મુખ એની કલ્પનામાં આવી વસ્યાં હતાં. કરુણા મૂર્તિ નૂર ઉમારે પ્રફુલ્લ મૂર્તિ બની રહી હતી નવો જોમ, નવો ઉત્સાહ, નવો ઉમંગ એના દિલમાં આવી વસ્યાં હતાં. પોતે બાળકની માતા થશે. મામા કહી બાળક પોતાને બોલાવશે આ સુખકર વિચારોથી વરસી ગયેલી વાદળી પછી સૂર્ય કિરણોથી પ્રકૃતિ ખીલી ઉઠે તેમ એ પ્રત્યેક અંગથી ખીલી રહી હતી.

સમય પસાર થતો ગયો તેમ તેમ એની ખુશી પાર વગરની બની એવા વિચારોમાં કલ્પનામાં અરે! એની દુનિયામાં એક બાળક સિવાય કશું જ નહોતું પોતે માતા થવાની છે, એ એકજ વિચારે તે ઘેલી હતી.

નૂરનો સમય હવે સાવ ભરાઇ ગયો તેને હૉસ્પીટલમાં મૂકવામાં આવી તેણે બાળકને જન્મ આપ્યો પણ અતિ કષ્ટે તે બેશુદ્ધ થઇ ગઇ. હોશમાં આવી તેણે બાળકને માગ્યો ત્યારે એને ખબર પડી કે બાળક તો મુવેલો જન્મ્યો હતો. તે થરથરી રહી!

# હૃદય મૂર્તિ

એ મારી હૃદય મૂર્તિ,
મળશે કે નહિ યારબ ?
ચિન્તન મહીં આંસુ હું,
દિનરાત વહાવું છું;
મુદ્દતથી હૃદયમાં આ;
હું જને વસાવું છું.
મુજ પર દયાની દૃષ્ટિ–
કરશે કે નહિ, યારબ ? ૧

એ મારી હૃદય મૂર્તિ,
મળશે કે નહિ, યારબ ?
કદમો પરે જેના હું,
અર્પું છું જીવન મારૂં;
સિજદાયે કરૂં જેને
જેને છે નમન મારૂં !
મુજ દર્દનાં શ્વાસો તે,
ભરશે કે નહિ, યારબ ? ૨

એ મારી હૃદય મૂર્તિ,
મળશે કે નહિ યારબ ?
દિલમાં તો બધેબધઆ,
જીવનની નિરાશા છે;
સમજું નહિ તોપણ હું,
શી દિલ મહીં આશા છે ?
આ દિલની અભિલાષા,
ફળશે કે નહિ યારબ ? ૩

એ મારી હૃદય મૂર્તિ,
મળશે કે નહિ, યારબ ?
સ્વપ્નામાં જગત મારૂં;
મુજ સાથ વસાવે છે;
આંખો કદી આંખોથી,
દિલ–દિલથી મિલાવે છે !
એ સ્વપ્ન હકીકતમાં,
ફરશે કે નહિ, યારબ ? ૪

એ મારી હૃદય મૂર્તિ,
મળશે કે નહિ, યારબ ?
જીવન ને હૃદય જેનું,
ચિન્તન ને મનન જેનું;
આંખોમાં છબી જેની,
આંસૂમાં વહન જેનું !
રંગો એ જીવનમાં પણ,
ભરશે કે નહિ; યારબ ? ૫

એ મારી હૃદય મૂર્તિ,
મળશે કે નહિ, યારબ ?
એકવાર મળી એને,
હૈયામાં વસાવી લઉં;
દર્શનથી હૃદયની આ,
હું પ્યાસ બુઝાવી લઉં !
તું તારો કરમ મુઝપર,
કરશે કે નહિ, યારબ ? ૬

એ મારી હૃદય મૂર્તિ,
મળશે કે નહિ યારબ ?
આંસૂમાં ડૂબી જઇને,
દુનિયાને તરી જાઉં;
પાલવને હું આશાનાં,
મોતીથી ભરી જાઉં;
પૂરી કદી આશા તું,
કરશે કે નહિ યારબ ? ૭

એ મારી હૃદય મૂર્તિ,
મળશે કે નહિ, યારબ ?
શિકવાને શિકાયતમાં,
હે દિલ, શું ધરેલું છે ?
કિસ્મતને રહું, એ પણ,
કિસ્મતમાં લખેલું છે !
'નાશાદ'ની કિસ્મત પણ,
ફરશે કે નહિ, યારબ ? ૮

એ મારી હૃદય મૂર્તિ,
મળશે કે નહિ, યારબ ?

'નાશાદ'

# જો હું



# અબ્દુલ જબ્બાર અમીન

# ન હોત ?

હું અબ્દુલ જબ્બાર અમીન, જાતનો સલમાન, મારૂં છે સુરત નિવાસ-સ્થાન, મોટા ાછા છે કર્મ-સ્થાન, એજ કર્મ-સ્થાનેથી ીના બાર વાગે જગતના જાગતા કે માળા પતા, ઉંઘતા કે સુતેલાં લોકોને આ "ઢારવો" ા સંભળાવું છું કે સાંભળો હે લોકો, હું બ્દુલ જબ્બાર' અમીન, જો અબ્દુલ બ્બાર 'અમીન' ન હોત, પણ ધારો કે સૂર્ય હોત તો મુસલમાનોને "વન્નડારે તજલ્લા" કહી ચમકતા દિનની સોગંદ ાનિ કહેત કે હે મુસલમાનો ! સૂર્ય અને લમાનો એકજ ગુણના માદી છે. મારૂં કાર્ય તને લાભ પહેચાડનારૂં કર્તવ્ય પણ એજ ને હોવું જોઇએ, પણ અફસોસ, હવે તમે દો "ખુદા" ને લાભ પહોચાડવાને બદલે "ખલ્કુલ્લાહ" ના મોહતાંજ છો. જ્યારે સારૂંયે જગત તમારાથી લાભ પામતું; ત્યારે આખી દુન્યા તમારી હતી, આજે આખું જગત પારકાનું છે. તમે પરાધીન છો. જો "ખલ્કુલ્લાહ"ને લાભ પહેંચાડતું નથી તે ઝગઝિત સૂર્ય નથી, કાળી ઘનઘોર ઘટા છે; ઘોર અંધકાર છે, જેનાથી દરેક પ્રાણીને ઘૃણા ઉપજે છે.

જો હું "આકાશ" હોત, ઉંચે ઉંચે દેખાતું "ઇથર" હોતં તો દરેક રેડીઓની ડુંકી કે લાંબી લહેરોના કર્ણમાં કહેત કે આજે જગત આખું ખોટના ધધામાં પડેલું છે. હિટલર પણ ખોટમાં છે ને મુસોલીની પણ ખોટમાં છે. ચર્ચિલ પણ ખોટમાં ને સ્ટેનલીન પણ નુકસાનમાં છે. અંગ્રેજો પણ ખોટમાં છે ને હિન્દીઓ પણ તોટામાં છે, કેવળ તેઓજ

તેટામાં નથી કે જેઓ અલ્લાહ ઉપર આસ્થા રાખે છે, ને સત્કાર્યો કરે છે, જેઓ સત્યને વળગી રહે છે, તે સત્યને વળગી રહેતાં અડગ રહે છે.

જો હું ઉંચમાં ઉંચો પર્વત હોત તો જગતના લોકોને ઉંચ સાદે સંભળાવત કે આ પૃથ્વી એક વર્ષમાં ૩૬૫ ફેરા આંટા મારે છે, ને કોઇ કોઇ વાર ધ્રુજી યે ઉઠે છે, છતાં હું હમેશાં જેમ ને તેમ સ્થીર અને અડગ ઉભો છું, ને એજ અડગતાના કારણે હું જગતમાં મારૂં માથું સૌથી ઉંચુ રાખી રહ્યો છું. તમે પણ મુસીબતમાં, આફતમાં, સત્યને વળગી રહેવામાં, યુદ્ધમાં અડગ રહેશો તોજ જગતમાં સૌથી ઉંચા રહેશો. પછી તમારા આગળ નતો હિટલરનું બળ, કે ઇમ્પારીઆલીઝમ–શાહીવાદની શક્તિ બલ્કે સો શયતાનોની શક્તિ, કે દાનવીદળ કશા લેખામાં નથી. જો હું ઉંચુ ઝાડ હોત તો કહેત કે રાત્રી દિવસના પવનના સપાટા કૈયે મારૂં બગાડી શકતા નથી, પણ બાપડાં નાના નાના છોડવા જરા સરખી હવાની લહેર સાથે હાલતા ને રોલતા થઇ જાય છે. હા, પણ જ્યારે કોઇ સખત વાવાઝોડું કે વનનું તોફાન થાય છે ત્યારે મારૂં આવી બને . રે મને જડ મૂળથી ઉખેડી નાખે છે, મારો નાશ થાય છે. ને ત્યારે નાના છોડવાને કૈયે કસાન પહોંચતું નથી. મુજ ઝાડ અને નાના ડવાની ઉપમા બરાબર એક નેક ધર્મિષ્ટ ન્સાન અને એક બદકાર ઝાલિમ ઇન્સાનને .પી શકાય છે. જુલ્મી બદકાર લોકો ઝાડ ! છે. અને નેક અને સદાચરણી લોકો નનાં 'ડવાં છે. જેમ નાની હવાની લહેરો ઝાડને સાન કરતી નથી પણ છોડવાને હલાવી મુકે તેમ ઝાડો રૂપી બદકાર લોકોને રાત્રીદિનની 'તમાં ફસેલા દેખાતા નથી પણ નેક લોકો ાતા અને રાત દીન નાની આફતો વીટંબણા-ઓમાં ફસેલા હોય છે. બદકાર ઝાલિમો રાત દીન સુખમાં દેખાય છે પણ એક દીન તેમનો જડ મૂળીથી નાશ થાય છે. પણ નાના છોડવાનું નિકંદન થતું નથી.

એક સત્યમાર્ગી મુસલમાન અને એક કટ્ટર "કાફિર"ની દેખીતી મિસાલ પણ એવીજ હોય છે. એજ ઉપમા છે. અલ્લામઃ ઇનાયતુલ્લાહ મશરેકી પણ એજ ઉંચા ઝાડો (યુરોપીયન–પ્રજા)ની દેખીતી સાચી હાલત દેખી અને નાનાં છોડવા (મુસ્લિમ-પ્રજા)ની કફોડી હાલત દેખી ભ્રમણામાં પડયા કે ઝાડો (યુરોપીઅન બળવાન પ્રજા જ) મુસલમાન છે ને છોડવા (મુસ્લિમ–પ્રજા) કાફિર મુશરિક છે, પણ હું જો ઝાડ હોત તો ઇનાયતુલ્લાખાનને તેમની જેલમાં જઇ કહી આવત કે એ તમારી ભ્રમણા છે. તમે જે જોયું તે મૃગજળ છે, ને ન માનો તો ઝાડોની દશા શું થઇ રહી છે તે જરા યુરોપ તરફ લગાર નિગાહ કરી જુઓ.

જો હું ફુલ હોત તો મારી પ્રિયા–માશુકની નાઝુક ગ્રીવાનો હાર બની 'વસ્લ'નો લ્હાવો લેવાતી, અથવા માશુકની કબ્ર ઉપર પડી રહેવાની ધગશ ન રાખત પરંતુ દેશની આઝાદી માટે ઝઝુમનારા, દેશને ગુલામીમાંથી મુક્ત કરનાર વીર વિજેતાઓના ગળાના હાર બનવાની, અને દેશ અને ધર્મની ખાતર પ્રાણ–બલિદાન કરનાર, સત્ય અને સિદ્ધાંતની ખાતર મરી ફીટનાર શહીદોના જનાઝાના હાર બનવાની કે તેમની કબ્રના ફૂલ બનવાની ધગશ રાખત.

જો હું હાથી હોત તો શાહીવાદના સ્થંભ સમા પ્રજાપીડક રાજા મહારાજાઓ, નવાબોને, મારી અંબાડી ઉપર બેસવાજ ન દેત, પણ તેમને કહેત કે પ્રજાપાલક આઝાદ રાજા મહારાજા અને બાદશાહોજ મારા ઉપર સ્વારી

કરવાનો હક્ક ધરાવે છે. પ્રજા–પીડક દેશદ્રોહીનું આસન મારા ઉપર ! ને જો એ લોકો પરાણે બેસત તો સોગંદ છે કાબા–ઘરનો નાશ કરવા આવેલા મદમસ્ત હાથીઓવાળા દળને નાશ કરનારની, કે હું તેમને મારી પીઠ ઉપરથી સુંઢ વડે તોડી પાડી મારા પગ તળે કચડી નાંખત.

જો હું ગાય હોત તો "યુરે બક" (ગાય)ની સૂરા નાઝિલ કરનારની કસમ ખાઇ હિન્દના મહાન હાકેમ લોર્ડ લિન્લીથગોને કહેત કે આપ કેવળ સારા સારા સાંઢ આપીનેજ ખેડુતોની દશા સુધારી શકતા નથી, જરા ગૌ–પાલક ખેડુતોના ઝુંપડામાં રાત–વાસો રહી, કે તેમના ઝુંપડામાં થાળી ડીનરના બદલે ગામડી ડીનર લેત તો આપને જણાત કે તેમની ગાયોની અને ગૌપાલક ખેડુતોની કેવી દુર્દશા છે. હિન્દુઓ અને તેમની ગૌરક્ષક સભાઓને જણાવત કે તમો મારા માટે મુસલમાનો સાથે નકામું વેર રાખો છો. તેઓ તો ફક્ત વર્ષમાં એકવાર ઇદના દિવસે કેવળ મારી કુરબાનીજ કરે છે પણ દરરોજ ગોરી પલટણો માટે હજારો સંખ્યામાં મારી હત્યા થાય છે તેનું શું ? ગૌહત્યાની ખોટી રક્ષા કરવા જતાં મનુષ્ય હત્યા કરવું એ ક્યાંનો ધર્મ ?

જો હું હિન્દુસ્તાનનો હરિજન હોત તો ગાંધીજીને, ખ્રિસ્તી પાદરીઓને, અંગ્રેજોને અને સર્વે હરિજન ભાઇઓને કહેત કે જો "અછુતોધ્ધાર" કરવો છે, જો માણસને ગુલામીમાંથી તારવો છે તો મનમોહન સુંદર કુર્આનની મોરલી વગાડી જગતને મુગ્ધ કરનાર મુહમ્મદ (સ૦) નું અનુકરણ કરો, કે જેમણે અરબ અને "અજમ" માંથી ગુલામીનો નાશ કરી દેખાડી આપ્યું કે જગતમાંથી ગુલામી પ્રથા કેવી રીતે નાશ થઇ શકે છે. ચંદ્રમુખી–જગતના તારણહાર ખુદાના સેનાપતિ (સ૦) એ હબશી ગુલામ (બિલાલ(રદી.) કે જેમને ઊંચી જાતોવાળા કુરૈશી અરબો અછૂત અને નીચ સમજતા હતા, તેમને પોતાની હરોળમાં બેસાડી દીધા. નીચમાંથી એવા ઉંચ કર્યા કે આજે પણ કરોડો મુસ્લિમો તેમને માનથી સંભારે છે.

જો હું મહાન શહીદ ટીપુ સુલ્તાન હોત, તો કહેત કે હિન્દ–કોંગ્રેસ આજે હિન્દને આઝાદ કરવાની લડત "લડતે હૈં મગર સાથ મેં તલવાર ભી નહીં" ની નીતિએ લડી રહી છે. પણ મેં તો હિન્દને પરદેશીઓથી આઝાદ કરવાની લડત આજથી એક સદી પહેલા ઉપાડી હતી. પણ અફસોસ કે જેમ આજે તમને મીર જાફરો, અમીચંદો, નિઝામો અને પેશ્વાઓ નડે છે તેમ મને પણ નડયા હતા. છતાં પણ હું તો મરતાં સુધી આઝાદી પંથે ઝઝુમ્યો. કારણ ! મારૂં તો સૂત્ર એ હતું કે "સો વર્ષના શિયાળ–જીવન કરતાં એક દિવસનું સિંહ–જીવન વધુ બહેતર છે" ને ખરેજ ગુલામી–જીવન કરતાં તો મોત બહેતર છે; ને મેં ગુલામી જીવન કરતાં મોતને પસંદ કર્યું. પણ આજે મને અફસોસ થાય છે કે મારા શત્રુઓથી હિન્દને આઝાદ કરવામા હિન્દુઓ અગ્ર ભાગ લે છે, પણ બહુધા મુસલમાનો જેઓ મને આજે પણ

"હરમ્યાતે કારે શારે કરો દર
વરકરો મારા બદંગે આખેરો."

અર્થાતઃ–ધર્મ અને અધર્મતા વચ્ચેના જંગના ઇસ્લામ રૂપી ભાથાનું અંતીમ તીર મને કહે છે છતાં તેઓ મારે પગલે ચાલતા નથી, પણ પાછળ પડતા દેખાય છે. જોઇતું તો એ હતું કે મુસ્લિમોએ આઝાદીની લડતમાં આગેવાની ભર્યો ભાગ ભજવવો હતો કારણ કે દરેક મુસલમાન અલ્લાહનો સિપાહી છે, જગતમાંથી શેતાની સત્તાનો નાશ કરી અલ્લાહની સત્તા સ્થાપન કરવી એ તો મુસલમાનની મોટામાં મોટી ફર્જ છે "વલિલ્લાહે મુલ્કુસ્સમાવાતે વલ

અલ્હ્દ" કુર્આની સુત્ર છે. પવિત્ર અને મુકદ્દસ મહાન સિપેહસાલારે (સલ૦) એક મહાન સેના (મુસ્લિમ રાષ્ટ્ર) સંગઠીત કરી હતી, અને તે પવિત્ર હસ્તીએ દરેક મુસ્લિમ સિપાહી માટે કાનૂન રચ્યા હતા, તે કાનૂન ઉપર મુસ્લિમોનો અમલ રહ્યો નથી. દરેક મુસ્લિમ તો ખુદાઇ સેનાનો સૈનિક છે. સૈનિકોમાં તો ઝગડો કે કુસંપનું નામ ન હોવું જોઇએ પણ એજ સૈનિકો મુસલમાનોમાં કેવા કેવા માંહો માંહેના ઝગડા છે કે ન પૂછો વાત? તું કાફિર છે, તું શિયા છે, તુ સુન્ની છે, તું વહાબી છે, તું બીદઅતી છે, તું કાદીઆની તો તું દેહરીયો છે, તું કોંગ્રેસી કાફિર છે તો લીગી-ગદ્દાર છે, તું સરકાર પરસ્ત છે તો તું હિન્દુ પરસ્ત છે એવા બકવાટો જ્યાં લગી હિન્દી મુસ્લિમો ન મૂકશે ત્યાં લગી હે હિન્દી મુસ્લિમ તું સાચો મુસ્લિમ નથી. તે જ્યાં લગી તું સાચો સિપાહી નથી ત્યાં લગી તું આઝાદ રહી શકતો નથી. આજે અંગ્રેજોનો ગુલામ છે તો કાલે હિન્દુ બહૂમતીનો કે અન્ય પરદેશી સત્તાનો ગુલામ રહેવાનો, ઉન્નતિ તો તને કદી વરસેજ નહી.

જો હું હીન્દનો પ્રથમ વિજેતા વીર મુહમ્મદ બિન કાસિમ હોત તો હિન્દના મુસ્લિમ યુવાનોને કહેત કે હું સત્તર વર્ષની વયે બાર હજાર સઇનીકો સહીત સિંધ ઉપર ચઢી આવ્યો હતો. મુઠ્ઠીભર મુસ્લિમો વડે લાખોના હિન્દુદળ તે હરાવી સિંધ પંજાબ ઉપર પ્રથમ ઇસ્લામી પતાકા ફરકાવી હતી, ને દેશમાં એવી ન્યાય નીતિએ સુવ્યવસ્થા કરી હતી કે મારા પછી હિન્દુઓ મારી મૂર્તિ બનાવી પૂજતા હતા. બાર હજાર મુસ્લિમો તો કરોડોથી ડર્યા નહીં ને આજે તમે નવ કરોડના સંખ્યાબળ સાથે હિન્દુ બહુમતીથી ડરો છો! કરોડોની સંખ્યામાં હોવા છતાં ઉંચે કરી શકતા નથી. આજે તો યુવાનોનો જમાનો છે. તમારી પાડોશી કોમના યુવાનોની મનોવૃત્તિ ને પ્રવૃતિઓ જુઓ. આજે તેમના યુવાનોજ નહીં પણ વૃધ્ધો ઓઓ સુદ્ધાના ઉત્સાહ. ધૈર્ય, ને જોમ યુવાન અને સતેજ બન્યાં છે. ત્યારે મુસ્લિમ યુવાનો યુવાન છતાં તેમના વિચાર વાણી ને ઉત્સાહ વૃધ્ધ જેવા લાગે છે. મુજ યુવાનના હાથે જ આ દેશમાં પ્રથમ ઇસ્લામી વિજય પતાકા ફરકી હતી માટે યુવાનોએજ દેશ અને કોમના ઉદ્ધારક બનવું જોઇએ. જો હું **મહમૂદ ગઝનવી** હોત તો કહેત કે તમે તો એટલુંજ જાણો છો કે હુ હિન્દુઓનો શત્રુ હતો, મૂર્તિભંજક હતો, પણ જો હિન્દુઓનો શત્રુ હોત તો હિન્દુ સેનાપતિ સહિત હિન્દુસેના ન રાખત. મૂર્તિઓનું ખંડન કરવાની મારી મહત્વાકાંક્ષાથીજ મે ૧૭ હુમલાઓ કર્યા નથી, બલ્કે એના કારણો વિવિધ છે તે ખરા ઇતિહાસ-જ્ઞાનીઓથી અજાણ્યુ નથી.

મુસ્લિમોને હું કહેત કે મુર્તિઓએ આખા હિન્દ ઉપર બિછાવી રાખેલ જાદુઇ તિલસ્સમ તોડવા આવેલ એ વાત ઠીક પણ આજે તમે એક ખુદાને માનનારા પણ એજ બુતોના જાદુમાં ફસી ગયા છો, તમે એક નહિ અનેક "બુતો"ને પૂજો છો, છતા "મુવહ્હિદ" હોવાનો જુઠો દાવો કરોછો, લ્યો હુંજ તમારા મુખ્ય દશ બુતો ગણુ છું., (૧) પ્રથમ તમારી દરગાહ પરસ્તી (૨) તાઝીયા-પરસ્તી, (૩) રસ્મોરિવાજ પરસ્તી (૪) મગરેબી-ફેશન પરસ્તી, (૫) દૌલત કે સરકાર પરસ્તી, (૬) સટ્ટા પરસ્તી, (૭) જુગાર પરસ્તી, (૮) રેસ પરસ્તી, (૯) વેશ્યા-પરસ્તી, (૧૦) શરાબ-પરસ્તી. એ છે તમારા દશ બાતિલ બુતો કે જે તમારી આત્મિક, નૈતિક, આર્થિક અને રાજ્યકિય ઉન્નતિને આડે આવે છે.

હું હિટલર હોતતો જગતને કહેત કે મેં યાહુદીઓ-ધનકુબેરો સામે જે જિહાદ પોકારી

છે તે મનમોહન સુંદર કુર્આનની ભવિષ્યવાણી કે "યાહુદીઓ જ્યાં જશે ત્યાં ઝલીલ થઈ ઠંકારાશે" જાણી લીધા પછીજ તેમની સામે જેહાદ પોકારી છે. મારે હાથે કુર્આનની એક ભવિષ્યવાણી પુરી થઇ છે, ને સાથે એ પણ કહી નાંખત કે કુર્આની ફીટકાર પામેલી પ્રજાનો જે પ્રજાઓ સાથ આપશે તેનું પણ પતન થશેજ. જો હું હિટલર હોત તો હીન્દની આઝાદીની લડત પહેલાં હિટલરની પેઠે એક પૂર્ણ યોજના ઘડત, અને યુરોપના દેશો જીતવા શરૂ કરવા પહેલાં જેમ હિટલરે એ યોજના ઘડનાર ત્રણસો સાથીઓને દેશ માટે કત્લ કર્યા પછીજ લડત શરૂ કરી કે આખો દેશ ફક્ત એકજ હિટલરની આજ્ઞાનું પાલન કરે, તેમ હું પણ પ્રથમ ઘણા લીડરોનો ઘાણ કઢાડતને દેશદ્રોહી લીડરોનું તો કાસળજ કઢાડત કે જેથી આઝાદીની લડત માટે આખો દેશ એકજ અવાજે ઉભો થઇ જાત. આજે દેશમાં જેટલા લીડર તેટલા પક્ષો પડ્યાછે ને "ઝાઝે ખલાસીએ વહાણ ભારી" જેમ આઝાદીની લડતના હાલ થયા છે।

જો હું મુસ્લિમ લીગના પ્રમુખ મી. જિન્નાહ હોત તો "ઇસ્લામી કલચર" "ઇસ્લામ" અને "ઉર્દૂ" ભાષાની રક્ષા કરવાની વાતો કરવા પહેલાં મારા ખાનપાન, પહેરવેશ, વાચા અને વર્તન સર્વે ઇસ્લામી કલચર પ્રમાણે રાખત. ઉર્દૂની હિમાયત કરવા પહેલાં સર્વ વાતચીત પત્ર વહેવાર ઉર્દૂમાંજ કરત અને અંગ્રેજીનો તો એક શબ્દ પણ ન બોલત।

મુસ્લિમોને કહેત કે કોઇ અદના મુસ્લિમને પણ નમાલો નિર્બળ કે બેકાર ન ગણો, અને પોતે પણ પોતાને એવા ન સમજો કારણ કે ઇમાનદારમાં હજુયે ઇસ્લામ શક્તિની ચિણગારી મૌજુદ છે કે જે ચિણગારીનીજ જ્વાળાએ મુસલમાનોને પોણી દુન્યાના માલિક બનાવી દીધા હતા, "ખુદાની રસ્સીને મજબૂત પકડો, એમાં તડ પાડો નહિ, નિકર તમારી હવા બગડી જશે" એ કુર્આની સોનેરી સુત્ર ઉપર હિન્દી મુસ્લિમોને પહેલા અમલ કરાવી અલ્લાહના સિપાહીઓ (મુસ્લિમો) ને એકજ હરોળમાં એવા અડગ ગોઠવી દેત કે જાણે કોઇએ સીસાને પીગળાવી ભીંત ઉભી કરી દીધી છે।

જો હું ગાંધીજી હોત તો સૌથી પહેલાં હું જગતના તારણહાર મુહમ્મદ (સ૦) ના સત્યજીવન (ઉસ્વયે હસનાહ) નો અભ્યાસ કરત ને તે ઉપર મનન કરત, કે મહા સર્વોત્તમ પુરૂષે જગતમાં એવું સત્યાગ્રહી જીવન જીવી દેખાડ્યું છે, ને તેઓ એવા સાચા સત્યાગ્રહી હતા શત્રુઓ એમના પર ગંદી વસ્તુઓ નાંખતા, ગાળો ભાંડતા, પત્થરોનો વરસાદ વરસાવતા, લોહી લુહાણ કરતા; છતાં અલ્લાહ પાસે એમના સુધારણાની દુઆ વગર એક શબ્દ વદીક ન કહેતા આપે જિહાદી-જીવન પણ જીવી દેખાડ્યું છે, કારણકે અહિંસાત્મક સત્યાગ્રહની લડત સર્વ સમયે અને સર્વ દિશામાં સફળ થતી નથી, પણ આત્મરક્ષણની ખાતર સમય પડતાં શસ્ત્રોનો, આસરો યે લેવો પડે છે. તેઓના જિહાદી-જીવન ઉપર પણ હું મનન કરત, અને આજે કટોકટીના સમયમાં હિંસાના બ્હાને કોંગ્રેસને બકરી જેવી બનાવી દેવાની તોડી પેરવી ન કરત, પણ એવે સમર્થ અખીલ પક્ષોને એકત્ર કરી કોંગ્રેસના વહાણને સીધે માર્ગે દોરત.

જો હું ગાંધીજી હોત તો વળી "હિન્દુસ્તાની" ના બુરખામાં સંસ્કૃતમય હિન્દી ભાષાને બદલે ઉર્દૂ ભાષાનેજ રાષ્ટ્રિય ભાષા તરીકે જારી કરત. કારણકે ઉર્દૂ ભાષામાં ઉર્દૂ લીપીનો પહેલો અક્ષર "અલિફ" છે જે અલ્લાહ, અને ઓમ, ની યાદ આપે છે, બીજો અક્ષર "બે" કે "વ" કે જે "રામ" અને "રહીમ" અને "બેરહી" તરફ ઇશારો કરે છે. ત્રીજો અક્ષર "દાલ" કે

"દ" છે જે દયા અને દિલને સન્મુખ કરે છે. ચોથો અક્ષર "વાવ" કે "વ" છે કે જે "વતન" "વસ્લ" (મિલન) અને "વિચાર" ની આશા આપે છે. વળી હિન્દુ ભાઈઓને કહેત કેઃ-

"યહી ઉર્દૂકી શાન હય પ્યારે
મેરી તેરી ઝબાન હય પ્યારે
ગલત ઈસ્લામ હય બહેરીકા
પેદ ક્વહેરી ઝબાન હય પ્યારે"

વળી ગાંધીજીની પેઠે દેશને આઝાદી માટે જાગ્રત કરીનેજ બેસી રહેત નહિ, ને માશુકના પેચો ખમવાળી કાળી કાળી લટોથી દેશને છોડવવાની ધગશ રાખવા છતાં ફરી ફરીને કાળી નાગણના તાંડવ નૃત્યના નાઝ નખરામાં ફસાઈ જાત નહિ. માશુકની જાળમાંથી દેશને તારી તેનો ઉદ્ધાર કરત ત્યારેજ જંપ લેત.

જો હું સર સિકંદર હયાતખાન પંજાબનો વડો પ્રધાન હોત, તો હઝરત ઉમર (રદી૦) પેઠે વગર પગારે દેશ અને પ્રજાની સેવા કરત, ઉંચા ઉંચા મહેલોને કોઠીયોમાં સુવા કરતાં લાહોરની મસ્જિદોમાં સુઈને એવી ધાક બેસાડત કે શત્રુઓનો હાજાં ગગડી જાત. જ્યાં લગી અરબ, અજમ, પેલેસ્ટાઈન અને શામ આઝાદ ન થાત ત્યાં લગી ચેનથી ન ઉંઘત. ઈંગ્લાંડને બચાવવા જતાં પહેલાં હિંદ નેજ બચાવવાનો વિચાર કરત।

જો હું "એકાર" હોત તો એવા હાસ્યરસિક લેખો લખત કે લોકો પેટ પકડીને હસતાં ફરી એમ થાત કે હિન્દની સર્વે ક્ષય-નિવારણ હોસ્પિટલના ડૉક્ટરો મારાજ લેખોને દવા તરીકે વાપરત! કારણ કે હસવાથી ક્ષયરોગ દૂર થાય છે એમ હકીમોનો મત છે। વળી હું કારવાંના તંત્રી સાહેબને ફરજ પાડતે કે તેઓ મારા લેખો વાળા "કારવાં" ની એકેક નકલ દરેક તે ઘરવાળી કુટુંબને શોધી શોધી ને તેના ઉપર મફત મોકલે કે જે કુટુંબમાં મૂર્ખ માબાપોની કુબુદ્ધીના પ્રતાપેજ મુસ્લિમ-કુમારિકાઓ આધેડ થઈ જવા આવી છે છતાં કુંવારીઓ રહી છે, ને ગમ અને ગુસ્સો પી પીને ક્ષય-રોગનો ભોગ બની છે. અથવા જે કુટુંબમાં શૌહરોના સિતમ, કે વિરહ વેદનાથી સમાજની સિતમગર સ્ત્રીઓમાં પીસાતાં ક્ષયના રોગને વરી છે, કારણ કે જો એમ થશે તો મુસ્લિમ-સ્ત્રીઓમાં આજકાલ જે ક્ષયનું પ્રમાણ વધી ગયું છે તે કંઈક અંશે "કારવાં" ના પ્રતાપે ઓછું થશે.

પણ અફસોસ, કે હું ઉપર લખેલી નાની કે મહાન વ્યક્તિઓમાંથી એક નથી, પણ કેવળ એક "આમીન" છું!



# ઉર્દૂ ગદ્ય

આરેફ જોગેશ્વરી

ઉર્દૂ ગદ્યની શરૂઆત ક્યા સમયમાં થઇ તેનો કાયમી ફેંસલો કરી શકતો નથી. કેટલાક લેખકો શેખ એનુદ્દીન ગંજુલ ઇલ્મની ધાર્મિક પત્રિકાઓને ઉર્દૂની સર્વથી પુરાણી પત્રિકાઓ ગણે છે, પણ એ માન્યતા હવે ખોટી ઠરી છે. શેખ એનુદ્દીન સ. ૭૦૬ હિજરી પછીના સમયમાં થઇ ગયા હતા. હાલમાં ઘણી કોશિશો અને શોધખોળને અંતે એક બે કૃતિઓ એવી મળી આવી છે જે સ. ૫૦૦ હિજરીના લગભગ લખાઇ હતી.

ઉર્દૂ ગદ્યનો આરંભ ગમે તે સમયમાં થયો હોય પણ એટલું તો ચોક્કસ સાબિત થઇ ચૂક્યું છે કે એની ઉત્પત્તિ દક્ષિણમાં થઇ. ધાર્મિક વડાઓ માટે એ ઘણું જરૂરનું હતું કે પોતાના મુરીદો તથા નવ મુસ્લિમોને ધાર્મિક શિક્ષણ સરળ અને સહેલી રીતે આપે. આ કારણથી ઉર્દૂ ગદ્યની શરૂઆત થઇ. એ તે વખતની કૃતિઓ જોતાં જણાઇ આવે છે કે તે સમયની બધી કૃતિઓમાં ધાર્મિક કામો અને શિખામણોની સમજુતી આપવામાં આવી છે. આ કારણને લઇને ઉર્દૂમાં સર્વથી પહેલાં ધાર્મિક કામો સૂચવતા અરબી અને ફારસીના એવા શબ્દો દાખલ થઇ ગયા, જેને સમજાવવા માટે સ્થાનિક ભાષામાં શબ્દો ન હતા. આ શબ્દો આજે પણ રિવાજ પામી ગયા છે.

પહેલો દૌર:—પહેલા દૌરના આરંભમાં હઝરત ખ્વાજા બન્દાનવાઝની "મેરાજુલ આશિકીન" અને મીરાનજી શમ્સુલ ઉશ્શાકની "જલ તરંગ" નોંધવા પાત્ર છે.

આ દૌરનો દરમ્યાની સમય દશમી સદી હિજરીથી શરૂ થાય છે. આ દરમ્યાની સમયની મશહૂર કૃતિઓ. મૌ. અબ્દુલ્લાહની "અહલા મુરસલાત" અને મુલ્લા વજહીની "સબરસ" છે. આ ઉપરાંત તસવ્વુફની પણ થોડી ઘણી કિતાબો લખવામાં આવી હતી.

આ દૌરનો આખરી સમય ઉત્તર હિન્દનો સમય છે. દક્ષિણમાં ગદ્ય લખાવાને ચારસો વર્ષ સુધી ઉત્તર તરફ કોઇને ગદ્યમાં લખવાનો વિચાર આવ્યો ન હતો. અંતે મૌ. ફઝલી ગદ્યમાં લખવા પ્રેરાયા અને તેમણે "દહ મજલીસ" લખી. એ સિવાય હઝરત શાહ અબ્દુલ કાદિર (રહ)એ કુર્આન શરીફનો પહેલી વાર ઉર્દૂમાં તર્જુમો કર્યો. વળી મીર ઇન્શાએ "દર્યાએ લતાફત"ની રચના કરી. એમાં ઉર્દૂ વ્યાકરણ ફારસી ભાષામાં સમજાવવામાં આવ્યું છે

પહેલા દૌરના શરૂના સમયની ભાષા ઘણી વખતે મુશ્કેલીથી સમજવામાં આવે છે, કારણ કે ભાષાએ કોઇ ખાસ રૂપ પકડયું ન હતું. આ સમયમાં હિન્દી, તામીલ, અને તેલુગુની સાથે કેઇ ફારસી, અરબીના શબ્દો વપરાતા હતા. દરમ્યાની અને આખરી સમયમાં હિ અર્થી શબ્દો અને મુકફ્ફા (કાફીયાની પાબંદી વાળી ઇબારત જેમાં વઝનનું હોવું જરૂરી નથી) અને મુસજ્જઅ (જેમાં કાફીયાની પાબંદી હોતી નથી પણ વઝનનું હોવું જરૂરી છે) ઇબારતો લખવાની શરૂઆત થઇ, વળી ફારસી, અરબીના કેટલાક

ભદ્દા, મુશ્કેલ અને ભારી શબ્દો વપરાશમાં આવવા લાગ્યા.

**બીજો દૌર**:–અંગ્રેજોની હિન્દમાં વધતી જતી સત્તાએ આ દૌર પર ઘણી અસર કરી. ઉપર જોઇ ગયા કે ભદ્દા અને ભારી શબ્દો ભાષામાં દાખલ થઈ ગયા હતા અને તેથી ભાષામાં બગાડો વધવા પામ્યો હતો. એ બગાડને દૂર કરવાનો સમય હવે આવી પહોંચ્યો હતો.

કલકત્તામાં આજ સમયે ફોર્ટ વિલિયમ કોલેજ સ્થપાઈ. દેશમાં અંગ્રેજી સત્તા વધતી જતી હતી અને તેથી કારકુનોની મોટી જરૂરત પડયા કરતી હતી. એમને દેશની સામાન્ય ભાષા શિખવાની પણ અગત્યતા હતી. એના પ્રિન્સિપાલ ડૉ૦ ગીલ્ક્રાઇસ્ટને ઉર્દૂ સાથે ઘણી હમદર્દી હતી, તેથી એમણે ઉત્તર હિન્દના મશ્હૂર સાહિત્યકારોને તેડાવ્યા અને તેમની પાસે સરળ અને સાદી ભાષામાં પુસ્તકો રચાવવાનું શુરૂ કર્યું. એ ઉપરાંત તેમણે પોતે પણ વ્યાકરણ અને ડિક્ષનરીની અંગ્રેજીમાં રચના કરી.

આ દૌરની બધીજ કૃતિઓ ફારસી કિસ્સા કહાણી પરથી અનુવાદ થયેલી છે. મશ્હૂર સાહિત્યકારો મીર અમ્મન દહેલ્વી, હૈદરબખ્શ હૈદરી, બહાદુરઅલી હુસૈની, શેરઅલી અફસોસ, મીરઝાઅલી લુત્ફ અને રજબઅલી બેગ સુરૂર છે.

ભાષામાં ઘણો સુધારો થયો. બેડોળ દક્ષિણી શબ્દોની જગ્યા હિન્દીના સુંદર અને રસીલા શબ્દોએ લીધી. એ બધું છતાં લેખકો મુકફ્ફા અને મુસજ્જઅ ઇબારતો ત્યાગી શકયા નહિં. ભાષામાં બનાવટ વધી ગઈ, અતિશયોક્તિ ભર્યા વિષયો (મુબાલિગા) વધી ગયા, જેને લીધે સાદગી દૂર થઇ ગઈ. એનું દ્દષ્ટાંત રજબઅલી બેગ સુરૂરના "ફસાન-એ-અજાયબ"માં જોઇ શકાય છે.

**ત્રીજો દૌર**:–આ દૌર મીરઝા ગાલિબથી શુરૂ થાય છે. એના પહેલાં અને એનાં સમયમાં "ફસાન-એ-અજાયબ"ની શૈલી દેશભરમાં લોકપ્રિય થઇ પડી હતી, અને લોકો એનું અનુકરણ કરવાના પ્રયત્નો કરતા હતા. એવામાં 'ગાલિબે' ફારસીને બદલે ઉર્દૂમાં પત્રો લખવાનું શુરૂ કર્યું. એને માટે 'ગાલિબ'ની મુશ્કિલ પસંદી અને આમ રિવાજ વિરૂદ્ધ ચાલવાની આતુરતા જવાબદાર હતી. 'ગાલિબ'ના પત્રો ઉર્દૂ સાહિત્યમાં ઘણું ઉચ્ચ સ્થાન ધરાવે છે, કારણ કે એની શૈલી એવી છે કે ઘણી કોશિશો છતાં એને કોઈ નકલ કરી શક્યું નથી. એમાં રમૂજ ઉપરાંત પત્રની ઢબ એવી છે કે જેને પત્ર લખ્યો હોય તેની સાથે જાણે વાતો ન કરતા હોય!

'ગાલિબ'ના પત્રો જોઇનેજ સર સૈયદ મર્હૂમના ધ્યાનમાં આવ્યું કે ઉર્દૂ ને વધુ વિશાળ બનાવવા માટે "ફસાનએ અજાયબ"ની શૈલીની જરૂર નથી પણ "ગાલિબ"ની શૈલીની જરૂર છે. આજ સમયમાં ૧૮૫૭નો બળવો થયો; જેમાં હિન્દીઓને ઘણું નુકસાન થયું. ખાસ કરીને મુસ્લિમો એકદમ બરબાદ થઇ ગયા. એમને વધુ બરબાદીમાંથી બચાવવા માટે સર સૈયદ એ ચળવળ શુરૂ કરી. આ ચળવળનો સંબંધ ખાસ કરીને આમ મુસ્લિમો સાથે હતો, કારણ કે નવા વિચારો ફેલાવવાની આમ મુસ્લિમોમાંજ ખાસ જરૂરત હતી. તેને માટે બિલ્કુલ સાદી અને સરળ ભાષાની અગત્ય હતી. આ હકીકત ધ્યાનમાં રાખી તેમણે "તહઝીબુલ અખ્લાક" નામનું માસિક કાઢયું. આ તેજ માસિક છે કે જેણે ઉર્દૂ ગદ્યમાં એકદમ પરિવર્તન કરી નાખ્યું. સરસૈયદના વિરોધીઓએ પણ એમની વિરૂદ્ધ પ્રચાર શુરુ કર્યો. આ પ્રચારકોએ પણ સાદી અને સરળ ભાષાનો ઉપયોગ કર્યો, જેને લીધે પુરાણી શૈલીની અસર દૂર થઈ. ઉર્દૂની આજની વિશાળતા અને લોકપ્રિયતા સર સૈયદનેજ આભારી છે. સર સૈયદ "આસાર-

રસનાદીદ," "જીશાજીલ કુલુબ", "તારીખે બિજ-નોર" અને "અસ્બાબે બગાવતે હિન્દ" નામના મશ્હૂર પુસ્તકોના કર્તા છે.

સર સૈયદના સાથીઓએ પણ ઉર્દૂ ગદ્યમાં પણો નક્કર ફાળો આપ્યો છે. એમના મંડળમાં 'હાલી, 'શિબ્લી', 'આઝાદ', ઝકાઉલ્લાહ નઝીર અહમદ, મુહસિનુલ મુલ્ક, વિકારુલ મુલ્ક મશ્હૂર છે.

મૌ. 'હાલી' મર્હૂમે જીવન ચરિત્ર લખવાનો આરંભ કર્યો. "હયાતે સાદી", "યાદગારે ગાલિબ" અને 'હયાતે જાવીદ," એમની મશ્હૂર કૃતિઓ છે. ઉર્દૂ પદ્ય પર ચર્ચા કરતું એક પુસ્તક લખ્યું હતું જે પણ ઉપયોગી થઈ પડ્યું છે.

અલ્લામા 'શિબ્લી' ઉર્દૂ સાહિત્યમાં ઘણું ઊચું સ્થાન ધરાવે છે. તેઓ શાયર, ફિલ્સૂફ, મુહદ્દિસ, ચરિત્ર લેખક, સુધારક અને ઇતિહાસકાર તરીકે મશ્હૂર છે. એમણે ઇસ્લામના શાનદાર ભૂતકાળ પર ઘણી શોધખોળ કરી છે. "અલમામૂન", "અલફારૂક", "અલગિઝાલી" "સીરતુન્નુઅ્માન", "અલ કલામ" "ઇલ્મુલ કલામ" વિગેરે મશ્હૂર પુસ્તકો લખ્યા છે, પણ એમનું મશ્હૂર કારનામું "સીરતુન્નબી" છે. જેની ઉપર એમને પોતાને પણ નાઝ હતો છતાં પોતાની આ તમન્ના પુરી ન કરી શક્યા. બેજ જિલ્દ લખી હતી કે ઝિન્દગીએ યારી ન આપી પણ એમના શાગિર્દ મૌ. સૈયદ સુલેમાન નદવીએ એને પૂર્ણ કરી એ ખોટ પુરી દીધી છે. મૌ. શિબ્લી પોતાની પાછળ મૌ. સૈયદ સુલેમાન તથા મૌ. અબ્દુસ્સલામ જેવા આલિમો મૂકી ગયા છે જેઓ આજે પણ ઉર્દૂની ખિદમત કરી રહ્યા છે.

મૌ. મોહંમદ હુસૈન આઝાદ ઉર્દૂના નામવર લેખક છે. એમની કૃતિ "આબે હયાત" પોતાની અનોખી તર્ઝ અને રંગીન શૈલી માટે ઘણીજ મશ્હૂર છે. ઉર્દૂ ભાષાના ઇતિહાસ પર એ પહેલુંજ પુસ્તક છે, "નૈરંગે ખિયાલ" "સુખનદાને ફારસ" અને "દરબારે અકબરી" એમની કૃતિઓ છે. "દિવાને ઝૌક" પણ શોધખોળ અને મહેનત પછી છપાવી પ્રગટ કરાવી પોતાના ઉસ્તાદ અને મહાન શાયરને ગુમનામીમાંથી બચાવી લીધા છે.

એ સિવાયના સર સૈયદ મર્હૂમના સાથીઓમાં ડિપ્ટી નઝીર અહમદ અપ્રતિમ નોવેલ લેખક તરીકે, મૌ. ઝકાઉલ્લાહ ફિલ્સૂફી વિષયોના લેખક તરીકે તથા મુહસિનુલ મુલ્ક અને વિકારુલ મુલ્ક ધાર્મિક વિષયોના વિવેચક તરીકે મશ્હૂર છે.

મૌ. શરર એ ઇતિહાસિક નોવેલો લખવાનું શરૂ કર્યું. ઇતિહાસ જેવા શુષ્ક વિષયને એમણે પોતાની નોવેલો દ્વારા રસિક બનાવ્યો. એમની નોવેલો "ઐયામે અરબ" "ફિરદોસે બરીં", "ફ્લોરા ફ્લોરેન્ડા" મશ્હૂર છે. એ સિવાય એમણે ઘણા લેખો પણ લખ્યા છે.

"ફસાને એ આઝાદ" લખી રતનનાથ "સરશાર" ઉર્દૂ સાહિત્યમાં અમર થઇ ગયા છે. એમાં લખનૌની રહેણી કરણી, પોશાક, બોલચાલ વિગેરેનો આબેહૂબ ચિતાર રજુ કર્યો છે. ખોજીનું કેરેક્ટર એક જીવતી જાગતી તસ્વીર છે. એ એમના ઉર્દૂ ભાષા પરના કાબુની સાક્ષી પુરે છે.

ચોથો દોરઃ-ચોથો દોર ઇ. સ. ૧૯૦૧થી શરૂ થાય છે. હાલના બધા લેખકો આજ દોરમાં ગણી શકાય. આ દોરમાં પશ્ચિમના વિજ્ઞાનીઓ તથા ફિલ્સૂફોના ઘણાં ખરા પુસ્તકોનો અનુવાદ થઇ ચૂક્યો છે અને હજુ પણ આ કામ ચાલુ છે.

સર અબ્દુલ કાદિર એ 'મખ્ઝન' નામનું પત્ર ૧૯૦૧માં ચાલુ કર્યું. એનાથી હાલના પ્રસિદ્ધ લેખકો પ્રકાશમાં આવ્યા. આ પત્રે ઉર્દૂ ગદ્ય અને પદ્ય બંનેમાં સુંદર ફાળો આપ્યો છે.

મૌ. અબુલકલામ આઝાદ, મૌ. ઝફરઅલી તથા મૌ. અબ્દુલ માજિદ દર્યાબાદી આ દોરના.

સિદ્ધ હસ્ત લેખકો છે. તેઓની શૈલી ઘણી જોરદાર હોય છે. અરબી ફારસીના સુંદર શબ્દોનો ઉપયોગ કરે છે, જેથી શૈલી ઘણી શાનદાર થઈ જાય છે. મી. આઝાદે પોતાના પત્રો "અલહિલાલ" અને "અલ બલાગ" દ્વારા ઉર્દૂની સેવા કરી. મૌ. અબ્દુલ માજિદ "સિદક" દ્વારા તેમજ મૌ. ઝફર અલીખાન "ઝમીંદાર" દ્વારા ઉર્દૂની હજી પણ ખિદમત કરી રહ્યા છે.

અન્જુમને તરક્કીએ ઉર્દૂના સેક્રેટરી મૌ૦ અબ્દુલ હક એ પોતાની આખી જીંદગી ઉર્દૂની સેવા અર્થે ગુજારી છે. આટલી ઉંમરે છતાં ઉર્દૂ માટે તનતોડ કોશિશો કરી રહ્યા છે. હાલમાં ઉર્દૂ વિષે જે ચળવળો ઉભી થઇ છે તે એમનેજ આભારી છે. એમની અન્જુમન પુરાણા શાયરો અને પુરાણા સાહિત્ય વિષે શોધ ખોળ કર્યા કરે છે, અને તેને છપાવી પ્રગટ કરે છે. વળી યુરોપના મશહૂર સાહિત્યકારોના પુસ્તકોનો પણ અનુવાદ કરાવે છે. "ઉર્દૂ" અને "સાયન્સ" નામના ત્રિમાસિક પત્રો પ્રગટ કરે છે.

ઉસ્માનિયા યુનીવર્સિટિ ઉર્દૂને ઘણું ઉત્તેજન આપે છે. આ વિદ્યાપીઠમાં ઉર્દૂદ્વારા કેળવણી અપાય છે. એની જરૂરીયાતોને પહોંચી વળવા એક અનુવાદ મંડળ (દારૂત્તર્જુમા) છે જે ઉપયોગી પુસ્તકોના અનુવાદ કરાવી પ્રગટ કરાવે છે.

મુન્શી પ્રેમચંદ અને પંડિત સુદર્શન એ નવલિકાઓ લખી પ્રસિદ્ધિ મેળવી છે. આગા'હશ્ર' કાશ્મીરી મર્હૂમ ઉર્દૂ ડ્રામાના શેક્સપીયર મનાય છે.

હાલના મશહૂર ગદ્ય લેખકો: મૌ૦ અબ્દુલ હક, મૌ૦ અબુલ કલામ આઝાદ, મૌ૦ અબ્દુલ માજિદ દર્યાબાદી, ખ્વાજા હસન નિઝામી, સર અબ્દુલ કાદિર, સૈયદ સજ્જાદ હૈદર, નિયાઝ ફતહપુરી, મુન્શી દયાનારાયન નીગમ, મૌ૦ સુલેમાન નદવી, મૌ૦ અબ્દુસ્સલામ નદવી વિગેરે છે.





# સુલતાન



યુવાન હૈયાં ઉકેલતી મુસ્લિમ સંસારની સામાજિક નવલ

લેખક: "તુરાબ"

પ્રકરણ ૨ જું

## મિત્ર મંડળી

સુલતાન શયનખંડમાંથી બહાર આવતાં મહેરુન્નિસાએ મલકાતાં મલકાતાં નાસ્તો કરાવ્યો. સુલતાને હાથ પર ઘડિયાળ બાંધ્યું હતું. મહેરુન્નિસા બોલી:—

"ઘડિયાળ તો પહેરી લીધું પણ ભાભીને પર્સ આપી કે નહિ?"

"તારી પર્સ તો તેને પહેલે આપી."

"ભાભીને પર્સ ગમી?"

"ભાભીએ મારા માટે કાંઇ કહ્યું?"

"ઘણું ઘણું."

"શું કહ્યું?"

"ટોપલા ભરીને તારા વખાણ કર્યાં અને પછી કહ્યું કે તું બહુ લુચ્ચી છે."

"જાવ મારી ભાભી આવું કહેજ નહિ."

"તો તું લુચ્ચી નથી?"

"તમારી નજરમાં."

"મારી નજરમાં તો તું લુચ્ચી દેખાય છે અને મને જેવી તું દેખાય છે તેવી મેં તને તારી ભાભીને કહી બતાવી."

"તો તમે મને લુચ્ચી કહી?"

"લુચ્ચી નહિ તો બીજું શું? લગ્નની ભેટ બાની છુપીથી મારા ઓરડામાં મુકનાર લુચ્ચી નહિ તો કોણ?"

"એ તો રઝિયાની યોજના હતી."

"હવે બિચારી રઝિયાનું નામ બદનામ કરે છે? કારસ્તાન તારાં અને નામ રઝિયાનું!"

"રઝિયા તો બિચારી અને હું લુચ્ચી? લુચ્ચી તો લુચ્ચી. કોઇના કહેવાથી હું એટલીજ લુચ્ચી થઇ જવાની હતી! પણ એ તો કહો ભાભી કેવી છે?"

"લગ્ન પહેલાં તો તું જ જોઇને પસંદ કરી આવી હતી."

"ત્યારે તે તેના ઘરમાં હતી, મારી ભાભી બની આપણે ઘેર ક્યાં આવી હતી!"

" તો શું તારી ભાભી બન્યા પછી તેમાં ફરક પડી ગયો હશે ? "

" હા જ તો વળી તમે શું જાણો ? "

" તો તે હમણાં બહાર આવશે ત્યારે પેટ ભરીને જોઈ લેજે."

" એ બહાર શું આવવાની હતી ! તમે જાવ એટલે હું જ તેને બહાર હસાવી લાવું છું."

" તો હસાવી લાવને ! "

" પણ તમે ઘરથી બહાર નીકળો તો ને ? "

" હું પુરો નાસ્તો પણ નહિ કરું ! "

" નાસ્તો કરવાને આટલી વાર ! કે પછી જતાં જતાં ભાભીના ફરી એકવાર દર્શન કરવાં છે ? આખી રાતભર ભાભીને સંતાડી રાખી અને હજીયે દિલ ભરાયું નથી. હમણાંથીજ ભાભીએ તમારા પર જાદુ ચલાવી દીધું છે. ભાભીનાં કામણ તો કારમાં છે ! "

" વાતોમાં હું તારાથી ક્યારે જીત્યો છું ! લે આ ચાલ્યો "

નાસ્તો કરીને સુલતાન નીચે ઉતર્યો અને પોતાના મિત્ર રોશનના ઘર તરફ ચાલ્યો.

રોશન અને સુલતાન એકજ ઓફીસમાં કામ કરતા હતા. રોજનો સહવાસ અને સ્વભાવની સામ્યતાના કારણે તેઓ દિલોજાન દોસ્ત બની ગયા હતા. પુખ્તવયે સધાયેલી મિત્રતા લાંબા સમય લગી ટકી રહે છે, અને મિત્રતામાં સાચાં તત્વોનાં બીજ રોપાયલાં હોય છે તો મિત્રતાનું વૃક્ષ જીવનભર હરિયાળું રહે છે. સુલતાન અને રોશન વચ્ચે એવી અતૂટ, સાત્વિક મિત્રતા હતી.

સુલતાનના લગ્નને બીજે દહાડે શુક્રવાર હતો. શુક્રવારની નમાઝ પઢવા માટે ધર્મિષ્ટ મુસલમાનો પોતાની દુકાનો અર્ધો દિવસ બંધ રાખે છે અને નમાઝ પછી બે વાગે ઉઘાડે છે. સુલતાનના શેઠ પણ ધર્મિષ્ટ મુસ્લિમ હતા. તેની ઓફીસ તો શુક્રવારે ઉઘાડી રહેતી પણ ઓફીસમાં કામ કરતા બધા મુસ્લિમ નોકરોને બપોરે જમીને આવવા રજા હતી. શેઠ પોતે પણ બહુ ઉપયોગી કામકાજ સિવાય નમાઝ પઢીને જ ઓફીસે આવતા, અને પોતાના મુસ્લિમ માણસોને પણ શુક્રવારની નમાઝ પઢવાની ખાસ ભલામણ કરતા.

સુલતાન રોશનના ઘેર પહોંચ્યો ત્યારે રોશનની મા ઝયનબે દરવાજો ઉઘાડ્યો, સુલતાને પૂછ્યું,

" રોશન ઘરમાં છે ? "

" અરે ! હજી તો એ ઉઠ્યો નથી. હું તો તેને ઉઠાડી ઉઠાડીને થાકી પણ રાતનો ઉજાગરો હોવાથી તે પથારી છોડતો જ નથી. હવે તો તુંજ એને ઉઠાડ."

રોશનના ઢોલિયા પાસે જઈ સુલતાને તેને ઢંઢોળ્યો.

" ઉઠ ! ઉઠ ! "

સુલતાનનો સાદ સાંભળી અને અર્ધ નિદ્રાવસ્થામાં રોજ પૂછ્યું,

" કોણ ? સુલતાન ? "

" હા, હું. ઉઠ ! હવે કેટલું સૂશે ? "

આંખ ચોળીને રોશનનું બેઠા થતાં સુલતાને કહ્યું,

" મિત્ર મારાં લગ્ન થયાં ને આટલો બધો થાક તને ચઢ્યો ? "

"તારા લગ્નમાં તને કામજ શું હતું ? સહેરો બાંધીને તને તો બેસી રહેવાનું હતું અને અમારે ભાગે તો દોડાદોડી હતી."

"દોસ્તનું કામ દોસ્ત નાહ કરે તો બીજું કોણ કરે !" સુલતાને આભારની લાગણી પ્રદર્શિત કરતાં કહ્યું

રોશને જલદી જલદી દંતમંજન કરી સ્નાનાદિ કરી લીધું રોશનની મા ઝયનબે ટેબલ પર નાસ્તો મૂક્યો રોશને સુલતાનને કહ્યું,

"ચાલ નાસ્તો કરવા"

"હું તો નાસ્તો કરીનેજ આવ્યો છું."

"ત્યાં જંજાળમાં બરાબર નાસ્તો નહિ લેવાયો હોય. વળી લગ્નની ખુશીમાં અને આટલું ચાલી આવ્યો છે એટલે ખાધેલું હજમ પણ થઇ ગયું હશે."

"મહેરૂએ પેટ ભરીને નાસ્તો કરાવ્યો છે."

"મહેરૂએ ? તો તો તને આખો દિવસ ભૂખ નહિ લાગે એ ખરૂ પાકી છે પણ ચાનું એક પ્યાલું તો તને પીવું પડશે."

"હા, ચા ચાલશે."

ઝયનબે ચા લઇ આવી ટેબલ પાસેની એક ખુરસી પર બેઠી. સુલતાન ચા પીતો હતો ત્યારે ઝયનબે પૂછયું

"વહુ કેવી છે ? ગમી !"

સુલતાને મહોડે ચડેલી ચાની રકાબી સહેજ અસ્થિર બની. સ્વસ્થ થતા ને કાંઇ જવાબ આપવા જતો હતો ત્યાં રોશને હસતાં હસતાં કહ્યું.

"મા, તું પણ મજનુને પૂછે કે લયલા કેવી છે !"

સુલતાને લાગ જોઇ કોરડો વીંઝયો,

"માસી ! હવે રોશન માટે પણ કોઇ લયલા શોધો."

"તારું તો થયું, બેટા; રોશનનું પણ થશે." ઝયનબે ભાવપૂર્ણ જવાબ આપ્યો.

રોશન ઝયનબનો કેવળ એકજ પુત્ર હતો તે નાનો હતો. ત્યારથીજ પિતાનું છત્રછાયા તેની ઉપરથી ઉપડાઇ ગયું હતું. ઝયનબે પારકાં શીવણ કરી તેને મેટ્રીક વેર ભણાવ્યો હતો, અને માતાની આશા અને અભિલાષાને પાંખો અપાવવા રોશન આજે મહીને પચાસ રૂપિયા કમાઇ રહ્યો હતો. સુલતાન જોડેજ રોશન કામ કરતો હતો એ આપણે ઉપર જાણી ચૂકયા છીએ.

રોશને નાસ્તો જમી લીધા પછી બન્ને મિત્રો નીચે ઉતર્યા. સુલતાને પૂછ્યું.

"કયાં જઇશું ?"

"કલબમાં જઇશું ?"

"ચાલ."

માર્ગમાં વાતો કરતા રોશને છૂટ લઇ પૂછ્યું.

"કેમ રાતે કેમ રહ્યો !"

"પરીક્ષાના હોલમાંથી પ્રશ્નપત્ર લખી બહાર આવતા વિદ્યાર્થીને તેનો સહવિદ્યાર્થી પ્રશ્ન કરે એવો આ પ્રશ્ન હતો. સુલતાને પણ સંતોષકારક ઉત્તરો લખી આવનાર વિદ્યાર્થીની અદાથી

જવાબ વાળ્યો.

"બહુજ સરસ."

લગ્ન મે માનવજીવનની એક પરીક્ષા નથી શું ? પરીક્ષામાં કરેલી ભૂલનું જે પરિણામ આવે એવું પરિણામ જીવન-ભાગીદારની વરણી કરવામાં કરેલી ભૂલથી નિપજે છે. છતાં જીવનના આ અતિ મહત્વપૂર્ણ પ્રશ્ન પર ઓછામાં ઓછું લક્ષ આપવામાં આવે છે. વિદ્યમાન લગ્નસંસ્થા, પ્રચલિત સમાજરચના, સ્ત્રીની આર્થિક પરતંત્રતા, પુરૂષરચિત વર્તમાન સમાજ વ્યવસ્થામાં સ્ત્રી પર પ્રવર્તતી પુરૂષની સર્વોપરિતા સ્ત્રીની નિરક્ષરતા જાતીય જ્ઞાનનું અજ્ઞાન મનુષ્ય સ્વભાવનું દુર્લક્ષ અને બીજી બાજુ વ્યાપારી ગણત્રી માનવતાનું શોષણ કરી રહી છે આજે તે વ્યાપારી ભાગીદારીની પસંદગી કરવામાં આવે છે એવા પ્રકારની આપણે બહુધા લગ્નમાં પણ ભાગીદારી સાધી રહ્યા છીએ અને એનું દુષ્ટ પરિણામ સમાજ સુધારકોની આંખો સ્પષ્ટ જોઇ રહી છે.

"રાતે તો તું લગ્નના સમારંભમાં જવાને બદલે તારા પોતાના મૈયતમાં જતો હોય એવું મ્હોડું બનાવ્યું હતું !" રોશનની અવલોકન શક્તીએ ટીખળ કર્યું.

"મારું મ્હોડું જ એવું છે." સુલતાને ટુંકો જવાબ આપ્યો..

"તો તારું હાવેલ જેવું મ્હોડું મારી ભાભીને કેમ ગમ્યું ?" રોશને રમુજ ચાલુ રાખી.

"એ તો તું તારી ભાભીને પૂછી જોજે !" વાત કાપતાં સુલતાને કહ્યું.

કસબનું મકાન આવતાં બંને મિત્રો સાંકડી ચડી ગયા. શુક્રવાર હોવાથી સવારના સમયે પણ કસબ ગુલઝાર હતી સુલતાનને જોતાં મિત્રોએ તેને શાદી ની મુબારકબાદી આપી. મિત્ર મંડળમાંના એકે માંગણી કરી.

"હવે લગ્નની પાર્ટી ક્યારે કરે છે ?

"મુરઘી ઉડાવી ગયા હવે શું છે !" સુલતાને બચાવ કર્યો.

"તેમાં શું વળે ! એ તો અમારે માટે જમણ હતું. અમને તો ખાસ પાર્ટી કરવી પડશે."

"બીજા મિત્રોએ તેમાં સાથ પુરાવ્યો,

"પાર્ટી લીધા વગર અમે તને છોડવાના નથી.

" તો લેજો. પાર્ટી લેશોને જાન તો નહિ લો ! " સુલતાન કંજુસ ગંપો.

" તારી જાન લઇએ ! અરે તારી જાન પર તો અમારી લાખો જાન કુરબાન છે." એક મિત્રે શબ્દોની રમત કરી.

" પાર્ટી માટે જાન દેવા કેમ નીકળ્યો છે ?" સુલતાને ટકોર કરી.

એક બીજાએ બૂમ પાડી.

" આખણું ! "

અને આખી મિત્રમંડળી ખડખડાટ હસી પડી.

મુઅજ્જિને અઝાન પુકારી અને મિત્રમંડળ નીચે ઉતરી.

સુલતાન અને રોશન મસ્જિદમાંથી બહાર નીકળ્યા. સુલતાને કહ્યું,

" આજે મારે ત્યાં આપણે સાથે જમશું "

" મા ઘેર મારી વાટ જોતી બેસશે ને ! " રોશનને પોતાની માનો વિચાર આવ્યો.

" આજે તું ઓફીસે નહિ જાય તો ?" સુલતાને સૂચના કરી.

" તને તો શાદી માટે ચાર દિવસની રજા મળી છે, મેં તો એક જ દિવસની રજા લીધી છે. વળી એકી સાથે બેની ગેરહાજરી સારી પણ નહિ.

"તો તું જમીને સીધો ઓફીસે ભલે ચાલ્યો જજે. હું પછી માસીને કહી આવીશ."

"પણ મારા ઘેર આપણે કહીને તારે ત્યાં ચાલીએ તો ?"

"તારા ઘેર જઇશું તો તારી મા જમ્યા વગર આપણને જવા જ નહિ દેશે."

"પણ ખબર આપ્યા વગર મા જમ્યા વગર બેસી રહેશે તેનું શું ?"

"આજે ભલે માસી જરા મોડી જમે હું જઇને સમજાવી લઇશ."

"તો ભલે ચાલ, પણ મા મને વઢશે તો હું તારૂં નામ લઇશ !"

"એ જવાબદારી મારી !"

બન્ને મિત્રો સુલતાનના ઘેર આવ્યા દરવાજામાં પ્રવેશતાં સુલતાને પોતાની બહેનને બૂમ મારી."

"મહેરૂ ! રોશન આવ્યો છે."

મહેરૂન્નિસા બીજા ખંડમાંથી દોડતી દોડતી બહાર આવી અને રોશનને જોઇને નાચતાં નયને બોલી.

"કેમ કામે જવું હતું ને ! એક દિવસની વધારે રજા માગવાનું મેં કહ્યું ત્યારે માગી નહિ અને હવે કેમ ખાડો કર્યો ?"

"ખાડો કર્યો છે કોણે ? હું તો અહીં જમવા આવ્યો છું."

"તો શું તમારી માએ જમવાનું નહિ આપ્યું ?" મહેરૂએ તોફાન કર્યું.

"પણ હું રોશનને જબરજસ્તીથી લઇ આવ્યો છું." રોશનને માઠું નહીં લાગી જાય એ માટે સુલતાને રોશનનો બચાવ કર્યો.

પણ રોશનને તો મહેરૂન્નિસાનું ટીખળ ગમતું હતું. આવી રીતે મહેરૂન્નિસા અવારનવાર રોશનની મીઠી મજાક કરતી અને રોશનને આ પજવણી ગમતી. રોશન અને મહેરૂન્નિસાના હૃદયના તાર પ્રેમનાં ગીત ગાવા ઝીણા ઝીણા ઝણઝણી રહ્યા હતા.

રોશનને તો છંછેડાયા વગર ચતુરાઇથી જવાબ આપ્યો.

"જમવાનું તો મા આપે છે પણ અહીંનું રાંધેલું મને બહુ ગમે છે.

"માનું રાંધેલું ગમતું નથી ?"

"માનું રાંધેલું તો ગમે છે પણ અહીંનું રાંધેલું વધારે ગમે છે."

"મારી ખુશામદ કરો છો ! મારા હાથે રાંધેલું તમને ગમતું જ હોય તો તમે રોજ આવો તો હું તમને રોજ જમાડું."

"હવે રોજની વાત છોડીને આજે તો જમવાનું પીરસ મને ભૂખ લાગી છે અને તને વાતોના ગપાટા સૂઝે છે. સુલતાને પાણી રેડ્યું."

"નાના બાળકની જેમ ખાવા માટે ટળવળી રહ્યા છો!" મહેરૂન્નિસાએ છંછેડાઇને પાથરણું પાથર્યું.

ત્રણ જણ્યાંની મીઠી વાતો ખતીજા આરામકુરસીપર બેસી હર્ષથી સાંભળી રહી હતી.

જમીને બન્ને મિત્રો નીચે ઉતર્યા રોશન ઓફીસ તરફ ગયો અને સુલતાન માસીને ખબર કરવા ચાલ્યો.

## સાહિત્યકારોના અભિપ્રાય

કવિશ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાંચી ગયો છું: ને તેમાંથી ઘણે ઠેકાણે મેં આનંદ મેળવ્યો છે. તમારા હૃદયમાં કવિત્વનો ઝરો ફૂટેલો છે, અને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી જે ચિનગારીઓ ઉડી છે, તે ઘડીભર દારૂખાનામાંથી ઉડીને આકાશે ચઢેલું બાણ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝગી રહે, તેની લાગે છે. તમારી ગદ્યાવલિઓમાં ઓસનાં તાજાં બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારા થાય છે.

જનાબ મુનાદી સાહબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે આગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચુક્યો છે અને પોતાના ભાવિ સંદેશાને જલ્દી જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ—

ચિનગારીમાંની ઘણી કંડિકાઓમાંથી સારાં મુક્તક સર્જી શકાય તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદ્દેશી—

ચિનગારી મને ગમે છે. તેમાં Original ideas હોય છે એ માટે.

Mr. P. R. Kaikhini

I have looked into some of the short pieces and read them with pleasure.

## આંખોમાં પ્રકાશનાં અંજન આંજવા

# ચિ • ન • ગા • રી

### "તુરાબ"

મૂલ્ય રૂપિયો એક

(આફ્રિકા માટે શી. ૨)

પત્રકારોએ આ પુસ્તક પર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

આજેજ મંગાવો

## રૂપમ સાહિત્ય કાર્યાલય,

૧૩૮, ઝકરીયા મસ્જિદ સ્ટ્રીટ

મુંબઈ:-૯

સ્ટોકિસ્ટઃ—ધી રાંદેર સ્ટોર્સ, ૯ ભાગુપીઠ,—સુરત.

જાણીતા બુકસેલર્સ પાસેથી પણ મળશે.

## પત્રકારોના અભિપ્રાય

મેમણ બુલેટીન—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભરાતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય-વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એક તાર હળવે હળવે બજાવી રહ્યો છે, અને એ બાજતી વીણામાંથી સૂરો નિકળે છે. કોઈમાં રુદન છે, કોઈમાં દર્દ છે, કોઈમાં હર્ષ છે. અને લેખક પોતે પણ માનવ જીવનના ઉંચા ગુંબજો સાથે અથડાતા માનવ હૃદયના એ સનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે.

ઈસમાઇલી—

જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવાં સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે. જીવનનાં પાનાં પછી પાનાં ઉકેલતાં હોય તેમ એક એક કાવ્ય નવી ભાવના, નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઇન્સાફ (દૈનિક)—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે, ગુર્જરગિરાને ઓપાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઈ 'તુરાબે' ગુજરાતને એક સુંદર કિતાબ અર્પી છે.

ગુણસુંદરી—(પન્નેશ હ. શુક્લ)—

કાવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી'માંની કેટલીક ભાવના સાચેજ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઇ છે.

Modern Review (K. M. J.)—

Chingari r... verifies whatever it describes.



# આ અંકમાં

તંત્રી :—
"રહસ્થી" રાંદેરી
સહતંત્રી :—
"બેકાર"



લવાજમ
હિન્દ રૂા. ૪
બર્મા રૂા. ૫
પરદેશ શી. ૮
છુટક આ. ૭

પુસ્તક બીજું } નવેમ્બર ૧૯૪૦ { અંક ૩ જો.

તું. પાં. ૨ ડિં. ૬

## ગગનમાં ગરબા

નિરભ્ર આકાશમાં આછી આછી વાદળીઓ
રમવા લાગી.
ચોગાનમાં નવયૌવનાઓ ગરબે રમતી હોય તેમ !

## માનવતાની મશાલ

બળવા દે !
ઝિંદગી સળગી ચૂકી છે તો હવે બળવા દે !
આંસૂની જલધારથી જીવનની આગ ઓલવાશે નહિ.

\+ + +

તારી ઝિંદગીની જ્વાલા વડે
અંધારી અવનિને અજવાળવા
હુતાશનીનું હાલરડું ગાતાં ગાતાં
માનવતાની મશાલને બળવા દે !

\+ + +

## બેપરવાહ બાળક

સદા બાળક બનીને રહેજે;
ભૂતને ભૂલી.
ભવિષ્યના ભય વિના, બાળકની બેપરવાઈથી જીવજે,
વર્તમાનનાં વટોળિયામાં ચે.

※ લેખક. તુ. શા. બ ※

# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

૭૧ બેશક અલ્લાહ કોઈ કોમની સારી હાલત બદલતો નથી જ્યાં સુધી કે તેઓના મનમાં જે (ભલી વાતો) છે તેને બદલે નહિ, અને જ્યારે અલ્લાહ કોઈ કોમ પર આફત નાખવા ચાહે છે તો ફરી ટળતી નથી, અને અલ્લાહ વિના તેઓનો કોઈ બેલી રહેતો નથી.

* * * *

૭૨ જો કોઈ અલ્લાહ અને તેના રસૂલ તથા ઇમાનવાળાઓ સાથે દોસ્તી રાખે તો (તે અલ્લાહની જમાઅતમાં શામિલ થયો અને) બેશક અલ્લાહનીજ જમાઅત સૌના ઉપર ફાવી જશે.

* * * *

૭૩ અને તું તે (યહૂદી)ઓમાંથી ઘણાંઓને જોઇશ કે પાપ ( જુઠ ) અને જુલ્મ તેમ હરામ (માલ) ખાવામાં દોડીને પડે છે, ખરેખર તે કામ અતિ દુષ્ટ છે જેમ તેઓ કરી રહ્યા છે.

* * * *

૭૪ બેશક તે લોકો પણ કાફિર થઈ ગયા જેઓએ એમ કહ્યું કે અલ્લાહ ત્રણમાંનો એક છે, અને જુઓ તો એકજ (સાચા) મઅબૂદના સિવાય બીજો કોઈ મઅબૂદ નથી.

* * * *

૭૫ મરયમનો પુત્ર મસીહ (પોતે ખુદા કે ખુદાનો અંગ) કાંઈજ નથી; પરંતુ એક રસૂલ છે. ખરેખર તેના પહેલાં પણ ઘણાં રસૂલો થઈ ચૂકયા છે અને તેની મા એક વલી સ્ત્રી છે.

* * * *

૭૬ નબી અને મુસલમાનોને યોગ્ય નથી કે મુશરિકો માટે બખ્શિશ ચાહે એ પછી કે તેઓ પર આ વાત જાહેર થઈ ગઈ હોય કે તેઓ દોઝખી છે ( પછી ) ભલેને તેઓ સગાઈવાળા હોય.

* * * *

૭૭ બેશક રાત અને દિવસના એક પછી એક આવવામાં તેમ આકાશો અને પૃથ્વીમાં જે કંઇ ખુદાપાકે પૈદા કર્યું છે તે સૌમાં એવા લોકો માટે (તૌહીદની) દલીલો છે જેઓ અલ્લાહથી ડરે છે.

## ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

૭૧ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે પૂરો મુસલમાન તે છે કે જેની જીભ અને હાથથી મુસલમાન બચ્યા હોય. (સહીહૈન)

* * * *

૭૨ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે ખરી હિજરત કરનાર તે માણસ છે જે અલ્લાહની મનાઇ કરેલી વસ્તુને તજે. (સહીહૈન)

* * * *

૭૩ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે તમારામાંથી કોને પોતાના માલ કરતાં વારિસનો માલ વધુ પ્રિય છે? સહાબાએ કહ્યું કે યા રસૂલલ્લાહ! અમારામાં કોઈ એવો નથી જેને પોતાના માલ કરતાં વારિસનો માલ વધુ પ્રિય હોય. હઝરતે ફરમાવ્યું ત્યારે તેનો માલ તો તે છે જે તેણે આગળ મોકલ્યો (એટલે જે ખુદાના માર્ગમાં ખર્ચ કર્યો.) અને જે પાછળ છોડયો તે માલ વારિસોનો છે. (બુખારી)

* * * *

૭૪ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જુઠા સોગંદ સોદાનું ચલણ કરે છે પણ તે કમાઇમાં નુકસાન કરનાર છે. (સહીહૈન)

* * * *

૭૫ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે ખબરદાર થાઓ કે કુવ્વતની મતલબ તીર મારવું છે. ખબરદાર થાઓ કે કુવ્વતની મતલબ તીર મારવું છે. ખબરદાર થાઓ કે કુવ્વતની મતલબ તીર મારવું છે. જ્યારે આપે મિમ્બર પર આ આયત પઢી **"વ અઇદુ લહુમ મસ-ત-તઅતુમ મિન કુવ્વતીન"** (કાફિરોના મુકાબલા માટે તમારાથી બને તેટલું બળ તૈયાર રાખો) ત્યારે આ ફરમાવ્યું. (મુસ્લિમ)

* * * *

૭૬ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે જે ઘરમાં અલ્લાહની યાદ થાય છે અને જે ઘરમાં અલ્લાહની યાદ થતી નથી તેનું ઉદાહરણ જીવતા તથા મુરદા સરખું છે. (મુસ્લિમ)

* * * *

૭૭ રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે વારૂ તમો બતાઓ જો તમારા કોઇના દરવાજા પર નહેર હોય ને તે તેમાં દરરોજ પાંચ વખત ગુસલ કરે તો શું તેનો મેલ કંઇ રહેવાનો? સહાબાઓએ કહ્યું કે તેનો જરાએ મેલ રહેવાનો નહિ. આપ સલ૦ એ ફરમાવ્યું કે પાંચ નમાઝની આજ મિસાલ છે એના સબબથી હક તઆલા ગુનાહોને મટાડે છે. (સહીહૈન)

# આવાઝકી દુનિયાંકે દોસ્તો



સંભળાવનાર :— 'જીફ'

આવાઝકી દુન્યા કે દોસ્તો ! દિવાળી આવી અને સાથે ઇદ પણ આવી. એ બંને હિંદુ-મુસ્લિમ તહેવારો સંપ સંપીને સાથે આવ્યા અને હળીમળીને રહ્યા તેમ દાઢી અને ચોટી હળીમળીને રહી હોત તો હિંદને આવો ઝઘડો દેખવાનો ન હોત ! ઇદ દિવાળીના મિલન ઉપરથી પણ આપણે ઘણું શીખી શકીએ એમ છે, પણ જ્યાં કોમીવાદના પવનથી બુદ્ધિ કુંઠીત અને કાન બહેરા થઈ ગયા હોય ત્યાં બધુંએ પત્થર પર પાણી સમાન છે ! ખરૂં પુછાવો તો ન દિવાળીમાં આનંદ હતો ન ઇદમાં ખુશી હતી; કારણ કે દરેક હિંદીના હૈયામાં આર્થિક હોળી સળગી રહી હોય ત્યા તમાચા મારીને ગાલ રાતા રાખવા સિવાય બીજું કરે પણ શું ! હા, જો જરા તરા તડાકો પડયો હોય તો તે દિવાળીની બહોણી કે ઇદની ઇદીવાળાઓને. પુરાણા પલંગ કે કોચમાંથી જેમ માંકડો નીકળી આવે અને સુનારને હેરાન કરે તેમ એ દિવાળીની બહોણી અને ઇદની ઇદી માગનારા બે પગા ખટમલો રાબેતા મુજબ સુધરેલી ભીખ માંગવા નીકળી પડવાનું ચૂકતા નથી ! સમય કે સંજોગનું બંધન એમને નડતુ નથી. કોણ કહે છે કે ભીખનાં હાંલ્લાં શીકે ચઢતાં નથી ? આજ તો રાજાથી રંક સુધી દરેક ભીખ પર નભી રહ્યું છે. એટલું કે તે દરેક જાતની ભીખના પ્રકાર જુદા જુદાં છે. સીપાઇ સપરાં, પટાવાળા, કારકૂન, મુનીમ, મહેતાજી, ઘીથી, હજામ વગેરે જે સુધરેલી ભીખ માગે તે દિવાળી કે ઇદની બહોણી ગણાય ! લીડરો કે પાંજરાપોળ યા અનાથાશ્રમોના ટ્રસ્ટીઓ જે સીધી રીતે ભીખ માગે તે ફંડ, ફાળા કે ઉઘરાણું ગણાય ! અને આડકતરી રીતે કોથળી સ્વીકારે ને પર્સ કહેવાય ! રાજ્ય જે ભીખ માંગે તેને કર વેરાનો વધારો કે બજેટની ખોટ ગણવામાં આવે છે ! મસ્જિતના મુલ્લાં, મંદીરના પૂજારી કે સાધુબાવા જે ભીખ માંગે તેને દાન, ધર્મ કે સખાવત કહેવામાં આવે છે ! પેપર ઉપર જામીનગીરીની જપ્તી લાગતાં એડીટરો ગ્રાહકો પાસે ટહેલ નાખે એ પણ એક સાહિત્યની ધંધાદારી ભીખ કહેવાય ! અને ઓરસમાં રંડીયો નચાવી સવાબે દારૈન હાસિલ કરવા મુજાવરો જે ઉઘરાણું કરે તે પણ એક પ્રકારની ભીખજ કહેવાય ! આમ ભીખના અનેક પ્રકાર છે અને હિંદ એ ભીખારીઓને પોષી પોષીને છેક ભીખારી થઇ ગયું છે. તોય કોઈ એનો પીછો છોડતું નથી ! હવે તો યુરોપમાં જેમ વિમાનોમાંથી બૉંબ વરસે છે તેમ ખુદા આસમાનમાંથી રૂપિયાનો વરસાદ વરસાવે તેજ હિંદનું ભલું થાય. નહિતર હિંદુ-મુસ્લિમ એ ભીખનાં ગીધડાંઓ ફાડી ખાશે !

O

આવાઝકી દુનિયાં કે દોસ્તો ! તમે સરકસનો ખેલ તો જોયોજ હશે ? સરકસમાં મશ્કરાઓ આવે છે અને તરતજ તમાચા પ્રકરણ શરૂ કરી દે છે. પહેલો બીજાને તમાચો ઠોકે છે તો બીજો ત્રીજાને અને ત્રીજો ચોથાને તમાચો ઠોકે છે. એમ તમાચાની પરંપરા ચાલે છે;

તેમ યૂરોપના સરમુખત્યારોએ સરકસના મસ્ક-રાઓનો ભાગ ભજવવા માંડયો છે. ચર્ચીલે હીટલર મુસોલીનીને તમાચા ઠોકયા તો હીટલર મુસોલીનીએ રૂમાનીયા તથા ગ્રીસને તમાચા ચોડી દીધા ! ઈંગ્લાંડ સામે શીંગડાં ઉગામતાં કંઇ ન વળ્યું તો પૂછડાથી રૂમાનીયા તથા ગ્રીસને ઝાપટવા માંડયું ! નાની માછલી મોટી માછલીને ગળી જાય એ ન્યાયે એ સરમુખત્યારો અનેક નાના દેશોને ગળી ગયા છે અને ગળતા જાય છે. પણ બ્રીટનના મગર આગળ એ મચ્છોનું કંઇ ન ચાલ્યું તો ઓઝા ઓઝી લડે ને ગધેડીના કાન આમળે તેમ બિચારાં બાલ્કનના બાલુડાંઓને બઝોડવા માંડયાં છે ! યુરોપનું કોકડું વધુને વધુ ગુંચવાઇ રહ્યું છે એ પાઘડીનો વળ ક્યા છેડા પર આવશે તે કોઇને સમજાતું નથી ! પણ એટલું ખરૂં કે જેમ જેમ ઢીલ થતી જાય છે તેમ તેમ ઈંગ્લાંડનો પતંગ કપાવાની ધાસ્તી ઓછી થતી જાય છે. એ ચીને કાપનાર સર-મુખત્યારોજ કન્નામાંથી કપાય એમ ભાસ થતો જાય છે ! પણ હજુ ઘડાના કાટલા જેવો સ્ટેનલીન ચૂપ બેઠો છે, ત્યાં સુધી કંઈ સમજાય એમ નથી. એ જે પલ્લામાં બેસે તે પલ્લું ભારે થાય એમ છે. બાકી રૂઝવેલ્ટની ચુંટણીથી પણ મિત્ર રાજ્યોનું પલ્લું વજનદાર બને એવો સંભવ ખરો.

❍

આવાઝકી દુનિયાકે દોસ્તો ! તમે જાણતા નહિ હોય કે હિંદ કરતાંય વિલાયતમાં વધુ ફળદ્રુપ ભેજા વસે છે. એક ગૃહસ્થે સૂચના વહેતી મૂકી છે કે "ગાંધીજીને વાયસરોય બના વવાથી હિંદનો પ્રશ્ન પતી જશે." વાત તો સાચી છે પણ તો પછી બે વાયસરોયની જોગવાઈ કરવી પડશે. કારણ કે ગાંધીજી વાય-સરોય બને તો જનાબ ઝીણા કોઇ કાળે એમના હાથ નીચે કોઈ ઇલાકાના ગવર્નર બનવાનું પસંદજ ન કરે, એટલે પાછી એની એજ વાત આવે કે મુસ્લિમ હિંદના જનાબ ઝીણા વાયસરોય બને અને હિંદુ હિંદના ગાંધીજી વાયસરોય બને એને પછી તો જાણો છોને હરિજન હિંદના ડો. આંબેડકર વાયસરોય બનવા તૈયાર થાય અને લીબરલ હિંદના વાયસરોય બનવા સેતલવડ તૈયાર થાય અને એમને એમ ઓછામાં ઓછા બાવન વાયસરોયની સરકારને જોગવાઇ કરવી પડે ને ઘાણીના બળદની જેમ પાછા હતા ત્યાંને ત્યાંજ આવવું પડે ! એ બધું તો ખરૂં પણ જો સરકાર એ પ્રમાણે કરે અને ગાંધીજીને વાયસરોય બનાવવા તૈયાર થાય તો હિંદને વાયસરીગલ લૅાજ પર યુનીયન જૅકને બદલે ગુજરાતી ધોતીયું ઉડતું નજર આવે ! એ તો ચોક્કસ વાત છે મગર એસે દિન કહાં કે સીમલાના શિખરે ધોતીયાં ?

❦

આવાઝકી દુનિયાકે દોસ્તો ! જો તમે રાજદ્વારિ સમાચારો વાંચવાને ટેવાઈ ગયા હોવ તો હવે તે ટેવને છોડી દેજો અને બજાર ભાવો વાંચીનેજ શુકરાના ગુજારી લેજો. કારણ કે નબળો મારી પેપર પર થશો હોય તેમ સરકારે પાછા પત્રકારો પર અંકુશ મૂકી દીધા છે. ફિલ્મ સેન્સોરની જેમ સરકારને દેખાડયા વિના યુદ્ધ સંબંધી કશુંજ ન છપાય ? તો કંઇ નહિ ભલે પેપરવાળાઓ કંઇ કોરાં પેપર થોડા પ્રગટ કરવાના છે. ગોલા ઘાંચીની સ્થાનિક લડાઇઓ, માછણોની લોકલ સાઠમારીઓ, સાહિત્યકારોની લુખ્ખી લડાઇઓ, કાછીયા કુંજડાનાં વેંગણાં બટાકા પરનાં અપવાગદ કાવ્યો કે કાંદા કારેલાં પરનાં બ્રોડકાસ્ટ ભાષણો, હોટલ ને કારખાનાનાં તડાકાઓ, સ્ટેશન પર મજુરી કરતાં ઘાંચણો કે પોર્ટરોના મુશાએરાઓ, હોટલના પોરીયાઓનાં સંગીતો, ગંજેરીઓની દરગાહ, તકીયા કે મંદીરના ઓટલા પરની ડીબેટો, પીઠામાં દારૂ કે તાડીના જોરે ભજવાતાં એકાંકી નાટકો વગેરે પર ગમ લખો લખી

તમારાં રોટીવાં જરૂર વસૂલ કરશે !

સ્ટેટ્પ્રેસ—આનંદો, વાંચકો આનંદો કે મારા લખાણની શાહી સુકાતાં પહેલાંજ એડીટરોની ટાંગ તોડવા ઉગામેલી ડાંગ સરકારે હેઠી મૂકી છે.



આવાઝકી દુનિયાકે દોસ્તો ! તમે તો જાણોજ છોને કે હિંદમાં તો બેકારી અને ભૂખમરો કૂદકે ને ભૂસકે આગળ વધતો હોવાથી અહિં સંતતિ નીયમન યાને બર્થ કંટ્રોલની જરૂર લોકોને જણાય છે, અને તેથીજ પેલા પરગજુ વૈદ્ય, હકીમ, ને ડૉક્ટરો સંતતિનીયમનના સાધનો અને દવાઓની જાહેર ખબરથી અહિંના પેપરો ભરી દે છે; ત્યારે યુરોપનો મામલો જુદોજ છે. ત્યાં એકાએક તોપોની ભૂખ મટાડવા છોકરાં પેદા કરનારને ઇટલી જર્મનીમાં ઇનામો અપાઇ રહ્યાં છે ! અરે ! આફ્રીકામાંય કેપટાઉન યુનિવરસિટિના પ્રોફેસર ઈ. એટલે તો જાહેર કર્યું છે કે "યુનીયનમાં ગોરી વસ્તી વધારવાની જરર છે, અને તે વધારવાનો એકજ ઈલાજ છે કે પ્રત્યેક પરણેલી ગોરી સ્ત્રીએ ફરજ્યાત ૪-૪ બાળકો ઉત્પન્ન કરવાં." લ્યો જુવો હિંદમાં બાળકો આફતરૂપ મનાય છે ત્યારે સાઉથમાં કે ઇટલી, જર્મનીમાં એ રાહતરૂપ મનાય છે ! કંઇ નાહ અહિં સંતતિ નીયમનવાળાઓને તડાકો છે તો ત્યાં જડીબુટ્ટી મરદાઈ સેટ યા તાકુતીવાળાઓને ધીકેળાં છે. દોસ્તો ! "ભગવાન કોઇને ભૂખે સુવા દેતો નથી" એ કહેવતમાં મને તો તથ્ય લાગે છે !



દોસ્તો ! મર્હૂમ મીસ મેયોના દેશની મહિલાઓ આપણી હિંદની પાલભક્તિ કરતાં ચારચાસણી આગળ વધી જાય એમ છે ! મિસીસ રાઇલ્સ નામની એક અમેરિકન મહિલાએ પોતાના પાળેલા વાંદરા પર એટલો બધો પ્રેમ બતાવ્યો કે અદેખાઇથી તેના ધણીને છૂટાછેડા લેવા પડયા અને તે વાંદર પ્રેમી બાઇએ પોતાની મિલ્કતનો વારસદાર પણ તે વાંદરાનેજ ઠરાવ્યો. વાંદરા માટે જુદી રહેવાની બંગલી, દરરોજ જુદા જુદા સુટ, હેટ, બુટ જોઇને કયા માનવ ધણીને અદેખાઇ ન આવે ? આ વાંચીને કોઇ પ્રેમી તો નિસાસાજ નાખે કે કાશ ! હું હિંદમાં મનુષ્ય પેદા થવાને બદલે અમેરિકામાં તે વાંદરોજ પેદા થયો હોત ! એક અમેરિકન પતિભક્ત બાનુએ તો એથી બે ડગલાં આગળ વધીને એવું વસીયતનામું લખી આપ્યું છે કે "હું મારા ધણીને એક ડૉલર વારસામાં આપું છું. ભલે તે એનું દોરડું ખરીદીને ફાંસો ખાઇ આપઘાત કરે !" ક્યાં બિચારી આપણી ઘુંઘટને લાજમલાજામાં રહેનારી ઘરકુકડી જેવી ગૃહીણીઓ અને કયાં પશ્ચિમની ધણીને ખાસડાંનાં તળીઆં બરાબર ગણતી આઝાદ ગૃહીણીઓ ! કિપ્લીંગની પેલી જગમશહુર પંકિત ખરીજ છે કે "પૂર્વ તે પૂર્વજ છે અને પશ્ચિમ તે પશ્ચિમ છે!" તો ભલે

"તમારૂં તમને મુબારક,
અમારૂં અમને પ્યારૂં છે;
તમારૂં તે તમારૂં છે,
અમારૂં તે અમારૂં છે !



આગામિ સાહિત્ય પરિષદે કવિશ્રી 'ખબરદાર'ની પ્રમુખ તરિકે વરણી કરી લાયકની લાયક કદર કરી છે. એમ અમે શ્રદ્ધાપૂર્વક માનીએ છીએ. કવિ ખબરદાર ઘરડા થયા છે, બીમાર થયા છે પણ તેમની કલમ ઘરડી કે બીમાર નથી થઈ તેની સાહિત્ય રસિકોને ખાતરી થઇ ગઇ ! રહી રહીને પણ 'દેર આયદ દુરૂસ્ત આયદ'ની જેમ ખબરદારની ચુંટણી કરવા બદલ ચુંટણી કરનારાઓ તથા ચુંટાનાર બંનેને અમે અભિનંદન પાઠવીએ છીએ. અને આશા રાખીએ છીએ કે 'ખબરદાર' પોતાના ઉપનામ પ્રમાણે ખબરદાર બની સાહિત્ય પરિષદની વરસોની સુસ્તી ઉરાડી દેશેજ ! અસ્તુઃ



# અસ્માઉલ હુસ્ના

સંપાદક
રિફાઈ-સાબેરી

بسم الله الرحمن الرحيم

"સલામુન કૌલમ મિર્રબ્બીર્રહીમ" જે માણસ એને હંમેશા પુષ્કળ પઢતો તે સલામતીમાં રહેશે અને ખુદાપાકની ત તેની ઉપર નાઝિલ થશે, અને કદી પણ ંગદસ્તીમાં રહેશે નહીં. (૨) કરઝદાર દરરોજ ની નમાઝ પછી ૧૦૦૦ વખત પઢશે તો પાક તેને કર્ઝથી જલ્દી છોડવી ગેબથી તેની કરતો રહેશે (૩) એને હંમેશાં પઢનાર માની સુસ્તાની તેમજ વબા તાઉન (પ્લેગ) થી બચેલો રહેશે. (૪) જ્યારે કોઈ હાજત ત્યારે ઈશાની નમાઝ પછી બેરકાઅત નફિલ તેનો સવાબ હુઝૂર સ અ. વ.ને બખ્શી દઈ વખત દરૂદ શરીફ પઢી પછી ૧૦૦૦ વખત પાછું ૧૧ વખત દરૂદ શરીફ પઢી જે હાજત તે ખુદાપાકથી માંગવી એવી રીતે બરોબર દિવસ અગર હાજત પુરી થાય ત્યાં સુધી (૫) એને હંમેશાં પુષ્કળ પઢનારને વીંછી માખ કરડવાથી તેનું ઝેર અસર કરતું અગર કોઇને એ ચીજો કરડે તો પાણી મ કરી તેને પીવાડવાથી તેમજ ડંખવાળી એ લગાડવાથી ઝેરનું અસર મટી જશે. ષ્કળ વરસાદ, વાવાઝોડું, બરફના વરસાદ વખતે એને પુષ્કળ પઢનાર અમનમાં અને મકાનના ચારે તરફ દમ કરવાથી તેની આફતથી બચી જશે. (૭) જ્યારે મુસીબત આવી પડે ત્યારે દરરોજ ૫૦૦ વખત ચાળીસ દીવસ સુધી પઢવાથી ઇ. અ. તે મુસીબત જલ્દી દૂર થઇ જશે. (૮) કોઇ માણસ નાસી ગયો હોય ત્યારે પંજગાના નમાઝ પછી દરેક વખત ૪૧ વખત પઢી દુઆ માંગવાથી તે માણસ ઈ. અ. પાછો આવશે. (૯) જંગલમાં જઇ પોતાને માટે બેસવા નક્કી કરેલ જગ્યાએ * હિસાર બાંધી તેમાં બેસી ૭૦૦૦ વખત પઢનારને ખુદા-પાક કુદરતની અજાએબાત દેખાડે છે અને જે કંઇ હાજત હોય તે પુરી કરે છે. તેની ઉપર રહમતના દરવાજા ખોલી દેવામાં આવે છે અને ફરિશ્તાઓને તેઓની અસલી સુરતમાં જોશે.

આ કામ અમુક મુદ્દત સુધી ચાલુ રાખવું જોઇએ અને એ કામ કરવા બાબત કોઇની આગળ વાત કરવી જોઇએ નહીં. (૧૦) રાત્રે સુતી વખત ૪૧ વખત પઢનાર સાપ, વીંછી વગેરે મુઝી જાનવરોથી બચેલો રહેશે.

મજકુર વઝીફા માટે નીચે લખેલી હિદાયતો ઉપર અમલ કરવો જરૂરી છે.

નવચંદી જુમેરાત એટલે જે જુમેરાતે ચાંદ થાય તે જુમેરાત અગર ચાંદ થયા પછી જે પહેલી જુમેરાત આવે તે જુમેરાતની રાત્રે; પણ જો નવચંદી જુમેરાત હોય તો બેહતર છે નહીં

* હિસાર બાંધવાની રીત કોઈ આમિલને પુછી વાકેફ થવું.

તો ઉપર લખ્યા મુજબ જે પ્હેલી જુમેરાત આવે તેની રાત્રે નહાઈ ધોઈ પાક સાફ કપડાં પહેરી જમાઅત સાથે ઈશાની નમાઝ પઢવી. રાત્રે તહજ્જુદ વખતે (રાત્રે બે વાગ્યા પછી) નહાઈ ધોઈ પાક સાફ કપડા પહેરી, તાકત હોય તો ખાલિસ દેશી અત્તર લગાડી, પ્રથમ બે રકાઅત નાફેલ પઢી તેનો સવાબ હઝરત સ. અ. વ. અને હઝરત યૂનુસ અ. સ. અને જો પોતાના મુર્શિદ હોય તો તેમને અને સિલસીલાના બુઝુર્ગોને બખ્શી દેવો અને કોઈનો મુરીદ ન હોય તો હઝરત સ. અ. વ. અને હઝરત યૂનુસ અ. સ.ને સવાબ બખ્શી તે પછી ચાર ચાર "અતની નિય્યતથી તહજ્જુદની નમાઝ શરૂ કરવી અને દરેક ચાર રકાઅત પુરી થાય તે વખતે પ્રથમ સાત વખત દરૂદ શરીફ પઢી "લાઈલાહા ઈલ્લા અન્તા સુબ્હાનકા ઈન્ની કુન્તો મિનઝ્ઝાલેમીન" ૪૧ વખત પઢવું અને પઢતી વખત જે કામ માટે શરૂ કર્યું હોય તેનું બરોબર ધ્યાન ધરવું એ મુજબ ૪૧ વખત પઢી પાછું સાત વખત દરૂદ શરીફ પઢી ફરી પાછી નમાઝ શરૂ કરવી. એ મુજબ દરેક ચોથી રકાઅતે પઢવું. એવી રીતે બાર રકાઅત પુરી કરવી. એ પછી પઢનાર માણસે પોતાના નામના અદદ કાઢી જેટલા અદદ (સંખ્યા) થાય તેટલી વખત "સલામુન કૌલમ્ મિર્રબ્બીર્રહીમ" બહુજ આજીઝી અને નમનતાઈથી પઢવું અને જે કામ માટે હોય તેની ખુદાપાકથી માંગણી કરવી. એ મુજબ ૪૧ દિવસ સુધી પઢવું. એ મુદ્દત પહેલાં ઇન્શા અલ્લાહ કામ થઈ જશે છતાં પણ પુરા ૪૧ દિવસ પઢવું જોઈએ. એ મુજબ કરવાથી મજકુર વઝીફો અમલમાં પણ આવી જશે, હવે આમિલ જેની ઉપર ખાસ ભરોસો હોય તેને બખ્શિશ કરી શકશે અને ધારેલા કામ માટે પોતે પણ પઢી શકશે. શરીઅત મુજબના દરેક દરેક હલાલ કામ એ અમલથી ઈ. અ. પુરા થશે. અગર જો બીજા કોઈના કામ માટે અમલ કરવો હોય તો જેને માટે અમલ શરૂ કરે તેના નામના અદદ કાઢી પઢનારે પોતાના નામના અદદ સાથે મેળવી, જેટલા અદદ થાય તેટલી વખત "સલામુન કૌલમ્ મિર્રબ્બીર્રહીમ"ને પઢવું જોઈએ. એ મુજબ કામ થાય ત્યાં સુધી પઢવું છતાંપણ પુરા ૪૧ દિવસ પઢવું બેહતર છે.

મજકુર વઝીફાને અમલમાં લેવા પહેલાં આમિલે નિચે મુજબ દરેક હિદાયત મુજબ કરવું ખાસ જરૂરી છે એ પ્રમાણે કર્યા સિવાય અમલમાં આવશે નહીં તેમજ ધારેલું કામ પણ થશે નહીં. બલ્કે મહેનત બરબાદ થઈ ઉલ્ટી હેરાનગતી ભોગવવી પડશે:—

(૧) દરેક સગીરા તેમજ કબીરા ગુનાહની તૌબા કરવી અને એવા ગુનાહોથી બચવું

(૨) પંજગાના નમાઝ બનતાં સુધી જમાઅત સાથે પઢવી.

(૩) શરીઅત મુજબ હલાલ રોઝી ખાવી, સાચું બોલવું, કદી જુઠું બોલવું નહીં અને દરેક રીતે શરીઅતની પાબંદી કરવી.

(૪) આખો દિવસ દરૂદ શરીફ કસરતથી પઢવું.

(૫) અમલ ચાલુ કર્યા પછી ૪૧ દિવસ પહેલાં પણ જો કામ પુરૂં થઇ જાય તો પણ અમલને પુરા ૪૧ દિવસ પઢવું એટલે કામ પુરૂં થએ વચ્ચેથી, છોડી દેવું નહીં પણ પુરા ૪૧ દિવસ પઢવું.

આમિલ શરીઅત મુજબની દરેક હલાલ ચીઝ ખાઇ શકે છે બીજા વઝીફાઓ જેમ કોઈ ખાસ પરેજી રાખવાની નથી. આ અમલમાં કોઇ ખાસ બીહામણી ચીજો વગેરે માલમ પડશે નહીં. આમિલ જો બીજા કોઇને અમલ બખ્શિશ આપે તો તેની પાસેથી પૈસા કે કંઈ

પણ ચીજ વગેરે બદલા તરીકે માંગવી કે લેવી નહીં. એટલે સુધી કે જો સામેવાળો માણસ પોતાની ખુશીથી આપે તો પણ બદલા તરીકે લેવીજ નહીં કેમકે એવી રીતે લેવાથી જે મહેનત કરી અમલ હાથ કર્યો હશે તે બરબાદ થઇ જશે અને પોતે પણ હેરાન થશે. જેની ઉપર ખાસ ભરોસો હોય તેવાજ માણસને આપવું બેહતર છે. જેવા તેવાને આપવામાં ખુદ પોતે હેરાન થવા દરેક સંભવ રહેલો છે.

શરીઅત મુજબ દરેક હલાલ કામ માટે મજકુર અમલ "તીર બહદફ" જેવો છે એટલે કામની વીગત લખવી નકામી છે. દરેક કામ વખત પ્રથમ ખાલિસ નિય્યતની ખાસ જરૂર છે તે સૌ કોઇ સારી રીતે સમજે છે. શરીઅત વિરુદ્ધના કામ માટે અમલ કરનાર પોતે હેરાન થશે તેની ખાસ નોંધ લેવી.

( બાકી )




"હાં અડવાજી, ઘણા દિવસે દર્શન થયાં !"

"કદાચ આગામિ સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખસ્થાનની વરમાળ મારા ગળામાં અચાનક ભેરવાઇ જાય તો ! તે પહેલાં અંધેરી જઇ ત્યાંની ગલીએ ગલીના ઇતિહાસથી વાકેફ થવા ગયો હતો પણ પ્રમુખસ્થાને તો મારા કરતાંએ મજબૂત માણસ (હાડકાં અને સાંધાની દ્રષ્ટિએ નહિ પણ સાહિત્યની દ્રષ્ટિએ) ખબરદારની ચુંટણી થવાથી નાસીપાસ ન થતાં સાહિત્ય સેવાને પડતી મૂકી ખેર સાહેબની સાથે ફુટપાથ બનાવવા તથા હરિજનવાસમાં ઝાડુ ફેરવી હરિજન સેવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત કરવા રહ્યો હતો." અડવાજીએ ખુલાસો કર્યો.

"એ સાહિત્ય પરિષદ્‌ની વાત જવા દો. ઇસ બાતમેં કુછ દમ નહિ ! એમાં આપણા મુશાએરાઓ જેવી રંગત નહિ જામે. એમ હોવાથી તો સાહિત્ય પરિષદ્‌માં અમદાવાદવાળા સર ચીનુભાઇના કુટુંબીજનોનાં નૃત્યના પ્રયોગો ગોઠવાવાના છે. નૃત્યને લીધે કંઇક હાજરી સારી રહેવાનો સંભવ ખરો !"

"એના કરતાં એ લોકો સાહિત્યકારોની કુસ્તીજ ગોઠવી દેત તોય રમતગમતના શોખીન મુંબઇગરાઓ ટોળાબંધ આવી જાત !"

"હશે એ સાહિત્યના સુક્કા પ્રદેશને છોડી કંઇ બીજી વાતો કરો. સાહિત્યને શું મધ મૂકીને ચાટવું છે ? સાહિત્યની કદરજ કોણ કરે છે ? દલપતરામના વખતના ઓજ્યા સાંબેલામાંથી સૂર સાંભળવાની ઇચ્છાવાળા કદરદાન શેઠીયાઓ જેવા હજુય ગુજરાતમાં ભર્યા પડ્યા છે. જાણો છો ? રમણલાલ કે શરદબાબુનું નામ આટઆટલું છાપાંઓમાં ગાજે છે છતાં તેમની 'કોકિલા' કે 'બડીદીદી' માંડમાંડ બીજી આવૃત્તિ જુવે છે; ત્યારે સદેવંત સાવળીંગા કે ગજરામારૂની ૭૦ કે ૭૫ મી આવૃત્તિ નીકળે છે અને તેય ૫૦–૫૦ હજારની સંખ્યામાં ! પેલા કોઇ કવિએ કહ્યું છે તે બરાબર છે કેઃ–

"કદ્રદાનીના આજ રંગ ઢંગ જોઇને;
રજ ગુલગુલને થયો હાય ! હું ઉલ્લુ ન બન્યો !"

'અરે ! એ બધું તો ઠીક પણ તમારું કારવાનું ગાડું કેમ હાલે છે ?"

"એ તો ઊંટનો કાફલો ધીમે ધીમે દડમજલ પોતાનો પંથ કાપતોજ જાય છે ને ? હાં...આં ! પણ એક વાતની તમારી સલાહ પૂછું છું. 'કારવાં'ના તંત્રીજી પર શેખચલ્લીનો ૧૭ પાનાનો કાગળ આવ્યો છે અને તેમાં દલીલ પર દલીલ કરી સાબિત કરવા ધાર્યું છે કે 'કારવાં'ને

અઠવાડિક કાં ન બનાવવું? થોડાક 'કારવાં'ના હમદર્દ ગ્રાહકોએ પણ એને અઠવાડિક બનાવી નાખવાની સૂચના કરી છે!"

"પણ 'કારવાં' ગુજરાતનું એકનું એક મુસ્લિમ માસિકને શા માટે અઠવાડિક બનાવવું? બીજું અઠવાડિક કાં ન કઢાય? એમાં કાં મોટી રોકાણ થાય એમ છે? થોડાક અગાઉથી ગ્રાહકો થાય તો ઝુકાવી દ્યોને!"

"એ તો ખરૂં પણ તંત્રી કોણ થશે!"

"કોઇને વાંધો ન હોય તો હું તંત્રી થવા તૈયાર છું. ફક્ત એટલી ખામી છે કે આપણી પાસે કોઇ ડીગ્રી નથી!"

"પણ એડીટરીની લાઇનમાં ડીગ્રીને શું ચાટવી છે? તમારી પાસે કલમ તો છે ને? કલમને ચલાવવા મજબૂત હાથ હોય અને સલામત ભેજું હોય એજ જરૂરી વસ્તુ છે!"

"એ તો બધુંય છે અને જો કદાચ ભેજું પોચું પડી જશે તો બજારમાં અક્કલગરો ક્યાં મળતો નથી?"

"ત્યારે જરૂર સાહસ કરી પાડીએ! પણ હાં...આં! નામ શું રાખીશું?"

"પણ સંતાન પેદા થતાં પહેલાં તેનું નામ હોય!"

"પણ કાયદો જાણો છો? નામ પાડયા વિના સરકાર સંતાન પેદાજ થવા ન દે! એ લાઇનમાં તો પહેલું નામ, પછી કામ અને તેના પછી દામ!"

"હવેને ત્યારે "આઝાદ" નામ રાખીએ!"

"આ ગુલામ દેશમાં વળી 'આઝાદ' નામ શાં!" અને વળી સીમલાના નવા ફત્વા પ્રમાણે એ નામની ગંધથીજ ડેકલેરેશન ન મળે તો?"

"તો 'વતન' નામ રાખીએ. પણ એમાંએ નામની ભડક સરકારને લાગ્યા વિના નહિ રહે! અને વતનનુંજ જ્યાં પતન થઇ રહ્યું છે ત્યાં એવું નામનું નામ શા માટે જોઇએ! આજકાલનો વતન પ્રેમ કરતાંએ કૌમપ્રેમ વધી ગયો છે!"

'તો 'મ્હારી કૌમ' અઠવાડિકનું નામ રાખીએ!"

"પાછા પેલા કોંગ્રેસવાળા આપણને કૌમવાદી કહેશે તો!"

"ત્યારે 'શૌકત' રાખીએ!"

'અરે દેશની શાનો-શૌકતજ નષ્ટ થઇ છે ત્યાં એવાં ફૂડકતાં નામ રાખ્યાથી શું લાભ!"

"ત્યારે શું 'છાછયાં' નામ રાખીએ?"

"ના એ તો છેક ભાગાતગાવની ધાંચણીને અનુકૂળ આવે એવું નામ ગણાય!"

"ત્યારે શું 'ધડાકો' નામ રાખીએ!"

'ના એ તો હીટલર-મુસોલીનીએ રિઝર્વ કરાવેલા શબ્દો છે?"

"ત્યારે 'ખબરદાર' રાખીએ?"

"કવિ ખબરદાર બદનક્ષીનો કેસ કરે તો!"

"તો 'હોશિયાર' રાખો?"

"એ ખબરદાર ને હોશિયાર શબ્દો તો નાટકના તખ્તા પરજ ઠીક લાગે પેપરની દુનિયામાં નહિ!"

"તો 'પ્રગાત' રાખીએ?"

"જવાદોને વળી જુના વિચારનાઓ મસ્જિદના ઓટલા પર ચર્ચા કરશે!"

"ત્યારે 'પીછેહઠ' રાખીએ તો?"

"તો વળી પેલા તકલાદી જુવાનીઆઓનું પાકી આવશે!"

"તો 'પિતૃભૂમિ' રાખીએ?"

"અરે! જવા દ્યોને પેલાં 'માતૃભૂમિ' વાળાઓના પેટમાં દુઃખશે!"

"ત્યારે 'મરણભૂમિ' રાખીએ!",

"તો એમાં પાછા 'જન્મભૂમિ'વાળા ફુંચવાશે?"

"ત્યારે 'અદલ ઇન્સાફ' રાખીએ તો!"

"એમાં પાછા આપણા મુન્શી ફત્હખાન સાહબ પોતાની મૂછ નીચી થએલી સમજશે અને વળી ડગલે ને પગલે આપણને ન્યાય તોલવા માટે ત્રાજવાં ને કાંટાની જરૂર પડશે!"

"તો 'લોકસેવક' રાખીએ !"

"સેવકના નામથી લોકો ધરાઈ ગયા છે ને !"

"તો 'લોક મિત્ર' રાખીએ ?"

"મિત્રોજ આજે દુશ્મનની ગરજ સારે છે ને !"

"તો 'લોક દુશ્મન' નામ રાખીએ !"

"એવું નામ રાખીને લવાજમ કોની પાસેથી વસૂલ કરવું ?"

"ત્યારે 'પ્રેમ પોષક' રાખીએ !"

"અલબત્ત આજકાલ પ્રેમનું બજાર તેજીમાં હોઈ એ નામથી ગ્રાહકોની સંખ્યા વધે પણ પેલા આદર્શવાદીઓ નાકનું ટીચકું ચઢાવે તેનું કેમ ?"

"ત્યારે કોઈ ફક્કડું અંગ્રેજી નામ રાખીએ!"

"એમાં પછી આપણી સંસ્કૃતિ લજવાય !"

"ત્યારે ત્યોને ઉર્દૂનું ફક્કડું નામ 'જીન્દાબાદે ઈસ્લામ' રાખીએ !"

"એવાં નામો તો હવે સીનેમાવાળા રાખે છે!"

"તો ત્યોને 'ચમનિસ્તાન' રાખીએ !"

"પણ ખિઝાંની ઋતુ લંબાય તો ?"

"ત્યારે ત્યોને 'ઝિંદગી' રાખીએ !"

"ઝિંદગી એ જીવવા માટે છે કે મરવા માટે છે તેજ લોકોને હજુ સમજાયુ નથી ત્યાં ઝિંદગી પેપર કાઢીએ તો તેના શા હાલ થાય !"

"ત્યારે 'બંદગી' કાઢીએ ?"

"ના તેતો મસ્જિદના મુલ્લાઓ સિવાય કોણ વાંચે ? અને તેય ઝકાત ખેરાતની જેમ મફત વાંચવા તાકે !"

"ત્યારે ત્યોને 'પાકીસ્તાન' રાખીએ ?"

"પણ એ ચળવળનો નિવેડો આવ્યા વગર એ નામ કેમ રખાય ?"

"તો ત્યોને 'કબ્રસ્તાન' ! જુવો એ નામ ખાસ સામ્યવાદી છે; જુવો કબ્રસ્તાનમાં અમીર ગરીબ બધાંને એકજ લાઈનમાં સ્થાન મળે છે ને ?"

"પણ એ માટે આપણે લવાજમ વસૂલ કરવા ક્યાં જવું ?"

"મારૂં વ્હાલું આય નહિ ને તેય નહિ! આતો એવરેસ્ટ ચઢવા કરતાંય અઘરૂં ગણાય! બહુઉલા, ત્યારે આ બધી માથાકૂટ કરવાં નામ વગરનુંજ પેપર કાઢીએ તો કેમ ? પ્રથમથી ગ્રાહકો નોંધવા અને પછી તેમની મેજોરિટિ જે નામ પાડે તે કબુલ કરવું !"

"એજ ઠીક છે. બગલમેં બેઠા ઔર શહેરમેં ઢંઢેરા પીટવાથી શો લાભ ?"

"ઠીક છે ! ભેંસ ભાગોળે, છાસ છાગોળે ને આપણુ માટે ધમાધમી કરવાની શી જરૂર ?" અને વળી કાગળની મોંઘવારી પણ ક્યાં દૂર થઇ છે ! તો પછી અઠવાડિક વગર શું અટકી પડ્યું છે ?"

"કાગળની મોંઘવારી ! ઇસબાતમેં કુછ નહિ જરા પેપર સચિત્ર છાપીએ અને અપ–ટુ–ડેટ રીતે કાઢીએ તો આપોઆપ ગ્રાહકોનું આકર્ષણ થાય ને મોંઘવારીને પહોંચી વળાય !"

"એમ છે તો ભલે ઝૂકાવીએ પણ મારા ધારવા પ્રમાણે એકાદ માસ વિચાર કરીને પછી કાઢીએ નહિતર હીટલરની ઈંગ્લાંડ પરની ચઢાઇ જેવી આપણીએ દશા થાય !"

"આપનો વિચાર સવા સોળ આના અને ઉપર રત્તી જેવો છે! એ ગાળામાં આપણા કલમકશો પણ પોતાની કલમોને સરાણે ચઢાવીને તેજ કરી રાખશે !"

"હાં...આં! પણ એમાં પેલું કવિતાનું બજાર ગોઠવવાનું તો ચૂકતાંજ નહિ હોં !"

"અરે! એતે ચૂકાય ? અરે! મારો વિચારતો વાચકોનેય લગનનું ઉત્તેજન મળે એવું એકાદ કોલમ પણ કાઢવાનો છે અને પ્રેમીઓને પણ નાસીપાસ કરવા નથી !"

વાત ઠીક છે આજકાલ તો:–

"રૈખ્ખજી ખુશ રહે શૈતાનભી નારાઝ ન હો !" જેવી નીતિ ધારણ કરવાથીજ લોકો ખેંચાય છે! પણ ચાલો હવે મોડું થયું છે વળી પછી મળીશું !"

———

# 'જાણવા જોગ'

સંપાદકઃ-ઈસમાઈલ આઝમ ઈસમાઈલ (ઇસમાઇલ કોલેજ જોગેશ્વરી)

**રેકોર્ડ બ્રેક ઈંડુ:**—વીલ્ટશાયરના મી. જોન કુમ્બસની મરઘીએ તાજેતરમાં ૬૩/૪ ઔં. નું ઈંડુ આપી દુન્યાનો રેકોર્ડ તોડ્યો છે. અત્યાર સુધી ૫૩/૪ ઔંના ઈંડાનો રેકોર્ડ હતો. આ ઈંડુ ૪ ઈંચ લાંબુ અને ૨૩/૪ ઇંચ પહોળુ છે.

※

**હસ્તાક્ષરની કીમત:**—દુન્યામાં શોખ પણ વિચિત્ર વસ્તુ છે. લોકો એને ખાતર ઘણા પૈસા બરબાદ કરે છે. પોસ્ટની ટિકીટો, સીગારેટ કાર્ડો અને જુના સિક્કાઓ વગેરેની એટલી કીંમત અપાય છે કે એ નજીવી ચીજોની કીંમત આપણને અસંભવિત લાગે છે. થોડીક મુદ્દત ઉપર જુના પુરાના લખાયલા કાગળો લીલામ કરવામાં આવ્યા હતા. દુન્યવી અને ઇતિહાસીક દ્દષ્ટિએ મોટા માણસો હોવાથી તેમના કાગળોની ઘણીજ કીમત ઉપજી હતી. હમણાંજ લેડી હેમીલ્ટનનો કાગળ જે વોટરલુની લડાઇના વિજયી નેતા નેલ્સનને સંબોધીને લખવામાં આવ્યો હતો તેની કીંમત ૧૦૫ પાઉન્ડ (૧૫૭૫ રૂ.) ઉપજી હતી. ખુબીની વાત તો એ છે કે એ કાગળના લખાણમાં જોડણી પણ બરાબર નહતી. બે વરસ પહેલાં, નેપોલીઅને પોતાના ચીફ ઓફ સ્ટાફ પર લખેલા કાગળો ૬૪૬૯ પાઉન્ડ (૯૭૦૩૫ રૂ.) આપી ખરીદાયા હતા. Amerigo Vespucci, જેના નામ ઉપરથી અમેરીકા નામ આપવામાં આવ્યું છે. તેના બે લીટીના એક કાગળના ૩૯૦ પાઉન્ડ ૮૦૫૦ રૂ. કીંમત ઉપજી હતી.

※

તમે કદાચજ માનશો કે હીંદમાં દર વરસે ૨૫૦૦૦૦૦ મુસાફરો રેલ્વેમાં વગર ટીકીટે સફર કરતાં પકડાય છે. આથી રેલ્વે કંપની-ઓને લગભગ રૂ. ૩૭૫૦૦૦૦ નુકસાની દર વરસે વ્હોરવી પડે છે.

**હાજી કરતાં હજામ વધારે:**—ફીલીપાઇન ટાપુમાં ૨૯૫૦ વકીલો છે અને તેના પછીના ધંધાદારીઓમાં ડાક્ટરોનો નંબર આવે છે. તેઓનો ટોટલ ૨૫૭૦ છે એટલે વકીલો અને ડાક્ટરો વસ્તીના પ્રમાણમાં ઘણાજ છે.

※

**નવી સાઇકલ:**—Detroit નો રહેવાશી Dominick એક અખતરો કરી રહ્યો છે. તે બાઈસીકલ આગળ ૨૭ ઈંચનો એલ્યુમીનીઅમનો એક પ્રોપેલર (પંખો) મુકવા માંગે છે અને તેનું જોડાણ પેડલના ગીઅર સાથે રહેશે એટલે પેડલ ફેરવવાથી પ્રોપેલર પણ ફરવા લાગશે, આમ કરવાથી, તેનું ધારવું છે અને કેટલે અંશે તેનો અખતરો સફળ થયો છે કે સાઇકલ હવા કાપતી એક કલાકમાં ૪૫ માઈલ સહેલાઈથી ચાલી શકશે. ફક્ત સાઇકલ સ્ટાર્ટ કરવામાં સહેજ અગવડતા નડે છે.

※

**લંડનવાસીઓએ**—૧૯૩૮માં લગભગ ૧૧૪, ૩૩૦,૦૦૦,૦૦૦ ગેલન પાણી વાપર્યું હતું. માણસ દીઠ સરેરાશ ૪૩૮૫ ગેલન.

※

**નવીન કેમેરા**—સાયન્ટીસ્ટોએ એક એવો કેમેરા શોધી કાઢ્યો છે કે તેના વડે ૨૦,૦૦૦ ફીટ ઉપરથી હવાઈ વિમાનમાંથી ૪૦ સ્કવેર માઇલનો ફોટો લઈ શકાય. આ કેમેરા તદન નવીજ ઢબનો બનાવવામાં આવ્યો છે.

**સિનેમા સિસેન્સ**—૧૯૩૯માં દુનીઆમાં ૬૭૯૨૯ સીનેમાઓ હતા. અમેરીકામાં ૧૭૦૦૩, જર્મનીમાં ૭૭૯૭, બ્રિટનમાં ૫૩૦૦,

ફ્રાન્સમાં ૩૮૫૦ અને ઈટાલીમાં ૨૮૦૦ રશીઆના ૩૦,૦૦૦ સીનેમાનો ઉપરના આંકડામાં સમાવેશ કર્યો નથી. રશીઆમાં વધુ ભાગે કેળવણીને લગતી ફીલ્મો દેખાડવામાં આવે છે અને આવી ફીલ્મોમાં દાખલ ફી ભાગ્યેજ લેવામાં આવે છે અને જો દાખલ ફી હોય છે તો તે પણ નજીવીજ. હાય, અભાગુ હીંદ પણ ક્યારે રશીઆને રસ્તે ચાલશે અને કેળવણી વિષયક ફિલ્મો ઉતારશે!

※

**જોડા અને દોરી:**–વ્હેલ નામની માછલીમાંથી જોડા અને જોડાની દોરીઓ બનાવવાના અખતરા ચાલી રહ્યા છે. જો એ અખતરો સફળ થાય તો બ્રીટીશ લશ્કર કે જેને દર અઠવાડીએ ૨૬૧૦૦ જોડ જોડા જોઈએ છે તે વ્હેલના ચામડામાંથીજ બનાવવામાં આવશે.

※

# યાચના

તુંજ કને એજ એ ખુદા માંગું,
કોમના દર્દની દવા માંગું.

રહી બીમાર જીવવા કરતાં,
એજ ઉત્તમ છે મુજ કઝા માંગું.

જે તરફ હોય કૌમી તોફાનો,
એથી ઉલ્ટીજ હું હવા માંગું.

જાઉં જ્યાં છે કુસંપ ને ઝઘડા,
જાઉં પણ ક્યાં જો હું જવા માંગું.

તુજ દયાથી મને ઉગારી લે,
મુજ ગુનીહોની એ સઝા માંગું.

મૌત સુધી છે શીખવવાનું 'અમીન'
હું નવું રોજ શીખવાનું માંગું.

'અમીન' આઝાદ




સવાલ—એક માણસે વકફ કર્યું છે. ફરી શું તેમાં તેની ઔલાદને કે કોઈને વારસો લેવાનો હક્ક બાકી રહે છે અને વકફનો માલ વારસા તરીકે વહેંચી શકાય?

જવાબ—જ્યારે વકફ કરવામાં આવે છે તો તે વકફ વાકેફની મિલ્કતમાંથી નીકળી જાય છે એટલે વકફ કરનાર પોતે પણ તેનો માલિક રહેતો નથી તેમજ વકફમાં કોઈને વારસો લાગતો નથી. તે તો ખુદાનો માલ થઈ જાય છે. કોઈ પણ માણસ વકફને વેચી શકતો નથી અને વકફ કોઈને બખશિશ કરી શકતો નથી અને ગિરવી મૂકી શકતો નથી અને વકફનો કોઈ માલિક થઈ શકતો નથી અને વારસા તરીકે વકફમાં કોઈનો હક્ક લાગી શકતો નથી, હા વકફ કરનારે વકફનામામાં જે શરતો લખી હોય તે મોઅતબર છે અને તે શરતો પુરી પાડવી જોઈએ. પરંતુ તે શરતોમાં કોઈ પણ શરત શરીઅત વિરૂદ્ધ ન હોવી જોઈએ. શરીઅત વિરૂદ્ધની વસીઅત બાતેલ છે. (દુર્રે મુખ્તાર, આલમગીરી, ખુલાસતુલ ફતાવા.)

સવાલ—રમઝાન શરીફના આખેરી દાયકામાં એતેકાફ કરવો જરૂરી છે? કેટલાક લોકો એતેકાફમાં બેસી દસ દીવસ પુરા કર્યા વિના ઉઠી જાય છે તો શું તેની કઝા કરવી જોઈએ? અને કઝા પુરા દસ દીવસની કરવી કે જેટલા દીવસો છોડ્યા હોય તેટલા દીવસની અને મસ્જિદમાં જતી વેળા થોડીકવાર માટે પણ એતેકાફની નિય્યત કરવાથી સવાબ મળે છે?

જવાબ—રમઝાન શરીફના છેલ્લા દીવસનો એતેકાફ કરવો સુન્નતે કેફાયા અને સવાબ છે. વસ્તીમાંથી કોઈપણ એક માણસ આ એતેકાફ કરી લેશે તો બધાના શીરથી ઉતરી જશે અને જો કોઈપણ આ એઅતેકાફ ન કરશે તો બધા વસ્તીવાળાઓ ગુન્હેગાર થશે. આ એઅતેકાફને દરમ્યાનમાંથી છોડી દેવાના કારણે કઝા લાગુ પડશે નહીં. નતો પુરેપુરા દસ દીવસની કઝા, નતો છોડેલા દીવસોની કઝા, એટલે કઝા કરવી ઝરૂરી તેમજ વાજિબ નથી. જેટલા દીવસ એઅતેકાફમાં બેઠો છે તેટલા દીવસનો એઅતેકાફ ગણાશે અને તેટલા દીવસનો સવાબ મળશે પણ એવી હાલતમાં કઝા કરી લે તો ઘણું અફઝલ અને બેહતર કામ છે. મસ્જિદમાં દાખલ થતી વેળા એઅતેકાફની નિય્યત કરવાથી જેટલી વાર મસ્જીદમાં રહેશે તેટલીવાર એઅતેકાફમાં બેઠેલો ગણાશે અને તેનો સવાબ ઝરૂર મળશે. કારણ કે થોડીકવારનો પણ એઅતેકાફ થાય છે એઅતેકાફની હાલતમાં ગાલ ગલોચ બકે નહિ, તેમજ જુઠ બોલવાથી, ગીબત કરવાથી પરહેઝ કરે અને વધુ પ્રમાણમાં તિલાવતે કુર્આન શરીફ અને ઝિક્ર ઈલાહીમાં મશગુલ રહે અને કઝાએ હાજત સિવાય મસ્જિદથી બહાર નિકળે નહિ તેમજ વધુ ટાઈમ મસ્જીદથી બહાર થોભે

નહિ. (શામી, આલમગીરી.)

સવાલ-અમારે ત્યાં એક સૈયદસાબ ગુજરી ગયા તેમણે એક પોતાની ઓરત (નિકાહવાળી) અને બે છોકરીઓ અને એક બ્હેન અને બે ભત્રીજા છોડયા. વારસો કેવી રીતે વહેંચવો ?

જવાબ-પ્રથમ કફન દફનનો ખર્ચ અને કર્જ તથા વસીયત હોય તો તે ત્રીજા ભાગ સુધીમાંથી અને ઓરતની મહેર બાકી હોય તો તે એ સર્વ અદા કર્યા પછી જે કંઇ બચે તેના ૨૪ ભાગ કરવા. જેમાંથી આઠમો ભાગ ૩ મર્હૂમની ઓરતને અને આઠ ભાગ દરેક છોકરીઓને એટલે બંને છોકરીઓને ભાગ ૧૬ બાકીના ભાગ ૫ મર્હૂમની બ્હેનને મળશે. ભત્રીજાઓને કંઈ મળશે નહિ. (સિરાજી)

સવાલ-ફૂલ સુંઘતી વેળા દરૂદ શરીફ પઢવું જોઇએ ? એમ જે મશહૂર છે કે ખુશબો હઝરતના પસીનાથી પૈદા કરવામાં આવી છે. એ ખરૂં છે ?

જવાબ-દરેક ખુશબુ ફૂલ વિગેરે હઝરત (સલ.)ના પરસેવાથી પૈદા કરવામાં આવી છે એ વાત ખોટી છે એ બિના કોઈ સહી રિવાયતથી સાબેત નથી. ખુશબુ કે ફૂલ સુંઘતી વેળા દરૂદ શરીફ પઢવું જરૂરી નથી પણ કોઇ માણસ વગર જરૂરી સમજી એવા ખિયાલથી ઇખલાસના કારણે પઢે કે હઝરત રસૂલે ખુદા (સ.)ને ખુશબુ ઘણી પસંદ હતી તો પઢી શકે છે.

સવાલ-ઇમામે તરાવીહની નમાઝમાં આયતે સજદહ પઢી સજદો કર્યો અને પછી ઉભા થઇ ભૂલથી સુરએ અલહમ્દો પઢીને કિરાઅત પઢી તો સજદએ સહવ લાગુ પડશે કે કેમ ?

જવાબ-ઇમામ અલહમ્દો પઢી કોઇ સુરત પઢે અને પાછો અલહમ્દો પઢી કુર્આન શરીફ-માંથી કોઇ સુરત કે આયતો પઢે એમાં સહવનો સજદો આવતો નથી એટલે પુછેલી સુરતમાં સહી મત મુજબ સજદએ સહવ લાગુ પડતો નથી. (ખુલાસતુલ ફતાવા, આલમગીરી.)

# સાબુની ગોટી

: અનુવાદક :

'કાસિમ' (બાંટવા)

થોડા ફેરફાર સાથે 'સાકી' 'Saki' (એચ. એચ. મનરો, H. H. Munro)ની 'સંધ્યા' (Dusk) નામની નવલિકાનો આ તર્જુમો છે.

"સાકી" એ પહેલાં લંડનનાં 'વેસ્ટમન્સ્ટર ગેઝેટ' લખવું શરૂ કર્યું. તેની ટૂંકી વાર્તાઓ તેના ચતુરાઈ ભરેલા વર્ણન માટે વખણાય છે.

૧૮૭૦માં એ બર્મામાં પેદા થયો હતો અને અભ્યાસ ઈંગ્લેન્ડમાં કર્યો. ૧૯૧૬માં એ લડાઈમાં માર્યો ગયો. 'કારવાં'ના વાંચકોને આ વાર્તા ગમશે એવી આશા છે. 'કાસિમ'

મહમૂદ, હાઇડ પાર્કની રેલીંગ પાસે એક બેન્ચ પર બેઠો હતો. એના જમણા હાથ તરફ સ્ટ્રેન્ડ રોડ આવેલ હતો. જ્યાંથી મોટરો અને ગાડીઓની દોડધામનો આવાઝ આવી રહ્યો હતો. મે મહિનો અને સાંજનાં સાડા સાતનો સમય, એટલે આજુબાજુના માણસો સ્પષ્ટ રીતે દેખાઇ શકતાં નહોતાં. મહમૂદની પડખે એક બુઢ્ઢો બેઠો હતો. થોડીકવાર થઇ એટલે એ ઉભો થઈને સંધ્યાના અંધાર-પછેડા પાછળ અદ્રશ્ય થઈ ગયો અને એની જગ્યાએ એક સારા પોશાકમાં સજ્જ થએલો જુવાન આવીને બેન્ચ પર પડતું મૂકતો હોય એવી રીતે બેઠો. બેસતી વખતે એણે એક એવો અવાઝ કર્યો, જે પરથી મહમૂદને એ ખબર પડે કે એ કોઇ મોટી મુસીબતમાં આવી પડ્યો છે.

"કેમ, કંઇ બહુ ગભરાયેલા લાગો છો. શું છે?" મહમૂદે પૂછ્યું.

તેણે પોતાનું ડોકું ફેરવ્યું. મહમૂદ તેને જોતાંજ ચેતી ગયો. કે કોઈ લુચ્ચો માણસ લાગે છે. એને થયું કે આવા માણસને મારે બોલાવવો જોઇતો નહોતો.

"અગર મારી જગ્યાએ તમે હોત તો તમારો ગભરાટ પણ મારા કરતાં કંઈ ઓછો ન હોત. આજે મેં મારી ઝિન્દગીની સૌથી મોટી બેવકૂફી કરી છે."

"એમ?" મહમૂદે ઠંડા અવાજે કહ્યું

"ચોરંગીમાં આવેલી ગ્રીન્સ હોટેલમાં રહેવા માટે આજે બપોરે હું શહેરમાં આવ્યો છું." જુવાન પોતાની વાત ચાલુ રાખતાં બોલ્યો. "જ્યારે હું ત્યાં પહોંચ્યો. તો મને ખબર પડી કે થોડાંક અઠવાડિયાં પહેલાંજ એ હોટેલ બંધ થઇ ગઈ છે, અને એ જગ્યાએ હાલમાં મેટ્રો સીનેમા ચાલે છે. હું જે ટેક્ષીમાં હતો તેનાં ડ્રાઇવરે મને થોડેક દૂર એક બીજી હોટેલમાં જવાની ભલામણ કરી, એટલે હું ત્યાં ગયો. તરત મેં મારા પિતાને મારૂં નવું ઠેકાણું આપવા એક કાગળ લખી નાખ્યો અને પછી હું સાબુની એક ગોટી લેવા સારૂ બહાર નીકળ્યો. સાથે હું સાબુ લાવતાં ભૂલી ગયો હતો. હોટલનો સાબુ વાપરવાનું મને નથી ગમતું. પછી આમ તેમ ફરવા લાગ્યો, એક લેમોનેડ પીધી અને શણગારેલી દુકાનો જોવા લાગ્યો જ્યારે મેં

મારી હોટલ પર પાછા ફરવાનો ઇરાદો કર્યો ત્યારે એકાએક મને ભાન થયું કે મને હોટેલનું નામ યાદ નહોતું રહ્યું. તે કઈ સ્ટ્રીટમાં છે એનો પણ મને ખ્યાલ ન્હોતો રહ્યો. કલકત્તા જેવા આખા શહેરમાં જેની કશી ઓળખાણ-પિછાન ન હોય તેના માટે આ કેવી માઠી દશા? હાં, મારા પિતાને હું તારથી મારું સરનામું પૂછાવી શકું છું, પણ હમણાં મેં જે પત્ર લખ્યો છે તે તેમને કાલ સવાર પહેલાં નહિ મળે; દરમ્યાન મારી પાસે પૈસા નથી. બાર આના લઇ હું હોટેલમાંથી નીકળ્યો હતો અને તેમાંથી દશ આના તો સાબુ અને લેમોનેડમાં વપરાઇ ગયા અને હું અહિયાં આંટા મારું છું. ખીસામાં બે આના છે અને રાતના આસરા માટે કોઈ જગ્યા નથી."

આટલું કહ્યા પછી તે થોડીકવાર ચૂપ રહ્યો. "તમને તો એમજ લાગતુ હશે કે મેં એક નામુમ્કિન વાત" કહી સંભળાવી છે, ખરું!" તેણે જરા કચવાટભર્યા સ્વરે કહ્યું.

"બિલ્કુલ નામુમ્કિન નથી." ન્યાયસરી રીતે મહમૂદે જવાબ આપ્યો. "મારા ઉપર પણ એક દિવસે પરદેશમાં આવીજ ઘટના ગુઝરી ગઇ હતી. પણ ત્યારે તો અમે બે જણા હતા. અને સારા નસીબે અમને એટલું યાદ રહી ગયું હતું કે અમારી હોટેલ એક નહેર પર આવેલી હતી. એટલે અમે નહેરને ગોતી ત્યાં પહોંચી શક્યા.

મહમૂદની આ વિતક કથા સાંભળી જુવાન ખુશ દેખાયો. "મને કોઈ એવો ગૃહસ્થ મળે કે જે મારી વાતને સાચી માની મને કંઈક ઉધાર આપે, નહિ તો મારે રસ્તા પરજ રાત ગુજારવી પડશે એમ લાગે છે. મને એ જાણીને આનંદ થયો કે તમે મારા કિસ્સાને તદ્દન અશક્ય નથી માનતા." આ છેલ્લું વાક્ય તેણે ઉત્સાહપૂર્વક કહ્યું, જાણે એમ સૂચવતો હોય કે મહમૂદ પોતે ગ્રહસ્થાઇથી એટલો દૂર તો નહિજ હોય કે આટલી મદદ કરવા ના પડે, એવી પોતે આશા રાખે છે.

"તમારી વાતનો કમઝોર મુદ્દો તો એ છે કે તમે તમારો સાબુ નથી બતાવી શકતા." મહમૂદે ધીમા સ્વરે કહ્યું.

જુવાન તરતજ અક્કડ બેઠો થઇ ગયો, જલ્દી જલ્દી પોતાનાં ખીસાં તપાસવા લાગ્યો અને એકાએક સ્તબ્ધ થઇ ગયો.

"મેં એને જરૂર ક્યાંક ખોઇ નાખ્યો હશે" તે ગુસ્સે થઇને બોલ્યો.

"એકજ બપોરમાં હોટેલ અને સાબુ બન્ને ખોઇ નાખવાં એ તો જાણી જોઇને બેદરકાર બનવા જેવું છે" મહમૂદે ઠપકો આપ્યો પરન્તુ જુવાન પુરા શબ્દો સાંભળવા ઉભો પણ ન રહ્યો અને ડોકું ઉંચુ રાખી, થાકેલા મુસાફરની જેમ ચાલતો થઇ ગયો.

"દયા આવે એવી વાત છે." મનમાં વિચાર કરતાં મહમૂદ બોલ્યો. "પોતાના માટે સાબુ લેવા ગયો એજ બાબત આખી વાર્તાને સચ્ચાઇનું સ્વરૂપ આપતી હતી અને એજ નાની વિગતે જવાનને જુઠ્ઠો અને નિરાશ બનાવી મૂક્યો. અગર તેણે પહેલાંથીજ ચાલાકી વાપરીને એક કાગળમાં વીંટેલ સાબુની ગોટી સાથે રાખી હોત તો તે આ કળામાં બુદ્ધિમાન માણસ ગણાયો હોત. પોતાની લાઇનમાં જે સાવચેતીથી કામ લે, તેજ તેમાં હુશિયાર ગણાય"

આટલું કહી મહમૂદ જવા માટે ઉભો થયો. એકાએક તેનાથી એક બૂમ પાડી જવાઇ. બેન્ચની બાજુમાં ઝમીન ઉપર કાગળમાં વીંટેલું એક લંબગોળ પડીકું પડેલું તેની નઝરે પડ્યું. સાબુની ગોટી સિવાય આ બીજું શું હોય શકે! અને, જરૂર તે જુવાન જ્યારે જોરથી પડતું મુકીને બેઠો ત્યારે તેના ખીસામાંથી

પડી ગયું હોવું જોઇએ. બીજી પળે તો મહમૂદ એ પીકા રંગના ઓવરકોટમાં સજ્જ થએલા જુવાનની શોધમાં દોડતો નજરે પડયો. શોધખોળમાં તે નિરાશ થવાની અણી પર હતો તેટલામાં તેણે તે જુવાનને સામેના રસ્તાનાં એક ખુણા પર દીઠો. જુવાનની નજર એકાએક આ તરફ ફરી ત્યારે તેણે મહમૂદને પોતાને બોલાવતો જોયો.

"તમારા કિસ્સાની સચ્ચાઈ અને સચોટતાનો મોટો સાક્ષી મને મળી ગયો છે" સાબુની ગોટી હાથમાં લંબાવતાં મહમૂદે કહ્યું. "બેન્ચ પર બેસતી વખતે તમારા ખિસામાંથી એ પડી ગઈ હોવી જોઇએ. તમારા ઉઠયા બાદ મને એ ઝમીન પરથી મળી. મેં તમારી વાત ન માની એ બદલ માફી ચાહું છું; પરન્તુ એ વખતે તમારી વાતચીત અને તમારા હાવભાવ તમારી વિરૂદ્ધ હતાં. હવે, મેં માગેલો મુદ્દો મળી ચૂકયો છે એટલે મારે તેની શાખ પ્રમાણે વર્તવું જોઇએ. શું તમને પંદર રૂપિઆ ઉધાર—"

રૂપીઆ તરત ખિસામાં મૂકી જુવાને આ સવાલનો જવાબ આપી દીધો.

તેને પોતાનું ઠેકાણું આપતાં મહમૂદ બોલ્યો, "આ અઠવાડીએ કોઈપણ દિવસે કર્જ ભરી શકો છો; અને આ રહ્યો તમારો સાબુ. એને ફરીવાર કયાંક ન ખોઇ દેતા. તેણે તમને સારી મદદ કરી છે."

"નસીબની વાત કે તમને સાબુ મળ્યો!" જુવાને કહ્યું. અને પછી અચકાતા અવાજે એક બે આભારના શબ્દો બોલીને તે ઝડપથી ચાલતો થયો.

"બીચારો મુઝાઇ ગયો." મહમૂદે મનમાં કહ્યું. "કંઈ નવાઇની વાત નથી. ગભરાટથી મુકિત મળી તેનીજ અસર થઇ હશે. મારા માટે આ એક શીખામણ છે કે હવેથી સંજોગ નિહાળીને અનુમાન બાંધવાનું દોઢ ડહાપણ ન કરવું."

મહમૂદ જ્યારે પાછો ફરતાં બેન્ચ-પાસેથી પસાર થઇ રહ્યો હતો ત્યારે તેણે એક ડોસાને બેન્ચની નીચે અને તેની આસપાસ નમીને કંઇક જોતો દીઠો અને એને ઓળખ્યો કે આતો તેજ બુઢ્ઢો છે જે પોતાની પાસે પહેલાં બેઠો હતો.

"કંઈ ખોવાઇ ગયું છે, સાહેબ ? શું ગોતો છો ?" મહમૂદે સવાલ કર્યો.

"હા ભાઇ, સાબુની ગોટી ગોતી રહ્યો છું."

# દિલના ટુકડા

: લેખક :

'આઝાદ'

(હૃદય ચંગમ પત્ર કથા)

આપણા સમાજના કેટલાક કુટુંબોમાં એવું થાય છે કે બાળવયમાંજ પુત્ર-પુત્રીઓની સગાઇ કરી દેવામાં આવે છે પાછળથી આ સબંધ બહુજ ખરાબ રીતે તુટી પડે છે. એક કુટુંબમાં આવી રીતે સંબંધ જોડાયો હતો, સંજોગ વશાત પુત્રવાળાઓ પૈસાદાર બની ગયા અને સબંધ એના માટે તોડી દેવામાં આવ્યો કે કન્યાવાળાઓ ત્હેમના સમાન ન હતા. અર્થાત કે ગરીબ હતા. બાળા બાળવયથી લઇને યુવાની સુધી જેને વરી ચૂકી હતી, ચાહતી હતી; જ્યારે તે ત્હેનાથી છીનવી લેવામાં આવ્યો તો ત્હે માંદગીમાં પટકાઇ પડી; અને પોતાના પ્રિતમના સ્મરણમાં ઘેલી થઇ ગઈ. આવી સ્થિતિમાં ત્હેણે પોતાને ભૂલી જનારા સાજનને કાગળ લખ્યો હતો. ત્હેની કંઇક લીટીઓ અત્રે રજૂ કરૂં છું......

કેવી અજબ સ્હવાર છે. તડકો પણ છે. ઝાકળ પણ પડી રહ્યું છે, જાણે મોતીઓની ઝરમર વરસી રહી છે. જે બાગમાં મ્હારૂં નિવાસ સ્થાન છે. પક્ષીઓના મધુર કલરવથી પરિપૂર્ણ છે, દરેક જગ્યાએ પુષ્પો મહેકી રહ્યાં છે. હું હવાફેર માટે અહીં આવી છું. આખી રાત્રી ભયાનક સ્વપ્નાંઓ વચ્ચે ઝબકીને પડખાં ફેરવી રહી હતી. અંતે કંટાળીને બિછાના પરથી ઉઠીને ટહેલવા લાગી. આ વ્યાકુળતામાં ઉષાનું ગુલાબી નૂર ચમકી ઉઠ્યું. હું બાગમાં આવી અને વિચારોની દુનિયામાં ખોવાઇ ગઇ......

હા...શ, આજે ત્હમારા સંસારમાં સોનાનો સૂર્ય ઉગશે, ત્હમારા આનંદની સીમા ન હશે, પ્રકાશ વધી રહ્યો હતો. ત્હેમ ત્હેમ મ્હારા વિચારો આગળ વધી રહ્યા હતા. હવે ત્હમે વરરાજા બન્યા હશો, હવે જાન નવવધુને ત્યાં પહોંચી હશે, ત્હમે કોઇને હૃદયસણી તરીકે સ્વીકારતા હશો, લેકિન ત્હેને નહીં જે બાળ વયથી ત્હમારી થઇ ચૂકી હતી. જેના હૃદય મંદીરમાં ત્હમે વસ્યા છો, રોમેરોમમાં ત્હમે વ્યાપી ગયા છો. છતાં જેને ત્હમે બરબાદ કરી ચૂક્યા છો, અને ઝુબેદા જે માત્ર નામથીજ ત્હમને ઓળખે છે, અને સંભળીત છે કે પોતાની દોલતના ખુમારમાં ત્હમને યોગ્ય પણ ન ગણે.. ...

હશે, કંઇપણ હો, પ્રેમ આ વાતોથી દૂર છે, ત્હમે મ્હને ભૂલી ગયા. સારૂં કીધું. છતાંએ ત્હમે મ્હારા પ્રાણેશ છો, અને હંમેશાં રહેશો. ત્હમારી નવવધુને ત્હમે આજે જોશો, હું પહેલાંથી જોઈ ચૂકી છું. કેમકે મ્હને મ્હારા મનમોહનની અર્ધાંગનાને જોવાની તમન્ના હતી. અહીં આવ્યા પહેલાં 'પર્દા પાર્ક" માં હું ઝુબેદાથી મળી બહુ ધગાઇને એને જોઇ. ત્હે દિવસે ત્હમારી ભત્રીજી સલમાએ તો ગજબ કર્યો. માતાન છોકરી મ્હને આવની જોઈ દોડની આવી—વાતો કરતી ઝુબેદા પાસે લઇ ગઇ અને કહેવા લાગી--"કાકી, એમનાથી મળો. એ મ્હારાં મર્હુમ કાકી છે"

બિચારી ઝુબેદા આ શબ્દોનો અર્થ શું જાણે ? પહેલાં કંઇક શરમાઈ, પછી કંઇક ક્રોધે ભરાઈ, પછી સખીઓને હસતી જોઈ, હસી પડી, મ્હેં સલમાને ગળે લગાડી લીધી અને ખૂબ આશિર્વાદ આપ્યા. પછી કંઇકવાર અહીં

તડીં ફરતી રહી. દિલ ભરાઇ આવ્યું તો એક કુંજમાં જઈ બેઠી. સામે વૃક્ષપર સારસનું જોડું બેઠું હતું. આમાંથી એક પોતાની પાંખ પહોળી કરતું તો બીજું ટગરડાંઓ જોતું. આ પક્ષીઓ પોતાના પ્રેમ માટે મશહૂર છે. અને સાંભળ્યું છે કે એક બીજાના પ્રેમમાં જીવે છે. એક વિખુટું પડે તો બીજું પ્રાણ આપી દે છે. લેકિન ઇન્સાન શું પક્ષીઓથી બદતર છે? કદાપી નહીં, કુદરત પોતાની આ અનુપમ હસ્તીને બરબાદ થતી જોઇ શકતી નથી. વ્હાલી સલમા ત્હારા સુખમાં મોતી કે ત્હેં જીવતાં જીવત મહૂંમ કહીને મ્હારી લાજ રાખી લીધી.........

આવી રીતે ધીમે ધીમે હું બાગના ત્હે સુનસાન ભાગમાં જઇ પહોંચી જ્યાં સાગરનો કિનારો છે—

'ચમન, ચમન, લિયે ફિરતી હય આરઝૂ તેરી !'

અહીં સાગરની મસ્તીને જોતી બેઠી હતી. નાસ્તા માટે દાસી શોધતાં આવી; ત્યારે મને જણાયું કે હું ક્યાં છું. લેકિન ફરી હું ખોવાઇ ગઇ. દાસીએ કોણુ જાણે મને શું કહ્યું અને મેં તેને શું જવાબ આપ્યો કે તે ચાલી ગઇ......ફરી આવી તો આ કહેતાં આવી "બીબી ! બેગમ કહી રહી છે કે નાસ્તા માટે રૂચી ન હતી તો કંઇ નહીં. બપોરના ભોજનનો સમય પણ વીતી રહ્યો છે. ભોજન પછી દવા પણ પીવી છે." આ સાંભળી હું ચોંકી ઉઠી, લજ્જા પણ આવી લેકિન આમ કહી મોકલાવ્યું કે 'અહીં જરા શીતળતા છે બેગમને કહેજો હમણાં આવું છું.'. અને ખરૂં પૂછો તો મ્હારૂં મન આ વખતે બહુજ બગડી રહ્યું હતું કેમકે હું આ દશ્ય જોઈ રહી હતી. જાણે તે સમય આવી ગયો—સત્યની બોલબાલા થઈ. મારો પ્રેમરંગ ખિલી ઉઠ્યો, હું હવે બીજી દુનિયામાં છું: લેકિન મારૂં બલિદાન શાંત પાડવાની કોશિષ કરતી હતી. જ્યારે હૃદયની જ્વાલા ભભૂકીને શાંત થઈ તો બન્ને એક બીજાની સામે ત્યાંજ ઘાસ પર બેસી કેટલીક વાર સુધી ઠંડા શ્વાસ લેતાં રહ્યા. દાસી પણ મૌન હતી. આ ઉદાસીન સ્તબ્ધતામાં એક અજબ દૃશ્ય મ્હારી આંખો સામે આવી ઉભું...તમને યાદ હોય કે ન યાદ હોય, એક સમય વર્ષાની શરૂઆત હતી, વૃક્ષો પર હજી સંપૂર્ણ બહાર ન હતી. આપણે હુમાયુના મકબરા પર ગયા હતા. તે સમય સંધ્યા થઇ રહી હતી. આફતાબ કંઇ એવી શાનથી ડુબી રહ્યો હતો જાણે આસમાનમાં એક ઝરીની ઝાલર ફરી વળી હતી, જેની આડમાંથી હુસ્નની દેવી જોઈ રહી છે. હું મકબરાના ચોગાનમાંથી આ દશ્ય જોઈ રહી હતી. તમે પાછળથી આવ્યા અને મ્હારી આંખો બંધ કરી લીધી, પછી 'શમીમા' કહીને મ્હારી સામે આવી ઉભા. અને મ્હારા હાથ પકડી લીધા શું બતાવું આ પળે હૃદયમાં શું શું થઇ ગયું ? જાણે શરીરમાં દોડતું લોહી થંભી ગયું હાય...જીવન રહસ્ય...

એક બીજાની સામે ઉભા રહી આંખો આંખોમાં પ્રેમની મૂક ભાષા સમજતી રહ્યા હતા. વળી તમે બોલ્યા. "શમીમાં !" મ્હેં લજ્જા ભરી આંખો ઉપર કરી. જે પોતાની મેળે નીચી થઇ ગઈ. હોઠો શુષ્ક થઇ ગયા. શરીર પરસેવાથી તરબતર થઇ ગયુ ચારે બાજુ કારમી શૂન્યતા હતી. આપણે ખામોશ ઉભાં હતાં... મ્હને ભાન થયું. આસમાનના પક્ષીઓનો કોલાહલ, જંગલની નિરવતા ત્હમારા શબ્દોના પડઘા પાડી રહી હતી...'શમીમા ! શમીમા !!'

લેકિન અફસોસ ! આજે ત્હે સઘળી વાતો સ્વપ્નવત થઈ ગઈ છે. વિચારૂં છું ભૂતકાળ એક દુઃખ રૂપ હતો, લેકિન દિલ માનતું નથી કે ભૂતકાળ મન પરથી ઉતરી જાય. કાળના મોજાં વહી ગયાં છતાં ત્હેની ઇચ્છા કરૂં છું કે દુનિયામાં



# અશ્રુ–માળા !



o

નકામી કોણ કે' છે, વિરહની રાતો વિતાવું છું ?
તિમિર એકાંતમાં 'લીલા' હું એક માળા બનાવું છું !
સુગંધી ફૂલ ઉપવનના, અરે એમાં નથી હોતાં;
ગગનના તારલાઓ પણ, ખરે એમાં નથી હોતાં !
અરે ! એ કાજ સાચાં મોતીઓ ક્યાં મ્હારી કિસ્મતમાં ?
મળ્યાં છે ફક્ત થોડાં અશ્રુ મુજને ત્હારી ચાહતમાં !
ખરે છે ગોદમાં નયનોથી ટપટપ બિન્દુઓ જ્યારે;
બનાવું છું હું વીણી વીણી અશ્રુ–માળ એક ત્યારે !
ઉષા થતાં સુધી માળા બસ એ તૈયાર થાએ છે;
વિરહની રાત મ્હારી, એજ કામે વીતી જાએ છે !
પછી, 'તાપી' તટે ઘસડી મ્હને લઈ જાય છે મુજ મન;
કે ત્યાં આંખોને થઈ જાએ કદી તુજ રૂપનું દર્શન !
રખેને, સ્નાન કરવા ઘાટ પર તું એ સમય આવે;
અને એકાંતમાં નિર્ખી મ્હને, જ્યાં લજ્જા દર્શાવે !
તો ઝટ પહેરાવી દઉં, એ અશ્રુ–માળા ત્હારી ગરદનમાં;
સદા એ આશ છે મનની, સદા એ આશ છે મનમાં !
છતાં આશા હજી મ્હારી, નિરાશામાં નિહાળું છું;
જણાવું હોય શી રીતે, કે "લીલા ! તુજને ચાહું છું."

"આસિમ" રાંદેરી.

* ભાઈ 'આસિમ' રાંદેરીના અપ્રગટ પુસ્તક 'પ્રેમ-લીલા' માંથી.

# હિંદુસ્તાનમાં મુસ્લિમોનું આગમન




અતિ પૂરાતન કાળથી હિન્દુસ્તાન અને એશિયાના પશ્ચિમ દેશો વચ્ચે વ્યાપારી સંબંધ ચાલતો આવ્યો છે. અરબ, ફિલિસ્તીન (પેલેસ્ટાઇન) મિસર, ફ્રાન્સ, સીરિયા અને અન્ય કોમોના સોદાગરો આપણા દેશની વસ્તુઓ મંગાવતા હતા અને પોતાના દેશનો માલ અહિં મોકલતા હતા. (હઝરત) સુલેમાને પણ—જે યહુદીઓના નામવર બાદશાહ થયા છે. પોતાના પ્રખ્યાત પ્રાર્થનાલયને બનાવવાને માટે હિન્દુસ્તાનથી સુવર્ણ, હાથીદાંત અને મોરનાં પીછાં મંગાવ્યાં હતાં. [1] * મિસર (ઇજીપ્ત)ના બનલી મુસ વંશના બાદશાહોએ લાલ સમુદ્રને કિનારે હિન્દુસ્તાન સાથેના વ્યાપાર માટે બંદરગાહોની સ્થાપના કરી. ઇરાનના બાદશાહોએ એમની દેખાદેખી ઇરાની અખાતમાં બંદરગાહો કાયમ કર્યાં. યૂનાની [ગ્રીસ] સોદાગરો માલાબાર [મલબાર]ના કિનારા પરથી ચોખા, આદુ, કાળાં મરી અને તજ ખરીદતા હતા. [2] ગ્રીસ અને રોમન લોકો હિંદુસ્તાનની ભૂગોળના જાણકાર હતા. દૃષ્ટાંતરૂપે: 'હિપાલુસ અને પેની' પહેલી સદી 'પેરીપલુસ' બીજી સદી અને 'કોસમા' છઠ્ઠી સદી ઇસ્વીના લેખકોનાં નામ છે. ઇમ્યાન માર્સલાની લખે છે કે; લંકા લકદ્વિપ અને માલદ્વિપના લોકોએ શહેનશાહ જુલયન પાસે પ્રતિનિધીઓ મોકલ્યા હતા. એક પુસ્તક જેનું નામ "પ્યુટન ગૈરયન ટેબલ્સ" છે. એના પરથી એવું જણાય છે કે ત્રીજી સદી ઇસ્વીમાં કરંગાનૂરમાં રોમનોના અને ઇજીપ્તના બન્દર ઇરિઙ દરિયામાં હિન્દૂઓની આબાદી હતી. આ હિન્દુસ્તાની આબાદીને ઝાલિમ રોમન કૈસર કારાકલ્લાએ ત્રીજી સદીના આરંભમાં તલ્વારને આરે ઉતારી દીધી. દક્ષિણ હિન્દુસ્તાનમાં 'અગસ્તસ'થી લઇ 'ઝયનૂ' સુધી એટલે પાંચસો વર્ષના સિક્કા આજ પર્યંત મળે છે, અને તે વ્યાપારનો પતો આપે છે; જે અમારા અને પશ્ચિમના દેશો વચ્ચે ચાલૂ હતો. (જુઓ; થરસ્ટન; મદ્રાસ મ્યુઝીયમના સિક્કાઓનું લીસ્ટ.)

ઇરાન પણ વ્યાપારમાં રોગ કરતાં પાછળ ન હતું.[3] ઇરાનીઓએ દજલા અને ફૂરાત (યુફ્રેતીસ અને ટાઇગ્રીસ) નદીઓના મુખ આગળ બસરાની પાસે 'અત્બુલ્લા' નું બંદર

---

1 હંટરકૃત: હિસ્ટરી ઓફ બ્રિટિશ ઈન્ડીયા: ભાગ ૧લો, પૃષ્ઠ ૨૫

2 કેનેડી: જે. આર. એ. એસ. ઈ. સ. ૧૮૯૮

3 રયનો (Reinaud) "જ્યોગ્રોફી દી અબુલફિદા" પૃષ્ઠ ૩૮૨

બનાવ્યું. સાસાનીઓએ (હીરા)ને પ્રાંતનું પાયતખ્ત (રાજધાની) બનાવ્યું. અરબ ઇતિહાસકારો લખે છે કે, હીરાવાસીઓ રાતી દિવસ પોતાના ઘરોની છતો ઉપર બેસી હિન્દુસ્તાનથી આવતી નૌકાઓ જોતા રહેતા હતા. ખુસરૂ નૌશીરવાનના સમયમાં વ્યાપારની ઘણી ઉન્નતિ હતી. તેણે ખૂદ સિન્ધ ઉપર હુમલો કર્યો હતો અને દરાએ પોતાનાં (દરિયાઇ) નૌકાદળોને લંકા મોકલ્યાં હતાં કે તે લોકોને જેમણે ઈરાનીઓને મારી નાખ્યા હતા, શિક્ષા કરે. 'તાજિક શાસ્ત્ર'નું નામજ દેખાડી આપે છે કે હિન્દીઓ અને ઇરાનીઓમાં કેટલો ઘાડો સંબંધ હતો.[૪]

અરબવાસીઓએ હિન્દુસ્તાનના અને પશ્ચિમના વ્યાપારમાં મ્હોટો ભાગ ભજવ્યો છે.[૫] એમના દેશમાં સમુદ્રને કિનારે પુષ્કળ બંદરો હતાં. જેમકે અદન (Aden) દક્ષિણમાં, અને 'સેહર' પૂર્વમાં. હિન્દી મહાસાગરની નૌકાઓમાં અરબ વહાણવટીઓ હતા, અને એ સમુદ્રના બન્ને કિનારાઓ પર એમની વસ્તીઓ હતી. હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા પર ચેઉલ, કલ્યાણ, સોપારા, વિ૦ સ્થળોએ આજે પણ એમના અવશેષો મળી આવે છે. રયનોનું માનવું છે કે ચઉદમી સદી સુધી મલબારના કિનારા પર મુસલમાનોનો એવોજ લાગવગ હતો, જેવો કે પાછળથી પોર્ટુગીઝોએ કાયમ કર્યો.

સાતમી સદીમાં જ્યારે ઇસ્લામનો ઝંડો બુલંદ થયો અને અરબસ્તાનની બધી કૌમો એક છત્ર હેઠળ એકત્ર થઇ ગઇ, ત્યારે આ આગળવાને ઘણીજ શક્તિ મળી; જે હઝરત મુહમ્મદ (સલ.) ના જન્મ પહેલાંજ શરૂ થઈ ગઈ હતી. અરબો ચોગરદમ ત્વરિત ગતિએ પ્રસરવા લાગ્યા. એમના સૈન્યો વનો, રણો અને પર્વતોને ઓળંગતા સિરિયા, ઇરાન, અફગાનિસ્તાન અને બલુચિસ્તાનને પસાર કરીને હિન્દુસ્તાનની સરહદ પર પહોંચી ગયાં. મુસ્લિમ દરિયાઇ બેડાઓ (નૌકાદળો)એ ઇરાનીઓના બેડાઓને સમુદ્રની અથાગ ઉંડાઇમાં હમેશાને માટે બેસાડી દીધા અને હિન્દી મહાસાગર પર કબજો કરી લીધો. આ બેડાઓની સાથે સાથેજ અરબના સૌદાગરો હિન્દી સમુદ્રના બધા વ્યાપારના ઇજારેદાર થઈ ગયા. (કેમ્બ્રીઝ મેડ્યુવલ હિસ્ટરી)

અરબોની નૌકાઓ પશ્ચિમમાં લાલ સમુદ્રના કિનારાથી અથવા દક્ષિણ કિનારાથી ચાલતી હતી.[૬] અને હિન્દુસ્તાનમાં એમનો મકસદ એ થતો હતો કે, સિન્ધુના મુખમાં અથવા ખંભાતના અખાતમાં પહોંચી જાય અથવા મલબારનાં બંદરોમાં જઇને માલ ઉતારે. પહેલી રીતમાં તેઓ એશિયાના કિનારે કિનારે પોતાની નૌકાઓને લગાવી રાખતા હતા, પરંતુ બીજીમાં ...વર્ષાવાયુ (Monsoon) નો લાભ લઇને સઢો ખુલ્લા મૂકી દઇ સમુદ્રની વચ્ચેથી 'કોલમ' જઈ પહોંચતા હતા. પછી કોલમથી કાલીકટ, કોચીન થઇને લંકા, મલાયા, પૂર્વ દેશો અને ચીન સુધી ચાલ્યા જતા હતા.

મુસલમાનોને પહેલો બેડો હઝરત ઉમર (રદી૦)ની ખિલાફતમાં (ઈ. સ. ૬૩૬) હિંદુસ્તાન આવ્યો.[૭] એ સમયે ઉસ્માન સકફી બેહરૈનનો ગવર્નર હતો. એણે એક સૈન્ય સમુદ્ર માર્ગે થાણાના બંદર પર મોકલ્યું. ખલીફાએ આ વાતને પસંદ કરી નહિ અને ઉસ્માનને આ કાર્યથી

૪ Codier Melange H. Derinburg notes Surtes Musalman de chine.

૫ રયનો 'રયલારચાન દી વ્યાઝ'

૬ રયનો "જ્યોગ્રેફી દી અબુલફિદા"

૭ રેવેન્ડસન: "મુકદમા તુહફતુલ મુજાહિદીન"નું ભાષાંતર.

વારવાને માટે સખ્ત શિક્ષા આપવાની ધમકી આપી. હઝરત ઉસ્માન (રદી૦) (ત્રીજા ખલીફા)ના સમયમાં હિન્દુસ્તાન તરફ કેટલીએ વાર દેખરેખ કરવાને માટે ફોજી ટુકડીઓ આવી અને છેવટે ઈ. સ. ૮૧૨માં મુહમ્મદ બિન કાસિમે સિન્ધ ઉપર હુમલો કર્યો અને એ પ્રાંતને અરબ સામ્રાજ્યમાં શામિલ કરી લીધો.

જે સમયે મુસલમાન ગવર્નરો અને સેનાપતિઓની લલચાયલી નઝરો સિન્ધ પર પડી રહી હતી, તે સમયે અરબ સૌદાગરો મલબારના કિનારા પર શાંતિપૂર્વક પોતાની વસ્તીઓ વસાવી રહ્યા હતા. મદ્રાસ જિલ્લાના મેન્યુઅલમાં ઈસ્ટ્રાક લખે છે કે સાતમી સદીથી અરબસ્તાનના વ્યાપારીઓ હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા પર વસી રહ્યા હતા. તેઓ હિન્દુસ્તાનની ઔરતો સાથે લગ્ન કરતા હતા અને એમના રહેવા અને ઘર બનાવવા માટે કોઈ પણ રીતનો અવરોધ કરવામાં આવતો ન હતો. બલાઝરીએ પોતાના ઇતિહાસમાં આ વાતને સત્ય માની છે. હજ્જાજના વૃત્તાંતમાં એણે આ વાતનું વર્ણન કર્યું છે કે એક વહાણ લંકાથી કેટલીએક મુસલમાન બાળાઓને—જેમના માબાપ મરી ગયા હતા પાછી સ્વદેશ લઈ જઈ રહ્યું હતું. એ વહાણ પર કચ્છના ચાંચીયાઓએ હુમલો કર્યો અને બાળાઓને પકડી લીધી. હજ્જાજે રાજા દાહિર પાસે બાળાઓને છોડી મૂકવાની માંગણી કરી, પણ દાહિરે એના પર ધ્યાન આપ્યું નહિ. ત્યારે હજ્જાજે મુહમ્મદ બિન કાસિમને સૈન્ય તથા નૌકાદળની સાથે રાજા દાહિર પર ચઢાઈ કરવાને મોકલ્યો. ૮

હજ્જાજ પોતાની નિર્દયતા માટે ઇતિહાસ પ્રસિદ્ધ છે. એણે હુરશામના વંશજોને એટલા બધા સતાવ્યા કે એમણે નાસીને હિન્દુસ્તાનમાં આશ્રય મેળવ્યો અને કોકણ તથા કન્યાકુમારી (Cape Comorin)ના પૂર્વ કિનારે વસી પડયા. એમની ઔલાદમાંથી 'નવાયત' અને 'લબ્બે' કોમો બની જે હાલ પણ એ સ્થળોએ આબાદ છે.

કોલમમાં "મય્યત કનવ" નામની કબ્રસ્તાનમાં અલી બિન ઉસ્માનની કબ્ર પર હિ. સ. ૪૬ (ઈ. સ. ૮૮૨)નો લેખ છે જેના ઉપરથી જણાય છે કે આઠમી સદીમાં મલબારના કિનારા પર મુસલમાનો આબાદ થઈ ગયા હતા.

મુસલમાનોનો લાગવગ ધણોજ ત્વરિત ગતિએ વધ્યો. હિન્દુ રાજાઓએ એમની ઘણી આગતા સ્વાગતા કરી. એમના વ્યાપાર માટે સરળતાઓ કરી આપી એમને ઝમીનો ખરીદવાની અને મસ્જિદો બનાવવાની છુટ આપી. મલબારમાં ઠરીઠામ થતાંજ એ વ્યાપારીઓએ પોતાના ધર્મપ્રચારના પ્રયત્નો શરૂ કરી દીધા. મુસલમાનોમાં પુરોહિત અને પાદરી થતા નથી, પરંતુ દરેક મુસલમાનની ફર્ઝ છે કે ધર્મનો પ્રચાર કરે. કુર્આનમાં લખ્યુ છે કે, "લોકોને ખુદાના માર્ગ પર ચાલવાનો પયગામ આપો અને બુદ્ધિ તથા દયાપૂર્વક બોલાવો." (કુર્આન: ૧૫-૧૨૬) આ તબ્લીગ (ધર્મ પ્રચાર)ના કાર્યમાં માત્ર પુરૂષોજ નહિ, બલ્કે સ્ત્રીઓએ પણ મ્હોટો ભાગ લીધો છે. હઝરત હસન (અલૈ.)ના પ્રપૌત્રી નફીસહ એ મિસરમાં ઘણાને મુસલમાન બનાવ્યા હતા. એમના વિષે કહેવાય છે કે, તે જે ઘરમાં રહેતાં હતાં, એની પાડોસમાં એક ઝિમ્મી (બિન મુસ્લિમ)નું ઘર હતું, એની પુત્રી એવી બીમારીમાં પટકાયલી હતી કે પોતાના હાથપગ પણ હલાવી શકતી ન હતી. તે રાત દિવસ ખાટલા પર ચત્તી પડીને વલોપાત કર્યા કરતી હતી. એક દિવસ તેના મા-બાપને બઝારમાં જવું પડયું. એમણે નફીસહને તેની પાસે રહેવાની વિનંતિ કરી.

૮ ઇલીયટ: "હિસ્ટ્રી ઓફ ઈન્ડીયા" ભાગ ૧લો, પૃષ્ટ ૧૧૮-૧૧૯.

બનાવ્યું. સાસાનીઓએ (હીરા)ને પ્રાંતનું પાય-તખ્ત (રાજધાની) બનાવ્યું. અરબ ઇતિહાસકારો લખે છે કે હીરાવાસીઓ રાત્રી દિવસ પોતાના ઘરોની છતો ઉપર બેસી હિન્દુસ્તાનથી આવતી નૌકાઓ જોતા રહેતા હતા. ખુસરુ નૌશીરવાનના સમયમાં વ્યાપારની ઘણી ઉન્નતિ હતી. તેણે ખુદ સિન્ધ ઉપર હુમલો કર્યો હતો અને દારાએ પોતાનાં (દરિયાઇ) નૌકાદળોને લંકા મોકલાવ્યાં હતાં કે તે લોકોને જેમણે ઇરાનીઓને મારી નાખ્યા હતા, શિક્ષા કરે. 'તાજિક શાસ્ત્ર'નું નામજ દેખાડી આપે છે કે હિન્દીઓ અને ઇરાનીઓમાં કેટલો ઘાડો સંબંધ હતો.[૪]

અરબવાસીઓએ હિન્દુસ્તાનના અને પશ્ચિમના વ્યાપારમાં મ્હોટો ભાગ ભજવ્યો છે.[૫] એમના દેશમાં સમુદ્રને કિનારે પુષ્કળ બંદરો હતાં. જેમકે અદન (Aden) દક્ષિણમાં, અને 'સેહર' પૂર્વમાં. હિન્દી મહાસાગરની નૌકાઓમાં અરબ વહાણવટીઓ હતા, અને એ સમુદ્રના બન્ને કિનારાઓ પર એમની વસ્તીઓ હતી. હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા પર ચેઉલ, કલ્યાણ, સોપારા, વિ૦ સ્થળોએ આજે પણ એમના અવશેષો મળી આવે છે. સ્પનોનું માનવું છે કે ચઉદમી સદી સુધી મલબારના કિનારા પર મુસલમાનોનો એવોજ પ્રભાવ હતો, જેવો કે પાછળથી પોર્ટુગીઝોએ કાયમ કર્યો.

સાતમી સદીમાં જ્યારે ઇસ્લામનો ઝંડો બુલંદ થયો અને અરબસ્તાનની બધી કૌમો એક છત્ર હેઠળ એકત્ર થઇ ગઇ, ત્યારે આ ચળવળને ઘણીજ શક્તિ મળી; જે હઝરત મુહમ્મદ (સલ.) ના જન્મ પહેલાંજ શરૂ થઇ ગઇ હતી. અરબો ચોગરદમ ત્વરિત ગતિએ પ્રસરવા લાગ્યા. એમના સૈન્યો વનો, રણો અને પર્વતોને ઓળંગતા સિરિયા, ઇરાન, અફગાનિસ્તાન અને બલુચિસ્તાનને પસાર કરીને હિન્દુસ્તાનની સરહદ પર પહોંચી ગયાં. મુસ્લિમ દરિયાઇ બેડાઓ (નૌકાદળો)એ ઇરાનીઓના બેડાઓને સમુદ્રની અથાગ ઉંડાઇમાં હમેશાને માટે બેસાડી દીધા અને હિન્દી મહાસાગર પર કબજો કરી લીધો. આ બેડાઓની સાથે સાથેજ અરબના સૌદાગરો હિન્દી સમુદ્રના બધા વ્યાપારના ઇજારેદાર થઇ ગયા. (કેમ્બ્રીઝ મેક ડયુલ હિસ્ટરી)

અરબોની નૌકાઓ પશ્ચિમમાં લાલ સમુદ્રના કિનારાથી અથવા દક્ષિણ કિનારાથી ચાલતી હતી[૬] અને હિન્દુસ્તાનમાં એમનો મકસદ એ થતો હતો કે, સિન્ધુના મુખમાં અથવા ખંભાતના અખાતમાં પહોંચી જાય અથવા મલબારનાં બંદરોમાં જઇને માલ ઉતારે. પહેલી રીતમાં તેઓ એશિયાના કિનારે કિનારે પોતાની નૌકાઓને લગાવી રાખતા હતા, પરંતુ બીજીમાં ..વર્ષાવાયુ (Monsoon) નો લાભ લઇને સઢો ખુલ્લા મૂકી દઇ સમુદ્રની વચ્ચેથી 'કોલમ' જઇ પહોંચતા હતા. પછી કોલમથી કાલીકટ, કોચીન થઇને લંકા, મલાયા, પૂર્વ દેશો અને ચીન સુધી ચાલ્યા જતા હતા.

મુસલમાનોને પહેલો બેડો હઝરત ઉમર (રદી૦)ની ખિલાફતમાં (ઇ. સ. ૬૩૬) હિંદુસ્તાન આવ્યો.[૭] એ સમયે ઉસ્માન સકફી બેહરૈનનો ગવર્નર હતો. એણે એક સૈન્ય સમુદ્ર માર્ગે થાણાના બંદર પર મોકલ્યું. ખલીફાએ આ વાતને પસંદ કરી નહિ અને ઉસ્માનને આ કાર્યથી

૪ Codier Melange H. Derinburg notes Surtes Musalman de chine.

૫ સ્પનો 'ર્યલારયાન દી વ્યાત્ર'

૬ સ્પનો "જ્યોગ્રોફી દી અબુલફિદા"

૭ રેરેનેડસનઃ "મુકદમા તુહફતુલ મુજાહિદીન"નું ભાષાંતર.

કરીને ઈસ્લામી ધર્મ સ્વીકાર્યો હતો.

પ્રખ્યાત એવું છે કે રાજાએ રાતના સ્વપ્નામાં જોયું કે ચંદ્રના બે ટુકડા થઈ ગયા. સવારે એણે સ્વપ્નાની તાબીર (ઉકેલ) પૂછી પણ કોઈ સારો ઉકેલ આપી શક્યો નહિં. સંજોગે મુસલમાનોનું એક મંડળ જે લંકાથી આવી રહ્યું હતું, તે રાજાને મળવાને માટે દરબારમાં હાજિર થયું. તેના સરદારે સ્વપ્નાનો બરાબર ઉકેલ બતાવી દીધો અને રાજાને પોતાના ધર્મનો ઉપદેશ પણ આપ્યો. એ પછી રાજા મુસલમાન થયો અને અરબસ્તાન ગયો. ત્યાંથી એણે મલિક બિન દીનાર, શરફ બિન માલિક અને માલિક બિન હબીબને મલબાર મોકલ્યા. એમણે અહિં આવીને અગ્યાર સ્થળે મસ્જિદો બનાવી અને ઇસ્લામ ધર્મનો પ્રચાર કર્યો.

રાજાના ધર્મ પરિવર્તનથી દેશમાં ખળભળાટ મચી ગયો. આ બનાવની લોકોના દિલ પર ઘણી અસર થઈ. મલબારમાં આજે પણ આ બનાવની યાદ જીવંત છે. જે સમયે રાજાને ગાદી પર બેસાડવામાં આવે છે, ત્યારે તેનું માથું મુંડવામાં આવે છે અને તેને મુસલમાનો જેવાં વસ્ત્રો પહેરાવવામાં આવે છે એક મોપલો તેના માથા પર મુકટ મૂકે છે.[11] ગાદી પર બેસાડવા પછી રાજા સાથે તેવોજ વર્તાવ કરવામાં આવે છે, જેવો એક જાતમાંથી ત્યજાયલા સાથે થાય છે. તે પોતાના ઘરવાળાઓ સાથે બેસીને જમી શકતો નથી. એવું પણ સમજવામાં આવે છે કે રાજા છેલ્લા ચેરમેન પેરોમલનો પ્રતિનિધી છે. ને પોતાના રાજાના પાછા ફરવાની વાટ જોઈ રહ્યો છે.

[12] ત્રાવણકોરના મહારાજા, તખ્તનશીની સમયે તલ્વાર કેડમાં બાંધતાં એવું પ્રસિદ્ધ કરે છે કે, "હું આ તલ્વારને તે સમય સુધી રાખીશ, જ્યાં સુધી મારો કાકો જે મક્કા ગયો છે તે પાછો આવી ન જાય" છેલ્લા ચેરમેન પેરોમલની દાસ્તાન ક્યાં સુધી ઐતિહાસિક દ્રષ્ટિએ સત્ય છે, એ કહેવું મુશ્કેલ છે, પરંતુ એ બનાવની કાંઈક અસર તો બાકી છે. નાયકોનાં નામ બરાબર નથી, કેમકે ચેરમેન પેરોમલ ખિતાબી નામ છે પરંતુ એટલું તો માનવુંજ પડશે કે મેંગલોરના શાહી વંશનો નાશ એવીજ રીતે થયો કે તેના છેલ્લા રાજાએ પોતાના મૂળ ધર્મનો ત્યાગ કર્યો હતો.

એમાં સંદેહને સ્થાન નથી કે એ સમયમાં મુસલમાનોનો ઘણોજ પ્રભાવ હતો. એમને 'મોપલા' નામે સંબોધવામાં આવતા હતા. 'મોપલા'ના બે અર્થ થાય છે. મ્હોટો પુત્ર અથવા વરરાજા (દુલ્હા) જે લોકોને માન આપવું હોય તેને 'મોપલા'નો ખિતાબ આપતા હતા જેમકે ઈસાઈઓને 'નસરાની મોપલા' કહે છે. મોપલાઓને ઘણા અખ્ત્યારો હતા. મુસલમાન મોપલો નામબોતેરી બ્રાહ્મણ સાથે બેસી શકતો હતો. જો કે નાયર એમ કરી શકતા ન હતા. મોપલાઓનો પેશ્વા (ધર્મગુરૂ) જેને 'તહંગલ' કહે છે, રાજાની સાથેજ પાલખીમાં બેસી શકતો હતો.

કોચીનના રાજા (જેને 'ઝેમોરીન' કહે છે)ની અરબ સૌદાગરો પર મ્હોટી કૃપા દ્રષ્ટિ હતી. એની પરવાનગીથી રાજ્યમાં ઘણા સૌદાગરોએ વસવાટ કર્યો. એમના વ્યાપારથી રાજ્યને આર્થિક લાભ થયો અને એમના બાહુબળથી રાજ્યની શક્તિ વધતી રહી.

ઝેમોરીને આજુબાજુના રાજાઓનો પરાજય કરીને એમની ભૂમિ પર કબજો કરી લીધો. જ્યાં જ્યાં રાજાની સત્તા સ્થાપિત થઈ, મુસલમાન વ્યાપારીઓએ પોતાના બજારો કાયમ

[11] કાદિર હુસેનખાનઃ "સાઉથ ઇન્ડીયન મુસલમાન" મદ્રાસ ક્રિશ્ચીયન કૉલેજ મેગેઝીન ૨૩-૧૯૧૨ પૃષ્ઠ ૨૪૧.

[12] લોગનઃ "માલાબાર" ભાગ ૧લો પૃષ્ઠ ૨૩૧

કર્યાં. એવી રીતે કાલીકટના બંદરોનો પાયો નંખાયો. અહિંના કાઝી, જેમને ત્યાં નાળા કોયાં કહે છે, ઝેમોરીનનો મ્હોટો મદદગાર હતો. એના તરફથી હંમેશાં બીજા રાજાઓ સાથે યુદ્ધ કરતો હતો. એજ મદદને કારણે તે મલબારમાં સૌથી શક્તિશાળી રાજા બની ગયો અને એણે "મહા મુખ્ખમ"ના મેળાનો બંદોબસ્ત, જે તમોઇ મુકામે થતો હતો, એને સુપુર્દ કર્યો. એનાથી એની પ્રખ્યાતી ચારે તરફ પ્રસરી ગઈ. ૧૩

'કોયા' સમાન અલીરાજાનું ખાનદાન હતું. જેના નાયક કોલાતરી રાજાઓના બેડાના સરદાર થતા હતા ૧૪

હિન્દુ રાજાઓ મુસલમાનોની એટલી બધી ઇઝ્ઝત કરતા હતા કે એમણે ખુદ પોતાની પ્રજાને મુસલમાન થવાને માટે જોશ આપ્યો. એમને પોતાના બેડાઓને માટે વહાણવટીઓની જરૂરત હતી, જેથી એમણે હુકમ આપી કે મકવાન કૌમના દરેક ઘરમાંથી એક અથવા બે જણ ઇસ્લામ કબૂલ કરી લ્યે.

નવમી સદી પછી ઇસ્લામનો પ્રભાવ દીન પ્રતિદિન વધતોજ ગયો. ૧૫ મસઉદીએ ઈ સ ૯૧૬માં હિન્દુસ્તાનનો પ્રવાસ કર્યો. તે લખે છે કે ચેઉલમાં દસ હજાર મુસલમાનો આબાદ હતા. એમનો પોતાનો સરદાર હતો, જેને 'હુનરમા' (હુનરમંદનું અપભ્રંશ છે) કહેતા હતા. અબૂદોલાફ મશઅમર બિન અલ-હલહલ ચેઉલની મસ્જિદોનું વર્ણન કરે છે. ઇબ્ને સઈદ તેરમી સદીમાં સમુદ્ર કાંઠે દરેક સ્થળે મુસલમાનોને જોયા. ૧૬ સર માર્કો પોલોએ જોયું કે મંઠાના રાજાઓ મુસલમાન સિપાહીઓને બહારના દેશોમાંથી લાવીને પોતાના સૈન્યમાં ભરતી કરતા હતા. ૧૭ અબૂલ ફિદા (સને ૨૭૩-૭૩૧) લખે છે કે, કોલમમાં એક સુંદર મસ્જિદ અને મુસલમાનોનો ચોક હતો. ૧૮ ઇબ્ને બતુતાએ ખંભાતથી લઇને આખા મલબાર કાંઠે પ્રવાસ કર્યો. એને દરેક સ્થળે મુસલમાનો મળ્યા. તેઓ બધા સારી સ્થિતિમાં હતા. ૧૯ એનું બ્યાન છે કે ગોવા મુસલમાનોના કબ્જામાં હતું. કંદબાહમાં મુસલમાનો એ એની સાથે મુલાકાત કરી. કોનકાહનમાં એણે એક પુરાણી મસ્જિદ જોઇ, ત્યાં એને હયદરી દુરવીશોની એક ટોળી મળી.

સિંધપુર ( સિદ્ધપુર ) માં બગદાદી નમૂના મસ્જિદ હતી. હોનાવરમાં મુસલમાનોનું રાજ્ય હતું, અને કોકણ સુધી દરેક બંદરગાહમાં મુસાફિરખાનાં હતાં. જ્યાં મુસલમાનોને થોભવાને માટે બંદોબસ્ત હતો. દરેક સ્થળે મુસલમાનોનું માન જળવાતું હતું બારસીલોર અને મકાનોરમાં મુસલમાનોની વસ્તી સાથે એમના કાઝી અને મુફ્તી હતા. મેંગલોરમાં ચાર હજાર મુસલમાનો વસતા હતા. જેમાં ઇરાન અને યમનના સૌદાગરો હતા. ત્યાંના ઘણા તાલિબે ઇલ્મ ( વિદ્યાર્થી ) વિદ્યાભ્યાસ કરતા હતા મસ્જિદો હતી અને મુસ્લિમ મોહલ્લા હતા

અબ્દુર્રઝાક, પંદરમી સદીમાં હિન્દુસ્તાન આવ્યો ૨૦ એના થોડાજ દિવસ પછી પોર્ટુગીઝોએ હિન્દુસ્તાનનો માર્ગ જાણી લીધો. તે

---

૧૩. લોગન "માલાબાર" ભાગ ૧ લો પૃષ્ટ ૨૭૮-૨૮૦ અને "માલાબાર એન્ડ એન્જીગોન્ડ ડીસ્ટ્રીક્ટ ગેઝેટિયર" પૃષ્ટ ૪૪

૧૪. લોગન "માલાબાર"

૧૫. પ્રલિપટ ભાગ ૧લો

૧૬. રયલા "રયાન ફી બ્યાઝ" ઇબ્ને સઈદનું વર્ણન,

૧૭. યૉલ ધી બુક ઑફ સર માર્કો પોલો ભાગ રજો પૃષ્ટ ૩૧૪.

૧૮ યૉલ : ધી બુક ઑફ સર માર્કોપોલો ભાગ ૨ જો. પૃષ્ટ ૩૭૭

૧૯ D' fremery at Sanguinette ભાગ ૩ જો પૃષ્ટ ૧૫૫

૨૦ મેજર, "ઈન્ડીયા ઈન ધી ફીફ્ટીન્થ સેન્ચરી" સફરનામા અબ્દુર્રઝાક

કાલીકટ વિષે લખે છે કે, અહિં ઘણા મુસલમાનો છે. એમનાં પોતીકાં ઘરો છે. બે મસ્જિદો છે, જ્યાં તેઓ દર જુમ્માના દિવસે (શુક્રવારે) નમાઝ પઢે છે.

આ બયાનો પરથી જણાય છે કે હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા પર મુસલમાનો પોતાના ધર્મની સ્થાપના પછી થોડાજ સમય પછી આવીને વસ્યા અને એમની સંખ્યા, દૌલત અને તાકત ઘણી તેજી સાથે વધી. હિન્દુસ્તાનના પૂર્વ કિનારા પર પણ અરબોની પુરાતન સમયમાં ઘણીજ હદ અને ઇઝઝત થઈ. જ્યારે દારાએ ઇસ્વીસન પૂર્વે પાંચમી સદીમાં દજલા અને ફુરાતના મુખોને બંધ કરાવી દીધાં અને મિસરના વ્યાપારને ફના કરી નાખ્યો, ત્યારે એ વ્યાપાર યમનના અરબોના હાથમાં આવ્યો. અરબ અને યહૂદીઓની નવી વસાહતો લંકા અને દક્ષિણ-હિન્દમાં કાયમ થઈ. અહિંયા યુનાની (ગ્રીક) અને રોમન સૌદાગરો પહેલાંથી કારોબાર કરતા હતા. એમના વહાણોને પણ અરબ વહાણવટીઓજ ચલાવતા હતા. જેથી જ્યારે મહાન રોમનો નાશ થઇ ગયો, ત્યારે અરબ સૌદાગરોએજ એમનું સ્થાન લીધું. અરબ સૌદાગરો ચોલમંડલ (કોરો મંડળ)ના કિનારાથી બંદામાન, આસામ, બરમા થઇને ચીન ચાલ્યા જતા હતા.

અરબોએ ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યા પછી, આ વ્યાપારને પોતાનાજ હાથોમાં રાખ્યો. સુલેમાન અબૂઝૈદ સૈરાની અને મસઊદીના બયાનથી જણાય છે કે મુસલમાનો આ માર્ગોથી સારી પેઠે જાણકાર હતા. આ મુસ્લિમ-અરબોની છોટી મંડી તનેવલી જીલ્લે કાયલ પટનમ શહેરમાં હતી. બિશપ કોલ્ડવૈલને એ સ્થળેથી મુસલમાનોના સાતમી સદી (૮૦ હિજરી)થી ...રમી સદી સુધીના સિક્કા મળી આવ્યા છે.

અહિંઆં મુસલમાનોએ પોતાના ધર્મના ...ચાર માટે ઘણી કોશિશ કરી. એનું પરિણામ એ આવ્યું કે ઘણી હિન્દુ કૌમોએ પોતાનો ધર્મ બદલી નાખ્યો. મદ્રાસ પ્રાંતની મુસ્લિમ કૌમો પોતાનો આરંભ એજ સમયથી ગણે છે.[૨૧] મદુરા અને રાવતોમાં કેટલીએ પેઢીઓથી આ દંતકથા ચાલી આવે છે કે, એમને નાથળ વલીએ મુસ્લિમ બનાવ્યા હતા. તેમની કબ્ર આજે પણ ત્રિચિના પલ્લીમાં છે અને તેના પર એમની મૃત્યુ તારીખ ૪૧૭ હિજરીનો લેખ કોતરેલો છે. નાથળ વિષે લોકોક્તિ છે કે તે તુર્ક શાહજાદા હતા, પણ એમણે સલ્તનતનો ત્યાગ કરીને ફકીરી સ્વીકારી હતી એ અરબસ્તાન, ઈરાન અને ઉત્તર હિંદુસ્તાનમાં ભ્રમણ કરતા દક્ષિણમાં તરચૂર (ત્રિચિનાપલ્લી) માં આવ્યા. અહિં આવીને વસી ગયા અને અહિંયાજ એમણે પોતાનું બાકી જીવન વિતાવ્યું. એ ઈબાદત અને ખૈરાત કરવામાં તલ્લીન રહેતા હતા અને ઇસ્લામની તબ્લીગ કર્યા કરતા હતા.

સૈયદ ઇબ્રાહીમ શહીદ, જેમનો જન્મ ઇ. સ. ૧૧૬૨ ને લગભગ થયો છે, પાન્ડીપાના રાજ ઉપર તેરમી સદીના આરંભમાં ચઢાઇ કરી. કહે છે કે બાર વર્ષ સુધી એમણે એના પર હુકૂમત કરી, પણ છેવટે પરાજય થયો અને એ માર્યા ગયા. એમની કબ્ર અરવાડીમાં છે.

બાબા ફખ્રુદ્દીન એક ફકીર હતા. જે પેનકોન્ડામાં રહેતા હતા. એમણે ત્યાંના રાજાને મુસલમાન બનાવ્યો અને ત્યાં મસ્જિદ ચણાવી. દેરેકલ જાત એમને જ પોતાના મુર્શિદ માને છે. એમના મૃત્યુનો સમય ઇ. સ. ૧૧૯૮ (હિ. સ. ૫૬૪) છે.

મદુરા જિલ્લામાં મુસલમાનો ઇ. સ. ૧૦૫૦માં દાખલ થયા.[૨૨] એમના સરદારનું નામ

૨૧ કાદર હુસૈનખાન. "સાઉથ ઈન્ડીયન મુસલમાન" મદ્રાસ ક્રિશ્ચીયન કોલેજ મેગેઝીન ૧૩-૧૯૧૨ પૃષ્ઠ ૨૪૧.

૨૨ મદુરા (નેલસન) પૃષ્ઠ ૬૭-૮૬.

ગઝનવીના હુમલાઓથી પહેલાંજ એમને પોતાનો ધર્મ અને રીત રિવાજો પ્રસારવાનો મોકો મળી ગયો હતો. હીંદુરાજાઓ ખુદાએ કબાર અને પ્રસારના કારણભુત થયા હતા મુહંમદ ઉફી લખે છે. [30] "જ્યારે ખંભાતના હિન્દુઓએ મુસલમાનો સાથે ઝગડો કર્યો ત્યારે 'મહારાજા સિદ્ધરાજે બધા મામલાની તપાસ કરી અને ઝગડો કરનારાઓને સજા આપી, મુસલમાનોનું જે નુકસાન થયું, તેનો બદલો આપ્યો અને પોતાના ખર્ચથી તેમની મસ્જિદો બનાવી આપી" એટલુંજ નહિ, બલ્કે કેટલાએ રાજાઓના સૈન્યોમાં મુસલમાન સિપાહીઓ હતા. સોમનાથના રાજાના લશ્કરમાં કેટલાએ મુસલમાન અમલદારો હતા. અહમદાબાદના 'કરખાની' પોતાને વાઘેલા રાજાઓના ખુરાસાની સિપાહીઓના ખાનદાનમાંથી હોવાનું કહે છે. [31]

મુસલમાન ફકીરો અને સૂફીઓ, સૌદાગરો અને સિપાહીઓની સાથે સાથે ચાલતા હતા. નવમી સદીમાં અબૂ હફ્સ રાબેઅ બિન સાહિબુલ અસદી અલ-બસરી એક સંસાર ત્યાગી મુહદ્દીસ સિન્ધમાં આવ્યા. એમની વફાત હિ. સ ૧૬૦ (ઈ સ.૭૭૬) માં થઈ. [32] દસમી સદીમાં અખ્યાત સૂફી મન્સૂર હુલ્લાજ સમુદ્ર માર્ગે હિન્દુસ્તાન આવ્યો અને ખુશ્કીને માર્ગે ઉત્તર હિન્દુસ્તાનમાંથી થતો તુર્કસ્તાન ગયો. [33] અગ્યારમી સદીમાં બાબા રાહન દુરવીશોની સાથે બગદાદથી ભરૂચ આવ્યા. [34] કહેવાય છે કે એમણે રાજાના પુત્રને મુસલમાન બનાવ્યો. ઇ. સ. ૧૦૬૭માં બાહેરાઓના શૈખ (મુલ્લાં) યમનથી ગુજરાતમાં આવ્યા [35] ઇ. સ ૧૦૯૪ અને ઈ. સ. ૧૧૪૩ વચ્ચે નુરૂદ્દીન એટલે નુર સતગુરૂએ ગુજરાતના કણબી કણબી અને કોળી ઓને પોતાના ધર્મના અનુયાયી બનાવ્યા. [36] મહમૂદના હુમલા પછી ઘણા મુસલમાન આલિમો અને દુરવીશો હિંદુસ્તાનમાં આવ્યા. જે બધાનું વર્ણન લંબાણ થવાની બીકે પડતું મુકવામાં આવે છે. અરબી અને ફારસીના જીવન વૃતાંતોના પુસ્તકોમાં સેંકડો નહિં હજારો નામો મળે છે. જેમાંથી થોડાંક નામો અહિં આપવા યોગ્ય થશે.

અલી બિન ઉસ્માન અલ-જવહરી, જેણે "કશ્ફુલ મહજૂબ" કિતાબ લખી છે. ગિઝનીનો રહેવાવાળો હતો. લાહોરમાં આવીને વસ્યો અને હિ. સ. ૪૬૫ (ઇ. સ. ૧૦૭૨) અથવા હિ. સ. ૪૬૯ (ઇ. સ. ૧૦૭૬) માં મૃત્યુ પામ્યો. [37] શેખ ઇસ્માઇલ બુખારી, અગ્યારમી સદીના આરંભમાં અહિં આવ્યા [38] ફરીદુદ્દીન અત્તાર, જે "તઝકિરતુલઔલિયા" અને "મન્તક તયર" ના લેખક છે, બારમી સદીમાં અહિં આવ્યા. [39] હઝરત શૈખ મુઇનુદ્દીન ચિશ્તી ઈ સ. ૧૧૯૭માં અજમેર આવ્યા. કહેવાય છે કે રાય પૃથરા (પૃથ્વીરાજ) એ વખતે જીવતો હતો અજમેરના મંદિરનો મહંત રાય દેવ હતો અને રાજ્યમાં અજયપાલ નામે મ્હોટો યોગી હતો એ બન્નેએ શૈખ મુઇનુદ્દીન ચિશ્તીના હાથપર ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો [40] ચિશ્તીયા સિલસિલાના મ્હોટા સૂફીઓમાં કુતુબુદ્દીન બખ્તયાર કાકી, ફરીદુદ્દીન ગંજે શકર, નિઝા

૩૦. ઈલીયટ ભાગ રજો પૃષ્ટ ૪૬૨

૩૧—૩૨ મીર ગુલામ અલી આઝાદ: 'માસરૂલ કિરામ' પૃષ્ટ ૬

૩૩ કેમ્બેલ : ખંભાત એન્ડ ભરૂચ (ગેઝેટિયર ઑફ બોમ્બે) પૃષ્ટ ૫૫૮.

૩૪ કિતાબ અલ તાહસીન, મુકદમા પૃષ્ટ ૫.

૩૫ ફારબસ : 'રાસમાલા'

૩૬ આરનોલ્ડ : 'પ્રીચિન્ગ ઑફ ઇસ્લામ' હિંદુસ્તાન વિષેનું પ્રકરણ.

૩૭ "કશ્ફુલ મહજૂબ" પ્રસ્તાવના (સંપાદ નિકલ્સન)

૩૮ "પ્રીચિન્ગ ઑફ ઇસ્લામ"

૩૯ "તઝકિરતુલ ઔલિયા" (સંપાદક, નિકલ્સન)

૪૦ અબ્દુલહક, "અખબારૂલ અખ્યાર" પૃષ્ટ ?

મુદ્દીન ઑલિયા, અહમદ સાબિર વ. વ. છે. સોહરવર્દી સિલસિલા વાળાઓમાં જમાલુદ્દીન તબ્રેઝી; ૪૧ કાદરીઓમાં જમાલુદ્દીન બુખારી ૪૨ અને બાબા ફરીદુદ્દીન પાકપટની છે. ૪૩ અબ્દુલ કરીમ જયલી ૪૪ જેમણે તસવ્વુફ (અધ્યાત્મિક જ્ઞાન)ના મહાન વિદ્વાન ઇબ્ને અરબીના પુસ્તકનું ભાષ્ય અને "ઇન્સાને કામિલ" પુસ્તક લખ્યું છે.

ઇ. સ. ૧૩૮૮માં અહિં આવ્યા હતા. એજ સદીમાં સૈયદ મુહમ્મદ ગેસુદરાઝે મહારાષ્ટ્રમાં ઇસ્લામનો પ્રચાર કર્યો. ૪૫ પીર સદરૂદ્દીને ખોજા સંપ્રદાયની સ્થાપના કરી. ૪૬ અને યૂસુફુદ્દીને મેમણની ૪૭ એ સૂફીઓ સિવાય પણ ઘણા ફકીરો જે કોઇપણ દેશ સાથે સંબંધ ધરાવતા ન હતા અને જેમનો મઝહબ કોઈ કાયદાનો પાબંદ નહતો; દેશમાં ફરતા રહેતા હતા. સખી સરર, સત ગુરૂમીર અને શાહ મદ.રનાં નામો એમાં ઘણાં પ્રખ્યાત છે.૪૮

ઘણા લોકોનું એવું માનવું છે કે ઇસ્લામ તલવારના બળે અને મુસલમાન બાદશાહોની તાકતના ટેકાએ આ દેશમાં ફેલાયો, પણ અમારૂં માનવું છે કે એવુ નથી થયું. કેમકે મુસલમાન બાદશાહોમાં માત્ર ત્રણ ચારજ બાદશાહો એવા થયા છે, જેમણે ધર્મ પ્રચારના પ્રયત્નો પોતાની સત્તા વડે કર્યા. પરંતુ તેરમી સદીથી અઢારમી સદી સુધી, પાંચસો વર્ષના હિન્દુસ્તાનના ઇતિહાસમાં સેંકડો ન્હાના મ્હોટા સુલ્તાનો, બાદશાહો અને શહેનશાહોમાં માત્ર ત્રણ ચારને કારણે અમે આ કહી શકતા નથી કે સત્તાના બળથી ધર્મ ફેલાવવામાં આવ્યો. ફીરોઝ, સિકંદર, ઝૈનુલ આબેદીન અને ઔરંગઝેબ તથા ટીપુ સુલ્તાનના નામો સિવાય કોઈ પણ એવું નામ મુશ્કિલથી મળશે, જેને માટે કહી શકાય કે એણે ઇસ્લામના પ્રચારમાં સત્તાનું બળ વાપર્યું હોય!

આ જરૂર માનવું પડશે કે દ્રવ્ય, અધિકાર, માન મરતબા અને ખિતાબોની લાલચમાં ઘણા હિન્દુઓએ ખુશીથી પોતાનો ધર્મ બદલી નાખ્યો. રાજ્યકર્તાઓની ખુશામદ નિર્બળો પાસે ઘણું કંઇ કરાવી લ્યે છે. પરંતુ એ કહી શકાતું નથી કે એવી રીતે ધર્મનો પ્રચાર તલવારને બળે થયો! ખરૂં એ છે કે ઇસ્લામનો પ્રભાવ તેરમી સદી સુધી દખ્ખનમાં કોઇ પણ ગૈર વ્યાજબી દબાણ વિના પડતો રહ્યો. ઉત્તરમાં બાદશાહત કાયમ થઈ જવા પછી ઇસ્લામી સંસ્કૃતિનો પ્રચાર માત્ર અમીરો, મલિકો અને સુલ્તાનોને કારણેજ નહિ, બલ્કે વિશેષતર ફકીરો દુરવીશો અને સૂફીઓને કારણે થયો આ વાત પણ યાદ રાખવા જેવી છે કે સૂફીઓ અને ફકીરો ઈસ્લામના પ્રચારક હોવા છતાં પણ રાજ્ય સત્તાનું આંધળું અનુકરણ કરતા ન હતા. રાજ્યના ધાર્મિક ખાતાના કાઝીઓ અને મુફતીઓ સાથે એ દુરવીશોને હંમેશા અણબનાવ રહેતો હતો. એજ ખરૂં પણ છે. કાઝી કટ્ટર કાયદાના હિમાયતી અને દુરવીશ ખુદાની બંદગીમાં મસ્ત. કાયદામાં જકડાયલા લોકો અને પ્રેમના મતવાલાઓમાં કેવી રીતે નભી શકે એમ હતું? મુસલામન સલ્તનતોના પાનાંઓ આવા ઝગડાઓથી ભરપૂર છે. દુરવીશ રાજસત્તાનું અંધ અનુકરણ કરતા ન હતા, પરંતુ ચાલાક બાદશાહો એમની સલાહ લેતા એટલી

૪૧ અબ્દુલહક, "અખબારૂલ અખ્યાર" પૃષ્ઠ ૪૫
૪૨ અબ્દુલહક, "અખબારૂલ અખ્યાર" પૃષ્ઠ ૬૦
૪૩ "ધી શિખ રિલીજ્યન" ભાગ ૩જો. પૃષ્ઠ૩૫૬
૪૪ "સ્ટડીઝ ઈન ઈસ્લામિક મીસ્ટીસીઝમ" પુષ્ઠ ૮૧
૪૫. 'પ્રીચિન્ગ ઑફ ઈસ્લામ' પૃષ્ઠ, ૧૫.
૪૬. 'બોમ્બે ગેઝેટિયર' વો. ૯, ભાગ ૨, પૃષ્ઠ ૪૦
૪૭. 'બોમ્બે ગેઝેટિયર' વો. ૯, ભાગ ૨, પૃષ્ઠ ૨૭
૪૮. આરનૉલ્ડ 'ધી સેઈન્ટસ ઍન્ડ માસ્ટર્સ ઑફ ઇન્ડીયા'

તરીકેનાં કામ કરાવતા. શાહજાદા સુબેદારો અને અમીરોના ઝઘડાઓના સમાધાન કરાવતા કમજોર રૈયત એમને પોતાના મદદગાર દુઃખ દર્દના સાથી અને શાહી અન્યાયોથી બચાવનારા સમજતી હતી.

આ બનાવો આ વાત પ્રત્યે ઇશારો કરે છે કે ઘણા સૂફી ફકીરો બેપરવા અને ઉદાર લોકો હતા. એમાંથી કેટલાક એવા હતા જેમણે ઘરબાર અને માલ મિલ્કતને લાત મારીને સંસારનો ત્યાગ કર્યો. ખુદાના પ્રેમમાં વૈરાગ્ય લઇને તપ જપમાં તલ્લીન થઇ ગયા એ ફકીરોના આત્મા બળવાન હતા. એમને કોઇનો ડર નહતો એમનું હૃદય બંદગી અને પ્રેમની લાગણીઓથી ભરપૂર હતું તેઓ ઇસ્લામી એકતા અને સમાનતાના હિમાયતી હતા. જેથી અછૂતો, પાછળ પડેલા લોકો અને ગરીબોને, તેમજ સમાજ, રાજા. પંડિતો અને આલિમોના સતાવેલા દુઃખીઓને એમની વાતોમાં ઇશ્વરી પ્રેરણા. એમના કામોમાં કરામત અને એમના જીવનમાં ખુદાની ઝલક નજરે પડતી હતી ગરીબો અને દુઃખી લોકોજ નહિં: અમીરો. રાજાઓ અને પુરોહિતો પણ કદી કદી એમના આત્મિક પ્રભાવથી આકર્ષાતા હતા અને પોતાના રીતરિવાજનો ત્યાગ કરીને એમના અનુયાયી થઇ જતા હતા.

[ સંપૂર્ણ ]

આજના જમાનાની
ચીમની જેવા
તકલાદી યુવકોને
શ્રીયુત શેખચલ્લી
તરફથી ભેટ !

# મીઆં ! પરદે રહે એ દાવના છે !

પુરી ખંડખોર જેની ભાવના છે;
કંઈ રળવાની કિંતુ સાવ-ના છે !
નર્યા નાઝુક; નરમ સ્વભાવના છે;
મીઆં ! પરદે રહે એ દાવના છે !
દુબળદેહી ને કડકાઈના માલિક—
છતાં દિલના તો એ દરિઆવના છે !
પડયું કે જોર, ઢગલો થઇ પડે છે;
ને સાચા મિત્ર તો એ તાવના છે !
ખુદાને પણ હસીમાં દે ઉડાવી;
એ એવા ટીખળી સ્વભાવના છે !
એ વાતોમાં કોઈથી કેમ હારે ?
કે જાતે તો અમીર-ઉમરાવના છે !
કશા પાણી વિનાના પોચા, પોચા;
મરદ છે તો ફક્ત દેખાવના છે !
ઉડાવી જઇશ ના રે ! અયિ હવા તું,
કે એ નાવિક અમારી નાવના છે !



× × ×

સમજમાં આવતું કંઇએ નથી કે—
કયા પુસ્તકની એ પ્રસ્તાવના છે ?

"શેખચલ્લી"

# વિચિત્ર ભીખ

લખનાર : "ગાફિલ" સાહેબ



માગવાથી કોઇનેય ન મળી હોય એવી વસ્તુની ભીખ આજે એકવીસ એકવીસ વર્ષ થયા કોંગ્રેસ માગી રહી છે. સાધારણ માણસ પણ સ્હેજે સમજી શકે એવી સાદી વાતને શબ્દો દ્વારા જુદા જુદા સ્વરૂપે જનતા આગળ રજુ કરીને દેશનેતાઓએ પ્રજાને મૂંઝવણમા કે ગુંચવણમાં નાખી દીધી છે. આઝાદી મળતી નથી. મેળવવી પડે છે, એ સહુ કોઇ જાણે છે અને છતાં આઝાદીની જુદા જુદા શબ્દો દ્વારા ઢગલો કરીને માંગણી કરવામાં આવે છે. સમય અને શકિતનો દુર્વ્યય તે આનું નામ.

કોઇ પણ પ્રજાએ માત્ર માંગણીથીજ પૂર્ણ સ્વરાજ્ય મેળવવાનું એકેય દ્રષ્ટાંત ઇતિહાસમાં શોધ્યું જડે તેમ છેજ નહિ, એ દીવા જેવું સત્ય હોવા છતાં આપણી રાષ્ટ્રીય સંસ્થાઓ કે સંસ્થાઓના સુત્રધારો એક પછી એક શબ્દ પ્રયોગો ઝીકયેજ રાખે છે. એ અત્યંત ખેદની બીના છે. સ્વરાજ્ય માંગ્યું મળતું નથી, એ સહુ જાણતા હોવા છતાં અહિંસા અને એના જેવીજ અર્થહીન યોજનાઓ વડે આઝાદી મેળવવાની નિરર્થક વાતો આજે વીસ વીસ વર્ષો થયાં થતી રહી છે. આર્થિક દ્રષ્ટિએ દીન પ્રતિદીન ક્ષીણ થતા દેશની આર્થિક શકિતને વધુ હણી નાખનારી યોજનાઓ દ્વારા પાયમાલીના પંથે દોરવી જવામાં આવે છે, અને જનતા પણ આંખો બંધ કરીને એ પ્રવાહમાં ઘસડાતી જાય છે, એ આપણાં દેશની કમનસીબીનો એક સદ્ધર પૂરાવો છે. અને એટલા માટેજ જનતાએ હવે સત્વર જાગૃત થઈ જવાની અત્યંત આવસ્યકતા છે, કારણ કે **"અજાણ્યા અનીષ્ટો જાણીતા અનીષ્ટો કરતાં વધારે ભયંકર પૂરવાર થાય છે"** આપણી રાજકીય સંસ્થાઓના સુકાનીઓ ચિત્ર વિચીત્ર છે, આપણી કહેવાતી રાષ્ટ્રીય સંસ્થાઓ વાસ્તવીક રીતે હવે રાષ્ટ્રીય સંસ્થાઓ રહીજ નથી પણ આધ્યાત્મિક અને ધાર્મિક અખતરાઓ કરવાની પ્રયોગશાળાઓજ માત્ર રહી છે. જો કે આધ્યાત્મિક સિદ્ધિઓ મેળવવા ઇચ્છતા માનવીઓનોએ સંસ્થાઓ મઠ બને એ આપણને પાલવેજ નહિ એ સહુ કોઈ જાણે છે, છતાં નૈતિક નબળાઇનાં કારણે સહુ ચલાવી લ્યે છે. કહેવાતા અગ્રગણ્ય નેતાઓએ એ આપણી રાજકીય સંસ્થાઓ ને વ્યવહારૂ રાજદ્વારી સંસ્થાઓ તરીકે રહેવા દીધી નથી, દેશની સંપૂર્ણ સ્વતંત્રતાનો ધ્યેય ધરાવતી કોઈ પણ સંસ્થાને સંચાલકો પ્રયોગશાળા નજ બનાવી શકે અને એમ જો બને તો એ જનતાનાં વિશ્વાસનો ભયંકર દ્રોહ કરેલો ગણાય. અહિંસા દ્વારાજ આઝાદી મેળવવાની વાહીયાત વાતોને સાંભળવા માટે પણ પ્રજાએ ઘસીને ના પાડી દેવી જોઇએ.

આઝાદી મેળવવી કે દેશનું રક્ષણ કરવું એ બેમાંથી એકેય કાર્ય માત્ર ઠરાવો પાસ કર્યે જવાથી થાય તેમ નથી. "સાચું" રક્ષણ તો ત્યારેજ થઈ શકશે કે જયારે પ્રત્યેક હિંદી પોતાનું રક્ષણ કરતાં શીખશે. કોઈ પણ

**રાજ્ય રક્ષણ કરે અને પ્રજા નમાલી થતી જાય, તે કરતાં તો તે રાજ્યની પ્રજા પોતેજ સંરક્ષણ કરવા શકિતમાન હોય એ વધારે આનંકારદાયક ગણાય."**

કમનસીબે આપણે જે વહાણો ઉપર કીનારે પહોંચવા માટે સવાર થયા છીએ, તે વહાણો અર્થાત રાષ્ટ્રીય સંસ્થાઓ તુટેલા વહાણો જેવી છે કે જે આપણને સદાયે મધદરીયેજ રાખવાની છે–કીનારે પહોંચાડે એવા વહાણોની આપણને અત્યંત જરૂર છે. "**જેઓને લોકોની ઠગાઈજ કરવાની ટેવ હોય તેઓને ખોટું બોલતાં કોણ અટકાવી શકે ?**" એ એક અગત્યનો પ્રશ્ન છે. આપણા નેતાઓને પ્રસંગોચિત અવળી સવળી વાતોજ કરવાની છે, અને જનતાને શાંત્વન આપવા ઠરાવો પસાર કરવા છે. આઝાદીની શાબ્દિક યોજનાઓ રજુ કર્યા કરવાથીયે જનતા ખુશ ખુશ થઇ જાય છે. એ આપણા નેતાઓના ધ્યાન બહાર ન હોવાથી વાતો કે ઠરાવોથી આગળ વધીને ખપી જવાની ખેવના તેઓ દાખવેજ શા માટે ? એ એક વિચારવા યોગ્ય પ્રશ્ન છે. દુઃખની વાત એ છે કે મુસ્લિમો પણ આઝાદીની કિંમત આંકતાં ભૂલી ગયા. મુસ્લિમોનો ઉજ્વળ ઇતિહાસ કુરબાનીની કથાઓથી ભરપુર છે. છતાં આજે મુસ્લિમો પણ માત્ર ઠરાવો દ્વારાજ આઝાદી મળી રહેશે–એમ માની લેવાની ભયંકર ભૂલ કરી રહ્યા છે. જો કે મર્હુમ ડૅા. ઇકબાલ તો સ્પષ્ટ શબ્દોમાં કહી ગયા છે કેઃ—

"ખરીદેં ન હમ જિસકો અપને લહૂસે
મુસલમાં કો હય નંગ વોહ પાદશાહી"

ઇસ્લામની દ્રષ્ટિએ ગુલામી હરામ છે. આઝાદી ઇસ્લામની દ્રષ્ટિએ એક મહામૂલી વસ્તુ છે, પણ ઐક્યતા અને સમાનતાના સિદ્ધાંતોથી અતિ દૂર જઇ પડેલા મુસ્લિમો હવે તો સ્વમાનની કિંમત આંકતાયે ભૂલી ગયા છે. આઝાદી અને ગુલામીનો મર્મ સમજાવતાં સંપ અને ઐક્યતાની અગત્ય અલ્લામા ઇકબાલ આ પ્રમાણે ટુંકમાંજ છતાં સંપૂર્ણ રીતે સમજાવી ગયા છેઃ–

"જો તૂ સમઝે તો આઝાદી હય પોશીદા મહબ્બતમેં
ગુલામી હય અસીરે ઈમ્તીયાઝો મા વ તૂ રેહના"

એટલુંજ નહિ પણ એથીયે આગળ વધીને જીવનનો ઉચ્ચ ધ્યેય શું છે, અને કયા પ્રકારનું જીવન જીવવું જોઇએ એ સમજાવતાં કહે છે કેઃ–

"શમ્અ કી તરહ જીયેં બઝમ ગહે આલમ મેં;
ખુદ જલેં દીદએ અગયારકો બીના કરદેં."

કેટલી નિસ્વાર્થતા ? માનવ જીવનને ઉગારી લેવાની પ્રેરણા તે આવું નામ પોતે ફના થઇને પણ બીજાઓને માર્ગદર્શક થવું, એજ જીવનની સાર્થકતા કહી શકાય. હિંદના મુસ્લિમો હજુ પણ ચેતે, હજુ પણ પોતાની જવાબદારી સમજે, હજુ પણ હું તું અને તેનાં ઝઘડાઓમાંથી મુકિત મેળવે, ઐક્યતા અને સમાનતાનાં ધોરણે પોતે જીવે, અન્યને જીવાડે અને પછી સંપદ્વારા પોતાની મેળે આઝાદી પ્રાપ્ત કરે. **કોઇ પણ સત્તા પછી તે ગમે તેટલી સબળ હોય છતાંય તેને સંપ રૂપી શકિત આગળ નમતુ આપ્યેજ છુટકો છે."** આ વાત સહુ જાણે છે પણ કમનસીબે સ્વસ્વાર્થનાં સહુ ભોગ બન્યા છે, સ્વાર્થ ઉદારતાનો મહાન શત્રુ છે, એ શત્રુ આપણા ઉપર ઠીક ઠીક ફાવ્યો છે, એવું રહી રહીને પણ આપણને ભાન થઇ જાય તો આપણું ગૌરવ વધે, આપણી પાયમાલી અટકે, આપણી ગુલામીનો સદાને માટે અંત આવીને રહે. **સંપ વગર સલામતી નથી,** અને જ્યાં સલામતીજ ભયમાં આવી પડેલી હોય ત્યાં સ્વરાજ્ય મળેજ શી રીતે ! સંપ એજ સર્વોત્તમ શકિત છે.

UNITY IS POWER

---

# ડાકૂ

અનુવાદક : 'સીરતી'

[બંગાલના મશહૂર ક્રાંતિકારી 'કાઝી નઝરૂલ ઇસ્લામ'નો એક ગીતનો અનુવાદ]

બંધુ! તારા પર જે ચોરીનો આરોપ મૂકે છે તેને ખબર નથી કે, આજ એજ જગતનો કાનૂન છે. હુકૂમત "વ્યવસ્થિત ધાડ" નથી તો બીજું શું છે?

ચોરીની બુરાઇઓ પર વચ્ચઝ કરનારો કોણ છે તે ખુદાઈ ફોજદાર?

તેને કહી દો; જગતના પટ ઉપરથી એક પણ એવી વ્યકિત ગોતી લાવ કે જે ડાકૂ નથી!

જજ સાહબ! એ કાનૂનના પોથાંઓને અભરાઇ પર મૂકી દો!

ગરીબોનાં ખિસ્સા કાપી કાપી આજ આ મૂડીદારો વૈભવ માણી રહ્યા છે.

જે માણસ સૌથી મોટો બેઇમાન વિશ્વાસ ઘાતી અને હરામખોર છે તેને આપણો સમાજ લેટશેઠ બુદ્ધિમાન અને પ્રતિષ્ઠિત લેખે છે.

પ્રજાના હાડકથી રાજાના મહેલની ઈંટો અને પ્રજાના રૂધિરથી છો તઇયાર થાય છે.

લાલચુ મૂડીદારોનાં કારખાનાં કંગાલોના શ્રમથી તૈયાર થાય છે. તેમના યંત્રો ગરીબોના રક્તથી ચાલે છે.

પરંતુ તેમના ગનિમાન હોવા છતાં આ અગણિત માનવો બેકાર થઇ દર દર રઝળી રહ્યાં છે!

અસંખ્ય માનવોને માનવતાના હકોથી વંચિત રાખી મીલના આ માલેકો મોજશોખમાં મુસ્તાન રહે છે અને સોનાના તારોથી કરોળિયાની જાળ ગૂથે છે.

શાહુકારોની દુંદ ત્યારેજ વધી શકે છે જ્યારે ગરીબો ભૂખ્યા રહે. અને ઝમીનદારો એજ હાલતમાં આરામ કરી શકે છે; જ્યારે ગરીબની ઝુંપડીનો દીવો હોલવાઇ ગયો હોય.

દુન્યા વેશ્યા છે. ગુનાહ નૃત્ય છે. દૌલત ગાન છે, મૂડીદારો પ્રેક્ષકો છે.

રોટી, આરોગ્ય, આશા અને ઝબાન......

માનવ એ સઘળી નેઅમતોથી મહરૂમ છે. તે તબાહીની તરફ ભાગી રહ્યો છે.

બીજો કોઇ માર્ગ નથી......મૂડીવાદે ડગલે ડગલે ખાડા ખોદી રાખ્યા છે.

સમસ્ત જગત જીવંત છે અને ડાકૂ તેમના ચોકીયાતો છે.

ચોરોએ માલિકોને કેદ કરી મૂકેલા છે કે તેઓ કયાંક બહાર નીકળી પોતાનો માલ છિનવી ન લે.

સહચર! કોણ કહે છે કે તું ચોર છે? કોણ કહે છે કે તું ડાકૂ છે?

તેં મૂઠીભર અનાજની ચોરી કરી છે. દિલોનું ખૂન કર્યું છે.

એવાય છે જેઓ ચોરી નથી કરતા છતાં તેઓ ઇન્સાન નથી.

તેં ચોરી કરી છે તોય તું ઇન્સાન છે!

—સીરતી

## એ સત્ય ઠરે છે:

મુજ શુષ્કતામય નયનથી અશ્રુઓ સરે છે,
કંઇ રકત ઝરે છે.
એ પ્રેમનો પ્રારંભ કદાચિત જો ખરે છે,
તો પ્રાણ પરે છે.
હે! વ્યોમ તું તત્કાળ હવે રંગ ગહન કર,
ને લાલ બદન કર.
દુઃખ ગ્રસ્ત, દિલે દાગ નવલ આજ ધરે છે,
નિશ્વાસ ભરે છે.
પ્રાચીનનો તે મિત્ર હૃદય મારૂં હરીને,
નિષ્પ્રાણ કરીને.
સાંપ્રતમાં નઝર સામે રકીબોજ વરે છે,
અફસોસ અરે છે!
આકૂળ કરી અન્યને વ્યાકૂળ થશે એ,
શું લઈને જશે એ?
કુદરતનો ઘડાએલ નિયમ કોદિ ફરે છે,
એ સત્ય ઠરે છે.
તુજ યાદ કૃપાળુ છે ભલે ક્રૂર થયો તું,
શું એથી, ગયો તું?
સંકલ્પ મહીં ચિત્ર જો આવીને તરે છે,
દુઃખ-દર્દ હરે છે.
પાનાર! જઈ પાને કસમ તુજને વફાની,
ઘનઘોર ઘટાની.
પ્રવેશતાં મધગૃહના દ્વારે કો' ડરે છે,
લજ્જાથી મરે છે.
પૂછો નઃ 'કલીમ' પ્રેમમાં તારાજ છે શા કાજ?
કાં ભાન નથી આજ?
નવ એને ખબર છે કેઃ એ બાહિર કેઃ ઘરે છે,
શું કામ કરે છે?

"કલીમ વાકિફી" ધોરાજવી

# પતન અને બીજી વાતો

[ લે. શાન્ત ]

શહેરની ખાં સાહેબની એ હોટેલ મશહૂર હતી; મશહૂર એ કારણે નહિ કે ત્યાં મુગલાઇ ખાણા અને વિવિધ આનંદપ્રમોદના સાધનો હતાં. સામાન્ય લોકોને અનુકૂળ અને વિશાળ એટલે ઘરાકો ઠીક રહેતાં. ચોકમાં ફૂલવેલ, ફૂલનાં કુંડાં, ગોળ ટેબલ રાખેલાં હતાં. એક પડશાળમાં બબરચીખાનું હતું. અંદરની બીજી પડશાળમાં સાંજે કોઇ ચેવડો, ભજીયાં, ગુલગુલાં ને એવી વાનીઓથી સ્વાદ રુચિને આવકારતો. પૈસાનો સીંગલ ચાય ને એકાદ ટોસ્ટના ટુકડાથી કોઈ ગરીબ ક્ષુધાને સંતોષતો.

દરબારી દેલાઘાટની કમાનમાં હોટેલ માલિક બીરાજતા. તેમના ગોળમટોળ સ્થુળ શરીરને બારીક મલમલનું કમીસ અને તંગ તસતસતો સુરવાલ બરાબર બંધબેસતાં. વચ્ચેથી ઓળેલા વાળનું તેલ, કદી ચોકમાંના કિરણોથી ચળકી ઉઠતું. જાદુઈ પ્રોફેસરની છટાથી અક્કડને ઉંચી વાળેલી મુંછોના ગુંચળાં, કાનથીએ નીચે સુધી કલમને જઇ મળતાં. તેમની બેવડી હડપચીની દાઢી ઉપર સીધો અવળો અસ્ત્રો ફરી જતો ત્યારે જુવાની ઝળકી ઉઠતી પણ કલફ કરેલા સફેદ વાળના ઝૂમખાં બે ચાર દિવસે ડોકીયાં કરતા. તોય અઠુંની ખુરશી કીચુડાવતા, હસતા પાન ખાઇ થુંકદાનમાં પીચકારી મારતા !

° ° °

ખાં સાહેબને કુટુંબ પરિવાર હતો; મોટા છોકરાનું વેવિશાળ સોઆઇ રહ્યું હતું. શહેરમાં એમની જ્ઞાતિનાં રડયાં ખડયાં ઘર હતાં પણ દીકરી દેવામાં વિચારવા જેવી વાત હતી.

એક પરદેશી મૌલ્વી જુના વસવાટના હતા. બુઝુર્ગ હતા; હિકમત કરતા. લાંબુ કૃષ શરીર લાલ દાઢી ને પાણીદાર કાળી આંખો હતી. બેઠકમાં કબાટો હતાં તે હિકમત અને મઝહબી કિતાબોથી ભરેલાં હતા. પોતાનું બનાવેલું મોટું એવું મકાન હતું. ફળીમાં નાનો બગીચો હતો, મેડીની બારીઓમાં રંગીન કાચ જડેલા હતા. મોટી ઉમરે શાદી કરેલી છતાંય પાંચ છ બાળકો હતાં. સૌથી મોટી દીકરી અને બીજાં બહુ નાનાં હતાં.

બીબી સખ્ત પડદો પાળતાં; બાઇનું કુટુંબ ખાનદાન હતું. બાપ સર્પદંશથી મૃત્યુ પામ્યા એટલે કાચી ઉમરનો માત્ર એક ભાઇ હતો તે કદિકદિ બ્હેનને મળી જતો.

બીબીએ બ્હારના પ્રકાશ કે દુનિયા બહુજ ઓછાં જોયેલાં. ઘરના સુખીયા એટલે માણસો કામ કરી આપતાં. પોતે કુરઆન હદીસ પઢેલા તેથી બાળકોય મઝહબથી પ્રીતિ રાખતાં.

મૌલ્વી સાહેબ કડક પણ માયાળુ હૃદય રાખતા. ગરીબોની દવા મફત કરતા. અજમેર શરીફની ઝિયારતનો એટલો શોખ કે દર વર્ષે જતા. વૃદ્ધ ઉમર એટલે કદિ કદિ બીમાર રહેતા અને એક વખત બીમારીમાંથી ન ઉઠ્યા. તેમના કુટુંબકબીલામાં અંગનું કોઈ ન હોવાથી ઘરની હિફાઝત રઝળી પડી.

ગભરૂ બીબી, દુનિયાને પોતાની ભોળી દૃષ્ટિથી સમજતી દીકરી ઉમર લાયક થએલી તથા ઠેકાણે પાડવાની ઉત્કંઠા માતાને સ્વભાવિક હોયજ. વખત વિતતાં, તેણીની અસહાય સ્થિતિમાં

ખાં સાહેબે, સહાનુભૂતિનો દોર શરૂ કર્યો. માણસો સાથે હદીયા તોફા મોકલવા, કદિ પોતાના ઘેર બેસવા લઈ જવાં અને એમ અરસપરસ કુટુંબનો મેળ સંધાયો.

° ° °

સંબંધી અને હિતેચ્છુઓ સમજી શકતાં કે એ મેળ ઘાતક નિવડશે. સંસ્કારે ભિન્ન એવાં કુટુંબોનો સુમેળ દુર્લભ. છતાંય એક બાજુ સ્વાર્થ અને બીજી બાજુ અસહાયતા—, એમ સગપણ થઇ ગયું અને શાદી પણ.

ખાં સાહેબની ખધાઈ એટલી સફળ થઇ કે બીબીને પણ પોતાની પ્રબળ અસરે તળે લાવી મૂકી. સારી રકમના મર્હૂમ મૌલીના મકાન તથા મિલ્કત પોતાના નામે કરાવી લીધાં

° ° °

વ્હેલી સવારના એક દિ' હોટેલના ગ્રાહકોએ હોટેલના દરવાજે સિલ લાગેલાં જોયાં. લોકોની માહિતી પરથી જણાયું કે ખાં સાહેબ દેણાંમાં ડૂબી ગયા હતા.

થોડીવારે વા વાત લાવ્યો કે મર્હૂમ મૌલીના બીબી તથા નાણાં લઇ, ખાં સાહેબ દૂરના શહેર જવા ઉપડી ગયા હતા ! ! !

° ° °

મળસ્કું થતા, ટ્રેન સુકા પ્રદેશમાં દોડી રહી હતી. ઉગતા રવિકિરણોની કુમાશથી વાતાવરણ આલ્હાદક લાગતું હતું. મ્હોં ધોઇ ચા-નાસ્તો કર્યો એટલે વ્હેલી સવારની એ મુસાફરી કાંઇક રાહતરૂપ જણાઈ.

. . લાંબા ડબ્બાના એક છેડે કાંઇક ઘોંઘાટ થતો હોય એમ લાગ્યું:—"એલા કેવો ભંગી છે ? દૂર ખસ; માળાને...ટીકીટ વગર ચઢવું ને ત્રાસ આપવો......"

મુફલિસ જણાતો છોકરો અમારી બાજુ આવી બારણે ઉભો કાન સુધી પહોંચતી પહોંળી કાળા બાણની મેલી ટોપી, ફાટેલા કોટના લટકતા ચીરા અને કોઇએ આપેલ મોટું પડતું કમીસ એનું દારિદ્ર દર્શાવતાં.

"સાહેબ, બીડી હય ?" ભાઈ, મંય બીડી નહિ પીતા. ક્યા તું મુસલમાન હય ! જીહાં: અચ્છા લે, પેટ ખાના ખાના."

માબાપ મરી ગયા; યતીમ હાલતમાં હોવાથી, કાઠીયાવાડમાં કોઈ દૂરના સગાને ત્યાં તે જઈ રહ્યો હતો.

° ° °

"સા'બ મુજે પીછાના ?" રસ્તામાં અચાનક મળતાં મને પુછયું. "આપ કીટલી ખરીદને આયેથે ઉસકે સામનેકી દુકાનમેં મંય નોકર હું."

"વાહ ભાઈ, બ્હોત ખુશ ! રોટી કમા લેતા હય. થોડી મદદ હય !!!"

° ° °

નવા બીલ્ડીંગ નીચે નવી હોટેલ ખુલી. ફરનીચર અને નવો દાદરો ચકચકાટ કરતાં. શરૂશરૂની ચાય ઠીક મળતી. રેડીયોય વાગતો.

થોડો સમય જતાં, હોટલનું મકાન કાળું બની ગયું. ફરનીચર પર ગંદકીના થર જામ્યા. માખીની ભરતી ઘણી રહેતી. ચાયમાં આવી પડતી. ગ્રાહકોનો અસંતોષ વધતો ચાલ્યો.

° ° °

માલિકની સાથે તેનો મોટો છોકરો પણ કામ કરતો. ઉમર લાયક હતો છતાં એનો બાપ એને "બુધ્ધુ" (Idiot) સમજતો. એક દિ' કાંઇક મોડો આવ્યો બાપ તપી ગયો. ...તોસે કામ ન થીયો. હણે તું મુંજી નજરસે દૂર થીને તો ઠીક; બે રૂપીયા વાર ખચીની ગીન પણ ભજી વીન, લકાફમેં વીન; મરી વીને તોજી લાશ નારીનો યાનો ઝીદો અચોંધો તડે મુંક શાબાશી મીલંધી......સાલા તું...મારૂ આય કે જાનવર..."

છોકરો લાંબો દુબળો; બાલ કાપીને માથે ન્હેરો ને ગરીબડું મ્હોં. લાંબી ચાળનું મેલું કમીસ ને ચડ્ડી ! બાપડાને, ઓશીયાળો મોઢે,

ખાલી દૃષ્ટિએ ઉભરો. કોઇ જૂવે તો દોષ ક્યાં ઢોળવો ?

એનીજ ભૂલ કે એ પૈદા થયો ! બાપની ભૂલ કે તેને પૈદા કરી વૃથા ભારરૂપ રહેવા દીધો ! દુનિયાની ગૈરત કે માનવીના બાળને તોડાતો જોઈ રહી ! ! !

o o •

શિયાળાની સવારની કકડતી ઠંડીમાં નોકરીએ જવા નીકળ્યો ત્યારે મોહોલ્લો હજી શાંત હતો. રહેજ દૂર, સાંકડી નાળમાં થોડા છોકરાઓ ગબી–દાવ રમતા હતા; કોડા–કાંગ છે, નહિ, પૈસાથી.

મોટા દાણીયો અંગાઈ ગએલો એટલે અબે તબે સુધી વાત પહોંચી. અબે સાલે...... અને પછી સરસ્વતિના ફાગ અજબ પ્રકારના સંભળાયા !

કોઇના નાકમાં લીંટ લટકી રહી હતી. કાણા પડેલી લાલ ટોપીનો બહારનો ઘેરાવો કાનને ઢાંકી દેતો હતો. અર્ધ ઢાંકયા ગંદા ભૂખ્યાં શરીર હતાં !

મોહોલ્લામાં મદેસાઓ હતા; સ્કૂલ અને સજ્જનો ય હતા !

o o o

સાંજે તળાવની પાળે ફરતા ફરતા, મારા એલ. એલ. બી. મિત્ર સાથે વાતચીત થઈઃ મુસ્લિમ બાળકોની અધોગતિ, માબાપની ગરીબાઈ, મોહોલ્લાની ગલીચી અને સુઘડ સારા સારા લત્તાથી દૂર, સુંદર સ્થળોથી દૂર, શહેરની છેવાડેનો મુસ્લિમ–વસવાટ અને તેમની નિષ્ક્રિયતા વિગેરે બાબતો ચર્ચાઇ.

મારા વિદ્વાન મિત્રની છેવટની દલીલ એ હતી કે "They are a Mart'al Race–મુસ્લિમો લડાયક કૌમ છે; ગમે તે ગામ કે શહેર જુઓ; ત્યાં તેઓ ગામને ઘેરીને વસવાટ કરતા હશેજ ! ! !"

o o o

વતન ગયો ત્યારે દોઢ દાયકા પહેલાનો દોસ્ત મળ્યો–તે ધોબીનો ધંધો કરતો હતો એમ જાણ્યું.

બાપનો વેપાર ચાલતો; ભાઇઓ લાડકોડમાં ઉછરતા. ભણવા કરતાં, બાવન પાનાના સુંદર ગંજીપાથી જુગાર રમતાં; બાપ પણ રસિયો એવો કે ખુદ શામેલ થતો; મોહોલ્લાના શોખીનો ત્યાંજ અડ્ડો જમાવતા.

ઘરના છોકરાની એ હાલત હતી કે રોટીથી રોકકળ કરતા; માત્ર પેંડા મીઠાઇથીજ પેટ ભરવાની આદત પડી ગઇ હતી.

o o o

મા મરી; બાપ ગયો; ઉઘરાણી ડુબી; ઘર ગીરવીમાં ગયું; એક ભાઈ અકાળે મુઓ. ઘરની સ્ત્રી ગામના કપડાં ધોતી; ભાઈ ઇસ્ત્રી કરતા. પાંચ બાળકો અને પેટ ભરવાં......!

બેગૈરતીયોને, દુનિયા પણ, અનુભવનો પાઠ બહુ મોંઘો શિખવે છે.

o o o

"હય, મીરા વલી, દાતાર દુલ્લા !" સાંઈ બાવાએ ત્રાડ નાખી ત્યારે શ્રોતાજનો સમજ્યા કે "બાપુને જઝબો આવી ગયો !"

શહેરને અડી એક ચિલ્લો હતો. સાંઈના પગલાં થયાં કે રંગરોગન, ધજાપતાકા, હુજરો ને વીજળી બત્તી, એમ ચિલ્લાના દીદાર ફરી ગયા. વાજીંત્રો, ઢોલક દીલરૂબા ને ઠોકડ, તંબુર તબલાંનો જલ્સો જામતો. મોડી રાતની મેહફિલો, ગાંજો ચરસ ને ચા બીડીની ધૂનમાં રંગ જમાવતી ભરેલી ચલમ ત્રણ ચાર તૈયાર રહેતી. બાપુ દમ ખેંચી ચલમમાં ભડકો કરતા અને ગોટા કાઢતા મુખથી ત્રાડ નાખતા ત્યારે શ્રદ્ધાળુઓના હાજા ગગડી જતાં.

બાપુ હુકમ કરતા અને હંમેશનો ખર્ચ મળી રહેતો. બાજુના મકાનમાં બાપુ બપોરે આરામ કરવા પધારતા ત્યારે તે ઘરની બાઇઓ બાપુને માથે તેલ નાંખતી અને ખિદમત કરતી.

એક આખા બોલાએ કહ્યું કે "ફલાણા ગામમાંથી કોઇ બાઇના કારણે ભાગી આવેલું રખડુ છે. પુરો શરાબી છે, વિલ્લાના પછવાડે શરાબખાનું છે–પૂછો તેના કલાલને!"

બાપુ એક પગે સાંકળા પહેરી ન મુંછીયા લબડતા હોઠે, ઘેન ભરી આંખોએ છુટાં ઝુલફાં રાખી, ગાંજાના નશામાં ઝૂલતા હજુએ ગામમાંથી પસાર થતા નજરે પડે છે!!!

o o o

માસ્તર. લાંબુ પહેરણ છુટું રાખી કોટ પાટલુન પહેરતા. તેમના ચપટા નાક જેવીજ ટોપી માથે દબાવીને પહેરતા. નાત જાત કે અન્ય આદમ જાતથી દૂર રહેતા. સંસ્કારી સહવાસથી ભડકતા હોય કે પોતાની એબોના ભારથી સંકોચ અનુભવતા હોય, પણ ગમે તે કારણે દૂરનો એકલવાયો રસ્તોજ પસંદ કરતા. નોકરીએ જતા તો છત્રી લોઢાવતા લચકતી પણ ઝડપી ચાલે રસ્તો કાપતા. ઑફિસની પડશાળમાં ઉભા પગે બેસી, દોઢાયાની દશવાળી બીડીના ઠુંઠાને ત્રણ ત્રણ વાર પેટાવીને પીતા. કોઇની મજાલ ન હતી કે બે ફુંક મેળવે; પટાવાળા પણ સામેથી ઉલ્ટી ગાંઠ ગુમાવતા. થોડા વર્ષના જીવ સરોસરના લોભે સારી રકમ માસ્તરે જમાવી દીધી.

તેમનો દાદો પણ નાતના ઠરૂને ગયો. વાતો સાંભળેલી કે ઘરડાં ગુજર્યાં ત્યારે તાંસળીયે નાણા વહેંચાયાં હતાં પણ રાંધવા ટાણે જાતે જોખીને આટા તેલ પોતાની ઓને આપતા. એ જુવાન બાઇ પરણીને આવ્યા દશ વર્ષ થયાં પણ બાપનો ખોળો હજી ન્હોતો ખુંધાયો, તેણીના માવતર કહેતાં કે અમારી દીકરીનું હિર ચુસીને એ પોતે ગધેડા જેવો બન્યો છે; કોચવણુને પેટ બળતરાએ અમારી દીકરીને બીમાર મડદું બનાવી દીધી!

ઔલાદની ખોટે માસ્તરે બીજી કરવા ધાર્યું; નાત ભેગી મળી કે પ્રથમની સ્ત્રીનો બંદોબસ્ત થવો જોઇએ કેમકે એક વાર કુવા કાંઠેથી અચાનક બચી હતી. માસ્તર ભણેલા એટલે વકતાની ઢબે, ઘરવાળીની ખામીઓ પતિ પત્નીનાં ખાનગી જીવન સહવાસની તફસીલ ચીબાવલા પણે રજુ કરી. નાતના કોઈ જણને બોલવા મોકો નજ દીધો! નાતનો વિરોધ અફળ ગયો. નાતનો દંડ ભરી સ્ત્રીને ફારગતી દીધી.

રાતની ગાડીયે જઇ પરોઢીયાની ગાડીએ વહુ લાવી માસ્તર ગામમાં ચુપચુપ પાછા ફર્યા. ચોથા ઘરઘરણાની બાઇ હતી–પહેલાં સગાઈમાં રંડાણી; બીજો ઘરવાસ માસ ત્રણનો અને અને પતિ સ્વર્ગે સંચરેલા; ત્રીજ વર ખુટો તે થોડા દિવસોના સહવાસે નાપસંદ ઠેરવ્યો. ચોથા મળ્યા તે આપણા માસ્તર!!! -

કરી કમાઇ વેડરી, સંસાર નાવડાનો સોબતી બદલી દુનિયાના સામા પૂરે હંકાર્યું.

જુની સ્ત્રી તથા તેણીના માવતરે શ્રાપ વર્ષાવ્યા તેજ રાત્રે માસ્તરે મધુરજની (Honeymoon) માણી!!!

o o o

ઉપર વાસ વરસાદ સારો હતો એટલે નદીમાં પૂર આવ્યું હતું. સામા કાંઠાની વાડીઓ લીલીછમ હતી ગારો કીચડ ખુંધી વર્ષાદમાં પલળતાં નદી જોવાનું કુતુહલ કોંક રસિકોનેજ થતું.

નદીપારના કબ્રસ્તાનને બન્ને બાજુ ઓફતાતું પાણી ફરી વળ્યું હતું. કબરો નીતરીને નરમ બની ગઇ હતી. અંદરની ઝાડી પાણીના ઝપાટા ખાઈ નમી ગઇ હતી ત્યાં રહેતા ફકીર તાપણી કરી ઓરડીમાં ભરાઇ બેઠા હતા. ફાતેહા ખ્હાને દરરોજ કબ્રસ્તાને આવનારની હિમ્મત ઘરની હુંફ છોડવાની મતી ન હતી.

એક કબ્ર હતી—ન પાકી બાંધેલી; ન કાચી માટીની—પાંચીકા પત્થર પાથરેલા એટલે ઘનઘોર વાદળાંથી કાળા બનેલા વ્યોમમાં એ કબ્રની ચમક કાંઈક આકર્ષક લાગતી. એ કબ્ર કોઈની માશૂકની હતી-તે પર લખ્યું હતું (Epitaph) ...ફલાણાની ઘરવાળી...બાઇની કબ્ર...

એનો આશિક–ખાવિંદ ત્યાં ઉભો હતો. જુવાનીના પ્રબળ પ્રવાહમાં ગોથાં ખાતાં પોતે તણાયા ત્યારે એ પ્રવાહને ખાળનાર મર્હુમ પત્ની હતી. દુબળી પાતળી પ્રેમાળ બાઇ માત્ર એક સ્મૃતિ મૂકીને પરવારી હતી. એ યાદીનું પ્રતીક,ભુરી આંખોવાળી નાની બાળા હતી. હેતથી ઉછેરેલા નાનકડા બગીચામાંથી ફૂલો તોડી હંમેશ એ બાળા, બાપ માટે ફૂલનો પડીયો તૈયાર રાખતી, આજે પણ નિત્ય નિયમ ચુકાયો નહતો.

· આભ ફાટયું અને અનરાધાર વર્ષાદ પડવો શરૂ થયો. સફેદ દાઢીના બાલોમાંથી પાણી ટપકવા લાગ્યું. ઝુલ્ફાં પણ ભીંજાઈ ગયાં. માંજરી આંખોનો સુરમો પણ ફેલાવા લાગ્યો. દુર્બળ હાથ લંબાયો-થોડીક ગુલાબની કળી, મોગરાના ફૂલ અને મરવાના પાન શીરાણે મૂકી ફાતેહા અદા કર્યો!!! પોતાની સ્ત્રીની મહબ્બત કેટલી મોહક અને ખુશ્બૂદાર હશે!!!

° ° °

ડુંગરના · પેટાળમાં લીલીછમ ધરતીમાં સમાએલા શહેર બડારની કૉલેજ રળીયામણી હતી. તેમાં ભણનારા પણ ગુલાબી હતા, કોઇ ગરીબ, જ્યાં ત્યાંથી મદદ મેળવી, હોટલનો સસ્તો ખોરાક આરોગી દિન ગુજારતા.

હોસ્ટેલ રૂમનું ભાડું, હોસ્ટેલના લાંબા આંટાફેરા. હલદારની કડકાઇના લીધે, અમારા રૂમ કમ્પેનીયને, રાત્રિના અંધકારમાં શહેરના વસવાટની વાટ લીધી. દરવાજા પાસે પુલ, મોટો ચોક, બગીચો અને સીનેમા હતાં. વીજળીનો પ્રકાશ ઝગાં ઝગાં. થઇ રહ્યો હતો. બગલમાં બીસ્ત્રો અને ખભે ટ્રંક એટલે મોઢું પ્રકાશથી જળવાઈ રહેતું. તાકડે સીનેમાના પહેલાં શોના લ્હેરી કૉલેજીયનો સામે ભેટયા!... "અરે જનાબ કહાં ચલે?"..."પઢને જાતે હંય પઢને!"...ટુંકા જવાબે અને લાંબી ફાળે દરવાજામાં પેસી ગયા!

દાયકા બાદ અમો મળ્યા. કાયદાનો સ્નાતક બની એ સેક્રેટરીએટમાં સારો હોદ્દો ધરાવતો હતો, સુંદર સુટ, માથે હૅટ ને અભિમાન-દર્શક નાકની ટોચથી ઓપતું જામેલું શરીર હતું!!!

° ° °

નવાબની કૉલેજની નામના દેશભરના મુસ્લિમ વિદ્યાર્થીઓને આશિર્વાદ સમાન હતી. સિંધ, દક્ષિણ, કર્નાટક અને દૂરથી પણ ભણવા આવતા.

મારો દોસ્ત દક્ષિણના સંસ્કાર પામેલો સજ્જન હતો. થોડી જમીન હતી; ખેડ હતી, અવિભક્ત કુટુંબ અને વિસ્તારી માણસો હતા.

બી. એ.નું છેલ્લું વર્ષ કપરું કાઢયું મને એના ઠેકાણે લઇ ગયો ત્યારે જણાયું કે કોઇ દયાળુએ આશરો આપેલો હતો. એ મને કહેતો "દેખ ચેહ મેરી જગેહ ઇસ સ્ટયખાનેકે બેઠ મેરે સોબતી હય–યેહ મેરા કમરા...!"

ખુણામાં ધોઇ ગેલાં કપડાનો ઢગ હતો. પાયા વગરના લોઢાના રદ્દી પલંગમાં પત્થરનું ઓશીકું મુકી એ ભાયડો સુઇ રહેતો!

ગુજિસ્તા શબોં ફજર હુઈ સમજ કે મંયને કસરત કરકી જબ ફીરને નીકલા તો પોલીસસે માલુમ હુઆ કે દો બજેથે!

બી. એ. બાદ મુંબઇ ગયો. અનુકુળ તબીયત એવી રાખતો કે એક ઉચ્ચ હિંદુ કુટુંબનો બ્હાલસોયો (Pet of the House) થઈ પડયો એલ. એલ. બી. પાસ થયો; પરણ્યો પુત્ર થયો ત્યારે મેં અભિનંદન પાઠવેલો.

કાંઈક વર્ષ વિત્યાં ભાળ મળી કે વતનમાં પ્રેક્ટીસ સારી કરે છે. દાઢી વધારી છે...ધર્મગત

મેળવી છે. મેં જ્યારે મુબારકબાદનો પત્ર લખ્યો ત્યારે સંબોધન કર્યું કે...( My Bearded dear friend) મારા દાઢીવાળા વ્હાલા દોસ્ત !

o o o

દરિયાનો કાંઠો હતો પણ રેતાળ, અને રેતી એવી જોરદાર ઉડતી કે જાણે ગોળી વાગી, પવનનું જોર એટલું રહેતું કે કાંઠા પરના મોટા મકાનો રેતીમાં દટાઇ જતાં, રસ્તા ઢંકાઇ જતા અને આંખો પૂરાઇ જતી.

સમીસાંજે ફરવાના સ્થળોમાં શહેર બહારનું તળાવ અને તેની સામેનો હરિયાળો પ્રદેશ સૌને આકર્ષતાં. મારા દોસ્તે આજે ફરવા વખતે એક ડૉક્ટર સાહેબની ઓળખાણ કરાવી ઠીંગણું શરીર પણ સ્હેજ સ્થૂળ એટલે બીમારીને આસરો આપે તેવું ઘરખમ હતું. માથાની હૅટ અંદરની લાલ ટોપીથી ચીટ થઇ રહેતી પાટલૂનના પાયચા સીધા સપાટ ઇસ્ત્રી કરેલ હતા અને જુની સીલાઇ તથા પુરાણા વખતની હસ્તીની સાબીતી આપતાં તેમ છતાં મોજાં ટાઇ વિગેરેથી મને તો થયું કે ડીગ્રીધારી હશે; સારી પ્રેક્ટીસ હશે અને તેજ સાંજે એક સામાજીક જલસામાં પ્રમુખસ્થાનની ફૂલમાળાનું આરોપણ તેમને થયું બસ એટલે તેમના સંસ્કાર અને પ્રતિષ્ઠાની મારી માન્યતા સજ્જડ બની.

ગલ્લીની રંગે ત્રણ માળનું ભાડે મકાન હતું અગાસી પરથી દરિયો દેખાતો. પહેલા માળે તેમના જુની સ્ત્રી રહેતાં. એ બાઇના દીદાર એમ કહી દેતાં કે કદાચ ઘરની નોકરડી હશે; પણ ના બાજુના ઘોડીયામાં ત્રણ ચાર વર્ષનો દીકરો લાંબી બીમારીમાં (Groaning) કણતો પડયો હતો બાજુમાં બે ત્રણ બકરીઓ બાંધી હતી. થોડાંક મુરઘાં અને તેમનો પરિવાર ઘરમાં ઘૂમતો. બીજો માલ બેઠક અને ત્રીજો માળ ડ્રોઇંગરૂમ જેવો હતો ! ત્યાં તેમની નવી સ્ત્રીના ગડીબંધ કરેલાં પચરંગી લુગડાંથી ભરેલા કબાટો હતા. ટેબલ પર મોટો આયનો શોભી રહ્યો હતો ટોઇલેટ Toiletની વિવિધ સામગ્રી મીઠી ખુશ્બો ફેલાવતી હતી. (Trail of Smell) ખુણામાં છત્રી પલંગ હતો. ટીપોય પર ચળકતી પાનદાન પડી હતી ! ! !

o o o

# —ખુદા.—

પુરાતન કાળમાં જ્યારે પહેલી જ વાર, મારા ઓષ્ટોમાં વાર્તાલાપની શક્તિ જન્મી ત્યારે, મેં પવિત્ર ગીરિશિખર ઉપર ચઢીને ખુદાને કહ્યું:—

"ઓ મારા માલિક ! હું તારો ગુલામ છું. તારી મહેચ્છા મારા માટે એક કાનૂનનો હૂકમ રાખે છે, અને હું નિત્ય તારા હૂકમો ઉપર અમલ કરીશ."

પરંતુ ખુદાએ કશો જવાબ નહિ આપ્યો; અને એક મહા ઝંઝાવાત સનસનાટ કરતો પસાર થઇ ગયો.

એક હજાર વર્ષ પછી, પુનઃ તે પવિત્ર પહાડી ઉપર ચઢીને, ખુદા નિકટ આ શબ્દો સાથે હું હાજર થયોઃ—

"ઓ મારા ખાલિક ! હું તારી મખલૂક છું, તેં મને મીટ્ટીમાંથી પૈદા કર્યો, અને મેં સર્વ કંઈ તારી કનેથી મેળવ્યું—મારૂં સર્વસ્વ તારા માટે છે—"

પરંતુ ખુદાએ કશો જવાબ નહિ આપ્યો. અને પલકવારમાં હજારો પાંખોની ગતિમાં તે નીકળી ગયો.

હજાર વર્ષ પછી, પાછો હું તે મુકદ્દસ પહાડ ઉપર ગયો, અને ખુદાને રૂબરૂ કરતાં કહ્યું:—

"ઓ મુકદ્દસ બાપ ! હું તારો પુત્ર છું, તેં મને પ્રેમ અને કૃપાથી પૈદા કર્યો છે અને હું પ્રેમ અને ઇબાદતથી જ તારી બાદશાહી મેળવીશ."

પરંતુ ખુદાએ કશો ઉત્તર નહિ આપ્યો, અને એક વાદળી જેમ—જે દૂર સુદૂર ગીરિશૃંગો ઉપર પથરાયલી રહે છે— ઝડપથી પસાર થઈ ગઈ.

પુનઃ એક હજાર વર્ષ પછી, હું તે પાકપર્વત ઉપર ગયો, અને એકવાર ફરીથી ખુદા પાસે વાર્તાલાપદ્વારા ઉચ્ચાર્યું:—

"ઓ મારા અલ્લાહ ! મારી મહેચ્છા અને અંતિમ કર્મના ન્યાયધીશ ! હું તારો ભુતકાળ છું અને તું, મારૂં ભવિષ્ય. હું પૃથ્વી ઉપર તારા અવશેષરૂપ છું અને તું, આકાશે મારા પુષ્પ સ્વરૂપ. અમે બન્ને સૂર્યની સાખે વંદીએ છીએ."

ત્યારે ખુદાએ ઝૂકાવીને મારા કાનમાં આતુરતાથી થોડીક મીઠી વાતો કહી; પછી, જેમ સાગર નદીને પોતામાં સમાવી લે છે તેમ ખુદાએ મને બાહુમાં સમેટી લીધો.

અને જ્યારે હું વાદીઓ અને મયદાનોમાં ઉતર્યો તો ત્યાં પણ ખુદાને મેં મૌજુદ જોયો. *

—ખલીલ જીબ્રાન. (સીરીયા)

* ઉર્દૂ ઉપરથી ગ. હુ. મ.

# —ખુદા—

આકાશ–પાતાલ, જંગલ અને પર્વતોમાં તમે કયા ઈશ્વરની પ્રતિશોધ માંડી છે?

સાધુઓ અને સંતો! તમે પણ કમાલ કરો છો. જગત તમારી મુખમૂદ્રા પ્રતિમીટ માંડી બેઠી છે, અને તમે આંખો બંધ કરી બેઠા છો!

ઈશ્વરની શોધ! અર્થાત તમે તમારી શોધમાં મસ્ત છો. અક્કલના આંધળાઓ! આત્મનીરિક્ષણ કરી અરિસામાં જૂઓ, તમને તમારા ચહેરાની પ્રત્યેક રેખાઓમાં એનું પરમ તેજ–મૂર્તિ–દેખાશે. આ વેણો સાંભળીને લાલ-પીળા નહિ બનશો. રખે ભૂલતા કે તમેજ અલ્લાહ મીયાંના પ્રાઇવેટ સેક્રેટરી છો!

પ્રત્યેક અણુમાં તેનું તેજ છે અને પ્રત્યેક માનવીમાં તે ઓતપ્રોત છે. સોદાગરો કાંઠે બેસીને મોતીઓનો સોદો કરે છે. પરંતુ એમને શું ખબર કે સાગરના તળીયે શું છે? તેઓ મોતી પારખી શકે છે પરંતુ સાગરની ઉંડાઈ તેઓ શું જાણે?

આ સમુદ્રના નીચે તેઓ કદી નથી ગયા.

હમદમ! આ થોથાંઓને તું પટકી દે અને 'દરિયાએ હકીકત'માં ગોથું મારી નિરીક્ષણ કર કે ત્યાં કેવી લીલા દૃષ્ટિ ગોચર થાય છે. *

—કાઝી નઝરૂલ ઈસ્લામ (બંગાળ)

ઉર્દૂ ઉપરથી ગ. હ. મ.

## પયગમ્બરોનું આયુષ્ય

માનવસૃષ્ટિના આરંભથી ઈસ્લામના આગમન સુધી અનેક પયગમ્બરો સૃષ્ટિજનોના ઉપદેશ અર્થે દરેક દેશમાં થયા, જેમાંથી હેઠળના જાણીતા પયગમ્બરો કેટલાં વર્ષ જીવ્યા, તેની આંકડાવાર વિગત અત્રે આપવામાં આવે છેઃ—

| નામ | આયુષ્ય | નામ | આયુષ્ય |
|---|---|---|---|
| હઝરત આદમ (અ.) | ૯૩૦ | હઝરત મૂસા ,, | ૧૨૫ |
| હઝરત શીશ ,, | ૮૮૨ | હઝરત હારૂન ,, | ૧૧૯ |
| હઝરત નૂહ ,, | ૯૫૦ | હઝરત દાઉદ ,, | ૧૨૩ |
| હઝરત ઈદરીસ ,, | ૩૬૫ | હઝરત સુલેમાન ,, | ૧૫૦ |
| હઝરત હૂદ ,, | ૨૬૫ | હઝરત ઝકરિયા ,, | ૩૦૦ |
| હઝરત સાલેહ ,, | ૫૮૫ | હઝરત અય્યૂબ ,, | ૧૪૬ |
| હઝરત ઈબ્રાહીમ ,, | ૧૩૭ | હઝરત શોએબ ,, | ૨૨૫ |
| હઝરત ઈસ્માઈલ ,, | ૧૩૭ | હઝરત યહયા ,, | ૯૫ |
| હઝરત યાકૂબ ,, | ૧૩૭ | હઝરત લુકમાન ,, | ૩૫૦ |
| હઝરત ઈસ્હાક ,, | ૧૩૦ | હઝરત ઈસા ,, | ૩૮(?) |
| હઝરત યુસુફ ,, | ૧૧૦ | હઝરત મુહમ્મદ (સ) | ૬૩ |

# ચાયના

"નૂર નાચીઝ" (માંગરોળ)

મારા હૃદયની રજકણોમાં,
મારા અંતરના અંતઃસ્થળોમાં;
તારી પ્રેમાળ પ્રેમ-સુધાથી,
તારા અછૂતા અધર અમૃત-રસથી
એક વિપુલ ઝરણું વ્હાવી દે.

જો જીવન તારા વિના કોઈ અન્ય વસ્તુ છે; તો પછી મને અનંતની અઘોર નીદ્રામાં સુઈ જવા દે.

× × ×

લાચાર:—

ઝાકળબિંદુ–પ્રભાકરના તેજોમય કિરણોની ઉષ્ણતાથી બચવા તે નવ પ્રફુલ્લિત પુષ્પના ઓષ્ઠ પર બાઝી ગયું. જેને દર પળે ડર રહે છે. વનમાળીના ક્રૂર કરથી ચૂંટાઈ જવાનો.

× × ×

આભાર:—

પરમાત્મા! હું તારો આભારી છું કે હું તાકાત અને સિતમની ચક્કીયો માંહિનો એક નથી. પરંતુ તે પામર મનુષ્યો માંહિનો એક છું. જે તેનાથી પીસાય છે.

× × ×

અપૂર્ણતા:—

જો લીલીછમ વૃક્ષરાજી અને નાજુક વલ્લરિયોનેજ વનઘેલી વસંતનું પ્રદર્શન સમજવામાં આવે તો મને...

ફૂટતી કુંપળો અને ખીલતી કુસુમ કળીયો કેમ વધારે પ્રિય લાગે છે?

જો જુવાનીના જોમમાં ઝૂલતો પુરૂષ અને યુવાનીના હીંડોળે હીંચતી સ્ત્રી-સૌંદર્યની મૂર્તિમંત પ્રતિમાઓ બની રહે છે તો મને...

એક નાદાન નિર્દોષ બાળક એ બંનેથી કેમ વધારે પ્રિય અને વ્હાલું લાગે છે?

પ્રકૃતિના અવનવા દ્રશ્યો અને ચિત્રકારની આકર્ષક કૃતિઓ અરૂણના અજવાળામાં સુંદર અને હૃદયસ્પર્શી લાગે છે. ત્યારે હું...

એમને ઉષાના ઉગતા અજવાળામાં અને રજનીની રૂપેરી છાંયડીમાં જોવાની કેમ વધારે ઉત્સુક રહું છું?

જો પ્રફુલ્લિત પુષ્પનું આકર્ષણ એક અજબ આકર્ષણ છે તો પછી અણવિકસિત કુમળી કળીયો મારા હૃદયમાં કેમ અજબ આંદોલનો મચાવી મૂકે છે?

જો એક વિદ્વાનનું કથન સ્પષ્ટ ભાવવાહી અને લાગણીસ્પદ ગણાય છે તો...

એક તુચ્છ નાદાન બાળકનાં મુખમાંથી ટૂકડે ટૂકડા થઈ સરી પડતા શબ્દો અને મુંગાના વિકૃત હાવભાવ પોતાની મતલબ સમજાવી દે છે.

તો મને કેમ વધારે હૃદયસ્પર્શી અને સરળ લાગે છે? જો રસેન્દુનું મલકતું મુખડું તેની ઉજ્વળ કાન્તીમયી શીતળ ચાંદની બદલ અપ્તરંગી આકાશનું અલંકાર અને ઘરેણું સમજવામાં આવે છે તો મને...

બીજના નવલ ચંદ્રમા માટે કેમ ખાસ આકર્ષણ છે? હું તેની પધરામણી માટે કેમ અધીરો રહું છું?

ઘણું કરીને એ માટેજ કે...

હું પોતે એક અપૂર્ણ વસ્તુ છું ને મને દરેક અપૂર્ણ વસ્તુઓથી પ્રેમ છે.

× × ×

મૌત:—

જેવી રીતે નીદ્રા અમારા ફાની જીવનમાં વિઘ્ન નથી પાડી શકતી તેવીજ રીતે મૌતથી અમારા અમૂલ્ય જીવનમાં કાંઈ નુકશાન સાલતી નથી. કેમકે નીદ્રા થોડી પળોની મૌત છે જ્યારે મૌત લાંબી ઘડીયોની નીદ્રા.

× × ×

# ફારસી સાહિત્ય

અનુવાદક : "યાવર"

( થોડાંક ફૂલો )

ગુજરાતી કવિએ ખૂબસુરત યુવતીને ચંદ્ર સાથે સરખાવી છે. દમયંતીના સૌંદર્યનું વર્ણન જાણીતું છે. એક ફારસી કવિએ આ મુજબ સુંદર લીટીઓ લખી છે.

> "હુસ્ને માહરા બા તુ સન્જીદમ
> બમીઝાન અઝ ઝમીન,
> વલ્લેહ માહ બર ફલક રફતે,
> તુ માનદી બર ઝમીન."

પ્રિયે ! તારા સૌંદર્યને ચંદ્રના સૌંદર્ય સાથે મેં તોળી જોયું. આશ્ચર્ય ! નવાઇ જેવું કે ચંદ્રનું સૌંદર્ય હલકું જણાયું તેનું પલ્લું તો આકાશે ચડ્યું. તારે પલ્લું તો તારા સૌંદર્ય ભારે જમીન ઉપરજ રહ્યું.

> "રફતમ બ તમાશાએ કિનારે જુઇ
> દીદમ બ લબે આબ આબ ઝને હિન્દુઈ,
> ગુફતમ સનમા ! બહાએ ઝુલ્ફત ચે બુદ !
> ફર્યાદ બર આવર્દ કે દુર દુર મુએ !"

'દુર દુર મુએ' એ પર કવિએ સરસ દ્વિઅર્થ ઉપજાવ્યો છે. 'દુર દુર મુએ' એ હિન્દુસ્તાની અર્થમાં 'મુઆ દુર થા' એમ થાય છે પણ કવિએ તેને ફારસી અર્થમાં થઇને 'એકેક વાળનું એક મોતી' એવો અર્થ ઉપજાવ્યો છે. ઉપલી લીટીઓનો અર્થ આ છે—

હું નદિ કિનારે સહેલગાહે ગયો. ત્યાં એક આને જોઈ. મેં પૂછ્યું, પ્રિયા ! આ તારા ઝુલ્ફાંની કિંમત શું છે ? તે એકદમ બૂમ પાડી ઉઠી કે એકેક વાળનું એક મોતી. (જો કે પેલીએ તો ખરેખર કહ્યું કે 'મુઆ દુર થા)

* * *

> "યારબ ચે ચશ્મેહ ઈસ્ત મોહબ્બત કે મન અઝાન
> યક કતરે આબ ખુરદમ વ દર્યા ગિરિસ્તમ"

મઝો ! મોહબ્બત એ કયા જાતનો ઝરો છે ? એમાંથી મેં માત્ર એકજ ટીપું ચાખ્યું અને સાગર જેટલું રડ્યો !

* * *

કોઇ ચંદ્રમુખી બોલતાં અચકાતી હતી. એક વાર રાજાના દરબારમાં એ બોલવા જતાં જતાં અચકી પડી અને લજવાઈ ગઈ. ત્યાં હાજર રહેલા એક કવિએ સમય સાધી નીચે મુજબ લીટીઓ બોલી ચંદ્રમુખીની લાજ રાખી.

> "ઝ લકનત નીસ્ત આન માહરા,
> સુખન કઝ દેખર મી આયદ,
> જુદાયે અઝ દહાને ઉ,
> સુખન હા આર મી આયદ."

આ ચંદ્રમુખીના ઓષ્ઠ વાટેથી શબ્દો ધીમે ધીમે બહાર પડે છે તે કાંઈ એના લથડવાના લીધે નહિ ! ખરું કારણ તો એ છે કે શબ્દોને એના શીરીન મોંમાંથી નિકળતાં શરમ આવે છે.

* * *

> "હાફિઝા ગર વસ્લ ખાહી
> સુલ્હ કુન બા ખાસો આમ.
> બા મુસલમાં અલ્લાહ અલ્લાહ
> બા બરહમન રામ રામ"

ખુદાના મેળાપની ઇચ્છા હોય તો સર્વની સાથે હળીમળીને ચાલ. મુસલમાન સાથે અલ્લાહ અલ્લાહ કર બ્રાહ્મણો સાથે રામ રામ.

# ઈસ્લામી ઇતિહાસનું એક પાનું

## "હઝરત અબુ ફકીહ" (રદી૦)

રજુકરનારઃ—'મુશીર' કુતિયાણા

આપનું નામ તો "યસાર" હતું પરંતુ કુનિયત "અબૂ ફકીહ"થી મશહુર થયા. આપના વાલિદનું નામ મળી શકતું નથી, કબીલાએ અઝ-દથી નસબી તઅલ્લુક હતો.

આપ પહેલાં તો બનૂ અબ્દ દારના ગુલામ હતા. બાદમાં ઉમૈયાહની ગુલામીમાં આપને રહેવું પડયું હતું.

જ્યારે ઇસ્લામનો પ્રકાશ ચારે તરફ ખુદાની મહેરબાનીથી અને હઝરત મુહમ્મદ (સ. અ. વ.)ના પ્રચારથી ફેલાવવા લાગ્યો ત્યારે આપ ઇસ્લામી રોશનીથી ઇસ્લામની શરૂઆતમાંજ હઝરત મુહમ્મદ (સ. અ. વ.) ઉપર "ઇમાન" લાવીને ઇસ્લામથી મુશર્રફ થયા.

ઇસ્લામના શરૂઆતના ઝમાનામાં આઝાદ મુસ્લિમોને પણ મક્કાના મુશરિકોએ હદ ઉપરાંત તકલીફો પ્હોચાડીને ઇસ્લામના જાંબાઝ અનુયાયીઓને બેચેન બનાવી દીધા હતા. ત્યારે આપતો મિસ્કીન અને એક પત્થર દિલ આકાના ગુલામ હતાં. જ્યારે આપ ઇસ્લા-મથી મુનવ્વર થયા, અને એ હકીકત તેઓના ઝાલિમ આકાએ સાંભળી ત્યારે આપને એવી એવી સજાઓ અને તકલીફો આપવા માંડી કે જેનું વર્ણન સાંભળી કલેજું કંપી ઉઠે છે.

આપને વધુ તકલીફો તો એ કારણે અપાતી કે આપ એક સીતમગાર આકાના ગુલામ હોવા છતાં આકાએ દોજહાં હઝરત રસૂલે અકરમ (સ. અ. વ.)ની દાયમી ગુલામી સ્વીકારીને સદાકતે ઇલાહી પર બ સીદક દિલથી શિરને કેમ ઝુકાવી દીધું?

આ ઉપરથી તેઓના ઝુલમગાર આકાએ ક્રોધે ભરાઇને કોઇ દી' આપને બપોરના કડકડતા તડકામાં અને ગરમ, ધગેલી રેતી ઉપર ઉંધા સુવડાવીને આપની પીઠ ઉપર એક વજનદાર પત્થર મૂકતો કે જેથી આપ હલી ન શકતા.

કોઇ દી' આપને કોરડા વડે એવો માર ખવડાવતો કે કોરડા મારનાર ખુદ થાકી જતો અને આપ બેહોશ થઇ જતા. જ્યારે આપ હોશમાં આવતા ત્યારે ફરી આપને કોરડાઓ મારવામાં આવતા.

કોઇ દી' આપના પગોને ઊંટની ટાંગો સાથે બાંધી ઊંટને ભડકાવી દેવામાં આવતું; ત્યારે આપનું તમામ બદન લોહીલુહાણુ થઇ જતું અને હડ્ડીઓ ચૂરચૂર થઇ જતી, પરંતુ કોઇની એ મજાલ નહતી કે આ જાંનિસારે ઇસ્લામને ઇસ્લામથી જુદા પાડી શકે!

એક દી' આ ઝુલ્મગાર આકાએ આપના પગોમાં બેડીઓ પહેરાવી. બેરહમીની સાથે આપને ઘસડીને ધગતી ધગતી રેતી ઉપર લઇ આવતો. તે રસ્તા પરથી સીતમગાર પિતાનો ઝુલ્મગાર પુત્ર શફવાન નીકળતાં આ જાંબાઝ ઇસ્લામની ઇસ્લામ પ્રત્યેની મક્કમતા જોઇને ગુસ્સાના આવેશમાં આવીને પૂછવા લાગ્યો, કે "શું ઉમે-યાહ તારો રબ નથી!"

આ સાંભળીને, આપે એક મઅબૂદે હકીકીના મુકાબલામાં એક નાચીઝ ઇન્સાનને પોતાના રબ તરીકે સ્વીકારવા, ખુલ્લા શબ્દોમાં ઇન્કાર જાહેર કરીને વધુમાં જણાવ્યું કે "મારો રબતો તે છે કે, જે સૌનો માલિક છે અને જેના કબજામાં કુદરત અને હરેક જાનદારની જાન છે."

આપના આ જવાબથી ઝુલ્મગાર શફવાન ગઝબનાક ગુસ્સે થઇને આપના ગલાને દબા-વવા લાગ્યો, આ મુસ્કે જફાને શફવાનનો ભાઇ ક્યાંકથી જોઇ રહ્યો હોવાથી, શફવાનને મોકા

અવાઝોથી કહેવા લાગ્યો કે "હજુ જરા વધારે દબાવો."

અંતે શફવાને પોતાના બન્ને મજબૂત હાથોથી આપનું ગળું એવી રીતે દબાવેલું કે આપ એકદમ બેહોશ થઇ ગયા, ત્યારે શફવાને એમ માની લીધું કે ગળું દબાવતાં આપ ખલાસ થઈ ગયા છે એમ વિચારીને તેઓને છૂટા કર્યા.

પરંતુ ખુદાની કુદરતની તે ઝુલ્મગારોને ક્યાં ખબર હતી? આવા સંજોગોમાં જાંબાઝ નવ મુસ્લિમ ગુલામોના હામી અને નાસિર, યારે ગાર, હઝરત રસૂલે મકબૂલ (સ. અ. વ.) અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદી૦) ત્યાંથી ગુજરતાં આ જાંબાઝ નવ મુસ્લિમના હાલ જોઇ ઉમૈયાહને મોંહ માંગેલી કીમત આપી આપને આ ઝુલ્મથી હમેશાંના માટે આઝાદ કર્યા.

આઝાદી હાસિલ કર્યા બા'દ હિજરતે સાનીમાં "હબશા" (એબીસીનિયા)માં આપ ચાલ્યા ગયા હતા. પરંતુ સીતમગર મુશરિક આકાના, માર અને ઝુલ્મથી આપ એકદમ કમજોર બની ગયા હતા, જેથી હિજરતના પછી થોડા વખત સુધી આ દુન્યામાં ઝિન્દા રહ્યા અને જંગે બદરના પહેલાંજ, જાંબાઝે ઇસ્લામના પહેલા કાફલામાં આપ આખરી સફર અખત્યાર કરી ગયા (ઇન્ના૦)

ખુદા રહમત કરે ઈન આશકાને પાક તીનત પર;
જીન્હોને અપની જાં કુરબાનકી દીની હમીયત પર*

બિરાદરાને મન!

તે વખતના જાંબાઝે ઇસ્લામની હકીકત આપે વાંચી કે જેઓએ ગુલશને ઇસ્લામને માલ અને જાનથી સીંચેલ છે. જેથી તેઓના નામો આજે દુન્યામાં અમર થયાં છે.

આપ પણ ઇસ્લામની ખુબીઓને પહેચાની ઇસ્લામના સાચા અનુયાયી થઇ; એક સંપી અખ્તયાર કરીને, પરવાનએ હઝરત મુહમ્મદ (સ. અ. વ.) બનીને ઇસ્લામના પાયાને મજબૂત બનાવી, તમારા નામોને પણ આ દુન્યામાં અમર બનાવી જાઓ.

ખુદા હરેકને નેક તોફીક આપે. આમીન.

* ઉર્દૂ ઉપરથી.

## નવ-યુવાનને.

૦

દરેક શ્વાસમાં એક ઇન્કિલાબ પેદા કર;
શબાબમાંજ અનોખો શબાબ પેદા કર.

જિગરની લા'ય મહિં ઇન્કિલાબ પેદા કર;
દરેક દાગથી એક આફતાબ પેદા કર.

સવાબ-શોખમાં બહિદને મગ્ન રહેવા દે;
અઝાબમાં તું અનુપમ સવાબ પેદા કર.

સમાજ એમ સમજશે ન તારી ફરયાદો;
તું વાક-બાણથી તારો ખિતાબ પેદા કર.

જે, ખુદ મટીને મિટાવે મિટાવનારાને;
તે ભાવના તું હવે બે-હિસાબ પેદા કર.

અડી શકે ન કદી જેને પાનખર-વાયુ;
તું કંટકો વડે એવાં ગુલાબ પેદા કર.

દરેક ભેદને જે ભેદનાર થઈ જાએ;
તે, આંખ કેરી નઝર કામ્યાબ પેદા કર.

વિરોધીઓની 'ખુદી' તુજને શોધતી આવે.
તું નમ્રતા મહિં એવો રૂઆબ પેદા કર.

દરેક શબ્દને અય 'રઝક' દે ક્રાંતિથી ભરી;
પ્રત્યેક શે'ર વડે ઇન્કિલાબ પેદા કર.

'રઝક'-અલ-રિફાઇ.

# ગુજરાતી તરજુમાવાળા સીપારા

મુસ્લિમ ગુજરાત જેની આતુરતાથી રાહ જોઈ રહ્યું છે તે કુર્આને પાકનો માતબર ગુજરાતી તરજુમો એક એક છુટક સીપારા દ્વારા છપાઈ રહ્યો છે.

જેનો અરબી મતન એક મશહુર કાતિબ પાસે ખુશખત લખાવી મોટા ખર્ચે દરેક પેજનો સુંદર બ્લોક બનાવી એક કોલમમાં અરબી લખાણ અને બીજી કોલમમાં તેનો શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં તરજુમો આપવામાં આવે છે. જેની નીચે નંબરો આપી માતબર તફસીરોના આધારે સવિસ્તાર ખુલાસો આપી ખુદાઈ વાણીની મતલબને એવી સરળતા સાથે સમજાવવામાં આવી છે કે સાધારણ જ્ઞાનવાળો પણ સારી રીતે સમજી તેમાંથી પુરો સાર કાઢી શકે. ટુંકમાં અમારા તરફથી પ્રગટ થએલા સીપારાઓને જોયા વિના આવી જાહેર ખબરથી તેની જાહેરી અને બાતિની ખુબીઓનો આપને વિચાર આવી શકશે નહિ. ખાત્રી માટે કોઈ પણ સીપારો મંગાવી જુઓ. છપાઈનું કામ ચાલુ છે અને અત્યાર સુધીમાં તેર સીપારા પ્રગટ થયા છે.

| | | | | |
|---|---|---|---|---|
| અમ્માનો | પારો | હદિઓ | ૭ આના | પોસ્ટેજ ૦)-॥ |
| અલિફ-લામ-મીમનો | ,, | ,, | ૭ આના | ,, |
| સ-યકૂલનો | ,, | ,, | ૭ આના | ,, |
| તિલકર-રૂસુલનો | ,, | ,, | ૭ આના | ,, |
| લન-તનાલૂનો | ,, | ,, | ૭ આના | ,, |
| વલ-મુહસનાતનો | ,, | ,, | ૭ આના | ,, |
| લા-યુહિબ્બુલ્લાહનો | ,, | ,, | ૭ આના | ,, |
| વ-એઝા સમેઉનો | ,, | ,, | ૭ આના | ,, |
| વ-લવ-અન્નનાનો | ,, | ,, | ૭ આના | ,, |
| કાલલ-મલઉનો | ,, | ,, | ૭ આના | ,, |
| વઅલમૂનો | ,, | ,, | ૭ આના | ,, |
| યઅતઝેરૂન | ,, | ,, | ૭ આના | ,, |
| વમાઅબિન દાઅબતીન | ,, | ,, | ૭ આના | ,, |
| વ-મા-ઉબરે'ઓ | ,, | ,, | ૭ આના | ,, |

નોટ:-એક અથવા બે સીપારાની વી. પી. કરવામાં આવશે નહિ. એક સીપારા માટે ૦ાા ની અને બે સીપારા માટે ૦ાાા ની પોસ્ટ ટીકીટ બીડવી.

પંજસૂરહ (આઠ સૂરહનો સંગ્રહ) તરજુમા સાથે રૂા. ૧ (ટપાલ ખર્ચ જુદું)

સ્ટોકિસ્ટ:-ધી રાંદેર સ્ટોર્સ, કણપીઠ, સુરત } **સાદિક બુક ડીપો, રાંદેર. (સુરત)**

# બિસ્મિલ્લાહ !

લેખક મૌલાના મુસ્લિમ

بسم الله الرحمن الرحيم

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ:—** અલ્લાહના નામથી (શુરૂ કરૂં છું) જે રહમાન, રહીમ છે. ખુદાપાકનું એક ઝાતી નામ (મૂળ નામ) અલ્લાહ છે. એને ઇસ્મે ઝાત પણ કહે છે. અને બીજાં ૯૯ નામ છે, જે સિફાતી કહેવાય છે; અમુક વ્યક્તીની ઓળખાણ માટે જે નામ રાખવામાં આવે છે જેમકે કોઇનું નામ અહમદ તો કોઇનું ઇસ્માઇલ કે ઇબ્રાહીમ હોય છે, તે ઝાતી નામ કહેવાય છે. અને અમુક વ્યક્તિના ગુણો બતાવતાં જે નામ હોય જેમકે હાફિઝ, મૌલવી, મુન્શી, ડૉક્ટર, વકીલ, વગૈરહ એ બધાં સિફાતી નામ કહેવાય છે. તો ઝાતી નામ એકજ હોય છે અને સિફાતી નામ અનેક હોઈ શકે છે. તેજ પ્રમાણે ખુદા-પાકનું પણ એક ઝાતી નામ અને બીજાં સિફાતી નામ છે. રહમાન અને રહીમ એ બન્ને ખુદાપાકનાં સિફાતી નામ છે. જે ખુદા-પાકનાં બીજાં સઘળાં સિફાતી નામોથી ખાસ અગ્રસ્થાન ધરાવે છે. તેથી બિસ્મિલ્લાહની ઘણી બરકતો છે. બિસ્મિલ્લાહના અનેક વઝીફા છે જે ઘણા કાર્યો માટે અકસીરનું કામ કરે છે. પરંતુ અરમાઉલ હુસ્ના સંબંધી વઝીફાઓનો લેખ "કારવાં"માં આવે છે ને તેથી તેને લખવાની જરૂર નથી. તદુપરાંત સામાન્ય લોકો ખુદાઇ કલામની સામાન્ય બરકતોનો લાભ લઇ શકે છે. વઝીફાઓ જે ખાસ બાબત છે, તેના માટે પરહેઝગારી અને તકવાની ઘણીજ આવ-શ્યકતા છે. તે વિના તેનો પુરો લાભ થતો નથી. કેટલીક વખત લોકો અમુક વઝીફાઓને ગેરકાયદેસર પટે છે તેથી તેની અસર જાહેર થતી નથી. પરિણામે કેટલાકનો અકીદો બગડી જાય છે કે એ વઝીફાઓમાં કંઇ અસર નથી. હઝરત શાહ અબ્દુલ અઝીઝ રહ૦ ના સમયમાં બંગાલ, બિહાર વગૈરહમાં અંગ્રેજોનો સંપૂર્ણ કબજો થઈ ગયો હતો. દિલ્લી ઉપર પણ તેઓની અમલદારીની શરૂઆત થવા લાગી હતી. તે સમયે એક અંગ્રેજે હઝરત શાહ અબ્દુલ અઝીઝ રહ૦ની પાસે જઇ કહ્યું:– "મુસલમાનો દાવો કરે છે કે કુર્આનમાં સઘળું છે તો કીમીયાની આયત કઇ છે તે બતાવો?" હઝરત શાહ સાહેબે એક આયત એટલા જોરથી પઢી કે તે સાંભળતો હતો. પછી લોખંડના ટુકડા પર દમ કરતાં તે સોનાનો ટુકડો થઇ ગયો. હઝરત શાહ સાહેબે ફરમાવ્યું:–"મુસ-લમાનોના દાવાની સત્તા જોઈ લીધી?" તે અંગ્રેજે કહ્યું:–"હવે એજ આયત પઢીને હું દમ કરી જોઉં કે સોનું બને છે યા નહિ?" હઝરત શાહ સાહેબે ફરમાવ્યું:–"કરી જુઓ." તેના તેજ આયત પઢીને દમ કરવા છતાં કંઇ ન થયું તો હઝરત શાહ સાહેબે ફરમાવ્યું "અમારા દાવાની સાબિતી મેં કરી આપી. તારાથી જો ન બને તો એમાં અમારો કંઈ વાંક નથી તારો વાંક છે." સારાંશ કે વઝીફા-ઓનો પણ એક ખાસ ફન છે અને તેની અનેક શરતો છે. તેથી તેનું વર્ણન ન કરતાં સામાન્ય લાભદાયી બાબતો લખું છું.

ઇસ્મે ઝાત "અલ્લાહ"ના સંબંધી હઝરત

પીરાનપીર શેખ અબ્દુલ કાદિર ઇલ્લાની રહ૦ ફરમાવે છે કે એજ ઇસ્મે આઝમ છે એ શરતે કે "અલ્લાહ" કહેતી વખતે દિલમાં તેના સિવાય કોઈ વસ્તુનો ખિયાલ પણ ન હોય. "રહમાન" નામથી જે રહમત જાહેર થાય છે, તેથીજ જગત ચાલી રહ્યું છે. એ રહમત જગતની દરેક વસ્તુ પર સામાન્ય છે. અને "રહીમ" નામથી જે રહમત જાહેર થાય છે, તે મુમિનો માટે ખાસ છે, ખુદાપાક પોતાની ખાસ રહમતથી અમને સૌને બન્ને જહાનમાં નવાઝે.

હઝરત રસુલુલ્લાહ સલ૦થી એક રિવાયત છે જેનો સાર એ છે કે "ખુદાપાકે રહમતનો સોમો $\frac{1}{100}$ ભાગ દુન્યામાં મૂક્યો છે તેના કારણે માતા બાળક પર માયા રાખે છે. લોકોમાં પરસ્પર સ્નેહ છે. પશુઓ, પક્ષીઓમાં પણ પ્રેમ છે. કિયામતના દિવસે રહમતના ૯૯ ભાગ પુરે-પુરા જાહેર થશે." પરંતુ તે મુમિનો માટેજ ખાસ હશે. ઇમાન અને તકવામાં જેટલા દરજ્જા આગળ હશે તેટલો જ વધુ રહમતને પાત્ર થશે. અને નાફરમાનીઓ એ રહમતના પ્રમાણને ઘટાડનાર છે. કાફિરોને એ રહમતથી જરા પણ હિસ્સો મળશે નહિ.

"બિસ્મિલ્લાહની ઘણી બરકતો છે તેથી જ શુભ કાર્યની શરૂઆતમાં બિસ્મિલ્લાહ પઢવાનો હુકમ આપવામાં આવ્યો છે. અને નઠારા કામની શરૂઆતમાં બિસ્મિલ્લાહ પઢવાની મનાઈ છે. એટલે કોઈ વખત એનું પઢવું ફર્ઝ છે તો કદી વાજીબ કે સુન્નત અથવા મુસ્તહબ્બ છે. અને કદી મકરૂહ કે હરામ છે. કોઈપણ જાનવરને ઝબ્હ કરતી વખતે બિસ્મિલ્લાહ પઢવું ફર્ઝ છે. જો કે પુરી બિસ્મિલ્લાહ પઢવી ફર્ઝ કે સુન્નત નથી. પરંતુ બિસ્મિલ્લાહે અલ્લાહો અકબર કહેવું જોઇએ. તેથી જો કોઇ માણસ જાણી બુઝીને બિસ્મિલ્લાહ પઢવાનું છોડી દઈ કોઇ જાનવર ઝબ્હ કરે તો તે હરામ થઈ જાય છે. તેનું ખાવું દુરસ્ત નથી. પરંતુ જો કોઇ મુસલમાન સ્ત્રી હો કે પુરૂષ ઝબ્હ કરતી વખતે બિસ્મિલ્લાહ પઢવાનું ભૂલી જાય તો તે જાનવર હલાલ છે. તેના ખાવામાં વાંધો નથી.

કેટલાક આલિમોના કહેવા મુજબ સુરએ ફાતેહા એટલે અલહમ્દોની શરૂઆતમાં બિસ્મિલ્લાહ પઢવી વાજીબ છે. કારણ કે હઝરત સલ૦ હમેશા અલહમ્દોની શરૂઆતમાં બિસ્મિલ્લાહ પઢતા હતા.

નેક કામ અને મહાન કામની શરૂઆતમાં બિસ્મિલ્લાહ પઢવું સુન્નત છે. જેમકે કુર્આન મજીદની તિલાવત, હદીસ શરીફનું પઢવું, દીની કિતાબોનું પઢવું, લખવું વગેરે. એજ પ્રમાણે વુઝૂની શરૂઆતમાં બિસ્મિલ્લાહનું પઢવું સુન્નત છે. ખાવા, પીવા અને સોહબત (પોતાની ઓરત સાથે સંભોગ) કરવાથી પહેલાં પણ બિસ્મિલ્લાહ પઢવું સુન્નત છે. સારાંશ કે જે કામ પોતે ઇબાદત હોય અથવા તેનાથી ઇબાદતમાં મદદ મળતી હોય અથવા કોઇ ગુનાહથી બચવામાં સહાયરૂપ હોય તે સૌની શરૂઆતમાં બિસ્મિલ્લાહ પઢવી સુન્નત છે. હદીસ શરીફમાં આવ્યું છે કે જો માણસ ખાવાની શરૂઆતમાં બિસ્મિલ્લાહ પઢવાનું ભૂલી જાય તો ખાતાં ખાતાં જ્યારે યાદ આવે ત્યારે "બિસ્મિલ્લાહે અવ્વલહૂ વ આખેરહૂ" પઢી લે.

કદાચ કોઇને શંકા થાય કે સોહબત કરવામાં શું નેકી અને ઇબાદત છે કે તેની શરૂઆતમાં બિસ્મિલ્લાહ સુન્નત થઇ? તો યાદ રાખવું જોઇએ કે જે હેતુઓસર ઇસ્લામે નિકાહનો હુકમ આપ્યો છે તે પૈકી એક આ પણ છે કે માણસ વ્યભિચાર અને તેના વિચારથી બચી જાય. તો એજ ઇરાદાથી સંભોગ કરવું ઇબાદત થઈ જશે અને ખુદાપાક તેને વ્યભિચારથી બચાવી પણ લેશે. નિકાહ માત્ર વાસના પૂર્ણ

કરવા માટે નથી. તેથીજ હદીસ શરીફમાં આવ્યું છે કે "ગધેડાઓની જેમ (તદ્દન નાગા થઇ બેશરમ બની) સોહબત ન કરો." વળી એવી એવી નીયતથી સોહબત કરવી કે જો આ સોહબતથી ગર્ભ રહેશે તો બાળક જન્મતાં હઝરત નબી સલ૦ની ઉમ્મતમાં એકનો વધારો થશે. તો એ પણ સવાબ છે કેમકે હઝરત સલ૦ એ પોતાની ઉમ્મતની સંખ્યા વધુ થવા પર કિયામતમાં ફખ્ર કરવાનું પોતેજ ફરમાવ્યું છે. અને ઔલાદ પણ નેક હોય તો સૌથી સારૂં. તેથીજ હઝરત નબી સલ૦એ તેના માટે પણ દુઆ શીખવી છે. આપ સલ૦એ ફરમાવ્યું છે, "સોહબતથી પહેલાં આ દુઆ પઢો. **અલ્લાહુમ્મ જન્નેબ્નશ્શૈતાન વ જન્નેબિશ્શૈતાન મા રઝકતના.** આ દુઆ પઢીને સોહબત કરતાં જો હમલ રહી બચ્ચું થશે તો તેના ઉપર શેતાનનો પુરો કાબૂ ચાલશે નહિ." મતલબ કે ઔલાદ મોટે ભાગે નેક ચલણ થશે સારાંશ કે સોહબત પણ નેક કામ છે માટે તેના પહેલાં બિસ્મિલ્લાહ તથા હઝરત નબી સલ૦ની શીખવેલી ઉપરોક્ત દુઆ પઢવી જોઇએ, કે સવાબ પણ મળે અને ખુદાપાક ઔલાદ આપે તો તે પણ ખુદા ચાહે તો નેક થાય પરંતુ જરૂર મુજબ સતર ખોલવા પહેલાં પઢી લે.

સાધારણ કામોની શરૂઆતમાં અલ્લાહની તઅઝીમ અને બરકતના ઇરાદાથી બિસ્મિલ્લાહ પઢવું જાએઝ અને બેહતર છે, જેમકે ઉઠવા બેસવા, ચાલવાની શરૂઆતમાં, જોડા પહેરતી વખતે.

કોઇપણ ગુનાહના કામની શરૂઆતમાં, બિસ્મિલ્લાહ પઢવું હરામ છે. જેમકે વ્યભિચાર, હૈઝવાળી પત્નીથી સોહબત વખતે, દારૂતાડી ઇત્યાદિ હરામ વસ્તુઓ પીતી વખતે. હરામ માલનો ખોરાક ખાતી વખતે પછી તે હરામ માલ વ્યાજમાં આવ્યો હોય કે લાંચ રિશ્વતમાં મળ્યો હોય અથવા કોઈ હકદારનો હક મારી પડાવી લીધો હોય કિંવા લુંટ ચોરી કે દગલબાઝીથી હાથ ચઢ્યો હોય. એવી વસ્તુ ખાતાં, પીતાં બિસ્મિલ્લાહ પઢવું હરામ છે. છતાં નાજાએઝ સમજીને પઢશે તો ગુનેહગાર થશે. અને તૌબહ કરવી જરૂરી થશે. પરંતુ જો શરીઅતની હલકાઇ તરીકે અથવા હલાલ અને જાએઝ સમજીને પઢશે તો કાફિર થઇ જશે. ખુદાપાક બચાવે. આજકાલ હરામ માલ ખાવાનું ઘણું જોર છે.

દસમા સીપારામાં સૂરએ બરાઅત છે જેની શરૂઆતમાં બિસ્મિલ્લાહ કૂર્આન મજીદમાં લખેલી નથી. ત્યાં બિસ્મિલ્લાહ પઢવી મકરૂહ છે. એટલે જો આગળથી પઢતો આવતો હોય અને સૂરએ બરાઅત પઢવા લાગે તો બિસ્મિલ્લાહ ન પઢે. પરંતુ કોઇ માણસ પઢવા બેસતાં એજ સૂરતથી તિલાવત શુરૂ કરે અથવા એ સુરતની વચમાં કોઇ ઠેકાણેથી પઢવાનું શુરૂ કરે તો તેને બિસ્મિલ્લાહ પઢવું મુસ્તહબ્બ બલ્કે સુન્નત છે.

તેમજ શુબહની બાબતોમાં, હુક્કો બીડી પીવામાં, નજાસતની જગ્યાઓમાં જતાં બિસ્મિલ્લાહ પઢવું મકરૂહ છે. હા, ઝાડો, પેશાબ કરવા જતાં આ દુઆ પઢે. "**અલ્લાહુમ્મ ઇન્ની અઉઝો બેક મિનલ ખોબેસે વલખબાએસે.**" હદીસમાં આ દુઆ પઢવા હઝરત નબી સલ૦નું ફરમાન આવ્યું છે. પરંતુ સંડાસમાં પગ મુકવા પહેલાં અને જંગલમાં હોય તો સતર ખોલવા પહેલાંજ પઢી લે. અને બિસ્મિલ્લાહ ન પઢે.

ખુદાપાક સૌને બિસ્મિલ્લાહની બરકતો મેળવવા ભાગ્યશાળી બનાવે. આમીન.



રહેજ નહીં એમ અમે તો માનીએ છીએ. સાહિત્ય-પ્રિયજનો આવી પુસ્તિકાઓને અવશ્ય અપનાવ્યા વિના રહેશેજ નહીં એવી આશા નિરર્થક તો નથીજ એક પણ પુસ્તકાલય આ ગ્રંથમાળાના સેટ વિના ખાલી ન રહે અને ગ્રંથમાળાની ઉત્તરોત્તર પ્રગતિ થતી ઇચ્છીએ છીએ.

**મૌલાના મુહમ્મદ અલી:**—મૂળ લેખક મૌલાના અબ્દુલ માજિદ દર્યાબાદી એડીટર "સચ" ભાષાંતરકાર 'ગરીબ' કીં. રૂા. ૧–૪–૦ પ્રકાશક કાસિમબેગ પી. મીરઝાં કાઝી મોહલ્લા **ભાવનગર**

મૌલાના મુહમ્મદઅલી હિંદના એક એવા લાડકા લીડર હતા કે તેમના નામથી મુસ્લિમ હિંદનું એક એક બચ્ચું પણ અજાણ્યું નહિ હોય! મુસ્લિમ હિંદના રાજદ્વારિ 'જવહર' ... એ મહાન લીડર, સુધારક, પ્રચારક, લેખક, ... કવિની ઝિંદગીની એકેએક પળ કૌમની સેવામાંજ વ્યતિત થઇ હતી એવા પરિચિત લીડરનો પરિચય મૌલાના અ. માજિદ જેવા એક હિંદના અજોડ કલમકશ રજુ કરે તેમાં શી ખામી હોય? મૌલાના અ. માજિદ વર્તમાન હિંદની એક સર્વોત્તમ કલમ છે. મૌલાના મુહમ્મદઅલી જેવા ગુફ્તાર અને કિરદારના ગાઝીના જીવનના પ્રકાશિત અણુંઓને એ કલમે ઓપ આપ્યો છે. અનુવાદકની મહેનત પણ ધ્યાન ખેંચે એવી છે. પુસ્તકની વાચન સામગ્રીની સંગીનતા માટેતો બે મત હોઇજ ન શકે! પણ છાપાની સરળતા અને છપાઇની સુંદરતા સુવર્ણમાં સુગંધની ગરજ સારે છે. ખરેખર પ્રકાશક જનાબ કાસિમબેગનું સાહસ સફળ અને અભિનંદનને પાત્ર ઠર્યું છે. 'કારવાં'ના વાંચકોને આ અમૂલ્ય ગ્રંથ વસાવવાની અમે બેધડક ભલામણ કરી શકીએ છીએ.

**ખિલાફત:**—(સચિત્ર અઠવાડિક) મેનેજીંગ એડીટર અહમદ હુસૈન ઉરેઝી. એડીટર 'નુસરત' મળવાનું ઠેકાણું ખિલાફત પ્રેસ લવલેન મુંબઇ. નં. ૧૦ અઢાર વરસના લાંબા ગાળા પછી ખિલાફત અઠવાડિકનો પુનઃ ઉદ્ધાર થાય છે. એનો પહેલો અંક અભિપ્રાય અર્થે મળ્યો છે. મુંબઈમાં આવાં એકને બદલે ચાર અઠવાડિક હોય તોએ નભી શકે એમ છે. કારણકે ગુજરાતી મુસ્લિમોની સંખ્યા પણ નાની સુની નથી ફક્ત તેમની વાંચન ભૂખને યોગ્ય રીતે સંતોષવી જોઇએ.

આ અંકથીજ આરંભ સારો જણાય છે. હેતુ પણ સ્પષ્ટ છે. જરાક વધુ કાળજી રખાય તો એક નમુનેદાર અઠવાડિકની ગરજ સારે એમ છે. મુસલમાનોને માટે ખાસ વપરાતી "આરંભે શૂરા"ની કઢંગી કિંવદંતિને ખોટી ઠેરવી "ખિલાફત"ને લાંબુ અને તંદુરસ્ત આયુષ્ય અર્પવાના સંચાલકો પ્રયાસ કરી છુટે તો મહા ગુજરાત તો જરૂર એમના અવાજને વધાવી લે એમ છે. આ સાહસ ફતેહમંદ થાય એમ ભાસ થાય છે, કારણ કે પત્રનું સંચાલન અનુભવી હાથોમાં મુકાયું છે સદરહુ પત્રનું વા. લવાઝમ હિંદમાં રૂા. ૪, પરદેશ રૂા. ૫ છે

તંત્રી

---



# સુલતાન



તુફાન જેવી ઉછળતી મુસ્લિમ સંસારની સામાજિક નવલકથા



લેખક: "તુરાબ"

પ્રકરણ ૩ જું

## ચાર ચોટલા

સુલતાન અને ઝરીનાનાં લગ્ન થઇ ગયાં. જમણુ જમાઈ ગયાં જમેલા જમણુને પચાવવા મુખવાસની ગરજસારતા કોઇ ઓટલાની તક ચોટલાઓને મળવાની જરૂર હતી તેટલામાં કોઇ ત્યાં જિયારતનો પ્રસંગ આવ્યો અને ચોટલાઓને અત્યંત અનુકુળ ઓટલો જડયો. જિયારતમાં મોટા પ્રમાણમાં સ્ત્રીઓ ભેગી મળે છે અને તેમાં હાજર રહેનારને જમવાનો અને પાન ચાવતાં અલ કમલકની વાતો કરવાનો સોનેરી અવસર મળે છે ત્યાં પ્રકાર પ્રકારની વાતો વહેતી મૂકવામાં આવે છે વાતે વળગેલી સ્ત્રીઓ એક બીજાને ટપી જવાની સ્પર્ધામાં નવી નવી અવનવી વાતો છેડે છે. નવીનતાની રસરેલમાં જુઠી સાચી વાતોનો તો કોઈ તોલ હોતો નથી. કહેનારના સ્વભાવ અને સ્વાર્થના રંગથી રંગીન બને છે.

જિયારત એ મરણપ્રસંગ હોવા છતાં ત્યાં કેવળ દિલગીરી કે દિલસોઝભરી વાતોજ થતી નથી; ખુશીની ખબરો પણ ત્યાં જાણવાને મળે છે

આપણા સમાજે સ્ત્રીઓની આઝાદી પર તાળાં નાખ્યાં છે. વાસેલાં તાળાં આવા પ્રસંગે ઉઘડે છે અને આપણો સ્ત્રીસમાજ એ દિવસે ચાર ચોટલાનો દીન ઉજવે છે, અને આખા ગામની નીંદા કરે છે. સ્ત્રી સ્વતંત્રતાનું આ પરિણામ ! આ પરિણામ માટે આઝાદીને દોષ દેવાનું કાંઇ કારણ નથી. આઝાદી પુરુષને ભ્રષ્ટ કરી શકતી હોય તોજ સ્ત્રીને ભ્રષ્ટ કરી શકે. દોષ પાત્ર તો છે આપણો પુરુષસમાજ. આપણા પુરુષસમાજે સ્ત્રીઓની સ્થિતિ કાચના કબાટની પુતળીઓ જેવી કરી મૂકી છે. આઝાદી અને કેળવણીના પ્રકાશથી અલિપ્ત રહેલા આપણા સ્ત્રી વર્ગને અંધકારમાંથી અલ્પ શારીરિક સ્વરૂપતા પાછળ છુપાયલી તેમની માનસિક કદરૂપતા પ્રકટ થઇ જાય છે.

ગામની કુથલીઓ અટકાવવી હોય તો એક માર્ગ આ લોહી જમણુ બંધ કરવાનો છે. મૃત્યુજમણને લોહીજમણુ કહેવાંજ યોગ્ય છે. ન્યાતના પુરાણા રિવાજ આત્માની દુર્ગતિના વહેમી વિચારો, ઇજ્જતને ખાનદાનીના ખોટા ખિયાલો અને સમાજના અકારણ ભયને લીધે, મરનાર તો મરી જાય છે. પણ સાથે પાછળ ગરીબ જીવનારને યે મૃત્યુ જમણના અસહ્ય બોજાથી મારી જાય છે। બીજી બાજુ અણુખ્યાંઓને જમાડવાથી તેમને ગામગાથા કરવાનું અકારણ થાય છે. બિન કમાઇનું એક વાર ખાધા પછી સદા માટે વગર મહેનતનું ખાવાની કુટેવ પડી જાય છે. એવી

ટેવવાળા માણુસો દલીલ કરે છે કે જમાતના જમણોથી દિવસમાં મને એક વાર પે પૂર્ણ પેટ અન્ન મળતું નથી એવા અસંખ્ય ગરીબોને ભોજન મળે છે પરન્તુ ખરી વસ્તુ સ્થિતિ જાણે છે તેઓ સમજે છે કે આવા અપટિત લાભ તો મબખીચુસ ધનવાનોજ લે છે. જમાતના જમણે. જમનારાની હાલત જમ્યા પછી કેવી થાય છે એ તો જમનારા જાણેજ છે. દિવસમાં એક વાર પે પૂર્ણ પેટ ભોજન નહિ પામનારને અન્ન ભેગો કરવાનોજ વિચાર જમાતના જમણો પાછળ રહેલો હોય તો એવાં અનેક ઔદ્યોગિક ક્ષેત્રો છે કે જેથી નિર્ધનોનાં દળદર ફીટાડી શકાય છે. જમાતના જમણો પાછળ થતા મોટા મોટા ખર્ચનો પૈસો કોઇ ઉદ્યોગમાં રચનાત્મક રીતે રોકવામાં આવે તો નિર્ધનોના અન્નની વ્યવસ્થા માનમર્યાદ, સહિત અને નિયમિતતાથી થઇ શકે એમ છે. ઉપરની દલીલમાંથી નિર્દિષ્ટ થતા, આત્મસ્વમાન ઝંખાય એવા, સમાજવાદમાં તો શ્રિમંતોની વાખવાખી સિવાય અન્ય કોઇ આશય રહેલો જણાતો નથી. નિર્ધનોને જમાતના જમણોમાં પોતાનો લાભ જણાતો હોય તો એના માટે એમની નિરક્ષરતાજ દોષપાત્ર છે.

જિયારતમાં ટોળે મળેલી સ્ત્રીઓના એક ઝૂંડ તરફ આપણે વળીશું

પહેલી સ્ત્રીઃ—(બીજી સ્ત્રીને) "તમે સકીનાની દીકરી ઝરીનાના લગ્નમાં નહિ હતાં !"

બીજી સ્ત્રીઃ—"ના".

પહેલી સ્ત્રીઃ—"કેમ નહિ આવ્યાં !"

બીજી સ્ત્રીઃ—"નોતરું નહોતું."

પહેલી સ્ત્રીઃ—નોતરું નહોતું !

બીજી સ્ત્રીઃ—"નહિ."

પહેલી સ્ત્રીઃ—"એમ કેમ બને ?"

બીજી સ્ત્રીઃ—"એમ કેમ નહિ બને ?"

પહેલી સ્ત્રીઃ—"તમારું અને સકીનાનું તો સારું સહીયારું છે !"

બીજી સ્ત્રીઃ—"આવા વખતે સહીયારું ભૂલી જવાય છે."

પહેલી સ્ત્રીઃ—"ના, ના, સકીના એવી નથી."

બીજી સ્ત્રીઃ—"એ ખરૂં, પણ કામકાજની ધમાલમાં ભૂલી જવાયું હશે. એકજ દીકરીના લગ્નની ધામધૂમમાં શું શું યાદ રહે !"

પહેલી સ્ત્રીઃ—"એમ નહિ હોય. સકીનાએ તો તમને યાદ કરીજ હશે, પણ નોતરું પહોંચાડનારી તમને નોતરું આપવાને વિસરી ગઇ હશે. મને તો એવો ઘણીવાર અનુભવ થયો છે. કોઈ ઓળખીતાને ત્યાં કાંઇ કાજ નીકળ્યું હોય અને મને નોતરવામાં નહિ આવી હોય તો મારી તો આદત કે મને પછી ક્યારે મળે તો તેને પૂછું, "કાં મને ભૂલી ગયાં ને !" અને મને જાણવાનું મળે કે મને નોતરું આપવાનું કહેવામાં તો આવ્યું હતું પણ નોતરું પહોંચાડનારી મને કહેવાને ભૂલી ગઈ હતી."

બીજી સ્ત્રીઃ—"એ તો પયગામ પહોંચાડનારીની જ ભૂલ બતાવવામાં આવે."

પહેલી સ્ત્રીઃ—"નહિ, એમ તો હું પણ ખાંડી જાઉં એવી ક્યાં છું ! મારી પુરી ખાત્રી કરીને જ જંપુ તો !"

બીજી સ્ત્રીઃ—"તો તમે કહો છો એમ કદાચ થયું હોય."

વાંચો સમજી ગયા હશે કે સુલતાન અને ઝરીનાના લગ્નની વાત ચર્ચાય રહી છે. સકીના

ઝરીનાની માતું નામ છે એ પણ સ્પષ્ટ થાય છે. 'બીજી સ્ત્રી'ને સકીના તરફથી નોતરું કરવામાં આવ્યું હતું અને નોતરું પહોંચાડનારીએ પણું પોતાનું કામ કાળજીપૂર્વક કર્યું હતું. પરન્તુ ચોક્કસ કારણુસર તેણે લગ્નમાં જવાનું યોગ્ય જાણ્યું નહોતું. અને વાત સામે આવતાં પોતાના છુપાં કારણુને છુપું રાખવા "બીજી સ્ત્રી" સાચું બોલી નહોતી.

પહેલી સ્ત્રી:—"બહુ ધામધૂમથી લગ્ન કરવામાં આવ્યાં હતાં. આખા મકાનને વીજળીના દીવાઓથી સમજાવવામાં આવ્યું હતું. બાગ ઝગઝગી રહ્યો હતો. બાગમાં દાખલ થવાના દરવાજા પાસેનાં ઝાડ પણ વીજળીથી મઢવામાં આવ્યાં હતાં. બહાર તો મોટરોની હારની હાર લાગી હતી."

ત્રીજી સ્ત્રી વચ્ચે ટપુકતી બોલી:—

"ઝરીનાના લગ્નની વાત કહો છે ને? માબાપ પૈસાદાર! મોટા પૈસાદાર માણુસના લગ્નમાં તો મોટા મોટા માણુસો આવેજ ને! મોટા માણુસો તો મોટરમાંજ આવે. ઘરની મોટર હોય પછી કાંઇ ચાલીને થોડાં જ આવે!"

પહેલી સ્ત્રી:—"ત્યારે તમે લગ્નમાં હતાં કાં?"

ત્રીજી સ્ત્રી:—"નહિ રે! મેં તો ધામધૂમની બહુ વાતો સાંભળી છે એના ઉપરથી કહું છું."

પહેલી સ્ત્રી:—"હું તો ત્યાં હતી અને બધું આંખે જોયું છે. મારી આખી જીંદગીમાં આવાં લગ્ન કયારે જોયાં નથી.

ત્રીજી સ્ત્રી:—" તમે તો નશીબવાળાં."

અત્યારસુધી ચૂપ રહેલી "બીજી સ્ત્રી" બોલી:—"પણુ સકીનાબાઈ બહુ મોટા ઘરની છે તો તેને પોતાની ઝરીના માટે કોઇ ખાનદાન ઘર નહિ મળ્યું કે પેલી ખાકની ખાપેલ ખતીજાના સુલતાનને આપી?"

ઝરીનાની મા સકીનાબાઈ અને સુલતાનની મા ખતીજાબાઇ બંને આ જિયારતમાં નહોતાં. સકીનાબાઈ ધનવાન હતાં એટલે આ ગરીબનર ઘરની જિયારત સાથે તેમનો મેળ નહોતો. ખતીજાએ પોતનો પુત્ર પરણાવ્યો હતો અને મોટા ઘરની વહુ મળી હોવાથી કદાચ ફૂલાયાં હોય કે દીકરાના લગ્નનો થાકોડો લાગ્યો હોય એટલે આવી શકયાં નહિ હોય; નહિ તો સ્ત્રીઓમાં એક-બીજામાં આટલી સહિયારી તો હોય છે કે કોઇની પણુ જિયારતની ખબર મળતાં ત્યાં જવાને ચૂકતી નથી. સ્ત્રીસ્વભાવની ચારુતા, ગામગોષ્ટિનું આકર્ષણુ કે જમણુની લાલચમાંના કયા તત્વનો આ પ્રભાવ છે. એ તો કોણુ જાણે? ગમે તે કારણુ હોય પણુ બન્નેની હાજરી ત્યાં નહિ હતી એજ ઇષ્ટ હતું.

પહેલી સ્ત્રી:—"હું પણુ એજ કહેવાની હતી; પણુ સકીનાએ એમ કેમ કર્યું? છે તો શાણીને મસલુ.

બીજી સ્ત્રી.—"એ તો દિવસ જશે તેમ પોતાની મેળે વાત બહાર આવવાની."

પહેલી સ્ત્રી:—"તો એવી કાંઈ વાતછે ખરી?"

બીજી સ્ત્રી:—"એ તો સૂરજ કયારે છૂપો રહ્યો છે? વાદળાં વિખરાશે અને પાછો પ્રકાશ બહાર આવશે કે, જે વાત હશે તે બહાર આવવાનીજ."

## ● સાહિત્યકારોના અભિપ્રાય ●

કવિશ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાંચી ગયો છું; ને તેમાંથી ઘણે ઠેકાણે મેં આનંદ મેળવ્યો છે. તમારા હૃદયમાં કવિત્વનો ઝરો ફૂટેલો છે, અને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી જે ચિનગારીઓ ઉડી છે, તે ઘડીભર દારૂખાનામાંથી ઉડીને આકાશે ચઢેલું બાણ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝગી રહે, તેવી લાગે છે. તમારી ગદ્યાવલિઓમાં ઓસનાં તાજાં બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારા થાય છે.

જનાબ મુનાદી સાહબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે અગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચુકયો છે અને પોતાના ભાવિ સંદેશાને જલ્દી જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ—

ચિનગારીમાંની ઘણી કંડિકાઓમાંથી સારાં મુક્તકો સર્જી શકાય તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદ્દેશી—

ચિનગારી મને ગમે છે. તેમાં Original ideas હોય છે એ માટે.

Mr. P. R. Kaikhini

I have looked into some of the short pieces and read them with pleasure.

## આંખોમાં પ્રકાશનાં અંજન આંજવા

# ચિ•ન•ગા•રી

"તુરાબ"

મૂલ્ય રૂપિયો એક

(આફ્રિકા માટે શી. ૨)

પત્રકારોએ આ પુસ્તક પર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

☞ આજેજ મંગાવો ☜

## રૂપમ સાહિત્ય કાર્યાલય,

૧૩૮, ઝકરીયા મસ્જિદ સ્ટ્રીટ

મુંબઇ. ૯

સ્ટોકિસ્ટઃ—ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ,—સુરત.

જાણીતા બુકસેલર્સ પાસેથી પણ મળશે.

## ● પત્રકારોના અભિપ્રાય ●

મમણ બુલેટીન—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભરાતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય-વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એકેક તાર હળવે હળવે બજાવી રહ્યો છે, અને એ બાજતી વીણામાંથી સૂરો નિકળે છે. કોઇમાં રૂદન છે કોઇમાં દર્દ છે, કોઇમાં હર્ષ છે. અને લેખક પોતે પણ માનવ જીવનના ઉંચા ગુંબજે સાથે અથડાતા માનવ હૃદયના એ સનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે.

ઇસ્લામાઇલ—

જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવાં સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે. જીવનનાં પાનાં પછી પાનાં ઉકેલતાં હોય તેમ એક એક કાવ્ય નવી ભાવના, નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઇન્સાફ (દૈનિક)—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે, ગુર્જરગિરાને ઓપાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઇ "તુરાબે" ગુજરાતને એક સુંદર કિતાબ અર્પી છે.

ગુણસુંદરી—(વૈશાખ ૯૦ શુક્રવ)—

કાવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી'માંની કેટલીક ભાવના સાચેજ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઇ છે.

Modern Review (K. M. J.)—

Chingari really verifies whatever it touches.



## આ અંકમાં



**ગ્રાહકોને વિનંતી:** દરેક ગ્રાહકોના રેપર ઉપર તેમનો ગ્રાહક નંબર નિયમિત લખવામાં આવે છે. પત્રવ્યવહાર વેળા તે નંબર અવશ્ય લખાવેજ જોઈએ. નંબર વિનાના પત્રો માટે થતી ઢીલ માટે અમે જવાબદાર નથી. મેનેજર, 'કારવાં'



સ્પેનની મૂર સલ્તનતની સ્થાપત્ય કળાના કીર્તિસ્તંભ જેવા
મહેલ અલ્હામ્બ્રાના અંદરના ભાગનો એક ભવ્ય દેખાવ.

તંત્રી :—
"વહશી" રાંદેરી
સહતંત્રી :—
"એકાર"



લવાજમ
હિન્દ રૂ. ૪
બર્મા રૂ. ૫
પરદેશ શી. ૮
છુટક આ. ૭

પુસ્તક બીજું | ડિસેમ્બર ૧૯૪૦ | અંક ૪ થો.

## —: પ રા ગ :—

પ્રતિક્ષા:—મનુષ્યની તિમિર શ્યામ નિરાશા—
માનવીની જીત માટે એકાગ્ર ચિત્તે રાહ જુએ છે.

માણુ પંખેરૂ:—બુલબુલ ઉડી ગયું—
આશાના ભગ્ન માળામાં તેણે કેટલાય યુગ વિતાવ્યા.

જીવનની નિરસ ક્યાર પર બેસી તેણે કેટલાંય મનોરમ ગીત ગુંજ્યાં. નિરવતાના નયનોને પોતાની પાંખોમાં છૂપાવી તેણે કેટલીયે વિરક્ત સંધ્યાઓ વિતાવી.

પરંતુ પિંજરના દ્વારને ખુલ્લું જોઈ આજે તો મારૂં બુલબુલ ઉડી ગયું.

જીવના—જીવન, કાળના વ્હેતા સાગરના તરંગો પર રમનારૂં ફૂલ છે.

પુષ્પની પાંખડીઓ પર બાઝેલું તુષાર-બિંદુ.

સંધ્યાના ગગનને દીપ્ત કરનાર તારલા અને ઉષાનો અપ્તરંગ જે અંશુમાલીનો ઉદય થતાંજ ભૂંસાઈ જાય છે.

જીવન, વાયુનો ઉચ્છવાસ છે ને પાનખરનું પીળું પાંદડું. પંચતત્વોનું એક જગ્યાએ ક્રમથી સંગઠન અને એક મધુર સ્વપ્ન છે; જેમાં પ્રત્યેક વસ્તુ રંગીન અને મનોહર લાગે છે.

જીવન, પવનથી મૂક્ત થયેલી એક લહેરી; જે લોટતી, આળોટતી, ભાગતી, દોડતી, નૃત્ય કરતી સમુદ્રના ગર્ભમાં સમાઇ જાય છે.

જીવન, કોઈ ઘાયલ પક્ષીની તૂટેલી પાંખ છે જે હવાના વેગથી આમતેમ ઉડતી ફરે છે.

જીવન, કાળના વ્હેતા સાગરના તરંગો પર રમનારૂં ફૂલ.

અગમ માર્ગ:—જગદીશ્વર...!
મારે એવા કયા અપાર પથે જવાનું છે કે આ અસંખ્ય વિન્ત કણીયો મુજને નિર્જન દુર્ઘટ રાહ બતાવવા નભમંડળે સળગાવી મૂકી છે...?

અનન્ત યાત્રા:—રાત્રીના અંધકારમાં સુષુપ્ત વસુંધરા પર પૂર્ણ નિસ્તબ્ધતા છાઇ રહી છે, માત્ર પાંદડાની ઓથે ભરાઈ રહેલ વાયુ ક્યારેક ક્યારેક અનોખું આક્રંદ કરી ઉઠે છે. અને આકાશમાં ટમટમી રહેલા તારલાઓ રડી પડે છે.

મારા શયનખંડના એક ખૂણામાં દીપક દાનના વર્તુલમાં સ્વસ્થ ઉભેલ મીણુ-દેવીની અગ્નિશિખા વાયુનો વિવશ વિલાપ સાંભળી ભભકી ઉઠે છે, અને તારલી-યાઓને રડતા જોઈ તે પણ અશ્રુ સારવા લાગે છે.

કોણ જાણે કયા અમિત વ્યથાની ઉત્કટ અગ્નિના અસાધ્ય ઉત્તાપથી તેનું કોમળ હૃદય પીગળી પીગળી વ્હેવા લાગે છે...?

આ મીણુદેવીની પેઠે ચિર વિયોગની અગણીત ઘડીયો ગણતાં ગણતાં હું પણ ધીરે ધીરે પીગળી જઈશ.

આ મીણુદેવીની પેઠે કોણ જાણે ક્યારે મારા જીવનનું અંતિમ કિરણ એકાએક બુઝાઇ જશે...!

મારી આ અનન્ત યાત્રાને ન કોઈ જોઈ શકશે કે ન કોઈ મારી આ શાંત ચિરાયગીરી ઉપર આંસુની અંજલી ચડાવશે!

"નૂર" નાસીક (માંગરોળ)

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

૭૮ બેશક ખુદાપાક તમને ઈન્સાફ અને એહસાન તથા સગા સંબંધીઓને આપવાનો હુકમ કરે છે અને નિર્લજતા તેમ બુરાં કામોથી તથા અભિમાન કરવાથી રોકે છે, તે તમને સમજાવે છે કે જેથી તમે બોધ ગ્રહણ કરો.

* * * *

૭૯ અને તમારા માટે પશુઓમાં પણ વિચારવા જેવું છે, તેઓના પેટમાં જે છાણ અને લોહી (બનવાનું સાધન) છે તેની વચ્ચેથી સ્વચ્છ દૂધ તમને પીવડાવીએ છીએ જે પીનારાઓ માટે સહેલાઈથી ગળામાં ઉતરનાર છે.

* * * *

૮૦ જ્યારે તે (ખુદા) વસ્તીઓને તેઓના ઝુલ્મ (કુફ્ર) કરવાની હાલતમાં પકડે છે તો મારા પરવરદિગારની પકડ એવીજ (સખત) હોય છે, બેશક તેની પકડ અતિશય દુઃખદાયક, સખત છે.

* * * *

૮૧ જે દિવસે તે (કિયામત) આવશે તો કોઈ વ્યકિત ખુદાના હુકમ સિવાય કંઇ બોલીજ નહિ શકે, પછી તેઓમાં કેટલાક કમભાગ્ય (કાફિર) અને કેટલાક ભાગ્યશાળી (ઈમાનવાળા) હશે.

* * * *

૮૨ (હે નબી!) મારા બંદાઓને ખબર આપી દે કે હુંજ ખરો બક્ષનાર દયાળુ છું. અને એ પણ (જાહેર કર) કે મારો અઝાબ ખરેખર દુઃખદાયક અઝાબ છે.

* * * *

૮૩ બેશક ખુદાપાક લોકો પર જરાએ ઝુલ્મ કરતો નથી પરંતુ લોકો પોતેજ પોતાના ઉપર ઝુલ્મ કરે છે.

* * * *

૮૪ શું તેઓ એમ કહે છે કે તેણે એ (કુર્આન) બનાવી લીધું છે? તું કહી દે (જો એ મારૂં બનાવેલું છે તો) તમે પણ એના જેવી દશ સૂરતો બનાવીને લાવો અને અલ્લાહ સિવાય બીજા જે કોઈને (મદદ માટે) બોલાવી શકો તે સૌને બોલાવી લો જો તમે સાચાજ છો.

* * * *

૮૫ સીધો રસ્તો (ઈસ્લામ) અલ્લાહ સુધી પહોંચે છે પણ કેટલાક રસ્તા વાંકા છે, અને જો તે ચાહતે તો તમો સર્વેને સીધા માર્ગે પહોંચાડી દેતે.

# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

૭૮ રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે જે મુસલમાન પુરૂષ મુસલમાન પુરૂષને આઝાદ કરશે તો અલ્લાહ તે ગુલામ અવયવને બદલે એના અવયવને જહન્નમથી છોડવશે. (સહીહૈન)

*　　*　　*　　*

૭૯ રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે શું તમો સાંભળતા નથી કે અલ્લાહ આંખના આંસુથી તથા દિલના ગમથી અઝાબ કરતો નથી. પરંતુ આને લીધે (એટલે ઝબાનને લીધે) અઝાબ કરે છે અથવા રહમ કરે છે. (સહીહૈન)

*　　*　　*　　*

૮૦ રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે તમો જાણી લો કે ખચીત તમારા પહેલાં જે લોકો હતા તેઓ પોતાના પેગમ્બરો તથા સારા લોકોની કબરોને મસ્જીદ તથા સારા લોકોની કબરોને મસ્જીદ ઠેરવતા હતા. તમો સાંભળો કે તમારે કબરોને મસ્જીદ બનાવવી નહિ. ખચીત હું તમને એથી મનાઈ કરૂં છું. (મુસ્લિમ)

*　　*　　*　　*

૮૧ રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું "તો શું હું શુક્ર ગુઝાર બંદો થાઉં નહિ." જ્યારે લોકોએ હઝરત સલ૦ને કહ્યું કે તમો શા માટે આટલું દુઃખ ઉઠાવો છો ? અને જુઓ તો આપની આગલી પાછલી સર્વ ખતા માફ થઈ છે ત્યારે હઝરતે આ ફરમાવ્યું. (સહીહૈન)

*　　*　　*　　*

૮૨ રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે તમો જાણી લો કે જે માણસ સોગંદ ખાવા ચાહે તો તે ખુદા સિવાય કોઈના સોગંદ ખાય નહિ. (બુખારી)

*　　*　　*　　*

૮૩ રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે મુમિનોનો આપસમાં મુહબ્બત કરવાનો તથા દયા કરવાનો દાખલો શરીર જેવો છે. કે જ્યારે શરીરનો કોઈ ભાગ બીમાર પડે છે તો બીજા અવયવો ઉજાગરા તથા બુખારમાં ભેગા થાય છે. (મુસ્લિમ)

*　　*　　*　　*

૮૪ રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે આદમ પુત્ર ઘરડો થાય છે અને બે વસ્તુ તેનાથી જુવાન થાય છે, માલનો લોભ અને ઉંમરનો હિરસ. (સહીહૈન)

*　　*　　*　　*

૮૫ રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે તમને ફતેહ અને રિઝક ગરીબોનેજ લીધે મળે છે. (બુખારી)

# આવાઝકી દુનિયાં કે દોસ્તો



સંપાદનકાર :— 'જોકર'

આવાઝકી દુનિયાં કે દોસ્તો ! ધરી રાજ્યોની ધરી વધુ ભાર થવાથી હવે વાંકી વળતી દેખાય છે ! "ઘરડાજ ગાડાં વાળે" એ કહેવતને ઈટાલીયન જનરલ બોડોગ્લીઓએ ખોટી પાડી છે. ઇટલીનું ગાડુ ઉંધું ગ્રીસમાં ઉતરી પડયું છે અને ધોળામા ધૂળ પડી જેથી બોડોગ્લીઓએ રાજીનામું આપી સંન્યાસ સ્વીકારી લીધો છે ! પેંટં અને હીટલરે શું કુસ્તીમાં ગોળ બાંધ્યો તે હજુ સમજાતું નથી અને મોલોટોવે તો બર્લીનમાં આવીને ખૂબ મહેમાનદારી ચાખી પણ "અન્નનો માર્યો નીચું જોશે" એ હીટલરની ધારણા તેણે ખોટી ઠેરવી છે. કારણકે સામે સ્ટેશન માસ્તર ફાસીનની મુછોવાળો સ્ટેનલીન દાદો કંઇ કાચો પોચો નથી તો ! એણે તો બબ્બે વરસે બાવા બેસ્યા કે જા બચ્ચા કાલ પડેગા'ની નીતિજ ધારણ કરી છે ! અને હીટલરે ઘણું ઘણું બોલાવવા મથવા છતાં એ બાવો હજુ બોલતોજ નથી. છતાંએ હીટલરને માટે કાલનો દુકાળ આજે આવી પડયો છે કારણકે મુસોલીનીએ ગ્રીસમાં ઝંપ મારવાથી હીટલરને તો પેલી કહેવતનું સ્મરણ થઇ આવ્યું હશે કે "બંડખોરની મૈયતમાં જવું સારૂં પણ કાયરની જાનમાં જવું ખોટું !" એબીસીનીયામાંથી બાંધેલાં કીર્તિનાં પોટલાં ઇટલીએ ગ્રીસમાં છોડી દીધાં છે ! ગ્રીસનાં કાંકરાએ ઈટાલીના ઘડાને ફોડી નાખ્યો છે જેથી બડભાગીયા હીટલરના કપાળે વધુને વધુ કરચલીયો પડતી ચાલી છે કારણકે બ્રાક્નને ખોટીમાં ઘાલવાનાં એનાં સ્વપ્નાં હાલ તો સરકી ગયાં છે. નાનકડું બલ્ગેરીયા અને યુગોસ્લાવીયા પણ ગ્રીસની હિંમત જોઇને જરા ટટ્ટાર થયાં છે અને પોતપોતાનું રક્ષણ કરવાની વાતો કરી રહ્યાં છે ! આમ થવાથી ધરી રાજ્યોના પૈડાં ઝાઝાં ગબડતાં નથી; કારણકે દિવેલ ખૂટયું લાગે છે ! બીજી બાજુ રૂમાનીયાનું કાતરીયું ગૅપ થતું ચાલ્યું છે. જેમ ભૂતનો પડછાયો પડવાથી માણસની ડાગળી ચસકે તેમ નાઝીવાદનો ઓળો પડવાથી રૂમાનીયા ધૂણવા લાગ્યું છે ! આંતરિક જ્વાળા ભભૂકી ઉઠી છે અને ૬૪ આગેવાનોને ચીંભડાની પેઠે લોકોએ રેંસી નાખ્યા છે ! વ્યવસ્થા સ્થાપવામાં હીટલરની શકિત વેડફાઈ રહી છે; તેમ તેમ ભૂતને શીશામાં ઉતારવાનો કીમીયો બ્રીટન તૈયાર કરતું જાય છે. દિવસે દિવસે નૌકાબળમાં વૃદ્ધિ કરતુંજ જાય છે. બ્રીટનની નાકાબંધીની નાગચૂડ દિવસે દિવસે વધતીજ જાય છે ! સસલાને કાચબે હરાવ્યું હતું તેમ ધીમી ગતીએ ચાલતું બ્રીટન હીટલરની ઝડપને પહોંચી વળવાને શકિતમાન થયું છે. જોઇએ છીએ હવે એ યુરોપી નાટકનો છેલ્લો સીન કેવો ભજવાય છે ? બકીંગહામ પેલેસમાં -ચાહ પીવાનાં હીટલરનાં સ્વપ્નાંને સરકી જવાને તો ચાર માસ વિતી ગયા છે ! ઉલ્ટું હવે તો એમ ન થાય કેઃ

"નિકલના ખુલ્દસે આદમકા સુનકર આયેથે લેકિન
બહોત બેઆબરૂ હોકર તેરે કૂચેસે હમ નિકલે !"

●

આવાઝકી દુનિયાંકે દોસ્તો ! ગાંધીજી પણ નસીબદાર વ્યક્તિ ગણી શકાય. જુઓ એક બાજુ તો પરોક્ષ રીતે નામદાર પોપ એમના ચેલા થઇ ગયા છે. શી રીતે ? જાણો છો ? યુરોપની શાંતિને માટે પોપે ઉપવાસ કરવા માંડ્યા છે. ભલે એ ઉપવાસની અસર થાય કે ન થાય પણ ગાંધીજીનું હથિયાર વાપરનાર તેમના ચેલા તો ગણાયને ? બીજા સીધવાળા પેલા ઇતિહાસિક પીર પગારો પણ મહાસભામાં જોડાવાના છે અને ચરખો વસાવવાના છે એવું સંભળાય છે. પાંચ દસ લાખ મુરીદોના પીર ચરખો તાણે એ ગાંધીજીને માટે ઓછો અભીમાનનો વિષય ગણાય ?

"જીસ્કો દેતા હે ખુદા દેતા હે છપ્પર ફાડકે !"

●

કોણ કહે છે કે બકરી આદુ ખાતી નથી ? ગાંધીજીની અહિંસક બકરીએ આદુ ખાધું છે અને આદુ ખાઇને એવી તીખી બની છે કે બ્રીટીશ સિંહ સામે શિંગડાં ઉગામ્યાં છે. પછી ભલેને એ સત્યાગ્રહની લડતને જનાબ જિન્નાહ સાહેબ, ચાર દીવાલો વચ્ચે અથડાતા ચામાચીડીયાની ઉપમા આપે પણ એ પુરાણા પંતુજીયો તો પોતાનો કક્કો ખરો કરાવવા નિશાળમાં જઇ પાટી પર ધૂળ નાખવાને બદલે જેલમાં જઇને તપ કરવાના ! જોઇએ છે હવે સરકાર કેટલા રોટલા ખવરાવે છે?

●

આવાઝકી દુનિયાં કે દોસ્તો ! હવે માન આપવાના માર્ગો બદલાયા છે. પહેલાં મહંતો, મૌલાનાઓ, લીડરોનાં માન હતાં, પહેલાં સતી અને સાધ્વી સ્ત્રીઓનાં માન હતાં, હવે સીનેમાના એક્ટરોને એક્ટ્રેસોનાં માન વધતાં જાય છે. તીલક, ગાંધી, સી. આર. દાસ, મહમદઅલી-શૌકતઅલી કે મહંમદઅલી જિન્નાહને જેટલું માન નહિ મળ્યું હોય તેથી વધુ લાહોરના રસ્તાને લીલા ચીટનીસ અને અશોકકુમારને મળ્યું છે ! બેંગ્લોરમાં એક સીનેમાનું ઉદ્‌ઘાટન કરતી વેળા શાંતા આપ્ટેને જેવા એટલી પડાપડી થઇ હતી કે એક બે માણસો તો ભીંસાઈ ગયાં હતાં ! અમદાવાદમાં નસીમ અને ચંદ્રમોહનને જેવા એટલી મેદની જામી હતી કે તે લોકો ખુદ મુઝાઇ ગયાં હતાં ! સાઈગલના માનમાં મુંબઇનો જહાંગીરજી હૅાલ સાંકડો પડ્યો હતો ! લીલા દેસાઇની સીધ મુલાકાત વખતે યુવાનોને તેણે સરકસનાં જાનવરોની ઉપમા આપી છતાં દીવા પર પતંગીયાં ઝંપલાય તેમ યુવાનો આજુબાજુ અટવાતાજ રહ્યા ! આમ જ્યાં હોય ત્યાં આજે સીનેસ્ટારોનાં માન વધ્યાં છે. જેમ પહેલાં લોકનેતાઓની ગાડીઓ લોકો ખેંચતા હતા તેમ હવે સીનેસ્ટારોની ગાડીઓને પણ લોકો ખેંચે તો નવાય નહિ ! રાજદ્વારિ પ્લેટફોર્મ, ધાર્મિક પ્લેટફોર્મ, કે સામાજીક પ્લેટફોર્મ કરતાં સીનેમાનું પ્લેટફોર્મ આજે આગળ વધી રહ્યું છે. મને તો ભય છે કે પ્રેમઘેલા યુવાનો ભગવાનની ભક્તિ છોડી દઇ સીનેમા સ્ટારોની છબીઓને પૂજતા ન થઈ જાય તો સારૂ ! અકબર ઇલાહાબાદીએ ખરૂંજ કહ્યું છે કેઃ—

"દેખીયે કવ્વાલ બીચારેકા
અબ કયા હશ્ર હો !
શૈખ સાહબ હો તો
લેકચર પર ભી વજદ આને લગા.
કયું કરેગા પેશ હમ પર
જલ્વએ હૂરે બહિશ્ત
જબ થીએટર કા સમા
વાઇજકો તડપાને લગા !"

● ● ●

"'અબ થીએટરમેં' હસેંગે જાકે ખૂબ
ખાનકાહોંમેં તો બરસોં, રો લીયે!"

ο

આવાઝકી દુનિયાં કે રસ્તો ! એક બીજો મનોલાભ પણ ધ્યાન ખેંચે એવો છે. પહેલાં પાવૈયા, હીજડા, ભાંડ, ભવૈયા, વારાંગનાઓ વગેરે નૃત્ય કરનારને સમાજમાં હલકાં ગણવામાં આવતાં, આજે પણ એમને તો હલકાં ગણવામાં આવે છે; છતાં ખૂબીની વાત એ છે કે ખાનદાનીમાં ખપતા યુવકો નૃત્યકાર બનવામાં અભિમાન ધરતા થયા છે અને લાજમલાજમાં રહેતી ખાનદાની સ્ત્રીઓ નૃત્યીકા બનવામાં મોટું માન સમજી રહી છે ! નૃત્યની સ્કૂલો અને કૉલેજો નીકળી રહી છે ! કાશના કબીર કે તુળસી કરતાં આજના ઉદયશંકર કે નટરાજ વધી વધુ માનના હકદાર ઠર્યા છે ! કાશની મીરાં કરતાં આજની રૂકિમણી દેવી કે મેનકા વધુ યશભાગી બન્યાં છે ! મોટાં ગણાતાં કુટુંબની ઠાકરીઓને નૃત્યમાં રસ ન હોય તો તે જુના વિચારની જંગલી મનાય છે. અત્યાર સુધી યુનિવર્સિટિની ડીગ્રીઓથી સમાજમાં ઈજ્જત અંકાતી હવે: નૃત્ય અને સંગિતની ડીગ્રીઓથી સમાજમાં માન સન્માન અંકિત થશે ! અકબર ઇલાહાબાદીએ ખરૂં જ કહ્યું છે કે:

"તાલીમે દુખ્તરાંસે યેહ ઉમ્મીદ હે ગુરૂર;
નાચે દુલ્હન ખુશીસે ખુદ અપની બરાતમેં !"

●

કોઈ ગોરને જજમાન લગ્ન ગોઠવવા મોકલે અને ગોર મહારાજ પોતેજ તે કન્યાને પરણી જાય તેમ વડોદરા રાજ્ય મુસ્લિમ કૉન્ફરન્સના આગેવાનોએ કર્યું છે ! પ્રજાને ચુંટણીના બહિષ્કારનું કહ્યું અને પ્રજાએ પણ સંપૂર્ણ બહિષ્કાર પોકાર્યો; ત્યાર હવે એ આગેવાનો નામીનેટેડ મેમ્બરો તરિકે ધારાસભાની ખુરસીઓમાં ગોઠવાઈ ગયા છે અને પોતાની પાછળ ચાલનારાઓને પૂછ્યા પણ થોભ્યા નથી ! સમોવડી સાવધાન ન રહે તેને લીડર કોણ કહે ? વડોદરા રાજ્ય મુ. કૉ. ના સુકાનીયોએ પોતાની છાજતી રીતે પોતપોતાનું ફોડી લીધું છે તેમાં કંઈ ખોટું કર્યું નથી !

કૌમ પર મેમ્બરીકા ફૈર હુવા,
કલ અપનાથા આજ ગૈર હુવા,
શૈખજી ઠસ ગયે કમિટિમેં;
કૌમકા ખાતેમા બિલ ખૈર હુવા !"

●

આવાઝકી દુનિયાકે રસ્તો ! ક્રિકેટની સીઝન આવે છે એટલે નવા નવા ક્રિકેટના સીતારા ચમકી ઉઠશે પણ અમને તો એ લાકડાંના બૅટ અને ચામડાના બૉલ સાથે રમતા યંત્રવત ક્રિકેટરોમાં જરાયે રસ નથી. કારણકે તેમનામાં ખેલ દિલીજ ક્યાં છે ? આખા હિંદની ખેલદિલી તો બસ મી. કે. એસ. પુરીમાંજ આવીને ભરાઇ છે ! કૅચ કરવામાં એ અજોડ નિવડ્યા છે ! મુંબઈ ક્રિકેટ કલબમાંથી પણ એમણે એક સદર કૅચ પકડ્યો હતો, જે. આર. ડી. તાતાની ચૅકબુકને પણ કૅચ કરી હતી પણ તે બદલ એમને અભિનંદન આપવાને બદલે મેજીસ્ટ્રેટે ૨૭ માસની જેલ કરી પોતાની ખેલદિલીનો અભાવ જાહેર કર્યો છે ! કોઇપણ બૅટસમેન અત્યાર સુધીમાં આખા એક મહિના સુધી બૅટ લઇને ફીલ્ડ પર ચીટકી રહ્યો જોવામાં આવ્યો નથી; ત્યારે મી. પુરી એક મહિના સુધી મુંબઇની એક માતબર હૉટલમાં એક પણ આન્સ આપ્યા વગર ચીટકી રહ્યા હતા અંતે હોટલના માલિકને ન છુટકે એ મેચ ડ્રૉ કરવી પડી ! આશા છે કે જેલમાંથી આવ્યા પછી હિંદી ટીમ ક્યાંય પણ બહાર દેશમાં રમવા જાય ત્યાં મી. પુરીનેજ કેપ્ટન બનાવીને પોતાની ખેલદિલી બતાવી આપે ! અસ્તુ:

●

ઑલ ઇંડીયા મુસ્લિમ એજ્યુકેશનલ કૉન્ફ્રેન્સ અલીગઢનો ૫૧મો વાર્ષિક જલ્સો આ વખતે પુના ખાતે ચાલુ ડીસેમ્બરની ૨૮, ૨૯ મી ને ૩૦મી તારીખે થવાનો છે. મુંબઈ ઇલાકાના કૌમપ્રેમી સજ્જનો જરૂર તેમાં ભાગ લઇ પોતાની કૌમદોસ્તીનો પુરાવો આપે, અને નાજુક ઘડીમાંથી પ્રસાર થતા મુસ્લિમ સંજોગોનો વિચાર કરી કેળવણીના એ ઉપયોગી મૌકાને વધાવી લેવામાં પોતાનાથી બનતું કરી છુટવા તૈયાર થાય. જો કેળવણીથી કૌમનો ઉદ્ધાર થઇ શકતો હોય એમ તમે માનતા હોય તો પુના કેળવણી કોન્ફ્રન્સને વધાવી લેવી અને તેમાં સહકાર કરવો. એ શું તમારી ફરજ નથી? ખુદા મુસ્લિમોને પોતાની ફર્જનું ભાન કરાવે! આમીન.

અમને જણાવતાં દિલગીરી ઉપજે છે કે જાણીતા મુસ્લિમ લેખક અને કવિ ભાઇ 'નિયાઝ' ૪૦ વરસની ભર યુવાનીમાં જન્નતનશીન થયા છે. ઇન્નાલિલ્લાહે વ ઇન્નાઇલૈહે રાજેઉન. મરહૂમ ભાઇ નિયાઝ ગુજરાતી સાહિત્યમાં દરેક દિશામાં પ્રયત્નશીલ હતા. એમની કલમ પ્રતીભાશાળી હતી. અનુવાદક તરિકે તો લગભગ અજોડ હતા. ગરીબીમાં જન્મ્યા, ગરીબીમાંજ મોટા થયા, અને ગરીબીમાંજ ગુજરી ગયા. એમની ગરીબીએજ એમને પ્રકાશમાં આવવા દીધા નથી. બાકી કલમ પર કાબુ અચ્છો હતો. ખુદા મર્હૂમને ગરીકે રહમત કરે! આમીન!

# જાણીતા મુસ્લિમ લેખકોના ગુજરાતી પુસ્તકો

'બેકાર' કૃતઃ–
૧ જુની આંખે નવા તમાશા કી. રૂ. ૧।
૨ કલમ ચાબુક કી રૂ. ૧।
૩ અકકલના ઇજારદાર કી. રૂ. ૧॥
૪ રાજા હોઉં તો? કી. રૂ. ૨
૫ રમતા રામ કી. રૂ ૨

ઇમામુદ્દીન દરગાહવાલા કૃતઃ–
૧ હિન્દુ મુસ્લિમ ઐકતા કી. રૂ. ૦॥
૨ મુસ્લિમ સમયનું સ્પેન કી. રૂ ૦॥

'અસર' કૃતઃ–
૧ મુહમ્મદઅલી જિન્નાહ કી રૂ. ૧।

'ઝાર' રાંદેરી કૃતઃ–
૧ શાઇરી ભા. ૧–૨ કી. રૂ. ૦॥
૨ આત્મા અને પુનર્જન્મ કી. રૂ. ૦।≈

હુસેનખાન બબરૂ કૃતઃ–
૧ ગાઝી મુહંમદ બિન કાસિમ કી. રૂ. ૧
૨ જમીલા યાને બંગાળાનો બળવો કી. રૂ. ૦॥।
૩ કઇદે આ'ઝમ કી. રૂ. ০।

'તુરાબ' કૃતઃ–
ચિણગારી કી રૂ. ૧

'સારોદી' કૃતઃ–
જીવન પ્રકાશ કી. રૂ. ૧

બઝમે ઈકબાલ (કઠોરના):–
૧ થોડાંક ચરિત્ર દર્શનો કી. રૂ. ০।≈
૨ જંગે યરમુક કી. રૂ. ,,
૩ વતનની વેદી કી રૂ. ,,

અન્ય બીજા લેખકોનાઃ–
૧ કુર્આન અને ઇન્સાન કી. રૂ. ૧
૨ મૌલાના મહમદઅલી કી. રૂ. ૧।
૩ ઇસ્લામી સંઘઠન કી. રૂ. ০।
૪ નમકની તવબા કી. રૂ. ૧
૫ ઇન્કિલાબે ઉશ્માની કી રૂ. ૧॥
૬ અલફારૂક કી. રૂ. ૨
૭ તોડફુતુલ હિન્દ કી રૂ. ૨॥
૮ મશારેકુલ અન્વાર કી. રૂ ૪
૯ આંસુની ઇમારત કી. રૂ ০॥।
ટ. ખ. જુદું

થી રાંદેર સ્ટોર્સ બુકસેલર્સ કણપીઠ, સુરત.

# વેપારી  ડિરેક્ટરી

Scientific & Modern
Tailors

**MURAD TAILORING WORKS**

Try our Secret
Good fit.

Pro:-SULEMAN G. MURAD
Big Bazaar, Rander.

---

બનાવટી દાંતની બત્રીસી ઉપરના
કાળા ડાઘા અને ચિકાસ
"Dexol" (રજીસ્ટર્ડ) પાવડરથી
સહેલાઈથી સાફ થઈ જાય છે. બહારગામ
માટે એજન્ટો જોઈએ છે.
લખોઃ-DR. J. F. LAFA. L. D. S. C. (C. D.)
Bhaga Talao, SURAT. (INDIA)

---

## THE GUJARAT RADIO CORPORATION

Authorised Dealers for
**G. E. C. Crosley, Midwest,**
Expert Servicing by
Bombay Engineer
Kindly Visit our Show Rooms at
**Bhagatalao, SURAT.**

---

## ધી જનરલ રેડીઓ કું૦

લાલ ગેટ પાસે, સુરત.
એજન્ટસઃ-H. M. V., EKCO, MARCONI
તેમજ
G. E. C., PYE, CRYSTLETONE,
COSSOR, PHILCO
વગેરે
રેડીઓ ખરીદવા માટે મળો.

---

## એચ. એચ. મોહમદભાઈ

હોલસેલ મરચન્ટસ
ચોક બજાર, સુરત.
હમારે ત્યાં દરેક જાતના ચીનીનાં વાસણો
કિફાયત ભાવે મળશે.

---

## 'ગીવ એન્ડ ટેક' સ્ટોર્સ

ચોક બજાર, સુરત.
(જુમ્મા મસ્જિદ પાસે)
માલિકઃ-ઈબ્રાહીમ મુહમ્મદ સાલેહ અબ્દુ
ગરમ તથા સુતરાઉ કાપડના વહેપારી

---

## The Holy Quran

Arabic Text With English
Translation & Commentary
By
**Allama Abdullah Yusufali**
*Complete in two Volumes*
*Rs 35-8-0*
The Rander Stores, Kanpith, SURAT.

---

આ ખાના માટેનો માસિક ચાર્જ
ફક્ત એક રૂપીઓ, બાર માસ માટે
રૂા. ૧૨) જાહેર ખબર આપનારને ૭
આનાનો 'કારવાં'નો અંક પણ મળે છે.

---

પત્રવહેવાર વેળા "કારવાં"નો હવાલો જરૂર આપો

# અસ્માઉલ હુસ્ના

સંપાદક
રિફાઈ-સાબેરી

بسم الله الرحمن الرحيم

"યા મુઅમેના" یامومن (સંખ્યા ૧૩૬) "એ અમન દેનારા" (૧) જે કોઈ સવારે ઉઠતાંની સાથે ત્રણ વખત પઢશે તો આખો દિવસ કોઇપણ રીતનો ખૌફ તેની ઉપર અસર કરશે નહીં એટલે આખો દિવસ સુખ ચેનથી બસર થશે. (૨) જો કોઇ એને હંમેશા પુષ્કળ પઢતો રહેશે તો ખુદાપાક તેને તેમજ તેના બાલ બચ્ચાં, માલ વગેરેને શયતાનની બદીથી બચાવશે અને હંમેશા અલ્લાહના અમનમાં રહેશે. (૩) એને કસરતથી પઢનારને તાબે મખ્લુક થશે અને બધા લોકો તેનો ભરોસો કરશે. (૫) ઈમાન કાયમ રાખવા માટે આ ખાસ અમલ છે. (૫) બીમાર માણુસ દરરોજ ૧૧૫ વખત પઢી પોતાના બદન ઉપર દમ કરશે તો ઇ. અ જલ્દી સારો થઇ જશે. (૬) દરરોજ ૧૩૬ વખત પઢનાર ઝાલિમોના ઝુલ્મથી બચેલો રહેશે અને દરેક આફત બલાથી બચેલો રહેશે.

"યા મોહયમેનો" یامهيمن (અદદ ૧૪૫) "એ નિગેહબાન" (૧) જે કોઇ દરરોજ ૨૯ વખત પઢશે તો તેને કોઇ તરેહનો ગમ થશે નહીં (૨) એને હંમેશા કસરતથી પઢનાર દરેક આફત-બલાથી અમનમાં રહેશે. (૩) દરરોજ નક્કી કરેલા વખતે ગુસલ કરી કિબ્લારૂ બેસી ૧૫૦૦ વખત પઢનાર બાતિન અને ગૈબથી વાકેફ થઇ તેનું દિલ નૂરથી ભરપૂર થઇ જશે. અને જન્નતીઓમાં તેની ગણુત્રી થશે. (૪) એને ૧૪૫ દિવસ સુધી દરરોજ ૧૪૫ વખત પઢનારને ઈઝઝત હાસિલ થશે લોકો તેની ઈઝ્ઝત કરશે.

"યા અઝીઝો" یاعزيز (અદદ ૯૪) "એ ગાલિબ અને બેમિસ્લ" (૧) દુકાળ વખતે મોડી રાતે ગામવાળા જમા થઇ દરેક જણુ બે બે હજાર વખત પઢશે તો ઇ. અ. વરસાદ વરસશે, અને દુકાળનો ભય મટી જશે, (૨) એને કસરતથી પઢનારની બધા ઈઝઝત કરશે અને દુશ્મન પર ગાલિબ રહેશે. (૩) સવારની નમાઝ પછી અગર સુન્નત અને ફર્ઝની વચ્ચે ૪૧ દિવસ સુધી દરરોજ ૪૧ વખત પઢનાર દુન્યા અને આખિરતમાં કોઇનો મોહતાજ થશે નહીં (૪) નક્કી કરેલા વખતે કિબ્લારૂ બેસી દરરોજ ૯૪ વખત ૯૪ દિવસ સુધી પઢનારની બધા લોકો ઈઝઝત કરશે અને જે કંઇ હાજત હશે તે ખુદાપાક પૂરી કરશે. (૫) શરીઅત મુજબના દરેક હલાલ કામ માટે ઈશાની નમાઝ પછી મસ્જિદ અગર મકાનમાં પ્રથમ ૨૦૦ વખત દરૂદ શરીફ પઢી "યા અઝીઝો" ૪૧૧ વખત પઢી પાછું ૨૦૦ વખત દરૂદ શરીફ પઢી જે કંઇ હાજત હોય તે ખુદા પાકથી માંગશો તે ખુદાપાક પૂરી કરશે. આ અમલ ૪૧૧ દિવસ સુધી કરવો જોઈએ (૬) કોઈપણ હાકિમ પાસે કંઇ કામ કરાવવું હોય તો સવારે ૪૧

વખત પઢી હાકિમ પાસે જવાથી ઇ. અ તે કામ થઇ જશે. (૭) "યા અઝીઝો મિન કુલ્લે અઝીઝીન બેહુકકે યા અઝીઝો" નો વઝીફો હમેશા કસરતથી પઢનારની દુન્યાવા ઇઝ્ઝત કરશે (૮) "યા અઝીઝો યા અઝીઝો મિન કુલ્લે અઝીઝીન અદ્દકે બેહુક્કેકા યા અઝીઝો "ને ઇશાની નમાઝ પછી ૨૦૦૦ વખત અગર એટલી વખત ન થઇ શકે તો ૨૦૦ વખત પઢનાર તરફ ખુદા પાક રજુઅ થશે એટલે ખુદાપાક તેના દરેક રીતે મદદ કરી તેની દરેક દુઆ કબુલ કરશે.

"યા દાએમુલ અઝીઝો વદમકાયા યા ઝુલ્જલાલો વલ્ઇઝ્ઝો વલ્અતાયા, યા અલ્લાહો, યા રહમાનો, યા રહીમો બેહકકે ઇય્યાકનાઅબોદો વ ઇય્યાક નસ્તઇન"

દરેક મુશ્કેલ આસાન થવા, દુઆ કબૂલ થવા; કોઇપણ કામ પૂર્ણ થવા, દરેક હાજત પૂરી થવા. દિલની ગભરાટ, રંજ, મુસીબત વગેરે દૂર થવા. દીન દુન્યાના દરેક કામો પૂર્ણ થવા, એનો વઝીફો અકસીર છે. એનો વઝીફો હંમેશ ચાલુ રાખનાર કદી કોઇનો મોહતાજ થતો નથી. તેની બધી હાજત ખુદા પાક પૂરી કરે છે અને તે જે કંઇ દુઆ માંગે છે તે ખુદાપાક કબૂલ કરે છે. કોઇ ખાસ કામ માટે રાત્રે તહજ્જુદ પછી ચાર રકાઅત નફીલની (જે કામ માટે હોય તેની) નિય્યત કરી નમાઝ શરૂ કરવી અને "સલાતુત્તસ્બીહ" જેવી રીતે પઢવામાં આવે છે તેવી રીતે મજકૂર નમાઝ પઢવી અને એમાં "તસ્બીહ"ને બદલે મજકૂર દુઆ જેટલી ગણત્રી "તસ્બીહ"ની પઢવામાં આવે છે તેટલી ગણત્રી પ્રમાણે પઢવી. નમાઝ પૂરી થએ બહુ આજીજી સાથે દુઆ માંગવી ઇ. અ. બહુજ જલ્દી કામ પૂર્ણ થઇ જશે; એવી રીતે કામ પૂરૂં થાય ત્યાં સુધી ચાલુ રાખવું.

(અપૂર્ણ)




"આજકાલ છાપાંઓમાં ૧૯૩૯ની લલીત વાઙ્મયની સમાલોચના એવા શબ્દો ઘણા વાંચવામાં આવે છે તો એ વાઙ્મયનો અર્થ શું થતો હશે?" સદાએ નવરા ફરતા અડવાજીએ સડવારની મુલાકાતમાંજ એ પ્રશ્ન પૂછી નાંખ્યો.

"દોસ્ત, તું દિલ્હીમાં બાર વરસ રહ્યો છતાંય ભડભૂંજેજ રહ્યો કે? અલ્યા! સાહિત્યની મોટી મોટી બડાશો મારે છે, પ્રમુખ બનવા માટે અંધેરી સુધી ધક્કા ખાઇ આવે છે છતાં હજુ વાઙ્મયનો અર્થ જાણતો નથી?" મેં અડવાજીને ઉધડા લીધા.

"પણ તું મોટો ડહાપણનો દરિઓ થઇ ગયો છું તો બતાવને વાઙ્મયનો અર્થ! બીજી બધી માથાંઝીક કરવાની જરૂર શી છે?" અડવાજીએ સીધો બૉલ ફેંક્યો.

"વાઙ્મય એટલે સાહિત્ય."

"તો આમ સીધે સીધું ભસી મરવાને બદલે લાંબો ઉપાડો લેવાની જરૂર શી હતી? તમને પણ પેલા સાક્ષરોની જેમ દરેક વાતને ચુંથી ચુંથીને ચીકણી કરવાની આદત પડી છે ને?"

"શું કરીએ? તમારા જેવો સર્વજ્ઞ માણસ પણ આવી નજીવી બાબતોના સવાલો કરે પછી રીસ ન ચઢે? અને રીસ ચઢે એટલે ઓડનું ચોડ વેતરાઈજ જાયને?"

"વારૂ, એ બધું તો ઠીક પણ મેઘાણીનો કલમ-કિતાબનો ઝપાટો વાંચ્યો? કોઇ બિચારા મનુભાઇ જોધાણીને ઉલી નાખ્યો છે! મનુભાઇએ કલાપીના પગલે ચાલીને સનમના ગાલ અને બોસા પર ગઝલો રચીને સંગ્રહ છપાવ્યો છે જેને જોઇને મેઘાણીજીનું પાકી આવ્યું છે અને કલમને વાંસલાનું રૂપ આપીને મનુભાઇને ખૂબ છોલી નાખ્યા છે! કહે છે કે એ બોસાઓથી લાગ ટપકવા માંડી છે!"

"એમાં મેઘાણીએ ખોટું શું કર્યું છે! માશૂકના ગાલોને એ શાઇરોને કવિઓ ક્યાં સુધી ચાટયા કરશે! એ તો ઠીક છે કે શાઇરોની જીભો બિલાડીની જીભ જેવી કાકરપાળી નથી; નહિ તો માશૂકોના ગાલો ક્યારનાય છોલાઈ છોલાઇને દેવદારનાં પાટીયાં જેવા થઈ ગયા હોત! ઉર્દૂ ગઝલસ્વામિઓની પણ એજ દશા હતી. ભલું થાય બિચારા મરહૂમ અકબર, હાલી, અને ઇકબાલનું કે તેમણે શાઇરોને બીજી દિશા દેખાડી!"

"બાલ સાહિત્યની એ ત્રણું નવી ચોપડીઓ પ્રગટ થઇ છે તેના ઉપર પણ મેઘાણી

જીની કલમ ખૂબ ઉપડી છે. કહે છે કે ગમે તેવો કચરો છાપી ઘાલવો અને તેનું નામ ખાળ સાહિત્ય પાડવું!"

"એ વાત પણ ઠીક છે. મેઘાણીજી આમ કોઈ કોઈ વાર કલમને ઠીક સરાણે ચઢાવે છે. એમની કલમ આમ ઘણી વેળા ઘાંસલા કે રંદાનું કામ કરી સાહિત્યના લાકડાં ઉપરના ઢેકા ઢળીઆ છોલી નાખે છે પણ ચાર પોતાની મંડળીના માણસોનાં પુસ્તકોની સમાલોચના કરતી વેળા તો એમની કલમ પીંછી જેવી સુંવાળી અને નરમ બની જાય જાય છે એનું કારણ શું હશે?"

"એતો હોય, વેલા ચઢાવવા માટે વાડની તો જરૂર પડેજ ને! આપલા આપલા માનુસની પીઠ થાબ ડવી એ રાજદ્વારી ક્ષેત્રમાં કંઈ ગુનો નથી તેમ સાહિત્યક્ષેત્રમાં ય ગુનો ગણાતો નથી!"

"અરે! સાહિત્યમાં તો ઠીક પણ રેડીયો સ્ટેશનમાં પણ મને તો આપલા આપલા માનુસનીજ ગંધ આવે છે! જુવોને છેલ્લા બે દાયકા થયાં મુસ્લિમ લેખકો અને કવિઓ ગુજરાતી સાહિત્યમાં ઝખ મારતા થયા છે; છતાં મહરુની જેમ વરસમાં એકાદ બેનેજ ન છુટકે રજુ કરવામાં આવે છે, એનું કારણ શું હશે? શું રેડીયોની દોર ઉપર પણ કોમિવાદનો માંજો ચઢતો હશે! ના, ના. એ મુસ્લાઓનો કોઈ ભાગરીયો રેડીયો સ્ટેશનમાં નથી તેથીજ એમ હશે! કોઈ ભાગરીઓ ડાકલું વગાડે તો એ ભુવાઓ ધૂણે ને! પણ બિચારા મુસ્લિમ લેખકો પણ એવાજ રહ્યાને! આ જમાનામાં તો ટંગડી ઉંચી રાખવાની કળા જાણનારાઓ કરતાં ઘુસણકળા વાળાઓ જ ઠીક ફાવી જાય છે! વધુ માટે પૂછી જુવો, રંગીલા કવિ "આસિમ"ને!

"પણ 'આસિમ' ભયાને 'લીલા'ની સારવારમાંથી ફુરસદ મળે તો બીજાઓને જવાબ આપેને?"

"આ સાલ જે છેલ્લો વરસાદ અણધાર્યો આવ્યો હતો તે "આસિમ" ભૈયાના ભેજાને ઠીક અનુકૂળ પડયો છે! જેમ વરસાદથી વાવેલ ખેતરોમાં એકાએક ઘાસ ફુટી નીકળે તેમ દરેક દરેક દિવાળી અંકમાં "આસિમ" ભૈયાની "લીલા" ફુટી નીકળી છે! જેમ કવિ કલાપીએ શોભનાને અમર કરી તેમ કવિ 'આસિમે' લીલાનું પૂછડું પકડ્યું લાગે છે. સાહિત્યના ભાવિના ઇતિહાસમાં કોઇ ઇતિહાસકારને શીરીં–ફરહાદ ને લયલા–મજનૂંની લાઇનમાં લીલા–આસિમને પણ ગોઠવી દેવાં પડે તો નવાય નહિ!"

"પણ તે આવી રીતે જુદા જુદા અખાડાઓમાં હાઉસન જાઉસન કરે તેના કરતાં એકજ મોરચા પર રજુ થાય ત્યારેને? જ્યાં સુધી પુસ્તકરૂપે એ પોતાના કાવ્ય પ્રવાહને એકઠા ન કરે ત્યાં સુધી સાહિત્યની સરાણે પર શી રીતે ચઢે?"

## * સાદી સમજ *

કોઈ પણ સભામાં પાછળ બેસવામાં મોટો લાભ એ છે કે: જ્યારે ભાષણ બકવાસમાં ફેરવાતું હોય; ત્યારે બગાસાં ખાધા સિવાય વગર ટોકે ઘરભણી હાલતા થવાય છે. અને જો કદાચ ભાષણ ઉગ્રરૂપ ધારણ કરે અને ખાસડાં ઉછળે; તોય પાછળ બેસનાર નાસી જઈને ઝડપથી પોતાની જાતનું સંરક્ષણ કરી શકે છે! શ્રી. શેખચલ્લી

(એક અનુભવ)

"સાંભળ્યું છે કે "આસિમ" લૈલા પોતાની લીલાને શણગારીને પ્રેસમાં પધરાવવાના છે !"

"આમીન !"

"એતો ખરૂં પણ ગયા મહિનામાં તમે અઠવાડિક કાઢવાની વાત વહેતી મૂકી હતી તેનું શું થયું ?"

"ભાઇલારે ! હજુય તું મૂર્ખ રહ્યો ? વાત વહેતી મૂકવામાં આપણા બાપનું શું જાય છે ? હજુ તો અમે અઠવાડિક કાઢવાના વિચારોને ભઠ્ઠીમાં મૂકયા છે પાકીને તૈયાર થાય ત્યાં સુધી રાહ જોવી રહી ! ઉતાવળે આંબા ન પાકે તેમ ઉતાવળે અઠવાડિક નીકળતાં નથી સમજ્યોને ?!"

"તમને લાગતું નથી કે દિવસે દિવસે આપણું સાહિત્ય માંદલું થતું જાય છે. મૌલિક તત્ત્વ ઓછું થતું જાય છે અને અનુવાદીયું સાહિત્ય વધતું જાય છે !"

"તળપદું ધાડ્યાનું ઘી બજારમાંથી ઓછું થતું જાય છે અને વેજીટેબલ ઘીના ડબ્બાઓની છત વધતી જાય છે એટલે એ તો એમજ થવાનું ! થોડી મહેનતે વધુ લાભ મેળવવાનું કોણ ના પસંદ કરે ?"

"જુવો વિષ્ણુપ્રસાદ ત્રિવેદી પણ ફરિયાદ કરે છે કે: "આપણે ઢંગ ધડા વગરનાં ભાષાંતરોનો ટાપલો ફેરવીએ છીએ તે જરા શરમભર્યું છે !"

"પણ ન મામા કરતાં કાણો મામો શું ખોટો ? મૌલિકની દિશામાં ટટ્ટુ ન દોડતું હોય તો પછી ભાષાંતરના ખચ્ચરનેજ ટટ્ટુ સમજીને વાપરવામાં મને તો કંઇ વાંધો જણાતો નથી !"

"એની કોણ ના પાડે છે ? પણ બંગાલી, હિંદી, અંગ્રેજી કે ઉર્દૂમાંથી જે દોટ ચઢ્યું તેને વગર વિચારે ગુજરાતીનો સાડી-ઘાઘરો પહેરાવી દેવો શું ઉચિત છે ? દેશકાળનો પણ વિચાર કરવો કે નહિ ? અને ભાષાન્તરમાં સુફકેસુફકા શબ્દોનાં ચોકઠાંજ ગોઠવી દેવાં ! કંઇ ભાષા લાલિત્ય કે મૂળ લખાણના રૂપરંગનો ઢંગ પણ ગુજરાતીમાં ઉતારવો કે નહિ ? કોઇપણ બે ભાષા જાણનાર ભાષાંતરકાર બની જતા હોય તો પછી ગુજરાતમાં હજારો નહિ પણ લાખોની સંખ્યામાં સાહિત્યકારો પાકે અને પછી તો સાહિત્યને સંઘરવા માટે કબાટો નહિ, પણ ઘોડા કે મોટરના તબેલા જેવા તબેલાજ બાંધવા પડે !"

"શું કોઈ અનુવાદકે તમારો બાપ માર્યો છે કે આમ કલમને બદલે લઠ્ઠ લઇને અનુવાદકોની પાછળ પડયા છો ?"

"શું કરીએ ! સાંઢને પણ બળદના રૂપમાં ફેરવવો હોય તો તેને નાથ ઘાલવી પડે છે ને ! અરે ! ઉંટ પણ નકીલ વગર સીધું ચાલતું નથી. ઘોડા કે હાથી પણ લગામ કે અંકુશથી સીધા ચાલે છે, તો આવી રીતે કલમથી એ લોકોને જરાતરા સીધા ન કરીએ તો જાણો છો ?"

"શું થાય ?"

*** સાદી સમજ ***

કથા કે વાએઝમાં આગળ બેસવામાં મોટો લાભ એ છે કે: આગળથી પ્રસાદ કે શીરની લઇને પાછળ સરકી જતાં ફરીથી બેવડો પ્રસાદ કે શીરની મળી શકે ! અને પ્રસાદ કે શીરની ડબલ ખાવાથી બેવડું પુન્ય કે સવાબ મળે છે એ આ આસ્તિક યુગમાં કોઇને સમજાવવાની જરૂરત ન હોય ?

(કથા કરતાં નજરે જોએલા બનાવ ઉપરથી)

રા. હડમતઓઝા.

"અરે! સાહિત્યમાં કાલનો દુકાળ આજ આવી પડે!"

"જાણે મોટા સાહિત્યના સરમુખત્યાર પણ ખગને તે દુબળા કાઝી બનીને આખા દેશની ફિકર રાખો છો? જાન્માં તો કોઇ જાણે નહિ ને હું વરની ફોઈ બનીને ફરો છો? મોટા સાહિત્યનો દમ ભરી રહ્યા છો તો શું અંધેરી સાહિત્ય પરિષદનું આમંત્રણ મળ્યું?"

'આમંત્રણ નથી મળ્યું' તેમાં શું થયું?

"હૃદયના શુદ્ધ પ્રેમીને નિગમનાં જ્ઞાન ઓછાં છે;
ન પરવા માનની તો એ બધાં સન્માન ઓછાં છે!"

---

પરમો, (પ્રમેહ) તેમજ, તેને લગતા—

# પેશાબનાં ભયંકર દર્દોનો
## સંપૂર્ણ ફત્તેહમંદ ઇલાજ

ડૉકટર જસાણીની
જગમશહુર દવા

# ગોનો-કિલર
[ રજીસ્ટર્ડ ]

## બેધડક આજેજ અજમાવો




ગમે તે કારણથી લાગુ થયેલ તુરતનો અથવા જુનામાં, જુનો પ્રમેહ (પરમીઓ) સ્વપ્નામાં તથા પેશાબમાં જતી ધાતુ, તથા રસી (પરૂ) થતી સખ્ત બળતરા, ટીપું ટીપું તથા અટકીને થતો પેશાબ, મુત્રાશયમાં આવેલો સોજો તથા પડેલો જખમ તથા સ્ત્રીઓ અને પુરષોનાં પેશાબને લગતાં તમામ દર્દોને જડમુળથી નાશ કરી બગડેલી ધાતુને સુધારી સ્વચ્છ અને ઘટ્ટ કરે છે.

પચાસ ૫૦) ગોળીની બાટલીની કીંમત રૂ. ૩)

વી. પી. ખર્ચ આઠ આના જુદું.

* ચેતવણી *
ખરીદતાં પહેલાં
દવાનું નામ
: ગોનો કીલર :
અને કુકડાછાપ સીલબંધ પાકીટ તપાસીને લેજો.

સ્ટોકીસ્ટ : સી. એન. બ્રધર્સ, સુરત.

એકલા બનાવનાર ડૉ. ડી. એન. જસાણી,
વીઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ નં. ૪

આફ્રિકાના એજંટઃ—યુનીયન પ્રીન્ટીંગ વર્ક્સ, ૯૧, વિકટોરીઆ સ્ટ્રીટ, ડર્બન.




સવાલ—કુરબાનીના જનાવરમાં અકીકો કરવામાં આવે તો એ વિષે શું હુકમ છે?

જવાબ—કુરબાનીના જનાવરમાં અકીકહ સાથે કરવો જાએઝ છે જેમકે ગાયમાં સાત હિસ્સા રહે છે તેમાં પાંચ હિસ્સા પાંચ કુરબાની-વાળાના હોય અને બે હિસ્સા છોકરાના અકીકહના હોય મતલબ કે છોકરાનો અકીકહ હોય તો બે હિસ્સા રાખવામાં આવે અને છોકરીનો અકીકહ હોય તો એક હિસ્સો રાખવામાં આવે. એવી રીતે કરવાથી કુરબાની અને અકીકહ બંને અદા થઇ જશે. એમાં કશો વાંધો નથી.

સવાલ—તબર્રૂક માટે ઝમઝમના પાણીને આંખો પર લગાડવું અને ગુસલ કરવું જાએઝ છે કે નહિં?

જવાબ—બરકત હાંસિલ કરવા તેમજ આંખોની શિફા પ્રાપ્ત થાય એવા હેતુથી આબે ઝમઝમ આંખો ઉપર મસળવું અને પાક માણસનું ઝમઝમના પાણીથી ગુસલ કરવું જાએઝ છે. પણ તે પાણી નાપાક નાલામાં કે ખાસ કુવામાં જવું ન જોઇએ કારણ કે એમાં સખત બેઅદબી થાય છે. અને ઝમઝમના પાણીથી જનાબતનું ગુસલ કરવું તેમજ હાથ પાણી લેવું જાએઝ નથી આ બે ઝમઝમથી ઇસ્તીનજહ પાક કરવો જાએઝ નથી એ વતરોક બેઅદબીના કારણે બવાસીરની બીમારી પૈદા થવાનો સંભવ રહે છે. (મરાકિલફલાહ)

સવાલ—સંગે મરમરના પથ્થર ઉપર તયમ્મુમ કરી શકાય કે નહિ?

જવાબ—જાએઝ છે. (મરાકિલફલાહ, હિદાયહ.)

સવાલ—કેટલીક વૉશિંગમાં ગરમ કપડાં સાફ કરવા આપવામાં આવે છે તેમાં એવી રીતે સાફ કરે છે કે કંઇ દવાઓથી મશીનમાં કપડાં નાંખી બાફ દેવામાં આવે છે પણ પાણીથી ધોવામાં આવતા નથી તો તેથી પાક થઇ જશે?

જવાબ—અગર તે કપડાં નાપાક છે તો લખેલી સુરતમાં ધોવા વગર માત્ર બાફથી પાક થશે નહિં બલ્કે નજિસ રહેશે. અને પાક કપડાંજ પહેલાંથી હશે તો માત્ર ડાઘા વિગેરે પડેલા સાફ થઇ જશે લેકીન જે વસ્તુનો બાફ દેવામાં આવે છે તેની હકીકત જાણવી જરૂરી છે કે તે વસ્તુ હરામ તો નથી. જેથી કપડાં વધારે ખરાબ થવાનો ખતરો રહે છે

સવાલ—મસ્જિદની માટે ઝમીન ખરીદી. ખુંટાગાડી હદબંદી કરી, જેટલું જમાતખાનું બનાવવાનું હતું તેટલા ગરાડા ખોદાવ્યા, પાયો શરૂ થયો દીવાલ ઉપર સુધી આવી ફરી વિચાર બદલાયો અને મસ્જિદ હજી સંભાળવાની વાત થઇ અને એક તરફથી ઝમીન છોડવાનો મશવેરો થયો એટલે ટુંકી કરવા વિચાર થયો તો હવે એમ કરવું જાએઝ છે?

જવાબ—હવે મસ્જિદ વધારવી તો હરહાલમાં જાઇઝ છે. પણ એથી ઓછી કરવી એટલે જમાઅતખાનું ટુંકું કરવું દુરસ્ત નથી. હવે કયામત સુધી એ મસ્જિદ રહેશે. (દુર્રે મુખ્તાર)

સવાલ—મારા એક કાકા હતા તે ગુજરી ગયા, તેમની બે છોકરીયો છે અને એક હું ભત્રીજો છું. બીજો કોઇ વારેસ નથી પછી બીજી છોકરી ગુજરી ગઇ તેની ઓલાદમાં એકજ છોકરો છે હવે મારા કાકાનો તરકો કેવી રીતે વહેંચવો ?

જવાબ—પ્રથમ કફન-દફન અને કર્ઝ હોય તો તે અને વસીયત હોય તો તે ત્રીજા ભાગ સુધીમાંથી એ સર્વે અદા કર્યા બાદ જે કંઇ બચે તેના સરખે ભાગે ત્રણ હિસ્સા કરવા જેમાંથી એક ભાગ મર્હુમની મ્હોટી છોકરીને અને એક ભાગ ન્હાની છોકરીને અને એક ભાગ ભત્રીજાને (તમને) મળશે. (સિરાજી). જે ન્હાની છોકરી મર્હુમના બાદ છોકરો છોડી ગુજરી ગઇ છે તેનો ધણી હયાત છે કે નહિં તે લખી જણાવશો તો જવાબ આપી શકશું.

સવાલ—અમારે ત્યાં એવો રીવાજ છે કે કોઇ મરદ ગુજરી જાય છે તો તેને ગુસલ દેવા કોઇ ઓરત પાસે પાણી ભરાવતા નથી અને મના સમજે છે એવો અકીદો રાખવો કે કેમ !

જવાબ—એ ખોટો અકીદો છે. મર્દ મૈયત માટે નળથી કોઈ ઓરત પાણી ભરી આપે એટલે મૈયતના ગુસલ માટે ઓરત પાણી ભરે એમાં કંઈ વાંધો નથી.

સવાલ—મૈયતને દફન કરી દુઆ માંગી બધા ચાલ્યા જાય તે વખતે કબર ઉપર બે માણસ બેસાડવામાં આવે છે તેઓ ચાલીસ કદમ લોકો જાય ત્યાં સુધી બેસે છે.

જવાબ—એની કંઈ સાબેતી નથી માટે એ બિદઅત છે જેથી એવા રિવાજો બંધ કરવા ઘણા જરૂરી છે.

સવાલ—મસ્જિદના પૈસાથી સરદીમાં લોકો માટે ગરમ પાણી કરવું, ટુવાલ રાખવા જાએઝ છે કે કેમ !

જવાબ—માલદાર મસ્જિદ હોય તો મુસલ્લીઓ માટે વઝૂ કરવા ગરમ પાણી તેમજ ટુવાલ વિગેરેની મસ્જિદના પૈસાથી સગવડ કરી આપવી દુરસ્ત છે.

સવાલ—મસ્જિદમાં પાણી ભરાવવું અને પાણી પીવું જાએઝ થશે ?

જવાબ—મસ્જિદમાં પીવા માટે પાણી રાખવું, રખાવવું તેમજ પીવું એ સર્વે જાએઝ છે. એમાં કંઈ વાંધો નથી.

સવાલ—કોઈ જણ પોતાના ખેશ ચાર બાની કુરબાની મરેલા તરફથી આપે તો જાઈઝ છે કે નહિં અને સવાબ પહોંચશે કે નહિ ?

જવાબ—મરેલા માણસ તરફથી તેના સગા સ્નેહી કુર્બાની કરી શકે છે. જાએઝ છે અને ઇન્શાઅલ્લાહ સવાબ ઝરૂર મળશે.

સવાલ—કોઇ માણસ કુરબાની ન આપે અને તે બદલ પૈસા વહેંચી આપે તો કુરબાનીનો સવાબ મળી શકે ?

જવાબ—જેના ઉપર કુરબાની વાજેબ હોય તેને કુરબાનીજ આપવી જોઇએ તે બદલ પૈસા ખૈરાત કરવાથી કુરબાની અદા થશે નહિં. જો કે તે માણસ કુરબાનીના જાનવરની કીમત કરતાં વધુ ખૈરાત કેમ ન કરે કુરબાનીના દિવસોમાં કુરબાનીજ આપવી ઝરૂરી છે એજ મુજબ હદીસ અને ફિકહની કિતાબોમાં મૌજૂદ છે.






## ફૂલવાડી :

'કારવાં'માં દર ત્રણ માસે મેહફિલમાં પંક્તિ આપવામાં આવે છે અને તે ઉપર ગઝલો મંગાવી પ્રગટ કરવામાં આવે છે. આ વેળા તેમ ન કરતાં દરેક કવિનાં પોતાની પસંદગીનાં કાવ્યો મેહફિલમાં પ્રગટ કરવામાં આવે છે. મતલબ કે દરેક વખતે પદ્ધતિસરનો બાગ રચવામાં આવે છે; આ વેળા વાડી રચવામાં આવી છે. બગીચામાં ફક્ત પુષ્પ સૌંદર્ય અને સુવાસની મોજ મળે છે; ત્યારે વાડીમાં ફૂલ સાથે ફળ પણ ચાખવા મળે છે. આશા રાખવામાં આવે છે કે કારવાંના રસિક વાંચકોને આ ફુલવાડી પસંદ પડશેજ. તંત્રી.

[૧]

### 'સાદું જીવન'

હૃદયના લોભ લાલચ મોહ માહીમાં મિલાવી જો
સહનશીલ થા. અને જો ક્રોધ આવે તો દબાવી જો
હઝારો શાદમાની એ મહીં શયદા છુપાઇ છે
બધી વાતો તજી તારૂં જીવન સાદું બનાવી જો.

### 'સુવાસ'

રહેજો કોઇના દિલમાં તો એની આશ બની
રહેજો આંખમાતો આંખનો પ્રકાશ બની
જવાનું થાય જો શત્રુની કદી મેહફિલમાં
જજો ખુશીથી મગર ફૂલની સુવાસ બની

### 'પાક તસવ્વુર'

જીવન જુદું બનાવી લે જીવનમાં કંઇ સુધારો કર
કરેલાં પાપ ધોવા તું નયનથી અશ્રુધારા કર
અને કિરતારનું જો ધ્યાન ધરવા ચ્હાય છે શયદા
પછી તું ધ્યાન ધર પહેલાં તસવ્વુર પાક તારો કર

### 'ધૂળ'

શું રહ્યો છે શોધી ઉંચા ફૂળમાં ?
જો તપાસી મૂળ શું છે મૂળમાં ?
ધૂળમાંથી ઝિંદગી 'શયદા' બની
છેવટે એ ધૂળ થાશે ધૂળમાં

### 'જ્યોતી કે મોતી'

મુજ આંખમાંથી કોઇ સમે અશ્રુ વહે છે
જોનારના એનાગી હૃદય થંભી રહે છે
ઓ પૂછનારા ભેદ શું હું તુજને બતાવું
જ્યોતી કહે છે કોઇ તો કોઈ મોતી કહે છે.

'શયદા' (મુંબઇ)

[૨]

## ત્હારાજ વિચારો છે ત્હારાજ વિચારો છે

દિપક ને પતંગોની એ વાત પુરાની છે;
યુસુફ્‌ને ઝુલેખાની મશહુર કહાની છે,
જે પ્રેમની પાછળ થઇ આલમ આ દિવાની છે,
ફરહાદને મજનું પણ જેમાં થયા ફાની છે,
એ પ્રેમ તડપ દિલમાં, એ પ્રેમ પુકારો છે,
ત્હારાજ વિચારો છે ત્હારાજ વિચારો છે.

●

એક ધ્યાનમાં તારા હું શુદ્ધહીન બની જાઉં,
મસ્તીમાં પ્રણયની હું રંગીન બની જાઉં;
લખવામાં કવન તારા તલ્લીન બની જાઉં;
હું એને પછી ગાવા સ્વાધીન બની જાઉં,
છે યાદ સદા ત્હારી, ત્હારીજ લવારો છે,
ત્હારાજ વિચારો છે ત્હારાજ વિચારો છે,

●

આંખોમાં અને ઉરમાં, હર એક તરંગોમાં;
ઇચ્છા અને આશામાં ઉત્સાહ ને ઉમંગોમાં,
આકાશ અહો કેરા બદલાતા એ રંગોમાં
જીવનના-હર એક ક્ષણે, કુદરતના હર રંગોમાં,
સાગર ને સરિતામાં ત્હારાજ વિચારો છે;
ત્હારાજ વિચારો છે ત્હારાજ વિચારો છે.

●

હર પ્રેમ અદાઓથી મુજ દિલને રિઝાવું છું;
એક તારી પ્રણય મૂર્તિ હું તેમાં વસાવું છું;
અરમાનોને આશાનાં ફુલોથી સજાવું છું;
ને એને પછી દિલના સહુ ભેદ બતાવું છું;
એમાં છે જીવન મારૂં, જીવનનો ગુઝારો છે;
ત્હારાજ વિચારો છે ત્હારાજ વિચારો છે.

●

એક આશમાં તારી હું જીવનને ગુઝારૂં છું;
એક ત્હારા તસવ્વુરમાં દિન-રાત વિહારૂં છું;
ને ત્હારા પ્રણય ગીતો હું જ્યારે પુકારૂં છું;
વિરહના બધાં મારાં દુઃખ દર્દ વિસારૂં છું;
એક તારાં પ્રણયમાં પણ કંઈ રંગ હજારો છે;
ત્હારાજ વિચારો છે ત્હારાજ વિચારો છે.

"મઝલૂમ" જેતપુરી

[૩]

## ખુજલી

એક સમે હતા દેવ કેસરી,
વીર વર બુન્દીના નાથ,
નિદ્રા લે એકજ શય્યામાં,
પુષ્પ સુકોમલ રાણી સાથ.

●

ઉઠી અચાનક ખુજલી ભારે,
રાજાના અંગે અભંગ
નિદ્રામાં નિજનું સમજી
ખજવાળી ઉઠ્યા રાણીનું અંગ!

●

મટી ન ખુજલી કે ખજવાળવું
પણ વધી રહ્યા બેઉ એક સંગ
કિન્તુ ક્યાં તે કઠીન હાથ ને,
ક્યાં કોમલ રમણીનું અંગ?

●

નાજુક ગોરા અંગ મહીંથી
ઉઠી રહી લોહીની ધાર
તોય રહીને મૌન રાણીએ
સહન કર્યું દુઃખ પારાવાર

●

ઉન્હી ઉન્હી રક્ત-ધારથી
શય્યા થઈ ભીની જ્યારે
જાગી, દેખી દશા રાણીની
બોલ્યા બની દુઃખી ભારે

○

'ક્ષમા, પ્રિયે! કાં જગાડ્યો નહિ,
કરી મેં હાયરે, આવી ભૂલ?'
બેઉ ચરણ પકડી પ્રીતમના
બોલી. ત્યાં રાણી અણમૂલ,

●

"નાથ! છે આ શરીર તમારૂં
એ પર છે ના મુજ અધિકાર,
'સદા સર્વદા, ભાવ રહે આ
એજ વિનય મુજ વારંવાર'

"કૃષ્ણ" માતરી

[૪]

## એવો ચમકાર

એવો ચમકાર કોઇ જીવનમાં આવી ગયો,
અંતર અંતર ન રહ્યું પ્યારો સંસાર થયો.
માની'તી ચંદ્રિકા એ પ્રજળતી વીજ હતી,
ઝાંઝર ઝણકાર સાથ જીવન રણકાર વહ્યો.
ગાતાં સુખકાર રાગ જોગીના સૂર સર્યા,
જાતાં દિલની બહાર મિજલસનો માર રહ્યો.
દિલની કજળેલી કુંજ હાવાં નવ ફૂલ ધરે,
ગઇ જો કમનીયના તો સૂનો શણગાર રહ્યો.
હોઠો પર છે હસી ને ચેતન છે અંગમાં,
ક્યાં છે પણ સ્નેહ સુધા, સંજીવન સાર ગયો.
સ્મરણોમાં સંભરી એ સૂની સવેદના
ગાઉં છું ગીતડાં, ન એમાં લલકાર રહ્યો.

'સરોદ'

[૫]

## એ નાચતી'તી

એ નાચતી'તી
તેજવેરાયલ રંગથાળી પર કુંકુમની તરબાઝતી'તી
ઉભી હતી છતાં નાચતી'તીઃ
નાની નાની એની જાંબુડીઆ રંગી
આંખડીઓ કશું વાંચતી'તી.
આભામાં ચન્દ્ર ન્હોતો, ન'તા તારા
બત્તીઓના હતા તેજ ફુવારા—
ચોમેર ચુંબન તાળી-ઈશારા
હાસની ઝોળે આજ વસંતનું
શીતલ સ્મિત છંટાવતી'તી
માનવીની નાની અંતરક્યારીઓને
ચપલા ચમકાવતી'તી—
એ નાચતી'તી
એણે જોયાં ન્હોતાં મોઢાં-ચોરી
ન્હોતી એ કોઇની ચિત્ત-ચોરીઃ
આંખણના ઉઘાડની જેમ એ
ઊભી ઊભી અકળાવતી'તી
વર્તુર ઉપર ફૂલની પાનીએ
અમૃતને વરસાવતી'તી
એ નાચતી'તી—

ઈન્દુલાલ ગાંધી (રાંચી)

[૬]

## ગઝલ

ધરીને દિલબરના ચરણે દિલને,
દિલેર ગાહે ખપી રહ્યો છું;
સકંપ સ્વાગત, હું સંકટોનું,
કરીને સુખમા ખપી રહ્યો છું.
વસાવી પ્રતિક્ષા વિશ્વ આંખે,
વિયોગના વિશ્વમાં વસું છું;
વિસારી એણે જે દિલને દિલથી,
બસ એની માળા જપી રહ્યો છું.
પ્રણયના પંથે નઃ કો' સહાયક નઃ
માર્ગદર્શક મને મળે છે;
પગો તળે કંટકોના કટકા,
લઇને પંથો કાપી રહ્યો છું.
નથી ખબર મુજને લેશ એની,
એ કોણ છે, કેમ છે ને ક્યાં છે?
જે સૂર્ય કેરા હું તેજ તાપે,
બળી રહ્યો છું, તપી રહ્યો છું.
કસમ તમારી "કલીમ" કોઇદિ
મેં એોષ્ઠો પણ નથી લગાડ્યાં.
હું આજ સાકીના આત્માને કંઈ
પુન્ય દેવા જપી રહ્યો છું.

"કલીમ વાહિદી" ધોરાજવી.

[૭]

## ગઝલ

હવે બીમાર દીલની લે ખબર ઓ બેખબર આવી;
કે તુજ સ્મરણમહીં મુજ રૂહ આજે ઓષ્ટ પર આવી.
બનીશું આજ તારા પ્રેમમાં મસ્તાન-મતવાલા;
મદીરા જામને સાકી કરી દે આજ તર આવી.
ગિરો સાકી કને મૂકી અમે બે ઘુંટ પી લેશું;
હે ઉપદેશક તમારી પાઘડી ઘરને અગર આવી.
દશા મમ જોઇ દેશે તમ જફાઓ ને વફાઓનો;
જફાવાળા કદિ જોશો વફાઓની અસર આવી.
પરીક્ષાની નથી જલ્લાદ મુજમાં લેશ પણ તાકત;
ખુદા ખાતિર હવે તો ફેંસલો તું શિઘ્ર કર આવી.
નિયોગદાવર અદ નિશઃ રાય છે સૌંદર્ય પર બન્ને;
નિશાએ ચંદ્રમા આવી પ્રભાતે ભાસ્કર આવી.
પ્રત્યેક ટુકડા મહીં દિલના પ્રત્યેક ટુકડાના ટુકડામાં;
મને "સાગર" બધિબધ પ્રેમના ફુલ્લા નજર આવી.

"સાગર" (જેતપુર)

[૮]

ગઝલ

ધૂન અલ્લાહેકની લગાવી દે!
ઉર–બયાબાનને વસાવી દે!
એક એક બિન્દુ ફૂલ થઈને ખીલે!
નયન દવ એમ કંઇ વહાવી દે!
શ્વાસે શ્વાસે પ્રણય સુવાસ ઊઠે;
પ્રેમની જિન્દગી બનાવી દે!
રશ્મિકણ થઇ ભમું બધે નભમાં;
તેજના પુંજમાં ડુબાવી દે!
આંખ નરગિસ તણી બની જાઉં!
દર્શની ભાવના જગાવી દે!
કુન્જમાં જોઉં છું પ્રભા તારી;
દિવ્ય બુલબુલની લય સુણાવી દે!
હું ઊડી જાઉં નવ–દિગન્ત મહીં,
પ્રેમની પાંખમાં સમાવી દે!
રાખ થઇ જાઉં હું પતંગ બની;
દીપ અન્તર તણો જલાવી દે!
પારદર્શક દીસે નિસર્ગ 'નસીમ'
આખનું આવરણ ઉઠાવી દે!

"નસીમ"

[૯]

ગઝલ

નયન બાણો ભ્રકુટી ધનુષ્ય લઇ દિલ્દાર આવે છે;
હૃદયને વીંધતી કરતી એ મારામાર આવે છે.
જિગર ઝાલીને બેસો પ્રેમીઓ બેહોશ ના થાજો;
ઝબૂકે વીજળી સૌન્દર્યની સરકાર આવે છે.
જુઓ જાગીને અંતર–ચક્ષુએ દર્શન કરો એનાં;
અમૂલાં રંગબેરંગી સજી શણગાર આવે છે.
છે માથે તાજ પીળો, કાનમાં છે વાદળી મોતી;
ગળામાં પહેરીને એ લાલ રંગનો હાર આવે છે.
કોઇ મરજીવા મૌજે માણતા બીજાએ શું જાણે!
જુઓ 'સત્તારશાહ' ચૌદે ભૂવનનો સાર આવે છે.

"સત્તારશાહ" નિઝામી (રાજપીપળા)

[૧૦]

ગઝલ

અંતરની ઉર્મિઓને કદી વિસરી ને બેસ,
એનાં પ્રણયને દિલને જીગરમાં ભરીને બેસ.
તારા હૃદયનાં લાખ ખરીદાર થૈ જશે,
એકવાર પ્રેમ–રાહે હૃદય પાથરીને બેસ.
કોની નજરના તીર જો આ પ્રતિ આવે તો,
એ તીર સામે દિલને, જીગરને ધરીને બેસ.
આજે નહીં તો કાલ, મળીનેજ રહી જશે;
એનાં મિલનનું એકલું તપ આદરી ને બેસ.
પ્રારબ્ધ ચક્કરોમાં ફસી ચૂર થૈ જશે;
હે! નાશવંત જીવ હવે કર્યાં કરી ને બેસ!
પ્રગટી નવલ પ્રભાત નૂતન શાંત "આરઝૂ"
જૂની કથાઓ દિલથી હવે વિસરીને બેસ.

—"આરઝુ" ધોરાજવી

[૧૧]

"યાચના"

નાની પગલી પંથ લાંબો કાપવો;
ભાર ભારે શિશ ઉપર ઉઠાવવો.
છે સમય થોડો ને અંતર છે ઘણું;
ને અમારું દૂર પણ ઘર છે ઘણું.
કર અમારા પર દયા કિરતારનું;
કાંઈ કર અમ વિશ્વમાં ઉદ્ધાર તું,
વિશ્વ ઉપવનના અમે છે પંખિયાં;
તેંજ અમને શિખડાવ્યું અમોને ઉડતાં.
થાક નવ લાગે તું એવી પાંખ દે;
દ્રષ્ટિ પહોંચે દૂર એવી આંખ દે.
અમને તારા પર પુરો વિશ્વાસ છે;
નાથ તું છે વિશ્વ તારું દાસ છે.
એજ "ઘાયલ" દિલ તણી છે યાચના;
સિદ્ધ કરજે હે! પ્રભુ અમ સાધના.

"ઘાયલ" (પાજોદ)

[૧૨]

ગઝલ

દિલ દીધું મેં દિલરૂબાને,
ઝિન્દગી સોંપી કઝાને.

ધન્ય દિપક તુજ પ્રયાને.
તું બળે છે બાળવાને.

શેખજી ભૂલી ગયા શું?
યાદમાં મિસની ખુદાને!

પ્યારૂં મારૂં દર્દ મસીહા,
શું કરૂં તારી દવાને?

શર્મ આવે છે ગુન્હાથી,
કેમ પુકારૂં ખુદાને?

પ્રેમ મસ્તી છે રગે રગ,
શું કરૂં સાકી સુરાને.

વાત વાતોમાં લુભાવી.
પાપ મય મુજ પારસાને.

એ હસ્યા યા વીજ તૂટી,
બાળવા મુજ દિલજલાને.

વિશ્વમાં કે'તો ફરૂં છું,
દુઃખભરી જીવન કથાને.

ઓ જમાના ઓળખું છું,
ચાલ તારી તુજ અદાને.

દિલની વ્યાકુળતા એ કીધોઇ
વિશ્વમાં રૂસ્વા "ફ્રના"ને

"ફ્રના" રાંદેરી

[૧૩]

ગઝલ

કાલની વાતો બધી ભુલાય છે.
આજ તો બસ એટલું સ્હમજાય છે.

ગમ અને મુજ દિલ તણી છે દોસ્તી,
દિલ કને તેથીજ આવે જાય છે!

પુષ્પથી જેવું ચમન ખીલી ઉઠે,
દાગથી ગુલઝાર મુજ દિલ થાય છે.

બાખ છે એહસાન ગમનાં દિલ પરે;
દાગ ચાખો એજ આપી જાય છે.

એજ દિલ જ્યાં ત્યાં હતું ભટકી રહ્યું,
એ હવે નય જોઇને પણ શ્હાય છે.

"ઈન્સાન" (પોરબંદર)

[૧૪]

આંખો મારતાં શીખે

કદમને ચૂમનારાઓ જો ઠોકર મારતાં શીખે;
તો એ માશૂક આપોઆપ સૌ વિચારતાં શીખે.
મને મન મારવાનું કહી બધા ઉપદેશ આપે છે;
કોઈ કે'તું નથી તુજને ન આંખો મારતાં શીખે!
નવી ફેશનના એ વિવેકની શી દાદ દેવી કે:
વધુ ભણતાંજ બેટા બાપને હુંકારતાં શીખે!
બી. એ. થઈનેય સર્વિસ કાજ તો બે કામ બાકી છે.
યા માથું મારતાં શીખે, યા આંખો મારતાં શીખે!
મુસોલીનીથી કંઇ બનતું નથી તો એમ કહી દેજો,
એ હઝરત હિંદમાં આવીને ડોબાં ચારતાં શીખે.
ગઝલ સારી લખીને બેસી રે'વાથી નથી થાતું.
જરા મેહફિલમાં જાયે શેખને લલકારતાં શીખે!
હજારો વાતની એક વાત કે' છે "શેખચલ્લી" કે
મુસલમાં ધર્મને માટે મરી પરવારતાં શીખે.

શ્રી. "શેખચલ્લી"

[૧૫]

ગઝલ

હું દોસ્તોની એજ ઘડી ગમ કરી ગયો;
ચાલુ છે દમ ને સમજી ગયા એ મરી ગયો.
હું કેફમાં જવાનીની શું શું કરી ગયો?
જીવન અને મરણની રમતમાં મરી ગયો!
આગળ ન ધસ યુવક પછી કહેશે સરી ગયો?
પાછળ ફરીને જો કે ઝમાનો ફરી ગયો.
લ્યો લાશ જોઈ લ્યો તમે એ માલદારની,
એકજ કફન છે લઈ ગયો ક્યાં જે ભરી ગયો?
જલ્દી બુઢાપો આવશે નો'તી એ ધારણા,
કમબખ્ત મારી મીઠી જવાની હરી ગયો!
મિત્રો ઘણા છે થોડા વિરોધી થયા તો શું,
થોડાક એવા મિત્રોથી શાને ડરી ગયો?
ઇસ્લામી કોમમાંથી એ "ઈકબાલ" શું ગયો,
સાહિત્ય આભમાંનો સિતારો ખરી ગયો.
રસિયા એ હિંદ જેવું હતું કોઇ દી' "અમીન"
લેનિન જેવો કેછે કોઈ ત્યાં મરી ગયો.

—"અમીન" આઝાદ

[૧૬]

(ગઝલ)

સુવાના ભૂતને શિરપર સવાર રાખું છું;
જરા ખિઝનો સમય પૂરબહાર રાખું છું.
બુતોને જોઉં છું હા દેહરની પ્રતીક્ષામાં;
ફરીમે દિલ તને પરવરદિગાર રાખું છું.
ક્ષમા કરી દે વિચારે છે શું પ્રભુ થઇને;
ગુનાહ કરતાં હું કંઇ એ વિચાર રાખું છું!
વધાઇ જાય ન તુજ પ્રેમીનું જીવન માટે,
ફરીદ થઇને હરીફીથી પ્યાર રાખું છું.
રે સાંજનાએ ધુમ્મળકામાં દૂર જોતું છું;
નયનની જ્યોત ખચિત આબદાર રાખું છું.
વિચાર મગ્ન કરી દઉં છું એમને 'સાબિર'
પવિત્ર ચર્ણું હૃદય બાદાખ્વાર રાખું છું!

'સાબિર' (વટવા.)

[૧૭]

ગઝલ

શમે ગમ જે આવ્યા'તા ગમખ્વાર થૈને;
રહ્યા દિલ મહીં હાય! આઝાર થૈને.
મઝા છે ગઝબની રહમની નઝરમાં;
ઝગા આઝમાઓ ગુનહગાર થૈને.
અરેરે! શું આવ્યા છો ઝાહિદ તમે પણ!
શરાબીની દુનિયામાં ગમખ્વાર થૈને!
ફિકી કૂચ કર તું નથી શોભતો ગમ;
પડી શું રહ્યો છે તલબગાર થૈને?
સઝા ઇશ્કની પણ નિરાલી સઝા છે;
ગયો મંઝિલે દિલથી હદપાર થૈને!
ખુદા વાસ્તે વિરહની રાતના તો;
ન આવો અહીં કોઇ ગમખ્વાર થૈને.
મઝા છે દવામાં કે દર્દે જિગરમાં;
ન જાણ્યું મરી! હાય! બીમાર થૈને.
તને પણ ખુદા યાદ આવે છે કેવો;
ઝરા જોઇ લે તું બી લાચાર થૈને
નસીહત તો કરવાને આવ્યા'તા નાસેહ;
ગયા મયકદેથી તે મયખ્વાર થૈને.
અરેરે! શું આવ્યા છો દાના તમે પણ!
મહબ્બતની દુનિયામાં હુસ્યાર થૈને!
'હઝીં' બે ખબર જગ મહીં બાખબર છે;
મળ્યું આપને શું ખબરદાર થૈને!

"હઝીં" શહેરી

[૧૮]

ગઝલ

ફકત દિલદાર એકજને ઘણા ચાહનાર બેઠા;
ન તસવ્વિો દિયો દર્શન બધા એકતાર થઇ બેઠા.
થયા જગમાં કલીમુલ્લાહ ખલીલુલ્લાહ રૂહુલ્લાહ;
બધામાં ખાસ પ્યારા અહમદે મુખ્તાર થઇ બેઠા.
બને વહશી કોઈ મજનુ છૂપાવી ભેદ ઉલ્ફતનો;
ખના દાના થયા તેઓ ખરા હુશ્યાર થઇ બેઠા.
નથી જો દોલત ઇમાન તો કૈં પણ નથી પાસે;
ભર્યને નામના દુન્યા મહીં ઝરદાર થઇ બેઠા.
તમો ઉપર ફિદા થઇને તમારી રાહમાં મરવું;
કરીને કસ્દ એ દિલમાં અમો તૈયાર થઇ બેઠા.
હવે આવીને આ નાદાં તબીબો શું દવા કરશો!
નકામા જ્યાં મસીહાના બધા ઉપચાર થઇ બેઠા!
અજબ ઢંગે સજાવી છે સકળ મેહફિલને સાકીએ;
ન સાગર છે ન મીના છે છતાં સરશાર થઇ બેઠા!
દયાસાગર દયા લાવી મદદ કર તું હવે મારી;
હતા જે યાર દુન્યામાં બધા અગયાર થઇ બેઠા.
પલકમાં રંજ સાગરથી થશે તે પાર અમ કિશ્તિ;
અમારા નાખુદા ગર સૈયદે અબરાર થઇ બેઠા.
શફાઅત કર તું 'ખાકી'ની ખુદારાજલ્દ મેહશરમાં;
હતા જે કંઇ અમલ તેતો બધા બેકાર થઇ બેઠા.

[૧૯]

ગઝલ

દિલથી યાર ખુદા તારું હૃદય ચૂર કરે!
ને તને ધ્યેય તરફ જગતમાં મજબૂર કરે!
ઇશ્ક અર્પીને તને શૌર્યથી ભરપૂર કરે!
તું જે મંઝિલમાં વસે તેનેય પુર નૂર કરે!
એ તડપ તુજને મળી જાય જે તડપી તડપી,
દિલમહીં જોશ ફૂંકી દર્દથી મસરૂર કરે.
ખુદબખુદ આહ ભડક દિલમહીં જવાળા થૈને,
કે નજર તેજ બની આંખને મગરૂર કરે!
એ હવા ઉડ જરા જોઇ લઇ એવો કે.
માજ પર મૌજ ચઢી જાય વમળ દૂર કરે!
તું હકીકતને નિહાળી લે ખબરદાર બને,
સત્યનો રંગ ચઢાવી તને બિલ્લૂર કરે!
નિત 'અસરાર'ની એવી છે તમન્ના આ રમ.
અશ્ર આંખોમાં ભરી આંખને પુર નૂર

"અસરાર" (ધ

[૬૦]

## મુજ જીવનનો આધાર ગયો !

વિખરાઇ જિગરનો હાર ગયો !
મુજ જીવનનો આધાર ગયો !

●

કરી કાતિલ મુજ પર વાર ગયો !
દિલડાનો તૂટી તાર ગયો !
એ મ્હારો રત્ન રણકાર ગયો !
હું સાવ થઇ બેઝાર ગયો !
નિરસ થઇ આ સંસાર ગયો !
મુજ જીવનનો આધાર ગયો !

●

એ બાગ હવે રહ્યો બાગ નથી !
એ ફૂલ નથી એ પરાગ નથી !
દુઃખ દર્દ તણો રંજ તાગ નથી !
મુજ ઉરમાં સમતી આગ નથી !
દિલ ઠંડકનો કરનાર ગયો !
મુજ જીવનનો આધાર ગયો !

●

બની મસ્ત અને હું રમતો' તો !
કરી મોજ હું જે પર ભમતો' તો !
ખુશ થઇને કંટક ખમતો' તો !
રસ મેવા નિત્યે જમતો' તો !
એ રસીયો રસ પાનાર ગયો !
મુજ જીવનનો આધાર ગયો !

●

હું પ્યાર મહીં બેભાન હતો !
એનાજ પરે કુરબાન હતો !
ના અન્યનું ધરતો ધ્યાન હતો !
ગાતો એના ગુણ-ગાન હતો !
પણ એ દઇ દાગ હજાર ગયો !
મુજ જીવનનો આધાર ગયો !

●

આ પ્યાર અમારો અભંગ હશે !
જીવન તક એ મુજ સંગ હશે !
એ રૂપ હશે એ રંગ હશે !
ને મુજમાં એજ ઉમંગ હશે !
એ ખ્યાલ ગયો એ પ્યાર ગયો !
મુજ જીવનનો આધાર ગયો !

●

નવ અંતરમાં હતી રહમ જરી !
એ નિર્દય દિલ પાષાણ કરી !
નિજ નયનોમાં અંગાર ભરી !
મુજ જીવન-ધન પળમાં એ હરી !
કરતો મુજને લાચાર ગયો !
મુજ જીવનનો આધાર ગયો !

●

મુજને એનાથી દૂર કરી !
મુજ જીવન ધુળ નિષ્ઠુર કરી !
ભરપુર ઝખમથી ઉર કરી !
ગયો મશ્કરી એ મુજ ક્રૂર કરી !
એ મ્હારો લઇ દિલ્દાર ગયો !
મુજ જીવનનો આધાર ગયો !

●

ક્યાં જોવું નવ સમજાય હવે !
મમ અંતર બહુ મુંઝાય હવે !
શું થાય હવે ? શું થાય હવે ?
કેમ લાગી અગન બુઝાય હવે ?
ઓજે "ઉન્મત" અવતાર ગયો !
મુજ જીવનનો આધાર ગયો !

"ઉન્મત"

[૨૨]

### ગઝલ

નઝરથી નઝરનું જો તૂફાન થાશે,
તને મારા સત પ્રેમનું ભાન થાશે.
વિરહમાં મિલનનું તને જ્ઞાન થાશે,
મિલનમાં વિરહનું તને ભાન થાશે.
ગઝબ થઈ જશે, શમ્અને ના જલાવો,
કરોડો પતંગાઓ બેજાન થાશે,
જલાવું તો આફત બુઝાવું તો આફત,
ઉભય રીતે પરવાના હયરાન થાશે.
જુદાઈની વાતો મને ના કહેશો,
એ સુણવાથી અંતરમાં તૂફાન થાશે,
હું સમઝીશ છે ધન્યમુઝ ઝીન્દગાની.
ફરીથી જો તુજ હસ્તે મધપાન થાશે.
ચમનમાંથી ઝાલિમ તું ગુલ તોડશે તો;
બિચારું હા' બુલબુલ પરેશાન થાશે.

"જામી" ધોરાજવી.

[૨૩]

### ગઝલ

વીતી જતી યુવાની કે' છે કંઈક રોઈ;
મુરખ મને નકામી આને ધડીક જોઈ,
મેં પ્રેમમાં બધું એ જીવન તનેજ સોંપ્યુ,
તો એ કદર ન મારી દિલથી કરી ન કોઈ.
મેં પ્રેમ ઝંખનામાં શાંતિ બધીજ ખોઈ,
આનંદની ઘડીતો ક્યાંએય મેં તો જોઈ,
શાને રહું કહે હું તારા ઉપર મરીને,
હૈયું કહે ! જીવન તો આમજ જશેજ, રોઈ !

• • •

તું મોજની વિલાસી આનંદની સિરોઈ,
લપડાપ જે અનાડી નાખે છે હાથ ધોઈ,
તેં તો મને નશાની પ્યાલી ખરેજ પાઈ,
પણ ડાઘ દિલ પરે કંઈ લાગ્યો ન વા'લ સોઈ.
હૈયું હસે છે છાનું આશ્ચર્ય એમાં શાનું,
જોયું જીવન ઝરામાં અણુદીક રૂપ કોઈ,
આ 'પ્રેમ' છોકરીના ષડયંત્ર એ દિવાની,
દિલ ઘરામાં પરોનો મળશે રહીમ કોઈ.

"પ્રેમ-સાગર" (વડાલી)

[૨૪]

### ગઝલ

મુજથી મળવા તું હવે ઇકરાર કર,
પ્યાર કર પ્રેમીથી તારા પ્યાર કર.
પ્રેમના દરિયા મહીં તૂફાન છે,
પ્રેમની મુજ બેડલી તું પાર કર.
તેંજ બીજાને જગાડ્યો માનજે,
તુંજ જો ગાફિલ તને હુશયાર કર.
તું મટાડી યાર પર આ જીંદગી,
તુજ મહીં તું યારના દીદાર કર.
આરસી દિલની અજબ છે આરસી,
આરસી એ જોઈને શણગાર કર.
કડી ગયા શબ્દો જે કહેવાનું હતું.
જીંદગી ભાંગીને ભાગાકાર કર.
શું લખે "સાઇલ" હવે તું શું લખે,
જીંદગીનો વક્ત કાં બેકાર કર?

"સાઇલ" (જુનાગઢ)

[૨૫]

### ગઝલ

વફાની કરું આશ કાં બે વફાથી,
વફાઓનો બદલો મળે જ્યાં જફાથી.
અમારું જીવન છે તમારી કૃપાથી,
મરીશું તો કાતિલ અમારી કઝાથી.
ઇલાહી બુતોથી મને બસ બચાવો?
હું તૌબા કરું છું એ રાહે ખતાથી.
જખમ મુજ હૃદયના કદી ના રૂઝાશે,
મસીહા એ તારી દુઆથી દવાથી
હું ડરતો નથી હે કઝા તુજથી કંઈપણ.
તું આવે બલાથી-તું જાએ બલાથી
ઇલાહી! છે 'કાતિલ'ની તુજથી દુઆએ,
બચુ યાએ મુજનું બધાના બલાથી.

"કાતિલ" (રાંદેર)

(બાકીના કાવ્યો આવતા અંકે)

# "થાણેદાર!"

રૂપાન્તરકાર : અસીર (બાંટવા)

ચાલીશ વર્ષ પૂર્વેની વાત છે. ત્યારમાં અને અત્યારમાં જમીન આસ્માનનું અંતર પડી ગયુ છે! તે સમયજ કંઈ ઓર હતો. ત્યારે અંગ્રેજી અમલદારીની બોલ બાલા હતી! અમારી થાણેદારી શું હતી. લાટ સાહેબી હતી! અમારા થાણાના સોળે આના અમે કર્તા હર્તા અને માલિક હતા! કાળું ધોળું બધુંય કરવાને અમને હક હતો! હા, પગાર ત્યારે અત્યાચારથી ઓછો મળતો હતો, પણ પગાર માટે કોણ થાણેદારી કરતો હતો? એવા એવા તો ત્રણ પગાર અમારા ખમીરી તમ્બાકુમાં ખર્ચ થતા હતા! અમને જે હક મળતો હતો તેના ઉપર અમારી થાણેદારીની શાન ચાલતી હતી!

હું પહેલ વહેલો થાણેદાર થઇ ગામડાના થાણામાં આવ્યો હતો. ખાનદાની માણસ હતો, મારા દાદાએ બળવામાં અંગ્રેજોને ભારે મદદ કરી હતી અને મારા પિતાશ્રીતો રિસાલામાં રિસાલદાર થઈ ચીનની લડાઇમાં ઝન્ડા ગાડી આવ્યા હતા! અમારા ઘરની સૌથી જુની સન્દુક જુનાં સર્ટિફિકેટો, સનદો અને સોનેરી ડબ્બાઓથી ભરેલી હતી! સર્ટીફિકેટોને તો ઉધઈ ખાઇ ગઇ હતી. ડબ્બા મેલા થઇ ગયા હતા: પરન્તુ પિતાશ્રી મરતાં સુધી એનો દમ ભરતા રહ્યા! તે સન્દુકની દર એક ચીજની એક કથા હતી જે મેં પિતાશ્રીનાં મુખેથી હજારો વાર સાંભળી હતી! હું મોટો થયો તો મારા મનમાં પણ કંઈ કરવાનો હોસલો પૈદા થયો! સર્ટીફિકેટો અને સનદોએ મને બહુજ મદદ કરી! એક તો હું અંગ્રેજી ભણેલો અને બીજું આ સનદોનું જોર. તે સમયમાં આજની પેઠે બી. એ. અને. એમ. એ. દર બદરની ઠોકરો ન્હોતા ખાતા! હું મામુલી અંગ્રેજી જાણતો હતો પરન્તુ કલેક્ટર સાહેબે મારી લાયકાત જોઇ એકદમ થાણેદાર તરીકે મારી નીમણુંક કરી દીધી! સાચું પૂછોતો થાણેદારી મારા પર કૃપા કરતી હતી! રંગતો મારો આપ જોઇજ રહ્યા છો? મોતીનાં પાણીનેય મ્હાત કરેતો હતો. ઉભે ઉભે પીધું હતું ભેંસનું દૂધ અને ખાધુ હતું માખણ; કંઇ આજકાલનાં જેન્ટલમેનોની પેઠે ન્હોતી પીધી ચા!!! બસ શેર જેવી છાતી અને ગુલેલા જેવો ચહેરો હતો! મૂછો મરોડવાનો મને અતિશય શોખ હતો; ફર્ઝેન ફેશન ત્યારે પૈદાએ ન્હોતી થઇ! મર્દની નિશાનીજ મૂછો હતી! તે દિવસોમાં જ્યારે હું ચુસ્ત થાણેદારીનો ડ્રેસ કરી, સોનેરી બોર્ડરવાળી લાલ પાઘડી માથા પર રાખી, મૂછોને મરોડી, છાતી કાઢી, ઘોડી પર સવાર થઈ સવારીમાં ફરવા નીકળતો, બે કોન્સ્ટેબલ જમણી તરફ અને બે ડાબી તરફ પૈદલ દોડતા, ખિદમતગાર પેચવાન લઇ પાછળ પાછળ ચાલતો; ત્યારે ગામડાનાં કિસાનો ઝૂકીઝૂકીને સલામો ભરતા, 'હુઝૂર' કહી હાથ બાંધી અદબથી પાછળ, પાછળ ચાલતા; ત્યારે હું સમજતો કે હા હું છું થાણેદાર! અત્યારનાં સમયમાં ભલા કોઇ શું થાણેદારી કરશે? હવે તો થાણેદાર સાહબ ગલીઓ ગલી ભટકે છે, કોઇ ફુટી આંખ પણ એમને જોતી નથી!!!

"હા. તે દિવસોમાં એક વાત ઔર હતી! હેડ ક્લાર્કનું કામ પણ થાણેદારને જ કરવું પડતું હતું! મતલબ કે થાણેદારજ હેડ કલાર્ક અને હેડ ક્લાર્ક જ થાણેદાર હતો! ડી. એસ. પી. અંગ્રેજ હતો. તે કદી પણ થાણેદાર ન્હોતો

કહેતો-હેડ કલાર્ક જ કહીને બોલાવતો હતો! બસ, તે વખતે અગર થાણેદારીમાં કંઇ પણ ઓછપ હતી તો તે એજ હતી!

ફાગણ પસાર થઈ રહ્યો હતો, ખેતરોમાં ઘઉં અને જુવાર પાકી ગઇ હતી, હવાની ગતિ મંદ પડી ગઇ હતી, ગરમી શરૂ થઈ ગઈ હતી, બપોરનાં સમયે સુસ્તી જેવું લાગ્યા કરતું! કિસાનોને ખેતરોથી ફુરસદ ન્હોતી પરન્તુ થાણામાં સન્નાટો રહેતો! ન લુંટફાટ, ન ચોરી, ન રિપોર્ટ, મનહૂસ દિવસો પસાર થઇ રહ્યા હતા! ઘણા દિવસોથી પાકીટ ન્હોતું ભરાણું, મૂઠી ગર્મ ન્હોતી થઈ!!!

બપોર થવામાં થોડી વાર હતી, જરૂરી કાગળોને થાણામા પહોંચાડી હુ ચોકમાં લીમડાનાં ઝાડ નીચે ખાટલો નાખી વિચાર તન્દ્રામાં પડયો હતો. ખિદમતગાર હુકકો ભરી મૂકી ગયો હતો, હું હુક્કાના દમ ખેંચતો વિચારી રહ્યો હતો!

કરીમ બક્ષ કોન્સ્ટેબલ, થાણામાં સૌથી જુનો હતો, દુબળો પાતળો છટાંક ભરનો માણસ, દાઢીમા મ્હેંદી, આંખમા સુરમો, હોઠો પર ગઝલ! એક તો ગામડુ ને બીજું થાણુ, અહિંયા ભલા એવા માણુસનુ શુ કામ? પણ કરીમ બક્ષ અઢાર વર્ષથી ખીલાની પેઠે ત્યાનો ત્યાજ ખુંપી રહ્યો હતો! અગર હું એમ કહું કે, થાણામાં અસલી થાણેદાર એજ હતો તો એમાં કંઇ પણ અતિશ્યોક્તિ ન કહેવાય!

અમે થાણેદાર તો કપડાં પહેરી મૂછોજ મરોડવા જાણતા હતા, થાણેદારીનાં દાવ પેચ અમે આ કરીમબક્ષ પાસેથી શીખતા હતા!

કરીમબક્ષે મને વિચાર મગ્ન જોઇ પાસે આવી પુછયું:-

"આજે હુઝૂર શું વિચારમાં છો?"

મેં સ્મિત કરતાં કહ્યું:-"કરીમ, આ મનહૂસ દિવસો કેમ કપાશે? કેટલા દિવસ થયાં કોઇ પખી ફસાતું હોય એમ લાગતુ નથી! હથેલીમાં ખુજલી થઇ રહી છે પણ મુઠી ગરમ થતી નથી!"

કરીમબક્ષે હસીને કહ્યું:-"બધા દિવસો તો એક સરખા નથી હોતા હુઝૂર! જ્યારે-આટલું મોટું થાણાનું પિંજરૂં ઉભું છે તો પછી પક્ષી કેમ નહિ ફસાય! જરૂર ફસાશે, એતો મૌકાની વાત છે! બાકી આ જિલ્લો ભયંકર લોકોનો મુલક છે! શાંતિ સ્થાપવામાં તો હુઝુરના નાકમાં દમ આવી જશે!!!"

મેં હુક્કાનો લાંબો દમ ખેંચતા કહ્યું:- "અરે! કોણ સાલો શાંતિ સ્થાપવા માગે છે? અહિં તો હલવા મીઠાઇની જરૂર છે!"

કરીમબક્ષ હસી પડયો, તેણે પોતાની દાઢી પર હાથ ફેરવતાં કહયુ:-"હુઝૂર તો......" તે હજી કંઇ વધારે બોલવા જતો હતો કે સામેથી કોઇને આવતાં જોઇ ચૂપ થઇ ગયો!

મેં જોયું એક ભદ્ર આધેડ માણુસ ઘુંટણોથી ઉપર મેલી ધોતી, બદન ઉપર બારીક કમીસ અને માથા પર બે આનાની ટોપી મૂકી થથરતા શરીરે થાણામાં દાખલ થયો! તેને જોઇ હું અક્કડ થઇ બેસી ગયો, કરીમબક્ષ ઉભો થઇ ગયો, તેણે ધીરેથી કહ્યું:-"ખુદા ખૈર કરે આ મનહૂસ મખ્ખીચુસ વાણીયો સવારનાં પહોરમાં થાણામાં......?"

વાણીયો સલામ કરી હાથ જોડી અમારી સામે ઉભો રહી ગયો.

નિત્યક્રમ મુજબ કરીમબક્ષે પ્રશ્ન કર્યો: "શું છે લાલા? આજે કાં ભુલા પડી ગયા?"

વાણીયાએ રડમસ અવાજે કહેવાનું શરૂ કર્યું: "મારા જાનમાલને બચાવો!" આટલુ કહી એણે એક અર્ધ ફાટેલ કાગળ કરીમબક્ષનાં હાથમાં મુકતાં કહ્યું:-"હુઝૂર, આજે સવારે ઉઠતાં વેત મને આ કાગળ દરવાજા પર ચોડેલો દેખાયો. ચેતવણી છે હજૂર, ચેતવણી! સંગ્રામ સિંહની ચેતવણી!!! એમાં લખ્યું

છે, પાંચ હજાર રૂપિયા પક્ષની પાસે મૂકી જાવ, નહિ તો લૂટ થશે! લૂટાઇ જઇશ હુઝુર, બર્બાદ થઇ જઇશ, ગરીબ વાણીયો છું! પાંચ હજાર રૂપિયા મારા બાપદાદાએ પણ સ્વપ્નામાં નથી જોયા! બચાવો હજૂર, બચાવો, મરી જઇશ. લુટાઈ જઇશ, બર્બાદ થઇ જઇશ......!" અને વાણીયાએ રડવું શરૂ કરી દીધું!!!

વાણીયાના શબ્દો સાંભળી સાંભળી, મારા જવાન ખૂનમાં જોશ ચડી રહ્યો હતો! મેં સંપૂર્ણ ઇરાદો કરી લીધો કે આજે તો આ ડાકુથી બે હાથ જરૂર કરીશ. એને ગિરફતાર ન કરી લઉં તો થાણેદાર નહિ! મેં મારા જોશમાં ને જોશમાં મૂછો પર તાવ દઇ કંઇ બોલવા મોઢું ખોલ્યુ કે, તરતજ કરીમબક્ષે ઇશારો કરી મને રોકી લીધો અને પછી ગંભીરતાથી એણે વાણીયાને કહ્યું:—"અરે, નાલાયક, શું બકવાટ આદર્યો છે? આ થાણું છે કે, તારૂં ઘર? અદબ, કાયદો કંઇ નથી જાણતો? સીધી રીતે રિપોર્ટ લખાવ, આ રોવા ધોવાની શું મતલબ? સરકારના મિજાજને નથી જાણતો?'

આ ધમકી પડતાં વાણીયો સીધો થઇ ગયો! તે ચૂપચાપ હાથ બાંધી કંપવા લાગ્યો! મેં કરીમની તરફ જોઇ પ્રશ્ન કર્યો:—"શું વાત છે કરીમબક્ષ?"

"હુઝુર, કંઇ નથી! ભલા, આવી રીતે કોઇ લૂટ પણ કરતો હશે? આ અંગ્રેજી અમલદારી છે, કંઇ નાનીનું ઘર નથી!!!"

મેં જરા અક્કડ થઇ મૂછો પર તાવ દેતાં કહ્યું:—"સાચેસાચું વર્ણન કરો!"

મારા આ કડક શબ્દો સાંભળી વાણીયો નીચે જમીન પર ઢળી પડ્યો અને કરગરવા લાગ્યો!

કરીમબક્ષે કહ્યું:—"અહિં આવો લાલા, તમારી કમબખ્તી અહિં, તમને ખેંચી આવી લાગે છે! સરકાર, બહુજ નાજુક મિજાજ છે!" આટલું કહી તે વાણીયાનો હાથ ખેંચી બીજી બાજુ લઇ ગયો! ઇશ્વર જાણે તેણે એને શું મંત્ર પઢાવ્યું! જ્યારે કરીમબક્ષ તેને લઇ પાછો મારી પાસે આવ્યો ત્યારે તેના હાથમાં એક પોટલી હતી! વાણીયો અદબથી હાથ જોડી ઊભો રહી ગયો. કરીમબક્ષે હોઠોમાં સ્મિત છુપાવતાં કહ્યું:—"હુઝુર, ગરીબ માર્યો જશે, એનો રિપોર્ટ તો દાખલ કરવોજ જોઇએ અને હિફાઝત પણ થવી જોઇએ!" તેણે પોટલી ખોલી પચ્ચીસ પચ્ચીસની ચાર થપ્પી મારી સામે ધરી દીધી અને ઉમેર્યું:—"સરકાર, કામ થઇ જતાં અન્ય સેવાસગ્રસા કરશે! બિચારો બહુજ ભલો માણસ છે! એના પર સરકારની કૃપા દ્રષ્ટિ થવીજ જોઇએ!!!"

હું સમજી ન શક્યો, હવે મારે શું કહેવું! હું એકી ટશે કરીમબક્ષ તરફ જોવા લાગ્યો! કરીમબક્ષે આંખોથી ઇશારો કર્યો અને વાણીયાને કહ્યું:—"સરકારને સલામ કરો લાલા, ઇશ્વરનો પાડ માનો કે સરકારે તમારા પર..."

"પણ કરીમબક્ષ...મે સંકોચાતાં સંકોચાતાં કહ્યું. પણ કરીમબક્ષે મને અધવચ્ચેથી અટકાવતાં કહેવા માંડ્યું:—"હુઝુર, મારી ખાતર લાલાનું કામ કરી દ્યો, હું હમણાં રોજનામું લઇ આવું છું' એટલું કહી તે ત્વરિત ગતિએ રૂપીઆ ઊપાડી અંદર ચાલ્યો ગયો અને રોજનામું, શાહી, ખડીયો વગેરે લઇ આવ્યો! રિપોર્ટ લખવામાં આવ્યો અને લાલાને તસલ્લી આપવામાં આવી કે, "વિશ્વાસ રાખો, અમે પુરો બન્દોબસ્ત કરી આપીશું!

વાણીયો ઝુકી ઝુકીને સલામો ભરતો ચાલ્યો ગયો!"

(૩)

મારા ખૂનમાં જોશ આવી ગયો, રાા રૂપિયાની રકમે ઠારી ગર્મી પૈદા કરી દીધી! બસ,

મેં થાણામાં ધૂમ મચાવી દીધી, ઘોડી ઉપર ઝીન કસી દેવામાં આવ્યું, રિવોલ્વર બાંધી લેવામાં આવી, ગોળીઓની કમર પટી કમર ઉપર મેં કસી લીધી! છ જવાનોને પસંદ કરી તેમને એક એક બન્દૂક અને ગોળીઓની કોર્ચ આપવામાં આવી! હું બેચેનીથી અહિં તહિં ટહેલવા લાગ્યો! મીયાં કરીમબક્ષ ચુપચાપ એક તરફ બેસી પોતાની દાઢી સંવારી રહ્યો હતો, વચમાં એકાદ ગઝલનો મીસરો ગણગણી લેતો હતો! એ બુઢ્ઢાને સાથે લઈ જવું મને ઉચિત લાગ્યું નહિં, લડાઇના મામલામાં તો જવાનોનુંજ કામ છે, એટલે મેં એક એકથી ચઢીઆતા જવાન પસંદ કરી લીધા, જ્યારે હું પુરેપુરો બન્દોબસ્ત કરી ચૂક્યો તો મૌકો જોઈ કરીમબક્ષ મારી પાસે આવ્યો અને ધીરેથી તેણે મને કહ્યું:—"જો કે હુઝૂર મા બાપ છે પણ મારી વય મોટી છે, અને પોલીસની પાઘડી માથાં પર રાખતાં આજે પચીસ વર્ષ થઇ ગયાં છે! હુઝૂર બહુજ સીધા સાદા અને ઉચ્ચ ખાનદાન છે, પણ અનુભવી નથી! હું હુઝૂરને બહુજ પ્યાર કરૂં છું, મારો પણ એક પુત્ર હતો તે હુબહુ હુઝૂરનાં ચહેરાને મળતો હતો; હુઝુરને જોઇ તેની યાદ આવે છે. એટલેજ મને હુઝુરનો વધારે ખિયાલ રહે છે!"

કરીમબક્ષની આ લાંબી બકવાટથી હું તંગ આવી ગયો! શું એ એક કૉન્સ્ટેબલના મુખથી થાણેદારને કહેવાની વાત છે? મેં કહ્યું:—"તમે શું કહેવા માગો છો કરીમબક્ષ?"

"મારી કહેવાની મતલબ એ છે હુઝુર" એણે મારી નજરથી નજર મેળવતાં કહ્યું:—"આપ જવાન છો, બાલ બચ્ચેદાર છો, આગળ પાછળનો વિચાર કરી કામ કરવું ઠીક છે આપ......"

"આખર તમે કહેવા શું માગો છો?"

"હુઝૂર સંગ્રામસિંહ અવાજ ઉપર ગોળી મારે છે, હોશિયાર રહેવું!" આટલું કહી કરીમબક્ષ ચાલતો થયો!

કરીમબક્ષના આ શબ્દો સાંભળી મારૂં જોશે ચઢેલું ખૂન ઠંડુ ગાર થઇ ગયું. પરંતુ મેં મારા રૂઆબને સ્થીર રાખવાની કોશિશ કરી પણ થોડીજ વારમાં બધી ગર્મી ઉતરી ગઈ અને કરીમબક્ષનાં શબ્દો કાનમાં ગુંજવા લાગ્યા! રહી રહીને દિલ કાંપવા લાગ્યું! છેવટે મેં કરીમબક્ષને બોલાવ્યો તે આવી ચૂપચાપ ઉભો રહી ગયો મેં કહ્યું:—"કરીમબક્ષ તમારે પણ અમારી સાથે આવવું પડશે!'

"શું મારે હુઝુર? હું બુઢ્ઢો ત્યાં શું તીર ચલાવીશ? ત્યા તો જવાનો......"

"તમારે આવવું પડશે!' મેં થાણેદારના રૂઆબથી કહ્યું તે સલામ કરી ચાલતો થયો અને થોડીવાર પછી પોલીસનાં યુનીફોર્મમાં સજ્જ થઈ અમારી ટુકડીમાં શામિલ થઇ ગયો!

સૂર્યાસ્ત થતાં અમે સાતે જણા ઘોડા ઉપર સવાર થઇ ગામ બહાર નીકળી ગયા! ચાંદનીનું અજવાળું એકદમ સાફ હતું, ગામથી લગભગ અમે બે ફર્લાંગ દૂર પહોંચ્યા જ્યાં ચાર પાંચ ઝાડવાં હતાં અને પાસે પુલ હતો, કરીમબક્ષે કહ્યું:-'બસ હુઝૂર!"

મેં ઘોડીને રોકતાં પ્રશ્ન કર્યો:—"શું બસ કરીમ?"

"બસ હુઝૂર આપણે અહીંજ મોરચો બાંધીશું!"

'અહિંયાં જંગલમાં?"

"સરકાર ગુલામની કારસાઝી તો જુઓ, બધુય ઠીક ઠાક થઇ રહેશે!"

અમે ચુપચાપ કરીમબક્ષને જોતા રહ્યા! જેમ જેમ વખત જતો હતો તેમ તેમ મારા દિલની ધડક ન વધતી જતી હતી! અને કરીમબક્ષના પેલા શબ્દો જાણે કોઇ

પાસે આવી જોરથી કાનમાં ન કહી રહ્યું હોય એમ લાગવા માંડ્યું!

એકાએક કરીમબક્ષે કહ્યું:—"હવે ડાકુઓ આવી રહ્યા છે, ઘોડાની ટાપના અવાજ સંભળાઈ રહ્યાં છે!" એટલું કહી તેણે સડકની નીચે તરફ ચાલવા માંડ્યું અને કહેતો ગયો કે:—"હું તો આ ચાલ્યો, પૂલ નીચે સંતાવવા!" અને તેની પાછળ છ એ કોન્સ્ટેબલ પણ ચાલતા થયા! કરીમબક્ષ શિયાળની પેઠે સફર લગાવી પૂલ નીચે ઘુસી ગયો, અને તેની પાછળ છ એ કોન્સ્ટેબલ પણ! ફક્ત હું જ એક બહાર રહી ગયો! મારી કમર પર ગોળીઓનો કમરપટો અને ખિસ્સામાં રિવોલ્વરો હતી છતાંય હું પગથી માથા સુધી કાંપવા લાગ્યો, જાણે કે તાવ ચઢ્યો છે! ઘોડાના પગોનો અવાજ સ્પષ્ટ સંભળાવવા લાગ્યો! મે એક ચાબૂક મારી ઘોડીને શેરડીનાં ખેતરમાં છુપાવી દીધી અને ધીમા સ્વરે કરીમને કહ્યું:—"મીયાં કરીમબક્ષ મને પણ અંદર લઈ લો!" પણ પૂલની નીચે પહેલાથીજ સાત જણાં ઘુસી ગયાં હતા, હવે એમાં જગ્યા ન હતી, વળી મારી લાશ પણ ત્રણ માણસ જેવડી હતી, છતાંય પણ મારી અફસરીની મર્યાદા રાખી તેઓ મને અનાજની રોટીની પેઠે અંદર ખેંચી ગયા, તોપણ મારા બૂટ સહિત પગ બહાર રહી ગયા! મેં કહ્યું:— "હજી મને અંદર લઈ લો, મારા પગ બહાર છે!" કરીમબક્ષે મારા મોઢા પર હાથ રાખી મને ચૂપ કરી દીધો! તે અંધારામાં પણ મેં આંખો બંધ કરી લીધી! હવે જે થવાનું હોય તે થાય!

અંદાજે દસ પંદર ઘોડા અમારા કલેજાને થથરાવતા પૂલ ઉપરથી પસાર થઈ ગયા! અમો તેવી રીતે શ્વાસ બંધ કરી પૂલ નીચે પડી રહ્યા!

થોડા જવારમાં બન્દુકોના અવાજ અને લોકોનો શોરબકોર સંભળાવવા લાગ્યો, પરન્તુ ખુદાના લાખ લાખ અહેસાન કે, અમો સૌ ક્ષેમકુશળ હતા, હિમ્મત કરી મેં ધીરેથી કહ્યું:— "હવે નીકળી જઈએ કરીમ?"

કરીમે મારો હાથ દબાવી કહ્યું:—"પપ, હમણાં તો લૂટ થઇ રહી છે, તેઓને પાછા પાછા ફરવા દો!!!"

બસ. પછી મેં કંઈ ન કહ્યું!

થોડીવાર પછી ઘોડાની ટાપોનો અવાજ ફરીથી સંભળાયો, ડાકુ લૂટ કરી ભાગી ગયા હતા! ગામલોકો પણ શાંત થઇ ગયા હતા. કદી કદી કોઈનો રડવાનો અવાજ ધીમો ધીમો સંભળાતો હતો!

કરીમબક્ષે કહ્યું.—"હવે ભયનાં વાદળ ચાલ્યાં ગયાં, બહાર નીકળો." અને અમો બધાય બહાર આવ્યા. "જાન બચી લાખો પાવે" મેં કહ્યું:— "હવે શું કરવું જોઇએ કરીમબક્ષ?"

કરીમે કહ્યું:—"હું બધુંય ઠીક કરી દઉં છું, હુઝૂર!" અને તેણે એક કોન્સ્ટેબલને કહ્યું:— "તમે દક્ષિણ દિશાની તરફ બાગ પાસે જઇ બન્દુકના બે ચાર ફાયર કરી દો, અને ઠાકોર ચેતસિંહ, તમે પશ્ચિમ તરફ જઇ બેચાર ફાયર હવામાં કરો, અને હુઝૂર આપ આપનાં કપડાં ફાડી નાખો અને જેટલી ગોળીઓ કમરપટા અને રિવોલ્વરોમાં છે, બધીય ખલાસ કરી નાખો-હવામાં ખાલી ફાયર કરો!" આટલું કહી તેણે પોતાના અને બધાય કોન્સ્ટેબલોનાં કપડાં ફાડી નાખ્યાં, મારી પણ તેણે આ બહાદુરીનાં કામમાં મદદ કરી; અને બસ પછી અમે હવામાં ખૂબ ફાયર કર્યા!

બધુંય કામ પૂર્ણ કરી મેં કરીમબક્ષને પૂછ્યું:—"હવે કરીમબક્ષ શું કરવું જોઇએ?"

તેણે નિર્વિકાર ભાવથી કહ્યું:—"હવે ગામ ભણી ચાલો હુઝૂર, ગામ જઇ બન્દોબસ્ત કરીએ, બદનસીબ વાણીયાનું શું લૂટાયું, કોણ મર્યો ફિરીથી તપાસ કરીએ!"

અમો બધા એજ હાલતમાં ગામમાં પહોંચ્યા, ગામનોકા વાણીયાનાં દરવાજા પર એકત્રીત થયા હતા, વાણીયો રડી રહ્યો હતો. તેનાં પંદર હજાર રૂપિયા લુંટાણા હતા. અને એક માણસનું ખૂન થયું હતું!

તરતજ માણસ મોકલી ડી. એસ. પીને ખબર આપવામાં આવી, પોલીસ ટુકડી સહિત તરતજ ડી એસ. પી. સાહેબ આવી પહોંચ્યા, અમારા લોકોની હાલત તેમણે જોઇ. બદનપર પહેરેલાં ફાટેલ કપડાં પણ તેમણે જોયાં! રિપોર્ટ લખવામાં આવ્યોઃ—"હુઝૂર, અમોએ ચારે તરફથી ડાકુઓ પર હુમલો કર્યો, પરંતુ તેઓ પચાસથીયે અધિક હતા! જ્યાં સુધી એક પણ ગોળી અમારી પાસે રહી અમો છેવટ સુધી લડતા રહ્યા. અંતે લાચાર થઇ ગયા. તોપણ અમે હિમ્મત ન હારી બબ્બે ત્રણ ત્રણથી બાથ ભીડી! થાણેદાર સાહેબ તો જાનપર ખેલી ગયા, પરંતુ અફસાસ અંતે ડાકુ ભાગી ગયા!!" કરીમબક્ષે પુરો રિપોર્ટ લખાવી દીધો!

અંગ્રેજ સાહેબે રિપોર્ટ સાથે મારી ખૂબ તારીફ લખી અને પગાર વધારી આપવાની સિફારિશ પણ કરી

અમો બધા થાણામાં આવ્યા. સાહેબ પણ સાથે હતા કરીમબક્ષે સાહેબ માટે ચા તૈયાર કરી! સાહેબ આ લુટના રિપોર્ટથી બેહદ આનંદિત લાગતા હતા!

કરીમબક્ષે ચા લાવી સાહેબ પાસે રાખી દીધી અને ચૂપચાપ હાથ બાંધી ઊભો રહી ગયો! સાહેબે કરીમબક્ષને માથાથી પગ સુધી એક દૃષ્ટિએ જોયું અને પછી કહ્યું. "વેલ, કરીમબક્ષ જાન્તેકા કામ તો પુરા હુઆ, અબ તુમ સબ હાલ સચ્ચા હમસે બયાન કરો!" સાહેબના આ શબ્દો સાંભળી મારૂં દિલ ધડકવા લાગ્યું. હું કરીમબક્ષનાં મોઢા તરફ જોવા લાગ્યો!

કરીમબક્ષે નિર્લેપ ભાવથી કહ્યું. 'હુઝૂર અમો બધાય તો પુલની નીચે સંતાઇ ગયા હતા, જ્યારે ડાકુ લુટ કરી ચાલ્યા ગયા અને અમે જોયું કે હવે કોઈ ભય નથી ત્યારે અમે ચારે તરફ બન્દુકોના ફાયર કરી કપડાં ફાડી નાખ્યાં!"

મારા બદનનું ખૂન સુકાઇ ગયું પણ સાહેબ એકદમ મોટેથી હસી પડ્યા અને બોલ્યા "કરીમબક્ષ અગર હમ ઉસ મૌકે પર હોતા તો ઐસાહી કરતા!"

---

# યૂરોપ ઉપર મુસ્લિમોના ઉપકારો

## સ્પેનમાં અરબોની પ્રવૃત્તિઓ

લેખક : હાફિઝ "ઉત્કૃત" (બરબોધન)

"કુચ્છ કુમરિયોં કો યાદ હે, કુચ્છ બુલબુલોંકો હિફ્ઝ,
'આલમ મેં ટુકડે 'ટુકડે, મેરી દાસ્તા કે હૈ'"

અરબોનો વિજય અને ઉન્નતિનો સમય અબ્બાસીઓની ચઢતીથી શરૂ થઇ છઠ્ઠી સદી હિજરી લગી ફેલાયલો હતો. એમનો પાંચ સૈકાના લાંબા સમયમાં જગતનો કોઇ પણ ખૂણો તેઓના સામાન્ય ફૈઝથી અભાગી નહિ રહ્યો હોય. અલબત્ત યૂરોપને એનાથી સર્વ કરતાં વધુ પ્રમાણમાં લાભો પ્રાપ્ત થયા છે. અને આ વિચિત્ર વાત છે કે ઉપકારનો બદલો અપકારથી વાળવામાં યૂરોપ સર્વથી આગળ છે. યૂરોપના પુરાતન કાળના ઇતિહાસકારો તો ભૂલેચૂકે પણ અરબોના એહસાનોનું વર્ણન નથી કરતા. યૂરોપી ઇતિહાસમાં જે કાંઇ સ્વિકારવામાં આવ્યું છે તે પાસેના ઇતિહાસકારોને આભારી છે. તેમાં ગીબન, ડ્રેપર, લેનપુલ અને સ્કોટના નામો મૂખ્ય છે. ડ્રેપર લખે છે કે:- "જ્યારે અરબોએ સ્પેન તરફ ધ્યાન કર્યું ત્યારે તો યૂરોપના લોકો વહશત અને જંગલીપણાના કુંડાળા મહીંથી હજી બહાર પણ નીકળ્યા ન હતા, તેઓ ઝુંપડાઓમાં જીવન વ્યતિત કરતા, વૃક્ષોની જડો અને કોઇક વેળાનો લીલા લાકડાઓ વડે પોતાનું પેટ ભરતા, ચામડાનો લિબાસ પહેરતા. અકસર વખતે તો ચામડું રંગાએલું પણ ન હોતું, ન્હાવા અને કપડાં ધોવાનો રિવાજ તો જાણે હનોજ નહિ. તે સમયના ઇસાઈ રાજ્યોની સ્થિતીનો અંદાજો આ વાત ઉપરથી થઇ શકે છે કે તે વખતે બાદશાહોની ગાડીઓ સાથે સાથે નોકરો પણ હાથોમાં કોરડા લઇ દોડતા અને બળદોને કોરડા મારી મારી હંકારતા અને દોડાવતા હતા. મસીહી શહીદોના હાડકાં અને ક્રોસના ટુકડા તે લોકોના મનથી મહા મૂલ્ય દૌલત હતી. જ્ઞાની ચર્ચાઓની તો વાતજ શી? તેઓના ઔલિયાઓના ચમત્કારોની પાયા વગરની દાસ્તાનો અને નકામાં ગીતો સિવાય કોઇ પણ સાહિત્ય કાર્ય એવું નથી જેના ઉપર ઇસ્લામથી પહેલાંની ઇસાઈ દુન્યા ગર્વ કરી શકે."

સંસ્કૃતિઃ-સ્પેન ઉપર અરબોનો કબ્જો થયા પછી ત્યાંની સ્થિતિ તદ્દન બદલાઇ ગઇ. કુરતુબા (કારડોવા)ના ઉમવી બાદશાહો ઘણાજ દિલાવર, સખી અને દરેક પ્રકારના શિક્ષણ, જ્ઞાન તેમ હુનર-ઉદ્યોગના ઘણાજ શૌકીન હતા. જેથી અરબ, ઇરાક, શામ અને ઇરાનથી દરેક ફનના કારીગરો કળાકારો અને વિદ્વાનો ત્યાં જઇ પુગ્યા હતા. ઉમવી હુકૂમતના સમયમાં કુરતુબાની વસ્તી દશ લાખ ઉપરની હતી, ત્યાંની સામાન્ય સડકો અને માર્ગો ઉપર ફાનસો ગોઠવવામાં આવ્યાં હતાં. જેમાં સાંજથીજ દિવાઓ રૌશન કરવામાં આવતા હતા શહેરનો કોઇપણ ભાગ રૌશનની આ વ્યવસ્થાથી કોરો ન હતો. કુરતુબાની સડકો પાકી બનાવવામાં આવી હતી અને સડકોની બન્ને બાજુએ ઝાડો રોપવામાં આવ્યાં હતાં. જોકે તે સમયને સાત સાત સૈકાઓ વ્યતિત થયા ફરી પણ લંડનના ધોરી માર્ગો ઉપર એક લેમ્પ પણું દેખાતો ન હતો. અને વરસાદની ઋતુમાં પેરીસની સ્થિતિ આ હતી કે જ્યાં ઘર મહીંથી બહાર પગ મૂક્યો કે

કીચડમાં ખુંચાઇ જતો. સ્પેનમાં ઉપર જણાવેલી વ્યવસ્થા માત્ર કુરતુબામાંજ ન હતી બલ્કે દરેક મોટા શહેરો અશબીલ્યા, ગિરનાતા અને તલિતલા (તોલેડો) જે એક બીજાનાં હરીફ હતાં. તેમાં પણ એવા દરેક પ્રકારના સુધારા કરવામાં આવ્યા હતા.

ઈમારતોઃ–બાંધકામમાં પણ અરબોએ પોતાનો કમાલ આખા જગતને બતાવી દીધો છે. સ્પેન, બગદાદ અને મિસ્રમાં એવી ઇમારતો અને એવા એવા સુન્દર, કળામય અને પ્રભાવશાળી મહેલો બાંધ્યા કે દુન્યા દંગ રહી ગઇ. તેમાં સ્પેનના મહેલો તો ઉચ્ચકોટીની તઅમીરી કળાના સર્વોત્તમ નમૂના રૂપિ ગણાતા હતા, ત્યાંનો કસરૂલ હમરા, કસરૂઝઝહરા અને જામેઅ કુરતુબા તો દુન્યા ભરમાં અજોડ મનાતા હતા. સ્પેનના અમીરોના મહાલયો એવા તો સુન્દર હતા અને વળી તેમાંનો શણગાર એવી ઢબનો હતો કે તેની સ્હામે જર્મન, ફ્રાંસ અને ઇંગ્લાંડના રાજમહેલો પશુઓના તબેલા જેવા દીસતા હતા! નતો તેમાંથી ધુમાડો બહાર નીકળવાનું સાધન હતું અને નતો પુરતા પ્રમાણમાં બારીઓ હતી. સ્પેનમાં અરબો પોતાની સાથે એશિયાઇ શાન શૌકતની બધી સામગ્રીઓ લઈ આવ્યા હતા. તેઓના ઘરોમાં સંગેમરમરની ખોકો, સ્થંભો અને દીવારો ઉપર સુન્દર કોતરકામ કરવામાં આવતું. ત્યાંના મહાલયોનો શણગાર નિરખી પ્રવાસીઓ દંગ રહી જતા. બિલ્લોરી કાચની છતો જેમાં હીરા માણેકના ફુલ પાંદડા અને દરવાજા તેમ દિવાલો ઉપર જવાહિરાત તેમ સોના ચાંદીનું ચિત્ર કામ કરવામાં આવ્યું હતું. ગ્રિષ્મ ઋતુમાં મિનારા ઉપરથી હવા અને ઠંડક પહોંચાડવાનો બંદોબસ્ત હતો, અને સરદીમાં માટીના નળો વડે ઘરોના ઓરડાઓને ગર્મ કરવામાં આવતા હતા. રૌશની માટે છતોમાં મોટા મોટા ઝુમરો (દિવ્ય-ઝાડો) લટકતા રહેતા. એક ઝુમર એટલું મોટું હતું કે તેમાં એક હઝાર આઠસો ચાર દિવા રૌશન થતા. મુસવ્વિરી એટલે જાનદારોની ચિત્ર પાડવાની ઇસ્લામમાં મનાઇ આવી છે એટલા ખાતર અરબોએ તેને પડતી મૂકી તેના બદલે સુન્દર કોતરકામ, લેખનકળા અને ફુલ પાંદડા બનાવવામાં એક નિરાલીજ ભાત પાડી હતી. સ્પેનમાં તે સમયે શહેરોમાં પાણી પુરૂં પાડવાનું સાધન ઘણુંજ સારું હતું. વાંચક બંધુઓને અચંબો થશે કે આજથી હઝાર વરસો પહેલાં સ્પેનના દરેક મોટા શહેરોમાં ભેતરાવ નળો વતી ઘરઘર પાણી પહોંચાડવાની વ્યવસ્થા હતી શહેરોના ફરતે તળાવો બાંધવામાં આવ્યા હતાં અને તેમાં જાત જાતની માછલીઓ ઉછેરવામાં આવતી, કેટલીક જગ્યાઓએ અજાઇબ ઘરો બનાવવામાં આવ્યાં હતાં. જેમાં ભિન્ન ભિન્ન જંગલી જાનવરો રાખવામાં આવતાં. ઠેરઠેર બગીચાઓ અને વાડીઓ હતી, જેમાં પ્રકાર પ્રકારના ફળ ફૂલના ઝાડો ઉછેરવામાં આવતા. બગીચાઓના શણગાર અને શોભામાં કોઇ કૌમ અરબોના શોખ અને સફાઈનો મુકાબલો નથી કરી શકતી.

ડો૦ ડ્રીપર લખે છે કેઃ–"યુરોપમાં નાસપતીને કોઇ જાણતું ન હતું, આ ફળની ઓળખ અરબોએજ યુરોપને કરાવી" આગળ ચાલતાં લખે છે "ઇસાઇઓને નહાવા અને કપડાં ધોવાની તાલીમ પણ અરબોથીજ મળી. યુરોપના લોકો ત્યાં લગી પોતાનો લિબાસ નહોતા ઉતારતા જ્યાં લગી લિબાસ આપ મેળેજ સડી સડીને બદન ઉપરથી સરકી ન પડતો. તેઓના સન્યાસીઓ અને ધર્મ ગુરૂઓ ન્હાવા અને કપડાં ધોવાને ઘણુંજ અનિષ્ટ કૃત્ય ગણતા. ઇંગ્લાંડના પ્રખ્યાત પાદરી ટોમસ બેકેટનું ખૂન થયા પછી જ્યારે તેનો લિબાસ (જે વાળનો બનેલો હતો) ઉતારવામાં આવ્યો ત્યારે શરમ નહીં કરવાના

કારણે તેનું ગંદુ બદન નિહાળી લોકોએ પોતાના મોઢાં ફેરવી લીધાં."

લેનપુલ વર્ણવે છે કે "અફસર પાદરીઓ એના ઉપર ગર્વ કરે છે કે તેઓ મુસલમાનોનું અનુકરણ કરી કદાપી નહાયા નથી."

"એક સન્યાસીની ઘણાજ ગર્વ પૂર્વક વર્ણવે છે કે મેં ચાળીસ વર્ષ લગી પાણીને અડકયું પણ નથી"

બધા ઇતીહાસકારોમાં યૂરોપના જંગલીપણાનો ડો૦ ડ્રીપરે ઘણાજ વિશાળ હૃદયે સ્વીકાર કર્યો છે. અને ખુલ્લા દિલે કબૂલ્યું છે કે યૂરોપે ન્હાવું, કપડાં ધોવું અને કપડાં બદલવું મુસલમાનોથી શીખ્યું છે. મતલબકે અરબોના સ્પેન સર કર્યા અગાઉ યૂરોપની સ્થિતિ ઘણીજ કફોડી અને દયાજનક હતી. અરબોના સંગ અને તાલીમથીજ માનવતાની ગણત્રીમાં આવવા શક્તિમાન થયું, ન્હાવું, ધોવું, કપડાં બદલવા, ચોકખાઇ રાખવી, પીવું એ ઉપરાંત હુન્નર ઉદ્યોગ વિદ્યા, ઇમારત, આર્ટસ અને વૈદુ વિગેરે ઘણી ખરી બાબતોમાં અરબો યૂરોપના ઉસ્તાદ મનાય છે. સ્પેનીસ અરબોએજ યૂરોપને ડૉકટરી પણ શીખવી. જ્યારે સ્પેનમાં ઠેર ઠેર હોસ્પિટલો હતી ત્યારે યૂરોપના લોકો પોતાના સન્યાસીઓ અને શહીદોની કબ્રો ઉપર બેસી અને કબ્ર ઉપરથી ઓવારેલા પાણીથી પોતાના દર્દીઓનો ઉપચાર કરતા હતા. ઓપરેશનના ઓજારો પણ અરબોએજ બનાવેલાં છે, જે આજે પણ નજીવા ફેરફાર સહિત જેમનાં તેમ આખા જગતમાં વપરાઈ રહ્યાં છે.

વિદ્યા:—જેમ આજકાલ દુન્યા ભરના લોકો વિદ્યા પ્રાપ્તી માટે ઈંગ્લેંડના ઓક્સફર્ડ અને કેમ્બ્રિજમાં જાય છે તેમ એક તે પણ સમય હતો કે જર્મન, ફ્રાંસ, ઇટલી અને ઈંગ્લાન્ડના લોકો વિદ્યા પ્રાપ્ત કરવા માટે સ્પેન જતા હતા. સ્પેનમાં અરબોએ દરેક પ્રકારના શિક્ષણ—જ્ઞાન અને વિદ્યાના સમુદ્રો વહેવડાવી મૂકયા હતા. જગતભરના વિદ્યા પ્રેમીઓ ત્યાં આવી પોતાની તૃષા બુઝાવતા. શોધખોળમાં પણ અરબોએ જગતને કાંઈ ન્હાનો સુનો ફાળો નથી આપ્યો? એવી એવી વસ્તુઓને પ્રકાશમાં આણી કે દુન્યાને તેનાથી અગણિત લાભો પ્રાપ્ત થયા અને આજે પણ જીવનના દરેક વિભાગમાં ઉપયોગી અને વ્યવહાર સાબિત થઇ છે. દારૂગોળો, તેઝાબો, કુતુબનુમા, (હોકાયંત્ર) કાગળ, ખાંડ વિગેરે સંખ્યાબંધ શોધો પ્રથમ અરબોએજ કરી છે. અત્રે એ બધી વસ્તુઓનું ઇતિહાસના પ્રકાશમાં દાખલા દલીલો સહિત જુદું જુદું વર્ણન કરીએ તો લેખ ઘણો લંબાઇ જવાનો સંભવ છે અને કદાચ "કારવાં" ના વાંચકો કંટાળી જાય એની પણ બીક છે. માટે બીજી કોઇ ફુરસદની ઘડીઓમાં અરબોની કારકિર્દી ઉપર પ્રકાશ નાખીશું. હાલતો એટલુંજ વિશેષ છે. યૂરોપ ઉપર અરબોના આટ આટલા ઉપકારો હોવા છતાં દુઃખની વાત છે કે યૂરોપના નગુણા લોકોએ હર હંમેશ અરબોના આ પાડોના પહાડોને ઘણીજ બેશર્મી અને ઉદ્દતાઈથી ઇન્કાર્યા છે, એ વિષે ડો૦ ડ્રીપર ઘણાજ કડવાસ ભર્યા શબ્દોમાં યૂરોપની એહસાન ફરામોશીનું વર્ણન કરતાં લખે છે કે:—'યૂરોપે આજ લગી અરબોના એહસાનોને ગુપ્ત રાખવાના ઘણાજ પ્રયત્ન કર્યા છે પરંતુ હવે તે દુન્યાની દ્રષ્ટિથી ગુપ્ત રાખી શકાશે નહિ."

# આ આઝાદી

ઇબ્ને મુસ્તુફા.

સ્વાધીનતાનો શબ્દ એટલો પ્રચલિત બની ગયો છે કે તેની કંઇ વિશેષતા હવે રહી નથી. દેશની દશે દિશામાં સ્વાધિનતાનો પોકાર ગૂંજી રહ્યો છે. કોઇ વિચાર સ્વાતંત્ર્ય વાંછે છે તો કોઇ અમલની આઝાદી ઇચ્છે છે; અને એમાં પણ કેટલાક એવા છે, કે જેઓ પીડિતોનું ખૂન શોષવા અને પારકી મહેનત પચાવવા માટેજ આઝાદી માગે છે. ભિન્ન-ભિન્ન પ્રકારની માગવામાં આવતી આ મનગમતી આઝાદી, જો આજે મળી જાય તો હિંદુસ્તાનની સ્થિતિ એક 'પાગલખાના' જેવી નહિ બને વારૂ? જ્યાં નિરંકુશતાનું વાતાવરણ હોય-આઝાદ વિચાર અને આઝાદ આચારના શિસ્ત વિનાના સ્વચ્છંદી માનવીઓની દુનિયા પણ નિરાલી હશે!

આઝાદીની ભિન્ન-ભિન્ન વ્યાખ્યા ઉપર અનેક ચિંતનીય વિવાદો તથા શાસ્ત્રીય નિબંધો અને પુસ્તકો આલેખાયાં છે, પરંતુ હજી સુધી કોઇએ સ્પષ્ટ રૂપરેખા રજૂ કરી નથી. આજ સુધી પ્રત્યેક વિચારકોએ પોતાનાજ વર્તુળનો લાભ જાળવ્યો છે. આઝાદીની ટૂંકી વ્યાખ્યા સમાજવાદના અધઃપ્રણેતા અને ચિંતક એંગલ્સે થોડાક શબ્દોમાં આ પ્રમાણે કરી છે કે, "આઝાદી જરૂરીયાતની જનેતાનું નામ છે" આ વિચારસરણી પણ સર્જનજૂની છે. પુરાતન કાળમાં પણ ઉપર્યુક્ત માન્યતાને સ્થાન હતું.

માનવજીવનની શરૂઆતમાં જ્યારે માનવતા સામાજીક સંપ્રદાયકતાથી પર હતી ત્યારે પણ પુરૂષ અને પ્રકૃતિ વિરૂદ્ધ દ્વંદ્વ યુદ્ધ તો ચાલુજ હતું; પરંતુ પુરૂષ નિજ આવશ્યકતા પરિપૂર્ણ કરવા માટે, પ્રકૃતિ સામે બાથ ભીડવા અસમર્થ હતો. જરૂરીયાત જેટલી ઓછી હતી એટલી આઝાદીની ગડમથલ પણ થોડી હતી, પરંતુ જેમ જરૂરીયાત વધતી ગઇ તેમ આ લડત પણ ઉગ્ર બનતી ગઈ અને સાથેજ એના આકાર-પ્રકાર પણ બદલાતા ગયા. સામાજીક વર્ગીકરણ પહેલાં જે યુદ્ધ માત્ર કુદરત સામેજ હતું તે, આગળ વધીને આંતરિક વિખવાદમાં પરિવર્તન પામ્યું. આ લડતે કદી ધાર્મિકરૂપ લીધું. તો કદી રાજકીય વાઘા સજ્યા. જે વર્ગને જેવી જરૂર હતી તેવાજ પ્રકારનો જંગ મંડાયો.

યૂરોપ અને અમેરિકાના છેલ્લા ચાર-પાંચસો વર્ષ પહેલાંના "જંગે આઝાદી"ના ઇતિહાસમાં કહે છે કે:—ઉભરાતા મધ્યમ વર્ગની સામાજીક આવશ્યકતા અને તેની પરિપૂર્ણતાની કથા આલેખાઇ છે.

જર્મનીમાં માર્ટિન લ્યુથરના ધાર્મિક સુધારાથી લઇને ઈંગ્લેંડનું ૧૬૪૦નું બંડ, ૧૬૮૮નો બળવો અને અમેરિકાની જંગે આઝાદી તથા ફ્રાંસની ક્રાન્તિ; આ સમય દરમ્યાનની લડતે સામંતશાહીને નિર્મૂળ કરી નાખી હતી. પરંતુ સાથેજ મધ્યમ વર્ગની સામાજીક સ્થિતિને ઉંચે લાવવામાં પણ આ લડતોએ મોટી સહાય કરી હતી. પરિણામે મૂડીવાદ અને સામ્રાજ્યશાહીના રૂપમાં સૈકાઓની આ લડત પરિણમી અને ઉપજ નિપજની ચાવી આ પૂંજીપતિઓના હાથમાં આવી. અર્થાત સર્વપ્રકારનો કબ્જો મેળવ્યા પછી કહેવાતો એ મધ્યમવર્ગ જેઓ પોકારી રહ્યા હતા કે, "આઝાદી માનવીનો જન્મ સિદ્ધ હકક છે" તેઓ હવે આઝાદીના અળખામણા બન્યા, અહિં સુધી કે આઝાદીનું નામ લેનારને તેમણે કેદ અને મૃત્યુની સજા કરવા માંડી. કવિવર ટાગોર એ માટે કહે છે કે

"એક ઝાલિમ. આઝાદી ઝુંટવી અને તેને પોતાના સુધીજ મર્યાદીત રાખવા માટે 'આઝાદી'નો દાવો કરે છે."

આજે આ મુઠ્ઠીભર મૂડીવાદીનો વર્ગ અમલદાર-હુકમ-કરનારો બન્યો છે. જેમણે સમાજની આમદની અને ઉપજ ઉપર બળાત્કારે અડ્ડો જમાવ્યો છે. સલ્તનતના માલિક બની બેઠેલા આ આંધળ લોલુપ વર્ગ આજે સ્વાર્થી કાયદાઓ ઉપજાવીને યુરોપમાં પશુતાનું પ્રદર્શન કરાવી રહ્યા છે. એમનું રાજ્ય, એમના કાનૂન, એમની પશુતા અને માલ મિલ્કતનું રક્ષણ કરવા તથા અસંખ્ય પીડિતો ઉપર ભોગવટો ભોગવવા માટે છે. આ અમારી દુનિયાનો આઝાદ વર્ગ છે જેના માટે "હુફીઝ" જાલંધરી કહે છેઃ—

"ઢોરો કો આઝાદી હૈ, આઝાદી કે પાબંદ રહે,
ટુકડો માટે ચારે કાજે, ખાયે પીએ આનંદ રહે."

અને આગળ વધીને બોલે છેઃ—

"જબતક ધંધો આઝાદી હૈ, કોઇ ભી આઝાદ નહિં"

એમના સંઘર્ષમાં પીડિતો અને દલીતોનો વર્ગ છે, જેમણે જીવના એમની ગુલામગીરી સ્વીકારી છે.

ઇતિહાસ ઉદ્દઘોષે છે કે, આરંભ કાળથીજ માનવીની ઉપયોગની વસ્તુ માટે લડી રહી છે. માનવ જાતિની પ્રત્યેક જરૂરીયાતની સાંકળી સમાજ સાથે સંકળાયલી છે, પરંતુ અમલદાર વર્ગે તે ઉપર ચિત્ર વિચિત્ર પ્રકારના પ્રતિબંધો મૂક્યા છે. અમલદાર વર્ગે એ માટે જ્યારે તેઓ જવાબદારીનું ભાન રાખી પોતાની આવશ્યક્તાને પૂર્ણ કરવાના પ્રયાસ આદરે છે ત્યારે આ પ્રત્યેક હિસેબંદી સાથે-જે એમની સામાજીક આવશ્યક્તાને પરિપૂર્ણ કરવાના માર્ગમાં આડે આવે છે, તેની સાથે. તેમને પરાણે ટક્કર ઝીલવી પડે છે. અને એજ રીતે અમારા આદરેલા પ્રયાસો રાજકીય, કાનૂની, ધાર્મિક અને નૈતિ-રીતિના યુદ્ધમાં પરિવર્તન પામે છે. ટૂંકમાં એનું નામ 'જંગે આઝાદી' છે.

અંગ્રેજી અમલના હિંદમાં આ જંગનો આરંભ ઇ: ૧૮૫૭થી થાય છે. એ પહેલાં અંગ્રેજોની વૃત્તિ, હિંદુસ્તાનને ગુલામ બનાવવાની નહિ હતી. પરંતુ પછીથી વ્યવસ્થિત રાજ્ય અને કાયદાઓ દ્વારા જ્યારે હિંદની આઝાદી આંચકી લેવામાં આવી તો જનાબ રવી અહમદકિડવાઈ કહે છે તેમઃ—"જીવનની જરૂરીયાતે તરતજ બતાવી આપ્યું કે, અમારી એક વસ્તુ છીનવી લેવામાં આવી છે. અમે કોઇ વસ્તુ ગુમાવી બેઠા છીએ, આ વૃત્તિએ અમારામાં આઝાદીનો એક આછેરો આભાસ જન્માવ્યો."

આ આભાસની મંદ જ્યોતિ અમારા આજના કવિ અને સાહિત્યકારોના લેખનમાં દષ્ટિએ પડે છે. સંભવિત છે કે તેઓને એ ખબર નહિ હોય કે અમારી આવશ્યક્તાઓ કેવી રીતે પૂર્ણ થશે, નિઃશંક તેઓને માહીતી હતીજ કે, અમારી જરૂરીયાતો હજી અપૂર્ણ છે.

'ગાલિબ,' 'મોમિન,' અને એમના સમકાલીન પ્રત્યેક શાયરોના કવનમાં 'બિચારા' પણું તથા શોક અને ક્રોધના ચિન્હો દષ્ટિગોચર થાય છે; તે સમયના પ્રતિબંધોનું વર્ણન કરતાં 'ગાલિબ' કથે છે કેઃ—

"બસકે ફ્રૂઆલ માયુરીદ હૈ આજ,
હર સુલ્હ શોર ઇંગ્લિશતાનકા,
ચૌક જીસકો કહેં વો મકતલ હૈ,
ઘર બના હૈ નમૂના ઝિન્દાકા;
શહર દેહલીકા ઝર્રા-ઝર્રા એ ખાક
તીશનએ ખૂન હૈ હર મુસલમાંકા."

'ગાલિબે' આરંભેલું આ રૂદન-વ્યથા 'અકબર' ઇલાહાબાદી સુધીના શાયરોની આંખમાંથી પણ અશ્રુ બની ટપકી પડે છે. (અને હજી પણ નવા કવિઓની કવિતામાં એની ઓછી-વત્તી છાપ આપણે જોઇ રહ્યા છીએ. એ અનિચ્છય હોવા છતાં એમની કવિતામાં

દબાયલી આ લાચારી અને બિચારાપણાની 'બીમારી' દષ્ટિએ પડે છે, જે એમની વૃત્તિને ઉગ્ર બનાવે છે અને જેના કારણે આ ઉગ્રતા એક કળાત્મક રૂપ ધારણ કરીને એમની કવિતાઓમાં દીપે છે.)

ધીમે ધીમે આવશ્યકતા વધવા સાથે તેને પૂર્ણ કરવાના ઉપાયો પણ યોજાવવા માંડયા. અંજુમનો અને સંસ્થાઓની સ્થાપનાઓ થવા માંડી, માંગણીઓ રજુ થવા લાગી, એનો પ્રભાવ પડયો હોય કે નહિ પડયો હોય, પરંતુ એટલું નિશ્ચિત છે કે, આઝાદીની કલ્પનાએ એવી પ્રગતિ સાધી કે, 'આઝાદી'નો શબ્દજ તમન્નાઓનું કેંદ્ર બનીને રહી ગયો ઉદાહરણ રૂપે મૌ૰ મોહમ્મદ ઈસ્માઇલ કહે છે કેઃ—

"મિલે ખુશ્ક રોટી જો આઝાદ રેહ કર,
તો વો ખૌફ વ ઝિલ્લત કે હલ્વેસે બેહતર,
જો ટૂટી હુઇ ઝૂપડી બેઝરર હો,
ભલી ઉસ મહેલસે, જહાં કુછ ખતર હો."

પરંતુ સાથેજ રાજકીય મંડળોના હડકવાના કારણે અમારા ઉર્દૂ શાયરો સહજ થંભી ગયા, જેનું કારણ મૌ૰ "શિબ્લી"ને ત્યાંથી મળે છે. પરંતુ તે કાલ્પનિક ભાવનાઓ જેના મૂળ તે સમયે રોપાયાં હતાં, અવિરત પ્રગતિ કરતા રહ્યા અને "ઇકબાલ" તથા 'જોશ'ના અપવાદ સિવાય સર્વને ત્યાં એ ચિન્હો દષ્ટિએ પડે છે.

જનાબ 'જોશ' પકારે છેઃ—

"સુનો અય બસતગાને ઝુલ્ફે ગેતી,
નિદા કયા આ રહી હે આસ્માંસે,
કે આઝાદીકા એક લહમા હે બેહતર,
ગુલામી કી હયાતે જાવેદાંસે."

આઝાદીની સાથે વતનપરસ્તીની પાંખો પણ ફૂટવા લાગી અને શાયરો જેમ નિજ પ્રેયસી ઉપર કુર્બાન થતા તેમ વતન ઉપર ન્યોચ્છાવર થવા લાગ્યા. પરંતુ ઝિંદગીએ તેમને વેળાસર બતાવી આપ્યું કે વતન અને આઝાદીની કાયામાં જુદા જુદા પ્રાણો ધબકે છે. એની અસર અમારા અને શાયરો ઉપર પડી જેથી અતિ સાધારણ બનાવને આપણે મહાસ્વરૂપ આપવા રીઢા બની ગયા, જે ચેપ આપણને યૂરોપે લગાડયો છે. બીજાઓ તો ઠીક પરંતુ 'જિગર' મુરાદાબાદી જ્યારે કાનપુર પ્રકરણ ઉપર નઝમ લખવા પ્રેરાયા તો તેમને લાચારીએ લખવું પડયું કે,

"ફિક્રે જમ્હ ચ મુફલસી મપુર્સ, સીમોઝર વતન મન્લે
રૂખ બ નુમા બુલન્દન વ સીમોઝર વકન નગર"

(અમારી ગરીબીનું કારણ ન પૂછો અને વતનની લક્ષ્મી પ્રત્યેથી આંખ ઉઠાવી લે. તમારા મૂખને બુલંદીની બીજી દિશાએ વાળો, વતનની મિલ્કતને ત્યાગી દો)

અત્યાર સુધી વતન પરસ્તીનું વર્તુળ બહુ સંકૂચિત હતું, એ દાયરાને ઉલ્લંઘીને સૌથી પહેલાં મહાકવિ 'ઇકબાલ' બહાર આવ્યા. જેમણે જાહેર કર્યું કે,

"હર મુલ્ક મુલ્કે માસ્ત કે મુલ્કે ખુદાએ માસ્ત"

(પ્રત્યેક મુલ્ક અમારો મુલ્ક છે, જે મુલ્કનો માલિક અમારો ખુદા છે) અને એમના કદમે-કદમે નવયુગના શાયરોએ આ સંકૂચિત સીમાબંધીનો સમૂળગો ત્યાગ કર્યો. આજે તેઓ પોતાનો સંબંધ વિશ્વબંધૂત્વથી સાંધી રહ્યા છે જેઓ દેશ-વિદેશમાં અમારા જેમ ગુલામ અને સામ્રાજ્યશાહીના શિકાર બન્યા છે.*

(* ઉર્દૂ ઉપરથી)

---



# સંયમ

લખનાર : "ગાફિલ"

સંયમની ઉપયોગિતા વિષે તો કોઇને બે મત છેજ નહિ, પણ દુઃખની બીના એ છે કે સંયમ કેળવવા માટે લોકો તત્પર નથી. આજનાં સંયમી પુરૂષો–સ્વેચ્છાએ સંયમ પાળતાં હોય એમ દેખાતું નથી. નિષ્ફળ નીવડયા પછી ડહાપણની વાતો કરતાં સહુને આવડે છે. ખાસ કરીને વિષયી લોકોમાં સંયમનો દંભ ઠીક ઠીક જોવામાં આવે છે. દેહભૂખ્યા માનવવરૂએ જ્યારે સર્વ શસ્ત્રો ઉગામ્યા પછી, એકંદર પ્રયોગમાં નિષ્ફળ નીવડે છે, ત્યારે પાંચ માણસો વચ્ચે પોતાનાં સંયમનાં ખણગાં ફૂંકે છે, જો કે વાસ્તવીક રીતે એમણે સંયમ પાળ્યોજ હોતો નથી, પણ પોતે નિષ્ફળ નીવડયા હોવાનું જાહેર કરતાં બેવડી શરમ તેમને રોકે છે. કોઈ પણ હુમલાનો, ખાસ કરીને વીકારોનો વળતો જવાબ આપવામાં બાયલા પૂરવાર થયેલાઓજ સંયમની વધુ વાતો કરે છે. સંયમ સાચો અને સ્વેચ્છાએ પાળેલો જડે તેમ નથી. શક્તિ, સાધન, સગવડ સંયમ ને એકાંત એટલાં વાના હોય છતાં ન લલચાય, ન ચળે, ન લપસે તેજ સાચો સંયમી ગણાય. પણ આજે તેવું જોવામાં આવતું નથી, એ કસોટીજ અતિ આકરી છે, આજે તો પરસ્ત્રીની છેડતી કરનાર જ્યારે ન ફાવે ત્યારે તેને બાવડી કહી મૂક્તિ મેળવે છે, એવા પ્રકારનો સંયમ જથાબંધ જોવામાં આવે છે! આજે તો બ્રહ્મચર્ય પાળવાનુંયે અર્ધો ડઝન સંતતિ પ્રાપ્ત કર્યા પછી સુઝે છે, ઈન્દ્રિયો સાવ નકામી પુરવાર થયા પછી ઓને પણ અમુકખા એમ મહાન ગણાતા માનવીઓ કહી શકે છે. સંયમ કે બ્રહ્મચર્યની વાતો એટલી બધી વધી પડી છે, કે સર્વસાધારણ લોકોને એ વાતો ઉપર વિચાર કરવાનો અવકાશ પણ મળતો નથી. એ વિષય ઉપરનાં પુસ્તકો પણ એટલાં થોકબંધ છપાઈ ને ઝડપી રીતે બહાર પડતાં જાય છે, કે ભણેલો વર્ગ પણ શું વાંચવું અને શું માંડી વાળવું એવી મુઝવણમાં પડયો છે, સંયમ અને તે પણ સાચા સંપૂર્ણ અને સ્વેચ્છાએ પળાયેલા સંયમનાં દાખલા ઇતિહાસમાં અનેક નથી, પણ આંગળીનાં વેઢે માંડ ગણી શકાય તેટલા છે. કારણ કે વિશ્વામિત્ર જેવા મહાન ઋષિમુની ગણાતા–કહેવાતા મહાત્માઓ પણ સંયમ પાળી શકયા નથી. ચલીત થયેલા, લપસી પડેલા અનેક કહેવાતા–મહાનપુરૂષોનાં દ્રષ્ટાંતો ઇતિહાસમાંથી સ્હેજે મળી આવે છે. સંતોષનો વિષય છે, કે ઇસ્લામનો ઇતિહાસ ચલીત ન થયેલા નરવીરોનાં દ્રષ્ટાંતો પણ જગત આગળ રજુ કરી શકે છે. અને તેવા દ્રષ્ટાંતો પૈકીનો માત્ર એકજ દ્રષ્ટાંત અહીંઆં રજુ કરૂં છું.

કલ્પનાયે થંભી જાય એવા એક રૂપાળા, એવા એક અજોડ સુંદર ને સશક્ત યુવાન પેગંબરની એ કથા છે.

હઝરત યુસુફ (અ. સ.) નાં સૌંદર્ય વિષે એક શબ્દ પણ લખવાનો અર્થ શો? જગતનાં સર્વ માનવીઓમાં સર્વથી સર્વ રીતે સૌંદર્યમાં ચઢી જાય, એવા એ મહાન પેગંબર ઉપર એક ઝુલૈખા નામની સ્ત્રી આસક્ત થાય છે. જાણો છો ઝુલૈખા કોણ હતી? મિસરની મહારાણી. આજે સ્ત્રીને ફસાવવા માટે જેમ પુરૂષો અનેક કાવા દાવા કરે છે તેવી રીતે યુસુફ (અ. સ.) એ ઝુલૈખા સામે કાવાદાવા કર્યા ન હતા, પણ એથી ઉલટું ઝુલૈખા પોતે હઝરત યુસુફ (અ. સ.) ને પોતાના બનાવવા તલપી રહી હતી. વ્યાકુળ થઇ હતી યુસુફ (અ સ.) ઉપર આસક્ત થયેલી સર્વ રીતે સાધન સંપન્ન મિસરની મહારાણીએ કેવી રીતે યોજનાઓ અમલમાં મૂકી

કરી, એ વિસ્તારપૂર્વક કહેવાની આવશ્યકતા રહેતી નથી. વાંચક તું પોતે વિચારી લે કે એક સર્વ સત્તાધારી મહારાણીનાં ફરમાનને કોણ ઉથાપી શકે? પણ હઝરત યુસુફ (અ. સ.) નો સંયમ અજોડ, આદર્શ અને અનોખો હતો. તેઓ અડગ રહ્યા—અનેક આપત્તિઓને સહર્ષ વધાવી લીધી. મૃત્યુથીયે ન ડર્યા! પ્રથમ માથું વધેરવાની યોજના હતી. પણ એમાં સુધારો થયો ને જીવતા કુવામાં હડસેલી દેવામાં આવ્યા—ત્યાં પણ તેમણે અલ્લાહની ઈમદાદ ચાહી, કુવામાંથી ખુદાવંદ આલમે તેમને આબાદ બચાવ્યા—પછી આવ્યો સળીઆ પાછળ પુરાવાનો વારો. ટુંકમાં અનેક કસોટીઓ કુદરતે કરી અને એ સર્વ કસોટીઓમાંથી હઝરત યુસુફ (અ. સ.) અણીશુદ્ધ ઉગરી ગયા. ટુંકમાં અતિ આકરી કસોટીઓમાંથી આબાદ રીતે પસાર થઈ ગયા હતા છતાં પણ તેમના સંયમમાં અંશ માત્ર પણ ઉણપ આવવા પામી નહિ, જેનું પરિણામ એ આવ્યું કે સર્જનહારે તેમને કેદખાનામાંથી મૂક્તિ અપાવી મિસરની સલ્તનત અર્પણ કરી સંયમનો યોગ્ય બદલો તેમને મળ્યો. આવો એકાદ દાખલો પણ શોધ્યો જડે એમ નથી.

સંયમ અને બ્રહ્મચર્યનું શિક્ષણ લેનારાઓએ માત્ર યુસુફ (અ. સ)ના સંયમ ઉપરથી શકય તેટલો ધડો લેવો જોઈએ. બાકી વાતો કરવી, ને ન પહોંચી વળાય ત્યારે ન છુટકે ડાહ્યા થઈ બેસી રહેવું, ને સંયમ ઉપર લાંબુ લેકચર આપવું એ સંયમ નથી. મુસ્લિમોએ જીવનપંથે અજવાળવા જ હોય, તો તેને પારકાં દૃષ્ટાંતોની શોધ ખોળ કરવાની જરૂર નથી. જીવનસિદ્ધિનાં સર્વ પંથો આપણાજ ઇતિહાસમાંથી મળી આવે છે. જરૂર છે માત્ર ધડો લેવાની. ઇતિહાસનું વાંચન એ માત્ર દિલ બહેલાવવાનું કે નવરાશનો વખત પસાર કરવાનું સાધન નથી, પણ સ્વમાન પ્રીય માનવીને પ્રેરણાનાં પીયુષ પાનાર એક સર્વોત્તમ સાધન છે.

બ્રહ્મચર્યની ફિલસુફી જાણવા માટે આપણને આઘે જવું પડે તેમ નથી. દીલગીરી સાથે કહેવું પડે છે કે મુસ્લિમો પોતે કેવા હતા એ પોતેજ ભુલી ગયા છે મુસ્લિમોની બેદરકારીને સીમા નથી રહી, જગતને જીવનની ઝાંખી કરાવનાર મુસ્લિમો પોતે આજે પ્રકાશને ઝાંખે છે, મુસ્લિમોની દશા આજે એવી છે કે વ્યક્તિગત અનેક ભાઈઓ મનમાં એમ કહેતા હશે કેઃ—

"ઝિન્દગી થી તો યહાં લાકે પરોમાં હય મુઝે;
ઢુંઢતી હય કાઈ ઠીકા મેરે મર જાનેકા"

---

# એલેકઝાંડ્રિયાની પ્રાચિન લાયબ્રેરી કોણે બાળી નાંખેલી ?

રજુ કરનાર: લવજી જીણા માસ્તર, (ગઢડા સ્વામિનારાયણ)

[આ લેખ કેટલાએક બંગાલી લેખોના આધારે લખેલો છે, લગભગ ૭૨ વરસની વૃધ્ધાવસ્થા સામે નજર નાંખીને ભૂલચુક દરગુજર કરવા માટે લેખક વાંચકવર્ગને વિનંતિ કરે છે.]

જગતમાં એવું કહેવામાં આવે છે કે, એલેકઝાંડ્રિયાની પ્રાચિન મહાન લાયબ્રેરી અરબોએ બાળી નાખેલી હતી. યૂરોપના સાહિત્યમાં એક વખતે આ વાત અનેક રૂપે પ્રસિદ્ધ થયેલી હતી. એટલુંજ નહિ પણ જ્યારે જ્યારે અરબ લોકોની જંગલી અવસ્થાનું વર્ણન કરવામાં આવતું ત્યારે ત્યારે આ પ્રખ્યાત લાયબ્રેરીને સળગાવી મૂકવાનું પ્રમાણ આપીને મુસલમાનોની જંગલી અવસ્થા સિદ્ધ કરવામાં આવતી હતી.

એવું કહેવામાં આવે છે કે અરબોએ મિસર જીત્યા પછી મિસરના હાકિમ આમરે આ લાયબ્રેરીનાં પુસ્તકોનું શું કરવું એ સંબંધમાં ખલીફા હઝરત ઉમર (રદી) ને એક કાગળ લખેલો તેના જવાબમાં હઝરત ઉમરે (રદી) લખેલું કે:–"If the books in the Alexandrian library are in comformity with the Koran there is no need of those, if they are adverse to the Koran they should be destroyed.

But they are either comformtyeble to the doctrines of koran or adverse to them"

"Therefore they must be destroyed.

એવું કહેવાય છે કે, મિસરના હાકિમ આમરેના પૂછવાથી ખલીફા હઝરત ઉમરે (રદી) ઉપર પ્રમાણે મજકુર લાયબ્રેરીનાં સઘળાં પુસ્તકો બાળી નાંખવાનો હુકમ આપ્યો હતો. ઉપર જણાવેલા હઝરત ઉમરના જવાબમાં એઓના લૉજીકના જ્ઞાન ઉપર એક ઉધાડો ઘા મારવામાં આવ્યો છે, કારણ કે એક તો મહાન લાયબ્રેરી બાળી નાંખવાનો ખોટો આરોપ અને તેમાં વળી લૉજીકના જ્ઞાનની મુરખાઇ ભરેલી અજ્ઞાનતા. આ સઘળું જાણીને કેવી પ્રકૃતિવાળો મનુષ્ય પોતાના સ્વભાવને શાંત રાખી શકે? અંગ્રેજીમાં adding insult to injury આનેજ કહેવામાં આવે છે.

ગમે તેમ હોય પણ યૂરોપના કેટલાએક ઇતિહાસ લખનારાઓની પક્ષપાત વિનાની ઉદાર શોધના પરિણામે કરીને મુસલમાનો ઉપરનું આ તોહમત દૂર થવા પામ્યું છે.

આ અફવા ઘણા લાંબા સમયથી ચાલતી આવેલી હોવાથી લોકોમાં તેના માટે એવો સજ્જડ વિશ્વાસ જામી ગયો છે કે, તેના વિરૂદ્ધની કોઇપણ વાત ગમે તેની પ્રબળ હોવા છતાં તે માનવામાં આવતી નથી. ગમે તેટલાં ન્યાય યુક્ત પ્રમાણો આપવામાં આવે પણ લોકો તો એમજ કહેવાના કે:–"અમો જે વાત લાંબા કાળથી સાંભળતા આવ્યા છીએ

તે વાતને આજ તમો ખોટી કહેવા ઉભા થયા છો તે કેમ ચાલી શકે?" પ્રખ્યાત ઇતિહાસકાર મી. ગીબનની કિસ્મતમાં પણ કાંઇક આવુંજ બન્યું છે. મી.ગીબને પોતાના Decline and Fall of the Roman Empire નામના પુસ્તકમાં આ બનાવ સંબંધી લખેલું છે કે:- "For my own part i am strongly tempted to deny both the fact and consequences" (chandos classics vol III p 568)

અર્થાત-આ ઘટના કહો કે તેનું પરિણામ કહો, એ માંહેના કોઇના ઉપર મહારો તો વિશ્વાસ નથી. પણ ઘણા લેખકોએ મી. ગીબનની આ વાતને હસી કહાડેલી છે. કોઈ કોઇ ઇતિહાસ લખનારાએ તો મી. ગીબનના મતનું ખંડન કરવા માટે બહુ પ્રમાણો એકઠાં કરીને મોટા મોટા નિબંધો લખવાની શરૂઆત કરેલી હતી. અમો આ જગ્યાએ એ બેઉ પક્ષકારોનાં પ્રમાણોને ન્યાય અને યુક્તિની સાથે અમારા વાંચક વર્ગની પાસે રજુ કરીયે છીએ.

મી. ગીબને પોતાનો પક્ષ સત્ય ઠરાવવા માટે મુખ્ય બે પ્રમાણો આપ્યાં છે. તે માંહેનું પહેલું પ્રમાણ એ બનાવ્યું છે કે આ બનાવ જે સમયે બનવાનું કહેવામાં આવે છે. (ઈ સ. ૬૪૦) તેના પછી ૬૦૦ વરસ બાદ અબુલફરાજ નામના એક આરમિનિયન ખ્રિસ્તિ ઇતિહાસકારની પાસે આ વાત આપણે પહેલ વહેલી સાંભળીયે છીયે. પણ આ છસો વરસના લાંબા ગાળાની અંદર કોઈ દેશી કે પરદેશી, મુસલમાન કે ખ્રિસ્તિ કોઇપણ ઇતિહાસ લખનારના ગ્રંથમાં આ બનાવના માટે એક અક્ષર પણ જોવામાં આવતો નથી.

બીજું પ્રમાણ:-એ છે કે આરબ લોકોએ જ્યારે મિસર જીતી લીધું એ વખતે એલેકઝાંડ્રિયામાં નહાની કે મોટી કોઇ લાયબ્રેરી હતીજ નહિ. સંનાં સધમાં પ્રાચિન પુસ્તકોનો મુસલમાનો આવવા પહેલાં લગભગ ૨૫૦) વરસો પૂર્વે રોમન સમ્રાટ થીયોડોસીયસે નાશ કરાવી નાંખ્યો હતો.

એ વાત તો આપણે પહેલાંજ કહી ગયા છીયે કે, મી. ગીબનના સામાવાળાઓ ગીબનના પ્રમાણો કબૂલ કરવાને ચાહતા નથી. તેઓએ પોતાના દસ્તૂર પ્રમાણે અરબી પુસ્તકોમાંથી પ્રમાણો (સાબિતીઓ) ચુંટી કહાડીને એવું બતાવી આપ્યું કે મહાન લાયબ્રેરી આરબોએ બાળી નાંખેલી એ વાત સત્ય છે. ભલે ફરાજના પહેલાં છસો વરસના લાંબા ગાળાની અંદર બીજા કોઇ પણ ઇતિહાસે સાક્ષી આપી ન હોય છતાં એ લાયબ્રેરી આરબોએ-જ બાળી નાંખેલી, એ વાત સો એ સો ટકા સત્ય છે આ જવાબ મી. ગીબનના પહેલા પ્રમાણ માટે છે.

પણ મી. ગીબનના બીજા પ્રમાણનો જવાબ કોઈ આપી શક્યું નથી. એટલે કે મુસલમાનોએ જ્યારે એલેકઝાન્ડ્રિયા જીતી લીધું તે વખતે એલેકઝાન્ડ્રિયામાં કોઇપણ લાયબ્રેરી હતીજ નહિ. આ વાતને કોઇ ખોટી ઠરાવી શક્યું નથી તેમ ખોટી ઠરાવવા માટે કોઇએ કાંઈ કોશિશ પણ કરેલી નથી; અને કોશિશ કરી પણ શક્યા નથી તેઓ તો મી. ગીબનના પહેલા પ્રમાણનો જવાબ આપીનેજ પોતાની બાજી સંપૂર્ણ રીતે સફળ થયેલી માને છે. હવે એ તો ગમે તેમ હોય પણ મી. ગીબનના સામાવાળાએ જે જવાબ આપ્યો છે તેની આપણે જરા બારીકીથી પરીક્ષા કરીએ.

લાયબ્રેરી આરબોએ બાળી નાંખવાની અસલ વાર્તા અબુલ ફરાજે લખેલા "મોખ્તસર ઉદ્દદવાલ" નામના એક અરબી પુસ્તકમાં જોવામાં આવે છે અબુલ ફરાજે આ પહેલાં સીરીયન ભાષામાં એક ઇતિહાસનું મોટું પુસ્તક

લખેલું છે અને ઉપર કહેલું "મોખ્તસર ઉદ્દદાવ્વાલ" નામનું અરબી ભાષાનું પુસ્તક ઉપર કહેલા સીરીયન ભાષાના પુસ્તકમાંથી કરેલી એક સંક્ષિપ્ત નોટ–માત્ર છે. વધારે તાજુબ થવાનું તો એ છે કે જે સીરીયન ભાષાના ઇતિહાસ ઉપરથી આ ટુંકી નોટ લખવામાં આવી છે એ અસલ સીરીયન ભાષામાં લખેલા ઇતિહાસના પુસ્તકમાં તો લાયબ્રેરી સંબંધી એક અક્ષર પણ નથી. જે કાંઇ છે તે આ અરબી ભાષામાં લખેલ સંક્ષિપ્ત નોટમાં છે.

ડૉક્ટર પોકક નામના એક અંગ્રેજ લેખકે ઈ. સ. ૧૬૬૩માં અબૂલ ફરાજના અરબી ભાષામાં લખેલ ટુંકી નોટનો અંગ્રેજીમાં આ પ્રમાણે તરજુમો કરેલો છે.

"એ સમયમાં (ઈ. સ. ૬૪૨માં) મી૦ જોન નામનો વ્યાકરણનો મહાન પંડિત અરબ લોકોમાં વધારે પ્રખ્યાત હતો. મી૦ જોન વ્યાકરણ અને દર્શન શાસ્ત્રમાં સારો પંડિત હતો. તે જેકોબાઇટ ખ્રિસ્તિ હતો અને એલેક્ઝાન્ડ્રિયામાં રહેતો હતો. આ માણસનું આયુષ્ય બહુ લાંબું હતું. જ્યારે આમરે એલેક્ઝાંડ્રિયા જીત્યું ત્યારે મી૦ જોને હાકિમ આમરની મુલાકાત લીધી હતી. મી૦ જોનની વિદ્વતાથી હાકિમ આમર પહેલાંથીજ જાણીતા હતા. એટલે મી૦ જોનની માનભરી મુલાકાત લીધી હતી. અને તેની પાસેથી દાર્શનિક તત્વોને આનંદથી સાંભળ્યાં હતાં.

આમર એક ઉંચા જ્ઞાનવાળા બાહોશ પુરૂષ હતા. દર્શન શાસ્ત્રનાં નવાં નવાં તત્વો મી. જોન પાસેથી સાંભળીને હાકિમ આમર તેના ઉપર મોહિત થઇ ગયા હતા. તે એટલે સુધી કે હાકિમ આમર મી. જોનને પોતાની સંગેજ રાખતા હતા."

"એક દિવસે મી૦ જોને હાકિમ આમરને કહ્યું કેઃ—"આ શહેરમાં જે કાંઇ હતું તે સઘળું આપે કબજે કર્યું છે, જે કાંઈ તમારા ઉપયોગનું હોય તે તો તમોજ રાખો પણ જે તમારા ઉપયોગનું ન હોય એવા માટે હું કાંઈ આશા રાખી શકું છું?" હાકિમ આમરે પૂછયું કે, "તમો શાની આશા કરો છો?" તેના જવાબમાં જોને કહ્યું કે 'સરકારી લાયબ્રેરીમાં જેટલાં દર્શન શાસ્ત્રનાં પુસ્તકો છે તે સઘળાં મને મળે એમ મહારી ઇચ્છા છે." હાકિમ આમરે કહ્યું કે "ખલીફાના હુકમ વિના એ સંબંધમાં હું કાંઇ કરી શકું નહિ" તે પ્રમાણે હાકિમ આમરે ખલીફાને કાગળ લખેલો તેનો ખલીફા હઝરત ઉમર (રદી૦) તરફથી જે જવાબ આવ્યો, તે આપણે અંગ્રેજીમાં ઉપર વાંચી ગયા છીયે. તેની મતલબ એ થાય છે કેઃ—"જે પુસ્તકો માટે તું પૂછે છે જો પાક કુર્આન શરીફની સાથે આ પુસ્તકોના વિચારોની એકતા હોય તો પાક કુર્આન શરીફ આપણી પાસે છે એટલે એ પુસ્તકોની જરૂરીયાત નથી અને જો વિચારો જુદા હોય તો તુરતજ તેનો નાશ કરાવી નાંખવો!

આ હુકમ પ્રમાણે ગવર્નર આમરે આ સઘળાં પુસ્તકોને તે સમયના એલેક્ઝાંડ્રિયાનાં હમામખાનામાં વહેંચાવી નાંખીને તેને બાળી નાખવાનો હુકમ ફરમાવ્યો. એવું કહેવાય છે કે આ સઘળાં પુસ્તકોનો સળગાવીને નાશ કરતાં છ મહિનાનો લાંબો સમય લાગ્યો હતો.

## સાંભળો અને આશ્ચર્યતાથી ચકિત થાઓ

એલેક્ઝાંડ્રિયાની મહાન લાયબ્રેરીમાં પુસ્તકોની સંખ્યા કોઇ કોઇના મત પ્રમાણે સાતથી આઠ લાખની હતી એની સ્થાપના ઇ. સ. પૂર્વે ૨૮૩માં ગ્રીક રાજા ટોલેમીસોટરના હાથથી થયેલી હતી અને પાછળના સમયમાં મિસર અને ગ્રીકની સંપૂર્ણ ચડતીના વખતે આ લાયબ્રેરીની બહુ ઉન્નતિ થઈ હતી. જેના પરિણામે આ અમૂલ્ય રત્નભંડાર ગણાઇ રહ્યો હતો. મોટા વિશાળ જ્ઞાન ભંડારે એ વખતનું એલેક્ઝાંડ્રિયા પ્રાચિન ગ્રંથોથી

જગતમાં બહુ પ્રખ્યાતિ મેળવી શક્યું હતું. આવા અમૂલ્ય જ્ઞાનભંડારનો નાશ કરનારાએ જગતને મોટું નુકસાન કરેલું છે, હાલનો મનુષ્ય સમાજ તેનો વારસો મેળવવાને ભાગ્યશાળી થયો હોતતો સભ્યતા અને ઉન્નતિના માર્ગે હજી પણ કેટલો આગળ વધ્યો હોત તે કોણ કહી શકે તેમ છે!

એટલાજ માટે "મોખ્તાર ઉદ્દાબ્વાલે" નામના પહેલાં કહી ગયેલા સંક્ષિપ્ત ઇતિહાસનો લખનાર આ વાર્તાના ઉપસંહારમાં જે પ્રમાણે લખે છે તે પ્રમાણે આ ઘટના ખરેખર સાંભળીને આશ્ચર્ય પામવા જેવી છે. આ, જે પ્રાચિન જ્ઞાને જગતના ઉપર ફેલાઇને મહાન ચમત્કાર પેદા કરી આપ્યો હતો કે જેને લઇને સંસારના લાખો માણસોનું દિલ તેના તરફ ખેંચાયું હતું.

એ સમયમાં યૂરોપીયન લોકો મુસલમાનો ના સંબંધમાં આવા પ્રકારની વાર્તાઓ જોડી કહાડવામાં અને તેના ઉપર લોકોનો વિશ્વાસ જમાવવામાં ધર્મ માનતા હતા. ઘણુંજ અફસોસની વાત એ છે કે, તે વખતે પશ્ચિમના લોકો, પૂર્વના લોકોને જોવા માટે આંખો ઉપર જે ચશ્મા ચડાવતા હતા તે ચશ્માનો એક કાચ છર્યાં અને બીજો કાચ એવા સંસ્કારોના મલીનરંગથી રંગાયેલો હતો. એ વખતે યૂરોપના ખ્રિસ્તિ લોકોએ, એશિયાના મુસલમાનોની વિરૂદ્ધમાં ઇતિહાસ પ્રસિદ્ધ ક્રુઝેડનું ધર્મ યુધ્ધ જાહેર કરેલું હતુ અને તે યુદ્ધ ઇસ્વીસનના અગ્યારથી તેરમા સૈકા સુધી ટકી રહ્યું હતું. ખ્રિસ્તિ ક્રુઝેડકારોએ મુસલમાનોને પોતાના ધર્મશત્રુ માનીને તેમની વિરૂધ્ધમાં યૂરોપના લોકોને ઉશ્કેરી મૂકવા માટે ઇસ્લામના મહાન પૈગમ્બર હઝરત મુહમ્મદ સલ. ના વિરૂધ્ધમાં પણ અનેક ગંદી વાતો ઉપજાવી કહાડેલી હતી કે જેની હદ નહોતી. એના પરિણામે લોક વાર્તાઓમાં, કે જનસમાજના કિસ્સા કહાણીઓમાં તેમજ સાહિત્ય, નાટક અને ઇતિહાસોમાં સર્વસ્થળે મુસલમાનોના ઇતિહાસને તદ્દન હાસ્ય જનક અને દોષ ભરેલો ચિતર્યો છે. એના માટે પાંચકવર્ગ પાસે માત્ર એકજ દ્રષ્ટાંત રજુ કરીને વાંચકોની ખાત્રી કરાવવા ચાહિયે છીએ. અંગ્રેજી ડિક્ષનરીમાં હમણા પણ "Mohound" એ નામનો એક શબ્દ છે એ શબ્દ Mohammad ને મળતો અને તેનો અપભ્રંશ છે એનો અર્થ "The Devil" શૈતાન કરવામાં આવ્યો છે. હા. અમો એ પણ આ જગાએ કબૂલ કરીયે છીયે કે આ અપ્રિતિકર શબ્દ હાલ વપરાતો નથી, પણ આ ઉપરથી સમજી શકાય છે કે એ સમયમાં યૂરોપીયનોમાં ધર્મનાં ઝનૂનને લઇને મુસલમાનો *વિરૂદ્ધ વેરભાવની આગ કેવા જોરથી ધગધગી* રહી હતી.

ક્રુઝેડ અને તેને લઇને મુસલમાનો વિરૂદ્ધના અપવાદોનો આરંભ ઇસ્વી સનના અગ્યારમા સૈકાના છેવટના સમયમાં થયો હતો. એટલે જ્યારે લાયબ્રેરી બાળી નાંખવાની ગપનો પ્રચાર થયો, ત્યારે *ખ્રિસ્તિ જગતમાં મુસલમાનોની* વિરૂદ્ધના અપવાદોની વાર્તા ઉભરાઇ ગઇ હતી. એટલે લોકો તેના ઉપર વિશ્વાસ રાખે તેમાં નવાઇ શી? એટલા સમયની અંદર તો એવી બનાવટી વાતો ઇતિહાસ સાહિત્ય અને નાટકો વિગેરેમાં સારી રીતે સ્થાન મેળવી શકી હતી. એવા જમાનામાં આ વાતો જુઠી છે એવો પ્રતિવાદ કરનાર ત્યાં કોણ હોય?

હવે આપણે જોઇએ કે યૂરોપના ઇતિહાસકારોએ કયા કયા પ્રમાણોનો આધાર લઇને આ ઘટનાનો સત્ય તરીકે સ્વિકાર કર્યો છે જ્યારે મી૰ ગીબને બેસૂરું ગાયન ગાયું તે વખતે કિંટન, અર્વિંગ વગેરે લેખકોએ, ત્રણ અરબી ઇતિહાસકારોની સાક્ષી આપીને

આ બનાવટી ઘટનાને સત્ય મનાવવા બહાર આવ્યા છે. આ ત્રણ અરબ લેખકોનાં નામો અનુક્રમે અબ્દુલ લતીફ બગદાદી (૧૨૬૧-૧૩૨૧ ઈસ્વી), તકીઉદ્દીન અહમદ મકરીઝી (૧૩૬૦-૧૪૪૨) અને હાજી ખલીફા (મરણ ૧૬૫૭). આ ત્રણ જણાઓજ યુરોપીયન લેખકોની ઑથૉરીટી છે તેઓએ પોતાને જ્યાં જ્યાં યોગ્ય લાગ્યું ત્યાં ત્યાં આ ત્રણ જણ અરબી લેખકોના વચનોનો આધાર આપીને લખેલ છે. એ લોકોની પાસે આ સિવાય બીજી કોઇ ઑથૉરીટી નથી.

એટલા માટે ઉપર જણાવેલા ત્રણ ગુરૂ પુરૂષોની આપણે કાંઇક ઓળખાણ આપીયે. પહેલો પુરૂષ અબ્દુલ લતીફ, આ માણસ એક પ્રખ્યાત હકીમ હતો. તેના લખેલાં વૈદક વિદ્યાનાં પુસ્તકો હમણાં પણ મળે છે. આ માણસ ઈતિહાસ લખનારો નહોતો. ઈસ્વી સનના તેરમા સૈકાના આખરી સમયમાં હકીમ સાહેબે એક વાર મિસરની મુસાફરી કીધી હતી અને તે મુસાફરીના વર્ણનનું તેણે એક પુસ્તક લખેલું છે. આ મુસાફરનામામાં તેણે મિસરની હાલત જે પ્રમાણે પોતાની આંખોએ જોયેલી અને જે પ્રમાણે લોકોના મુખથી પોતાના કાનો વડે સાંભળેલી તેજ પ્રમાણે લખેલી છે એલેકઝાંડ્રિયાના સેરાપિયમના તુટેલા ખંડેરોનું વર્ણન લખતાં લખતાં તેણે એક જગ્યાએ લખેલું છે કેઃ—

' "મેં" સાંભળ્યું કે, આ સ્થળે એજ મિનારો હતો કે જેની નીચે બેસીને એરીસ્ટોટલ વિદ્યાભ્યાસ કરતો હતો, અને જ્યાં દિગવિજયી એલેકઝાંડરે નગરની પ્રતિષ્ઠાકાળે એ પ્રખ્યાત વિદ્યામંદિરની સ્થાપના કરેલી હતી, (લાયબ્રેરીની) કે જેમાં અમૂલ્ય પુસ્તકો હતાં કે જેને આમર ઇબ્ને ઉલ આસે ખલીફા - ઉમર (રદી૦)ના હુકમથી બાળી નંખાવ્યા હતાં."

હકીમ સાહેબે આમરની વાત એક ઐતિહાસિક સત્ય સ્વરૂપે લખી છે એમ માનવાનું કાંઇ કારણ નથી, કારણ કે તે ઇતિહાસ લખવા તો બેઠો નહોતો. "મેં" સાંભળ્યું છે" એમ કહીને જેણે પોતાના લખાણની શરૂઆત કીધી છે, તેની કિમ્મત એક સાંભળેલી વાત સિવાય વધારે થઈ શકતી નથી અને સાંભળેલી વાતને એક ઐતિહાસિક સત્ય તરિકે સ્વિકારી શકાય નહિ. એ પણ બનવા જોગ છે કે એ ઉપજાવી કહાડેલી વાતની એ વખતે મિસરમાં આમદ થઈ હોય અને હકીમ સાહેબે તે સાંભળી હોય. ત્રણસો વરસ સુધી જે વાર્તા આખા યુરોપના લોકોમાં પ્રચલિત થઈ ગઈ હતી તે હકીમ સાહેબના વખતમાં મિસરના લોકોના સાંભળવામાં ન આવી હોય એ સંભવિત નથી.

વળી હકીમ સાહેબે સાંભળેલી વાતોમાં કઇ કઈ વાત સત્ય છે અને કઇ કઇ વાતો કાલ્પનિક છે તેનો પણ વિચાર કરવો જોઇએ. પ્રથમ એ જોઇએ કે એરિસ્ટોટલ એલેકઝાંડ્રિયામાં કદિ આવેલોજ નહોતો તો પછી અભ્યાસ કરવાની તો વાતજ રહેતી નથી. વળી તે વિદ્યામંદિરની સ્થાપના થવા પહેલાં ૪૦ વરસ પૂર્વે તો મરણ પામ્યો હતો. બીજું વિદ્યા મંદિરની સ્થાપના એલેકઝાંડરે પોતે કરેલી નહોતી પણ તેના મરણ પછી ૪૦ વરસ બાદ થયેલી હતી. હકીમ સાહેબે પોતે સાંભળેલી ત્રણ વાતો પૈકી બે વાતો તો ઉપર પ્રમાણે લૉજીકના કાંટે અસત્ય ઠરે છે ત્યારે આમરે લાયબ્રેરી બાળી નંખાવવાની વાતને હવે આપણે શી રીતે સત્ય માનવી?

હવે બીજી ઑથૉરીટી મકરીઝીના વિષયની આપણે થોડી આલોચના કરીએ. આ માણસ એક ઇતિહાસ લેખક હતો અને હકીમ અબદુલ લતીફની પછી ૧૦૦ વરસે જાહેરમાં આવેલો છે. પારીસના પ્રોફેસર ડી. સેસી નામના એક પ્રખ્યાત ઇતિહાસ લખનારાએ અબ્દુલ . લતીફ

અને મકરીઝી એ બેઉ જણાએ લખેલાં પુસ્તકોનાં ભાષાંતરો કરેલાં છે આ બે ભાષાંતરોના ઉપરજ મી. ગીબનના સામાપક્ષવાળાઓએ વધારે જોર આપેલું છે પણ પ્રોફેસરે પોતે એક જગાએ લખેલું છે કેઃ—

"Makriri copied his account from Abdullatif"

અર્થાતઃ-મકરીઝીએ અબ્દુલ લતીફના વિષયની નકલ કરેલી છે" અલીગઢના પ્રખ્યાત વિદ્વાન મૌલાના શિબ્લીએ બેઉ અસલ અરબી ગ્રંથોનો મુકાબલો કરીને એટલે સુધી લખેલું છે કે મકરીઝીએ અબ્દુલ લતીફના. સબજે ક્રનીજ કોપી કરેલી છે તેમ નહિ પણ ભાષાની પણ કોપી કરેલી છે; એટલે જ્યારે હકીમ સાહેબની સાક્ષી આપણે ઉપર ના મજૂર કરી ગયા તો તેની કોપી કરનારા મકરીઝીની સાક્ષીને આપણે શી રીતે મંજૂર રાખી શકીએ?

ત્રીજી ઑથોરીટી હાજી ખલીફાની રહી. આ પુરૂષનો આવિર્ભાવ કોન્સ્ટાન્ટીનોપલ ૧૭માં સૈકામાં થયો હતો. એ સાહેબના પુસ્તકમાથી પ્રો. ડી. સેસીએ જે ભાષાન્તર કરેલું છે તે આ છેઃ—

" In the early day of Islam... as its tenets had not yet cbtained a Firm hold on the minds of the People, it was feared that the ancient Sciences would interfere with Popular beriefs, so much so that in is alleged that the books they found in the Conquest of different Cities were burnt."

"અર્થાત" પ્રથમ જ્યારે ઈસ્લામ પ્રચલીત થયો હતો એ વખતે એનાં ધર્મતત્વો લોકોના મનમાં દ્રઢભાવે ઠસેલાં નહોતાં એટલે પ્રાચિન વિદ્યાને કરીને લોકોનો ધર્મ ઉપરનો વિશ્વાસ મોળો પડી જાય એ બીકથી જ્યારે કોઇ નગર જીતી લેવામાં આવતું ત્યારે ત્યાંનાં સઘળાં પુસ્તકો બાળી નાંખવામાં આવતાં એમ સાંભળેલુ છે."

કાંઇ દલીલ કાપી નથી. કાંઇ પ્રમાણ આપ્યું નથી. તેમજ કોઇ દેશ, કાળ, કે પાત્રનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી માત્ર "સળગાવી દેતા હતા એવું સાંભળેલું છે!" એલેકઝાંડ્રી· યાની લાયબ્રેરી મુસલમાનોએ બાળી નાંખેલી તેનું આપણુ એક પ્રમાણ માનવામાં આવે છે. આ આગળ પાછળના કાંઇપણ આધાર વિનાનું પ્રમાણ કેટલી હદે માનવા યોગ્ય ગણાય તે વિદ્વાન વર્ગને અમે સોંપીયે છીએ.

વળી આ પ્રમાણને અબૂલ ફ્રાજના મતને અનુમોદક તરિકે કબૂલ કરી શકાય નહિ. ઐતિહાસિક તત્વાનુસંધાનનો નિયમ છે કે, કોઇ આધુનિક લેખકના મતને અનુમોદન આપવું હોય તો જૂનામાં જૂના લેખકના મતની શોધ કરીને તેને અજવાળામાં લાવવો જોઇએ. જો એમ ન કરવામાં આવે તો માત્ર કોપી કરેલી મનાય એટલે તેવા મતને અનુમોદન આપનાર તરિકે માની શકાય નહિ. જો એ લખનારના મતને ટેકાની જરૂર હોય તો ફ્રાજના મતનો તેને ટેકો આપી શકાય; પણ ફ્રાજના મતને ટેકાની જરૂરને માટે તો ફ્રાજની પહેલાંના લેખકનો ટેકો આપી શકાય.

હવે આ સઘળી વાતો તો આપણે માત્ર સાક્ષીઓની કાપી પણ ફરિયાદી પક્ષની કાંઇક ક્રોસ એકઝામીનેશન કરીયે. ફરિયાદીનું વર્ણન તો આપણે પહેલાંજ કરી ગયા છીએ. અબૂલ ફ્રાજે આ બનવાને ૬૦૦ વરસ વીતી જવા પછી તેનો ઈતિહાસ લખેલો છે પણ તેની પહેલાંના કોઇ લેખક કે ઇતિહાસનો આધાર આપીને પોતાના

લેખનું સમર્થન કરેલું નથી, વળી પોતે સીરીયન ભાષામાં લખેલા ગ્રંથમાં આ સંબંધી એક અક્ષર પણ લખેલો નથી. માત્ર સીરીયન ભાષાના અસલ ગ્રંથ ઉપરથી એક સંક્ષિપ્ત પુસ્તક લખેલું છે તેમાં આ ઘટના છે. આ ઉપરથી એવું અનુમાન કરી શકાય છે કે, આ ઉપજાવી કહાડેલી વાર્તા કદાચ અબૂલ ફ્રાજની લખેલી ન પણ હોય પણ પાછળથી કોઈ બીજાએ એ પુસ્તકમાં ઉમેરી દીધેલી હોય. (જુઓ ૧૮૯૯ અકટોબરના "નાઇન્ટીન્થ સેન્ચ્યુરી"માં વાસુદેવરાવનો લેખ)

વારુ કદાચ એમ માની લઇએ કે આ લેખ અબૂલ ફરાજનોજ લખેલો હોય તો પણ એક મોટા પ્રશ્નનો નિકાલ કરવાનો રહે છે. ઇતિહાસોના જૂના બનાવો કેટલાએક ઉપાયો વડે જાણી શકાય છે જેમકેઃ—

(૧) તે સમયના બીજા કોઈ લખનારા એ સંબંધમાં કંઈ લખી ગયા હોય તે જોઇને.

(૨) તે સમયની કોઈ ચોકકસ ઇમારતોનાં બચેલાં ખંડેરો જોઇને.

(૩) એ સંબંધની લોકવાર્તાઓ સાંભળીને.

આ માંહેનઃ કોઇપણ ઉપાયો કરી ફરાજે પોતાની વાતને સાબિત કરી છે? કાંઇ લેખીત આધાર તો હતોજ નહિં. જો હોત તો તેની પહેલાંના લેખકો તેને જાહેરમાં લાવવાને ચૂકત નહિ. કદાચ એમ માનો કે મુસલમાનો એવા આધારને જાહેર ના કરે પણ તેમના પરમ દુશ્મનો જે ખ્રિસ્તિ લોકો તે તો ઢોલ વગાડીને જાહેર કરત. અલમાસીનસે તેરમા સૈકામાં મુસલમાન જાતીના ઇતિહાસનો એક મોટો ગ્રંથ લખેલો છે તેમજ તે પહેલાં યુટિશીયસે દશમા સૈકામાં "અરબોનો એલેકઝાં. યામાં વિજય" એ નામનો મોટો ગ્રંથ લખેલો છે. આ બેઉ પુસ્તકોમાં ઉપરની મહાન લાયબ્રેરી સળગાવી નાંખવા સંબંધમાં એક અક્ષર પણ લખેલો નથી. આ બેઉ લેખકો મિસરના રહેવાસીઓ હતા. (ગીબન વૉ. ૩ પાનુ ૫૦૮). એ લોકોની પહેલાં એલેકઝાંડ્રિયાના વિજયની પચાસ વરસની મધે જોન ઑફ નીકયુ નામના એક મિસરના પાદરીએ એલેકઝાંડ્રિયાના ઇતિહાસનું પુસ્તક લખેલું છે. મોટા આશ્ચર્યની વાત છે કે આવડો મોટો બનાવ પોતાના પુસ્તકમાં લખવાને આ પાદરી પણ ભૂલી ગયેલો જણાય છે (બટલર "અરબ કોંકરટ, ઇજીપ્ટ" પા. ૪૨૪).

જો માત્ર લોકવાર્તાના આધાર ઉપરજ લખેલ હોય તો એ જરૂર કબૂલ કરવું પડશે કે તેની પહેલાંના લોકો આ વાતને જાણતા નહોતા. જો જાણતા હોત તો તે સમયના ખ્રિસ્તિ લોકો તેને જાહેર કરવા વિના રહેત નહિ એટલે એવું અનુમાન કરી શકાય છે કે જો આ વાર્તા અબૂલ ફરાજે પોતેજ લખેલી હોય તો તે વખતે ક્રુઝેડની મહેરબાની વડે તેની યૂરોપમાંથી નવી આમદ થયેલી હશે.

જો અસલ કહાણીના દરેક અંગને બારીક નિરિક્ષણથી તપાસવામાં આવે તો જરૂર એવા નિશ્ચય ઉપર આવવું પડશે કે એક ગાંજા પીનારની હાલતમાંજ આ સઘળું લખાયેલું છે. આ નિબંધની શરૂઆતમાં એ કહાણી પૂરેપૂરી લખવામાં આવી છે. વાંચનારા સજ્જનોને વિનંતિ કરવાની કે એ કહાણી ફરીથી વાંચી જુઓ. ખલીફાને આમરે જે પત્ર લખેલો હતો તેમાં લખેલું છે કે તે સમયે એલેકઝાંડ્રિયામાં ચાર હજાર બાથરૂમો હતા (બટલર "અરબ કોંકરટ ઓફ ઇજીપ્ત" ૩૬૮) અબૂલ ફરાજ કહે છે કે એ ચાર હજાર બાથરૂમોમાં આ સાત લાખ પુસ્તકો સમાન ભાગે વહેંચી આપવામાં આવ્યાં હતાં, અને એનાથી છ મહિના સુધી પાણી ગરમ કરવામાં આવ્યું

હતું. કદાચ એમ માનવામાં આવે કે બાથરૂમોની સંખ્યા એવડી મોટી ન પણ હોય અને આમરે બાથરૂમોની સંખ્યા બતાવવામાં અતિશયોક્તિ કરેલી હોય તો તો દરેક બાથરૂમમાં દશ દશ કે વીશ વીશ હજાર પુસ્તકો આપવામાં આવ્યાં હોય પણ જ્યારે સઘળાં પુસ્તકો બાળીજ નાંખવાં હતાં તો પુસ્તકો સહિત લાયબ્રેરીના મકાનનેજ શા માટે આગ લગાડીને સળગાવી મૂકેલું નહિ હોય ? અથવા મકાનની બહાર ખુલ્લા મેદાનમાં સમાન ઢગલા કરીને આતશબાજી કેમ કરેલી નહિ હોય ? આમ નહિ કરતાં સઘળાં પુસ્તકોને આક્રોપ્લિસ પહાડની ટેકરી ઉપરથી નીચે ઉતરાવીને બાથરૂમોમાં પહોંચાડી આપવાની તકલીફને શા માટે પસંદ કરેલી હશે ? હાકિમ આમરના મિત્ર મી૦ જોને આ પુસ્તકો માટે ઘણા આગ્રહપૂર્વક માગણી કરેલી હતી. તે પોતે કે ગમે તે વિદ્યાવિલાસી જો ચાહત, તો, મજુરો સાથે બંદોબસ્ત કરીને બે, ચાર, હજાર પુસ્તકો તો જરૂર બચાવી શકત. ઓછામાં ઓછા યુકિલડની—જ્યોમેટ્રીના સાતમાથી દશમા ભાગ સુધીના વિભાગો તો જરૂર બચાવી શકાત. જો આમરનો હેતુ પુસ્તકોને બાળીજ નાંખવાનો હતો તો તે શું એટલું પણ નહોતા સમજતા કે આવી રીતે આખા શહેરમાં પુસ્તકો ફેંકી મારવાથી વખતે સઘળાં પુસ્તકોનો નાશ ન પણ થાય ?

બીજી બાજુએ તે વખતે ઘણાં ખરાં પુસ્તકો ચામડાથી મિશ્રિત પાર્ચમેન્ટો ઉપર લખાતાં હતાં. પુસ્તકોમાં કાગળોનો વપરાશ બહુજ ઓછો થતો હતો. પાર્ચમેન્ટ એવી વસ્તુ છે કે જો એને સળગાવવી હોય તો અગ્નિ ઉપર ધરી રાખવી જોઇએ. એમ કરવામાં આવે તો તે ધીરે ધીરે બળે છે, પણ તેનો ભડકો થયા વિના હમામખાનાનું પાણી ગરમ થઇ શકે નહિ; એટલે સહેજે સમજી શકાય છે કે પાર્ચમેન્ટથી ઇંધણનું કામ થતું નથી ભલે ખલીફા ઉમર રદીના એકના બદલામાં સો હુકમો આવે પણ પાર્ચમેન્ટ કાગળની માફક સળગી શકે નહિ. ત્યારે શું મોટી સંખ્યાના પાર્ચમેન્ટ ઉપર લખેલાં પુસ્તકો બાદ કરીને માત્ર કાગળનાં પુસ્તકોજ આમરે બાથરૂમોમાં મોકલ્યાં હતાં ? જો એમ થયું હોય તો પાર્ચમેન્ટ ઉપર લખેલાં પુસ્તકોનું શું થયું ? તે સઘળાં ક્યાં ગયાં ? અને થોડાં કાગળનાં પુસ્તકોથી ચાર હજાર બાથરૂમોનાં પાણી છ મહિના સુધી શી રીતે ગરમ થયાં ? (બટલર ૪૦૫)

નવાઇની વાત તો એ છે કે ઉપજાવી કહાડેલી વાર્તા એવી ચતુરાઇ ભરેલી વાતોથી લખવામાં આવી છે કે અબુલ ફરાજ જેવો વિદ્વાન લેખક પણ તે માહિતી ચતુરાઇને પકડી શકયો નથી, આ બનાવનું જેમ જેમ બારીકીથી અવલોકન કરવામાં આવે તેમ તેમ એ વાતની પાકી ખાતરી થાય છે કે અબૂલ ફરાજના પુસ્તકમાં પાછળથી આ ઘટનાને કોઇના તરફથી ઉમેરી દેવામાં આવેલ છે. વળી એમ પણ ખાત્રી થાય છે કે જેણે આ ઘટના ફરાજના પુસ્તકમાં ઉમેરી દીધી છે તે પુરુષ ફરાજના લખેલા અસલ સીરીયન ભાષાના પુસ્તકથી જરૂર અજાણ્યો છે અથવા તે પુસ્તક તે હાથ કરી શકયો નહિ હોય. જો એ પુરુષ ઉપર કહેલ સીરીયન ભાષાના પુસ્તકથી જાણીતો હોત તો આ બનાવને હજુ પણ વધારે ગુંચવાડા ભરેલો કરત, એમાં કાંઇ શક નહિ.

વળી બીજું પણ વિચારવાનું છે, આમરે પોતાના મિત્ર જોનને આ પુસ્તકોના સંબંધમાં કહેલું કે:—"ખલીફાના હુકમ સિવાય એ પુસ્તકોના સંબંધમાં હું કાંઇ કરી શકું નહિ" આ ઉપરથી એવું પુરવાર થાય છે કે આમર ખલીફાના હુકમનું બરાબર પાલન કરનાર એક આજ્ઞાંકિત સેવક હતા પણ ઇતિહાસ તે વાતની

ના પાડે છે. ઇતિહાસના પાના ઉથલાવતાં મિસર ઉપર આક્રમણ કરતી વખતે આમરે ખલીફાના હુકમની પરવા કરેલી નહોતી. (ગીબન પ૬૨) આમર પ્રથમ સિરીયા જીતવા ગયા હતા અને સીરીયાથી મિસર ઉપર ચડાઇ કરવાની તેણે કલ્પના કીધી હતી અને તુરતજ મિસર જીતી લેવા ચડાઇ કરી, આ બાજુએ ખલીફા હ૦ ઉમર (રદી૦)ના જાણવામાં આવ્યું કે આમરે પરવાનગી વિના મિસર ઉપર ચડાઇ લઇ ગયા છે એટલે પોતે એક પત્ર લખીને તુરતજ સવાર સાથે રવાના કીધો.

"જો તું હજુ સુધી શામ છોડી ગયો ન હો, તો પત્ર વાંચતાંજ સૈન્ય સહિત પાછો ફર. અને જો આ પત્ર મળતી વખતે તું મિસરમાં પ્રવેશ કરી ચૂક્યો હો તો ખુદાપાક ઉપર વિશ્વાસ રાખીને આગળ વધજે !"

આ ઉપરથી એટલોજ વિચાર કરવાનો રહે છે કે, આમર, ખલીફાના હુકમ વિના પોતાના મિત્ર જોનને તેણે માંગેલા પુસ્તકો આપવા ચાહત તો શું નહિ આપી શકત ? છેવટે ખલીફાને ભલામણ કરીને પણ થોડાં પુસ્તકો તે આપી શકત. જે મિત્રની સાથે આમરની એટલી ગાઢ મિત્રતા હતી કે તેને હંમેશાં પોતાની સંગે રાખતો હતો એવા મિત્રની આમર આટલી માગણી ન સ્વિકારી શક્યા ?

પારકા ધર્મનાં પુસ્તકો હોવાથી, તેને બાળી નાંખ્યા વિના પોતાના ધર્મનું રક્ષણ થઇ શકે નહિ એટલા માટે ધર્મની ખાતર આમર, મિત્રનું સન્માન રાખી શક્યો નહિ હોય, અથવા ખલીફા હ૦ ઉમર રદી૦ એ તે સન્માન રાખવા આપ્યું નહિ હોય એ વાતને પણ કદાચ માની લઇએ, પણ મી૦ ગીબન કહે છે કે-"આરબો પારકા ધર્મનાં પુસ્તકો બાળી નાખવાનું પસંદ કરતા નહોતા, કારણ કે તેમનો ધર્મ નૈતિક નીતિ, અને ગ્રંથો બાળી નાંખવાના કામને અનુમોદન આપતો નથી, કારણ કે યાહુદી અને ખ્રિસ્તિ ધર્મનાં પુસ્તકોમાં ખુદાનું નામ હોવાથી તેનાં પુસ્તકો બાળવાથી ખુદા નારાજ થાય છે અને વિજ્ઞાન સંબંધી સઘળા ગ્રંથો મુસલમાનોના સંસારિક વ્યવહારમાં ઉપયોગી થઇ પડે માટે તેનાં પુસ્તકોનો નાશ કરવાથી મહાન ગુન્હો છે એમ મુસલમાનોની માન્યતા હતી. (ગીબન વૉ.૩ પ૬૮) ગીબન એક પારકા ધર્મનો હોવાથી તેના મતને અમો પક્ષપાતી માનતા નથી.

કોણે કેટલી કેટલી લાયબ્રેરીઓ બાળી નાંખવાની બહાદૂરી કરી છે એ વિષયમાં દુનિયાની જુદી જુદી જાતો સાથે મુસલમાનોનો મુકાબલો કરવામાં આવે તો છાતી ઠોકીને કહેવું પડશે કે એમાં મુસલમાનોનો નંબર છેલ્લો આવશે પણ આવું અવલોકન કરવાનો આ નિબંધનો હેતુ નથી.

અત્યાર સુધી તો માત્ર તર્ક વિતર્કજ કરવામાં આવ્યો છે.-હવે ઇતિહાસનાં થોડા પાનાં ઉથલાવી જોઇએ. પહેલાં તો આપણી મુખ્ય ઘટનાનો નાયક મી૦ જોન જે એલેકઝાંડ્રિયાનો રહેવાસી હતો તેની તપાસ કરીયે કે ઇતિહાસ તેના માટે શું કહે છે ? ખરી રીતે મી૦ જોન ક્યારે થઇ ગયો તે જોઇએ. આમરે ઈ. સ. ૬૪૦માં મિસર જીત્યું હતું પણ મી૦ જોન સમ્રાટ જસ્ટીનીયનના વખતમાં હોવાનું ઇતિહાસ કહે છે. જસ્ટીનીયન ઈ. સ. પર૭માં ગાદીએ બેઠો હતો. જુદી જુદી વખતે એલેકઝાંડ્રિયામાં જોન નામના બે પુરૂષો થઇ જવાનું પણ ઇતિહાસ કહેતો નથી. માટે મી૦ જોન ગમે તેટલી લાંબી જીંદગી ભોગવવા ભાગ્યશાળી થયો હોય પણ જે સમ્રાટ જસ્ટીનીયનના વખતમાં હયાત હતો, તે જોન મિસરના હાકિમ આમરના વખતમાં હયાત હોવાનું કોઇ રીતે સંભવિત નથી. (Butler ૩૨૦)

બીજું—એલેકઝાંડ્રિયાના વિજય પછી ત્યાંના રહેવાસીઓની સાથે મુસલમાનોની જે સંધિ

થયેલી (બટલર ૩૨૦) તે માંહેના કરારો પૈકી એક શરત એવી હતી કે, મુસલમાનોએ અગ્યાર મહિના સુધી એલેકઝાંડ્રિયામાં પ્રવેશ કરવો નહિં. એ સમયની અંદર રોમન લોકો પોતાના પરિવારની સાથે સઘળી અસ્થાવર મિલ્કત લઇને જળમાર્ગે રવાના થઈ શકે. આ વખતે દરિયાઇ માર્ગ ખુલ્લો હતો એટલે એલેકઝન્ડ્રિયાથી કોન્સ્ટાન્ટીનોપલ કે બીજા કોઇ રોમન બંદરે સહેલાઇથી જઇ શકાતું હતું. આ વખતે એલેકઝાંડ્રિયા માંહેની મહાન લાયબ્રેરીની કિમ્મત અમૂલ્ય લેખાની હોવી જોઇએ. વળી જ્યાં આવી મહાન લાયબ્રેરી હોય ત્યાં મોટા મોટા સમર્થ વિદ્વાનો પણ હોવા જોઇએ. શું તેઓ અગ્યાર મહિનાના લાંબા ગાળાની અંદર આ મહા મુલ્યવાન લાયબ્રેરીને એલેકઝાંડ્રિયામાંથી નજદીકના કોઇ રોમન બંદરમાં ટ્રાન્સ્ફર કરી શકયા નહી હોય? અને દુસ્મનોની મહેરબાની ઉપર છોડી જવાનું તેઓએ વ્યાજબી વિચાર્યું હશે? એટલાજ માટે મી. જોન કબરમાંથી ઉઠીને આમર પાસે પુસ્તકોની ભીખ માંગવા આવ્યો હશે?

ચોથું—જે લાયબ્રેરીનો નાશ થવાની વાત કરી, તેના જન્મની વાત પણ કરવી જોઇએ. મિસરના રાજા ટલેમીસ્ટરે એલેકઝન્ડ્રિયાની આ લાયબ્રેરીની સ્થાપના ઈ. સ. પૂ. ૨૮૩માં કીધી હતી. આ શહેરમાંજ તેની રાજધાની હતી. આ રાજાએ માત્ર લાયબ્રેરીનીજ સ્થાપના કીધી હતી એમ નથી, પણ સાથે સાથે એક વિશાળ મકાનની અંદર એક મ્યુઝિયમની પણ તેણે સ્થાપના કરી હતી. તેમાં અનેક પુસ્તકો, ચિત્રો, અને અનેક જાતના વૈજ્ઞાનિક અને શિલ્પ પદાર્થોનો પણ તેમાં સંગ્રહ કરવામાં આવ્યો હતો. પાછળના ત્રણસો વરસોની અંદર આ મ્યુઝિયમ અને લાયબ્રેરીની બહુ ઉન્નતિ થઇ હતી તેમાં ખાસ કરીને પુસ્તકોની સંખ્યામાં બહુ વધારો થયો હતો. વળી તેની સાથે સાથે સેરાપિયનના દેવળમાં પણ એક નહાની લાયબ્રેરીની સ્થાપના કરેલી હતી. અને તે પણ ધીરે ધીરે ઉન્નત દશા પ્રાપ્ત કરી શકી હતી

ઇ. સ. પૂ. ૪૮ની સાલમાં જ્યારે જુલીયસ સીઝરે એલેકઝાંડ્રિયાની સાથે યુદ્ધ કીધું હતું, તે વખતે આ મહાન લાયબ્રેરી અને મ્યુઝિયમને સમૂળગાં બાળી નાંખવામાં આવ્યાં હતાં. આ સંબંધમાં પ્લુટાર્ક, સેનેકા, આરોસીયસ વગેરે પ્રસિદ્ધ પ્રાચિન ઇતિહાસકારો સઘળા એકમત છે. તેઓ સઘળા એક વાકયે કહી ગયા છે કે, '**એલેકઝાંડ્રિયાની મહાન પ્રાચિન લાયબ્રેરી સીઝરે બાળી નંખાવી હતી.** અને રાળગી ગયેલ પુસ્તકોની સંખ્યા કોઇના મત પ્રમાણે સાત લાખ ને કોઇના મત પ્રમાણે ચાર લાખની હતી. (બટલર ૪૦૭ ગીબન ૨૫૫)

આ વાત તો આપણે મ્યુઝિયમ અને મોટી લાયબ્રેરીની કરી પણ સેરાપિયન દેવળમાં જે નહાની લાયબ્રેરી હતી તેનું શું થયું? તે જોઇએ. સીઝરના અગ્નિકાંડથી છ કે સાત વરસ પછી માર્ક એન્ટનીએ પાર્ગ માસની રાજકીય લાયબ્રેરી આણીને આખી લાવીને મિસરની રાણી કિલયોપેટ્રાને ભેટ આપી હતી. આ લાયબ્રેરીમાં ઓછામાં ઓછાં બે લાખ પુસ્તકો હતાં. મ્યુઝિયમ સળગી જવાથી કિલયોપેટ્રાએ આ પુસ્તકો, સેરાપિયનના દેવળમાં રાખ્યાં હતાં. (ડ્રેપર "સાયન્સ અને ધર્મ વચ્ચે લડાઇ" પાનુ ૨૧) વળી કોઇ કોઇ એવું કહે છે કે આ પુસ્તકો મ્યુઝિયમના ખંડેર માંહેના બચેલા મકાનમાં રાખવામાં આવ્યાં હતાં. (એન સાઇકલો પીડીયા ૧૨મી ઈડીશન "લાઇબ્રેરી") વળી કોઇનો એવો પણ મત છે કે કિલયોપેટ્રાએ સીઝરના નામે એક દેવળ બંધાવીને આ પુસ્તકો એમાં રાખેલાં હતાં. (બટલર ૪૧૧) એ ગમે તેમ હોય પણ સીઝરનાં અગ્નિકંડ પછી મ્યુઝિયમના ખંડેરમાં

તેમજ સેરાપિયન અને રીઝારીયન એમ ત્રણે જગોએ થોડાં થોડાં પુસ્તકો હોવાનો સંભવ માની શકાય છે.

જે જગાએ મ્યુઝિયમનું મકાન હતું તે જગાને ક્રુશિયમ, કહેતા હતા. આ જગાની આસપાસ એલેકઝાંડ્રિયાના સારા સારા લોકોનો નિવાસ હતો. ઇ. સ. ૨૭૩ની સાલમાં રોમન શહેનશાહ અરલીયને આ ક્રુશિયમના આબરદાર મોહોલ્લાનો તદ્દન નાશ કરાવી નાંખ્યો હતો. એ વખતે ફારમાસ નામના એક માણસે વિદ્રોહી બનીને એલેકઝંડ્રિયામાં સ્વાધિનતાનો ઝંડો ફરકાવ્યો હતો. શહેનશાહ આરલીયને ઉપર પ્રમાણે પ્રસિધ્ધ મોહોલ્લાનો નાશ કરીને વિદ્રોહને શાંત કર્યો હતો. વળી આ સંબંધમાં કોઇ કોઇનું એવું કહેવું છે કે, એ પ્રખ્યાત મહોલ્લાનો ક્લિઓપેટ્રાના અમલમાં નાશ થયો હતો. એ પ્રખ્યાત મહોલ્લાનો નાશ થવાની સાથે લાયબ્રેરીનો પણ નાશ કરવામાં આવ્યો હતો અને પછવાડે ઈ. સ. ૩૬૬ની સાલમાં સીઝરીન દેવળનો પણ નાશ કરવામાં આવ્યો હતો. એટલે તેની સાથે સાથે પુસ્તકોનો પણ નાશ કરવામાં આવ્યો હતો. એ ગમે તેમ હો પણ ઇસ્વીસનના ચોથા સૈકામાં પુરાતનીક લાયબ્રેરીનો કોઈ અંશ એલેકઝાંડ્રિયામાં બાકી નહોતો. માત્ર સેરાપિયન દેવળની અંદરની નાહની લાયબ્રેરી બચવા પામી હતી.

હવે બાકી રહેલી સેરાપિયન દેવળ માંહેની લાયબ્રેરીનું શું થયું તે જોઈએ. આરલીયનને ક્રુશિયમના પ્રસિધ્ધ મોહોલ્લાનો નાશ કરવા પછી એકસો વરસ પછી એટલે ઈસ્વી સનના ચોથા સૈકાના આખરી સમયમાં બાદશાહ થીઓડોસીયસે પોતાના રાજ્યમાં ખ્રિસ્તિ ધર્મની પૂજા, અર્ચનાની વિરૂધ્ધમાં કેટલાએક રૂલો જારી કીધા હતા પણ એલેકઝાંડ્રિયાના સેરાપિયન દેવળમાં એ વખતે પણ પૂજાના અસલ નિયમનો ભંગ કરવામાં આવ્યો નહોતો એ વખતે એલેકઝાંડ્રિયાનો મુખ્ય પાદરી થિયોફીલાસ હતો મી. ગીબન આ પાદરીને The Perpetual enemy of Peace and Virtue" કહે છે, એટલે કે, શાંતિ અને સભ્યતાનો હંમેશનો શત્રુ મી. ગીબને આ પાદરીને આવી રીતે ઓળખાવ્યો છે. આવો દુષ્ટ અને નાલાયક સાલસ તે સમયમાં એની બરાબરી કરે તેવો બીજો કોઇ નહોતો. સેરાપિયનના દેવળની પૂજાના ઘંટને જોઈને થયોફીલાસના અંતરમાં ધર્મની આગ સળગી ઉઠી હતી એટલે અનેક રીતે આ પાદરી એ દેવોનાં અપમાન કરવા લાગ્યો હતો. આ જોઇને મિસરના લોકો ચેતી ગયા હતા અને કોઇ કોઇ વાર ખ્રિસ્તિ પૂજારીઓ માહોમાહે લડાઇમાં પણ ઉતરી પડતા હતા. આખરે આ તકરાર ઈન્સાફ માટે બાદશાહની પાસે રજુ કરવામાં આવતા બાદશાહ તરફથી એવો હુકમ કરવામાં આવ્યો કે, " એલેકઝાંડ્રિયાના સઘળા દેવળો માંહેની મૂર્તિઓને તોડી નાખવી" આ ફરમાનથી ખ્રિસ્તિઓ બહુ રાજી થયા પણ મિસરી લોકોનાં પ્રાણ કંપવા માંડયા હતા. તેઓ ખ્રિસ્તિઓની તરવારની બીકથી દેશ છોડીને નાસવા લાગ્યા હતા.

રાજાનો આવો હુકમ મળતાં પાદરી થીયોફિલાસ સેરાપિયન દેવળ ભાંગવાને હિમ્મત સાથે બહાર આવ્યો હતો, રાજાનો હુકમ મંદિરની અંદરની મૂર્તિઓ ભાંગવાનો હતો, દેવળો તોડવાનો નહોતો છતાં પાદરી સાહેબે સેરાપિયન દેવળ તોડવા માંડયું પણ કિસ્મત સંજોગે મંદિરની દીવાલોનું ફાઉંડેશન ઈંટો અને સીમેંટથી એવી મજબુતાઈથી નહિ પણ જ્યાં સુધી બની શક્યું ત્યાં સુધી દેવળને નુકસાન કરીને દેવળની અંદરની નાની લાયબ્રેરી જે હમણાં સુધી બચવા પામી હતી. તેનાં સઘળાં પુસ્તકોને બાળી નાખ્યાં. આ બનાવ ઈ. સ. ૩૯૦માં બન્યો હતો.

વાહ! આ પણ કંઇ વાત છે? જુઓ! આજની ટપાલમાં "ચમનેઝાર" આવેલું છે! કેવી ફડકતી ગઝલ લખેલી છે; મિસ શીરીન લખનવીએ!" ખાનસાહેબ ખુરસીમાંથી ઉઠતાં બોલ્યા.

મારે લાચારી સાથે થોભવું પડયું. મેં ખુરસીમાં બેસતાં કહ્યું–"શું ખરેખર! ગઝલ એવી ખાસ છે? ખાનસાહેબ!"

"વલ્લાહ! એકદમ ફડકતી! વાણીની મિઠાશ! તેની કાફિયા બંદી! જુસ્સા અને ઉભરાતું સ્પષ્ટિકરણ! શબ્દોનું મળતાપણું! ટુંકમાં પ્રત્યેક ચીજ ઈન્સાફને પાત્ર છે! તેની પંક્તિ જુઓ!"

"એહદો ગમ ભૂલ જાએં હમ દોનું,
આ! કે ખુશિયા મનાએ હમ દોનું."

"ખરેખર! કેટલો સાફ મતલબ છે!" મેં કહ્યું.

"જી હા! જાણે હમણાંજ વાદળી વરસીને ઉઘાડ થઇ ગયો છે! ન ધૂળ છે, ન વાદળ કે હવા!"

"મતલબથી વધીને તો આપની દાદ કાબિલે દાદ છે!" મેં કહ્યું,

"શએર જરા જુઓ!" ખાનસાહેબ આગળ વધ્યા.

"બઝમે ગોહરા સી રીકા પર જાએ;
આજ યૂં જગમગાએં હમ દોનું!"

શું કહેવું? વાહ, વાહ!" મેં પણ લીંક શખ્યું.

ખાનસાહેબ આગળ વધ્યા.

"પી કે સહબાએ ઈશ્કે જોરો શબાબ;
કયફ મેં ડૂબ જાએં હમ દોનું."

જોશે શબાબનું પી જવું કેટલું અદ્ભુત ગઝલમાં વર્ણવ્યું છે?" ખાનસાહેબ આગળ વધતાંજ ચાલ્યા,

"જી બેશક! જાણે કોઇ કુમારિકાનું યૌવન?" મેં પણ હામાં હા મિલાવતાં રિસ્ટવોચ તરફ જોયું.

"આલમે તિશ્નગી મેં દોનું કા;
પ્યાર કરના સિખાએં હમ દોનું."

"આ શએર સંબંધી તમારી શું દલીલ છે?" ખાનસાહેબ મારા પ્રત્યે નિહાળતાં બોલ્યા.

"ઘણીજ ઉત્તમ શએર છે!" મેં ટુંકમાંજ પતાવ્યું.

"પરંતુ હું એ બાબતમાં સંમત નથી. તિશ્નગી-તૃષ્ણા અને પ્યારમાં શું સંબંધ છે! આમ હોવું જોઇતું હતું.

"આલમે તિશ્નગી મેં દોનું કા;
દૂધ પિના સિખાએં હમ દોનું."

ખાનસાહેમ! આ ગઝલતો કયાંક મારા વાંચવામાં આવી છે, જાણે પંજાબનાજ કોઇ પેપરમાં પ્રગટ થઇ ચૂકેલી છે." મેં કહ્યું.

"બનવાજોગ છે. આવી જાતની કોઈ બીજી ગઝલ પણ હોય!" ખાનસાહેબ બોલ્યા.

"અને આ પણ બનવાજોગ છે, કે મિસ શીરીન સાહેબાએ કોઇ અન્યની ગઝલ ઉડાવી લીધી હોય!" મેં કહ્યું.

"જનાબ! સ્ત્રીઓને તમે આટલી ગઈ ગુજરી અને નાસમજ કેમ ગણો છો? તેઓ રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં જાય છે! મોટા લાર્ડ સાહેબ સાથે શેકહેન્ડ કરે છે! એરોપ્લેનમાં ઉડે છે અને પાયલાટ બને છે! જજ, વકીલ ને બેરિસ્ટર પણ બને છે! તો શું પછી આટલી ગઝલ નહિ લખી શકે?" ખાનસાહેબને તેમની ફર્ઝી માશુકનું અપમાન થતું લાગવાથી બોલ્યા.

"મારું કહેવું એમ નથી ખાનસાહેબ! કે સ્ત્રીઓ ગઝલ નથી લખી શકતી! તેઓ તો આપણા પુરૂષોનાં તકદીરના ફેંસલા પણ લખી શકે છે, મેં તો એમ કહ્યું, કે આ ગઝલ મારી જોએલી જણાય છે." ટુંકમાં આ વાદવિવાદમાં જેનો મને ડર હતો, તે એક કલાકનું ખૂન થઇ ગયું.

પોતાની આદતાનુસાર . ખાનસાહેબે મિસ શીરીન પર નીચે પ્રમાણેનો પત્ર લખ્યો.

સી ફ્રેસ, બોમ્બે.
૧લી ઑગસ્ટ સને ૧૯૪૦

તર્જુમાને શબાબ મિસ શીરીન સાહેબા.

જો કે આપણે બંનેમાં કોઇપણ જાતની જાણ પિછાણ નથી; પરંતુ આપની "હમ દોનુ" વાળી ગઝલે મને આપનો કદરદાન બનાવી દીધો છે. એ માટે કંઇ હરેકત જેવું નથી લાગતું, કે હું મને આપનો આસ્ના લખું! અને આ પત્ર પછી તો જાણે આપ પણ આ નિયાઝમંદથી નાઆશના નહિ રહેશો; હું આપની ગઝલ વાંચીને ફડકી ફડકી ઉઠયો. અને એક એક શએરને ખુદા જુદા ન બોલાવે, કેટ કેટલીએ વાર વાંચી ગયો. આપને કદાચ ખબર હશે, કે એક અઠવાડિકમાં "હું કઇ ગઝલ ગાઉં છું?"નો કોલમ વાંચકો માટે ખુલ્લો મુકેલો છે. અને હું દરરોજ આપની ગઝલ ગાઉં છું; એ માટે એ પેપરમાં આપની ગઝલ મોકલી આપીશ આશા છે. કે એ છપાયા પછી આપની ખુશાલીનું કારણ બનશે. પરંતુ કેટલાક અસઆર તો અર્થસૂચક જણાય છે. આથી એમનો ભેદ ખુલ્લો પાડી ઉપકારી કરશો. જેમકે આપે ફરમાવ્યું છે કે—

"પાક સહબાએ ઇશ્ક તેરો શબાબ
કયફ મંચ ડૂબ જાએ હમ દોનું"

ખાકસારની નાકિસ સમજમાં નથી આવતું, કે આપણે બંનેની જોરે શબાબ પીવાની શું તદબીર નીકળી શકે છે? એના પર પ્રકાશ પાડી એહસાનમંદ કરશો.

આપ આગળ લખો છો:—

"આલમે તિશ્નગી મે હોટુંકો
પ્યાર કરના સિખાએં હમ દોનુ"

મને આપની યુક્તિ તો ઘણીજ પસંદ છે. પરંતુ તિશ્નગી–તૃષ્ણા અને પ્યારનો સંબંધ સમજાવી દેશો તો અતિ ઉપકાર થશે.

વળી આપે ફરમાવ્યું છે—

"સુબ્હ સોતી કી સોતી રહે જાએ;
શબકા જાદૂ જગાએં હમ દોનું"

આ પણ ઘણું ઉત્તમ છે; પરંતુ એ પણ અર્થ સૂચક છે. તો લખશો કે એ "શબકા જાદૂ" યાને રાત્રીનો જાદૂ શું મીસરના કાળા જાદુની પેઠે કોઇ ચીજ છે?

આજે આટલેથીજ હું બસ કરૂં છું. જો આગળ ઉપર આપે મારી હિંમતને વધવા દીધી, તો પછી કંઇક હિંમતથી કામ લઇશ.

આપનો વફાદાર
શેદબાઝ.

° ° °

ગુલાબ ટોલા,
શીરીન મન્ઝિલ, લખનૌ.
૩જી ઑગસ્ટ, સને ૧૯૪૦

મને કંઇ સમજ પડતી નથી કે આપને કયા માનવાચક શબ્દથી સંબોધું અને કયા શબ્દોમાં જવાબ આપું! આપના પત્રના લખાણે મારામાં જવાળા પ્રગટાવી દીધી છે! આપને શું હક છે કે એક કુમારિકાને આવી રીતે સંબોધી શકો? અને તેને આસ્ના અને આસ્નાઇ વગેરે શબ્દો લખો? જ્યારે આપની ગઝલ સમજવાની લાયકાતજ નથી, તો પછી ગઝલ શા માટે જુઓ છો? અને તે પણ મારી ગઝલ! જે ઉસ્તાદો અને આલિમોને સમજવાની ચીજ છે! આ જુઓ! આ છે આપના પત્રની ગત! ચાર ટુકડા! આઠ ટુકડા! અને આ આગને સ્વાધિન! હવે પછી ભવિષ્યમાં આપે આવી હિંમત કરી છે, તો તેના પરિણામના આપ જોખમદાર છો! હું કંઇ એવી તેવી નથી! હું સારા સારાને યે ગણકારતી નથી. આપની તો શું હસ્તી છે? જે આપે આવો નિડરપણે પત્ર લખ્યો!

મિસ–શીરીન

° ° °

સી ફેઇસ, બોમ્બે.
૫મી ઑગષ્ટ, સને ૧૯૪૦

શેહબાઝ નવાઝ !

સવિનય સલામ ! આપનો પ્રેમ પત્ર મળ્યો. ક્રોધ કે મ્હેરથી ગમે તેમ પણ મને આપે યાદ તો કર્યો ! હું તે માટે પણ ઉપકારી છું. કોઇ અનુભવીનું કહેવું છે—"અન્દક અન્દક ઇશ્ક દરકાર આવરદ બેગાનારા !" ઇન્શાહ અલ્લાહ ! ધીમે ધીમે આપનો મિજાજ રાહે રાસ્ત પર આવી જશે. આપને મારા પત્ર લખવાથી ક્રોધ તો ચડ્યો છે, અને ભવિષ્યમાં તેમ ન કરવાની તાકીદ કે સૂચના આપી છે એ તો પોત પોતાની મરજી પર આધાર છે.

"તુમ્કો આતા હય પ્યાર પર ગુસ્સા;
મુજકો ગુસ્સે પે પ્યાર આતા હય !"

સરકાર ! છેવટે એ તો ફરમાવો, કે એ ક્યાનો ઇન્સાફ છે. કે આપ મારા પર કાનૂની કલમ પણ લગાવી દો ? સજા પણ ફરમાવી દો ? અને દલીલ રજુ કરવામાં દમદાટી દઇ મુખ બંધ કરી દો ! મેં આપના અખબારની સમજુતી પૂછી અને મારા વિચારો પ્રગટ કર્યા; તેમાં આપના કૌમાર્યવ્રતને શું વાંધો આવ્યો

સરકાર ! આપ ગઝલ લખો છો પોતાના વિચારોનો પ્રકાશ પાડો છો. ગઝલ પેપરમાં પ્રગટ થાય છે; જેને હજારો માણસો જુએ છે અને મનમાન્યા અર્થ કરે છે. આપ આ વાતોમાં પોતાની હલકાઈ ધ્યાનમાં લેતાં નથી, અને આ મિસ્કીને બે લીટીઓ લખી પોતાના વિચારો જાહેર કર્યા, તેમાં તેને ગર્દન મારવાને લાયક ગણો છો ? આપની સરકારનો એજ ઇન્સાફ છે ? મહેરબાનીની ખાતર આપ પોતાના ગુસ્સાને ઠંડો પાડશો અને બંદાને ગુલામોના સર્કલમાંથી બાતિલ ન કરશો.

"મંથને તુમ્હેં કહું ચાહા ઇસ પરહી ખફા હોના;
ફિરને તુમ્હે રોકા હય તુમ્હી મુઝે ચાહોના !"

આપનો પ્રેમપાત્ર, શેહબાઝ.

∘ ∘ ∘

શીરીન મન્ઝિલ.
લખનૌ ૭મી ઑગષ્ટ, ૧૯૪૦.

ખાનસાહેબ !

આપ ખરેખર ખાનજ જણાઓ છો ! જો આપની જગ્યાએ કોઈ અન્ય હોત, તો મારી દમદાટી પછી કોઇપણ પ્રકારે પત્ર લખવાની હિંમત કરત નહિ ! પરંતુ આપ પર તો મારી દમદાટી એવીજ બેઅસર સાબિત થઇ, જેમ ચીકણા ઘડા પર પાણી ! આપની આ ખૂબીએ મને આપ પ્રત્યે જબરદસ્તી આકર્ષી છે, અને મને આપની જાત સાથે એક પ્રકારની દિલચસ્પી પેદા થઇ ગઇ છે. આપ મને ઘણાજ જિન્દાદિલ ઇન્સાન જણાઓ છો. જો મારૂં ધારવું ભૂલ-ભરેલું નથી, તો જેવી રીતે કુતરો પૂછડી હલાવી હલાવી પોતાના માલિકના ચરણોમાં આળોટે છે; એમ આપ પોતે પોતાની પ્રતિના પગોમાં આળોટતા હશો !

શીરીન

∘ ∘ ∘

સી ફેઇસ, બોમ્બે
૯ મી ઑગસ્ટ, ૧૯૪૦.

"સીતમ દેખકર યા કરમ દેખકર;
ગરઝ મર મિટે કુચ્છ તો હમ દેખકર !"

શીરીન બાનુ ! સલામ.

પત્ર મળ્યો, આપે જે કંઈ લખ્યું છે, તે મારા માટે તો સૌ કંઇ લુત્ફો કરમ છે, "લહર સે અઝ દોસ્ત મી. રસદ નેકોસ્ત !" જો આપ જબરદસ્તી મારા પ્રત્યે આકર્ષાયાં છો, તો મારા તરફથી આપને પૂર્ણ અખત્યાર છે, કે મને ચીકણો ઘડો સમજો કે કોરો ઘડો ! કુતરો માનો કે ભિખારી ! મને કોઇપણ વાતથી માઠું લાગશે નહિ. મને તો શરૂઆતથીજ આપની સાથે દિલચસ્પી થઈ ગઇ છે. બદ કિસ્મતી કે પછી ખુશ કિસ્મતીથી મારે પત્નિજ નથી, કે હું તેના પગોમાં આળોટું !

આપનો શેહબાઝ.

∘ ∘ ∘

શીરીન મન્ઝિલ, લખનૌ.
૧૧ મી ઑગસ્ટ, ૧૯૪૦

મારા મોહતરિમ ખાનસાહેબ સલામ.

હમણા આપનો પત્ર મળ્યો છે. હું મારા કૃત્યથી શરમાવું છું. મેં મારા પત્રોમાં જે કંઇ લખી માર્યું છે, તેના માટે આપની માફી ચાહું છું. શું ખરેખર! અત્યાર સુધી આપની શાદી થઇજ નથી? આપ પણ મારી પેઠે એકલવાયી ઝિન્દગી જીવી રહ્યા છો? કોણ જાણે શા કારણે આપને મળવા માટે અંતર ઉછાળા મારી રહ્યું છે અને દિલ તલપાપડ થઇ રહ્યું છે! લાંબા સમયથી મુંબઇ જોવાનો પણ વિચાર છે, પરંતુ શું કરું! લાચાર છું! ઠીક!! ખુદાને મંજુર છે, તો મુલાકાત થઇનેજ રહેશે.

"દિલ મંચને દિયા હય જિસે દિલદાર સમજકર
ક્યા તુમ વોહી દિલદાર હો યા મુજકો ગુમા હય!"

આપની મિસ શીરીન.

o o o

રીફ્રિર્સ, બોમ્બે
૧૩મી ઑગસ્ટ ૧૯૪૦

ચહેબાઝ નવાઝ—ડીયર શીરીન! સલામ.

"તુમ બ્હોત દિલમે ધુસે આતે હો
જર્મનકા સિતમ બનકર."
મેરા તકવા કહાં તક તુમ્કો
રોકે બેલ્જિયમ બનકર"

આપની મહેરબાનીનો ઉપકાર! દમદારી અને શોભાનો આપના પત્રનાં પ્રાણ છે. આ માટે ખુદાની ખાતર શરમનું નામ ન લેશો. જે દિલમાં આવે તે ખુશીથી કહે જાઓ! કોઇ વાતનો પર્દો ન રાખશો.

"તીર પર તીર ચલાઓ તુમ્હેં ડર કિસકા હય!
સીના કિસકા હય! મેરી જાન! જિગર કિસકા હય!"

આપ મને જેટલો બનાવો છો, તેમાં તેટલીજ મને મઝા પડે છે. આપ જેટલો મારો તિરસ્કાર કરો છો, તેમાં તેટલીજ હું મારી ઇઝ્ઝત સમજું છું. હું તો આપને એમજ કહેવાની ઇચ્છા રાખું છું કે—

"નારવા કહીએ ના સઝા કહીએ;
કહીએ કહીએ મુઝે બુરા કહીએ."

ખરેખર! મારી શાદી થઇજ નથી. હું પણ આપના સૌન્દર્યનો દર્શનાતુર અને છું! જો કે આપને મુંબઇ જોવાની ઇચ્છા છે, નહિ તો હું પોતે લખનૌ આવી શકતો હતો. સો રૂપીઆ મુંબઇની મુસાફરી માટે આપની સેવામાં રવાના કરી રહ્યો છું આશા છે કે આપ આ તુચ્છ રકમને કબૂલ મંજૂર કરી ઉપકારી બનાવશો.

આપનો દર્શનાતુર
શેકબાઝ

શીરીન મન્ઝિલ, લખનૌ.
૧૫ મી ઑગસ્ટ, ૧૯૪૦.

મારા પ્રાણાધાર ખાનસાહેબ!

પ્રેમી પ્રણામ! પ્રણય પત્ર સાથે સો રૂપીઆ મળ્યા, આમ કરવાની શું જરૂર હતી? ડીયર ખાનસાહેબ! આપના માથાની કસમ! હું મનીઑર્ડર પાછું ફેરવવાની હતી; પરંતુ આપની નારાઝીના ડરથી હૃદયને પત્થરનું બનાવી રૂપીઆ લેવા પડયા છે. ઠીક એક રીતે સારૂંજ થયું છે, કે આ રૂપીઆ મોકલ્યા. હું રાત્રી દિવસ આપની મુલાકાતના સ્વપ્નાં સેવ્યા કરું છું. મારી પાસે અંજકાલ સીલક નહતી. આ માટે આવી શકતી નહતી. હવે મેં મુંબઇ આવવાની તૈયારી કરવા માંડી છે.

આપની શીરીન.

o o o

રીફ્રિર્સ બોમ્બે
૧૭ મી ઑગસ્ટ, ૧૯૪૦.

"કરેગા હમસરી ક્યા ઇશ્કમેં કોઇ ભલા મેરી;
કે મિલ્મેં રાત દિન બરતાથા મજનુંકા વિચા મેરી"

"કૈસ ઓર હમમેં દબિસ્તાને ઝુનું મેં દમ સબક,
કુચ્છ ન કુચ્છ હમ તો હુવે વોહ યૂંહી જાહિલ રહે ગયા."

માય ડાર્લિંગ શીરીન,

પ્રેમપત્ર મળ્યો અત્યાનંદ થયો. આપે રૂપીઆની વાત લખી મને શરમમાં નાખી દીધો. ડીયર! મારા રૂપીઆ કોના છે? હું કોનો છું? આપ ખાત્રી રાખો કે મારૂં સૌ કંઇ આપ પર કુર્બાન છે હું પણ પ્રત્યેક પળે આપની મનધડત છબી જોયા કરૂં છું. કોઈ શાયરના કહેવા પ્રમાણે "પુતલિયું કા કોઈ કરતા હય તમાશા દિલમેં" કેટલો મુબારક દિવસ હશે જ્યારે મુંબઇ આપના સુવર્ણ સૌન્દર્યથી ઝગઝગી ઉઠશે! હું આપના માટે પ્રત્યેક પળે ઇન્તેજારીમાં છું. જો વધુ રૂપીઆની જરૂર હોય તો રવાના કરૂં?

આપને મળવાને આતુર,
શેહજાદ

° ° °

શીરીન મન્ઝિલ, લખનૌ
૧૨ ઑગષ્ટ, ૧૯૪૦.

પ્રાણ પ્યારા ખાનસાહેબ!

દિલોજાનથી સલામ. આપે મને પ્રેમના પ્યાલા પર પ્યાલા પીવરાવી મસ્ત બનાવી દીધી. હવે હું મારી હાલત છુપી રાખવાથી બિલકુલ અસહ્ય બની ગઈ છું. તેજ સમયથી હું આપને દિલ અર્પણ કરી ચુકી છું જ્યારે મને આપનો પ્રથમજ પત્ર મળ્યો હતો. એના જવાબમાં મેં આપને જે જે દમ દાટી દીધી હતી, તે આપના પ્રેમની કસોટી હતી. પત્રોમાં એવી જાતનું મારૂં લખાણ અકારણે ન હતું, તેમની અંદર મારા પ્રેમનો ઉભરો રમી રહ્યો હતો. આપના પત્રોથી હું પણ આપના દિલનું માપ કાઢી શકી છું, કે આપ પણ મારી સાથે પ્રેમ કરો છો. કોણ જાણે કુદરતે એજ કારણથી અત્યાર સુધી આપણને કુંવારાં રાખી મૂક્યાં હતાં? મારી પાસે કપડાં તો છે, પરંતુ સેકન્ડ હેન્ડ થઇ ગયાં છે. મુંબઇ પણ આવવું છે અને મારી એક સાહેલીની શાદી પણ છે. આપે જે રૂપીઆ મોકલ્યા છે, તેમાંથી હું મારા નવાં કપડાં બનાવરાવું છું. હું એમ નથી લખતી, કે હજાર બે હજાર મોકલો! મુંબઇ આવવા માટે બસો પાંચસો તો શું; પરંતુ આપની મરજીમાં જે કંઇ આવે તેટલા રૂપીઆ મોકલશો.

આપની શીરીન

° ° °

સી ફેઇસ, બોમ્બે
૨૧મી ઑગષ્ટ ૧૯૪૦

"દેખકર હોતી હય તસ્કીન વોહ પ્યારા ખત હય!
ચુરખયે દર્દે જિગર હય! કે તુમ્હારા ખત હય!"

જાને શેહજાદ! પ્રાણથી અધિક પ્યારી શીરીન! સલામ! આપનો પ્રેમ ભર્યો પત્ર મળ્યો, વાંચી એટલી ખુશાલી ઉત્પન્ન થઈ છે, કે જાણે હું મારા ઈલાકાનો પ્રાઇમ મિનિષ્ટર બની ગયો છું. બસો રૂપીઆ બીજા મોકલી રહ્યો છું. હું તમને કેટલો ચાહું છું, તે તો તમને પણ ખબર નહિ હશે? પરંતુ મારા માથાના સોગન! સાચું કહો! તમે પણ મને ચાહો છો? શું તમે જે કંઇ લખ્યું છે, તે ખરેખરી બીના થવાની છે! કે પછી ગરીબ શેહજાદને આમ બનાવો છો? જો તમે ખરેખર મારી સાથે પ્રેમ કરો છો તો સત્વર આવો! મારૂં હૃદય સિંહાસન સુનું પડ્યું છે. દિલની રાણી બની તેની શોભામાં વધારો કરો! જરા જુઓ મારી દિવાનગી! પાગલપણું! શીરીન!! હું આપને "તમે"થી હવે સબોધું છું "તમે" અને "તમારા"થી જે પ્રેમની જવાળા પ્રગટ થાય છે. તે "આપ" અને "આપથી" થતી નથી, એનાથી તો તો અણજાણપણું જાહેર થાય છે. હવે તમારે પણ મને એવીજ રીતે સંબોધવો જોઇએ. ઠીક! પ્યારી શીરીન! કહો! તમે ક્યારે સુધી મુંબઇ આવી પહોંચશો?

વ્હાલી ! જલ્દી આવો ! તમારે એ પણ લક્ષમાં લેવું જોઇએ કે તમે તો તમારી સાહેલીની શાદીમાં ખુશાલી મનાવશો અને તમારી ઈંતિજારીમાં મારી શું દશા થશે ?

તમારો પાગલ પ્રેમી,
શેહબાઝ

o o o

શીરીન મન્ઝિલ, લખનૌ
૨૩ મી ઑગષ્ટ, ૧૯૪૦.

"મુઝસે લાહાસિલ હય મેરી હસરતકા પૂછના;
તુમ વોહી આખર કરોગે, જો તુમ્હારે દિલમે હય."

મારા પ્યારા ખાનસાહેબ !

સલામ. પ્રેમ પત્ર અને બસો રૂપીઆનો મનીઑર્ડર મળ્યો. અત્યંત ઉપકાર ! પ્રેમ વેચાતો લેવાતો નથી, પરંતુ આપે ખરીદી લીધો. આપે "તમે" અને "તમારા" શબ્દોથી પત્ર લખી મને પ્રેમની વર્ષામાં નવરાવી તરબોળ કરી દીધી, પરંતુ હું આપને એવી રીતે લખવાથી લાચાર છું. મારી સભ્યતા મને એની આજ્ઞા આપતી નથી.

અરે હાં, પ્યારા ! આપ એતો કહો, કે આપે એ શું પૂછ્યું, કે મેં જે કંઇ લખ્યું છે તે સત્ય બીના છે કે નહિ ? કે પછી મેં આપને બનાવ્યા છે ? એનો ખરો જવાબ હું નહિ પરંતુ આપનું દિલ આપી શકે છે ! જો આપનો પ્રેમ સાચો છે, તો મારો પણ ! અને જો આપ મને બનાવો છો, તો હું પણ આપને બનાવું છું. હવે આપજ કહો, કે આપ મારી સાથે સાચો પ્રેમ કરો છો કે મને બનાવો છો ? મને તો સ્વપ્ને પણ એ વિચાર ઉદ્ભવ્યો નહતો, પરંતુ આપે આ સવાલ કરી મને આપના પ્રત્યે શંકામાં નાંખી દીધી છે. ખાનસાહેબ, જ્યારથી આપની સાથે મારો પત્રવ્યવહાર ચાલુ થયો છે, ત્યાર પછીથી કેટલાએ અમીરઝાદાઓએ મારા હાથની માંગણી કરી છે. અને મારી સાહેલીઓ મને લાચાર બનાવી રહી છે, કે હું તેમનામાંથી કોઇ ઉત્તમ મુન્તીખો પસંદ કરૂં ! પરંતુ આપે ન જાણે કયો જાદુ ચલાવ્યો છે, કે મારી તબીયત કોઇના પણ પ્રત્યે થતી નથી. મુંબઈમાં ઘણા તાવીઝ-ગંડાવાળા અને મેલા ઇલ્મવાળા રહે છે; જણાય છે, કે આપે તેમનામાંથી કોઈની મદદ લીધેલી છે, પરંતુ જો આપને મારી સાથે સાચો પ્રેમ નથી અને જો આપ માત્ર મારી સાથે પ્રેમનું નાટક રમી રહ્યા છો, તો ખુદા ખાતર સ્પષ્ટ શબ્દોમાં લખી દેશો. એક ભોલી ભાલી મા બાપ વિનાની શરીફ કુમારિકાનું જિવન બરબાદ કરશો નહિ, આપને દિલ બહેલાવવાની ખાતર મુંબઇમા ઘણીએ બજારવાળીઓ મળી શકે છે. આપ એમની સાથે દરેક પ્રકારના ખેલ ખેલીને પણ શેહબાઝની શેહબાઝ રેહશો; પરંતુ ગરીબ શીરીનની મિઠાશ હંમેશના માટે કડવી બની જશે, હું ૨૫ મી ઑગષ્ટના દિને સાહેલીની શાદીમાં ભાગ લઇ ૨૭ મી એ મુંબઇ રવાના થનાર હતી. પરંતુ હવે આપ તરફથી ખાત્રી પૂર્વક જવાબ નહિ આવે ત્યાં સુધી મુલ્તવી રાખીશ.

"રૂસ્વા અગર ન કરના થા આલમ મેં યૂં મુઝે;
અયસી અનોખી તર્ઝસે લિકખાયા કયૂં મુઝે ?"

મિસ શીરીન

o o o

શીદ્દિદ્દસ, બોમ્બે
૨૫ મી ઑગષ્ટ, ૧૯૪૦

"બાત રેહ જાએ ઈસ પે મરતે હંય;
હમ જો કેહતે હંય કર ગુઝરતે હંય"

મારા દિલની રાણી–પ્યારી શીરીન !

તમે ખરેખર બિલ્કુલ ભોલીભાલી જણાઓ છો ! એક જરા સરખી બાત પર તમે શું શું લખી માર્યું ! કોઇ આવી રીતે રાઇનો પર્વત બનાવી શકે છે ! ઠીક, લો ! હું તમારી માફી માંગું છું અને મારા શબ્દો પાછા ખેંચી લઉં

છું ! મારી તો તમારા વિના ખરાબ હાલત થઈ જાય છે; અને ઉપરથી તમે મારા પર નારાજ રહ્યા છો ! તમે તો સાહેલીની શાદી મનાવવામાં રચ્યાં છો અને મારા પ્રેમની જવાળા વધુ ભડકાવતાં જાઓ છો ! તેમજ કહો, કે હું મારું પોતાનું હૃદય કાઢી કેવી રીતે તમારા પર પાર્સલ કરી શકું, કે મારા પ્રેમની કેફિયત તમે તમારી આંખે જોઈ શકો !

મહેરબાની કરીને સત્વર લખો કે, કઈ તારીખે લખનૌથી મુંબઈ તરફ રવાના થશો.

"થક ગયે દમ કહતે કહતે ઈન્તિઝાર,
એક કયામત આપકા આના હો ગયા !"

આપનો પ્રેમ પતંગીઓ
શેહબાઝ

• • •

શીરીન મન્ઝિલ, લખનૌ
૩૧મી ઑગસ્ટ, ૧૯૪૦

મનના માલિક-પ્યારા ખાન સાહેબ !

સલામ, આપને મારા પત્રનો ઇન્તિઝાર હશે; પરંતુ હું પત્ર લખવાથી લાચાર હતી. આજ તો આવી છું. સાહેલીની શાદીથી પરવારી એક અઠવાડિયું તેને ત્યાંજ રહી. પરંતુ અક-સ્માત જુઓ ! ગાડીના આગળ પત્થર ગબડવા કરે છે. હમણાંજ પોસ્ટમેન પત્ર આપી ગયો છે. કાનપુરમાં મારી મોટી બેનનાં બે પુત્ર અને ત્રણ પુત્રીઓની શાદી છે, સપ્ટેમ્બરની ૨૭, ૩૭ તારીખે, ઘણીજ તાકીદથી લખ્યું છે, કે મારે તે તારીખ સુધીમાં કાનપુર પહોંચવું. આ ઢીલથી આપના હૃદયને આઘાત પહોંચશે તેનો અન્દાજો હું પોતે મારા અંતરમાં કરી રહી છું, જેનો અર્થ એ છે, કે ૯, ૧૦મી તારીખ સુધી અને ફુરસદ થશે, પુરાં બે અઠવાડિયાં ! ઉફ્ ! મને બે વરસ જણાય છે પરંતુ છાતી પર પત્થર અને સહનશીલતાને ... એ અઠવાડિયાંના વિર્હ ... કરવી પડશે.

બેનની દિકરીઓની શાદીમાં મને ખરચની જરૂર પડશે અને ખરચ પણ ઓછામાં ઓછો બસો પાંચસોનો થશે. પરંતુ મારી બેન પણ કાનપુરના એક માલદારને પરણેલી છે આપણી શાદીમાં પણ એ હજાર બે હજારથી કંઈ ઓછો ખરચ કરશે નહિ તે મને ઘણીજ ચાહે છે. તેના છોકરાં પણ મને ઘણુંજ ચાહે છે. અને એ સઘળાં મારા હાથમાંજ રમેલાં છે. એ એવાં રમતિયાળ ને હસમુખ છે કે તમે જો જોશો, તો તમને "ખાલુ" "ખાલુ" કહી ખૂબજ સતાવશે ને જંપવા દેશે નહિ.

જો બીજા કોઈનો મામલો હોત તો હું એક દિવસ પણ રોકાત નહિ, પરંતુ મારી બેન અને તેનાં છોકરાંઓની મહોબ્બતને કેવી રીતે ઠોકર મારું !

હવે જેવી રીતે હું ધીરજથી કામ લઈ રહી છું, આપ પણ એવીજ સબરથી કામ લેશો અને આ સેવિકાને બે અઠવાડિયાંની રજા આપશો.

આપની દાસી
શીરીન

• • •

સી ફેઈસ. બોમ્બે
૧ લી સપ્ટેમ્બર, ૧૯૪૦

પ્યારી શીરીન !

તમે તો શાદીમાં જઈ, બિર્યાની અને મિઠાઈઓ ખાઈને તાજાં થઈ આવશો. મારે પણ તે પહેલાં સાલમપાક, બદામપાક, શિલાજીત પાક, સાલમપીંડી પાક, વગેરે ખાઈને તૈયાર રહેવું જોઈએ. અને હજુ બે અઠવાડિયાં વધુ પલંગ પર પડ્યાં પડ્યાં વગાઓના દાંડા ગણવાના રહ્યા ! ઉફ્ ! પુરાં બે અઠવાડિયાં ! એટલે પંદર દિવસ આ કેવી રીતે જશે ? તમને શું ખબર કે ગયું અઠવાડિયું કેવી રીતે પસાર થયું ! અને આ વધુ ... અઠવાડિયંની ખબર તો જાણે મને ... ફરમાવી છે. તમે ... બે

અડવાડિયાંને બે વર્ષ કહો છો, પરંતુ મને તો પુરી ઝિન્દગી માલુમ પડે છે આખર તમારી ખાતર હૃદયને પત્થરપુંજ બનાવવું પડશે.

અને જ્યારે તમારી બેન આપણી શાદીમાં હજાર બે હજાર ખરચવાનાં હોય તો પછી તમારે તેમનાં છોકરાંઓની શાદીમાં પાંચસો ખરચ કરવામાં શું બગડી જાય છે? પાંચસો રૂપીઆ રવાના કર્યા છે.

તમારો શેડબાઝ,

° ° °

શીરીન મન્ઝિલ, લખનૌ
૭ મી સપ્ટેમ્બર, ૧૯૪૦

જિગરે શીરીન!

સલામત! કયામત! પાંચસો રૂપીઆ મળ્યા. આજે હું કાનપુર જાઉં છું. ત્યાં પત્ર વ્યવહાર કરવાનો લાગ મળશે નહિ કાનપુરથી પાછી આવ્યા પછી મુંબઇ તરફ આવવાનો પત્ર લખીશ

આપની સદાની
શીરીન

° ° °

મેડિસન્સ, બોમ્બે
૧૦ મી સપ્ટેમ્બર, ૧૯૪૦

હૃદય રાણી શીરીન!

આશા હતી. કે ૮ મી તારીખ સુધીમાં તમારો પત્ર મળી જશે; જેમાં મુંબઇ તરફ આવવાની ખબર હશે. પરંતુ આજ ૧૦ મી તારીખ સુધીમાં ઇન્તેજારી કરી. ઘણીજ ફિકર ચિંતામાં આ પત્ર લખી રહ્યો છું. મને એ પણ ખબર નથી, કે તમે હજાણું કાનપુરમાં છો, કે લખનૌ પાછાં આવી ગયાં છો? માત્ર લખનૌનું સરનામું જાણું છું. તમારી કુશળતાના સમાચાર સત્વર મોકલો. તમારા આવવામાં ઢીલ કેમ થઇ છે? મારા લાયક કામ સેવા ફરમાવશો.

"મેરા વોહી કિસ્સા હય જિસે તુમ નહિ સુનતે;
મેરા વોહી મતલબ હય જો હાસિલ નહિ હોતા!"

બેચેન,
શેડબાઝ

° ° °

શીરીન મન્ઝિલ, લખનૌ
૧૫ મી સપ્ટેમ્બર, ૧૯૪૦

પ્યારા દિલારામ ખાન સાહેબ!

હું લખનૌ આવી સખત બિમાર થઇ ગઇ છું. ચાર પાંચ દિવસથી આપનો પત્ર આવેલો, જેનો જવાબ હું આજ ટુંકમાં ઘણીજ મુશ્કેલીથી લખી રહી છું. સખત તાવ છે. ડૉકટરે જવાબ આપી દીધો છે. બસ! હવે માથું ભમી રહ્યું છે, લખી શકાતું નથી.

શીરીન

° ° °

આ પત્ર મળતાંજ ખાન સાહેબ તડપી ઉઠયા. તેજ સમયે લખનૌની સફરની તૈયારી શરૂ કરી દીધી. મુંબઇથી લખનૌ તરફ રવાના થઇ ગયા. ખાન સાહેબ લખનૌ પહેલ વહેલા જતા હતા. લખનૌ પહોંચી ગુલાબ હોટલમાં જઇ શીરીન મન્ઝિલની શોધ ખોળ કરવા લાગ્યા. તેમનું ધારવું હતું, કે. શીરીન મન્ઝિલ કાઇ શાનદાર ઇમારત હશે. ખાન સાહેબ એકેએક મકાન જોઇ વળ્યા પરંતુ શીરીન મન્ઝિલનો પત્તો લાગ્યો નહિ. અને ત્યાં કોઇએ પણ શીરીન મન્ઝિલ અહિં છે એમ કહ્યું નહિ. છેવટ પોસ્ટમેન તે લત્તામાં કાગળ વહેંચનો વહેંચનો તેમને મળી ગયો. ખાન સાહેબે વિચાર્યું જ્યારે શીરીન મન્ઝિલના ઠેકાણેથી કાગળો ને મની ઑર્ડર પહોંચતા હતા, તો પોસ્ટમેનને એના ઠેકાણાથી જરૂર ખબર હશે. આથી એમણે પોસ્ટમેનને શીરીન મન્ઝિલનું ઠેકાણું પૂછ્યું, પોસ્ટમેને તરતજ સામેના એક પડુપડુ થઇ રહેલા મકાન તરફ આંગળી કરતાં

કહ્યું—"જુઓ! તે મકાનની ભીંત પર પતરૂં છે. તેના પર હાથથી શીરીન મન્ઝિલ લખેલું છે."

'એજ શીરીન મન્ઝિલ છે? અને તમે એ પણ જાણતા હશો, કે એમાં કોઈ શીરીન રહે છે!" ખાન સાહેબે અચંબા સાથે પોસ્ટમેન સામે જોતાં પૂછ્યું. ને તેમને પરસેવો થવા લાગ્યો.

"ગયા અઠવાડીઆ સુધી તો તેમાં એક હીજડો રહેતો હતો, અને નાચવા ગાવાનું કામ કરતો હતો, તેજ પોતાને મિસ શીરીન કહેતો ફરતો હતો, પરંતુ આજ કાલ જોવામાં આવતો નથી. મુંબઈથી એના નામે કાગળો અને મની ઓર્ડર આવતા હતા' પોષ્ટમેને ખુલાસો કર્યો.

"તો એ હીજડો હતો? જેની પસે મુંબઈથી કાગળો ને મનીઑર્ડરો આવતા હતા!" ખાન સાહેબે ગભરાઈને પૂછ્યું.

"જી હા"

"તો આજકાલ એ દેખાતો નથી, ક્યાં રહે છે?'

"સાહેબ! માફ કરો! મહોલ્લાવાળાઓને પૂછી જુઓ! મને હમણાં ઘણું કામ છે!" એમ કહી પોસ્ટમેન ચાલતો થયો.

ખાનસાહેબે મહોલ્લાવાળાઓને પૂછ્યું, તો માલમ પડ્યું, કે તે હીજડો ઝુલાઈ ટોલાનો રહેનારો નહતો. પાંચ છ મહીનાથી આ મહોલ્લામાં આવેલો હતો અને ભાડેથી રહેતો હતો. પરમ દિવસે મકાન ખાલી કરી ક્યાંક ચાલ્યો ગયો છે.

આ હકીકત સાંભળી ખાનસાહેબ પરસેવામાં ઝેબ ઝેબ થઈ ગયા. અને તેમનો ખાધેલો બદામપાક, સાલમપાક, શિલાજીતપાક અને રાવલપીંડીપાક પરસેવા વાટે બહાર નીકળી ગયો! મનમાં હિસાબ કરવા લાગ્યા. પાંચસો ને બસો સાતસો ને સો આઠસો! પછી બોલી ઉઠ્યાઃ–

"ખુદા મેહફુઝ રખ્ખે હર બલાસે;
ખુસુસન ઈશ્કકી મુઝી વબાસે."

તેમનો ઇશ્કનો નશો ઉતરી ગયો. હું બહારગામ ગયો હતો. પાછા ફર્યા પછી ખાન સાહેબને ત્યાં મુલાકાત માટે ગયો. તેમણે મને આ પ્રેમપુરાણ સંભળાવ્યું. અને મિસ શીરીનના પત્રો અને પોતાના પત્રોની નકલો મને વંચાવી; જે વાંચકે ઉપર વાંચી લીધી છે પાંચેવાએ પણ ખાનસાહેબને કેવો દિલચસ્પ ફરેબ દીધો! મેં ખાનસાહેબને આ પ્રેમપુરાણની યાદગાર કાયમ કરવા સૂચવ્યું ને મિસ શીરીનનું સ્મારક બનાવવા જણાવ્યું.

જવાબમાં તેમણે આ તેમનું પ્રેમપુરાણ કોઈ પણ પેપરમાં પ્રગટ કરવાની મને પરવાનગી આપી દીધી; જેથી "કારવાં"માં તેમનું પ્રેમપુરાણ વહેતું મુકવામાં આવ્યું છે તમો પણ કોઇ મિસ શીરીનની બેનથી બચશો.

(ઉર્દૂનો છાયાનુવાદ)



# સુલતાન



યુવાન હૈયાં ઉકેલતી મુસ્લિમ સંસારની સામાજિક નવલકથા

લેખક:  "તુરાબ"

## પ્રકરણ ૪ થું.

### કુટુમ્બ પરિવાર

પહેલાં ત્રણ પ્રકરણના વાંચનથી આપણે પરોક્ષ રીતે જાણી શક્યાં છીએ કે ઝરીનાનાં માતપિતાના નામ અનુક્રમે સકીના અને શરીફ છે. શરીફભાઈ મુંબઇના એક શાહ વેપારી છે. તેમની કેળવણી સામાન્ય છે પણ વેપારીબુદ્ધિ ને અનુભવના કારણે પોતાના ધંધામાં તેમણે સફળતા મેળવી છે અને સારી જેવી મૂડી ગાંઠે કરી લીધી છે. પૈસા કમાવવામાં સફળ નીવડનાર દુનિયાની નજરમાં જીવનમાં પે સફળ જણાય છે. ધન સંપાદન કરવાની વૃત્તિ તો શરીફભાઇમાં બાળપણથીજ હતી અને તેમાં સામાન્ય કેળવણીના મિશ્રણથી તેમણે પોતાના બાપના રૂના ચાલુ ધંધામાં પડી સારો અનુભવ મેળવી લીધો હતો. એજ અનુભવના આધારે આગળ જતાં પોતાના બાપના ધંધાને શરીફભાઇએ સંભાળી લીધો હતો એટલુંજ નહિ પણ ધંધાને ખીલતો કર્યો હતો અને આજે તેમણે રૂના શાહ સોદાગરનું બિરુદ મેળવ્યું હતું.

પણ રૂના આ શાહ સોદાગરના કલેવરમાં "રૂહ"નું અસ્તિત્વ નહોતું કેમકે તેમણે રૂ ના વ્યાપારમાં 'રૂહ'નો સોદો કર્યો હતો. લક્ષ્મીની લાલસામાં તેમણે પોતાના કલેવરને કલદારનું યંત્ર બનાવ્યું હતું. શરીફભાઇનાં દિલ અને દિમાગને દોલતના સોનેરી ઓપ ચઢી ગયા હતા માનવતા માટે તેમનાં દિલમાં સ્થાન નહોતું. માનવતાનાં મૂલ્ય આંકવાનો યોગ પડતો ત્યારે શરીફભાઈ મનુષ્યની કીંમત નક્કી કરવાને ચૂકતા નહિ. શરીફભાઇ હંમેશાં પોતાના મુનીમને કહેતા, "Every man has his price" સ્વાભાવિક રીતે માનવ, દુનિયા, સંસાર, જીવન, આદિ વિષે શરીફભાઇનો દ્રષ્ટિકોણ લાક્ષણિક બની ગયો હતો અને એમનો આ સ્વભાવ એમની પત્નિ સકીનાબાઇને સાલી આવતો પરન્તુ પતિવ્રત ને સુશીલ ગ્રહણીની રીતે તે આ બધું શાન્તિથી નભાવી લેતી.

મુસ્લિમ સમાજમાં સ્રીના સંબંધમાં કેળવણીની વાત કરવા કરતાં સંસ્કારની વાત કરવી વધારે યોગ્ય છે. સંસ્કાર ઘડવામાં શિક્ષણનો મોટો ભાગ છે એ વસ્તુસ્થિતિનો પ્રતિકાર પણ કરી શકાય તેમ નથી. સકીનાબાઈએ અંગ્રેજી સાતમા ધોરણ સુધી વિદ્યાભ્યાસ કર્યો હતો, અને મેટ્રીકની પરીક્ષામાં બેસે તે અગાઉ તેના માતપિતાએ તેનાં લગ્ન-શરીફભાઇ જોડે કરી દેવાનું વધારે ઇષ્ટ સમજ્યું હતું આ રીતે શરીફભાઈને ભણેલી પત્નિ મળી અને સકીનાબાઇને પૈસાવાળો પતિ મળ્યો.

સકીનાબાઈને માતપિતા તરફથી સંસ્કારનો તો વારસોજ મળ્યો હતો. વળી અંગ્રેજી સ્કુલમાં શિક્ષણ લીધું હોવાથી પશ્ચિમની સભ્યતાના પથ્ય ગુણો પણ તેના સ્વભાવમાં ભળ્યા હતા. પૂર્વ અને પશ્ચિમના સંસ્કારના રોચક સમન્વયે સકીનાબાઈ ઘર રખ્ખુ પત્નિ અને ગુણીયલ માતા નીવડી હતી. શરીફભાઈની ઘર તરફની નિષ્કાળજીએ સકીનાબાઈનું દિલ પોતાની દિકરીમાં વધુને વધુ પૂરાવા લાગ્યું હતું. પૈસો અને પ્રેમનાં મૂલ્ય અને દૌલત અને દિલ વચ્ચેનો ભેદ તેને હવે સમજાવવા લાગ્યો હતો. પોતાના જીવનના વેડફાયેલા આદર્શ અને અભિલાષને સજીવન કરવા અને પોતાની યુવાનીના બગડેલા મધુરસ્વપ્નને બનાવવા સકીનાએ પોતાની પુત્રીમાં પ્રાણ પૂર્યાં હતાં; ઝરીના તરફ વધુ મમતા, વધુ માયા અને વધુ કાળજી બતાવવા લાગી. સકીના પોતાનું જીવન ફરી ઝરીનામાં જીવવાના પ્રયાસ કરી રહી હતી.

ઝરીનામાં માતાનો સંસ્કાર પ્રભાવ અને પિતાની દોલતનો તુમાખ ઉતર્યા હતા. યુવાનીએ તેમાં સ્વાભાવિક ઉચ્છૃંખલતા છાંટી હતી. કુદરતે તેમાં રૂપની કલા પુરી હતી. આ બધાના પરિણામે ઝરીનાનું પ્રભાવશાળી વ્યક્તિત્વ ઘડાયું હતું. તેજસ્વી કુમારીની અનોખી ભાત તે પાડતી પરન્તુ ઝરીનામાં એક નિર્બલતા હતી તેનું હૃદય વધારે પ્રમાણમાં લાગણીવશ હતું. તેના દિલમાં પ્રેમનો સાગર ઘુઘવતો. સ્ત્રીનો સ્વભાવજ પ્રેમભીનો છે. ઝરીનાની નિર્બલતા સ્ત્રી–જાતિની નિર્બલતા હતી અને સ્ત્રી સુલભ નિર્બલતાને ઝરીનાના હૃદયની આર્દ્રતાએ વધારે નિર્બલ બનાવી હતી. જુનીઅર બી. એ.ના અભ્યાસક્રમમાંનો "રોમીઓ–જુલીએટ"નો ડ્રામા, અંગ્રેજી સંસ્કાર રેડતું શિક્ષણ, કૉલેજની આઝાદી કે મુક્ત યુવાનીમાંથી ઉદ્દભવતા રોમાન્ટમાંથી કદાચ ઝરીનાની આ આર્દ્રતા પ્રકટી હોય ! સારું શિક્ષણ પ્રાપ્ત કરવાને ઝરીના ભાગ્યશાળી થઇ હતી. તેનામાં કુશાગ્ર બુદ્ધિ અને અમોઘ જીવનશક્તિ હતી. તેજસ્વી માનવમાં અમોઘ જીવનશક્તિનો ભંડાર હોય છે એ અનુભવની કિતાબમાં લખેલું છે, અને સાથે આ પણ લખેલું છે શક્તિના પૂરને સાચે માર્ગે દોરવામાં આવે તો શક્તિ સાર્થક થાય છે અને શક્તિની ગંગા અવળે માર્ગે વહે છે ત્યારે માનવ દાનવ બને છે. 'રાસપુટીન' શક્તિના દુરૂપયોગનો સાચો દૃષ્ટાંત છે અમોઘ જીવન શક્તિ ઝરીનાની બીજી નિર્બલતા હતી સ્ત્રીમાં ત્રણ પ્રકારની દુર્બલતા હોય છે ઉપર વર્ણવેલી બે દુર્બલતા તો ઝરીનામાં હતી અને ત્રીજી દુર્બલતા તે સૌંદર્ય ! ઝરીનામાં તો સૌંદર્ય ફૂટી ફૂટીને ભરવામાં આવ્યું હતું.

એક આદર્શ સ્ત્રીના સર્વ તત્વો ઝરીનામાં વિદ્યમાન હતાં. પરન્તુ ઝરીનાએ બી. એ. નો અભ્યાસ પૂરો કર્યો નહોતો ત્યાં તેના લગ્ન સુલતાન જોડે કરી દેવામાં આવ્યાં. આ વિષયમાં ઝરીનાના જીવનમાં આનુવંશિક ગ્રહો કદાચ ગતિમાન થયા હોય ઝરીનાની માતા સકીનાને લગ્ન માટે મેટ્રિકની પરીક્ષા છોડવી પડી હતી અને પુત્રીને લગ્ન માટે બી. એ. ના અભ્યાસનો ત્યાગ કરવો પડ્યો. હિન્દી સ્ત્રીના જીવનમાં વિદ્યા કરતાં લગ્નની મહત્તા કદાચ વધારે હશે ! છતાં કાળે કરી વિદ્યા અને લગ્નનું છેટું વધારે ને વધારે થતું જાય છે એ ઉપરના માતાપુત્રીનાં વિદ્યાભ્યાસ અને પ્રભુતામાં પગલાં માંડવાના સમારંભ વચ્ચેના અંતર પરથી સમજી શકાય છે. સુલતાન અને ઝરીનાનાં લગ્ન "રોમીઓ–જુલીઅટ"ના લગ્ન જેવા કાં નહિ હોય ? એકજ કૉલેજમાં તો તેઓ ભણતાં હતાં.

સુલતાન ગરીબ માબાપનો પુત્ર હતો. સુલતાનની માતાનું નામ ખતીજા અને તે આપણે આગળ ઉપર જાણી ચૂક્યા છીએ. સુલતાનના પિતાનું નામ મહંમદ.

વાચક ! અત્રે એક કૂટ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. આપણી વિદ્યમાન સમાજ રચના બાપને નામે ચાલે છે; પણ વ્યવહારિક રીતે સંતાનના સંસારી હિતના સંબંધમાં માનું નામ મોખરે આવે છે આપણી વાર્તામાં પે સુલતાનની માતાનું નામ આપણને પહેલાં જાણવા મળ્યું. કાયદાની દૃષ્ટિએ પિતા અગ્રસ્થાને બિરાજે છે. આપણી સમાજરચના પુરૂષરચિત હોવાથી કદાચ આવી સ્વાર્થી રચના કરી હોય એથી આ સમસ્યાના ઉકેલની ગડમથલમાં હું ઉતરવા માંગતો નથી પરંતુ આ હકીકત સહસા મને યાદ આવી જતાં એનો ઉલ્લેખ કર્યો છે બાકી પૃથ્વીના વિશાળ પટ પર માત્ નામધારી ઇન્સાનો પણ વસે છે એ જિજ્ઞાસુએ જાણવાની જરૂર છે. સંતાન કોનું માનું કે બાપનું ! એવી ઘરમાં મીઠી માથાકૂટ કે કોર્ટમાં કડવી દલીલ કરનાર માતપિતાના હિતેજ આ પ્રશ્નનો ઉત્તર આપવાનો છે. સમાજસુધારકો આ સમસ્યાનો ઉકેલ ભલે કરતા રહે !

સુલતાનની એક જ નાની બહેન હતી; સુલતાનથી ત્રણ વર્ષ નાની તેનું નામ મહેરુન્નિસા; ટુંકાની મહેર, મહેરૂન્નિસા અંગ્રેજી પાંચ ધોરણ સુધી ગઈ હતી. સુલતાન મેટ્રિકમાં પાસ થઈ કૉલેજમાં જોડાયો ત્યારે મહેરૂ ચોથી પાસ કરી પાંચમીમાં ચઢેલી હતી. નિર્ધનતાના કારણે બેઉની કેળવણીનો ખર્ચ પરવડી નહિ શકવાથી, સુલતાન પોતાનો અભ્યાસક્રમ પુરો કરી શકે અને ગરીબ ઘરનાં દળદર ફીટાડે એ ભાવનાએ મહેરૂન્નિસાને સ્કૂલમાંથી ઉઠાડી લેવામાં આવી. વિદ્યમાન સમાજ રચનામાં માબાપને પુત્રીથી પુત્ર પ્રતિ વહાલ વધારે વછૂટે છે, કારણ કે રોટીનો રળનાર પુરુષ છે પુત્રની કેળવણી માટે પુત્રીનાં શિક્ષણની કુરબાની આપવામાં આવી અને મહેરએ પોતાના વહાલા ભાઇ માટે આ કુરબાની ખુશીથી આપી !

સુલતાન ઇન્ટર આર્ટસમાં અભ્યાસ કરતો હતો ત્યારે તેના પિતા મહમદભાઇનો દેહવિલય થયો. સુલતાનની પરીક્ષાને બે માસ બાકી હતા. કૉલેજની ટર્મ્સ પુરી કરી સુલતાન પરીક્ષામાં બેઠો અને પરિણામમાં નાપાસ થયેલો જાહેર થયો. સુલતાનની નિષ્ફળતા એની અશક્તિને કારણે હતી કે એના સંજોગો તેના માટે જવાબદાર હતા તે કોણ કહી શકે એમ છે? સુલતાનનાં ભાગ્ય હવે વધુ વિરૂપ હોય એવું જણાતું હતું. પણ એમ તો ગરીબીમાંજ તેનું પોષણ થયું હતું. કયો કયો ઇન્ટર લગી તે પહોંચ્યો હતો. એટલે એક સામટા વીંઝાયેલા કિસ્મતના આ બે કોરડાથી સુલતાન ક્ષુબ્ધ ક્ષોભ પામ્યો નહિ. તેણે કૉલેજ છોડી દઇ નોકરી શોધી લીધી અને પોતાની આજીવિકાનું સાધન કરી લીધું. માસિક રૂપિયા ૬૫) નો પગાર તેને મળતો અને તેનાથી ત્રણ જીવનું ગુજરાન ચાલતું તકદીરના તાડનથી સુલતાનનું જીવન પુખ્તતાથી ઘડાયું હતું, તેના અંતરમાં માનવતાનું ઓજસ પ્રકટ્યું હતું અને જગતના અન્ય પામર માનવીઓ જે ન જોઈ શકે તે નયનના નૂરથી સુલતાન જોવાને શક્તિમાન થયો હતો. નિષ્ફળતા અને નિરાશાના એરણે તેનું જીવન ઘડાયું હતું, પણ તેમ છતાં તેની આશા અને અભિલાષા સુડોળ બની હતી; સુલતાનના કલેવરને વિધિએ તાવ્યું હતું; પણ તેના આત્મામાં સુવાસ પ્રકટાવી હતી પરન્તુ બાહ્ય વસ્તુઓને જોવા ટેવાયેલી દુનિયાની આંખોમાં આંતરિક નિર્મળ ગુણો પેખવાની શક્ત ક્યાં ?

ઝરીનાનાં માબાપની આંખોએ સુલતાનમાં એવું કાંઇક કદાચ જોયું હોય અને પોતાની લાડકી પુત્રી તેને વરાવી.

દુનિયાની નજરે સુલતાન જેવા નિર્ધનની જોડે ધનવાનની પુત્રી ઝરીનાનો સંયોગ ક્યાંથી સંભવે ? સકીનાએ પોતાની દીકરી શું સમજીને સુલતાનને આપી ? ઝરીનાના પિતા ચરીફે રૂ. ૫,૦૦૦) નો ચેક સુલતાનને શા માટે આપ્યો ? લગ્નની પહેલી રાતે ઝરીનાં અને સુલતાન વચ્ચેના વિચિત્ર દંપતિ જીવન પાછળ શું રહસ્ય સમાયલું હોવું જોઇએ ?

ગામચર્ચાની પારાશીશીએ આ ભેદની ગંભીરતા માપવા જઈશું તો કેટલી બાબતો આપણે સહેલાઈથી તારવી શકીશું. પહેલી વાત તો એ છે કે પતિએ પત્નિ કરતાં ઓછું શિક્ષણ મેળવ્યું હતું પોતાથી વધારે ભણેલી ભાર્યા મેળવવામાં ભરથારને સ્વાભાવિક રીતે સહેજ સંકોચ થાય છે. પુરૂષ જાતિનો ગર્વ ખંડિત થવાની આ વાત છે. ઓછા ભણેલા પતિ તરફ પત્નિના દિલમાં પણ કાંઈ ઉપરવટ જેવું રહે છે કેળવણીનું આવું વિરોધી અંતર એ દિલસંપુટને જોડવામાં અંતરાયરૂપ હોઈ શકે કે કેમ એ તો દિલ દેનારાં જાણે !

"ચાર-ચોટલા"વાળા પ્રકરણમાંની પેલી "બીજી સ્ત્રી"એ ગામગપાટે વાત ચલાવી હતી કે સુલતાનની માસિક કમાણી "પચાસ રૂપરડી"ની છે હકીકતમાં તેને મહિને પંચાસ રૂપિયાનો પગાર મળતો હતો એ આપણે ચાલુ પ્રકરણમાં જાણ્યું છે. એ તો મનુષ્યસ્વભાવ થઈ ગયો છે કે દીકરાવાળાં દીકરાનો પગાર બમણો બતાવે અને દીકરીવાળાં બાહબાકી કરી તેનું પ્રમાણ કાઢી લઈ જોઈ વિચારીને પોતાની દીકરીનું નક્કી કરે છે. પરણનારાંની ઉમરનો હિસાબ પણ પરણાવનારાં આ પ્રમાણે નથી કાઢતાં ? પણ તેમાં આ ત્રાહિત સ્ત્રીને શી માથાકૂટ કરવાની હોય ! કંઈક તો આપણે જાણી ચૂક્યા છીએ પેલી બીજી સ્ત્રીને સુલતાનના કુટુંબ સાથે કાંઈ લેવાદેવા નહોતી એમની નિર્ધનતાજ એમને આડે હતી એટલુંજ પણ તેને ઝરીનાના કુટુમ્બ જોડે થોડું લાગતું વળગતું ખરું ! પોતાના પુત્ર માટે 'બીજી સ્ત્રી'ની આંખોમાં ઝરીનાં રમી રહી હતી રૂપ અને રૂપિયા બંને ઝરીના પાસે હતા અને ઝરીનાના હાથનું માગું તેણે મોકલાવ્યું હતું. માંગાનો વિનય પૂર્વક અસ્વીકાર થયો અને બીજી સ્ત્રીને ઝરીનામાં દુર્ગુણ દેખાવા શરૂ થઈ ગયા ઝરીનાના સુલતાન જોડેના લગ્નમાં પધારવાને "બીજી સ્ત્રી"ને નોતરું તો મળ્યું હતું પણ તેને ડંશ નહોતા ઉતર્યા એટલે તે પોતાની અભિલાષાને સળગતી જોવાને ત્યાં નહોતી ગઈ.

લગ્નજીવનની વાત તો અંતરની છુપી વાત છે અને સુલતાન કે ઝરીના બેમાંથી કોઈ અંતર ઉઘાડે નહિ ત્યાં લગી આપણે તે કેમ જાણી શકીએ ? મનુષ્યનું દિલ પોપટું ક્યારે ને ક્યારે ઉઘડવાનું !

પેલા પાંચ હજારના ચેકની વાત સુલતાન અને ઝરીનાના માબાપ સિવાય કોઈ જાણતું નથી. ખુદ ઝરીનાને પણ તેની ખબર નથી પેલી સર્વજ્ઞ "બીજી સ્ત્રી"ની ચુંચી આંખો પણ આ બાબતમાં ચંચુપાત કરી શકી નથી તો દુનિયાને તો ક્યાંથી ખબર હોય ? શરીફભાઈના શબ્દોનું મને સ્મરણ અત્રે થઈ આવે છેઃ—"Every man bas bis price."

સમય આવતાં બંધ કોયડા આપો આપ ઉકેલાશે. (અપૂર્ણ)

---

## ● સાહિત્યકારોના અભિપ્રાય ●

કવિશ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાંચી ગયો છું; તેમાંથી ઘણે ઠેકાણે મેં આનંદ મેળવ્યો છે. તમારા હૃદયમાં કવિત્વનો ઝરો ફૂટેલો છે, અને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી, જે ચિનગારીઓ ઉડી છે, તે ઘડીભર દારૂખાનામાંથી ઉડીને આકાશે ચઢેલું બાણ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝળી રહે, તેવી લાગે છે. તમારી ગદ્યાવલિઓમાં ઓસનાં તાજાં બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારા થાય છે.

જનાબ મુનાદી સાહબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે અગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચુક્યો છે અને પોતાના ભાવિ સંદેશાને જલ્દી જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ—

ચિનગારીમાંની ઘણી કંડિકાઓમાંથી સારાં મુક્તકો સર્જી શકાય તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદેશી—

ચિનગારી મને ગમે છે. તેમાં Original ideas હોય છે એ માટે.

Mr. P R. Kaikhini

I have looked into some of the short pieces and read them with pleasure.

---

## આંખોમાં પ્રકાશનાં અંજન આંજવા

# ચિ•ન•ગા•રી

### "તુરાબ"

મૂલ્ય રૂપિયો એક

(આફ્રિકા માટે શી. ૨)

પત્રકારોએ આ પુસ્તક પર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

☞ આજેજ મંગાવો ☜

### રૂપમ સાહિત્ય કાર્યાલય,

૧૩૮, ઝકરીયા મસ્જિદ સ્ટ્રીટ

મુંબઇ. ૯

સ્ટોકિસ્ટ:-ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ,-સુરત.

જાણીતા બુકસેલર્સ પાસેથી પણ મળશે.

---

## ● પત્રકારોના અભિપ્રાય ●

મેમણ બુલેટીન—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભરાતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય-વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એકેક તાર હળવે હળવે બજાવી રહ્યો છે, અને એ બાજતી વીણામાંથી સૂરો નિકળે છે. કોઇમાં રૂદન છે કોઇમાં દર્દ છે, કોઇમાં હર્ષ છે. અને લેખક પોતે પણ માનવ જીવનના ઉંચા ગુંબજે સાથે અથડાતા માનવ હૃદયના એ સનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે.

ઈસમાઇલી—

જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવાં સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે. જીવનનાં પાનાં પછી પાનાં ઉકેલતાં હોય તેમ એક એક કાવ્ય નવી ભાવના, નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઇન્સાફ (દૈનિક)—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે, ગુર્જરગિરાને ઓપાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઈ "તુરાબે" ગુજરાતને એક સુંદર કિતાબ અર્પી છે.

ગુણસુંદરી—(યજ્ઞેશ હ૦ શુક્લ)—

ભવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી'માંની કેટલીક ભાવના સાચેજ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઇ છે.

Modern Review (K. M. J.)—

Chingari really verifies whatever it touches



## આ અંકમાં



પત્રવ્યવહાર વેળા ગ્રાહક નંબર લખવા ચૂકશો નહીં.

× × ×

'કારવાં'ના પ્રથમ વર્ષ (સપ્ટે. ૧૯૩૯ થી ઑગ. ૧૯૪૦ સુધીની) ક્રમવાર અંકોની અપ ટુ ડેટ ગેટઅપ સાથેની ફાઈલ કીંમત પાંચ રૂપીઆ (ટ. ખ. સહિત).


પહેલે કે બુઢ્ઢે
આજ કે નવજુવાન
T J. MISTRY.

## સૈયદ અહમદ વલદે સૈયદ પીરસાહબમીયાં હરિફાઇ બી. એ. એલ. એલ. બી.



[ રાંદેર પીપરડીવાલા હાઈસ્કૂલના ઑલ્ડ બોયઝ એસોસીએશનના નવા વરસના ચુંટાએલા પ્રમુખ અને રાંદેરના પ્રખ્યાત રિફાઈ ખાનદાનના સાહબઝાદા, જે ૧૯૪૦ની સાલસાંજ નવા વકીલ બન્યા છે. ખુદા એમની નેક કામનાઓ પૂર્ણ કરે અને ખાનદાનને ઉજવળ કીર્તિ અપાવે. ]





ટર્કિશ મીલીટરી મીશન
પેશાવર એરોડ્રોમમાં, જે વઝીરીસ્તાનને માર્ગે અફઘાનીસ્તાન જઈ રહ્યું છે

તંત્રી :—
"વહશી" રાંદેરી
સહતંત્રી :—
"એકાર"



લવાજમ
હિન્દ રૂા. ૪
બર્મા રૂા. ૫
પરદેશ શી. ૮
છુટક આ. ૭

પુસ્તક બીજું } જાન્યુઆરી ૧૯૪૧ { અંક ૫ મો

## ઉર્દૂ

જનાબ : "માહિર" અલ્કાદરી સાહબ.

મૌજે કૌસરકી તરહ નર્મો રવાં હૈ ઉર્દૂ;
તબએ દુશ્મનપે મગર ફિરભી ગિરાં હૈ ઉર્દૂ.
હિન્દવાલોંપે ગુઝરી હૈ તહફ્ફુઝ ઈસ્કા;
બાહમી રબ્તો મહબ્બતકા નિશાં હૈ ઉર્દૂ.
ઈસ્મેં મિલ્તી હૈ ખરીદારકો હર મેલકી ચીઝ;
ઈલ્મો આદાબકી કયા ખૂબ દુકાં હૈ ઉર્દૂ.
'ગાલિબો' 'મોમિનો' 'ખુસરૂ' હોકે 'તુલસી' વ 'કબીર';
સબકી કોશિશસે ઝમાનેમેં જવાં હૈ ઉર્દૂ.
ઈસ્કો છેડા તો બિખર જાએગા શીરાઝએ દિલ;
હિન્દ હૈ જિસ્મ તો ઈસ જિસ્મકી જાં હૈ ઉર્દૂ.
જિસ નશેમનકી હો તઅમીર બહ અંદાઝે ફસાદ;
ઉસ નશેમનકે લિએ બર્કે તપાં હૈ ઉર્દૂ.
ક્યા મિટાએગા કોઈ ઈસ્કો મિટાનેવાલા;
દિલમેં આંખોમેં ખિયાલોંમેં નિહાં હૈ ઉર્દૂ.
ઇસકો કૌમોંકે તમદ્દુનને કિયા હૈ પૈદા;
કૌન કેહતા હૈ કેહ લશ્કરકી ઝબાં હૈ ઉર્દૂ.
જો દિયા જાતા હૈ હર મુલ્કકો કૌકે ફિતરી;
બસ ઉસી ઝૌકકી તફસીરો બયાં હૈ ઉર્દૂ.
એહલે મેહફિલ તુમ્હેં 'માહિર'કા સખુન યાદ રહે;
હિમ્મતેં અપની જવાં હૈ તો જવાં હૈ ઉર્દૂ.

"મદીનહ" ઉપરથી

# ઈસ્લામી શિક્ષણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

(૮૬) જ્યારે તું કુર્આન પઢવા લાગે તો મરદૂદ શૈતાનથી અલ્લાહની પનાહ માગી લે. (કારણ કે) તેનું જોર એવા લોકો પર ચાલતું નથી જેઓ ઈમાન રાખે છે અને પોતાના પરવરદિગાર પર ભરોસો કરે છે.

* * * *

(૮૭) જે લોકોને અલ્લાહની વાતો પર યકીન નથી તેઓને ખુદાપાક સીધો માર્ગ દેખાડતો નથી અને તેઓને માટે દુઃખદાયક અઝાબ છે.

* * * *

(૮૮) જેમણે નાદાનીથી બુરાં કામ કર્યાં ફરી તે પછી (કાયદેસર) તવબહ કરી અને સુધરી ગયા તો એ વાતો પછી તારો પરવરદિગાર બહુ બખ્શનાર મહા દયાળુ છે.

* * * *

(૮૯) પોતાના માબાપની સાથે ભલાઈથી વર્તો, અગર તે બન્નેમાંથી એક અથવા બન્ને તારી રૂબરૂ વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય તો તેમને હું પણ કહેવું નહિ. અને તેમને તરછોડ નહિ. અને તેનની સાથે બહુ અદબથી વાત કર. વળી તેમની આગળ માયાળુપણે નમ્રતાથી ઝુકીનેજ રહે. અને એવી દુઆ માગ હે પરવરદિગાર! એ બન્ને પર રહમ કર જેવી રીતે કે એમણે મને નાનપણમાં દયાભાવથી ઉછેર્યો છે.

* * * *

(૯૦) સગાં વહાલાંને તેનો હક તથા મોહતાજો અને મુસાફિરને આપ પણ (માલને) નકામો ઉડાવ નહિ. બેશક ઉડાઉ લોકો શૈતાનોના ભાઈબંધ છે, અને શૈતાન પોતાના પરવરદિગારનો બહુ નાશુકરો છે.

* * * *

(૯૧) પોતાનો હાથ પોતાની ગરદન સાથે બંધાયલો ન રાખ અને ન તેને તદન ખોલી દેવો જોઇએ. નહિ તો ઠપકાને પાત્ર ખાલી હાથ થઈ બેસીશ.

* * * *

(૯૨) જ્યારે (કોઇ વસ્તુ) માપથી આપો તો માપ પુરૂં ભરીને આપો, અને (જ્યારે તોલીને આપો તો) તરાજુ સીધાં રાખી તોલો; એ ઘણી સારી વાત છે અને પરિણામે પણ બેહતર છે.

* * * *

(૯૩) જે વાતની તને ખબર ન હોય તેની પાછળ ન પડ, (કારણ કે) કાન અને આંખ તથા દિલ એ સૌની (કિયામતમાં) તેના કામો વિષે પૂછ થશે.

# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૰નું ફરમાન (હદીસ)

**મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર**

(૮૬) રસૂલુલ્લાહ સલ૰એ ફરમાવ્યું કે મુનાફિકની મિસાલ બકરાંના બે ટોળાં વચ્ચે (આમતેમ) ભટકતી બકરી સમાન છે. જે કદી આ ટોળામાં ભટકે છે તો કદી પેલા ટોળામાં. (મુસ્લિમ)

*　*　*　*

(૮૭) રસૂલુલ્લાહ સલ૰એ ફરમાવ્યું કે (હે લોકો!) તમો ખોટી ધારણાથી બચતા રહો. કારણ કે ખોટી ધારણા (બદગુમાની) ઘણી જુઠી વાત છે. (બુખારી)

*　*　*　*

(૮૮) રસૂલુલ્લાહ સલ૰એ ફરમાવ્યું કે (હે લોકો!) તમો મઝલૂમની બદદુઆથી બચતા રહો. અગર જો તે મઝલૂમ કાફિર હોય. (સહીહૈન)

*　*　*　*

(૮૯) રસૂલુલ્લાહ સલ૰એ ફરમાવ્યું કે હું અને યતીમને પાળનાર જન્નતમાં આવી રીતે હઈશું; અને આપે (સલ૰) કલેમાની આંગળી તથા વચલી આંગળીની વચ્ચે સ્હેજ અંતર પાડી ઈશારો કર્યો. (મુસ્લિમ)

*　*　*　*

(૯૦) રસૂલુલ્લાહ સલ૰એ ફરમાવ્યું કે હરેક નબીને માટે એક મકબૂલ દુઆ હોય છે; જેને તે માગે છે. અને હું ચાહું છું કે ઈન્શા અલ્લાહ, કિયામતના દિને મારી ઉમ્મતની શફાઅત કરવા મારી દુઆને છુપાવી રાખું. (સહીહૈન)

*　*　*　*

(૯૧) રસૂલુલ્લાહ સલ૰એ ફરમાવ્યું કે દરેક બીમારી માટે દવા છે. પછી જ્યારે તે દવા રોગને લાગુ પડે છે ત્યારે અલ્લાહના હુકમથી તે સારી થાય છે. (મુસ્લિમ)

*　*　*　*

(૯૨) રસૂલુલ્લાહ સલ૰એ ફરમાવ્યું કે તમારામાંથી કોઈને તેની કરણી જન્નતમાં લઈ જશે નહિ. સહાબાએ પૂછ્યું શું આપને પણ નહિ લઈ જશે? હઝરતે (સલ૰) ફરમાવ્યું કે હા, મને પણ મારી કરણી લઈ જશે નહિ; પણ જો અલ્લાહ પોતના ફઝલ અને રહમતથી છુપાવી લે તો હું જઈશ. (સહીહૈન)

*　*　*　*

(૯૩) રસૂલુલ્લાહ સલ૰એ ફરમાવ્યું કે જેણે એવા વિચારે કોઈ મુસલમાનનું કામ કર્યું કે તેને ખુશ કરે; તો તેણે મને ખુશ કર્યો, અને જેણે મને ખુશ કર્યો તેણે અલ્લાહને ખુશ કર્યો, અને જેણે અલ્લાહને ખુશ કર્યો (તો) અલ્લાહ તેને જન્નતમાં દાખલ કરશે.

# આલાઝરી દુનિયાંકે દોરતો



સંકલનકાર :— 'જૈહિન્દ'

આલાઝરી દુનિયાકે દોરતો ! આજે લગભગ અર્ધી દુનિયાં લડાઇમાં સપડાઈ ગઈ છે. સરમુખત્યારો તો એક હોળિનાં નાળિએર બન્યા છે; પણ શસ્ત્રસંન્યાસની બડીબડી વાતો કરનાર મૌતના સોદાગરોજ આ વિશ્વયુદ્ધ માટે જવાબદાર છે. દરેક દેશના મોટા મોટા પ્રધાનો અને ખુદ સરમુખત્યારોની લાખો અને કરોડોની મૂડી શસ્ત્રો બનાવવાનાં કારખાનાં કે રસાયનો બનાવવાની ફેક્ટરીઓમાં રોકાએલી છે. જ્યારે એક બાજુ શસ્ત્રસંન્યાસની વાતો થતી હતી; ત્યારે બીજી બાજુ નફો ખાવા એ શેરહોલ્ડરો શસ્ત્રસરંજામ વધાર્યેજ જતા હતા. જર્મની, ફ્રાન્સ, ઇટલી, ઇંગ્લાંડ, જાપાન, અમેરિકા વગેરેના એ ધનકુબેરોજ શસ્ત્રસરંજામની ફેક્ટરીના થાંભલાઓજ આ યુદ્ધના જન્મદાતા છે ! જાણો છો ? છેલ્લા મહાભારત યુદ્ધમાં એક સૈનિકને મારવાનું ખર્ચ ૧ લાખ રૂપિયા આવ્યું હતું ! ચાલુ યુદ્ધમા તો એક સૈનિકનું મૌત એથીએ મોઘું થયું છે ! આમ મૌતની મોંઘવારી વધી છે તેમ તેમ મૌતના સોદાગરોનાં ખીસાં તાજાં થતાં ગયાં છે. ભલે આખી દુનિયાના વહેપારમાં મંદી હોય પણ દારૂગોળાના વહેપારમા તો તેજી છેને ! લ્યો કહો હવે શાંતિ અને સમાધાનની ગાજરોની પપુડીઓનો સૂર એ નગારખાનામાં ક્યાંસુધી સંભળાય ? જો કે પોતાની ટુંકી સમજ અને અહંકારને પરિણામે યૂરોપના ખૂને નાટકના ખેલમાં વીલન કેરેક્ટર ભજવવા સરમુખત્યારો મેદાને પડ્યા છે પણ ખરા સૂત્રધારો તો રંગભૂમિની અંદર બેઠા બેઠા દોરી ખેંચે છો ! જ્યારે રાખેલા મુજબ ખેલનો છેલ્લો ડ્રોપ થશે ત્યારે વીલન-કેરેક્ટરવાળાઓ કાંતો હીરાની ગોળીઓથી વિધારો કે આપઘાતથી પોતાની જાતનો અંત આણશે અને બાકી જીવતું રહેલું ઓડીયંસ એ મસાણનો છેલ્લો સીન જોઇને તાળીઓ પાડશે પણ તે વેળા પેલા મૌતના સોદાગરો તો ધનના પહાડોની ટોચ પર બેઠા હશે ખૂનની નદીઓ એમના પગની પાનીઓને પણ ભીંજવી શકશે નહિ !

●

લોકો બૂમ બરાડા સાંભળી સાંભળીને ત્રાસી ગયા હતા તે ભૂમધ્યનો વાઘ તો અંતે મોડરમનો વાઘ નીકળ્યો ! એ વાઘને શૂર ચડાવવા જર્મનીએ ખૂબ ઢોલ વગાડ્યું પણ બીચારો એક ઓસ જેવી એક બકરીથી ડરી ગયો ! ધરીરાજ્યોએ મેળવેલી ઇજ્જત ધૂળમાં મેળવી. અધૂરામાં પુરૂં મીસરી લશ્કરે પણ લીબીયામાં એની રેવડી દાણા દાણ કરી નાખી ! મુસોલીનીને તો "ગેલ ગઇ પુત ઔર ખો ગઇ ખસમ !" જેવું થયું ! નકશામાંથી બીજા મુલકોનાં નામો ભૂંસવાની તમન્નાવાળા મુસોલીનીનું ખુદનું નામ ઇટાલીના નાટકી તખ્તા પરથી નાબુદ થાય એવી ઘડી આવી લાગી છે ! રોમન સામ્રાજ્યનાં સ્વપ્નાં સેવનાર બ્લેકશર્ટોને પુનઃ રસોડામાં ભરાવાનો વારો આવ્યો જોઈ એમનો મેક-અપ ડાયરેક્ટર હીટલર પણ વિમાસણમાં પડ્યો છે. બીચીનો વાણીઓ જનરલ પેટૅ એક તો લોહનોજ નથા તેને મુસોલીની નમતું તોળવાનું

કહે છે! હીટલર જેવા ખંધા મુત્સદ્દી એટલું તો સમજી ગયો છે કે ઇટાલીઅન બખરચીઓની કડછીઓની મદદ લેવા કરતાં ફ્રાન્સની ફટાએલી બરછીઓય કામમાં લેવાય તો બસ છે! સંભળાય છે કે મુસોલીની ધૂળ ખંખેરવા હીટલર તેને ખાનગીમાં મળવાનો છે અને કહેવાનો છે કે "ભલા માણસ ગોળાને બદલે ગરમાગરમ બાફેલા બટેટાએ હીંમત પૂર્વક ફેંક્યા હોત તો ગ્રીસ ડધાઇ જાત! આ તો તેં વાઘનું ખોળીઉં ઓઢીને ગયેલા ગર્ધવરાજ જેવું કર્યું! તારી સાથે મારી ઇજ્જત ને પણ ધૂળ ભેગી કરી! જો હજુય ઉગરવું હોય તો તારી રસોડામાં આટી રસોસલો મસાલો મારે સ્વાધીન કરી દે અને હું જે કરૂં તે મુંગો મુંગો જોયા કર! જો હવે છેલ્લો દાવ મુકીશ. કિસ્મતે યારી આપી તો ઠીક નંહિ તો હું મરીશ પણ આખી પૃથ્વીને રાંડ કરીશ! જો તેં ગ્રીસમાં ધોલ ખાધી તો આ ત્રણ ટકાના તરકડાઓનુંય ચઢી વાગ્યું છે (!) પેલું મરઘીનાં બેતાં જેવડું બલ્ગેરીયું અને હું ગાલ લાવી ફુલાવીને ફુંક મારૂં તો ભૂમધ્યમાં ઉડીને પડે તેવુ ચકલીના બચ્ચા જેવું યુગોસ્લાવીયા પણ તટસ્થતાની બડીબડી બાતાં કરી રહ્યાં છે, ને પેલો મોટી મૂછવાળો સ્ટાલીન દાદો પણ કંઇક ખોખારા કરી રહ્યો છે! તેં ગ્રીસમાં કંઇ ઘોળ્યું હોત તો આવો દા'ડો દેખવાનો ન આવત! ને જો તારી તાલકી પર ટકોરો મારીને વિચાર કરી જો; કે મારા એક હુંકારાથી દબાઇ જતો પેલો અમેરિકાનો પાણીપો રૂઝવેલ્ટ પણ હવે આપણને પછેડીમાં પાંચશેરી મારી રહ્યો છે! અને તેં ઉત્તર આફ્રિકામાં પેલાં હિંદી અને ઓસ્ટ્રેલીયન સપયડનો માર ખાધો એટલે ચર્ચીલ ચાચાનું પણ કેવું ચઢી વાગ્યું છે? માટે બાવાજી તું તારો બીજો બધો ધખારો પડતો મૂકી તારા બબરચી ઓને મારે હવાલે કરી દે અને "દૂરતુ" મોઢું રાખીને જોયા કર બાકીનું બધું તારાપોરવાળો સંભાળી લેશે!"

●

આવાઝની દુનિયાં કે દોસ્તો! પુનાની મુસ્લિમ કેળવણી કોન્ફરન્સ સફળતાથી પાર ઉતરી છે! એક એકથી વધુ જોશદાર તકરીરો થઇ અને મુસલમાનો કેળવણી માટે આકાશ પાતાળ એક કરવા તૈયાર છે એમ પુનાના વાતાવરણમાં પડધા પાડયા! દિવસે દિવસે બીજાં ક્ષેત્રોની જેમ પ્લેટફૉર્મ ગર્મ કરવાની તરકીબ પણ આપણા આગેવાનોએ સાધ્ય કરી છે. શુક્ર છે અલ્લાહનોકે ગુફતારના ગાઝીઓની સંખ્યા આપણે ખૂબ એકઠી કરી શકયા છીએ, પણ મરહૂમ સર સૈયદ જેવો એક પણ કિરદારનો ગાઝી પાકે તોય બસ છે! આપણે જાગ્યા તો છીએજ પણ કેળવણીના વૃક્ષનાં નીચેની ડાળીઓનાં બધાં ફૂળો બીજાઓ ખાઇ ગયા પછી આપણે જાગ્યા છીએ. હવે તો આપણને ઉંચા ડાળીઓએથી તે ફૂળો તોડવા માટે ખૂબ કૂદકા મારવા પડશે. પણ આર્થિક ભૂખથી આપણા ટાંટીયા તો લૂંઝા થઇ ગયા છે તો એ કૂદકા શે મરાશે? ફિકર નહિ, મુસલમાનો ગરીબ છે એવું કહેનારા ગાંડા છે અથવા રતાંધળા છે! કોણ કહે છે કે મુસલમાનો પૈસાદાર નથી? જુવો કમાલયારજંગ સમિતિ આપણા શિક્ષણની તપાસ માટેજ નીમાઇ છેને! તેણે હજુ પોતાની તપાસનો રિપોર્ટ તો પુરો કર્યોય નથી છતાં ૨૯ હજાર તો ખર્ચી નાખ્યા છે! રિપોર્ટ પુરો થતાં તો કોણ જાણે કેટલા થશે? ગોરાં કમીશનોની જેમ બાદશાહી શાનથી સમિતિ ન વર્તે તો શું ભૂખડી બારસોની જેમ ચટાઇ પર બેસીને જમે? અને ખરૂં પૂછવો તો અત્યારે જે તા'લીમ અપાઇ રહી છે તેમાં તપાસવાનુંય શું છે! સત્કાર પ્રમુખના શબ્દોમાં કહીએ તો "કારકૂનીયા" કેળવણી અને મરહૂમ અકબરના શબ્દોમાં કહીએ તો

"તા'લીમ હમેં દી જાતી હય
વો કયા હે ફક્ત બાઝારી હે।
જો અકલ સિખાઇ જાતી હય
વો કયા હે ફક્ત સરકારી હે!"

જેવી કેળવણીને માટે આવડું આકાશ પાતાળ એક કરવાની જરૂર શી? છતાંય "ભાગ્યું ભાગ્યું તોય ભરૂચ! અને બે આંખોવાળો મામો ન મળે ત્યાં સુધી આંધળો મામોય શું ખોટો છે? એમ સમજી કેળવણી માટે ટળવળતા અને સ્કોલરશીપોની ભીખ માટે જોડાનાં તળીયાં ઘસતા મધ્ય અને ગરીબોનાં બાળકોને માટે અમલી કાર્ય કરવા કોઈ મેદાને પડશે કે?

"મેરી બાતેં હી બાતેં હૈં
ઔર 'સૈયદ' કામ કરતાથા;
ખુદા બખ્શે બહોતસી
ખૂબીયાંથી મરને વાલેમેં!"



વાચનમાળાની ચોપડીમાં એક કવિતા છે કે:–

"જોવા આપી આંખડી સાંભળવાને કાન,
જીભ બનાવી બોલવા ભલું કર્યું ભગવાન!"

એમાં પ્રથમ આંખની વાત છે, અને તે ખાસ જોવા માટેજ બનાવી છે. પછી ખરું ખોટું જે આંખની સામે આવે તે જોઈ નાખવું! અને આંખનો સદુપયોગ પણ એજ કહેવાયને? આંખનો ખરો ઉપયોગ કરનાર શોખીન યુવાનોની હીંમતમાં વૃદ્ધિ થાય એવો એક બનાવ કલકત્તાના ચીફપ્રેસીડેન્સી મેજીસ્ટ્રેટની કોર્ટમાં બની ગયો છે. "કલકત્તાના કોઈ સીનેમામાં નગ્ન સ્ત્રીઓનાં ચિત્રો જાહેરમાં બતાવવામાં આવ્યાં હતાં તે ચિત્રો બતાવનારાઓ ઉપર કેસ થયો તેમાં મેજીસ્ટ્રેટ મી. આર. ગુપ્તાએ ચુકાદો આપ્યો કે ૧૯૪૯ની સાલમાં એવાં ચિત્રો બતાવવાં તે કાંઇ ગુન્હો ન ગણાય!" આ વાંચ્યા પછી નાગાઓને ફુટે બારગીઓ ઉગે તો છાંયનું સાધન થયું એમજ એવા લોકો સમજી લેજોને? પશ્ચિમથી આયાત થએલી કળાઓની ખેતી આમ પૂર્વમાંએ ફાલીફૂલી રહી છે. એથી હર્ષ પામવું કે રોવું એ તો દરેકની સમજ સમજની વાત છે!



૨૧ મી ડીસેમ્બરે ભરૂચમાં "ભરૂચ જીલ્લા જમીઅતુલ ઓલમા"ની શાખા કાયમ થઇ છે. ભરૂચ જીલ્લા લીગને તો શોકયનાં સાલ જેવું લાગ્યું હશે. મહોલ્લામાં એક દરજી હોય ને બીજો દરજી આવીને વસે કે એક બકાલુ વેચનાર કાછીયો હોય ને બીજો આવીને વસે કે એક હજામ હોય ને બીજો આવીને વસે તો પેલા પહેલા વાળા દરજી, કાછીયા કે હજામને ઇર્ષા ઉત્પન્ન થાય; તેમ આ જમીઅતુલ ઓલમાની શાખા નીકળતાં ભરૂચ લીગ કંઇ વિરૂદ્ધતા કરે એ વાજબી છે. પણ ભલા એકજ વાંસનાંએ બે છાબડાં છેને? તો એમ વિરૂદ્ધતા કરે શું પાલે? એ બંને છાબડાંને એકજ ટોપલાના રૂપમાં ફેરવી નંખાય તો કેમ? લીગ–કોંગ્રેસ સમાધાન તો કદાચ વિરૂદ્ધ સંસ્કૃતિના કારણે શક્ય ન હોય; પણ એકજ ખુદાને માનનાર, એકજ પયગંબર (સલ૦) અને એકજ કુર્આનને માનનાર મુસ્લિમ સંસ્થા જમીઅતુલ ઓલમા, અને લીગનું સંધાન કેમ ન થાય? પ્રતિષ્ઠાના બાહુને અળગો કરીને લીડરો ખુલુસ દિલથી ચાહે તો બધુંય થાય પણ કોણ જાણે વાડાબંધીના સંકુચિત વિચારોના સનેપાતથી આપણા ઉદાર દિલ ગણાતા લીડરો પણ બચ્યા નથી! બાકી પ્રમુખ જનાબ મુફ્તી મેહદીહસન સાહબની તકરીરનાર સાર ૨૫ કુર્આન પ્રમાણે મુસ્લિમોએ ઝિંદગી ગાળવી જોઇએ, ઇસ્લામી ભાઈ ચારો, ઇસ્લામી કુરબાની, કર્તવ્યનિષ્ઠતા અને ઇસ્લામી ન્યાયના જે ઠરાવ રજુ કર્યા હતા

તે તો દરેક મુસલમાને દિલ પર નકશ કરવા યોગ્ય હતા. મુસ્લિમોને બે છાવણીમાં વ્હેંચાઈ જતા અટકાવવાનો સમય હજુ હાથથી ગયો નથી. દીનના કોઈપણ સવાલમાં, ગાયની કુરબાનીના પ્રશ્નમાં કે મસ્જીદની હુરમતના સવાલમાં મુસલમાનો એકજ છે તો પછી રાજદ્વારી પ્લેટફોર્મ પર એક કેમ ન થાય? એક જરા પાછળ હઠે, બીજો જરા આગળ વધે તો બધુંય અશક્ય શક્ય થઇ શકે; મગર ઐસે દિન કહાં...?

હિંદુ મહાસભાની કેટલીક વ્યક્તિઓ પણ ઘણી મેળા હૈયાની રીસ લૈયાપર ઉતારે છે! જેમ સાવરકરનું ટટ્ટુ ગાંધીજી સામે ચાલતું નથી ત્યારે જનાબ ઝીણા સામે કાદવ ઉરાડે છે; તેમ હિંદુ મહાસભાના ઉમેદવારોનું અમદાવાદ મ્યુ.માં કૉંગ્રેસ સામે કંઇ ન ચાલ્યું ત્યારે એ બદલો સુરતમાં વાળવા મુસલમાનોના ગાયની કુરબાનીના પ્રશ્ન સામે અવાજ ઉઠાવ્યો! એ બહાને સુરત મ્યુ.માં પોતાનો પંજો જમાવવાની તરકીબ હોય એમજ લાગે છે! એટલે કે જો ગાયની કુરબાની બંધ થાય તો હિન્દુઓની લાગણી ખેંચાય અને મત આપે. પણ મુસલમાનોએ અને તેમાંએ ખાસ રાંદેરના મુસલમાનોએ મજબૂત વિરોધનો વંટોળીઓ ઉઠાવી એ મહાસભાઇ ઠરાવને હવામાં પાછો ઉડાવી દેવાની ફરજ પાડી છે! ચાલો હાલ તો ઘણીનું દર્દ કાંધથી ગયું પણ સેંકડો વરસોથી પાડોશી તરીકે રહેતી હિંદુ કોમની એ કાંટાબાજ વ્યક્તિઓ ધર્મ ઝનુનમાં આવા જુના પોપડા ઉખેડીને શું કાંદા કાઢવા માગતી હશે?

રાંદેર પીપરડીવાલા હાઇસ્કૂલની ઓલ્ડ બૉયઝ એસોસીએશનનું ૧૩મું અધિવેશન રાંદેરના નવા થએલા વકીલ જનાબ સૈયદ અહમદ વલદે સૈયદ પીર સાહબમીયાં રિફાઇના પ્રમુખસ્થાને મજકૂર હાઇસ્કૂલમાં તા. ૨૪ મી ડીસેમ્બરે સફળતાથી ઉજવાયું હતું. રાત્રે સ્કૂલનું વાર્ષિક ગેધરીંગ પણ ગઈ સાલ કરતાંય બધુ સફળતાથી ઉજવાયું હતું; પણ શરીર મજબૂત હતું અને તેમાં આત્મા માંદો હતો. ઓલ્ડ બૉયઝોની હાજરી ઓછી હતી. કેળવણીનાં જે મીઠાંફળો આરોગી એ મિત્રો મેજીસ્ટ્રેટો, વકીલો, મુન્સફો, ડૉક્ટરો, એંજીનીયરો, ગાર્ડ, ટી. સી. ઓ, ઇન્કમટેક્ષ ઓફીસરો, કસ્ટમ ઇન્સપેક્ટરો, ઓડીટરો, રજીસ્ટ્રારો, સર્વેયરો, પ્રીન્સીપાલો, કે પ્રોફેસરો બન્યા છે તે ફળો ચાખવામાં પોતાના બીજા ગરીબ વિદ્યાર્થી બંધુઓને સહાય આપવા અને જાતી સહકારથી તેમને ઉત્કર્ષવા વર્ષમાં એક દિવસનો પણ ભોગ આપી શકતા નથી! જે હેતુથી એસોસીએશન નીકળ્યું છે તેના મકસદમાં પણ મેમ્બરો દિવસે દિવસે ઉત્સાહમંદ થતા જાય છે! ભલા શું એ તમારી ફરજ નથી કે તમે મેમ્બરતો થવા પણ બીજાઓને મેમ્બર બનાવી ગરીબ વિદ્યાર્થી બંધુઓના કેળવણીના માર્ગને સરળ બનાવામાં બનતી રાહત ઉભી કરો! મજકૂર સ્કૂલમાંથી પારંગત થએલા વિદ્યાર્થીઓ પૈકી આજે લગભગ ૧૦૦-૧૫૦ વિદ્યાર્થીઓ તો એવી સ્થિતિએ પહોંચી ચૂક્યા છે કે તેઓ ધારે તો વાર્ષિક બે હજારનું સ્કોલરશીપ ફંડ પોતામાંથી ભેગું કરવું એ તેમનું ડાબા હાથનું કામ છે; પણ હમદર્દી, ઉત્સાહ ને દ્રઢતાના અભાવે બધું કર્યું કારવ્યું એ સીમેન્ટના પ્લાસ્ટર પર છાણના લીંપણની ગરજ સારે છે! ખુદા એ દરેક ભાઇને પોતાની ફરજ વિચારવાની તૌફિક અતા કરે!

" આમીન "



"તા'લીમ હમેં દી જાતી હય
વો કયા હૈ ફક્ત બાઝારી હૈ।
જો અકલ સિખાઈ જાતી હય
વો કયા હૈ ફક્ત સરકારી હૈ !"

જેવી કેળવણીને માટે આવડું આકાશ પાતાળ એક કરવાની જરૂર શી? છતાંય "ભાગ્યું ભાગ્યુ તોય ભરૂચ! અને બે આંખોવાળો મામો ન મળે ત્યાં સુધી આપણો મામોય શું ખોટો છે? એમ સમજી કેળવણી માટે ટળવળતા અને સ્કોલરશીપોની ભીખ માટે જોડાનાં તળીયાં ઘસતા મધ્ય અને ગરીબોનાં બાળકોને માટે અમલી કાર્ય કરવા કોઈ મેદાને પડશે કે ?

"મેરી બાતેં હી બાતેં હૈં
ઔર 'સૈયદ' કામ કરતાથા;
ખુદા બખ્શે બહોતસી
ખૂબીયાંથી મરને વાલેમેં !"



વાચનમાળાની ચોપડીમાં એક કવિતા છે કેઃ–

"જોવા આપી આંખડી સાંભળવાને કાન,
જીભ બનાવી બોલવા ભલું કર્યું ભગવાન"

એમાં પ્રથમ આંખની વાત છે, અને તે ખાસ જોવા માટેજ બનાવી છે. પછી ખરું ખોટું જે આંખની સામે આવે તે જોઈ નાખવું! અને આંખનો સદુપયોગ પણ એજ કહેવાયને? આંખનો ખરો ઉપયોગ કરનાર શોખીન યુવાનોની કીંમતમાં વૃદ્ધિ થાય એવો એક બનાવ કલકત્તાના ઈલાકેદાર મેજીસ્ટ્રેટની કોર્ટમાં બની ગયો છે. "કલકત્તાના કોઈ સીનેમામાં નગ્ન સ્ત્રીઓનાં ચિત્રો જાહેરમાં બતાવવામાં આવ્યાં હતાં તે ચિત્રો બતાવનારાઓ ઉપર કેસ થયો તેમાં મેજીસ્ટ્રેટ મી. આર. ગુપ્તાએ ચુકાદો આપ્યો કે ૧૯૪૦ની સાલમાં એવાં ચિત્રો બતાવવાં તે કાંઈ ગુન્હો ન ગણાય!" આ વાંચ્યા પછી નાગાઓને કુતે આવળીઓ ઉગે તો છાંયનું સાધન થયું એમજ એવા લેકો સમજી લેશે? પશ્ચિમથી આવતા ઘએલી ફળીઓની ખેની આગ પૂર્વમાંએ ફેલાઈ રહી છે. એથી હર્ષ પામવું કે રોવું એ તો દરેકની સમજ સમજની વાત છે!



૬૧ મી ડીસેમ્બરે ભરૂચમાં "ભરૂચ જીલ્લા જમીઅતુલ ઓલમા"ની શાખા કાયમ થઇ છે. ભરૂચ જીલ્લા લીગને તો શોક્યનાં સાલ જેવું લાગ્યું હશે. મહોલ્લામાં એક દરજી હોય ને બીજો દરજી આવીને વસે કે એક બકાલુ વેચનાર કાછીયો હોય ને બીજો આવીને વસે કે એક હજામ હોય ને બીજો આવીને વસે તો પેલા પહેલાં વાળા દરજી, કાછીયા કે હજામને ઇર્ષા ઉત્પન્ન થાય; તેમ આ જમીઅતુલ ઓલમાની શાખા નીકળતાં ભરૂચ લીગ કંઇ વિરૂદ્ધતા કરે એ વાજબી છે. પણ ભલા એકજ વાંસનાંએ બે છાબડાં છેને? તો એમ વિરૂદ્ધતા કરે શું પાકે? એ બંને છાબડાંને એકજ છાબડાના રૂપમાં ફેરવી નંખાય તો કેમ? લીગ-કોંગ્રેસ સમાધાન તો કદાચ વિરૂદ્ધ સંસ્કૃતિના કારણે શક્ય ન હોય; પણ એકજ ખુદાને માનનાર, એકજ પયગંબર (સલ૦) અને એકજ કુર્આનને માનનાર મુસ્લિમ સંસ્થા જમીઅતુલ ઓલમા, અને લીગનું સંધાન કેમ ન થાય? પ્રતિષ્ઠાના બાહુને અળગો કરીને લીડરો ખુલુસ દિલથી ચાહે તો બધુંય થાય પણ કોણ જાણે વાડાબંધીના સંકુચિત વિચારોના સનેપાતથી આપણા ઉદાર દિલ ગણાતા લીડરો પણ બચ્યા નથી! બાકી પ્રમુખ જનાબ મુફતી મોહંદીહસન સાહેબની તકરીરના સાર રૂપ કુર્આન પ્રમાણે મુસ્લિમોએ ઝિંદગી ગાળવી જોઇએ, ઇસ્લામી ભાઈ-ચારો, ઇસ્લામી કુરબાની, કર્મનિષ્ઠતા અને ઇસ્લામી ન્યાયના જે મુદ્દા રજુ કર્યા હતા

# અસ્માઉલ હુસ્ના

સંપાદક

રિફાઈ-સાબેરી

"યા જબ્બારો" یَا جَبَّارُ (અદદ ૨૦૬) એ નુકસાનને પુરા કરવાવાળા. (૧) સવાર સાંજ ૨૧૬ વખત પઢનાર ઝાલિમોના ઝુલ્મથી બચેલા રહેશે. (૨) હાકિમ અગર ઝાલિમના ઝુલ્મથી કોઈ કરતો હોય તો એને કમતીમાં કમતી દરરોજ ૪૧ વખત પઢનાર તેઓ તરફના દરેક ઝુલ્મ વગેરેથી બચેલો રહેશે (૩) એને કસરતથી પઢનાર દુન્યાવાલાઓની ગીબત અને બદગોઇથી નીડર અને દૌલતમંદ થઈ જશે. (૪) દરરોજ ૨૦૬ વખત ૨૦૬ દિવસ સુધી પઢનાર દૌલતમંદ થશે અને કરઝદાર એ મુજબ પઢશે તો ઈ. અ. કરઝથી છૂટો થઇ જશે. "અલ અઝીઝુલ જબ્બારૂલ મુતકબ્બેરો" એને હમેશા પુષ્કળ પઢનારની ઈઝ્ઝતમાં વધારો થાય છે. (૨) અને પઢનારનું દિલ નરમ થાય છે (૩) કોઈ મગરૂર અને તકબ્બુરવાળા માણસની રૂબરૂ પઢવાથી તેનું દિલ નરમ થઇ જાય છે.

"યા મુતકબ્બેરો" یَا مُتَكَبِّرُ (સંખ્યા ૬૬૨) "એ બુઝુર્ગ અને બેમિસ્લ" (૧) પોતાની મન્કુહા સાથે એકાંતવાસ કરવા પહેલાં ૧૦ વખત પઢનારને ખુદાપાક નેક અને પરહેઝગાર ઓલાદ આપશે. (૨) દરેક કામ શરૂ કરવા પહેલાં એને કસરતથી પઢવાથી તે કામ ઇ. અ. આસાનીથી પૂરૂં થશે અને કામને કોઇ અટકાવી શકશે નહીં. (૩) રાત્રે સ્વપ્નામાં ભયાનક ખ્વાબ જોઇ તબીઅત ગભરાતી હોય તો સુવા પહેલાં દરરોજ ૨૧ વખત પઢી સુવાથી ઇ. અ. એવાં સ્વપ્નાઓથી નજાત મળશે. (૪) નક્કી કરેલા વખતે ૬૬૨ વખત ૬૬૨ દિવસ સુધી પઢનારનો રોબ દબદબો દુન્યાવાળાઓ ઉપર ગાલિબ રહેશે. (૫) કસરતથી પઢનારને બુઝુર્ગી અને બરકત હાસિલ થશે.

'યા ખાલિકો' یَا خَالِقُ (અદદ ૭૩૧) "એ બધી સૃષ્ટિના પૈદા કરનાર" (૧) જે કોઇ દરરોજ રાત્રે "અલ ખાલિકો"ને કસરતથી પઢશે તેના બધા ગુન્હા માફ થઇ જશે અને તેનું દિલ અને મોઢું નૂરથી રોશન થશે અને તેના બધાં કામો સહેલાઇથી પૂરાં થશે. (૨) એને હંમેશા કસરતથી પઢનાર માટે ખુદાપાક એક ફિરિશ્તાને પૈદા કરે છે જે પઢનાર માટે કયામત સુધી ઇબાદત કરી તેનું (પઢનારનું) દિલ અને મોઢું નૂરથી રોશન કરાવી દેશે. (૩) લડાઇમાં ૩૦૦ વખત પઢનાર દુશ્મન પર ગાલિબ રહેશે. (૪) સાત દિવસ દરરોજ ૧૦૦ વખત પઢનાર બધી આફતોથી બચેલો રહેશે.

'યા બારેઓ' یَا بَارِئُ (સંખ્યા ૨૧૩) "એ ખલ્કના પૈદા કરનાર" (૧) જે કોઇ હફતામાં (સાત દિવસ) દરરોજ ૧૦૦ વખત પઢશે તો તેના મરણ પછી તેને કબ્રમાં રહેવા દેવામાં આવશે નહીં એટલે તેને જન્નતમાં દાખલ કરવામાં આવશે. (૨) જુમ્આને દિવસે ૧૦ વખત હંમેશાં વિર્દ કરનારને ખુદાપાક ઓલાદ આપશે. (૩) હકીમ ડૉક્ટર એને હમેશા

# સ્ત્રીની સફેદ પાણીની બીમારી
## અને
# તેનો આશ્ચર્યકારક ઉપાય.

અનીસે મસ્તૂરાત—આ હેરતજનક દવા નવિન રસાયણીક રીતે બનાવવામાં આવી છે. અને અત્યાર સુધીમાં આ દવાના સ્ત્રીઓના ઘણા રોગો પર જેટલા અખતરા કરવામાં આવ્યા છે તેમાં અત્યંત ગુણકારક ને કારગર થઇ છે. આ નિલસ્મી દવા સ્ત્રીઓની જનનેંદ્રીયના રોગો, પડસુત તથા લકિરીયા માટે ખાસ કરીને અત્યંત ફાયદાકારક ને સોએ સો ટકા કામયાબ છે. જો કદાચ જનના આ હેરતજનક દવાની કદર બુઝે તો દવા એક હજાર રૂપીઆની કિંમતમાં પણ સસ્તી છે. જનને-

તમામ બિમારીઓ જેવી કે નબળાઇ, સોજો ને પણ, અટકાવના દિવસોની તમામ ખોડો જેવી કે અનિયમિતપણે આવવો, રહી રહીને આવવો, દર્દ સાથે આવવો ઇત્યાદિ, કેડ, ઘુંટણ વગેરેમાં દુઃખાવો. ગર્ભપાત થવો યા ગર્ભ ધારણ ન કરવું તેમજ કોઈ ખાસ રોગ ન હોવા છતાંયે દિન પર દિન અશક્તિ આવવી.

**સરટીફિકેટ**

"અલ અમાન"ના એડીટર સૈયદ આશિકઅલી સાહબનો અભિપ્રાય.

"મેં પોતાની નજરે ઘણા રોગીઓના તે પત્રો જોયા છે જેમણે આ દવાખાનાની હેરતજનક ને ગુણકારક ઔષધીઓનો લાભ લીધો છે અથી હું તેના ઉપયોગની ભારપુર્વક ભલામણ કરૂં છું આ કારખાનું સસ્તી ને ગુણકારક દવાઓ પ્રાપ્ત કરવામાં વિશિષ્ટ મહત્તા ધરાવે છે. હજારો ડાકટરો પોતાના દવાખાનાઓમાં આ દવાનો ઉપયોગ કરે છે"

શરીરની નબળાઇ માટે તો એ અકસીર કરનાયે વધારે ગુણકારક છે. ડિસ્ટ્રીવા માટે અમારો તો દાવો છે કે આટલી સફળ દવા કોઇ અન્ય દવાખાનામાં મળવી મુશ્કેલ નહિ બલ્કે દુર્લભ છે. અગર કોઇ દવાખાનામાં હોય તો મુકાબલામાં લાવવા માટે અમારી ચેલેન્જ છે. તંદુરસ્ત સ્ત્રીઓ પણ આ હેરતજનક દવાનો ઉપયોગ કરી ઘણી બીમારીઓથી સુરક્ષીત રહી શકે છે. આજકાલ લગભગ દરેક ઘરમાં સ્ત્રીઓને સફેદ પાણી એટલે ધાતુ જેવા રાખોડી રંગના પદાર્થ ઝરવાની અકસર શિકાયત છે. જેનાં કારણે ઓનું બદન નબળું, અને રંગ પીળો પડી જાય છે. હાથ પગમાં બળતરા, મગજમાં ફેર ચડે છે. કમર કમજોર થઇ જાય છે. આ બધી શિકાયતો માટે અમારી આ દવા સોએ સો ટકા સફળ પુરવાર થઇ છે.

કિંમત સંપૂર્ણ કોર્સના ૮૦ ટિકડીઓના રૂ. ૨-૪-૦ ટ. ખ. અલગ.

અગર અત્યારે એનો ઇલાજ નહિં કરવામાં આવે તો આગળ જતાં આ રોગ અત્યંત જીવલેણ સાબીત થાય છે.

હિન્દુસ્તાનનું નામાંકિત કારખાનું :—ઇન્ડો જરમન કેમીકલ વર્કસ (રજી.)

જુમ્મા મસ્જિદ પોસ્ટ ઓફીસ પાસે, દીલ્હી—૨૪.

# અસ્માઉલ હુસ્ના

સંપાદક
રિફાઈ-સાબેરી

"યા જબ્બારો" يَا جَبَّارُ (અદદ ૨૦૬) એ નુકસાનને પુરા કરવાવાળા. (૧) સવાર સાંજ ૨૧૬ વખત પઢનાર ઝાલિમોના ઝુલ્મથી બચેલા રહેશે. (૨) હાકિમ અગર ઝાલિમના ઝુલ્મથી કોઈ ડરતો હોય તો એને કમતીમાં કમતી દરરોજ ૪૧ વખત પઢનાર તેઓ તરફના દરેક ઝુલ્મ વગેરેથી બચેલો રહેશે (૩) એને કસરતથી પઢનાર દુન્યાવાલાઓની ગીબત અને બદગોઈથી નીડર અને દૌલતમંદ થઈ જશે. (૪) દરરોજ ૨૦૬ વખત ૨૦૬ દિવસ સુધી પઢનાર દૌલતમંદ થશે અને કરઝદાર એ મુજબ પઢશે તો ઈ. અ. કરઝથી છૂટો થઈ જશે.

"અલ અઝીઝુલ જબ્બારૂલ મુતકબ્બેરો" એને હમેશા પુષ્કળ પઢનારની ઈજ્જતમાં વધારો થાય છે. (૨) અને પઢનારનું દિલ નરમ થાય છે (૩) કોઈ મગરૂર અને તકબ્બુરવાળા માણસની ઉપર પઢવાથી તેનું દિલ નરમ થઇ જાય છે.

"યા મુતકબ્બેરો" يَا مُتَكَبِّرُ (સંખ્યા ૬૬૨) "એ બુઝુર્ગ અને બેમિસ્લ" (૧) પોતાની મન્કુહા સાથે એકાંતવાસ કરવા પહેલાં ૧૦ વખત પઢનારને ખુદાપાક નેક અને પરહેઝગાર ઓલાદ આપશે. (૨) દરેક કામ શરૂ કરવા પહેલાં એને કસરતથી પઢવાથી તે કામ ઇ. અ. આસાનીથી પૂરૂં થશે અને કામને કોઇ અટકાવી શકશે નહીં. (૩) ગર્ચે સ્વપ્નામાં ભયાનક ખ્વાબ જોઇ તબીઅત ગભરાતી હોય તો સુવા પહેલાં દરરોજ ૨૧ વખત પઢી સુવાથી ઇ. અ. એવાં સ્વપ્નાઓથી નજાત મળશે. (૪) નક્કી કરેલા વખતે ૬૬૨ વખત ૬૬૨ દિવસ સુધી પઢનારનો રોબ દબદબો દુન્યાવાળાઓ ઉપર ગાલિબ રહેશે. (૫) કસરતથી પઢનારને બુઝુર્ગી અને બરકત હાસિલ થશે.

"યા ખાલિકો" يَا خَالِقُ (અદદ ૭૩૧) "એ બધી સૃષ્ટિના પૈદા કરનાર" (૧) જે કોઇ દરરોજ રાત્રે "અલ ખાલિકો"ને કસરતથી પઢશે તેના બધા ગુન્હા માફ થઇ જશે અને તેનું દિલ અને મોઢું નૂરથી રોશન થશે અને તેના બધાં કામો સહેલાઈથી પૂરાં થશે: (૨) એને હમેશા કસરતથી પઢનાર માટે ખુદાપાક એક ફિરિશ્તાને પૈદા કરે છે જે પઢનાર માટે કયામત સુધી ઇબાદત કરી તેનું (પઢનારનું) દિલ અને મોઢું નૂરથી રોશન કરાવી દેશે. (૩) લડાઇમાં ૩૦૦ વખત પઢનાર દુશ્મન પર ગાલિબ રહેશે. (૪) સાત દિવસ દરરોજ ૧૦૦ વખત પઢનાર બધી આફતોથી બચેલો રહેશે.

'યા બારેઓ' يَا بَارِئُ (સંખ્યા ૨૧૩) "એ ખલ્કના પૈદા કરનાર" (૧) જે કોઇ હફતામાં (સાત દિવસ) દરરોજ ૧૦૦ વખત પઢશે તો તેના મરણ પછી તેને કબ્રમાં રહેવા દેવામાં આવશે નહીં એટલે તેને જન્નતમાં દાખલ કરવામાં આવશે. (૨) જુમ્આને દિવસે ૧૦ વખત હમેશાં વિર્દ કરનારને ખુદાપાક ઔલાદ આપશે. (૩) હકીમ ડૉક્ટર એને હમેશાં

ક્સરતથી પઢશે તો ખુદાપાક તેના હાથમાં શિફા આપશે. (૪) દરરોજ સાત વખત પઢનાર ઉપર કબ્રનો અઝાબ થશે નહીં. (૫) શરીઅત મુજબના દરેક હલાલ કામ માટે ૪૧ દિવસ સુધી નક્કી વખતે દરરોજ ૨૪૮ વખત પઢવાથી તે કામ ઇ. અ. થઈ જશે (૬) એને હંમેશા કસરતથી પઢનાર કદી એકલો રહેશે નહીં એટલે ખુદાપાક તેને માટે કોઈને કોઈ મૂનીસ હમદમ-મદદગાર પેદા કરી દેશે. જે હંમેશાં તેની ખબર રાખી બનતી દરેક મદદ કરશે

"યા મુસવ્વેરો" یا مصور (અદદ ૩૩૬) "ઓ ખલકતની સુરત બનાવનાર" (૧) જો વાંઝ ઔરત સાત દિવસ રોઝા રાખે અને ઇફતાર વખતે ૨૧ વખત "અલ મુસવ્વેરો" પઢી પાણી પર દમ કરી તે પાણીથી રોઝો ખોલે તો ઇ. અ તેને નેક ઔલાદ ખુદાપાક આપશે. (૨) એને હંમેશા કસરતથી પઢનારના બધાં મુશ્કિલ કામ આસાન થઇ જશે. (૩) એને હંમેશા કસરતથી પઢનાર પાણી પીતી વખતે પાણી પર દમ કરી પીશે તો તેને ઉચ્ચ મર્તબા મળશે.

"યા ગફ્ફારો" یا غفار (અદદ ૧૨૮૧) 'ઓ બંદાઓના ગુન્હા બક્ષનાર' (૧) જુમ્આની નમાઝ પછી ૧૦૦ વખત "યા ગફ્ફારો અગફેરલી ઝુનૂબી" પઢનારને ખુદાપાક બક્ષી દેશે એટલે તેના ગુન્હા માફ કરી દેશે. અને આખેરતમાં મગફેરત અને ખુદાપાકની મહેરબાની મેળવવા ભાગ્યશાળી થશે (૨) "યા ગફ્ફારો"ને હંમેશા પુષ્કળ પઢનારના બધા ગુન્હા નાબૂદ થઇ જશે અને તેના નફસની ખરાબ અને બુરી ઈચ્છાઓ દૂર થઇ જશે. અને તંગદસ્તી દૂર થઈ ગેબથી રોઝી તેને મળશે (૩) જે એને હમેશાં પઢ્યા કરશે તેનું ઈમાન કામિલ થશે (૪) નફસને તાબે કરવા તેમજ બુરાં કામોથી બચવા એનો વઝીફો અકસીર છે. (૫) "યા અલ્લાહો યા ગફ્ફારો વગફેરલના ફઈન્નકા બેકુલ ગાફેરીન" હમેશા પઢનારના બધા ગુન્હા ઇ. અ. ખુદાપાક માફ કરી દેશે અને હમેશા ગેબથી તેને મદદ કરશે.




સાહિત્ય પરિષદ મુલત્વી રહી જેથી સાહિત્યના બજારમાં કંઈ કસ જેવું ન લાગવાથી રા. અડવાજી ઢોર વેચવાના ધંધામાં પડયા હોઇ, ઢોર ખરીદવા અમદાવાદની ગુજરીમાં ગયા હતા એવામાં અમદાવાદના ત્રણ દરવાજાની વચમાંજ શહેરના રંગીલા કવિ જનાબ 'આસિમ' સાહબની મુલાકાત થઈ ગઈ. આસિમ સાહબ કંઇ કામ સર અમદાવાદ ગયા હતા. વાત દરમિયાન અડવાજીએ આસિમની 'લીલા'ની ખબર પૂછી તો રોશન થયું કે લીલાનાં લગ્ન ધામધૂમથી થોડાક વખતમાં થઇ જશે અને ઉમાશંકર જોષિ તેમાં ગોરપદું કરશે! હજુએ ન સમજ્યા? જો આ દ્વિઅર્થી ભાષા તમને પછેડીમાં પાંચ શેરી જેવી લાગતી હોય તો શીધે સીધું કહી દઉં કે જો વાર ચોઘડીયું નહિ નડે તો 'લીલા' થોડાક વખતમાંજ પ્રેસ પર પહોંચી જશે અને એની પ્રસ્તાવના ઉમાશંકર લખશે. પછી 'શયદા'જીની 'ચિતા'ની જેમ એનેય કોઇ સંજોગોનું ગૃહણ ન નડે તો સારું!

એક સાહિત્યકાર મિત્રે તો પૂછયું પણ ખરું કે "ગામડાઓમાં રામલીલા ભજવાય છે, અને ભવાઇમાં કૃષ્ણલીલા ભજવાય છે તેવું તો કંઈ એ લીલામાં નથી ને!"

"ના, ના એવી કોઇ 'લીલા' એમાં નથી તેમ લીલા દેસાઇ કે લીલા ચીટનીસની જેમ એ લીલા કોઇ સીને એક્ટ્રેસ પણ નથી!"

"ત્યારે છે શું?"

"એક કલ્પિત પાત્ર છે. 'કલાપી'ની શોભના કે 'અખ્તર' શીરાનીની 'સલ્મા'ની જેમ 'આસિમ'ની 'લીલા' કવિતામાં ઉતરશે, પછી "બાતેંહી બાતેં" હોય તો ભગવાન જાણે!

° ° °

## કારવાંના વાંચકોને!

અમારા વાંચકોને જણાવતાં અમને અત્યંત આનંદ થાય છે કે ઘણી શોધને અંતે તમારા માટે અમે એક અતિ ઉપયોગી લેખમાળા મેળવવાને ભાગ્યશાળી થયા છીએ. તે લેખમાળાના મૂળ લેખક "ફ્રોન ક્રેમર" નામે એક જર્મન વિદ્વાન છે અને તેનું ભાષાંતર કરનાર મુસ્લિમ ગુજરાતના જાણીતા યુવાન લેખક રાજમાન્ય "સાલેહ અકીલી" સાહબ છે. તે લેખ માળાનું નામ છે "મુસ્લિમ કલાકૌશલ્ય." આવતો અંક જરૂર જુવો.

તંત્રી.

ગોડના વાંચકોને એક ખૂશ ખબર સંભળાવું છું. ગયા અંકમાં મેં 'આત્મિમની' મુસલ્લીયા કમાની તારીફ કરી હતી અને તે કલાને પ્રતાપેજ રેડીયો ઉપર ગુજરાતી મુશાએરો કાયમ થઇ ગયો છે રસીક વાંચકો તા. ૧૧મી ફેબ્રુઆરીને મંગળવારે રાત્રે ૯–૪૫ કલાકે મુંબઇ રેડીયો સ્ટેશન પર તમારા રેડીયોની ચાવી ફેરવજો અને તમારા ઘેર રેડીયો ન હોય તો મિત્રો કે લાગતા વળગતાઓને ઘેર જજો અને સાંભળજો, આપણા ગુજરાતી શાઇરોની ગઝલ ધુન. કારેવાંમાં પશુના દીદાર તો તમે કરેલા છેજ પણ હવે તો આવાઝ સાંભળવાની પણ જોગવાઇ થઇ ગઇ છે. રેડીયોમાં તો ટાઇમ થોડો મળે અને ઘણા શાયરોનાં અરમાન નીકળવાં બાકી રહી જાય તે પણ કેમ બને? સડક નાની અને રેસના ઘોડા એકી સાથે મોટી સંખ્યામાં દોડે તે કેમ ફાવે? મારે બધાઓને સારી રીતે દોડવાનું ચોગાન મળે એ માટે મુંબઇમાં રેડીયો મુશાએરાને બીજેજ દિવસે એક જાહેર મુશાએરો કરવાની મુંબઇ વ્હોરા યુથ લીગના સંચાલકો વિચારણા કરી રહ્યા છે. સાહિત્ય પરિષદ મુલ્તવાવાથી નિરાશ થએલા મુંબઇના સાહિત્ય રસિકોએ આ પ્રસંગને વધાવી લેવો જોઇએ. એતો અનુભવ સિદ્ધ વાત છે કે સુક્કાં બીસ્કીટ જેવાં સાહિત્યનાં ભાષણો કે વાંચકોને ઝોખરાં ઓખતા કરી દેનાર શુષ્ક નિબંધો કરતાં આવાં કવિ સંમેલનોમાં બે ઘણ કલાકનો સમય ખૂબ આનંદથી વિતે છે. પછી જે જનમનાજ જોગી હોય, અને આવી રસ સાહિત્યી સંન્યાસ લીધો હોય તેમને તો કહેવુંજ શું?

આ વખતે ઢોરોના ધંધામાં પડ્યા જેથી સાહિત્યના સંબંધમથી આ વેળા બચી જઇશ, એમ જાણ્યું હતું; પણ ના, ના. ફોન ટીકીટનો લાભ લઇને રા. હઝરત ઓઝા તથા શ્રીયુત શેખચલ્લી પીઠ પર બિસ્તરા બાંધીને આવી લાગ્યા. પછી તો પૂછવુંજ શું? સાહિત્યની ચર્ચાથી ઘર ધમધમી ઉઠ્યું! રા. હઝરત ઓઝાએ ઉઠ ઝાડ શરૂ કરી. "આ સાહિત્ય પરિષદવાળા પણ જબરા બાફના પાણી દેખું! બે ત્રણ આગેવાન સાહિત્યકારો જેલમાં ગયા તેમાં આવડી મોટી પરિષદને મુલ્તવી રાખવાનું શું કારણ? શું લશ્કરના એક બે આગેવાનો કેદ પકડાય એટલે બાકીના લશ્કરે હથિયાર મૂકી શરણે આવવું? બીજું બધું તો ઠીક પણ બિચારા ખબરદારજીએ ઘરડે ઘડપણ કમર કસીને પ્રમુખસ્થાનના ભાષણ માટે જે દારૂગોળા તૈયાર કર્યો હશે તે તો પડ્યો પડ્યો હવાઇ જશે તેનું શું? ઉર્દૂ સાહિત્ય પરિષદ મળી શકે, હિંદી સાહિત્ય પરિષદ મળી શકે, મરાઠી સાહિત્ય પરિષદ મળી શકે, કલા પ્રદર્શનો ભરાય, પુસ્તકાલય પ્રદર્શનો ભરાય, વનપ્રવેશના જલસા ઉજવાય; તો પછી ગુજરાતી સાહિત્ય પરિષદ કેમ ન ભરાય? ધામધૂમથી નહિ તો સાદી રીતે તો ભરી શકાય ને!" એટલે શ્રી શેખચલ્લી બોલ્યા. "પણ જાણનારીમાંજ જોર ન હોય ત્યાં તમારા જેવી સૂચણીઓનું શું ચાલે? જવા દોને એ ધુંધી ફુંકીને સુંઘનારા અને જોઇ જોઇને ચાલનારા ટટ્ટુઓ શું ધોળવાના હતા? એના કરતાં તો આપણા અરણી થોડા જેવા ગઝલકારોનીજ એકાદ પરિષદ ભરી દઇએને!"

"પણ પ્રમુખ સ્થાને કોને બેસાડીશું?" રા. હઝરત ઓઝા ઉચર્યા.

"'પતીલ'ને વળી બીજા કોને? કલાપી, ને 'બાલાશંકર'ના સ્વર્ગવાસ પછી કયો માયનો પુત પતીલની બરાબરી કરે એવો પાક્યો છે!" શ્રીયુત શેખચલ્લી બોલ્યા.

"પણ ખર્ચની વ્યવસ્થા શી રીતે થશે?" મેં કહ્યું.

"એમાં શું ? થોડીક ખાનદાની સ્ત્રીઓનાં નૃત્યની જાહેરાત ધામધૂમથી કરી દઇશું કે ટીકીટો ખપતાં વાર નહિ લાગે." રા. ઓઝા બોલ્યા

"પણ એવી કોઈ ખાનદાની નૃત્યિકા ન સાંપડે તો ?" મેં શંકા ઉઠાવી.

"તો શું કોઇ ખાનદાની હીજડા તો મળી આવશે ને ? એપ્રીલની પહેલીજ તારીખે એ પ્રોગ્રામ રાખીશું તો કોઈ પેપરવાળાથીએ સુંચા નહિ થાય !" શ્રી શેખચલ્લીએ પોતાના મગજને સરાણે ચઢાવ્યું.

"અને સાથે સાથે પહેલવાનોની કુસ્તી, પાડા અને સાંઢની સાઠમારી, મેંઢાની કુસ્તી, તીતરની કુસ્તી, મરઘાઓની લડાઇ વગેરે ગોઠવીને વાજિદઅલીશાહની પુરાણી સંસ્કૃતિને તાજી કરીશું તો આપણા કલાપ્રેમી મીયાં સાહેબો પણ મોટી સંખ્યામાં તૂટી પડશે !" રા. હડમતઓઝા બોલ્યા.

"અને એ બધી કુસ્તીઓને સાઠમારીઓનું ન બને તો છેવટે શાયરોની સાઠમારી તો થશેજને ?" શેખચલ્લી બોલ્યા.

મેં કહ્યું "એ તમારા હવાઇ કિલ્લાઓ પડતા મૂકો અને બીજી કોઇ વાત છેડો." એટલે ધારશું કે દોઢીયાની દશાવાળીનો દમ લગાવતા શેખચલ્લી બોલ્યા,

"આટઆટલું ફંડ ભેગું થયું તોય ઝીણા સાહેબ એકાદ ડેલી પેપર કેમ કાઢતા નહિ હોય ? પારસી જેવી ૯૦ હજારની વસ્તીવાળી કોમ પોતાનાં ૩–૪ ડેઇલી નભાવે ને મુસલમાનોની લાખોની વસ્તીમાં કેમ ડેઇલી ન નભે ?"

"ડેઇલી પેપર તો નીકળશેજ ને ? પણ અંગ્રેજીમાં નીકળશે એમ સંભળાય છે." મેં કહ્યું.

"તો આપણાં જેવા ધોળકાની ભાગોળ જેટલું અંગ્રેજી જાણનારાઓનું શું ?" શેખચલ્લી ઉવાચ.

"એને માટે એક વગર પૈસાનો ઈલાજ મારા ધ્યાનમાં છે. એમેય અત્યારે છ અડવાડિકો તો મુસલમાનોનાં છેને ? તેમાંથી પાંચ તો શુક્રવારે નીકળે છે અને એક સોમવારે નીકળે છે. તેને બદલે એક શનિવારે નીકળે, એક રવિવારે નીકળે, એક સોમવારે નીકળે, એમ ગુરૂવાર સુધી છ પેપરો નીકળે અને શુક્રવારને પબ્લીક હોલીડે તરિકે ઉજવી તે દિવસે કોઇ પણ પેપર ન નીકળે. બધા વાંચકો, લેખકો તથા એડીટરો જુમ્માની નમાઝ પડે અને શુક્રવારી દાળીઆ ફાંકીને હોલીડે ઉજવે ! કેમ આ પ્લાન કેવો છે ?" મેં મારી અક્કલનો ઉપયોગ કર્યો.

"પ્લાન તો ઘણો મઝાનો છે. આમ છ અઠવાડિકો મળીને એક ડેઇલીની ગરજ તો સારશે; પણ છ છ અઠવાડિકોનું લવાઝમ એક મુસલમાનના ખિસ્સામાંથી નીકળવું અઘરૂં છે ને !"

"તમને પસ્તીના ભાવની ખબર ક્યાં છે ? છુટક પણ બે આને શેર કાગળ વેચાય છે. જરા અઠવાડિકો થોડીક દિલ્હી તરફની "મરઘાઇ" ની જાહેર ખબર વધુ પ્રમાણમાં છાપે અને જરા જાડાઈ વધારી દે તથા જકાત–ખેરાત સમજીને એક એક પૈસો લવાઝમ ઘટાડી દે તો બંને બાજુ સમતોલ થઈ જાય !"

"પણ બધા છાપાંવાળા એ વાત માને તો ને !"

"કેમ ન માને ? એમનાજ લાભની વાત પણ છેને ? અને ન માને તો પબ્લીક મીટીંગો ભરીને તેમને મનાવે !"

"અરે ! ભાઇ સાહેબ, એ બધું તો ખરૂં પણ હવે ભૂખ્યા પેટે ક્યાં સુધી સાહિત્યચર્ચા ચલાવીશું ?"

"આ તેજ થાય છેને !" અને પછી તો પલાંઠાવાળીને ખાંય ચઢાવીને અમારી મંડળી ખાવા પાછળ અડી તે અડી !

---

## એક જાણીતા મુસ્લિમ લેખકનો ઈંતેકાલ.

અમને જણાવતાં દિલગીરી થાય છે કે 'નિયાઝ' જેવા એક સિદ્ધહસ્ત અનુવાદકના ઈંતેકાલ પછી થોડાક દિવસમાં બીજા જાણીતા ઇતિહાસિક લેખક અને પાકા અનુભવી અનુવાદક માસ્તર-અલારખ્યા 'બિસ્મિલ' જે કચ્છ-ભૂજના રહેવાસી હતા તે જન્નતનશીન થયા છે. ખુદા મર્હૂમને ગરીકે રેહમત કરે અને તેમના કુટુંબને સબ્રે જમીલ અતા કરે, આમીન.



## રેડીઓપર ગુજરાતી ગઝલ મુશાએરો

ગુજરાત અને બૃહદ ગુજરાતના ગઝલ રસિકો આ વાંચીને ખુશ થશે કે તા. ૧૧-૨-૪૧ ને મંગળવારે રાત્રે મુંબઈના રેડીયો સ્ટેશને સ્ટા. ટા. ૯-૪૫ થી ૧૦-૪૫ કલાક સુધી મુશાએરાનો પ્રોગ્રામ રાખવામાં આવ્યો છે. જેમાં નીચે પ્રમાણેના કવિઓ રજુ થશે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | " ઝાર " | ( રાંદેર ) | ૧૧ | " મરીઝ " | (મુંબઈ) |
| ૨ | " વહશી " | ( ,, ) | ૧૨ | હરિહર " દીવાંના " | ( ,, ) |
| ૩ | " ફના " | ( ,, ) | ૧૩ | " બાદરાયણ " | ( ,, ) |
| ૪ | " બેકાર " | ( ,, ) | ૧૪ | " સાબિર " | ( વટવા ) |
| ૫ | " શયદા " | ( મુંબઈ) | ૧૫ | " નિસાર " | ( પેટલાદ ) |
| ૬ | " આસિમ " | ( ,, ) | ૧૬ | " સત્તારશાહ " | ( રાજપીપળા ) |
| ૭ | " સગીર " | ( ,, ) | ૧૭ | " બદ્રી કાચવાલા " | (વડોદરા) |
| ૮ | " નસીમ " | ( ,, ) | ૧૮ | " ખાકી " | (સુરત) |
| ૯ | " ફકીર " | ( ,, ) | ૧૯ | " આઝાદ અમીન " | ( ,, ) |
| ૧૦ | " નાશાદ " | ( ,, ) | | | |

નોંધ : જો જો ટાઇમ તમારી ડાયરીમાં નોંધી રાખજો અને ડાયરી ન હોય તો તમારા ભેજામાં નોંધી રાખજો.




સવાલ-એક માણસે કોઇ પાસેથી રૂા. ૧૦૦) કર્ઝે હસના લીધા. પણ પાછા અદા કરવાની કોઇ મુદ્દત નક્કી કેરવી નહિં. અને કરજ લેનાર મરતાં દમ સુધી તે રકમ અદા કરી શકયો નહિં હવે મરનાર મજ્કૂર કર્ઝથી છુટો થઇ શકે કે નહિ? મરનારે પોતાની પાછળ વારિસો માટે કોઇ મીલ્કત છોડી યા ન છોડી, તેમજ વસીય્યત તરીકે ન કરી. મતલબ કે વારીસો મરહૂમ તરફથી કર્ઝ આપતા નથી અને માગનારને જવાબમાં કહે છે કે-મરહૂમ તો હવે કર્ઝથી છુટી ગયો. કારણ કે દેવાવાળાનો માંગવાનો ઇરાદો ન હતો. બલ્કે એવો ખ્યાલ હતો કે અગર મકરૂઝ દેશે તો ના કહીશ નહિ. અને જો ન દેશે તો માંગીશ નહિ. કેમકે કર્ઝ હસનાની મતલબ એજ થાય છે. માટે તેનો ખુલાસાવાર જવાબ આપશો.

જવાબ-પુછેલી સુરતમાં કર્ઝ હસ્નાહની મતલબ એ નથી. કે કર્ઝ અદા ન કરવામાં આવે? યા અદા કરવાની ફિકર ન કરવામાં આવે? જ્યાં સુધી બની શકે કર્ઝ અદા કરવાની પુરેપુરી કોશિશ કરવી જરૂરી છે અગર મરહૂમ કર્ઝ અદા કરવા પહેલાં ગુજરી ગયો છે અને માલ પણ કંઇ છોડયો છે. તો ઔલાદને જોઇએ કે પ્રથમ મરહૂમના માલમાંથી મરહૂમનું કર્ઝ અદા કરે, ત્યારબાદ જે કંઇ બચે તેને વારિસો શરીઅત મુજબ વહેંચે. નહિ તો બધા ગુન્હેગાર થશે. જો મરહૂમનો માલ કર્ઝ અદા થઇ શકે એટલો ન હોય તો જેટલું કર્ઝ અદા થઇ શકે તેટલું અદા કરે અને બાકી રહેલું કર્ઝ વારિસો અથવા સંબંધ ધરાવનારા ખુશીથી અદા કરે તો અદા થઇ જશે. જો મરહૂમ પોતાની પાછળ કંઇ પણ માલ છોડી ન ગયો હોય તો એ સુરતમાં પણ જો વારસો પોતાની ખુશીથી અદા કરશે તો અદા થઇ જશે. અને એથી મ્હોટો સવાબ મળશે-અને મરહૂમ પર એહસાન થશે, તેમજ મરહૂમ કર્ઝના બોઝથી હલકો થશે. મરનારે વસીય્યત કરી હોય કે ન કરી હોય હરહાલમાં-મરહૂમના માલમાંથી કરજ અદા કરવું જરૂરી છે. કર્ઝે હસનાહથી મતલબ જે એમ લેવામાં આ છે કે-આપશે તો લઇશ અને ન આપશે તો કદી માંગીશ નહિ. એ ભુલભરી વાત છે. કર્ઝ લેનારે કર્ઝ અદા કરવું જરૂરી છે. પણ જો માંગનાર ખુશીથી મરનારને માફ કરી આપશે; તો મરહૂમના શીરેથી કર્ઝ અદા થઇ જશે. અને માફ કરવાના બદલામાં અલ્લાહ મોટો સવાબ આપશે જેમકે-કુરઆને શરીફમાં મૌજુદ છે-બેશક અલ્લાહ એહસાન કરવાવાળાના સવાબને નકામો કરતો નથી. એવીજ રીતે હદીસ અને ફિકહની કિતાબોમાં છે

સવાલ-એક મીયાંબીબીને ઝગડો પડવાથી બીબી પોતાના બાપને ત્યાં ચાલી ગઇ. તે ત્યાં

ત્રણ વરસ રહી. ત્યાર બાદ મીયાંએ તેને તલાક આપી દીધી તલાક આપવાને મહીનો દોઢ થઇ ગયો હવે તે બીબી બીજો નિકાહ કરવા માંગે છે તો એ બીબી માટે ઇદ્દત માટેનો શું હુકમ છે? ઇદ્દતની અંદર નીકાહ કરે તો જાઇઝ છે કે કેમ? તે લખવા મહેરબાની કરશો.

જવાબ—કઇ તલાક આપી તે તમે લખતા નથી જો તલાક રજઇ આપી હોય તો મુદ્દતની અંદર ધણી રજુ કરી શકશે અને જો તલાક મોગલ્લઝા આપી હશે તો નવેસરથી નીકાહ પઢવા પડશે જો તે ઓરત બીજા માણસ સાથે નીકાહ કરવા ચાહતી હોય તો તલાકની ઇદ્દત ત્રણ હયઝ પસાર કર્યા પછી કરી શકશે અને જો તલાક મોગલ્લઝા આપવામાં આવેલી હશે તો હલાલા વગર તેના ધણી માટે જાઇઝ થશે નહીં. પણ જો તે ઓરત બીજા માણસ સાથે નીકાહ પઢવા ચાહતી હોય તો ઇદ્દત પુરી કરી બીજા સાથે નીકાહ પઢી શકશે.

**સવાલ**—અત્રે અમારા તરફ લોકો મોહર્રમ માસમાં ઘણા શોખથી તાઝીયાં બનાવે છે અને તેને માને છે, અને તેને સવાબનું કામ સમજે છે. કાઠિઆવાડના એક મુફતી સાહેબને પુછવામાં આવ્યું તો તેમણે એવું જણાવ્યું કે: એ કામ તો ઠીક નથી પણ તમને ઘણીજ મોહબ્બત હોય તો તમારા ઘરમાં બનાવી રાખશો. હવે એ વિષે આપશું ફરમાવો છો? તે વિગતવાર લખી જણાવો.

જવાબ—મોહર્રમ મહીનામાં તાઝીયાં બનાવવાં દુરસ્ત નથી મુસલમાનો માટે એ ઘણુંજ અણુછાજતું કામ છે. અને એહલેબૈતની એમાં ઘણી સખત બે અદબી થાય છે. અને એહલેબૈતને નારાઝ કરવા તે રસુલુલ્લાહ (સલ.)ને નારાઝ કરવા સમાન છે. વળી એની મન્નત લેવી તેમજ એને માનવું એ સર્વે શિર્ક છે. મુસલમાનોએ એથી બચવું જોઇએ. જે મૌલવી સાહેબે એમ કહ્યું છે કે "ભલે તમને મોહબ્બત હોય તો ઘરમાં બનાવીને રાખો." એ તેમનો જવાબ કેવળ ખોટો છે. નતો ઘરમાં બનાવીને રાખવું દુરસ્ત છે, અને નતો બનાવી ગામમાં ફેરવવું દુરસ્ત છે. એ ઘણુંજ ભૂંડું કામ છે. અજ્ઞાનતાને લઇ તેમાં ભોળાભાલા મુસલમાનો ફસાએલા છે. તેમને સમજાવી સીધે માર્ગે દોરવવા એ સમજુ મુસલમાનોની ફરજ છે. જે પ્રમાણે તાઝીયાં બનાવવાં હરામ છે એ મુજબ તેમાં પૈસા આપવા કે જોવા જવું અથવા કોઇ પણ પ્રકારની મદદ આપવી બિલ્કુલ હરામ છે. અમો કાફિરોને મૂર્તિપૂજાથી રોકીએ છીએ, અને મુસલમાનોની હાલત એ છે કે કાગળ અને કામડાંની પૂજા કરે છે। એ કેટલી શરમની વાત છે? મુસલમાનોએ એવા કામથી શરમવું જોઇએ. હિંદુસ્તાનના બધાય મોટા મોટા આલીમોએ એના હરામ થવા વિષે ફતવો આપ્યો છે. લખનૌ, હૈદ્રાબાદ, ટોંક, બરેલી, દેવબંદ, દેહલી, સહારનપુર, રૂડકી, રાંદેર, ડાભેલ વગેરે બધી જગ્યાના મુફતીઓએ એના હરામ હોવા વિષે ફતવા આપ્યા છે અને એજ મુજબ હઝરત શાહ અબ્દુલ અઝીઝસાહેબ (રહ.) પોતાના "ફતાવા અઝીઝયહ"માં હરામ લખે છે તથા મૌલાના અબ્દુલહૈ લખનવી (રહ.) પોતાના "મજમુઆ ફતાવા"માં પણ સખત હરામ અને મોટા ગુનાહ લખે છે. અને એ વિષે બાંટવાના મુસલમાન ભાઇઓએ ગુજરાતીમાં બધા હિંદુસ્તાનના આલીમોના ફતવાઓ ભેગા કરી ગુજરાતી રિસાલો છપાવ્યો છે; તે જોઇ તે પર અમલ કરશો.



# મેહફિલ (ફૂલવાડી :)

(ગયા અંકથી ચાલુ)

[૨૫]

## ગઝલ

શ્વાસ લીધા ન શાદમાનીના;
વહી ગયા દિન બધા જવાનીના

આજ આ હાલતે ન જો સહચર;
દૌર છે, દૌર, દૌરે ફાનીના.

આપ આવો કે, આજ બાકી છે;
શ્વાસ બે ચાર ઝિન્દગાનીના !

રોજની ઝંખના મટી જાએ;
કોડ લઇ લે બધા જવાનીના.

મૌતથી એનેથી જરા ઓછું;
ભાર ઉચકું છું, ઝિન્દગાનીના !

દાગ પોતેજ એ કયાં કહેશે;
આપના તીરની નિશાનીના !

ખાકમાં એક દિ', મળી જાશે;
ગર્વ ને આ ઘમંડ જવાનીના !

આજ ક્યાં ? લાખવાર જોયું છે;
આપ જુદા થયા ઝમાનીના

કોણુ સમજે ? ને કોણુ સમજાવે ?
ભેદ "નાશાદ" ઝિન્દગાનીના !

"નાશાદ" (મુંબઈ)

[૨૬]

## ગઝલ.

શિકાયત છે કે આશિક રૂપમાં મંજૂરે સળગે છે;
અને તેથીજ પરવાના શમ્આથી દૂરે સળગે છે.

લગાવી બેવફા તેં આંખડી મુજ આંખડી સાથે;
કયામત છે, કલેજે તીર ચિન્તાતુર સળગે છે.

નથી જોવા જિગર ચાહતું જગતની અન્ય વસ્તુને;
હૃદય બસ પ્રેમ જ્વાળામાં યદિ રંજૂર સળગે છે.

થયા બરબાદ દિલના ટુકડે ટુકડા એક ઠોકર નથી;
જીવન—મંદિર મહીં ચંદન બદલ કાફૂર સળગે છે.

અજબ કુદરત ખુદા તારી અજબ કંઇ પ્રેમની લીલા;
કે મૂસા એ કહ્યું 'અરની' અને ત્યાં તૂર સળગે છે.

ખૂશી છું એટલા માટે; ખુદાનું નૂર છે દિલમાં;
અને તેથીજ દિલ મારૂં અતિ મગરૂર સળગે છે.

કહી દે; કોની ઉલ્ફતમાં કહી દે; કોની ફુરકતમાં;
રવિ તું આંખડી રાતી કરી નિષ્ઠૂર સળગે છે.

પરસ્પર પ્રેમથી રહેતા નથી ભારતનાં સંતાનો;
વતન પ્યારૂં વતન તેથી વધુ મંજબૂર સળગે છે.

"વલી" કોણુ મધુરસ પાઇને મદહોશ કીધો કે;
"જીગર તારૂં કદમ કો' ચુમવા આતૂર સળગે છે.

"વલી" (કરમાડ)

## [૩૪]
## ઠંડી હવામાં !!!

હતા 'શેખચ્ચી' પણ એ જોઇ મજામાં;
પ્રભા નાચી રહીતી રવિની ભૂમમાં.
ઉડીને એ મિસ્ટર આ રજનીને ત્યાગો;
હવે ચિત્ત પરોવી દયો ન્યુતન ઉષામાં.
પ્રભા ફેરી હારા કર્યું શું શું આપે ?
બહુ 'સભ્યો' નોંધ્યા હતા માંસભામાં!
કોઇ 'પરગજુ' આવીને નિર સિંચે;
રહ્યું ક્યાં છે ચેતન ભિખારી લત્તામાં!
થયા લહુ રૂમોકસી પર મહાશય;
મઝા લેવા આવી વિદેશી સરામાં!
જ્નાકવો છે. શું કોઇ 'ધન્વંતરી' પણ
ગગન પર ઉડે છે ને ઠંડી હવામાં!

'ધન્વંતરી'

## [૩૫]
## પસંદ

છે કત્લ તો પસંદ અને વસ્લ ના પસંદ;
એ પણ છે ના પસંદ તો શું છે ભલા પસંદ!
હું છું વફા પસંદ તો, તે છે જફા પસંદ;
મુજને છે તે પસંદ જે તેને છે ના પસંદ.
ઊઠું વફા જો હું તો, બને તે વફા પસંદ;
તેને છે જે પસંદ મને છે તે ના પસંદ.
હર એક અદા તો આપની મુજનેય છે પસંદ;
રીસાઇ બેસવું, નથી મુજને જરા પસંદ.
ખૂને શહીદ નાઝથી રંગીન તો કરો;
હાથોમાં જો છે આપના રંગે હિના પસંદ.

'મશાક' (ડભોઇ)

## [૩૬]
## કવિતાનું દોઢ ડહાપણ !!!

ભણવાથી જો કંટાળો, ક્રીકેટ ખેલતાં શીખો,
સીનેમા જોવા ડગલો, ગીરો મેલતાં શીખો.
ડીગ્રી મળી છતાંય કાં 'બેકાર' ફરો છો!
બીજું ન કંઇ બને તો પાપડ વેલતાં શીખો!

• • •

શાયેરી રહી દૂર ફક્ત બોલતાં શીખો,
મેહફિલમાં જઇ મોઢું તમે ખોલતાં શીખો.
છાપામાં વિવેચક બને 'બેકાર' શું વળે!
ઘરમાં જઇ વેંગણ-બટાકા છોલતાં શીખો!

• • •

મંદીર તણા મહંત કે દરેગાહના મુજાવર,
બની તમે ઇશ્વરના નામે ડોલતાં શીખો.
તો જગબધું તમ ચર્ણને પખાળતું આવે:
'બેકાર' બને ફુંક મારી ફોલતાં શીખો!

• • •

કહે છે કોણ હિંદીઓ કંઇ પીળતા નથી!
મા-બાપ કેરું નામ ફક્ત બોળતા નથી!
'બેકાર' ફુટકાટ કરાવે છે કોઇ તોપ;
રસ્તે જતાં કથડા નકામા ખોળતા નથી!

• • •

અમ લીડરો નકામા માથાં ફોડતા નથી.
એક બીજાને ધારાસભામાં છોડતા નથી,
ખિતાબ કેરો અસ્તરો 'બેકાર' લઇ તમે:
નિજ બંધુઓનાં મસ્તક કાં બોડતા નથી!

• • •

ગુલામી બંધનોને અમે તોડતા નથી.
ને ઐક્યનો બટારો અમે જોડતા નથી.
સ્વરાજનું ગાડું અમે ઉજેતરી બેઠા:
કામરની સડક થઇ છતાંયે દોડતા નથી!

• • •

"બેકાર"

[૩૭]

## ગઝલ

આજ શાથી રંગમાં મ્હેફિલ નથી ?
કાબુમાં શું કોઇનાયે દિલ નથી ?
આશિકો કેરી નિરાશા જોઇને;
જે હસે છે તે ભલા સંગ દિલ નથી ?
વા'રે કરતાં શીદ અચકાઇ ગયા ?
કત્લ કરવો પ્રેમીને મુશ્કિલ નથી !
કાં હસો છો કત્લ કરનારા પરે !
છે દયાળુ, એ ભલા, કાતિલ નથી !
કેમ જાકારો મળે મેહફિલ થકી ?
શું હજી 'ચમકાર' એ કાબિલ નથી ?

'ચમકાર' (ભાવનગર)

[૩૮]

## પુનરૂત્થાન

ભાગ્ય મન-મંદિર તણાં ઉઘડી ગયાં !
નૂર-દીપક લઇને તે આવ્યો ફરી,
ઉર તિમિરતાને ગયો જે પરહરી,
દિલ તણી દુન્યા ફરીને ઝગમગી,
પુનઃજીવન-જ્યોત મ્હારી ઝળહળી,
પ્રેમ કેરી વેદના પ્રજળી ઉઠી,
દિલ તણી આતૂરતા સળગી ઉઠી,
મુજ હૃદય વ્યાકૂળ થઇને ટળવળે.
ઝિંદગી-સંદેશ આશા પાઠવે,
ભાગ્ય મન-મંદિર તણાં ઉઘડી ગયાં !

"સીરતી" (ઠોર)






ગુલુ ગાડીવાળો મસ્ત અને બેપરવા રહેતો: ઉંટના કાઠડા જેવી દબાએલી બાબરોપી, જુની ટાઈથી બાંધેલું પાટલુન, ખભા પર રાખેલો કોટ, ખસખસી દાઢી—એટલી તેની લાક્ષણિક ઓળખ હતી.

પોતાના શેઠની નોકરી બરાબર બજાવતો. કોઈવાર કાંઈ કહેવું પડ્યું હોય તેવો સંજોગ શેઠને આવવા દીધો ન હતો. બજારી જરૂરી વસ્તુ લાવવી, પરચુરણ ઘરકામ કરવું અને નોકર તરીકેની એવી બીજી ફરજો અદા કરતો. ધોમ તડકો ધીખતો હોય ત્યારેય, શેઠના બહારના બંગલેથી, મારતી સાયકલે શહેરમાં આવી બરફ અને સોડાની બાટલીઓ લઈ જતો. જાનપીછાનવાળા રસ્તામાં સામે મળે કે કોઈ દોસ્ત રોકી રાખે તો બનતી ત્વરાએ સાયકલ હાંકી મૂકતો: એથી એ કાંઈક ગુમાની જણાતો પણ વાસ્તવમાં એ બહુજ વિનયી હતો. ચાલતી સાયકલે સૌને હસતા મ્હોંએ સલામ કરતો ત્યારે એનો વિનમ્રભાવ દેખાઈ આવતો.

ટુંક પગાર છતાં કપડાં હાથે ધોઈ સ્વચ્છ રાખતો. ધર્મપરાયણ હતો. વિધવા માતા તથા બાપ, બાંધવે. નિભાવતો.. નાતનું ગરીબ. ઘર. એટલે સગાઈ સગપણ થયું ન હતું.

° ° °

શેઠના છોકરાને સાંજે બહાર ફેરવવા લઈ જવાનો નિત્યનો કાર્યક્રમ હતો. સાથે ઘરડી બાઈ આવતી: ઓછરીના સબબે તેણીની જુવાન છોકરી કોઈ કોઈવાર ગાડીમાં છોકરાં સાથે જતી ત્યારે, ગુલુ. હમેશનો ગુલુ, તેનો ઘોડો અને જુનો રસ્તો—એમાં ચેતન આવતું. ઘોડો ફાળ ભરતો; ગુલુ ખોંખારો ખાઈ અક્કડ બેસતો પણ શરમના લીધે મ્હોં મલક મલક થતું. શહેરના સહવાસ અને સુંવાળી હુંફથી, ઉજ્જડ રસ્તો મનોહર લાગતો; હવા ખુશનુમા જણાતી: રડ્યું ખડ્યું ઝાડ, ડાળ નમાવી, પાંદડાં ખખડાવતું તેમાં એ આવકારનું હાસ્ય સાંભળતો અને તોરમાં ગાડીને બેચાર માઈલ વધુ દોડાવી મૂકતો!

હવે તો ફરવાના સ્થળો નિત્ય નવાં થતાં. હમણાં એક સ્થળ તેમને બહુજ પસંદ પડી ગએલું. જુવાનીને સત્કારે, ઉર્મિઓને સતેજ કરે અને પ્રેમને પોષે એવું એ રળિયામણું સ્થળ હતું. નદી તટ હતું? પાણી ત્યાં ઉંડું રહેતું હોવાથી ઝાડી લીલીછમ હતી. ઘટાટોપ વડલાની લાંબી લાંબી વડવાઈઓ પાણીમાં પડતી. દિવસ તપતો; ઉન્હાળાની સાંજ ધખતી; શહેરનો ઉકળાટ મોડી રાતે શમતો ત્યારે અહીં નિરવ શાંતિ હતી: દૂર હરિયાળાં ખેતરો, તમરાંનો અવાજ અને પંખીઓનો કલરવ હતાં.

અબોલ આંખડીની રમત ખૂબ થઈ; આજ તો બન્નેનાં હૈયાં બેઉ બેઉ થઈ રહ્યાં હતાં.—

"તને ખબર છે ને?" ગુલુ બોલ્યો, "મારી મા, માંગુ નાખવા તારે ઘેર આવી હતી; તારી માની ઈચ્છા હું જાણતો હતો પણ તારા ભાઈએ કહી નાખ્યું કે 'તમારા ઘરનાં ઘર નથી;-ઘરમાં મોરી સુધ્ધાં નથી;-મારી બ્હેનને દુઃખમાં હડસેલ્યા જેવું થાય"

તરુણી નિરત્તર રહી.

° ° °

નાતના વડા પટેલના જયેષ્ઠ પુત્રનું ઘર આબરૂવાળું અને અભરેભર્યું હતું; ત્યાં ઝાકરી દેવાણી.

મુંબઈના શેઠની નોકરી એટલે વતન આવે ત્યારે આખી નાતના માણસો સ્ટેશને સામે લેવા આવે, એવો વેવાઇનો પ્રભાવ હતો. અંગત લાયકાત તો કોણ જાણે પણ પટલાણીના પ્રતાપે શેઠની સારી મહેરબાની હોવાનું સૌ માનતા. ભેદ (ફૂટયો) અને આંખે દીઠી વાત એટલે નોકરી અને નાક મુકી વતનની વાટ લીધી. મનદુઃખ ને કડવાશે તેમનાં જીવનમાં ફાટ પાડી. વેવાઇએ ગૂડ ત્યાગ્યું; વડા પટેલ ગુજર્યા. ભર્યું ઘર વેરાન બન્યું અને દાયકો મોળો પડયો. પટલાણી, વહુ છોકરાંને લઇ. નજીકના શહેરમાં રળી ખાવા આવી. એક બેરીસ્ટર સાહેબના ઘરકામની નોકરી મળી.

વહુ કરતાં છોકરો પાંચ વર્ષે નાનો હતો તોય જમાનાની ખાધેલ સાસુ તેમનો સંસાર રેડવી લેતી. છતાંક, શહેરના પ્રલોભનો, મલિન વાતાવરણ, સાસુના રંગઢંગ કે ગમે તે કારણે ઘરની સ્ત્રીને અસંતોષ રહેતો; મન અસ્થિર રહેતું; દિલ ક્યાંય ક્યાંય દોડતું; અરમાન આભે ચડતાં. તેણીનો ઠસ્સો, (Gait)-થનગનતી ચાલ, નાચતી આંખો, શરીર સૌષ્ઠવ અને ઠાઠઠાઠ ભરી જુવાનીના આકર્ષણનો એક મસંશક ને પોષક મળી રહ્યો.

મ્હેલાતમાં બેરીસ્ટર રહેતા અને ત્યાંજ આ કુટુંબ કમ્પાઉન્ડમાં રહેતું. તેમના નના ભાઈ રંગીલી તબીયતના ફક્કડ નવજવાન હતા, એમને સૌ "છોટે સા'બ" કહેતા ઉરેબ પાયજામો, ઠાગી શેરવાની, વાંકડીયા બાલ અને ફ્રેંચ કટ, એમની એશ-પરસ્ત રહેનારની પ્રતિતી આપતાં

• ° •

છોકરો, દૂર સીમેન્ટના કારખાને કામે જતો. રાતપાળી ચાલે ત્યારે મોડી રાત્રે ઘેર આવી પડી રહેતો. ઘર સંભાળવાની, જીવન જીવવાની કે દુનિયા સમજવાની તેને હજી તક સાંપડી ન હતી. કાચી ઉંમરે, દુન્યાદારીમાં પ્રવેશ કર્યો અને ઉગી ઉભો થાય ત્યાં તો પેટ પુરતું રળવાની ફરજ પડી. રતવાનું દર્દ એને જન્મથી હતું; બે વાર તો ઓપરેશન કરાવેલાં કારખાનાના ગજાતુટ કામથી શરીર ઘસાણું અને ઝીણી સ્મોટિના લીધે ગળાનું કેન્સર તેને થયું.

દર્દની શંકાએ એટલો ગભરાયો કે જીવનથી હાથ ધોવા પડશે એમ તે માનવા લાગ્યો "મીરજ જાઉં કે આણંદ મીશન હોસ્પીટલમાં જાઉં કે ફલાણા વૈદ હકીમનો ઇલાજ કરાવું ?" એમ વિચારમાં વખત નીકળી ગયો અને દર્દે જોર કર્યું. "છોટે સાબ, એમ તો હમદર્દ હતા. સહાનુભૂતી દર્શાવી, ઘરવાળાઓની મામા મેળવી લીધી હતી. ડૉક્ટરોનો પરિચય ઠીકઠીક ધરાવતા સમજાવીને દર્દીને દવાખાના ભેળો કર્યો. ચિકિત્સા કરી અને ત્રીજી સાંજે શસ્ત્રક્રિયા કરવાનું નક્કી કર્યું, ઓપરેશન સફળ થયું. દવાખાનાની વીશીમાં ખાવાનો બંદોબસ્ત કરી દીધો હતો. "છોટે સા'બ" ખબર કાઢવા આવતા અને કમ્પાઉન્ડરને ભલામણ કરી જતા.

પતિ પ્રતે, સ્ત્રીને મૂળથી અભાવ હતો. દર્દીની સેવાસુશ્રુષા કરવી, કદિ હાથે રસોઇ કરી ગરમ જમવાનું લાવવું, કદિ વિવેકપૂરતી તબીઅત પૂછવા જવું-એવી પતિ પરાયણ કે હેતાળ લાગણી નજ ઉદ્‌ભવી.

તેણીની તબીયત કંઈક અસ્વસ્થ રહેતી હોવાથી "છોટે સા'બ" દાક્ષિણ્ય ભાવથી (Chivalrous Spirit) પ્રેરાઇ જાતે [ દવા લાવી આપતા; છાપું કે રસિક નૉવેલ વાંચી

સંભળાવતા, એમ પોતે કેટલા સહૃદયી છે તે કરી બતાવી, દર્દીને સાંત્વન આપવા પ્રયાસ કરતા.

સર્જનોની દયા ઉપર છોડાએલા એકલા ખીચારા દર્દીને થોડા દિવસ બાદ ઓપરેશનની અવળી અસર થવી જણાઈ; દુઃખાવાની અસર. રહ્યા કરતી; ચિત્તભ્રમ. ચક્કર આવવાં, કેસમાં ગળ આવવી વિગેરે દબાએલાં દર્દોએ પણ ઉથલો માર્યો. અશક્તિ, ઘસાતી તબીયત અને ઓપરેશન બાદનું નંખાઇ ગએલું શરીર એટલે કેસ બગડ્યો ઘરની ઝંખના કરતો, છવન સાથે બાથોડીયાં ભરતો એણે જ્યારે દેહ છોડ્યો; ત્યારે તેની આંખે "છોરે સા'બ" સાથે દૂર દૂર નાશી જવા મેઇલ ટ્રેન પકડી.

° ° °

મોટા શહેરમાં તેમણે આસરો લીધો. રંગીલા "છોરેસા'બ"નો રાહ ન્યારો હતો. એમના શીરે અનેકવિધ જવાબદારીઓ છવાએલી હતી. એક ફાલતુ માશુકના ખીલે જકડાઇ બંધાઇ રહે એવા એ ન હતા!

બાઇને પણ મોડે મોડે સમજણ પડી કે ભારે થઇ!!!

° ° °

દુકાળ પછીનો અનરાધાર વર્ષાદ પડતો હતો. ધરતી ધરાણી ને વધુ પાણીથી નદી નાળાં છલકાઇ ગયા હતાં. રેલ્વે લાઇન ક્યાંય ધોવાઇ ગઈ હતી. એટલે ટ્રેન પણ ઠેકઠાનથી રોકી રહી હતી.

આભ નિતરીને નરમ પડ્યું હતું. સ્ટેશન નજીક આવતું હોવાથી, ટ્રેનની ગતિ પણ નરમ પડી. તેમાંથી એક બાઇ ઉતરી. જુવાનીનું તણીનું જેમ નિતરીને નરમ પડેલું હતું; વ્યાકુળ દૃષ્ટિએ કોઇને ખોળવા પ્રયત્ન કરી રહી હતી.

વર્ષાદના લીધે રસ્તા પાણીમાં ડુબેલા હતા. માત્ર થોડે દૂર આઘને એથે એક ગાડી ઉભી હતી. ગાડીવાળો ડુકરાઇને તેમાં પેઠો હતો. ઘોડાની કેશવાળી પાણીમાં નીતરી રહી હતી.

શેઠ મરી પરવાર્યા એટલે ગુલુએ માથે ઘરની કરી હતી. અને સ્ટેશને ફેરા કરતો.

"ગુલુ કે છું આવી છું, પાછી તારે આંગણે, તને શોધતી અને તું મળ્યો." બાઇ ગભરાતી બોલી.

કશીએ પુછગાછ વિના, ગુલુએ તેણીને ગાડીમાં લઇ લીધી. ઘોડાને સિરકાર્યો; અને થોડા જુના છડીયાને (*Passenger*) પીજાવતો હોય એમ દરખમાં પાણી છબછબાવતો ઘરભણી ઉપડ્યો!!!

---

# ઈસ્લામ કાયરોનો નહિ; મર્દોનો મઝહબ છે.

મૂળ લેખક : મૌલાના સૈયદ અબુલ અઅલા મૌદૂદી સાહબ

[ અનુવાદક : ઈસાભાઈ ઇબ્રાહીમ. (કાવી) ]

'વ્યાજ'ના વિષય પર અમારા નિબંધો જોઈને એક વિચાર વારંવાર પ્રગટ કરવામા આવ્યો છે. તે વિચાર આ છે કે "વર્તમાન સમયમાં મૂડીવાદી વ્યવસ્થા રાજકીય બળો સાથે આપણી સાથે સંકળાએલા પુરા આર્થિક જગત પર છવાઈ ચુકી છે! જીવન વ્યવસ્થાનું ગાડું મૂડીવાદી સિદ્ધાંતોના પૈડાંઓ પર ચાલી રહ્યું છે, મૂડીવાદીઓજ એને ચલાવી રહ્યા છે અને તે દ્વારા તેજ કોમો પ્રગતિની મન્ઝિલ પ્રતી પ્રયાણ ... રહી છે કે જેમના ઉપર દૌલત કમાવા કે ... કરવા સંબંધી કોઈ ધાર્મિક અથવા નૈતિક અંકુશ નથી! બીજી તરફ આપણું સામુદાયિક સામર્થ્ય છિન્ન ભિન્ન થઈ ચૂક્યું છે. જગતની જીવન વ્યવસ્થાને પલટાવવાની વાત તો કોરે રહી આપણે ખુદ આપણી કોમમાં પણ ઇસ્લામી જીવન પદ્ધતિ પ્રચલિત કરવાની શક્તિ ધરાવતા નથી! હવે જો આપણા ધાર્મિક અંકુશો આપણને આધુનિક જીવન વ્યવસ્થામાં પુરેપુરો ભાગ લેતાં અટકાવે તો પરિણામ એજ આવશે કે આપણી કોમ આર્થિક ઉન્નતી તેમજ સુખ સાધનોથી લાભ ઉઠાવવામાં બીજી કોમો કરતાં પાછળ રહી જશે! આપણે નિર્ધન અને પાડોશી કોમો ધનવાન થતી જશે, વળી આપણી એ આર્થિક નિર્બળતા આપણને રાજકીય નૈતિક અને સંસ્કારિક દ્રષ્ટિએ પણ નીચ અને અસ્પૃશ્ય બનાવી દેશે! આ માત્ર શંકા અને ભય નથી પણ વર્તમાન સમયની ઘટનાઓમાં એ પરિણામ અમે અનુભવી રહ્યા છીએ, વરસોથી અનુભવી રહ્યા છીએ, અને ભવિષ્યમાં આપણી જે સ્થિતિ થવાની છે તેનાં ચિન્હો કંઈ એવાં ઝાંખાં નથી કે જોઈ ન શકાય! તો અમને માત્ર શરીઅતના નિયમો બતલાવવાથી શું ફાયદો! જીવન વ્યવસ્થાના ઇસ્લામી સિદ્ધાંતો વર્ણવવાથી શો લાભ! અમને તો આ બતલાવો કે સદર્હુ સંજોગોમાં ઇસ્લામી નિયમોની પાબંદી સાથે અમારી પોતાની આર્થિક સ્થિતિ સંભાળવાનો અને ઉન્નતિની મંઝિલો કાપવાનો પણ કોઈ માર્ગ છે! જો નથી તો આ બેમાંથી એક વાત જરૂર થવાની છે યા તો મુસલમાનો તદ્દન તબાહ થઈ જશે, યા તો તેઓ પણ લાચાર થઈને અન્ય કોમોની જેમ એવા તમામ નિયમોથી નિરંકુશ થઈ જશે જે સમયનો સાથ નથી આપી શકતા!!

સદર્હુ સવાલ માત્ર વ્યાજના વિષય સુધીજ વિકસાએલો નથી પણ ખરૂં જોતાં એનો વર્તુળ ઘણો વિશાળ છે. જો જીવનની અનેક શાખાઓમાંથી માત્ર એક આર્થિક વિભાગજ એવો હોત કે જેના ઉપર એક અણઇસ્લામી વ્યવસ્થા છવાઈ ગઈ હોત તો કદાચ મામલો ઘણોજ હલકો હોત પરંતુ વર્તમાન ઘટનાઓની ગવાહી કંઈ જુદીજ છે પોતાની આસપાસ દ્રષ્ટિપાત કરો, ખુદ પોતાની હાલત જુઓ. જિંદગીની કઈ દિશા એવી છે કે જેના ઉપર અણઇસ્લામી વ્યવસ્થાનો કાબૂ નથી? શું વિચારો, કલ્પનાઓ અને માન્યતાઓપર જડવાદ અને નાસ્તિકવાદ યા ઓછામાં ઓછું વહેમ અને શંકાઓનું સ્વામિત્વ નથી? શું શિક્ષણ પર અધર્મતાનું

સામ્રાજ્ય નથી? શું સંસ્કાર અને સભ્યતા પર ફિરંગીયતનો કબ્જો નથી! શું રહેણી કરેણીનાં મૂળ સુધા મગરિબીયતનું ઝેર ઉતરેલું નથી? શું વિવેક અને નીતિ એ પુરા અસરથી બચેલાં છે.! શું લેવડદેવડ એના પંજાથી વિમુક્ત છે? શું કાયદો, રાજકારણ, અને સત્તાના સિદ્ધાંતો તથા પેટા નિયમો, લક્ષબિન્દુઓ, અને કાર્યોમાંથી કોઇપણ વસ્તુ એની અસરથી બચેલી છે.?!!

જ્યારે પરિસ્થિતિ એમજ છે તો તમે તમારા સદ્દર્ સંવાલને આર્થિક અને તેની પણ માત્ર એક દિશા સુધી કેમ રુકાવી રાખ્યો છે? એને વિકાસ આપો. પુરી ઝિંદગીપર ફેલાવી દ્યો. એમ કહો કે ઝિંદગીના દરિયાએ પોતાનું વહેણ પલ્ટાવી દીધું છે. પહેલાં તો એ તે માર્ગે વહી રહ્યો હતો; જે ઇસ્લામનો માર્ગ હતો. હવે તે અણઇસ્લામી માર્ગે વહી રહ્યો છે! અમે તેના પ્રવાહને પલ્ટાવવાની શકિત ધરાવતા નથી, અમારામાં એટલી શકિત પણ નથી કે તેના વહેણ વિરૂદ્ધ તરી શકીએ, અમને ચોભવામાં પણ મોતનો ભય છે. હવે અમને કોઈ એવો માર્ગ બતલાવો કે અમે મુસલમાન પણ રહીએ અને એ દરિયાના વહેણ પર અમારી 'નાવ' પણ છોડી દઇએ! કઅબા શરીફના અભિલાષીઓ પણ રહીએ, અને તુર્કસ્તાન તરફ જનાર 'કારવાં'નો સાથ પણ ન છોડીએ! અમે અમારાં વિચારો, ભાવનાઓ, કલ્પનાઓ, હેતુઓ, જીવનસિદ્ધાંત, અને કર્મક્ષેત્રમાં "નામુસલમાન" પણ રહીએ, અને વળી "મુસલમાન" પણ! જો તમે એ પરસ્પર વિરોધી વસ્તુઓને એક સ્થળે એકત્ર કરવાનો માર્ગ ન કાઢ્યો તો પરિણામ આ આવશે કે યા તો અમે એ દરિયાને કિનારે કોઈ સ્થળે મરણ પામીશું, યા તો અમારી 'નાવડી' પર જે 'ઇસ્લામ'નું લેબલ ચોટેલું છે તેને એક દિવસે ખોતરી કાઢવામાં આવશે. અને એ 'નાવડી' પણ ખીજી નાવડીઓ સાથે દરિયાના પ્રવાહ પર વહેતી દ્રષ્ટિગોચર થશે!!

પ્રત્યેક નવી વસ્તુ પર મોહી પડનાર આપણા "રોશન ખિયાલ" મિત્રો જ્યારે કોઈ પ્રશ્નપર ચર્ચા કરે છે; ત્યારે તેઓની ઘણીજ સચોટ ગણાતી અંતિમ દલીલ આ હોય છે કે "સમય **નો રંગજ એવો છે. દુન્યાનું રૂખ એ તરફજ છે! જગતમાં એમજ થઇ રહ્યું છે! ફરી અમે એની વિરૂદ્ધતા શી રીતે કરી શકીએ છીએ? કારણ કે વિરૂધતા કરીને જીવતા રહેવું મુશ્કેલ છે!"** નીતિનો પ્રશ્ન હોય તો કહેશે કે **"જગતનું નીતિ ધોરણ પલ્ટાઈ ચૂક્યું છે!"** એનો અર્થ આ થયો કે મુસલમાન પુરાણા 'નીતિ ધોરણ' પર શી રીતે કાયમ રહી શકે છે!! "પર્દા" વિષે ચર્ચા હોય તો ફરમાવશે કે **"વિશ્વમાંથી પર્દો વિનાશ પામ્યો છે!"** એની મતલબ એ થઈ કે જે વસ્તુ જગતમાંથી નાશ પામી ચૂકી હોય તેને મુસલમાન કેમ ન ત્યાગે! શિક્ષણ સંબંધી ચર્ચા હોય તો તેઓની છેલ્લી દલીલ આ હશે કે **"દુન્યામાં ઇસ્લામી શિક્ષણની માંગજ નથી!"** ખુલાસો આ કે મુસલમાન બાળકો તે માટે વસ્તુ શા માટે બને કે જેની માંગજ ન હોય! અને તે માલ કેમ ન બને કે જેની માંગ વધારે હોય! વ્યાજ વિષે ચર્ચા હોય તો છેલ્લું વાકય આ હશે કે **"હવે એના સિવાય વિશ્વ વ્યવહાર ચાલી શકતોજ નથી"** યાને મુસલમાન કોઇ એવી વસ્તુનો ત્યાગ શી રીતે કરી શકે છે જે હવે વિશ્વ વ્યવહાર ચલાવવા માટે અગત્યતા ધરાવતી થઇ ગઇ હોય?

મતલબ કે સંસ્કારો રહેણી કરણી, નીતિ, શિક્ષણ જીવન વ્યવસ્થા, કાયદો, રાજકારણ, અને ઝિંદગીનાં બીજા ક્ષેત્રોમાંથી જે ક્ષેત્રમાં પણ તેઓ ઇસ્લામી સિદ્ધાંતોથી વિમુખ થઇને

ફિરંગીયતનું અનુકરણ કરવા ઇચ્છે છે, તેને માટે **'સમયનો રંગ' 'હવાનું રૂખ'** અને **'જગતની ગતી'** આ ત્રણ એવી અંતિમ દલીલો છે જે એ 'પાશ્ચાત્યાનુકરણ' અથવા ખરી રીતે નાસ્તિકવાદ ને ત્યજક ફેરવવા માટે સચોટ દલીલો સમજીને આગળ ધરવામાં આવે છે ! અને એમ સમજવામાં આવે છે કે ઇસ્લામી ઇમારતના અગત્યના અંશોમાંથી તે પ્રત્યેક અંશને તોડી પાડવો ફર્જ છે જેના ઉપર સદર્હુ દલીલોથી આક્રમણ કરવામાં આવે !

એમ કહીએ છીએ કે ભાંગ કોડની એ જુદી જુદી અને છુટી છવાઇ. સ્કીમોને બદલે એક સામાન્ય સ્કીમ કેમ નથી યોજી કાઢતા ? ઇમારતની એક એક ભીંત એક એક ઓરડી અને એક એક ઓરડાને તોડી પાડવાની જુદી જુદી સ્કીમો રજુ કરવામાં અને દરેક પર અલગ અલગ ચર્ચા કરવામાં નાહક સમયનો .. થાય છે, કેમ નથી કહેતા કે એ પુરી 'ઇમારત' (મુરાદ ઇસ્લામ) નેજ ઝમીનદોસ્ત કરવાની જરૂરત છે ! કારણ કે એનો રંગ સમયના રંગથી જુદો છે ! એનું રૂખ 'હવા'ના રૂખથી ફરેલુ છે અને એનો ઘાટ તે ઇમારતો સાથે કોઇપણ રીતે મળતો નથી જે અત્યારે જગતમાં બની રહી છે !

જે લોકોના મૂળ વિચારો એવાજ છે તેમની સાથે તો ચર્ચા કરવી નકામીજ છે. તેમને માટે તો સીધો સરળ અને સ્પષ્ટ જવાબ એજ છે કે 'એ 'ઇમારત તોડીને તેની જગ્યાએ બીજુ મકાન ચણવાની તકલીફ આપ શા માટે ઉઠાવો છો ? જો બીજું ઘાટીલું સુંદર અને રંગીન મકાન આપને પસંદ પડે તેમાં તશરીફ લઇ જાઓ અને જો દરિયાના વહેણ સાથે વહેવાનો શોખ હોય તો એ નાવડીનું લેમલ ખોતરવાની તકલીફ પણ શા માટે ઉઠાવવી ? જે નાવડીઓ પ્રથમથીજ પ્રવાહમાં તણાતી હોય તેવીઓમાંથી કોઇ એકમાં બેસી જાઓ જે લોકો પોતાના વિચારો, પોતાની નીતિ, પોતાની રહેણી કરણી, પોતાની જીવન વ્યવસ્થા, પોતાના શિક્ષણ. મતલબ કે પોતાની કોઇ ચીજમાં પણ મુસલમાન નથી અને મુસલમાન રહેતા ઇચ્છતા પણ નથી તેઓના નામના મુસલમાન બની રહેવાથી ઇસ્લામનો કોઇ ફાયદો નથી, ઉલ્ટું નુકસાન છે. તેઓ ખુદા પરસ્ત નથી મનેચ્છાઓના પૂજારી છે જો દુન્યામાં મૂર્તિ પુજાનું પ્રમાણ વધી જાય તો બેશક તેઓ મૂર્તિઓને પૂજશે જો જગતમાં નગ્ન રહેવાની પ્રથા વિસ્તૃત થઇ જાય તો બેશક તેઓ પોતાનાં વસ્ત્રો કાઢી નાંખશે. જો દુન્યા ગંદકી આરોગવા લાગે તો તેઓ ચોક્કસ કહેશે કે 'ગંદકીજ પવિત્ર વસ્તુ છે અને પવિત્ર વસ્તુઓ તો તદ્દન ગંદી છે ! તેઓના દિલ અને દિમાગ ગુલામ છે અને ગુલામી માટેજ સર્જેલાં છે. આજે 'ફિરંગીયત'નું ઝોર છે તેથી પોતાના અંતરથી લઇને બહારના એક એક ખૂણા સુધી ફિરંગી બનવા ચાહે છે કદાચ કાલે 'હબ્શીય્યત'નું ઝોર વધી જાય તો બેશક તેઓ 'હબ્શી' બની જશે અને પોતાના ચેહરાઓ કાળા કરશે ! પોતાના ઓષ્ટો જાડા કરશે. હબ્શીઓની જેમ પોતાના વાળ ઘુંઘરવાળા બનાવશે ! અને તે પ્રત્યેક વસ્તુની પૂજા કરવા લાગશે જે તેઓના હબ્શીઓ તરફથી પહોંચાડવામાં આવશે ! ઇસ્લામને એવા ગુલામોની બિલ્કુલ જરૂરત નથી. **ખુદાની કસમ જો કરોડોની વસ્તીમાંથી એવા મુનાફિકો અને ગુલામ પ્રકૃતિ તથા ગુલામી મનોદશાવાળા લોકોના નામો ઓછાં થઇ જાય અને દુન્યામાં માત્ર અમુક હજાર એવા મુસલમાનો રહી જાય જેઓ ખરા અર્થમાં આ ગુણ ધરાવતા હોય "યુહિબ્બુહુમ વ યુહિબ્બૂનહૂ અઝિલ્લતિન અલલ, મુઅમિનીન અઇઝ્ઝતિન, અલલ, કાફિરીન યુજાહિદૂન ફી**

સબીલલ્લાહિ વલા યખાફૂન લવમત લાઈમ" અર્થાત "તેઓ અલ્લાહના મહબૂબ અને અલ્લાહ તેઓનો મહબૂબ હોય મુસલમાનો સાથે નરમ અને કાફિરો પર સખ્ત હોય, અલ્લાહના રસ્તામાં જિહાદ કરવાવાળા હોય, અને કોઈ મલામત કરવાવાળાની મલામતનો તેઓને ભય ન હોય" તો ઇસ્લામ આજથી અનેકઘણો બળવાન હશે અને એવા કરોડોનું નિકળી જવું તેના હકમાં એવું ગણાશે જેમકે કોઈ દર્દીના બદનમાંથી "પીપ" અને ખરાબ લોહી નિકળી જાય!

'નખ્શા અન તુસીબના દાઇરતુન' અર્થાત "અમને ભય છે કે અમારા ઉપર મુસીબત આવી પડશે"

આજે એ કોઇ નવો 'સૂર' નથી, અતિ જુનો પુરાણો અવાજ છે જે હંમેશા મુનાફિકોની જીભે બોલાતો રહ્યો છે. એજ અવાજ હૃદય-મલિનતાની તે બીમારીના પ્રતિરૂપ છે જે હૃદયોમાં ગુપ્ત રહેલી છે! એ સૂર આલાપનારા-ઓજ હમેશાં ઇસ્લામ શત્રુઓના કેમ્પ પ્રતિ પ્રેરિત રહે છે! તેઓ હરહંમેશ અલ્લાહે કાયમ કરેલી હદોને પગની બેડીઓ અને ગળાનો તૌકજ સમજતા આવ્યા છે! તેઓને ખુદા અને રસૂલ સલ૰ની પૈરવી હંમેશા મુશ્કિલ જણાતી રહી છે! તેઓ આજ્ઞા પાલનમાં જાનમાલનું નુકસાન અને આજ્ઞા ઉલ્લંઘનમાં દુન્યવી ઝિંદગીની સંપૂર્ણ સફળતાઓ દેખતા આવ્યા છે! તેમની ખાતર ખુદાની શરીઅતને ન તો પહેલાં બદલવામાં આવી હતી, ન હવે બદલી શકાય તેમ છે, અને કદી બદલી શકાય પણ નહિ, એ શરીઅત કાયરો અને નામર્દોને માટે નથી ઉતરી, મનેચ્છા અને ક્ષણભંગુર દુન્યાના ગુલામો માટે નથી ઉતરી, હવા સાથે ઉડનારાં તણખલાંઓ, અને પાણીના પ્રવાહ સાથે વહેનાર જંતુઓ, તથા પ્રત્યેક રંગમાં રંગાઈ જવાવાળા રંગવિહોણાઓ માટે નથી ઉતરી. એ એવા બહાદુર શૂરવીરો માટે ઉતરી છે જેઓ સમયવિરોધી હોવા ઉપરાંત હવાનું રૂખ પલ્ટાવવાની આકાંક્ષા રાખતા હોય, જેઓ દરિયાના વહેણ સાથે યુદ્ધ આદરવા અને તેના પ્રવાહમાં પરિવર્તન પૈદા કરવાની હિમ્મત ધરાવતા હોય, જેઓ ઇલાહી રંગને દુન્યાના દરેક રંગથી વધુ પ્રીય ગણતા હોય, અને તેજ રંગમાં આખા વિશ્વને રંગી દેવાના અભિલાષીના હોય! જેનું નામ મુસ-લમાન છે તે દરિયાના પ્રવાહ પર વહેવા માટે જન્મવામાં આવ્યોજ નથી.

એના અસ્તિત્વનો તો હેતુજ આ છે કે 'જીવન સાગર'ને તે માર્ગે વહેતો કરી દે; જે તેની આસ્થા અને માન્યતા પ્રમાણે સીધો માર્ગ છે જો 'સાગરે' પોતાનો પ્રવાહ ઉલ્ટી દિશામાં પલટાવી દીધો; તો તે માણસ ઇસ્લામના દાવામાં અસત્યવાદી છે જે એ વિરૂદ્ધ દિશાએ વહેવા માટે રાજી થઇ જાય. ખરા અર્થમાં જે સાચો મુસ્લિમ છે તે એ આડે માર્ગે વહેનાર દરિયાના વહેણ સાથે યુધ્ધ આદરશે, તેનો પ્રવાહ પલ્ટાવવાના પ્રયાસમાં પોતાની સંપૂર્ણ શક્તિ ખર્ચી નાખશે, સફળતા કે નિષ્ફળતાની દરકાર રાખ્યા વિના, એ યુધ્ધમાં પહોંચવાવાળા પ્રત્યેક નુકસા-નને તે વધાવી લેશે; ત્યાં સુધી કે કદાચ દરિયાના વહેણ સાથે લડતાં લડતાં તેના હાથ અને સાંધા ઢીલા થઇ જાય, અને પાણીનાં મોજાં તેને અધમુવો કરીને કોઇ કિનારે ફેંકી દે; તો પણ તેનો આત્મા કદીએ પરાજીત થશે નહિ! તેના હૃદયમાં પળવાર માટે પણ પોતાની એ બાહ્ય નિષ્ફળતા પર અફસોસ. અથવા દરિયાના પ્રવાહ સાથે (તરણાઓની જેમ) તણાતા કાફિરો અને મુનાફિકોની સફળતાઓ પર ઈર્ષાની લાગણી ઉદ્‌ભવશે નહિ.

કુર્આન શરીફ તમારી સ્હામે છે, અમ્બિયા (અલૈ૰)ના જીવન ચરિત્રો તમારી સ્હામે છે; આરંભથી આજ સુધી ઇસ્લામનો ધ્વજ ફર-

માનનાર ધર્મધુરંધરોની પવિત્ર ઝિંદગીઓ તમારી દ્રષ્ટિ સમીપ છે. શું એનાથી તમને એવુંજ શિક્ષણ મળે છે કે 'હવા' જે તરફ ઉડાવે તે તરફ ઉડતા ફરો ? પાણી જે તરફ ઘસડી જાય તે તરફ તણાઈ જાઓ ? સમય જે રંગ ધારણ કરે તેજ રંગમાં રંગાઈ જાઓ ? જો એમજ મુદ્દો હોત તો કોઈ આસમાની કિતાબ ઉતારવાની તેમજ કોઈ 'નબી' પેદા કરવાની અગત્યતાજ શું હતી ? હવાનાં મોજાં તમારા પ્રબોધ માટે, અને દુન્યવી જીવનનું વહેણ તમારી દોરવણી માટે, અને સમયના રંગો તમને "કાંચીડા"ની ચાલ શિખવવા માટે પુરતા હતા !

ખુદાએ કોઇ કિતાબ એવું અપવિત્ર શિક્ષણ આપવા માટે ઉતારી નથી, તેમજ એ હેતુ માટે કોઈ નબીને પણ મોકલ્યા નથી. તે મકાન અને પાકઝાત તરફથી તો જેટલા પૈગમ્બરો પણ આવ્યા છે; તે એટલા માટેજ આવ્યા છે કે દુન્યા જે જે માર્ગે જઈ રહી છે તે સર્વનો ત્યાગ કરીને એક સીધો માર્ગ નક્કી કરે. તેના વિરૂદ્ધ જેટલા માર્ગો હોય તે સર્વનો નાશ કરે. અને દુન્યાને તે માર્ગોપરથી દૂર ખસેડવાનો પ્રયાસ કરે. ઈમાનદારોની એક એવી જમાઅત બનાવે કે જે પોતે એ માર્ગ ગ્રહણ કરે એટલુંજ નહિ, પરંતુ દુન્યાને પણ તે પ્રતી ખેંચી લાવવાનો પ્રયાસ કરે. અંબિયા અલૈહિમુસ્સલામ અને તેમના ઉપાસકોએ હંમેશાં એજ હેતુ માટે જિહાદ કર્યો છે ! જિહાદમાં કષ્ટો ઉઠાવવા તેમજ નુકસાનો સહન કરવા ઉપરાંત પોતાનાં જાનો અર્પણ કર્યા છે ! તેઓમાંથી કોઇએ કદી પણ મુસીબતોના ભય અથવા લાભોના લોભથી સમયાચારોનું અનુકરણ કર્યું નથી ! ! હવે જો કોઇ વ્યક્તિ યા કોઈ ટોળકીને (સદ્દહું) આસમાની ઉપદેશો દર્શાવેલા માર્ગે ચાલવામાં નુકસાન, મુશ્કેલીઓ અને ભય જણાતો હોય; અને તેનાથી ભયગ્રસ્ત થઇને કોઇ એવા માર્ગે જવા ઇચ્છતો હોય કે જેના ઉપર ચાલનારાઓ તેને વિલાસી અને નિર્ભયી જણાય છે; તો તે અતિ હર્ષથી પોતે પસંદ કરેલા માર્ગે જાય, પરંતુ તે કાયર અને લોભી માનવી પોતાના પિંડને તેમજ દુન્યાને આ પ્રચંડ જાળમાં ફસાવવાનો પ્રયાસ શા માટે કરે છે કે તે ખુદાની કિતાબ અને તેના નબીએ બતલાવેલા માર્ગની ઉપેક્ષા કરવા છતાંએ તેનો ઉપાસક છે ! શું આજ્ઞા ઉલ્લંઘન એક મહા દોષ હતોજ તેમાં ઉપર અસત્યતા પ્રપંચ અને 'હૃદયમલિનતા'ની અભિવૃદ્ધિ કરીને આખરે શું લાભ ઉઠાવવા ધાર્યો છે !

આ ખિયાલ કે 'જીવન સાગર' જે દિશાએ વહન કરી રહ્યો છે ત્યાંથી પલટાવી શકાતો નથી બુદ્ધિની રૂએ પણ ખોટો છે અને અનુભવ જ્ઞાન પણ એના વિરૂદ્ધ સાક્ષી પુરે છે. જગતમાં સેંકડો પરિવર્તનો થયાં છે તે પૈકી પ્રત્યેક પરિવર્તને એ દરિયાની દિશાને પલટાવી નાખી છે ! એનો સઉથી વધારે ઝળકતો નમૂનો ખુદ ઇસ્લામમાંજ મૌજૂદ છે ! હઝરત મોહમ્મદ સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ જ્યારે જગતમાં તશરીફ લાવ્યા; ત્યારે ઝિંદગીનો એ મહાસાગર કઇ દિશાએ વહી રહ્યો હતો ? શું સમસ્ત વિશ્વ પર 'શિર્ક' અને કુફ્રનું વર્ચસ્વ નહતું ? શું અન્યાય અને અસદાચારની સત્તા ન હતી ? શું ઉચ્ચ નીચની અત્યાચારની વહેંચણીએ માનવતાને કલંકિત બનાવી રાખી ન હતી ? શું સદાચાર પર 'નીતિનાશ', રહેણીકરણી પર સ્વાર્થ, આર્થિક જીવન પર અત્યાચારી, મૂડીવાદ, અને કાયદાઓ પર અન્યાય છવાએલો નહોતો ? પરંતુ માત્ર એકજ વ્યક્તિએ આખા વિશ્વને પડકાર કર્યો ! તે સમયે જગતમાં પ્રચલિત થએલા સઘળા કુવિચારો અને દુરાચારોનો અંત આણ્યો ! તે સર્વના મુકાબલામાં પોતાની એક માન્યતા અને એક તરીકો રજુ કર્યો, અને અમુક વર્ષોના ટુંક સમયમાં પોતાના 'આદેશ'

અને જિહાદ વડે દરિયાના વહેણ અને સમયના રંગને પલટાવી નાંખ્યો.

તાજો નમૂનો 'સામ્યવાદ' ચળવળનો છે. ઓગણીસમી સદીમાં મૂડીવાદી સામ્રાજ્ય વિકાસના અંતિમ દરજ્જે પહોંચી ગયું હતું. તે સમયે કોઈ નામર્દ અને કાયર આ કલ્પના પણ કરી શકતો નહતો કે જે સત્તા અને વ્યવસ્થા આવા ભયંકર રાજકીય અને જંગી સામર્થ્ય સાથે જગત પર અસરી રહેલી છે તેને પલટાવી દેવી શક્ય પણ છે? પરંતુ તે સંજોગોમાંજ એક 'કાર્લમાર્કસ' નામનો માણસ ઉઠયો અને તેણે સામ્યવાદનો પ્રોપેગેન્ડા આરંભ્યો સત્તાવાળાઓએ તેની વિરૂદ્ધતા કરી, તેને દેશનિકાલ કરવામાં આવ્યો, તે દેશ પરદેશ રખડતો ફર્યો, નિર્ધનતા અને મુસીબતોનો ભેટો થયો, પરંતુ મરતાં પહેલાં સામ્યવાદીઓની એક બળવાન ટોળી પૈદા કરતો ગયો જેણે પાળીસં વર્ષમાંજ માત્ર રૂશીયાની સઉથી વધારે ભયંકર સત્તાનો નાશ કર્યો એટલુંજ નહિ પણ આખાએ જગતમાં મૂડીવાદના મૂળ હચમચાવી નાખ્યાં! અને સંસ્કાર તથા જીવનવહન કરવા સંબંધી પોતાનું એક "કલ્પના ચિત્ર" એવા બળપૂર્વક રજુ કર્યું કે આજે દુન્યામાં તેના ઉપાસકોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે! અને તે રાષ્ટ્રોના રાજકીય સિદ્ધાંતો પણ એના પ્રભાવથી અંજાય ગયા છે જ્યાં મૂડીવાદી રાજ્યસત્તા ઉંડા મૂળ નાંખી ચૂકી છે.

પરંતુ વિકાસ અને પરિવર્તન હમેશાં શક્તિ વડેજ પ્રગટેલાં છે. અને "શકિત" ઝુકી જવાનું નામ નથી, ઝુકાવી દેવાનું નામ છે, નમી પડવામાં શકિત કહેતો નથી, નમાવી દેવાને કહે છે. જગતમાં કદી પણ નામર્દો અને કાયરોએ કોઈ પરિવર્તન પૈદા કર્યું નથી જે લોકો પોતાનો કોઈ સિદ્ધાંત, કોઈ જીવન આશય, કોઈ લક્ષબિંદુ ધરાવતા નથી, જેઓ કોઈ ઉચ્ચ આશયને માટે ભોગ આપવાની ધગશ સેવતા નથી, જેઓ ભય, અને મુસ્કેલીઓના મુકાબલાની હિમ્મત રાખતા નથી. જેઓ જગતમાં માત્ર મોજશોખનાજ અભિલાષીઓ છે. જેઓ પ્રત્યેક બીબામાં ઢળી જવાવાળા અને દરેક દબાણથી દબાઈ જવાવાળા છે એવા લોકોનું કોઇ વર્ણવવા લાયક મહદ કાર્ય માનવતાના ઇતિહાસમાં દ્રષ્ટિગોચર થતું નથી! ઇતિહાસ ઘડવો એ કેવળ બહાદૂર મર્દોનુંજ કર્તવ્ય છે. તેમણેજ જિહાદ, સ્વાર્થ ત્યાગ અને આપભોગ વડે જીવન સરિતાનું વહેણ પલટાવ્યું છે. દુન્યાના વિચારો પલટી નાંખ્યા છે, અને કર્મક્ષેત્રોમાં પરિવર્તન પ્રવર્તાવ્યું છે! સમયના રંગમાં રંગાઈ જવાને બદલે સમયને ખુદ પોતાના રંગમાં રંગીને જંપ્યા છે!

માટે એમ ન કહો કે દુન્યા જે માર્ગે જઇ રહી છે ત્યાંથી ફેરવી શકાતીજ નથી! સમયનો રંગ ગ્રહણ કર્યા વિના છુટકોજ નથી! લાચારીના ખોટા દાવા કરવાને બદલે તમારે ખુદ પોતાની નિર્બળતાનો સાચો ઇકરાર કરવો જોઇએ અને જ્યારે તમે એ વાતનો ઇકરાર કરશો તો તમારે આ પણ સ્વિકારવું પડશે કે નિર્બળને માટે દુન્યામાં ન કોઈ ધર્મ હોય શકે છે ન કોઈ સિદ્ધાંત અને ન કોઈ નિયમ! તેને તો પ્રત્યેક બળવાનથી દબાવું પડશે દરેક શકિતની સ્હામે ઝુકવું પડશે! તે કદી પણ પોતાના કોઈ સિદ્ધાંત અને કોઇ નિયમપર સુસ્તપણે કાયમ રહી શકતો નથી. અને કોઈ ધર્મ તેને માટે પોતાના સિધ્ધાંતો બદલતો જાય તો કોઇ ધર્મનું અસ્તિત્વજ રહેશે નહિ.

આ પણ એક ફરેબ છે કે ઇસ્લામના નિયમો (પાબંદીઓ) તમારી ખુશાલી અને

ઉન્નતીમાં આડરૂપ છે. આખરે તમે ઇસ્લામના કયા નિયમની પાબંદી કરી રહ્યા છો! કોઈ એવી પાબંદી છે જેનાથી તમે આઝાદ થયા નથી? અને કઇ એવી 'હદ' છે જેને તમે તોડી નથી! વસ્તુઓ તમારો વિનાશ કરી રહી છે તેમાંથી કોઇને માટે પણ તમને ઇસ્લામે આજ્ઞા આપી છે? તમે તમારી સંપત્તિના દુર્વ્યયથી વિનાશ પંથે જઈ રહ્યા છો! જે કારણે દર વર્ષે કરોડો રૂપીઆનું વ્યાજ તમારાં ખિસ્સાંઓમાંથી શાહુકારોના ખજાનાઓમાં જઇ રહ્યું છે! અને કરોડો રૂપીઆની મિલ્કતો તમારા કબ્જામાંથી નિકળી રહી છે! શું ઇસ્લામે તમને એની આજ્ઞા આપી હતી? તમને ખુદ તમારા દુરાચારો તબાહ કરી રહ્યા છે! આજની નાદાર સ્થિતિમાં પણ સીનેમાગ્રહો, તેમજ ખેલ તમાશાના સ્થળો તમારી વસ્તીઓથી નિર્ભર રહે છે! તમારાથી પ્રત્યેક મનુષ્ય વસ્ત્રો અને શણગારનાં વ્રતન સાધનો પર પોતાની શક્તિથી વધારે ખર્ચ કરે! તમારાં ખિસ્સાંઓમાંથી દર મહીને લાખો રૂપીઆ કુરિવાજો, અને મ્હોટાઇ મેળવવાનાં કાર્યો તેમજ જ્ઞાન વિહોણા તમાશાઓમાં ખર્ચ થઈ જાય છે! એમાંથી ઇસ્લામે તમારે માટે કઇ વસ્તુ હલાલ કરી હતી? સહુથી મ્હોટી વસ્તુ જેણે તમને તબાહ કરી નાંખ્યા છે તે 'ઝકાત' અદા કરવા સંબંધી થતી ગફલત અને પરસ્પર સહાય કરવામાં રખાતી બેદરકારી છે! શું એ વસ્તુઓ ઇસ્લામે તમારા ઉપર ફર્ઝ ન કરી હતી? તો ખરી વાત આ છે કે તમારી આર્થિક સ્થિતિનો વિનાશ ઇસ્લામી નિયમોની પાબંદીનું પરિણામ નથી, પણ ઉલ્ટું તેનાથી વિમૂખ અને વિમુક્ત રહેવાનું પરિણામ છે! રહી એક વ્યાજની પાબંદી તો તે પણ કાયમ ક્યાં છે? ઓછામાં ઓછા સેંકડે-પંચાણુ ટકા મુસ્લિમો કોઇ ખરી લાચારી વિના પણ વ્યાજે નાણાં ઉપાડે છે! શું ઇસ્લામી નિયમોનું પાલન અને પાબંદી એનુંજ નામ છે! ધનવાન મુસ્લિમોમાંથી પણ એક મ્હોટો સમૂહ કોઇ ન કોઇ રીતે વ્યાજ ખાઈજ રહ્યો છે! કાયદેસર વ્યાજનો ધંધો ન કર્યો તો શું પણ 'બેન્ક' અને 'વીમો' તેમજ સરકારી બોન્ડ્સ અને પ્રૉવિડન્ટ ફન્ડ્સનું વ્યાજ તો ઘણાખરા ધનવાન મુસ્લિમો ખાય છે! પછી તે વ્યાજ હરામ હોવાનો? અંકુશ ક્યાં ગયો તમે તેના ઉપર પોતાની આર્થિક નિર્બળતા અને નિષ્ફળતાઈ તોહમત લગાવો છો?

આ અતિ આશ્ચર્ય જનક અને કસ પૂર્ણ વિચિત્ર દલીલ છે કે મુસ્લિમોના સ્વમાન અને સામાજિક બળનો આધાર માલદારી પર અવલંબેલો છે! અને સંપત્તિનો આર્થિક ઉન્નતી તેમજ ખુશાલીના સાધનોથી લાભ ઉઠાવવા પર ટકી રહેલો છે, અને એ સર્વનો આધાર 'વ્યાજ', જાયઝ હોવા પર છે! સમજી શકાય છે કે એ લોકોને હજુ એટલી પણ ખબર નથી કે સ્વમાન અને શક્તિનો આધાર દર અસલ કઇ વસ્તુ પર છે? એકલી સંપત્તિ કદી પણ તે વસ્તુ નથી જે કૌમને ઇજ્જતદાર અને પ્રભાવશાળી બનાવતી હોય. તમારો પ્રત્યેક માણસ અગર લખપતિ અને કરોડપતિ બની જાય પરંતુ તમારામાં કેરેક્ટરનું બળ ન હોય તો ચોક્કસ માનજો કે જગતમાં તમારી કંઇપણ ઇજ્જત થશે નહિ. એથી ઉલ્ટું જો તમારામાં અસલી ઇસ્લામી જીવન અસ્તિત્વ ધરાવતું હોય. તમે સાચા અને અમાનતદાર હોવ, 'લોભ' અને 'ભય'થી પાક હોવ, પોતાના સિદ્ધાંતોનું પાલન કરવામાં મક્કમ અને પોતાના મામલામાં ખરા હોવ, હકને હક અને ફરજને ફરજ સમજનારા હોવ, પ્રત્યેક પળે હલાલ અને હરામના ભેદનું ધ્યાન રાખનારા હોવ, અને તમારામાં એટલું નૈતિક બળ હોય કે કોઈ નુકસાનનો ભય અને કોઇ ફાયદાનો લોભ તમને સત્યતા પરથી

શકે નહિ, અને કોઈ પણ ભોગે તમારૂં ઇમાન ખરીદી શકાય નહિ તો જગતમાં તમારી 'સાખ' કાયમ થઇ જશે, હ્રદયોમાં તમારૂં સ્વમાન ઘર કરશે, તમારી વાતનું વજન લખપતિની સંપૂર્ણ સંપત્તિથી પણ વધી જશે! તમે ઝુંપડાઓમાં રહીને તેમજ થીગડાંવાળાં વસ્ત્રો પેહરીને પણ મહાલયોમાં મહાલનાર મ્હોટેરાઓથી વધારે માનની દ્રષ્ટિએ જોવામાં આવશો અને તમારી કૌમમાં એવું બળ પ્રાપ્ત થશે જેને કદી ઝુકાવી શકાય નહિ. **સહાબા (રદી.)ના સમયમાં મુસ્લિમો કેટલા નિર્ધન હતા? ઝુંપડીઓ અને કમ્બલના તંબુઓમાં રહેવાવાળા, સંસ્કારોના પ્રભાવથી નાવાકિફ, ન તો તેઓના વસ્ત્રો ઠીક, ન હથીયાર ઠીક, ન ખુરાક ઠીક, ન સવારી ઠીક! છતાં જગતમાં તેઓની જે ધાક અને સાખ હતી; તે ન તો બની ઉમૈયાના સમયમાં મુસ્લિમોને નસીબ થઈ ન તો અબ્બાસ સમયમાં અને ન તો પછીના કોઈ સમયમાં! તેમની પાસે દૌલત ન હતી પરંતુ નૈતિકબળ હતું જેણે જગતમાં પોતાની ઈજ્જત અને પ્રભાવનો સિક્કો જમાવી દીધો હતો.** પાછળવાળાઓ પાસે દૌલત આવી, સત્તા આવી સંસ્કારોની શાન આવી પરંતુ એમાંની કોઈ વસ્તુ પણ નૈતિક નબળાઇની ખોટ પુરી શકી નહિ!

આપણે ઇસ્લામી ઇતિહાસનો સબક તો વિસરી ગયા છીએ પરંતુ જગતની જે કૌમનો ઇતિહાસ ચાહો છો તેને વાંચો, પછી જુઓ તમને એક પણ નમૂનો એવો મળશે નહિ કે કૌમે કેવળ સહેલાઇ, મોજશોખ અને લાભના લોભ વડે **'માન' અને 'શકિત'** મેળવી હોય! તમે કોઇ એવી કૌમને માન પામેલી અને પ્રભાવશાળી જોશો નહિ કે જે કોઇ સિદ્ધાંત અને કોઇ ડીસીપ્લીનની પાબંદ ન હોય કોઇ મહાન આશયને માટે તંગી, મહેનત, અને કષ્ટો સહન કરી શક્તી ન હોય તેમ પોતાના સિદ્ધાંતો અને હેતુઓને માટે પોતાની મનેચ્છાઓ અને પોતાની જાત સુદ્ધાંને પણ કુર્બાન કરવાની ધગશ ધરાવતી ન હોયો એ ડીસિપ્લીન અને સિદ્ધાંતોનું પાલન, તેમજ મહાન હેતુને ખાતર રાહત, આરામ, અને નફાનો ભોગ તમે કોઇને કોઈ રંગમાં દરેક જગ્યાએ જોઈ શકશો! ઇસ્લામમાં એનો રંગ કંઈ નિરાળો છે અને બીજી ઉન્નત કૌમોમાં કંઈ જુદો. અને અહીંયાંથી છટકીને તમે કોઈ બીજી 'સંસ્કાર–વ્યવસ્થા'માં જશો તો ત્યાં પણ તમને એ 'રંગ'માં નહિ તો બીજા રંગમાં કોઇ ન કોઈ નિયમનું પાબંદ થવુંજ પડશે. કોઇ ન કોઈ ડીસિપ્લીનની પકડ સહન કરવીજ પડશે. તમારે અમુક ખાસ ખાસ સિદ્ધાંતોના સકંજામાં જકડાવુંજ પડશે, તમારી પાસે કોઈ હેતુ અને કોઇ સિદ્ધાંતને માટે ભોગની માગણી અવશ્ય કરવામાં આવશે! જો તમારામાં એ હિમ્મત નથી અને તમે કેવળ નરમી, વિકાસ, અને વિકાસનાજ મતવાલા છો અને કોઇ તકલીફ, કોઇ તંગી, તથા કોઇ કડવી વસ્તુ સહન કરવાની શક્તિ તમારામાં નથી તો ઇસ્લામની પાબંદીઓમાંથી છટકીને ગમે ત્યાં જાઓ અને જુઓ તમને કયાંએ પણ માનની જગ્યા મળશે નહિ. તેમજ તમે કોઈ પણ સ્થળે શક્તિભંડાર પામી શકશો નહિ. કુર્આન શરીફે એ સામાન્ય નિયમને માત્ર ચાર શબ્દોમાં વર્ણવ્યો છે! અને તે ચાર શબ્દો એવા છે કે જેની સત્યતા પર આખું જગત પુરાવો આપે છે. **"ઇન્ન મઅલ ઉસ્રે યુસ્રા"** આરામનો પાલવ હરહાલમાં તકલીફોની સાથે જોડાએલો છે. જેના અંદર તકલીફ સહન કરવાની શક્તિ નથી તે કદી પણ આરામને ભેટી શકતો નથી.

▦

# જ્યાં જીભ ચાબુકનું રૂપ ધારણ કરે છે!!!

[ "વિશાલ ભારત"ના તંત્રી પંડિત બનારસીદાસના "સાહિત્ય અને જીવન" વિષેના ભાષણમાંથી ]

> હિંદી સાહિત્યકારો પરના આ ચાબખા ગુજરાતી સાહિત્યકારોને કેટલે અંશે લાગુ પડે છે તેનો દરેકે પોતાના દિલમાં તોલ કરવો. સંપાદક.

"આપ પણ અજબ માણસ છો. આ શહેરમાં રહો છો, પણ અહીંના સ્થાનીય કવિ સંમેલનોમાં ભાગ કેમ લેતા નથી? આપનામાંથી સાહિત્ય પ્રેમ બિલકુલ વસાઈ ગયો છે કે શું!" પંડિતજીને એમના મિત્રોએ આવીને કહ્યું. એટલે પંડિતજીએ જવાબ આપ્યો કે: "ધૃષ્ટતા માફ કરશો, જ્યારે શહેરમાં ઉંદર મરી રહ્યા છે, તે વખતે શું યોગ્ય છે. કવિ સંમેલન ભરવું કે ઉંદર પકડવા?" "તો આપનો વિચાર શું કવિઓ પાસે ઉંદરો પકડાવવાનો છે?" "એમાં વાંધો શો છે? શું કવિત્વ એ જીવન અને મનુષ્યત્વથી પણ વધારે ઉંચી ચીજ છે?"

"મારું જન્મસ્થાન ફિરોઝાબાદ ચૂડીઓ માટે હિંદ ભરમાં મશહૂર છે એ જે બેવડી કીર્તિને માટે ફિકર રાખે છે—સુંદર ચૂડીઓ અને ગંદી મોરીઓ......હિંદમાં ૬૦ લાખ માણસો દર સાલ મેલેરિયાથી પીડાય છે અને ૧૩-૧૪ લાખ એ કારણે મરણ પામે છે. એવા સંજોગોમાં નિરર્થક કવિ સંમેલનો ભરવાનાં બંધ કરીને ક્વિનાઇન વહેંચવાનું કામ કરીએ તો કેવું સારું? આવા સંજોગોમાં સાહિત્ય સેવા કરવા કરતાં મચ્છરો મારવા એ વધારે લાભદાયક છે!"

"ઉપરની વાત અમારા કવિ બંધુઓને ખાસ કરીને દંગલબાજ કવિઓને ક્વિનાઇન જેવી લાગશે. પણ હવે એવો સમય આવી પહોંચ્યો છે કે મીઠી મીઠી વાતોની જગ્યાએ સ્પષ્ટ વક્તૃત્વથી કામ લેવાનું જોઇએ. અમારા લેખકો અને કવિઓને કીર્તિનો નશો રહે છે. પત્રોમાં લેખ કે કવિતા છપાય છે, તો પોતાનું નામ છપાએલું દેખી બહુ આનંદ થાય છે. અમે પરોપદેશે કુશળ છીએ. અમે કહીએ છીએ તે બનતાં સુધી કરવા માટે હોતુંજ નથી!"

"૨૮ વરસ લખાણો લખ્યા છતાં અરીઠાં કે મહુડાના ઝાડને કે બદામ કોઇને હું ઓળખી શક્યો નહિ! આપણે પશુ પક્ષી અને વૃક્ષ જગતથી ખૂબ ઓછા પરિચિત છીએ. હિંદી જગતનો હું એકલોજ મૂર્ખ શિરોમણી છું એમ નથી. મારા જેવી તો કેટલીએ વ્યક્તિઓ સાહિત્ય જગતમાં હશે?...અહીં તહીંથી ભેગું કરીને કામશાસ્ત્ર પર પુસ્તકો લખનારને તો ત્રણ ત્રણ વર્ષની સખત મજુરી સાથેની સજા થવી જોઇએ! આ વિષય પર અધિકારી માણસો પાસે સરળ ભાષામાં સસ્તા ગ્રંથો લખાવા જોઇએ."

"સરકારી શરાબબંધી અને મદ્યનિષેધક સભાઓનાં અનેક વ્યાખ્યાનો થવા છતાં હિંદીના ૯૫ ટકા પ્રકાશકો ભાંગ, ગાંજો, અથવા અફીણનો અમલ કરે છે અથવા ચરસનો દમ લગાવે છે! એવાઓ પાસેથી કયા સારા સાહિત્યની આશા રાખી શકીએ? એઓ પોતાને સર્વજ્ઞ સમજે છે. વિલાયતના સારા સારા પ્રકાશકો પગારથી વિશેષજ્ઞો રાખે છે, અને તેમની સલાહ પ્રમાણે ગ્રંથ છપાવે છે: ત્યારે અહીં તો વિશેષજ્ઞોની મફત સલાહ લેવાની પણ પ્રકાશકો ઇચ્છા રાખતા નથી! હા, ઇચ્છા રાખે છે ફક્ત ચોપડી છપાઇ રહેતાં વગર પૈસાની એક પ્રત મોકલી તેની સમાલોચના માંગવાની!"

# ગુજરાતીઓમાં લડવાનું જોર!

> 'ગુજરાતીઓ ભાજીનું પાણી છે,' એમ કહેનારાઓ હવે ખાંડ ખાય છે! સરહદના તાયફાવાળાઓની જેમ ગુજરાતીઓમાં પણ લડાયક સ્પીરીટ છે! — તંત્રી.

લેખક : જનાબ 'નિસાર' સાહબ

સ્ટીમરમાં એક એંગ્લો-બર્મન સિપાહી મળ્યો, તે આગલી અંગ્રેજ જર્મનની લડાઈમાં ભાગ લઇ ચૂકેલો હતો. વાત પરથી વાત નીકળતાં તેણે કહ્યું કે—"તમે ગુજરાતી લડવામાં પોચા ખરા. બીજાઓ કરતાં ગુજરાતીઓમાં લડવાનું જોર ઓછું હોવું જોઇએ એમ હું તો માનું છું". એની દલીલમાં તેણે જણાવ્યું કે "મ્હારી નોકરી દરમિયાન હિંદી સૈનિકો સાથે થએલા ભેટામાં કોઇ ગુજરાતી મ્હને દેખાયો ન હતો"

મ્હને ગુજરાતીને આ સાંભળી ઘણું લાગી આવ્યું. આવું સત્ય શોધનાર એ સિપાહીમાં અર્વાચીન મૂર્ખતા હશે, એમ તો મ્હારાથી શી રીતે કહેવાય? પણ મ્હારાથી સમજાતું નથી કે આ પરદેશીઓને એમ અમારા કાજી થઇને ડહાપણ ડહોળવાનું કહી આવે છે કોણ? અમે કંઈ નથી કરતા તો પણ દુન્યા અમારે માટે કંઇને કંઇ કર્યેજ જાય છે! અને અમે કંઇ કર્યે છીએ; ત્યારે જગતની ત્રણ ઇંચની છબી અમારા માઈલોના વિસ્તારવાળા વતન પર-કહો કે અમારા સ્વમાનપર-કાતરની માફક ચાલતીજ રહે છે! પોતાનો વિચાર કરવાનો છોડીને અમારી તમામ બાબતોની ચર્ચા કરવાની એ પરદેશીઓને સદા ફુરસત રહે છે. ખેર એ ગમે તેમ હો પણ અમે ગુજરાતીઓ હવે કાંઇ મ્હોટા ચમરબંધીથી પણ ડરવાના કે દબવાના નથી? અને તે પણ વાણીસ્વાતંત્ર્યના યુગમાં! મેં સિપાહીને ઝાઝું આગળ ન વધારવાની હાકલ સાથે નીચે મુજબનો સણસણતો જવાબ આપ્યો.

"હે પરદેશી વત્સ! ત્હારૂં જ્ઞાન ઠગારૂં છે. કારણ કે તું વિજાતિય દ્રવ્યનો બનેલો છે; એ ચોક્કસ છે કે, તું પણ માટીનોજ છે; પણ ત્હને બનાવવાની માટી હિંદુસ્તાન બહારની લીધેલી છે. તેમાંએ અર્ધી અંગ્રેજી તથા અર્ધી **બરમી** છે. સારાંશકે તું મૂળ મિશ્ર રંગ છે, એટલે ત્હને અમારા વિષે એમ લાગે છે! બાકી અમારામાં મૂળથીજ લડાયક જુસ્સો મૌજૂદ છે. અને જનાબ સાહબ! અહીં અમે જુદા જુદા ધર્મીઓ વરસોથી સાથે રહેવા છતાં પણ એક બીજાને નથી સમજતા, નથી સમજી શકતા, ત્યાં આપ દૂરથીજ અને થોડાજ કાળમાં અમને કેવી રીતે પારખી ગયા? ત્હમે ગમે તેટલું સાચું અને ખરૂં માનીને બોલતા હશો પણ મ્હને તો તે ખોટું અને હાંસીપાત્રજ લાગશે. ભલાભલાને હસીને ઉડાવી દીધા ત્યાં આપ તે વળી કોણ? આવું આવું બોલીને અમોને દબાવવાના દિ' વહી ગયા!

"પણ રહો, એ અંગ્રેજોના લશ્કરમાં ભરતી થઇને અમે લડાઇમાં ન આવ્યા તેથી અમારામાં લડવાનો જુસ્સો નથી એમ આપનું 'સત્ય' માનવું એ માન્યતાની અશક્તિનો છુપો સ્વીકાર તમારી શોધક બુદ્ધિ જે સ્થાને (આગળ જવાની લાચારીથી) અટકી પડે તે સ્થાનને તમે સત્ય માની બેઠા છો. ભલા માણસ, 'સત્ય'નું ખરૂં ખરૂં 'નવનીત' પણ વલોવી વલોવીને કાઢનાર ગાંધીજી પણ ગુજરાતી છે! એ રખે ભૂલતા?

અમારામાં લડવાનું જોર ન હોય તો સત્યાગ્રહ માટેનો અત્યાગ્રહનો જંગ અને તેના મૂળ સેનાના સારથી, મહારથી, અને અતિરથી

અમારે ત્યાંથીજ ઉદ્‌ભવેલી બેરો છે! વળી અમારા રાષ્ટ્રશાયરોએ ગાયેલાં ગીતો "રણમાં ઘરાહો ગુજરાતી વીરો" અને "તકલી નહિ પણ તીર છે" વગેરે શું અમારી લડાયક વૃત્તિનો ખ્યાલ તમને નથી આપી શકતાં?

"જ્યાં વલ્લભભાઈ જેવા વીર અને બીજા ઘણાએ દરબારો, સરદારો (વાણી) શૂરા અને (કલમ) બહાદુરો વસે છે એ "સહુ ચલો જીતવા જંગ" કહેનાર નર્મદની ગુણવંતી ગુજરાતમાં લડવાનું બળ ન હોય એ વાત કોઈ માનેજ કેમ? એ બીજી વાત છે કે અમારી વ્યુહરચના અને અમારી લડતને 'પેપરવાળાજ' વધુ સમજી શકે છે! બીજાઓને ન સમજાય તેથી કંઈ અમે લડાયક નથી એમ તો સાબિત થતું નથી ના! અમે રૂપીઆનો ચળકાટ જોઈને શુધ બુધ ખોઈ બેસનારા મૂરખા નથી. લડાઈમાં જીતે તો રાજ્ય અને મરે તો લડવૈયા એ અમારી વેપારી બુદ્ધિ સારી રીતે સમજે છે અને તેથી મરીને માળવો લેવા કરતાં જીવીને ભદ્રા પામવું એજ હિસાબ અમોને તો ઠીક લાગે છે! લડવાની પણ કળા હોય છે, કોને ભેટવું અને કોના પર આક્રમણ કરવું એ અમારાથી કોણ વધુ સમજે છે એમ અમે માનવાને તૈયાર નથી. અમે તો પડછાયા કરતાં વસ્તુ સાથે કામ રાખીએ છીએ. સૈનિકની કીર્ત્તિ બાહુ બળ પર અને રાજ-પુરૂષની કીર્તિ વિચક્ષણતા પર અવલંબે છે. અમે રાજ્યના પુરુષો છીએ! અમે ધારીએ તો (પણ ક્યારે ધારીશું તે કહેવાય નહિ.) ભલા-ભલાને પાંદડે પાણી પાઈએ!

અને આપ સાહેબ અહીં સમંદર વચ્ચે આવા ટુકડા છોડો તેથી શું વળે? આપ પધારો અમારા પૂણ્ય પ્રદેશે, અને જુઓ અમારો લડાયક જુસ્સો! રેલ્વેની ટિકીટ બારી, તળાવના ઓવા-રાઓ, કુવાના કાંઠાઓ, શાકભાજીની માર્કીટો, સાહિત્યની સભાઓ અને સીનેમાની બેઠકોનાં પાટીઆં, અમારા લડાયક-જોમના કીર્તિસ્થંભો છે. લડવાનું નામ લેતાંજ અમને એવી રણુર્મિઓ પર થર વછુટે છે; લડાઈના સમાચારોની ચર્ચા કરીને પણ અમે લડીએ છીએ, લડી પડીએ છીએ. એ તો ઠીક છે કે અમે ગુજરાતી સિવાયનું બીજું કશું બનવા માંગતા નથી લશ્કરી સપાઈઓ? ઉંહુ! અમો ગુજરાતીઓનું એવું થવું એક ભયંકર ભૂલ છે!

ઈતિહાસ કહે છે કે અમારે ત્યાં બે પક્ષો વચ્ચે એકસંપી રહી નથી; એકે બીજાને ફાવતું અટકાવવા આભ ધરતી એક કર્યાં હશે. અમારા ચાર ગુજરાતીઓ (અલબત્ત ગુજરાતણો પણ) ભેગાં થાય અને લડવા સવાલને ભૂલેચુકે પણ વણછેડયો રહેવા દે એ બનાવને દુન્યામાં સ્થાનજ નથી! અમે કોમની સભા બંધારણ ઘડવા માટે ભરીએ છીએ. અને લડી ઝગડીને આખરી પકડીએ છીએ બંધારણ બંધારણને ઠેકાણે રહે છે, અને કોમ પોતપોતાના ઘરમાં! ભેગા થવાનુંજ અમે જાણતા નથી ત્યાં ભેગા રહેવાનું અને ભેગા કામ કરવાનું તો બનેજ શી રીતે? અમારૂં ભેગું ગીત પણ નથી અને એક ભેગો ઝંડો પણ નહિ! અમારી મેદ્દિ-લોમા કોને લેવા ને કોને ન લેવાના પ્રશ્ન પરજ, એટલી લડત ચાલે છે કે પછી શું કરવું, ને શું ન કરવું એ વિચારવાનું રહેતુંજ નથી? આ બધુંય શું લડાયક જુસ્સા વગર થાતું હશે?

અમારા મૌલાનાઓના મુનાઝેરા અને પંડિ-તોના શાસ્ત્રાર્થ જોયા પછી તમારે બીજી કોઈ સાઠમારી જોવાની બાકી નહિ રહે દાઢી પસવા-રતા મૌલવી સાહબ અને ચોટલી ઉછાળતા પંડિતજી એ અમારા રાઉભરો છે; એ આપને સમજાવવાનું ન હોય?

અને અમારા સાક્ષરો! લડાયકપણું એ તો સાક્ષરતાનો વિશેષ ધર્મ છેજ કુદરતે એમને સાહિત્ય ચર્ચા ન સુઝાડી હોત તો ઘણા કાગળો અને શાહી બચી જવા પામ્યા હોત! ઘણાએ

ટુંકા પૂંછવાળા લાંબા ઉંદરા જેવા પુસ્તકોથી દેશના પૈસા અને સમય અકબંધ રહી શકત! આપ અમારે ત્યાંની મૂખ્ય લડાયક જાતોનું બયાન સાંભળ્યા વિના રહી જાવ એ ઠીક નથી તેથી એક જુની કવિતા રજુ કરૂં છું.

"કુત્તાં ખાલ્લાં ને બાગાળાં સાંઢને સુથારાં,
વહેંચવું થોડું ને વેર ઘણાં તે છઠ્ઠાં ચુનારાં."

આમાં ગુજરાતની એક મૂખ્ય જાત રહી ગઈ છે અને તે (સુરત) ભાગાતળાવની ઘાંચણો પણ તે આપ ગુજરાતમાં પધારશો; ત્યારે બતાવીશ કે તેઓ ગાળવૃષ્ટિ કેવી વરસાવી શકે છે અને લોકોના કાનના કીડા કેમ હાલી જાય છે. આવી દુન્યા વચ્ચે રહેવું અને આનંદ કાયમ રાખવો એ ન્હાની સુની વાત નથી! લડવૈયા હોય તેજ એમ કરી શકે છે, અને તેથી અમો ગુજરાતીઓ પુરા લડવૈયા છીએ.

મ્હારો આવો લંબાણ પૂર્વક જવાબ સાંભળી તેઓ કંટાળવા લાગ્યા હતા પણ એટલામાં રંગુન આવી પહોંચ્યું ઉતરતાંજ ખબર પડી કે હિંદુ મુસ્લિમ હુલ્લડ જોરથી ચાલે છે!

કહે છે કે દલપતરામે "દીઠા બિચારી બકરીનો પણ કોઇ ન ઝાલતાં પકડે કાન" ગાયેલું તે ખોટું એવું કવિ નાન્હાલાલના સાથીઓએ એમની રૂબરૂમાં બકરીના કાન પકડી સિદ્ધ કરી બતાવ્યું હતું! હું પણ રંગુનની એ લડાઈમાં ગુજરાતીઓનું લડવાનું જોર એ મ્હારા સૈનિક મિત્રને કાન પકડીને બતાવવા તૈયાર હતો પણ તેઓ ગયા તેમને રસ્તે અને હું ગયો મુસાફરખાનામાં!

# હઝરત સઅદ અબી વકાસ (રદી.)

○ અનુવાદક : અલિફ, સ્વાદ, દાલ ○

હઝરત સઅદ અબી વકાસ, (રદી૦) નાનાના સંબંધથી "અમારા રસુલ હઝરત મુહમ્મદ સ૦ અ૦ વ૦ના મામા થાય છે. ૧૯ (?) વર્ષની વયે મુસલમાન થયા. અમારા રસુલે (સ૦ અ૦ વ૦) સહાબા (ર૦ અ૦)ને હિજરતનો હુકમ આપ્યો તો, એઓ પણ મદીના ચાલ્યા ગયા. અહીં એમણે જુદા જુદા પ્રકારની સેવાઓ અંજામ આપી. બદરના યુદ્ધમાં અસાધારણ બહાદૂરી બતાવી. ઉહદની લડાઈમાં મુસલમાનોના કદમ ઉખડી ચાલ્યા, પરંતુ એઓ આખરી દમ સુધી અડગ રહ્યા. એ સિવાયના બીજા બધા યુધ્ધોમાં એઓ શરીક રહ્યા, અને ઘણા શૌર્ય અને જોશ સહિત શત્રુઓનો મુકાબલો કર્યો.

હજ્જતુલ વિદા'ના પ્રસંગે સખ્ત બીમાર પડયા, (અને આં હઝરત (સ૦ અ૦ વ૦)ની દુઆની અસરથી સાજા થયા) આપે (સ૦ અ૦ વ૦) તેમને એવી ખુશખબરી સંભળાવી, કે "સઅદ! તમે ત્યા સુધી નહીં મરશો, જ્યાં સુધી એક કૌમને તમારાથી નફો (અર્થાત લાભ) અને બીજીને નુકસાન પહોંચી ન જાય." આ ભવિષ્યવાણી અજમી અને ઇરાની વિજયોથી ખરી પડી.

શામ (સિરિયા) અને ઇરાક પર મુસલમાનોના હુમ્લા, હઝરત અબૂબક્ર (ર૦ અ૦)ના ઝમાનામાં શુરૂ થઈ ચૂકયા હતા. હઝરત ઉમરે (ર૦ અ૦) એનો ઇન્તેઝામ વધુ મોટા પાયા પર કર્યો. તેમણે આખા દેશમાં જિહાદનો જોશ પૈદા કરી દીધો. દરેક સ્થળેથી મુસલમાનો એમાં શામલ થવાને આવવા લાગ્યા. ધારણા કરતાં વધારે સૈન્ય જમા થઈ ગયું. હઝરત સઅદ અબી વકાસ રદી૦ આ લશ્કરના સેનાધિપતિ નિયુક્ત થયા, અને તેમણે આ મોટું સૈન્ય–જેની સંખ્યા ત્રીસ હઝારની હતી–લઇ ઇરાકની દિશા પકડી.

કાદસીયા પહોંચી ઇરાનીઓને ઇસ્લામની દઅવત આપવામાં આવી અન્તિમ પળ લગી સુલેહની કોશિશો કરવામાં આવી પરંતુ મુસલમાનોની શક્તિથી ઇરાની અપરિચિત હતા, એટલે સુલેહના યત્નોને લક્ષ વિહોણા કરી દીધા, અને યુદ્ધ માટે કટિબદ્ધ થયા. આખિર કાદસીયામાંજ જંગનો પહેલો મોરચો જમાવવામાં આવ્યો. ત્રણ દિવસ લગી ધમસાણની લડાઇ ચાલતી રહી. ત્રીજે દિવસે મુસલમાનોએ દુશ્મનના કદમ ઉખેડી નાંખ્યા, અને મૈદાન સર કર્યું.

હઝરત સઅદ રદી૦ અહીંથી બાબુલ (બેબિલોન)ના તરફ વધ્યા. માર્ગમાં મોટા મોટા સરદારોએ આપો આપ સુલેહ અને રક્ષણની દરખાસ્તો પેશ કરી, અને પ્રકાર પ્રકારની સહુલતો કરી આપી. બાબુલ સરળતાથી ફતેહ થઇ ગયું, પછી મુસલમાનોએ "બહરએ શેર"ના પ્રતિ કદમ બઢાવ્યા. તેને પણ બે માસના ઘેરાના અંતે સર કરી લીધું. હવે પાટનગર એટલે કે મદાયનનો વારો હતો. વચ્ચમાં દજલા નદી નડતરરૂપ હતી. દુશ્મનોએ તમામ પૂલ નિરૂપયોગી કરી દીધા હતા, પરંતુ હઝરત સઅદ રદી૦ના ઇસ્લામી જોશની આગળ આ રૂકાવટો કશી ગણત્રીમાં ન હતી. તેમણે પોતાનો ઘોડો નદીમાં ઝુકાવી દીધો. પોતાના સિપેહસાલારને જોઇ સૈન્ય પણ પાછળ પાછળ દોરવાયું, અને એક એક જણ ઘણી શાન્તિપૂર્વક વાતો કરતા સામે કિનારે પહોંચી ગયા. મુસલમાનોના આ જોશ અને નિશ્ચયને જોઈ શત્રુઓ ઉપર દહેશત છવાઇ ગઇ અને 'પાગલો આવ્યા' કહીને તેઓ નાશી ગયા. થોડુંક લશ્કર બાકી રહી ગયું હતું, તેને મુસલમાનોએ સરળતાથી હાર આપી દીધી, અને મદાયન ઉપર મુસલમાનોનો કબ્જો થઇ ગયો. હઝરત સઅદ રદી૦એજ લુંલા અને

તકરેત ઉપર પણ ચઢાઇ કરી, અને બન્ને સ્થળે મુસલમાનો વિજયને વર્યા. આવી રીતે એમની આ લશ્કરી ચઢાઇ ખતમ થઈ.

હઝરત ઉમરે (૨૦ અ૦) આ ફત્તેહ કરેલા પ્રદેશની વ્યવસ્થા એમનાજ હવાલે કરી દીધી એમનામાં સેનાધિપતિના ગુણો ઉપરાંત, રાજ વહીવટ અને શાસન ચલાવાની દક્ષતા પણ હતી. આ સેવા પણ તેમણે સફળતાપૂર્વક અંજામ આપી. આખા ઇરાકની વસ્તી ગણત્રી અને મોજણી કરાવી. જઝિયા અને મહેસુલના કાયદા બનાવ્યા અને પ્રજાના આરામ અને સગવડતાની પૂરી વ્યવસ્થા કરી. એમણે એમનાં સદ્‌ભાવ અને માયાભર્યા વર્તનથી અજમીઓના દિલ પર કબ્જો કરી લીધો. ઘણા મોટા મોટા લોકો એમની ખુશ-અખ્લાકીથી પ્રભાવિત થઇ મુસલમાન થઇ ગયા.

હઝરત ઉમર (ર. અ)ની આજ્ઞાથી એમણે "કુફા"ના નામથી અરબી કબીલાઓનું એક નગર પણ વસાવ્યું. એકેક કબીલાને એકેક મોહલ્લામાં વસાવ્યો. શહેરની વચ્ચોવચ્ચ એક શાનદાર મસ્જિદ બનાવી. એમાં ચાલીસ હઝાર નમાઝીઓની ગુંજાશ હતી. મસ્જિદની સમિપ પોતાનો મહેલ અને બયતુલમાલ ચણાવ્યો. લાંબી મુદ્દત લગી ઘણી કાબિલિયત અને દક્ષતા સહિત, આ પ્રદેશ ઉપર શાસન કરતા રહ્યા. પરંતુ કેટલાક દિવસો પછી લોકોને તેમનાથી શિકાયતો પેદા થઇ ગઇ. આ શિકાયતો હઝરત ઉમર (ર. અ.)ની પાસે પહોંચાડવામાં આવી. હઝરત ઉમર (ર. અ.)ને તેમની નિર્દોષતાની ખાત્રી હતી. તપાસ કરતાં આ શિકાયતોની કલઇ ખુલી ગઇ, પરંતુ એમણે મસ્લેહતન તેમના સ્થાને બીજા શખ્સને આ પ્રદેશનો હાકિમ મુકર્રર કર્યો.

હઝરત ઉમરે (૨૦ અ૦) પોતાના દમ્તે-કાલથી પૂર્વે, ખિલાફતની પાત્રતા ધરાવનારાઓમાં એમનું નામ પણ લીધું. આપે એમ પણ ફરમાવ્યું કે "ઓછામાં ઓછું એમની સેવાઓ અને અભિપ્રાયોથી અવશ્ય ફાયદો ઉઠાવવામાં આવે. મેં તેમને ખિયાનત અથવા બીજા અપરાધના કારણે તેમના મનસબથી અલાહિદા કરેલા નથી."

હઝરત ઉમર (૨૦ અ૦)ના પછી હઝરત ઉસ્માન (૨૦ અ૦) ખલીફહ થયા તો તેમણે હઝરત સઅદ રદી૦ને ફરીથી કુફાના ગવર્નર બનાવી દીધા. ત્રણ વર્ષ સુધી એ ઓધ્ધાપર રહ્યા. એ પછી એમણે પોતાની બધી ઝિન્દગી એકાંતમાં વ્યતિત કરી દીધી. મદીનાથી દશ માઈલના છેટે એક ઘર બનાવ્યું હતું તેમાંજ રહેતા હતા. અંતે એજ એકાંતમયી દશામાં હિજરી ૫૫ (ઇ. સ) ૬૭૫)માં વફાત પામ્યા અને જન્નતુલ બકીંમાં દફન થયા.

હઝરત સઅદ અબી વકાસ રદી૦ની ગણત્રી "અશ્રતુલ મુબશ્શેરીન"માં થાય છે. મુહદ્દેસીનના સંશોધન મુજબ ઇસ્લામ લાવનારાઓમાં એમનો નંબર સાતમો અથવા આઠમો છે. પોતાના સંબંધી પોતેજ ફરમાવે છે કેઃ—

"હું અરબમાં પહેલો શખ્સ છું, જેણે ખુદાની રાહમાં તીરંદાઝી કરી છે. અમે લોકો રસુલુલ્લાહ (સ૦ અ૦ વ૦) ની જોડે ઝાડના સુકાં પાંદડાં ખાઇ ખાઇને (દુશ્મનોથી) લડયા હતા.

ખરૂં છે કે સુકાં પાંદડાં ખાઇ ખાઇને પ્રાણને ભયમાં મુકનારાઓના કારણેજ કોમી ઝિન્દગીની ખેતી ફળે છે, અને મિલ્લતના બાગમાં બહાર (વસંત) આવે છે



# અલફારૂક

(૧) એમાં ઈસ્લામના ચાર તેજસ્વી તારાઓમાંના એક તારા, અલ્લાહુને તેના રસૂલ (સલ.)ના પ્યારા હઝરત ઉમર (રદી.)નું સવિસ્તર જીવન વૃત્તાંત છે.

(૨) એમાં મુસ્લિમોના પવિત્ર પૂર્વજોના ધૈર્ય, હિમ્મત, ધર્મ, શ્રદ્ધા, વીરતા, દૃઢતા ને સત્યતાનાં કથન છે. જે વાંચવાથી મુસ્લિમોનો મંદ પડેલો ઈસ્લામીક સ્પિરિટ ફરી સતેજ થાય છે.

(૩) મુઠ્ઠીભર રણવાસી મુસ્લિમો સંગીન રોમન શહેનશાહત ને પારસીઓના બળવાન સામ્રાજ્યના મૂળીયાં કેવી રીતે ઉખેડી નાંખે છે. તેનું સચોટ વર્ણન એમાં છે.

(૪) સારાંશ કે જેઓ સીકંદરને એરિસ્ટોટલ હતા. મસીહ કે લુકમાન હતા. અરબના નેપોલીયન કે વોર્શીંગટન કે નોશેરવાન હતા. અબુ હનીફા ને ઈબ્રાહીમ આદહમ હતા. તેમનું જીવનવૃતાંત વાંચવા તમે ઉત્સુક હશોજ.

(૫) એના મૂળ ઉર્દૂના લેખક મૌ. શિબ્લી નોઅમાની છે એનું ગુજરાતીમાં ભાષાન્તર બાહોશ ગુજરાતી લેખક મી. અબ્દુલ જબ્બાર અમીને કર્યું છે જેમાં પુસ્તકની ખુબી ઔર વધી છે.

ઉંચા કાગળ પાકી બાઈંડીંગ સોનેરી નામ સાથે કીંમત રૂ. બે.

# તોહફતુલ હિંદ

આ પુસ્તક ઉર્દૂ ભાષાંમાં ૧૨થી વધુ વાર છપાઈ માન પામેલું છે. તેનો તરજુમો ગુજરાતી ભાષામાં ચાર ૫૦ રતલી રૉયલ ગેજ આઠ પેજી ૨૮૮ પૃષ્ઠમાં છપાયો છે. એમાં કર્તાએ માત્ર હિંદુ ધર્મ તથા ઈસ્લામી ધર્મનો મુકાબલો કરી બતાવ્યો હતો; પણ ભાષાંતર કરનાર વિદ્વાને નોટમાં ખ્રીસ્તી ધર્મનો તથા આર્યસમાજવાળાઓનો પણ મુકાબલો કરી બતાવ્યો છે. એમાં માત્ર મુકાબલોજ છે એમ નહિ પણ મુસલમાની ધર્મમાં ખુદાને કેમ માનવો તથા ફરિસ્તાઓને કેમ માનવા? પેગમ્બરોને કેમ માનવા? કિતાબોને કેમ માનવી! ઈત્યે તથા પાંચે બીનાએ ઈસ્લામનું પણ વર્ણન છે. ટુંકાણથી નીકાહ; તલાક; હરામ; હલાલ; સલામ; પારકા ધર્મવાળાઓને નોતરૂં કરવું વગેરે પણ છે પાદરીઓનાં ચોપાનીયાઓમાં ઈસ્લામના ચંદ્ર ઉપર જે ધૂળ ઉડાવી છે તેનો ઉત્તર આપી તે ધૂળ તેઓના પર પાડી છે. અને લગભગ બધી શંકાઓનો જવાબ એમાં છે. દાખલા તરીકે કુરાઆનની ફસાહત ઉપર શંકા અને તે બાયબલથી લેવાયલું. કુરાનમાં આત્માને લાયક કંઈ નથી. તેમ જન્નતમાં ખાવા પીવાનું લખેલું છે. ચંદ્ર ફાટવાના ચમત્કાર ઉપર શંકા. જેહાદ ઉપર શંકા, એકથી વધુ સ્ત્રીઓ સાથે નીકાહ કરવા ઉપર શંકા, તલાકપર શંકા, દત્તકપુત્ર ઝૈદે (રદિ) પોતાની સ્ત્રીને મુકી દીધા પછી હઝરત મોહંમદ (સલ) સાહેબે તેણીની સાથે નીકાહ કીધા તે ઉપર શંકા, હદીસોપર શંકા, મેરાજ ઉપર શંકા, નમાઝ પર શંકા, રોઝા પર શંકા, જકાત પર શંકા વગેરે પારસીઓના પુસ્તકોથી હઝરત મોહંમદ સાહેબના ભવિષ્યવાદીપણાની સાબેતી ઈત્ય. આ ત્રીજી આવૃતીમાં આર્યોનું ખંડન પણ ઘણું વધાર્યું છે એની પ્રસ્તાવના ખાસ વેદના ખંડનમાં વાંચવા લાયક છે. ઉંચા ગ્લેઝ કાગળ સુનેહરી બાઈંડીંગ કીંમત રૂ. ૨) પો. જુદું.

મળવાનું ઠે૦ **સાદિક બુક ડીપો, રાંદેર.** [જી૦ સુરત.]

# શાએરાતે હિંદ યાને ભારતની સ્ત્રી કવિઓ

લેખક: એ. એ. હામી

[હિન્દુસ્તાનની ફારસી–ઉર્દૂની મશહૂર શાએરા યાને કવિયત્રીઓ અને તેઓનાં અશઆરો કાવ્યો તથા નામો ક્રમવાર, એક પછી એક શાયેરા સંબંધી, ટુંક આહિતી અને તેમના કાવ્યો, અશઆરો આ નીચે રજુ કરવામાં આવે છે. આશા છે કે 'કારવાં'ના રસિક વાંચકોને એ પસંદ પડશેજ. લેખક]

શ્રીયુત રણછોડરામ વાવાભાઈએ ભારતની મુસ્લિમ સ્ત્રી કવિઓ અને મુસલમાન રાજ્યની પ્રશંસા કરતાં લખ્યું છે કે:–"આપણા દેશમાં મુસલમાનોએ રાજ્ય કર્યું છે એટલુંજ નહીં પણ પોતાના પ્રિય ધર્મનો પ્રચાર પણ કર્યો છે...તેઓના પદ્ય સાહિત્યે આપણા મનુષ્ય જીવનમાં રસ આણ્યો છે...... મુસલમાનો આપણા પાડોશીજ નથી પણ આપણા ભાઈઓ છે. વળી શતકો પર્યન્ત રાજ્ય કરવાથી રાજભાષા અને રાજસાહિત્યને રૈયત તરફથી–બુદ્ધિશાળી, રસિક, ઓજસ્વી હિન્દુઓ તરફથી પણ પોષણ મળ્યું છે...આજે પ્રજાજીવનના ઉત્કર્ષની અનેક નાની મોટી પ્રવૃત્તિઓમાં મુસલમાનની શામેલગિરી વિના આપણને ચાલે એમ નથી...મુસલમાનોના જીવનનો પરિચય આવશ્યક છે. વર્તમાન પરિચય સાથે ભૂતકાળનો પણ જરૂરી છે...ઉર્દૂ અને ફારસી સાહિત્યનું વિશ્વદર્શન આપણને કોઇ કરાવે એવાં સદ્‌ભાગ્ય આપણાં નથી. સરસ્વતી આરાધના કરનાર ઘણી અમીર અને તવંગર કુટુમ્બની સ્ત્રીઓ હતી...મોગલ શહેનશાહતના ઉદયની સાથે ભારતના મુસલમાન અમીર ઉમરાવો અને બાદશાહ નવાબોના અંત:પુરઃ હરમમાં સરસ્વતીની સેવા મુસલમાન સન્નારીઓએ કરવા માંડેલી.

મોગલ શહેનશાહત પહેલાંની એક કવિયત્રી ફક્ત "રઝિયા બેગમ"જ છે. લક્ષ્મીના ખોળામાંજ સરસ્વતી પોષાય છે, એ કવિ કુલગુરુ કાલિદાસનું અવલોકન ખોટું ઠર્યું છે...હિન્દુસ્તાનની જે સન્નારીઓએ ફારસી અને ઉર્દૂમાં કવન કર્યાં છે તેમના સંબંધી...એક વાત તરફ ખાસ ધ્યાન આપવા જેવું છે. ઘણા હિન્દુઓએ ઉર્દૂમાં કાવ્ય લખી ઉર્દૂ સાહિત્યની સમૃદ્ધિ વધારી છે, પણ કોઇ હિન્દુ સન્નારીએ ઉર્દૂમાં કવન કર્યાનું જણાયું નથી. ઉર્દૂ રાજભાષા અને વ્યવહાર ભાષા તરીકે હિન્દુઓમાં આદર પામેલી...પુરુષો જેવી કવિતા રચતા તેવીજ મુસલમાન સ્ત્રીઓએ રચી છે. એ કવિતામાં સ્ત્રીત્વના અંશો કોઇ રીતે વ્યાપેલા નથી. "મીરાંબાઇ," "ગિરિન્દ્રમોહિની," "મિસિસ બ્રાઉનીંગ," "મિસ રોઝેટી" આદિના કવનપર તેમનું સુન્દરી હૃદય જેવું અનુભવગમ્ય થાય છે તેવું આમાં થતું નથી...દિલ્હી, અને લખનૌમાં જેટલું ફારસી–ઉર્દૂ સાહિત્યને પોષણ મળ્યું તેટલું બીજા શહેરોમાં મળ્યું નથી."

ઉર્દૂ શાએરાતમાં સૌથી પહેલી શાએરા કાવયત્રી "હિલાલી" છે તેણી કર્ણાટકની રહેનારી હતી અને "નિઝામ-ઉલ-મુલ્ક" "આસિફજહાં"ના રાજઅમલમાં હૈદ્રાબાદની દરબારી શાએરા તરીકે જાણીતી હતી. ઇ. સ:

૧૭૪૮માં—"આસિફજહાં"ના મરણ પછી તેના ચોથા છોકરા "નિઝામઅલી"એ "હિલાલી"ને દરબારની ગાનારી તરીકે રદ કરી અને બીજી ઉર્દૂ શાએરા "ચન્દા ઉર્ફે માહેલકા"ને દરબારી શાએરા તરીકે કાયમ કીધી. "હિલાલી"ના કલામોઃ—

"ચશ્મે કરમ નહીં હય, નહો ઉસકા ગમ નહીં;
મુંહ મોજસે ઇશરે તેરે, વોહ દમ નહીં.
જિતના નસીબમેં હય, બસ ઉતના મિલેગા રિઝક;
મુજ્હકો તો અબ ખિયાલે ગમે બેશો કમ નહીં."

ઉર્દૂની બીજી શાએરા "ચન્દા ઉર્ફે માહેલકા" છે તેણી નિઝામી દરબારમાં ઘણી માનવંતી ગણાતી અને ઘણી ધનવાન હતી. ૫૦૦ આદમીનો રસાલો ધરાવતી હતી. ચન્દા દયાળુ અને સખી હતી. તેણીએ એક મસ્જિદ પણ હૈદ્રાબાદમાં બંધાવી હતી. ઇ. સ. ૧૭૯૯માં એક મોટા નિઝામી દરબાર વેળા ચન્દાએ પોતાના કાવ્યનું દીવાન દરબારમાં બેઠેલા "કર્નલ આલ્કમ"ના હાથમાં મુકી દીધુ હતું. લંડનની લાયબ્રેરીમા તે ઉર્દૂ ગઝલોની દસ્ત લિખિત કિતાબ ચન્દાનું દીવાન આજે પણ મૌજૂદ છે. ચન્દાના કલામોઃ—

"નિકહેગી નિકાહેસે મહબ્બતકી નહીં ફાંસ;
પેહ નસ્તરે હિલરોઝ કોઈ ખાર નહીં હય.
મુજહસે શબે ફુરકતકી મુસીબતકો ન પૂછો;
પેહ કિસ્સયે ગમ કાબિલે ઈઝહાર નહીં હય."

હિન્દુસ્તાનમાં મોગલ શહેનશાહત કાયમ થઈ ત્યારથીજ ફારસીમાં અશઆર, કવિતા કહેનારી કવિયત્રીઓ હસ્તી ધરાવતી હતી. અને ધીમે ધીમે રાજદરબારમાં ઉર્દૂનો પણ પ્રચાર થતો ગયો તેમ ઉર્દૂ કાવ્ય કહેનારીઓ પણ વધતી ગઇ.

ખાસ બાદશાહી ખાનદાનમાં ઘણી શાએરા થઈ તે સર્વે ફારસી અને ઉર્દૂમાં કાવ્ય રચતી હતી.

"જહાંઆરા બેગમ" મોગલ સમ્રાટ "શાહજહાં"ની લાડલી બેટીનું નામ છે. બાદશાહ ઘણી વેળા એની સાથે ખાનગી મસલેહત કરતા, અને સલાહ લેતા. તે ઘણી અક્કલવંદ હતી. તેનું સાલીઆણું પણ ઘણું ભારે હતું. તે સખાવત કરવામાં અને ઇનામો આપવામાં ઘણી જાણીતી થએલી છે. એ "જહાંઆરા બેગમ"ની એક ફારસી કવિતાનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

"ખુશ થઇને પણ અમે આસમાનની નીચે રહી શક્યાં નથી. કોઈએ અમારી ખબર દયા ખાઈને પૂછી નથી. દીપક ઉપર જે પ્રમાણે પરવાનાઓ બળી મરે છે, તે પ્રમાણે ઉઘાડી મેહફિલમાં અમને બાળી નાખ્યાં છે, મંદીરો અને મસ્જિદો શા માટે બાંધી છે? તે તો લાયક થઇને હરદિલમાં મકાં થઈને રહે છે."

જહાંઆરા બેગમ મરણ પામી ત્યારે તેના શબને હઝરત 'નિઝામુદ્દીન—ઔલિઆ'ના મઝારમાં દફન કરવામાં આવ્યું. તેની કબ્ર ઉપર એક લેખ કોતરેલો છે જેનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

'મ્હારી કબ્ર ઉપર લીલું ઘાસ મુકજો, કારણ ગરીબની કબ્ર ઉપર ઘાસ ઉગી નીકળે છે."

"નૂરજહાં બેગમ" એ શહેનશાહે હિન્દ "જહાંગીર"ની પ્રિયતમાને જગત આખું જાણે છે. એના જીવનમાં અનેક એવી ઘટનાઓ થઈ છે કે જેનું લંબાણથી વિવેચન કરવાની જરૂર જણાતી નથી કારણ કે ઘણા વાંચકોને એ મશહૂર શાએરાના જીવન પ્રસંગો સુવિદિત છે. અશઆર બોલવામાં એ મશહૂર જહાં છે. એની કવિતાઓ રહસ્યપૂર્ણ અને ગમ્ભીર અર્થવાળી છે. તેના એક ફારસી કાવ્યનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

"હું પ્રકાશ છું, આગ છું, બાગ છું, મસ્જિદ છું, મંદીર છું, નહીં નહીં હું એમાંની એક નથી. પણ હું ખુશબૂએ ગુલ છું, ગુલસ્તાનનું ભૂષણ છું."

"ઝહૂરી" એ "મીરઝાં ખાને જહાં" જે મહાન શહેન્શાહ 'અકબર'ના દરબારી ઉમરાવ તરીકે પ્રસિદ્ધ છે તેનું નામ ઐતિહાસિક ગ્રંથોમાં ઘણી વેળા વાંચવામાં આવે છે. તેની પુત્રીનું તખલ્લુસ "ઝહૂરી" હતું. તેનું નામ "હુસ્ન બાનુ" હતું. તેણીના એક ફારસી કાવ્યનો ભાવાર્થ આ પ્રમાણે છેઃ—

"મને ખબર છે કે, મારૂં દિલ બહુ સખ્ત છે પણ, તમારો સ્પર્શ થતાંજ તે પાણી પાણી થઈ જશે."

એવુંજ એક કાવ્ય બંગાળના કવિ સમ્રાટ રવિન્દ્રનાથ ટાગોરે બંગ ભાષામાં કહ્યું છેઃ—
ગીતાંજલિમાં કવિરાજ કહે છે કેઃ—

"જની આમાર કઠિન હૃદય—
ચરણ રાખાર યોગ્ય શે નય,
તનુ સખા કિ તોમાર આનાશ લાગલે,
આમાર પાશુ કિ ગલબેની ?"

"આબિદા બેગમ" તે નૂરજહાં બેગમની સખી અને સગી થતી હતી. તેણીએ ફારસીમાં ઘણા અશઆરો કહ્યા છે, તેણીના ફારસીના એક કાવ્યનો ભાવાર્થઃ—

"સ્ત્રીના હૃદયને શું સમજો છો ? ચીરી જોતાં તેમાં શર્મ-હયા અને પ્રેમ સિવાય કશું જણાશે નહિ."

એવુંજ એક કાવ્ય બંગ કવિ સમ્રાટ "રવિન્દ્રનાથ ટાગોરે' કહ્યું છેઃ—

"ઓંગિયા દેખિલે છિછિ નારીર હૃદય—
લાજ ભયે થરથર ભાલો બાસા સકાતાર,
તાર લુકાબાર ઠાઈ કૈડિયે નિર્દય."

ભાવાર્થઃ—"છીઃ છીઃ નારીહૃદયને તમે જોયું પણ તે કાપીને, જે લાજ, સંકોચ અને ભયથી થર થર ધ્રુજી રહી હતી, તેણીએ પ્યાર માટે કરૂણાનો આરંભ કર્યો હતો, તેના છુપવાના સ્થાનને પણ તમે નિર્દયતાથી છીનવી લીધું."

"રુખશાન":—તેણીનું આખુ નામ "ગુલ રૂખ બેગમ" હતું. તેણી ભારત સમ્રાટ "શાહજહાંના રાજત્વકાળમાં દિલ્હીમાં મૌજૂદ હતી, તેણીનું "દીવાન" "ગુલામ મુસ્તફા ઈલાહાબાદી" કને હતું પણ કોઈક શાયર સાહબે ચોરી લીધાનું કહેવાય છે 'રુખશાન'ના કલામોના ભાવાર્થઃ—

"ત્હારી શિકલ સિવાય બાગમાંના ફૂલો કાંટા સમાન ભાસે છે. કોયલોના ટહુકારો કાગડાના કાકા પ્રમાણે સંભળાય છે."

"શાહજહાં બેગમ":—ભોપાલના બેગમ સાહબા "સિકન્દર બેગમ" અને નવાબઝાદા "જહાંગીરખાન"ની વડી શાહઝાદી સાહબા થાય. એનો જન્મ ઈ. સ. ૧૮૩૮માં થયો હતો. ઇ સ. ૧૮૮૪માં તખ્તેનશીન થયાં. ઇ. સ. ૧૮૯૨માં લગ્ન કર્યાં. એના તખલ્લુસો બે હતાં. (૧) "શીરીં" ઉર્દૂ માટે અને (૨) "શાહજહાં" ફારસી માટે. આપ ફારસી અને ઉર્દૂ ઘણું સારૂં જાણતાં હતાં તેમજ આપ એક જાણીતી લેખિકા હતાં. આપની જાણીતી કિતાબોઃ—

૧. "તાજુલ-ઈકબાલ" ઇતિહાસિક ગ્રંથ.

૨. "તેહઝીબુલ-નિસ્વાન" સ્ત્રી શૃંગાર સંબંધી નીતિગ્રંથ.

૩. "ખઝીનતુલ-લુગાત" ઉર્દૂ-ફારસી શબ્દકોષ (ડીક્ષનરી) ઈત્યાદિ.

આપની એક ગઝલની થોડી લીટીઓઃ—

"આતે જાતે કભી ઠોકર જો લગાહી દેંગે,
જમ ગયે રાહમેં હમ નકશે કફે પા હોકર.
ચશ્મે નમસે મેરે આંસૂકો ન દેખે કોઈ,
રંગ લાયેગા યે કતરા કભી દરિયા હોકર."

આપના ફારસી કાવ્યનો ભાવાર્થઃ—

"મ્હારો તો ઘણો વિચાર હતો કે, મક્કે જાઉં પણ દિલ સનમ તરફ ખેંચી જાય છે! હું એક તરફ જાઉં છું, દિલ બીજી તરફ દોડી જાય છે."

"શરીફા બેગમ":–નવાબ "અલીકુલીખાન"ના ભાઈ "અલી બહાદુરખાન"ની વડી પુત્રી હતી. તેણીના લગ્ન "મુર્શિદાબાદ"ના નવાબી ખાનદાનના એક સરદાર સાથે થયાં હતાં. ઉર્દૂ ફારસીમાં બહુ સારાં કાવ્યો રચતી હતી. તેણીના કલામો:–

"કુરતા નહીં કિયા મુજકે, અકસીર કર દિયા;
બનતા હૈ કીમીયા, મેરી ખાક મઝારસે.
કોઈ નહીં હૈ ઝાહિરો બાતિન બજુઝ ખુદા;
બાહર નિકલકે દેખ, ખુદી કે હિસારસે."

તેણીના એક ફારસી અશઆરનો ભાવાર્થ:–

"હું કહું છું કે દુનિયામાં કોઈના પ્રેમી ન થશો. કોઈને પ્રિયા પણ ન કરશો. નહીં તો બન્ને એ દિપક ઉપર બળી મરતાં પતંગવત બળી જશો. પ્રેમીઓ થઈને આરામ નહીં ભોગવો પણ ખાક થઈ જશો."

"ચન્દા" બીબી:—આખું નામ "બદરૂન્નિસા" હતું. એ ચન્દા અને મિરઝા રફિઉદ્દીન "સૌદા" બન્ને એકજ ઝમાનામાં થઈ ગયાં છે. લખનૌના બાદશાહી અંતઃપુર હરમસરામાં ચન્દા ઘણો સમય ગાળતી. ચન્દાના કલામો:–

"હમ પર હરમમેં જના તો યૂ હો ગયા હરામ.
જો હમકો રામ કરચુકા, વહો ખુદ બહા નહીં.
'ચન્દા' અદમકી હસ્તીકા ક્યા કરતી હો સવાલ?
સો દેતે હંય જવાબ "નહીં" કા હમ "હાં" નહીં."

"લતીફા":—"વાજિદઅલી શાહ"ના ઝમાનામાં એક ઉત્તમ શાએરા તરીકે જાણીતી થઈ ગઈ છે. તેણી વિષે કાંઈ જાણવા જેવી માહિતી મળી નથી. તેણીના અશઆરોનો નમૂનો:—

"દિલઆ કયૂંકર નહોગા ફેલ હમસે શહરે ઉલ્ફતકા,
મુસલ્લહ ફોજ અરમાનોંકી હમ તૈયાર રખતે હંય.
ખાો દરે જનાકો હમ ખાક શફા સમઝે,
સિરહાને દરે સરકો સરમે હમ હરઆર રખતે હંય."

"ગુલબદન બેગમ":–મોગલ બાદશાહ 'બાબર'ની બેટી, 'હુમાયુન'ની બ્હેન અને મહાન 'અકબર'ની ફોઈ થતી હતી. અકલમંદ અને પાબંદે મઝહબ હતી. તેણીએજ પોતાના આખા કૂળનો ઇતિહાસ લખ્યો છે. એના એ કુટુંબ વૃત્તાંતનું એક અંગ્રેજ લેખકે અંગ્રેજીમાં ભાષાન્તર કર્યું છે. 'ગુલબદન બેગમ'ના કલામોનો ભાવાર્થ:

"હુસ્ન અને જવાનીનો દાવો કાયમ રહો નથી. તે ઉપર ઇતરાવું નહીં, અજલનો પૈગામ આવી ઉભો રૈહશે અને અદમ રાહે જવાની તૈયારી કરવી પડશે."

"શીરીં":–બીજી નવાબ શરફ–ઉદ–દૌલાની વિધવા બેગમ. એનું આખું નામ "બેગા બાનુ" હતું 'શીરીં' તખલ્લુસ હતું. એના બે ઉસ્તાદો હતા. (૧) મીર મુહમ્મદ 'વસીહ' (૨) શેખ ઇમદાદ અલી 'નાચીઝ' તેણી ફારસી ઉર્દૂ બન્ને ભાષાઓ ઉપર કાબૂ ધરાવતી હતી. તેણીના કલામોનો ભાવાર્થ:–

"કહીં ઇશ્કે હકીકી છે. કહીં ઇશ્કે મજાઝી છે. કોઇ મસ્જિદ બાંધે છે કોઇ બૂતખાના બાંધે છે, પણ મને મસ્જિદની અને મહેલોની પરવાજ ક્યાં છે? મને તો ખુદા ઉપરજ પાકો વિશ્વાસ છે. ઓ "શીરીં" ફકીરીમાં પણ ત્હારો મિજાજ બાદશાહી રાખજે."

એમ કહેવામાં આવે છે કે, તેણીનો સ્વર મધુર અને મીઠો હતો. તેણી સખાવત કરવામાં ઘણી જાણીતી હતી. હિજરી સન ૧૩૦૦ માં મરણ પામી.

"ઝરીફા":—આગ્રાવાસી "આગા મુહમ્મદ બખ્શની પરણેતર. તેણી એક નામચીન શાએરા અને લેખિકા તરીકે જાણીતી છે. તેણીના જીવન વિષે વધુ માહિતી મળી નથી. તેણી ઉર્દૂ–ફારસી સારું જાણતી હતી. તેણીની ગઝલની ચાર લીટી નમૂના તરીકે નીચે લખવામાં આવી છે:—

"પત્થરકા દિલ દિયાહો જીસે કિરદિગારને,
ઉન સંગદિલ બુતોંસે વહી દોસ્તી કરે.
મુદ્દત કે બાદ મુદ્દઈકી દૈરી દે યારસે,
પર્સે સિતમશઆરસે ન ફિર દુશ્મની કરે"

તેણીના ઉસ્તાદનું નામ 'મિરઝા શરીફ' હતું. ઉસ્તાદના નામ ઉપરથી પોતાનો તખલ્લુસ 'શરીફ' રાખ્યું હતું.

"હિજાબ" પહેલી:—આ કવયિત્રી અયોધ્યાના નવાબ 'ગાઝી-ઉદ્-દીન'' ના ભાઇ 'એ' તેમા-ઉદ્-દૌલા''ની બેટી થતી હતી, તેણીનું નામ 'નવાબ બેગમ' હતું. ઉર્દૂમાં કવિતાઓ સારી રચતી હતી. તેણીની કવિતાનો નમુનો:—

"હમે આખિર નહીં અરમાં સીનેસે નિકલતે હેંય,
ફકરત અય ક્યા કુચ્છ ઓર છાનેસે નિકલતે હેંય"

"હિજાબ" બીજી:—નામ કમરૂન્નિસા હતું. તેણી લકનૌમાં હિ. સ. ૧૩૦૮માં હયાતી ભોગવતી હતી. તેણી પણ કવિતાઓ સારી રચતી.

"કત્લ ઔર કર કિસકો દિખાઉ કૌન દેખેગા,
મેરે માશુક જિગર કે ટુકડે ટુકડે હો બિખર જાના"

"ઝનાન બેગમ":—મિરઝાં અબ્દુર્રહીમ-ખાન ખાનાન''ની બેટી. અતિ ઘણી સૌંદર્યવતી, પવિત્ર, ખુદા ઉપર ભરોસો રાખનારી અતિ ઉદાર દિલની હતી.

શહેન્શાહે હિન્દ "જહાંગીર" (સલીમ)ના રાજ્યકાળમાં તેણી હયાત હતી અને હિ. સ. ૧૦૪૦માં ઇન્તેકાલ કરી ગઇ. તેણી એક અચ્છી ફારસી શાએરા ગણાતી હતી. તેણીના ફારસી કલામનો ભાવાર્થ:—

"તારે માટે જાગેલા પ્રેમનું સ્વરૂપ આશિકથી છૂપાવીશ નહિ, છૂપાવી શકાશે પણ નહિ. સબબ કે, આંખોમાંથી ટપકેલા અશ્રુઓ તે પ્રત્યક્ષ કરશે"

"મખ્ફી":—તેણીનું નામ "સલીમા બેગમ" હતું. "બાબર બાદશાહ''ની "ગુલરૂખ બેગમ" નામની બેટીની "સલીમા બેગમ" પાલક બેટી હતી. તેણીના પિતાનું નામ "મિરઝાનુરૂદ્દીન" હતું અને પતિનું નામ "બહેરામખાન ખાનાન" હતું.

બેહરામખાન ખાનાનના મરણ પછી તેણી મહાન અકબર શહેનશાહની બેગમ થવા ભાગ્યશાળી થઇ હતી. ખૂબસુરત હોવા સાથે રહમ દિલ હતી. સખાવત માટે જાણીતી અને ધર્મ પરાયણ હોવાથી પ્રજાની પ્રીતી પાત્ર થઇ પડી હતી. તેણીએ ચાર હજ્જ કરી હતી. તેણી એક અચ્છી કાવ્યકાર હતી. તેણીના એક ફારસી કાવ્યનો ભાવાર્થ:—

"મહબ્બતના મરીઝો કાંઇ બીમાર કહેવાતા નથી અય હકીમો અહીંથી જાઓ મને કાંઇ આઝાર થયો નથી."

એવાજ કલામો "જનાબ હાજી હાફિઝ મુહમ્મદ જમશીદઅલી" સાહબ "જમશીદ" તત્મિઝીના પણ છે જે નીચે લખવામાં આવે છે.

"બીમારે મહબ્બત હેય, બીમાર નહિ હય,
બસ જાઓ તબીબો મુઝે આઝાર નહિ હેંય,
એ ખૌફ રખો સીનેમેં હમ દેખતે તસલ્લી,
હૈ મેરા ગનેઝાર કોઇ ખાર નહિ હેંય."
'જમશીદ' "તુઝે જુર્મકા કિયું ખૌફ હૈ ઇતના,"
"ક્યા તેરી મદદકો શહે અબરાર નહિ હેંય?"

એ સુલ્તાના સલિમા બેગમ એટલે "મખ્ફી" શાએરા હિ. સ. ૧૦૨૧ માં રાહે હકક થઇ.

"મખ્ફી''ના અને "જમશીદ''ના કલામો જેવા કલામો ગુજરાતીમાં પણ ગવાય છે:—

"અય હકીમો જાઓ, દુનિયામાં દવા મારી નથી,"
છું ઇશ્કનો બીમાર, મુજને બીજી બીમારી નથી.

"સુલ્તાના રઝિયા બેગમ":—તખલ્લુસ "શીરીં" (ત્રીજી) તેણી ગુલામવંશના મરહૂર બાદશાહ "અલ્તમશ''ની શાહઝાદી અને "ભારત વર્ષ''ની સૌથી પહેલી ઇસ્લામી "કયસરે-હિન્દ" યાને બાનુ શહેન્શાહ કે જે ખૂબસુરતીમાં, વીરતામાં, કળાકૌશલ્યમાં, ઘોડે સ્વારીમાં અને હિમ્મતમાં મશહૂર જાહેર હતી. અનેક ઇતિહાસિક પુસ્તકોમાં તેણી વિષે અનેક વર્ણનો પ્રગટ

થયાં છે. તેણી વિષે અહીં કાંઈ વધુ લખવાની જરૂર જણાતી નથી. તેણીના કલામોનો ભાવાર્થ:– "મનુષ્ય, પ્રકૃતિ, નૈસર્ગ, સંગીત બાહ્ય સૃષ્ટિના અવલોકન વિના કાવ્યો રચી શકાતાં નથી."

"મરણ પછી તમે ધનવાન ન હતા એમ જગત્ ભલે કહે, પણ તમે નીતિમાન, પ્રમાણિક અને પરગજુ હતા એવું જગત્ કહે તેવું વર્તન રાખવું."

"મદીના":—આખું નામ "મુહમ્મદી બેગમ" તેણી વિષે જાણવા જોગ કાંઇ માહિતી નથી. તેણીના કલામોનો ભાવાર્થ:-

"હું ત્હારાથી જુદી છું તું મ્હારાથી જુદો નથી. હું તને કોઇક જુદીજ નજરે નિહાળું છું પણ મને તું વ્યવહારિક દૃષ્ટિથી પણ જોતો નથી. ત્હારૂં ને મ્હારૂં એ દુનિયાને ઠગવાનું બ્હાનું છે, તું અને હું એકજ છીએ."

"ગુન્નિબેગમ":-તખલ્લુસ "હસરત" એના પિતાનું નામ "અલીકુલીખાન" કે જેઓ ૫૦૦૦, ઘોડેસ્વારના મનસબદાર હતા. એના પતિનું નામ "શુજા-ઉદ-દૌલા" કે જેઓ નવાબ "સફદરજંગ"ના વડા નવાબઝાદા થતા હતા. બીજા પતિનું નામ "ઇમાદુલ-મુલ્ક" હતું. તેણી ઇ. સ. ૧૭૭૫ માં મરણ પામી. તેણીનો મકબરો "ધોળપુર" પાસે "નૂર-આબાદ" નામના બાગમાં આવેલો છે. તેણીના કલામો:– "મને દુનિયાની દોસ્તીની પરવા નથી તેમ દુનિયાની દોલતની પણ દરકાર નથી. જેનું જિગર ધડકે ઇલાહીથી હંમેશાં જલે છે; તેને કોઇ વાતે પણ કરાર નથી, ધડકના રંગમાં રંગાઓ તેજ પાકો રંગ છે."

"ઝેબુન્નિસા":–પ્રસિધ્ધ શહેનશાહ "ઔરંગઝેબ"ની અકલમંદ અને નિડર પુત્રી, શાએરા તરીકે આલમમાં મશહૂર છે. તેણી વિષે વાંચકો કાંઇ ને કાંઇ જાણતાજ હશે? અહીં માત્ર તેણીના ફારસી કાવ્યોના ભાવાર્થ જણાવવામાં આવે છે:—

"હું ઇજ્જતને ચાહું છું, દિલ મુહબ્બતને હવે તમેજ કહો કે, હું કોને ચાહું! મૌત અને ઝિન્દગીનો જ્યારે ખ્યાલ આવે છે; ત્યારે આબરૂ અને ઉલ્ફત એ બન્ને દિલની મશ્કરી કરે છે!"

"હુરેનઆરા"–તખલ્લુસ "શર્મ" બનારસના હકીમ કમરૂદ્દીનની પુત્રી અને જનાબ "ઔજ"ની શાગિર્દ થતી હતી. તેણીના કલામોનો ભાવાર્થ;–"નમાઝના ફર્ઝને અદા કરી નથી શકતી તે છતાં વસીલો તારી-રહેમતનો છે. દુનિયાભરમાં તારીજ રહેમતનો શુર સંભળાય છે. મેં પાપો કર્યાં છે; અને જન્નતની ખ્વાહિશ રાખું છું તો તે તારી રહેમત ઉપરજ. તું બન્દે નવાઝીનો દાવો રાખે છે તો તમન્ના પૂરી કર. જો તું ઉમ્મીદ બર નહિ લાવશે તો તારી જન્નત શા કામની!"

"ગીગા બાનુ":—તખલ્લુસ 'સોસન' ઇ. સ. ૧૮૦૦માં મરણ પામી. તેણીના કલામોનો ભાવાર્થ:–"મ્હારી આંખોમાંથી અશ્રુઓ ટપકી રહ્યાં છે તેને લુછનાર કોઈ નથી, અને હૃદયમાં દુઃખ થઈ રહ્યું છે; તે માટે પૂછનાર પણ કોઈ નથી! હા, તે (ખુદા) દરિયા દિલનો છે. મ્હારી ખબર તે લેશેજ."

"આલમ":—નામ "ઝોહરા બેગમ" હતું, વાજીદ અલીશાહની ખાસ બેગમ. તેણીને સિતારવગાડતાં બહુ સારૂં આવડતું હતું અને ગઝલો પણ ઉત્તમ રચતી તેણીના કલામનો ભાવાર્થ;– "જયો ઝુલ્મગાર આવશે ત્યારે 'આલમ' તારી તલબગાર થશે."

'મુશ્તરી':-નામ "કમરબાનું" તેણી "આગા અલી શમ્સ" "શમ્સ"ની શાગિર્દ થાય, સુન્દર, દયાળુ અને સુખી દિલની હતી સાથે મર્મભાષિણી હતી ઇ. સ. ૧૩૧૫ માં મરણ પામી. તેણીના અશઆરનો સરળ અર્થ:–

"કાતિલ પ્રેમીના હાથમાંથી સુખી નહિં"

જાય; કારણ કે માશુકના કોમળ હૃદયના ખૂનથી તે ખરડાયેલા છે મેંદીથી નહીં."

"હુસ્ન અને નાઝો અદા નાહકના છે; કારણ કે તું બન્દે નવાઝ થાય એમ લાગતું નથી !"

"અખ્તર":—નામ જણાયું નથી. "તૈમુર-લંગ"ના વંશમાંની એક શાહ્જાદીનું તખલ્લુસ છે. હિ. સ. ૧૨૮૦માં દીલ્હીમાં થઈ ગઈ છે. તેણીના કલામોનો ભાવાર્થ:—

"હું હાશેમી અને મુત્તલબીના ખાનદાન ઉપર કુરબાન છું. દુનિયામાં એ બે કુળની કુલીનતા બધે જાણીતી છે. તેઓનો દબદબો આખી ખલકના દબદબાને બેસાડી દે છે. મક્કા, મદીના અને અરબસ્તાનના એ સૈયદોને હું વધાવી લઉં છું."

"સદર:"—અયોધ્યાના નવાબ "વાજીદ અલી"ની ખાસ વિશ્વાસુ દોસ્ત ઘણી હસમુખી હાજર જવાબી અને તત્કાળ કાવ્ય કહેનારી હતી. તેણીના કલામોની મતલબ:—

"મુહબ્બતની તમન્નામાં હું રાતદિન અલગ રહું છું, લોક પણ અલગ છે."

"મારી કબ્ર ઉપર દીવો નથી તે શું કોઇએ બૂઝાવી દીધો કે પવનથી બૂઝાઇ ગયો"?

"વસ્લ અને હિજ્ર = –

એ બધાનો લુત્ફ = –

સ્વાદ કિંવા મઝા કાંઇ ઓરજ છે. પ્રેમીઓનેજ એનો અનુભવ સારો હશે !"

તેણીએ "બાદશાહ નામા" અને "ગુલ્દસ્તે-બહાર" નામની કિતાબો લખી છે.

"આતીબેગમ":—અજમેરના પી રજપુતાના ગેઝેટ"ના તંત્રી મૌલવી મુરાદઅલી સાહબ "મુરાદ"નાં પત્નિ. પતિના મરણ પછી તંત્રી પદ ઉપર પોતે બિરાજી ઉત્તમ લોકસેવા કીધી હતી. આપે પતિની યાદમાં કેટલાક કલામો લખેલા તેમાંથી થોડાક:-

"આતી હે યાદ આપકી ઐયામે હિજ્રમેં,
બસ વજહ ઝીસ્ત અય બુતે ગાફિલ યહી તો હય.
ખૂન થુંકતી હું દસ્તે હિનાઈ કી યાદમેં;
"દિક. ઝિન્દગીસે હું મરરૂ સલ યહી તો હય."

"ઝોહરા"-નામ "લતીફાબાનુ" કર્નુલની રહેવાસી મૌલવી ઝહરઅલી" "ઝહર"ની શિષ્યા. તેણી ફારસી-ઉર્દૂમાં કવિતાઓ બનાવી ગાતી. એની કવિતાઓ ઉત્તર હિન્દમાં ઘણીજ વખણાય છે. હિ. સ. ૧૨૯૩ માં જન્નતનશીન થઇ. તેણીના કલામોનો સારાંશ:-

"જ્યાં સુધી આંખોમાંથી ઉન્હા અશ્રુઓ નથી ગળતાં; ત્યાં સુધી જાણવું કે ઇશ્કનું દર્દ થયું નથી. જો કોઈના આંસુઓ ગળતાં હોય તો તે મીહુબ્બતીનાં છે. સબબ કે, મીહુબ્બતી બળે છે; ત્યારે તે રડે છે અને આંસુ ટપકે છે."

"શમશુન્નિસા બેગમ:–તખલ્લુસ "શમ્શી" મુર્શિદાબાદના રાજા સાહેબનાં બેગમ સાહેબા થાય છે. તેઓ સ્ત્રી જાતિનો ઇતિહાસ લખાવવા માટે તનતોડ મેહનત કરતાં અને તે માટે ખાસ ઇનામ કાઢયું હતું.

મુલ્કી અને કૌમી તાલીમ માટે તેઓએ ઘણા ભોગો આપ્યા છે. આજની "અલીગઢની મુસ્લિમ કૉલેજ"નાં દર્શન એમણે કરાવ્યાં છે. નામદાર મર્હૂમ એડવર્ડ સાતમાના રાજ્યભિષેક વેળા ઉત્તમ નઝમ લખી મોકલી હતી. આપે એક સમય સ્ત્રીઓ માટે નીચે પ્રમાણે કહ્યું હતું.

"દુનિયા કે લોગોંને ઔરતોંકો કયા સમજ રખ્ખા હય? ઔરતેં ઘરકી મલેકાએં હંય, તેહઝિબકી. કાને (ખાણો) હંય. ઔરતોંકી તાલીમકા જુઝ્વ એ આઅઝમ (મ્હોટા હિસ્સો) અસ્મત (શિયળ) હંય. અસ્મતકે ખાસ મઆની ગુનાહસે બાઝરેહના હંય. હયા વ શર્મ, પર્દાપોશી કરના હંય."

"ફારવાં"ના કોઇ લેખક બાઇ નીચે લખેલાં નામોવાળી ચાએરાત સંબંધી માહિતી અને

તેમણીના કાવ્યો આદિની શોધખોળ કરી "કારવાં" માં તે વિષે લખાશે તો સાહિત્ય સેવામાં તેનો હિસ્સો ગણાશે. શાએરાઓનાં નામો—'નાઝ' 'કરીના', 'અખ્તર', 'નસ્તર', 'સગીર', 'મુનીર' 'ઝાર' 'મુદેલાં', 'ફિરોઝ', એમેન', 'ગુલઝાર', 'દરના', 'અઝહર', 'યાસ્મીના', 'કનીઝ', 'નાઝુક', 'રશિદા', 'હીરાં', 'રાણી', 'દુલારી', 'બેબી', 'ગુલામ', 'કેસર', 'સમામાં', 'શોભા', 'ગુલાબ', વિગેરે.

આ વિષયમાં સ્વ. શ્રીયુત રણછોડરામ વાવાભાઈએ ઘણો સારો વિકાસ આપ્યો છે. જો કે પોતે ફારસી–ઉર્દૂ કે અરબીનું જ્ઞાન ધરાવતા હતા નહિ, છતાં ઓનરેબલ રફીઉદ્દીન અહમદ અને બરોડા કૉલેજના પ્રોફેસર નવાબ અલી મુહમ્મદ-અબ્બાસ" કૃત મશહૂર 'ઉર્દૂ ગ્રંથ" મશાહિરે–નિસ્વાન" તથા "જુનાગઢની બહાઉદ્દીન કૉલેજ"ના ફારસીના પ્રોફેસર 'સર વિઠ્ઠલરાય મહીપતરામ મહેતા"ના સૂચવેલા પુસ્તકો Beale's oriental Biography અને 'મહિલા મૃદુવાણી' 'સુન્દરી શણગાર' વિગેરે પુસ્તકોમાંથી હિન્દની મુસ્લિમ સ્ત્રી કવિઓ સંબંધી અનેક માસિક પત્રોમાં લેખો લખતા હતા.

ફારસી–ઉર્દૂ કાવ્યની શૈલી અને ઢબ ઉપર ગુજરાતીમાં જો કોઇ હિંદુ કવિઓએ કાવ્યો લખ્યાં હોય તો રા. બાલાશંકર, રા. મણિલાલ, કલાપી, રા. સાગર, રા. રંજુર, રા. ટી. બી. કંથારિયા, અમૃત કેશવ નાયક વગેરે અમરથાને આવે છે.

"ખઝીનતુલ–ઉલૂમ" ઉર્દૂ 'અદીબ' અખ-બાર' ઉર્દૂ 'વસન્ત' 'ગુલ્શને' ગુજરાતીનો આધાર લેવામાં આવે છે. લેખક.

[ ઉપલા દાયકામાં લગભગ એકાદ ડઝન સારા મુસ્લિમ કવિઓ ગુજરાતમાં થયા છે અને તેમાંના ઘણાથી ગુજરાત પરિચિત છેજ. તંત્રી.]

# વિચિત્ર ભ્રમ

લેખક
'ગાફિલ'

ઉદ્યોગ હુન્નરમાં પ્રગતિ કરનાર અન્ય બાહ્યબંધ કોમો વચ્ચે મુસ્લિમોનું પછાતપણું ધ્યાન ખેંચે છે, ભાખરી માટે ચાકરી (ગુલામી) કરવા સદા તત્પર એવા મુસ્લિમોને ન્હાના ન્હાના અનેક ઉદ્યોગો પ્રત્યે જાણે કેમ સૂગ કે શરમ થાય, એવું મુસ્લિમોની વર્તમાન સ્થિતિ ઉપરથી કલ્પી શકાય છે. ગુજરાત કાઠિઆવાડના મુસ્લિમોનાં ખીસાં ઉપર સંખ્યાબંધ કાતરો મૂકાય છે, પણ મુસ્લિમોની બેદરકારી એટલી વધી છે કે એવી સ્થીતિમાં પણ તેઓ ગર્વ માને છે. ઇસ્લામ ભિક્ષાનો કટ્ટર વૈરી અને ઉદ્યોગ ધંધાનો અજોડ હિમાયતી છે, પણ કમનસીબે ઇસ્લામીઓ ઉદ્યોગ હુન્નરમાં શરમ પેખે છે, પ્રમાણિક મજુરી કરતાં મુસ્લિમો શરમાય છે, સત્તા સલ્તનત ગઇ પણ શાન ટકાવી રાખવાનાં મિથ્યા પ્રયત્નો હજુ પણ થઈ રહ્યા છે, મજુરી કરવામાં શરમ આડે આવે છે, પણ ભીખ માગતાં અચકાતા નથી; એ મુસ્લિમોની પસ્તીનો એક અજોડ પૂરાવો છે. ક્ષેત્ર અનેક છે, પણ મહેનત કરવી નથી તેટલા માટે ટેકો મળતો નથી, એવી દલીલો આગળ કરી પ્રમાદ સેવે છે. જો કે ટેકો મેળવવા માટે વસ્તુઓનું હોવું અત્યંત જરૂરી છે. એક તો લાયકાત વગર ટેકો મળી શકેજ નહિ ને બીજું પ્રમાણિકતાનો અભાવ હોય તો ટેકો આપનાર પણ ડૂબે એ દીવા જેવી વાત છે. લાયકાત અને પ્રમાણિકપણું એ બન્નેની હાજરી હોય છતાં મદદકાર ન મળે એમ બહુ ઓછું બને છે પણ ઉપરોક્ત બન્ને ગુણોનો સદંતર અભાવ હોવા છતાં ટેકાની આશા રાખવી એ પણ નરી નાદાની છે. ઉદ્યોગ પ્રિય મહેનતુ, ઇમાનદાર ઇન્સાનને, ટેકો-મદદ હાજર રહે છે, પણ મુસ્લિમોને તેમની પ્રગતિનાં આડે "ખોટી શરમ" આવી ઉભે છે. આ એકજ વસ્તુ (ખોટી શરમ એવી છે. જેણે સમસ્ત મુસ્લિમોની પ્રગતિને રૂંધી નાખી છે. આજે પણ મુસ્લિમો જો ખોટી શરમને ત્યાજ્ય ગણે તો અનેક ઉદ્યોગો તેમને રોટલી પૂરી પાડવા તત્પર છે. માત્ર "શાન" ઉપર પુળો મૂકવાનીજ આવશ્યકતા છે. શાન મુસ્લિમોને માટે મૃત્યુ ઘંટ છે. સ્વમાનસહ જીવન જીવનારને ખોટી શરમ રોકી શકે નહિ, અને સાચી હકીકત તો એજ છે, કે મુસ્લિમો સર્વસ્વ ગુમાવી ચૂકયા છે, એવા સંજોગોમાં શાનને અને મુસ્લિમોને સંબંધજ શો છે? શાન-સ્વમાનસહ રોટલો રળી ખાવાથી ટકી રહે છે, નહિ કે અન્યની દયા ઉપર જીવવાથી શાન ટકી રહે છે. પોતાના પગ પર ઉભનારને જગત ધિક્કારી શકતું જ નથી. અન્યનાં આધારે જીવનારને અલબત્ત દુન્યા તિરસ્કારની નજરે જુએ છે. અનેક ઉદ્યોગ હુન્નરો એવા છે, કે જેની મોનોપોલી કોઇની પાસે નથી, ભેદભાવ વગર જે કોઇ પણ ઇચ્છે તે કરી શકે છે. આજે મુસ્લિમો, ખાસ કરીને ગુજરાત કાઠીઆવાડનાં મુસ્લિમોના ખીસા ઉપર અનેક કાતરો મૂકાય છે દાખલા તરીકે હજામ,-સુતાર, કડીયા, લુહાર, સોની, દરજી, મોચી ઇત્યાદિનાં કામકાજ એવાં છે, કે શરમ ત્યજી દેનાર દરેક મુસ્લિમ કરી શકે છે. અમુક ધંધો કરે તેજ મુસ્લિમ કહેવાય એવું ઇસ્લામનું એકેય ફરમાન નથી! ભીખ માગવા કરતાં

જંગલમાંથી લાકડાં કાપી લાવીને વેચનારને અનેકગણું ઉચ્ચ સ્થાન - ઇસ્લામ અર્પણ કરે છે. ઇસ્લામ પ્રમાણિક મજુરીમાં માને છે, મજુરીનાં પ્રકાર સાથે તેને કશોજ સંબંધ નથી. જોડા સીવવાથી પણ મુસ્લિમ તો રહીજ શકીએ અમુક ધંધાઓ આપણાથી નજ થાય એમ માની લેવું એ એક ભ્રમ છે. ઉપર ગણાવેલા એકંદર ધંધાઓ મુસ્લિમો કરી શકે છે, મઝહબની મનાઈ નથી ઉપરાંત ખીસા પાકીટ સલામત રહે, એ ફાયદો વધારાનો ગણાય. મુસ્લિમનાં એકજ ખીસાને અનેક કાતરો વગેરે, એ સ્થીતિજ લાંબો વખત ચલાવી ન લેવાય એવી છે. મુસ્લિમોની આર્થિક સ્થીતિમાં વધારો ન થવાનાં અનેક કારણોમાંથી આ એક મુખ્ય કારણ છે. ખુલ્લી આંખે જોયાં છતાં પણ ખીસા-પાકીટ સંભાળવાની દરકાર મુસ્લિમોને નથી; તે એક આશ્ચર્યનો વિષય છે. ઉપરોક્ત ધંધાઓ ઉપર કોઇ પણ ચોક્કસ જ્ઞાતિનો અધિકાર નથી, ધંધો જે કરે તેનો તે કહેવાય. છતાં મુસ્લિમો પણ સોની, સુતાર, કે કડીયા, લુહાર કહેવાય; એમાં શરમ શેની? સોની થવાથી મુસ્લિમ મટી નહિ જવાય. ધંધાને અંગે તમે સોની કહેવાશો, ધર્મની દ્રષ્ટિએ તો મુસ્લિમ તરીકેજ જગતમાં તમારી ગણના થશે. એટલુંજ નહિ પણ આપબળે જીવતાં શીખશો તો જગતમાં હમણાં મળે છે, તે કરતાં વધારે માન મળશે. આવડત વગર શેઠ કે જનાબ કે સાહેબ કહેવડાવી ફુલાવવું અને દીનપ્રતિદીન સ્વેચ્છાએ શક્તિઓને હણી નાખવી, એ કરતાં તો ભલેને આપણને કોઇ શેઠ ન કહે છતાં આર્થિક સ્થીતિ સદ્ધર હોય એ વધારે આવકારદાયક છે. મુસ્લિમ સમાજના મધ્યમ વર્ગ અને કેટલાક કહેવાતા શેઠીયાઓ કરતાં તો સોની, સુતાર ને કડીયા લુહારની આર્થિક સ્થીતિ અનેકગણી સારી છે. ખાલી ખીસાંવાળો મુસ્લિમ મધ્યમ વર્ગ ભલેને આ ભાઇઓને મજૂર ગણે; પણ એ મજૂરો પાસે જીવનના જે સાધનો છે, તે તેમને મજૂર કહેનારની પાસે ખરેખર નથી. વિષય એવો છે કે વિસ્તારપૂર્વક ઘણું લખી શકાય, પણ આવડતનાં અભાવે જે કાંઇ કહેવાનું હોય છે, તે ટુંકમાં કહી નાખું છું. એક વાત ચોક્કસ છે કે વાંચેલું કે સાંભળેલું કહેતો નથી. પ્રત્યક્ષ દેખાય છે, તેજ અને સ્પષ્ટ શબ્દોમાં કહી નાખું છું. મુસ્લિમ સમાજની વર્તમાન સ્થીતિથી અંતર વલોવાઈ જતું હોવાથી રસિક કહી શકાય એવું કયારેય લખી શકતો નથી, તે છતાં દરગુજર પણ ચાહવાનો ખોટો વિવેક કરતો નથી.

એકાદ દસકામાં ગુજરાત કાઠિઆવાડમાં સંખ્યાબંધ મુસ્લિમ ધંધાદારીઓ જોવા અતંત ઉત્સુક છું. "કારવાં"નો વાંચક વર્ગ મુસ્લિમ કાફલાને આગળ વધારવા ઇચ્છતો હોય-તો તેણે પોતપોતાનાં ક્ષેત્રમાં ઉપરોક્ત સુચનો અમલમાં મુકવા કે મુકાવવાની સત્વર તત્પરતા રાખવી જોઇએ. બોલી કે લખી તો ઘણું શકાય, પણ કામે વળગી જવાય એ વધારે અગત્યનુ હોઇ, સૌપીને કામ લેવાની વિનંતી સાથે વીરમું છું

"મુખતફિક હોકર સહારા દે

અગર કસ્તી કો હુમ;

એક પલમેં મુશ્કિલોંકા

અપના બેડા પાર હો."

---

## "પરાગ"

નાચીઝ (માંગરોલ)

**પ્રતિઘોષઃ—**

નીલવર્ણ નભમંડળમાં તારલાનું ખરવું—
ઘાયલને તૂટેલા હૃદયના પ્રતિઘોષનું પ્રમાણ છે.

× × ×

**રહસ્યઃ—**

જો મારા નેત્રોમાં તારા મેઘ મંડળની શક્તિ હોત તો હું મારા અશ્રુઓની વર્ષાથી સંતપ્ત હૃદયોને શીતળ કરવાનો પ્રયત્ન કરત—!

જો મારા હૃદયમાં તારી વૃક્ષરાજીનો ત્યાગ હોત તો હું કષ્ટોની અવહેલના કરીને પણ મારા શત્રુઓને મધૂર મીઠાં ફળ અને શાંત શીતળ છાયા પ્રદાન કરત—!

જો મારા દેહમાં તારા દીપકનો સ્નેહમય સેવાભાવ હોત તો હું પોતે બળી ભસ્મીભૂત થઈ અન્યને પ્રકાશ પાથરત—!

જો મારા આત્મામાં તુજ ચાતકની સાધના હોત તો હું મારી ઉજ્જડ, વેરાન, અતૃપ્ત કામનાઓને એકત્રિત કરી તારા પવિત્ર પ્રેમના સન્માર્ગ પર ન્યોચ્છાવર કરી દેત!

પરંતુ હું શું છું? અને મારે શું કરવાનું છે? એજ વિડંબણામાં મારૂં આ અમૂલ્ય જીવન વ્યતિત થઈ રહ્યું છે.

× × ×

**કલાકારઃ—**

માનવી એક નિર્દોષ અબોધ બાળકની પેઠે જીવનની મટોડી પર ચિત્ર વિચિત્ર રેખાઓ આંકિત કરે છે, પરંતુ બીજીજ પળે પોતાનાજ હસ્તથી નિષ્ફળ કરી એને હંમેશને માટે ભૂલી જાય છે.

× + ×

**સત્ય ભાવનાઃ—**

કવિ! તું તારી કવિતામાં સંજીવની સ્ફુર્તિ ભરવા ઇચ્છે છે? રજકણમાં વિશ્વનું નગ્ન સૌંદર્ય જોવા ચાહે છે? તારા શૂન્ય હૃદય કુસુમની અપૂર્ણતામાં પૂર્ણતાનો પરિમલ ભરવા દ્રવે છે....? તો ઇંદ્ર ધનુપ અને શરદ ઇન્દુને નિરખવું ભૂલી જા.... વિશ્વની અશ્રુભરી આંખોમાં તારૂં સ્વરૂપ નિહાળ—! જેમાં વસુધાના અનેક વસંત ગ્રીષ્મ અને શીશીરની દુઃખદ કથાઓ આલેખાયલી છે.

× × ×

**અસ્વાર્થીય સેવાઃ—**

માનવી વંદનિય અને પૂજનિય મૂર્તિ છે. ઈષ્ટદેવના કળા કૌશલ્યની. પરંતુ એ પદ પ્રાપ્ત કરવા વિશ્વવિશ્મ્ભરે તેના પર પાડી ફરજ;નીજ બંદાની અસ્વાર્થીય સેવા કરવાની.

× × ×

# એને વાંચશોજ નહિ!!

## અને જો વાંચો તો એનો લાભ ઉઠાવો

### બિરાદરાને મિલ્લત !

આજકાલ જાહેરાતો મારફતે વેચાતી દવાઓ ઉપર પ્રજાનો બિલકુલ ભરોસો રહ્યો નથી એ એક સૂર્યની પેઠે પ્રકાશિત વાત છે છતાં ખોટું ન માનતા. ખુદાએ પાંચ આંગળીઓ સરખી બનાવી નથી. જો આપને અગત્ય હોય અને એવી દવાઓની જરૂર હોય છતાં જાહેરાતો મારફતે વેચાતી દવાઓ મંગાવતાં ડરતાં હો તો માત્ર એકવાર ખુદાનું નામ લઇને અમારે ત્યાંથી દવાઓ મંગાવો, ઇન્શા અલ્લાહ અચુક ઇચ્છા પ્રમાણે લાભ થશે. જો અમારી દવાઓ સંતોષ અને ફાયદો પહોંચાડનારી સાબિત ન થાય તો દસ રૂપીઆના ઇનામ સાથે દવાઓની કીંમત પાછી ફેરવીશું. અમારી આ જાહેરાત ખુલ્લી છે. અમે ખુદાને હાજર નાજર જાણીને અને તેની જાત ઉપર સંપૂર્ણ ભરસો મૂકીને આપને ખાત્રી અપાવીએ છીએ કે અમારી આ નીચેની જાહેરાતમાં રાઇ બરાબર પણ અસત્ય નથી જો અમે આપથી દગો કરીએ તો ખુદા અને તેના રસુલ સલ્લ૦થી દગો કર્યો. અમને અમારી જાહેરાત ઉપર એટલો ભરસો છે જેટલો દિવસને દિવસ અને રાત ને રાત કેહવા ઉપર ભરસો ને ખાત્રી હોય છે. અસલમાં વાત એમ છે કે અમારી આ દવાઓ બેહદ કામ્યાબ દવાઓ છે. એનો અનુભવ જરૂર કરવો જોઇએ અમારી આ દવાઓ બીજી ધુરતીકારી કે જાહેરાતોમાં આવતી સાધારણ દવાઓ જેવી નથી પરંતુ આપ સુધી આ દવાઓની ખબર પહોંચાડવાનું અમારી પાસે માત્ર એકજ સાધન આ જાહેરાત છે અને બીજું કોઇ પણ સાધન નથી કે જે વડે આ દવાઓની અમે આપને ખબર આપીએ એટલે અમે આપને ખાત્રી આપીએ છીએ કે આપ આ દવાઓને બીજી દવાઓની પેઠે ધુરતીકારી દવાઓ ન ગણો અને ખુદા તથા તેના રસુલ પર ભરસો મૂકી વાપરો ઇન્શાઅલ્લાહ સંપૂર્ણ તંદુરસ્તી પ્રાપ્ત કરશો, અને આપની શંકા દુર થઇ જશે અને આ દવાઓના વપરાશ પછી કોઇ પણ દવાઓની જરૂરત નહીં રહે.

### સાયન્ટીફીક ઓઇલ.

આ આશ્ચર્યજનક તેલની અસરકારક અસરથી લાભ ઉઠાવો. ન પાન બાંધવાની જરૂર છે કે ન તો લુગડું લપેટવાની અગત્ય, ન ફોલ્લા ઉઠવાની બીક છે. બગાડતંની સાંથેજ નસોમાં પેવસ થઇને બેચેન કરી દે છે, અને સુઇ રહેલી લાગણીઓમાં એક મહા તુફાન પેદા કરી દે છે, માત્ર એકજ શીશીનો વપરાશ ચાહે ગમે તે કારણે વાંકાપણું, પાતળાંપણું, સુસ્તી, નડપતા

(સાધન પા. ૩૧૧)

(સાધન પાનું ૩૬૦)



# ભૂખ

લે. 'પ્રલાપી' (કલકત્તા)

અન્યાયોના ભારે ને અત્યાચારોના ખપ્પરમાં માનવતાના, સુખો, સર્વે કેવળ કોઇકોનાં દુઃખો પરજ જો અવલંબાયલા ન હોત તો "ભૂખ" શબ્દનો કેટલો મહિમા ઘટી જાય !?

આફતાબ ઉગીને અસ્ત પામે ત્યાંતો કેટલાંય ઘરોમાં એ "ભૂખ" ને લઈ હારમાં રૂદનની ઝીણીઆરીઓ ઉઠીને સમી જાય. છતાંય જગતને એનાં કંઇજ થાપ નથી દીસતાં !

કેવળ મહેનત કરવા સર્જાયલાં એકાદ મજુરનાંય પ્રેમના નાદ એવાં હોય છે. કે પોતાની પ્રેમાળ ને કોમળ હૃદયી સ્ત્રી ફૂલોનાય ભાર સહન નહિ કરી શકે !

આકર્ષણોની હોંસભાના લાગણીના કોમળ તત્વો સર્વત્ર પ્રેમ ને સ્નેહ સરજાયેલ જાય છે !

કહાનાએ પ્રેમદેવની આરાધનાં કરી શકય તેટલા યત્નના ભારે રીઝી રીઝાવીને સોમલીને મેળવી હતી. ન્હાનકડી ઝુંપડીની રિદ્ધિની વૃદ્ધિ થઇ હતી !

સાજના મીલમાંથી ૨ સુતરની ઝીણી ચરેલી ફૂગવાળાં કપડાં ઝટકી મજુરો સાથે કહાનો પણ ગદ્દા ને ગાંખો ભરવા પાસેના નળનું મેલું પાણી વાપરીને, ભાતાની પોટલીવાળા ફાળયાથી લૂછી અપાટાબંધ ઘરે આવી. એની વ્હાલી સોમલી સાથે રોતો વિતાડનાં કંઇક ઝઘડારાં વર્ષો વીતાવી નાંખ્યાં હતાં. એમના જીવનનો ઇતિહાસ શું અને દ્રષ્ટાંત શો ? છતાંય વેધક અસર ઉપજાવનારી અને અકથ્ય દુઃખો વહનારી ગાથાઓ મજુર લત્તાઓમાં ખુણે ખૂણે છુપાએલીજ હોય છે. એને છુંચવું શું અને ઇચ્છવું શું ! માલિકોને એ બધો નિરખવાનો એટલોજ અવસર હોય છે, કે જેટલો ધન વગરનાઓને દાન કરવાનો હોય છે !!!

મહાલાની પાછળ ફનાતી ધન્ય કુરબાની અર્પનાર પરવાનાની કબરોની તે વળી સમાધીઓ હોતી હશે !

પ્રેમમાં સોમલીને પતી વિના બીજી કઇ વસ્તુ સુખદ હોઈ શકે ? દેવનો દીધેલો કહીને એને મારે કે વાઢ્યું વાળે, બધું સરખું ! છતાંય સફળ દંપતિઓમાં હોય છે તેમ વધારે ઓછાં પ્રમાણમાં એમનાંય જીવનમાં શકય લાગતો હતોજ. કારણ પ્રેમના મધૂર તાંતણા એમની અજ્ઞાના વસ્થામાં નો'તા વણાયા !

એમના પડોશની વેડી પાર આવેલાં એક મહા મોટાં ઘેરાવા પીપળાના વૃદ્ધ વૃક્ષની હેઠળ રમતાં રમતાં એમણે સ્નેહ સાંધ્યો હતો !

ગામડામાં ઘરો નજીકનો એવો કયો વડ પીપળો કે આંબલીનું આબરૂદાર વૃદ્ધ વૃક્ષ નહિ હોય કે જ્યાં બાળકોની અરધીટ, દોડાદોડ, પછડાટો અને એમની માતાઓની બૂમાબૂમની તથાં આંબલા પીપળીની મધૂર તવારીખો સંતાયેલી નહિ હોય ! અને હમેશાં રમનારી જાણીતી પ્રેમ જોડલીને-તો એમના પ્રેમ-જોડાણની મિષ્ટ સાક્ષીઓ આપીને કંઇક પડોશીઓ મફત બજાર કામકાજ તેમના દ્વારા કરાવતાં હતાં ! અને "સોમલી-કહાના"ની ખાસ જોડલીએ તો કંઇક બકાલાં, પાણી છાણીને લોટ દળવાના મહત કાર્યો હોંસે હોંસે કરી આપ્યાં હતાં ! કંઇક શાલીમારને કાશ્મીરના બગીચાઓની ભુલભૂલામણી તેઓ આ જનડા ઝાડ પાછળ રમી નાખી હતી ! આવતરોની પેઠ મહેરબાની બતાવી આ પડાદાર વૃક્ષે વર્ષો પર્યંત શીળી છાંયડી આપી આ ગભરૂઓને રમાંડતાં આવ્યાં છે !

બાળપણનાં સેવેલાં સોણલાં જ્યારે સાચાં પડ્યાં અને ઉભય લગ્ન ગ્રંથીથી જોડાયાં ત્યારે એમના હર્ષનો પાર નો'તો. હોંસમાં ને હોંસમાં કડાનો મીલમાં ક્યાંય તરક્કી કરી ગયો. ત્યાં સુધી કે એણે પોતાની કાયા સુદ્ધાં નીચોવી નાખી; છતાંય નળની દમયંતી અને શશિકાન્તની નિર્મળાથી એમના જીવન કંઇક ઉતરતાં ન હતાં! અફસોસ! મીલના માલિકની કુદૃષ્ટિ રૂપાળી સોમલી ઉપર ઠરી અને એમ તો સાત સાત મીલોમાં ઉભય દંપતિને નોકરી ત્યજવી પડી હતી!! આ કાજે ધણી ધણીઆણીમાં સ્નેહની શ્રેષ્ઠતા ખાતર કંઇક રુસણાં મનામણાં થયાં હતાં; આથી કંઇકવાર ઉભય વચ્ચે માર મારવાના, વાયુ ઢેળવાના ને પરસ્પર વાળની લટો સમારવાના પ્રસંગો પણ બની ગયા. અંતે સોમલીની કમાઇ વિનાજ જિવન જીવવાનો સંપ્રદાય કરી એની વ્હાલસોયીને કોઇપણ મીલમાં કામ કરવાનું બંધજ કરવામાં આવ્યું!! આમ પતિ, પડોશ અને પ્રભુમાંજ લીન રહેવાની તક આપી. દુબળો કડાનો મીલે મજુરી કરી સહુ ઉંડીને ફરી કામે જઇ નિરસ જિવનની આકરી વેદનો સતત સામનો કરતો. દિન પર દિન વધુ દુબળો બનવા લાગ્યો! છતાંય એના જીવનનો અસાધ્ય રોગ કોઇનેય નો'તો આવતો! કામના સતત બોજથી "ભૂખ" પણ વધી હતી. ઉભયની બેવડી કમાઇના બદલે હાલતો એકવડીજ આમદાની હતી. તેમાં વળી ઘરમાં કાકા અને કાકી પણ મોટાં થયાં હતાં. ખાવાનું ખુટ્યું. ભૂખમાં ભૂખ વધી. તંગીમાં તંગી વધી.

અધૂરામાં પૂરૂં ને વળી મંદીને લઇ મીલમાં મજુરોના પગાર પર કાપ પડી હતી; તથા કડાનાને ઓછી મજૂરી મળવા લાગી. તેમાંય તેની પત્નીને લઇ કડાના ઉપર માલિકનો રોષ તો હતોજ. પહેલાં તો દિવસમાં એક વાર સોમલી મીલમાં ભાતું આપવા જતી તે પણ હવે કડાનાએ બંધ કર્યું. વ્હેલી સવારે સાથેજ એ ભાતું લઇ જતો.

ધીમે ધીમે એ કારમી "ભૂખ"ને સમાવવા જતાં કડાનાના માથે કરજનો ભાર વધી ગયો.

સાંજનો સમય હતો. સોમલીના હૃદય દેવનો આવવાનો સમય હતો. પ્રેમલીના હૃદય મંદિરમાં પ્રેમનો સાચો દેવતા. સોળે શણગાર સજી રહી હતી, આંગણું ને ઉંમરો સ્વચ્છ કરીને સ્વામિની વાટ જોતી. દુઃખે સુખે તત્રાપમાં બાળકોની સાથે હુપ્પી હુપ્પી રમતી. સંધ્યા પૂજાના શ્લોકો ગણગણી રહી હતી. સ્હામે અદૃશ્ય દેવતાઓની હાર જાણે ઉભેલી હતી—વગર ફૂલે આરતીઓ જાણે ઉતરતી હતી! વગર ધૂપે, મનસા જાણે ખુશબો ફેલાઇ હતી. આમ વગર આનંદની શ્યામ સંધ્યા વધુ કાળી થયે જતી'તી! છતાં એનો પતિ હજી નો'તો આવ્યો!

કંઇક આંતરિક કોલાહલ પછી સાચો કોલાહલો સંભળાયો. એકલડીના મનમાં ફડકો પડ્યો. ઘોળી પૂણી જેવી તે બ્હાર ધાઇ આવી! કેટલાંક માણસોએ લોહીથી ખરડાયલાં મૃત કડાનાનો દેહ સોંપ્યો! થીજેલી સોમલી મરનારના ખાટલા આગળજ ઢળી પડી.

કરજના પૈસાની ઉઘરાણી કરનાર જીવલા નામના મજુરની સાથેની વઢવાડને લઇને એનો કરુણ અંત આવ્યો હતો! "ભૂખ"ને લઇ આવા તો કેટલાંય કારમા બનાવો રોજબરોજ બન્યે જાય છે!

રે! વિકરાળ એ 'ભૂખ'!!!

---

## જગતની બેન્કો ક્યારે સ્થપાઈ?

વેપારનો વિકાસ થતાં બેન્કીંગ પદ્ધતિનો પણ વિકાસ થતો ગયો. છેલ્લી બે સદીમાં અલગ અલગ રાષ્ટ્રોએ નીચે જણાવેલ વર્ષમાં પોતાને ત્યાં મધ્યસ્થ બેન્કો કાયમ કરી.

સ્વીડનની રીકસ બેન્કને સ્ટેટ બેન્ક બનાવી–ઈ. સ. ૧૬૬૮. બેન્ક ઑફ ઈંગ્લાંડ સ્થપાઈ–૧૬૯૪. બેન્ક ઑફ ફ્રાંસ–૧૮૦૦, બેન્ક ઑફ નેધરલેન્ડ–૧૮૧૪. ધી નેશનલ બેન્ક ઑફ ઑસ્ટ્રીયા–૧૮૧૭. ધી નેશનલ બેન્ક ઑફ કોપનહેગન–૧૮૧૮, ધી નેશનલ બેંક ઑફ બેલ્જીઅમ–૧૮૫૦, ધી બેન્ક ઑફ સ્પેઈન–૧૮૫૬, ધી બેન્ક ઑફ રશીયા ૧૮૬૦ ધી રીશ બેંક ઑફ જર્મની–૧૮૭૫, ધી બેન્ક ઑફ જપાન–૧૮૮૨, ધી ફેડરલ રીઝર્વ બેન્ક ઑફ યુ. એસ એ.–૧૯૧૩. સાઉથ આફ્રિકન રીઝર્વ બેન્ક ૧૯૨૧, પેરુ, લટેવીઆ, અને લીથુઆનીઆની બેન્કો–૧૯૨૧, બેન્ક ઑફ કોલંબીઆ–૧૯૨૩. નેશન બેંક ઑફ હંગેરી, બેંક ઑફ પોલાંડ, બેન્ક ઑફ ડાન્ઝીગ, અને કોમન વેલ્થ બેન્ક ઑફ ઑસ્ટ્રેલીઆ સર્વે ૧૯૨૪માં. નેશનલ બેન્ક ઑફ ઝેકોસ્લોવેકીઆ, ધી સેન્ટ્રલ બેન્ક ઑફ ચીલી–૧૯૨૫. સેન્ટ્રલ બેન્ક ઑફ ઇક્વેડોર–૧૯૨૭, સે. બેં. ઑફ ચાઈના–૧૯૨૮, ધી સેન્ટ્રલ બેન્ક ઑફ ટર્કી ૧૯૩૧. ધી રીઝર્વ બેંક ઑફ ન્યુઝીલાન્ડ–૧૯૩૪. ધી બેન્ક ઑફ કેનેડા, ધી રીઝર્વ બેન્ક ઑફ ઈન્ડીઆ, ધી સેન્ટ્રલ બેન્ક ઑફ આર્જેન્ટીના–૧૯૩૫.

૧. ઈતર વાચનમાંથી ટપકાવેલ નોંધના આધારે-લેખક.

# પ્રેમ રહસ્ય

લેખક:

'હર્ષ' રાંદેરી.

"સુરેષમાં એવી તે શી વિલક્ષણતા છે કે સરલા તેના પ્રત્યે આટલી બધી આકર્ષાય છે!" મહેશે વિસ્મયયુક્ત સ્વરે કહ્યું; અને પોતાની કોણી ટેબલ ઉપર ટેકવી બેસી ગયો.

"એવી તે શી વાત હશે! મને તો કશીએ સમજ પડતી નથી. તેણે સરલા પર જાદુ તો કર્યું ન હોય!" અરૂણ ધૂમ્રપાન કરતો બોલ્યો; અને પોતાની ભ્રકુટિ ચઢાવી વિચાર હિંડોળે ચઢ્યો.

"એક સમય એવો પણ હતો કે જ્યારે વાત કરવી તો બાજુએ રહી પરંતુ તે કોઇના સામે સીધું જોતીયે નો'તી; અને હવે સુરેષની સાથે બેસી કલાકોના કલાકો લગી વાતો કર્યા કરે છે. હરઘડી સુરેષની પ્રશંસાના ગીત ગાતી ફરે છે." વિનોદ વાંકું મ્હોં કરી કહેવા લાગ્યો. "એમાં કંઇક રહસ્ય જરૂર હોવું જોઇએ, નહિતર આવી હઠીલી અને સ્વચ્છંદી છોકરી આમ એકાએક કેમ ફેરવાઇ ગઈ!"

"એમજ હોવું જોઇએ!" અરૂણે વિસ્મય-યુક્ત સ્વરે કહ્યું." સુરેષે આવતાંજ પોતાના પ્રભાવશાળી વ્યક્તિત્વથી બધાંને આંજી નાંખ્યા! તેણે સરલાના નામથી બેચાર નવલિકાઓ પણ છપાવડાવી આપી છે. દુબળો પાતળો માણસ! ન શારિરીક તંદુરસ્તીનું ઠેકાણું! ન શિક્ષ...!"

"એક દિવસ સરલાએ પોતાની એક નવલિકા મને બતાવી હતી." મહેષ વચ્ચે બોલી ઊઠ્યો, "પરંતુ એ નવલિકા ભાષા અને વિચાર-રચના, બન્ને દ્રષ્ટિએ ખામીવાળી હતી મેં કહ્યું, એમ તો આ વાર્તા છપાવવાને જરા પણ યોગ્ય નથી. પણ જો તમે કહો તો થોડા ઘણાં સુધારાવધારા સાથે છપાવડાવી આપું." કહેવા લાગી, "અરે! વાહ, કોઇ મારી વાર્તામાં કાપકૂપ શા માટે કરે? જાણે હું તો કાંઈ જાણતીજ નથી! મોટા આવ્યા સુધારાવધારા કરવાવાળા!" મેં એને ઘણી સમજાવી પરંતુ એણે મારૂં જરાપણ માન્યું નહિ; અને નારાજ થઇ ચાલી ગઈ! એ પોતાને મહાન સાક્ષર સમજી બેઠી છે! 'બે ઘડી મોજ' અઠવાડીકમાં એની નવલીકા સુધારાવધારા સાથે દાખલ કરવામાં આવી છે."

"તેમાં સુરેષની મદદ જરૂર હોવી જોઇએ." વિનોદે કહ્યું.

"અલ્પ સમયમાં સુરેષભાઇએ એવું તે શું જાદૂ કર્યું! કે એનો સ્વભાવ આટલો બધો બદલાઈ ગયો!" મહેશે વિસ્મયયુક્ત સ્વરે કહ્યું.

"એનો સ્વભાવ સુરેષ પૂરતોજ બદલાયો હશે. બીજાઓ પ્રત્યે એના સ્વભાવમાં જરાપણ ફરક પડ્યો નથી. હા, સુરેષ પ્રત્યે એનું વહાલ ઉભરાય આવે છે! એને તો ભાઇ કહીનેજ સંબોધે છે! અને અમને......એ મહેષ! એ વિનોદ! એ અરૂણ!" એટલું બોલી અરૂણ ચૂપ થઈ ગયો.

"મહેષ કોની ફરિયાદ થઇ રહી છે?" આમ બોલતી સરલા ત્યાં આવી પહોંચી અને મલકાવા લાગી. ત્રિપુટીના અધરો પર કટાક્ષપૂર્ણ હાસ્ય છલકાવા લાગ્યું. ત્રણે અનિમેષ નયને તેને જોવા લાગ્યા. તેમના આ વિચિત્ર વર્તાવને લીધે સરલાને ઘણું માઠું લાગ્યું. જોતજોતામાં તેમનું મંદ હાસ્ય અટ્ટહાસ્યમાં ફેરવાઈ ગયું.

સરલા ક્રોધીત સ્વરે બોલી, "તમે શા માટે હસો છો? તમને એના સિવાય આવડે છેજ શું!......ઉંહ!" તે ધિક્કારયુક્ત અને મગરરી ભરેલી રીતે દાંત કચકચાવતી ચાલી ગઇ.

તે એકાએક ઉદાસ થઇ ગયો.

"સુરેશ! તમે શા માટે ઉદાસ છો?" સરલાએ વ્યાકુળતાથી પુછયું. અને સુરેશની નજદીક આવી ઉભી રહી.

"સરલા! હું મુંબઇ જઇ રહ્યો છું. મારૂં મન અહીંઆ કશામાં પરોવાતું નથી." સુરેશ દિર્ઘશ્વાસ લઇ બોલ્યો, અને સરલાના વદનકમળની પ્રતિછાયાતું તીરછી નજરે અવલોકન કરવા લાગ્યો.

"તમને અહીંઆ શા માટે સારૂં લાગતું નથી?" તે ઉચ્ચસ્વરે બોલી, અને આશામય દ્રષ્ટિએ સુરેશને જોવા લાગી.

"હું શું જાણું?"

"શું તમે ચાલ્યાજ જશો?!"

"હા, કદાચ પરમ દિવસેજ ચાલ્યો જાઉં"

સરલાને એટલું બધું લાગી આવ્યું કે તે ઘડીભર સ્તબ્ધ થઇ ગઇ, અને બીજીજ પળે સુરેશે તેના વદનકમળ પર દ્રષ્ટિપાત કર્યો તો તેનું હૃદય કંપી ઉઠયું. તેના નરગિસમય નયનોમાંથી અશ્રુબિંદુઓ સરી પડયાં અને તેના રક્તવર્ણાં ગાલો ઉપાની સ્મૃતિ તાજી કરી રહ્યાં.

"સરલા!" સુરેશની પ્રેમ ઉર્મીઓ ઉભરાય આવી.

"પ્રિય સુરેશ!" સરલા ગળગળા સ્વરે બોલી. "આ તે શો ગજબ! જાણું છે કે પછી તે વસ્તુ પણ જુદી પાડી લેતા જાઓ જે તમારા આદર્શોએ મારા હૃદયમાં ઓતપ્રોત કરી દીધી છે હું તમને અતિશય—અતિ—શય-" કાંઇક બોલતાં તેનું મોઢું સીવાઇ ગયું. સરલા સુરેશના પ્રતિઉત્તરની વાટ જોઇ રહી. સુરેશની જીભ ન ઉપડી તે નજ ઉપડી, તે અશ્રુભીની આંખે સરલાને નિહાળી રહ્યો. તેની દ્રષ્ટિમાં પ્રેમ અને સચ્ચાઇની ઝલક હતી! સરલાના આરસમય હસ્ત સુરેશની ડોકે વિંટળાઇ ગયા અને—

ઉપરોક્ત બનાવના ચાર માસ પછી ઉભય લગ્ન ગ્રંથીથી જોડાઇ ગયાં.

'હહૂ' ઉપરથી'



# સુલતાન



યુવાન હૈયાં ઉકેલતી મુસ્લિમ સંસારની સામાજિક નવલકથા

લેખક: "તુરાબ"

## પ્રકરણ ૫ મું.

## લગ્નસમારોહ પછી

પશ્ચિમના દેશોમાં "હનીમૂન" માણવાનો રિવાજ છે. એવો આપણે ત્યાં લગ્નસપ્તાહનો રિવાજ પ્રચલિત છે અને તેને "સતાડો" કહેવામાં આવે છે. પરન્તુ પશ્ચિમ અને પૂર્વની આ મધુરજનિની ઉજવણીમાં ભિન્નતા છે. પશ્ચિમમાં નવપરણિતોથી મધુરજનિ એકાદ બે માસના લાંબા ગાળા લગી ચાલે છે અને આ સમય દરમ્યાન નવયુગલ પોતાના દૈનિક વસવાટથી દૂર એકાદ સુંદર ટાપુ પર કે હરવાફરવાના સ્થળે લગ્નની છુટ્ટી માણે છે. ત્યારે 'સતાડા'ના અર્થસૂચક નામાભિધાન પ્રમાણે આપણે ત્યાંની મધુરજનિ કેવળ સાત દિવસ ચાલે છે અને આ સપ્તાહ દરમ્યાન નવદંપતિ પોતાના સ્થાનને છોડી દૂર છૂટ્ટી માણવા જતાં નથી; પણ લગ્નની આ પહેલી સાત રાત લગી લાગલગાટ નવપરણિતાને દિવસે પોતાના પિતાને ઘેર તેને તેડવામાં આવે છે અને રાતે પોતાના પતિને ઘેર તેને મૂકી જવામાં આવે છે, લગ્ન સંબંધી કેટલી ક્રિયાઓ આ લગ્નસપ્તાહ દરમ્યાન કેટલીક વાર વાજાંગાજાં અને ધામધૂમથી કરવામાં આવે છે ધનઅંત ને ખાનદાનીનું નામ જાળવવાને આવા ખોટા ખર્ચને જરૂરી સમજવામાં આવે છે.

નવો નિશાળીઓ નવ દહાડા અને નવી લાડી સાત દહાડા!

ઝરીના અને સુલતાનનો સતાડો પૂરો થઈ ગયો હતો. સતાડાની સાત રાતો સુલતાને કોચ ઉપર કે ભોંય પર પાથરેલી સાદડી ઉપર વિતાવી હતી પરન્તુ સુલતાનને તેનો શોક નહોતો. ગરીબીમાં ઉછર્યો હોવાથી લગ્ન પહેલાં પણ તેની એવીજ સ્થિતિ હતી. ભોંય પર બિછાવેલી પથારી પર સૂવાને તે ટેવાયલો હતો.

પણ ઝરીના તવંગરની બેટી હતી. ભોંય પર સૂવાની તેને ટેવ નહોતી અને પોતાના માટે સુલતાનને આવી સ્થિતિમાં મૂકવું પડે છે એ પણ તેના જેવી સુકુમાર સ્નેહાળ સ્વભાવને રુચતું નહોતું.

એક રાતે ઝરીનાએ વાત ઉપાડી—

"મને આ ઠીક નથી લાગતું."

"શું ઠીક નથી લાગતું?" સુલતાને પૂછ્યું.

"જાણે તમે કાંઈ જાણતાજ નથી!"

"હું શું જાણું જ્યાં લગી તું મને કાંઈ જણાવે નહિ?"

"બહુ ભોળાને !"

"ભોળા નહિ તો લુચ્ચો, પણ લુચ્ચાઓ કોઈના દિલની વાત શું જાણે ?"

"બળી દિલની વાત ! દિલની વાતની દુનિયામાં પડી છે કોની ? મને તો બોલવા જેવું કાંઇ રહ્યું નથી, પણ મને આ ઠીક નથી લાગતું."

"પણ કહે તો ખરી કે શું ઠીક નથી લાગતું ?"

"મારા કારણે તમે આમ સૂઓ એ મને ઠીક જણાતું નથી."

"ઓહ ! આ વાત. પણ ઠીક અને અઠીકની પંચાત તારે કરવાની નથી."

"પણ મને આ ગમતું નથી." ઝરીનાએ આગ્રહ કર્યો.

"ગમતું બધું દુનિયામાં મળતું નથી." વાત ટાળવા માટે સુલતાને ઉડાઉ જવાબ આપ્યો.

"આવી ફીલેસોફીની મને જરૂર નથી. ભાષણોથી હું કંટાળી છું. મારા દિલ પર તમે પણ છૂરી ચલાવો છો !" ઝરીનાની આંખમાં જળજળિયાં આવ્યાં.

"અરે ! પણ મારા કહેવાની આવી મતલબ નહોતી. વગર વિચારે બોલવાનું આ પરિણામ છે. તારૂં દિલ દુભાયું હોય તો હું દિલગીર છું, પણ મારા બોલવાનો તેં જુદો અર્થ કહાડયો છે." અર્થનો અનર્થ થએલો જોઈ સુલતાનને પસ્તાવો થયો.

"મારાં જખમ તાજાં નહિ કરવાં હોય તો મહેરબાની કરીને મારી એક વાત માનો ને એક ખાટલી ખરીદી આવો. હું તેના ઉપર સૂઇશ અને તમે પલંગ પર સૂજો. મારાથી ભોંય પર સુવાતું નથી અને મારા માટે તમે આવી તકલીફ ભોગવો છો. એ પણ હું જોઇ શકતી નથી. બોલો ખાટલી લાવશોને ?"

"હા, લાવીશ."

"ક્યારે લઇ આવશો ?"

"લઇ આવીશ."

"જલદી જોઇએ."

"જલદી લાવીશ."

"એમ નહિ, નક્કી કહો."

"કાલે રવિવાર છે. હું કાલેજ ઓર્ડર આપી આવું પછી કાંઇ છે ?

"જો જો પાછી કાલની અનેક કાલ નહિ થાય ?"

"નહિ થાય."

"પણ પુરૂષનો સ્વભાવજ કાંઇ એવો છે કે–"

"કેવો છે ?"

"પણ તમે ભૂલી તો નહિ જાવ !"

"નહિ ભૂલું અને ભૂલું તો ફરી યાદ દેવરાવજો."

"ફરી ફરી યાદ આપાવવા છતાં પુરૂષનો સ્વભાવજ એવો છે કે તે ભૂલી જાય છે. તેની સ્મરણશક્તિ બહુ અનુકૂળ હોય છે."

"વિશ્વાસ રાખશો તો આવી જશે."

વિશ્વાસનો શબ્દ કાને અથડાતાં ઝરીના છંછેડાઇ.

"વિશ્વાસ! પુરુષનો વિશ્વાસ? વિશ્વાસે તો મારી આ દશા થઇ છે!"

સુલતાને સમય સમજી જતાં વાતનું વલણ બદલવા માંડ્યું.

"મારા પર યે તને ભરોસો નથી આવતો? બધા પુરુષ એક સરખા હોતા નથી."

"વિશ્વાસ! ભરોસો! એ વસ્તુને હું હવે જાણતી નથી. બધા પુરુષ એક સરખા હોતા નથી એ હું આટલા દિવસના અનુભવથી સમજી રહી છું. એ પણ હું જોઈ રહી છું કે મારે માટે તમે બધું ઉમંગે પૂરું કરો છો અને તમારા પોતાને માટે બહુ બેદરકાર છો એ પણ મારા ધ્યાન બહાર નથી."

"આટલી યે તારા માટે જોઇએ છે ને? મને ક્યાં જરૂર છે?" વાતનું વલણ ફેરવવામાં પોતાની સફળતાથી સંતોષ પામતાં, મલકાતાં મલકાતાં સુલતાને કહ્યું.

"તમારો સ્વભાવ કેટલો સારો છે! પણ મુજ અભાગણી માટે કેટલું દુઃખ ખમવું પડે છે!" ઝરીનાએ નિશ્વાસ નાખ્યો.

"પાછી એ વાત! તારી એવી એવી વાતોથી તો મને વધુ દુઃખ થાય છે. હું તને હસતી જોવા ચાહું છું. ભૂતકાળને ભૂલાવવા ચાહું છું."

"હું ભૂલવાની કોશિષ તો કરું છું, મારું દુઃખ ભૂલી યે જાઉં છું પણ મારા દુઃખે બીજાને દુઃખી થતાં જોઈ મને પાછું બધું યાદ આવી જાય છે."

"મને તો કોઈ દુઃખ નથી. હું તો તને સુખી જોવા ચાહું છું."

"અને તમને સુખી કરવા હું કાંઇ કરી શકું એમ નથી."

"મને બીજાના સુખમાં સુખ મળી રહે છે."

"મને તમારા દુઃખે દુઃખ થાય છે."

"હું કહું છું ને મને તારાથી કાંઇ દુઃખ પહોંચ્યુ નથી અને કોઈના દુઃખે કોઈ બીજું દુઃખી નથી થતું બધા પોતાના દુઃખે અને પોતાના દુઃખ માટે દુઃખી છે. અન્યના દુઃખે દુઃખી થવા દિલ કેળવાશે ત્યારે માનવતાના રૂપ બદલી જશે."

"તમારી આ ફીલસૂફી સમજાય એવી છે?" ઝરીનાએ ભાવગર્ભિત જવાબ આપ્યો.

ઝરીનાની મુખરેખા પરથી ભાવ કળી સુલતાને અર્થનો સ્ફોટ કર્યો.

"મારા કહેવાનો અર્થ તો એ હતો કે હું દુઃખ પામું છું તો મારા દુઃખે મેં કોઇને દુઃખ પહોંચાડ્યું હશે એટલે મને આ દુઃખ પહોંચી રહ્યું છે." અત્રે સુલતાન કાંઇ ગુંચવણમાં પડીને ફરી બોલ્યો. "પણ મને કોઇ દુઃખ છેજ ક્યાં?

સુલતાનની ગુંચવણ જોઇ ઝરીના મલકી રહી હતી. ઝરીના બોલી—

"તમારી ફીલસૂફી સાચી છે. એમાં યાદ રાખવા જેવું છે."

"શું વળી?" સુલતાન ચમક્યો.

"અન્યના દુઃખે દુઃખી થવા દિલ કેળવાશે ત્યારે માનવતાનાં રૂપ બદલી જશે." ઝરીનાએ ધીરગંભીરતાથી સુલતાનના શબ્દો બેવડાવ્યા.

"આલ. ભૂલી જા એને, અને દુઃખ ભૂલી જવામાંજ સારું છે. મનુષ્ય સ્વભાવ એટલા માટેજ ભૂલકણો ઘડાયો છે.

"મારો સ્વભાવ પણ ભૂલકણો હતો!" ઝરીનાએ આહ ભરી.

"મનુષ્ય સ્વભાવજ ભૂલકણો છે પણ એક વાતને વિસરવા માટે થોડા સમયની જરૂર છે. Time is the greatest healer. સમય શાન્તિ દેનાર છે."

"પણ એ સમય અને શાન્તિ મારા માટે નહિ આવે."

"બધાંય માટે આવે છે"

"મારા માટે પણ ?"

"તારા માટે, મારા માટે, બધા માટે આ દુનિયામાં અનેક પગલપસણીઓ છે. તેમાં નિર્બલ માનવ લપસે છે. અને માનવ તો નિર્બલજ છે. એટલે લગભગ બધા માણસો એક યા અન્ય પ્રકારે પગથી ચૂકે છે, પગથી ચૂકતાં પડે છે પણ પડીને પાછા ઉઠે છે. તે એક પગથી એર ઉંચી ચડકી જઇ માનવમાંથી દેવ બની જાય છે."

"પણ દુનીયા પડેલાંને પાછાં ઉઠવા દે તો ને ? દુનીયા તો પડેલાંને પાટુ મારે છે અને તેને માનવ મિટાવીને દાનવ બનાવી દે છે."

"મારા તરફથી તને પાટુ નહિ પડે."

"તમે તો ફરિસ્તા છો. પાટુ મારવાને બદલે તમે મને પ્રેમ આપ્યો છે. પણ પ્રેમના બદલામાં હું તમને પ્રેમ આપી શકતી નથી. પ્રેમ પણ કેવી વિચિત્ર વસ્તુ છે !"

"મને બદલાની જરૂર નથી. એક માનવ તરીકેની પવિત્ર ફરજ બજાવવામાં જ મને સંતોષ મળે છે અને મારા આત્માની શાન્તિ માટે એટલોજ બદલો પુરતો છે."

વાતને આગળ વધતી અટકાવવા માટે સુલતાને કહ્યું.

"હવે તો મને ઉંઘ આવે છે. હું સૂઇ જાઉં છું. તું પણ સૂઇ જા. સવારે ખાટલીનો ઓર્ડર આપી આવીશ. એક બે દિવસમાં તૈયાર થઇને આવી જશે. એટલે તારી આ ચિંતા પણ દૂર થઇ જશે."

## ● સાહિત્યકારોના અભિપ્રાય ●

કવિશ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાંચી ગયો છું; ને તેમાંથી ઘણે ઠેકાણે મેં આનંદ મેળવ્યો છે. તમારા હૃદયમાં કવિત્વનો ઝરો ફૂટેલો છે, અને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી જે ચિનગારીઓ ઉડી છે, તે ઘડીભર દારૂખાનામાંથી ઉડીને આકાશે ચઢેલું બાણ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝગી રહે, તેવી લાગે છે. તમારી ગદ્યાવલિઓમાં ઓસનાં તાજાં બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારા થાય છે.

જનાબ મુનાદી સાહબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે અગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચુક્યો છે અને પોતાના ભાવિ સંદેશાને જલ્દી જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ—

ચિનગારીમાંની ઘણી કંડિકાઓમાંથી સારાં મુક્તકો સર્જી શકાય તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદ્દેશી—

ચિનગારી મને ગમે છે. તેમાં Original ideas હોય છે એ માટે.

Mr. P. R. Kalkhini

I have looked into some of the short pieces and read them with pleasure.

## આંખોમાં પ્રકાશનાં અંજન આંજવા

# ચિ•ન•ગા•રી

"તુરાબ"

મૂલ્ય રૂપિયો એક

(આફ્રિકા માટે શી. ૨

પત્રકારોએ આ પુસ્તક પર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

☞ આજેજ મંગાવો ☜

## રૂપમ સાહિત્ય કાર્યાલય,

૧૩૮, ઝકરીયા મસ્જિદ સ્ટ્રીટ

મુંબઇ. ૯

સ્ટોકિસ્ટ:–ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ,–સુરત.

જાણીતા બુકસેલર્સ પાસે

## ● પત્રકારોના અભિપ્રાય ●

મેમણ બુલેટીન—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભરાતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય–વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એકેક તાર હળવે હળવે બજાવી રહ્યો છે, અને એ બાજતી વીણામાંથી સૂરો નિકળે છે. કોઇમાં રૂદન છે કોઇમાં દર્દ છે, કોઇમાં હર્ષ છે. અને લેખક પોતે પણ માનવ જીવનના ઉંચા શુંબજો સાથે અથડાતા માનવ હૃદયના એ સનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે.

ઇસમાઇલી—

જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવાં સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે. જીવનનાં પાનાં પછી પાનાં ઉકેલતાં હોય તેમ એક એક કાવ્ય નવી ભાવના, નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઇન્સાફ (દૈનિક)—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે, ગુર્જરગિરાને ઓપાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઈ "તુરાબે" ગુજરાતને એક સુંદર કિતાબ અર્પી છે.

ગુણસુંદરી—(યજ્ઞેશ હ૦ શુકલ)—

કાવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી'માંની કેટલીક ભાવના સાચેજ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઇ છે.

Review (K. M. J.)—

I greatly ...

(૯૪) ઝમીન પર ઈતરાઈને ચાલ નહિ. બેશક તું (ધમકારા સાથે) ઝમીનને ફાડી શકીશ નહિ તેમ (અકડવાથી) ઉંચો થઈ પર્વતોને કદી પહોંચી શકીશ નહિ.

* * * *

(૯૫) જે દિવસે ખુદાપાક (ફરિશ્તા મારફતે) તમને પોકારશે તો તમે તેના વખાણ કરતા ચાલ્યા આવશો અને એવું ધારશો કે તમે (દુન્યામાં) બહુજ થોડી વાર રહ્યા હતા.

* * * *

(૯૬) (હે નબી!) મારા બંદાઓને કહી દે કે (વિરોધીઓને) તેજ વાત કહો જે બેહતર હોય, કારણ કે (સખત વાતો વડે) શયતાન, લોકો વચ્ચે ઝઘડો કરાવી દે છે. ખરેખર! શયતાન મનુષ્યોનો ખુલ્લો શત્રુ છે.

* * * *

(૯૭) અને (કાફિરોની) કોઈ વસ્તી એવી નથી કે જેનો અમે કિયામતના દિવસ પહેલાં (કોઈ આફતથી) નાશ કરી ન નાખીએ અથવા તેઓને સખત શિક્ષા ન કરીએ. આ વાત (લૌહે મહફૂઝ)માં લખાયેલી છે.

* * * *

૯૮) (હે લોકો) તમારો પરવરદિગાર એવો (ઉપકાર કર્તા) છે જે તમારા માટે સમુદ્રમાં વહાણ ચલાવે છે કે જેથી તમે તેના ફઝલ (રોઝી)ની તલાશ કરો, બેશક તે તમારા પ્રત્યે બહુ દયાળુ છે.

* * * *

(૯૯) અને જ્યારે સમુદ્રમાં તમારા ઉપર કોઈ આફત આવે છે (એટલે ડુબવાનો ભય હોય છે) ત્યારે અલ્લાહના સિવાય જેને તમે પોકાર્યા કરો છો તે સૌ ગુમ થઈ જાય છે, પછી જ્યારે તે તમને બચાવીને ઝમીન તરફ લાવે છે; ત્યારે તમે મોઢું ફેરવી લો છો. અને મનુષ્ય છેજ નાશુકરો છે.

* * * *

(૧૦૦) જે કોઈ આ જગતમાં (નજાતનો માર્ગ જોવાથી) આંધળો રહ્યો તે આખેતરમાં પણ આંધળોજ અને રસ્તાથી બહુ દૂર પડેલો રહેશે.

* * * *

(૧૦૧) તું કહી દે કે અગર સઘળા માનવી, અને જિન્નાત આ વાત પર એકત્ર થઈ જાય કે આ કુર્આન જેવું (બનાવી) લાવે તો પણ એના જેવું નહિ લાવી શકે. ભલેને એકબીજાના મદદગાર પણ બની જાય.

# ☪ ઈસ્લામી શિક્ષણ ☪

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર

(૯૪) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે હમ્દ તથા સલાત પછી વાત તો આ છે કે ખચીત બેહતર કલામ અલ્લાહની કિતાબ છે. અને સારો માર્ગ મુહમ્મદનો માર્ગ છે. અને બુરાં તે કામો છે કે જે નવાં નીકળેલાં (બિદઅત) ગુમરાહી છે. (મુસ્લિમ)

*   *   *   *

(૯૫) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે બે ટેવ લોકોમાં છે, જે તેઓ માટે કુફ્ર છે. (૧) નસબમાં એબ કાઢવી (૨) તથા મૈયત પર વિલાપ કરવો. (મુસ્લિમ)

*   *   *   *

(૯૬) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે કિયામતના દિવસે અલ્લાહ ત્રણ શખ્શોથી વાત કરશે નહિ તથા તેઓને (ગુનાહોથી) પવિત્ર કરશે નહિ. તેમજ તેઓને જોશે પણ નહિ. અને તેઓ માટે દુઃખદ અઝાબ હશે. (૧) વૃદ્ધ વ્યભિચારી. (૨) બાદશાહ જૂઠો. (૩) તે દરિદ્રી કે જે ઘણી બચ્ચાંવાળો હોય છતાં ગર્વિષ્ટ હોય. (મુસ્લિમ)

*   *   *   *

(૯૭) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે ચાર વાતો મારી ઉમ્મતમાં કુફ્રના સમયની છે જેને તેઓ છોડનાર નથી. (૧) ખાનદાન પ્રત્યે બડાઈ મારવી. (૨) બીજાના નસબમાં એબ લગાડવી. (૩) તારાઓથી વરસાદ ચાહવો. (૪) વિલાપ કરવો. (મુસ્લિમ)

*   *   *   *

(૯૮) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે મારી પાછલી ઉમ્મતમાં હવે કેટલાક લોકો થશે જેઓ તમને એવી વાતો કહેશે કે જે તમે અને તમારા બાપ દાદાઓએ પણ સાંભળી નહિ હશે. માટે તમો તેઓથી બચતા રહેશો. (મુસ્લિમ)

*   *   *   *

(૯૯) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું હું સાક્ષી આપુ છું કે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી, અને ખચીત હું અલ્લાહનો રસૂલ છું. કોઈ પણ બંદો એમાં શક કર્યા વગર ખુદાની મુલાકાત કરશે તો તે જન્નતમાં જશેજ. (મુસ્લિમ)

*   *   *   *

(૧૦૦) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે જ્યાં સુધી વુઝુનું પાણી પહોંચે છે; ત્યાં સુધી મુસલમાનને ઘરેણું પહોંચશે. (મુસ્લિમ)

*   *   *   *

(૧૦૧) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે "તું ખાણું ખવડાવે અને જેને તું ઓળખે અને જેને તું નહિ ઓળખે તેને સલામ કરે." એક પુરૂષે પૂછ્યું કે ઈસ્લામમાં કયાં લક્ષણ સારાં છે? તેના જવાબમાં હઝરતે આમ ફરમાવ્યું. (સહીહૈન.)




આવાઝકી દુનિયાંકે દોસ્તો! તમને આજે એક પુરાણી કહાણી નવેસરથી સંભળાવું છું. એક બાદશાહને તેના વઝીરે સલાહ આપી કે "આપણે આટલું બધું લશ્કરનું ખર્ચ વેઠવાની શી જરૂર છે? આપણા રાજમાં ખાટકી તો ઘણાએ છે જરૂર પડે એમને બોલાવી લઇશું તેઓ લાગ જોઇને એવી સાંધાની મારશે કે સામેવાળાના તો સાંધાજ ઢીલા થઇ જશે!" બાદશાહે વઝીરની વાત માન્ય રાખી અને લશ્કરને રજા આપી ખાટકીઓનું કામચલાઉ લશ્કર ઉભું કર્યું. એક વેળા પરદેશનો કોઇ બીજો બાદશાહ ચઢી આવ્યો એટલે આ બાદશાહે પોતાના લશ્કરને તેની સામે મોકલ્યું. ખાટકીઓનું કુહાડીઓ તથા કોયતા સહિતનું લશ્કર જોઇને સામેવાળું લશ્કર પ્રથમ તો થંભી ગયું ને વિચારમાં પડ્યું; પણ અંતે લડાઇ ચાલી. ખાટકીઓ તો જોઇ જોઇને અને તાકી તાકીને સાંધામાંજ મારવાની વાત કરે અને પેલા લશ્કરીઓ તો ગમે તેમ તલ્વાર ચલાવે અને દીધેજ રાખે જેથી ખાટકીઓના લશ્કરને ભાગવું પડ્યું અને બિચારા બાદશાહને માથે હાથ દેવાનો વારો આવ્યો! તેમ બજારચીઓના લશ્કર વડે રોમન સામ્રાજ્ય સ્થાપવાનાં સ્વપ્નાં સેવનાર મુસોલીનીને પોતાનું રાજ્ય રહેશે કે નહિ તેની ફિકર પડી છે! અને તેથીજ હીટલરને ખોળે માથું મૂકી "મા મને કોઠીમાંથી કાઢ!" જેવું કરી રહ્યો છે. ઇટાલીયન લશ્કર જર્મનીને હવાલે કરી બાવો બનવાની તઇયારી મુસાભાઈ કરી રહ્યા છે. અમને તો ખાતરીજ છે કે અંતે "મુસાભાઇને વા ને પાણી!" જેવોજ હિસાબ થશે!

●

આવાઝકી દુનિયાં કે દોસ્તો! હવે જાપાન લડીલડીને થાક્યું છે; જેથી ચીન સાથે સમાધાની સાધવાની વાતો કરે છે. કહેવત છે કે "થાક્યાના ગાઉ ભારે!" તે જાપાની વડા પ્રધાનને હવે સમજાયું છે; પણ સામે ચીઆંગકાઇ શેક ઓછો મુત્સદ્દી નથી? મો સાસુના તો એક વહુનોય વારો આવે ને? "સો સોનીના તો એક લુહારનો" એ ન્યાયે હવે ચીનને આગળ ધપાવવાનો આશય એ કેમ મૂકી દે? અમેરિકા અને બ્રીટન સાથે અજમાવવાને માટે પોતાનો હાથ છુટો રહે એ કારણેજ જાપાન ચીનને સમજાવી રહ્યું છે પણ ચીના હવે કંઇ પહેલાંના ચંડુલબાજ ચીના રહ્યા નથી! ચીઆંગકાઇશેક એ કંઈ હીરો નથી કે ઘોઘે જઈ આવે ને સોના સાટ કરી આવે? કોનોયને એ બેધડક કહી રહ્યો છે કે :

"રહેવા દો સમાધાનની
એ વાત શેઠજી;
પોલાદના ચણા છે
એ ભજીયાં ગરમ નથી!"

●

"વકત આને દે બતા દેંગે
તુઝે ઐ આસમાં;
હમ અભીસે કયાં બતાએં
કયા હમારે દિલમેં હય!"

ઉપરોક્ત પંક્તિ રૂઝવેલ્ટે, હીટલરે એમ કહ્યું કેઃ "જો અમેરિકા હવે વધુ ચુંચા કરશે તો અમારી ટારપીડો તેમની આગબોટોની પણ ખબર લઇ નાખશે!" તેના ઉત્તરમાં બેધડક કહી નાખી હતી. લ્યો હવે કોણુ ના કહે છે કે રૂઝવેલ્ટ દિલબદ્રી શાયર નથી! વળી હીટલરના છેલ્લા ભાષણુ વિષે પણ રૂઝવેલ્ટ શાએરીમાંજ કહે છે કેઃ

> "હીટલરકી શેઅર ગોઈ
> કુછ મુસ્તનદ નહિ હય;
> કેહનેકી કોઇ હદહે
> બકનેકી હદ નહિ હય!"

❁

આવાઝકી દુનિયાં કે દોસ્તો! તમે પેલી કહેવતતો સાંભળીજ હશે ને કે "ભેંસ ભાગોળે છાસ છાગોળે ને ઘેર માખણુની ધમાધમ!" એવી હાલત આપણા આગેવાનોની છે. ઝીણા સાહેબે પાકીસ્તાનનું પૂછડું પકડ્યું છે તે છોડતાજ નથી: ત્યારે સાવરકરજી પોતાના નબળા દેહ પર લંગોટ કસીને ઝાંઘ ઠોકીને સરકારને કુસ્તીની ચેલેંજ ફેંકે છે કે "જો સરકાર લીગની પાકીસ્તાનની યોજના તરફ ઢળી પડશે તો મારી હિંદુ મહાસભા આકાશ પાતાળ એક કરી નાખશે માટે ખબરદાર! એ વિષે કંઈ બોલ્યા તો! હિંદ હિંદુઓનું છે! જો એમને પાકીસ્તાન જોઇતું હોય તો ભલે અરબસ્તાનમાંથી આવ્યા છે ને અરબસ્તાનમાં જાય!" એ સુર સાંભળીને સરકાર તો મુંઝ ખાઇ ગઇ છે. કારણુ કે મિયાં ઝીણા પણ કંઈ દમદાટી દેવામાં પાછા પડે એવા નથી તો! કહે છે કેઃ "પાકીસ્તાનથી એક રત્તીભાર પણ ઓછું મળે તે અમને પાલવે એમ નથી! જો સરકાર અમારૂં નહિ માને તો તેને આપદા પાડવાની કળા અને પુરેપુરી યાદ છે!" આ બંનેની ધમાધમીમાં સરકારે જોયું કે "ન બોલવામાં નવ ગુણુ છે!" અને તેથીજ એમરીએ પાર્લામેન્ટમાં હિંદ વિષે કંઈ બોલવાની ના પાડી દીધી છે. અને લાટ સાહેબ પણ "મારતર મારેય નહિ ને ભણાવેય નહિ!" જેવી નીતિ ધારણુ કરીને બેઠા છે. સરકારને ઇચ્છિત વસ્તુ તો મળી રહી છે પછી બોલીને બગાડવાની જરૂર શી છે? અને વળી બોલવાની છુટ મેળવવા માટે એટલે કે વાણી સ્વાતંત્ર્ય માટે તો કોંગ્રેસે જેલો ભરવા માંડી છે પછી ઝાઝું બોલવાથી શું ફાયદો! જુવોને મુસોલીનીએ પણ બોલી બોલીનેજ બગાડયું છેને! "બોલે તેનાં બોર વેચાય!" પણ અહીં તો બોર વેચવાંજ નથી પછી બોલવાની શી જરૂર! ભલેને છાપાંવાળા "નવનાં તેર" કર્યા કરે!

❁

જાણે કોઇના હાથમાં સળગતો અંગારો મૂકો અથવા તો જીવતો વીંછી પકડાવી દો અને તે ભડકીને ફેંકી દે તેમ આજકાલ રાણી છાપના રૂપિયાને જોઇને લોકો ભડકીજ રહ્યા છે! એ રૂપિયા તો ૩૧મી માર્ચથી બંધ થવાના છે અને સરકારી તિજોરીઓ તથા પોસ્ટ ઑફિસોમાં તો વધુ છ માસ ચાલવાના છે છતાં લોકો તો જાણે એમજ સમજી બેઠા છે કે રાણી છાપના રૂપિયા એ રૂપિયા નહિ પણ ઠીકરાંજ છે! કેટલાક એ સિક્કા લે તો છે પણ કટાણું મોઢું કરીને રૂપિયાને આડ દસવાર ઠોકી વગાડીને પછીજ લે છે. હું તો કહું છું કે હજી દોઢ માસ બાકી છે ત્યાં સુધીમાં આવી હાલત રહી તો બધાજ રાણી છાપના રૂપિયા ઠોકાઇ ઠોકાઇને વાંકાચૂંકા ખરબચડા કે અપંગ બનીને પુરા ચાલતા હોય તેય નહિ ચાલે એવી સ્થિતિમાં મૂકાઇ જશે! છે કંઇ આનો ઇલાજ? કે પછી આ બાબતમાં પણ સરકારનો વિચાર ચૂપચાપ તમાશો જોયા કરવાનો છે?

❁

સંભળાય છે કે "સિંધુ નદી માર્ગ બદલે છે." જ્યારે લોઇડ સાહેબના નામે ૨૩ કરોડનું આંધણ સક્કર આગળ મૂકાતું હતું ત્યારથીજ જાણકારો તો કહેતા હતા કે "એ નદીજ નાતરાની બૈરીની જેમ ઘડીમાં આ ધણી તો ઘડીમાં પેલો ધણી કરે એવી છે. હરઘડી માર્ગ બદલ્યા કરે છે તો પછી તેના પર બંધ બાંધવાથી શો ફાયદો ?" એ વાત કોઇએ ન સાંભળી અને કરોડોનાં આંધણ મૂકાયાં. હવે નદી રસ્તો બદલે તો શું પરિણામ આવે તે કલ્પો છો ? અમારું તો માનવું છે કે સિંધુના વહેતા પાણી ઉપરથી જ સિંધના લીડરો વખતો વખત પોતાનો માર્ગ બદલવાનું શીખ્યા છે ! જેમ સિંધુ નદી પોતાનો એક માર્ગ પકડી રાખતી નથી તેમ સિંધી લીડરો પણ એક વિચારને ક્યાં વળગી રહે છે ? ભૂગોળની માનવ જીવન પર અસર થાય છે એ વાત ખરી છે !

મી. એચ. જી. વેલ્સ કહે છે કે 'ઇતિહાસનો છેડો હવે આવશે." પણ તે પહેલા યુરોપના ગીધડાં અને એટલાંટીક તથા ભૂમધ્ય સમુદ્રનાં માછલાં યુરોપીય મુડદાંઓના ભક્ષથી ખાઇ પીને તાજાં થઇ જશે ! કોણ ના કહી શકે કે દરિયાના મગર માછલાં તથા જમીનપરનાં ગીધ કાગડાંની પ્રાર્થનાથીજ યુરોપની આ માનવ હોળી ન સળગી હોય ? ગોરી સંસ્કૃતિનો દાવો અત્યારે તો આગ અને પાણીમાં ફના થઇ રહ્યો છે !

"કજા ચુટીકી હોતી હય; તો ઉસકો પર નિકલતે હેં !"

લડાઇએ જેમ અનેક વસ્તુઓનો ઘાણ કાઢ્યો છે. તેમ લાજ મર્યાદાનો એ ઘાણ યુરોપમાંથી નીકળી ગયો છે ! ખૂબસુરત નાઝનીઓને જાસુસ તરિકે તો જર્મની મોકલતું હતુંજ પણ હવે તો જર્મનીની યુવતિઓએ હયાની હદ કુદાવી છે. તેમણે 'ચુંબન ફંડ' કાઢ્યું છે ચુંબનથી જે આવક થાય તેમાંથી જર્મન સરકારને બોમ્બરો બનાવવા તે રકમ ભેટ આપવામાં આવે છે. નીતિની વ્યાખ્યા તો પૃથ્વી ગોળ હોઇ આમ ગબડતીજ રહેવાની પણ આપણા હિંદના ચુંબન પ્રેમી લહેરી જુવાનો આથી જરા હોઠ ચાટીનેજ રહી જશે ! કારણ કે અત્યારે ત્યાં જવું સલામત નથીને ? વળી જર્મનીની કોટે બંધાયલા જાપાની દરેક યુવતિઓની તો ત્યાંની સરકારે પરીક્ષા લેવા ડૉક્ટરો કાયમ કર્યા છે. તે ડૉક્ટરો તપાસ કરીને કહે કે આને આટલાં પોરીયાં થશે ! હવે તો હદજ થાય છે ને ? તો પછી બબ્બે રૂપિયાની દવામાં ઘડશું ને ઘોડીયાં બંધાવી દેનાર આપણા અપર ઈંડીયાના હકીમોની મદદ જાપાન કેમ લેતું નથી ? ત્યાંના ડૉક્ટરોની અટકળો ઉપર ભરોસો રાખવા કરતાં હિંદી હકીમોને ચાન્સ આપવો શું ઠીક નથી ? હાય રે ! હયા તું જગતમાંથી હદપાર થઇ રહી છે કે શું ?

# શોક નોંધ !

કારવાંના ઉદ્મા બે ત્રણુ અંકોથી શોક નોંધો પ્રગટ થતી રહે છે. અમારા એક જુનાગઢના હિંદુ મિત્ર શ્રી. શંભુપ્રસાદ વકીલ કે જેમના લેખથી 'કારવાં'ના વાંચકો પણ પરિચિત છેજ. તે એક સાહિત્ય પ્રેમી યુવાન હતા. તેમના બે અપ્રગટ લેખો પણ અમારી પાસે સિલીક છે જે કારવા ના આવતા અંકોમાં પ્રગટ થશે. આવા યુવાન અને સંસ્કારી લેખકના શોકજનક અવસાન બદલ અમે દિલગીર છીએ. પ્રભુ એમના આત્માને શાંતિ અને એમના કુટુંબીઓને ધીરજ અર્પે.

▦

બીજા એક રાંદેરના જુવાન અને જોશિલા સાહિત્ય રસિક મિત્ર તથા અમારા વરસો જુના ગાઢ મિત્ર અને એક વેળાના મુ. ગુ. સાહિત્ય મંડળના સભ્ય ભાઇ ગુલામ મોહીયુદ્દીન ખ્વાજા લતીફ ભરયુવાનીમાંજ પોતાનાં વૃદ્ધ વાલિદ, વાલિદાને રંજમાં મુબ્તેલા કરીને એકા-એક અકાળે જન્નત નશીન થયા છે. (ઇન્ના-લિલ્લાહે.) એમના પિતાના એ એકજ કમાઉ પુત્ર હતા. ગોયા એમના જન્નત નશીન થવાથી એમનો ઘરનો દીપજ બુઝાઇ ગયો છે. ખુદા મરહૂમને ગરીકે રહમત કરે અને તેમનાં કુટું-બીજનોને સબ્રે જમીલ અતા કરે! આમીન.

▦

ત્રીજા 'અલ્બેરૂની'ના ગુજરાતી અનુવાદક અને બે દાયકા પહેલાંના એક સફળ લેખક અબ્દુલ્લાખાન પન્ની પણ જન્નતવાસી થયા છે. (ઇન્ના.) ખુદા મરહૂમને ગરીકે રહમત કરે અને એમના કુટુંબીઓને સબ્ર અતા કરે! આમીન.

# અસ્માઉલ હુસ્ના

સંપાદક

રિફાઈ-સાબેરી

بسم الله الرحمن الرحيم

"યા કહહારો" (یا قهار) સંખ્યા ૩૦૬ "ઓ દરેક ચીજ પર ગાલિબ (૧) દરરોજ ૩૦૬ વખત પઢનારના દિલમાંથી ખુદા પાક દુન્યાની મહબ્બત દૂર કરી દેશે, કે જેથી તે દુન્યાની રુસ્વાઇથી બચી જાય અને ખાતેમા બિલખૈર થાય અને ખુદાપાકનો શૌક અને મહબ્બત તેના દિલમાં જગ્યા લે. (૨) જો કોઈ મુશ્કિલ માટે ૧૦૦ વખત પઢવામાં આવશે તો ઇ. અ. તે દૂર થઇ જશે, કામ પુરૂં થાય ત્યાં સુધી દરરોજ પઢવું જોઇએ. (૩) સવારે ફર્ઝ તથા સુન્નત નમાઝની વચ્ચે દુશ્મનને જેર કરવાની નિય્યતથી દરરોજ ૧૦૦ વખત પઢવાથી ઇ. અ. દુશ્મન જેર થઇ જશે. (૪) કસરતથી (પુષ્કળ) પઢનાર દુશ્મનો ઉપર ગાલિબ રહેશે. (૫) મરદની શેહવત જો કોઇએ જાદૂ વગેરેથી બાંધી હોય તો એને કસરતથી પઢવાથી ઇ. અ. તેમાંથી જલ્દી છૂટી જઇ ઔરત પર ગાલિબ થશે.

"યા વહહાબો" (یا وهاب) (અદદ ૧૪) અય, કંઈ પણ બદલો લીધા વિના એહદ આપનાર !"

(૧) જો કોઇ ફિક્રો-ફાકાથી રંજીદા હોય તો તેને જોઇએ કે એને હમેશા પુષ્કળ પઢ્યા કરે. એવી રીતે પઢનારને ખુદાપાક એવી રીતે રાહત આપશે કે દંગ થઇ જશે (૨) ચાશ્તની નમાઝ પઢ્યા પછી સિજદાની આયત પઢી સિજદામાં જઇ "અલવહહાબો" સાત વાર પઢનારને ખુદાપાક દુન્યાથી બેપરવા કરી દેશે. (૩) હમેશા ચાશ્તની નમાઝના વખતે ચાર રકાત નફીલની નિય્યત કરી "સલાતુત્તસ્બીહ"ની નમાઝ પઢવામાં આવે છે તેવી રીતે મજકુર નમાઝ પઢવી શરૂ કરવી પણ એમાં "તસ્બીહ"ને બદલે "યાવહહાબો" તસ્બીહની ગણત્રી પ્રમાણે પઢવું, એ મુજબ પઢનારને ખુદાપાક ગૈબથી રોઝી આપશે અને ઇ. અ. તવંગર થઇ જશે. (૪) અગર કોઇ હાજત હોય તો મકાનની અગાસી અગર મસ્જિદના સહનમાં ખુલ્લે માથે અર્ધી રાત્રે ૩ વખત સિજદો કરી હાથ ઉઠાવી ૧૦૦ વખત પઢવાથી ઇ. અ. તેની હાજત ૩ અગર ૭ દિવસમાં પૂરી થશે. એવી રીતે હાજત પૂરી થાય ત્યાં સુધી પઢવું બહેતર છેઃ (૫) ઇશાની નમાઝ પછી ૧૧૫૦ વખત હમેશાં પઢનાર ઇ. અ. કરઝદારીથી જલ્દી છૂટો થઇ જશે. (૬) દરરોજ ૧૪ વખત પઢનારની દુઆ ખુદાપાક કબૂલ કરશે. કોઇ પણ દુઆ માંગવા પહેલાં ૧૪ વખત પઢવું બહેતર છે. (૭) ઇશાની નમાઝ પછી હમેશા ૧૪૧૪ વખત પઢનારની રોઝીમાં બરકત અને વધારો થશે (૮) ઇશાની નમાઝ પછી ૧૧૦૦૦ વખત અથવા ૩૦૦૦ વખત અથવા ૩૦૦ વખત અથવા ૧૧૧ વખત હમેશાં પઢવાથી જે કંઇ હાજત અગર કામ માટે હશે તે ઇ. અ. ખુદાપાક જલ્દીથી પૂર્ણ કરી દેશે. કામ પૂરૂં થાય ત્યાં સુધી દરરોજ પઢવું જોઇએ. (૯) ઇશાની નમાઝ પછી ૪ રકાત નફીલની

નિય્યતથી નમાઝ શરૂ કરવી અને દરેક રકાતમાં "સૂરએ ફાતેહા" એકવાર પઢી "આયતુલ કુરસી" પંદર અગર અગીઆર વખત, અને સૂરએ "ઇખ્લાસ" પચ્ચીસ વખત પઢી સલામ ફેરવી "યાવહહાબો" ૧૦૪૧ વખત હંમેશા પઢનાર ઇ. અ. બહુ જલ્દી તવંગર થઈ જશે. અને નહીં તો તેને એનો બહુજ સારો બદલો દુન્યા તેમજ આખેરતમાં મળશે. (૧૦) કોઇ મુશ્કિલ આસાન કરવી હોય તો રાત્રે ખુલ્લા મેદાનમાં જઇ બે રકાત નફીલ પછી દુઆ માટે હાથ ઉંચા કરી ૧૦૦ વખત "યાવહહાબો" પઢી દુઆ માંગેથી ઇ. અ. બહુ જલ્દી મુશ્કિલ આસાન થઈ જશે. (૧૧) જો કોઈ મોહતાજ માણસ અર્ધી રાત્રે ઉઠી વઝૂ કરી બે રકાત નફીલ પઢી સજદામાં જઇ ૭ વખત "યાવહહાબો" પઢશે તો ઇ. અ. જલ્દી તવંગર થઇ જશે અગર નહીં તો તેના ગુજરાનનું કંઇપણ સાધન ખુદાપાક પેદા કરી દેશે. (૧૨) પઢનાર માણસ પોતાના નામના અદદ પ્રમાણે હંમેશા એનો વઝીફો ચાલુ રાખશે તો ઇ. અ. દુન્યામાં તે કોઇનો મોહતાજ થશે નહીં અને ખુદાપાક ગૈબથી હમેશા તેની મદદ કરશે.

"યા રઝ્ઝાકો" يَا رَزَّاقُ (સંખ્યા ૩૦૮) "અગણિત મખ્લૂકને રોઝી દેનાર।"

(૧) સવારની નમાઝ પહેલાં સુબ્હે સાદિક પછી જે કોઇ માણસ વઝૂ કરી દશ દશ વખત અગર બસો બસો વખત કિબ્લારૂ ઉભા રહી પઢી મકાનના ચારે ખૂણાએ ફુંક મારશે તો ઈ. અ. તેના મકાનમાં રંજ અને મુફલેસી કદી આવશે નહીં પણ કિબ્લા તરફથી બદન ફેરવવું જોઇએ નહીં; તેમજ જમણી તરફથી ફુંક મારવી શરૂ કરવી જોઇએ. (૨) જે દરરોજ ૧૦૦ વખત પઢશે તે કોઇનો મોહતાજ થશે નહીં. (૩) સવારની ફર્ઝ અને સુન્નત નમાઝની વચમાં ૪૧ દિવસ સુધી દરરોજ ૫૫૦ વખત પઢનાર ઇ. અ. દૌલતમંદ થઇ જશે, પણ સવારની નમાઝ દર હાલમાં બાજમાઅત પઢવી જોઇએ, અને પઢવા પહેલાં ૧૧ વખત અને પઢી રહ્યા પછી ૧૧ વખત દરૂદ શરીફ જરૂર પઢવું જોઇએ. (૪) જે કોઇ હંમેશાં પ્રથમ અને છેલ્લે અગીઆર અગીઆર વખત દરૂદ શરીફ અને વચ્ચે "યા રઝ્ઝાકો તર્ઝોકો મન્તશાઓ યા રઝ્ઝાકો" ૪૧ વખત પઢશે તો ઇ. અ સહેલાઇથી રીઝક મેળવશે. એટલે ખુદાપાક તેને ગૈબથી મદદ કરી રીઝકની ફિકરમાંથી છોડવશે. (૫) "યા રઝ્ઝાકો" એને હમેશાં પુષ્કળ પઢનારની રોઝીમાં વધારો થશે. (૬) જે કોઇ દરરોજ ૫૪૫ વખત પઢશે તો ઇ. અ. તેની રોઝી કુશાદા થશે અને રંજ મુસીબત વગેરેથી બચેલો રહેશે. (૭) જે કોઇ એને એકાંતમાં હમેશાં ૧૦૦ વખત પઢશે તો ઈ અ. હઝરત ખિઝર (અ. સ.) સાથે મુલાકાત થશે પણ શરીઅતની પાબંદી અને ઇખ્લાસ રોઝી સાથે એ મુજબ કરવું જોઇએ. (૮) "યા અલ્લાહો યા રઝ્ઝાકો વર્ઝુકના ફઇન્નકા ખૈરુર્રાઝીકીન" એને હમેશાં પુષ્કળ પઢનાર દુન્યામાં કોઇનો મોહતાજ થશે નહી ખુદાપાક તેની દરેક હાજત ગૈબથી પૂરી કરશે.




અંતે અડવાળુને ઢોરોનો વહેપાર પણ બંધ કરવો પડ્યો છે. કારણ કે ૧૦ ઢોર ચારવા જાય તેમાંથીય એકાદ જુલીને આવે એવા એમના ભૂલકણા સ્વભાવને પ્રતાપે ખોટ આવી જેથી પાછા સાહિત્યની બજારમાં આવી પડ્યા છે. અને આવતાંજ ધડાકો કર્યો કે "આટઆટલા મુસલમાન લેખકો અને કવિઓ ગુજરાતી સાહિત્યમાં કામે લાગી ગયા છે છતાં સાહિત્યનાં સંમેલનોમાં, કે પુસ્તકાલય પ્રદર્શનોમાં કે સાહિત્યની સમાલોચનાઓના ગ્રંથોમાં તેમનું નામ કેમ દેખાતું નથી ?"

"પણ કુવામાં હોય તો હવાડામાં દેખાયને ? આખા વરસમાં માંડમાંડ ઇન, મીન ને સાડે-તીન પુસ્તકો મુસ્લિમ લેખકો બહાર પાડતા હશે અને તેમાંય સાહિત્યમાં અમરતા પ્રાપ્ત કરે એવું તો એકાદેય ભાગ્યેજ હોય પછી નામ તે ક્યાંથી પ્રગટ થાય ! સમાલોચના માટે મુસ્લિમ લેખકોએ પોતાનાં પુસ્તકો એવી સંસ્થાઓને મોકલાવવાં જોઇએ, પ્રદર્શનોમાં પોતાની કૃતિઓ મૂકવી જોઇએ, સંમેલનોમાં સક્રીય ભાગ લેવો જોઇએ, અને ત્યારેજ બીજાની દૃષ્ટિએ પડેને કે આ ભાઈ કયા ખેતરના મૂળા છે ? ખેતરમાં ઉભા કરેલા ચાડીયાની જેમ દૂર ઉભા ઉભા નિષ્ક્રીય બની તમાશો જોયા કરવાથી શું વળે ! ડેઇલી પેપરો. કે અઠવાડિકોમાં ગમે તેટલું લખાય પણ તે સાહિત્ય અમર શી રીતે થાય ? કારણ કે પસ્તીના ભાવો મોંઘા હોઈ તેનાં પડીકાં વળી જતાં વાર લાગતી નથી ! જરા તરા માસિકોનું સાહિત્ય જળવાઇ રહે એવું ખરું પણ માસિકો કેટલાં ? અને તેમાં ખરું સાહિત્ય કેટલું રજુ થાય છે ? અને જો ખરું સાહિત્ય રજુ કરવામાં આવે તો તેના ખરીદાર કેટલા થાય ! જેમ રેલ્વેમાં ફર્સ્ટ ક્લાસના ડબ્બામાં બેસનારા ઓછા હોય છે અને થર્ડ ક્લાસમાં પેસેન્જરોની પડાપડી હોય છે; તેમ આદર્શ સાહિત્ય પ્રગટ કરનારાઓને દુકાળ અનુ-ભવવો પડે છે, અને થર્ડ ક્લાસ સાહિત્ય રજુ કરનારા ફાવી જાય છે અને તે પણ મુસલમા-નોમાં તો નહિજ !"

"ત્યારે પરિસ્થિતિને સુધારવાનો ઇલાજ શો ?"

"લેખકો જરા મહેનત ઉઠાવે સસ્તામાં પતી જતું અનુવાદીયું સાહિત્ય રજુ કરવાને બદલે થોડુંક પણ મૌલિક લખવા માંડે મણ-બચી સેપરેટ રજુ કરવાને બદલે થોડાક શેરમા-ખણ રજુ કરે તે સારું; કે જેથી આપણા વાંચકોનાં બોજ પણ તર થાય ! અને વળી જેમ કેટલાક હિંદુ લેખકો અસ્મિતા, વાઙ્મય જેવા શબ્દો સરળ ગુજરાતીમાં ઘુસેડે છે; તેમ

મુસ્લિમ લેખકો પણ અરબી ફારસી શબ્દોનાં થીગડાં મારી તેને ભભકદાર બનાવવા મથે છે પણ વિચારોનું ઠેકાણું રહેતું નથી! આપણા લેખકો ભાષાનો વિચાર કરે છે એટલે લખાણ વિષે વિચાર કરતા નથી! દાબડાને તો માંજીને ચકચકીત બનાવે છે, પણ અંદર શું ભર્યું છે? ઝવેરાત છે કે ટેટના હીરા છે તે જોવાની ઝાઝી દરકાર થતી નથી! ગુજરાતી સાહિત્યમાં મુસલમાનો કયાંથી અમર થાય? ભલું થાય બિચારી ઉર્દૂ ભાષાનું કે એના પ્રતાપેજ આજે થોડા બધ મુસ્લિમ ગુજરાતી લેખકો ટકી રહ્યા છે! જેમ હિંદુ લેખકો બંગાલી પર આજકાલ છવી રહ્યા છે તેમ! શું શરદબાબુ ન હોત તો ગુજરાતી વાંઝણી રહી જાત?"

"કાણાને કાણું કહે તો તેને કહ્યું લાગે" પણ કહ્યા વગર છુટકોજ ન હોય તો?

"એ બધું તો ઠીક પણ કવિતાનું બજાર તો તેજી પર છેને?"

"હા, છેલ્લાં થોડાંક વરસો થયાં મુશાઇરો ભરી ભરીને કવિઓનો મોટો પાક મુસ્લિમ ગુજરાતે ઉતાર્યો છે! પણ તેમાંય બિલાડીના ટોપ જેવી ક્ષણજીવી કવિતાઓનો દુકાળ નથીને? એ છતાંય મને તો લાગે છે કે એ ભાગ્યુ ભાગ્યું તોય ભરચ કોઇ દિવસ રંગ લાવશેજ? જુવોને છેલ્લા અઠવાડિયામાં મુસ્લિમ કવિઓએ મુંબઇને ધમધમાવી મૂકયું હતુંને? પણ જો એ બધા મહોરમના વાઘો ન હોય તો એમાંથી જરૂર બે ચાર તો અમર થઇ શકે એમ છેજ! પણ તે કયારે બને? સંજોગ યારી આપે અને સીધા પ્રયત્નો થાય તોજ બાકી ઢોલ વગાડી લોકોને એકઠા કરવા તો સહેલાજ છે ને!"

"વારૂ, પેલી અમદાવાદની એક ટોળકી ગુજરાતીને બદલે નાગરીલિપિ ઘુસાડતી જાય છે એ વિષે તમારો શું મત છે!'

"હું તો એમ માનું છું કે અનેક ઘરેણાં ઘાલવાથી મારવાડણો જેવી બેડોળ લાગે છે; તેમ લાથે કરીને એ લોકો ગુજરાતીને બેડોળ બનાવવા નાગરિક અક્ષરો વળગાડી રહ્યા છે! અલબત્ત સૌંદર્યને એક કુદરતી કોપ સમજનારા આ રીતે ગુજરાતીને બેધક બગાડી શકે ખરા! જાણી જોઇને દરેક અક્ષર પર લીટી દોરવાનું કેટલું અઘરું પડે! પણ હશે, એ તો પોતાની ધૂનની વાત છે!"

"છેલ્લા રેડીયો મુશાએરામાં એ સારું થયું કે શેખચલ્લીનો ઘાડવો ફુટી ગયો ને ભેદ ઉઘાડો થયો કે એ બબલી કોણ છે? અત્યાર સુધી ઘણા જાણતા હતા કે 'બેકાર'જ શેખચલ્લી છે? ના, ના. એતો બીજીજ વ્યકિત નીકળી! 'બેકાર' જરૂર બીજા તખલ્લુસથી કવિતા અને લેખો લખે છે પણ તે કારવાંના ચાલાક વાંચકોતો જરૂર સમજી જતાજ હશે કે આ 'બેકાર'ની કલમ છે? વારૂ, તો એ શેખચલ્લી વિષે તમારો શો મત છે?"

"મત શું? એતો દીવા જેવી વાત છે કે પેલા લીલક, ટીલક, ને ઠોલક કરતાં તો એ શેખચલ્લીની કલમમાં વધુ પ્રતિભા છે; પણ જાણીજ છાને કે અપનાવાવાળાઓને બહાર પડતાં કે પાડતાંજ આવડતું નથીને? આટલે કોઇ બીજા સકરલમાં હોત તો એ મિયાંનો ભાવ વધી જાત? મગર એૈસે દિન કહાં કે......!"

❂

"મધ્ય પ્રાંતના માજી પ્રધાન શ્રી શુક્લ જેલમાં આયર્લાંડનો ઇતિહાસ લખે છે. શ્રી. મીશ્ર. તુલસીદાસની જેમ કવિતામાં ભાગવત લખે છે. શ્રી. મહેતા એક અંગ્રેજી વાર્તા પુસ્તક લખે છે, અને શેઠ ગોવિંદદાસે તો ચાર નાટકો લખી કાઢ્યાં છે."

આ ઉપરથી પ્રેરણા પામીને આપણા ગુજરાતી સાહિત્યકારો અંધેરીની મુસ્તવી રહેલી સાહિત્ય પરિષદ જેલમાંજ ભરી નાખે તો શું વાંધો છે? ખરેખર! સત્યાગ્રહને પ્રતાપે જેલોની આબાદી વધતી જશે તેમ સાહિત્ય સમૃદ્ધિ પણ

વધતી જશે! આ ઉપરથી સમજાય છે કે જેમ ખેતીને માટે ખેડ, ખાતર ને પાણીની જરૂર છે; તેમ સાહિત્યની ખેતીને માટે જેહાદની જરૂર ખરી!



ભાઈ 'આરિફ' તો તેમના અભાવે 'રોશની' માસિક પ્રગટ કરતા રહી ગયા અને બાઈ ઝયબુન્નિસાએ તો મુંબઈથી 'રોશની' પ્રગટાવી દીધી છે, અને તેય મહિનામાં બબ્બે વાર. પુરુષો કરતા સ્ત્રીઓ આ જમાનામાં હિંમત પૂર્વક આગળ વધે છે; એનો આ સ્પષ્ટ પુરાવો છે. અમેય મુસ્લિમ બાનુઓ હવે સાહિત્યક્ષેત્રમાં આગળ વધવા લાગી છે જ. વાંકાનેરથી પણ કોઈ શુરૂન્નિસા શરીફ નામે બાનુ "ચાંદનીએ ઈસ્લામ" નામનું અઠવાડિક પ્રગટ કરે છે. કોઈ ભાઈ સાહેબ આ બાઈ સાહેબાઓના નામની આડમાં ખેલતા ન હોય તો જરૂર આ બીના અભિમાન ધરવા યોગ્ય ગણી શકાય!



અહમદાબાદવાળા "કુરેશી" સાચા એક આનામાં "દીન" તો વેચીજ રહ્યા છે, અને વળી હવે મુંબઈવાળા "સાદીક" લૈયા પાંચ આનામાં "દુનિયાં" વેચવા તૈયાર થયા છે! પણ ભલા 'દીન' કરતાં 'દુનિયા'ની કીમત પાંચ ગણી વધારે કેમ? "ભૂખ્યા પેટે ઈબાદત થઈ શકતી નથી." એ મસઅલો જાણો છો! મતલબ કે દુનિયાના પેટામાં—ના, પેટમાં દીન છે; એટલે તેની કીમત પણ વધારેજ હોયને? બાકી "દીન" અચળ એટલે દૃઢ છે; ત્યારે દુનિયા તો વિચળ એટલે ફરતી છે તો "સાદીક" બંધા 'દુનિયા'ને પણ 'દીન'નાજેમ દૃઢ બનાવે, એ અભ્યર્થના છે. બાકી "ઢુંઢને વાલેકો ખુદા મિલતા હૈ!" તો પછી નવાં છાપાં કાઢનારને ગ્રાહક કેમ ન મળે? "નજુઝારો"

## સ્વિકાર અને સમાલોચના

ધી ભરૂચ મુસ્લિમ પટેલ એસોસીએશન મુંબઈનો ૧૯૩૯–૪૦નો વાર્ષિક રિપોર્ટ અભિપ્રાય અર્થે મળ્યો છે. ભરૂચ જીલ્લાના મુસ્લિમ પટેલ બંધુઓના બાળકો અને નવયુવાનોને કેળવણી વિષયક સહાય આપવામાં આ એસોસીએશન ભરૂચ જીલ્લામાં સૌથી મોખરે છે. મુસ્લિમ પટેલોએ પોતાની આ એસોસીએશનને તન, મન અને ધનથી વધારી લેવી એ તેમની પ્રાથમિક ફરજ છે. ભૂતકાળમાંય અનેક વિરોધના વંટોળીઆ ઉભા થયા હતા છતાં આ સંસ્થાનું વહાણ નિર્વિઘ્ને પાર ઉતરી ગયું છે અને તે એના ખંતીલા નાવિકોની કૌમી હમદર્દી અને ધગશનું પરીણામ છે. ચાલુ વરસના પ્રમુખ જનાબ શેઠ અલી હાજી મુસા, કરેલ અને દીર્ઘદ્રષ્ટિવાળા અનુભવી યુવક હોઈ એસોસીએશનની વધુ પ્રગતિ થવાની આશા રહે છે. એસોસીએશનની સ્કોલરશીપ, ગુકર્ટામ, અને પુસ્તકાલય પ્રવૃત્તિઓ ખાસ અનિવાર્ય અને ઉપયોગી સાબીત થઈ ચૂકી છે. ભરૂચ ખાતે એકાદ મકાન ખરીદવાની હામ બીડી છે એ આ સંસ્થાની પ્રગતિની નિશાની છે. ભરૂચી પટેલો આ સંસ્થાના ડેપ્યુટેશનને ખૂબ અંતરના ઉમળકાથી વધાવી લે એ આશા વધુ પડતી તો નથીજ? આ સંસ્થાને અજોડ બનાવવા અમે ખાનબહાદુર અલીભાઈ, તથા ખાનબહાદુર વલીભાઈનું ધ્યાન ખેંચીએ છીએ. તેઓ દિલ પર લ્યે અને મક્કમતાથી કામ કરે તો આટલું જરૂર કરી શકે કે મુંબઈમાંજ એક યંગ મુસ્લિમ પટેલ બંધુઓની સંસ્થા છે, તેમજ જંબુસરમાં પણ એક વહોરા એસોસીએશન છે; તો આ બધી સંસ્થાઓને એક કરી પોતાનું નામ અમર કરી જાય! સરકારની સેવા માટે તો એમણે ઘણું કર્યું હશે; પણ કૌમની સેવા માટે આટલું કરી છુટે તથા આ એસોસીએશનું ડેપ્યુટેશન ભરૂચ જીલ્લામાં પરિભ્રમણ કરે; ત્યારે પોતાની લાગવગનો ઉપયોગ કરી તેને સફળ બનાવવાનો પ્રયત્ન કરી છુટે એ વિનંતિ છે.

સહતંત્રી (કારવાં)




**સવાલ**—મીમ્બરની ચારે કોર કુરઆન શરીફની આયતો કે દુવાઓ લખવામાં આવેલી હોય, ફરી તે પર ઇમામ ખુતબો પઢવા ચઢે તો બેઅદબી ખરી કે નહિ ?

**જવાબ**—મીમ્બરના પગથીયા ઉપર અથવા તેની ચારે બાજુએ કુરઆન શરીફની આયત કે દુવા લખવી તેમજ કોતરવી જોઇએ નહિ; કારણ કે ઇમામના જુમ્આના દિવસે તે પર ખુતબા માટે ચઢવાથી બેઅદબી થાય છે; જેથી સખત ગુનો લાગુ પડે છે, માટે એમ ન કરવું જોઇએ. હા, મસ્જીદની દીવાલોના ઉપલા ભાગ પર કંઈ આયતો કે દુવાઓ લખવામાં આવી હોય એમાં બેઅદબી થતી નથી; પણ બેહતર તો એ છે કે મસ્જીદની દીવારોની ઉપર પણ કંઈ લખવામાં આવે નહિ; કારણ કે બોગજોગે કોઇ ટાઇમમાં મસ્જીદ શહીદ થઇ જાય, અથવા પુરાની થવાના કારણે તોડવામાં આવે તે વેળા બેઅદબી થવાનો સંભવ રહે છે.

**સવાલ**—અમારે ત્યાં ઇદગાહ છે છતાંય લોકો ઇદની નમાઝ મસ્જીદોમાં પઢે છે તો એવા લોકો માટે શરીઅતમાં કંઇ તાકીદ છે કે નહિ ? શાહી વખતની ઇદિગાહ બનેલી છે, પણ મુસલમાનોની બેપરવાઇને લીધે તે વેરાન થઇ રહેલી છે. એ વિષે શું હુકમ છે ?

**જવાબ**—ઇદના દિવસે સખત ઉઝર વિના ઇદની નમાઝ ઇદિગાહમાંજ પઢવી જોઇએ. કારણ કે ઇદગાહમાં પઢવી સુન્નત છે. મદીના તૈયબામાં હઝરત (સલ૦)ની મસ્જીદે નબવીમાં એક નમાઝ પઢવાનો ૫૦ હઝાર નમાઝ પઢવા જેટલો સવાબ મળે છે છતાંય આં હઝરત (સલ૦) ઇદની નમાઝ મસ્જીદે નબવીમાં ન પઢતાં પોતાના સહાબીઓ (રદી૦)ને લઇને ઇદગાહમાં પઢવા જતા હતા. આજકાલ દીનનાં કામોમાં મુસલમાનો મોટી ગફલત અને બેપરવાઇથી કામ કરી રહ્યા છે. મોઢેથી તો દમ ભરે છે કે અમો સાચા આશિકે રસૂલ છીએ પણ અફસોસની વાત એ છે કે આપની સુન્નતોને તજી દેવામાં આવે છે, અને પોતાની મનેચ્છાઓને પુરી પાડે છે. રસુલુલ્લાહ (સલ૦)ની સુન્નત છોડી શયતાનની તાબેદારી કરવામાં આવે છે. મુસલમાનોની બહેતરી અને તરક્કી આપ (સલ૦)ની તાબેદારીમાંજ સમાએલી છે. વળી અલ્લાહપાક કુરઆન શરીફમાં ફરમાવે છે કે 'હે! મારા નબી તમે એ લોકોને કહી દો કે જો તમે અલ્લાહથી મોહબ્બત પૈદા કરવા ચાહતા હો તો તેઓ તમારી નબી (સલ૦)ની તાબેદારી કરે; તો હું તેઓને મારા દોસ્ત બનાવીશ.'

**સવાલ**—આજકાલ એવો રિવાજ છે કે કેટલાક વેપારીઓ પોતાના નામના કાગળો ઉપર લિફાફા ઉપર અને કાર્ડો ઉપર કાબતુલ્લા શરીફ અને મસ્જીદે નબવીના ફોટાઓ છપાવે છે; તેમજ એવીજ રીતના ઇદકાર્ડો છપાવે છે એ વિષે શું

હુકમ છે? વળી એવા કાગળો ઉપર કલેમો અને કુર્આન શરીફની આયત અને હદીસ છપાવવામાં આવે છે?

જવાબ—સવાલમાં દર્શાવેલી હકીકત મુજબ એવી રીતે કાગળો, લિફાફાઓ પર ખાનાએ કાબા-ના તેમજ મસ્જીદે નબવીના ફોટા અને કલમએ તૈયબા તથા કુર્આન શરીફની આયત કે હદીસ શરીફ છપાવવામાં કંઇ વાંધો નથી. છપાવી શકે છે, પણ એ વાતનો ખિયાલ રાખવામાં આવે કે એવા કાગળોની કોઇ પ્રકારની બેઅદબી થવી ન જોઇએ. એવા કાગળો જેમ તેમ ફેંકી દેવા કે જેથી લોકોના પગો નીચે આવે અને જોડાઓ નીચે દબાય અને અહિંતહીં ઉડાવી સડકો ઉપર વેરવા અથવા નજાસતોમાં નાખવા એ સખત બેઅદબી અને મોટો ગુનોહ છે. તેમજ મુસલમાનો એવા કાગળો હિંદુઓને વેચે છે અને પોતાની દુકાનો ઉપર એ કાગળોને માલ બાંધવામાં વાપરે છે એ પણ મોટી જહાલત અને ગુનાહનું કામ છે. મુસલમાનોએ એવા કાગળો અને ચોપાનીયાંઓની સંભાળ રાખવી જોઇએ. આજકાલ મુસલમાનો એ વિષે ઘણી બેદરકારી વાપરી રહ્યા છે જે પડતીની નિશાની છે. એવા કાગળોની ઇહ્તેરામ અને સંભાળ રાખવી મુસલમાનો પર જરૂરી છે.

સવાલ—એક માણુસ નમાઝમાં ઘણી ઉતાવળ કરે છે રકુઅ અને સિજદા જેમ તેમ કરે છે. એના વિષે શું હુકમ છે?

જવાબ—નમાઝીને નમાઝના દરેક રૂકનમાં ઇતમીનાન રાખવું વાજીબ છે, માટે મરઘી ઠાણા વિણે છે એવી રીતે નમાઝ ઉતાવળે ન પઢે, દરેક રૂકનને સારી પેઠે ઇતમીનાન અને શાંતિથી અદા કરે. (મરાકિલ ફલાહ)

સવાલ—લોકોએ ઉતાવળ કરી મૈયત પર જનાઝાની નમાઝ પઢી જેમાં તે મૈયતનો વલી હાઝીર ન હતો નમાઝ થઇ રહી હતી અને મૈયતનો વલી આવ્યો એવી હાલતમાં તે વલી તયમ્મુમ કરી જનાઝાની નમાઝમાં શામિલ થઇ શકે છે અથવા ફરી બીજી વાર નમાઝ પઢાવી શકે છે?

જવાબ—મૈયતનો વલી જનાઝાની નમાઝમાં તયમ્મુમ કરી શામિલ થઇ શકતો નથી. તેને તો વુઝુ કરવું જોઇએ કારણ કે વલીની રજા વગર નમાઝ થઇ શકતી નથી. વલીની ગેરહાજરીમાં લોકોએ જનાઝાની નમાઝ પઢી હોય અને પાછળથી વલી આવી તે નમાઝને માન્ય રાખે નહિ તો ફરીવાર વલીના હુકમેથી જનાઝાની નમાઝ પઢવી જોઇએ. વલીની ગેરહાજરીમાં લોકો કેટલીક વાર જમાત કરી જનાઝા પર નમાઝ પઢી શકે છે. પણ જેમાં વલી પોતે હાજર હોય તે પછી કોઇને હક રહેતો નથી. (શર્હે મજમઉલ બહરૈન)

સવાલ—સફરની હાલતની જે નમાઝો કઝા થઇ હોય તેને ઘેરે પહોંચી કેવી રીતે અદા કરવી?

જવાબ—સફરમાં જે નમાઝ કઝા થઇ ગઇ હોય કે જેમાં કસર લાગુ પડે છે જેમકે ઝોહર, અસર, અને ઇશા તેને ઘેર આવી કસર પઢે મતલબ કે સફરની હાલતમાં જે નમાઝ કઝા થઇ હોય તેને ઘર પર કસર કરે અને જે નમાઝ ઘર પર કઝા થઇ હોય તે નમાઝ અગર સફરમાં અદા કરવા ચાહે તો પુરી પઢે. જો વિતરની નમાઝ પણ છુટી ગઇ હોય તો તેની કઝા કરવી પણ વાજીબ છે (મરાકિલ ફલાહ તહતાવી)

સવાલ—દાવતમાં ખાણું ખાધા બાદ કેટલીક જગ્યાએ એવો રિવાજ છે કે ફાતેહા પઢવામાં આવે છે બધા લોકો ભેગા થઇ હાથ ઉઠાવી ફાતેહા પઢે છે અને એ આમ જરૂરી રિવાજ થઇ ગયો છે એ વિષે શું હુકમ છે?

જવાબ—એવી રીતે જરૂરી સમજી ફાતેહા પઢવા સાબિત નથી એ તો માત્ર રિવાજ છે

મેવાક ખાધા બાદ દુઆ પઢવી સુન્નત છે અને અને હદીસ શરીફથી સાબિત છે અને તે દુઆ આ છે:-"અલહમદો લિલ્લાહિલ્લઝી અતઅમની વસકાની વજઅલની મિનલ મુસલેમીન." દરેક માણુસ ખાધા બાદ હાથ ઉઠાવ્યા વિના આ દુઆ પઢી લે.

સવાલ—મરદ માટે કાનમાં સોનાની બાલી પહેરવી દુરસ્ત છે કે કેમ?

જવાબ—મરદ માટે કાનમાં સોનાની બાલી અંથવા હાથમાં સોનાની વીંટી પહેરવી જાએઝ નથી. સોનું અને રેશમ મરદો માટે પહેરવું હરામ છે. ઓરતો માટે દુરસ્ત છે. (દુરે મુખ્તાર)

સવાલ—રાતના વખતે ઝાડુ આપવી અને આઇનામાં ચેહરો જોવો દુરસ્ત કે નહિ? એની કાંઇ સાબેતી હદીસ કે ફિકહની કિતાબથી થાય છે?

જવાબ—રાત્રે આઇનઃ (આરસી) માં જોવાની તેમજ રાત્રે ઝાડુ આપવાની શરઅ શરીફની રૂએ મનાઇ સાબિત નથી તેમજ એને મનહૂસ સમજવાની વાત જે મશહૂર થઇ રહેલી છે તેની પણ કંઇ અસલ નથી. હા કોઇ કોઇ બુઝુર્ગોએ પોતાની નસીહતોમાં મનાઈ કરી છે તે કદાચ હિકમત અને તિબ્બનીરૂએ હોય એ બનવા જોગ છે. પણ એની મનાઇ વિષે હદીસ શરીફમાં તો કોઇ રિવાયત જોવામાં આવી નથી.

સવાલ—માણુસ પોતાની દુઆમાં બુઝુર્ગોના નામ લઇ તેમના નામની હુરમત કે વસીલાથી દુઆ માંગે અને એમ સમજે કે બુઝુર્ગોના તુફેલથી તે દુઆ કબુલ કરે.

જવાબ—બુઝુર્ગોને દીનના તુફેલ અને હુરમતથી દુઆ માંગવી જાએઝ છે એમાં કંઇ વાંધો નથી પણ એવો અકીદો રાખવો કે ખુદા તઆલા પર વાજિબ છે કે કબુલ કરે અથવા તો એમ સમજે કે બુઝુર્ગો આપનાર છે એ કેવળ ખોટો અકીદો છે અને એમ માનવું દુરસ્ત નથી.

સવાલ—રેલગાડી કોઇ સ્ટેશન પર ઊભી ત્યાં ઘણીવાર ઉભી રહેશે એવા ખિયાલથી મુસાફીર રેલથી ઉતરી સ્ટેશન પર નમાઝ પઢવા લાગ્યો અને થોડીજવારમાં ગાડી ચાલવાની સીટી વાગી તો નમાઝ પુરી કરવી કે તોડી ગાડી પકડવી?

જવાબ—ગાડી ચાલુ થવાની સીટી વાગે તો નમાઝ તોડી ગાડીમાં બેસી જાય અને નમાઝ રેલ ગાડીમાં અથવા બીજા સ્ટેશને ટાઇમ મળે તો ઉતરીને પઢી લે લેકિન કોઇપણ હાલતમાં નમાઝ છોડે નહિ. જો રેલમાંજ નમાઝ પઢવાનો મોકો થાય તો બનતાં સુધી રેલમાં ઉભા ઉભા નમાઝ પઢે અને જો ઉભા રહી નમાઝ પઢવી મુમકિન ન હોય તો બેસીને પઢે. પણ નમાઝ છોડે કે કઝા કરે નહિ.

# ❀ ખંડન ❀

ઊર્મિ-કથા

---

જીવન વસંતની પંદર વાટીકા વીતાવી તેણે વસંતના વધામણાં ઝીલ્યાં. કુમળી કળી વિકસીન કુસુમ બની ચુકી હતી. તેનાં અછૂતા આંદોલનોને અનંગના ભૃંગો અભડાવવા લાગ્યા.

તે સૌંદર્યવતી હતી. ઘણુંજ મનોહર-અનુપમ સૌંદર્ય જે સમર્થ કલાકારની પીંછી દોરવાને અસમર્થ હતી. અશક્ત હતી.

સૌંદર્ય અને યૌવન-જીવનનો આલ્હાદક લ્હાવો.

માધુર્યતા તો હતીજ તેમાં યુવાનીનું અમૃત સીંચાયું એટલે પછી બાકીજ શું રહ્યું? પૃથ્વી પટે પુલકિત પરિમલ ને પરાગ પ્રસરાયો-કવિની અકથ્ય, 'આદર્શ પ્રેરણામૂર્તિ સાચા સ્વરૂપે જન્મી.

ખરેખર યુવાનીમાં સકળ સંસાર યુવાન ભાસે છે...હાય...યુવાની...પરંતુ...દુરભાગ્યે તે ગરીબ હતી. એકલી અસહાય આ અવનિ પર.

નિરાધાર જોબન કેટલું સલામત છે? કોઈ કહેશે...?

"સતત વહેતા પાણીના ધોધ નીચેથી ગુંગળાઈ બ્હાર ધસી ઉપર ઉછળ્યું કરતું પુલકિત પાણીના પરપોટા જેટલું."

શ્રીમંતાઈને ઝૂલે ઝૂલતું યૌવન આણે છે મસ્તી, તોફાન, આનંદ અને ઉલ્લાસ જ્યારે...

ગરીબાઈને બોજે ઉછરેલું સૌંદર્ય શ્રાપ સમાન છે. અને...આખરે તેણીએ એ ગરીબાઈની મહાદેવી ઉપર પોતાના સતીત્વની બળી આપી. પોતાના પેટના ખાડામાં પ્રજળતા મહાનળની પ્રજ્વલીત વિષમ જ્વાળાઓને શાંત કરવા.

કુદરતે બક્ષેલ અમૂલ્ય કૌમાર્યની ભેટ ધરી એક વિષયલંપટ, કૌમાર્ય-ખંડક લક્ષ્મીનંદને.

અને...તે લક્ષ્મીથી લોભાયલી અને ગરીબાઈથી ગુંગળાયલી એક અબળાનાં નેત્રોમાં પવિત્ર પ્રેમ જોવાને નિર્થક વલખાં મારી રહી હતો. કેટલું અસંભવિત...!

સોળ સોળ વર્ષથી જતન કરી, જીવનના અમૃત પાઈ ઉગાડેલ કૌમાર્ય પુષ્પને ચાંદીના દશ ટુકડામાં ચૂંટાતા ગરીબીએ સોદો કર્યો.

તેનાં કૌમાર્ય ખંડનને જોવા આંખની પલકો પર બે અશ્રુબિંદુ સિવાય ત્યાં બીજું કોઈ ન્હોતું.

અને...તે ભોગી ભ્રમર એક વધુ કળીનો રસ ચુસીને ખુશ થયો. મસ્ત થયો. અને તેની સફળતાના પ્રચાર કરતા નફ્ફટ હાસ્ય ધ્વનિના પડઘા ચારે તરફ અથડાવા લાગ્યા. એ હાસ્ય ધ્વનિમાં મને ત્યાં આળોટતી કંગાલીયત અને કચડાતી માનવતાનો રૂંધાતો શ્વાસ સંભળાયો.

કેટલો વિચિત્ર સંયોગ...?

ગરીબીને આંગણે આવેલું યૌવન વેચી નાખવાનીજ વસ્તુ ગણવામાં આવે જેને...!

એશ આરામમાં વિલસતા જીવડાઓ-ગરીબીના કઠોર પંજામાં ગુંગળાતા પ્રાણીઓ બંને જીવનની ઉજાણી કરે છે. એક શરાબના પ્યાલાથી બીજો લોહીના આંસુથી.

અરેરે......અધુરૂં જગત......!

"નૂર નાચીઝ" માંગરોલી.

# આજની પ્રત્યાઘાતી નેતાગીરી

લે : ઉસમાન-લીઆ.

યુરેપીય યુદ્ધ હજુયે લંબાયે જાય છે. હિંદમાનાં ઘણાયે ઉદ્યોગો આની અસરથી મરવા પડયા છે. માનવતા અને લોકસાશનના નામે યુદ્ધ ખેલાઈ રહ્યું છે. કોણ જીતશે, કોણ હાર પામશે? એ કાંઈ નક્કી નથી. હિંદે સ્વરક્ષણના હમણાં હમણાં પગલાં લેવા વિચાર કર્યો છે, પણ આ પગલાંનો અર્થ "પાણી આવ્યા પછી પાળ બાંધવા" જેવો થયો છે. યુદ્ધ હિંદને આંગણે આવી ઉભું છે એ વાતને કોઇ નકારી શકે તેમ નથી હિંદને સ્વતંત્રતા બક્ષવામાં બ્રીટને હજુ કંજુસાઇ છોડી નથી. કોણ જાણે હિંદની કેવીયે કફોડી સ્થિતિ આવી ઉભી રહેશે? એનો સારાસાર વિચાર આજના કહેવાતા નેતાઓએ કર્યો નથી. "ખેંચ પકડ મુજે જોર આતા હય" આવી વલણ દેશના નેતાઓએ અખત્યાર કરી છે. હિંદને એક જબ્બર શક્તિશાળી દેશ સાથે મુકાબલો કરવાનો વખત આવી પડશે. જ્યારે દેશની પ્રજામાં જરાયે રાષ્ટ્રવાદનો જુસ્સો કે આત્મભાન હજુયે જાગૃત થયાં નથી આ કથન આજના નેતાઓએ સમજી લઇને દેશોદ્ધારનાં પગલાં લેવા આવશ્યક છે. પ્રજામાં ઉત્સાહ, જુસ્સો અને મરી ફીટવાની તમન્ના જગાડવાની જવાબદારી આજના નેતાઓ પર છે એ ભૂલી જવાનું નથી.

## કટોકટી ભરી પરિસ્થિતિ

આજના બનતા જતા ઝડપી બનાવો પ્રત્યે દુર્લક્ષ્ય સેવવું એ નરી મૂર્ખાઈ છેજ. ત્યાં અને અહીં કટોકટી ભરી પરિસ્થિતિ ચાલુ છે. આવા સમયે હિંદમાં નીષ્ક્રિયતાજ તરી આવે છે. કોંગ્રેસના નેતાઓ ઘડીક દિલ્હીના ઠરાવને વળગે છે, તો ઘડીકમાં રામગઢના ઠરાવને ચુંથે છે, ઘડીક કારોબારી ગાંધીજીને અલગ કરે છે, ઘડીક શિરના તાજ બનાવી એમની દોરવણી લે છે આમાં કેટલી વિચિત્રતા તરી આવે છે! દેશ જ્યારે કટોકટીની સ્થિતિમાં પસાર થઇ રહ્યો છે ત્યારે અહિંસાનાં લાગણીવેડાના નાટકો હિંદમાં ભજવાઇ રહ્યાં છે. "અમારૂં ધ્યેય તે સંપૂર્ણ સ્વરાજ" આ સૂત્રના દિમાગમાં આવે એવી રીતે અર્થ કરાવાય છે. કોઇ સંસ્થાનિક દરજ્જો સ્વીકારવા તૈયાર છે; અને તેને સંપૂર્ણ સ્વરાજ માને છે, કોઈ અંગ્રેજોની સત્તાને ગાંસડા પોટલાં બાંધ્યા વગરજ હિંદમાંથી દરિયા પાર કરવાને ઉત્સુક છે. ગમે તેવી માન્યતા ધરાવે પણ અમલનું કાર્ય આવે ત્યારે આ બધા નિષ્ક્રિય બની જાણે કે પોતે કાંઇજ જાણતા નથી એવી વલણ અખત્યાર કરે છે. આવા નેતાઓએજ હિંદની આઝાદી રોકી રાખી છે. એક પણ નેતા આજે હિંદને એવો મળ્યો નથી કે જે બોલે તે પાળવા હિંમત દાખવતો હોય? જે જે મળ્યા છે તે સ્વરાજ મળ્યા પહેલાં મારે આટલી ધારાસભાની બેઠકો જોઇએજ અથવા મારા હિસ્સા પ્રમાણે મારે મેળવવી એ મારૂં મુખ્ય ધ્યેય છે અને એ ધ્યેયને પહોંચી વળવા અમારે જેટલો ભોગ આપવો પડશે તે આપશુંજ. અમારા હકો અમે મેળવીશુંજ. હજુ તો સ્વરાજને અને હિંદને ખૂબ ખૂબ અંતર છે ત્યાં હિંદના નેતાઓ આજે જંગલી બની અંતર કલહ જગાવ્યેજ જાય છે. આનું પરિણામ કેવું આવશે! એ તો ભાવિ જાણે!

આજે હિંદનો સંબંધ વધુ બગડી ગયો છે તે હકીકત નિર્વિવાદ છે. આજે જે જોવાનું છે તે ભૂલી જઈ હિંદી જનતા અવળે રાહે જઈ રહી છે. એના નેતાઓને નથી ઓળખી શકી એમ તો આજે સ્પષ્ટ જણાય આવે છે હિંદની આઝાદીને અવરોધનાર બીજા કોઈ નહીં પણ આજના હિંદુ મુસ્લિમોને લડાવનારા નેતાઓ જ છે. આજ સુધી આ નેતાઓએ શું કર્યું છે? એકને! એક બીજાના સંબંધો વધુ બગાડવાના પ્રયત્નો! દેશની ગરીબ જનતા માટે, કારખાનાઓ માટે મજૂરો માટે ખેડૂતો માટે શું શું કર્યું! એનો જવાબ કોઈ આપી શકે તેમ નથી. અત્યાર સુધી તો એ લોકોએ એટલુંજ કર્યું કે "ભેંસ પાણીમાં અને સાટું બજારમાં" આ કહેવતને અક્ષરશઃ સત્ય ઠરાવવા પોતાના બધા પ્રયત્નો કર્યા છે. અંધાધુંધી ફેલાવવા સિવાય કંઈજ કર્યું નથી એમ આપણે સ્પષ્ટ પણે તારણ કાઢી શકીએ તેમ છીએ. શાથી આઝાદીના ચાહકોને જેલમાં ધુસાડ્યા સિવાયનો કોઈ માર્ગ અખત્યાર કર્યો નથી! હિંદની પ્રગતિ અવરોધી અવગતિની દિશાએ લઈ જવાના પ્રયત્નો કર્યા છે. આજના કોમી ભેદભાવ જગાડનારા નેતાઓને સમજવા આપણે આપણા દિવ્ય ચક્ષુઓ ખોલવાં પડશે. આપણે આજની કટોકટીની સ્થિતિનો ખ્યાલ જરાપણ નહિ રાખીએ તો વર્ષો સુધી પછાત રહી જઈશું, એ હકીકત છે.

## કોમીવાદનો ત્રાસ

આજનું પત્રકારિત્વ કેટલી હદે નગ્ન બની જઈ એક બીજાને આક્ષેપવા તૈયાર બન્યું છે! તેનો ખ્યાલ આજે કોઈનેય આવ્યો નથી એવું તો નથીજ. છતાં જાણી જોઈને આ નીતિને અપનાવે છે. એક માણસ ભૂલ કરે છે ત્યારે તેને, ખબર હોતી નથી કે હું ભૂલ કરું છું. અને ખબર હોય તો તે ભૂલ કરેજ શાનો?

હિંદમાં આજે જાણવા છતાંયે ભયંકર ભૂલને પોષણ મળી રહ્યું છે. એ આ દેશની કમનસીબી છે. આ ભૂલ જાણવા છતાંયે કરે છે તેનું મુખ્યકારણ પણ કોમીવાદ છે. તેઓ જાણે છે કે, આપણા પૂર્વજોએ હિંદને પરાધિનતાની બેડીમાં સપડાવ્યું તે પણ આ અંતર કલહોના કારણેજ, આજે તેઓ જાણે છે કે, પીઢીયરોનું વર્ગવર આપણી અવગણ સંગ્રહ, આપણી સંકુચિત મનોદશા, આપણો કોમીવાદ, આપણું વૈમનસ્યજ છે: છતાંયે એવા કોમીવાદી વર્તમાન પત્રો વાંચી પોતાની રગેરગમાં કોમીવાદનું ઝેર રેડી રહ્યા છે. આ હિંદની વિષમ પરિસ્થિતિ નથી તો બીજું શું હોઈ શકે? આજે એ કોમીવાદની દશા વધુ બદતર બની રહી છે. રાષ્ટ્રના શાખાઓમાં વૈમનસ્ય વધી રહ્યું છે. આ સ્થિતિ માટે જવાબદાર કોણ છે? તેનો જવાબ ખાસીઠ પીરણે બની બેઠેલા નેતાઓજ આપી શકે. એક બીજી પાર્ટીને ઉતારી પાડવામાં પારંગત બનેલા નેતાઓ પોતાનું આત્મભાન ગુમાવી ચૂક્યા છે. તેમજ હિંદી જનતાનું આત્મ ભાન પણ ખુંચવી રહ્યા છે. કોમીવાદી વર્તમાનપત્રોમાં કેટ-કેટલું કોમીવાદનું ઝેર ઓકવામાં આવે છે. કેટલી હદે એક બીજી કોમને દુશ્મન ગણી કાઢે છે! તેનો ખ્યાલ આજની માર્ગ ભૂલેલી જનતાને નથી! આ કોમીવાદનાં બીજ રોપાય, આ વૈમનસ્યનો છોડ ફૂટે ફાલે અને તેનો ફાલ આવે તે પહેલાંજ એની જડ કાઢી નાંખવી જોઈએ. આજે નહીં તો કાલે આ ફાલ સમગ્ર દેશને ગુલામીમાં મૂકી દેશે. દેશની આબાદીને બરબાદીના સ્વરૂપમાં બદલાવી નાખશે, દેશની જનતાને વિના કારણે મૃત્યુના મુખમાં મૂકી દેશે. આ કોમીવાદને પોષનારા પણ આજના નેતાઓ છે. અગર જો તેમને દેશની દાઝ હોત તો આજે જેટલો દુશ્મની ફેલાવનારાઓ કોમી-

વાદનાં ઝેર ઓકી રહ્યાં છે. તેને બંધ કરાવવાના પ્રયત્નો હાથ ધરતાં એથી ઉલ્ટુંજ આવા કોમીવાદને પોષી રહ્યાં છે, એને ઉત્તેજન આપી રહ્યાં છે, જોઇતી મદદ આપતા જાય છે. આ બીના વિષે હીંદી જનતાએ કાંઇકતો પ્રયત્નો કરવા જોઇએજ. નહિતો હિંદનું ભાવિ ભયંકર છે એ નિશ્ચીત માનવાનું.

## રાજકીય ક્ષેત્ર અને ધર્મ

હિંદમાનાં રાજકીય ક્ષેત્રમાં બળજબરીએ ધર્મને મુકવામાં આવ્યો છે. આપણે એટલોજ વિચાર કરીએ કે આજના આપણા નેતાઓ ધર્મને કેટલે અંશે અનુસરે છે? ફક્ત ધર્મની આડ મુકીને હિંદી જનતાને ઉંધા પાટા બંધાવી અવળે રસ્તે લઇ જવામાં આવે છે. સીધો અને સાદો સવાલ ધર્મનો છે તેને આજે વધુ મહત્વનો ગણીને કોમી વેરઝેર વધારી રહ્યાં છે. એક બીજાને ધર્મ માટે કોરા ચેકો પર સહી કરવાનું કહીએ તો તેને કોણ અવગણી શકે તેમ છે? શું બન્ને પક્ષો આ બીનાને ધુતકારી કાઢશે? નહીંજ. એક બીજાને ધાર્મિક કાર્યોમાં દખલગીરી કરવી નહી એવી સંપૂર્ણ ખાત્રી મળ્યા પછી ઝઘડાનો સવાલ ક્યાં બાકી રહે છે? આ સાદી સમજ નેતાઓને ગળે ઉતરતી નથી, એવું કાંઇ નથી; પણ જાણી જોઇને આ ધર્મના ઝઘડાઓને રાજકીય ક્ષેત્રમાં ઘુસાડવામાં આવ્યા છે. બીનાથીજ બન્નેની નેતાગીરી ટકી રહી છે. આ કારણ? દેશ વધુ ધર્માંધ છે. આ ધર્મનું બ્હાનું કંઇ નેતાઓને ઠીક મળી ગયું છે. ધર્મના આજના નામે હિંદની બે મહાન કોમો વચ્ચે દ્વેષભાવ પેદા કરી પોતાનો સ્વાર્થ સાધી લેવાની ચાલબાજીઓ થતી રહી છે. આથી જનતાએ ધડો લેવાનો છે કેએક બીજાએ પોતાની ધારણ કરેલી નીતિને ત્યાગવી પડશેજ. દેશની જનતા વધુ ભાગે બેકારી અને કારમી કંગાલિયતમાં સબડી રહી છે. એના માટે અત્યારે રોટીનો સવાલ છે, એ રોટીના સવાલને આગળ લઇને દેશનો ભૂખમરો અને કંગાલિયત દૂર કરવી એજ ઉત્તમ રસ્તો બાકી છે, કે જે મદદ કરવા આજે કોઇ નેતાઓએ પોતાની ઇચ્છા દર્શાવી નથી. ભાષણો અને મંત્રણાઓનો જમાનો વહી ગયો છે. આજે સુંદર વાક્યો અને છટાદાર ભાષણો દ્વારા હિંદી જનતાને આઝાદી મળશે નહિ ગરીબોનાં દુઃખો ટાળી શકાશે નહીં, અને કોઇનું કાંઇ ભલું કરી શકાશે નહીંજ. નેતાઓમાં એટલીજ ખુબી છે કે પોતે નાની સુની વાતને એક મોટા સ્વરૂપમાં ગણાવી દે છે. થોડાંક ગરીબોના હિતનાં વાક્યો એક અભિનેતા જેવી ઢબથી બોલી નાખે છે. એથી જનતા ભોળવાઇ જઇ પોતાના હાથેજ પોતાના પગમાં કુહાડી મારે છે એમ કહેવું જરાયે ખોટું નથી તેમ નીતિ વિરૂદ્ધ પણ નથી. આજની જનતાને એમ પૂછીએ કે કયો સમુહ પોતાના ધર્મને અચ્છી રીતે સમાજે છે? એટલે એમ નથી કહેવું થતું કે પોતાના ધર્મને તિલાંજલી આપવી જોઇએ પણ એટલું તો ખરંજ કે જે લોકો ધર્મના નામે ધતીંગ ચલાવી રહ્યા છે તેઓને ધર્મના ખરા રસ્તા પર ચલાવવા જોઇએ કે તેઓએ ચાલવું જોઇએ; પણ ધર્મના નામે ચરી ખાવું- અંધવા વડા પ્રધાનો અથવા નાના પ્રધાનો બનવું હોય જ્યારે જે લોકો ધર્મને પીછાનતા નથી, ધાર્મિક બાબતોનો અભ્યાસ કર્યો નથી, એ લોકોને તો જનતાએ સખ્ત નસીયત પહોંચાડવી જોઇએ અને એમ નહિ કરે તો તેમના માટે "દ્દેધ પાર્ડ સર્વ ઉઠેયો" જેવું થશે એ સાફ સાફ જણાઇ આવે છે.

જનતાની ફરજ

આજના ફૂંકાઈ રહેલા દેવાળાંને અટકાવવા પ્રયાસો તો કરવાજ જોઇશે બીજા દેશોમાં હિંદ જંગલી તરીકે ઓળખાય (?) ન બને એટલા માટે પોતે પોતાની જવાબદારી સમજવી જોઇશે, રાષ્ટ્રના કહેવાતા ફૂટ પ્રશ્નોનો વિચાર પોતાની મેળેજ ચલાવી તેનું નિરાકરણ લાવવાના પ્રયાસો કરવા જોઇશે, હિંદી જનતાને કયું દુઃખ છે, આઝાદી કેવા પ્રકારની જોઇએ, કયા કયા પ્રશ્નો હાલની ઘડીએ અતિ મહત્વના છે ? એ વિગેરેનો ખ્યાલ કરીનેજ રાજકીય ક્ષેત્રનેજ સમાલવું જોઇએ. શા માટે આવા પ્રશ્નો હાથ ધરાતા નથી? શું જનતામાં એનો તોડ લાવવા જેટલી શક્તિ નથી? આઝાદીના અર્થને સમજતી નથી ? રાજ્ય ખરપટ ગ્રહણ કરવા જેટલી બુદ્ધિ નથી ! અથવા છે તો તેને અમલમાં મૂકવાની હિંમત નથી ? આવા પ્રશ્નો જનતાએ પોતાના હૃદયને પૂછવા જોઇએ. એનો તોડ લાવવા પ્રયાસો કરવા જોઇશે. નીષ્ક્રિય બની બેસી રહેવાથી કાંઇ વળશેજ નહીં. "માગ્યા વિના મા પણ પીરસે નહીં" એ કહેવત શું ખોટી છે ? અત્યારે અમલની આકરી ફરજ હિંદ ઉપર છે. તેને અદા કરવા માટે હિંદે પાછી પાની કરવી જોઈએ નહીં. હિંદે પોતાનું સ્વમાન, પોતાની ગુલામી, પોતાના દુઃખો એ વિગેરેનો ખ્યાલ કરવાનો અને બીજો માર્ગ રચનાત્મક યોજના ઘડી પોતાના આદર્શ માટે, હેતુને માટે, ધ્યેયને માટે પોતાની બધી શક્તિઓ ખરચવી જોઇશે. આવા પ્રયત્નો કરવા જેટલા જલ્દી પ્રયાસો અને ચક્રો ગતિમાન કરવા પડે તે તે અજમાવવા જોઇએ. ટુકડામાં સંતોષ મેળવવો જોઈએ નહીં. સખત ભૂખને પેટપુર અનાજ સંતોષ આપી શકે, નહીં કે થોડા ટુકડાઓ ! કદાચ એ ટુકડાઓ થોડો વખત ચાલે; પણ એ ટુકડા ખલાસ થયે ભૂખનો આગ જોરથી ભભૂકી ઉઠે છે. જનતાએ પોતાની ફરજ, આઝાદીનો સાચો અર્થ એ વિગેરે સમજી પોતાનો માર્ગ ગ્રહણ કરવાનો છે. એ ચૂકયા એટલે એજ સ્થિતિ આવી ઉભી રહેવાની છે કે જે અધોગતિ છે. પ્રગતિ ત્યારેજ થઇ શકે કે માણસે પોતે પોતાનો રસ્તો નકકી કરી તે રસ્તે બરાબર સમયે, નકકી કરેલા સાધનો દ્વારા જવુંજ જોઇએ. આજે હિંદને આવુંજ વર્તન દાખવવું પડશે, આવોજ જંગવાત પેદા કરવો પડશે, આવાંજ આંદોલનો જગાવવા જોઇશે, આવુંજ કંઈ કરવાની તમન્ના સેવવી જોઇશે.

# છઠ્ઠું પ્રકરણ



" શાકિર " બી. એ. (ઓનર્સ.)

એ અજબ મોજીલો યુવાન હતો. એના પ્રત્યેક હલનચલનમાં જીવનનું જોમ હતું. એની વાતોમાં જાદૂ હતું એનામાં ઘેલછા હતી. જીવનની ઝીણી ઝીણી બાબતોમાં પણ એ જબરો પાવરધો હતો. જ્યારે એ ઘેલછામાં આવતો ત્યારે જીવનની અનોખી ફિલસુફી એ સમજાવતો. **એતો એટલુંજ માનતો કે જીવન એટલે મોજ, પછી તે સુખી હોય કે દુઃખી.**

એની કલ્પનાશક્તિ બહુજ વિશાળ હતી. એ કહ્યા કરતો કે જ્યાં સુધી હું કલ્પી શકું છું ત્યાં સુધી તો લીલા લહેરજ છે. જીવનમાં એ એકજ વસ્તુ નહિ માનતો અને તે **નિરાશામાં.** એ ઘણી વાર કહેતો કે હજી સુધી મેં નિરાશા અનુભવી નથી. વધારામાં એ કહેતો કે જ્યારે નિરાશા જેવું કશું મ્હારા સુખી જીવનમાં આડે આવતું ત્યારે હું મીઠા સૂર છેડી એને નસાડી દેતો. એટલું તો ચોક્કસ કે એ ઘણું સારૂં ગાઈ શકતો. કોઈ દુઃખી પ્રસંગો સિવાય એ કદી ગાતો નહિ. એણે જીવન-અને યુવાનીના રાગ ગાયા હતા; એણે પ્રેમ અને પ્રિયાના સૂર છેડ્યા હતા. છતાં ગાયન પ્રત્યે એને ઝાઝો પ્રેમ ન હતો.

લોકો એના વિષે બહુજ ઓછું જાણતા. એક વખત કોઈએ એને પૂછ્યું "તમારા જીવન વિષે અમને તો કંઈ કહો." એણે પોતાની કાળી ભમ્મર ઝુલ્ફો ઠીક કરી અને બોલ્યો, 'મ્હારું જીવન એટલે મોજ, એનાથી વધુ હું જાણતો નથી." એક બીજા માણસને પણ એવાજ એક સવાલના જવાબમાં કહેલું કે "જગત બેવકૂફોથી ભરાઈ ગયું લાગે છે; નહિતર કોઈ કોઈના જીવન વિષે પૂછે એ ખરૂં ! ચાલો તમો તમારા જીવન વિષે મને કહો એટલે તમને મ્હારા જીવનની ખબર પડી જશે.

**આપણાં બધાંના જીવન સરખાંજ છેના !"**

ઘણીકવાર જોઈએ તેના કરતાં વધારે ખુશ હોવાનો એ પ્રયત્ન કરતો, અને બારીકીથી જોનારને તરત જણાઈ આવતું કે એ કોઈ અજબ દુઃખનો સામનો કરી રહ્યો છે, પણ અમસ્તો હસવાનો પ્રયત્ન કરે છે. એના એ બનાવટી હાસ્યની એક ગંભીર લાગણીની આછી છાયા તરી આવતી. માણસો દુઃખી આત્માને આરામ આપવા શું શું નથી કરતા ! બિચારો એક આત્મા જ્યારે લાખો દુઃખોમાં ઘેરાય ત્યારે એ દુઃખમાંથી છૂટવા માટે કરોડો ઉપાય શોધવા પડે છે. અને જો એનો આત્મા એમાંથી સંતોષ નહિ મેળવી શકે તો માનવીને આપઘાત કરવાનું મન થઈ આવે છે.

એક વેળા એ ખૂબ વાતે ચઢ્યો. વાત-વાતમાં એણે જીવન, કવન, પ્રેમ અને પ્રિયા વિષે ખૂબ ખૂબ બોલી નાખ્યું. જાણે જબરો પ્રેમી ! છતાં આવો રંગીલો અને મોજીલો માનવી પ્રેમ જેવા ગંભીર ફાંદામાં ફસાય જાય એ માનવું ઘણું મુશ્કેલ જણાતું. **હજી સુધી જગત એમજ માને છે કે પ્રેમી એટલે ગંભીર-ગાંડો. પ્રેમી જેવો ઉદાસી બીજો એક પણ નહિ એવી મ્હારી** માન્યતા જગત કબૂલ રાખે કે પ્રેમ એ એક સવાલ છે. જીવનની ઘણી બાબતો ગંભીર છેઃ

જીવન આખું એક ગંભીર કોયડોજ છેના ? આપણામાં પ્રેમી કેટલા ? કાં બધાજ, કાં એકે નહિ. એ પ્રેમી હતો કે નહિ એ કોઇ જાણતું નહિ પણ પ્રેમ જેવું કશું એનામાં હતું એનો ઇન્કાર થઇ શકતો નહિ. એક વેળા તો એણે કહી નાખેલું "પ્રિયા અને પ્રેમી બન્ને પાગલ–બન્ને જુઠાં–બન્ને ઠગારાં–બન્ને નિર્દય" આવું આવું એ ઘણું બોલતો. છેવટમાં એ હંમેશાં કહેતો કે કોણ જાણે કેમ હું તમને મ્હારા જીવન વિષે કશું કહી શકતો નથી, જો કે મ્હારા જીવનમાં કશું છુપાવવા જેવું નથી."

એ એકાએક ગુમ થયો. લોકોમાં ચર્ચા જાગી. કેટલાક એને ઠગારો કહેતા, કેટલાક ઢોંગી. જગત **માનવીની કિંમત એમજ આંકે છે. માનવતા એનુંજ નામ હશે!** ભૂલ જગતનો ક્રમ છે. એને પણ લોકો ભૂલી ગયા. જુનું ભૂલવું અને નવાને યાદ કરવું એજ જગતની પ્રથા છે. **ભૂલી જવામાંજ જીવનનો ઉકેલ નહિ હોય !** અને તેથીજ જગતની ઘણીખરી વાતો ભૂલાઇ ગઇ છે. ભૂલ વગર જગત નથી. આમ ભૂલભૂલામણીમાં આપણે બધાજ ભૂલા પડી જઇએ છીએ.

કોઇએ એના ઘરમાં શોધખોળ કરી. એક ઘણો જુનો થઇ ગએલ કાગળ મળી આવ્યો, તેમાં લખ્યું હતું:—

પ્રિય:—

"આજે જીવનનો અંત આણી તમને તમારા પાપને સોંપી હું ચાલી જાઉં છું. બીજા આત્માને દુઃખ દેશો નહિ એટલીજ આશા રાખું છું."

લિ૦

આપની......

કાગળ જેટલો ટુંકો હતો એટલોજ વિચિત્ર હતો. "મૌજમાં ફરતો માનવી આવાં કાળાં કૃત્યો કરી શકે ખરો કે?" સૌ કોઇ પૂછવા લાગ્યું. લોકોએ વધુ શોધખોળ કરી. એક બીજો કાગળ મળી આવ્યો. એમાં લખ્યું હતું:—

"આ પત્ર તું વાંચે તે પહેલાં તો કાળે મ્હને ઝડપી લીધી હશે. છતાં કોઇ મ્હારી પાસે આ પત્ર લખાવે છે. હું લખું છું. દુન્યા માટે એ મ્હારો છેલ્લો પરિચય હશે. હું આપઘાત કરીશ નહિ. હું પેલા મંદિરમાં પાછો મ્હારા અસલ સ્વરૂપમાં જાઇશ. કરેલાં પાપ ઉપર પશ્ચાતાપના પાંચ આંસુ સારીશ, ત્હારી માફી માંગીશ. દેવો સામે પ્રતિજ્ઞા કરીશ કે હવે જીવનમાં બીજી વાર પાપ તરફ વળીશ નહિ મેં ઘણાં પાપ કર્યા છે. જગત આખાને ઠગ્યું છે. બેવકુફ જગત ! મેં બધાને ઠગ્યાં છે. બધા ઠગાય છે–નથી ઠગાતો ઇશ્વર–બધાની આંખમાં ધૂળ નાખી શકાય છે. આખરે ઇશ્વર સામે સઘળું કબૂલ કર્યા વિના છૂટકો નથી. એવી મ્હારી માન્યતા હવે ચોક્કસ થઇ ગઇ છે. ઇશ્વર મ્હને માફ કરશે. હું એમ જરૂર માનું છું. આત્માનો સંતોષ પ્રાયશ્ચિતમાં છે.

લી૦ પુજારી

જીવન-કિતાબનું સર્વોત્તમ પ્રકરણ એટલે **પ્રશ્ચાતાપનું પ્રકરણ. જીવનનું છેલ્લું પ્રકરણ એટલે પ્રશ્ચાતાપનું પ્રકરણ.**

હુનર ઉદ્યોગ, વ્યાપાર અને ખેતીવાડી

કોઈ પણ કૌમ અથવા દેશના હુનર ઉદ્યોગ અને વ્યાપારનું જો માપ કાઢવું હોય, તો તેનું માપક યંત્ર તે કૌમ અથવા દેશની સામાજિક સંસ્કૃતિ અને સભ્યતા છે. વળી વ્યાપારમાં પ્રગતિ થવી એના ઉપર આધાર રાખે છે કે, માર્ગો સુરક્ષિત હોય અને જવા આવવામાં સરળતા હોય. આ સર્વ એક બીજા માટે ફરજીયાત અને આવશ્યક છે.

જે ઝમાનામાં બનીઅબ્બાસના હાથોમાં મુસ્લિમ હુકુમતની લગામ હતી, તે દિવસોમાં મુસલમાનોની સામાજિક-સ્થિતિ ઉન્નતિના શિખરે પહોંચી ગઈ. માત્ર આજ વાત એની પુરની સાબિતી છે કે, એ યુગમાં વ્યાપારીઓ નિર્ભય હતા અને માર્ગોમાં તેમને દરેક પ્રકારની સરળતા હતી; જેથી આવશ્યક રીતે વ્યાપારમાં પણ પ્રગતિ થઇ દરેક પ્રકારનો માલ જરૂરતનો હોય અથવા વિલાસ વૈભવનો મ્હોટા પ્રમાણમાં તૈયાર થતો હતો. વ્યાપારીઓ તેને એક સ્થળેથી બીજે સ્થળે આસાની સાથે પહોંચાડી દેતા અને એક સ્થળેથી બીજે સ્થળે આસાની સાથે પહોંચી જતો હતો. એના ઉપરથી આ ખાત્રી પૂર્વક પરિણામ કાઢી લેવું કંઈ કઠીન નથી કે, આ વાતોએ સામાજિક ઉન્નતિમાં ઘણો મ્હોટો અને દ્દ ભાગ ભજવ્યો હશે અને તે યુગમાં તેવાંજ ચિન્હો ઉપસ્થિત થયાં હશે, જે સભ્યતા અને સંસ્કૃતિની પૂર્ણ ઉન્નતિ સમયે ભિન્ન ભિન્ન-પ્રસર સાથે ઉત્પન્ન થઈ જાય છે અને હાલાત સાથે મળીને તે, કૌમી અને ધાર્મિક અવરોધોને એકી સાથે નષ્ટ કરી નાખે છે, જે ગ્રામ્ય અને શહેરી વસ્તીની પ્રાથમીક સંસ્કૃતિમાં હોય છે અને જવા આવવાની સરળતા પોતાની સાર્વજનિક બરકતોએ, કોઈપણ રોક ટોક વિના લોકોને નફો પહોંચાડે છે. આબેહુબ એવીજ સ્થિતિ તે સમયે ઉત્પન્ન થઇ હતી, જ્યારે મહાન રોમે આખા જગતના શહેરો ઉપર પોતાની આણ વર્તાવીને તેને એવો કાનુન અર્પ્યો હતો, જે દરેક માટે અને દરેક ઉપર સરખી રીતે સત્તાધારી હતો. આ સામ્રાજ્ય અને આ કાનુને રોમનસાગર (ભૂમધ્ય સમુદ્ર) ને જાણે લાટીની જગત ભાગનો એક એવો સરોવર બનાવી મૂક્યો હતો, જેના ઉપર ત્રણે ખંડો (યુરોપ, એશિયા, આફ્રિકા)ના વ્યાપારી બેડાઓ સ્વતંત્રતા સાથે એ દેશોની ઉત્પન્નનો વ્યાપારી કારોબાર કરતાં નજરે પડતા હતા.

એવીજ રીતે મુસલમાનોની તરફકી પણ તે સમયે જોવામાં આવી, જ્યારે ખિલાફતની બરકતોએ દેશની રૈયતને નિર્ભયતા અને શાન્તિની ભેટ અર્પીને, પોતાની જાહોજલાલીને ઉન્નતિની અંતિમ ટોચ ઉપર પહોંચાડી દીધી. સુવર્ણ ઉપર સુહાગો એ થયો કે દેશમાં કુર્આન શરીફ જેવો સંપૂર્ણ અને જગદ્ગત કાનુન કાયદો હિન્દી મહાસાગરના કિનારાથી લઇને બરાનિસની ડુંગરાળ ભૂમિ સુધી જારી થયો. એનાથી જે અન્ય ફાયદાઓ ઉત્પન્ન થયા તે તો એક કોરે; ન્હાનકડું પરિણામ એ આવ્યું કે તરીમાં હિન્દી મહાસાગર અને ભૂમધ્ય સમુદ્ર, અરબોના વ્યાપારી વહાણોથી ભરેલા નજરે પડવા લાગ્યા, અને ખુશ્કીમાં દરેક તરફ અસંખ્ય માર્ગો મુસલમાનોના વ્યાપારી કાફલાઓને કારણે સંકુચિત જણાવા લાગ્યા. તરી અને ખુશ્કીના માર્ગોની અનુકુળતા અને સુલેહશાન્તિની બરકતોએ વ્યાપારને દરેક પ્રકારની મદદ મળી. ફાયદામંદ અને રૌનકદાર વ્યાપારી માર્ગોમાં ટેક્સ અને ઝકાત વગેરે પ્રાચીન કાળથી અવરોધ કર્તા ચાલ્યા આવતા હતા, તેને કુર્આને-મજીદે દૂર કરી નાખ્યા; પછી કેમ ન વ્યાપારમાં પ્રગતી થાય ? સેંકડો માઇલ દૂરદૂરના દેશો અને ખિલાફતનાં એક પ્રાંતથી બીજા પ્રાંતમાં, વ્યાપારીઓ કોઇ

પણ પ્રકારના મહેસુલ વગર, પોતાના વ્યાપારના માલને લઈ જઈ સકતા હતા. માત્ર એટલુંજ નહિ હતું બલ્કે, પ્રવાસ દરમિયાન તેમને પોતાના રહેવા માટે પણ ખર્ચ કરવો પડતો ન હતો: *

### વ્યાપારનાં સ્થળો.

અબ્બાસી શાસન સમયના આરંભથીજ એક તરફ બગદાદની દૌલતમાં વૃદ્ધિ થઈ, તો બીજી તરફ એનું આવશ્યક પરિણામ વ્યાપાર વધ્યો. વ્યાપારે તો એવી વૃદ્ધિ કરી કે જોતજોતામાંજ પોતાની અંતિમ હદ ઉપર પહોંચી ગયો. રાજ્યધાની હોવાને કારણે અધિકારીઓ અને માલદારોનાં જુથનાં જુથ અહિં કાયમ રહેતાં હતાં. વળી અન્ય પ્રદેશોથી દરેક પ્રકારના લોકો પોતાની જરૂરતોને માટે આવતા જતા હતા, જેથી ચોકખું છે કે, માલની ખપત અહિં ઘણી વિશેષ હતી.

કહી શકાય છે કે દરેક સ્થળ, જે રાજ્યધાની બનશે, તે સમૃદ્ધિશાળી થશે, સંસ્કૃતિ અને સભ્યતામાં ઉન્નતિ કરશે અને માલ દૌલતની તેમાં કમી રહેશે નહિં. એવીજ સ્થિતિ આવશ્યક રીતે બગદાદની થવાની હતી અને થઇ, પણ વિચારપૂર્વક જોવામાં આવે તો મ્હોટી વિશેષતા બગદાદના સ્થળ અને આજુબાજુનાં બંદરોની હતી. આ સ્થળ સર્વ વ્યાપારી માર્ગોના કેન્દ્રમાં આવેલું હતું. જેથી એમાં સ્વભાવિક રીતે તમામ આબાદ દુન્યાની વ્યાપારી સત્તાનું કેન્દ્ર બનવાની લિયાકત હતી. જો તે બજાર નહિ બનતે તો આશ્ચર્યજ હતું. હજુ તે રાજ્યધાની પણ બનવા પામ્યું ન હતું કે તે માર્ગો જે બગદાદ પાસે આવીને ખતમ થતા હતા, રૌનકદાર રહેતા હતા. તે પોતે એક વહાણવટાને લાયક નદી ઉપર આવેલું હતું. એ ઉપરાંત પાંચમી સદી ઇસ્વીનું વર્ણન છે કે, એની પાસેજ પ્રાચીન બાબિલની દક્ષિણમાં ફુરાત સરિતાની એક શાખા ઉપર હીરહ વસેલું હતું. જે રાતા સમુદ્ર, હિન્દુસ્થાન અને ચીનના વહાણોનું બંદર અને સમૃદ્ધિશાળી શોભીતું શહેર હતું. (ઇસ્લામ પૂર્વે અહીં દર વરસે મ્હોટા પ્રમાણમાં મૌલ ઉતારવામાં આવતો હતો. જુઓ અગાની, જિલ્દ ૧૬. પૃષ્ટ ૯૯) એક બીજું શહેર ઉબુલ્લાહ (Apologos) નામે ફુરાત અને દજલા (યુફ્રેતિસ અને તૈગ્રીસ) ના સંગમથી સ્હેજ દક્ષિણ તરફ આવેલું હતું. દજલા અને ફુરાતમાં આવવા જવા વાળા તમામ વહાણો અહિં આવીને લંગરાતાં હતાં. અહીં હિન્દુસ્તાનની બનાવટોનું મ્હોટું બજાર અને સાજ (સાગ)ના લાકડાનાં ગોદામ હતાં. સાગનું લાકડું હિન્દુસ્તાન અથવા આફ્રિકાના કિનારાઓથી આવતું હતું. બાબિલોનિયા (ઇરાકે અરબ)ના પ્રદેશોમાં જંગલ બિલકુલ ન હતાં જેથી અહિં આ લાકડાની ઘણી કદ્ર હતી. વહાણો એનાંજ બનતાં હતાં અને મકાનો બનાવવામાં પણ વપરાતાં હતાં. ઉબુલ્લાહને જે વ્યાપારી અગત્યતા પ્રાપ્ત હતી, તેનો અંદાજ એના ઉપરથી થઇ સકે છે કે સાસાની (ઇરાની) બાદશાહોના છેલ્લા સમયમાં હિન્દુસ્તાનના ચાંચીયાઓની ચઢાઇથી સુરક્ષિત કરવા માટે આ શહેરને કિલ્લાબંદ કરવામાં આવ્યું હતું. (જુઓ Rinoud કૃત "Relution des voyage faits et Lespersans" ભાગ ૧, પૃષ્ટ ૧૫ થી ૩૭)

જ્યાં હાલ મસ્કત આબાદ છે, ત્યાં પ્રાચીન કાળમાં સુહાર નામે શહેર આબાદ હતું અને એક પ્રખ્યાત બંદર હતું. ઇરાની અખાતના તમામ વહાણો અહીં આવીને લંગરાતાં હતાં.

---

* પાછલા સમયમાં કેટલાક ટેક્સો નવે નામે વધારવામાં આવ્યા, પરંતુ તે સામાન્ય રીતે ફુકહાઓને મઝહબના હુકમ વિરૂધ્ધ હોવાને કારણે અન્યાયીજ મનાતા રહ્યા.

બેરેનિસ (Berenice)ના સ્થળ ઉપરજ આવેલું હતું બેરેનિસ સુધીના માર્ગ માટે જુઓ સ્પ્રેન્ગર કૃત" Alte Geographic von Arabien" પૃષ્ઠ ૧૦.]

એક બીજી સડક જુમધ્ય સમુદ્રના પ્રદેશોમાંથી પસાર થતી, ઉત્તર શામના કિનારા સુધી આવતી હતી અને અન્તાકીયા તથા હલબ થતી ફુરાત પહોંચતી હતી. અહીંથી બગદાદ જવા માટે નૌકાઓ મળતી હતી એ સિવાય સુવેજની સંયોગી ભૂમિ ઉપરથી થઇને પણ રસ્તો જતો એના ઉપર પણ ઘણી અવર જવર હતી. વહાણો ફરમા'માં આવીને થોભતાં અને વ્યાપારીઓ અહીંથી ઉંટો ઉપર બેસીને કલઝુમ (Klysma) જતા હતા અને તે વહાણોમાં બેસીને જે રાતા સમુદ્રમાં ભાડે ફરતાં હતાં સમુદ્રને ઓળંગતા હતા ઇરાની આખાત અને હિન્દુસ્તાનના કિનારાઓથી આવનારા વહાણોને માટે અદન અને પછી યમ્બોઅની દક્ષિણે જાર અને કલઝુમ અત્યંત ઉમદા બંદર હતા.

પરંતુ બગદાદથી જે આખી ખિલાફતનું કેન્દ્ર હતું. જુદી જુદી દિશાઓએ સડકો જતી હતી. કુફાથી થઇને શામ જતી સડકનું વર્ણન તો અમે ઉપર કરી આવ્યા છીએ. બસરાથી હજાઝને માર્ગે પણ અવર જવર થતી હતી. ઇરાની આખાતના કિનારાના પ્રદેશો ખુઝિસ્તાન, ફારિસ્તાન, કરમાન અને મકરાનના કાફિલા હિન્દુસ્તાનની સરહદ સુધી આવતા હતા. ઇરાકથી ઉત્તરે અને ઉત્તર પૂર્વ તરફ બે વ્યાપારી સડકો હતા. એમાંથી એક સડક અરમિનિયામાં થઇને ઇતરાં બઝિન્દહ પહોંચતી હતી, જ્યાં બાઝન્તિનીયે સાથે વ્યાપાર કરવાની ઘણી મ્હોટી બજાર હતી. બીજી સડક બગદાદથી શરૂઆ થઇને ઉત્તર પૂર્વ તરફ થતી કાસ્પિયન (ખઝર) સમુદ્રને કિનારે પહોંચતી હતી. અહીંથી વહાણોમાં ભિન્ન ભિન્ન કિનારાવાળા પ્રદેશોમાં માલ મોકલવામાં આવતો હતો. આ પ્રદેશોમાંથી અંતિમ ઉત્તરની ભૂમિ સુધી અરબોના વ્યાપારી સંબંધો અને લેવડ દેવડ કાયમ હતી અમારા બયાનની પુષ્ટતા આ વાત ઉપરથી થાય છે કે રશીયા અને સ્વીડનમાં અબ્બાસી શાસનના આરંભના અસંખ્ય સોના ચાંદીના અરબી સિક્કા હમણાં સુધી નીકળે છે.

જે ઝમાનામાં અરબ વ્યાપારીઓ, અથવા તેમના ગુમાસ્તા, મધ્ય એશિયામાં દરેક સ્થળે પહોંચેલા હતા, વળી જ્યારે તેઓ કાસ્પિયન સમુદ્ર અને કાળા સમુદ્રમાં વ્યાપાર અર્થે પ્રવાસ કરી રહ્યા હતા, અને ઇન્દલુસ (સ્પેન) તથા સકલિયહ (સિસિલી)ના માર્ગે યુરોપના દેશો સાથે મ્હોટા નફાવાળો વ્યાપાર કરી રહ્યા હતા તેજ જમાનામાં આફ્રિકાની ભૂમિ પણ તેમની વ્યાપાર બનેલી હતી. વ્યાપારી જરૂરતોએ તેમના શહેરો આટલાંટિક મહાસાગરના દક્ષિણ કિનારાના તમામ પ્રદેશોમાં પ્રસરતા ચાલ્યાં ગયાં અને તેમણે જોત જોતામાંજ સમૃદ્ધિ અને ઉન્નતિના અંતિમ પંથો પણ કાપી નાખ્યા. એજ શહેરોમાંથી અરબોના વ્યાપારી કાફલાઓ સોદાગરીનો માલ લઇને નીકળતા અને મહાન રણમાંથી થઇને આફ્રિકાના મધ્ય ભાગ સુધી પહોંચતા.

હતા જો એક તરફ આ કાફલાઓની પહોંચ મધ્ય આફ્રિકાની મ્હોટી મ્હોટી સરિતાઓ સુધી હતી, તો બીજી તરફ આ મહાન ભૂમિખંડના ચાડ સરોવર સુધી એમનો વ્યાપાર પહોંચેલો હતો. એ સિવાય એમનાં વહાણુ મિસર અને અરબસ્તાનથી પણ પૂર્વ કિનારા સુધી આવતાં જતાં હતાં. એમના એજ વ્યાપારે ઝંઝબાર, મકદશવ, (Magadose) કયલવહ અને સફા લહ જેવાં વ્યાપારી શહેરો આબાદ કરાવ્યાં, એમને દૃઢ કર્યા અને રૌનકદાર બનાવ્યા. આ દેશો (આફ્રિકા)થી હાથીદાંત અને ગુલામ જેની અહિંઆં છત હતી, ખાસ રીતે નિકાશ થતા હતા.

પૂર્વ એશિયાની સભ્ય, સંસ્કૃતિમય અને પ્રાચીન સલ્તનતો હિન્દુસ્તાન ચીન અને જાપાન મૌજુદ હતી, જેમના હુનર ઉદ્યોગ ઉન્નતિની ટોચે પહોંચી ચૂકેલા હતા. અહિંની ઉત્પન્નનું પ્રમાણુ ઘણું વધારે હતું. અહિંના વતનીઓ સાહસિક અને હિમ્મતવાન હતા અને એ યુગમાં જગતના વ્યાપારમાં એમને ઘણું મ્હોટું પદ પ્રાપ્ત હતું. એજ કારણે ખિલાફતને અન્ય કરતાં પૂર્વ સાથેવ્યાપારી સંબંધો સૌથી વધારે ઉત્પન્ન કરવા પડયા. ચીની અને હિન્દી વ્યાપાર માટે બસરા અત્યંત સરસ અને લાયક બંદર હતું અને હાલ પર્યન્ત છે. શહેરની આ હૈસિયતમાં આજ સુધી ઘણો થોડો ફેર પડયો છે. અહિંના એક વ્યાપારીએ વાતચીત કરતાં મને કહ્યું હતું કે, "જો કે શહેરની વસ્તીમાં આ સમયે ઘણી કમી થઈ ગઇ છે; છતાં બસરા હજુ સુધી હિન્દુસ્તાન અને ચીનનું દ્વાર છે." આ બયાનની ખાત્રી ચીની ઇતિહાસો ઉપરથી પણ થાય છે અને અરબ ઇતિહાસકારોના લખાણો ઉપરથી જણાય છે કે ચીની ઇતિહાસકારોએ અતિશયોક્તિથી કામ લીધું નથી.

ચીની ઇતિહાસકારોએ તે પ્રતિનિધી મંડળનું વર્ણન કર્યું છે જે ઈ. સ. ૬૧૫ અને પછી ઈ. સ. ૭૧૩ (હિ. સ. ૯૫)માં "સુલીમન" (સુલૈમાન)ની આગેવાની હેઠળ ચીન આવ્યું હતું. એ પછી ઇ. સ. ૭૨૬ (હિ. સ. ૧૦૮) અને ઇ. સ. ૭૫૬ (હિ. સ. ૧૩૯) માં એ પ્રતિનિધી મંડળો મોકલવામાં આવ્યાં. પહેલાં ડેપ્યુટેશન સાથે ચીનના ફગફુર (બાદશાહ) માટે ખૂબસુરત ઘોડા અને અમૂલ્ય કમરબંદ ભેટ તરીકે મોકલવામાં આવ્યા હતા. ઇ. સ. ૭૯૮ (હિ. સ. ૧૮૨)માં ત્રણ બીજા ડેપ્યુટેશનોનું વર્ણન 'સિયાહ તા. શી'ને નામે કરવામાં આવ્યું છે. એવું જણાય છે કે એનાથી સિયાહ (કાળા) પોષાક અને સિયાહ ઝુંડાની મતલબ છે જે અબ્બાસી ખિલાફતનો રાજ રંગ હતો. (Brotschneider. 8–10)

આ બધા બયાનો ઉપરથી એવું મા'લુમ પડે છે કે જાહેર રીતે આ પ્રતિનિધિ મંડળો હતાં, પણ ખરી રીતે એમાં મ્હોટે ભાગે માત્ર વ્યાપારી મતલબ સિવાય વિશેષ કાંઈ ન હતું. આ પ્રતિનિધી મંડળોના આગેવાનો ફગફુરને ભેટો આપતા હતા અને દરબારમાં વધુ માન ખાટવા અને પોતાની પ્રતિષ્ઠા દર્શાવવાને માટે એવું જાહેર કરતા હતા કે અમો "તાશી" અર્થાત અરબ બાદશાહના પ્રતિનિધી છીએ. અરબી અને ઇરાની વહાણો જે ચીની બંદરગાહો ઉપર આવીને થોભતાં હતાં તે કેંકેન અને કેન્ટોન છે.

ચીની ઇતિહાસોમાં ઇતિહાસકારોએ આરંભ કાળના અબ્બાસી ખુલફાના નામ પણ લખ્યાં છે. જેવા કે, "અપો લો બા" (અબૂલ અબ્બાસ) "અપો ખા. ફો" (અબૂ જઅફર) 'મી. તી." (મેહદી) "આ લો' (હારૂન)

સંગ વંશના સમય ઇ. સ. ૯૬૦–૧૨૮૦ (હિ. સ. ૩૪૯–૬૭૯)માં વીસ અરબ પ્રતિનિધી મંડળો ચીની મહાસાગરને માર્ગે મોકલવામાં આવ્યાં હતાં.

**ચીન જતો માલ**

તે કુલ માલ સિવાય જે અરબ વ્યાપારીઓ

ચીન લઇ જતા હતા, ચીનવાસીઓએ અન્ય વસ્તુઓ ઉપરાંત આ વસ્તુઓનાં નામ ખાસ રીતે ગણાવ્યાં છે.

(૧) કાચની વસ્તુઓ, (૨) ખજુર, (૩) સફેદ કાચી ખાંડ (પી. શા. તંગ = અરબી, કાનયદ), (૪) ફોલાદ. (પન. ટી.) (૫) રૂ, (ફી. પી. ઘણુ કરીને અરબી શબ્દ 'કરબાસ'નું અપભ્રંપ છે.)

આ કીમતી વસ્તુઓનું વર્ણન આવ્યું છે તો યોગ્ય જણાય છે કે એના વિષે કંઇક સવિસ્તર લખવામાં આવે

( અપૂર્ણ )




સમાજના બન્ધનથી સંગઠિત બની માનવ-જીવન પ્રગતિની સાધનાના માર્ગે આગેકદમ ભરે છે. એ માર્ગે ઉભી થતી વિધવિધ મુશ્કેલીઓનો સફળ સામનો સાધવાનું કાર્ય સુગમ નથી. માનવીની મહત્તાને અવરોધનાર સામાજીક કોયડાના ઉકેલ અર્થે અન્ય પ્રાણીજીવનનું અવલોકન રસપૂર્ણ નીવડે છે કુદરતી જીવન જીવતાં અન્ય પ્રાણીની પ્રવૃત્તિનો માનવ પ્રવૃત્તિ સાથેનો મુકાબલો માનવ સમાજની સમાજીક સમસ્યાઓના નિરાકરણ અર્થે આવશ્યક છે માનવસમૂહમાં જેમ અનાથ, ભીખારી કે ટુકડાખાઉ માનવીનું અસ્તિત્વ છે તેમ અન્ય પ્રાણીમાં પણ તેવા પ્રકારનાં પ્રાણીની હયાતિ હોય એ ફૂટ પ્રશ્નની તીક્ષ્ણતા સર્વસામાન્ય બને છે.

બુદ્ધિબળની કુદરતી બક્ષીસ ધરાવતો માનવી પરોપકારનો મહિમા સમજે છે. વૃદ્ધ, રોગી કે અપંગ જેવા અશક્ત માનવીના પોષણ અર્થે આવશ્યક પ્રબન્ધની વ્યવસ્થા સુશિક્ષિત માનવસમાજનું અંગભૂત કર્તવ્ય મનાય છે. કુદરતી જીવન જીવતાં અન્ય પ્રાણી તેની પ્રબન્ધ શક્તિના અભાવે અશક્ત જીવનું જતન કરવાની જરૂરિયાત સ્વીકારવા તૈયાર નથી. પરિણામે, રોગી કે ખોડખાંપણવાળાં બનતાં પ્રાણીને મૃત્યુ વિના બીજો માર્ગ નથી મળતો. અન્ય રીતે પોતાનો બચાવ કરવા અશક્ત બનતાં પ્રાણીની પણ તેજ સ્થિતી થાય છે. બધી રીતે તન્દુરસ્ત અને પરિપૂર્ણ પ્રાણીજ જીવનની ગડમથલ માટે અસ્તિત્વ ધારણ કરવા યોગ્ય મનાય છે

માનવીની માયાળુતાના પ્રભાવે પાંજરાપોળ જેવી સંસ્થાના નિર્માણ પ્રાણીજીવન માટે યોજાય છે. અને માનવી માટે તેમજ અન્ય પ્રાણીની ઉપયોગિતા અર્થે દવાખાનાંની ગોઠવણ ગોઠવાય છે. વિચાર શક્તિહીન પ્રાણી સમૂહ પાંજરાપોળ કે દવાખાનાની વ્યવસ્થાથી અનભિજ્ઞ હોઇ અશક્ત પ્રાણીનો વિનાશ કરીને સન્તુષ્ઠ બને છે.

રોગી કે ઘાયલ સસલાને તેના ટોળામાંથી માથું મારી મારીને દૂર કરવામાં જુવાન સસલાં ગૌરવ માને છે. ફળીયાનું એકાદ કુતરું અપંગ બનતાં તેની સાથેનાં બધાંજ કુતરાં તેની અનહદ પજવણી કરી મૃત્યુનો ભોગ બનાવે છે. કાગડાની પાંખ તૂટે કે પગ કપાઈ જાય એટલે તેની જાતિના બીજા કાગડાઓ ચાંચો મારી મારીને તેને મૃત્યુવશ બનાવે છે. રોગી અગર ઘાયલ માછલીને નિહાળતાંજ અન્ય માછલીઓ બીન શરમી નરભક્ષકનું સ્વરૂપ ધારણ કરે છે પોતાની જાતિ પ્રત્યેની જેવી ફરજ સંપૂર્ણ થઇ ગઇ છે. એવાં પ્રાણીને પણ એજ પરિસ્થિતિનો ભોગ બનવાની ફરજ પડે છે. સામાજીક સહકારના સાચા સિદ્ધાન્તના મહામૂલા દ્દષ્ટાન્ત રૂપ મધપુડામાં નર–મધમાખને તેમની ઇન્દ્રિયજનતા ભોગવાસનાની પરિપૂર્ણતા થતાંજ અનેક દયાહીન ડંખ મારીને પ્રાણહીન બનાવવામાં પાછી પાની નથી થતી.

પ્રથમના જંગલી માનવી અપંગ અશક્ત તેમ વયોવૃદ્ધ માનવીનો નાશ કરી સમાજનું ભારણ દૂર કરવાનો પ્રયત્ન કરતા એમ કહેવાય છે. જડબુદ્ધિ જનાવર, તેમના સમાજના ભારણથી મુક્ત બનવા તેવાજ કડક વર્તાવથી ફૂટ પ્રશ્નનું નિરાકરણ સાધે છે. એનો અર્થ એ નથી કે આ પ્રાણી સમૂહમાં માયાળુતા તેમ વાત્સલ્યનો

અભાવ છે. પરિણામવાદીના પ્રાણીજીવનને લગતા પ્રયેગો સિદ્ધ કરે છે કે નાનાં અને નાજુક બાળની કાળજીભરી સંભાળ રાખનાર વત્સલ પ્રાણીઓનું અસ્તિત્વ હોવાના કારણેજ તે જાતિનું જીવન વર્ષો સુધી લંબાય છે. જે જાતિમાં એ વત્સલતા દૃશ્યમાન નથી થતી એ નીતિ થોડા વખતમાંજ વખતના વહેણ સાથે અદૃશ્ય થઈ જાય છે. માત્ર અશક્તો પ્રત્યેનો તેમનો વર્તાવ માયાળુ માનવપ્રવૃત્તિને પ્રતિકૂળ સ્વરૂપ ધારણ કરે છે.

પ્રાણીસમૂહમાં જીવન ગુજારતાં, નાનાં કે મોટાં, પ્રાણી અન્ય પ્રાણીના ત્રાસ કે ઉપદ્રવથી મુક્ત બની ઉપાધિરહિત જીવન ગાળી શકે એ શક્ય નથી. પરિણામે, અન્ય પ્રાણીજીવનનો નાશ કરીને આત્મ નિર્વાહનું સાધન મેળવી લેનાર પ્રાણીઓનું અસ્તિત્વ માનવસમૂહમાં પણ જણાય છે પ્રથમના સમયમાં કેટલાક ગ્રીક પાદરીઓ જાહેર જનતાના ખર્ચે અને જોખમે પોતાનું જીવન ગુજારતા. તે પછી સશક્ત શરીર ધારી છતાં ધર્મના નામે આશ્રય અને આરામ મેળવવાનો હક્કદાવો કરતાં ધર્મધુરંધરો પ્રગટ્યા. ધર્મપ્રિય અને પરોપકારી જનતાની ઉદારતાથી પોતાની સમૃદ્ધિ સાધતા એ મહન્તોએ પ્રથમના ગ્રીક પાદરીઓનું અનુકરણ કરી વિનાશ્રમે જીવનનિર્વાહ કરવામાં ગૌરવ લેખ્યું. પરિણામે, એ જીવનધારીઓને 'ટુકડાખાઉ'ની ઉપાધિથી જનતાએ નવાજ્યા. આ ટુકડાખાઉ પ્રાણીનો પ્રશ્ન માનવસમૂહમાં સામાન્યતા ધારણ કરે છે!

વિભિન્ન પ્રકૃતિના પ્રાણીસમૂહનો સહકાર બન્ને જાતિઓના લાભાર્થે હિતકારક નીવડે છે અન્ધ ભીખારીના ખભા ઉપર બેસી મુસાફરી કરનાર લંગડા ભીખારીની જોડી જેમ બન્નેના હિત અર્થે આવકારદાયક નીવડે છે; તેમ પ્રાણી જીવનના સહકારથી પણ એક બીજાની હિતવૃદ્ધિ નીપજે છે. આ સહકારે ટુકડાખાઉ વૃત્તિના પરિણામ રૂપ નથી છતાંય કેટલીક વખત એ વૃત્તિ પ્રબળતા ધારણ કરે છે તે વખતે નિર્બળ પ્રાણી સબળના જીવનનિર્વાહના સાધન રૂપ બની પ્રાણ ગુમાવે છે.

માનવ સમૂહના 'ટુકડા ખાઉ' માનવીની અવનતિ જેટલીજ ભ્રષ્ટતા પ્રાણીજીવનના 'ટુકડા ખાઉ' પ્રાણીઓમાં દૃશ્યમાન થાય છે કુદરતે પ્રાણીજીવનનું સમતોલપણું સાચવવા માટે આવાં પ્રાણીઓનો ઉપયોગ કરી આ કૂટ પ્રશ્નનું આવકારદાયક નિરાકરણ સાધ્યું છે. મોટાં પ્રાણી નાનાં પ્રાણીનો ભક્ષ કરી તેમની સંખ્યાનું વધતું જતું પ્રમાણ અટકાવે છે જ્યારે વધુ મોટાં પ્રાણી એ પ્રાણીઓના જીવન ઉપર તરાપ મારી તેમને ઉન્મત્ત બનતાં અટકાવવામાં કારણભૂત બને એટલે એ 'ટુકડા ખાઉ' પ્રાણીઓ પણ એક બીજાના ઉપર અનુપમ જીવનનું અસ્તિત્વ કાયમ રહે એ કુદરતી હેતુ પાર પાડવામાં આપો આપ સહાયક બને છે.

# સંદેશ

લેખકઃ 'આફિલ'

માનવ જગતને અંધકારમાંથી પ્રકાશમાં લાવવા અને મુક્તિ અપાવવા સર્જનહારે 'કુર્આન' રૂપી ન આંકી શકાય એવી કિંમતની અજોડ અને અનોખી કિતાબ આપણને અર્પણ કરી. 'કુર્આન' કેવળ મુસ્લિમોનેજ નહિ પણ જગતની અન્ય પ્રજાઓને ઉગારનાર પ્રેરણાત્મક સંદેશ સંગ્રહ છે. કમનસીબે અન્ય પ્રજાઓ કરતાં પણ મુસ્લિમો એને સમજવામાં પછાત પુરવાર થયા છે. પોતે ઉગરીને અન્યોને પ્રકાશની ઝાંખી કરાવી શકે એટલા માટેજ અલ્લાહે એ અમૂલ્ય કિતાબ મુસ્લિમોને અર્પણ કરી. પણ અફસોસ મુસ્લિમ જગતે એની કદર ન પીછાણી ! રેશમી વાઘાઓમાં વીંટાળી ઘરની કોઇ એક અલમારીમાં ગોઠવી દીધી. ક્યારેય સમજવાની દરકાર ન કરનાર મુસ્લિમ જગત ઉપર ક્રિશ્ચીયાનીટીના પ્રચારકો ફાવ્યા. શરીરનો શું આત્માએ વટલાયા પરિણામ એ આવ્યું કે મુસ્લિમોની રૂહ ફના થતાંજ મુસ્લિમો માત્ર નામના મુસ્લિમો રહી ગયા.

જો કે 'કુર્આન' અને કુર્આન પાઠવનારનું ધ્યેય જુદું જ હતું; પણ મુસ્લિમો એને ન સમજ્યા, સમજ્યા હોય તો દરકારે ન કરી બીજાઓને માર્ગદર્શક થવાનું તો દૂર રહ્યું પોતેય એ પ્રકાશ ઝીલી ન શક્યા, પરિણામે સર્વ જગતમાં સર્વથી વધુ અંધકારમાં અથડાતી પ્રજા જો કોઈ હોય તો તે મુસ્લિમ પ્રજા છે. અંધ અનુકરણમાં રાચનાર મુસ્લિમોને આજેયે ક્રિશ્ચીયાનીટીના પ્રચાર કાર્યનો મર્મ સમજાતો નથી ક્રિશ્ચીયાનીટીના પ્રચારકો કેટલે અંશે ફાવ્યા છે, એ નીચેના એકજ દ્રષ્ટાંત ઉપરથી સમજી શકાશે.

વિશાળ ભારતની કોઇ એક પ્રખ્યાત મીશન કૉલેજમાં બનેલો આ એક પ્રસંગ છે. એમ. એ.ના એક વિદ્યાર્થીએ 'ઈંજિલ'નું શિક્ષણ લેતાં લેતાં એક દિવસે અચાનક પોતાના પ્રિન્સીપાલને એક પ્રશ્ન પૂછ્યો તેણે કહ્યું કે "તમોએ આ દેશમાં સંખ્યાબંધ શાળાઓ સ્થાપી છે. જેનાં ઉપર કરોડો રૂપીઆનો ખર્ચ તમો ભોગવી રહ્યા છો હજારો મીશીનરીઓએ યુરોપ અને અમેરીકા સદાને માટે તજી દઇ આ દેશમાં પડાવ નાખ્યો છે કરોડોના ખરચે સતત પ્રયત્નો કર્યા છતાં તમોને સફળતા મળી નથી. એ સર્વ બાબતો ઉપર લક્ષ આપતાં આપનું ધ્યેય શું છે, તે સમજી શકાતું નથી ?

દૂર અંદેશ પ્રિન્સીપાલે ટુંકા છતાં, સુંદર અને સચોટ જવાબ આપતાં કહ્યું કે "અમારા એકંદર પ્રયત્નોનો હેતુ માત્ર 'એકજ છે તે એકે તમને તમારા પોતાનાં ધર્મથી વિખુટા પાડી દઇએ, અર્થાત તેમને ખુદ તમારા પોતાના ધર્મમાં વિશ્વાસ ન રહે, અનેક શંકા કુશંકાઓ જન્માવવી અંતે એ રીતે તમોને તમારા પોતાનાં માર્ગો ભૂલાવી દેવ-રાવવા કોઇ પણ પોતાનાં મૂળ ધર્મ ઉપર ન રહી શકે, એ એકજ ધ્યેય નજર આગળ રાખીને અમે પ્રચાર કાર્ય કરી રહ્યા છીએ. અમારી મીશન સ્કૂલોમાંથી અત્યાર આગમચ બહાર

# એને વાંચશોજ નહિ!!

## અને જો વાંચો તો એનો લાભ ઉઠાવો

## બિરાદરાને મિલ્લત !

આજકાલ જાહેરાતો મારફતે વેચાતી દવાઓ ઉપર પ્રજાનો બિલકુલ ભરોસો રહ્યો નથી એ એક સૂર્યની પેઠે પ્રકાશિત વાત છે છતાં ખોટું ન માનતા. ખુદાએ પાંચ આંગળીઓ સરખી બનાવી નથી. જો આપને અગત્ય હોય અને એવી દવાઓની જરૂર હોય છતાં જાહેરાતો મારફતે વેચાતી દવાઓ મંગાવતાં ડરતાં હો તો માત્ર એકવાર ખુદાનું નામ લઇને અમારે ત્યાંથી દવાઓ મંગાવો, ઇન્શા અલ્લાહ અચુક ઇચ્છા પ્રમાણે લાભ થશે. જો અમારી દવાઓ સંતોષ અને ફાયદો પહોંચાડનારી સાબિત ન થાય તો દસ રૂપીઆના ઇનામ સાથે દવાઓની કીંમત પાછી ફેરવીશું. અમારી આ જાહેરાત ખુલ્લી છે. અમે ખુદાને હાજર નાઝર જાણીને અને તેની જાત ઉપર સંપૂર્ણ ભરૂસો મૂકીને આપને ખાત્રી અપાવીએ છીએ કે અમારી આ નીચેની જાહેરાતમાં રાઇ બરાબર પણ અસત્ય નથી જો અમે આપથી દગો કરીએ તો ખુદા અને તેના રસુલ સલ્લમથી દગો કરીએ. અમને અમારી જાહેરાત ઉપર એટલો ભરૂસો છે જેટલો દિવસને દિવસ અને રાત ને રાત કેહવા ઉપર ભરૂસો ને ખાત્રી હોય છે. અસલમાં વાત એમ છે કે અમારી આ દવાઓ બેહદ કામ્યાબ દવાઓ છે. એનો અનુભવ જરૂર કરવો જોઇએ. અમારી આ દવાઓ બીજી ઇસ્તીહારી કે જાહેરાતોમાં આવતી સાધારણ દવાઓ જેવી નથી પરંતુ આપ સુધી આ દવાઓની ખબર પહોંચાડવાનું અમારી પાસે માત્ર એકજ સાધન આ જાહેરાત છે અને બીજું કોઇ પણ સાધન નથી કે જે વડે આ દવાઓની અમે આપને ખબર આપીએ એટલે અમે આપને ખાત્રી આપીએ છીએ કે આપ આ દવાઓને બીજી દવાઓની પેઠે ઇસ્તીહારી દવાઓ ન ગણો અને ખુદા તથા તેના રસુલ પર ભરૂસો મૂકી વાપરો ઇન્શાઅલ્લાહ સંપૂર્ણ તંદુરસ્તી પ્રાપ્ત કરશો, અને આપની શંકા દુર થઇ જશે અને આ દવાઓના વપરાશ પછી કોઇ પણ દવાઓની જરૂરત નહીં રહે.

### સાયન્ટીફીક ઓઇલ

આ આશ્ચર્યજનક તેલની અસરકારક અસરથી લાભ ઉઠાવો. ન પાન બાંધવાની જરૂર છે કે ન તો લુગડું લપેટવાની અગત્ય, ન ફોલ્લા ઉઠવાની બીક છે. લગાડતાંની સાથેજ નસોમાં પેવસ થઇને બેચેન કરી દે છે, અને સુઇ રહેલી લાગણીઓમાં એક મહા તુફાન પેદા કરી દે છે, માત્ર એકજ શીશીનો વપરાશ ચાહે ગમે તે કારણે વાંકાપણું, પાતળાપણું, સુસ્તી, નપુંસકતા

(સાધન પા. ૪૧૯)

# ગ્રેજ્યુએટ

 અનુવાદક 'મુઝતર' હાંસોટી 

ભુન્દુમલ–એક રિયાસતનો અકકલમંદ રાજા।

ખુસ્વકતરાયઃ-ભુન્દુમલનો ખુશામતી દીવાન.

ગ્રેજયુએટઃ–એક દુઃખી માનવ પ્રાણી. [મહારાજા ભુન્દુમલ પોતાના દીવાનખાનામાં બિરાજમાન છે. સામે દીવાન ખુસ્વકતરાય હસ્ત જોડી ઉભો છે.]

રાજાઃ–દીવાનજી કહો. શું કરૂં! કંઇ સમજમાં આવતું નથી! પોલિટીકલ એજન્ટ સાહેબે તો નાકમાં દમ લાવી મૂકયો છે, કે એક સેક્રેટરી રાખો જે અંગ્રેજીમાં કાગળોનો જવાબ આપી શકે. બાબત એમ છે કે શું સાહેબમાં એટલીય લાયકાત નથી; કે આપણી દેશી ભાષાની ચિઠ્ઠીઓને ન વાંચી શકે! આવા નજીવા કારણસર અંગ્રેજનું લફરૂં વળગાડે છે પણ કંઇ આપણો છુટકો જવાનો છે? જાઓ ત્યારે તમે કોઇ આપણા બી. એ. પાસ થએલા સ્વદેશી સાહેબને પકડી લાવો! ચૌટામાં ઘણાએ જોડાનાં તળીઆં ઘસતા મળી આવશે!"

દીવાનજીઃ–જેવી સરકારની આજ્ઞા અન્નદાતા!

રાજા–કોણ જાણે કયાં કયાંથી આ એજન્ટ સાહેબો ચાલ્યા આવે છે! ભલા એમને કોઇ પૂછે; કે અલ્યા, જયારે તમને હિન્દની કોઇ ભાષા આવડતી નથી તો હિન્દુસ્તાનમાં આવવાનીજ જરૂરત શી હતી!

દીવાનજીઃ–(હાથ જોડી) શ્રીમાન, આપ એવી ચિંતા શા માટે કરો છો! અબઘડી કોઇ ગ્રેજયુએટને પકડી લાવું છું.! [દીવાનજી જાય છે. અને થોડીકવારમાં એક સટ–બૂટવાળા ફેશનેબલ ગ્રેજયુએટની સાથે રાજાની સમક્ષ હાજર થાય છે.]

દીવાનજીઃ–ગરીબ પરવર, સૂર્યવંશી મહારાજની સેવામાં આ એક ગ્રેજયુએટને આપનાં ચરણેમાં હાજર કરૂં છું! [ગ્રેજયુએટ પ્રત્યે] અરે! તમે પણ કેવા અવિવેકી છો? મહારાજાધીરાજને સલામ કરો.

[ગ્રેજયુએટ સલામ કરે છે]

રાજાઃ–(મૂછો ઉપર તાવ આપી ગ્રેજયુએટ પ્રત્યે] તમે કોણ છો?

ગ્રેજયુએટઃ-[જરા ખંચકાઈને] જી હું માણસ છું.

દીવાનજીઃ–[વાત કાપીને] "જી, જી, મા કહો! હજૂર કહો હજૂર! શું તમે બી. એ. થયા છતાં એટલોય વિવેક આવડતો નથી? [રાજા પ્રત્યે] નામદાર માફ કરો આ સાહેબ નર્યાજ રંગરૂટ છે! હાલમાંજ કૉલેજથી છુટીને આવ્યા છે."

રાજાઃ–[ગ્રેજયુએટને] તમે હમણાં સુધી શું કરતા હતા?

ગ્રેજયુ૦ઃ–હજૂર! હું અભ્યાસ કરતો હતો

રાજા–પણ લખતા હતા કે નહીં? મ્હને તો વાંચનાર નહિ; લખનાર ગ્રેજયુએટ જોઇએ. મ્હારે ત્યાંતો માત્ર ચિઠ્ઠીઓ લખવાનું કામ છે. વાંચવાનું નહીં સ્હમજ્યા!

ગ્રેજયુ૦ઃ-[આશ્ચર્ય પામતાં] હજૂર હું લખી પણ શકીશ. વાંચનની સાથે લેખનનું કામ પણ આવડે છે.

રાજાઃ–[અવિશ્વાસથી] હેંએ! શું મ્હને બનાવવા આવ્યા છો! અરે! તમારા જેવા

હજારો છોકરાઓને મેં માર્ગ દેખાડ્યો છે! વાહ! વાહ! કંઇ વાંચનની સાથે લેખનનું કામ પણ થઈ શકે ખરું કે? મેં તો એવું કદીય સાંભળ્યું નથી! દીવાનજી જુઓ તો ખરા?"

દીવાનજીઃ—[હાથ જોડી] "બેશક! હજૂર નામદાર આપનું કથન બરાબર છે. એવું કદીય હોઈ શકતું નથી! એક વેળા શું? હું તો લાખ વેળા કહેવા તૈયાર છું કે એમ થઇ શકેજ નહિ! ભલા, વાંચનની સાથે લેખનનું શું કામ? [ગ્રેજ્યુએટ પ્રત્યે] શું ત્હમારી પણ બુદ્ધિ બહેર મારી ગઈ છે? કંઇ એક મ્યાનમાં બે તલ્વારો આજ લગી રહી છે? જે કંઇ હજૂર નામદાર સરકાર કહે છે તેજ બરાબર છે. [ગ્રેજ્યુએટ હેરતથી દીવાન ભણી જુએ છે.]

રાજા—[ગ્રેજ્યુએટને] ત્યાં શું જોઇ રહ્યા છો? અહીં જુઓ! [ગ્રેજ્યુએટ પ્રતિ જોવા માંડે છે.] જુઓ! ખબરદાર જુઠું ના બોલો કહો લેખન અને વાંચન સાથે સાથ થઇ શકતું નથી! મ્હારા દરબારમાં રહેશો તો રીત ભાત શીખવી પડશે. હું જુઠ્ઠાઓને મ્હારે ત્યાં નોકર તરીકે રાખતો નથી."

દીવાનજીઃ—[ગ્રેજ્યુએટને] અન્નદાતા કહે છે તે ખરુંજ છે. તેઓ પોતાને ત્યાં જુઠા નોકરો રાખતા નથી. ત્હમે હજી બિન અનુભવી છો. કહો કહો જલ્દી કહો અને ભૂખમરો નહીં ચાહતા હો તો તરતજ કહો દા'ડામાં બબ્બે વાર પેટ ભરી દુન્યામાં સન્માન સહિત રહેવાનું ચાહતા હો તો કહો; નહિતર હું હમણા બીજો ગ્રેજ્યુએટ લાવું છું આજકાલ ગ્રેજ્યુએટોની કંઇ અછત નથી!

ગ્રેજ્યુએટઃ—[ કેમકે મ્હારા બાપે એ મૂર્ખતા કરી કે માતુશ્રીની જણસો વેચી અને ઘર ગીરો મૂકી મ્હને બી. એ. પાસ કરાવ્યો મારાં બાલ બચ્ચાંઓ ભૂખે મરે છે !]

"લેખન અને વાંચન ઉભય સાથે સાથ ન તો થાય છે, ન કદી થયું અને ન કદી થશે."

રાજાઃ—હાં! હવે આવ્યા ઠેકાણે!

દીવાનજીઃ—જી હા! ગરીબ પરવર નામદાર સરકાર!

રાજાઃ—(ગ્રેજ્યુએટને) ત્હમે પગાર શું લેશો?

ગ્રેજ્યુએટઃ—એ છામાં ઓછા ચાલીશ રૂપીયા.

રાજાઃ—(દીવાનને) આપ પણ કયા ભૂખડીબારસને અહીં લઇ આવ્યા?

જે આવતાંની સાથેજ અમને ઉલ્ટાં અસ્તરાથી મૂંડવા ચાહે છે! ચાલીશ રૂપીયા! જરા વિચારો તો ખરા? ચાલીશના બમણા એ'સી થાય; ત્હેમાં અગર ભૂલચૂકથી વીશ રૂપીયા ઉમેરવામાં આવે તો પુરા સો થઇ જશે; પુરા સો! હે ભગવાન? શું દુન્યા મ્હને પણ ઠગવા ચાહે છે? (ગ્રેજ્યુએટને) અરે! એટલા રૂપિયા તો હું મ્હારી ગાડી હાંકનારને પણ નથી આપતો? તો આપ કયા ખેતરના મૂળા છો? તે લોકો પાંચ લે છે; તો હું ત્હમને દશ રૂપીયા ખોરાક સહિત આપીશ. બસ!"

ગ્રેજ્યુએટઃ—હજુર! મ્હારાં બાલબચ્ચાંઓ શું ખાશે?

રાજાઃ—શું મ્હેં આખી દુન્યાને પાળવાનો ઇજારો લીધો છે? ઘરમાં ખાવાનું ન હતું તો બાલબચ્ચાઓના ઝઘડામાં શા માટે પડ્યા? દશ રૂપીયા કંઇ ઓછા નથી! કેમ દીવાનજી?

દીવાનજીઃ—મહારાજની ઉમર હોદમો વરસની થાય! કોણ કહે છે કે દશ રૂપીયા ઓછા છે?

(ગ્રેજ્યુએટને) અરે! બાવલા. એ તો અમારા હજુરની મહેરબાની છે; નહિંતર જે બીજા ખાતરમાં રહે શેર ચેપાય છે; ત્હેને

એક આને શેર લે છે કોણ ? વિચાર કરો છો શું ! કંઇ એવી મૂર્ખતા ન કરી બેસતા કે મળેલી નોકરીને ગુમાવી બેસો ! લક્ષ્મી ચાંદલો કરવા આવે ત્યારે કપાળ ધોવા જવું એ મૂર્ખતા છે ! (પોતાની દાઢી ઉપર હાથ ફેરવતાં) આ તરફ જુઓ, આ વાળ તડકામાં ધોળા થયા નથી ? દુન્યામાં અનુભવ પણ કોઇ વસ્તુ છે ! તમે તો આજકાલના નાદાન છોકરા છો ! રાજદરબારની કદર શું જાણો ?

ગ્રેજ્યુએટઃ—(પોતાના ગુસ્સાને દબાવીને) બહુ સારૂં, હમણાં હું જરા વિચાર કરીને આવું છું. પછી જવાબ આપીશ.

(ગ્રેજ્યુએટ જાય છે.)

રાજાઃ—(દીવાનજી પ્રત્યે) છોકરો નર્યો પાગલ છે ? શું સ્કૂલો અને કૉલેજોમાં આવાજ ખોટા સિક્કાઓ પાડવામાં આવે છે ?

દીવાનજીઃ સરકારનો મત બિલ્કુલ સાચો છે. કૉલેજોમાંથી આજકાલ એવાજ બેવકુફ છોકરાઓ નિકળી રહ્યા છે; કે જેઓને કંઇ વાત કરવાનું પણ ભાન હોતું નથી ! ગરીબ પરવર, આપ એમ ન સ્હમજતા કે હું કંઈ ખુશામત કરી રહ્યો છું ? હા મ્હારી સાઠ વર્ષની વય થઇ હશે. મ્હેં આજ સુધી આપ સરકાર જેવો કોઇ માણસને જોતાંજ પરખી જનાર લાયક રાજા જોયેલ નથી ! મહારાજ એમાં રતીભાર પણ અતિસ્યોક્તિ નથી. અગર હોય તો જે ચોરની સજા તે મ્હારી સજા.

રાજા.—"હું પણ આપ જેવા મંત્રી મળવાથી મને ઘણો ભાગ્યશાળી માનું છું. જો એ ગ્રેજ્યુએટ દશ રૂપીઆ નહિ લેશે તો પછી શું કોઈનું ઘર ફાડવા જશે !'

દીવાનજી —"ફાડશે કેવી રીતે ? શી મજાલ છે ? કદી ફાડવા પામશે નહીં ! ચાંપતી દેખરેખ રાખીશ ! મ્હારી ઝિન્દગી લગી રાજ્યમાં એવું કાંઈ થઈ શકશે નહિ."

[ગ્રેજ્યુએટ સાધારણ ધોતીયું અને પહેરણ પ્હેરી એક હાથમાં ઉલ્લુનું પિંજરૂં અને બીજા હાથે ગધેડાનો કાન પકડી આવે છે.]

રાજાઃ—[આશ્ચર્યથી] ઓહો ! આ શું ! તમારો કોટ ક્યાં ગયો ! જે તમે પ્રથમ પ્હેરીને આવ્યા હતા ?'

દીવાનજીઃ—અને તે સોનાની વીંટી ક્યાં ગઇ જે પહેલાં તમારી આંગળીએ હતી ?

ગ્રેજ્યુએટ—હજુરને ત્યાં મારે દશ રૂપીયાની નોકરી કરવાની છે. એ વિચારીને પોતાની ટેવો બદલવા માટે મ્હેં વીંટી ગીરો મુકી ગધેડો અને કોટ વેચી આ ઉલ્લુનું પીંજરૂં ખરીદ્યું છે !"

રાજાઃ—કેમ ?

ગ્રેજ્યુએટઃ—હજુર ! અત્યાર સુધી મ્હારા દિવસો કૉલેજમાં પસાર થયા છે. જ્યાં કેળવાયલા લોકોની સોબત સાંપડી છે. માનવીઓમાં રહી મ્હેં તેમની આદતો ગ્રહણ કરી હતી; પરંતુ આપને ત્યાં જે લોકોથી મ્હને રાતદિન કામ પડશે તેઓની આદત મ્હને હજી સુધી રતીભર નથી. એટલે તેની ટેવ પાડવા, તેઓથી વાતચીત કરવા અને તેઓથી કામની રીતભાત શીખવા માટે હું આ બેઉ જાનવરોને લઇ આવ્યો છું કેમકે જેમ એકને એક બે થાય છે તેમ મ્હને સંપૂર્ણ ખાતરી છે. કે એ પ્રાણીઓની સંગત કર્યાં વગર હજૂરને ત્યાં કામ કરવાની રીતભાત મ્હને કદી આવશે નહીં ! એ જાનવરોથી વાર્તાલાપ કરવાથી અને તેમની સાથે ઉઠવા બેસવાથી થોડાક દિવસોમાં હું એટલો ભાનવાળો થઈ જઇશ કે પછી હજુરને મ્હારા વિષે કંઇ કહેવાનું બાકીજ નહિ રહે !

રાજાઃ—[આશ્ચર્યથી દીવાન તરફ જોઇ] દીવાનજી, એ શું કહે છે ? એનો બકવાસતો કંઇ પણ મ્હારી સ્હમજમાં આવતો નથી !

દીવાનજીઃ—(હાથ જોડી) નામદાર ! ગરીબ પરવર ! એ ચીરંજીવીના બકવાદનો

ભાવાર્થ એ છે કે આજ લગી કૉલેજના માણસોથી એની સોબત રહી છે. કૉલેજ સિવાય બીજી કોઇ સંગતનો તો એને અનુભવજ નથી. હજુરની નોકરીમાં જો આ પ્રાણીઓના સમાગમમાં રહેશે તો ગરીબ પરવરને કંઇ ટીકા કરવાની તક નહીં મળે !

રાજાઃ-(નરમાશથી) આપણે ટીકા શું કરવી છે ? હા, એ ધ્યાન અવશ્ય રાખવું પડશે કે એ પ્રાણીઓને સ્પર્શ કર્યા પછી હાથોને સારી પેઠે એ ધોઈ નાખે કેમકે અમે વૈષ્ણવ ધર્મના છીએ.

દીવાનજીઃ-[ગ્રેજ્યુએટને] સાંભળ્યું, ચીરંજીવી ! હાથ ધોવા પડશે ?"

ગ્રેજ્યુએટઃ-(દીવાનજી પ્રત્યે) હાથ શું ? હું તો ચરણો સુદ્ધાં ધોવા તૈયાર છું !

(રાજા પ્રત્યે હાથ જોડીને) જેવી મહારાજની આજ્ઞા.

રાજાઃ-[ગ્રેજ્યુએટને] તો બસ તમારી નોકરી આજથી નક્કી થઇ ! [દીવાનજી પ્રત્યે] સ્કમજદાર જણાય છે જલ્દી કામ શીખી લેશે !

દીવાનજીઃ-[રાજા પ્રતિ હાથ જોડી] એમાં શું શક છે ! [ગ્રેજ્યુએટને] લે ભાઈ તારી નોકરી પાકી થઇ ગઇ !

[ગ્રેજ્યુએટ રાજાને હાથ જોડી પ્રણામ કરી જાય છે.]

(હિન્દી ઉપરથી)

શ્રીયુત
શેખચલ્લીની
કલમથી

# "રૂપીયો નીકળ્યો તે રાણી છાપનો"



આપ માની લો મ્હને જો આપનો,
શું રહે ઝગડો પછી સંતાપનો? ૧
કોઈ દી' પણ શેખજી હસતો નથી;
શોક પાળે છે, એ કોના બાપનો? ૨
છે જવાનીનો સમો જે કૈં ગણો;
મોજનો માનો યા પશ્ચાતાપનો. ૩
મેં જીવન સાથી ગણી સંગ્રહ કર્યો.
રૂપીઓ નીકળ્યો એ રાણી છાપનો. ૪
રેડીયોની પેઠ બસ બોલ્યા કરે;
કાળ હમણાં છે નહિ ચૂપચાપનો. ૫
ઝુલ્મ પર ઝુલ્મો કરી ઈતિરાવ ના;
ઘાડવો ફૂટી જશે એ પાપનો. ૬
"શેખચલ્લી"નું વધુ તો શું કહું!
દીકરો છે એય એના બાપનો! ૭





સીધી સરળ એ વાત છે ભૂલ થાપની નથી;
સાહિત્યની સેવા કોઇના બાપની નથી!
મોટા ભલેને મસ્તકે એમાં અમારે શું?
એ પાઘડી છે; પણ તમારા માપની!
મારીને બગલમાં કંઇ ચુપચાપ જાઓ છો?
શું પોટલી છે? પણ કોઈના પાપની નથી!
ફાડીને ગળાં લીંટો મારે છે કૈંમી તાન;
પણ કોણ કે' છે બેસૂરા અલાપની નથી!
કાં મોકલો ટપાલમાં તલાક શેખજી?
શું આશ મિસીસથી પુનઃ મિલાપની નથી?
બીજું ન કંઇ બને તો બની જાઓ જ્યોતિષી;
અફસોસ તમને ટેવ પણ જપ-જાપની નથી!
ફક્કડ છે કવિતા અને 'હુકમત' છે ફાંકડો;
ગોરેલી હો ભલે પણ કંઈ એ આપની નથી!

રા. હુકમત
ઓઝાની
કલમથી

## જીવનના બધા દાવ હારી હસું છું.

પ્રણય-પંથ પર પ્રાણ વારી હસુ છું;
વિના મરણે મુજનેજ મારી હસું છું.

હૃદય-ઉર્મિઓને વધારી હસું છું;
વિચારોમાં એને વિચારી હસું છું.

હું દિલની દશા દિલમાં ધારી હસું છું;
વ્યથા-આપદાઓ વિસારી હસું છું.

નથી ગમતી ઉપવન કે પુષ્પોની રંગત;
નજર ફેરવી એકધારી હસુ છું.

જુઓ મારા ઉન્માદનો અંત આવો;
રડી અશ્રુઓ ખૂબ સારી હસું છું.

જફા પર જફા થઇ રહી છે પરંતુ;
સદા લત-હુશઉલ્લાહ પુકારી હસું છું.

સુણીને – અલા – કુલ્લિ – શયઇન–કદીરૂન;
પગે બેડીઓ જોઈ ભારી હસું છું.
ભરે છે તે આશયનાં અણમોલ મોતી;

નિકટ તેના દામન પસારી હસું છું.
" કલીમ " રૂપના આંગણે હું પરાણે;

જીવનના બધા દાવ હારી હસું છું.

'કલીમ' વાકિફી ધોરાજવી.



## રક્ત કોનું બળી ગયું'તું ?

વિધિ સઘળું કળી ગયું'તું !
જિન્દગીને દળી ગયું'તું !

થઈ શકે શું ધનુષ્યને ખેંચે;
બાણ ક્યાં નીકળી ગયું'તું !

દીપની જ્વાળે રૂપ હતું કેનું;
ઊર મારૂં બળી ગયું'તું.

રંગ રાતો ગુલાબનો હાં !
રક્ત કોનું બળી ગયું'તું !

તુજ પ્રભા શોધને ફર્યો સઘળે;
કાં અજાણું છળી ગયું'તું.

હાસ્ય વિલસ્યું પથિક વદન ઉપર;
કંઇ ગયેલું મળી ગયું'તું.

નહિં મકરંદના હતાં ગુન્જન;
ફૂલ જોબન ઢળી ગયું'તું.

જુદું ઉરથી 'નસીમ' થઇ ન શક્યું;
દર્દ એનું દળી ગયું'તું.

"નસીમ" (મુંબઈ)





[ હિંદની કળાની લાજ રાખનાર તાજમહેલ વિષે સેંકડો વરસો થયાં લખાય છે, હજીએ જેટલું લખાય તેટલું ઓછું છે. અમને અહિં ભાઈ 'સાબિર'ની તાજમહેલ વિષેની કવિતા રજુ કરતાં આનંદ થાય છે. એ કવિતાએ તાજમહેલને કારવાંના પૃષ્ઠ પર મૂર્તિમંત કર્યો છે. તંત્રી ]

"કાળ એ કુદરત તણું નિર્માણ છે; શું એ મુમ્તાઝે કહાની રહી ગઈ?
શાહજહાંના પ્રેમ કેરી જ્યોત છે. કાળ પાને થઈ કહાની રહી ગઈ;
પ્રેમ પંથિકની અમરતા સિદ્ધ કરૂં; મોત આવી લઇ ગયું નિજ ધામમાં;
"તાજના પાષાણો અંદર પ્રાણ છે." નામવાળાની નિશાની રહી ગઈ.

○ ○

પ્રેમને કેવો અનુરાગી ગયા?
ત્યાગીઓ આ વિશ્વને ત્યાગી ગયા,
તાજ મસ્તકનો ધરી યમૂના તિરે;
શાહજહાં શું શોધવા ભાગી ગયા?

○

કોઈ મૂખે કીર્તિ કથા આવી ન જાય? પારકા ચર્ણોમાં કોની લાજ છે?
દિલ-બળ્યું કૈં કોઇ સંભળાવી ન જાય? શિર વીનાનો તાજ આજે તાજ છે!
ઓ કળા સ્થાપત્યના શિરતાજ તાજ! શું હતું, શું થઈ ગયું, ને શું થશે?
કાળ કોઈ યાદ વિસરાવી ન જાય? ઓ કળા સર્જક કયો કંઇ લાજ છે?"

○ ○

'સાબિર', (વટવા)

# હઝરત ખાલિદ બીન વલીદ (રદી૦)

● અનુવાદક: આલિફ, સ્વાદ, દાલ ●




[સયફુલ્લાહ એટલે અલ્લાહની તલવારનો જેને આં હઝરત (સલ.) તરફથી ખિતાબ મળ્યો હતો તે ઇસ્લામના વિજયી સેનાપતિ કે જેમણે જગતના કોઈપણ જંગમાં પરાજય અનુભવ્યો જ નથી તે મહાન વીર નર ખાલિદ બિન વલીદ (રદી.) આ ભવ્ય મકબરામાં આરામ લઈ રહ્યા છે ઇસ્લામની એ તેજસ્વી તલવાર અહીં મ્યાન થઈ છે. આ મકબરો સીરીયાના હુમ્સ શહેરમાં આવેલો છે. જેનો આ બહારનો દેખાવ છે.]

હઝરત ખાલિદ બિન વલીદ (રદી૦) મક્કાના એક ઉચ્ચ કુળમાંથી હતા. પોતે પણ સન્માનની દૃષ્ટિએ જોવાતા હતા. યુદ્ધ-કળામાં દક્ષ હતા. અને મુસલમાન થયા પૂર્વે, મુસલમાનો તેમજ ખુદ આં૦ હઝરત (સ૦)ના કટ્ટા શત્રુ હતા. કુરૈશોએ મુસલમાનોના ખિલાફ જે યુદ્ધો આદર્યાં, તેમ એઓ કુરૈશની જોડે શામિલ હતા. ઉહદની લડાઈમાં મુસલમાનોને મળેલો પરાજય, એમની જ એક જંગી ચાલને આભારી હતો. અંતે હુદેબીયાની સંધી પછી, એઓ હઝરત ઉમરૂ બિન આસ (રદી૦)ની જોડે પંડે મદીના આવી ઇસ્લામ લાવ્યા આં૦ હઝરતે (સ૦) તેમને જોયા તો મુસલમાનોને ફરમાવ્યું, કે 'મક્કાએ પોતાના જિગરના ટુકડાને તમારા તરફ ફેંકી દીધા છે"

એમના મુસલમાન થયા પછી મુસલમાનોનું એક સૈન્ય હઝરત ઝૈદ બિન હારિસ (રદી૦)ની સરદારીમાં શામ (સિરિયા)ના તરફ જવા રવાનું થતું આપે (સ૦) હઝરત ખાલિદ (રદી૦)ને પણ સાથે કરી દીધા મુતાના સ્થળે મસીહીઓના એક જંગી લશ્કર જોડે આ સૈન્યનું યુદ્ધ થયું લડાઈમાં હઝરત ઝૈદ બિન

હારિસ (રદી૦) શહીદ થઈ ગયા. તેમના પછી હઝરત જઅફર બિન અબી તાલિબ (રદી૦) અને હઝરત અબ્દુલ્લાહ બિન રીવાહા (રદી૦) નેતા બન્યા, પણ તેઓ પણ શહીદ થઈ ગયા. અંતે હઝરત ખાલિદ (રદી૦)ને સરદાર બનાવવામાં આવ્યા. એઓ એવી બહાદુરી અને જુસ્સાથી લડ્યા, કે તે દિવસે સાત તલ્વારો તેમના હાથથી ભાંગી. બીજે દિવસે ઇસાઇઓને પરાજય આપ્યો અને સૈન્યને તેમના ઘેરામાંથી કાઢી લાવ્યા. આં૦ હઝરતે (સ૦) આ કારનામા પર એઓને "સયફુલ્લાહ" (અલ્લાહની તલ્વાર)નો ખિતાબ આપ્યો. આપ (સ૦) વખતો વખત તેમની સરદારી હેઠળ ફોજો મોકલતા રહ્યા હતા. મક્કાની લડાઇમાં એઓ, આં૦ હઝરત (સ૦)ની સાથે હતા. આપે (સ૦) એમને લશ્કરના એક વિભાગના સરદાર બનાવી, આજ્ઞા આપી હતી, કે બીજા માર્ગે મક્કામાં દાખિલ થવું. માર્ગમાં કેટલાક નવજવાનો તેમના મુકાબલામાં આવ્યા, અને દશ-બાર લાશો મૂકીને ભાગી છૂટ્યા. હુનૈની લડાઇમાં પણ આપ (સ૦)ની જોડે, હઝરત ખાલિદ (રદી૦) હતા. આં૦ હઝરતે (સ૦) ઇસ્લામનો પ્રચાર કરવાના આશયથીય પણ એઓને કેટલીય જગ્યાએ મોકલ્યા હતા.

આં૦ હઝરત (સ૦)ની વફાત પછી કેટલાક અરબી કબીલાઓમાં પુન બેદીની પ્રસરવા માંડી. કેટલાક લોકો તો પયગમ્બરીનો દાવો કરી બેઠા. એક શખ્સ તલ્હા, આ હઝરત (સ૦)ના જિન્દગીના આખરી સાલમાં નબી બની બેઠા હતો. આપ (સ૦)ની વફાત બાદ એ શખ્સનો ફિત્નો વધારે વધી રહ્યો હતો કેટલાક કબીલા હતા તો મુસલમાન; પણ ઝકાત આપવાથી ઇન્કાર કરતા હતા. અમારા પહેલા ખલીફા હઝરત અબૂબક્રે (રદી૦) હઝરત ખાલિદ (રદી૦)ની સરદારીમાં ફોજો આમના મોકલી. હઝરત ખાલિદે (રદી૦) ભારે બહાદુરી કરી. આ ફિત્નાને નાબુદ કર્યો.

એના બાદ હઝરત અબૂબક્રે (રદી૦), એમને ઇરાનીઓના મુકાબલામાં ઇરાક મોકલ્યા. અહીં તે વખતે ઇરાની રાજ્ય હતું. હઝરત ખાલિદે (રદી૦) અહીં લગભગ એકએક પ્રસંગે, થોડા મુસલમાનોથી હઝારો લાખોની ફોજને શિકસ્ત આપી. રૂપિઆ-પૈસામાં તાકત જરૂર હોય છે, પરંતુ સચ્ચાઇમાં તેનાથી પણ વધારે હોય છે. હકના હામી બીજી તાકતોની આગળ રોક્યા રોકાતા નથી. અંતે આ (ઇરાની) સલ્તનતનો ખાત્મ થઇ ગયો, અને એના સ્થળે ત્યાં મુસલમાનોની હૂકૂમત કાયમ થઇ.

ઇરાકની માફક સિરિયા પર પણ બીજી કોમ એટલે ઇસાઇઓનું રાજ્ય હતું. હઝરત અબૂબક્રે (રદી૦) અહીં પણ ફાજ મોકલી હતી એ ઇસાઇઓની એક ઘણી મોટી ફોજનો મુકાબલો કરી રહી હતી. હઝરત અબુબક્રે (રદી૦), હઝરત ખાલિદ (રદી૦)ને પણ આજ્ઞા કરી. કે ઇરાકની ફોજનો સરદાર, મુસન્ના બિન હારિસાને બનાવી દો, અને તમે સિરિયાની ફોજની મદદે સૈન્ય લઇને ચાલ્યા જાઓ. હઝરત ખાલિદ (રદી૦) છ હઝારના લશ્કર સહિત સિરિયા પહોંચી ગયા. અહીં એમને ભારે કટોકટીભરી લડાઇઓ લડવી પડી. યરમૂકની લડાઇ ખાસ અગત્યના ધરાવે છે. પચ્ચીસ હજાર મુસલમાનોના મુકાબલામાં બે લાખનું લશ્કર હતું. મુસલમાનો ભારે બહાદુરીપૂર્વક દિલ ખોલીને લડી રહ્યા હતા. તેજ ઝમાનામાં હઝરત અબૂબક્રે (રદી૦) ઇન્તેકાલ કર્યો અને હઝરત ઉમર (રદી૦) તેમના સ્થાને ખલીફા થયા તેમને કેટલીક વાતોમાં હઝરત ખાલિદ (રદી૦) જોડે મતભેદ હતો, એ કારણે તેમણે તેમને લશ્કરના સરદારીથી અલગ કરી દીધા. જ્યારે આ હુકમ પહોંચ્યો, ત્યારે લડાઇ પ્રમ-

સાણુની ચાલી રહી હતી એ કારણે તેને છૂપાવી રેવામાં આવ્યો, કે જેથી (લશ્કર પર) બુરી અસર ન પડે મુસલમાનોને ફતેહ મળી, ત્યાર પછી એ હુકમનો એ'લાન કરવામાં આવ્યો. હઝરત ખાલિદે (રદી૦) આજ્ઞાકિંતપણે તેનો સ્વીકાર કર્યો, અને હઝરત અબૂ ઉબયદહ બિન જર્રાહ (રદી૦)ના હાથ હેઠળ કામ કરતા રહ્યા. તે પછી પણ કોઈ મુશ્કેલ આવી પડતી તો એમનીજ સલાહ પર અમલ કરવામા આવતો હતો.

મુસલમાન થયા બાદ, ઘણું ખરે હઝરત ખાલિદ (રદી૦)નું પુરું જીવન જિહાદમાંજ ખત્મ થયું. કોઈ સાધારણમાંય સાધારણ લડાઈ દેખાડી શકાતી નથી, જેમા એઓને પરાજય મળ્યો હોય આવું ગૌરવ બહુજ ઓછા સિપેહસાલારોને નસીબ થાય છે.

જીવનના આખિરી ઝમાનામાં હઝરત ખાલિદ (રદી૦) સિરિયામાંજ રહી પડ્યા, અને ત્યાંજ હિ૦ સ૦ ૨૨ (ઈ૦ સ૦ ૬૪૨)માં વફાત પામ્યા. એમનો મઝાર હમણાં પણ હિમ્સમાં મૌજૂદ છે લોકો ઝિયારતે જાય છે. મઝાર પર એક ખાસ રૌનક અને વિકાર ટપકે છે ઝિયારત કરનારા વિશેષતઃ મુસલમાનોજ હોય છે. તેઓ પોતાના આ મહાન સેનાધિપતિની ખાકના સામે પહોંચે છે, તો હામથી આંખો ઢળી જાય છે. કે તેઓ (એટલે હ૦ ખાલિદ રદી૦) "કૌમી અઝમત"ના કાયમ કરનારા હતા, અને એઓ એના નાબૂદ કરનારા છે.

# પાપ અને ક્ષમા

લેખક:—
મહંમદ તાજુભાઈ કુરેશી
બી. એ. એલ. એલ. બી.

[આ લેખ વાંચ્યા પછી પરવર દિગાર તો મહા દયાળુ છે માટે ગુનાહ કરવામાં કંઇ વાંધો નથી એવી અગમ બુદ્ધિ કોઇ અક્કલના અધુરા ન વાપરે તો સારું! સહતંત્રી]

ઇન્સાનનાં પાપો અને પરવરદિગારની ક્ષમાવૃત્તિ વિષે જુદા જુદા કવિઓએ જે પંક્તિઓ લખી છે તે માંહેની થોડીએક આ નીચે રજુ કરું છું. એક કવિ કહે છે,—

"ઈવઝ ન લે મેરે જુર્મો ગુનાહે બેહદકા.
ઈલાહી તુજકો ગફૂરો રહીમ કહેતે હૈં.
કહીં કહે ન' અદૂ દેખકર મુઝે મોહતાજ,
યે' ઉનકે બંદે હૈં જિનકો કરીમ કહેતે હૈં."

અર્થાતઃ—મ્હારાં અસીમ પાપો અને ગુનાહોનો બદલો ન લે (કારણ કે) હે પરવરદિગાર! તને તો ક્ષમા આપનાર અને કૃપાળુ કહેવામાં આવે છે. મ્હને મોહતાજ જોઇને રખેને દુશ્મન એમ કહે કે "આ તેના સેવકો છે જેને દયાળુ કહેવામાં આવે છે." એટલે કે જો મારાં કરેલ પાપોનો તું બદલો લઇશ તો પછી તું કૃપાળુ અને માફી આપનાર નથી તેમ કહેવાશે માટે જો તું કૃપાળુ ખરેખર હો-તો મારા ગુનાહ દરગુજર કરજે અને મને ક્ષમા આપજે. બીજો કહે છે,—

"મૌકૂફે જુર્મહીપે કરમકા ઝહૂર થા,
બંદે અગર કસૂર ન કરતે કસૂર થા."

અર્થાતઃ—પાપોને લીધેજ ક્ષમા કે કૃપા અસ્તિત્વમાં આવેલ. જો ઇન્સાન ભુલ (પાપ) ન કરે તો તેજ તેની ભૂલ છે. એટલે કે પ્રભુ કૃપાળુ છે, દયાળુ છે તેની સાબીતી શું? તેનો પુરાવો એ કે આપણે પાપ કરીએ, ગુનાહ કરીએ અને પરમેશ્વર તે માફ કરે. જો આપણે પાપ, ભૂલ, દોષ કે ગુનાહ ન કરીએ તો પછી માફી આપવાનું રહ્યુંજ ક્યાં? અને જો માફી આપવાનું, ક્ષમા કરવાનું ન રહે તો પછી પરમેશ્વર કૃપાળુ કે દયાળુ છે તેમ કહેવાય કેવી રીતે? એટલે પછી પરમેશ્વરને કૃપાળુ ઠરાવવા માટે માણસે પાપ કરવાં રહ્યાં; નહીં તો કવિ કહે છે તેમ આપણી તે ભૂલ છે. જેવી રીતે એક કવિ કહે છે કે,—જો દિલ ન હોત તો પ્રેમ ન હોત અને જો પ્રેમ ન હોત તો પ્રેમની પીડા પણ ન હોત; તેવીજ રીતે જો પાપ ન હોત, તો દયા ન હોત અને પ્રભુ દયાળુ ન કહેવાત. વળી એક કવિ કહે છે,—

"ગુનાહમ અગર આમદી દર શુમાર,
ત્રા નામ કે બુદી આમુર્ઝગાર?"

અર્થાતઃ—જો મારાં પાપોની ગણતરી થઇ શકતી હોત તો અથવા તો જો મારા ગુનાહનો હિસાબ લેવામાં આવે તો પછી (હે પરવરદિગાર) તારું નામ 'માફી આપનાર'જ કેમ હોત? એટલે કે તું અમારાં પાપો હિસાબમાં લેતો નથી, દરગુઝર કરે છે અને તેથીજ તું 'ક્ષમા આપનાર' તરીકે ઓળખાય છે. કાઆની નામનો એક મશહુર ફારસી કવિ મરણશય્યા ઉપર પડ્યો હતો. તેના કેટલાક મિત્રો તેની ખબર અંતર પૂછવા સારૂ ગયા અને તેને સલાહ આપી કે તારાં પાપોનું પ્રાયશ્ચિત કર. અને પરમેશ્વર પાસે ક્ષમાની યાચના કર. તેણે જવાબ આપ્યો,—

"શર્મિંદહ અઝ અનીમ કે દારારે મકાફાત,
અંદર ખૂરે અફવે તુ નકર્દીમ ગુનાહી."

અથાતઃ-'જેવું કરે તેવું પામે' એવાં સ્થળે (એટલે કે આ સૃષ્ટિમાં) શરમ તો એ (વિચાર) થી થાય છે કે તારી ક્ષમાવૃત્તીના પ્રમાણમાં અમોએ પાપ ન કર્યાં. એટલે કે પાપ કરવાથી શરમાવાનું નથી પરંતુ તારી ક્ષમાવૃત્તિની ઉમેદમાં પણ પાપ ન કર્યાં તેથી શરમાવું જોઇએ. કહેવાની મતલબ એટલીજ કે પરમેશ્વર તો મહાન કૃપાળુ અને દયાળુ છે. મશહૂર ફારસી કવિ મૌલાના જામીએ પણ એક ઠેકાણે 'યુસુફ ઝુલેખા'માં લખ્યું છે કે,–

"ગુનાહાનમ અગર અઝહદ બુરૂનસ્ત,
હઝારાં બારઝાં ફઝલત ફુઝુનસ્ત."

અર્થાતઃ જો મારાં પાપ હદ બહાર છે તો તારી ક્ષમા (પણ) તે કરતાં હજાર ઘણી વધારે છે. એટલે કે તારી ક્ષમા પાસે મારાં પાપ શા વિસાતમાં? ગમે તે સંજોગોમાં ક્ષમાનું પ્રમાણ તો પાપના પ્રમાણ કરતાં અનેકઘણું વધારે છે અને રહેવાનુંજ. મતલબ એજ છે કે તું (હે! પરવરદિગાર) મહાન કૃપાળુ અને દયાળુ છે. તેવાજ વિચારથી પરંતુ જુદા શબ્દોમાં બીજો એક કવિ કહે છે,–

"માઇમ પુર ગુનાહ તૂ દર્યાએ રહમતી,
જાઈકે ફઝલે તુસ્ત ચે'બાશદ ગુનાહેમા!"

અર્થાતઃ-અમો તો (નખથી શીખ સુધી) ગુનાહથી ભરપુર છીએ એટલે કે સરાસર ગુનેહગાર છીએ (પરંતુ) તું તો રહેમતનો સમુદ્ર છે, દયાનો દરિયો છો. જે સ્થળે તારી કૃપા હોય ત્યાં અમારાં પાપ શા હિસાબમાં?

વળી પાપ અને ક્ષમાની સાથે બીજો એક ફાંટો છે અને તે બચાવ ભાગ્યનો, મુકદ્દરનો છે તે પણ આપણે જરા જોઇએ. પ્રખ્યાત ફારસી કવિ મૌલાના હાફિઝ કહે છે કે,–

"હાફિઝ બખૂદ નપોશીદ ઈ ખિર્કઈ મયાલુદ,
એ શેખે પાકદામન માઝૂર દાર મારા."

અર્થાતઃ-હાફિઝે પોતાની સ્વેચ્છાથી શરાબથી બગડેલ જામો ધારણ કર્યો નથી. હે પવિત્ર શેખ! (કટાક્ષમાં-અથ આડંબરી અને દાંભિક ધર્મગુરુ! તું અમને ક્ષમા કર. એટલે કે મેં જે કાંઇ પાપ કર્યાં છે તે તમે ઇરાદાપૂર્વક કે મારી સ્વેચ્છાથી કરેલ નથી. એ તો મારા મુકદ્દરમાં ભાગ્યમાંજ લખેલ હતું; નસીબમાંજ નિર્માણ થયેલ હતું અને લખ્યા લેખ ફરે નહીં તેથી મને દરગુઝર કર. તેજ કવિ એક બીજે સ્થળે લખે છે કે,–

"દર કૂચે નેકનામી મારા ગુઝર ન દાદન્દ
ગર તુ નમી પસન્દી તગઈર દેહ કઝારા."

અર્થાતઃ-કીર્તિ કિંવા સદ્કર્મોની ગલીમાં અમને જવાની રજા ન મળી; જો તને તે પસન્દ ન હોય તો (હે નિંદાખોર શેખ!) અમારા પ્રારબ્ધમાં ફેરફાર કરી નાખ, એટલે કે સુકર્મો કરવાનુંજ અમારા ભાગ્યમાં નિર્મિત થયેલ ન્હોતું. કુકર્મો, પાપો કે ગુનાહો કરવાનુંજ અમારા લલાટે લખાયું હતું તેમાં અમારો શો વાંક? તારામાં શક્તિ હોય તો છઠ્ઠીના લેખ બદલી નાખને! વળી કહે છે,–

"ગુનાહ અગર ચેહ નબૂદ ઇખ્તિયારે મા હાફિઝ
તૂ દર તરીકે અદબ કૂશો વ ગુનાહે મનસ્ત."

અર્થાતઃ-ઓ હાફિઝ! જો કે પાપ કરવાં ન કરવાં તે આપણી મુન્સફીની વાત ન્હોતી કે નથી તેમ છતાં તુ સભ્યતાના પંથ પર પ્રયાણ કર એટલે કે વિનયી થા અને કહે કે 'હા તે મારો વાંક છે, મારો દોષ છે, મારો ગુનો છે! મૌલાના શેખ સાદી એક જગ્યાએ ફરમાવે છે કે,–

"બખ્તે બખ્તીઆ નેક બખ્તી કલમ,
બ શબે દિ મા દમશુના દર ચિકમ."

અર્થાતઃ-અમો તો હજુ માના પેટમાંજ હતા જ્યારે ભાગ્યવિધાતાની કલમે, અમારા

નસીબમાં સદ્‌ભાગ્ય અને દુર્ભાગ્ય દસકી નાખ્યાં. એટલે કે પુન્ય કે પાપ કરવાં તે આપણા હાથની વાત નથી. નસીબમાં જેમ પહેલેથી નિર્માણ થયેલ હોય છે તેમજ બને છે અને બન્યા કરે છે.

હવે એક ફારો બીજો. જે કવિઓ હઝરત મુહમ્મદ મુસ્તુફા (સ૦ અ૦ વ૦ સ૦)ની શફાઅત ઉપર આધાર રાખી લખે છે. એક કહે છે કે,–

"મુજે નહીં હય ગમે કમયાત,
મુહમ્મદી હું મુહમ્મદી હું;
ગુનાહ બેહદ હય ગર્ચે મેરે,
મુહમ્મદી હું મુહમ્મદી હું"

અર્થાત:—મને કયામતના દિવસનો ખૌફ નથી કે ફિકર નથી કારણ કે હું હઝરત મુહમ્મદ મુસ્તુફા (સ. અ. વ. સ)ની ઉમ્મતમાંથી છું અને જો કે મારાં પાપ બેહદ છે તો પણ તેઓ મારી શફાઅત કરશે એટલે મને તે દિવસની જરાપણ ચિંતા નથી. બીજો તો ઘણા વધી કહે છે, (જો કે તેમ કહેવું ઇસ્લામી શિક્ષણની દ્રષ્ટિએ વ્યાજબી નથી) કે:-

"સિયાહ કારિયોસે નનમરાવ યારો;
કે હામી હૈ ચોહ કમલીવાલા હમારા."

અર્થાત:— મિત્રો! કુકર્મો કે કાળાં કામો કરવાથી ગભરાવ નહીં કારણ કે હઝરત મુહમ્મદ મુસ્તફા (સ. અ. વ. સ) આપણી હિમાયત કરવાવાળા છે. ત્રીજો કહે છે,–

"ગુનહગારોંકો એક આનમેં બખ્શેગા ખુદા;
બખુદા જિસ્કા મુહમ્મદકા વસીલા હોગા."

અર્થાત:—ખુદાના સોગંદ ખાઈને કહું છું કે જે ગુન્હેગારોને હઝરત મુહમ્મદ મુસ્તુફા (સ. અ. વ. સ)નો વસીલો હશે તેમને ખુદાપાક એક મિનીટમાં માફી આપી દેશે. આ જાતના વિચારો દર્શાવતી તો અસંખ્ય પંક્તિઓ છે પરંતુ તેમનો આ નાનકડા લેખમાં સમાવેશ થવો અસંભવિત છે.

હવે આ બધાથી પર એવી એક પવિત્ર અને ઉચ્ચ ભુમિકા ઉપર આપણે વિહરીએ કુર્આને શરીફના પવિત્ર શિક્ષણ ઉપર એકદ્રષ્ટિ નાખીએ. હું અત્રે મૂળ અરબી આયતો નહીં લખતાં સરળતા ખાતર માત્ર તેમનો તરજુમોજ રજુ કરીશ,–"હે અમારા પરવરદિગાર! અમારી હેસિયત અમારી તાકત બહારનો બોજો અમારી ઉપર નાખ નહીં. આ આયતને મૌલાના નિઝામીએ પોતાની કિતાબ 'શીરીન ખુસરવ' માં આ રીતે લખેલ છે,–

"મનેહ્ બારા અઝ કદિશ તીમાર બરમન,
બકદ્રે તાકતમ ને હ્ બાર બરમન"

હે અમારા પરવરદિગાર જો અમે ચૂકી જઈએ અથવા ભૂલ કરીએ તો અમોને (શિક્ષા સારૂ) પકડ નહીં, હે અમારા પરવરદિગાર! અને અમારી ઉપર ભારે બોજો નાંખ નહીં; જેમ અમારી પહેલાં જેઓ હતા તેમની ઉપર બોજો નાંખ્યો છે. હે અમારા પરવરદિગાર જે (ઉઠાવવાને) અમારામાં શકિત નથી તે અમારી ઉપર નાંખ નહીં અને અમને ક્ષમા કર અને અમને માફી આપ, અને અમારી ઉપર દયા કર; તું અમારો મદદગાર છે. હે અમારા પરવરદિગાર! અમારાં પાપ અમને માફ કર અને અમારે માટે અમારા ગુનાહ ઢાંકી દરગુઝરકર અને સદ્‌ગુણીઓની સાથે અમને મૃત્યુ આપ. હે અમારા પરવરદિગાર! અમે અમારી જાત ઉપરજ જુલ્મ કર્યો છે અને જો તું અમને માફી નહીં આપે અને અમારી ઉપર દયા નહીં કરે તો ખચિત અમે નુકસાન ખમનારાઓમાંના છીએ.



# કળી અને પુષ્પ

**'આર' રાંદેરી.**

કળીએ પુષ્પને કહ્યું:—

"ત્હારૂં અસ્તિત્વ ચમનને માટે પાનખરનું ચિન્હ છે.

ત્હારી સુવાસ આમ તેમ ઉડી ઉડીને એક એક પાંદડાને એવી મીઠી નિંદ્રામાંથી ઉઠાડવાના પ્રયત્ન કરે છે કે જેની સાથે જિવનની જાગૃતી ભેળાયલી હોય છે.

ત્હારા જિગરના ડાઘ બાગની હરિયાળીમાં ઝાંખપટ અને કાળાશ ફેલાવે છે.

ત્હારૂં ખીલવું એવી ભયંજનક તાઝગીના જેમ છે કે જેવી રીતે પોતાના શિકારને મૌતના પંજામાં દેખી દરેક શિકારી પ્રાણીના ચહેરા ઉપર તાઝગી પ્રગટ થાય છે

શું! તું અમારી મેહફીલના રંગો માટે મૌતનો પૈગામ બનીને આવ્યું છે?

° ° °

પુષ્પે કળીની તરફ નેત્રો ફાડીને જોયું. ઉષાની ઠંડી લહરીઓએ તેની આહોની તસ્વીર ઉતારવાના નકામા પ્રયત્નો કર્યા.

નરગિસના નયનોએ તેના ગમને ગુપ્ત રીતે જાણી લીધો. સુમ્બુલ તેના રંજ ઉપર વળ ખાવા લાગી. લીલોતરીએ તેની તન્હાઈ અને કુરબ્બી દાઝ ખાઈ પોતાની આંખોને રાહમાં બીછાવી.

પુષ્પના પેહલુમાં કંટકે ચીમટી લીધી. કળી હજી સુધી પુષ્પને જોઈ હસી રહી હતી.

પુષ્પના નાઝુક અને સુંદર ઓષ્ટો હવે હાલ્યાઃ—

"ન્હાનકડી કળી! તું પુષ્પના જિવન ઉપર તાનો કસે છે? કદાચ તને ખબર હોત કે મારૂં જિવન તારા જિવનના અંતની સાથે બંધાયલું છે. તું મારા પ્રારંભ સાથે જોડએલી પણ હજી તેની હકીકતથી બે ખબર છે.

મ્હારૂં અંતઃકરણ તારી સમય વિનાની ચુપકીદીથી વ્યાકુળ અને હૃદય તારી અજ્ઞાનતાના કારણે રક્ત સમ થઇ રહ્યું છે.

મ્હારી મહેક મ્હારી હસ્તીના ભેદોને અંતઃકરણની ઉંડાઇ સુધી પહોંચવાના પ્રયત્નો કરે છે, કે જેથી તું નયનો ખોલે અને ભેદનો નકશો ત્હારી જ્ઞાન શક્તિને નઝર આવે

મ્હારાં વસ્ત્રોનું ફાટવું ત્હારા ગાંડપણનું દૃષ્ય, અને મ્હારા જિગરના ડાઘાઓ ત્હારી બેશુદ્ધીના અંધકાર માટે દીપક સમાન છે.

તું મ્હારા ઉતરેલા રંગને ચમકદાર બનાવવાના પ્રયત્નો ન કરે, અને મ્હારા ઉતરી રહેલા રંગથી જે ભેદો પ્રગટ થઈ રહ્યા છે તેને સમજી જાય તો કેવું સારું !"

° ° °

પુષ્પના આ કથનથી કળીને હસવું આવ્યું. પણ સાથે સાથે સમજાયું કે કળી પોતેજ ચમનને માટે ખિઝાંનો પૈગામ છે. તેની પત્તી પત્તીમાં મૌતની જાળ બીછાવવામાં આવી છે. એની વાસ મૌતના ખ્વાબનો રાગ અલાપી રહી છે, ડાઘે તેના જિગરને શ્યામ અને અંધકારમય બનાવી દીધું છે, અને તેની વિકસિતતાએ અસ્તિત્વના તત્વોને વેરવિખેર કરી નાખ્યાં છે.

---

## જાણીતા મુસ્લિમ લેખકોના ગુજરાતી પુસ્તકો

'એકાર' કૃતઃ–

૧ જીની આંખે નવા તમાશા કી. રૂ. ૧i
૨ કલમ ચાબુક કી. રૂ. ૧i
૩ અકકલના ઈજારદાર કી. રૂ. ૧ii
૪ રાજા હોઉં તો ? કી. રૂ. ૨
૫ રમતા રામ કી. રૂ. ૨

ઈમામુદ્દીન દરગાહવાલા કૃતઃ–

૧ હિન્દુ મુસ્લિમ એકતા કી. રૂ. ૦ii
૨ મુસ્લિમ સમયનું સ્પેન કી. રૂ. ૦ii

'અસર' કૃતઃ–

૧ મુહમ્મદઅલી જિન્નાહ કી. રૂ. ૧i

'ઝાર' રાંદેરી કૃતઃ–

૧ શાયરી ભા ૧–૨ કી. રૂ. ૦ii
૨ આત્મા અને પુનર્જન્મ કી. રૂ. ૦ii=

હુસેનખાન બબરૂ કૃતઃ–

૧ ગાઝી મુહંમદ બિન કાસમ કી. રૂ. ૧
૨ જમીલા યાને બંગાળાનો બળવો કી. રૂ. ૦iii
૩ કંબ્દે આ'ઝમ કી. રૂ. ૦i

'તુરાબ' કૃતઃ–

ચિણગારી કી. રૂ. ૧

'સારોદી' કૃતઃ–

જીવન પ્રકાશ કી. રૂ. ૧

બઝમે ઈકબાલ (કઠોરના):–

૧ થોડાંક ચરિત્ર દર્શનો કી. રૂ. ૦i=
૨ જંગે યરમુક કી. રૂ. ,,
૩ વતનની વેદી કી રૂ. ,,
૪ કુર્આની કિસ્સા કી. રૂ. ૦i=

અન્ય બીજા લેખકોનાઃ–

૧ કુર્આન અને ઈન્સાન કી. રૂ. ૧
૨ મૌલાના મહમદઅલી કી. રૂ. ૧i
૩ ઈસ્લામી સંઘટન કી. રૂ. ૦i
૪ નસ્રુદ્દની તવબા કી. રૂ. ૧
૫ મુન્કિલાબે ઉસમાની કી. રૂ. ૧ii
૬ અલફારૂક કી. રૂ. ૨
૭ તોહફતુલ હિન્દ કી રૂ. ૨ii
૮ મશારેકુલ અન્વાર કી. રૂ. ૪
૯ આસારે ઈમારત કી. રૂ. ૦ii

ર. ખ. બુંદ

**ધી રાંદેર સ્ટોર્સ બુકસેલર્સ કણપીઠ, સુરત.**

# "શિકારી"

—: લેખક :—
ફીરોઝ એ. સરકાર



"ધડાક !"

હરણીનું બચ્ચું પડ્યું. માએ લોહી નીતરતા બચ્ચા તરફ જોયું ન જોયું ને છલાંગ મારી.

રાઈફલનો ઘોડો નીચો થયો. અને વીજળીની ઝડપે તેમાં બીજો કારતુસ મુકાઈ ગયો—એક સેકંડમાં.

શિકારીએ નિશાન તાક્યું.

પણ ના.

એના જીવનના અંતને હજી વાર હતી.

જાન બચાવવા દોડેલું હરણ ઘણું આઘે નીકળી ગયું હતું. થોડી થોડી જીવી રહેલી આંખો વડે બચ્ચાએ માને બચીને દૂર દૂર ભાગી જતી ટગર ટગર જોયા કીધી.

આ દૃશ્યે તેની મરણવેદના શાંત કરી દીધી!

મા અદૃશ્ય થઈ કે બચ્ચાના પ્રાણ ઊડી ગયા.

"અરે! આજે આમ કેમ થયું? જીવુજ કેમ જોઈએ!"

"બાપુ! બાપુજી! આ તમે શું કીધું? મેં તો હરણીને માટે કહ્યું હતું. આ બચ્ચાને માટે નહિ!"

આજે પહેલોજ પ્રસંગ હતો કે શિકારી પ્યારે સાહબ પોતાના મારેલા શિકાર તરફ કંઈક-સહેજ ગ્લાનિથી જોઈ રહ્યો હતો.

"બાપુ! માની છાતીએ લાગી લાગીને, કૂદી કૂદીને તે કેવું ઘાસ ખાઈ રહ્યું હતું? મા પણ એની સાથે પગોથી કેવી ગેલ કરતી હતી! એની આંખોમાં ભરેલો પ્રેમ તો હું પણ સમજી શકતી હતી. બાપુ! તમે બચ્ચાનું નિશાન શા માટે લીધું!"

"દીકરા! આજે તને બંનેનો શિકાર બતાવવો હતો. ખેર! આ હરણ ધાર્યા કરતાં કંઈક વધારે ઝડપી નીકળ્યું."

"બાપુજી! આ વખતે એની માને કેવું થતું હશે? દૂધ પાઈ પાઈને તેને મોટું કીધું તે આ જોવા ખાતર? હવે પાછી મા તો અહીં ચરવા આવશે તો...તો...એને બચ્ચું કેવું યાદ આવી જશે? પછી એને આ ઘાસ ભાવશે? એ એના કૂદકા, લાડ એને કેવાં સાંભરી આવશે, બાપુ! અને પછી?"

"આજે તું આમ કેમ કરે છે! મારી સાથે આવે છે; ત્યારે કદી પણ તું આવું ગાંડપણ નથી કરતી. આજે તને થયું છે શું!"

"એ મને પણ નથી સમજ પડતી! આજે મારું દિલ આમ કેમ થઈ ગયું? હું પહેલાં તો એવી નો'તી, કેમ બાપુ!"

"નહિજ તો!"

"પણ, બાપુજી..."

"દીકરા! શિકારીની દીકરી એવી ન હોય?"

"પણ હરણને મારવું..."

"ચાલ, હવે એનો વારો. બસ!"

સુલતાના કંઈ બોલી નહિ. છતાં આજથી તેના હૃદયમાં શિકાર પ્રત્યે અણગમો પેદા થઈ ગયો હતો. તેનું અંતઃકરણ એમ કહેવા ચાહતું હતું કે "બાપુજી હાલ તો શું પણ હવે પછી કદી પણ કોઈ પણ પ્રકારનો શિકાર ન કરો!" છતાં પિતાની બીકથી તે કંઈ બોલી શકીજ નહિ.

પ્યારેસાહબે રાઈફલ ખાંધ પર લટકાવી શિકારને બરોબર સાફ કરી હાથમાં લઈ લીધો ને પિતા પુત્રીએ ઘર તરફનો રસ્તો લીધો.

આજે પહેલવહેલ્લાજ સુલતાનાના હૃદયમાં પોતાનો પિતા કર છે એવી આછી આછી લાગણી પ્રગટી!

પ્યારેસાહબ શિકારી જન્મ્યો હતો. એના જન્મ વખતે એના માત પિતાની ખુશીની કંઇજ સીમા નહોતી. વરસો પછી પ્રભુએ તેમને ઘેર પારણું બાંધ્યું. તો પછી પતિ પત્ની દીવાનાં કેમ ન બને? અને વળી પુત્ર! એટલે તો પૂછવુંજ શું? મા બાપની ખુશીમાં તેમના જેટલોજ ભાગ લેનાર—ખરા દિલથી ભાગ લેનાર રહીમ પણ હતો. રહીમ હતો તો તેમનો નોકર. પણ ભાગ્યેજ તેઓ તેને નોકર સમજતાં. પોતાના ઘરનું માણસ સમજીનેજ તેઓ તેની સાથે વર્તતાં. રહીમ પણ તેઓની મમતા જોઇને ખરા દિલથી—નિમકહલાલીથી કામ કરતો. અરે! ઘણી વખત તે ખુદ પણ ભૂલી જતો કે હું નોકર છું! તે તેઓની સાથેજ રહેતો. ખાતો પીતો અને સૂતો. ત્યારે રહીમને—આવા રહીમને પોતાનાજ ઘરમાં પુત્ર થયો હોય એવી ખુશી કેમ ન લાગે?

વખત રોકાય છે? વરસો વહી ગયાં.

પ્યારેસાહબ પારણાનું છોકરું મટી શેરીનો બાળક થયો. અત્યારથીજ તોફાન—મસ્તી તેના અંગેઅંગમાં ભરેલાં હતાં. 'તોફાન—મસ્તી' એટલે જેમ બધાંજ બાળકોમાં હોય છે તેવાં સાધારણ નહિ. પણ કંઇક જુદાંજ—કંઇક અસાધારણ. પ્યારેસાહબનો જીવજાન દોસ્ત એની 'ગોફણ.' એને એ એક પળ પણ વિખૂટી મૂકતો નહિ. જ્યાં હોય ત્યાં સાથે. હંમેશાં હાથમાંજ.

બાળક પ્યારેસાહબ, જેના હોઠ ઉપરથી હજુ તો માનું દૂધ સુકાયું નહતું, ગામડાના વગડામાં હાથમાં માત્ર ગોફણ લઇને ફરવા જતો! ઊંચા ઝાડો પર ચઢી તે કલાકોના કલાકો સુધી બેસી રહેતો. ગામમાં પશુ અને આખલાઓને ગોફણ મારી મારીને અકળાવતો અને પોતાની પાછળ દોડાવતો. જીવનમાં ભય શી વસ્તુ છે એ પ્યારે સાહબ સમજ્યોજ ન હોતો. ભય સાથે બાથ ભીડવામાં તેને હંમેશાં મઝા પડતી. ટુંક સમયમાં તો તે ગામના વૃદ્ધો, જવાનો, સ્ત્રીઓ, અને બાળકોના વખાણનું પાત્ર થઈ પડયો. 'બધાંએ' તેના વખાણ કરી કરી તેની હિંમત—તેના જોશમાં દશ ગણો વધારો કરી દીધો!

ખરેખર! પ્યારેસાહબ આટલી નાની વયે કંચન ગામનો બેતાજ રાજા થઇ ગયો!

આ દરમ્યાન રહીમને ત્યાં પણ એજ સોનેરી અવસર આવ્યો કે જે અવસરે પ્યારેસાહબના માત પિતાને દીવાનાં બનાવ્યાં હતાં. રહીમને તે દિવસે દશ હજાર ઇદની ખુશીનો એક સામટો અનુભવ થયો! ફરક માત્ર એકજ હતો. રહીમના શેઠને ત્યાં પ્યારેસાહબે તેઓને દીવાના બનાવ્યાં; રહીમને ત્યાં ઝરીનાએ. પ્યારેસાહબને પણ ઝરીના બહુજ ગમતી. તે તેને ખૂબ રમાડતો. પ્યારેસાહબને તો જાણે ઘરમાં એક જીવતું જાગતું રમકડુંજ મળ્યું!

ઘણીએ વાર રહીમ પ્યારેસાહબ અને ઝરીનાને રમતાં જોઇ રહેતો. તે વખતે તેની આંખોમાં અજબ ચમકારો આવી જતો. હૃદયમાં કંઇ જુદીજ લાગણીઓ ખળભળી ઉઠતી ને શાંત થતી.

જેમ એક બનાવે રહીમને દીવાનો બનાવ્યો તેજ પ્રમાણે થોડા વખત પછી એક બનાવે તેને બોર બોર જેવડાં આંસુએ રડાવ્યો. ઝરીના પાંચ સાત વરસની થઈ હશે ન હશે કે તેને માની મીઠી ગોદ ગુમાવવી પડી! મીઠો સ્નેહ ગુમાવવો પડ્યો. ઝરીના તો રહીમની દુનિયા હતી. તે માની ખોટ પૂરી પાડવાની કોશિશ કરતો કરતો નાની ઝરીનાને કંઈ જુદાજ વિચારો વચ્ચે મોટી કરવા લાગ્યો. એક ભાગ્ય પલટાએ રહીમને હસાવ્યો; બીજાએ રડાવ્યો. રડાવ્યો એટલુંજ નહિ પણ—?

પ્યારેસાહબના જીવને પણ પલટો લીધો. આ પલટાએ પ્યારેસાહબને બરબાદીની ખીણ તરફ ધકેલવા માંડયો. પ્યારેસાહબ એ ન સમજી શકયો. ન પારખી શકયો. અને એ તો ધકેલાતોજ ગયો!

પ્યારેસાહબની ચારે તરફ થતી 'વાહવાહ' જોઇને કેટલાક તેની સાથે મિત્રતા સાંધી. કેટલાક તેની 'ગોફણ અંદાઝી' પર મોહી. પડયા અને તેના મિત્ર બની ગયા. આ બધાએ કહેવાતા મિત્રો ફકત પ્યારેસાહબની વાહવાહ, વખાણ અને માનપાનમાં ભાગ લેવા પૂરતાજ હતા. પ્યારેસાહબ તો બધાનેજ મિત્ર સમજી ખુશ થતો-ગર્વ લેતો !

દુનિયામાં માણસની ચઢતીની વેળા કીડીની સંખ્યામાં તેના મિત્રો કેમ થઈ જતા હશે ! કેમ તે જમાનામાં બધા તેના મિત્ર થવામાં માન લેતા હશે ? એમ કેમ થતું હશે ? શું એવો કંઈ કુદરતી નિયમ હશે ? અને પડતીની વેળા ? ખુદ તેનો દેહ પણ તેનો નથી રહેતો ! આ કેટલું વિચિત્ર ? એટલુંજ અજબ ! આવા નિયમો ઘડવામાં એ ઘડનારને શી મઝા પડતી હશે ?

પ્યારેસાહબના અસંખ્ય મિત્રોમાંથી બશીર તેનો ખાસ મિત્ર હતો. બશીરે પોતાની કલાથી પ્યારેસાહબને પોતાનો કરી લીધો હતો. પ્યારેસાહબને હવે તેના વગર જરા પણ ચાલતું નહિ. જેમ તેની ગોફણ હંમેશાં, દરેકે દરેક જગ્યાએ તેની સાથેજ હોય તેમ બશીર પણ તેની સાથે બધીજ જગ્યાએ હાજરજ હોયને ?

બશીર તો બરબાદ થઇજ ચુકયો હતો. તે હવે પ્યારેસાહબને પણ પોતાની સાથે ઘસડવા લાગ્યો ! બશીર ચારિત્રની મહત્વતા ભૂલી ચુકયો હતો, તેને ખોઈ ચુકયો હતો. જીવનની પવિત્રતા બશીરને મન-કંઈજ નહોતી. એને મન જીવન પણ કંઇજ નહોતું, જીવનનો તેને કંઈ અર્થ હતો તો તે ફકત. વિષય સુખનો સંતોષ ! ! બશીરમાંથી માણસાઈ ચાલી ગઈ હતી. તે વાસનાનો ગુલામ થઈ ગયો હતો. બશીર—ગામનો ગુંડો-પોતાનાજ ગામની મા બહેનોની લાજ લૂંટવામાં, તેઓને સતાવવામાં. તેઓને બરબાદ કરવામાં ખુશ હતો. આવો બશીર પ્યારેસાહબનો મિત્ર થયો ! જીવનજ દોસ્ત બન્યો !

દિન પ્રતિદિન પ્યારેસાહબ બદલાતો ગયો. તેની હિંમત, તેના જોશ કંઇ જુદોજ વળાંક લીધો. પોતાની ગોફણથી પાડાઓ અને આખલાઓને સતાવવાને બદલે તે હવે સ્ત્રીઓને—યુવતીઓને સતાવવા લાગ્યો ! જંગલોમાં ઘુમનાર વીર સ્ત્રીઓ પાછળ ભટકવા લાગ્યો ! વગડાઓમાં ઝાડો પર બેસી રહેનાર હવે ગામના કુવા પર બેસવા લાગ્યો ! પાણિયારીઓને સતાવવા લાગ્યો !

થોડાજ વર્ષમાં તો પ્યારેસાહબ પ્યારેસાહબ ન રહ્યો. બશીરે તેના ઉપર જીત મેળવી. ગામમાં બધાને હરાવનાર પ્યારેસાહબ બશીરથી હાર્યો ! પ્યારેસાહબ પડયો. તેનું જીવન પડયું. ચારિત્ર પડયું; એના જીવનમાં પહેલાંનો આનંદ ન રહ્યો. પ્યારેસાહબે શુદ્ધ, નિર્મળ અને પવિત્ર જીવનમાંથી મળતા ઊંડા આનંદને તરછોડી હારભોગના છાછરા આનંદને વધાવી લીધો !. ગામમાંથી પ્યારેલાલનું માન ગયું માનની જગ્યા અપમાને લીધી. સ્નેહની જગ્યા ધિક્કારે લીધી. આબરૂની જગ્યા કલંકે લીધી !

આ બધું થયું તે પ્યારેસાહબને મન કંઇજ નહોતું. પણ તેના માબાપનું હદય ચીરાઇ ગયું. જીવનની સંધ્યાએ તેઓને એક એવા વાવાઝોડાનો સામનો કરવો પડયો કે જે તેમના માટે અસહ્ય હતો, આ વાવાઝોડાના તોફાનમાં તેમની આશાનો મહેલ ખેદાનમેદાન થઇ ગયો. તેઓના જીવનનો આનંદ ઊડી ગયો. રાતની શાંતિમાં જે પુત્રની યાદથી પતિ પત્ની મીઠું મીઠું હસતાં, તેઓ હવે તેની યાદથી આખી આખી રાત, રાતની શાંતિને ચીરી નાંખતાં ડુસકાં ભરવા લાગ્યાં !

છોકરાની મૂક્તિનો એકજ માર્ગ તેમને દેખાતો હતો, અને તે લગ્ન. પ્યારેસાહબ લગ્ન પછી સુધરી જશે એ માબાપના દિલની છુપી છુપી આશા હતી. કંચનગામની તો હવે કોઈ છોકરી પ્યારેસાહબને મળે એમ નહોતી. થોડાજ વર્ષો પહેલાં કંચનગામના એક એક માબાપો પોતાની પુત્રીઓને પ્યારેસાહબના એકજ શબ્દ પર આપવા તૈયાર હતાં. તેજ પ્યારેસાહબના માબાપને આજે છોકરાની વહુ ક્યાંથી લાવવી તેની મહા ચિંતા આવી પડી! અપાર મહેનત પછી પ્યારેસાહબના માત પિતાને પર ગામથી એક કન્યા મળી. પ્યારેસાબનાં લગ્ન થઈ ગયાં.

પુત્રના લગ્ન કરવાજ જીવતા માબાપે લગ્ન પછી વરસ દિવસમાં એક પછી એક અનંત શાંતિ મેળવી. મરતાં સુધી તેઓ પોતાના પુત્રને સીધા રસ્તા પર આવેલા ન જોઈ શક્યાં. લગ્નમાં છુપાએલી તેમની છુપી આશા પણ નાશ પામી. આ કારી આઘાત તેઓ જીરવી શક્યાં નહિ. આ ઘા સહી લે એવું મજબુત હૃદય હવે તેમનું રહ્યું નહતું. મરતી વખતે પ્યારેસાહબના પિતાએ રહીમને —પોતાના નોકરને પાસે બોલાવ્યો અને કહ્યું.

"રહીમ! ભાઈ! હું જઈશ. પ્યારેસાહબને હું તારા હાથમાં સોંપી જાઉં છું. હવે તું એનો પિતા છે. રહીમ, તેની જીંદગી તારા હાથમાં છે."

પોતાના શેઠના—લાચાર શેઠના મુખમાંથી આ દર્દભર્યા ઉદ્‌ગારો સાંભળી રહીમ ગળગળો થઈ ગયો. તેનાથી એક શબ્દ બોલાયો નહિ થોડીવાર શાંત રહી રહીમ મહાપ્રુશકેલીએ બોલ્યો.

"શેઠ! પ્યારેસાહબ મારો છે. જેવી મારી ઝરીના તેવો મારો એ. વરસોથી આપનું નિમક ખાધું છે. આપ બેફિકર રહો."

રહીમના શબ્દોથી શેઠને કંઈક આશ્વાસન મળ્યું. હૃદય પરનો કંઈક ભાર ઓછો થયો. છતાં હજી તેના દિલમાં કંઈક ખટક્યા કરતું હતું. એ ખટકતા કાંટાને કાઢી નાંખવા શેઠે કહ્યું,

"રહીમ! ભાઈ! તારી પાસે એક છેવટની માંગણી છે."

"શેઠ! હુકમ કરો."

"પ્યારેસાહબે તો પોતાનો કાબૂ ગુમાવ્યો છે. આત્મ સંયમ ત્યાગવાની ભયંકર ભૂલ કર્યા પછી એ બીજી કઈ ભૂલ નહિ કરે? એજ મને નથી સમજાતું! છતાં—"

"કહો, શેઠ, કહો."

"રહીમ, પ્યારેસાહબ જે કંઇ ભૂલ કરે તો એને માફ કરજે. એને તારૂં બાળકજ સમજજે. એની કંઇ પણ ભૂલની અત્યારથીજ હું તારી પાસે માફી માંગી લઉં છું. માફ કરીશને, રહીમ!"

"અરે! શેઠ! આપ આ શું બોલ્યા? હું! હું કોણ? મરતી વખતે આપે મને બચાવ્યો, નહિ તો આજે અહિં હું હોત? આપનો તે ઉપકાર શું હું ભૂલી ગયો? શેઠ! ત્યારે આટલા આટલા વરસે પણ તમે રહીમના દિલને નજ ઓળખી શક્યા!"

"ના, ના. રહીમ હું તને સમજું છું. તારૂં હૃદય જાણું છું છતાં એકવાર તું હા કહીદે કે મને શાંતિ થાય. મારા હૃદય પરનો ભાર ઓછો થાય."

રહીમ શાંત રહ્યો. તેની આંખમાંથી આંસુ ખરવા લાગ્યાં. હૃદય વલોવાઈ ગયું. મોં સિવાઇ ગયું. અંતે જવાબમાં રહીમે માથું હલાવી 'હા' પાડી. તેનાથી માથું હલાવાઇ ગયું. શેઠની આંખમાંથી હવે અશ્રુ પ્રવાહ છૂટયો. તેનું હૃદય હલકું થયું. હૃદય હલકું બનાવવામાં થોડી મદદ રહીમે કરી: થોડી આંસુઓએ!

મા બાપના ગયા પછી પ્યારેસાહબની સ્થિતિ લગામ વગરના ઘોડા જેવી થઇ ગઈ. જ્યાં મનમાં આવે ત્યાં ભટકવા લાગ્યો. બધા સાથે ગમે તેમ વર્તવા લાગ્યો. હવે તેને પુછનાર કોણ હતું? તેને રોકનાર કોણ હતું!

હવે નતો તેને ઘરની પડી હતી; નતો પત્નિની દરકાર હતી.

પ્યારેસાહબની પત્નિ મરયમ જીવતાં જીવત મરેલા જેવીજ હતી. સાસરે આવતી વખતે હૃદયમાં ઉછેલી નાજુક નાજુક ઉર્મિઓ સંતોષાયા વગરજ પાછી હૃદયમાંજ શાંત થઈ ગઇ. પરણીત જીવનના રચેલાં મીઠાં મીઠાં સ્વપ્નો પૂરા થયા અગાઉજ તેનું યૌવન આથમી ગયું પતિના પ્રેમની અધીરી પતિએ સુખ ભોગવ્યા વગરજ કરમાઈ ગઇ. પતિને સુધારવા મરયમે પોતાની આશાની, પોતાના અરમાનોની, પોતાના સુખની, પોતાના જીવનની કુરબાની આપી દીધી. પણ એ બધીએ કુરબાની એળે ગઇ! આટલા આટલા ત્યાગના ભોગે પણ પ્યારેસાહબ ન બદલાયો. મરયમે રડી રડીને જીવન પૂરું કર્યું! તે એક આશાને આધારે જીવી રહી હતી, કે પતિ કદી, કોઇ દિવસે પોતાનો થશે. એ આશા પર — એ એકજ માત્ર આશા પર તે પોતાના દુઃખી દિવસો સહનશીલ બની કાપવા લાગી. આશા! તું ન હોત તો મનુષ્ય જીવન કેટલું દુઃખી હોત? તારા વગરના દુઃખના દિવસો કેવી રીતે વિતાડત?

કંચનગામમાં મરયમનું કોઇ મિત્ર, કોઇ તેની દયા ખાનાર, કોઇ તેના દુઃખમાં ભાગ લઇ બે આંસુ સારનાર જો કોઇ હોય તો તે ઝરીના હતી. ઝરીના જીવનની વસંત ઋતુમાં ઝૂલી રહી હતી. તેનું સાદું અને નિર્મળ સૌંદર્ય ગજબ હતું. કોઇને પણ આકર્ષે એવું હતું. ખરેખર! ઝરીના કંચનગામની રાણી હતી! મરયમ ઝરીના પાસે પોતાના દુઃખની કહાણી કહી રડતી અને હૈયાને હળવું કરતી. ઝરીના પોતાના મીઠા મીઠા, ભોલા ભાલા શબ્દો વડે તેને દિલાસો આપતી અને તેના આંસુ લુછતી.

જીવનની પવિત્રતા ગુમાવી બેઠેલો અધમ મનુષ્ય ખરેખર અંધો હોય છે. પતિત પ્યારેસાહબ એક પગલું હજુ આગળ વધ્યો તે ભાન ભૂલ્યો. અને એક દિવસે ન કરવાનું કામ પ્યારેસાહબે કરી નાખ્યું!!!

પ્યારેસાહબે આ કામ પોતાની નીચ વાસના સંતોષવા ખાતર કરી તો નાખ્યું પણ તેનું પરિણામ કંઈ જુદુંજ આવ્યું. ન ધારેલું!

ફરી એકવાર પ્યારેસાહબના જીવને પલટો લીધો. રહીમને આ વાતની ખબર પડી ગઈ. ખબર કેમ ન પડત? કુદરત કંઇ પાપ છૂપું રાખત? ખબર પડતાંજ તેની રગેરગમાં વેરની આગ ભભૂકી ઉઠી. આ કટોકટ સમયે તેને પોતાના શેઠની વસીયત યાદ આવી. પ્યારેસાહબની આ એક ભૂલ હતી એ વાત યાદ આવી. પોતાનું વચન યાદ આવ્યું. અને એ વેરની આગે કંઇ જુદોજ પલટો લીધો. કયો પિતા આ ભૂલ માફ કરે? આવી ભૂલ-આવું પાપ માફ કરે એ હૃદય કેવું હશે?

થોડાજ વખતમાં પ્યારેસાહબના ઘરમાંથી ઝરીના અદૃશ્ય થઇ ગઇ. દુનિયામાં કોઇ ન જાણી શક્યું કે ઝરીના ક્યાં ગઇ! તેનું શું થયું? આ વાત જાણનાર ફક્ત બે જણ હતાઃ પ્યારેસાહબ ને રહીમ. રહીમે ઝરીનાના ભોગે-એક મનુષ્યના અમૂલ્ય જીવના ભોગે પ્યારેસાહબને શિખવાડયું કે જીવનની પવિત્રતા શું છે? મનુષ્યના જીવનમાં પવિત્રતા શું ભાગ ભજવે છે? વચન કેમ પુરાં થાય છે. વેર કેમ લેવાય છે?

પ્યારેસાહેબની આંખ ઉઘડી. તે ભયંકર નિદ્રામાંથી જાગ્યો. પણ ઘણો મોડો. ઝરીના જતાં-પોતાનો એકનો એક દુઃખનો સાથી જતાં મરયમ પણ પોતાની પાછળ પોતાની નિશાની રૂપ સુલતાનાને મૂકી ઝરીનાની શોધમાં ચાલી ગઈ!

પ્યારેસાહબના જીવનમાંથી વાસનાની મસ્તીનાં તોફાન ચાલ્યાં ગયાં. તેના હૃદય પર એક અર્

ધા પડ્યો. જીવન શુન્ય બની ગયું. તેને પોતાનાં એક પછી એક કૃત્યો યાદ આવી તેના હૃદયમાં લાખ લાખ વીંછીના ઝેરીલા વીંછીના ડંખો મારવા લાગ્યાં. સુલતાનાને લીધે તે જીવી રહ્યો હતો. જીવનમાં જો તેને કોઈ ઉપર પણ નિર્મળ અને પવિત્ર પ્રેમ જન્મ્યો હોય તો તે સુલતાના હતી. સુલતાના તેનું જીવન હતી. સુલતાના તેની આશા હતી. સુલતાના વગર ભાગ્યેજ તેની જીવન દોરી ટકી શકત.

° ° °

"સુલતાના ! બાપુજી શિકારે જાય છે. તારે નથી જવું ? જો મને તેઓએ રાયફલ સાફ કરવા પણ કહ્યું છે ! ચાલ, જા, જા. તૈયાર થા." રાયફલ હાથમાં લેતાં લેતાં રહીમે કહ્યું.

"ના રહીમદાદા' મારે નથી જવું." ચોપડી બાજુએ મૂકી સુલતાના બોલી.

. "ના, ના નહિ ચાલે. જાય છે કે નહિ? નહિ તો ગોળી છોડીશ હોં ?"

કહી હસતાં હસતાં રહીમે રાયફલ સુલતાના તરફ તાકી.

"લો. મારો, મારો. દાદા" કહી મલકાતા મુખે સુલતાના ઉભી થઇ.

"એમ ? નથી માનવું ! લ્હારે લે !" કહી રહીમે ખાલી સમજેલી રાઇફલનો ઘોડો દબાવ્યો અને એક ભયંકર અવાજ સાથે સુલતાના લોહીમાં રંગાઇને પડી. રહીમના હાથમાંથી રાયફલ પડી ગઈ. તે પણ પડી ગયો.

"શું થયુ ? એ શાનો અવાજ થયો ?

ગભરાએલા સાદે પૂછતાં પૂછતાં પ્યારેસાહબ ત્યાં શિકારનાં કપડાં પહેરી આવી પહોંચ્યો. લોહીમાં ડૂબેલી પોતાની એકની એક સુલતાનાને જોતાં પ્યારેસાહબને ચક્કર આવ્યા. તેણે પોતાનું સમતોલપણું ગુમાવ્યું. અને તે પણ પુત્રીના પગ આગળ પડયો.

ત્રણ પડેલા દેહમાંથી સુલતાનાનો દેહ કદી પાછો ઊઠયો નહિ !

# પિયા મિલનકી આશ!

* લેખક : 'ફના' રાંદેરી. *

વૃદ્ધ બેઠો હતો,
પહાડની તળેટીમાં,
વૃક્ષોની ઘટામાં,
પ્રેમની બંસી વગાડતો,
બંસીથી નીકળતા સૂર પોકારતા,
"પિયા મિલનકી આશ!"

⊞

પૂર્ણિમાની શીતળ ચાંદની,
મંદ મંદ વાયુ લહેરો,
શાંત રાત્રીમાં,
વૃદ્ધ ઉઠયો;
બંસી વગાડતો.
એજ સૂર, એજ ગીત, એજ નાદ.

⊞

જગત ઘેલું બન્યું,
એના સૂર પર! એના ગીત પર.
અને કરવા લાગ્યું નૃત્ય!
બંસી જોરમાં વાગતી હતી.
એનું હૃદય અધિર હતું, વ્યાકુળ હતું,
દોસ્તને મળવા.

⊞

ત્વરીત ગતીએ ચાલતો હતો તે.
પોતાની મંઝિલે પહોંચવા.
એ થંભી ગયો.
મંઝિલ પૂર્ણ થઈ.
સરિતા કાંઠે.
વહેતી સરિતાના કિલકિલ કરતા નીરમાં,
ભળી ગયા બંસીના સૂર.

⊞

એણે પગ ઉપાડ્યા,
વહેતા જળમાં મૂકવા.
એ તણાયો, સરિતાના વહેણમાં!
મૂખ પર હર્ષ હતો, આંખમાં તેજ!
જીવનની પરવા કર્યા વગર,
તણાતો જઈ રહ્યો એ.
બંસી એના હોઠોએ લાગી હતી.
એજ સૂર હતા, એજ ગીત!

⊞

મારે મળવું છે મારા પીયુને,
અર્પવું છે હૃદય,
પ્રેમથી છલોછલ,
સ્નેહથી ભરેલું,
મહુબ્બતથી ભરપૂર,
મારા નાથને! દિલ્દારને!

⊞

બંસી એના હાથોથી પડી,
સરિતાના ઉદરમાં સમાઈ,
વિલીન થયા એના સૂર, સરિતાના નીરમાં.
અને વૃદ્ધ પણ તણાતો, તણાતો અદ્રષ્ય થયો.
ઉછળતી મોજોમાં,
એની આશા ફળી,
એ ગયો.
પોતાના ખરા દિલ્દારને-મળવા!

સુરત

# કૉલેજના રંગ !!!

એક દી' સંધ્યાએ હું બેઠો હતો આરામમાં;
અધ્યયન કરતો હતો કુદરતનું કુદરત ધામમાં.
મંદ મંદ શિતળ હવા ચો પાસથી વાતી હતી;
ચેદનામાં એ થકી વૃદ્ધિ કંઇ થાતી હતી.
એટલામાં આવ્યો એક મિત્ર-થઇ ચક્ષુઓ ચાર;
ઓસરી સદ્‌ભાવનાની તુર્ત મારી ત્યાં બહાર.
ટુંકમાં તે મુજને એક કૉલેજ માંહી લઇ ગયો;
જ્યાં પ્રસંગોપાત મચ્યો એક કોલાહલ હતો.
ત્યાં મેં શું જોયું અધર સૌના બનેલા લાલ છે;
ને રૂપેરી હસ્તના ઊપર દિસે ઘડીઆળ છે.
ચાલતો પ્રત્યેક જણ નાજુક કમર લચકાઇને;
આવતી હો યૌવના જાણે કોઇ શરમાઇને!
દેહ પર પોષાકની કંઇ કંઇ અનોખી ભાત છે;
મૂખ છે હિન્દીનું પણ મૂખમાં ફિરંગી વાત છે.
સર્પ સમ છે વાંક—વળ, મરોડ એની ચાલમાં;
તુચ્છ છે જાણે જગત આખું નજરમાં ખ્યાલમાં!
એક ફેશનમાં બનાવટથી બનેલા વાળ છે;
પારધીના હાથમાં જાણે રહેલી જાળ છે.
મૂછને દાઢી સફા છે એટલા માટે અહીં;
કે ન રહી જાયે તફાવત કાંઇ નરનારી મહીં!
છે જમાનો સામ્યતાનો ભાવના એ કેળવે;
નર થઇને નારીથી ખભેથી ખભો મેળવે!
એટલું નાજુક બદન કે બોલવું ભારી પડે;
કુદરતી આબો હવા પણ તેમને જગમાં નડે!
આત્મશ્રદ્ધા તેમના જીવન તણો આદેશ છે;
નિજ તણા શ્રૃંગારથી ફુરસત મળે ક્યાં લેશ છે?
તેમને સ્વજાત જ્યાં સંભાળવી ભારી પડે;
શક પછી છે શું કે એ દુન્યા થકી હારી પડે?
તેમના કાજે તો છે ઊદ્યોગ લજ્જાનો વિષય;
કેમ દેખે એટલે શિક્ષિત થયા આવો સમય!
ધર્મથી વંચિત સુસંસ્કારથી અંતર ઘણું;
ને વિચારોનું રહ્યું આચારથી અંતર ઘણું.
આ છે આમ કૉલેજનો આ લોકનું શિક્ષણ રહ્યું;
જે મહીં પૈસા અને શક્તિ તણું આંધણ થયું!

'ફકીર' જુનાગઢી



"આજે માજીને ઘેર ગઇ હતી."

"તો માજીએ તને કાંઇ ભલું ભૂંડું કહ્યું?"

"હા, કહ્યું તો ખરૂં, પણ ભૂંડું નહિ, ભલું કહ્યું."

"શું કહ્યું?"

"કહ્યું કે—"

"શું!"

"પણ હું કહું અને તમે તો સમજતાજ નથી!"

"પણ તારા કહ્યા વગર હું શું સમજું?"

"સ્ત્રીની વાત તમે પુરૂષ સમજો પણ શું?"

"શું તને કાંઇ તકલીફ છે?"

"હા, બહુ મોટી તકલીફ." પછી ઝરીનાએ ધીમે સાદે શરમાતાં શરમાતાં કહ્યું, "તમે બાપ થનાર છો."

"અહં!" સુલતાને ઉદ્દગાર કહાડયો.

આ ખુશીના સમાચાર સાંભળી સુલતાન આનંદથી ઉન્માદી બન્યો નહિ; કદાચ તેની ઘડાયલી વૃત્તિનું આ કારણ હોય! તેના દિલમાં કેવા કેવા આંદોલનો ગતિમાન થઇ રહ્યાં હતાં તે તેના વદન પરથી કળી શકાતું નહોતું. આથી ઝરીનાને પણ સહેજ મુંઝવણ જેવું જણાવા લાગ્યું. તેટલામાં ઝરીનાની મુંઝવણનું નિવારણ કરતાં સુલતાન બોલ્યો.

"આપણે બહુ ભાગ્યશાળી છીએ."

"પણ માજી કહે છે કે હવે મારી તબિયત મુંબઇમાં સારી નહિ રહે" ઝરીનાએ હવે ખરી વાત કહાડી.

વાત પામીને સુલતાને પૂછયું.

"તો હવે શું કરીશું?"

"સાત આઠ મહિના માટે મુંબઇની બહાર આપણને ઉતાવળે ચાલ્યાં જવું જોઇએ."

"કયાં જઇશું?"

"કલકત્તે."

"આટલા મહિના માટે નોકરીએથી બિન પગારે પણ રજા તો મને નહિજ મળી શકે અને તે માંગી પણ ન શકાય, કલકત્તે જવું તો રાજીનામુંજ આપવું પડે."

"તો રાજીનામું આપી દો. કલકત્તામાંના મારા બાપાના એજન્ટને ત્યાં તમારી નોકરીની જોગવાઇ કરી આપશે."

"પછી તો મુંબઇમાં રહેવું કે કલકત્તે રહેવું એકજ થાય." સુલતાને અર્થગર્ભિત શબ્દો ઉચ્ચાર્યા.

સુલતાનના આ કથનના અર્થનો સ્ફોટ થતાં ઝરીનાની મુંઝવણ વધવા લાગી. તેની માતાએ સૂચવેલા બીજા માર્ગનું તેને સ્મરણ થયું. તેની આ માસિક ખર્ચ પુરો પાડવા તૈયાર હતી એ હકીકત સુલતાનને જણાવવી કે નહિ તેની ગડમથલમાં તે પડી. તે દરમ્યાન સુલતાનની તીવ્ર બુદ્ધિએ કાંઇ વિચાર ઘડી લીધો અને તે બોલ્યો.

"કાંઇ ચિંતા નહિ. હું બધી વ્યવસ્થા કરી લઇશ. આપણે કલકત્તે જઇશું." પછી કેલેન્ડર ભણી જોઇને કહ્યું. 'આજે પચ્ચીસ તારીખ છે. મહિનો પૂરો થવાને ૭ દિવસ બાકી છે. પહેલી તારીખે હું મારી જગ્યાના રાજીનામાની એક માસ પહેલાંથી નોટીસ આપી દઇશ. એક મહિના પછી આપણે કલકત્તે રવાના થઇ જઇશું. મારી નોકરી ની ખરખરચની અને બીજી કશી ચિંતા તારે કરવાની નથી. જા હવે સૂઇ રહે."

કેલેન્ડરની એક તારીખ સુલતાને ફાડી નાંખી. સિગરેટ સળગાવી સુલતાન ખાવરેલા ખાટલા પર પડ્યો.

"અહીં નહીં, પલંગ પર" ઝરીનાએ કહ્યું.

"મને અહીંજ ઠીક છે."

"ખાટલી તો મેં મારા માટે મંગાવી હતી અને રોજ તે પર તમે સુઓ છો. હું રોજ આઘાઝીક કરૂં છું. હવે મને આ સારૂં નથી લાગતું."

"આટલા દિવસો હું અહીં સૂતો છું તો આજે પણ મને અહીંજ સુવા દે. તારી નવી દલીલો હું હવે કાલે સાંભળીશ."

સુલતાને સિગરેટનો ઉંડો દમ લગાવી ધુમ્રાવલિ ચગાવી.

સુલતાન કાંઈ વિચારમાં હતો એ જોઇને તેને છેડવાનું ઝરીનાને યોગ્ય લાગ્યું નહિ પોતાની જગ્યા તેણે પલંગ પર લીધી. પલંગ પર પડતાં તેને પણ વિચારો સતાવવા લાગ્યા. તેને તેની માના શબ્દો યાદ આવ્યા, "વરને ઘેર!'

પરચિત ઓછું ઘર કર્યું; પિતાનું કે પતિનું ? પરણીને પતિ પોતાને ઘેર પાછો આવે છે. કન્યાને પોતાનું ઘર છોડવું પડે છે, નવા ઘરને સજાવવા જુના ઘરનો ત્યાગ કરવો પડે છે આ કેવી વિચિત્ર સમાજ રચના! કન્યાને જુનું ઘર છોડવું પડે તો વરને કાં નહિ ? બન્નેને કાં નહિ ? બન્ને એક જુદું નવું સ્વતંત્ર ઘર શા માટે નહિ વસાવે !

આવા આવા વિચારના વંટોળિયામાં ઝરીનાને આજેયે 'વરનું ઘર' વહાલું લાગવા લાગ્યું.

સુલતાને બત્તી બૂઝાવી. (અપૂર્ણ)



## સાહિત્યકારોના અભિપ્રાય

શ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાંચી ગયો છું; ને માંથી ઘણું ઠેકાણે મેં આનંદ મેળવ્યો છે. મારા હૃદયમાં કવિત્વનો ઝરો ફૂટેલો છે, અને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી જે ચિનગારીઓ ઉડી છે, તે ઘડીભર દારૂખાનામાંથી ફૂટીને આકાશે ચઢેલું બાણ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝગી રહે, તેવી લાગે છે. તમારી ગદ્યાવલિઓમાં ઓસનાં તાજાં બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારા થાય છે.

જનાબ સુનાદી સાહબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે અગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચુક્યો છે અને પોતાના ભાવિ સંદેશોને જલ્દી જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ—

ચિનગારીમાંની ઘણી કંડિકાઓમાંથી સારાં મુક્તકો સર્જી શકાય, તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદ્દેશી—

ચિનગારી મને ગમે છે. તેમાં Original ideas હોય છે એ માટે.

Mr. P. B. Kaikhini

I have looked into some of the short pieces and read them with pleasure.

## આંખોમાં પ્રકાશનાં અંજન આંજવા

# ચિ •ન • ગા • રી

## "તુરાબ"

મૂલ્ય રૂપિયો એક

(આફ્રિકા માટે શી. ૨

પત્રકારોએ આ પુસ્તક પર પ્રશંસાના પુષ્પો વેર્યાં છે.

☞ આજેજ મંગાવો ☜

## રૂપમ સાહિત્ય કાર્યાલય,

૧૩૮, ઝકરીયા મસ્જિદ સ્ટ્રીટ

મુંબઇ. ૯

સ્ટોકિસ્ટઃ–ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ,–સુરત.

જાણીતા બુકસેલર્સ પાસેથી પણ મળશે.

## પત્રકારોના અભિપ્રાય

મેમણ બુલેટીન—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભરાતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય-વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એકેક તાર હળવે હળવે બજાવી રહ્યો છે, અને એ બાજતી વીણામાંથી સૂરો નિકળે છે. ક્યાંયમાં રૂદન છે. ક્યાંયમાં દર્દ છે, કોઈમાં હર્ષ છે. અને લેખક પોતે પણ માનવ જીવનના ઉંચા ગુંબજો સાથે અથડાતા માનવ હૃદયના એ સનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે.

ઈસમાઇલી—

જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવાં સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે. જીવનનાં પાનાં પછી પાનાં ઉકેલતાં હોય તેમ એક એક કાવ્ય નવી ભાવના, નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઇન્સાફ (દૈનિક)—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે, ગુર્જરગિરાને ઓપાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઈ "તુરાબે" ગુજરાતને એક સુંદર કિતાબ અર્પી છે.

ગુણસુંદરી—(પન્નેશ હ૦ શુક્લ)—

કાવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી'માંની કેટલીક ભાવના સાચેજ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઈ છે.

Modern Review (K. M. J.)—

Chinsari really verif as whatever it touches.



## આગ્રાનો, ઇતિમાદુદ્દૌલાનો રોઝો

[ આગ્રાનો તાજ જગતભરમાં શિલ્પકળા અને સ્થાપત્યકળાનો એક સર્વોચ્ચ નમુનો ગણાય ; પણ તાજ કરતાંએ મુલાયમ અને નાજુક કારીગરી માટે આ રોઝો ચઢીયાતો છે, એને નજરે જોનાર લાખો કળાપારખુ આંખો એની સાક્ષી પુરી શકે છે. મુગલોનો કળાપ્રેમ, જ્યાં સોળે કળાએ ખીલ્યો છે એ ઇતિહાસિક યાદગાર કોઈ પણ હિંદીના દિલમાં વાજબી મગરૂરી ઉત્પન્ન કરી શકે એમ છે. ]

"કારવાં" ] [ માર્ચ ૧૯૪૧

તંત્રી :—
"વહશી" રાંદેરી
સહતંત્રી :—
"એઝાર"





લવાજમ
હિન્દ રૂ. ૪
બર્મા રૂ. ૫
પરદેશ શી. ૮
છુટક આ. ૭



પુસ્તક બીજું } આર્ચ ૧૯૪૨ { અંક ૭ મો


"કે મૈંને બર્ગે ગુલપે ઝિંદગી દેખી હૈ શબ્નમકી"

ગિરહ કુછ ખુલ સકી આખિર ન ઝુલ્ફે રાઝે આલમકી;
ફસાના રેહ ગઈ બનકર નુમાઈશ સાગરે જમકી.
કોઈ ઉસસે તો પૂછે કાઈનાત ઈસ બાગે આલમકી;
લિયે બૈઠા હૈ પેહલૂમેં જો દુનિયા હસરતો ગમકી.
તગાપુલ બર તગાપુલ ઔર ઈગમાઝે નઝર હરદમ;
અરે બેદાદગર હદભી હૈ આખિર ઝુલ્મે પૈહમકી?
ખુદા મઅલૂમ એ દિલ કયા તેરી કિસ્મતમેં લિખ્ખા હૈ;
મુરક્કઅ યાસકા હૈ ઔર હૈ તસ્વીર તૂ ગમકી.
અઝલસે બેહરએ રંજો અલમ લેકર મૈં આયા હું;
અઝલસે દી ગઈ હૈ મુજકો કિસ્મત નાલએ ગમકી.
અસર પોંહચા ફલક પર નાલએ બેતાબકા શાયદ;
યહ કયું ઘબરા કર ઉસને આજ મુજસે પુરસિશે ગમકી.
નહિ યેહ બાઅસે દિલબસ્તગી મેરે લિયે હરગિઝ;
હકીકત મુજપે ઝાહિર હૈ તમાશાગાહે આલમકી.
ઉસે કયા રાસ આયે ફિર નઝારા લાલઓ ગુલકા;
મુકદ્દર જિસકી નઝરોંમેં ફિઝા હો બાગે આલમકી.
ખુદા હાફિઝ મેરી ઈસ કશ્તીએ સબ્રો તહમ્મુલકા;
રહી બાકી જો કૈફિયત યહી ઈસ ચશ્મે પુરનમકી.
યહી રૂદાદ હૈ ઉસકી યહી ઉસકી હકીકત હૈ;
કે યેહ દુન્યા હૈ શોરિશગાહ શોરિશહાએ પૈહમકી.
તુઝે સૂઝા હૈ ફિર કયા ઉલઝનોંમેં મુબ્તિલા હોના;
યેહ કયું ફિર યાદ એ દિલ આ રહી હૈ ઝુલ્ફે બરહમકી.
'ફના' હું એઅતેબારે હસ્તીએ મૌહૂમસે વાકિફ;
કે મૈંને બર્ગે ગુલ પર ઝિંદગી દેખી હૈ શબ્નમકી.

અઝ : મૌલાના
'ફના' સાહબ રાંદેરી
(રાંદેર)

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

● મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર ●

(૧૦૨) અમે આ કુર્આનને સત્યતા સાથેજ ઉતાર્યું છે; અને અમે તને માત્ર ખુશ ખબરી આપનાર તથા ડરાવનાર બનાવીનેજ મોકલ્યો છે.

* * * *

(૧૦૩) સૂર્યના નમી જવા પછીથી રાતનું અંધારૂં થતાં સુધી (અમૂક) નમાઝો અદા કર અને સવારનું (નમાઝમાં) કુર્આન પઢવું (કાયમ રાખ) બેશક સવારની નમાઝ (ફરિશ્તાઓની) હાજરીનો વખત છે.

* * * *

(૧૦૪) કુર્આનમાં અમે એવી વાતો ઉતારીએ છીએ જેથી (ગુમરાહીનો) રોગ દૂર થાય અને ઈમાનવાળાઓ માટે રહમત છે પણ અન્યાયીઓને તો એથી ઉલટું નુકસાન થાય છે.

* * * *

(૧૦૫) જ્યારે અમે માણસને આરામ આપીએ છીએ; ત્યારે તે મોઢું ફેરવી લે છે અને બાજુએ ખસી જાય છે. અને જ્યારે તકલીફ પહોંચે છે; ત્યારે નિરાશ થઈ જાય છે.

* * * *

(૧૦૬) અલ્લાહ જેને (સીધો) માર્ગ દેખાડી દે તેજ માર્ગ પર આવનાર છે પણ જેને આડે માર્ગે રહેવા દે તો પછી તેઓને માટે અલ્લાહના સિવાય કોઈ સહાયક તેને નહિ મળે.

* * * *

(૧૦૭) તું કહી દે અગર તમારા હાથમાં મારા પરવરદિગારની રહમતના ખજાના હોત તો તેના ખર્ચ થઈ જવાની બ્હીકથી જરૂર તમો તેને બંધ કરી રાખત, અને માણસ તો બહુ તંગ દિલનોજ છે.

* * * *

(૧૦૮) (હે નબી!) તું કહી દે કે અલ્લાહ કહીને પોકારો અથવા રહમાન કહીને પોકારો, જે નામથી પોકારશો તો (તે બેહતર છે કારણ કે) તેના ઘણાં ભલાં નામો છે.

* * * *

(૧૦૯) બેશક અમે પૃથ્વી પરની વસ્તુઓને તેની શોભા બનાવી છે કે જેથી અમે લોકોને અજમાવીએ કે તેઓમાંથી કોણ વધારે સારી કરણી કરે છે.

# ☪ ઈસ્લામી શિક્ષણ ☪

રસૂલુલ્લાહ સલ૦નું ફરમાન (હદીસ)

◎ મૌલાના અબ્દુર્રહીમ સાહબ, રાંદેર ◎

(૧૦૨) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે જનાઝાને ઉતાવળે લઈ જાઓ. કારણ કે જો તે મુરદુ નેક છે તો તમે તેને ભલાઈની નઝદીક કર્યો (એટલે કબરમાં પહોંચી સવાબ મેળવશે) અને જો તે નેક નથી તો બુરાને પોતાની ગરદન પરથી ઉતાર્યો. (સહીહૈન)

* * * *

(૧૦૩) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે મુરદાની પાછળ ત્રણ વસ્તુ જાય છે. તેની અહલ (ઘરવાળા) માલ, અને કરણી. ફરી તેમાંની બે પાછી ફરે છે અને એક રહી જાય છે તેના ઘરવાળા અને માલ પાછાં ફરે છે અને તેની કરણી રહી જાય છે. (સહીહૈન)

* * * *

(૧૦૪) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે જન્નતમાં એવા લોકો જશે કે જેમના દિલ પક્ષીઓનાં દિલ સમાન હશે. (મુસ્લિમ)

* * * *

(૧૦૫) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી એક ટોળું સિત્તેર હજારનું જન્નતમાં જશે કે જેમના મ્હોં પૂનમના ચંદ્રની માફક પ્રકાસશે. (સહીહૈન)

* * * *

(૧૦૬) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે તમો અરબના ટાપુથી જિહાદ કરશો તો અલ્લાહ તે પર વિજય આપશે પછી તમો ઈરાનથી જિહાદ કરશો તો અલ્લાહ તે પર વિજય આપશે. પછી તમો દજ્જાલથી જિહાદ કરશો તો અલ્લાહ તે પર પણ વિજય આપશે. (મુસ્લિમ)

* * * *

(૧૦૭) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું જ્યારે કિસરા હલાક થશે તો પછી બીજો કિસરા નહિ થાય અને એજ પ્રમાણે કૈસરની બરબાદી પછી બીજો કૈસર નહિ થાય. અને હું ખુદાપાકના સોગંદ ખાઈ કહું છું કે તમે તે બન્નેના ખઝાનાઓને ખુદાના માર્ગમાં ખર્ચ કરશો.

* * * *

(૧૦૮) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે દજ્જાલ પૂર્વના તરફથી આવશે અને તેનો વિચાર મદીનાનો હશે એટલે સુધી કે ઓહોદ (પહાડ)ની પાછળ ઉતરશે. ફરી ફિરશ્તા તેનું મ્હોં શામના તરફ ફેરવી નાખશે અને ત્યાં તે હલાક થશે. (મુસ્લિમ)

* * * *

(૧૦૯) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે સ્વાર ચાલનારને અને ચાલનાર બેઠેલાને અને થોડા ઘણાને સલામ કરે. (સહીહૈન)

# આવાઝકી દુનિયાંકે દોસ્તો



સંકલનકાર :— 'જૈફર'

આવાઝકી દુનિયાંકે દોસ્તો ! તમે ફેબ્રુઆરીની ૧૧ મી તારીખે રેડીયો પર ગુજરાતી મુશાયરો સાંભળ્યો હશે? રેડીયો મુશાયરાની સફળતાની ખાતરી એક માસ વીતિ ગયો છતાં હજુ મુંબઇ રેડીયો સ્ટેશન તેની સાક્ષી દર મંગળવારના વાર્તાલાપમાં આપી રહ્યું છે. કોઇ પણ મંગળવારે ગુજરાત કે બૃહદ ગુજરાતમાંથી મુશાયરા માટે આવેલા પ્રશંસાપત્રો ન વંચાયા હોય એમ બન્યું નથી. રેડીયો મુશાયરો સફળ તો થયો છે જ પણ કવિઓની વિપુળતા અને સમયની કૃપણતાએ કરી, દરેક ગઝલકારોને એક આંખ કવિતાના કાગળ પર તો બીજી આંખ ઘડિઆળના કાંટા પર રાખવી પડતી હતી અને તેને અંગે જ કંઇક ઉતાવળે લપ ચાલ ભાર લગેજ જેવું કરવું પડતું હતું અને વળી તેમાં દાદ દેનારાઓએ "વાહ ! વાહ !" કરીને કંઇક વધુ સમય રોક્યો; પણ તે છતાંય મુશાયરો નિયત ક્રમે પુરો થયો અને ધારી અસર ઉપજાવી ગયો.

પણ રેડીયો મુશાયરા કરતાંએ સર કાવસજી હોલનો બીજા દિવસનો મુશાયરો વધુ સફળ થયો. કલમ કિતાબકારના શબ્દોમાં કહીએ તો મુશાયરાની સફળતાનો પુરાવો હૉલની દીવાલો અને ખુરસીઓ આપી રહી હતી. ગુજરાત અને મુંબઇમાં થએલા અગાઉના એકેએક મુશાએરા કરતાં ગુણની દૃષ્ટિએ આ મુશાયરો ઘણો સફળ ગણી શકાય, અને પોતાના કવિઓને સાંભળવા આમ જનતા કેટલી બધી તૈયાર છે તે પણ આવા મુશાયરાથી જાણી શકાય. કલમ કીતાબકારે તો સ્પષ્ટ કહ્યું છે કે "કવિઓને આમ જનતા સમક્ષ રજુ કરવાનું સારામાં સારૂં સાધન આ મુશાયરાઓ છે." સુરતની નર્મદ સભાના મુશાયરામાં હું કહી ગયો હતો તેજ બીના કલમ કિતાબકારે પણ રજુ કરી છે. મુંબઇના અનેક પત્રોએ મુશાયરાની સફળતા સ્વિકારી છે. અને એ સફળતામાં ખાસ હિસ્સો જનાબ 'શાદ', 'વફા', 'બાદરાયણ', 'રૂપ' માતરી, 'સાગિર', 'ઘાયલ', 'આઝાદ અમીન', 'નસીમ', 'નાશાદ', 'નિસાર', 'આસિમ', 'અઝીઝટંકારવી', 'કલીમ', 'મરીઝ' વગેરેનો ગણી શકાય. બાકી 'વફ્શી', 'ખાકી' ને 'બેકાર' તો 'કારવાં'ના સ્ટાફનાજ માણસો રહ્યા તેમણે ત્યાં કેવીક તોપ ફોડી હતી તે કારવાંમાં શી રીતે રજુ કરાય ?

પણ એટલું તો ખરૂંજ કે આવા મુશાયરાઓ દ્વારા ગુજરાતી ભાષા ખૂબ ખેડાઈ રહી છે. પ્રેક્ષકો તો સમજી જ ગયા છે પણ કવિઓય સમજી ગયા હશે કે સારી ગઝલ લખનાર કરતાંય સારી ગઝલ વાંચનાર આવા દંગલોમાં ખૂબ ફાવી જાય છે અને પેલી સાદી કહીતું પુનઃ સ્મરણ થઇ આવે છે કેઃ—"ભાષાને શું વળગે ભૂર ? જે રણમાં જીતે તે શૂર !" વકીલ યુથ લીગની મહેનત અને તેમાંય ખાસ 'આસિમ' બદ્રી'ની દોડાદોડી, પ્રમુખનું સંચાલન, પ્રેક્ષકોની રસ ઝીલવાની તૈયારી અને શાયરોની ખેલ દિલી થી મુશાયરો ખરા શબ્દોમાં મુશાયરા તરીકેજ પાર ઉતર્યો અને ગુજરાતમાં એવ'

આંદોલન જગાવી ગયો કે કઠોરની બઝમે ઈકબાલ પણ પોતાને આંગણે મુશાયરો જમાવવાની તૈયારી કરી રહ્યાનું સંભળાય છે. કદાચ આ સમાચાર સાંભળીને અમદાવાદના એક પોરીણના પેટમાં તેલ રેડાય, અને મુંબઈના એક લેભાગુ લેખકના પેટમાં ચૂંક ચાલે એવો સંભવ ખરો! પણ શું કરીએ યાર? લોકોનેજ મુશાયરાનું ગાંડપણ લાગ્યું છે ને? બાકી કોઈના મુશાયરાથી કોઇને મુંઝારો થઇ આવતો હોય એનો કંઇ ઇલાજ છે?

●

દરેક વાતમાં આજકાલ અમેરિકાનો પહેલો નંબર આવે છે. "ન્યુયોર્કમાં ગુમ થએલાં માણસોની શોધ કરનારી એક ખાસ સરકારી કચેરી છે. ગયા વરસમાં ૭૦ હજાર સ્ત્રીઓએ પોતાના પતિઓ ગુમ થવાની તેમાં ફરિયાદ નોંધાવી હતી; ત્યારે ફક્ત ૧૫ પુરૂષોએ પોતાની પત્નિઓ ગુમ થવાની ફરિયાદ નોંધાવી હતી. "આ ઉપરથી જણાય છે કે હિંદ જેવા ભૂખ્ખડીબારસ દેશમાં બૈરીઓ ઘરમાં બેસી રહી ધણીને ભારે પડે અને સંસ્કૃતમાં સ્ત્રીને ભાર્યા એટલે કે ભારે પડનાર કહી છે તે સાબીત કરે પણ અમેરિકા જેવા સોનું સંઘરનાર દેશમાંય બિચારા માટીડાઓને બૈરીઓથી પીછો છોડાવી ભાગી જવું પડે એ શું બતાવે છે! કે જેમ છૂટાછેડામાં, ચોરી અને લુટફાટમાં અમેરીકાનો નંબર પહેલો છે તેમ પરણેતરને પડતી મુકીને નાસી જવામાં પણ અમેરિકા પાછળ પડે એવું નથીજ! બિચારા પૂર્વવાસીયોજ બૈરાંનું લફરૂં મરતાં સુધી કોટે વળગાડીને ફરતા ફરે છે! સો તમેજ કહોને કે ધાંચીના બળદો અને આપણા પૂર્વના માટીડાઓમાં શું ફેર?

●

ફિલ્મ લાઇનમાંથી સ્ટંટબાજ એકટરોનો યુગ લગભગ આથમી જવા આવ્યો છે; પણ હજુ સ્ટંટબાજ લીડરો અને સ્ટંટબાજ એકટરોનો યુગ આથમ્યો નથી. ડૉ. એમ. એન. રૉયને તો હિંન્દું નાનું બાળક પણ ઓળખીજ ગયું હશે! એમનાં સ્ટંટોને દેશમાં કોઈ પહોંચી શકે એમ નથી. એમને પગલે પગલે ચાલનાર દરેક પ્રાંતમાં છોટા મોટા સ્ટંટ ખેલાડીઓ ભર્યા પડયા છે, તેવા મહાનુભાવોમાં ડૉ. આંબેડકર અને રા. જમનાદાસનું નામ બેધડક મૂકી શકાય. બાકી દિલ્લીવાળા પીર અને એડીટર ખ્વાજા હસન નિઝામી સાહબ પણ એ લાઇનમાં કંઇ ઓછા ઉતરે એવા નથી. હાલમાં એમણે હિંદુ-મુસ્લિમ ઐકયતા માટે ગૌશાળા સ્થાપવાનો વિચાર જાહેર કર્યો છે! એમનાં ભેજાંની નવિનતા માટે બે મત નથી, અને વળી "ઢુંઢને વાલોં કો દુનિયાં ભી નહિ મિલ્તીહે!" તો પછી ખ્વાજાજીને 'ગૌશાળા' નભાવવા થોડાક મહાજનો કેમ ન મળી આવે!" "જહાંમેં જો દેખાતા ઈસ પીરજી કો; બસ જો સૂઝતી હે નઈ સૂઝતી હે!"

●

કલકત્તાના અમૃત બજાર પત્રિકા જેવા જવાબદાર પેપરે જનાબ જિન્નાહને મુસ્લિમ લીગના સાંઢની ઉપમા આપ્યા પછી ઉત્તર હિંદનાં મુસ્લિમ પેપરોએ કૉંગ્રેસની ગાય અને મુસ્લિમ લીગના સાંઢ વિષે ખૂબ ખૂબ લખ્યું; તો પાછાં એ મુસ્લિમ પેપરો સામે હિંદુ પેપરો છંછેડાયાં અને આમ ઉત્તર હિંદના એડીટરોમાં ખૂબ કલમી સાઠમારી ચાલી. આપણા દેશની એ કમનસીબી છે કે માછણો અને વાઘરણોની જેમ એડીટરો પણ લડી શકે છે! શું આમ એકબીજાને ગાળો દેવાથી પોતાની કૌમની સેવા થતી હશે? શું એ એડીટરના થતાઓ ગાળ દેવી અને ગાળ ખાવી એને પણ કોઈ સાહિત્યની કળા સમજી બેઠા હશે? ખુદા સદ્‌બુદ્ધિ આપે અમારા એડીટરોને કે તે આવાં વત જબાડી દેશને વધુ ના ડહોળે!

●

છેલ્લી વસ્તી ગણતરીએ કોમીવાદનો પારો ઠીક ઠીક ઉંચો ચઢાવી દીધો છે. લોકોનું ચાલત તો લાકડાંનાં ઠુંઠાંને પણ માણસ તરીકે જાહેર કરી પોતાની કોમમાં માણસની સંખ્યા વધારી દેત! હિંદમાં માણસની પણ કીંમત અંકાય છે એ છેલ્લી ચુંટણી વખતે જણાયું! દેશના ખુશનસીબે ગણો કે કમનસીબે ગણો પણ વસ્તી સારી વધી ગઈ છે. પુરા આંકડા તો હવે જાહેર થશે, પણ એ તો ખરૂંજ કે યુરોપમાં જેમ ભગવાનની ખેંચાખેંચી ચાલી રહી છે. "ચર્ચીલ કહે છે કે ભગવાન અમારા પક્ષે છે અને હીટલર કહે છે અમને ઇશ્વરના આશિર્વાદ મળ્યા છે" તેમ અહીં ભાષાની ખેંચાખેંચી ચાલી રહી છે! જેમણે સ્વપ્નામાંએ કક્કો ન ઘુંટ્યો હોય એવા અભણ હિંદુ પણ પોતાની માતૃભાષા હિંદી લખાવી રહ્યાનું સંભળાયું છે, ત્યારે બીજી બાજુ મુસલમાનોએ પણ ઉર્દૂનું પુછડું મજબૂત રીતે પકડવુંજ પડેને? આમ હિંદી અને ઉર્દૂની સાઠમારી જામી રહી છે. પરિણામ તો જે ઉતરવાનું હશે તેજ ઉતરશેને? કારણ કે જેમ હિંદી બોલનારા વધશે તેમ ઉર્દૂ બોલનારાય વધશેને! ફક્ત ઘટી જશે ગુજરાતીના બજાર ભાવ! પણ મૂળેય એ બિચારીની કીંમત તો "શું શાં પૈસા ચાર હતીને?" બાકી એટલું તો ખરૂંજ કે એક તરફ વસ્તી વધી છે, બીજી તરફ કરવેરા વધ્યા છે, એટલે બેકારી પણ બમણા વેગથી વધશે એ તો નક્કીજ છેને?

⊙

સેવાનાં બજાર સસ્તાં થતાં જાય છે! જગતમાં જે કંઈ નવું થાય છે તે જાણે સેવાભાવથીજ થાય છે. કોઈ એડીટર નવું પેપર કાઢે છે તો પ્રથમ સેવાનુંજ ઢોલ પીટે છે! કોઈ નવરા માણસને કામધંધો મળતો નથી ત્યારે આડુંઅવળું જોયા વિના સીધો પ્લેટફોર્મ પર ચઢીને લીડર બની બેસે છે તે પણ સેવાનુંજ ઢોલ પીટે છે! ડોક્ટરો દરદી પાસેથી કકડાવીને ફી લે છે છતાં સાથે સેવાની ડિંસાધારી છોડતા નથી! વકીલો ઘોળા દા'ડે કોરટમાં અસીલોને લુંટી મારે છે, છતાં કોઇ પૂછે તો એમાંય પોતાનો સેવાભાવ આગળ કરે છે! પંતુજી પગાર લઇને વિદ્યાર્થીઓને ભણાવે છે છતાં સેવાનું તૂત આગળ કરે છે! આમ કોઇ કોમની સેવાના દાવા કરે છે તો કોઇ દેશની સેવાના દાવા કરે છે! બિચારી સેવાની રેવડી દાણાદાણ થતી જોઇને હવે તો સેવા પણ મનમાં શરમાતી હશે! અને તેમાંએ ખાસ આરામ ખુરસીમાં પડ્યાં પડ્યાં દેશસેવાની બાંગ મારનાર લીબરલો અને મોટરમાં બેસીને સેવા કરનાર રોટરીયનોને પણ સેવાનો ઉભરો ઠાલવતા જોવામાં આવે છે; ત્યારે તો ખુદ સેવા પણ શરમાઇ જઇને ઓઢણીમાં મોઢું છુપાવતી હશે! કોણ જાણે સેવાના મેવા તે કેવાક ગળ્યા હશે કે તેને માટે દરેકના મોઢામાં પાણી છૂટે છે! જુહેવો લાડવા ખાતાં જ્ઞાતિની સેવા કરે છે એમ જાહેર કરે છે! એજ પ્રકારની સેવા મોટેરાઓ દેશની કરી રહ્યા છે એમ શું તમને લાગતું નથી?

⊙

અંતે પોલું જોઇને પેસી ગયા. પણ કોણ? શું કોઈ ડોરકીપરને સલામ કરીને સિનેમામાં પેસી ગયા? કે દાણચોરી કરીને કોઈ બીજા દેશમાં પેસી ગયા? કે વગર ટીકીટે ટી. સી. ની નજર ચૂકવી સ્ટેશનમાં પેસી ગયા? કે સત્યાગ્રહ કર્યા વગર જેલમાં પેસી ગયા? ના એ બધામાં નહિ, ફક્ત ધામધૂમ કરીને જર્મનો બલ્ગેરીયામાં પેસી ગયા! અહીંસક રીતે, રેંટીયો ફેરવ્યા વગર, કે લોહીનું ટીપું રેડ્યા વગર પેસી ગયા! પોલું જોઇને પેસવાનું ખાંધો હીટલર ચૂકે એમ નથીજ! નબળા પાડોશીને ફલાવી, પટાવી અને છેવટે હજમાવીને ખાલી કરી જાય છે; પણ હવેજ લોઢાના ચણા ચાવવાના છેને? જમીન પરતો ફાવે તેમ કર્યું અને ગમે ત્યાં ચર્યું પણ દરિયામાંજ એને છેવટનો હિસાબ કિતાબ ચૂકવવાનો છે ને બબ્બે હજાર માઇલ જમીન એક બે અઠવાડિયામાં ઓહિયાં કરનાર હિટલરથી હજુ ૨૦ માઇલની ઇંગ્લીશ ચેનલ ઓળંગાતી નથી! દરિયો તરી જનાર ખાબોચીયામાં ડૂબી મરે એ સમો આવ્યો છે!

⊙

# ❀ સાભાર સ્વીકાર ❀

**સૂનું ગામડું**:-જાણીતા આંગ્લ કવિ ગોલ્ડસ્મીથની "ડઝર્ટેડ વીલેજ" નો ગુજરાતી સમશ્લોકી અનુવાદ. અનુવાદકઃ-ડૉ૦ એમ. એ. સુરૈયા. ડૉ૦ સાહેબના આગલા પુસ્તક "જતિ"ની સાઇઝમાં અને તેવાજ અપ-ટુ-ડેઇટ ગેટઅપ કવર સાથનું આ નાનકડું પુસ્તક છે. કીંમત રૂા. ૨) મેળવવાનું સ્થાન એન. એમ. ત્રિપાઠીની કું. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૨. સાહિત્ય-પ્રેમ અને તેની સેવામાં આ વયોવૃદ્ધ ડૉકટર પોતાનો હિસ્સો આપતાજ રહે છે. એક પાનામાં અંગ્રેજી કાવ્ય અને તેની સામેનાજ પૃષ્ઠ ઉપર તેનોજ સવૈયા એકત્રીસા છંદમાં સમશ્લોકી અનુવાદ વાંચકોને કાવ્ય રસમાં તરબોળ કરે છે. બ. ક. ઠાકોર, શ્રીમતી સરોજની મહેતા, શ્રીમતી હંસા મહેતા વી૦ના ઉચ્ચ અભિપ્રાયો સાથના આ નાનકડા પુસ્તક માટે કશુંયે વધારે અમારે લખવાનું રહેતું નથી. અમારે માટે તો ફક્ત એટલુંજ લખવાનું બાકી રહ્યું કે એક પણ જાહેર અથવા ખાનગી લાઇબ્રેરી આ પુસ્તક વિનાની ન રહે. એટલીજ તમન્ના અસ્થાને તો નથીજ.

"ઈસ્માઇલ"

**જામનગરની ખત્રી મેહફિલે ઇસ્લામનો** ઈ. સ. ૧૯૪૦નો હિસાબ તથા રિપોર્ટ. નવમા વર્ષનો નવમો રિપોર્ટ જુદા જુદા ફંડોના આવક-જાવક ફંડની વીગતો પૂરી પાડે છે. મેહફિલના સંચાલકોની કોશિશ હજીયે વધુ વૃદ્ધિ પામે એમ ઇચ્છીએ છીએ.

**ચાંદનીએ ઇસ્લામઃ** તંત્રી-નૂરુન્નિસા શરીફ, પ્રકાશક-જી. એ શરીફ ૧૧-૬ ટરનરરોડ વાંદરા મુંબઇ નં. ૨૦-સદરહુ અઠવાડિકના છેલ્લા ચાર-પાંચ અંકો વાંચ્યા. સ્ત્રીઓને ઉપયોગી વાચન હોઈ, ખાસ કરીને વધુ ભાગે સ્ત્રી લેખિકાઓના સહકારથી પ્રગટ થતું હોઇ, સ્ત્રી જગતના પ્રશ્નો મોટા ભાગે ઉપાડી લેતું હોઇ ઉત્તેજનને પાત્ર છે. ખાસ ખોજા કુટુંબોને વધુ ઉપયોગી છે વાર્ષિક લવાજમ રૂા. ૨)

**ધી અંજુમને ઇત્તેહાદે તરક્કીઃ** ટંકારીઆની આ જોશીલા જુવાનોની અંજુમનનો ચોથો વાર્ષિક રિપોર્ટ અભિપ્રાય અર્થે મળ્યો: અંજુમનની પ્રવૃત્તિ ખાસ અગત્યનાં કાર્યોમાં હોઇ નામની નહિ પણ ખરા અર્થમાં કામની સંસ્થા સાબીત થઈ છે. ઉત્સાહ અને ખંતથીજ આવી સંસ્થાનું કાર્ય દીપે છે. અમને નોંધ લેતાં આનંદ થાય છે કે નાના પાયા પર સુંદર કાર્ય આ અંજુમન કરી રહી છે તે માટે કેપ્ટન જેવા પીઢ કાર્યકરો અભિનંદનને પાત્ર છે.

**અંજુમને ઇમદાદુલ ઇસ્લામઃ** કુતીયાણાની આ સેવાભાવી સંસ્થાની દેખરેખ નીચે ચાલતી ઝનાના હૉસ્પીટલ, મુસ્લિમ ગર્લ્સ સ્કૂલ, અને મુસ્લિમ યતીમખાનાનો હિ. સ. ૧૩૫૯નો રિપોર્ટ વાંચ્યો. અંજુમનની ત્રણે પ્રવૃત્તિઓ એકી સાથે ઉપયોગી અને અનિવાર્ય હોઇ ઉત્તેજનને પાત્ર છે.

**"જમાલુદ્દીન અફઘાની"** અનુવાદકઃ 'નૂર' પ્રકાશકઃ બઝમે ઇકબાલ ગ્રંથમાળા કઠોર (વાયા સાયણ) કીં. ૦-૫-૦ ઇસ્લામી નવસર્જનનો આરંભ કરનાર, વિચાર અને આચારમાં ખરી ઇસ્લામી ક્રાંતિનું જોમ પ્રગટાવનાર, ખ્રિસ્તીઓના લ્યુથરની જેમ મુસ્લિમોમાં કોઇ અનેરું નવું ઘડતર સર્જનાર, જમાલુદ્દીન અફઘાનીના આ નાનકડા પુસ્તકને દરેકે દરેક મુસલમાને વાંચ્યેજ છુટકો છે. વિષયની સંગીનતા સાથે અનુવાદની કળા પણ સોળે કળાએ ખીલી છે. ઇકબાલી આદર્શોને પોષતી બઝમે ઇકબાલ આ પુસ્તક દ્વારા પોતાના આદર્શમાં સારી પ્રગતિ કરી શકી છે. પણ જેટલું પુસ્તકની શૈલીમાં જોમ છે તેટલી ભાષામાં સરળતા નથી. આ જાતનું સાહિત્ય આમ મુસલમાનો માટે પ્રગટ થાય છે કે ફક્ત અમુક એડીટરો અને લેખકો માટેજ પ્રગટ થાય છે? એ પુસ્તકની ભાષા જોતાં સમજાતું નથી! ગ્રંથમાળાનું લેખન ઘણું સરળ હોવું જોઇએ.

પહોંચશે. પણ જ્યારે પ્લેટફોર્મ પર પગ મૂકયો ત્યારે કુલીઓ પણ એમનું ઉતરેલું મોઢું જોવાને ઉભા રહેતા ન હતા! બગવાએલા બાવરા જેવા તેઓ આમતેમ આંટાફેર મારતા હતા. તેવામાં પોલીસે તેમને પકડયા. મૂળ ગુજરાતીભાઇ એટલે જીભ તો ચાલતીજ હતી. પણ પગ સ્થિર રહેવા મુશ્કેલ હતા. એ તો સારૂં થયું કે સામેથી શ્રી શેખચલ્લીની સ્વારી આવતી દેખાઇ. અને જીવમાં જીવ આવ્યો. અરટમ પરટમ સમજાવી પોલીસથી છુટકારાનો દમ ખેંચ્યો અને બહાર નીકળ્યા. હજી ઘોડા-ગાડી વાળાઓની ફોજમાંથી પસાર પણ નહોતા થયા કે, જુની પેટી પકડીને ઉભેલા ભાઇ માતરી દેખાયા. "ઓહ. તમારૂં ભલું થાય તમે પણ આટવાવ છો કે" અડવાજી બોલ્યા. ભાઇ 'માતરી'એ જવાબ આપવાને બદલે પોતાની પેટી અડવાજીને માથે મૂકી અને એ સરઘસ ચાલ્યું બાજુની હોટલમાં. હોટલમાં થોડો ટાઇમ બેસવાનું ભાડું આપ્યું, એટલે કે ચાહ પીધી. અને 'ઉડતી રાણી'ના ઇન્તેજારમાં વળી પાછા સ્ટેશન પરના બાંકડા પર જઇને ચોંટયા. ગાડી આવવાનો ટાઇમ થયો ત્યારે આ તરફથી શયદા, તથા આસિમ બદરી આણી કું. આવી પહોંચી. અને ગાડી આવતાં 'ઝાર', 'બેકાર', 'વહશી', 'સાબિર', 'ખાકી', 'શત્તારશાહ' આવી લાગ્યા. વાતો અને મુલાકાતો થઇ. ઉતારે પહોંચ્યા. અડવાજી તો મુંબઇ જોવા નીકળી પડયા તે સાંજે પાછા આવ્યા. રાત્રે સૌ રેડીયો સ્ટેશને પહોંચ્યા અને ત્યાં મુશાયરો જમાવ્યો. મેં તો ધાર્યું હતું કે અડવાજીનું ટટ્ટુ અહીં રેડીઓ હાઉસમાં ચાલવું મુશ્કેલ છે. પણ જ્યારે બ્રોડકાસ્ટ શરૂ થયો ત્યારે વાજીંત્રોની પેટી પર ટાંગપર ટાંગ ચડાવી એ શ્રીમાન ત્યાં બેઠેલાજ હતા!

બીજે દિવસે કાવસજી હૉલમાં પણ અડવાજી તો મી. મસ્તફકીરની બાજુમાં જઇ ઝડયા હતા. અને ખુરસીમાંથી ઉછળી ઉછળીને દાદ દેતા હતા. પણ એમની દાદ કોઇ લેતું ન હોવાથી શ્રી. શેખચલ્લીએ એમને પંપાળીને ગુસ્સે થતા અટકાવ્યા હતા. આમ છતાં પણ માંડુરીની ઢોલક વગાડનારા શ્રી. કોઇકે પોતાની કૃતિ રજુ કરી ત્યારે અડવાજીએ મને બે ચાર ટેસો મારીને કહ્યું કે "આના કરતાં તો હું પેરે સારી ગઝલ લખી શકું છું!" અમે અહીંઆં અમુક તમુક ભાઇના નામો રજુ કરીને કોઇને અન્યાય કરવા માંગતા નથીઃ છતાં ભાઇ 'બેકાર' અને શ્રી. શેખચલ્લીની હાસ્યરસની છોળો ઉડયા પછી પેલા જ્યોતિન્દ્ર હવે કંઇ ખુરસીમાં દેખાતા ન હતા! એમ પણ તેઓ મોટી ખુરસીમાં બેસે તો દેખાય નહિ એવા હાડના છે! અમારા અડવાજી તો એમ પણ કહેતા હતા કે પેલી "ચંપલવાળી" ગઝલ એમનીજ હોવી જોઇએ જો એમજ હોય તો એમની ગઝલમાં 'રંમુજનો "રસ" ન હતો. અને તેથીજ તો તેઓ બીજા પાસે બોલવાનું કહીને ગયા હોવા જોઇએ ? શ્રી. સ્નેહરશ્મિની ગઝલ ચાંદામામાએ ગાઇ છતાં તેઓએ ખીચડીને બિર્યાની બનાવી શકયા નહિ. આવે ટાણે આવ્યા હોત તો અમારા મિત્ર પત્તીલ અને થઇ જાત એમની એકાદ ગઝલ. તો એમને જણાત કે માસિકોના પાનાં બગાડવાં સહેલાં છે ત્યાં અનિષ્ટ વાતાવરણને લીધે ફ્લાપ પણ જવાય છે, પણ આ કાવ્યના દંગલમાં તો 'જીતે તેજ શૂર" છે.

એ સૌ ભાઇઓમાં સારી ગઝલ, લખનાર જોયા અમે શ્રી. બાદરાયણ અમારૂં ક્ષેત્રફળ ધરાવતી દેહવાળા એ ભાઇ ચીવટથી લખશે તો પોતાનું સ્થાન જમાવશે એવી અમને ખાતરી છે. આ મુશાયરામાં મધુર છતાં કડવું કંઇ લાગ્યું હોય તો તે શ્રી પ્રદીપજીનું અધવચમાં ફીકી ગીતો લલકારવું. પ્રદીપજીના ગીતોનો વિરોધ કરીએ એટલા નાદાન અમે નથી. છતાં 'શું થાં' ના વાજામાં 'અમે તબેનો' સૂર અસ્થાને હતો!

હિંદી ભાષા ગુજરાતી કરતાં એમ પણ રૂઆબ વાળી છે અને તે એક કાબિલ કવિના મુખેથી કાવ્યરૂપે કોઇ અનેરી ઢબથી રજુ થાય ત્યારે બિચારી ગુજરાતીને માથું ખંજવાળવાનું થઇ જાય છે! જો એમજ હોત તો ઉર્દૂનો એક શાઇર ઉભો થઇ જાત તો પ્રદીપજીની હિન્દી કવિતા આઘુ ઓઢી લેત! બાકી અમારા અકવાજી તો એમ પણ કહેતા હતા કે "ચલ ચલરે નવજવાન" ના યોજક શ્રી પ્રદીપ જેવું આપણા જવાનો ચાલતાં શીખે તો...બસ જાને દો ઇસ બાનકુ"

મુશાયરો થઇ રહ્યા પછી હૉટલમાં ચાહ પીવા ગયા ત્યાં એક ખાદીની ટોપી બોલી કે પ્રદીપના ગીતોથી મ્હને ઘણી અસર થઇ. એના જવાબમાં અમે કંઇ બોલીએ તે પહેલાં તો અકવાજી બોલીજ પડ્યા કે "એમને તો બોમ્બે ટાકીઝ મોટો પગાર આપે છે ત્યારે આ અમારા શેખચલ્લી તો ઘરના રોટીઆં ખરચીને અહીં ગંપ્પ બોલવા આવ્યા છે" એ સાંભળી પેલી ધોળી ટોપી તો ઉભીજ ન રહી! બાકી પાછળથી સાંભળવામાં તો એમ આવ્યું કે જેમના ગીતો પર જનતા મુગ્ધ બની હતી શ્રી કવિ પ્રદીપને ઘેર પહોંચવાનું વાહન મળતું ન હતું! આવીજ બીજી એક કડવી મીઠી પણ નોંધવા જેવી છે કાવસજી હૉલમાં શ્રી શેખચલ્લીના કાવ્યોથી સભામાં એટલી તો હસાહસ અને વાહવાહ ફેલાઇ હતી કે ન પુછો વાત! પણ બીજેજ દિવસે જ્યારે તેઓ શ્રી મુંબઇના બજારમાં રખડતા હતા ત્યારે ભિખારીઓ સિવાય કોઇએ એમને મુલાકાતનું માન આપ્યું ન હતું અને એ બિરાદરો પણ તેમની પાસે રોટીઆં માંગતા હતા મતલબ કે રોડ પર નિરાંતે કોઇ ઉભું રહેવા પણ નહોતું દેતું. આથી અકળાઇને શેખચલ્લીને તરત ઘરની ટીકીટ કપાવવી પડી હતી આ વિષે વધુ ખાતરી કરવી હોય તો પૂછો ભાઈ માતરીને યા બદરીને. પાછળથી સાંભળવામાં આવ્યું કે પ્રેક્ષકો તો આનંદથી તરબોળ થઇને સુખેથી સુઇ ગયા હતા ત્યારે એમને આનંદમાં તરબોળ કરનાર કેટલાક શાઇરોને મુંબઇના રોડ પર પગપાળા લેફ્રાઇટ કરતાં ઉતારે જવું પડ્યું હતું. ચાલો ગમે તેમ થયું પણ પ્રેક્ષકોનો અને પત્રકારોનો ઉજાગરો વસૂલ થયો અને વહોરા યુથ લીગની મહેનત અને પૈસા વસૂલ થયા તથા શાઇરોની દાદની ખંડણી વસૂલ થઈ! "યાર જિન્દા સે હ. બતે બિસ્યાર બાકી"




સવાલ–શું ફરમાવે છે દીનના આલિમો આ મસાઇલમાં કે કોઇ શખ્શ કોઇ નબી કે વલીના નામની નઝર માને યા કોઇ નબી કે વલીના નામનો ખત્મ પઢવો જેમકે શેખ અબ્દુલ કાદિર જીલાની રહે.નો અથવા ખત્મે ખ્વાજગાં વિગેરે અથવા કોઈ નબી કે વલીનો ઉર્સ કરવામાં આવે યા મજકુરમાંથી કોઇને મુસીબતના વખતમાં પોકારવામાં આવે જેમકે "યા હઝરત પીર દસ્તગીર પીરાન મોહીયુદ્દીન મુશ્કિલ કોશા બે ઇઝનીલ્લાહે બીલ ખૈર યા અલ મદદ" અથવા યા શેખ અબ્દુલ કાદિર શયઅન લિલ્લાહ વિગેરે અથવા કોઇ પીરનો બતાવેલો શજરો યા કસીદહ ગૌસિયહનો વીર્દ કરવામાં આવે અથવા અગ્યારમી દેવી અથવા કોઇ શખ્શ મરી જાય તો તેની કબર ખોદવામાં આવે ત્યાર પછી કબરમાં ઉતરી કબરના ચારે ખુણામાં અઝાન અને તકબીર આપવી અને મૈયતને દફન કરવા બાદ કબર પર ઉભા રહી તલ્કીન આપવી અને નમાઝે જનાઝહ પછી તુરત દુઆ કરવી અને ત્યાર પછી એક હલકો બાંધી કુર્આન શરીફનું ફેરવવું અને એમ કહેવું કે જે આ મૈયતના ફરાએઝ અને વાજેબાત અને મનઝૂરાત કઝા થયા છે તેના ફિદયહમાં અમો આ કુર્આન શરીફને આપીયે છીએ. ફિદયાની અમારામાં તાકાત નથી માટે અમો એક અઝી-મુશ્શાન ચીઝને ફીદયામાં આપીએ છીએ કે જેથી આ મૈયતના ગુન્હા માફ થઇ જાય. અને કુર્આન મજીદના ફેરવાવા બાદ કંઇ પૈસા યા કોઇ બીજી ચીઝ દેવું અને મુર્દહને દફન કરવા બાદ ખૈરાત કરવી એટલે લોકોને ખાવું ખવડાવવું અને એમ સમજવું કે હું અગર ખેરાત ન કરું તો લોકો મારે માટે વાતો કરશે કે મુર્દહ પાછળ કંઇ ખર્ચ ન કર્યું અથવા ખર્ચ ન કરીશ તો બીજા મોકા પર કોઇ વેળા મૈયતમાં અમારે ત્યાં લોકો આવશે નહિ યા એમ સમજવું કે જો હું આજે ખેરાત ન કરીશ તો બીજે કોઇ દીવસે મારી ખેરાત કબૂલ થાય કે ન થાય, અને આજની ખેરાત વધારે અફઝલ હોય અથવા કોઈ જગ્યા નક્કી ઠેરવી લેવી કે એજ જગ્યાપર સદકો ખેરાત કરવી ફઝીલત રાખે છે આ વિષયના કામો કરવા કેમ છે ? અને એવા સદકા તથા નઝરોને ખાવું દુરસ્ત છે કે કેમ !

જવાબ (૧) પુછેલી સુરતમાં માલુમ થાય કે ખુદાપાક સિવાય કોઈ નબી કે વલીના નામની નઝર માનવી દુરસ્ત નથી, (આલમ-ગીરી, ફતાવા અઝીઝીયહ.)

(૨) કોઇ બુઝુર્ગ અથવા કોઇપણ મુસલ-માન મૈયતના ઇસાલે સવાબ માટે તારીખ કે દીવસ મુકર્રર કર્યા વિના તેમજ પૈસાની ઉજરત અને રસમ રિવાજની પાબંદી વિના

કુઆનિ મજીદ, તસ્બીહ, તહલીલ. વીગેરેનો ખાતમ કરવો દુરસ્ત છે તેમજ ખતમે ખાજગાં વીગેરે કે જેમાં શરીઅતની રૂએ કોઇ ખરાબી લાગુ પડતી ન હોય તો દુરસ્ત છે. (દુર્રે મુખ્તાર, ઇમદાદુલ ફતાવા) (૩) કોઈ નબી અથવા વલીનો ઉર્સ કરવો જાએઝ નથી આજ કાલ બુઝુર્ગોના મઝારોપર જે ઉર્સો કરવામાં આવે છે તેમાં શરીઅત વિરૂદ્ધ ઘણા કામો થાય છે અને શિર્ક તથા હરામ કામો કરવામાં આવે છે તેમજ બિદઅતો પણ કરવામાં આવે છે માટે ઉર્સ કરવો અને તેમાં શામિલ થવું તથા કોઇપણ જાતની મદદ કરવી હરામ અને નાજાએઝ છે. હદીસ શરીફમાં આવ્યું છે કે હઝરત રસુલે ખુદા સલ૦ એ ફરમાવ્યું કે યા અલ્લાહ મારી કબ્રને ઈદ ન બનાવીશ કે જેની લોકો ઇબાદત કરે. એક બીજી હદીસમાં છે કે આપે (સલ૦) ફરમાવ્યું કે યા અલ્લાહ મારી કબ્રને ઇદ બનાવીશ નહિ, (તફસીરે મઝહરી. મજલેસુલ અબ્રાર) (૪) મુસીબત અને તકલીફના વખતે કોઇ નબી કે પીરને મદદના તોરપર પોકારવું અને તેમને મુશ્કિલ કુશા સમજવું અને તેઓ અમારા પોકારને સાંભળે છે એવો અકીદો રાખવો અને યા શેખ અબ્દુલ કાદિર શયઅન લિલ્લાહ યા પીર દસ્તગીર મુશકેલ કુશાના નઅરા લગાવવા, આ બધી વાતો શરીઅતની રૂએ દુરસ્ત નથી, હા, બુઝુર્ગાનેદીન અને ઔલિયા અલ્લાહના તુફેલ તથા વસીલહથી અલ્લાહ પાકના દરબારમાં દુઆ કરવી દુરસ્ત છે, (દુર્રે મુખ્તાર, ઇમદાદુલ ફતાવા)

(૫) પીરના બનાવેલા શજરા અથવા કસીદા મેહફિલમાં અકીદા અથવા ઇબાદતની રૂએ કોઇ વાત શરીઅત વિરૂદ્ધ મૌજૂદ ન હોય તો તેનો વિર્દ કરવો જાએઝ છે.

(૬) અગીયારવી કરવી કે અગીયારવી આપવી એની શરીઅતની રૂએ કંઇ સાબેતી નથી. (૭) કબરના ચારે ખુણાઓમાં બાંગ આપવી અને તકબીર કહેવી એની કંઇપણ સાબેતી નથી. તેમજ મુરદાને દફન કરવા બાદ કબર પર તલકીન કરવાને જરૂરી સમજવું યા નમાઝે જનાઝા પછી તુરત દુઆ કરવી અને તે પછી ચોમેરે હલકો કરી કુઆર્ન શરીફ ફેરવવું અને એમ કહેવું કે જે ફરઝ વાજિબ વિગેરે આ મૈયતના કઝા થયા છે તેના ફિદયામાં અમો આ કુઆર્ન શરીફ અ પીએ છીએ વિગેરે વિગેરે જે બાબતો સવાલમાં દર્શાવેલી છે તેનો પાક શરીઅતમાં સબુત નથી. એ તો એક તરેહનો રસમ અને રિવાજ થઇ પડેલો છે. કબરના અંદર અથવા કબરના બહાર મુરદાને દફન કર્યા પહેલાં યા બાદ અઝાન કે તકબીર કહેવી બિદઅત છે. મૈયતને દફન કર્યા પછી સુરએ બકરની શરૂઅતની આયતો મુફલેહુન તક મૈયતના સરાને અને 'આમનર્રસુલો' ખતમ સુધી મૈયતના પગની બાજુએ પઢવું અને મૈયત માટે દુઆએ મગફેરત કરવી સાબેત બલ્કે ઘણુંજ સારૂં સવાબનું કામ છે. જનાઝહની નમાઝ મૈયતના હકમાં દુઆ છે માટે નમાઝ બાદ પાછી રિવાજી દુઆ કરવી ન જોઇએ. તેમજ કુઆર્ન શરીફનું ફેરવવું અને તેને ફિદયહ સમજવો મ્હોટી જિહાલત છે અને એમાં કુઆર્ન પાકની સખત બેઅદબી થાય છે. ફિદયહનો જે તરીકો ફિકહની મ્હોટી મ્હોટી માતબર કિતાબોમાં લખવામાં આવ્યો છે તે મુજબ અમલ કરે અને આજ કાલના ખોટા રિવાજ પ્રમાણે જે હીલો કરવામાં આવે છે તે બીલકુલ ખોટો જોઇએ. (દુર્રે મુખ્તાર, દુર્રૂલબહિયહ તહતાવી) .

(૮) કોઇપણ પ્રકારના રસમ રિવાજની પાબંદી વિના ઇસાલે સવાબ કરવું. રોકડ રકમ

ખેરાત કરવી કે ગરીબો, મીસ્કીટનોને ખવાડવુ કે કપડાં આપવા બિલકુલ દુરસ્ત બલ્કે ઘણુંજ ઉમદહ કામ છે પણ રિયાકારી કે દેખાડવાની નિય્યત ન હોય, કોઇની પણ મલામત વીના પોતાની મકદુર અને હેસીયત માફક જે દીવસે અને જે રાઇએ બની શકે પોતાના મૈયત માટે ખુલુસ નિય્યતથી ઇસાલે સવાબ માટે ખેરાત વિગેરે કરવું ઘણું અફઝલ અને સવાબનું કારણ છે ખુદાપાક ઝરૂર કબૂલ ફરમાવશે.

(૯) સદકહ ખૈરાત માટે કોઇ જગ્યા ખાસ નક્કી ઠેરવવી જરૂરી નથી. જે જગ્યા કે જે કામમાં શરીઅતની રૂએ ખર્ચ કરવું જરૂરી હોય તેવા સારા કામોમાં ખેરાત કરવી, નાણા આપવા મ્હોટા સવાબનું કામ છે.

સવાલ—કપડા ઉપર કોઇ જાતની નાપાકી લાગી હોય તો બધા કપડાને ધોવું કે તેટલી જગ્યાને ધોવું. એથી આખું કપડું સાફ થઇ જશે ?

જવાબ—કપડાપર જેટલી જગ્યામાં નજાસત લાગી છે તેટલીજ જગ્યા ધોવાથી કપડું પાક નજાસત લાગી છે તેટલીજ જગ્યા ધોવાથી થઇ જશે બધા કપડાંને ધોવુ જરૂરી નથી.

સવાલ—એક માણસ ઘણી જગ્યાએ રહેલો છે, ઘણા લોકો તેને ઓળખે પણ છે એક વલી અલ્લાહની દરગાહ ઉપર વઝીફો પડતો હતો ત્યાંથી ઉઠાડવામાં આવ્યો પછી તે બીજી જગ્યાએ ગયો કે ત્યાં એક મશહુર વલીની દરગાહ છે ત્યાંના મુજાવીર પાસે ત્યાં રહેવાની રજા માંગી ત્યાં રહી વઝીફો પઢવા બેઠો. બાદ ત્યાંનો મુજાવીર થોડા દીવસો માટે બહારગામ ગયો, એ અરસામાં સાંભળવા પ્રમાણે જાહેર થયું કે ફરીથી સદરહુ વલી દુનીયામાં પધાર્યા છે ત્યાંના ઘણા લોકો પણ કહે છે કે એજ વલી છે કારણ કે ગુજરી ગએલા વલીને પણ ગાલ ઉપર એક મસો હતો અને એમને પણ છે (ઉમરમાં ફરક હોય કે નથી તે તો ખુદા જાણે) અને પોતે પણ એજ મનાવે છે કે હું એજ બુઝુર્ગ છું, એમ ઘણાના મોઢે સાંભળવામાં આવ્યું છે.

આ સર્વે બીના ઇસ્લામ ધર્મ વીરૂદ્ધ છે. ઇસ્લામમાં બીજો જન્મ નથી. કયામત સિવાય કબરમાંથી કોઇ નીકળી શકતું નથી માટે સર્વ ખુલાસો કરવા મહેરબાની કરશો.

જવાબ—એ માણસ તદ્દન જુઠો અને ધોકેબાઝ છે એના ધોકા અને અકીદાથી મુસલમાનોએ બચવું ઝરૂરી છે. તેમજ સીધાસાદા અભણ મુસલમાન ભાઇઓને એના ધોકાથી બચાવવા એ ઘણા સવાબનું કામ છે. અને તેના આ ઉત્પન્ન કરેલા ધોકાને મટાડવું જોઇએ. ઇસ્લામમાં એ મ્હોટો ફિત્નો છે.

## ● સાહિત્યકારોના અભિપ્રાય ○

કવિશ્રી ખબરદાર—

"ચિનગારી" હું વાંચી ગયો છું; ને તેમાંથી ઘણે ઠેકાણે મેં આનંદ મેળવ્યો છે. તમારા હૃદયમાં કવિત્વનો ઝરો ફૂટેલો છે, અને તમારી આંખની કીકીમાંનાં કિરણોમાંથી જે ચિનગારીઓ ઉડી છે, તે ઘડીભર દારૂખાનામાંથી ઉડીને આકાશે ચઢેલું બાણ (Rocket) ને તેમાંથી રંગબેરંગી તારા ઝગી રહે, તેવી લાગે છે. તમારી ગદ્યાવલિઓમાં ઓસનાં તાજાં બિંદુ છે ને તેમાંથી સૂર્યકિરણોના પ્રતિચમકારા થાય છે.

જનાબ મુનાદી સાહબ—

"ચિનગારી" સ્પષ્ટ રીતે અગમચેતી આપે છે કે ગુજરાતમાં એક નવો મુસ્લિમ કવિ જન્મી ચુકયો છે અને પોતાના ભાવિ સંદેશોને જલ્દી જલ્દી ઘડતર આપી રહ્યો છે.

શ્રી સુન્દરમ—

ચિનગારીમાંની ઘણી કંડિકાઓમાંથી સારા મુક્તકો સર્જી શકાય તેમ છે.

શ્રી ચાંપશી વિ૦ ઉદ્દેશી—

ચિનગારી મને ગમે છે. તેમાં Original ideas હોય છે એ માટે.

Mr. P. R. Kalkini

I have looked into some of the short pieces and read them with pleasure.



## ○ પત્રકારોના અભિપ્રાય ●

પ્રેમલ મુસ્લિમ—

દુનિયાના અસીમ પટ ઉપર ઉભરાતી માનવતા વચ્ચે ઉભેલો લેખક એક માનવની હૃદય-વીણાને ઝાલી બેઠો છે અને એ વીણાનો એકેક તાર હળવે હળવે બજાવી રહ્યો છે, અને એ બાજતા વાજીંત્રમાંથી સૂરો નિકળે છે. કાવ્યમાં રૂદન છે હોઠમાં દર્દ છે, પ્રેમમાં દર્પ છે. અને લેખક પોતે પણ માનવ જીવનના ઉંચા ગુંબજો સાથે અથડાતા માનવ હૃદયના એ સનાતન મહાગીતના સ્વરો સાથે તાલ મિલાવતો માનવતા સાથે ભળી જાય છે.

ઈસમાઈલી—

જાણે દરેકના જીવનનું કાવ્ય ગાતા હોય, તેવાં સુંદર ગદ્ય કાવ્યો સર્જ્યાં છે. જીવનનાં પાનાં પછી પાનાં ઉકેલતાં હોય તેમ એક એક કાવ્ય નવી ભાવના. નવા વિચારો, નવું ચિન્તન ઉપજાવે છે.

ઈન્સાફ (દૈનિક)—

લીટીએ લીટીમાંથી પ્રેરણાના પ્રાણ સ્ફુરે છે, ગુર્જરગિરાને ઓપાવતી અને સમૃદ્ધ બનાવતી શૈલીમાં મુસ્લિમ લેખક ભાઈ "તુરાબે" ગુજરાતને એક સુંદર કિતાબ અર્પી છે.

ગુણસુંદરી—(વજેશ હ૦ શુકલ)—

કાવ્ય સાહિત્યમાં શોભતી ભાવનાઓને ગદ્યમાં રજુ કરતી શ્રી તુરાબની 'ચિનગારી'માંની કેટલીક ભાવના સાચેજ મનોરમ છે. એમાંથી ઘણા વિચારો મૌલિક છે અને એની રજુઆત પણ મઝાની રીતે થઇ છે.

Modern Review (K. M. J.)-

Chinpari really verifies whatever it touches.

# શું લખું...??

લેખક : રશ્મ દ્રષ્ટા

## [એક ગૂઢ સમશ્યા]

"આજે તો કંઇ નવુંજ લખો !"

"હું હમેશ નવુંજ લખતો હોઉં છું. વાસી કદી કદી ઉકાળતો નથી...સમજ્યા" મેં જરા રોષમાં કહ્યું.

"અરે મ્હારો કહેવાનો મકસદ સમજ્યાજ નહિ. હું કહું છું કે આજના નવા યુગને અનુલક્ષી નવી રોશનીના યુવાનોને ગમી જાય એવું કંઇ લખો !"

"એવું...શું લખું ? એમને શુ ગમે છે ?" એ હું કેમ જાણું ?"

"નવી ભાવના, નવા વિચાર, અને આજના યુગ સામે નવી વિચાર શ્રેણી રજુ કરો, ચર્ચાસ્પદ બને એવી ઘેરી સમસ્યા ઉભી કરો, જગતની સામે નૂતન દ્રષ્ટિનો પ્રકાશ વેરો !"

"બહુ સારૂં પ્રેરણા દેવાને રિઝવું છું !" આટલું કહી તંત્રીરાજના ફરમાનને શીરોમાન્ય કરી હું નવી ભાવના, કે નવા વિચાર લખવા તૈયાર થયો.

સુતેલી પ્રેરણાને જાગૃત કરવા સીગારેટ ચેતાવી. સાહિત્યકારોની સીગારેટ તો પ્રેરણાજ છે. કેટલાએ સાહિત્યકારો એના સહકારે કલ્પનાના કેટલાએ રંગીન પ્રદેશો પર ઉડ્ડયન કરી લે છે. હું પણ એક લાંબો દમ ખેંચી ક્ષણ જીવી ધુંવાઓને જોતો, કલ્પનાને આવ્હાન દેતો ટેબલ પર એક હાથ રાખી લમણે આંગળી મુકી વિચાર મગ્ન થયો.

"નવી રોશનીના યુવાનોને ગમી જાય એવું શું લખું ? એમની સામે કઈ નૂતન દ્રષ્ટિ ધરૂં ?

સાહિત્યકારોએ ક્યાં કોઇ પ્રશ્નને બાકી મુક્યો છે ? 'ખોડકાં માથાં' ઉપર મસ્ત ફકીરે લખ્યું. બનવું-બનાવું જેવા ગપ્પીદાસ એ ઉપર એપુબખાન પઠાણે લખ્યું, ઊંચીયા સભા ઉપર "જાગીરદારે", ચાહ ઉપર જ્યોતીન્દ્ર દવે, એ "આગગાડી" ઉપર ચંદ્રવદન મહેતાએ, મોટરજી ઉપર "વહરી"એ, નીંદ્રા ઉપર રામુ ઠક્કરે, જાગૃતિ ઉપર "દીપકે" અને બીલાડી ઉપર નહિ તો બીલાડીની આંખ ઉપર 'ભેકારે" લખી માર્યું. પાન-ચુના, ગપ, વાન વિકાસ, અને જીવન વગેરે વિષયો ઉપર "આરજૂ"એ ઘસડી નાખ્યું; બાકી રહ્યું તે જોડા, ખાસડા અને સમાજના ઉકા થક પૈકીના "હજામ" ઉપર "ઇજિને" "હારવા"માં ચિતરી દીધું.

હવે રહ્યું શું ? કોઈ "પાછળ હટો" એ ઉપર લખે છે તો કોઈ "આગે બઢો" ઉપર લખે છે કોઈ "લેખક બનો !" એવું લખે છે ત્યારે કોઈ "લેખક થવામાં માલ નથી" એવું કહે છે આ રીતે સાહિત્યમાં ચાલી રહેલા વિષય-ઘર્ષણમાં શું નવું. શું જુનું એ કેમ સમજવું ?

મારે નવું લખવાનું છે, તંત્રી નવું માગે છે ! યુગ નવું પ્રચ્છે છે અને નવું મેળવવા હવે મારે કઈ સૃષ્ટિમાં કલ્પના દોડાવવી ? નવી દૃષ્ટિનો પ્રકાશ શોધવા મારે કયા પ્રદેશમાં જવું !

આજનો પ્રશ્ન શું ? એનું નામજ નૂતન દૃષ્ટિ ! એમ યુગ માને છે એવીજ રીતે આ પ્રશ્ન ઉપરજ જરા કલાત્મક રીતે રંગો ચડાવી આજના યુગની આકર્ષક એવી પ્રગતિશીલ લેખન શૈલીએ અંગારા ઝરે છે, રૂઢીની દીવાલો તળે સુરંગો ચંપાઈ છે. ક્ષિતીજની ચારે દિશાએ નાશની નૌબતનો ગડગડાટ ગાજે છે ! એના કર્કશ પ્રતિધ્વની કર્ણોને વીંધે છે..

બસ આજની આ પ્રગતિવાદી શૈલીએ એનું રસીક વર્ણન કરી શબ્દોના સાથીયા પુરી

હોય કે એવું સ્થાન નૂતનમાં આવી જશે.

વિચાર નવો છે, વસ્તુ પણ નવીજ ગણાયને ! પરંતુ આજનો મુખ્ય પ્રશ્ન શો છે ?

"લગ્ન" "બંધન" અને પછી "તલ્લાક" અને એવું નામ "આજનો સુધરેલો વ્યભીચાર !"

સ્ત્રી સન્માનના ચાહકો, સ્ત્રી–ઉદ્ધારના સહેલા કાર્ય માટે આજના "લગ્ન" જીવનમાં પરિવર્તન માંગે છે. કોઈ 'સ્નેહ લગ્ન'ની પ્રણાલિકાનું સૂચન કરે છે કોઇ "સિવિલ મેરેજ"ની પ્રથાને પસંદગી આપે છે ત્યારે મુસ્લિમ લગ્નોના હેરફેરમાં ધર્મનો બાધ છે. હીન્દુ રૂઢીનાં લગ્નોમાં ધર્મી હિન્દુ આદર્શ જુએ છે. એમાં જરાએ સુધારા કરવાના નામ માત્રથી એવું હિન્દુત્વ દુભાય છે, છતાં એ રૂઢીઓમાં ઇન્કિલાબ ઇચ્છતો સમૂહ તો સુધારાની બાંગો પોકારીજ રહ્યો છે.

વિચાર સુંદર છે, બસ નવી દ્રષ્ટિમાં એની ગણના થશેજ, લેખનો પ્રારંભ કરવા શિર્ષક લખ્યું:

આજનું લગ્નઃ એક સુધરેલો વ્યભીચાર

હેડીંગ વધુ સ્પષ્ટ છે કદાચ ધર્મી કે રૂઢી ચુસ્તો હેડીંગના દર્શન માત્રથી ભડકી જાય અશ્લીલ શબ્દોનું પ્રવચન શરૂ કરી દેશે એટલે "લગ્નના નામે......!"

શિર્ષક લખી "નસીમ" સાહબના કાવ્યની એક પંક્તિ ટાંકી.

"લગ્ન જીવન છે પ્રણવા તણી દિવ્ય મંઝિલ..."

કાવ્યની પંક્તિ લખી લેખ લખવા તત્પર થયો ત્યાંઃ—

"સાહબ દાન આને દયા !"

"કાંવ...!"

"તુમચા નાર પેર લેટર આહે !" ટપાલીને પેપર તરફ આંગળી નિર્દેશ કરી બારણાના ટપાલ લઇ ટેબલ પર રાખી. ટપાલમાં બેત્રણ સાપ્તાહિક પત્રો હતાં. એ પૈકીના એક પેપરને ઉપાડી કંઈ વિચારોને વેગ મળે એ આશયે પેપર હાથી એના પુષ્ઠો ફેરવવા લાગ્યો.

પુષ્ઠા ફેરવતાં "વાંચકોના-પત્રો" નામક કોલમ પર દ્રષ્ટિ કેન્દ્રીત થઇ એમાં એક વાંચકનો પત્ર નીચે પ્રમાણે હતો

**જુના રોદડાં**

"તંત્રી સાહબ ..છેલ્લા કેટલાક હપ્તા થયાં આપના સાપ્તાહિકમાં પ્રગટ થતી 'પ્રણુતા' નામક કોલમ હું જોઉં છું, જોતાંની સાથેજ એ પ્રત્યે ઉપાલંભ પેદા થાય છે પછી વાંચનની ઇચ્છાતો સ્ફૂરેજ ક્યાંથી ?

'લગ્ન' બંધન છે, લગ્ન પ્રણુતા છે. એ ઢાંમુખી વાતો તો હવે છેક જુનવાણી થઇ છે. સૈકાઓ થયાં એવું પીંજણ થતું આવ્યું છે તેમાએ ગુર્જર સાહિત્યકારો પાસે તો એ એક વિષય સિવાય કોઇ વિષયજ રહ્યો ન હોય એમ લાગે છે. આ જોતાં આશ્ચર્ય થાય છે કે શું આજના પ્રગતિશીલ યુગમાં પણ આવાં જુના રોદડાંને સાંભળનારો વાચક વર્ગ છે !

હું માનું છું ત્યાં સુધી તો એ પીણીનો ખાસ વર્ગ હોવો ન જોઇએ ! છતાં પણ થોડીક જુનવાણી વર્તુળમાં વિહરતી વ્યક્તિઓ વાંચન પાછળ ટાઇમ પસાર કરવા ખાતર એવું અધ્યન કરતી હોય તો એનું મહત્વ શું ?

આધુનિક વિચારોને પોષણ દેનાર આપના પ્રગતિવાદી સાપ્તાહિકમાં આ જાતનું જુનવાણી સાહિત્ય પ્રગટ થાય એ તો આપના પત્રનુંજ નહિ પરંતુ નવા યુગનું એક કલંકજ ગણાય.

એક વાંચકની હેસીયતથી આ કોલમ મારેનું મારૂં મંતવ્ય રજુ કરું તો તો આપને અકબર-મહ "ઇકબાલ"ના શબ્દોમાં બેધડક રીતે કહી શકું કેઃ—

"નયે જમાનેમેં આપ હમકો
પુરાની બાતેં સુના રહે હૈ."

લી૦ "એક વાંચક"

થઇ રહ્યું કમબખ્ત પેપર આ સમયે ક્યાં હસ્તે ચડી ગયું ! અત્યાર સુધી વિચાર કરતાં

કરતાં સંગત જીવન ઉપર લખવાની પ્રેરણા મળી. હવે હું એ જુના રાદડાં પુનઃ ક્યાં આલાપું ? - લખવા ધારેલ લેખના કાગળને ઝડપથી પેડ ઉપરથી ફાડી બન્ને હસ્તો વચ્ચે કાગળને ખૂબ મસળી રસ્તા વચ્ચે ઘા કર્યો.

પેપરને ટેબલ પર રાખી પાછો વિચારવા લાગ્યો કે હવે શું લખું ?

કંઇ વિચાર ન સાંપડતાં પુનઃ એ સાપ્તાહિકની કોલમને જોતો રહ્યો...એક બીજા વાચકનો પત્ર-પણ એજ પત્રની નીચે છપાએલો હતો.

જનાબ એડીટર સાહબ,

સલામ બાદ લખવાનું કે આપના પેપરમાં કેટલાક સમય પૂર્વે "પ્રેમની દુન્યા" નામક એક રસીલી કોલમ છપાતી હતી એ રંગીલી દાસ્તાન હું ઘણાં શોકથી વાંચતો હતો...

પણ હેલ્લા બે ત્રણ હપ્તા થયાં એ પ્રેમની રંગીલી દાસ્તાન આવતી નથી એનું કારણ શું ? હું આપના પેપરમાં માત્ર આ એકજ કોલમ વાંચતો હતો અને એને ખાતર દર હપ્તે-એક આનાની પરવા કર્યા વિના ખરીદ કરતો હતો. હાલ પણ એ કોલમ હશે એ લાલચે ખરીદ કરું છું પણ એ પ્રેમની કોલમ તો ઠીક પણ પ્રેમના કાંઇ બીજાં લખાણો હોતાં નથી એ જોઇ હું બહુ નિરાશ બનું છું. મારી જેમ કેટલાંએ નિરાશ થતાં હશે !

ઓહ ! એ "પ્રેમની દુન્યા" એ રંગીલી-દાસ્તાન કેટલી મીઠી હતી ! કેટલી આનંદમય હતી !

"આજે શૌકસે સુનતે રહેતેથે હમ સબ !
ઔર તુમ થક ગએ દાસ્તા કહતે કેહતે !"
લી० રંગીલો પ્રેમી

ખૂબ દોસ્ત ખૂબ ! ચાલ હુંએ એ પરીઓની દુન્યામાં પહોંચી જાઉં...બસ એ ખરુંજ છે પ્રેમ...નામ જુનું છે. એથી શું ? પણ પ્રેમ તો અમરજ છેને ? અને "જગત મેં પ્રેમ હી...પ્રેમ ભરા હૈ...!"

"અરે આ શું ઑફિસ છે કે નાટ્યશાળા!"

"પ્રેમ...!"

"પ્રેમ...પ્રેમ, એ શું ? પાગલ તો થયા નથી ને ?"

"નહી...હું તો પ્રેમની એક રંગીલી દાસ્તાન લખવા માટે પ્રેરણાને જાગૃત કરું છું"

"પ્રેમની દાસ્તાન...તમોને શું થયું છે! "લયલા મજનૂ", "શીરીં ફરહાદ" વગેરે એ દુન્યાને સાચી દાસ્તાનો આપી છે હવે વધારાની શી જરૂર છે ? અરે બિરાદર આ તો વીસમી સદી છે. તમો દશમી સદીમાં ક્યા વિહરો છો ! પ્રેમની દાસ્તાન અને એ આપણાં પેપરમાં ! કેમ બેઠું તો બરાબર છે ને ? કેમ દોસ્ત... તબીઅત તો ઠીક છે ને ? સામે બેઠેલા ઑફિસના સહકારીએ કહ્યું.

"ત્યારે હવે પ્રેમ વિના બીજું લખવાનું બાકી શું રહ્યું છે...શું લખું ? તમેજ કહોને ?"

"કંઇ નવું લખો, નવી દુન્યા છે. નવો જમાનો છે. નવો દૌર છે, હવે પ્રેમલા પ્રેમલીને જમાનો નથી સમજ્યાને બિરાદર ?"

"ઓહ, નવું લખું ? અરે પણ નવું છેજ ક્યાં ? વિશ્વની ઉત્પત્તિ સાથે બધા નવા તત્વોનું સર્જન તો ક્યારનું એ થઇ ચૂક્યું છે, ઉગતા સૂર્યની પૂજા કરવાને ટેવાએલું આલમ કે નૂતનને ઇચ્છે છે પરંતુ સૂક્ષ્મ દ્રષ્ટિએ જોતાંએ નૂતનમાં કયું નૂતન તત્વ છે એ નક્કી કરવું મુશ્કેલ બની જશે. જુનું એજ નવું છે. અને નવું એજ જુનું છે આ શબ્દ ઉચ્ચારના તાણાવાણામાં હું તો મુંઝાઇ જાઉં છું."

"વાહ, દોસ્ત ! તમે તો ગાંધીજીના ભક્તોની જેમ ગાથી એટલે રેંટીયો, રેંટીયો એટલે કોંગ્રેસ, એટલે ગાંધીની જેમ નવા-જુનાનું સુંદર પૃથક્કરણ કર્યું; પરંતુ નવું તે નવુંજ છે, અને જુનું તે જુનુંજ છે !

"બસ...રહેવા દો...હું કૈં નવુંજ લખું છું હવે વ્યાખ્યાની વિશેષ આવશ્યકતા નથી !"

બુદ્ધિ શૂન્ય બની ગઈ. જાણે વિકટ શૂન્યતાનું સામ્રાજ્ય વ્યાપેલું હોય એવું પ્રતિત થયું પરંતુ કલમ ઉપર નાઝ કરનાર એક સાહિત્યકાર થઈ હું હતાશ થાઉં તો...તો પછી... થયુંજ રહ્યુંને !

સીગારેટ ચેતાવી પાછો સજ્જ થયો. પેન્સીલ છોલી લઇ વિચાર કર્યો કે "સ્ત્રી સ્વાતંત્ર્ય" ઉપર લખું ? વિચાર સાથે સ્ત્રી આઝાદીના અનિષ્ટ તત્વોએ દ્રષ્ટિ સામે નાચ કર્યો, "લીડર બનો" બસ ધર્મકોમના નામે પ્રચાર કરી લીડર થવાનો માર્ગ બતાવું. અરે...પણ હવે લીડરીનું બાઝાર ક્યાં શુન્ય છે ? બસ "કલાકાર" "કલાધર" બનો. જીવનની કલા શું છે ? જીવનકલાનો વિષય ઉપાડી લઉં...અરે...પણ એ પ્રશ્ન નવો ક્યાં છે ? આજે તો સાહિત્ય ક્ષેત્રમાં પોતે કૈં છે એ સિદ્ધ કરી દેવા જીવન–કલાના વિષય ઉપરજ ઘણાંએ કલમો દોડાવે છે. સીનેમા ક્ષેત્રની સેવા કરનારા પેપરો પણ આજે જીવન–કલાની સેવા કરવામાં તન્મય બન્યાં છે પછી એનું સ્થાન નૂતન દ્રષ્ટિમાં ક્યાંથી રહેશે ? જવા દો તો "રોટીના પ્રશ્ન" ઉપર લખવું ઠીક પડશે.. પણ એમ લખતાં કેટલોક ભય છે એવું શું ? જે પ્રશ્નનું આજ સુધી નિરાકરણુજ કોઇ કરી શક્યું નથી ! એ પ્રશ્નને છેડતા ક્યાં પ્રશ્ન પ્રશ્ન મટી ગંભીર સ્વરૂપ ધારણ કરી લે–તો...? કોંગ્રેસીઓની નજરો એ પ્રત્યે આકર્ષાઇ ચુકી છે, અમદાવાદ મુસ્લિમ લીગ કોન્ફરન્સમાંએ એ પ્રશ્નનનું પૉંજણ થઇ ચૂક્યું છે, એ પ્રશ્નની છેડતી માટે જવાહરલાલને એમની વાણી પર અંકુશ મૂકવો પડ્યો, લીગ કોન્ફરન્સમાં પ્રશ્નને લાવનારા કોમના ગદ્દાર ઠર્યા...ત્યારે હું એ પ્રશ્નને છેડવાની કેમ હીંમત કરૂં ?

સીગારેટ ખલાસ થઇ, હજુ પ્રેરણા–જાગીજ નહી હવે શું...? સીગારેટનો બહાર ઘા કર્યો ત્યાં તો ઑફીસના પઠાણ ખાનસાહબે પડકાર કર્યો.

"સાબ–જલી હુઈ બીડી કહાં ફેંક રહે હો ! કહીં ઑફીસમેં ગીરી તો કજી...?"

"બ્હોત અચ્છા ખાનસાહબ, અબ બુઝાકે હી ફેંકુગા !" આટલું કહી હું એ પઠાણ તરફ ટગર ટગર જોતો રહ્યો. એને જોતાંજ જાણે કલ્પનાની પાંખે ચઢી વિહાર કરતો હોઉં એવું લાગ્યું, અનાયાસ મૂખેથી શબ્દો સરી પડ્યાં "બિચારો ! પઠાણ ! કેવું છે એનું જીવન ! જીવન નામ માત્રનું જીવન છે, એની જીવન યાતનાઓ ? ઓહ, વીસ પચ્ચીસ રૂપીયાનો અલ્પ પગાર અને રાત્રિ–દિવસ બન્ને સમય કર્તવ્ય ? માનવ જીવનની કેટલી ઉપેક્ષા છે ? જીવન હેતુનો કેટલો ઉપાલંભ છે ? જગત આખું રજની રાણીની ગોદમાં સુખની મીઠી નીંદ્રા લેતું હોય ત્યારે એ પહેરેગીર તરીકેના કાર્યમાં રહી એની ફર્ઝ બજાવતા રહે, દિવસે ઑફીસોના ઉમરે એક નાના ટુલ ઉપર અછૂતની જેમ "શેઠ સાહેબો"ની ઘંટીના રણકારે "જી હુઝૂર" કહેવા–તત્પર રહે, અને રાત્રે એ પહેરેગીરી કરવી પડે.

મુડીવાદી સમાજ રચનાના પાપે શ્રમજીવી વર્ગના જીવનની કેવી મશ્કરી થઇ રહી છે ! શ્રમજીવનના ભાર તળે દબાએલા એ વર્ગ પૈકીના આ પહેરેગીર શ્રમજીવીની જીવન યાતનાઓ તરફ કોઇએ દ્રષ્ટિજ દોડાવી નથી !"

હૃદય નાચી ઉઠ્યું ! બસ આ ભાવના સાહિત્ય ક્ષેત્રમાં જરૂર નૂતન દ્રષ્ટિનું સ્થાન પ્રાપ્ત કરી લેશે.

વિચાર ને સ્વરૂપ દેવા પેન્સીલ ઉપાડી અને લખાણનું શિર્ષક લખ્યું.

"બિચારો પહેરેગીર"

જગતની એક મહાન સેવાધારી વ્યક્તિના જીવનનું એક પાનું ત્રીજું હેડીંગ શું લખું ? એ વિચારું છું ત્યાં બહાર હોહાકાર થયો. કુતુહલ વૃત્તિને સંતોષવા બહાર નીકળીને જોયું તો પોલીસોની આવજાવ સાથે એક જબર માનવ ટોળું એકત્ર થઇ ગયું હતું.

"આ શી ધમાલ છે ?" ટોળા પૈકીના એક જણને પૂછ્યું.

"ચોરી થઈ છે !"

"શું ચોરી ?"

"હા, બાજુના મંદીરમાંથી દેવમૂર્તિ ઉપર મઢેલા મોટી રકમના સોનાને કોઇ તફડાવી ગયું છે."

"દેવના ભકતોમાંનો કોઈ શ્રદ્ધાળુ ભકતે ભક્તિ કરતાં થાકી જઈ આ જાતનું ઉતાવળું પગલું ભરી લીધું હશે !"

"અરે ! પણ ચોરી અને ચોરી ક્યાં ! દેવોના સ્થાનમાં...? અરે ! અરે...કેટલું અધમ કૃત્ય !"

"એમાં અધમતા શેની ? હૈયામાં ભૂખના હુતાશન ભડકતા હોય ત્યાં એ શું કરે !"

"પરંતુ દેવસ્થાને !"

"કદાચ હીંદની સખી વ્યક્તિઓનો એને પરિચય હોવો જોઇએ, એ જાણતો હશે કે મંદીરમાંથી ઉપડેલા માલના સ્થાને તરતજ નવો માલ આવી જશે એમ સમજી એણે ઉપાડવાની હીંમત કરી હશે-પણ મંદીરમાં કોઈ પુજારી નથી ?"

"પુજારી...તો બે ચાર છે છતાં પણ ચોરી થઈ છે !"

"ત્યારે તો બેદરકારી, ધર્મસ્થળોની રક્ષાના નામે આ પેટ પુજક પુજારીઓ કરતાં એકાદ પેહેરેગીર હોત તો આજનો પ્રસંગ નબન્યો હોત."

"શું કહ્યું પહેરેગીર !"

"હા પહેરેગીર !"

"જવાદોને એ વાત. એમના પ્રતાપે તો આ ધમાલ થઈ છે !"

"ત્યારે પહેરેગીર હતો !"

"એક નહિ સાહબ, પરંતુ પુરા પાંચ દેહધારી એવા ચાર શોખ પહેરેગીરોનો પહેરો હોવા છતાં આ કામ થયુ છે !"

"ખરેજ !"

"ખરેજ, પહેરેગીરોને હવે એમની ફર્જનું ભાન ક્યાં રહ્યું છે ? રાત્રે થોડા ટાઇમ સુધી "હમ ભી કુછ થે"ની વાતો કરતાં પોતાની ફર્જ ભુલી ચારે જણ સુખે સુઇ રહ્યા...અને કામ કરનારાએ બધાંની પરવા કર્યા વિના સુખે પોતાનું કામ આટોપી લીધું."

"બહુ ચાલાક ચોર !"

"પહેરેગીરોના પાપે આ કામ થયું..."

"રહેવા દો...પહેરેગીર ઉપર આવા એકાદ દ્રષ્ટાંતથી આક્ષેપ કરતાં પહેલાં એના ઉજ્જવળ જીવન ઉપર એક દ્રષ્ટિ ફેંકો !"

એમનો કંઈ પણ પ્રતિઉત્તર સાંભળ્યા વિના હું ઓફીસ અંદર દોડી આવ્યો. પ્રેરણા ઉડી ગઈ હવે-"પહેરેગીર" ઉપર શું લખી શકાય ? ઘણાંય પહેરેગીરો પોતાની ફર્જ બરાબર બજાવતા હશેજ; પરંતુ આ પ્રસંગને જોઇ મ્હારા વિચાર અલોપ થઇ ગયા ! કલ્પના સુઇ રહી, અને ભાવનાનું જાણે અવસાન થઇ ચૂકયું, તર્કશક્તિ મૃત્યુના આરેથી છેલ્લા શ્વાસ લઇ વિલુપ્ત થતી હોય એવું લાગ્યું ! આવી સ્થિતિ વચ્ચે શું નવું લખું ! નવું તો બાજુએ રહ્યું પણ જુનું એ હવે શું લખી શકાય ?

હવે શું કરૂં ! કંઇ લખવું તો છેજ ! ન લખી શકાયું તો પછી સ્વમાન શું રહ્યું ?

એક તરફ સ્વમાનનો પ્રશ્ન છે, ત્યારે અહીં ચોમેર અંધકાર છે ! વિકટ શુન્યતા છે !

નવું શું ? જુનું શું ? ? અને મૌલિક એ શું માત્ર લખાએલું સાહિત્ય વાંચન અર્થેજ છેને !

પછી આ બધી પંચાત શા માટે ? ? અને યુગ નવુંજ માંગે છે તો બીજી ભાષાઓમાં એવું નૂતન સાહિત્ય ક્યાં પ્રગટ થતું નથી ? બસ સીધી રીતે એવા સાહિત્યમાંથી એ પછી ઉર્દૂ હોય કે હિન્દી હોય ગમે તે હોયને એમાંથી ભાષાન્તર કરી પ્રગટ કરવા આપીજ દઉં !

પરંતુ એ પણ કેમ દઇ શકાય ? તંત્રી સ્ટાફના ઓલ્યા ચશ્માધારી સામેજ ચોકી કરતા બેઠા છે. એવું કેમ ? એમની આંખ ચૂકાવી આખો અનુવાદ કેમ કરી શકાય ? પ્રગટ કરવા કેમ આપી શકાય ? ?

ઘણુંજ ખિન્ન અંતઃકરણથી હવે તો નૂતન દ્રષ્ટિનું સર્જન નહિ કરી શકવાની અશક્તિનો સ્વીકાર કરી લેવો જોઇએ. એ માટે તંત્રીરાજ ઉપર એક ચીઠ્ઠી લખી જણાવી દેવું જોઇએ કે;—આપે મને કોઈ પ્રતિભાશાળી હલમકશ જાણી કંઇ નૂતન લખવાનું કહ્યું છે એ મારી કદરદાની બદલ આપનો ખરા અંતઃકરણ પુર્વક આભાર માનું છું. પરંતુ અશક્તિનો ઉલ્લેખ કરી મારે જણાવી દેવું જોઇએ કે હું તો એક લુખો બકવાસ કરનારો માણસ છું એટલે નવું નહિં લખી શકવા બદલ મારી અશક્તિનો સ્વીકાર કરૂં છું. 'હું કંઇ' છું એવું આપે માન્યું છે. પરંતુ હું નિખાલસ હદયે કહી દઉં છું કે એ પૈકીનો હું નથી. કંઇ છું એવી નકામી ફીશીયત કરતો નથી.

આવું કંઈ લખી તંત્રી ઉપર મોકલી આપું !...પરંતુ આમ કરતાં આ પ્રશ્ન ચર્ચા સ્પષ્ટ બનશે, ઑફીસમાં મારા નામનો હાસ્ય સાથે ગુંજારવ થશે. તંત્રીની દ્રષ્ટિએ બુદ્ધિ શુન્ય ઠરીશ બીજાઓની દ્રષ્ટિએ અલ્પજ્ઞાની કહેવાઇશ. હું એક સાહિત્યકારક થઈ આવું કહીજ કેમ શકું ?

તો હવે કરૂં શું ? કોઈ ઉજ્જવળ દિશાજ ક્યાં સુઝે છે ? "ખિયાલીસ્તાન" નો વિષય મેળવી લેવા મારી કને રેડીયો નથી, 'ચિણગારી' મૂકે એવું સાહિત્ય સર્જવા ભાવના નથી, પ્રિયાના નામે લખવાનો એ અધિકાર ક્યાં છે ? પ્રિયાના નામે પૂર્વે લખાયું છે આજે પણ શાયરી ઘેલા 'આસિમ' ની 'લીલા' એ ગુર્જર સાહિત્યની દિશા રજીસ્ટર કરી લીધી છે. તો હવે શું કરૂં ? શાયરી ઉપર લખી શકવા જેટલો બેખુદ નથી બેજાું સત્યાગ્રહ કરીને બેઠું અને પ્રેરણા રિસાની ગઇ છે તો ચાલો આપણે પણ આજે કોરે પાનેજ રહેવા દઇએ !

# વિચિત્ર બેદરકારી

લેખક : 'ગાફિલ'

## ( દરરોજ સત્તાવીશ કરોડ કલાકોનો ભોગ )

માનવ જીવનની બેદરકારી પણ અનેક પ્રકારની હોય છે. અને મુસ્લિમ સમાજની બેદરકારીઓ તો વળી અન્ય એકંદર સમાજો કરતાં અધિક અને અવર્ણનીય છે. પ્રજાઓની **ચઢતી કે પડતીનો આધાર તેનાં હમેશનાં કાર્યક્રમ ઊપર અવલંબેલો છે.** ઝડપથી આગળ વધતા વર્તમાન જગતમાં જીવવા માટે અને વખતની યોગ્ય કિંમત આંકવા માટે સમયને પૈસા કરતાંયે અધિક ઉપયોગી અને કિંમતી ગણવામાં અને સ્વીકારવામાં આવે છે. "Time is more then money" "વખત એ પૈસા કરતાંયે અધિક કિંમતી છે" એ સિદ્ધાંતને દ્રષ્ટિ સમક્ષ રાખી આજની અન્ય એકંદર પ્રજાઓ પ્રગતિ સાધવાનાં સતત પ્રયત્નો કરી રહી છે, કમનસીબે મુસ્લિમોજ વખતની કિંમત પિછાણવામાં સર્વથી પછાત પુરવાર થયા છે. પોતાની જવાબદારીમાંથી આબાદ રીતે છટકી શકાય તેટલા માટે કોઇ પણ જાતનાં પ્રયત્ન વિના તકદીરનો આશ્રય શોધનારા મુસ્લિમો સ્વેચ્છાએ અન્ય ભાઇબંધ કોમો કરતાં પ્રત્યેક ક્ષેત્રમાં પછાત રહી ગયા છે. એનું ભાન એમને ક્યારે થશે એ કોણ જાણે, પણ એક વાત ચોક્કસ છે કે, જો મુસ્લિમો પોતાનાં હમેશનાં કાર્યક્રમમાં સત્વર સુધારો નહિ કરે, તો હાલમાં પછાત ગણાતી એવી એકંદર પ્રજાઓ કરતાં પણ પછાત રહેનાર માત્ર મુસ્લિમોજ હશે કારણ કે આજનાં મુસ્લિમો માત્ર વાતોમાંજ વખત વેડફી રહ્યા છે. ઇકબાલનાં શબ્દોમાં કહીએ તો:-

"અમલ સે ફારિગ હુવા મુસલમાં
બનાકે તકદીરકા બહાના."

એ હકીકત સાવ સાચી છે. મુસ્લિમોની બેદરકારી હવે મર્યાદા ઓળંગી ગઇ છે. પ્રાણી માત્રનો નીયમ છે કે, તે પ્રભાતમાં વહેલાં ઉઠી પ્રમાદ ખંખેરી કામે વળગી જાય છે. પશુ પક્ષિઓ પણ પોતાની જવાબદારીનાં ભાન સાથે પરોઢ ફાટતાંજ આળસ તજી દે છે, ભાઇબંધ પ્રજાઓમાં પણ વહેલી સવારે ઉઠવાનો અને કામે વળગી જવાનો નીયમ નજરે પડે છે, નથી ઉઠી શકતા માત્ર બિચારા મુસ્લિમો! એમની સવાર બીજાઓ કરતાં સરેરાશ ત્રણ કલાક મોડી થાય છે. જ્યારે સમસ્ત જગત પોતાનાં કાર્યને વળગીને અને મળેલાં કાર્યનાં અમુક ભાગને આટોપી નાખે છે ત્યારે આળસુ મુસ્લિમ નાછુટકે પથારીમાંથી અળગો થાય છે. રોજીની વહેંચણીનાં કુદરતી ક્રમને લક્ષમાં લેતાં એમ કહી શકાય કે જ્યારે સમસ્ત માનવજગત રોટલીની વહેંચણી કરી લ્યે છે, ત્યારે મુસ્લિમની આંખ ઊઘડે છે, પથારીમાંથી માંડ માંડ બહાર આવનાર પ્રમાદી મુસ્લિમ જ્યારે જગત ચોગાનમાં ભાખરી માટે બ્હાર પડે છે, ત્યારે ભાખરીનાં બાગલા બીજાઓ વચ્ચે વહેંચાઇ ગએલા હોય છે. મુસ્લિમ બિચારો આમ તેમ રોટલી માટે આથડે છે, અને છેવટ પોતાની અયોગ્ય ટેવને આધિન રહી તકદીરનો આશ્રય શોધી આશ્વાસન મેળવે છે. પોતાની બેદરકારીએ બેકાર રહેલા મુસ્લિમમાં એ પછી આખો દીવસ

તેને ટકાવી રાખવા માટે પણ આજસુ મુસ્લિમોને અન્યની મદદ માગવી પડે. આઝાદી પણ અનેક પ્રકારની હોય છે. ધર્મનાં ભોગે મળેલી સ્વતંત્રતાયે શા કામની? મુસ્લિમો માટે મઝહબ પહેલાં જરૂરી છે. ધર્મનાં રક્ષણ સાથે મેળવેલી આઝાદીમાં મુસ્લિમોની સાચી મૂક્તિ સમાયેલી છે. અને એ બધાય માટે મુસ્લિમોએ પ્રથમ આલસ્ય ત્યજી દેવું જોઇએ. એ આલસ્ય ત્યજી દેવાનાં કાર્યક્રમમાંજ સવારે વહેલા ઉઠવાનુંયે આપમેળે આવી જાય છે. સવારના ત્રણ કલાક એ બપોર પછીનાં અર્ધા દીવસ કરતાંયે અધિક ઉપયોગી છે. કાર્ય કરનાર પ્રત્યેક માણસ બપોર પછીજ થાક અનુભવે છે. પણ સવારના જોમ, ઉત્સાહ અને ખંત અનેરાં હોય છે. ત્રણ કલાકમાં તો કેટલીક વખતે તેર કલાક જેટલું કામ આટોપી શકાય છે, માટે મુસ્લિમોએ આલોક અને પરલોક બન્નેમાં જીત મેળવવી હોય, તો પ્રભાતનાં એ પ્રાથમિક કલાકોને આખાયે દીવસ કરતાં વધારે ઉપયોગી ગણતાં શીખવુંજ જોઇએ. થોડાક મુસ્લિમો પણ પથારી-પ્રેમ ત્યજી દેવા તત્પર થાય તો અનુકરણ કરનારાઓ તો અનેક આવી મળશે. "કારવાં" મારફત ગુજરાત કાઠિયાવાડનો મુસ્લિમ કાફલો આગળ અને આગળ વધવા અણુઅટક્યા પ્રયત્ન કરે એ ઇચ્છવા યોગ્ય છે. અને એ દ્રષ્ટિએજ "કારવાં" દ્વારા હું મારા અલ્પવિચારો પ્રસંગોપાત રજુ કર્યા કરું છું. કારણ કે મને વારંવાર એ પ્રશ્ન સતાવે છે, કે આપણે:—

"રહી અણુનમ સ્વમાની સ્વાશ્રયી શૂરવીર થશું ક્યારે!"



જર્મન વિદ્વાન ફૉન ક્રેમર કૃત 'ખુલફાના સમયની પૂર્વની સંસ્કૃતિનો ઇતિહાસ'ના એક પ્રકરણનું ભાષાંતર.

ભાષાંતરકર્તા : સાલેહ બકીર સાહેબ

[ ગયા અંકથી ચાલુ ]

## કાચની કારીગરી

કાચ બનાવવાનો હુન્નર ઘણા લાંબા વખતથી અરબોમાં આમ હતો, પ્રાચીન સમયમાં બિલ્લોરી જામ સામાન્ય રીતે જાણીતા અને પ્રખ્યાત હતા (જુઓ મસઉદી" જી. ૮, પા. ૮૦) બની ઉમય્યદના પહેલા ખલીફા અમીર મુઆવિયહએ એક યુનાની બતરીકને જે વસ્તુઓ ભેટ આપી હતી, તેમાંથી એક પૉલીશ કરેલા કાચ (ઝજાજ મખરૂતઃ*)નું નામ પણ લેવામાં આવ્યું છે. શામ દેશનો કાચ મશહુર છે. (જુઓ, "શઅલબી." લતાઇફ પા. ૯૫) ખાસ બગદાદમાં પણ આ કારીગરીએ ઉન્નતિ પ્રાપ્ત કરી હતી. +

કાચ બનાવવાની કળાને જલ્દીથી "સુંદર કળા"નું પદ પ્રાપ્ત થઈ ગયું. ઘણી કીમતી વિલાસ વૈભવની વસ્તુઓ કાચની બનવા લાગી. એના ઉપરથી જણાય છે કે એની ભિન્ન ભિન્ન બનાવટોનું જ્ઞાન તેજ સમયમાં હતું. બીજી સદી હિજરીમાંજ કાચ ઉપર મીનાકારી અને પૉલીશ કરવાની કળા ચાલુ હતી. કાચને ઓગળાવવાનું પણ લોકોને આવડતું હતું. જુદા જુદા રંગના કાચો પણ એક બીજા સાથે જોડાતા હતા. એક શખ્સ જે આ હુન્નરને જાણતો

* આનાં અલ-ઝજાજ. ("કામિલ" પા. ૧૯૨)

+ હરદી (SELIGMANN ના કર્તા)એ બગદાદના બનેલા બિલ્લોરની સરખામણી શીશા સાથે કરી છે.

હતો. "કિમીયા દાં"ને નામે પ્રખ્યાત હતો, કાચ ઉપર લખી શકતો અને ખોટા મોતી બનાવી શકતો હતો. તેણે આ કળા ઉપર એક ચોપાન્યુ પણ લખ્યું હતું. ×

ભાંગેલા કાચ નકામા જવા દેવામાં આવતા ન હતા. એનાથી કીંમતી વાસણો અને ગુલદાન બનાવવામાં આવતા હતા.

તે સામાન જે દૌલતમંદો અને અમીરોના મહાલયો માટે તૈયાર કરવામાં આવતો અને કાચના મીનાકારી વાસણો ખરેખર ઘણા સુંદર અને અત્યંત કીમતી થતા હશે. સુવર્ણથી મીનાકારી કરેલા વાસણો "અલમીના મજર બિઝઝકબ" કહેવાતા હતા અને તે સાફ કાચથી, જે બગદાદમાં તૈયાર થતો હતો, બનતા હતા.

વિદ્વાન ઇતિહાસકાર મકરિઝીએ બયાન કર્યું છે કે મિસરના ફાતેમી ખુલફાના ખઝાનામાં એક બિલ્લોરી જામ હતો, જે ત્રણસો સાઠ દીનાર (લગભગ ત્રણ હઝાર સાતસો વીસ રૂપીયા)માં વેચાયો હતો. (જુઓ "મકરિઝી" જિ. ૧, પા. ૪૧૪.)

ઇરાકમાં સુફેદ કાચના કન્દીલ, જેના ઉપર વાદળી રંગની ફૂલવેલીઓ બનેલી હતી અને અનેક પ્રકારના લખાણોથી શણગારવામાં આવતા, મસ્જીદમાં ટાંગવાને માટે તૈયાર કરવામાં આવતા હતા. ("ઇબ્ને જુબૈર" પા. ૮૧)

તે યુગમાં કાચની બનેલી વૈભવની વસ્તુઓનો વિશાળ પ્રમાણમાં રિવાજ હતો. એનો અંદાઝો એ ઉપરથી થઇ શકે છે કે જ્યારે ફાતેમી ખુલફાના ખઝાના અને અજીબ ચીઝો લીલામ થઇ તો ટુંક વખતમાં અઢાર કાચની વસ્તુઓ વેચવામાં આવી હતી ('મકરિઝી" જિ. ૧ પા. ૪૧૩)

એવો રિવાજ હતો કે સામાન્ય રીતે અતિ કીંમતી કાચની ચીઝો ઉપર અંદર અને બહારની બાજુએ ચિત્રો બનાવવામાં આવતા હતા. તે ઉપસેલા હતા અથવા ભિન્ન ભિન્ન પ્રકારનાં રંગોએ ચિતરેલા. આ વાસણો દરેક પ્રકારનાં થતાં હતાં. જેવાં કે સુરાહી, (બાતિયહ) પ્યાલા (ખરદાદી) જેમાં આઠ રતલથી દસ રતલ સુધી પાણી રહેતું હતું. સાંગા, તરેહ તરેહના ઘાટ અને પ્રકારના કુઝા, જે જુદા જુદા કામોમાં આવતા હતા. પાતલી અથવા વાંકી ગરદનની બોતલો, જે "કફ્રાઅ" (એક જાતનું શરબત) ભરવાને માટે કામ આવતી હતી. એ સિવાય બીજી પણ અનેક વસ્તુઓ બનતી હતી. (જુઓ "મકરિઝી" જિ. ૧ પા. ૪૧૪, અને "દરફ દાની" જિ. ૧ પા. ૪૪૦)

ખજુર

પ્રથમતો બસરામાંજ પુષ્કળ ખજુર પાકતું હતું, અને વળી દેશાવર મોકલવા માટે મ્હોટા પ્રમાણમાં અરબસ્તાનથી પણ અહિં લાવવામાં આવતું હતું. ખજુર ઉત્પન્ન કરવાનું કામ જેવું આ દ્વીપકલ્પમાં વર્તમાન સમયમાં નહાવાળું છે. તે સમયમાં પણ હતું.

ફસલ તૈયાર થતાં ખજુર ભેગું કરવાની મોસમમાં અહીં એક ઘણો મ્હોટો ગ્રામ્યમેળો ભરાતો હતો, જે વખતે આજુબાજુના અસંખ્ય બાગો મઝદુરોથી ભરચક રહેતા હતા, જેઓ પાકાં ખજુરો ભેગાં કરતા હતા. એને ભેગાં કરીને ઘાસના વણેલા ટોકરાઓમાં ઘણી સંભાળ પૂર્વક બંધ કરવામાં આવતું હતું એ પછી દૂર દૂરના દેશોમાં નિકાશ થતી હતી. ('મસઉદી' જિ. ૮, પા. ૧૩૨)

બસરા ઉપરાંત ખૌઝિસ્તાન અને ઇરાનના કેટલાક જિલ્લાઓમાંથી પણ ખજુર બહાર જતું હતું. કાઝરનનું ખજુર ઘણું પ્રખ્યાત હતું અને એ ઉત્તમ પ્રકારનું થતું

× ફેહરિસ્ત પા. ૩૬૦ (આ ચોપાન્યાનું નામ "સનાઅત ફુસ્લ સમીન" હતું.)

નઝદીક દુર કીંમતી વસ્તુ પ્રમાણે નિકાશ થતું હતી. ('યાકુત' જિ. ૪, પા. ૨૨૫) કાઝરૂનમાં ખજુરની એટલી બધી છત હતી કે 'અહીંના વતનીઓનો જીવન નિર્વાહ એનાજ પરદેશ મોકલવાથી થતો હતો. એ લોકોએ એના વ્યાપારની ઘણી વૃદ્ધિ કરી હતી.

### કાચી ખાંડ

ખોઝિસ્તાન, સયરાફ બંદર મકરાનની આજુબાજુ અને ઇરાનનો આખો દર્યાઇ કિનારો જાણે ખાંડનું ઘર હતું. આજ પ્રદેશોમાં સૌથી પ્રથમ મ્હોટા પ્રમાણમાં ખાંડ તૈયાર કરવાના અને તેને સાફ કરવાના કારખાનાં જુદા જુદા સ્થળે બનાવવામાં આવ્યા હતા. આ કારખાનાઓને લીધેજ ખાંડ આટલા મ્હોટા પ્રમાણમાં બનાવવાનું શક્ય બન્યું કે તે પરદેશ પણ મોકલી શકાય. એના ઉપરથી સ્હેલાઇથી સમજી શકાય છે કે આ નવી વસ્તુનો નિકાશ કરવાથી-જેની ખપત રોજ રોજ વધીજ રહી હતી-કેટલી બધી દોલત દેશમાં આવતી હશે ?

### લોખંડનો ઉદ્યોગ

લોખંડના હુન્નર ઉદ્યોગ વિષે જણાય છે કે ઘણા પ્રાંતોમાં ચાલુ હતો. એમાં શંકાને સ્થાન નથી કે ચીની શબ્દ "પન-તી"નો 'આશય કાચું લોઢું નહિ બલ્કે, પાકું લોઢું' હતું. લોખંડ ખુદ અરબસ્તાન અને કિરમાનમાં ખાસ રીતે મળતું હતું. એજ કારણે અહિં પ્રાચીન કાળથીજ ધાતુઓના હુન્નરની ઘણી પ્રગતિ થઇ હતી. આ કારીગરીમાં અરબોએ પ્રાચીન ઇરાનીઓ પાસેથી ઘણું કંઇ શિખ્યું હશે; કેમકે અરબી શબ્દ "ફૌલાદ" ફારસી "પૌલાદ"નુંજ અપભ્રંષ છે. કિરમાનમાં દમન્દાનની પાસે મ્હોટી મ્હોટી ખાણો હતી જેમાંથી લોઢું તાંબુ અને ચાંદી સોનું નીકળતું હતું. (જુઓ "યાકુત" દમન્દાન શબ્દ) સિવાય બસરોમાં પણ લોઢું નીકળતું હતું.]

, લોખંડના સામાન્ય રીતે વાસણ બનાવવામાં આવતાં હતાં અને ચીન પ્રત્યે નિકાશ થતાં હતાં. ફરગાહનના લોખંડના કારખાના ખાસ રીતે પ્રખ્યાત હતાં. અહિંની બનાવટનો મ્હોટો ભાગ બગદાદ મોકલવામાં આવતો હતો. ("ઇબ્ને હવકલ" પા. ૩૮૪)

બહરૈન, ઉમાન, યમન અને ખાસ કરીને ઇફ્રિકની પ્રખ્યાતી એટલા માટે હતી કે ત્યાં હથ્યાર અને બખ્તરો તૈયાર થતા હતા. એક પ્રાચીન લેખક (હમદાની) નું બયાન છે કે યુનાની બખ્તરો કમજોર થતા હતા અને તેના મુકાબલામાં ઉપર દર્શાવેલાં દેશોના બખ્તરો મઝબુતીને કારણે વિશેષ પસંદ કરવામાં આવતા હતા. શસ્ત્રો બનાવવાની કળામાં મ્હોટી પ્રગતિ થઇ હતી. શામ અને દક્ષિણમાં મુનક અને દિયાફના સ્થળોમાં જે, અરબસ્તાનની સરહદ પાસે આવેલા હતા, તલ્વારો ઘણી સારી બનતી હતી, કેમકે આ પ્રદેશ "મશારિક અલ્શામ" કહેવાતો હતો, જેથી એના ઉપરથીજ અહિંની તલ્વારોને "મશરફ" કહેતા હતા. યમનની તલ્વારો તો ઘણીજ મશહુર હતી. એવીજ સ્થિતિ ખુરાસાનના શહેર શબુરકાનની હતી* આ સ્થળો સિવાય તલ્વારો હિન્દુસ્તાનથી પણ આવતી હતી. દક્ષિણ અરબસ્તાનની તલ્વારો પહોળી સીધી અને બસરાની તલ્વારો, હાલની તલ્વારો જેવી વાંકી થતી હતી, નામની દમિસ્કી તલ્વારો, જે સલીબી (ક્રુઝેડ)ની લડાઇઓના સમયથી યુરોપમાં ઘણી પ્રખ્યાત થઇ ગઇ હતી, તે પહેલા પહેલાં ખાસ રીતે કીંમતી સમજવામાં આવતી નહિ હતી. દમિસ્કમાં આ હુન્નર બીજા કરતાં, પાછળના સમયમાં શરુ થયો. એજ કારણે દમિસ્કી તલ્વારોનું વર્ણન પ્રાચીન અરબી પુસ્તકોમાં મળતું નથી. તલ્વારો

* જુઓ, "જરનાલ એસિયાતિક" જાન્યુઆરી ૧૮૫૪ ઇ. પા. ૭૧

પેઠે બખ્તરોની કારીગરીમાં પણ પ્રગતિ થઈ. એવીજ સ્થિતિ ધરાની બરછાઓની હતી. જેને "કઝાગન્દ" કહેતા હતા. એની અંદર એક ધાતુનો સળીયો લગાડવામાં આવતો હતો અને બહારની તરફ દમિશ્કી કામ થતું હતું. સુન્હેરી અને સુન્હેરી ઢોળવાળા જવશન (બખ્તર) પણ બનતા હતા. એની અંદરની બાજુએ કપડાનું અસ્તર લગાવવામાં આવતું હતું. એ 'મુબત્તિન્હ' કહેવાતા હતા. કડીવાળા લાંબા બખ્તરો "ઝરહિયાન" કહેવાતા હતા અને એની સાથેજ લોખંડી ટોપ પણ વળગેલા હતા. એ સિવાય સુવર્ણ કામના ટોપ પણ થતા હતા. ભાલાની લાકડી વાંસની થતી હતી અને અણી સાદી થતી હતી. સુન્હેરી અથવા સાદા પોલીસવાળા ગુરઝ (કન્તારિયાત=ગદા) થતા હતા તીર બનાવવામાં ઘણી પ્રગતિ થઇ હતી સામાન્ય રીતે અરબી કમાન વપરાતી હતી. એ પછી પણ ઘણી જલ્દી મઝબુત કમાનો બનવા લાગી, જે પગે ચલાવવામાં આવતી હતી અને 'કસરૂલ રજલ વલ રિકાબ" કહેવાતી હતી. એક બીજી જાતની કમાનો "કસરૂલ લવલબ" થતી હતી. જેમાં પાચ રતલી તીરો વપરાતા હતા. આ તીરો અને "નસ્ર લવન"ના તૈયાર કરવામાં ઘણી કારીગરીએ કામ લેવામાં આવતું હતું. જેને મશહુર ઉસ્તાદોજ કરી શકતા હતા. તીરોની કેટલીએ જાતો થતી હતી. એમાંથી એકનું નામ "જરાદ" (તીડ) હતું. જે એક વેંત લાંબા થતાં હતાં અને માત્ર "કસરૂલ લવલબ"માંજ કામ આપતાં હતાં. ("મકરિઝી" જિ. ૧, પા ૪૧૭) આ વસ્તુઓ સિવાય શીશાદથી આઇના પણ બનાવવામાં આવતાં હતાં.

તે ઝમાનામાં મુસલમાનોએ સામાન્ય રીતે ધાતુઓના કામમાં એટલી બધી પ્રગતિ કરી હતી કે તેને સંપૂર્ણતાના શિખરે પહોંચાડી દીધી હતી. એનો થોડો ઘણો અંદાઝો તે વસ્તુઓ ઉપરથી થાય છે, જે આપણા સુધી પહોંચી છે. અફસોસ છે કે આ કળાની ભિન્ન ભિન્ન શાખાઓની ઉન્નતિનો ઇતિહાસ વર્ણવો અશક્ય છે.

ધાતુઓની કળા પછી, કપડાની વણાટ-કળા હતી.

વણાટ કળા

આ વાત શોધખોળ માંગે છે કે, જે કાપડ મીન તરફ નિકાશ થતું હતું તે માત્ર સુતરાઉજ હતું અથવા ઉની પણ. જે માંલુમાતના સાધનો હાલ અમારી સામે છે, તેના ઉપરથી સુતરાઉ, ઉની, રેશમી, કંતાની અને સુતરાઉ-રેશમી કાપડનું અલગ અલગ હાલ જાણી શકાતું નથી. પ્રાચીનકળાના એશિયાઇ ઇતિહાસકારો એનું વર્ણનજ કરતા નથી. સ્પષ્ટ છે કે વર્તમાન સ્થિતિમાં એનું વર્ણન કરવું અમારે માટે તદ્દન અશક્ય છે. એમાં જરા પણ સંદેહ નથી કે ઇરાકમાં રૂની કારીગરીએ ઘણી જલ્દી વૃદ્ધિ કરી હતી. આ પ્રાંતમાં માત્ર મ્હોટા પ્રમાણમાં રૂ ઉત્પન્ન થતું હતું એટલુંજ નહિ, બલ્કે તેનાથી સુતર પણ તેટલાજ પ્રમાણમાં તૈયાર થતું હતું.

અબ્બાસીઓના સમયમાં કપડા વણવાની કળા ખિલાફતના દરેક મ્હોટા પ્રાંતમાં પૂર્ણ ઉન્નતિએ પહોંચી ગઈ હતી. કાપડ એટલું તૈયાર થતું હતું કે સ્થાનિક ઝરૂરીયાત પુરી કરીને મ્હોટા પ્રમાણમાં બીજા દેશોની બજારોમાં મોકલવામાં આવતું હતું. આ માલની ખપત ઘણી હતી અને એના વ્યાપારમાં ફાયદો પણ ઘણો હતો. ઉન, સુતર અને ઉંટના વાળોથી ભિન્ન ભિન્ન પ્રકારના માત્ર અત્યંત બારીકજ નહિ બલ્કે, ઘણું જાડું કપડું પણ વણાતું હતું. એ દેશોની વિશેષતા છે કે એમનું ભૌગોળિક સ્થળ એવું છે, જ્યાં પશુઓની વંશવૃદ્ધિ અને દેખભાળ સારી રીતે થાય છે. એ બધા

દેશો એવા ભૂમિ ભાગમાં આવેલા છે જે બિલકુલ બંજર છે; કેમકે અહીં વરસાદ ઘણો ઓછો થાય છે, જેથી અહીંની ઉંચી નીચી જમીન ખેતી કરવાને લાયક નથી. આવા સુકા સ્થળોથી જો કોઇ નફો મળી શકતો હોય તો માત્ર એવી રીતે કે ત્યાં પશુઓ પાળવામાં આવે અને તેમની વંશવૃદ્ધિ કરવામાં આવે. અહિં એવા નીચા ભાગો પણ છે, જે પહાડી નદીઓથી ખૂબ પાણી પીધેલા રહે છે. અને ખેતીને માટે અનીયોગ્ય, બલ્કે ફળદ્રુપ હોય છે. એવી રીતે તે ભાગો જે પાણીની કમીના કારણે ખેતી લાયક નથી, પશુઓની પરવરિશ માટે યોગ્ય અને ખાસ હોય છે. જે ખેતી કરવા લાયક છે, તેમાં પુષ્કળ પાક પાકે છે. આ કહેવાની જરૂરત નથી કે જ્યાં જે પ્રકારની પૈદાશ થાય છે, ત્યાં તેજ પ્રકારનો હુન્નર ઉદ્યોગ પોતાની મેળેજ ઉત્પન્ન થઇ જાય છે. અને એનુંજ આવશ્યક પરિણામ વ્યાપારની પ્રગતિ હોય છે

અહિં ઉંટ, ગધેડાં, ઘેટાં, બકરાં અને ભેંસ ખાસ રીતે પાળવામાં આવતાં હતાં, પરંતુ ગાય ઘણી કમી. પહેલાં તો ગાય બળદ ગરમ દેશોમાં ઘણા ઓછા ફળે ફુલે છે. બીજું એનું માંસ પણ વિશેષ પસંદ કરવામાં આવતું નથી, બલ્કે એશિયાવાળાઓને એનાથી એક પ્રકારની કિરાહત છે.* એના માંસ ઉપર ઘેટાં બકરાના માંસને સરસાઈ આપવામાં આવે છે. ગાયની પરવરિશ પ્રત્યે ઓછું ધ્યાન આપવાનું એક કારણ આ પણ હતું કે એનું માંસ ખાવાને લાયક સમજવામાં આવતું ન હતું. ટુંકમાં પશુઓ ઘણો ફાયદો બક્ષતા હતા.

અરબોએ જાનવરોની બિમારીઓ વિષે ઘણી શોધખોળ કરી હતી અને તેમની બિમારીઓ દૂર કરવાની ઘણી દવાઓ પણ શોધી કાઢી હતી. પશુઓની દેખભાળ કરવામાં ઘણી મેહનત લેતા હતા અને તેમના ઉપર પૂર્ણ પ્રેમ ધરાવતા હતા.

અરબોને હમેશાં ઘોડદોડ અને રમતોનો શોખ રહ્યો છે. જેથી એ મકસદ માટે અત્યુતમ ઘોડાઓ પાળતા હતા અને તેને ખાસ રીતે તૈયાર કરતા અને શિખવાડતા હતા. ×

ગાય સિવાય બીજા જાનવરો એટલે ઉંટ, બકરાં, ઘેટાંની માવજત એટલા માટે પણ વધુ કરવામાં આવતી હતી કે તેનાથી ઉન અને વાળ પ્રાપ્ત થતા હતા. પહેલ પહેલાં તો એ લોકોને આ જાનવરો ઉપર એટલો બધો વહાલ હતો કે તેને પોતાને ઘેર લઈ જઇને તેમની સેવા કરતા ત્યાંજ ઉન ઉતારતા અને ત્યાંજ ઉની કપડાં વણી લેતા હતા. પરંતુ જ્યારે પાછલા સમયમાં પૂર્વના દેશોમાં ઉની કાપડ વણવાના કારખાના સ્થાપિત થઇ ગયા અને આ હુનર અસામાન્ય રીતે પ્રગતિ કરી ગયો ત્યારે આ વહાલમાં પણ કમી આવી ગઇ. આ કળાની ઉન્નતિના ચિન્હો એક હદ સુધી હાલમાં પણ મોજુદ છે.

* જણાય છે કે ગાયના માંસથી કિરાહત ઘણા પુરાતન કાળથી ચાલી આવે છે. ખલીફા મામુન રશીદનો ખાસ તબીબ એને સખ્ત નુકસાનકારક કહે છે. તેનું આ કહેવું મશહુર છે કે "મને ગાયના માંસથી નફરત છે. જ્યારે હું તે બાઝાર-માંથી, જ્યાં તે વેચાય છે, પસાર થાઉં છું ત્યારે મારી અને ઘોડાની આંખો બંદ કરી લઉં છું, કેમકે તેને જોવું પણ નુકસાનકર્તા છે. (જુઓ. ઉયુને હમ્બુન જિ-૧, પા. ૨૧૫)

× અરબસ્તાનના પૂર્વ કિનારાથી ફુરાત નદીના પ્રદેશોમાં ઘોડા નિકાસ કરવાનો વ્યાપાર જે આજ કાલ એ.સો બમ્બ ઉપર છે, તે તે જમાનામાં ન હતો, કેમકે સામાન્ય રીતે ઘોડાઓની કમી હતી અને તેની મ્હોટી કિંમત આપવી પડતી હતી. એજ કારણે હજ્જાજે પોતાની ફોજને માટે સિજસ્તાનના શહેર 'અરનજ'થી ઘોડા મંગાવ્યા હતા.

તરફાનના નમદા, (ઉનવાળાં ચામડાં) ખાસ રીતે મશહુર હતા. ઉની ફર્શ અને કાલીન (પાથરણાં) પણ અહિં બનતા હતા અને અહિંનાજ બનેલા ગરમ કપડાંઓમાં "રિદાઅ" અને "અબા" ખાસ રીતે વપરાતા હતા. ("હ્યુમને હવકલ" પા. ૨૧૩)

સુતરાઉ કાપડની એવી કૈફિયત છે કે જેમ જેમ રૂની ઉત્પન્ન વધતી અને ખિલાફતના તાબાના દેશોમાં પ્રસરતી ગઈ, તેમ તેમ વણાટ કળામાં પણ પ્રગતિ થતી ગઈ. ખિલાફતના દરેક પ્રાંતનું કોઈ ને કોઈ પ્રકારનું ખાસ કાપડ પ્રખ્યાત હતું. એક સમયે દક્ષિણ અરબસ્તાનની ચાદરો વિશેષ મશહુર હતી અને એજ ચાદરો પાછલા સમયમાં "રિદાએ અદની" કહેવાવા લાગી, કેમકે એ અદનમાં બનતી હતી અને ત્યાંથીજ પરદેશ મોકલાતી હતી ("હ્યુમને હમ્દુન" પા. ૮૬)

હિરાતના બનેલા કપડાંઓએ પણ ઘણી જલ્દી એવીજ પ્રખ્યાતી પ્રાપ્ત કરી લીધી હતી. ("કામિલ" પા. ૬૫૬)

એ ઉપરાંત સુતરાઉ કાપડ ઇરાક, ઈરાન, યઝદ અને અબરકુવહમાં પણ વણાતું હતું અને મ્હોટી સંખ્યામાં નિકાસ થતું હતું. એના વ્યાપારે ઘણી પ્રગતિ કરી હતી. ("હ્યુમને હૌકલ" પા. ૨૧૪)

કિરમાન અને બમ્મમાં ખાસ પ્રકારનું ઘણું સુંદર કાપડ વણાતું હતું અને દરેક સ્થળે મોકલાતું હતું. એ શહેરના બનેલા નિકાબો (તિયાલિસહ)ની ખાસ રીતે પ્રખ્યાતી હતી. એ નિકાબોના હાશિયા (કોર) ઘણા ખુબસુરત બનાવવામાં આવતા હતા. એ અહિંયાં નિકાસ થઈને ખુરાસાન, ઇરાક અને મિસ્ર સુધી જતા હતા. એની કિંમત ત્રીસ દીનાર સુધી આવતી હતી. બમ્મના અમ્મામા પણ ઘણા મશહુર હતા અને ઉપર દર્શાવેલા દેશોમાં ઘણા શોક પૂર્વક ખરીદવામાં આવતા હતા. અહિંના કપડાંની એક વિશેષતા એ હતી કે તે ઘણા ટકાઉ થતાં હતાં. અદન અને સન્આના કપડાંઓ પેઠે આ કપડા પણ કમમાં કમ પાંચ અને મ્હોટે ભાગે વીસ વીસ વર્ષ સુધી કામ આપતાં હતાં ("મુઅજિમ" જિ. ૧, પા. ૭૨૭. "હ્યુમને હવકલ" પા. ૨૨૨)

ફારિસ પ્રાંત વણાટકળાની દ્રષ્ટિએ બીજા પ્રાંતો કરતાં પાછળ ન હતો. પહેરવાનાં કપડાં અને મન્દીલ આ પ્રાંતમાં સારાં બનતાં હતાં. જન્નાબાના મન્દીલ તે ખાસ રીતે પ્રખ્યાત હતાં. તવ્વાજ અને ફિસાના વણેલા કપડાં આખા જગતમાં પોતાની જોડ ધરાવતાં ન હતાં. ("હ્યુમને હૌકલ" પા. ૨૧૩) અને મ્હોટા પ્રમાણમાં પરદેશ ચઢતાં હતા. એવીજ રીતે ફારિસ્તાનથી મળેલા ખૌજિસ્તાન પ્રાંતમાં પણ વણાટકળાનો ઉદ્યોગ જોરમાં ચાલતો હતો. અહિં ખાસ રીતે રેશમ અને રૂનું કામ કરવામાં આવતું હતું ("ઇસ્તખરી" પા. ૯૧).

ઇરાકમાં પણ વણાટકળાને અન્ય દેશો કરતાં કંઈ ઓછી પ્રગતિ થઈ ન હતી. એનો અંદાજો એના ઉપરથી થઈ શકશે કે બગદાદના વણેલા કપડાંની માંગ એટલી બધી વધેલી હતી કે બીજા સ્થળોએ એની નકલો કરવામાં આવતી હતી અને તેને અસલી કહીને વેચતા હતા ("ઇસ્તખરી" પા. ૯૩) તે પ્રાંતોમાં જ્યાં તે યુગ પછી હુનર ઉદ્યોગનો નાશ થઈ ગયો હતો, કપડાં વણવાનું ઘણી સુંદર રીતે ચાલતું હતું. જેવા કે ઇરાકનો ઉત્તર ભાગ અને અરમિનિયા. ("હ્યુમને હૌકલ" પા. ૨૪૬).

તિબ્રસ્તાનની ઉન અને રેશમની બનાવટો ખાસ રીતે પ્રખ્યાત હતી. ત્યાં કાલીન અને ચાદરો ઘણી સરસ તૈયાર થતી હતી. ("હ્યુમને હૌકલ" પા. ૨૭૨, "મકદુસી" પા. ૫૪).

દક્ષિણ અરબસ્તાન ઘેણા સમય સુધી જરબાફત અને વળી સુતરાઉ-રેશમી કપડાંઓને

કારણે ખાસ વિખ્યાતી ધરાવતું હતું. ("ઇબ્ને ખલ્દુન." મુકદ્દમહ જિ. ૨, પા. ૩૬૬) એજ સ્થિતિ ઉમાન અને ખાસ કરીને કતરની હતી. અહિંઆં આ કળા હજુ સુધી જીવંત છે.

નિર્મળ કંતાન અને સુતર તથા રેશમની મેળવણીવાળું કપડું મ્હોટે ભાગે વપરાતુ હતું.

અમીરો અને ઉમરા કપડાં પહેરવાના શોખીનો પોતાનો લિબાસ હંમેશાં ઉમદા અને ગઢ કપડાંનો બનાવતા હતા. આ કપડું ઉત્તમ કંતાનમાંથી તૈયાર થતું હતું અને ચિત્રવિચિત્ર રંગો જેવા કે જન્નાખી, દમીકી વીગેરે આપવામાં આવતા હતા. ("કિતાબુલ મુશા" પા. ૧૨૧).

એશિયાના ઝીણા કપડાં હંમેશાથી પ્રખ્યાત ચાલ્યાં આવે છે. દમિશ્કના કપડાં "દશી"નું વર્ણન થઇ ગયું છે. એજ શહેરના નામ ઉપરથી તે કપડું મશહુર છે, જેને આજકાલ યુરોપમાં "દમાસ્ક" કહેવામાં આવે છે. પ્રાચીન યુગમાં યમન, ઇરાક અને મિસ્રના શહેરો જેવાં કે કુફા અને ઇસ્કંદરિયામાં એવીજ જાતનું મઝબુત રેશમી કાપડ વણાતું હતું. ("મસઉદી" જિ. ૫, પા. ૪૦૦) બારીક અને મુલાયમ કપડાંની કારીગરી પુરાતન કાળથી જારી હતી. જેથી એમાં ઓર પણ ખાસ રીતે પ્રગતિ થઇ હતી ખાસ કરીને ટયુનીસના શહેરમાં ભિન્ન ભિન્ન પ્રકારનાં કીંમતી કપડાં, જેવાં કે મશલાવશી, કંતાનનું કપડું, દયબકી, ઝરબફત (કસબ), મખમલ અને ખુરાસાની ઈત્યાદિ અને એ સિવાય બીજું જુદી જુદી જાતનું કપડું તૈયાર થતું હતું. ("મકરિઝી" જિ. ૧, પા. ૪૧૭.) મિસ્રની ઉપરના શહેર સયુતમાં કંતાનના કપડાં બનાવવાનો હુન્નર વખેલો હતો.) એવીજ રીતની કારીગરી દિમયાતમાં પણ ઝોર ઉપર હતી ("યઅકુબી" પા ૧૨૬) દિમયાત અને તિન્નીસ બન્ને શહેરોમાં, આ વ્યાપાર ઝિમ્મી ઇસાઇ એટલે કિબ્તીઓના હાથમાં હતો. તિન્નીસ (ટયુનીસ)માં ઉમદા બારીક તનઝેબ (શરબ) તૈયાર થતી હતી; પરંતુ દિમયાતનું મુખ્ય કપડું ગઢ ઝરબફત હતું. ટયુનીસમાં સફેદ અને દિમયાતમાં રંગીન કાપડ વણાતું હતું. સફેદ કપડાનું એક થાન, જેમાં ઝરદોઝીનું કામ થતુ હતું, ટયુનીસમાં ત્રણસો દીનાર સુધી કીંમત ઉપજતી હતી. દિમાયતમાં આ કપડાં ઉપરાંત ભાતભાતના સુશોભિત રંગના ફર્શ (પાથરણા)ના કપડાં (અબુ-કુર શુલ કલમુની), ઝરદોઝીના કપડા અને મન્દીલ બનાવવામાં આવતાં હતાં. (મુઅજિમ) આ કપડા જુદા જુદા નમુનાના બનતા હતા અને એની વણાટમાં ઝરીના તારેનું કામ થતું હતું. જુદા જુદા જાનવર જેવા કે ઘોડા, હાથી, સિંહ, મોર અને પક્ષીઓના ચિત્રો વણાટમાંજ ચિતરવામાં આવતાં હતાં. એજ જાનવરોના નામો ઉપરથી આ કપડાંઓને મુખયલ, મુફયલ, મુસબ્બઇ, મુતયર ઇત્યાદિ કહેતા હતા. (જુઓ. "મકરિઝી" જિ. ૧, પા. ૪૧૭-૪૧૮) આવા કિંમતી કપડાના નમુના હવે મળતા નથી. જુઓ Bockનો લેખ "ઝેરનાલ એસિયાતિક" નવેમ્બર ૧૮૫૫)

નિર્મળ રેશમનું અતિ કીંમતી કપડું દીબાજ કહેવાતું હતું. એ ઘણું મઝબુત થતુ હતું અને પોતાના ભિન્નભિન્ન નમુના તથા ચિત્રવિચિત્ર નકશોનિગારને કારણે ખાસ રીતે આકર્ષક અને દિલ-પસંદ થતું હતું. અમારો સમય સુધી એવાજ ફુલવાળાં અને ઝગઝગતા કપડાં રોમન કલીસાના માસ (MASS)માં વપરાતાં હતાં. દીબાજથી ઉતરતું, તેનાથી સ્હેજ કમઝોર કપડું ખઝર હતું. જોવામાં એ તેજ કપડું છે જેને આપણે અતલસ કહીએ છીએ. ("મુઅજિમ" જિ. ૪, પા. ૨૫૮) એ અરમિનિયામાં સૌથી સરસ બનતું હતું. (ખઝતારવતી "ઇબ્ને હમ્દુન." જિ. ૧, પા. ૪૦૬) માથા ઉપર બાંધવાના રૂમાલ (મન્દીલ)

બિલકુલ તેવાજ થતા હતા, જેવા આજકાલ સામાન્ય રીતે "કૌફિયહ" કહેવાય છે. આ મંદીલ યમન, મીસ્ર અને બીજાં સ્થળોએ તૈયાર કરવામાં આવતાં હતાં ("કામિલ" પા ૩૧૫) એક બીજું કમ કિંમતનું કપડું-જેની માંગ હંમેશાં ઘણી રહેતી હતી-'ખર્ઇસ' કહેવાતું હતું. એનો ઉદ્યોગ મિસ્રમાં ઘણા જોર ઉપર હતો. એ ખાસ રીતે ફ્રયુમમાં મ્હોટા પ્રમાણમાં તૈયાર થતું હતું. 'એ જાડું અને ખરબચડું કપડું હતું', એની માંગ પણ ઘણી હતી બગદાદવાસીઓ ગરમીની મોસમમાં, ગરમીથી બચવા માટે, પોતાના મકાનોમાં એના પરદા લટકાવતા હતા. એ પરદાઓને પાણીમાં ભીંજવવામાં આવતા હતા, એમાં થઇને ઠંડી હવા આવતી હતી. ("યઅકુબી" પા. ૧૧૯). શરાબ અને પાણી ઠંડું કરવાને માટે પણ ખર્ઇસને ભીંજવીને સુરાહીઓ ઉપર લપેટવામાં આવતું હતું. ("રાગ્બલણી" લતાઈફ પા ૧૪, "અગાની" જિ. ૭. પા. ૧૦૦). અજીબ વાત એ છે કે આ કપડું હાલ પર્યંત મિસ્રમાં વણવામાં આવે છે. ("Aegyten" ભા. ૨. પા. ૨૧૫).

અરબોની વણાટકળાના જે નમુના હાલ સુધીમાં હાથ લાગ્યા છે તેના ઉપરથી જણાય છે કે સામાન્ય રીતે એવા સુશોભિત રંગ અને ભપકાદાર કપડાં પસંદ કરવામાં આવતાં હતાં, જેમાં જરીનું કામ હોય, અથવા ડોરીયા અને ચારખાના, જેવા કે આજકાલ પણ શામ દેશમાં મળે છે. લિબાસ માટે પણ એવાં કીમતી કપડાં તૈયાર થતાં હતાં, જેના ઉપર શિકારની તસ્વીરો વણાટમાંજ બનાવવામાં આવતી હતી. સિકલિયહ (સિસિલી)ના શહેર બલરમ (પલર્મો) માં ઈ. સ. ૧૧૩૪ (હિ. સ. ૫૨૮)માં અરબોનો બનાવેલો એક રેશમી ઝબ્બા (ઝબ્બો) પવિત્ર રૂમી સલ્તનતના સંગ્રહસ્થાનમાં કાળજી પૂર્વક રાખેલો હતો. એ સલ્તનતના કયસરો તેને તાજપોશીના પ્રસંગે પહેરતા હતા. આ કપડામાં રક્તરંગની ઝમીન ઉપર શિકારનું એક દ્રશ્ય દેખાડવામાં આવ્યું હતું કે એક સિંહ (અથવા ચિત્તો) એક ઉંટ ઉપર હુમલો કરીને તેને ચીરી ફાડી રહ્યો છે, એવું જણાય છે કે તે યુગમાં આ કારીગરી ઉન્નતિના અંતિમ શિખ્ખર ઉપર પહોંચી ગઇ હતી, સલીબી (ક્રુઝેડ)ની લડાઇઓ દરમિયાન તે યુગના જંગલી યુરોપવાસીઓએ એશિયાઇ લિબાસની શાનો શૌકતને પ્રથમ વારજ જોઈ અને તે વખતથી એશિયાના કીમતી કપડાં અને વિલાસ વૈભવની વસ્તુઓ પ્રત્યે તેમનું આકર્ષણ વધતું ગયું, અને એટલું બધું વધ્યું કે કેટલાક દેશો, ખાસ કરીને ફ્રાંસમાં એના ૨૫ પ્રકારો આમ લોકો સુધી પહોંચીને દરેક શખ્સની ચક્ષુઓને આંજી નાંખી અને દરેકનાં દિલ અને દિમાગ ઉપર સત્તા જમાવી દીધી. એમની માંગ એટલી વધી ગઇ કે એની નકલ ઉતારવી એક ફાયદા ભર્યો ધંધો થઇ પડયો. ઉત્તર ઇટલીમાં આ કપડાંઓની નકલો ઉતારવાની 'કળા' અત્યંત જોર સાથે જારી થઇ ગઈ. એ નકલી કપડાં મ્હોટા પ્રમાણમાં બનવા લાગ્યાં. લુત્ફ એ છે કે માત્ર કપડાંની નકલોજ ઉતારવામાં આવતી હતી અને આવે છે બલ્કે, અરબી ભાષાના લખાણો પણ-જેનાથી એ કપડાં શોભતાં હતાં આબેહૂબ ભરવામાં અથવા વણી લેવામાં આ નકલી કપડાઓને અસલી એશિયાઇ બનાવટ કહીનેજ યુરોપના દેશોમાં વેચવામાં આવતાં હતાં.

[ અપૂર્ણ ]

# રૂબાબ

'શાકિર' બી. એ.

રૂબાબને લાગ્યા કરતું કે નીતિ અને અનીતિમાં ઝાઝો ફરક નથી. એ કહ્યા કરતી "જગતને જે ગમે તે નીતિ અને જગતને જે ન ગમે એ અનીતિ." અને દલીલમાં કહેતી કે "ઘણીવાર જગત ડાહ્યાને દીવાના અને દીવાનાને ડાહ્યા ગણે છે." કોઈને એમાં સત્ય દેખાય કે ન દેખાય.

હું તો માનું છું કે જગતને અવળું જોવાની આદત પડી ગઈ છે. એટલે રૂબાબના કહેવામાં મને પરમ સત્ય દેખાતુ. વળી જગત આખું એક અણુ ઉકેલ કોયડોજ છેને ?

કોઈ કવિની કલ્પના મૂર્તિ જેવી રૂબાબ, આ જગતમાં વસે છે એમ માનવામાં ઘણાકને વિચાર કરવો પડે એમા નવાઈ જેવું તો છેજ; છતાં અસંભવિત તો નથીજ. અને એવી કેટલીએ રૂબાબ પાગલોમા ખપી જઈ પોતાનું નિરસ જીવન ગાળી અલોપ થઈ જતી હશે, છતાં જગતને એને પિછાનવાની ફુરસદ નથી ! અને ફુરસદ હોય ક્યાંથી જ્યાં જગત આખું ડાહ્યાઓથી ઉભરાય જતું હોય ત્યાં એક નિર્મળ હૃદય જગતની ક્રૂરતાથી વસોવાઇ, વનોવાઈ, ખાકમાં કેમ ન મળી જાય ?

એને એક ધુન લાગી હતી. જગતને કાંઈક આપી જવાની; એણે શોધેલાં પરમ સત્યો; એણે મેળવેલાં વિચિત્ર અનુભવો; એણે ઝીલેલાં અનેક અમૃત બિંદુઓ અને હૃદયમાં છુપાવી રાખેલાં અનેક દુઃખો ! **સુખનીજ ભીખ માગવા ટેવાયલો આઓ માનવ સમાજ દુઃખનું નામ સાંભળતાં કંપી ઉઠે છે; ધ્રુજી જાય** છે ! અને આજના જગતની કર ટેકડી એમાંજ છે કે તે દુઃખથી દૂર નાસવાની કોશિષ કરે છે. **દુઃખથી બચવાનાં અનેક સાધનો શોધી એણે જગતને ખુબજ દુઃખી બનાવી** દીધું છે ! એજ માનવ સમાજે સમાજના કાયદા કાનૂનો ઘડી, માનસ શાસ્ત્રનો ક્રમ ગોઠવી, નીતિ અનીતિની દીવાલો ઉભી કરી, માનવ સમાજને રૂદન અને નિસાસાની અંધારી ઓરડીમાં પુરી દીધો છે ! ડગલેને પગલે સંસ્કૃતિની બાંગો ન પુકારતી હોય, વાત વાતમાં નીતિ અનીતિ ઉભી ન થતી હોય, અને દુઃખી જગતને સુખ આપવાના ઇજારા ન લેવાતા હોય તો આજે આપણું જગત સ્વર્ગ બની જાય.

પણ એ બધું થાય શી રીતે ? રૂબાબને એજ સમજ નો'તી પડતી. એ મુઝવણમાં પડી જતી. દિવસોના દિવસો સુધી એ વિચારમગ્ન રહેતી. એ સુકાવા લાગી. એને લાગ્યું કે એ નિર્બળ છે, નિરાધાર છે, અને છેવટે એને લાગતું કે એ પાગલ છે. અને આખા સમાજ સામે બંડ જગાવનાર એક સ્ત્રીની શક્તિ કેટલી ? ભલભલા ગોથાં ખાઈ જતા હોય ત્યાં એકલી રૂબાબના શા ભાર !

એ સ્ત્રી હતી એટલે એને એક સાથીની જરૂર હતી એના જેવાજ. પણ તે શોધ્યો મળતો નો'તો. પાગલો આજની દુનીઆમાં ઘણાજ ઓછા જણાય છે. એને પાગલ જોઇતો હતો, પણ જગતને, સમાજને, સંસ્કૃતિને પાગલ સ્ત્રી નો'તી જોઇતી. એના માતપિતા પણ ડાહ્યાં હતાં એટલે કોઇ ડાહ્યાનીજ શોધમાં હતાં. ડાહ્યો મળતો નો'તો; પાગલને કોઇ લઇ જવા રાજી નો'તું ! એમ રૂબાબ માટે એક મહાન આફત ઉભી થઈ ગઇ.

એક દિવસ રૂબાબે મને પુછ્યું "જગત પાસે ડાહ્યા હોવાનું જે પ્રમાણપત્ર છે તે મને નહિ બતાવો ?"

મેં જરા કટાક્ષમાં કહ્યું. "તું પાગલ છે એજ પ્રમાણ પત્ર, જગત માટે બસ નથી શું !"

એ જરા ચીડાઈ ગઇ, હું જોરથી હસ્યો. એ ખામોશ રહી,

મેં કહ્યું:–"રૂબાબ તું એકલી આખા સમાજ સામે બંડ જગાડે, જગાડવાના પ્રયત્નો કરે, એ નરી મૂર્ખતા નથી વારૂ?"

રૂબાબ બોલી ઉઠી "હું એકલી છું માટેજ મને પાગલ ગણવામાં આવે છે, મ્હારા સાથી હોય; અમે હોઇએ તો પછી ત્હમે જોઈ લેશો કે હું બતાવી આપીશ કે હું પાગલ છું કે તમે બધાં."

"એતો થાય ત્યારે ખરૂં. આજે તો તું પાગલજ છેના?" મે એને વધુ ચીડવવા પ્રયત્ન કર્યો.

એની આંખોમાં અશ્રુ આવી ગયાં. એ રડી પડી. એકાદ ડાહી સ્ત્રીને છાના છાના આંસુ સારવા સિવાયનો કોઇ પણ અધિકાર સમાજે રેહવાજ ક્યાં દીધો છે! સ્ત્રીનાં આંસુજ સમાજને કોઇ વેળા બાળીને ભસ્મ કરી નાખશે એમ આજે કોઈ માનતું નથી. અને એ સમય પણ દૂર નથી જ્યારે સ્ત્રીના આંસુની બહુજ મોટી રકમ આપણે આપવી પડશે.

દુઃખી રૂબાબ, પીડાઇ પીડાઇને પટકાઈ પડી. સૌને લાગ્યું કે રૂબાબ હવે વધુ જીવી નહિ શકે અને મરણ પથારીએ પડેલી રૂબાબે જતાં જતાં કાંઈ કહેવાનો પ્રયત્ન કર્યો–જગતને થોડી દીવાનગી આપવા પ્રયત્ન કર્યો, ઘેલી રૂબાબ! પાગલ રૂબાબ! પોતાની આસપાસ બેઠેલાંઓને એણે કહેવા માંડ્યું "તમારા ડ્હાપણભર્યા કાયદા, તપાસ, નીતિ અનીતિની દીવાલો, બીજાને સુખ આપવાની તમારી મોટી મોટી પુકારોએ એક સ્ત્રી ઉપર જે ઝુલ્મ કર્યો છે, જે દુઃખ ગુજાર્યું છે, તેનો બદલો જગતને આખેજ છૂટકો. અને તમારી આજની બધી આફતો ખુદાય જેવી અનેક રૂબાબોના છાનાં અશ્રુઓનુંજ પરિણામ છે. આજનું જગત અપરાધી છે. એણે સ્ત્રીનું ગળું દબાવી દીધું છે, એણે સ્ત્રીને કચડી નાખી છે. સ્ત્રીને ન્યાય આપનાર આજની સુધરેલી દુન્યામાં શોધ્યો જડતો નથી. ન્યાય મંદિરોની દીવાલો સ્ત્રી ઉપર થતા અન્યાય સાંભળી કંપી ઉઠી છે. એક દિવસ એ બધાં ન્યાય મંદિરો ભાંગીને ભુક્કા થઇ જશે. એની ખાકમાંથી બીજાં નવાં ન્યાયમંદિરો ઉભાં થશે. ત્યાં સૌને માટે ન્યાય હશે. સ્ત્રી માટે પણ એ ન્યાયમંદિરો જ્યાં સુધી ઉભાં રેહશે ત્યાં સુધી જગત આખામાં સુખશાંતિ હશે, આરામ હશે અને પુન્ય હશે."

આટલું બોલી રૂબાબ ખામોશ થઇ ગઇ, હંમેશને માટે રૂબાબ રૂબાબ હતી એટલેજ પાગલ કહેવાઇ; એ માનવસમાજની આબરૂ હતી એટલેજ એની કીંમત ન થઇ શકી.

વેપારી  ડિરેકટરી

**ધી તાજ ઑફીસ**

મુહમ્મદઅલી રોડ, મુંબઈ ૩

માંથી સાત આનાની

કીમતે 'કારવાં' ની છુટક નકલો ખરીદો.

---

**'કારવાં' એજન્ટસ:—**

UNION PRINTING WORKS

91, Victoria Street,

DURBAN.

---

**'કારવાં' એજન્ટસ:—**

LIMBADA & CO.

P. O. Box 7636,

JOHANNESBURG.

---

**'જલાલુદ્દીન અફ઼ઘાની'**

પાંચમું પુસ્તક

કી. પાંચ આના

ટ. ખ. જુદું.

બઝમે ઇકબાલ, કઠોર.

ધી રાંદેર સ્ટોર્સ: કણપીઠ, સુરત.

---

**ફ઼ોટો કાઇદે આઝમ**

મુસ્લિમ લિબાસમાં

૨૪" × ૧૮" સાત આના
૧૦" × ૭½" એક આનો } ટ. ખ. જુદું

ધી રાંદેર સ્ટોર્સ: કણપીઠ, સુરત.

---

**ભાડે આપવાનું છે.**

---

**The Holy Quran**

Arabic Text With English
Translation & Commentary
By
**Allama Abdullah Yusufali**

Complete in two Volumes
Rs 35-8-0

The Rander Stores, Kanpith, SURAT.

---

આ આના માટેનો માસિક ચાર્જ ફક્ત એક રૂપીઓ. બાર માસ માટે રૂા. ૧૨) જાહેર ખબર આપનારને ૭ આનાનો 'કારવાં'નો અંક પણ મળે છે.

---

પત્રવહેવાર વેળા "કારવાં"નો હવાલો જરૂર આપો.

# 'બળવાનો ઉદય'

કિંવા

# ધર્મદ્રોહની અભિવ્યક્તિ

[મૂળ લેખક : મર. સૈયદ અબુલ અઅલા મવદુદી સાહબ]
( અનુવાદ : ઈસાભાઈ ઇબ્રાહીમ કાવી )

સમાજમાં એક આમજનતાનો અને બીજો વિશિષ્ટ જનોનો એમ બે વર્ગો હોય છે. જો કે આમવર્ગનું સંખ્યા–પ્રમાણ અતિ બહોળું હોય છે. અને સમાજનું સંખ્યાબળ એ વર્ગ પરજ અવલંબિત હોય છે. પરંતુ ચિંતન, માર્ગ–દર્શન, અને અભ્યયન કરવાવાળાં ભેજાં એ ટોળામાં હોતાં નથી ! એ વર્ગમાં ન તો શિક્ષણ હોય છે, ન આર્થિક બળ, ન પદવીઓ હોય છે ન સત્તાધિકાર, જેથી કૌમની દોરવણી કરવી એ લોકોનું કાર્ય હોતું નથી બલ્કે દોરવણીકારો અને પ્રચાલકોની પાછળ દોરાવું અને ચાલવું એજ એમનું મૂખ્ય કર્તવ્ય હોય છે. તેઓ પોતે રાહો અને માર્ગો કાઢનાર કે બનાવનાર હોતા નથી, પણ તેમના માટે જે કાર્ય–દિશાઓ નક્કી કરવામાં આવે છે તે પ્રતિ પ્રયાણ કરનાર હોય છે. કાર્યદિશાઓ નક્કી કરનાર અને તેના ઉપર આખી સમાજને ચલાવનાર ,ખરી રીતે વિશિષ્ટ વર્ગ હોય છે. જેઓની પ્રત્યેક વાણી અને વર્તન સાથે સમજ, સંપત્તિ, સામર્થ્ય અને સત્તા જેવી અનુપમ શક્તિઓનું પીઠબળ હોય છે. જેથી સમાજને સ્વેચ્છાએ કે અનિચ્છાએ તેમનુંજ અનુસરણ કરવું પડે છે ! તો પછી આ કથન તદન વાસ્તવિક છે કે કૌમની મૂળ શક્તિ તેનો સામાન્ય વર્ગ નહિ પણ વિશિષ્ટ વર્ગ છે ! તેઓ પરજ કૌમના વિકાસ અને વિનાશનો આધાર હોય છે. તેઓનું સદ્વર્તન અને સદાચરણ પુરી સમાજના સદાચરણ અને તેઓનું દુરાચરણ પુરી સમાજના દુરાચરણમાં પરિણમે છે ! જ્યારે કોઇ કૌમની ભલાઇનો સમય આવે છે: ત્યારે તેમાં એવો વિશિષ્ટ વર્ગ જન્મે છે જે પોતે સુમાર્ગે ગતિમાન થઇને પુરી કોમને તે ઉપર ચલાવે છે. 'વજઅલ્નાહુમ અઇમ્મ તંય્હદૂનં બિ અમ્રિના વ અવહ્ય‑યના ઇલયહિમ ફિઅ લલ્ખૈરાત [અને અમે તેઓને સરદાર બનાવ્યા કે અમારા હુકમથી ઉપદેશ આપતા રહેતા હતા અને અમે તેમની પાસે નેક કામો કરવાનો (અને નમાઝની પાબંદીનો તથા ઝકાત અદા કરવાનો) હુકમ મોકલ્યો] અને જ્યારે કોઈ કૌમની દુર્દશાનો સમય આવે છે તો તેની ખરાબીનો આરંભ તેના વિશિષ્ટ જનોથી થાય છે જેઓની ગુમરાહી અને નીતિ નાશથી આખરે પુરી કૌમ નિષ્ક્રિયતામાં હોમાઇ જાય છે. "વઇઝા અરદના અન નુહલિક કરયતન અમર્ના મુતરફીહા ફફસકૂ ફીહા ફહક્ક અલૈહલ્કૌલુ ફદમ્મર્નાહા તદમીરા" [અને જ્યારે અમે કોઈ વસ્તીનો વિનાશ કરવા ઇચ્છીએ છીએ ત્યારે તેના "મુતરફીન" (યાને અમીર, રઇસ) લોકોને હુકમ આપીએ છીએ ફરી (જ્યારે) તે લોકો (કહેવું નથી માનતા ઉલ્ટા) ત્યાં શરારત કરે છે: ત્યારે તેઓ પર દલીલ પુરી થઇ જાય છે. ફરી તે વસ્તીને તબાહ અને બરબાદ કરી નાંખીએ છીએ. ]

કુર્આનની પરિભાષામાં કૌમના વિશિષ્ટ વર્ગને "મુતરફીન" આગેવાનો કહીને સંબોધ્યા

છે. માને તે લોકો જેઓને અલ્લાહ તઆલાએ પોતાની નેઅમતોથી ખૂબ નવાજ્યા હોઈ જગત-કર્તાના પુરાવા પ્રમાણે હરહમેશ એમજ થતું રહ્યું છે કે કોમમાં પ્રથમ એ નેતાઓજ દુષ્કર્મ, દુરાચાર અને અત્યાચારના ધ્વનિવાહક બને છે! પછી સારીયે સમાજ દુરાચારનો ભોગ થઈ પડે છે!

એ પુરાવાની સત્યતામાં શું શંકા છે? આપણી પોતાની કોમની સ્થિતિ જુઓ. એની દુર્દશા, નીતિનાશ, અને પાયમાલી પણ આપણા "મુતરફીનો"થીજ થઈ છે! એ લોકોએ ઇલાહી ફરમાનો અનુસાર ઉપદેશ અને આદેશ આપ વાવાળા ઇમામોની ઉત્તમ પ્રથાનો ત્યાગ કરી શયતાની અને રાક્ષસી પ્રથાઓનું અનુસરણ શરૂ કર્યું. એમણેજ સ્વાર્થ અને સ્વપૂજા માટે શરીઅતના બંધનો ઢીલા કરવાની હારમાળાનો આરંભ કર્યો! એમણેજ 'કિસ્રોનો' અને 'કૈસરો'ની જેમ ખુદાના સેવકો પાસે પોતાની સેવા કરાવવી શરૂ કીધી, અને પોતાની કોમને ખુદાપરસ્તીને બદલે હાકિમ-પરસ્તી તથા ઉમરાવ-પરસ્તીની કૂટેવ પાડી! એમણેજ તે ગરદનોને ગુલામો સહામે ઝુકતાં શીખવ્યું! એમણેજ સુશોભિત વસ્ત્રો અને ભવ્ય મહાલયોમાં મહા અપરાધો સેવીને પોતાની સમાજ માટે અપરાધોને સુંદર અને શોભાયમાન બનાવ્યા! એમણેજ હરામનો માલ ખાઈને પોતાની કોમને હરામ ખાવા ખવડાવવાની ટેવ નાંખી! એમણેજ ધર્મદ્રોહ માટે શિક્ષણનો, શરારત માટે બુદ્ધિનો, પ્રપંચો અને કાવત્રાંઓ માટે મનોવૃત્તિનો, ઇમાન ખરીદવા માટે સંપત્તિનો, ક્રુર અત્યાચાર માટે શાસન-પદનો, અને અભિમાન માટે શક્તિઓનો ઉપયોગ કર્યો! વળી એમણેજ હક્કો અને હિતો સુધી પહોંચવાના અને ઉત્કર્ષ સાધવાના અનેક યોગ્ય માર્ગો બંધ કરી દીધા! અને લોકોને લાચાર બનાવ્યા કે ખુશામદ, લાંચરૂશ્વત, ધોકાબાજી, અસત્યતા, અને એવા બીજા સ્વમાન વિહોણા માર્ગો વડે પોતાના હેતુઓ સાધે!!!

મતલબ કે નીતિ અને કર્મોની કોઇ વિકૃતિ એવી નથી જેનો પ્રારંભ એ કહેવાના વિશિષ્ટ જનોથી ન થયો હોય! એમને અલ્લાહે જે ઇન્આમો આપ્યાં હતાં તેનો તેમણે અવળો ઉપયોગ કર્યો. પોતે પણ ખરાબ થયા અને પોતાની સાથે પોતાની સમાજને પણ ખરાબ કીધી.

આ બધું સદીઓથી થઇ રહ્યું હતું અને દુરાચાર તથા નીતિનાશનો લુણો મુસ્લીમોના સામાજિક સામર્થ્યને અંદરથી ખોખરૂં કરી રહ્યો હતો. એમ છતાં પણ હૃદયોમાં ઓછામાં ઓછે. ઇમાનનો પ્રકાશ પથરાએલો હતો. જો કે ખુદા અને રસૂલ (સલ.)ના ફરમાનોનું સંપૂર્ણ પાલન ન હતું છતાં ખુદા અને રસૂલ (સલ)નો પ્રભાવ અને પ્રેમ-લાગણી દિલોમાં બાકી હતી. ઇસ્લામી નિયમોનું ઉલંઘન ચાહે તેટલું કરવામાં આવ્યું હોય. પરંતુ તે નિયમોના સન્માનથી હૃદયો ખાલી ન થયાં હતાં, ઇસ્લામી સલ્તનતની વિરૂદ્ધતા ચાહે તેટલી વધી ગઇ હોય પણ તેના વિરૂદ્ધ બળવાનું સાહસ કદી પણ થયું ન્હોતું. જેને ઇસ્લામે સત્ય કહ્યું તેને સાચુંજ માનવામાં આવતું હતું અને તેનો ત્યાગ કરીને અસત્યના અનુસરણમાં અતિશય આગળ પડતો ભાગ કેમ ભજવ્યો ન હોય; પરંતુ આ કૃતઘ્નતા અને ધૃણા-લાગણી કોઇમાં પણ ન હતી કે ઇસ્લામે બતાવેલ 'હક' ને 'બાતિલ', અને 'બાતિલ'ને 'હક', 'ફર્ઝ' ને 'ફુઝુલ' અને 'યોગ્ય' ને 'અયોગ્ય', 'હરામ' ને હલાલ અને 'પાપ' ને 'પૂણ્ય' કહેવામાં કે સમજવામાં આવે! બેશક ગુનાહો થતા હતા. નિઃશંક અપરાધોથી પવિત્ર પાલવો ખરડાતા હતા, શરીઅતની સીમાઓ ઓળંગવામાં આવતી હતી, ઇસ્લામી નિયમોનો અનાદર હદથી વધી જતો, પરંતુ એથી હૃદયો શરમાઈ

જતાં હતાં! શરમથી ગરદનો ઝુકી પણ જતી હતી! ક્રમમાં ક્રમ હૃદયો આ વાતનો સ્વીકાર કરતાં હતાં કે અફસોસ અમે ખુદા અને રસૂલ (સલ.)ની નાફરમાની કરી રહ્યાં છીએ!!

એનું કારણ આ હતું કે માન્યતાઓની નિર્બળતા અને સત્કર્મોનો દુષ્કાળ હોવા છતાં મુસલમાનોની સંસ્કૃતિ ઇસ્લામે ચણેલી બુન્યાદો પર કાયમ હતી. જો કે ગ્રીસ અને ફિરંગની કલ્પનાઓએ ઘણીખરી (માનસિક) વિકૃતિઓ ફેલાવી, પરંતુ તેમને એટલી સફળતા કદી પણ મળી નહિ કે તેઓ મુસ્લિમોના દૃષ્ટિબિન્દુનેજ પલટાવી દીએ, તેમની મનોવૃત્તિના બાબાને ઇસ્લામથી કેવળ વિમૂખ કરી દીએ, અને તેમની માનસિક શક્તિઓને અહીં સુધી આકર્ષે કે તેઓ ફિરંગી દૃષ્ટિએ અવલોકવાનું અને ઇસ્લામી બેજાથી વિચારવાનું બિલ્કુલ ત્યાગી દીએ!

પરંતુ ઓગણીસમી સદીમાં શાસન ગુમાવ્યા પછી જ્યારે આપણી કૌમના "ભુતસ્થીનો"એ નિહાળ્યું કે મુસ્લિમો શાસન સત્તાઓ સાથે હોદ્દાધિકાર, સન્માન, સંપત્તિ એ બધુંજ ગુમાવી રહ્યા છે. અને ગુલામી દશામાં એને રક્ષવા તથા ગુમાવેલી વસ્તુઓની પુરવણી કરવા માટે પાશ્ચાત્ય સંસ્કૃતિ અને શિક્ષણથી વિભૂષિત થવા સિવાય કોઇ અન્ય સાધન નથી! તો તેમના વર્તનમાં એક અનેરો વિકાર થયો. જે ખરા અર્થમાં માત્ર વિકારજ (ફેરફાર) નહિ બલ્કે એક પરિવર્તન હતું! વિકારના અર્થ માત્ર બદલાવાનાજ થાય છે. પણ પરિવર્તન પલટાય જવાને કહે છે, અને ખરૂં પૂછો તો આ બીજા પરિવર્તનમાં તેઓ એવા પલટાય ગયા કે તેમનું દૃષ્ટિબિન્દુજ પલટાય ગયું! તેમનો મનોઅંક પલટાય ગયો! તેમની દૃષ્ટિઓ પલટાય ગઇ! તેમનું લક્ષ ઇસ્લામથી ચલિત થઇને ફિરંગીયત પ્રતિ પલટાય ગયું! જે ઇસ્લામથી તદ્દન ઉલટી દિશાએજ આવેલી છે!

આજ! જ્યારે એ પરિવર્તનનો પ્રારંભ થયો ત્યારે તે શરમની લાગણી જે ઇસ્લામી નિયમોનું ઉલ્લંઘન કરતી વેળા પ્રથમ દૃષ્ટિગોચર, થતી હતી ધીમે ધીમે અદૃશ્ય થવા લાગી. બલ્કે એ ખંતનો અંત આવવા લાગ્યો કે તેઓ શરીઅતની સીમાઓ તોડીને કોઇ અપરાધના શિકાર થઇ રહ્યા છે. ત્યાર પછી ક્રમે ક્રમે શરમની જગ્યા શરારત અને બેશર્મીએ લઇ લીધી! પ્રત્યેક પ્રકારનો નિયમભંગ છડેચોક થવા લાગ્યો અને તે ઉપર શર્મને બદલે ગર્વની અભિવ્યક્તિ થવા લાગી! પરંતુ પરિવર્તનનો પ્રવાહ એ હદે પહોંચીને પણ અટક્યો નહિ: હવે એ ફિરંગી રંગમાં રંગાએલાં માનવ પુતળાંઓની મિટીંગોમાં જે વાતો સાંભળવા કે જોવામાં આવે છે તે બેશરમીથી વધીને ઇસ્લામ વિરૂદ્ધ ખુલ્લા વિદ્રોહનાં ચિન્હો વ્યક્ત કરે છે! હવે વાત આ હદે પહોંચી છે કે એક મનુષ્ય જે અમૂલ્ય ઇસ્લામી નિયમના ચુરેચુરા કરી નાખે છે તે પોતાના અપરાધ પર શરમાવાને બદલે ઉલટા તે માણસને શરમાવવાનો પ્રયત્ન કરે છે જે એ પ્રાચિન નિયમોની પાબંદી કરી રહ્યો છે! અર્થાત હવે ગુનેહગાર અને અપરાધી તે નથી જે ઇસ્લામીઓને તોડે છે બલ્કે તે છે જે તેનું અનુસરણ કરે છે! હવે માત્ર નમાઝ, રોઝાનો ત્યાગજ કરવામાં આવતો નથી, બલ્કે તેના ઉપર તિરસ્કારજનક ગર્વ પણ કરવામાં આવે છે! રોઝા નમાઝને ત્યાગવાની તબ્લીગ કરવામાં આવે છે. રોઝા રાખનાર અને નમાઝ પઢનારાઓની ઠેકડી કરી તેને હસી કાઢવામાં આવે છે! અને આક્ષેપો સેવવામાં આવે છે કે રોઝા નમાઝના પાબંદ લોકો (ખાસ કરીને જ્યારે તેઓ જુવાનીઆ હોય) પોતાના કાર્યથી ઉલટા શરમીન્દા થશે. હદ આ છે કે અગર કોઇ નમાઝીમાં એબ કે ઉણપ જણાય છે તો તિરસ્કારના સ્વરૂપમાં કહેવામાં આવે છે કે

"આખરે તે સાહેબ નમાઝી છે ને! અર્થાત એ માણસમાં ઐબ હોવાનું મૂળ કારણ બીજું કંઇ નથી પણ માત્ર તે અમલ છે જેને અલ્લાહે સર્વ વિકૃતિઓના પ્રતિબંધક રૂપ ઠેરવ્યો છે અને જેને રસૂલુલ્લાહે (સલ.) બધા સદ્‌કર્મોની શ્રેષ્ઠ ગણ્યો છે। (યાને નમાઝ).

આ દોષ માત્ર નમાઝ, રોઝા સુધીજ મર્યાદિત નથી પણ જીંદગીની લગભગ બધીજ દિશાઓમાં વ્યાપી ગયો છે। હવે ઇસ્લામી આદેશોની પાબંદીને "મુલ્લાંવાદ"ની ઉપમા આપવામાં આવે છે। અને 'મુલ્લાંવાદ' આપણા નૂતનયુગની પરિભાષામાં સંકુચિત વૃત્તિ, સ્થામ કલ્પના, અજ્ઞાનતા, પ્રાચિન-પ્રિયતા, અને બુદ્ધિહિનતાના વિનાશક મિશ્રણનું નામ છે।।। અર્થાત એમ સમજો કે ચુસ્ત માન્યતાવાળા અને શરીઅતના સેવક એવા મુસ્લિમનું નામ 'મુલ્લાં' છે। અને 'મુલ્લાં' તે છે જે નૂતન-સભ્યતા અને રોશન-ખ્યાલીથી કોસો દૂર હોય। સુધરેલી સોસાયટીમાં કોઇ પણ રીતે ખપી શકતોજ ન હોય! આ સેંકડો ગાળોની એક ગાળ છે। અને તિરસ્કારપૂર્ણ વેરભાવના વ્યક્ત કરવા માટે અનેક વાક્યો વાપરવાને બદલે આપણા "કાળા ફિરંગી" પોતાની બધી વેર ભાવનાઓ સંગઠિત કરીને માત્ર એક શબ્દ "મુલ્લાં" બકી દે છે।

આજે કોઇ કથન અને વર્તનના અનુમોદન અથવા સમર્થનમાં આ દલીલ કોઇ દલીલજ નથી કે તે કુર્આન અને હદીસને અનુરૂપ છે। બિમમુસ્લિમ નહિ બકે એક મુસલમાન જે બદનસીબીથી 'તા'લીમયાફતા' અને 'રોશન-ખ્યાલ' થઇ ગયો. છે કુર્આન અને હદીસની સનદને બેધડક રદ કરી દે અને સ્હેજ પણ શરમાતો નથી બલ્કે આશા સેવે છે કે ઉલ્ટાં ઇસ્લામી નિયમોની સનદ લાવવાવાળાએ શરમિન્દા થવું જોઇએ। કુર્આન અને હદીસની દલીલોને માનવું તો દૂર રહ્યું અમે તો આ હાલ જોયો છે કે જે વાતને ઇસ્લામને નામે રજુ કરવામાં આવે છે તેના વિરુધ્ધ તરતજ ખોટો પક્ષપાત પેદા થઇ જાય છે પણ જો તેજ વાત અકલી દલીલો સાથે રજુ કરવામાં આવે અથવા કોઇ પાશ્ચાત્ય-ગ્રંથકારના પુસ્તકનો હવાલો આપીને વર્ણવવામાં આવે તો તરતજ ઇમાન લઇ આવશે! પરંતુ ઇસ્લામનું નામ આવતાંની સાથેજ આપણા ફિરંગી રંગમાં ખરડાએલા મુસ્લિમોના ભેજાઓમાં અનેક પ્રકારની વિરુદ્ધ લાગણીઓ અને શંકાઓ ઉત્પન્ન થવા લાગે છે।।

અમુક વરસો પહેલાં એ વબા માત્ર આપણા પુરુષોમાંજ વ્યાપી હતી અને આપણો સ્ત્રી વર્ગ એનાથી સુરક્ષિત હતો ઓછામાં ઓછું ઇસ્લામી સંસ્કૃતિની હદ સુધી અમે કહી શકીએ છીએ કે "હરમ" (પર્દો) રક્ષણનું એવું અંતિમ સ્થળ છે કે જ્યાં ઇસ્લામ પોતાની સભ્યતા અને સંસ્કૃતિનું રક્ષણ કરે છે. સ્ત્રીને જે કારણોસર ઇસ્લામે શરઈ-પર્દામાં રાખી છે તેમાંથી એક મહાકારણ આ પણ છે. ઓછામાં ઓછું તે અંતરપટ તો ઇસ્લામના પ્રકાશથી પ્રકાશમય રહે કે જ્યાંથી એક મુસ્લિમ બાળક દૂધ પીએ છે. ઓછામાં ઓછી તે 'ગોદ' તો અધર્મવાદ, નાસ્તિકવાદ, નીતિનાશ, અને કર્મનાશથી સુરક્ષિત રહે જેમાં એક મુસ્લિમ બાળક પોષાય છે। ઓછામાં ઓછું તે પારણાંની આસપાસ તો શુદ્ધ ઇસ્લામી વાતાવરણ વ્યાપી રહે કે જ્યાં મુસલમાનની નસલ પોતાના જીવનની પ્રાથમિક મન્ઝિલોમાંથી પસાર થઇ રહી છે। ઓછામાં ઓછું તે વર્તુળ તો બહારની અપવિત્ર અસરોથી રક્ષિત રહે જેમાં મુસ્લિમ બાળકના નિર્મળ હૃદય અને કુમળા મગજ પર શિક્ષણ, પરવરિશ અને દ્રષ્ટિવાદની પ્રાથમિક રૂપરેખાઓ કોતરાય છે. માટે 'પર્દો'

એ દરઅસલ ઈસ્લામી સંસ્કૃતિનો સૌથી વધારે મજબૂત કિલ્લો છે જેને એટલા માટે ચણવામાં આવ્યો હતો કે આ (ઈસ્લામી) સંસ્કૃતિ જો કદાચ પરાજય પામીને પાછી પડે તો એમાં પોતાનો બચાવ કરે ! પણ અફસોસ કે હવે એ કિલ્લો પણ ખેદાઈ રહ્યો છે. ફિરંગી "મુતરરીનો" હવે પોતાની યુવતિઓને પણ ખેંચી ખેંચીને બહાર લાવી રહ્યા છે. કે તેણીઓ પણ તેજ ઝેરીલા અસરથી આકર્ષાય કે જેનાથી તેઓ પોતે ઝેરીલા થઈ ચૂકયા છે ! આપણી સમાજની બાળકીઓ હવે કોલેજો અને શિક્ષણ ગૃહોમાં ગુમરાહી, માનસિક અને સક્રિય વિકૃતિ, તથા ફિરંગી સંસ્કૃતિનો પાઠ શીખવા મોકલવામાં આવી રહી છે ! જો આપણા બાળકોને એ બધું શીખવી ઈસ્લામ દ્રોહી બનાવી ચૂકી છું. આ અંતિમ ચેષ્ઠા અમારા નજદીક એ પરિવર્તનની પૂર્ણાહુતિ કરવાવાળી છે. જેનું હમણાજ વર્ણન કરવામાં આવ્યું છે. આ માત્ર અમારી કલ્પનાજ નથી બલ્કે પરિવર્તનની પૂર્ણાહુતિને આ બદનસીબ ચક્ષુઓ જોઈ ચૂકયાં છે ! આહ ! આ બદનસીબ કર્ણો શ્રવણ કરી ચૂકયા છે ! હવે વાત આ હદે પહોંચી છે કે એક મુસ્લિમ કાન્તા કુર્આન અને હદીસના સ્પષ્ટ ફરમાનોનું ઉલ્લંઘન કરીને પોતાના શણગાર અને સૌંદર્યનું પ્રદર્શન કરાવતી નીકળે છે ! અંગ્રેજી હોટલોમાં લન્ચ અને ડીનર આરોગે છે ! સીનેમાગૃહોમાં જઈને પુરૂષો સાથે બેસે છે ! બજારોમાં ફરીને "શોપિંગ" (વેચાણ) કરે છે અને અત્યાચાર પર અત્યાચાર આઠે કે એ મઝહબે ઈસ્લામી નિયમોનો અનાદર કરીને શરમાવાને બદલે ગર્વની સાથે પોતાના એ "મદદ કાર્યો"નું વર્ણન કરે છે !......એનો અર્થ આ છે કે ઈસ્લામ વિરૂદ્ધ બળવાનો સ્પીરિટ પુરૂષોથી આગળ વધીને સ્ત્રીઓ સુધી પ્રસરી રહ્યો છે ! ઈનાઈલ્લાહે......ખુદાને વાસ્તે દર્શાવો કે પુરાણી ધર્મચુસ્ત સ્ત્રીઓની ગોદમાં ઉછરવા છતાં જ્યારે તમારી આ સ્થિતિ છે તો જ્યારે તમારી સ્ત્રીઓ ઈમાનપૂર્ણ સ્વમાનથી કોરી રહેશે અને ખુદાની ઈબાદત તથા રસુલ (સલ.)ના અનુસરણની સીમાઓ ઓળંગી જશે તો બાકી નસલોની શું સ્થિતિ થશે ? જો એ ફિરંગી ઢબની નુતન કાન્તાઓની ગોદમાં પોષાઈને નીકળશે ! જો બાળકો આંખ ઉઘાડતાંજ પોતાની ચોમેર ફિરંગીયત્ર ધીરગી- યતનાં ચિન્હો નીહાળશે, જેઓની નિર્દોષ દ્રષ્ટિઓ ઈસ્લામી સભ્યતા અને સંસ્કૃતીના કોઈ એક ચિન્હથી પણ પરિચિતજ ન હશે ! જેઓના કર્ણોમાં કદી ખુદા અને રસલ (સલ.)ના વાતો પડશેજ નહિ ! જેઓનાં હૃદય અને મગજ રૂપી સાદી સ્લેટ પર પ્રથમથીજ ફિરંગીયતના ચિત્રો અંકિત થશે શું તેઓથી આ આશા રાખી શકાય છે કે વિચારો, પ્રેરણાઓ કમો અને કેરેક્ટર સાગંશ કે કોઈ દ્રષ્ટિએ પણ તેઓ મુસલમાન હશે ! !

અપરાધનો પ્રથમ દરજ્જો આ છે કે મનુષ્ય અપરાધ કરે પણ તેને અપરાધ સમજે અને તે ઉપર શરમાઈ જાય. એ પ્રકારનો દોષ પોતાની હદ સુધી સાજને પાત્ર હોય છે. પણ તોબા અને શરમની અભિવ્યક્તિથી માફ પણ કરી શકાય છે. કારણ કે આવો અપરાધ મન

મનુષ્યની નિર્બળતાનેજ આભારી ગણાશે.

અપરાધનો બીજો દરજ્જો ' આ છે કે મનુષ્ય અપરાધ કરે અને તેને ઉણપને બદલે ખૂબી સમજે ! અને ગર્વની સાથે છડેચોક તેને પ્રગટ કરે, એનો અર્થ આ છે કે તે માનવીના હૃદયમાં તે કાયદાનું કોઈ પણ વજન કે સન્માન નથી જે એ કર્મને અપરાધ તરીકે ઓળખાવે છે !

અપરાધનો અંતિમ દરજ્જો આ છે કે ઇન્સાન માત્ર એક કાયદા વિરૂદ્ધ અપરાધને અપનાવે એટલુંજ નહિ પણ તેના મુકાબલામાં એક બીજા કાયદાની દ્રષ્ટિએ તે અપરાધને જાયઝ (વ્યાજબી) અને સાક્ષાત સુકર્મ સમજે! અને જે કાયદો એ કર્મને દુષ્કર્મ (અપરાધ) દર્શાવે તેની ઠેકડી કરે, અને તેનું અનુસરણ કરવાવાળાઓને દોષિત સમજે, તો એવો મનુષ્ય માત્ર કાયદાનો ભંગજ નથી કરતો બલ્કે તેનો ઉપહાસ કરે છે અને તેના વિરૂદ્ધ વિદ્રોહ કરી રહ્યો છે.

દરેક અલ્પબુદ્ધિ અને સાધારણ સમજવાળો મનુષ્ય પણ આ વાતનો સ્વીકાર કરશે કે જ્યારે મનુષ્ય એ છેલ્લે દરજ્જે પહોંચી જાય તો તે એ' કાયદાની મર્યાદાઓમાં નથી રહી શકતો જેના વિરૂદ્ધ તેણે ખુલ્લો વિદ્રોહ કર્યો છે. ! છતાં પણ તે શયતાન કેટલો બધો મરદૂદ છે જે તમને ભરોસો આપી રહ્યો છે કે તમે ઇસ્લામી નિયમોનો ઉપહાસ કરીને, તેની ઠેકડી કરીને, તેના અનુસરણને ઉણપ ગણીને, તેના અનાદરને યોગ્ય ગણીને પણ મુસલમાન રહી શકો છો !! એક સાથે તો તમારી આ સ્થિતિ કે જેને ખુદા અને રસૂલ (સલ) સારું કહે તેને તમે બુરું કહો, તેઓ જેને બુરું કહે તેને તમે સારું કહો, તેઓ જેને ગુનોહ કહે તેને તમે વાસ્તવિક કહો, તેઓ જેને વ્યાજબી કહે તેને તમે અપરાધ સમજો, તેઓ જે આજ્ઞાઓ આપે તેની તમે ઠેકડી કરો, તેઓ જે કાયદો બનાવે તેનો તમે શરમવિહોણો અનાદર કરો, અને બીજી તરફ તમારો આ દાવો કે તમે ખુદા અને રસૂલ (સલ.) પર ઈમાન રાખો છો અને તેઓનું સન્માન તમારા હૃદયમાં છે, અને તેણે પસંદ કરેલા 'દીન' યાને ધરિમાના તમે ઉપાસક છો !!! શું કોઇ સમજદાર મનુષ્ય માની શકે છે કે તે કાર્યપદ્ધતિ સાથે તમારો એ દાવો વાસ્તવિક છે !

• • •

ખુદાની કૃપાથી હજુ સુધી આમ મુસ્લિમ જનતા એ અધર્મતા અને નાસ્તિકતાના પાશ્ચાત્ય પ્રવાહથી સુરક્ષિત છે હજુ સુધી તેમનાં હૃદયોમાં ખુદા અને રસૂલ (સલ) ની આજ્ઞાઓનું માન અસ્તિત્વ ધરાવે છે અને ઇસ્લામી નિયમોનું થોડું ઘણું પાલન તેઓમાંજ દ્રષ્ટિગોચર થાય છે. પરંતુ પહેલાં જેવી રીતે વિશિષ્ટ વર્ગનું વર્તન તેઓની નીતિ રીતી અને રહેણી કરણી પર અસર કરી ચૂક્યું છે તેવીજ રીતે ભય છે કે કદાચ આ 'નુતન વર્તન' ધીમે તેઓના ઈમાન ઉપર પણ પોતાની વિષમ વિનાશક અસર પાડે નહિ.

નમાઝ રોઝાનો ત્યાગ દુરાચાર અને દુષ્કર્મોનો વિકાસ ફિરંગી પ્રથાઓના અનુકરણનો શોખ અને પાશ્ચાત્ય સંસ્કૃતિને આકર્ષક બના-

વીને બતલાવવાવાળા ખેલ તમાશાઓ તરફ આમ મુસ્લિમોનું વલણ જે ઝડપી ગતિએ વ્યાપક થઇ રહી છે તે દરઅસલ ભાવી ભયનું સૂચન છે। જો આપણા "મુતરફીનો"ના વિચારો સુધારવા પામશે નહિ અને તેઓ ઇસ્લામે આપેલા ધોરી માર્ગથી પૂર્વવત વિમૂખ રહ્યા તો તે દિવસો દૂર નથી કે જ્યારે આખોયે સમાજ એ ગુમરાહીની ગટરમાં હોમાઇ જશે અને અલ્લાહની આ સુન્નત પૂરી થઇને રહેશે કે "ઇઝા અરદનાં અન્નુહલિક કર્યતન અમર્ના મુતરફીહા ફફસકૂ ફીહા ફહક્ક અલૈહલ કૌલુ ફદમ્મર્નાહા તદમીર"



જાહેરખબરના મુદ્રક:—યુનીયન પ્રીન્ટીંગ વર્કસ, ૯૨, વિકટોરીઆ સ્ટ્રીટ રંગૂન.

# જીવન-પુંજ

અનુવાદક:
હાશિમ એમ. ટીમોલ.

શરદીની મોસમ !

કાળી રાત્રી પોતાની ઝુલ્ફોમાંથી ઝાકળનાં ફોરાં વેરતી આગળ વધી રહી હતી !

એકાએક પવનની શીતળ લ્હેરીએ કોઈની જીવન-કિતાબની પ્રસ્તાવના શરૂ કરી.

"હું બેકાર છું."

વૃક્ષોના પીળાં પાંદડાંઓ ધ્રુજવા લાગ્યાં.

અંધકારના શાંત આવરણને ભેદીને વળી પાછી એક ચાડ સંભળાઇ.

"મને આજેય કામ ન મળ્યું."

પક્ષીઓ કિલ્લોલ કરી ઉઠયાં પરંતુ તેમનો કિલકિલાટ દર્દપૂર્ણ હતો.

પવનની શીતળ લ્હેરીઓથી વૃક્ષની ડાળો અને થડ થરીથરી ઉઠયાં.

પ્રબળ ઠંડી...અને એના અંગ ઉપર એકજ પહેરણુ ! તે પણ સ્થળે સ્થળે ફાટેલું; દેશની કંગાળીયતનું મૂર્તિમંત સ્વરૂપ !

લાચાર મઝદૂર !!

ખભા પર કુહાડો, ભરાવદાર છાતી, ગૌરવભર્યું મસ્તક, મઝબૂત કાંડા, બળવાન બાહુ-

મહેનતની મહત્તાનું દર્પણ !

પરંતુ હૃદય આથમતા સૂર્ય પેઠે દબાયેલું.

મૂડીવાદીઓના રંગીન શરાબ માટે શરીરમાંથી શક્તિ ચૂંસાઇ ગઇ હતી. તે પ્રાતઃકાળે પહેલાં કામની શોધમાં અન્નજળ વિના ભટકી રહ્યો હતો.

કેવાં ક્યાં ન પહોંચ્યો ? ક્યાં ક્યાં બારણાં ન ઠોક્યાં ? તો પણ ક્યાં કામ ન મળ્યું !

હવે તે વીલે મોઢે પોતાને ઝુંપડે જઇ રહ્યો છે.

પગોમાં ફોલ્લા, હોઠ પર કરચલીઓ, અશ્રુભીની આંખો, મુખમાંથી ધીરા નિસાસા.

આ હતી દીવસભરની તેની કમાઇ !

ભૂખમરાનો શિકાર મઝદૂર !

શહેરના ઝગઝગાટ સાથે એને શો સંબંધ !

સુંદર શણગારેલા બજારોમાં એનું સ્થાન ક્યાં !

ગગનચુંબિત મહેલાતો સાથે એ કાળુ કાયાને શી લેવા દેવા !

તે નગરની બહાર દૂર અતિ દૂર જઇ રહ્યો હતો.

વૃક્ષોના ઝુંડમાં એક વેરાન વનમાં એનો નિવાસ હતો. હવા પણ જોર કરે તો ઉડાડી જાય એવી એક ઝુંપડી ! મહેલોની સાચી મશ્કરી !

તેણે ધડકતે હૃદયે અને લથડતા પગે એણે કુટિરમાં પ્રવેશ કર્યો.

કલ્પાંતનો કરૂણ અવાજ !

"આહ મારા બેટા........"

શરદ ઋતુમાં પણ એને પરસેવો છૂટવા લાગ્યો. જાણે ઉનાળાની ઉની લુંના વાયરા તેને વાગી રહ્યા હતા.

પોતાની દુઃખી સ્ત્રીનું રુદન સાંભળીને તે ચોંક્યો.

ટમટમી રહેલા દીપકના આછા પ્રકાશમાં તેણે જોયું તેના એક વર્ષના એકનો એક બાળકનું આક્રંદ !

બાપ મહેનત અને ભૂખમરાની ભૂતાવળથી લડતો હતો.

અને એ દૂધમલ બાળક મોત અને જિંદગી વચ્ચે ઝુલી રહ્યું છે.

ગણ દિવસ વીત્યા.

બાળકને એક ટીપું દૂધ પણ નસીબ ન થયું !

ભૂખે મરતી બિચારી માતા એને દૂધ ક્યાંથી પીવાડે ?

લોહી પણ પીવાડવા માંગે તોએ નીકળવું મુશ્કેલ હતું. એવું એનું શરીર સુકલકડી બની ગયું હતું !

મઝદૂરનું શરીર કંપવા લાગ્યું.

દીપક હોલવાઇ ગયો અને સાથે........

નિર્દોષ બાળકની જીવન-જ્યોત પણ બુઝી ગઇ !

મા ચીસ પાડીને બેહોશ થઇ ગઈ.

અને બાપ એ નિર્દોષ બાળકની લાશ ઉંચકીને ગાંડપણમાં ગમે ત્યાં ઘુમવા લાગ્યો.

માલદારોની દુન્યા, જો......તારા અંધકારમાં મારા જીવનની પુંજી.........લુંટાઇ ગઈ ! દફનાઈ ગઇ !!



# નગ્ન સત્ય

૧. ભયનું વિરામસ્થળ એટલે દેષિતનું દિલ.

૨. ઉત્તમ વિચારો અને ભવ્ય ભાવનાઓ ઉદ્‌ભવે છે માનવીની ગંભીર ભૂલોમાંથી.

૩. જુઠાણામાં સત્ય છુપાયું છે—અસત્યમાં જુઠાણું.

૪. કાન બીન પાયાદાર સાક્ષી છે—આંખની નજરે.

૫. સુરક્ષિત સંસ્કારી અને કોમળ ભય કરતા દર્શાવંતી વૃત્તિ તે ઈર્ષા.

૬. નામના—એક છોડ જે ઉગે છે સ્મશાનમાં ભસ્મિભુત થયેલ મનુષ્યદેહના ખાખના ખાતરમાંથી.

૭. આત્મ-વિશ્વાસ એ શૌર્યની કુંચી છે.

૮. વાયદા ઉપજાવે છે કરજ ને કરજ ઉપજાવે છે. વાયદા.

૯. માનવી પોતાની કિસ્મતની કિતાબનો કર્તા છે.

૧૦. પસ્તાવો એટલે ગુન્હા માટેની અશક્તિનો ઉચ્ચાર.

'નૂર'નાચીઝ



તુર્કીના તારણહાર મર્હુમ
કમાલપાશા

# તુર્કીની તાકત



તુર્કીના પરદેશ ખાતાના પ્રધાન
સારા જોગ્લુ

: લેખક :

] ઈબ્રાહીમ હાજી મહંમદ મીસ્રી [

તુર્કીનો મામલો ચકડોળે ચઢવાની દરેક સંભાવના છે. તુર્કી મોડું યા વહેલું યુરોપીય યુદ્ધમાં સંડોવાશે એવી અટકળ પણ કેટલાક રાજદ્વારીઓ કરી રહ્યા છે. જો તુર્કી ઉપર આક્રમણ થાય તો તુર્કી સહેલાઈથી શરણે થઈ જાય તેવો દેશ નથી.

તુર્કી પ્રજાનો વતન પ્રેમ અપૂર્વ છે અને તુર્કોની બહાદુરી અને જવાંમર્દીના અનેક દાખલા ભૂતકાળમાં થયેલા ખુનખાર યુદ્ધોમાં મળી ચૂક્યા છે. આજે તુર્કીની આઝાદીને ખાતર હથિયાર ઉપાડવા લડાયક ખમીર ધરાવતા ત્રીસ લાખથી વધુ તુર્કો તૈયાર છે. એમના માટે આઝાદી એમની જીંદગીનો એક ભાગ બની ગઇ છે. તેઓ સાહસિક સિપાહીઓ તરીકે આજે પૂર્વ અને પશ્ચિમની વચ્ચે અડીખમ અને અણનમ ઉભા છે. કમાલ અતાતુર્કે એમના દિલોમાં આઝાદીની ભાવના ઠાંસી ઠાંસીને ભરી દીધી છે આધુનીક શસ્ત્રસામગ્રીમાં પણ તુર્કીએ જબરદસ્ત વધારો કર્યો છે.

**નમૂનેદાર નૌકાદળઃ**-તુર્કીનું નૌકા સૈન્ય બચાવ અર્થે છે. એક અખબારનવેશના અભિપ્રાય અનુસાર તુર્કીના દરિયાઇ કાફલામાં ૨૩૦૦૦ ટનની લડાકની ક્રુઝર, ચાર બખ્તરવાલી ક્રુઝરો જેમાંની બે તો છેલ્લામાં છેલ્લી ઢબની અને આઠ આઠ હજાર ટનની છે, ચાર ટૉરપીડો બોટ ડીસ્ટ્રોયરો, દસ આધુનીક સબમરીનો અને ટોરપીડો બોટ્સ છે. આ હકીકત ત્રણેક મહિના પહેલાંની છે. હાલમાં તો એમાં એથીપે વધુ વધારો થયો હશે. તુર્કીના નૌકાદળની તાલીમ અને 'ડીસીપ્લીન' (શિસ્ત) પણ પ્રશંસનીય છે.

તુર્કીની હવાઇ ફોજમાં પણ સારો વધારો થયો છે. છેલ્લા દસકા દર્મિયાન તુર્કીએ પોતાની હવાઇ તાકત પર વિશેષ ધ્યાન આપ્યું છે. ૧૯૩૫ની સાલમાં હવાઇફોજમાં વધારો કરવા માટે ત્રિવર્ષી યોજના ઘડી કાઢવામાં આવી હતી. આ યોજના અનુસાર આજે તુર્કીમાં એરોપ્લેનો બનાવવાની ફેક્ટરીઓ ધમધોકાર વિમાનો તૈયાર કરી રહી

છે. જુની ઢબના જર્મન બોમ્બરો અને ફ્લાઇંગ બોટની જગ્યાએ આજે આધુનીક બોમ્બરો અને ફ્લાઇંગ બોટથી તુર્કીનું હવાઇદળ સજ્જ થયું છે.

**ફરજીયાત લશ્કરી તાલીમ:** તુર્કી પ્રજાસત્તાકની સ્થાપનાના સમયથીજ અતા તુર્કે ફરજીયાત અને સામુદાયિક લશ્કરી કેળવણી માટે આગ્રહ કર્યો હતો. આવી તાલીમથી તુર્કીની તાકતમાં વૃદ્ધિ થઇ છે અને સામાન્ય લશ્કરી હિલચાલ શરૂ થતાં તેમાં સોળથી પાંસઠ વર્ષની વયનાં શહેરી નરનારીઓ લશ્કરમાં પોતાની સેવાઓ અર્પણ કરી શકશે.

**તુર્કી ખાતૂનોનો હિસ્સો:** તુર્કીની વીરાંગનાઓની લશ્કરમાં ભરતી કરવામાં આવશે તો તેમને લડવા માટે યુદ્ધના મોરચા પર મોકલવામાં આવશે નહિ, પરંતુ તેમની પાસેથી ટ્રાન્સપોર્ટ, દારૂગોળાની ફેક્ટરીઓ, નર્સિંગ વગેરે પ્રકારનું કામ લેવામાં આવશે. યુધ્ધમાં મરજીયાત લડવા જવા ઇચ્છનાર તુર્કી ખાતુનોને અટકાવવામાં આવશે. કમાલ અતા તુર્કની પાલક પુત્રી સાબિહા ગોકેન આજે તુર્કી હવાઇ ફોજની "સિનિયર ઓફિસર" (વડી અમલદાર) છે. વળી એકટીવ સર્વીસમાં પણ અનેક તુર્કી ખાતૂનો જોડાયલી છે.

**કમાલના સાથીઓ:**—તુર્કી પ્રજાસત્તાકના નેતાઓ કમાલ અતા તુર્કના સાથીઓ છે. એમના આગેવાન ઇસ્મત ઇનેનૂ છે. ઇસ્મત ઇનેનૂ એક સૈનિક, રાજનીતિજ્ઞ અને ઉસ્તાદ મુત્સદ્દી છે. કમાલની હયાતીમાં તેઓ જનરલ ઇસ્મત પાશા તરીકે ઓળખાતા હતા. લોઝાં ખાતે ભરાયલી આંતર-રાષ્ટ્રીય પરિષદોમાં એમણે તુર્કીના પ્રતિનિધી તરીકે સરસ દેખાવ કર્યો હતો.

૧૯૨૩ની સાલથી ચૌદ વર્ષ સુધી ઇનેનૂ તુર્કીના વડા વઝીર રહ્યા હતા; અતાતુર્ક સાથે મતફેરી થતાં ૧૯૩૭ની સાલમાં તેઓ જાહેર જીવનથી ફારેગ થયા, પરંતુ અતાતુર્ક જન્નત નશીન થતાં એમને તુર્કીના પ્રમુખ તરીકે નિયુક્ત કરવામાં આવ્યા. ઇસ્મત ઇનેનૂએ પંચાવન વર્ષની વયે દેશને જે રીતે દોરવ્યો છે, તે તારીફ લાયક છે. એમની સાથે છે, વડા વઝીર ડૉ૰ રફીક સૈયદમ, જેઓ તુર્કી પ્રજાસત્તાકની સ્થાપનાના સમયથીજ પ્રધાનમંડળના એક સભ્યનો ઓધ્ધો ભોગવતા આવ્યા છે. જ્યારે મીં૰ સુકરૂ સારાજોગલુ તુર્કીના પરદેશ ખાતાના પ્રધાન તરીકે બહુજ નાજુક અને અતિ મહત્વનું કામ સાધતી રહ્યા છે. મોસ્કોને રાજી રાખવું, બર્લીન અને રોમ પર નજર રાખવી, અને બાલ્કનના પાયતખ્તોના મામલાથી હમેશાં મહિતગાર રહેવાનું એમનું કામ મોટી જવાબદારીવાળું છે. કમાલપાશાના વખતમાં સારાજોગલુ અનેક વર્ષો સુધી ન્યાયખાતાના પ્રધાન હતા. એમની કારસાઝીથી આંતરરાષ્ટ્રીય મામલાનું મિઝાન સમતોલ રહેવા પામ્યું છે.

આજે યુરોપમાં નાનકડું તુર્કી એક શાનદાન મુસ્લિમ સલ્તનત તરીકે ઉભું છે. આલ્બેનિયાની મુસ્લિમ સલ્તનત મુસોલીનીના હાથમાં જતાં યુરોપમાંથી એક મુસ્લિમ સલ્તનત ઓછી થઇ ગઇ, પરંતુ તુર્કી પચાવી પાડવાનું કામ આસાન નથી, એ વાત યુરોપના સરમુખત્યારો સારી પેઠે સમજી રહ્યા છે. ખુદા, તુર્કીનો નિગેહબાન બનો, એજ આપણી દુઆ છે.

---



માસ્ટર ઇસ્માઇલ ઇબરાહીમ અલ્લુ

['કારવાં'ના વાંચકો સમક્ષ એક રાંદેરવાસી બાળકવિનું અંગ્રેજી કાવ્ય રજુ કરતાં અતિ હર્ષ થાય છે. એ બાળકવિ મુંબઇની સેન્ટ ઝેવિયર હાઇસ્કૂલના સ્ટેન્ડર્ડ સેવન્થ (૭)માં અભ્યાસ કરે છે. એમનું વય માત્ર ૧૩ વર્ષનું છે. ઘણુાયે જન્મે કવિ હોય છે તેના પ્રત્યક્ષ પૂરાવારૂપ આ કાવ્ય છે. જરાયે સુધારા વધારા વિના, આખુંયે કાવ્ય અહીં પ્રગટ કર્યું છે. તંત્રી ]

# This Maddening Century.

The five fingers of the hand are nOt the same,
But now people go for the much envid fame;
The olden times were much better than this,
Where people go only for the beautiful miss.

The Cinemas and Theaters get all the money,
Whether it is bad, *thrilling*, *good* or *funny*;'
Religion and goodness is never heard or known,
Only the seeds of enjoyment are sown.

O Man *!* why cans't *thou appreciate the morn*,
You were not so when you were born;
Thou hast got much more left of ability,
But thou wants't to bring the end of humanity.

*Ismail E. Alloo.*



# મુહમ્મદ બિન કાસિમ

અનુવાદકઃ અલિફ, રેનાદ, દાહ.

મુહમ્મદ બીન કાસિમ, મશહૂર મુસલમાન હાકિમ હજાજ બીન યુસુફનો પિતરાઈ ભાઈ હતો. તેનામાં નાનપણથીજ લાયકી અને આગળ વધવાના ગુણો જોવામાં આવતા હતા. આગળ જતાં હજાજે પણ તેના તરફ ખાસ લક્ષ આપ્યું. પોતાની પુત્રી જોડે તેનાં લગ્ન કરી આપ્યાં, અને હજી ઘણી ઓછી વયનો હતો, કે તેને ફારસ (ઈરાન) નો ગવર્નર બનાવી મોકલી આપ્યો. અરબનો એક કવિ કહે છે, કે તેની જોડના છોકરાં ખેલ-કુદમાં રહ્યાં, અને તેણે (મુહમ્મદ બિન કાસિમે) બહાદુરો અને સરદારો પર, હકૂમત અને સરદારી કરી.

જ્યારે તેને હજાજે હિન્દુસ્તાન ઉપર ચઢાઈનો હુકમ આપ્યો, ત્યારે તેની વય ઘણીજ ઓછી હતી. તે મુશ્કેલથી અઢાર વર્ષનો હશે. તે વખતે વલીદ બિન અબ્દુલમલક, મુસલમાનોનો ખલીફા હતો. હિન્દુસ્તાન ઉપર ચઢાઈ કરવાની જરૂરત એટલા માટે ઉભી થવા પામી, કે સરનદ્વિપના ટાપુમાં જે મુસલમાન અરબો અવસાન પામ્યા હતા, તેમનાં નિરાધાર બાળકો અને વિધવા સ્ત્રીઓ અરબસ્તાન જઈ રહ્યાં હતાં. તેમની જોડે ત્યાંના રાજાએ હજાજ માટે કેટલીક ભેટ સોગાતો પણ મોકલી હતી. માર્ગમાં રાજા દાહિરના સૈન્યે તેમના વહાણ લૂટી લીધાં, અને એ સ્ત્રીઓ તેમજ બાળકોને ગીરફતાર કરી લીધાં. હજાજે રાજા દાહિરને આ કેદીઓને છોડી દેવાની માંગણી કરી, પરંતુ તેણે ઇન્કાર કરી દીધો. એ ઈન્કાર પછી ખલીફા વલિદની મંજૂરીથી, હજાજે બે વાર સિંધ પર ફોજો મોકલી. એ ફોજોએ શિકસ્ત ખાધી. ત્રીજી વાર તેણે પોતાના ભત્રિજા મુહમ્મદ બીન કાસિમના નેતૃત્વપણા હેઠળ લશ્કર મોકલ્યું.

તે હજાજની સૂચના મુજબ શિરાઝ આવ્યો, અને શિરાઝથી હિન્દુસ્તાન તરફ રવાના થયો. હજાજે બીજી ફોજો અને અનાજની સામગ્રી દરિયાઈ માર્ગે મોકલી. પ્રથમ દેવલ શહેર ફત્તેહ થયું. પછી મુસલમાનોએ કંઇપુર નામના શહેર ઉપર વિજય મેળવ્યો, અને તે પછી અરમાઈલ પર આક્રમણ કર્યું. આ અંતિમ નગર ઘણી મુશ્કેલીઓ પછી ફત્તેહ થવા પામ્યું. આ શાનદાર ફત્તેહથી સિંધમાં મુસલમાનોના કદમ સ્થિર થઈ ગયા, અને તેમણે ત્યાં રહેવા વસવાનું શરૂ કરી દીધું. મુહમ્મદ બીન કાસિમે મુલતાનમાં એક શાનદાર જામે મસ્જિદ બંધાવી. અરમાઈલની ફત્તેહ પછી મુસલમાનોનો બીજા સ્થળોએ પણ કબ્જો થતો ગયો. એ જમાનામાં સિંધ પ્રાંતની દશા સારી ન હતી. અમલદારો નાલાયક અને જુલ્મી હતા. રૈયત તેમના જુલ્મથી કંટાળી ગઈ હતી. જ્યારે આવી હાલત હોય તો ઉઘાડી વાત છે રૈયત પોતાના શાસકોનો દિલપૂર્વક સાથ આપી શકતી નથી. એજ કારણે મુસલમાનોને સિંધમાં ડગલેને પગલે કામ્યાબી મળતી ગઈ. એના સિવાય મુસલમાનોની સામે એક ખાસ હેતુ અને ઇરાદો પણ હતો તેઓ જે દેશની પણ દિશા પકડતા હતા તે એવા ઇરાદાથી કે પોતાના અલ્લાહ અને રસૂલ (સ. અ. વ.) નો સંદેશ ત્યાં પહોંચાડે લોકોને નેકી ઇમાનદારી, સજ્જનતા, માનવતા, દયા અને હમદર્દીનો પાઠ શીખવે. બુરાઈઓથી રોકે અવ્યવસ્થાને દૂર કરે અને સુલેહ શાંતિ સ્થાપે આગળ જતાં તેમને માલૂમ પડશે કે એજ ખુબીઓના કારણે સિંધના હિન્દુઓ મુસલમાનોથી કેવા ખુશ હતા. ખાસ કરી મુહમ્મદ બીન કાસિમ જોડે તેમને ભારે આસ્થા થઇ ગઇ હતી.

એ સ્થળો પર વર્ચસ્વ અને તેની વ્યવસ્થા સંપૂર્ણ કર્યા પછી તેણે હિન્દુસ્તાનના ઉત્તર અને પૂર્વ ભાગો તરફ વધવાનો ઇરાદો કર્યો તેણે એ માટે પચાસ હજારની તાજાદમ ફોજ એકત્ર કરી પરંતુ આ નવા આક્રમણની તૈયારીઓ પૂરી થઇ ચૂકી હતી, કે તેને પ્રથમ હજ્જાજ અને પછી ખલીફા વલીદ બિન અબ્દુલમલકના અવસાનના સમાચાર મળ્યા. સુલેમાન બિન અબ્દુલમલક તેના સ્થાને ખલીફા તરીકે આવ્યો. આ ફેરફારની અસર સિંધની હુકુમત ઉપર પણ પડી કેટલીક રાજકીય દૂર અંદેશીઓના કારણે મુહમ્મદ બીન કાસિમને તેના પદથી ચ્યુત કરી કરી દેવામાં આવ્યો અને તેના સ્થાને સિંધના ગવર્નર તરીકે યઝીદ બિન અબી કબ્શા સક્સકીને મોકલવામાં આવ્યો.

સિંધના આ નવયુવાન વિજેતાએ શાંતિથી એ હુકમને માથે ચઢાવ્યો, અને નરમાશ, ત્યાગવૃત્તિ અને શિસ્તપાલનની તે રેખાઓ હૃદયો પર મૂકી ગયો, જે તેના સઘળાય વિજયોની યાદથી વધારે દૃઢતર છે. તે ઇરાક (અજમ)ના વાસ્ત નામના શહેરમાં કેદ કરી નાંખવામાં આવ્યો. કેટલાકોના મતે તે કુદરતી મોતે મર્યો છે.

મુહમ્મદ બિન કાસિમ એક મશ્હૂર બહાદુર. દિલેર, વ્યવસ્થા-નિપુણ, સમજદાર અને ઘણો શરીફ ઇન્સાન હતો. તેણે સિંધવાસીઓ જોડે ઘણી નરમાશ અને ઉદારતાભરી વલણ દાખવી હતી. તેમના પ્રાચીન રીતરિવાજો અને કાનુનોમાં એવો કોઇ ફેરફાર કર્યો નહીં, જે તેમને બીન દખલઅંદાજી અથવા વિજેતાની બળજબરી માલુમ પડે. ત્રણ વર્ષની અંદર અંદર તેણે શાંતિ સ્થાપી દીધી રૈયતની ખુશ-હાલી, અને ઉત્કર્ષનાં માટે, કાયદાઓ જારી કર્યા, અને આ નવયુવાન, સિંધના લોકોમાં ઘણા માન અને પ્રેમની નજરોએ જોવાવા લાગ્યો.

તેનો નિષ્પક્ષપાત, લોકપ્રિયતા અને વ્યવસ્થા માટેની કાબેલિયતનો સૌથી સરસ પુરાવો એ છે, કે આટલા થોડા જમાનામાં તેણે ખુદ સિંધના રહેવાસીઓની એક જંગી સેના ઉભી કરી, અને એ સેનાના સિવાય (જે ઠેર ઠેર છાવણીઓમાં હતી) બીજા પચાસ હજાર તાજાદમ સિપાહીઓને મુલતાનમાં જમા કરી લીધા. એની નેકી, નમ્રતા અને સજ્જનતા દરેક પ્રસંગે જાહેર થતી રહેતી હતી, જે લોકો લડાઇમાં ભાગ લેતા ન હતા, તેમની જોડે હંમેશાં સુલેહ-શાંતિભર્યું વર્તન દાખવતો હતો. યુદ્ધના મોકા પર પણ કોઈ એવી વાત કરતો ન હતો, કે જે કાનુનના વિરુદ્ધ હોય. ધર્મગુરુઓ અને બ્રાહ્મણોની જોડે હંમેશ સહિષ્ણુતા અને ઇજ્જતનો સલુક કરતો હતો પરાજિત રૈયતથી હંમેશાં હમદર્દી અને મહેરબાની સહિત પેશ આવતો હતો. પરાજિત રાજાઓને પણ કેવળ ખંડણી અથવા જઝિયો આપતાં માફ કરી દેતો હતો, અને તેમનાથી સુલેહ કરી લેતો હતો. સારાંશ, તલવારનો આ ધણી, કોઈ અત્યાચારી અને જુલ્મી વિજેતા ન હતો, બલ્કે સૃષ્ટિનો સેવક, અને માનવતાનો સંદેશવાહક હતો. જેના શાસનનો સિક્કો લોકોના હૃદયો પર અંકિત થઈ ગયો હતો. આ તે તલવારવાળાઓમાં હતો, જેમની તલવારથી કેટલાક જીવો જરૂર જાય છે પરંતુ એટલા માટે કે બીજાઓ વધારે અને પુરી રીતે સજીવન રહી શકે જેમના હાથોથી કેટલીક વસ્તીઓ કેટલા દિવસોના માટે જરૂર ઉજ્જડ બની જાય છે. પરંતુ એટલા માટે કે વધારે વસ્તીઓ વધારે દિનમાં લગી આબાદ બને.



# મેહફિલ

[તા. ૧૧-૨-૪૧,

(મુંબઇનો રેડીયો મુશાઇરો.)

(૧)

ન સમજે દિલને દિલ, તૂં ઘાત કે આઘાત શું જાણે ?
તને લાગી નથી દિલમાં તું દિલની વાત શું જાણે ?
મટીને પ્રેમ પંથે પ્રાણ દેવો એ શહાદત છે,
મહબ્બતના રિવાજોને કોઇ કમઝાત શું જાણે ?
વચન પર હૂં કદી તારા નથી વિશ્વાસ કરવાનો,
જે બોલે ઉમ્ર ભર જૂઠું તે સાચી વાત શું જાણે ?

ફસાએ ઝુલ્ફ ફંદે દિલ તો એમાં શી ખતા એની ?
ભલા બુલ્બુલ બિચારૂં પારધીની ઘાત શું જાણે ?
નથી પાલો પડયો તુજને ખરેખર દિલ જલાઓથી,
સિતમ્ગર આસ્માં તૂં આહની તાકાત શું જાણે ?
વખાણે છે કોઇની ઝુલ્ફને ભોળા હૃદય પણ તૂં,
સિતમની કેરની આફત, બલાની વાત શું જાણે ?
ખરેખર સાચૂં કહ્યું દાનાઓને ખ્યાતિ નથી વ્હાલી,
ખરા ગુમ્નામીના આનંદને વિખ્યાત શું જાણે ?
ન પૂછ અય શખ્ખ મારા ધર્મ કે કર્મોના મર્મોને,
કહું તો છું કે પાગલ છૂં, તૂં મારી વાત શું જાણે !
અભણ, કામી, વિલાસી, મૂર્ખ, લોભી, મંદ, ને ગર્વી,
ખરા આશિકના ભેદોને ભલા આ સાત શું જાણે !
જરા ધર ધીર હે દિલ, કંઇ ને કરતો માંગણી જલ્દી,
હજી નાદાન છે તે હુસ્નની ખયરાત શું જાણે !
ખરેખર "ઝાર" તેં સાચું કહ્યું કે કાવ્ય મુશ્કિલ છે,
કોઇ નાદાન આ સો વાતની એક વાત શું જાણે ?

"ઝાર" રાદેરી

(૨)

ખુદીમાં ખેલનારા બેખુદોની વાત શું જાણે?
ન જાણે જાત પોતાની ખુદાની જાત શું જાણે?
તમારી આંખડીના ભેદની એ વાત શું જાણે?
જિગર નાદાન બાળક છે દિવસ કે રાત શું જાણે?
જરા બાહર પધારો આપ આંખો મેળવી બોલો,
અવરને શું કહો છો કે અમારી વાત શું જાણે?
નયનથી અશ્રુ વહેતા હોય તો જોનાર જાણે સૌ,
હૃદયની આંખડીનો લોક અશ્રુપાત શું જાણે?
અમારા દિલની વાતો પૂછવી ત્યાગી દે રે ત્યાગી,
તને લાગી નથી દિલમાં તું દિલની વાત શું જાણે?
બધા ભેદો બતાવ્યા છે ભૂમિ આકાશને વીંધી,
કદી એવું નહીં કહેતાં કે માનવ જાત શું જાણે?
મને પાપોનો પસ્તાવો, તને ભક્તિની મગરૂરી,
હું તારી વાત શું જાણું. તું મારી વાત શું જાણે?
મને તો દિલમાં લાગી છે, હું દિલની વાત જાણું છું,
તને લાગી નથી દિલમાં તું દિલની વાત શું જાણે?
જગતના ઝર્રે ઝર્રામાં ખુદાની જાત જોનારો,
અરે 'શયદા' બિચારો જાત કે કમજાત શું જાણે!

'શયદા' (મુંબઈ)

(૩)

જિગર જેનું ઘવાયું ના તે ઘાની વાત શું જાણે?
તને લાગી નથી દિલમાં તું દિલની વાત શું જાણે?
પ્રસૂતિની પીડા કેવી? ન વંધ્યા તે કદી સમજે,
રમાડયું બાલ ના ખોળે તો તેની લાત શું જાણે?
જિગર રડતું અને આંસુ ટપકતાં આંખથી દિલભર
છતાં બેસે નમેરી થૈ તો દિલની વાત શું જાણે?
મૂળો માતા, પિતા ગાજર અને અંધકારમાં જન્મે,
ચિરે ફરતું જગત એવા જનોની જાત શું જાણે?
લડાવ્યાં નેનથી નેનો કદી તીરછી નિગાહથી ના,
ભલા કારી ઝખમ કેવા કરે શરપાત શું જાણે?
ચમકતી ચાંદની તારા હસે કુદરત ચડી રમણે
ન દિલબર પાસ તો કો રાત કેરી વાત શું જાણે?
કદી ચકચૂર થૈને તેં ઇશ્કનો જામ પીધો છે?
નથી પીધો? ભલા મસ્તી તણી તો વાત શું જાણે?

'આદરાયજુ' (મુંબઈ)

(૪)

ન ઉર્મિ વીરની હૈયે હો ઉલ્કાપાત શું જાણે?
ન ઝૂઝ્યો હો કદી રણમાં તે ઝંઝાવાત શું જાણે?
વિહારો કુન્જના ને ફૂલના સહવાસ જેને હો;
જીવનના ચેતનાવંતા કુઠાર ઘાત શું જાણે?
રૂધીર સુરખીથી સર્જી દે નવું એક ઉપવન પાછું;
રૂધીરના ફૂલની લાલી સુમનની જાત શું જાણે!
ગુલો બુલ્બુલને લાગી ગા હવે તું બાઝનું ગાણું;
પુરાણામાં રહ્યો રાચી, નવેલી ભાત શું જાણે?
'કમલ'માં ક્યાં ધવલતા છે? 'ગુલાબે' લાલીમા ક્યાં છે?
જીવન સંસ્કાર ક્યાં? સંસ્કારની તું વાત શું જાણે?
જીવન જ્વાળાનું છેડી જા! પ્રકાશી રાખ થઈ જા તું;
કોઈ જીવનબલિના રાખની સોગાત શું જાણે?
પુરાણી રાખમાંથી એક નવી સર્જાઈ છે સૃષ્ટિ;
'નસીમ' એ દિન ગયા, કહેતા હતા ગુજરાત શું જાણે?

**"નસીમ"**

(૫)

હૃદયના ઘાત શું સમજે? હૃદય આઘાત શું જાણે?
તને લાગી નથી દિલમાં તું દિલની વાત શું જાણે?
જીવનને આ જીવનની સૌ હકીકત કોણ સમજે છે!
નથી જ્ઞાની સમજતા ત્યાં ભલા અજ્ઞાત શું જાણે!
નયન મળવા મહીં શું શું મળે શું શું બતાવું હું?
નયન જેને નથી તે તો નયનની વાત શું જાણે?
ન આવ્યા તો ન નિકળી જાન પણ બીમારની આજે,
અગર આવી જતાં જો આપ તો શું થાત શું જાણે?
અમારી આંખને પુછી જૂઓ શું શું જૂએ છે એ,
બતાવી શું શકે એને? કોઈ નિષ્ણાત શું જાણે?
નથી આંસુ અમસ્થા આંખમાં આવી ગયાં આજે,
હૃદય શું શું સહે છે? તું હૃદયની વાત શું જાણે!
મરીને એક ઘડી બીજી ઘડી જીવન જીવું છું હું;
જીવનથી બેખબર તું આ જીવન ઉત્પાત શું જાણે;
હવે 'નાશાદ' આશા વ્યર્થ છે. સમજાવવાની સૌ;
અમારા દિન ન સમજે તે અમારી રાત શું જાણે!

"નાશાદ" (મુંબઇ)

( ૬ )

જીવન જાણ્યું નથી તે કાળના ઉત્પાત શું જાણે?
નથી ઉભો જે જગ-ચોક તે ઝંઝાવાત શું જાણે!

ન ખાધી ઠોકરો તે માર્ગ કેરી જાત શું જાણે?
નથી ઝીલ્યા ભલા તે વા'રના આઘાત શું જાણે!

ઉઠાવે છે કયામત જે મમ અશ્રુ કેરું એક બિન્દુ–
ઘૂઘવતા એ મહા જગના સમંદર સાત શું જાણે!

હૃદયનો હંસલો એ સાચા મોતીનો ચરે ચારો–
નકામા જાણનારાઓ મુજ અશ્રુપાત શું જાણે?

હટાવા કોઇની યાદી રે, નિજ અંતિમ શ્વાસોમાં–
કરી કેવી ગયાં છે એ કોઇ ઉત્પાત શું જાણે!

એ સમજી શીલા મુજ દિલપર હથોડા ઠોકી ઠોકીને–
ગયા છે કોતરી જે શીલ્પની કોઇ ભાત શું જાણે?

ઉભો યમદૂત એક બાજુ ને બીજે પ્રેમદા ઉભી–
અહિં મૃત્યુ-જીવનમાં કઇ પડી પંચાત શું જાણે?

તહીં વીજળી ઝબુકીને અહિં જીવનમાં એ ઝબકયાં–
કરે છે શું હવે જોવું આ ઉલ્કાપાત શું જાણે!

સદાવ્રત ખોલી બેઠો છું જે ચાહો તે લઇ જાઓ–
વ્યથા, ગમ, અશ્રુ-મોતીની કોઇ ખેરાત શું જાણે!

હૃદયનો ચૂનો, પાણી આંસુનું ને આશ-ઇંટોથી–
ચણી ખંડેર પર કેવી મેં કો મ્હોલાત શું જાણે!

જીવન પોઢી ગયું'તું મુજ, તે ચોંકીને થયું બેઠું–
ચમત્કારો કરી ગઇ કેવાં એ તમ લાત શું જાણે!

વ્યથાઓ "માતરી"ની પૂછશો ના શાંત રજનીને–
જે દિન સમજી શક્યો ના તે બીચારી રાત શું જાણે!

"ફ્રુખ" માતરી

( ૬ )

જીવન જાણ્યું નથી તે કાળના ઉત્પાત શું જાણે !
નથી ઉભો જે જગ-ચોકે તે ઝંઝાવાત શું જાણે !

ન ખાધી ઠોકરો ને માર્ગ કેરી જાત શું જાણે ?
નથી ઝીલ્યા ભલા તે વા'રના આઘાત શું જાણે !

ઉઠાવે છે કયામત જે મમ અશ્રુ કેરૂં એક બિન્દુ-
ઘૂઘવતા એ મહા જગના સમંદર સાત શું જાણે !

હૃદયનો હંસલો એ સાચા મોતીનો ચરે ચારો-
નકામા જાણનારાઓ મુજ અશ્રુપાત શું જાણે ?

હરાવા કોઇની બાદી રે, નિજ અંતિમ શ્વાસોમાં-
ફરી ફેંકી ગયાં છે એ કોઇ ઉદ્યમાત શું જાણે !

એ સમજી શીલા મુજ દિલપર હથોડા ઠોકી ઠોકીને-
ગયા છે કોતરી જે શીલ્પની કોઇ ભાત શું જાણે ?

ઉભો યમદૂત એક બાજુ ને બીજે પ્રેમદા ઉભી-
અહિં મૃત્યુ-જીવનમાં કઈ પડી પંચાત શું જાણે ?

તહીં વીજળી ઝબુકીને અંહિં જીવનમાં એ ઝબકયાં-
કરે છે શું હવે જોવું આ ઉલ્કાપાત શું જાણે ?

સદાવ્રત ખોલી બેઠો છું જે ચાહો તે લઇ જાઓ-
વ્યથા, વ્રણ, અશ્રુ-મોતીની કોઇ ખેરાત શું જાણે ?

હૃદયનો ચૂનો, પાણી આંસુનું ને આશ-ઇંટાથી-
ચણી ખંડેર પર કેવી મેં કો મ્હોલાત 'શું જાણે ?

જીવન પોઢી ગયું'તું મુજ, તે ચોંકીને થયું બેઠું-
ચમત્કારો કરી ગઇ કેવાં એ તમ વાત શું જાણે !

વ્યથાઓ " માતરી "ની પુછશો ના શાંત રજનીને-
જે દિન સમજી શકયો ના તે બીચારી રાત શું જાણે !

"કૃષ્ણ" માતરી

(૧૪)

વિરહની રાત ઉલ્કાપાત, તું અજ્ઞાત શું જાણે ?
તને લાગી નથી દિલમાં તું દિલની વાત શું જાણે ?
નિરંજન ને નિરાકારી, જીવન આઘાત શું જાણે ?
મને લાગી છે જે દિલમાં જગતનો તાત શું જાણે ?
ન જાણ્યાં જેણે એનાં છે દિવસ કે રાત શું જાણે ?
કોઉ મઝદૂરનાં જીવનનાં ઝંઝાવાત શું જાણે ?
લે સાંભળ દર્દ કથની ઝિંદગીની તુજને સંભળાઉં,
વિચારૂં છું શું સંભળાવું તું દિલની વાત શું જાણે ?
તમારા સમ તમારા પ્રેમમાં ઘર થઇ ગયું ખાલી,
જ્હાવ્યું દિલ જે આંખોએ તે અશ્રુપાત શું જાણે ?
જવાની તો ફક્ત ધડપણ છે પ્રત્યાઘાત શું જાણે ?
જવાની પણ દિવાની છે એ પ્રત્યાઘાત શું જાણે ?
જીવન સમજે તો એક એક શ્વાસ એનો પાઠ આપે છે
ન જાણ્યું જીવતાં જેણે જીવનની વાત શું જાણે ?
"અમીન" આઝાદ છે આ જગ કે પેલા જગની શી ચિંતા ?
ખુદીમાં મસ્ત છે એ પારકી પંચાત શું જાણે ?

"અમીન"–આઝાદ. (સુરત.)

(૧૫)

હૃદય પર નિત વૃથા કરનાર પ્રત્યાઘાત શું જાણે ?
પ્રણય–સંસારમાં શું થાય છે ઉત્પાત શું જાણે ?
વિપત્તી, આપદા, વ્યથા, તડપ, ચિંતા, ધગશ ને દાઝ;
રહે છે શીદને એ સાથ સાતેસાત શું જાણે ?
હું વિણ મરણે મરી જીવી જવાને પ્રીત સમજું છું:
કોઇ એ રીત શું સમજે કોઇ એ ભાત શું જાણે ?
તને તો આવડે છે ગાજતાં ને વાજતાં પડવું;
પરંતુ વીજ તું મુજ માળ કેરો પાત શું જાણે ?
હજૂ તો મુક નિશ્વાસેજ પાસું કાળ ફેરે છે;
કદાચિત આહ સરી પડતી તો શું થઇ જાત શું જાણે ?
પ્રલય પહેલાં પ્રલય સંકલ્પ તારો આદરી દે છે;
નહીંતર એક નાનું દિલ ને ઉલ્કાપાત શું જાણે ?
ફરિસ્તાથી અધિકતર પ્રેમીઓ ગૌરવ ધરાવે છે:
કહો પ્રેમીની પ્રતિષ્ઠા કોઇ અજ્ઞાત શું જાણે ?
ઉભય આલમ તણો અગ્નિ જલે છે મારા બાહુમાં:
"તને લાગી નથી દિલમાં તું દિલની વાત શું જાણે ?
નિશાએ તેની મેંદદિલમાં કડક ચર્ચા થઇ મારી:
"કલીમ" શા કાજ તે કરતો હશે પંચાત શું જાણે ?

"કલીમ" વાહિદી ઘોરાજવી

(૧૬)

ફનાફિલ્શેખ થાયા વિણ બકાની વાત શું જાણે?
મહબ્બતમાં તું બાળક છે તું એવી વાત શું જાણે?
મિજાજી કે હકીકી હો મહબ્બતમાં ફના થઈને;
નહો જેને ખબર ખુદની પરાઇ વાત શું જાણે?
બધું મળશે મહબ્બતમાં જરા એમાં ફના થઇ જો;
ન લે કૈં પણ અનુભવ તો તું એવી વાત શું જાણે?
મરી જીવે છે 'મૂતુ' પર ખરો આશિક તો દુન્યામાં;
જિવન જીવે જે એ રીતે જગતની વાત શું જાણે?
નકામા ઢોંગ છે તારા નથી જો દર્દ કંઇ દિલમાં;
તને લાગી નથી દિલમાં તું દિલની વાત શું જાણે?
નકામો ના નસીહત કર, તું તારૂં ફોડ દુન્યામાં;
ન કીધો પ્રેમ તેં ક્યાંથી તું એવી વાત શું જાણે?
અનલહક હક પુકારીને ચઢી જા દાર પર 'ખાકી';
નવો મન્સૂર થૈ જા બસ તું બીજી વાત શું જાણે?

'ખાકી' રાંદેરી

(૧૭)

મહબ્બતની મઝાના રંગ તું અજ્ઞાત શું જાણે?
તને લાગી નથી દિલમાં તું દિલની વાત શું જાણે?
હતું સર્વસ્વ જે કૈં તે ગયું છે વાત વાતોમાં
છતાં એ વાત બાકી છે કે દિલની વાત શું જાણે?
દયાની યાચના કરવી અને તે પણ સિતમગરથી;
દયાથી દૂર રહેનારા દયાની વાત શું જાણે?
ન અર્પી ભીખ મજનૂને મિલાવ્યાં નૈન નૈનોથી;
કર્યાં દિલ શાદ જે રીતે અવર તે વાત શું જાણે?
ભલા પંડિત નકામા કાં ડરાવો આશિકોને છો?
મરી મિટનાર ઉલ્ફતમાં, તમારી વાત શું જાણે?
કસોટી મારી કરવાને, ભલે અન્યો બની મજનૂ,
ભર્યો છે પ્રેમ જે દિલમાં, અવર તે વાત શું જાણે?
તને ફુરસત નથી આ જગતની જંજાળથી પળની
તજ્યા ના મોહ દુન્યાના, ખુદાની વાત શું જાણે?
ફના શું છે? બકા શું છે? ખુદી શું છે? ખુદા શું છે?
પડ્યો ના પ્રેમ-પંથે તો તું એવી વાત શું જાણે?
ફના દિલબર પરે થૈ જે ખુદી ખુદની મિટાવીને
રહે જગમાં બની "વહશી" પરાઇ વાત શું જાણે?

"વહશી" રાંદેરી.



## આ અંકમાં



મોઅઝઝમજાહ માર્કેટ હૈદ્રાબાદ (દખ્ખન)

વર્તમાન હિંદનું એક
અપ-ટુ-ડેટ નગર
હૈદ્રાબાદ



હાઇકોર્ટ હૈદ્રાબાદ (દખ્ખન)



# મહૂંમ સર શાહ મહંમદ સુલેમાન

૧૨મી માર્ચની રાત્રી એ ઇસ્લામી જગત માટે એક મહાન કાળ રાત્રી તરિકે સાબિત થઈ. ન્યાયશાસ્ત્રમાં હિંદના પહેલા વર્ગના આગેવાન, અને વિજ્ઞાનશાસ્ત્ર તથા ગણિતશાસ્ત્રમાં જગતના સૌથી મહાન વિદ્વાન અને હિંદના સૌથી મહાન કેળવણીકાર અને કાયદા કાનૂન પર અનેક પ્રમાણભૂત પુસ્તકો લખનાર ફેડરલ કોર્ટના જજ સર શાહ મહંમદ સુલેમાન આ ફાની દુનિયામાંથી કૂચ કરી ગયા છે. (ઈન્ના.) મરહૂમનો જન્મ જોનપુરમાં થયો હતો. અલ્હાબાદમાં પ્રથમ વર્ગમાં બી. એ. થયા પછી ઉચ્ચ સ્કોલરશીપ મેળવી વધુ અભ્યાસ માટે કેમ્બ્રીજ યુનિવરસિટિમાં દાખલ થયા હતા. ૧૯૦૯માં ગણિતશાસ્ત્ર, અને ૧૯૧૦માં ન્યાયશાસ્ત્રમાં પારંગત થયા. ૧૯૧૧માં ડબ્લીન યુનિવરસિટિની "ડૉકટર ઑફ લૉઝ"ની માનવંતી ડીગ્રી પ્રાપ્ત કરી ૧૯૧૨માં અલ્હાબાદ હાઈકોર્ટ બારમાં જોડાયા. પોતાના અજોડ કાયદા કાનૂનના જ્ઞાન વડે ખૂબ ખ્યાતિ મેળવી. ૧૯૨૦માં એકટીંગ જજ તરીકે અને ૧૯૨૩માં કાયમી જજ તરીકે નીમાયા ૧૯૨૯માં સર થયા અને ૧૯૩૨માં અલ્હાબાદ હાઈકોર્ટના ચીફ જસ્ટીસ નીમાયા. આવું માન મેળવનાર એ પહેલાજ હિંદી મુસ્લિમ હતા. છેવટે ફેડરલ કોર્ટ સ્થપાતાં તેના જજ તરિકે નીમાયા.

ન્યાયશાસ્ત્રની જેમ કેળવણીમાં પણ અજોડ હતા અને તેથીજ અલીગઢ યુનિવરસિટિના વાઈસ ચાન્સલેરની માનવંતી પદવી પ્રાપ્ત કરી શકયા. અને વિજ્ઞાનમાં તો સર જગદીશચંદ્રબોઝ, અને સર વી. રામન તો ઠીક પણ જગમશહૂર વિજ્ઞાનશાસ્ત્રી પ્રોફેસર આઈન્સ્ટીન જેવાની થીઅરીને પણ ખોટી પાડવા સમર્થ નિવડયા હતા.

હિંદે પોતાના આ ઇલ્મી સૂર્યની કદર ન કરી, જો કોઈ બીજાજ દેશમાં એ જન્મ્યા હોત તો ? કબ્ર પૂજાથી મશહૂર થએલા આપણા આજના ઇસ્લામી બિરાદરોએ એમને જીવતાં તો ન જાણ્યા પણ હવે જન્નતનશીન થયા પછી પણ પીછાણે તો સારૂં ! જોઇએ છે કે મુસ્લિમ હિંદ એ એના લાડકવાયા કેળવણીકાર, ગણીતશાસ્ત્રી, ન્યાયશાસ્ત્રી, અને વિજ્ઞાનશાસ્ત્રીનું કેવુંક સ્મારક કરે છે? કે પછી થોડાક દિવસ છાપામાં હો, હા, કરી રાબેતા મુજબ શાંત થઇ જશે !

ખુદા મહૂંમને ગરીકે રહમત કરે અને એમના કુટુંબી જનોને સબ્રે જમીલ અતા કરે ! આમીન.

તંત્રી.

તંત્રી :—
"વહશી" રાંદેરી
સહતંત્રી :—
"એકાર"



લવાજમ
હિન્દ રૂા. ૪
બર્મા રૂા. ૫
પરદેશ શી. ૮
છુટક આ. ૭

પુસ્તક બીજું } એપ્રીલ ૧૯૪૧ { અંક ૮ મો

# બારગાહે રિસાલતમેં

( અઝ: " કલીમ " વાકિફી ધોરાજવી )

અય કન્ઝે લતાફત સલ્લલ્લાહ, અય શમ્એ હિદાયત સલ્લલ્લાહ,
અય મેહરે ઈનાયત સલ્લલ્લાહ, અય માહે રિસાલત સલ્લલ્લાહ.
અય નૂરે મુજસ્સમ સલ્લેઅલા, અય શાહે મુકર્રમ સલ્લેઅલા,
અય મુહસિને આલમ સલ્લેઅલા, અય સાહિબે શૌકત સલ્લલ્લાહ.
હાં! બાદશાહે લવલાક હો તુમ, હાં! રાહબરે ઈદરાક હો તુમ,
હાં! મેરે રસૂલે પાક હો તુમ, અય ફખ્રે નબુવ્વત સલ્લલ્લાહ.
સિખલાયા જહાંકો ખુલ્કે અતમ, થા ગર્કે ખતા સર તા બ કદમ,
ક્યા ખૂબ કિયા એહસાનો કરમ, અય ચશ્મએ રહમત સલ્લલ્લાહ.
અય સદરે સખાકે દુરેં સમીં, તૌહીદે ખુદાવંદી કે અમીં,
હો કઅબએ ઈમાં કિબ્લએ દીં, અય મશરિકે વહદત સલ્લલ્લાહ.
બાતિલકો મિટાનેવાલે હો, ગાફિલકો જગાનેવાલે હો,
સાઈલકો દિલાનેવાલે હો, અય કાસિમે નેઅમત સલ્લલ્લાહ.
ગમખેઝ શહા રૂદાદ મેરી, હર હાલમેં હો અબ યાદ મેરી,
હય તુમસે યહી ફરિયાદ મેરી, અય શાફિએ ઉમ્મત સલ્લલ્લાહ.
વલ્લાહ "કલીમે ઝાર" યહાં, હય બારે ગિરાંસે અશ્કફિશાં,
હો ઉસ્કે ખુદારા ચારહ કુનાં, અય દાફએ ઝેહમત સલ્લલ્લાહ.

સરકારમાં જોડાઈ જવાની વાતો સમજાવી રહ્યા છે. ભલા હિંદી સરકાર એવી એકાદ ટુકડી મુંજેજીની ધાકધમકીથી ડરી જઈને તૈયાર પણ કરે તો પછી તેને સાચવવાને માટે પણ એકાદ શીખ કે ગુરખાની ટુકડી પાછળ રાખવી પડશેને? વળી મુંજેજી તો મજબૂત થવા માટે માંસ ખાવાની પણ હિંદુઓને શિખામણ આપી રહ્યા છે! બિચારા ગરીબડા મુસલમાનો ફિકરમાં પડયાં છે કે ગોસ્ત મોંઘું થઈ જશે તો! કુંગળીનો ક્યાં દુકાળ પડયો છે! જાણો છો કસ્તુરી જેટલી શક્તિ કાંદામાં પણ છે તો પછી ગોસ્ત શા હિસાબમાં! ભલા એ બહાને બિચારા ખાટકીઓને પણ ઉત્તેજન તો મળશે ને? કે પછી હિંદુ ખાટકીઓની જોગવાઈ વિચારશે!

●

મુસલમાન નેતાઓ હવે મહોરમના વાઘ રહ્યા નથી તેમ સરકસના વાઘ પણ રહ્યા નથી એ તો જાણે દીવા જેવી વાત છે, પણ ભલા પ્લેટફૉર્મ અને પરિષદની ગર્જનાઓને ખરી કરી બતાવવા કંઈ પ્રયત્ન કરશે કે પછી "આવ્યા બેઠા અને ચાલ્યા ગયા"માંજ સંતોષ માનશે.

કૌમને આજે ઇકબાલના કથન પ્રમાણે ગુફતારના ગાઝીઓની જરૂરત નથી કિરદારના ગાઝીઓની જરૂરત છે! "સાંવલેકી મોરછંગ, હાર હાં! ભઇ હારે હાં!" કરનારાઓની જરૂરત નથી! દેખાડવાના દાંતો બહુ જોયા હવે તો ચાવવાના દાંતોની આવશ્યકતા છે! મોટર અને બંગલા વાળી શેરેયરીનો કે લીબરલો જેવી મોંઘી અને સુંવાળી લીડરીની જરૂર નથી. સાડી તેરસો વરસ પહેલાંની ખરબચડી અને સાદી સુદી કપડાંપર થીંગડાં મારીને પણ નભાવી લે એવી ફારૂકશાહી લીડરીની જરૂર છે! કૌમના ગમમાં અમલદારો સાથે ડીનર ખાનાર અને સીગરેટ પીનાર લીડરોની હવે જરૂર નથી!

●

આખરે 'મુસાભાઇને વાને પાણી વાળી કહેવત મુસોલીની માટે ખરી પડવાનો વખત આવી લાગ્યો છે. કારણ કે આફ્રીકામાં રોમન સામ્રાજ્ય સ્થાપવાના વિચારોને તો જનરલ વેવલે 'કનામાંથી કાપી નાખ્યા' છે. અને વળી ઇટાલી જે સ્વતંત્ર હતું તે હવે નાઝીઓની દેખરેખ નીચે મૂકાયું છે. "લેને ગઇ પુત ઔર ખો આઇ ખસમ" જેવું થયું હોય મુસાભાઇની કાગળી ન ચસ્કે તો શું થાય? ભલા એ પણ માણસ છે ને? અને ધડ પર માથું અને માથામાં ભેજું ધરાવે છે ને! કંઇ ભેજાં વગરનું ખાલી માથું તો નહિજ હોયને! તો પછી એ ભેજું ભમી કેમ ન જાય? ગ્રીસની કાંકરીએ એ ઇટાલીઅન ઘડાને ફોડી નાંખ્યો અને ઉત્તર આફ્રીકાનો એનો પત્તાનો મહેલ હિંદી સિપાઈઓની ફુંકથી જમીન દોસ્ત થયો! બટાકા ખાનાર ઇટાલીયનો પર ભાજી ખાઉ ઇંડીયનોએ સરસાઇ ભોગવી છે! બીજી બાજુ 'હું મરું પણ તનેય રાંડ કરું!" એ હિસાબે હીટલરે બાકીનું જગત સળગાવવા દીવાસળીયો ચાંપવા માંડી છે! સીરીયા અને ઇરાકમાં બળવા ઉપસ્થિત થયા છે. યુગોને ગ્રીસ પર તીડનાં ટોળાંની જેમ નાઝી ભાયડાઓ તૂટી પડયા છે. જોઇએ છીએ આ બાલ્કનના છેલ્લા સીનમાં હીટલરનો કેવોક રબ્લો થાય છે? આ બાજુ તુર્કી ચાચા પોતાની પુરાણી ઢાલ ધરીને તૈયાર ઉભા છે તો પેલી બાજુથી અમેરિકાના પુરાણા ખમીરમાં પણ જોશ આવ્યો હોઈ ખાંડું લઇ ખડું થઇ ગયું છે!

" આગે આગે દેખીયે હોતા હે કયા!"

●

એક જમાનો હતો હડતાલ અને સત્યાગ્રહનો. જરા જરા વાતમાં લોકો ભૂખ હડતાળ પર ઉતરી તરાગુ કરતા હતા, અને સામા માણસને નમાવવા સત્યાગ્રહનું હથિયાર ધડથું ને ઉગામતા. પણ હવે એ હથિયારોનો ચળકાટ ઝંખો પડ્યો છે. ત્યારે 'ડે' ઉજવનારાઓની ધમાલ વધી પડી છે. ઉપરા ઉપરી એટલા બધા 'ડે' હિંદુસ્તાનમાં ઉજવાય રહ્યા છે કે હવે વરસના ૩૬૫ દિવસમાંથી એક પણ ખાલી 'ડે' નજરે પડતો નથી! અને વળી ખૂબીની વાત તો એ છે કે ઘણા ખરા 'ડે' દિવસે નહિ પણ રાત્રે ઉજવાય છે તોય 'નાઈટ'ને બદલે 'ડે' મનાય છે! પણ ઉજવણીની ધમાલમાં ઉજવનારાઓને દાંડાને રાતનું ભાનજ ક્યાં રહે છે કે આવી આ બાબતનો વિચાર કરે' આવા દૂધમાંથી પોરા કાઢવાનું તો નવરા સાહિત્યકારોનેજ મુબારક હો!

◉

સ્ટેશનો, મંદિરો અને પોસ્ટ ઓફીસો ઉપર આજકાલ ચોરો અને ધાડપાડુઓની દ્રષ્ટિ વધુ ઠરતી દેખાય છે! એ લોકો મંદિરોની જેમ સ્ટેશનો અને પોસ્ટ ઑફિસોને પણ પવિત્ર ધામ સમજતા હોવા જોઇએ અને આસ્તિક દ્રષ્ટિથી જેમ જેમ મંદિરનો પ્રસાદ ઝડપતા હોય તેમ પોસ્ટમાસ્તરો અને સ્ટેશન માસ્તરોને પણ પૂજારીઓની જેમ માનની નજરે જોતા હોવા જોઇએ! ખરેખર! દિવસે દિવસે જેમ કડકાઇ વધતી ચાલી છે તેમ ધર્મ ભાવના પણ વધી રહી છે!

ઈસ્માઈલ હુસ્ના

સંપાદક

રિફાઈ-ગ્રાએજી

بسم الله الرحمن الرحيم

"યા બાસેતો" يا باسط (અદદ ૭૨) "એ બંદાઓના દિલ અને રોઝી ખોલવાવાળા." (૧) જે કોઈ સહરના વખતે અગર સુઇને આંખ ખુલતાંની સાથે ત્રણ વખત દરદ શરીફ પછી "યા બાસેતો બહકકે યા જીબ્રઈલ" હાથ ઉઠાવી દશ વખત પઢી પછી ત્રણ વખત દરદ શરીફ પઢી હાથ પર દમ કરી મોહ ઉપર ફેરવશે તો ઇ. અ. તેને તે આખો દિવસ કોઇ પાસે કોઇપણ ચીજ માંગવી પડશે નહીં એટલે તેને કોઈની મોહતાજી થશે નહિ. (૨) જે કોઈ "યા બાસેતો" ને હમેશા કસરતથી પઢશે તેને ઇ. અ. કોઇપણ રીતનો ગમ રંજ થશે નહીં અને ગૈબથી રોઝી મળશે અને કોઇનો મોહતાજ થશે નહિ. (૩) જે કોઈ દરરોજ ૭૨ વખત પઢશે તેને ખુદાપાક દરેક આફત બલાથી બચાવશે. (૪) જે કોઇ એને હમેશા પાછલી રાત્રે દશ વખત પઢશે તે ઇ. અ. ખુશ દિલ રહેશે અને તેને કોઇ તરેહનો ગમ-અલમ ન થશે, અને એવી જગ્યાએથી તેને મદદ મળશે કે જેની તેને સ્વપ્ને પણ ઉમ્મીદ ન હોય, (૫) જે કોઇ ૩ રાતમાં સવાલાખનો ખતમ પહેલાં અને છેલ્લાં સો સો વખત દરદ શરીફ સાથે કરશે તો જો તેનાં નસીબમાં હશે તો ઇ અ. દરરોજ ૪ ટકા ગૈબથી તેને મળશે અને જો એ ભૂખ્યા થાય તો દરરોજ સો વખત જરૂર પઢવું જોઇએ અને જે મળે તેમાંથી ¼ પા ભાગ લિલ્લાહ આપી બાકી ¾ પોણો ભાગ પોતાના કુટુંબના નિભાવ માટે અગર નેક કામમાં ખરચ કરે. બુરા કામમાં વાપરવાથી નુકસાન થશે: (૬) જે કોઇ સવારની નમાઝ પછી ખુલ્લે માથે કિબ્લાર ઉભો રહી ૧૦૦ વખત પઢી કિબ્લા તરફ ફુંક મારે પછી ૧૦૦ વખત પઢી જમણી તરફના ખુણામાં ફુંક મારે, પછી ૧૦૦ વખત પઢી ઉત્તર દિશા તરફ ફુંક મારે પછી ૧૦૦ વખત પઢી ઉત્તર અને પૂર્વ દિશાના ખુણામાં ફુંક મારે. ફરી ૧૦૦ વખત પઢી પશ્ચિમ અને દક્ષિણ દિશાના ખુણામાં ફુંક મારે પછી ૧૦૦ વખત પઢી દક્ષિણ દિશામાં ફુંક મારે અને ફરી ૧૦૦ વખત પઢી દક્ષિણ અને પૂર્વ દિશાના ખુણામાં ફુંક મારે, પછી ૧૦૦ વખત પઢી પૂર્વ દિશામાં ફુંક મારે અને પછી ૧૦૦ વખત પઢી જમીન તરફ ફુંક મારે પછી ૧૦૦ વખત પઢી આસમાન તરફ ફુંક મારે અને પછી ૧૦૦ વખત પઢી પોતાના બદન ઉપર ફુંક મારે. એવી રીતે ૪૧ દિવસ કરવાથી તવંગર થશે અગર ગૈબથી રોઝી મળશે અને કોઇનો મોહતાજ થશે નહીં: પણ પઢતી વખત હમેશાં કિબ્લા તરફ મોઢું રાખી પઢવું અને બદનને કિબ્લા તરફ રાખી મોઢું ફેરવી જે તરફ ફુંક મારવી હોય તે તરફ મારવી. (૭) દરેક મુશ્કિલ કામ માટે દરરોજ ૧૪૦ વખત પઢવું. કામ પૂર્ણ થાય ત્યાં સુધી. (૮) ફરાખ્રી રિઝ્કને માટે ૭૨ દિવસ સુધી દરરોજ બાર હજાર અગર સાત

હજાર વખત પઢવું. (૯) જે કોઇ દરરોજ ૭૨ વખત પઢી એક વખત "અલ્લાહુમ્મા એદ-સુરમાઝેદ વલા તફકીસ વ ઇન તઅદ્દુ નેઅમતલ્લાહે લા તોહ્સુહા ઇન્નલ્લાહા લગફુરર્રહીમ" પઢશે તે ઇ. અ. કોઇનો મોહતાજ થશે નહીં. ખુદાપાક દરેક રીતે તેને મદદ કરશે. (૧૦) ચાસ્તની નમાઝ પઢી "યા બાસેતો" દશ વખત પઢવાથી રોઝીમાં વધારો થઇ ઇ. અ.

"યા ખાફેદો" یا خافض (સંખ્યા ૧૪૮૧) "એ કાફિરોને પસ્ત અને ખાર કરવાવાલા" જે કોઇ ૩ દિવસ રોઝા રાખે પછી ચોથે દહાડે થોડા માણસો સાથે મળી ૭૦૦૦૦ સીતેર હજાર વખત પઢશે તો દુશ્મન પર ફતેહ મેળવશે (૨) જે કોઈ દરરોજ ૫૦૦ વખત પઢશે તે દુશ્મનના સદમાથી અમનમાં રહેશે અને ખુદાપાક તેની હિફાઝત કરશે. (૩) કોઇ પણ હાજત માટે દરરોજ ૫૦૦ વખત પઢવાથી ઇ. અ. હાજત પૂરી થશે. કામ પૂર્ણ થાય ત્યાં સુધી પઢવું. (૪) જે કોઇ એને હમેશા કસરતથી પઢશે તો ઇ. અ. હાકિમે વક્ત તેની ઉપર મહેરબાન થશે. દુશ્મનો પર ફતેહ મેળવશે. ખુદાપાક તેની મદદ કરશે. (૫) કોર્ટ, દરબારમાં જતી વખત પ્રથમ ૫૦૦ વખત પઢી અંદર દાખલ થઇ ચારે દિશામાં ફુંક મારી પોતાના બદન ઉપર ફુંક મારી છેલ્લે જજ અગર ન્યાયધિશ જે હોય તેની ઉપર ફુંક મારેથી ઇ. અ. ધારેલું કામ થઇ જશે, પણ પઢવા પહેલાં સો સો વખત દરૂદ શરીફ જરૂર પઢવું. (૬) જ્યારે કોઇ મુશ્કિલ આવી પડે ત્યારે દરેક નમાઝ પછી એના અદદ પ્રમાણે પઢશે તો ઇ. અ. તે મુશ્કિલ જલદી આસાન થઇ જશે. (૭) જે કોઇ ઝાલિમના ઝુલ્મથી ડરતો હોય તો એને ૭૦ વખત હમેશાં પઢવાથી અમનમાં રહેશે. (૮) જે કોઈ એને હમેશા ૭૦૦૦ સાત હજાર વખત પઢશે તે ઇ. અ. દુશ્મનોની બદીથી નજાત મેળવશે.

"યા રાફેઓ" یا رافع (અદદ ૩૫૧) "એ બુલંદ દરજા કરવાવાલા" (૧) જે કોઇ એને અર્ધી રાતે અગર બપોરના હમેશા સો વખત પઢશે તો ઇ. અ. ખુદાપાક તેને દુન્યાથી બેપરવા, તવંગર અને બેનિયાઝ કરી દેશે એટલે ખુદાપાક તેની દરેક રીતે મદદ કરશે અને તેને કોઇનો મોહતાજ કરશે નહીં. (૨) જે કોઈ દરરોજ ૨૦ વખત પઢશે તો ઇ. અ. મુરાદ બર આવશે. (૩) એને હમેશાં કસરતથી પઢનારને દીન-દુન્યાના દરજા ખુદાપાક આપશે. (૪) ને કોઇ એને દરરોજ ૩૫૧ વખત પઢશે તો ઇ. અ. અઝીઝે ખલાએક થશે એટલે દુન્યાના લોકો તેની સાથે મહબ્બત કરી તેની ઇઝઝત કરશે. (૫) દરરોજ ૭૦ વખત પઢવાથી ઝાલિમોથી અમનમાં રહેશે. (૬) દરરોજ રાત્રે સુતી વખત અગર સવારે ઉઠતાંની સાથે સો વખત પઢનારને ખુદાપાક દરેક આફત -બલા-મુસીબતથી બચાવી લેશે અને દુન્યાવાલા તેની ઇઝઝત કરશે.

"યા મોઇઝઝો" یا معز (સંખ્યા ૧૧૭) "એ બંને જહાનમાં બંદાઓને ઇઝઝત દેનાર" (૧) જે કોઇ એને મગરેબ અગર ઇશાની નમાઝ સુન્નત વગેરે પઢયા પછી પીરની રાતે અગર જુમ્માની રાતે ૧૪૦ વખત અગર ૪૧ વખત હમેશા પઢશે તો ઇ. અ. ખલકની નજરમાં તેને માટે હૈબત અને હુરમત જાહેર થશે અને ખુદાપાક સિવાય તે કોઇથી પણ ડરશે નહીં અને હમેશા ખુદાપાકની પનાહમાં રહેશે. (૨) જે કોઇ એને દરરોજ ૪૧ વખત પઢશે તો ઇ. અ. દુન્યા તેમજ આખિરતમાં ઇઝઝત મેળવશે.




અંતે મુશાયરાની પ્રવૃત્તિએ ખૂબ જોર પકડયું છે. મુંબઈ ખાતેના રેડીઓ મુશાયરા અને સર કાવસજી હોલના મુશાયરાએ એવો રંગ જમાવ્યો કે એ રંગનાં આંદોલનો ગુજરાત અને બૃહદ ગુજરાતમાં પ્રસરી ગયાં. આમ જનતાના હૃદય સુધી કવિઓને પહોંચાડવાનું સાધન મુશાયરોજ છે એમ પીઢ પત્રકારોએ પણ કબુલ કર્યું છે. કઠોરની બઝમે ઇકબાલે, વિશ્વકવિ મર્હૂમ ઈકબાલની સંવત્સરી ઉજવવા નિમિત્તે એક ગુજરાતી મુશાયરો પ્રોફેસર 'બાદરાયણ' એમ. એના પ્રમુખસ્થાને ભરવાનું નક્કી કર્યું છે. હિંદુ–મુસ્લિમ કવિઓ એકવાર પુનઃ ગઝલોની રમઝટ જમાવશે અને એક મહાકવિની સંવત્સરી કવિઓની. શબ્દ પુષ્પાંજલિઓથી ઉજવાશે. 'સીરતી' તથા 'નિસાર'ની જોડી બઝમે ઇકબાલના પીઠબળથી ગુજરાતને એક શાનદાર કવિ સંમેલનની ભેટ ધરશે. અને સાબિત કરી આપશે કે ગણિઆરા જેવા કદરદાન સાહિત્ય સેવકની જન્મભૂમિનું નામ ભલે કઠોર હોય પણ હૃદય કઠોર નથી. અને કઠોરનું વાતાવરણ પુકારી ઉઠશે કેઃ–

"કઠોર નામ છતાં દિલથી એ કઠોર નથી,
સુડોળ નામ ન હો કામમાં નઠોર નથી,
અંમસ્તો થઇ રહો ગુજરાત મહીં શોર નથી;
-કે ગુર્જરો હવે સાહિત્ય સુનાં ઢોર નથી!"

જગતના મહાન કવિઓ અને સાક્ષરોની વિચિત્ર ખાસીયતો વિષે એક અમેરિકન મૅગેઝીન ઉપરથી એક ગુજરાતી સામયિકે તારણ કાઢયું છે તેને કારવાંના સાહિત્ય પ્રેમી રસિક વાંચકો સમક્ષ મિલીટ ચઢાવીને રજુ કરૂં છું અને સાબિત કરી આપું છું કે યુરોપના સાહિત્યકારો કરતાં આપણા સાહિત્યકારોય વિચિત્રતામાં જરાય ઓછા ઉતરે એવા નથી જ.

"વસંત ઋતુની વર્ષામાં લોર્ડ 'બેકન' ખુલ્લી ગાડીમાં ફરવા નીકળતો હતો." એમાં તેણે શી ધાડ મારી? આપણા મહાકવિ 'હુડમત ઓઝા' ભાદરવાના ભર ચોમાસામાંએ ગર્ધવ ઉપર છડી સવારીએ પરિભ્રમણ કરીને કવિતાની પ્રેરણા ઝડપી લે છે!

"જર્મન કવિ 'શીલર' પોતાના મેજનું ખાનું ઉઘાડી ગબડતા સફરજનની ખુસ્બો લેતો અને તેમાંથી કાવ્ય લખવાની પ્રેરણા લેતો." એથીએ આગળ વધીને આપણા 'કારવાં'ના કવિ અને ગુજરાતના અનોખા શાઇર શ્રી 'શેખચલ્લી' પાકાં કોઠાં સુંઘીને કવિતાની પ્રેરણા મેળવે છે!

'બાલ્ઝાક' લખવા બેસતો ત્યારે ધોળો ઝભ્ભો અને કાળી ટોપી પહેરતો. એકાદ ડઝન મીણબત્તી બાળી, કોફી પીને પ્રેરણા મેળવતો." એમ તો આપણા ગઝલ સમ્રાટ જનાબ 'ચપટા'

સાહબ પણ સૌથી લાંબો ધોળો કોટ અને સૌથી લાંબી કાળી ટોપી ચડાવીને કાવ્ય લખવા બેસે છે, અને એકાદ ડઝન સીગરેટ અને બે ચાર કપ ચાહ ગટગટાવીને ગઝલ લખે છે. હોટલનો 'બડારવાળો' ચાહના કપની ઉતરડ લઇને એમના ઘરમાં આવતાંજ પ્રેરણા પણ ભાગી લાગે છે!

"એમિલઝોલા'ને પેરિસની ગલીઓમાંથી ચાલતાં ચાલતાં માર્ગમાં બળતાં ગેસનાં ફાનુસ ગણવાની ટેવ હતી" આપણા રંગીલા કવિ ભાઈ 'આસિમ'ને ચાલતાં ચાલતાં, રસ્તામાં આવતાં દરેક ઘરની બારીઓ ગણવાની ટેવ હતી, અને એવી રીતે એમને પ્રેરણા મળતી હતી; પણ હવે તો કોઇપણ લીલું ઝાડ, કોઇપણ કબરનો લીલો ગિલાફ કે કોઈની લીલી સાડી જોઇને 'લીલા' લખવાની પ્રેરણા મળી જાય છે।

"ડૉ. 'જોન્સ' લંડનના દરેક થાંભલાને સ્પર્શ કરતો, અને એમ કરતાં ભૂલી જતો તો પાછો આવીને તે થાંભલાને હાથ લગાડતો. આમ એને પ્રેરણા મળતી" આપણા મહાન સાહિત્ય પારેખ અડવાણીને રસ્તે ચાલતાં કોઇપણ ગૃહસ્થના ખિસ્સાને હસ્તાસ્પર્શ કરવાની આદત છે, અને એમ કરે ત્યારેજ એમને પ્રેરણા મળે છે બીજા હાસ્યરસના ઉગતા કવિ શ્રી 'ધન્વંતરી'ને બળદનાં પૂછડાં આમળવાથીજ કવિતાની પ્રેરણા મળે છે।

"અલેકઝાંડર ડુમા"ને પીળા કાગળ પર કાવ્યો અને ગુલાબી કાગળ પર લેખો લખવાથીજ પ્રેરણા મળતી." આપણા લેખક કવિ શ્રી 'બદી' હાસ્યવાળાને અસલ તો હાથ પર કવિતાઓ લખવાથી પ્રેરણા મળતી; પણ તે પ્રેરણા કાગળની મોંઘવારીને લીધે ભારે પડતી હોઇ હાલમાં રેપરના કાગળ પર લેખો અને સીનેમાના હેંડબીલના કાગળો પર કવિતાઓ લખવાથી ખૂબ પ્રેરણા મળે છે।

"કવિ શેલી' કાગળની હોડીઓ તરતી મૂકતો, અને કાગળ ન મળવાથી એક વેળા તો દસ પૌંડની નોટની હોડી બનાવીને તરતી મૂકી હતી. આ પ્રમાણે તેને પ્રેરણા મળતી." આપણા 'નિસાર" લૈયા શૈલીને પગલે ચાલીને કોઇ કોઈ વાર જુની ટોપીને પણ નદીમાં તરતી મૂકીને કવિતાની પ્રેરણા મેળવે છે! અને બીજા એક જાણીતા કવિ તો જાતીયશાસ્ત્રનાં ચિત્રો જુવે છે; ત્યારેજ એમને કવિતાની પ્રેરણા મળે છે।

"સર વૉલ્ટર સ્કૉટ"ની સ્મરણશકિત ઓછી હતી. એક વાર લોર્ડ 'બાયરન'ની કવિતા સમજીને પોતાનીજ કવિતાની ભારે પ્રસંશા કરી હતી." હાલમાં આપણા કવિ 'બેકાર'ની સ્મરણશકિત પણ ઘસાઈ જવાથી ઘણી વાર પોતાનાં પુસ્તકોનાં રિવ્યુ પોતેજ લખે છે. અને તેમાં પોતાની કલમની પ્રસંશા પણ કરી નાંખે છે।

અને વળી એક બીજા બુઝુર્ગ કવિ તો એકટ્રેસના ઘરમાં નમાઝ પઢીને કાવ્યની પ્રેરણા મેળવે છે।

## કારવાંના વાંચકોને ખુશખબર

ગુજરાતના હાસ્યરસના જાણીતા લેખક અને 'કારવાં'ના સહતંત્રી 'બેકાર' પોતે પોતાના હાસ્યમય જીવન પ્રસંગો તા. ૧૭-૪-૪૧ને રોજ રાત્રે ૭થી ૭-૧૫ સુધી મુંબઈ રેડીયો સ્ટેશનેથી બ્રોડકાસ્ટ કરશે. તમે પણ તમારા રેડીયો પર ૪૧ ને ૯૦ મીટર ઉપર સાંભળી લેજો.

મેનેજર
'કારવાં'

'પ્રસ્તાવના બીજા કોઈ પાસેથી લખાવી લેવી એ કરતાં કવિએ સ્વતઃ પોતાની ભૂમિકા વિશદ કરી બનાવવી એજ યોગ્ય છે. જો મૂળમાંજ કશું તત્વ નહિ હોય તો પ્રસ્તાવનાથી તે પુસ્તકને કેટલો આધાર મળે ? અને જો મૂળમાંજ પાણી હોય તો પછી પ્રસ્તાવનાની છાંટ પણ શા માટે જોઈએ?" આમ કોલ્હાપુરની રાજારામ કૉલેજના એક પ્રોફેસર માધવરાવ પટવર્ધન પુનાના એક મરાઠી કવિ ગોવિંદરાવ ઓકરકરને ઉદ્દેશીને કહે છે. આ પાઘડી ગુજરાતના પણ ઘણા કવિઓ અને અને લેખકોને તેઓ પહેરતા ન હોય છતાં માથે બંધ બેસતી આવી રહે એમ છે. ગુજરાતીમાં એક તળપદી કહેવત છે કેઃ—"જણનારીમાં જોર ન હોય તો સુયાણી શું કરે !" પણ આજકાલ તો સુયાણીઓના જોરેજ જણનારીઓ નભતી દેખાય છે ! બાકી શ્રી પટવર્ધનના મંતવ્ય પ્રમાણે સાહિત્યમાય હવે 'બર્થ કંટ્રોલ'ની આવશ્યકતા ઉભી થઈ છે ખરી ! કારણ કે નમાલા બાળકો ઉત્પન્ન થાય તે કરતાં નજ થાય તે સારૂં ને ! જેમ હિંદની વસ્તી વધતાં બેકારી વધી છે, તેમ સાહિત્યમાંએ વસ્તી વધતાં ભૂખડી બારસ તત્વ વધી ગયું છે, પણ સાહિત્યકાર બનવા બનાવવાની ધમાલમાં આવી ગાજરાની પીપીને સાંભળે છેજ કોણ ?

●

ગુજરાતીમાંથી મૌલિકતત્વ જાણે ભુંસાતું જાય છે અને અનુવાદનું ભૂત ગુજરાતીને માથે પુનઃ પુનઃ સ્વાર થતું જાય છે, અને તેથીજતો આપણા કવિ શ્રી 'નિસાર' લૈયાને રેડીયો ઉપરથી પણ કટાણું મોઢું કરીને સંભળાવવું પડ્યું હતું કેઃ—

"વધી છે એટલી બંગાળની આયાત શું લખે ?
નવા સર્જનની ગુર્જરમાં નથી તાકાત શું લખે !"

અને તેમાંય વળી હદ તો એ થઇ રહી છે કે એક એક બંગાળી પુસ્તકના એકી સાથે બબ્બે અનુવાદો પ્રગટ થઇ રહ્યા છે ! એ વિષે ત્રિભુવન હેમાણી કહે છે કેઃ "સાધારણ રીતે, એક કન્યાના એકી સાથે બે જગ્યાએ સગપણ થઇ શકે નહિ, તેમ એક પુસ્તકના એકીવેળા બે અનુવાદ હોઇ શકે નહિ." હજુ એટલું સારૂં છે કે દ્રૌપદીના પાંચ પાંચ પતિ હતા અને સદ્દગત 'ગુજરાત' માસિકના એક વેળા અર્ધો ડઝન તંત્રી હતા; તેમ એક પુસ્તકના એકીવેળા પાંચ-છ અનુવાદો થતા નથી એ આપણું ગુજરાતનું સદ્દભાગ્ય છે ! બાકી થોડી મહેનતે વધુ નામ અને દામ કમાવાનું કોણ નાપસંદ કરે ? એક વેળા અનુવાદીયા વેદીયા ઢોર ગણાતા; હવે મૌલિક લખનારાઓ ઓર્થોડોક્સ ગણાવાના !

●

# સાહિત્ય રસિકોને ખુશ ખબર

કઠોરની 'બઝ્મે ઇકબાલ'ના આસરા હેઠળ એક કવિ સંમેલન તા. ૨૭-૪-૪૧ ને રોજ પ્રોફેસર "બાદરાયણ" એમ. એ.ના પ્રમુખસ્થાને યોજાવાનું છે. જેની પંક્તિઓ નીચે પ્રમાણે છે.

૧. "દમ છે આદમમાં તન વતનમાં છે."
કાફિયાઃ—વતન, ચમન, કફનવગેરે. રદિફઃમાં છે.

૨. "બધાને પોત પોતાની પડી છે."
કાફિયાઃ—પડી, લડી, આંખડીવગેરે. રદિફઃ છે.

હિંદુ—મુસ્લિમ કવિઓ અને સાહિત્ય રસિકો એનો લાભ લેશેજ. 'ઇકબાલ' નાં પ્રશસ્તિ કાવ્યો પણ કેટલાક ઉર્દૂ શાયરો રજુ કરશે. પધારવા સૌને જાહેર આમંત્રણ છે.

સાંભળવામાં આવ્યું છે બલ્કે અનુભવવામાં આવ્યું છે કે " કેટલાક પત્ર સંચાલકો લેખકોના લેખ કે કવિતાઓ છાપે છે અને જે અંકમાં તે લેખ કે કવિતા છપાઇ હોય તે અંક પણ લેખકને મોકલવાની પરવા કરતા નથી." એવા સંપાદકો પોતાને ચક્રવર્તી રાજાઓ અને લેખકો તથા કવિઓને પોતાના ખંડીયા રાજા ગણતા હોવા જોઇએ, અને લેખો, તથા કવિતાઓ તે એમની ખંડણી તરિકેની વસ્તુઓ હશે. એવા સંપાદકોને સીધા કરવા ઉગતા લેખકો અને કવિઓએ પણ જરા સ્વમાન પ્રિય બનવું જોઇએ. ઝટ જાહેરમાં આવી જવા માટે કલમને સરાણે ચઢાવી ભાઇબાપા કરીને છપાવી નાખવાથી ન તો સાહિત્યનો ઉદ્ધાર થાય છે કે ન તો પ્રકાશમાં આવનારનો પોતાનો ઉદ્ધાર થાય છે! આ દેશમાં ઉગતા સાહિત્યકારોને, પીઢ સંપાદકો સરાણીયાની તોલેય લેખતા નથી તો પછી ગાંઠના ગોપીચંદ કરવા કરતાં લેખન શોખને પડતો મૂકી વાચન શોખ કેળવવો જ શું ખોટો છે? વાંચ્યું છે કે મેઘાણીજી શાંતિનિકેતન જઇ આવ્યા છે." જેમ 'હીરો ઘોઘે જઇ આવ્યો ને સોના સાઠ કરી આવ્યો' તે ગુજરાતી કહેવતને ખોટી ઠેરવીને આવ્યા છે ગુજરાત અને ગુજરાતીની છાપ બંગાલીઓ ઉપર પાડીને આવ્યા છે! "શું શાં પૈસા ચાર"ને બદલે "શું શાં પૈસા સોળ!"ની પૂરે પૂરી કીંમત અંકાવી આવ્યા છે! ખરેખર સાહિત્યના એ સોરઠી બહારવટીયાએ બંગાલમાં ગુજરાતનું નામ વધારી "રણમાં શૂરા રે હો ગુજરાતી વીરા" ની પંક્તિ સાચી ઠેરવી છે. રા. 'વણજારો'

---

# પરદેશે પ્રાણાધાર ગયા.

લેખક: મઝલુમ જેતપુરી (બેપુર)

આવે છે એ પ્યારી યાદી,
યાદી પણ એ ન્યારી યાદી,
વ્યાકુલ દિલ કરનારી યાદી,
જગ પ્રેમની એ પ્યારી યાદી,
માંરું દિલ હરનાર ગયા;
પરદેશે પ્રાણાધાર ગયા.

એકલડી છે રાતો ભારી,
પ્રત્યેક વસ્તુ લાગે ખારી,
આહ! નિરાશા સાથે યારી,
ઉન્હા આંસુ આંખે જારી.
વિરહનો મૂકી ભાર ગયા;
પરદેશે પ્રાણાધાર ગયા.

વિરહની જ્વાળા કેમ દબાવું,
કોને દિલના ભેદ બતાવું,
હસી-હસી હું કોને હસાવું,
કોની સામે નયનો નચાવું,
મુજ ઉર તણા ચમકાર ગયા;
પરદેશે પ્રાણાધાર ગયા.

પ્રેમના ગીતો સુણી સુણાવે,
કોણ છે મુજ રડતીને હસાવે,
ગાંડી પોતે બની બનાવે;
કોણ છે મારા નાઝ ઉઠાવે,
હૈયાના એ હાર ગયા;
પરદેશે પ્રાણાધાર ગયા.

પ્રેમાનંદી રાતો પૂરી,
નયને અશ્રધારા છુટી
દિલ-ઉગર એ મારા ફુટી,
મુજને મુકી હાથ વિખુટી,
મારા જીવન સાર ગયા;
પરદેશે પ્રાણાધાર ગયા.

મુજને હરદમ યાદ સતાવે,
આવી દિલમાં આગ લગાવે,
કંઇ કંઇ મુજને યાદ અપાવે,
મનને ત્યારે કંઇએ ન ભાવે,
દુઃખડા મુજ હરનાર ગયા,
પરદેશે પ્રાણાધાર ગયા.

કરંતીતી એ પ્યારા દર્શન,
ખીલી ઉઠતું આશા ઉપવન,
પ્રેમી દિલ કંઇ કરતું પુજન,
ઘેરાં થાતાં પ્રેમનાં બંધન,
પ્યારા એ દિલદાર ગયા,
પરદેશે પ્રાણાધાર ગયા.

આંસુનો વરસાદ કરું છું,
રડી રડી હું યાદ કરું છું,
યાદ કરી કંઇ યાદ કરું છું.
એમજ દિલને શાદ કરું છું,
મુજ માટે મરનાર ગયા;
પરદેશે પ્રાણાધાર ગયા.

પત્ર ટીલ નવ કરશો પ્યારા,
દિલમાં હરદમ ધરશો પ્યારા,
યાદ અમારી કરશો પ્યારા,
જલ્દી-જલ્દી ફરશો પ્યારા,
વિરહની દઇ અંગાર ગયા;
પરદેશે પ્રાણાધાર ગયા.

---




સવાલ-એક છોકરાએ પોતાની દાદીનું દૂધ બચપણમાં ધાવીને પીધેલું છે તે છોકરાના પોતાની ફોઇની છોકરી સાથે નિકાહ થાય કે નહિ.

જવાબ-મજકુર છોકરાના નિકાહ તે છોકરી સાથે કરવા દુરસ્ત નથી કારણ કે હવે તે છોકરી મજકૂર છોકરાની દુધબ્હેનની છોકરી એટલે ભાણેજ થઇ અને ભાણેજ સાથે નિકાહ કરવા દુરસ્ત નથી.

સવાલ-કોઇ માણસ મુહબ્બતના આવેશમાં આવી પોતાના મિત્રની પાછળ પોતાનો જાન ફિદા એટલે નિસાર કરે એ માટે શું હુકમ છે અને જાન દેનાર શહીદ કહેવાય ?

જવાબ-તે માણસ શહીદ કહેવાશે નહિ. તે ખુદકુશી કરનાર અને હરામ મૌત મરનાર ગણાશે.-અને હરામ મૌતથી મરવા વિષે હદીસ શરીફમાં સખત વઇદ વારિદ થઇ છે અને એમ કરવું મ્હોટો ગુન્હો છે.

"સવાલ-અગર અમારૂં રાત્રે ઉઠવું થાય તો તહજ્જુદની કેટલી રકાત પઢવી જોઇએ ?

જવાબ-તહજ્જુદની નમાઝ વધુમાં વધુ બાર રકઅત આવી છે એથી વધારે નથી. હદીસશરીફમાં રિવાયતો જુદી જુદી આવેલી છે કોઇ રિવાયતથી હઝરત (સલ૦)નું તહજ્જુદની નમાઝ વિતર સહિત પંદર રકઅત અને કોઇથી તેર રકઅત કોઇથી અગ્યાર રકઅત કોઇથી સાત રકઅત આવી છે. આ બધી રકઅતો વિતર સાથે ગણત્રી કરવામાં આવી છે કારણ કે જે માણસને રાત્રે ઉઠવાનો પાકો ઇરાદો હોય તેને માટે અફઝલ એજ છે કે રાત્રે તહજ્જુદની નમાઝ પઢી વિતર ત્રણ રકઅત એક સલામથી હન્ફી મઝહબ પ્રમાણે પઢે અને જે માણસને રાત્રે ઉઠવાની કવી ઉમ્મીદ ન હોય તેને માટે તો બેહતર આ છે કે ઇશાની નમાઝ બાદ તહજ્જુદ પઢી લે કે જેથી વિતરની નમાઝ કઝા થવાનો સંભવ રહે નહિ. ઉપર લખેલી રિવાયતો મુજબ જેમ મોકો મળે તેટલી રકઅત તહજ્જુદ પઢે. તહજ્જુદની નમાઝ ઓછામાં ઓછી બે રકઅત પણ આવી છે જો કે "માલાબુદ મિન્હુ" ફારસીના કર્તા મૌ. કાઝી સના ઉલ્લાહ સાહબ પાનીપની રહે ઓછામાં ઓછી ચાર રકઅત તહજ્જુદની લખે છે. પણ મિશકાત શરીફની શર્હ મઝાહેરેહક, મબસુત, આલમગીરી વિગેરેથી તહજ્જુદની ઓછામાં ઓછી બે રકઅત સાબિત થાય છે.

સવાલ-જે ચટાઇ પર માણસ રાતે સુતો હોય તેનાજ ઉપર રાતે અગર તહજ્જુદની નમાઝ પઢવામાં આવે તો કંઇ વાંધો છે અથવા બીજો અલગ મુસલ્લો લેવો પડે ?

જવાબ-જે ચટાઇ પર સુવે છે તે જો જાહેરમાં પાક સાફ હોય (એટલે ચટાઇ નાપાક ન હોય) તો તેની ઉપર નમાઝ પઢવી

દુરસ્ત છે. બીજા અહલે મુસલ્લા ઉપર નમાઝ પઢવી ઝરૂરી નથી.

સવાલ–રબી ઉલ અવ્વલના મહીનામાં ફર્ઝ ઈબાદતો સિવાય શું પઢવું વધારે અફઝલ છે કે અમો તે ચીઝ પઢીએ?

જવાબ–કુર્આન શરીફની તિલાવત કરે અને વધુ પ્રમાણમાં દરૂદ શરીફ પઢે

સવાલ–મસ્જીદમાં આરસ લગાડવા તેમજ ખુબસુરત ટાઇલો જે કે આજ કાલ નવીન તરેહવાર નીકળી છે તે લગાડવી કેમ છે?

જવાબ–આરસ કે ટાઇલ ઉપર કોઇ પણ જાનદારની તસ્વીર (ફોટા) ન હોય તો મસ્જિદમાં લગાવવું જાઇઝ છે કાંઇ વાંધો નથી.

સવાલ–કુર્આન શરીફના ઉપર બીજી કિતાબો મુકવી કે કુર્આન નીચે હોય અને તેના ઉપર બીજી ચીઝો ચઢાવી હોય તો કેમ છે?

જવાબ–કુર્આન શરીફને બીજી કિતાબોના ઉપર મુકે કોઇપણ વસ્તુ કુર્આન શરીફ ઉપર મુકવામાં આવે નહિં કારણ કે એમાં કુર્આનની બેઅદબી થાય છે.

સવાલ–મિમ્બર ઉપર કુર્આન શરીફ મુકવું તેના પગથીયા ઉપર મુકી પઢવું જાએઝ છે?

જવાબ–દુરસ્ત છે. એમાં કંઇ વાંધો નથી પણ જ્યારે મિમ્બરના પગથીયા ઉપર કુર્આન મુકેલું હોય ત્યારે કોઈ પગથીયા ઉપર ચડે નહિ કારણ કે એમાં બેઅદબી થવાનો સંભવ હોય છે. જો મિમ્બર પર ચઢવામાં આવે તો પ્રથમ કુર્આનને ઉઠાવીને ચઢે.

સવાલ–મસ્જિદમાં મિમ્બર બનાવવો જરૂરી છે અને તે શાનો બનાવવો જોઇએ લાકડાનો કે સંગેમરમરનો હઝરતના ઝમાનામાં મિમ્બર કયો હતો?

જવાબ–મસ્જિદમાં મિમ્બર બનાવવો જોઇએ. હઝરત સલ૦ના મુબારક ઝમાનામાં મસ્જિદે નબવીના અંદર લાકડાનો મિમ્બર હતો અને તેના ઉપર હઝરત સલ૦ ખુત્બો પઢતા હતા. આરસના પત્થરનો પણ મિમ્બર બનાવવો જાએઝ છે.

સવાલ–જે વુઝુ જનાઝાની નમાઝ માટે કરેલું હોય તે વુઝૂથી ફરેઝ નમાઝ પઢવી શું જાએઝ છે?

જવાબ–જનાઝાની નમાઝ માટે કરેલું વુઝૂ જ્યાં સુધી તુટે નહિ ત્યાં લગી તે વુઝૂથી ફર્ઝ, વાજિબ, નફિલ સર્વે નમાઝો પઢવી વાંધા વગર દુરસ્ત છે.

સવાલ–કબરમાં મુરદાને ઉતારવા સારૂ કેટલા માણસો ઉતરે?

જવાબ–જેટલા માણસોની ઝરૂરત હોય તેટલા ઉતરી શકે છે. ખાસ કરી આટલા જણ ઉતરવા જોઇએ એમ ઝરૂરી નથી.

સવાલ–રમલનો ઇલ્મ શીખવો અને એની શી હકીકત છે?

જવાબ–ઇલ્મે રમલ શીખવું, શીખવવું શરીઅતે મુહમ્મદી સલ૦માં દુરસ્ત નથી. એની અસલી સાબેતી હઝરત ઇદરીસ અલૈ૦ના ઝમાનાથી છે અને તેમના મુઅજેઝહમાંથી ઇલ્મે રમલ ગણવામાં આવ્યો છે પણ હવે એ ઇલ્મ પ્રાપ્ત કરવો જાએઝ નથી. ઇબ્ને હજર મક્કી રહે. પણ એવીજ રીતે પોતાના ફતાવામાં લખે છે (તહતાવી અલા દુર્રે મુખ્તાર) ઘણી હદીસોની કિતાબોથી પણ એની મનાઈ સાફ રીતે સિદ્ધ થાય છે. ઇમામ નવવી રહે. ફરમાવે છે કે બધા આલિમોના ફતાવાથી એકી મતે આ વાત સાબિત થાય છે કે આજકાલ એ ના શીખવાની મનાઈ કરવામાં આવે.

(મજમૂઅતુલ ફતાવા)

સવાલ–કોઇ માણસને લકવાની અસર થઇ ગઈ હોય અને વુઝૂ કરવામાં પાણી નુકશાન કરતું હોય તો તયમ્મુમ કરી શકે કે નહિ?

જવાબ–તે માણસ વાંધા વગર તયમ્મુમ કરી નમાઝ પઢી શકે છે.

# નાસ્તિક.

લેખક :
એફ. મોહંમદી (રંગુન)

જો પહેલેથીજ મનુષ્યની પ્રત્યેક આશાઓ પૂર્ણ થતી આવી હોત, તો આજે ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારનારા કેટલા મનુષ્યો મળત ?

શહેરમાં યાકુબ શેઠનું કુટુંબ સુધરેલું ગણાતું. શેઠ શહેરની સુધારક મંડળીના ઉપપ્રમુખ હતા. જ્યારે શેઠાણીને સ્ત્રી સુધારક મંડળીના પ્રમુખ સાહેબાનું માન મળ્યું હતું. જો કે શેઠનું વતન એક ગામડું હતું પરંતુ તેમને ગ્રામ્ય-જીવન પસંદ ન હોવાથી શહેરમાં વાસ કર્યો હતો. ઔલાદમાં એક પુત્ર અને એક પુત્રી હતાં. તેમનો પુત્ર સલીમ પરદેશમાં ઉચ્ચ અભ્યાસ સંપાદન કરી રહ્યો હતો, જ્યારે તેમની પુત્રી રશીદા તેણીના વ્હાલા કાકા સાથે મધુરં ગ્રામ્યજીવન જીવી રહી હતી. સુશિક્ષિત અને ગુણીઅલ કાકીએ તેણીને માટે મહેતી રાખી થોડુંક અંગ્રેજી તથા દીની ઇલ્મ શીખવ્યું હતું. શહેરમાં યાકુબ શેઠનો વહેપાર ઠીક ચાલતો હતો; જ્યારે તેમનો ભાઇ ગામડામાં ખેતી કરીને પોતાનું જીવન ગુજારતો. આમ બધાંના દિવસો આનંદથી વ્યતિત થઇ રહ્યા હતા.

° ° °

આજે ત્રણ દિવસ થયાં રશીદા પોતાના પિતાને ઘરે આવી હતી. તેણીનો હર્ષ માતો ન્હોતો. કારણ કે તેણીનો ભાઈ સલીમ વિલાયતથી ડીગ્રીલ સરટીફીકેટ ઉચ્ચ ડીગ્રી મેળવી પોતાને શહેર પાછો ફરી રહ્યો હતો. રશીદાએ સાંભળ્યું હતું કે તેના ભાઇએ પરદેશમાં કુલ્સુમ નામની કોઇ કૉલેજીયન યુવતિ સાથે સ્નેહલગ્ન કરી લીધું હતું, ને તેને પણ તે સાથે લઇને આવનાર હતો. રશીદા સ્નેહલગ્નની વિરુદ્ધ હતી, પરંતુ જ્યારે તેના માબાપેજ કાંઈ વાંધો નહીં લીધો, ત્યારે તે શું કરી શકતી હતી ? ઇસ્લામી કાયદાથી લગ્ન તથા બીજા ઇસ્લામી કાયદાઓને તેણે પોતાનાં જીવન-અંગો બનાવ્યાં'તા અને તેમજ તેણી પોતાનું સાર્થક સમજતી.

પોતાના ભાઇ પર તેને અપૂર્વ સ્નેહ હતો. આજે તેણી જલ્દીથી સ્ટેશન પર ગઈ. ભાઈ ગાડીમાંથી ઉતર્યો અને તેણે સ્નેહથી ભાઇ તથા ભાભીના ગળામાં સ્નેહમાળા પહેરાવી. રશીદાનાં સાદાં વસ્ત્રો નિરખીને ભાભીએ ભાઇ તરફ કાંઇ ઇશારો કર્યો. સલીમે પણ હસીને ઇશારાથીજ જવાબ આપ્યો. આ બધું રશીદા જોઇ રહી, છતાં તે કાંઇ બોલી શકી નહીં.

° ° °

બપોરનો સમય હતો. એક ઓરડામાં રશીદા, સલીમ તથા કુલ્સુમ સાથે બેસી વાર્તાલાપ કરી રહ્યાં હતાં. એકાએક ઘડીઆળ તરફ જોતાં રશીદા ઉભી થઇ ગઇ. "મારો નમાઝનો વખત થઈ ગયો છે" તે બોલી.

"હવે બેસી જા, નમાઝ તો તું પછી પઢી શકીશ, પણ આવી સારી વાતો સાંભળવાની તક ક્યારે મળશે ?" કુલ્સુમે રોકવા પ્રયત્ન કર્યો.

"માફ કરો તમારી વાતો કરતાં ખુદાની ઇબાદત શ્રેષ્ટ છે."

"ખુદા", બંને સાથે હસી પડયાં. "ખુદા તો માત્ર એક શબ્દ છે જે કોઇ મનુષ્યે પોતાની મતલબની ખાતર ઘડી લીધો છે. ન તો આ જગતમાં કોઈ ખુદા છે, અને ન તો તેની કાંઇ જરૂરત છે. આપણે આપણા બહુબળે જે ધારીએ તે કરી શકીએ છીએ. જો કોઈ માણસ જીવિત છે તો તેની શારીરિક શક્તિને આધારે અને મૃત્યુ પામે છે તો તે પણ તેની શક્તિ

પઢવાને લીધેજ." સલીમે નમ્રતાભર્યો ઉત્તર આપ્યો.

રશીદા થંભી ગઇ. "શું મારો ભાઈ આટલી હદે પહોંચશે ? શું આનુંજ નામ સુધારો ! શું આનુંજ નામ ભણતર ! ભલે એ ઈસ્લામના દરેક નીયમ પર અમલ ન કરે પણ...પણ શું મારોજ ભાઈ નાસ્તિક !" 'નાસ્તિક' શબ્દના ખ્યાલથી તેને કંપારી છુટી. કુદરતના અટલ કાનૂન તથા કુર્આનના લખાણ પર તેને અપૂર્વ શ્રદ્ધા હતી. તેના અંતરમાં સલીમ માટે અપૂર્વ સ્નેહ હતો. 'નાસ્તિક ! શું મારો ભાઈ કયું મોઢું લઇને ખુદાની સમક્ષ હાજર થશે ?' એ વિચારે તેણીને હચમચાવી મુકી. પોતાના ભાઇ–ભાભીને સમજાવવા તેણીએ પ્રયત્ન કર્યો, પરંતુ તેઓએ બિચારીને 'મોલ્વી' કહી હસી કાઢી. રશીદા સમજી ગઈ કે તેઓના શેતાન–વાસી હૃદયો ઉદાહરણ વિના સમજી શકે એમ નથી.

ο ο ο

"વારૂ ભાઇ, ત્યારે તમારો શો ધર્મ છે !" સાંજે ચ્હા પીતાં પીતાં રશીદાએ સલીમને પ્રશ્ન કર્યો.

"ધર્મ ! ધર્મની અગત્યતા ? શુભ કાર્યો કરવાં એજ માનવ ધર્મ."

"ત્યારે કુકર્મો ક્યાં ?"

"જેનાથી સામા માણસને હાનિ પહોંચે એ કુકર્મ." સલીમે ખુલાસો કર્યો.

"વારૂ !" કુતુહલતાથી રશીદાએ સવાલ કર્યો, "જો કોઇ માણસ પોતાની માં કે બ્હેન જોડે અનીતિ આચરે તો એ દુષ્ટ કાર્ય કે સદ્કાર્ય ? એમાં તો કોઇને હાનિ નથી ને ?"

સલીમ અને કુસુમ રશીદાના મુખને જોઇ રહ્યાં. રશીદાનો પ્રશ્ન તદ્દન યોગ્ય હતો. મા બ્હેન આપેના કુસંબંધમાં કોઇને નુકસાન નથી, તો એ કાર્ય સારૂં કે નરસું ! બંનેમાંથી કોઇને ઉત્તર સુઝ્યો નહીં.

ચાલાક રશીદા બંનેની મનોદશા સમજી ગઇ. ધીમે ધીમે બંને જણ સુમાર્ગે વળશે એ તેણી કળી શકી. એટલે તેણી એ વાત ઉડાવવા પ્રયત્ન કરતી હોય, તેમ બીજી વાતનો આરંભ કર્યો.

"હં ભાઇ, હું તમને એક વસ્તુ આપવાની તો ભુલીજ ગઈ ! તમારા તથા ભાભીના માટે મેં બે રૂમાલ લઈ રાખ્યા છે." બંને આગળ એક એક રૂમાલ મુકતાં તેણે વાત ચાલુ રાખી. "જો ભાઇ, આ રૂમાલો એક આશ્ચર્યકારક કારખાનાનાં બનેલા છે. તમે માનશો ? એ કારખાનાનું કોઇ માલિકજ નથી. એના યંત્રના બધા ભાગો અહીં સુધી કે સ્ક્રુ પણ પોત-પોતાની જગ્યા પર આપમેળેજ ગોઠવાઇ ગયા છે. હા ! વળી એને ચલાવનાર પણ કોઈ નથી. નિશદિન એ આપમેળેજ ચાલ્યા કરે છે, અને વળી આશ્ચર્ય છે કે બધી વસ્તુઓ પણ એમાંથી આપમેળેજ બનીને બ્હાર નીકળે છે." "તું આવી ગાંડી ગાંડી વાતો કરીને તારા ભાઇનું મગજ ખાઇ જશે." પાછળથી યાકૂબ શેઠનો અવાજ આવ્યો.

રશીદાએ પાછળ ફરીને જોયું તો ત્હેનાં માત-પિતા ઉભાં ઉભાં હસી રહ્યાં હતા. "બીજા કોઇની પણ ભાલી છે કે નવાઇની વારીજ છે ! જ્યારથી આવી છે ત્યારથી તું તે બિચારીની પાછળ પડી છે" શેઠાણીએ મીઠો ઠપકો આપ્યો "હેં ! અબ્બાજાન, શું હું ગાંડી ? મારી વાતો તમે શું નથી માની શકતા ?" અવશ્ય યાકૂબ શેઠે શબ્દો ઉચ્ચાર્યા હશે મુર્ખો એ વાત માનવાને તૈયાર થાય ?"

"હાય. આ હોય" પોતે ગામડિયણ હોવાથી જાણે કંઈ જાણતીજ ન હોય, તેમ આંખના પલકારા મારતી ચતુર રશીદા બોલી. "આપણી વાત તો કોણ માને ! હું બિન માલિકીના એક નાના સરખા કારખાના વિષે કહું છું, તે

કોઇને ગળે ઉતરતું નથી, ને જે લોકો આટલી વિરાટ પૃથ્વીને વગર માલિકીની કહે છે તેઓ સુધરેલા ગણાય છે. હોય બા! આપણે રહ્યા ગામડિઆ એટલે તમારી ફિલોસોફી તે શું સમજી શકીએ?"

બધા સાંભળી રહ્યાં. ખાસ કરીને સલીમ અને કુલ્સુમ. સલીમે કલ્પનામાંય ન્હોતું ધાર્યું કે પોતાની બ્હેન આટલી બધી ચતુર હશે.

'કેવું સુંદર ઉદાહરણ!' તેણે વિચાર્યું. "શું રશીદાની વાત મનન કરવા યોગ્ય નથી? તે એક નાની સરખી વસ્તુ વિષે કહે છે કે તેનો બનાવનારજ કોઈ નથી, તો તે મૂર્ખ. અને હું આટલી મોટી પૃથ્વી વિષે કહું છું કે એ બિનમાલિકીની છે, તો હું સુધરેલો! કેવું વિચિત્ર? જો તે મૂર્ખ હોય, તો હું પણ તેજ કહું છું. હું પણ મૂર્ખ હોવોજ જોઇએ. ત્યારે કોની મૂર્ખતા મોટી? મ્હારી કે ત્હેની?...'

"ચાલ ભાઇ, તું સીનેમા જોવા. એ તો નવરી છે." સલીમના માત-પિતા તેમને સીનેમા જોવા માટે બોલાવવા આવ્યાં હતાં. તેમણે સલીમની વિચારમાળા તોડી. પણ સલીમનું મન સ્થિર ન્હોતું એટલે તે જઇ શક્યો નહીં. કુલ્સુમ સીનેમા ગઇ પણ કમને. તેણીનું દિલ ત્યાં લાગ્યું નહીં. તે પણ રશીદાનીજ વાત પર મનન કરતી રહી.

રાત્રિના આઠેકનો સમય હશે. સલીમ આરામચેર પર પડ્યો. વિચારમાં લીન હતો. પાસેજ કુલ્સુમ બેઠી એક પુસ્તક વાંચી રહી હતી. એવામાં તેમના કર્ણોએ 'અલ્લાહુ અકબર' નો મીઠો સાદ સુણ્યો. સામેની મસ્જિદના મિનારા પર મોઅઝ્ઝિન મનુષ્યોને તેઓનાં પાપકર્મોથી માફી માગવા બોલાવી રહ્યો હતો. કેવો મધુર અવાઝ? કેટલી સુંદર, ને સરળ મતલબ? સલીમ તથા કુલ્સુમે આજે એ મધુર સ્વરને ધ્યાનપૂર્વક સાંભળ્યો. "હય્યાઅલસ્સલાત" (આવો નમાજની તર્ફ) અને જો ન જાય તો! પણ ના. આજે તેઓના અંતરમાં કોઇ એવી વ્યક્તિએ વાસ કર્યો'તો જેની બ્હીકથી તેઓ ધ્રુજી ઉઠયાં. અઝાન બાદ સલીમે જોયું કે કુલ્સુમની આંખ્યોમાં આંસુ હતાં.

"કુલ્સુમ, તું ખુદાને માને છે?" મહા મુશ્કેલીએ તે એટલું પુછી શકયો.

કુલ્સુમ મૌન રહી. તેણીના આંખોમાંથી અશ્રુઓ નીકળી પુસ્તક પર પડવા લાગ્યાં.

"ખુદા આપણને માફ કરે." અશ્રુભર્યા નયને તે બોલ્યો.

અને બ્હીકથી ધડકતા હૃદયે તેણે મસ્જિદ તરફ પગલા પાડ્યાં. કુલ્સુમે નમાઝ પઢવાના ઓરડા તરફ.

° ° °

એ શાંત સ્હવાર હતી. સૂર્યાગમનની તૈયારી હોવાથી તારલાઓ સંતાઈ જવાની તૈયારી કરી રહ્યા હતા. સમીરની લહરીઓ મંદ મંદ વહે જતી'તી અને એ લહરીઓમાં "અસ્સલાતો‧ ખયરૂમ્મિનન્નોમ" તણો મધુર ગુંજારવ થયો જતો હતો. ખુદાના વ્હાલાઓ પોતાનો આરામ ત્યાગીને મસ્જિદની રાહ લેતા'તા. એ સમયે બે વ્યક્તિ એક ઘરના ખુણામાં કર જોડીને ઉભેલી દીસતી હતી. બંનેના ચક્ષુઓમાંથી અશ્રુપ્રવાહ ચાલુ હતો. બંને વ્યક્તિ સાથેજ ઝુકી અને સાથે જ કોઈ મહાન શક્તિના ચરણોમાં ઢળી પડી.

પાછળથી કોઇ ત્રીજી વ્યક્તિ આ બધું જોઈ રહી. ત્હેના મ્હોં ઉપર પ્રફુલ્લતાના ચિન્હો, અને તેની આંખ્યોમાં હર્ષનાં અશ્રુઓ જણાયાં.

# રવિવારની વિશ્રાંતિ !

લેખક : "સાગર" જેતપુરી

રવિવારનો દિવસ નોકરિયાત વર્ગને માટે કેટલો આનંદકારક હોય છે ? ૭ દિવસના સતત કાર્ય પછી એ દિવસ ખૂબ ખૂબ આનંદમાં ગાળવા સૌ ઇચ્છે છે. હુંયે નાસ્તો કરી રવિવારની મોજ માણવા ફરવા નીકળી પડયો.

મનમાં વિચાર કરી રાખ્યો હતો કે રસ્તામાં છાપાવાળાને ત્યાંથી એક સુંદર મેગેઝીન ખરીદી બગીચામાં જઇ નિરાંતે વાંચીશ અને એ રીતે સુખે બે કલાક નીકળી જશે. વિચાર પ્રમાણે ઘેરથી નીકળ્યો.

મારી ગલી વટાવી જ્યાં રાજમાર્ગ ઉપર આવ્યો ત્યાં સામેથી ડોકટર રફીકને આવતા જોઈ હું ઉભો રહ્યો. રફીક મારો જૂનો મિત્ર હતો. અમે બન્ને સાથે અભ્યાસ કરતા. મારે અભ્યાસ અધુરો મૂકી કોલેજ છોડવી પડી જ્યારે રફીક ડોકટરી પરીક્ષા પાસ કરી એક શ્રીમંતને ત્યાં 'ફેમીલી ડોકટર' તરીકે રહી ગયો. રફીક સામાન્ય ડોકટર જેવો નિર્દય ને સ્વાર્થી હોવાને બદલે હસમુખો, દયાળુ અને મળતાવડા સ્વભાવનો હતો. જન સેવા એનો પરમ ધ્યેય હતો.

પરંતુ આજ રફીકની ચાલ મને જુદીજ જણાઈ. ગંભીર વદને નીચી દ્રષ્ટિ કરી યંત્રવત્ જાણે કે ફુટપાથના પત્થરો ગણી રહ્યો હોય એવી રીતે જઇ રહ્યો હતો.

છેક મારી નજીક આવી જતાં પણ એની દૃષ્ટિ મારી ઉપર પડી નહિ. છેક લગોલગ આવી લાગતાં મેં બૂમ પાડી "રફીક!"

જાણે તંદ્રામાંથી જાગ્યો હોય એવી રીતે ઉંચી દૃષ્ટિ કરી મારી સામે જોયું. બોલ્યો, "ઓહો સરવર......"

"આ ફુટપાથના પત્થર તારા ધંધામાં ઉપયોગી નહિ નીવડે." મેં ટકોર કરી.

"માનવી પત્થરનો ધર્મ ગ્રહણ કરે તો દુનિયાનું ઘણું દુઃખ ઓછું થઈ જાય, સરવર !"

"ઠીક, જાણી હવે તારી ફિલસુફી કહે ક્યાં જઇ રહ્યો છે ? શું થયું છે ? દિલગીર કેમ જણાય છે ?" મેં કુશળતા જાણવા પ્રશ્ન પૂછ્યો.

"હું તારે ઘેર આવી રહ્યો હતો હતો. ચાલ હવે પાછા તારે ઘેરજ જઇએ."

"ચાલો !" વખત કાઢવાનું સાધન મળ્યું જાણી મને આનંદ થયો.

ઘેર જઈ નોકરને બે કપ ચા બનાવવાનું કહી અમે બન્ને બેઠા. એ સમય દરમિયાન, રફીક એટલોજ ઉદાસ ભાવે બેઠો હતો. એ વખતે મનેય કશું પૂછવાનું ઉચિત લાગ્યું નહિ એટલામાં નોકર ચાના બે કપ મુકી ગયો ચુપચાપ અને બન્ને એ ચા પી લીધી પાન ખાઇ મેં સીગરેટ આપી અને અમે બન્ને ધુમ્રપાન કરવા લાગ્યા.

વળી વાતની શરૂઆત કરતાં મેં કહ્યું, "રફીક આટલો ઉદાસ કેમ છો ! કંઇ ગંભીર બનાવ બન્યો છે, મને નહિ કહે ?"

"સરવર ! વિચારી રહ્યો છું કે ખુદાએ માનવતા અપૂર્ણ શા માટે મૂકી. દરેકદરેક મનુષ્યનાં હૃદયમાં દયા, પ્રેમ, બંધુત્વ ભાવનાં

શા માટે ન ભરી? માનવ માનવમાં આટલો તફાવત શા માટે રાખ્યો? શ્રીમંતોને ધન આપ્યું, સુખ આપ્યું, પણ હૃદયની કુમળાશ છીનવી લીધી; ગરીબોને કુમળું હૃદય આપી દુઃખ આપ્યું. આમ શા માટે?"

"કદાચ ગરીબોનો માનવપ્રેમ, એમનું કોમળ હૃદયજ એમને દુઃખ આપતું હશે."

"એમ પણ હોય. સરવર! આપણે ચિરકાળ બાળકજ કેમ નથી રહેતા? બાલ્યાવસ્થાની એ નિર્દોષતા, એ પ્રેમ કાયમ માટે કેમ નહિ રહેતાં હોય. આહ! બાળકનો આત્મા આપણામાં વાસ કરતો હોય તો જગતમાં સ્વાર્થ જેવી વસ્તુજ ન રહે." રફીક ધુમાડા કાઢી ધુમાડામાં જાણે માનવતા શોધી રહ્યો હોય એવી રીતે ભાવ કરી બોલ્યો.

થોડીવાર મૌન રહી વળી બોલ્યો.

"તું મરયમને તો ઓળખતો હઈશ. મારા ઓરડામાં અનેક વખત બેબીને તેડી આવતી. તેં જોઇ હશે. મરયમ અને બેબી આજે વહેલી સવારે મરણ પામ્યાં."

"હેં!" હું ચોંકી ઉઠયો. 'રફીક મારા કાન તો મને નથી ઠગતાને!"

"નહિ, સરવર! બનેલી ઘટના છે. હમણાંજ આ હાથોથી એ બે નિર્દોષ ભુલકાંઓને દફનાવીને ચાલી રહ્યો છું. કબ્રના ઘોર તિમિરમાં, માટીમાં અનંત નિદ્રા માટે પોઢાડીને ચાલ્યો આવું છું."

મારી દ્રષ્ટિ સમક્ષ દસ અગીયાર વર્ષની એક સુંદર રમતિયાળ છોકરી ખડી થઈ ગઈ. સાથે જાણે બેબી છે. અને કાલું કાલું બોલી બન્ને આનંદમાં ખેલી રહ્યાં છે. મરયમને અનેક વખત મેં જોઇ હતી. રફીકના ઓરડામાં બેબીને તેડી આવી બેસે. રફીકના પુસ્તકો ફેંદે, ચિત્રો જુએ. વચ્ચે અનેક પ્રશ્નો પૂછી લે. પરંતુ રફીક કદી એનાથી કંટાળતો નહિ. હું ટીખલ કરતો. "રફીક તારી પ્યુપિલ (Pupil) જીજ્ઞાસુ બહુ છે. અને તને યે શીખવવાની હોંસ ઘણી છે. ખરેખર શિક્ષક તરીકે લાયક છો. જા! હું સર્ટીફીકેટ આપું છું." રફીક હસી કહેતો, 'શું કરીયે ભાઈ! બાળકને નિરાશ કરાય છે?"

"શું થયું હતું, શું બીમારી હતી!"

"માંદગી કંઇ ગંભીર નહોતી." ઉત્તર આપી રફીક મૌન રહ્યો. થોડીવાર પછી બોલ્યો.

"૭ માસ પહેલાંની વાત છે. એક બાઈ મારા ઓરડામાં મરયમને તેડીને આવી. ચીંથરે હાલ કપડાં વગેરે ગવાહી આપતાં હતાં કે એ અત્યંત કંગાળ છે. મેં તરત ઉઠી આવકાર આપ્યો. એ બોલી "ડોકટર સાહેબ! અમારી આર્થીક સ્થિતિ અત્યંત ખરાબ છે. હું વિધવા છું. ૭ નાનાં નાનાં બાળકો છે. બે ચાર ઘરનું કામકાજ કરું છું. છતાં પેટ પુરતું નથી મળતું. આ છોકરીને આ ઘરમાં તમે કંઇ કામ અપાવો તો તમારો અનહદ ઉપકાર થશે. મારા ઉપરથી એટલો ભાર ઓછો થશે અને સુખે નિર્વાહ ચાલશે" મેં કહ્યું 'વારુ હું પ્રયત્ન કરીશ.' એ પછી મેં શેઠને વાત કરી, અને સલાહ આપી કે બેબીને રમાડવા તથા ફેરવવામાં એ છોકરી ઘણી ઉપયોગી નીવડશે. શેઠને એ વખતે બેબીને રમાડનાર નોકરની સખત જરૂરત હતી છતાં જાણે મારી ખાતર અને દયા ખાતર રાખતો હોય એવી રીતે મારી વાત કબૂલ કરી. ખાવું પીવું અને મહિને ત્રણ રૂપીયા મરયમનો પગાર ઠર્યો. મેં એની માને વાત કરી. તે ઘણી આનંદ પામી. બોલી, "ડોકટર સાહેબ! આપનું ઘણુંજ અહેસાન થયું. આટલો ભાર મારી ઉપરથી ઓછો થયો."

"મેં કહ્યું બ્હેન બીજું કંઇ મારે લાયક કામ હોય તો ફરમાવજો. હું ખુશીથી બજાવીશ."

અને એ બીચારી અનેક દુઆઓ દેતી ઘેર ગઇ.

થોડા દિવસમાંજ મરયમ અને બેબી એક બીજાની જોડે એટલાં હળી ગયાં કે બેમાંથી કોઇને એક બીજા વિના ચાલતું નહિ. એ છોકરી એટલી ચાલાક હતી કે થોડાક દિવસમાં સૌના હૃદય હરી લીધાં. ડોકટરે એક ઉંડો નિશ્વાસ નાખી વાત શરૂ કરી અને એની ઉપર બહુ પ્યાર, આવતો સરવર! એની સુંદર વાતો મીઠી બોલી મને મારી બેનની યાદ ભૂલાવી દેતાં. મારેયે એવડીજ બહેન હતી. એવડી અને એના જેવી. પણ ખુદાની કુદરત! એ પણ એટલી ઉમરે આ દુનિયા તજી ગઇ.

"શેઠાણી મરયમ પાસે બેબીને રમાડવા ઉપરાંત ગૃહકાર્ય પણ લેતાં છતાં એ બિચારીએ કદી એક હરફ વરીક એ વિરૂદ્ધ ઉચ્ચાર્યો ન હતો. મને આ જોઇ અત્યંત રંજ થતો પણ મરયમ હંમેશા એટલીજ આનંદી અને પ્રેમાળ જણાતી. આટલી વયે આવી સહન શીલતા જોઇ મને નવાઇ લાગતી. વિચાર કરતો શું ગરીબો સહન કરવા માટેજ પેદા થયા છે.?"

"એક દીવસ રૂમમાં એક પુસ્તક વાંચી રહ્યો હતો એ સમયે મરયમ દોડતી દોડતી મારા ઓરડામાંથી મેં પુસ્તકમાંથી માથું ઉંચુ કરી જોયું તો લોહીલુહાણું બની મરયમ મારી સામે ઉભી હતી. માથામાંથી લોહી ટપકી રહ્યું હતું. હું તો થંભી ગયો, પૂછ્યું "શું થયું મરયમ! શું વાગ્યું?" "બોલી કંઇ નહિ ભાઇ એતો બેબી પાસેથી ચાકુ લેવા જતાં છૂરો ઘા કર્યો." મેં જલદી જલદી પાટો બાંધી મારા પલંગ ઉપર સુવાડી માથામાંથી લોહી ઘણું વહ્યું હતું. ઉભા થતાં ચક્કર આવતાં હતાં છતાં થોડીવાર પછી તે જવા તૈયાર થઇ. એને બીક હતી કે શેઠાણી કદાચ ઠપકો આપશે. હું શેઠાણી પાસે જઇ રજા માગી આવ્યો ત્યારે તે નિરાંતે સુતી બીજે દિવસે જાણે કંઈ ન બન્યું હોય એવી રીતે કામે લાગી ગઇ.

રહીક જરાવાર થોભ્યો. સીગારેટ સળગાવી બોલ્યો, "એને હંમેશા એકજ બીતી રહેતી કે મારા કાર્યમાં ખામી આવી જશે તો શેઠાણી રજા આપી દેશે. મેં એક વાર એને પુછ્યું, મરયમ તું આટલી બધી શેઠાણીથી બીએ છે કેમ? 'જવાબ આપ્યો "ભાઇ શું કરૂં અમીરોનો ભરોસો શો? કદાચ રજા આપી દે તો? મારી મા થી ઘરનું પુરૂં નથી થતું." એ એકલુંજ એની બીકનું કારણ ન હતું એક બીજું કારણ પણ હતું એને બેબી જોડે ભાઇ જેટલોજ સ્નેહ હતો. મારી ઉપર પણ એને અત્યંત સ્નેહ હતો.

'પંદરેક દિવસ પહેલાંની વાત છે. મરિયમ બેબીને તેડી મારી પાસે આવી બોલી 'ભાઇ જુઓ તો બેબીને તાવ ચઢી આવ્યો છે' એટલું બોલતાં તો એની આંખે ઝળઝળીઆં આવી ગયાં. મેં બેબીને તપાસી દવા આપી જતાં જતાં ફરી બોલી 'બેબીને તાવ કયારે ઉતરશે' ડોકટર સાહેબ! મેં કહ્યું ચિંતા કરીશ નહિ. જલદી આરામ થઇ જશે. મારી સામે સજળ નયને જોઈ રહી અને તરત ચાલી ગઇ. જાણે મારી આંખોમાં માપી રહી હોય કે મને કેટલી લાગણી છે. એની એ દ્રષ્ટિમાં મેં કદી ન જોયેલો માનવતાનો ઉછળતો મહાસાગર જોયો, સગા ભાઈ તરફનું વાત્સલ્ય જોયું. એ દ્રષ્ટિ મને જીવનભર યાદ રહેશે.

બેબીને ત્રણ ચાર દિવસ તાવ રહ્યો. રાત દિવસ બેબીની પાસે બેસી રહેતી. હું વારંવાર એને આરામ કરવાનું કહેતો પણ એ ક્ષણ ભર પણ અળગી થતી નહિ. અને બેબી પણ જરાવાર મરિયમ પાસે ન હોય તો હેરાન કરી મૂકતો. શેઠાણી પણ કંઈ બોલતાં નહિ કારણ કે એને બીજા કોઇની ચિંતાજ ન હતી એકજ ફીકર હતી બેબીને તાવ ઉતરી જાય પછી ભલેને બધા જહન્નમમાં જાય. મને બીતી રહેતી કે કયાંક મરયમ પટકાઈ ન પડે.

'ઉત્તરોત્તર ચાર દિવસના તાવ પછી બેબીને જરા આરામ જણાયો. ત્યારેજ મરયમને શાંતિ વળી.

'પરંતુ ત્રીજેજ દિવસે મરયમને તાવ ચઢી આવ્યો. મને બીતિ હતી એવુંજ થયું. માંડમાંડ શેઠાણીની રજા મેળવી હું એને ઘેર મુકી આવ્યો. અને દવા પણ દઇ આવ્યો. એની મા બીચારી તનતોડ સેવા કરતી.

"બેબીને મરયમ વિના જરાય ચાલતું નહિ. આખો દિવસ રડ્યા કરતો. મરયમને રાત દિવસ તાવ રહેતો. બે ત્રણ દિવસ પછી બેબીને ફરી તાવ આવ્યો. આ વખતનો તાવનો હુમલો સખત હતો; વિશેષમાં આ વખતના તાવમાં એને રિઝવનાર મરિયમ નહતી. મારે આખો દિવસ બેબી પાસે બેસી રહેવું પડતું. રાત્રે નવરાશ મળતી ત્યારે મરયમ પાસે જઇ બે ત્રણ કલાક જઇ બેસતો. મારા જવાથી એને ખુબ આનંદ થતો. જાણે એની બીમારી બધી ભાગી જતી. મને હંમેશા પુછયા કરતી. "બેબીને કેમ છે, બેબી અહિંયા નહિ આવે ભાઈ? મને એના વિના સોરવતું નથી." હું જવાબ આપતો, આવશે હો! કાલે તેડી લાવીશ! મારા જવાબથી એને ઘણું સાંત્વન મળતું.

'જો મરયમને અને બેબીને સાથે રાખવામાં આવત તો જરૂર બન્નેને આરામ થઈ જાત. મેં શેઠને વાત કરી શેઠાણીને કરી પરંતુ 'એક ગરીબની છોકરી મારે ઘેર મારા છોકરા જોડે સુએ.' એ અભિમાને શેઠાણી મારૂં ધાર્યું થવા દેતાં નહિ.

"બેબીની માંદગીએ ગંભીર સ્વરૂપ લીધું મને લાગ્યું કે કેસ હાથથી ગયો છે. કાલે રાતે મેં એના પિતાને જણાવી દીધું કે હવે મારા હાથની વાત રહી નથી. બીજા અનેક ડોકટરોને બોલાવવામાં આવ્યા પણ બેબીને આરામ થયો નહિ. કાલે રાત્રે બાર વાગે બેબી મરણ પામ્યો.,

મેં સૌને સુચના કરી હતી કે મરયમને બેબીના મરણની ખબર ન પડવી જોઇએ. પરંતુ અચાનક મારી ગેરહાજરી દરમિયાન મારા શેઠનો એક નોકર કંઇ કામસર ત્યાં ગયો હતો એને મરયમે પુછ્યું બેબાને કેમ છે? તે બેવકૂફે કહ્યું. 'બ્હેન, એ તો મરી ગયો.'

આ ખબર મરયમ માટે વજ્રઘાત સમ હતી. એ તરત બીછાનામાં પટકાઇ પડી. માંદગી વધી પડી તેને તરતજ બોલાવવામાં આવ્યો. પણ સરવર! મારી કારી ફાવી નહિ મારી એકે આશા ન ફળી બેમાંથી એકને પણ ન બચાવી શક્યો એ મને જીંદગી ભર સાલશે.

'આજ સવારમાં બન્ને બાળકોને દફનાવીને ચાલ્યો આવું છું.'

ડોકટરે એક ઉંડા નિશ્વાસ સાથે છેલ્લું વાકય બોલી વાત પુરી કરી.

એ પછી કોઇ કાંઇ બોલ્યું નહિ.

રવિવારની વિશ્રાંતિ કરૂણ શાંતિમાં પરિણામી એ કરૂણ શાંતિમાં સ્પષ્ટ ભાવ હતોઃ માનવ બાળહૃદય ગ્રહણ કરશે ત્યારે માનવતા ઉન્નતિને શીખરે પહોંચશે અને સંપૂર્ણ બનશે. (પુર્ણ)






જર્મન વિદ્વાન **ફૉન ક્રેમર** કૃત 'ખુલફાના સમયની પૂર્વની સંસ્કૃતિનો ઇતિહાસ'ના એક પ્રકરણનું ભાષાંતર.

ભાષાંતરકર્તા : સાલેહ બકીહ સાહબ

[ ગયા અંકથી ચાલુ ]

કપડાઓને શોભીતાં અને ભડકદાર બનાવવાની કળા એશિયામાં એટલી બધી પૂર્ણતાએ પહોંચી ગઇ હતી કે તેનો મુકાબલો કરવો અશક્ય હતો. મિસર, શામ, ઇરાક, ઇરાન અને ખુરાસાનના કારીગરો આ વિષયમાં એક બીજા ઉપર સરસાઇ ભોગવવાના પ્રયત્નો કરતા હતા. પાછલા સમયમાં સિસિલી અને સ્પેનમાં પણ જ્યાં સુધી ઇસ્લામી હુકૂમત ત્યાં બાકી રહી. આ કળાને પૂર્ણતાએ પહોંચાડી દેવામાં આવી. ખરી રીતે તેની દિનપ્રતિદિન પ્રગતિનું કારણ આમ લોકોની ઢબછબ, ફેશન અને રીતરિવાજ થયા. એવા કીમતી અને ભડકદાર કપડાં પહેરવા જેનાથી પ્રતિષ્ઠા અને પ્રભાવ જાહિર થાય, એક પ્રાચીન એશિયાઇ રસમ છે. અરબોએ જ્યાં બાહિરની અને પરાજીત કોમો પાસેથી બીજી રસમો ઇખ્તિયાર કરી, ત્યાં તેઓએ ઇરાનીઓનો જાહિરી ઠાઠમાઠ પણ શિખ્યો અને તેની તરફ એમનું આકર્ષણ પણ વધતુંજ ગયું. એટલે સુધી કે રંગીન અને સુનેહરી લિબાસોનો તેઓમાં આમ રિવાજ થઇ ગયો, પરંતુ એવું સમજી લેવું નહિ જોઇએ કે માત્ર આજ આકર્ષણ આ કારીગરીની અસાધારણ પ્રગતિ માટે પુરતું હતું. જે વસ્તુએ સૌથી વિશેષ એને ઉન્નતિ અર્પી તે શાહી દરબારોનો વિલાસ વૈભવ હતો એ ઉપરાંત એશિયાઇ રાજ્યકર્તાઓમાં પુરાતનકાળથી આ રસ્મ ચાલી આવે છે કે તેઓ ખાસ ખાસ પ્રસંગે દરબારના અમલદારો અને આમ નોકરોને ખિલઅત

આપતા રહે છે. એવી ખિલઅતોમાં મ્હોટો ભાગ કપડાંઓનો થતો હતો, અને તે આપવાનું કપડું બાદશાહની શાન પ્રમાણે થતું હતું. માત્ર બાદશાહોજ ખિલઅતમાં કપડાં આપતા હતા. એટલુંજ નહિ પણ પ્રાંતોના ગવર્નરો અને અન્ય રાજ્ય કર્મચારીઓ પણ—જેમાંથી દરેકનો એક ન્હાનોસરખો દરબાર થતો હતો—ખિલઅત આપતા રહેતા હતા. એવી રીતે માત્ર રાજ્ય કર્મચારીઓજ નહિં, બલ્કે રણવાસની રાણીઓ, ખ્વાસો, એટલે સુધી કે કનીઝો (લોંડીઓ) પણ આ કળાની ઉન્નતિમાં બાદશાહની બરાબરની ભાગીદાર હતી. આ બનાવ એટલો બધો પ્રકાશિત છે કે એના માટે પ્રમાણ પેશ કરવાની જરા પણ જરૂરત નથી. આ એક બનતી વાત છે કે જેમ જેમ કીંમતી કપડાનો રિવાજ વધતો ગયો, તેમ તેમ તેની માંગો પણ વધતી ગઇ અને તેજ મુજબ આ કળામાં ઉન્નતિ પણ થતી ગઇ.

આ શાનદાર અને સુંદર કપડાંઓની સાથેજ સાથે ઝરદોઝીની કળાપણ શરૂ થઇ અને તે એટલે સુધી વધી કે, જવાહિરાત અને મોતીઓથી કપડાં ભરાવા લાગ્યાં. આવા કપડાંઓનો રિવાજ પણ વધતો ગયો. ઘણી જલ્દી આ રસ્મ પ્રસરી ગઇ કે તે તમામ લિબાસો અને કપડાંઓ ઉપર જે શાહીબેટ હોય, તે સમયના ખલીફાનું નામ અને ઉપનામ સોનાના તારો વડે ભરવામાં આવતું હતું અથવા વણાટમાં વણી લેવામાં આવતું હતું. આ સુન્હેરી લખાણને "તિરાજ" કહેતા હતા આ પ્રકારનું એક કપડું આજે પણ વિયેનામાં શાહીસંગ્રહસ્થાનમાં સુરક્ષિત છે. આ લિબાસ પવિત્ર રૂમી સલ્તનતના કયસર તાજપોશી વખતે પહેરતા હતા. તિરાજ વિષે મુસલમાનોના એક ઘણાજ વિશ્વાસપાત્ર ઇતિહાસકારે બ્યાન કર્યું છે કે "એ હુકુમત અને પ્રભાવનું શ્રેષ્ટ ચિન્હ સમજવામાં આવતું હતું કે રાજ્યકર્તા બાદશાહ પોતાનું નામ, અંગ્રખા ઉપરની મુદર તે કપડાંઓ ઉપર, જે ખાસ શાહી વપરાસ માટે હોય, દીબાજ અથવા રેશમી લિબાસો ઉપર લખાવતો હતો. આ ઇબારતો-લખાણો જરીવડે અથવા તો એવા રંગબેરંગી રેશમી તારોએ લખવામાં આવતી હતી, જે કપડાંના રંગથી ભિન્ન હોય. તિરાજ રાજાની ઓળખનું ચિન્હ હતું અને શાહી લિબાસો માટે એવું ખાસ કે તે એજ લિબાસ ઉપરથી ઓળખાતા હતા. કેટલીક વખતે એજ લિબાસ બાદશાહ તેમને આપતો હતો, જેથી તે ખાસ રીતે ઇજ્જત વધારવી ચાહતો હતો. ખરી રીતે આ રસ્મ અજમી (ઇરાની) બાદશાહોની હતી. પાછળથી તેને મુસલમાન બાદશાહોએ ઇખ્તિયાર કરી લીધી." બની ઉમય્યહ અને બની અબ્બાસ વંશના ખુલફા તિરાજને મ્હોટી મુખ્યતા આપતા હતા. એની તૈયારી માટે શાહી મહાલયોમાં અનેક કારખાનાં કાયમ રહેતાં હતાં. જે "દાર-ઉત્તિરાજ" કહેવાતાં હતાં, અને એના વ્યવસ્થાપકને "સાહિબુત્તિરાજ" કહેતા હતા. ખુલફાના દરબારમાં આ ઓહદો અન્ય ઓહદાઓના મુકાબિલામાં સૌથી વિશેષ પ્રતિષ્ઠીત સમજવામાં આવતો હતો, અને એના ઉપર મ્હોટા મ્હોટા રાજ્યકર્મચારીઓ અથવા એવા લોકો મુકરર થતાજ હતા. ખલીફાની ખાસ પાસે રહેવાવાળા, બલ્કે, મુસાહિબ હોય. ("ઇબ્ને ખલ્દૂન" જિ-૨ પા. ૬૬) કાહિરહ (કેરો)ના ફાતિમી ખુલફાના દરબારમાં પણ સાહિબે તિરાજની સેવા દરબારની મૂખ્ય સેવાઓમાં-ગણાતી હતી ("મકરીઝી" જિ-૧, પા. ૪૧૯) ઇરાક, ખુરાસાન અને ફારિસ્તાનના મ્હોટા મ્હોટા શહેરોમાં તિરાજ

બનાવવાના કારખાનાં હતાં.* હકીકતમાં આ આ રિવાજે ઉત્તરે એટલું બધું જોર પકડ્યું તેની એટલી બધી નકલો ઉતરવા લાગી કે ઇતિહાસકારોએ લખ્યું છે; ખવ્રઝિસ્તાનના ગવર્નર તરફથી (મૃત્યુ. હિ. સ. ૩૦૧)ને ત્યાં તિરાઝ બનાવવાનાં એંશી કારખાનાં હતાં (આ કારખાનાં એટલે ખરી રીતે કરઘા છે.) અહિં એને માટે એ પ્રકારના લિબાસ તૈયાર કરવામાં આવતા હતા. ("ફુનિને તગરી બરદી" જિ-૨ પા. ૧૯૬) એના ઉપરથી એવું માની લેવું જોઇએ નહિં કે આ કારખાનાં માત્ર તેજ કપડાં બનાવતાં હતાં, જે શાસ્ત્રી અને તેના ખાનદાનવાળાંઓ માટે ખાસ હતાં, બલ્કે, એમાં તે ખિલઅત પણ શામિલ હતાં જે તે લોકોને આપતો રહેતો હતો. એ ઉપરાંત તે કીમતી કપડાં પણ થતાં હતાં, જે બીજા બાદશાહોને ભેટ તરિકે મોકલવામાં આવતાં હતાં. આ યાદ રાખવું જોઈએ કે તે યુગમાં જ્યારે બીજા બાદશાહોના દરબારમાં પ્રતિનિધીઓ મોકલવામાં આવતા હતા ત્યારે સામાન્ય રીતે ખાસ ખાસ દેશોની કારીગરીની ઉત્તમ અને કીમતી વસ્તુઓ તોહફા (ભેટ) માટે પસંદ કરવા માં આવતી હતી. ખિલાફતની હદમાં જે પ્રકારના કીમતી અને ઉત્તમ કારીગરીનાં કપડાં તૈયાર કરવામાં આવતાં હતાં, તેનો મુકાબલો દુન્યાનો કોઈ ભાગ કરી શકતો ન હતો, એજ કારણે એવા પ્રસંગે બીજી અમૂલ્ય વસ્તુઓના મુકાબલામાં એજ કપડાં મ્હોટે ભાગે પસંદ કરવામાં આવતાં હતાં. આ એક વિશ્વાસપાત્ર ઈતિહાસિક બનાવ છે કે આ કપડાંઓને પરદેશોમાં મોકલવાનો વ્યાપાર અનહદ જોર ઉપર હતો. ઇસ્કંદરિયહના બંદરથી આ માલ યુરોપમાં પહોંચતો હતો. પહેલાં એ ઇટલીના બજારોમાં જતો, અને ત્યાંથી યુરોપમાં વેચાણ માટે વહેંચાઇ જતો હતો. એજ કારણે આ વ્યાપાર બધો ઇટાલીયનોનાજ હાથમાં હતો. જ્યાં સુધી બની શક્યું, ઇટલીવાસીઓએ આ ઇજારાને કાયમ રાખવા માટે અનહદ કોશિશ કરી. તે યુગમાં આ માલને "પન્ના ઇસ્કંદ્રિના" (Panna Alexandrina) કહેતા હતા. અને એને બેહદ કીમતી સમજતા હતા. મધ્યકાળના યુરોપમાં નજદીક અને દૂર દરેક સ્થળે એનો રિવાજ હતો. વેનિસ જિનીવાના વતનીઓ માત્ર આજ કપડું શામ અને ફિલિસ્તીનની બંદરે એથી લાવતા હતા, એટલુંજ નહિ બલ્કે એ ઉપરાંત ઝરીનાતાર, અને ખાસ કરીને ઝરદોઝી માટે રેશમ અને કલાબતુ પણ લઇ જતા હતા, કેમકે તે સમયે યુરોપવાસીઓ રેશમ અને કલાબતુ તૈયાર કરવાની કળાથી તદ્દન અંજાણ હતા અને આ વસ્તુઓ બધી પૂર્વમાંથીજ લાવવામાં આવતી હતી, જ્યાં ઝરદોઝીનો રિવાજ હોવાને કારણે આ હુન્નર અત્યંત આમ અને ઉન્નતિ ઉપર હતો. (જુઓ. Block કૃત, "Gesdehiebte der litver gisehen gewarden."=કલીસાના લિબાસોની તારીખ ભા. ૧, પા. ૨૦૯: સાઇપ્રસ ટાપુમાં આ

* "ઈબ્નેહવકલ" પા. ૨૧૩-૨૧૪ વગયરહ: ઝરદોઝી કપડાં મ્હોટા પ્રમાણમાં ઇરાનથી ખુરાસાન નિકાસ થતાં હતાં. (જુઓ 'મુઅજિમ' જિ. ૧-૯૯૦) એવાં કપડાં જેનો રિવાજ આજ પર્યંત એશિયામાં ચાલુ છે અને જેનો રિવાજ ઘણી આસાનીની સાથે સમજવામાં આવી શકે છે. માત્ર લિબાસ અને ફર્શ વગયરહ માટે વપરાતાં હતાં બલ્કે, બીજી ઘણી જરૂરતો માટે પણ કામ આવતાં હતાં. વિલાસ વૈભવના સામાનમાં ઝરીન કામના ઝીન, ઝરીની ઝુલ, અને સુન્દેરી ચરાક પણ શામિલ હતાં. કીમતી ઝીન, મલમલ અથવા રેશમ અથવા ઝરબફતની થતી હતી. જેના ઉપર જરીનું કામ થતું હતું. એશિયાની હંસની મુફલસી છતાં આ વસ્તુઓ મ્હોટે ભાગે આજે પણ વપરાય છે અને અમીરી જિંદગીની મહાન શાન સમજાવામાં આવે છે.

બ્યાપારની સૌથી મ્હોટી મંડી હતી. અહીંથી જ ઘેરાની કાપડનું ખરીદ વેચાણ થતું હતું.)

કમખાનું સિંદ તે ચમકદાર હતું અથવા કોઇ બીજી તરફનું, આજહાલ ખરી ગોતખોળ કરવામાં આવી છે; તેના ઉપરથી જણાય છે કે તે એવી રીતે બનાવવામાં આવતું હતું કે જે પશુઓ ઝુન્ડ કરવામાં આવતા હતાં. તેમની નસોને સૂકાને તેના ઉપર સોનાનો રંગ ચઢાવી દેવામાં આવતો હતો એક સમયે આવી સુન્દરી નસોની મ્હોટી સંખ્યા એશિયામાં તૈયાર થતી હતી અને મધ્યયુગના અંત સુધી આ વસ્તુઓ કપડાં વણવાને માટે એશિયાથી યુરોપમાં લાવવામાં આવી હતી. (જુઓ. "Karabacek નો લેખ Dir Litwrgischen G.wander Der Marien Kverchetan"=કાન્ઝીમના મરીયમના મંદિરના ધાર્મિક રીતનાં કપડાં) જણાય છે કે એક સમયે આ કારીગરી ઘરાકમાં સામાન્ય હતી. જ્યાં મકરિઝીએ ફાતિમી ખુલફાના વાનદાર અને અમસ્ય લિબાસોનું વર્ણન કર્યું છે, ત્યા તે હમેશાં ઘરાણ સુન્દરી કપડાંનું વર્ણન પણ કરે છે. તેમણે તે લિબાસો વિષે એટલું સવિસ્તર લખ્યુ છે કે કપડામાં સોનાના તારોની સંખ્યા પણ બતાવી દીધી છે; જેમકે અમ્મામા (પાઘડી) વિન્ઝે ઝરીનો બનેલો હતો-તેમણે લખ્યું છે કે એમાં ઝરીકી ઝરીના ઇન્તેર તાર લગાવવામાં આવ્યા હતા અને એક મિશકાલ (સાડા ચાર માસા) સોનાના તાર બનાવવાની મઝદુરી એક દીનાર હતી ("મકરિઝી" જિ. ૧, પા. ૪૧૦.)

જેમ જેમ આ કીમતી કપડાં વિશેષ આમ-પસંદ થતાં ગયાં, તેમ તેમ તેની ઉત્પત્તિમાં પણ વૃદ્ધિ થતી ગઇ અને ભિન્ન ભિન્ન સ્વભાવના આદમીને ખુશ કરવા માટે આ કળામાં ઉન્નતિના નવા નવા માર્ગ અને નવાં નવાં નમુના નિકળતા ગયા.

પરદા અને પાથરણાં

અમે આગળ ચાલીને કાલીન (ગાલીચા) વણવાની કારીગરીનું વર્ણન સવિસ્તર કરીશું, અહીં માત્ર આ બયાન કરવું છે કે કીમતી કપડાંઓથી લોકો પોતાના મકાનો અને મકાનોને સજાવવા અને શણગારવાનું કામ લેતા હતા.

આગળ ચાલીને તો અમે બતાવીશું કે તે યુગમાં મ્હોટે ભાગે દિવાલો ઉપર કીમતી કપડાં લટકાવવામાં આવતાં હતાં. આ કપડાં મ્હોટે ભાગે હ-મરી અથવા ઝરબફ્ત અથવા મશજ્જરનાં થતાં હતાં. આ કારીગરીનો આરંભ પણ એશિયામાંજ થયો. અને એમાં પણ શરૂઆતથીજ મ્હોટા હુન્નર અને કારીગરી દેખાડવામાં આવતી હતી. આવી રીતના અમૂલ્ય મશજ્જર ઘણી જલ્દી ફાતિમી ખુલફાની રાજ્યધાની કાહિરહ (કેરો) ના મહાલયોના રૂપશણગાર બની ગયા. ઓજ કારણે આ કળામાં પ્રગતિ પણ થઇ. મશજ્જર ઉપર દરેક પ્રકારનાં ચિત્રો બનાવવામાં આવતાં હતાં. ઇન્સાનો અને જાનવરોનાં પણ. એક મશજ્જર અજીબોગરીબ કારીગરી સાથે આખી દુન્યાનો નકશો બનાવવામાં આવ્યો હતો જેમાં દરેક મ્હોટા શહેરનો નકશો જુદા જુદા રંગોએ ભરવામાં આવ્યો હતો. હરમાન શરિફૈન (મક્કા મદીના)ના નકશા ખાસ રીતે ઘણા સાફ અને સફેદ હતા. નકશાઓની નીચે વણાટમાંજ સુન્દરી અથવા રૂપેરી અક્ષરોએ શહેરોના ટુંક હાલાત ભરવામાં આવ્યા હતા. હાશિયા ઉપર એક લખાણ હતું, તેના ઉપરથી જણાતું હતું કે આ મશજ્જર ફાતિમીખલીફા અલમુઅઝના હુકમથી ૩૫૩ હિજરી (૯૬૪ ઇસવી)માં બનાવવામાં આવ્યો હતો અને બાવીસ હઝાર દીનાર તેના ઉપર ખર્ચ થયો હતો ("મકરિઝી." જિ. ૧, પા. ૪૧૭.)

એક તરફ દોલતમંદોના મહાલયોની દિવારો આવાં કીંમતી મરાકુજેરોએ ઢંકાયલી રહેતી હતી તો બીજી તરફ આ મહાલયોના દીવાનખાનાઓમાં મસનદો અને ફર્શો (પાથરણાં) પણ એવાજ પ્રકારના શાનદાર કાલીનોના થતાં હતાં. એના બનાવવામાં પણ એશિયાવાળાઓની કળા હમેશાંથી ઉન્નતજ રહી હતી અને એની નકલો ઉતારવાને યુરોપવાળા પોતાનો સૌથી મ્હોટો કમાલ સમજતા હતા. એશિયાની આ કારીગરી એ કાબિલ છે કે એને જુનામાં જુની કારીગરી ગણવામાં આવે. આજ કળા એવી છે કે, જે સૌથી વિશેષ ટકાઉ સાબિત થઇ છે અને ભિન્ન ભિન્ન રાજકિય તથા સામાજિક પરિવર્તનો થવા છતાં પણ હાલ પર્યંત નષ્ટ થઈ શકી નથી.

કાગળ બનાવવાની કળા પ્રમાણે વણાટકળાની ઉન્નતિ પણ અરબોનેજ આભારી છે; પરંતુ કાલીન બનાવવાનું કામ એશિયામાં પ્રાચીન કાળથી ચાલ્યું આવે છે. આ કાલીનો ઉન અને કંતાન. બન્ને વસ્તુઓએ તૈયાર થતાં હતાં. અને બન્નેએ સરખી રીતે પ્રગતિ કરી હતી ઇરાનવાસીઓ પરાજીત થયા, તેમની સલ્તનત તબાહ થઇ ગઇ અને તેમને અસહ્ય તબાહી અને બરબાદી વેઠવી પડી, પરંતુ એ છતાંએ તેમની કાલીન બનાવવાની ખાસ-કળા બાકી અને કાયમજ રહી અને તેમને હમેશાં શ્રેષ્ઠતાજ મળતી રહી. આ કળાના અસ્તિત્વનું ખરૂં કારણ એ છે કે. તે આમલોકોના દિલદિમાગ ઉપર એવી રીતે છવાઈ ગઇ હતી અને લોકો તેનાથી એટલા બધા ટેવાઈ ગયા હતા કે કોઇપણ હાર, નિષ્ફળતા, શિકસ્ત, બરબાદી અને ઝમાનાની વિરૂદ્ધતા તેને મિટાવી શકી નહિ. મુસલમાનોના આરંભિક ઇરાની-વિજયો દરમિયાન અરબોને સાસાનીઓના શાહી મહેલમાંથી એક અત્યંત કીંમતી કાલીન મળ્યો હતો જે સિત્તેર હાથ મમચોરસ હતો અને પોતાના ચિત્રવિચિત્ર રંગો અને આશ્ચર્યકારક નકશો નિગારને કારણે જોનારાઓને મુગ્ધ બનાવી દેતો હતો ("ઇબ્ને અથીર જિ.૧ પા. ૪૦૩) આજ કાલ પણ આ કળા ઇરાનમાં પ્રાચીન કાળ પ્રમાણે ખૂબ જોર ઉપર છે અને સ્થીરતા તથા અમરતાનું પ્રમાણપત્ર પોતાની પાસે રાખે છે; એટલે સુધી કે સાસાની સલ્તનતની તબાહી અને બરબાદી પછી પણ આ કારીગરી દસ્તુર પ્રમાણે મશહુર છે. ખલીફા અલ-મુન્તસિર (મૃત્યુ. ૨૪૮ હિજરી=૮૬૨ ઇસવી.)ના સામરહવાળા મહેલમાં એક કાલીન હતો, જેના વિષે એક પ્રાચીન લેખક લખે છેઃ-

"એક દિવસ હું ખલીફાના મહેલના બીજા માળ ઉપર ગયો, અહીં મેં એક દીવાનખાનું જોયું, જેમાં 'સવસન્જર્દ' કારીગરીના એક કાલીનનું ફર્શ હતું. દીવાનખાનાની સામે એક બીજો ન્હાનો કાલીન (મુસ્લ્લો) બિછેલો હતો અને દીવાર સાથે તકીયા મૂકેલા હતા, જેના ગિલાફો ઉપર "લાલ અને લીલા રંગના અક્ષરો ગરીબ બેલબુટા બનેલા હતા. મ્હોટા કાલીનને ફરતે એક લાંબો હાંસિયો હતો, જેના ઉપર જુદાં જુદાં ચિત્રો હતાં અને નીચે ફારસી ભાષામાં કાંઇ લખાણ હતું; જેને હું વાંચી સકતો હતો. મસનદની જમણી તરફ એક શખ્સની તસ્વીર હતી, જેના મસ્તક ઉપર તાજ હતો. મેં લખાણ વાંચ્યું તો જણાયું કે, તે શહરયારની તસ્વીર હતી, જેણે પોતાનાં પિતા પરવીઝને કત્લ કર્યો હતો. ડાબી તરફ એક બીજી તસ્વીર હતી, તેની નીચે લખેલું હતું કે આ યઝીદ બિન વલીદ છે, જેણે પોતાના પિત્રાઇ વલીદ બિન યઝીદ ને કત્લ કર્યો હતો. એજ કાલીન ઉપર અલ-મુન્તસિરનો પિતા મુતવક્કિલ કત્લ થયો અને તેના ખૂનનો ડાઘ કાઢવા માટે આ કાલીનને ધોવામાં આવ્યો હતો."

("મસઉર્દી" જિ. ૭. પા. ૨૯૧)

કાલીન બનાવવાની કારીગરીમાં કારિસ્તાન માંત આગળ પડતો ભાગ લેતો હતો. અહીંયી ન્હાના અને મ્હોટા, દરેક પ્રકારના અત્યુત્તમ અને સુંદરતર કાલીનો નિકાશ થતા હતા * સૌથી વિશેષ પ્રખ્યાત કાલીન જરેહમના થતા હતા. એક બીજા પ્રકારના કાલીન "સવસન્જર્દ" કહેવાતા હતા. ફિસાઅમાં ઉની સવસન્જર્દ તૈયાર થતા હતા. કરકુબ-સવસન્જર્દ જે રેશમથી વણવામાં આવતા હતા. મ્હોટી કીંમતે વેચાતા હતા. ઇરાનના ઉત્તરના પ્રાંતો ખાસ કરીને તિબ્રિસ્તાનમાં પાથરણાંના કપડાં તૈયાર કરવામાં ઘણી તરક્કી થઇ હતી. એશિયાના પશ્ચિમના દેશોમાં આ કારીગરી વધુ આમ ન હતી. માત્ર મિસરના શહેર સયુત વિષે માલુમ છે કે ત્યાં કિરમઝી રંગના ફર્શી કપડાં (ફુરશુલ કિરમઝ) તૈયાર થતા હતાં, જે દેખાવમાં અરમિનિયાના પાથરણાંઓને મળતા હતા. ("ઇબ્ને હરકલ" પા. ૧૧૫: "યઅકુબી" પા. ૫૪-૧૧૯.)

**ચટાઇઓ.**

આ દેશોમાં ગરમીના કારણે ઉનાળામાં કાલીનો વાપરવાનું અસહ્ય થઈ જતું હતું; જેથી એવો કોશિશ કરવામાં આવી કે લાંબાં લાંબાં ઘાસની ચટાઈ (સાદડી)ઓ તૈયાર કરવામાં આવે; કેમકે એશિયાના જુદા જુદા દેશોમાં આવી જાતની ઘાસ પુષ્કળ મળી શકતી હતી. (આવી ઘાસને મિસરમાં 'ખલફા' કહેતા હતા.) આવી ચટાઇઓનું નામ "સામાન" હતું એજ કારણે એ "હસ્ત સામાન" કહેવાતી હતી. એના બનાવવામાં કારીગરો પોતાનો પુરો હુન્નર પૂર્ણ કરી દેતા હતા અને તેમાં સુંદરતા ઉત્પન્ન કરવાનો ખાસ ખ્યાલ રાખતા હતા. એની બનાવટમાં પણ સુનહેરી કામ કરવામાં આવતું હતું, જેના લીધે આ ચટાઇઓની મ્હોટી કીંમત ઉપજતી હતી. આવા પ્રકારની સુનહેરી અને રૂપેરી વણાટ અથવા ભરતની 'હસ્ત સામાન' ફાહિરહના ફાતિમી ખુલફાના મહેલોમાં જોવામાં આવતી હતી. કાહિરહથી બાહિર એના બનાવવાનું એક મ્હોટું કારખાનું હતું ("મકરિઝી" જિ. ૧, પા. ૪૧૭.)

ચટાઇઓની એક બીજી જાત "અબ્દાની" કહેવાતી હતી. એ હમણાં સુધી મિસરમાં એજ નામથી મશહુર ચાલી આવે છે.

ઘાસની ચટાઇઓ બનાવવાની કળા એશિયાના કેટલાક દેશોમાં હમણા સુધી તેજ પુરાતન કમાલ સાથે ચાલી રહી છે. આજકાલ પણ દમિશ્કની બનેલી ચટાઇઓ જોનારાની પાસે આફ્રીનની ખંડણી વસુલ કરે છે અને અત્યંત પસંદ કરવામાં આવે છે.

**તંબુ**

હુનર-કળાની એક બીજી શાખા, જેમાં દુન્યાનો કોઇ પણ વિભાગ એશિયા ઉપર સરસાઇ ભોગવી શકયો નથી, તંબુની બનાવટ છે. એશિયાવાસીઓની જિંદગી ગુઝારવાની રીત, તેમનું લાગલગાટ પ્રવાસોમાં રહેવું, લાંબા લાંબા કાફિલા, કારવાનસરાઓનું હસ્તભગ નહોવું અને સૌથી વિશેષ હજનો દીની ફર્ઝ, એવાં કારણો હતાં, જેના લીધે કુદરતી રીતે આમ લોકોને તંબુની હંમેશાં ઝુરુરત રહેતી હતી. આજ ઝુરુરત તંબુસાઝીને પૂર્ણ કમાલ ઉપર પહોંચાડવાની કારણભુત થઇ. એનો અંદાઝો એના ઉપરથી થશે કે તંબુના કપડાથી કારીગર એવો ન્હાનો તંબુ પણ તૈયાર કરી દેતો હતો જે ગરીબ હાજીને રેતી અને વર્ષાદના તુફાન તેમજ સૂર્યની ગરમીથી બચાવી શકે. હજના પ્રસંગે માટે ખાસ

× ઘણા મ્હોટા કાલીનો "લબસાન" ચોરસ "નબ્બ" લંબ ચોરસ 'મુસલ્લા' અને મખમલી કાલીનો (જેવા હાલ સર્મનામાં બને છે.) "ઝુલિયહ" કહેવાતા હતા.

કીંમતી કપડાનો એવો તંબુ બનાવવામાં આવતો હતો. જે ખરેખર એક તિલસ્મ (ઇંદ્ર જાળ) કહી શકાય. ખૂબી એ હતી કે તેને ઉભો કરવામાં ઘણોજ થોડો સમય ખર્ચાતો હતો અને જરૂરત વકતે ફુરતી સાથે ઉખાડીને ઉંટો ઉપર લાદી સકાતો હતો. એશિયાઇ રાજ્યકર્તાઓ તંબુ (ખીમા)ઓમાં પણ અત્યંત ઠાઠમાઠ કરતા હતા. વિયેનામાં એક આંતર રાષ્ટ્રીય પ્રદર્શન પ્રસંગે, એક ઇરાનની તંબુ દેખાડવામાં આવ્યો હતો, જેને જોઈને લોકો હયરાન અને આશ્ચર્યમુગ્ધ રહી ગયા હતા. જો કે આ તંબુ ખરી રીતે તંબુઓની કારીગરીનો એક અત્યંત તુચ્છ નમુનો હતો; પરંતુ એના ઉપરથીજ અંદાઝો થઇ શકે છે કે ઇરાનની આ કારીગરીના મામુલી નમુનાઓનો મુકાબિલો કરવો પણ દુન્યા માટે અશકય હતો. આ તંબુઓની પુરાતન શ્રેષ્ઠતા અને શાનની યાદ, એક હદ સુધી, મિસ્રના હાકિમ સઇદપાશાના તંબુથી તાઝી થાય છે. આ તંબુ મ્હોટી મ્હોટી દઅવતો પ્રસંગે મિહમાનોના 'દારૂતતઆમ' (ભોજનગૃહ) તરીકે વાપરવા માટે ઉભો કરવામાં આવતો હતો. અનેક ચોબો ઉપર, જે ચાળીસ ફીટ સુધી લાંબી થતી હતી, ઉભો થતો હતો. એની નીચે સેંકડો મિહમાન એકીસાથે આરામ અને આસાઇશ સાથે ખાવાનું ખાઇ શકતા હતા. આ છતાં પણ આ તંબુ પુરાતન એશિયાઇ તંબુઓની શાન અને શ્રેષ્ઠતાનો માત્ર એક નજીવો નમુનો હતો. ફાતિમી ખુલફાના ખઝાનામાં ખલીફા મુનતસિર બિલ્લાહ અબ્બાસીનો એક અમૂલ્ય તંબુ સંભાળપૂર્વક રાખેલો હતો, જે પુરેપુરો કિરમઝી રંગના સુન્દરી અતલસી કપડાં વડે બનાવવામાં આવ્યો હતો. ("મકરિઝી" જિ. ૧, પા. ૪૧૮)

હારૂન રશીદનો તે તંબુ જે તૌસના પ્રવાસમાં તેની સાથે હતો. શ્યામ "ખઝ"નો બનેલો હતો ખઝ અત્યંત કીંમતી રેશમી કપડું થાય છે. આ તંબુમાંની લાકડીઓ ઉપર ચાંદી મઢેલી હતી અને ઠેર ઠેર તેમાં સુવર્ણની ગોળ ચીપો જડેલી હતી. એની રસ્સીઓ રંગબેરંગી ઊન અથવા રેશમની હતી. આ તંબુની અંદર અત્યુત્તમ શાલોનું અસ્તર હતું.

ઘાટ, આકાર અને કદ પ્રમાણે આ તંબુઓની અનેક જુદી જુદી જાતો હતી. "ફિસ્તાત" ગોળ ઘાટનો તંબુ થતો હતો. એને ઉભા કરવા માટે માત્ર એકજ સ્તંભ મધ્યમાં જોઇતો હતો. મધ્યમ વર્ગનો ફિસ્તાત એટલો મ્હોટો થતો હતો કે વીસ ઉંટો ઉપર લાદવામાં આવતો હતો. ચોરસ તંબુ "સાહ" કહેવાતો હતો. એમાં ચાર દીવારો અને છત થતી હતી. એ છ ચોબો ઉપર ઉભો કરવામાં આવતો હતો. એમાંથી બે ચોબો છતના વજનને સંભાળતી હતી અને બાકી ચાર ચોબો ચાર દીવારોને ટેકો આપતી હતી. મુફલિસ અને નાદાર મુસાફિરો જે તંબુઓ વાપરતા હતા, તેને "મસરઆ" કહેતા હતા. ખરી રીતે આ તંબુ ધુપથી બચાવવા માટે એક ચંદરવા જેવો થતો હતો, જે એક ચોબને આસરે ઉભો કરવામાં આવતો હતો. તંબુને ધુપ અને હવાથી બચાવવા માટે એક સાદી દીવાર બનાવી દેવામાં આવતી હતી. એનાથી પણ વધુ સાદો અને હલકી જાતનો તંબુ "શિરાએ" કહેવાતો હતો. આ તંબુ શું? જાડા કપડાની જેને કિરમિચ કહી સકાય—એક દિવાર જેવી હતી; જે બે ચોબો વડે બેંચીને ઉભી કરી દેવામાં આવતી હતી અને એક તરફ વહાણના સઢ જેવું બની જતું હતું જેથીજ આ તંબુનું નામ આ પડી ગયું હતું. આ પરદો ધુપ અને વર્ષાદની આડ કરી લેતો હતો અને લોકોને ગરમી તથા વર્ષાદની ઝાપટથી બચાવતો હતો.



આપકા સ્વાર
"ઝાર" રાંદેરી.

**ઝાર પીલ્સ:**—આ ગોળીઓ ઘણાં લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે. કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામાં તેમાં ખાસ કરી મરદાઈ માટે એને છેવટનો ઉપાય કહીયે તો સગારે અતિશ્યોક્તિ નથી. અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરૂષત્વ (મર્દાઈ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી ઈક્સીર ઉપાય એકે આવ્યો નથી. બેજ દિવસમાં જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમાં પણ પોતાનો ગુણ બતાવવો શરૂ કરે છે, અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણું, કમર, માથા, સાંધા, અને રગોના દુઃખાવાઓને દૂર કરે છે. એમાં કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂ. ૧-૦-૦ પોસ્ટ ખર્ચ જુદો.

**ઝાર તિલા:**—આ તિલામાં સર્વથી વધુ ખુબી તો એ છે કે એના ઉપયોગથી કોઈપણ રીતની જલન કે ફોલ્લીઓ થતી નથી. તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી. મસળતાંજ ચામડીમાં ઘુસી જાય છે. રગોની નબળાઈને દૂર કરવામાં આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆમાં મેળવી શકાય છે. કીમત રૂ. ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

**આનંદ રસ:**—આ વિચિત્ર તિલો મર્દાઈ અને ઈમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખાસ લક્ષમાં રાખી આ ફકીરી તિલો ... મુક્યો છે. એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખ્તી અને ઈમ્સાકમાં એટલો વધારો ...ય છે. કીમત ડબ્બાનો રૂ. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

**મુકવ્વી વ મુમ્સિક:**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઈમ્સાક અને મર્દાઈ માટે અજોડ છે. જિર્યાન, (ધાતુસ્રાવ) ઈહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફર્યાદો આ દવા માત્ર બેજ દિવસમ દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે. કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ જુદો.

**દવાએ સુઝાક:**—આ પીવાની દવા છે. ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરી છે. એક શીશી સાત દિવસ ચાલે છે. સાધારણ બીમારે માત્ર એકજ શીશીમાં સારો થઈ શકે છે. ગમે એવા જૂના પરમિયાને માટે માત્ર બે શીશી કારી છે. ઈન્જેકશનો વડે પોતાનું ભવિષ્ય પાયમાલ ન કરતાં એક વાર આ દવા લેવા અમારી સલામણ છે કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો. (દવખાનામાં પરમિયાનો શર્તીયા ઈલાજ કરીએ)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy : ના નામે મોકલવો. ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સુચિપત્ર મુફત મોકલવામાં આવશે.

લખો અથવા મળો : મેનેજર

# ધી રાંદેર યુનાની ફાર્મસી

રાંદેર, **Rander**, Dist. Surat.

આફ્રિકાના એજન્ટ:-Union Printing Works 91, Victoria Street, Durban(Natal

# રસૂલુલ્લાહ (સલ૦) ફૌજી સિપેહસાલાર તરીકે

લેખકઃ—"મુન્તઝર" હાંસોટી (બરોડા)

એક ધાર્મિક પેશ્વાથી આ ઉમીદ રાખવી કે તે રણક્ષેત્રમાં ફૌજી આગેવાની પણ ઉત્તમ રીતે કરી શકશે. બેશક એક આશ્ચર્યચકિત બિના છે. અને કદાચજ ગૈર કોમોમાં ઘણા ખરા એવા લોકો પણ મોજૂદ હશે. જે ફૌજી સિપેહસાલારીને એક મઝહબી માર્ગદર્શકના માટે ઘણીજ અઘટિત અને નામુનાસિબ ખ્યાલ કરતા હશે. પરંતુ લોકો આ બાબતને સાવ ભૂલી જાય છે. કે માનવી આકાશો અને સ્વર્ગોનો નિવાસી નથી. વળી તે લાખો વર્ષોથી એવી ભૂમિ ઉપર આબાદ છે. અને એજ ભૂમિ ઉપર હેને તથા હેના વંશજોને પોતાની બાકી વય ગુજારવી છે. કોણ નથી જાણતું કે ખુનામરકી અને યુધ્ધ માનવીના માટે અનિષ્ટ છે. અને કદાચ ઇસ્લામથી પૂર્વે દુન્યાના કોઇ મઝહબે એ ચીજોને અનિષ્ઠ ન કહી હોય. પરંતુ ઇસ્લામ બીજા ધર્મોની પેઠે વાસ્તવિકતાથી આંખ મિચામણા કરતો નથી. તે ઇન્સાની પ્રકૃતિ અને માનવી સ્વભાવથી સારી રીતે વાકેફ છે અને હેને માલુમ છે કે જ્યાં લગી છેલ્લામાં છેલ્લો એ માનવી પણ આ ભૂમિ ઉપર બાકી રહેશે. ત્યાં લગી કોઇ ન કોઇ રીતે લડાઇ થશે અને અવશ્ય થશેજ. તેથી તે અન્ય ધર્મોની માફક એ હકીકત અને એ બનાવ તરફ તિરસ્કાર સહિત મુખ ફેરવતો નથી. બલ્કે એ સમજીને કે એક ઝરૂરી ચીઝ છે. હેના મુકાબલા માટે ખડો થઇ જાય છે અને એવા કાયદા અને કાનુનો બનાવે છે કે અગર હેની હદમાં રહી લડાઈ કરવામાં આવે તો લડાઇ એક બુરી ચીઝ રહેતી નથી. બલ્કે એક નેકી બની જાય છે. દુન્યામાં જેટલી દુર્ગંધ અને બદબૂદાર વસ્તુઓથી માનવીને પ્રસંગ પડે છે. તેઓમાં પાખાનું કદાચ સૌથી વધુ દુર્ગંધવાળી ચીઝ છે. પરંતુ હેના નામથી અમને ધૃણા આવે છે. અને હેના ખ્યાલથી જીવ ડુંધાય છે! શું અમે આ હકીકતને પણ ઇન્કારી શકીએ છીએ કે જ્યાં લગી આહાર કરવાની જરૂરત મોજૂદ છે ત્યાં લગી પાખાનાની કોઇ જગ્યા નુકસાનકારક નથી? શું પાખાનાના નામથી અમારું મ્હોં ચઢાવવું, અને નાક ખેંચવું કોઇ રીતે વાજબી છે કે પાખાનાનું અસ્તિત્વજ નષ્ટ થઇ જાય? જો એમ થઇ શકતું નથી. તો ઇન્સાફથી કહો કે આ અક્કલમંદી છે કે અમે નાકને રૂમાલ લગાડી બેસી રહીએ અને પ્રતિદિન સડેલા બદબૂદાર પાખાનાના જથામાં હજી વધારો થવા દઇએ. જેથી હેના કારણે વિધ વિધ રોગો પ્રસરી અમારા તમામ ઘરનું સત્યાનાશ વાળી દે, અથવા બુદ્ધિ એમાં છે કે તબીઅત ઉપર કાબૂ રાખી અમો મહેતરની માફક ઉઠીએ, અને એ પાખાનાને ઉઠાવી પોતાના ખેતરોની ઝમીનમાં દફન કરી દઇએ એટલે તે ખાતર બની નુકશાનકારક થવાને બદલે અમારા માટે ફાયદાકારક સાબિત થાય.

લડાઇ પણ એવીજ દુર્ગંધીવાળી અને મકરૂહ ચીઝ છે. પરંતુ હેની નુકશાનકારક અસરથી બચવા માટે માત્ર એજ ઇલાજ છે કે જ્યારે લડાઇ નઝદીક આવી ચઢે તો અમે વીરની માફક ઉઠીએ, અને ઝાલિમને હેના કુકર્મોની સઝાએ પહોંચાડી એવા કાયદા અને કાનુનો બનાવીએ કે જેથી ભવિષ્યમાં લડાઇ શક્યતાની હદ લગી અશક્ય થઇ જાય.

રસૂલેખુદા (સલ૦) એ કદી કોઇ લડાઇની શરૂઆત પોતાના તરફથી કરી ન હતી. છતાં આ બાબત પણ ગવારા કરી નહીં કે જ્યારે કુફફારે મક્કાએ તેમના ઉપર આક્રમણ કર્યું હોય અને આપ ચુપચાપ બેસી રહ્યા હોય. બલ્કે મુઠ્ઠીભર મુસલમાનોને તેમની તલ્વારની ભેટ ચઢાવી દીધા છે. આપ (સલ૦) એ પ્રત્યેક મૌકા પર જ્યારે આપ (સલ૦) ની જમાઅત

પર હુમલો કરવામાં આવ્યો તો તેજ કર્યું, જે એક શરવીર માનવીને કરવું જોઈતું હતું. મસ્જિદમાં મુસલમાનોનો સહેથી આગળ ઉભા રહેનાર ઇમામ (આગેવાન) રસૂલેઅકરમ પણ કોઈ સહુથી પાછળ રહ્યા નથા ! બલ્કે એક શેર દિલ 'જનરલની માફક' પોતાની નાની સરખી ફૌજની આગેવાની એવી ખૂબી અને સુવ્યવસ્થાથી, કરી કે અનેક વેળા ઘણીજ નાની ટોળીથી શત્રુઓની મોટી મોટી અને સંપૂર્ણ શસ્ત્ર-સજ ફૌજોને પરાજીત કરી દીધી.

અમેરિકાના એક મશહૂર અને જાણીતા જનરલ વોશિંગ્ટનની એક મશહૂર વાર્તા છે:—"એક દિન તે સારાં કપડાં પ્હેરી અશ્વ ઉપર સ્વાર થઈ ક્યાંક જઇ રહ્યો હતો રસ્તામાં તેણે જોયું કે કેટલાક સિપાઇઓ એક ઘણાજ ભારી સ્થંભને ઉઠાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે. પરંતુ તે જરાએ પોતાની જગાથી ઉઠતો નથી. તે સિપાઇઓ સાથે એક નાની પાયરીનો હોદ્દેદાર કોર્પોરલ પણ હતો. અને તે બરાબર તેઓને હુકમ કરી રહ્યો હતો કે "જોર લગાવો. આ તરફથી ઉઠાવો પેલી બાજુથી હટાવો," વગેરે. પરંતુ પોતે હાથ લગાડતો ન હતો. વોશિંગ્ટને અશ્વ રોકી દઈ તે હોદ્દેદારને કહ્યું તમે કેમ હાથથી અડકતા નથી ? એક માણસનું જોર વધું સામિલ થઈ જશે તો એ સ્થંભ ઉંચકી શકાશે." કોરપોરલે જવાબમાં કહ્યું કે "જનાબ ! હું કોર્પોરલ છું આપ જોતા નથી ?" વોશિંગ્ટન તુરતજ અશ્વ ઉપરથી ઉતરી પડયો, અને કોટ ઉતારી બાંહો ચઢાવી સિપાઇઓ સાથે સ્થંભ સાથે જોર અજમાવેલ લાગ્યો સ્થંભ ઉંચકાઇ ગયો અને ત્હેની જગ્યાએ પ્હોંચાડી દીધો. પરંતુ કોર્પોરલ સાહેબ હજી પણ પોતાની સરદારીની શાને લઇ અલગ ઉભા છે. અશ્વ ઉપર સ્વાર થઇ વોશિંગ્ટને કોર્પોરલને કહ્યું કે "હવેથી જ્યારે કોઇ મહેનતના સમયમાં એક માણસની મદદની જરૂરત પડે તો આપ મ્હને તેડાવી મંગાવશો. મ્હને આપ આસાનીથી શોધી શકશો. કારણ કે હું તમારો સેનાપતિ વોશિંગ્ટન છું." શરમનો માર્યો કોર્પોરલ જમીનમાં ધસી ગયો. વોશિંગ્ટન ત્યાંથી ચાલ્યો ગયો.

એક ઉત્તમ અને સાચા જનરલનો એજ નિયમ હોય છે કે તે પોકો સિપાઇ હોય છે, અને જરૂરત પ્રસંગે ત્હેને કોઇ કામનું બહાનું હોતું નથી. હઝરત રસૂલુલ્લાહ (સલ૦) પણ મક્કાની લડાઇઓમાં હંમેશ કેવળ સાધારણ સિપાઇઓની જેમ કામ કરતા, અને ખંદકની લડાઇમાં આપે (સલ૦) પોતાની ફોજની સાથે શામિલ થઇ કેવળ એક મામુલી સિપાઇની માફક ખાઇઓ ખોદી છે. પ્રવાસ દરમ્યાન મંઝિલ ઉપર પ્હોંચી જ્યારે લોકો ખાવાનું રાંધવાની તૈયારીમાં લાગી જતા. તો આપ (સલ૦) લાકડાં વીણી વીણીને લાવતા અને જ્યારે લોકો આપને વિનંતિ કરતા તો કહેતા "મ્હારે પણ મ્હારા હિસ્સાનું કામ કરવું જોઇએ ને !" બહાદુરી અને શુરત્વ હતી. એક જગાએ જોઇ શકતા નથી. કદી કોઇ શરવીર કોઇ અશક્ત અને નિર્બળ માનવી ઉપર હાથ ઉઠાવતાં નથી. ઇસ્લામથી પૂર્વ અરબસ્તાનમાં એ બાબતની કોઇ સાવચેતી રાખવામાં આવતી ન હતી કે સ્ત્રી, બાળક, અને વૃધ્ધો ઉપર હાથ ન ઉઠાવવામાં આવે ? પરંતુ મુસલમાનોના એ બહાદુર સિપેહસાલારે જ્યારે એક લડાઇમાં જોયું કે એક સ્ત્રી પણ કત્લ થઇ ગઇ છે, તો પોતાના અનુયાયીઓને સખ્તીથી સ્ત્રીઓ તથા બચ્ચાંઓ વગેરેના કત્લ માટે સાફ મના ફરમાવી.

ઇસ્લામથી પ્હેલાં લાગ પૂર્વે લડાઇના ન તો કોઇ નિયમ હતા ન કાનુન. એ હુકમ મુસલમાનોને એજ "સિપેહસાલાર"ની મુબારક ઝબાનથી મળ્યો. કે મુસલમાન ફક્ત તેજ લોકોથી લડે જેઓ તેમના પર હુમલો કરે

એવી રીતે મજબૂર કરી લડાઇ કરવામાં કોઇ પણ ઝુલ્મ ન કરે. શું સુધરેલી અને ઉન્નતિમય દુન્યા પોતાના કોઇ એવા જનરલનું નામ પેશ કરી શકે છે? કે જેણે લડાઇની હાલતમાં પોતાના સિપાહીઓને સંબોધી આમ કહ્યું હોયઃ–

"ત્હમે અલ્લાહના માર્ગમાં માત્ર તેજ લોકોથી લડો જે તમારાથી લડે છે. અને હદ ઓળંગો નહીં કારણ કે અલ્લાહ હદ ઓળંગનારાઓને પસંદ કરતો નથી." (કુર્આન શરીફ)

શું કાનૂન અને ન્યાયનો ડંભ વડે પ્રત્યેક વેળા જાપ કરનારા જનરલોમાંથી કદી કોઇ જનરલે પોતાના સિપાઇઓને આવી આજ્ઞા આપી છેઃ–

"હે! મુસલમાનો! ખુદાના લીધે ન્યાયથી ગવાહી આપવા તૈયાર રહો. અને એવું ન બને કે લોકોની દુશ્મની અને વિરોધતા તમને અન્યાય કરાવે. ત્હમે પ્રત્યેક હાલતમાં ન્યાય કરો. કારણ કે ન્યાય પરહેઝગારીથી ઘણો નીકટ છે. અને અલ્લાહથી ડરતા રહો. કારણ કે ત્હમે જે કંઇ કરો છો ત્હેનાથી અલ્લાહ જાણકાર છે." (કુર્આન શરીફ)

તહેઝીબ અને તમદ્દુનના દાવેદારોમાં શું કદી કોઈ એવો જનરલ થઇ ગયો છે, કે જેણે પોતાના સૈન્યને આ માર્ગ-સૂચન કર્યું હોયઃ–

"તમે (પોતાના શત્રુઓથી કે જેઓએ ઝુલ્મ કર્યો છે અને ત્હમારાથી લડી રહ્યા છે) ત્યાં લગી લડો કે મુલ્કમાં ફિસાદ બાકી ન રહે અને એકજ ખુદાનું ફરમાન ચાલે. ફરી જો તેઓ લડાઇથી તોબા કરે તો તેઓ પર કોઇ જાતનો ઝુલ્મ ન કરવો જોઇએ. કેમકે હદ ઓળંગવી તો ઝાલિમો સિવાય કોઇ અન્ય ઉપર જાઇઝ નથી." (કુર્આન શરીફ)

નેપોલિયનનું નામ આજે પાશ્ચિમાત્ય દુન્યાના બચ્ચે બચ્ચાની જીભે છે, અને પ્રત્યેક માણસ ત્હેની અદ્ભૂત લડાયક લાયકાતના ગીતો ગાય છે વોટર્લૂની જગમશહૂર લડાઇમાં જ્યારે ત્હેની હાર થઇ તો ત્હેનું કારણ ફક્ત આ હતું કે લડાઇનું જે ચિત્ર ત્હેણે દોર્યું હતું તે અનુસાર ત્હેના બે અફસરોને એક ખાસ મુકામ એક મુકર્રર ટાઇમે પહોંચવું જોઇતું હતું એ બેઉમાંથી જનરલ ગ્રુશી તો પોતાના ઠીક વખતે પહોંચી ગયો. પરંતુ બીજો પહોંચી શક્યો નહીં. એટલે નેપોલિયનની ફત્તેહ હારના રૂપમાં ફેરવાઇ ગઇ ત્હેની જંગી ચાલો અને નકશાઓ એટલા ખરા હતા કે એક જનરલના ફક્ત થોડીક મિનિટ મોડા પહોંચવા પર નકશો બિલ્કુલ બદલાઇ ગયો, અને વિજય, પરાજય બની ગયો. બરાબર એજ પ્રકારની ઘટના જંગે ઓહદમાં રસુલુલ્લાહ (સલ૦) ને પણ પેશ આવી હતી. આપે (સલ૦) પોતાની નાનકડી ફોજનો એક ભાગ પહાડની બખોલના રક્ષણ અર્થે મૂક્યો હતો અને તેઓને ખાસ તાકીદ કરી દીધી હતી કે ભલે પરિસ્થિતી ગમે તેમ હોય પરંતુ તેઓએ મથક છોડવું નહીં. જો શત્રુઓ એ તરફ આવવાનો ઇરાદો કરે તો તેઓ પર તીર વર્ષાવી રોકવામાં આવે. લડાઇ શરૂ થઇ અને મુસલમાનો જો કે સંખ્યામાં ઘણાંજ જુજ હતા, પરંતુ આપે (સલ૦) તેઓને એવી ખુબીથી લડાવ્યા કે થોડાકજ વખતમાં કુરૈશના ઘણા સરદારો માર્યા ગયા. અને તેઓના પગો ઉખડી ગયા. મુસલમાનોએ નાસતા દુશ્મનોને લૂટવું શરૂ કરી દીધું અને જાણે સંપૂર્ણ ફતેહ પ્રાપ્ત કરી લીધી. પણ શત્રુઓને નાસતા અને મુસલમાનોને તેઓનો પીછો પકડતાં નિહાળી તીર અંદાઝો જે સ્થળ ઉપર મુકર્રર હતા, નચિંત થઇ પોતાના મથકથી હટી બાકીની ફોજની સાથે લૂટવામાં શરીક થઇ ગયા. કુરૈશના કાફિરોએ જ્યારે જોયું કે મુખ્ય મોરચો ખાલી પડયો છે. તો તેઓ આગળ જઇ પુનઃ એકઠા થયાં અને બીજી બાજુએથી મુસલમાનોની પીઠ ઉપર એકાએક હલ્લો કરી દીધો. અને અલ્પ સમયમાંજ મુસલમાનોની ફતેહ–હારમાં બદલાઇ ગઇ. એનાથી આપ અંદાઝો કાઢી શકો છો કે રસુલુલ્લાહ (સલ.)ની જંગી કાબેલિયાત પણ એવીજ આશ્ચર્યચકિત હતી જેવી કે આપ (સલ.)ની બીજી તમામ લાયકાતો હતી. એથી આ બાબત સ્પષ્ટ સાબિત છે, કે આપ (સલ૦) તમામ માનવીઓથી વિશેષ કામિલ અને પારપૂર્ણ હતા, આપ (સલ.)ની મુકદ્દસ જીવન

# બે રૂબાઇઓ

(૧)

અંતરની ઉમંગોને તડપતી જોઇ,
હર આંખને અશ્રુથી છળકતી જોઇ;
હર રંગ ઝમાનાના અજબ છે હે દિલ!
હર ચાલ નિરાશામાં લથડતી જોઇ.

(૨)

દર્દ તડપે છે દવાને માટે,
જીવ તડપે છે હવાને માટે;
દર્દ દેનાર! દુઆછે મ્હારી,
દર્દ દે, દર્દ થવાને માટે.

સીરતી

(કઠોર)



## સુવર્ણાક્ષરો*

[ વસંત તિલકા ]

આપી કરે તનયના લઘુ રૌપ્ય-પાટી,
તેમાં લખે ય નૃપ અક્ષરથી સુનેરી:
'શિક્ષા કરે ગુરુ તને બધી તું સ્હેજે,
વાત્સલ્યથી જનકના અતિ સારી એ છે'

'કિસ્મત'

(ભાવનગર)

* ફારસી પંક્તિઓ પરથી

'જાપાન'માં સ્ત્રી સમાજને અપવિત્ર અને અછુત લેખી દેવોની પૂજા પાઠ કરવાની કે મંદિરોમાં દેવદર્શને જવાની સખ્ત મનાઈ હતી.

આપણા ભારત વર્ષમાં પણ સ્ત્રી સમાજ વિષય વાસના, ભોગ વિલાસ અને ક્ષુદ્ર આચાર વિચાર પોષવાનું સાધન ગણાતું, મૃત્યુ, નર્ક, વિષ અને ઝેરી સર્પ કરતાંએ આ સમાજ વિશેષતર ભયંકર લેખાતો અને બૌધ સંપ્રદાય તો સ્ત્રીઓ પ્રત્યે દ્રષ્ટિપાત કરવાનું પણ પાપ સમજતો હતો. આ સમાજના સમાગમમાં રહી જીવન ગુજારવું તેના કરતાં જલ્લાદનાં ખંજરો આગળ શિર ઝુકાવી દેવું કે કારમા વિકરાળ સિંહના મુખમાં હોમાઇ જવું વિશેષ શ્રેષ્ટ ગણાતું.।

યાહુદીયોનો પુરૂષ વર્ગ પોતાની ધાર્મિક ક્રિયાઓ પુરી કર્યા પછી ખાસ પ્રભુનો પાડ એટલા માટે માનતો કે પ્રભૂએ કૃપા દ્રષ્ટિથી તેને સ્ત્રી વર્ગમાં પયદા કર્યો નહિ, સ્ત્રી સમાજના પૂન્ય કરતાં પુરૂષ વર્ગનું પાપ તેમની કોમમાં બહેતર ગણાતું.

"ખ્રિસ્તી ધર્મ" કે જે આજે માનવ સમાજ અને ખાસ સ્ત્રી સમાજના ઉદ્ધારનો દાવો કરે છે, અને સ્ત્રી સમાજને ઉચ્ચ અને માનપ્રદ આપવાની જોરેશોરથી હિમાયત કરે છે તે સત્ય રીતે તો બાનીએ ઈસ્લામ, વિશ્વ ઉદ્ધારક વિશ્વ સુધારક અરબી પયગમ્બર મોહમ્મદુર રસુલુલ્લાહ (સ૦)ના પવિત્ર ફરમાન અને વર્તનનુંજ અનુકરણ છે બાકી એ ધર્મમાં પણ ઇસ્લામના આગમન પૂર્વે સ્ત્રી સમાજને પવિત્ર બાયબલને અડકવાની મનાઈ હતી, સેવા ને મુંગી તાબેદારી એ વર્ગનું કર્તવ્ય ગણાતું, વિદ્યા પ્રાપ્તિના દ્વારો તેમના માટે બંધ હતાં. ખ્રિસ્તી ધર્મની એ માન્યતા હતી કે સ્ત્રી એટલે "શયતાનનો સાથી" સ્ત્રી એટલે "ગુન્હાઓનું કેંદ્ર સ્થાન" સ્ત્રી એટલે "જુલ્મ અને દિલ્લગીનું મૂળ" સ્ત્રી એટલે "અસત્ય અને શરારતનો ભંડાર" સ્ત્રી એટલે "શાંતિ અને સુલહનો રિપુ" સ્ત્રી એટલે નર્કનો દ્વારપાળ."

દુંકમાં ઇસ્લામના આગમન પૂર્વે સ્ત્રી સમાજની કાંઇજ કીંમત ન હતી, લેશ માત્ર પણ ગણના ન હતી અને તેનો દરજ્જો એક બે પગા મુંગા પશુ કરતાં વિશેષ ન હતો, વિશ્વમાં સ્ત્રીનું સ્થાન નીચામાં નીચું અને હલકામાં હલકું હતું પરંતુ કુરબાન જાઉં હું અને મારાં મા બાપ; આપની સુધારક હસ્તી ઉપર કે આપે આ વિશ્વમાં પધારી એક ઝલીલ ગણાતા સમાજને ઉચ્ચ અને અનેરૂં સ્થાન આપ્યું. આપે આપના અનુયાયીઓને માત્ર ઉપદેશજ આપ્યો છે એમ નથી; પરંતુ આપે આપના અનુકરણીય આચરણથી પણ એ સમાજને ઊંચો કર્યો છે. વળી આપના કૌલના સમર્થનમાં પરમ કૃપાળુ પરમાત્માએ પણ પોતાના પાક કલામ "કુર્આને મજીદ" "ફુર્કાને હમીદ"માં પોતાના પ્યારા પયગંબર (સલ૦) દ્વારા આજ્ઞાઓ ફરમાવી છે અને એ પુરવાર કરી બતાવ્યું છે કે વિશ્વમાં અછુત અને અપવિત્ર ગણાતા માત્ર સ્ત્રી વર્ગનોજ ઉધ્ધારક ઇસ્લામ ધર્મ છે એમ નથી પરંતુ અગર સમસ્ત વિશ્વનો સાચો ઉધ્ધારક જો કોઇ ધર્મ હોય તે વિશ્વ વ્યાપિ ઇસ્લામ ધર્મજ છે, અને ત્હેના સિવાય દુનિયાનો કોઇ પણ ધર્મ, સંપ્રદાય કે વ્યક્તિ અછુતોનો ઉધ્ધાર કરી શકશે નહિ. આજે આપણા હિંદમાં મી. ગાંધી અછુતોદ્ધારની લાંબી લાંબી અને હૃદયસ્પર્શી વાતો કરે છે, લેખો લખે છે, ભાષણો કરે છે અને કરાવે છે, પરંતુ જેમ અમારા સરદારે દોજહાને પોતાના વચનને અમલી સ્વરૂપ આપી સિધ્ધ કરી બતાવ્યું છે તેમ કયારેય પણ નાતજાતના ભેદભાવ અને ઉચ્ચનિચના સામાજીક બંધનોને તોડી હિંદના અછુતોને પોતાના જેવો સામાજીક સમાન

દરજ્જો આપ્યો કે અપાવ્યો છે! દુનિયા સારી રીતે સમજી ચૂકી છે કે અછુતોધ્ધારની મહા-ત્માજીની વાતો એ માત્ર રાજ્યદ્વારી શેતરંજની ચાલો છે અને તેથીજ ડૉ. આંબેડકર જેવા સમજુ અને રાજ્યદ્વારી ખેલાડી પુરુષો પોતાના અલગ હકોની માંગણી કરી રહ્યા છે. બાકી એ હક તો ફક્ત અમારા મઝહબે ઈસ્લામનેજ છે કે જેમાં ન કોઇ રાજ્યદ્વારી ચાલબાઝી છે, ન કોઇ નાતજાત કે ઉચ્ચનીચનો ભેદભાવ છે, ઈસ્લામમાં સારા ઉચ્ચ અને ખાનદાની તેજ કહેવાય છે કે જેના આચારવિચાર સારા હોય, ઇશ્વર ભક્ત હોય. અલ્લાહ અને તેના પ્યારા નબી (સલ૦) ની આજ્ઞાઓ અનુસાર વર્તી હકદારોના હક અદા કરતો હોય અને અલ્લાહથી ડરતો હોય!

સમાજમાં નીચું અને તિરસ્કારયુક્ત સ્થાન ધરાવનાર સ્ત્રી વર્ગને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવા, સમાન હકો, ન્યાય, વારસા હકો, સુવર્તાવ અને ધાટિત સન્માન કરવા અર્થે ઇસ્લામે જે કાનુનો બાંધ્યા છે. અને આજ્ઞાઓ કરી છે તે અદ્યાપિ પર્યંત ખામી રહિત, અખંડ અને અજોડ મનાયાં છે.

સ્ત્રી સમાજ સાથે સુવર્તાવ રાખવાની આજ્ઞા કરતાં પરવરદિગાર પોતાના અંતિમ પ્યારા નબી (સલ૦)ને વહીથી જણાવે છે કે "હે મારા નબી લોકોને ફરમાવો કે તેઓ સ્ત્રીઓ સાથે હેતભાવી, માયાળુ અને પ્રેમી આચરણ આદરે"

આગળ ચાલતાં સ્ત્રી સમાજની મહત્તા અને ઉપયોગીતા સમજાવતાં ફરમાવ્યું કે "સ્ત્રીઓ તમારા માટે પોષાક છે. આભુષણ છે અને તમો તેઓ માટે છો" આથી સ્હેજે સ્હમજી શકાય એમ છે કે જેમ પોષાક માનવ સમાજની એબો ઢાંકે છે, સરદી, ગરમી અને દુવાથી રક્ષણ કરે છે સૌંદર્ય અને પ્રભાવ વધારે છે, તેવીજ રીતે સ્ત્રી સમાજ પુરૂષ સમાજની પ્રત્યેક વાસનાઓ પોષી કામાંધતાથી બચાવે છે, બાલ બચ્ચાં અને ખુદ પુરુષની સેવા, ચાકરી કરી આરામ અર્પે છે, સુખ દુઃખના કઠણ સમયમાં વફાદારીપૂર્વક સાથ આપી અવિચારી પગલાં ભરવાથી રોકી, હિમ્મત અને દિલાસો આપી નિમગ્ન રાખે છે. પુરુષવર્ગની આબરૂ ઇજ્જત સચવાય અને જળવાય રહે તેવું આચરણ આદરે છે.

વળી સ્ત્રીઓને સમાજમાં સમાન હકો અને વ્યવહારમાં ભાગ મળે તે અર્થે આગળ ફરમાવ્યું અને તેની નિશાનીયોમાં સ્પષ્ટ અને પ્રત્યક્ષ નિશાની એ છે કે "તમારાજ વર્ગના (પુરુષવર્ગના) સમાગમ અને સંસર્ગમાં આવી તેઓ (સ્ત્રી સમાજ) તમારા માટે પત્નિયો-અર્ધાંગનાઓ અર્પે છે. કે જેથી તમે તેમનાથી આશ્વાસન અને સહારો પામો અને તેઓએજ તમને પ્રેમ અને ઈશ્કની મીઠી મઝા અર્પી છે."

સ્ત્રીયોના હકો સમાનપૂર્વક અર્પવા અને જાળવવા, સમભાવના રાખવા, વારસા હક આપવા અને તેઓની લજ્જા મર્યાદા જાળવવા વિશેષ આજ્ઞા કરી કે 'સ્ત્રીયોનો તમારી ઉપર એ હક છે કે તમે તેઓને સારું ખવડાવો અને જેવું પહેરતા હોય તેવુંજ પહેરાવો, વળી તમો આ ફાની દુનિયા ત્યાગી જાવ ત્યારે તમારા વારસો જે વારસાની વહેંચણી કરે તેમાં સ્ત્રીયોનો પણ વારસો આપો, બાકી હોય તો પ્રથમ તેઓની મુકરર કરેલી મહેર અદા કરો, તમારા માટે એ જાયઝ નથી કે તમો જોર જુલ્મ અને દાબ દબાવથી સ્ત્રીયોઓના હકો ન આપો અને દબાવી બેસો.'

આ બાબે અમારા હાદીએ ઉમ્મત સરદારે દોજહાન ફખ્રે મવજુદાત અહમદે મુજતબા મુહમ્મદ મુસ્તફા (સ૦) એ પણ અમૃત વચનો ઉચ્ચારી તેનો અમલ કરી અને કરાવી સ્ત્રી સમાજ પર અગાધ ઉપકારની વૃષ્ટિ કરી છે.

આપે ફરમાવ્યું કે તમારામાં સૌથી વધુ સદ્ આચરણીય તે પુરૂષ છે કે જે પોતાની સ્ત્રીઓ સામે માયાળુપણું અને સદ્ વર્તન દાખવતો હોય. તમારી પત્નિઓને તેજ ખાણું આપો કે તમો ખાતા હોવ. અને તેવાંજ કપડાં પહેરાવો કે જેવાં તમો પહેરતા હોય, ન તેઓને (સખ્ત) શિક્ષા કરો કે તેઓ સાથે સખ્તાઈથી કામ લો પોતાની સ્ત્રીઓના મામલામાં ખુદાથી બ્હીતા રહો કેમકે તમોએ ખુદાના નામની જુમ્મેદારી સાથે તેઓનો હવાલો લીધો છે."

"સ્ત્રી સમાજ"ને વધુ ઉપયોગી સંદમ-જનવવા અને તેની આવશ્યકતા દર્શાવતાં આપે ફરમાવ્યું કે "જેણે લગ્ન કર્યાં તેણે પોતાનો અર્ધા ભાગનો ધર્મ પુરો કર્યો."

પ્રત્યેક વ્યક્તિ સારી રિત્યે જાણે છે કે સ્ત્રી સમાજ ત્રણ વિભાગમાં વ્હેંચાએલો છે (૧) પત્નિ (૨) માતા અને ત્રીજો વિભાગ પુત્રીઓનો છે. ઉપર આપણે "પત્નિ" વિષે ઈસ્લામની આજ્ઞાઓથી પરિગ્નાન થઈ ચૂક્યા, હવે આવો આપણે "માતા" અને "પુત્રી" વીભાગને માટે ઈસ્લામે શુ ફરમાવ્યું છે તે ઉપર દ્રષ્ટિપાત કરીએ.

સરદારે દોજહાં (સલ૦)એ ફરમાવ્યું કે "તમારાં માબાપો સાથે ભલાઈ અને નમ્રતા-પૂર્વક વર્તો. અગર તેઓમાંથી બેઉ યા એક ઘડપણની અવસ્થાએ પહોંચે તો તેઓને ઉફ પણ ન કહો અને ન કદિએ કઠોર શબ્દોચ્ચાર કરો. પરંતુ આહિસ્તા અને નરમાશથી દરેક વર્તાવ રાખો. અને વિનયપૂર્વક તેઓની પ્રત્યેક આજ્ઞાઓ શિરે ચઢાવો, તેઓ માટે દુઆ કરો કે અય રબ જેવી રીતે મારાં માબાપોએ પ્રેમપૂર્વક મ્હને પાળી પોષી મ્હોટો કર્યો તેવી રીતે તેઓ ઉપર રહમો કરમ ફરમાવ" વળી માતાઓની મહત્તા દર્શાવતા જણાવ્યું કે "સ્વર્ગ તમારી માતાઓના પગો નીચે છે"

એક માણસે આપ (સલ૦)ની સેવામાં ઉપસ્થિત થઈ અર્જ કરી કે "યા રસૂલુલ્લાહ (સલ૦) મેં મારી વૃદ્ધ માતાને ખાંધે બેસાડી સાત હજ્જો કરાવી છે તો હવે તો તેણીનો હક પુરો થઇ ગયો હશે? આપે ફરમાવ્યું કે જેટલો તમારી માએ તમને બિછાનામાંથી ઉઠાવી સુકી જમીન પર સુવાડયા તેટલોએ હક તમો હજી અદા કરી શકયા નથી."

વારસા વહેંચણી માટે આપ (સલ૦) એ આજ્ઞા ફરમાવી કે "માતા અને પિતાને પુત્રના વારસામાંથી દરેકને ૧/૬ છઠ્ઠો ભાગ આપવો જોઇએ અને અગર ભાઈ હોય તો વસીઅત અને કર્જ અદા કર્યા પછી ત્રીજો હિસ્સો આપવો જોઇએ.

"પુત્રી" વિભાગ માટે પણ આપ (સલ૦)એ ખાસ આજ્ઞાઓ ફરમાવી છે. ઉમ્મતની માતા પવિત્ર બીબી આએશા સિદ્દીકા (ર. અ.)થી રિવાયત છે કે આપ સરદારે દોજહાન (સલ૦)એ ફરમાવ્યું કે "હક્ તબારક વ તઆલાએ જેને પુત્રીઓ આપી, અને તેણે માયા, મહબ્બત, અને પ્રેમપૂર્વક ઉછેરી મ્હોટી કરી તો તેઓ (પુત્રીઓ) તેના માટે દોઝખના અઝાબથી અને બચાવ બચાવશે" વળી આપ (સલ૦)એ આગળ ફરમાવ્યું કે "જેને બે પુત્રીઓ હોય અને તેણે પાળી પોષી મ્હોટી કરી તો તે મારી સાથે બે આંગળીઓની જેમ નજદિક જન્નતમાં હશે" વળી આગળ ફરમાવ્યું કે "શું હું તમને બતાવું કે સૌથી પૂન્યનું કાર્ય શું છે? તે એજ છે કે તારી પુત્રી તારી પાસે આવે અને તેનો તારા સિવાય કોઇ આશ્રયદાતા ન હોય અને તેણીને તું આશ્રય આપે."

હઝરત ઇબ્ને અબ્બાસ (ર. દી)થી કથન છે કે હઝરત સરવરે ફરમાવ્યું કે "જેને ખુદાએ પુત્રી આપી અને તેણે તેણીને જીવતી દાટી ન દીધી, નફરતની દ્રષ્ટિએ ન જોઇ અને

પુત્રને ત્હેણીના કરતાં વિશેષ પ્રાધાન્ય ન આપ્યું તો તે નિઃશંક સ્વર્ગમાં જશે.

પુત્રી એ "ગરીબડી ગાય સમાન છે" અને ત્હેણીમાં વિશેષ નમ્રતા, દીનતા અને ઓશીયાળાપણું હોવાથી આપે ફરમાવ્યું "જ્યારે પણુ તમો કોઈ નવિન વસ્તુ બજારમાંથી લાવો ત્યારે વ્હેંચણીની શરૂઆત છોકરીઓથી કરો કેમકે જે દુહીતાને પ્રિય ગણે છે તેના ઉપર નર્કની આગ હરામ છે."

આ છે અમારા ઇસ્લામનું સ્ત્રી સમાજ માટેનું શિક્ષણુ કે સમાજને ઇસ્લામનાં આગમન પૂર્વે ફિત્નાફિસાદની જડ, ભોગવિલાસની વસ્તુ, કામાંધતા અને નરાધમતાની ખાણુ અપવિત્ર અને અછુત, વિષ અને નાગણો કરતાં ભયંકર લેખવામાં આવતો.

આપ (સલ૦)એ સ્ત્રી સમાજનો ઉદ્ધાર કરવા અને તેને યોગ્ય સ્થાન આપવા માત્ર કથનથી કામ લીધું છે એમ નથી પરંતુ આપે આપના પવિત્ર વર્તનથી પણુ તેને ઉચ્ચ કક્ષાએ પહોંચાડયું છે.

અબી લતીફ ( ર. અ.)નું કથન છે કે હું એક વખતે આપ (સલ૦)ની સેવામાં હાજર થયો હતો ત્યારે એક સ્ત્રી આપની સેવામાં આવી. આપ ઉભા થઇ ગયા અને આપની ચાદર મુબારક તેણીના માટે પાથરી તે ઉપર બેસવા ફરમાવ્યું જ્યારે તેણી ચાલી ગઈ તો પુછવાથી જણાયું કે તેણી આપની ( દૂધમાતા ) હતી.

આપ (સલ૦) ફરમાવ્યું કે લોકો જ્યારે તમો મીસર ફતેહ કરો તો મીસરની સ્ત્રીઓ સાથે નમ્રતા અને વિનયથી વર્તજો! કેમકે હઝરત ઇસ્માઇલ ( અ. સ. )ની પવિત્ર માતા આ જમીનનાં હતાં.

હુઝૂરે અકદસ ( સ. અ. વ.)ની ખિદમતમાં જ્યારે જ્યારે પણુ ખાતુને જન્નત બીબી ફાતમાતુજ ઝોહરા ( ર. અ. ) પધારતાં, તો આપ સન્માન અર્થે ઉભા થઇ આપનો હસ્તમુબારક પકડી ચુંબન કરતા અને આપને આપની જગ્યાએ બેસાડતા.

હઝરત ખદીજા ( ર. હી ) પ્રત્યે આપને અનહદ પ્રેમ હતો. જ્યારે આપ યુવાની અવસ્થા ભોગવી રહ્યા હતા ત્યારે બીબી ખદીજા કે જેઓ આપના નિકાહમાં હતાં તેઓની વસંતઋતુ પુરી થઇ પાનખર ઋતુમાં પ્રવેશી ચૂકયાં હતાં, છતાં આપે આપની (હઝરત ખદીજા) (ર. અ.) હયાતી સુધીમાં અન્ય સાથે નિકાહ કર્યા નહિ અને પવિત્ર બીબીના મરણુ બાદ પણુ જ્યારે જ્યારે આપનું સ્મરણુ થતું તો આપ જુદાઇમાં આકુળવ્યાકુળ બની જતા.

બીબી આયશાહ સિદ્દીકા (ર. અ.) ફરમાવે છે કે "આપ (સલ૦) દરવાજા બંધ કરી નમાઝનો કોલ બાંધી પ્રાર્થના લીન હોય અને હું દરવાજો ખટખટાવતી તો આપ નમાઝનો કોલ તોડી દરવાજો ઉઘાડતા અને પુનઃ પ્રાર્થનામાં લાગી જતા."

એક વખત આયશાહ સિદ્દીકા (ર. અ) આપ (સલ૦)ની સાથે ઉચ્ચા અવાઝે વાર્તાલાપ કરી રહ્યાં હતાં કે આપના પિતાશ્રી હઝરત સિદ્દીક અકબર (ર. અ) પધાર્યા, આપે પોતાની પુત્રીને આવી (જોરથી વાતો કરવાથી થતી) બે અદબી કરવા બદલ પકડી થપ્પડ મારવા ચાહ્યું તો આપ વચ્ચે આવી ગયા અને સદ્દીક અકબરને તેમ કરતાં અટકાવી દીધા.

હઝરત સુફીયા (ર. અ) જ્યારે ઉંટ ઉપર સ્વારી કરવા ચાહતાં તો આપ આપની જાંગ મુબારક ધરી દેતા કે આપ તે ઉપર પગ ગોઠવી સ્હેલાઇથી સવાર થઈ શકે. એક વખતે ઉંટનો પગ લપસી ગયો અને અકસ્માતિક સરદારે જહાંન અને બીબી સુફીયા (ર. અ)એ

જમીનને પાવન કરી તો અબુતલ્હા (રદિ. અ) જેઓ તે સમયે હાઝીર હતા, તે દોડી આવ્યા તો આપ (સલ૦)એ ફરમાવ્યું કે "પ્રથમ ઓપોની ખબર લો."

શું આવી અમલી તાઅલીમ એક વિશ્વની અછત ગણાતી અને અપવિત્ર કૌમ માટે વિશ્વનો કોઈ પણ સુધારક, માર્ગદર્શક, અવતાર, ઋષ, મુની કે મહાત્મા આપી શકે છે ? એનો પ્રત્યુત્તર માત્ર "ના"જ હોઈ શકે છે તો પછી શું મૂએ વર્તન વિહોણા બની બેઠેલા મહાત્માઓ અછુતોદ્ધારની વાતો કરે છે ? સત્ય તો એ છે કે અગર મ. ગાંધીને જો સાચેજ અછુતોનો ઉધ્ધાર કરવો હોય અને સમાજની સેવા કરવી હોય તો ઇસ્લામના બાની, વિશ્વ સુધારક, જગતના અજોડ માર્ગદર્શકે જે વાણી અને વર્તનથી કામ લઇ એ સમાજે ઉધ્ધાર કર્યો તેમ તેઓ પણ નાતજાત એ ઉચ્ચ નીચનાં બંધનો તોડવાની શરૂઆત મહાત્માજીના હાથેથીજ થાય અને જે તેમ કરવામાં ન આવે તો જગતને એમ માની લેવાનું રહ્યું કે મી. ગાંધી મહા-આત્મા નથી પરંતુ મહા-તમા વાળા છે.

વમા તૌરીકી ઇસ્લામિયાહ

# વિચિત્ર-ચિંતા

લેખક: "ગાફિલ" સાહબ

મ્હારૂં શું થશે ? એ પ્રશ્ન વ્યક્તિગત સહુને સતત મુંઝવનારો છતાં એક અગત્યનો પ્રશ્ન છે, ને આ પ્રશ્ન વિશિષ્ટતઃ આત્મશ્રદ્ધા વિહોણા ઇન્સાનને વધારે મુંઝી નાખે છે. કર્ત્તવ્ય પાલનમાં પછાત રહેતા પ્રમાદી માનવીને મ્હારૂં શું થશે ? એની ચિંતા વિશેષ કોરી ખાય છે. માનવ જગતનાં આ અગત્યનાં પ્રશ્નનો ઉકેલ નથી, એમ તો કોઇ નજ માને. ભાવીની ચિંતા કરનારાઓ પોતાનાં વર્તમાનની કાળજી ધરાવતા થાય, એટલે આપ મેળે મ્હારૂં શું થશે ? એની અંશ માત્ર ચિંતા કરવાની યે આવશ્યકતા રહેતી નથી. હાથની રેખાઓ દેખાડવાથી ને એ રીતે પોતાનું ભવિષ્ય અન્ય આગળ જોવડાવવાથી ભાવી સુધરી જવાની આશા સેવવી એ નરી મૂર્ખતા છે. કાર્ય કર્યા વગર ભવિષ્ય ઉજ્વળ થવાની આશા રાખવી એ કુદરતનાં અટલ નિયમોનું ઉલ્લંઘન કર્યા સમાન છે. દુન્યા રૂપિ અખાડામાં આવીને પરસેવો ટપકાવ્યા વિનાજ અન્ય કરતાં આગળ વધી જવાની કે ઉચ્ચ સ્થને પહોંચવાની આશા રાખવી એ ઇન્સાનીયતને નીચું જોવડાવનારી વસ્તુ છે. ખાસ કરીને મુસ્લિમો માટે તો એ વધારે શરમભરેલું છે. જે મુસ્લિમોને સ્પષ્ટ શબ્દોમાં એ પ્રેરણા આપવામાં આવી હોય કે "લયસ લિલ ઇન્સાને ઇલ્લા મા સઆ" એવા મુસ્લિમોને તો વગર મ્હેનતે પ્રાપ્ત થયેલું એવું કાંઇ પણ ન ખપવું જોઇએ. પ્રાપ્તિની પ્રબળ ઇચ્છા હોવા છતાં પ્રયત્ન કરવામાં પછાત રહેવું એ કયાંનો ન્યાય ? ખુદાઇ વાણીમાં માનનારા આજના મુસ્લિમો કર્તવ્યમાં અન્ય એકંદર પ્રજાઓ કરતાં પછાત પુરવાર થયા છે, અને છતાં તેઓ ભૂતકાળની જાહોજલાલી ઇચ્છી રહ્યા છે, એ મુસ્લિમો માટે ઓછી શરમાવનારી બિના નથી. આપણે શું હતા એ આજની દુન્યા જાણવા ઇચ્છતી નથી, પણ કેવા છો એ પ્રત્યક્ષ નિહાળવા દુન્યા આતુર છે. ભવિષ્યમાં કેવા થશો એ પ્રશ્નનો જવાબ પણ તમારા વર્તમાન ઉપરથીજ મળી રહે છે. રેસના ઘોડા કે લોટરીની ટીકીટ દ્વારા શ્રીમંત થવા મથતા મુસ્લિમો જગતમાં પોતાનો દરજ્જો કયો છે, તે સદંતર ભૂલી ગયા છે. ઇકબાલ કહી ગયા છે કે:—

"ખરીદે ન હમ જિસકો અપને લહુસે;
મુસલમાકો હય નંગ વોહ પાદશાહી."

ભાવીની ગુંચ અન્ય આગળ હસ્તરેખાઓ દેખાડવાથી ઉકેલી શકાશે નહિ, પણ પરસેવો ટપકાવવાની પવિત્ર દયાનત દ્વારાજ ઉજ્વળ ભાવીની ઝાંખી થઇ શકશે. આજે તો મુસ્લિમ જીવનની સર્વ દિશાઓ દયા ઉપજાવે એવી દીસે છે. સ્વમાનનું સર્વને શિક્ષણ આપનાર મુસ્લિમો આજે પોતેજ સ્વમાનવિહોણું જીવન જીવી રહ્યા છે. એ અત્યંત ખેદનો વિષય છે. સ્વમાન ઘવાય એ પહેલાં તો મૃત્યુને ભેટી પડવામાં ગૌરવ પેખતા મુસ્લિમોને આજે પોતાનાં સ્વમાનની કોડીનીયે કિંમત નથી. સર્વત્ર હડધુત થતા આજના ઇસ્લામી બિરાદરોને પોતાની સ્થિતિનો ખ્યાલ સુદ્ધાંયે નથી. અને છતાં બધુંયે જોઇએ છીએ. સર્વસ્વ હણીનેય સ્વમાન જાળવી રાખનારા મુસ્લિમો તો આજે શોધ્યાએ જડતા નથી. માત્ર અભિમાનમાં રાચતા મુસ્લિમોમાં ગર્વ લઇ શકાય એવી એક પણ વિશેષતા છેજ ક્યાં ? .

કાંઇ પણ કરવું નથી, છતાં શું થશે ? એ અન્યને પુછવું છે. પુછ્યા પછી પણ કાર્ય કરવા તત્પર થવું નથી, તો પછી નકામી ચિંતા કર્યા કરવાનોયે અર્થ શો ? સતત ચિંતા કરવાથી જો

ચતુરાઈ ઘટતી હોય એ સત્ય હોય, તો અને કોઇ પણ કાર્ય કરવાની દયાનત ન હોય, તો પછી ચિંતા કરવીજ શા માટે ? ભાવીનો ભય હોય તેવાઓએ તો અબઘડીયેજ વર્તમાન ને સુધારવાનાં અણુઅટકયા પ્રયત્નો કરવા જોઇએ નિષ્ક્રીય રહીને નરી ચિંતા કર્યે જવી, એ સાધારણ મૂર્ખતા નથી. અંગ્રેજીમાં એક કહેવત છે કે:–Procrastination is the thief of time" જેનો ટુંકો અર્થ એવો થાય છે કે "આલસ્ય એ સમયને ચોરી લ્યે છે." પણ આપણી દશા તો એવી છે કે "સમય" કઇ બલાનું નામ છે તેની આપણને સમજ જ નથી. Time is more then money અર્થાત "વખત એ પૈસા કરતાંયે અધિક કીંમતી વસ્તુ છે." સમસ્ત જગત એ સત્યમાં માને છે. નથી માનતા માત્ર મુસ્લિમો. મુસ્લિમોને મન વખત એતો એક દિલ બ્હેલાવવાનું સાધન છે. આગળ જોઇ લેવાશે એમ કહી સમયનો સતત દુર્વ્યય કરતાં મુસ્લિમોને દરેક કાર્ય માટે ભવિષ્યમાં જોયું જશે એમ કહેવાનીજ કુટેવ પડી છે. ભાવિ જીવનનો સર્વ આધાર કેવળ વર્તમાન ઉપર રહેલો હોવા છતાં મુસ્લિમો વર્તમાન પ્રત્યે બેહદ બેદરકાર છે. એ નગ્ન સત્ય સર્વ કોઇનાં ગળે ઉતરે, તો શું થશે ! નો પ્રશ્નજ આપ મેળે ઉડી જાય છે. પણ આપણી દશા કપરી છે. ફરજ્યાત મજુરી કરાવી શકાય, એટલી સત્તા આપણી પાસે નથી. વળી મ્હોમાંહેના મતમતાંતરો આપણને એક સ્ટેજ ઉપર આવવા દેતા નથી. હું, તું અને તેના વિખવાદોમાંજ હજુ આપણે સંડોવાયેલા છીએ. સમસ્ત મુસ્લિમોનાં શ્રેયની ખાતર પણ આપણે એક થતા મથતા નથી. અને જ્યાં સુધી આપણે એક અને અખંડ થઇશું નહિ, ત્યાં સુધી આપણને સાચી દિશા સાંપડવીયે અતિ મુશ્કેલ છે. આપણું ધ્યેય અને ધ્યેયને પહોંચી વળવાનો કોઇ એક ચોક્કસ કાર્યક્રમ છેજ ક્યાં ? અને ધ્યેય વિહોણી કોઇ પણ પ્રજાએ પ્રગતિ કરી હોય, એવો એક પણ દાખલો ઇતિહાસમાં શોધ્યો જડે એમ ક્યાં છે ! ભિક્ષાને પ્રતિબંધ ન મુકાય ત્યાં સુધી, અને સખુત કાંધ આવડાંવાળાઓ ઉપર આપણને અયોગ્ય દયા આવે છે ત્યાં સુધી મુસ્લિમ સમાજની ઉન્નતિની આશા રાખવી એ નરી મૂર્ખતા છે. એક પણ મુસ્લિમ ભિક્ષુ શોધ્યો ન જડે, વ્યક્તિગત સહુ પોત પોતાને જોઇતી ભાખરી ભીખ માગીને નહિ પણ પરસેવો ટપકાવીને પેદા કરે, માગનાં સ્વમાન ઘવાય એવી વૃત્તિ કેળવાય, અને સ્વાશ્રયી થવામાં પ્રત્યેક પોતાનું ગૌરવ પેખે, આવું પવિત્ર વાતાવરણ બનાવવામાં આવે ત્યારેજ મુસ્લિમ સમાજનાં શુભ ભવિષ્યની આશા રાખી શકાય. લાખો સશક્ત અને કેળવણી આપતાં પ્રસંગોપાત જેહાદ માટે પણ આતુરતા દાખવે એવા અડીખમ ઇન્સાનોની આપણી અયોગ્ય દયાએ ઇન્સાનીયત વેડફી નાખી છે મુસ્લિમ દાનવીરોએ અત્યાર આગમચ જો સુપાત્રે દાન દીધાં ન હોય, તો આજની અવદશાની સર્વ જવાબદારી એ કહાણુ શ્રીમંતો ઉપર છે, પ્રમાણિક મજુરી કરીને રોટલા રળી શકે એવા અસંખ્ય મુસ્લિમોને ભીખના એઠાં ટુકડા વડે પોષી એમનાં સર્વનાશ નોતરતા કહેવાતા ઉદાર કે દયાળુ ધનવંતોને તેમની અયોગ્ય સખાવત વિષે જ્યારે કિરતારનાં દરબારમાં પુછવામાં આવશે, ત્યારનો સીન ખરેખર જોવા લાયક હશે. શરીરનાં સર્વ અવયવો સાજા હોવા છતાં હાથ લંબાવતાં બટકો રોટલો મળી રહેતો હોવાથી લાખો મુસ્લિમોએ પ્રમાણિક મજુરી ત્યજી દીધી છે, અને એ સર્વ સત્યાનાશીની જવાબદારી આપણા ઉપર છે. લાખો ઇન્સાનોની રગેરગમાં ભીખના એઠવાડે પ્રમાદ આવ્યું છે. સંખ્યાબંધ

મુસ્લિમોનો ઉત્સાહ એ એકતાહથી ઓસરી ગયો છે. અને હવે તો સ્વમાન ચીજ શું છે, એ પણ એ દાનમાં શિકાર થયેલાઓ જાણતા નથી. જ્યાં જુઓ ત્યાં નિરાશા, નિરૂત્સાહ પ્રમાદ અને જેમ તેમ જીવનના બાકી રહેલા શ્વાસો પૂરા કરી નાખવાની, અને એ રીતે જીવનની વેઠ ઉતારવાની ઘાતક વૃત્તિ પોષાઇ રહી છે. આ સ્થીતિમાં સત્વર પહેરો આપવો પડે છે. દાનની રીતોમાં ચોક્કસ સુધારાઓ થવાની અત્યંત આવશ્યકતા છે. માત્ર ભીખ ઉપર નભતા કે નભાવાતા લાખો સશક્ત મુસ્લિમોની વર્તમાન અવદશા વિદારવી, એ આપણો વ્યક્તિગત ધર્મ છે. ભીખ માગનારાઓની સંખ્યા વડે મુસ્લિમ સમાજની કીર્તિમાં ઉમેરો થવાનો નથી. ઇસ્લામ આઝાદીનો ચાહક છે તેને આઝાદ અને સ્વમાની અલ્લાહનાં બંદા ખપે છે. માત્ર સંખ્યા ઉપર પ્રજાની હારજીતનો આધાર નથી. કર્તવ્યમાં માનનારાઓ સંખ્યામાં ભલે સાવ થોડા હોય છતાં તે બેદરકાર બ્હોળી સંખ્યા ધરાવનાર પક્ષ ઉપર છત મેળવી શકે છે. આજે નવ કરોડ મુસ્લિમોમાં સામટી બેદરકારી આવી વસી છે, અને એટલેજ આજે પ્રત્યેક મુસ્લિમને મ્હારૂં શું થશે? એ પ્રશ્ન મુંઝવી રહ્યો છે. વાસ્તવિક રીતે જોતાં તો જે મુસ્લિમ હોય, તેને બ્હીતાપણું રહેતુંજ નથી. કારણ કે મુસ્લિમ, કસોટીના પ્રસંગે એક ડગલું આગળ વિધવા મોમીન બને છે, તેને તો અલ્લાહના ડર સિવાય કોઇની શક્તિ ડરી શકતી નથી. મુસ્લિમોને મ્હારી એજ વિનંતિ છે, તે એકે તેઓ પ્રમાદને ખંખેરી નાખે, સ્વમાની અને સ્વાશ્રયી બને, સમયના પ્રવાહોને પિછાણતા શીખે, વખતની કિંમત આંકી વર્તમાનને સુધારવાના સતત અને અણુ અટકયા પ્રયત્ન કરે આપસના મતમતાંતરો ઉપર દીવાસળી મૂકી, સાચી ઐક્યતા અને સમાનતાને અપનાવે, આર્થિક દ્રષ્ટિએ સહુ પોત પોતાના પગ પર ઉભા રહેવાની પ્રતિજ્ઞા લે, અને એ સઘળું કર્યા પછી પોતાની જાતને અલ્લાહની અમિદ્રષ્ટિ ઉપર છોડી દયે. મ્હને વિશ્વાસ છે, કે આટલું થાય તો મ્હારૂં શું થશે? એ મુંઝવણનો પણ સદાના માટે અંત આવી રહે. ઇચ્છીત એવી સર્વ યોગ્ય માગણીઓ અલ્લાહપાક સ્વીકારે, અને એકાદ દશકામાંજ આપણી અવદશા સુવર્ણયુગમાં પરિણમે The spirit of the time shall teach me speed

# દૌલતે કૌનેન દેકર યેહ મીલા ગૌહર મુઝે

જનાબ મૌલાના મુફતી સૈયદ મેહદી હુસન સાહબ,
શાહજહાનપુરી, મુફતીયે રાંદેર.

●

દે રહી હૈ યેહ ખબર શોરીદગીયે સર મુઝે;
આજ ફિર દીવારોં કરના પડેગા દર મુઝે.

ચૈન દેતા હી નહીં દમભર દિલે મુઝતર મુઝે;
અબ ઉડાનેહી પડેંગે પરદહાયે દર મુઝે.

કર દિયા બેઇખ્તિયાર ઇતના સરે મેહશર મુઝે;
સર ગુઝસ્તે દિલ બયાં કરની પડી યકસર મુઝે.

મિલ ગયા શૌકે દિલે બેતાબસા રહબર મુઝે;
અબ પહુંચના કુચ્છ નહીં દુશ્વાર મંઝિલ પર મુઝે;

લે ન ચલ હરગિઝ કરીબે પરદહાયે દર મુઝે;
મૌત આતી હૈ નઝર ઐ દિલ પસે મંઝર મુઝે.

હશ્રમેં રૂસ્વા ન કરના દાવરે મહશર મુઝે,
હૈ બહોત કુચ્છ નાઝ તેરી શાને રેહમતપર મુઝે.

કેહ ગયા કયા કયા ખુદા જાને મેં વજદો શૌકમેં;
બેખુદીમાં જબ વોહ નઝર આયે સરે મહશર મુઝે.

રેહનુમાયે રાહે ઇશ્કાં હૈં નુકૂશે પાયે દોસ્ત;
અબ નહીં દરકાર કોઇ દુસરા રેહબર મુઝે.

ઐ ખિયાલે હુસ્ને જાનાં, ઐ મઝાકે ઇશ્કે દોસ્ત;
કર દિયા આલમે મહદૂદસે બાહર મુઝે

હો ન હો યે હૈ મેરે હુસ્ને તસવ્વુરકા અસર
જલ્વહપરવર જો નઝર આતે હૈં બામો દર મુઝે

કાબે અશ્કે નદામતકી મૈં કીમત કયા કહું;
દૌલતે કૌનેન દેકર યેહ મિલા ગૌહર મુઝે.

યેહ તમન્ના હૈ કેહ જબ પોહચું હરીમે નાઝમેં;
શોઅલએ ખંઉ તજલ્લી કર દે ખાકિસ્તર મુઝે.

ખૂબ થા હસ્તી હલાકે મૌજ તૂફાં થા અગર;
નંગે હસ્તી હૈ યેહ ઇત્મીનાન સાહિલ પર મુઝે.
અબ્તો મૈં હૂં ઔર ઔકે સજ્દહાયે સદ નિયાઝ;
મિલ ગયા તકદીરસે યેહ તેરા સંગે દર મુઝે.
ગુફ્તગૂએ ખાસમેં સૈયાદોં ગુલ્ચીં મહવ હૈં;
બિજલિયાં ગિરતી નઝર આતી હૈં ગુલ્શન પર મુઝે.
મૈં મરાહિલે તય કર મંઝિલપર પહુંચકર હી રહા;
ગરદિશે તકદીર ગો દેતી રહી ચક્કર મુઝે.
જિક્રકો સમઝા થા સુકૂં દેર અરસા હો ગયા ઇઝતિરાબ;
ફેર ગઇ યાદ ઉન્કી આકર ઔર ભી મુઝતર મુઝે.
સરમેં ચક્કર, પાઉં ઝખ્મી; છાલે પર ટૂટે હુએ;
ક્યું ન હો ખૂં રોના પળે ઐસી રિહાઇ પર મુઝે.
કૈદમેં હૂં સૈયાદ કા તાબે પેરાહન સખ્ત હૈં;
ખોલને દેતા નહીં ફિર ભી કફસકા દર મુઝે.
ક્યાં હે દરયા, કૈસી મૌજેં અપની કશ્તીકે લિએ;
ખૌફ તૂફાંને હવાદિસકા હે સાહિલ પર મુઝે.
રંગ લાઇ ઇસ કદર નૈરંગીએ સૌદાએ સર;
ફોડનેકો ઢૂંઢતા હું અબ તો અપના ઘર મુઝે.
હૈ તબીયતસે પરે મેરી નઝરકી વસઅતેં;
અબ હુદૂદે બામો દરકા કુચ્છ નહીં હૈ ડર મુઝે.
અબ તો મૈં હૂં ઔર હૈ દીવારો દરકી કાએનાત;
અબ નહીં હૈ હાજતે દરમાને દર્દે સર મુઝે.
સોઝે દિલ, સોઝે જિગર, સોઝે દરૂં સોઝે ફિરાક;
ઇશ્કકે આતશકદેસે યેહ મિલે અખ્ગર મુઝે.
નેઅમતેં ક્યાં ક્યા અતા કી હૈં જનાબે ઇશ્કને;
દર્દે દિલ; ઝખ્મે જિગર, શોરીદગીયેસર મુઝે.
મૈં કફસહીમેં બના લૂંગા ચમન અપને લિયે;
મિલ ગયે ફિતરતકી જાનિબસે અગર કુચ્છ પર મુઝે.
યેહ ચમન, યેહ ફૂલ ગુંચે માના કે ફિરદોસે નઝર;
ઇસસે બઢકર હૈ ફિઝાએ કૂચએ દિલબર મુઝે.
યેહ મુસલ્લમ તેરી બઝમે નાઝ કે કાબિલ નહિં;
યેહ ભી ક્યા કમ હે પડા રેહને દિયા દરપર મુઝે.
ઇમ્તિહાને ઇશ્ક લેને કે લિયે રોઝે અઝલ;
દે કે દિલ "આઝાદ" દી દુન્યાએ બૈરા શર મુઝે.
ઇસસે બઢકર ઔર ક્યા "આઝાદ" ઇઝઝત ચાહિયે,
કર દિયા હકને ગુલામે સાકીયે કૌસર મુઝે.

# આઝાદીનો ઉત્સવ

## [ એક મૌલીક ગદ્ય કાવ્ય ]

એ કલાકાર હતો.
સરિતા કિનારે એની ઝુંપડી હતી.
આંગણામાં એક સુંદર બગીચો હતો.
તેમાં વિશાળ વૃક્ષો અને કોમળ પુષ્પના છોડ હતાં.
પ્રભાતે પંખીઓ ત્યાં ગુંજન કરતાં.
બપોરે થાકેલા પથિકો વૃક્ષ ઘટામાં વિસામો લેતા.
રાત્રે સ્મશાન શાન્તિ પથરાતી.

° ° •

કલાકાર ચિત્રાલેખનમાં એક ધ્યાન બની ગયો હતો.
ભૂખ અને તરસ તે ભૂલી ગયો હતો.
ટાઢ અને તાપની એને અસર થતી ન્હોતી.
સૂર્ય તેજમાં ચિત્રની કેન્દ્રમુર્તિ આલેખતો.
ચંદ્ર તેજમાં ચિત્રની પાર્શ્વભૂમિકા ઉભી કરતો.
ચોવીસે કલાક ચિત્રના સર્જન પાછળ ગાળતો.

° ° •

ચિત્ર પુરું થયું
કલાકારે તેમાં પ્રાણ પાથર્યાં હતા.
તેણે કૂચ અને પીંછીને હેઠા મુકયાં.
ચિત્રને એક ઝાડના થડ પર બાંધ્યું.
તે દૂર ગયો.
ચિત્ર પર નઝર નાખી.
તેના હોઠ વચ્ચેથી શબ્દો સરી પડ્યા.
"વાહ.........સુંદર.. ......!"
તેના આત્મામાં ઉલ્લાસના દીવા પ્રગટયા.
તે.......દૂર...હજી દૂર ગયો.

° ° •

કલાકારે આઠ દિવસથી અન્ન જોયું ન્હોતું.
તેના પગમાં ચેતન ન્હોતું.
દૂર દૂરથી ચિત્ર જોઇને તે હરખાતો હતો.
ઠેઠ નદી કિનારે આવી પ્હોંચ્યો.
ત્યાંથી ઝાડપર બાંધેલું ચિત્ર જોઇને તે નાચી ઉઠયો.
"ખરે આ ચિત્ર લોક-દિલમાં આઝાદીની ભાવના જગાવશે."
એનું હૈયું કોઇ અકથ્ય દર્દથી ફૂલી ઊઠયું.

° ° •



લેખક :
"ઈ જ ન"
ધોરાજી (મદ્રાસ)

નદીમાં પુર આવતું હતું.
પાણી ધસારા બંધ ધપતું હતું.
મોજાઓ એક બીજા સાથે બાથ ભીડ્યાં હતાં.
પળે પળે પાણીની ગતિમાં જોશ આવતો હતો.
કલાકારને એનું કંઈજ ભાન ન્હોતું
તે તો ચિત્ર જોવામાં એકતાર બની ગયો હતો.
એકા એક, એક પ્રચંડ મોજુ આવ્યું.
ચેતન વિહોણો કલાકાર લપસી પડ્યો.

૦ ૦ ૦

મહાસાગર ને ભેટતાં એક પોકાર કર્યો.
જીન્દગીની છેલ્લી ચિત્કારો પાડી,
પાણી સાથે ખેલ કરતાં તરફડીયાં માર્યાં.
ત્રણ વખત પાણીની સપાટી પર આવ્યો.
છેવટે તેણે જીવનની અંતિમ ડુબકી ખાધી.

૦ ૦ ૦

ગુલામ પ્રજા આઝાદીની શોધમાં નીકળી પડી હતી.
તેમનો રોમે રોમ સ્વતંત્રતા માટે ઝંખતો હતો.
સર્વના પેટમાં વેંત વેંતના ખાડા હતા.
સૌના મોઢા પર ગુલામીની છાયા તરવરતી હતી,
સૌ સ્વતંત્રતાની શોધમાં નીકળ્યાં હતાં.
"એ......શું છે......? ?"
એક ગુલામે આંગળી ચીંધી.
"હા, એનીજ આપણે શોધમાં હતાં.
ગુલામોનો નેતા હર્ષમાં આવી જઈને બોલી ઉઠ્યો.
સૌ ઝડપભેર કલાકારની કુટિર પાસે પ્હોંચ્યાં.

૦ ૦ ૦

સૌએ ચાહને બાંધેલા ચિત્રને નિરખ્યું.
નિરખતાંજ સ્તબ્ધ થયાં ને સાથેજ ગડગડાટ કરતું વૃક્ષ ફાટ્યું.
કલાકારની બે આંખો ચમકી.
અંતરિક્ષમાંથી અવાજ આવ્યો.
"આ ચિત્ર આઝાદીનું મૂર્તિમંત સ્વરૂપ છે.
એનાં દર્શનથી ગુલામીના દુઃખો ભુલી જવાશે
આઝાદી વાંચ્છું જનતાને પ્રેરણા મળશે"
ચિત્રના અદ્રશ્ય સર્જનહાર સમક્ષ સૌનાં નેત્રો ઝુકી પડ્યાં,
કલાકારના હસ્તો તેમના મસ્તક પર ફરી વળ્યાં.
"કલ્યાણ થાવ! કલ્યાણ થાવ!"
નિનાદો સાથે ઝાડ બીડાઈ ગયું.
અને ગુલામોને ત્યાં આઝાદીનો ઉત્સવ મંડાયો.

# તલાકની તલવારે

આ એક મુસ્લિમ સમાજની દર્દભરી કથની છે.

સમાજમાં પ્રતિષ્ઠિત ગણાતાં એક કુટુંબની આ વાત છે.

કાસમે આઠ વર્ષ પરદેશ વિતાવી આજે પોતાના વ્હાલાં વતનમાં પગલાં માંડ્યાં. માતા-પિતા-ભાઈ-બ્હેનો સર્વેને કાસમના આગમને હર્ષમાં ડોલાવ્યાં.

એથીએ અધિક આનંદ અનુભવ્યો તેની પત્નિ...એ કઈ આશાએ ?-આઠ આઠ વર્ષો સુધી સાસુ સસરાના અસહ્ય દુઃખો હસતે મોઢે સહ્યાં-રાત ભરના અખંડ ઉજાગરાઓ કરી-કરી એણે દરણાં દળ્યાં. દિન ભર તેઓનાં એઠાં વાસણો ઉટકી-ઉટકી એણે પોતાની કોમળ કાયાને જોખમમાં નાખી.-આઠ આઠ વર્ષ સુધી લોહીનાં અશ્રુઓ સારી-સારી એણે નયનોનાં નૂર ગુમાવ્યાં !

એ આશાએ કે પતિ આવતાં આ દુઃખોનો, જુલ્મોનો અંત આવશે, સુખના સૂર્યનો ઉદય થશે.

ચાર દિવસ પતિના પત્નિને મળ્યા વગર વિત્યા...

એક રાત્રે પતિ પધાર્યા, ભંભેરાયેલા કાને ! અને બોલ્યા સત્તા દર્શક અવાજે "કાનના એરીંગ, હાથના કંકણ, પહેરેલા બાન, નાકની સરી ઉતારી નાખ ! સવારે ત્હારી માતાને ઘેર ચાલી જા ! !" ક્રૂર હુકમ વછુટ્યો એટલે અમલ તો થાયજ ને ?

આ તે બીજો દિવસ છે કે જેણે એક આશાભરી યુવતિના જીવનને ખાકમાં મેળવ્યું. પોષ્ટ મારફતે રજીસ્ટર્ડથી "તલાકની તલવારે" તેના આશાભર્યા જીવનને નષ્ટ કર્યું.

આજેય એ અબોલ યુવતિનાં અશ્રુઓ પૂછી રહ્યાં છે કે કયા ગુન્હાએ ! કયા વાંકે ! આ દંડ છે ? આ સજા છે ? !

સમાજ અને સમાજના સૂત્રધારો આ પ્રશ્નોનો ઉત્તર આપશે ? ? ?

'ઇઝ્ઝત' (પોરબંદર)

# પરાગ

વિજ્ઞપ્તિઃ—

કૃપાનિધી....! મારી ફરજ અને સેવા જે મારાથી પરિપૂર્ણ થઈ શકયાં નથી અને જેનાં પર ભૂતકાળના પાણી ફરી વળ્યાં છે. તેમાંથી મને છોડાવ! તે મારો પાલવ પકડી મોતને મારે માટે વધુ ભયંકર બનાવે છે.

અજબ આકાંક્ષાઃ—

જીવનમાં ફક્ત એકજ વખત.
પ્રિયતમથી ગૂઢ આલિંગન થાય...!
લોક પરલોકની ચિંતા નષ્ટ થઈ જાય...!
પૃથ્વીને માથે અજ્ઞાતના પાણી ફરી વળે....!
આકાશને પાતાળ પ્રભાતના સુરમ્ય સ્વપ્નની સમાન વિલીન થઈ જાય!
કેવળ બે આત્મા— ભાવનામાં બદ્ધધ્યેય....!

હૃદયમાં આ તરંગ ઉઠે છે—

કોણ જાણે—? આ કેવી આકાંક્ષા છે....?
કોનાથી ભેટવા ઉમંગ ઉભરાય છે....?
શું તે- વધૂ છે- બેની છે- કે ઈશ્વર....?

દયાઃ—

કેટલો દયા પ્રેરક શબ્દ, શું માનવી દયાપાત્ર છે....?
શું માનવી જીવનમાં દયા સંશોધે છે....? કેમ કહી શકાય-!
ત્યારે તે શું ઈચ્છે છે નિજ જીવનમાં....?
માનવી તો અભિલાષી છે-! જર અને જોહુકમીનો-.
તેને જોઈએ-! સત્તા અને સીકકો.

પરંતુ એ દયા યાચવાથી મેળવી શકાય એ અસંભવિત છે. ત્યારે તો દયાને બાજુએ ખસેડવી જ રહીને....? દયાનો બહિષ્કાર કર્યેજ છુટકો.

ધનલોભી ધનિકને કાંઈ લગીરે પરવા છે કે તેની ધનલોભ વૃત્તિએ જન્મ આપ્યો છે, હજારો ગરીબોને ભિક્ષાવૃત્તિનો-!

સત્તાપ્રેમી સત્તાધીશને કાંઈ થોડીજ પડી છે કે તેની સત્તાધીશ આકાંક્ષાએ હજારો લાખો માનવીઓના હકકોને કચરી ખુંદી રગદોળતાં કરી મૂક્યાં છે-!

આમાં દયાને સ્થાનજ કયાં છે?
જ્યારે માનવીને દયા નથી, એટલે એ દયાપાત્ર પણ નથી.
ત્યારે દયા....? એ ગુજરાતી શબ્દકોષનો માત્ર આશ્વાસન પ્રેરક શબ્દ-!

"નૂર નાચીઝ" માંગરોલી.

# વેપારી  ડિરેક્ટરી

**'કારવાં' એજન્ટસ:—**

**૧. ધી તાજ ઓફીસ**
મુહમ્મદઅલી રોડ, મુંબઇ, ૩.

**૨. તજ્ઞા ન્યુસપેપર એજન્સી**
નાનકવાડા, કરાંચી.

---

સરકારી કેળવણીખાતા અને વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાએ મંજુર કરેલ.

**૧. હિન્દુ-મુસ્લિમ એકતા**

**૨. મુસ્લિમ સમયનું સ્પેન**

દરેકની કીંમત આઠ આના. ટ. ખ. જુદું.

**ઇમામુદીન સદરૂદીન દરગાહવાલા**
દરગાહ શરીફ નવસારી.

---

**"Karvan" Agents:-**

(1) LIMBADA & CO.
22, Diagonal Streeet.
JOHANNESBURG

, UNION PRINTING WORKS
91, Victoria Street,
DURBAN.

---

**"પઠાનનું વેર અને બીજી વાતો"**

બઝમે ઇકબાલનું છઠું પુસ્તક.
લેખક:-'સીદતી'. કીં. પાંચ આના.
ટ. ખ. ૦)ગા॥

**બઝમે ઇકબાલ, કઠોર.**

સ્ટોકીસ્ટ: ધી રાંદેર સ્ટોર્સ : કણપીઠ.સુરત.

---

**ભાડે આપવાનું છે.**

---

આ ખાના માટેનો માસિક ચાર્જ ફક્ત એક રૂપીઓ. બાર માસ માટે રૂા. ૧૨) જાહેર ખબર આપનારને ૭ આનાનો 'કારવાં'નો અંક પણ મળે છે.

---

**(1) Student's Modern Practical Dictionary**
Eng. Words with Eng. & Urdu meanings. Price Rs. 4-1-0.

**(2) Student's Pocket Eng.-Urdu Dictionary.** Price Rs 1-4-0

Postage Extra.

The Rander Stores, Kanpith, SURAT.

---

**મૌલાના અબ્દુલ હલીમ "શરર"**
**(મર્હૂમ)ની ઉર્દૂ નોવેલો.**

"બાંગે દરા" (ઇકબાલ) કી. રૂા. ૩॥
બાલે જિબરીલ ( „ ) કી. રૂા. ૨॥

ધી રાંદેર સ્ટોર્સ : કણપીઠ, સુરત.

---

પત્રવહેવાર વેળા "કારવાં"નો હવાલો જરૂર આપો.

## એક વાનર છે એક મદારી છે!

આજ શી દુર્દશા અમારી છે;
કાલના રાજવી ભિખારી છે!
તોય ગફલતને દૂર કોણ કરે?
આફતો જાનથીય પ્યારી છે!
શું કરે પાલખીને સન્નારી?
બૂટની એડિયો સવારી છે!
કોણ ફાવે છે આજ ઉપવનમાં;
બુલબુલો પણ હવે શિકારી છે!
રાજકારણમાં ચાલબાઝીથી;
ફંદ લીડરની ખૂબ ભારી છે!
દુર્દશા કોઈની અમર ન થઈ;
આજ મારી છે કાલ તારી છે,
કોણ કોને "હર્ઝી" નચાવે છે?
એક વાનર છે! એક મદારી છે!

"હર્ઝી" રાંદેરી



કદી હાર મારી સ્વીકારી હસું છું;
કદી જીતની ડીંગ મારી હસું છું.
જો આવે છે દુઃખ, આવકારી હસું છું.
દુઃખી હોઉં તો દુઃખ વિસારી હસું છું.
યદિ નભ હસાવે છે મુજ પર કોઈને;
હું નભ પ્રત્યે હસ્તો પસારી હસું છું.
જો દર્શન નહીં તો નથી મુજને પરવા;
હું તસ્વીરને આંખ મારી હસું છું.
રડું છું તો હે! "આરઝુ" હદ વગરનું;
હસું છું તો બસ દિલને હારી હસું છું.

"આરઝુ" પોરબંદરી

# 'ઈકબાલનો સંદેશ'

(અનુવાદક : જનાબ ઈસાભાઈ ઈબ્રાહીમ કાવી.)

## "તકબીરે-મુસલસિલ"

'ઈકબાલ' કહે છે કે તમારૂં સ્થાન અતિ ઉચ્ચ છે તમે માત્ર એકજ ગર્વ માટે જગતમાં આવ્યા છો. તસ્બીહ અને મુનાજાતો બેશક સવાબનાં કાર્યો છે પરંતુ એ મુસ્લિમોની પયદાઈશનો મૂળ આશય નથી. મુસ્લિમ-જીવનનો પ્રોગ્રામ માત્ર એકજ પ્રોગ્રામ આ છે કે તે એક અલ્લાહનું નામ બલંદ કરે અને 'ધરતી' તથા 'આભ' વચ્ચેનો 'અવકાશ' તથા શાન્ત વાતાવરણ ગગનભેદી તકબીર-પોકારોની મુજાવનારી ગુંજથી ગુંજી ઉઠે. અને બસ. તકબીરના તેજ નઅરાઓનું ફરીવાર શ્રવણ થાય જેમણે 'બદર' અને 'હુનૈન'નાં જંગલો ગરમાવી દીધાં હતાં. 'અલ્લાહુ-અકબર'નો તેજ ધ્વનિ ફરી બલંદ થાય જેણે 'કૈસર' અને 'કિસ્રા'ના ગગનચુંબી કંગુરાઓ (કળશો)ને ધુળભેળા થવાની ઝિલ્લત અર્પી હતી. તડપતાં હૃદયોની સહાયથી ફરી તે જોશભરી તકબીરો બલંદ થાય કે જેના વડે આકાશના સ્થંભો ધ્રુજી ઉઠે અને ઝમીનની તનાબો (રસ્સીઓ) કંપી જાય. તમારી સ્હામે માત્ર બેજ માર્ગો ખુલ્લા છે તેમાંથી એકને ગ્રહણ કરો.

"યા વુસઅતે-અફ્લાકમેં તકબીરે-મુસલસિલ;
યા ખાક કી આગોશમેં તસ્બીહો મુનાજાત.
વોહ મઝહબે-મર્દાને-ખુદ આગાહો ખુદા-મસ્ત;
યે મઝહબે-મુલ્લાં વ જમાદાતો નબાત!"

## 'મગરિબી-તૂફાન'

પરંતુ એ મૂળ આશય પર કર્તવ્ય પરાયણ થવામાં તેમજ એ પ્રોગ્રામનેપાર પાડવામાં જ્યાં અનેક અડચણો છે; ત્યાં સર્વથી મહાન પ્રતિબંધક તે છે જેને 'મગરિબી તૂફાન' અર્થાત "પાશ્ચાત્ય ઉત્પાત" કહેવામાં આવે છે!

એ મગરિબી તૂફાન શું છે? તે યુરોપની વર્તમાન સભ્યતા રહેણી કરણી અને તે સંસ્કૃતી છે જે આપણા ઉપર ખરાબ રીતે છવાઈ રહી છે, તેણે આપણને પોતાના અંદર ખુબ શોષી લેવા માંડ્યા છે! આ તેજ સંસ્કારોનો પ્રતાપ છે કે આપણે સ્વધર્મથી અજ્ઞાત, પોતાની સભ્યતાથી વિમુખ અને પોતાની રહેણી કરણીથી અપ્રસન્ન થઈ ગયા છીએ. તેમજ પાશ્ચાત્ય સંસ્કૃતીથી એટલા બધા અંજાઈ ગયા છીએ કે આપણને ધર્મનું નામ લેતાં શરમ આવે છે! આજે આપણો એક મ્હોટો વર્ગ જે પોતાને કેળવાએલો શિક્ષિત અને રૌશન-ખિયાલ કહે છે, "ફિરંગી હુસ્ન"થી અંજાઈને ધાર્મિક બંધનોથી આઝાદ થઈ ચુક્યો છે!

"હિકમતે મગરિબસે મિલ્લતકી યે કૈફિયત હુઈ;
ટુકડે ટુકડે જિસતરહ સોનેકો કરદેતા હૈ ગાઝ."

અને આ સત્ય ઘટના છે કે એ પાશ્ચાત્ય પ્રવાહ એવા પ્રખર ઉત્પાત સાથે આરોહણ કરી રહ્યો છે કે આપણા નાઝુક દિમાગ નવયુવકો તેમાં ઘાસના તરણાઓની જેમ તણાઈ રહ્યા છે! યુરોપના અનુકરણની એવી ધૈલછા અને ઉન્માદ સમાયેલ છે કે આપણે આપણા ઈસ્લામને સભ્યતાના પાલવનો એક કલંક અને મલિન ડાઘ સમજીએ છીએ! અમે ધર્મવિહીણા નથી પણ અમારો મઝહબ મઝહબે-ઈસ્લામ નથી કેવળ યુરોપનું અંધાનુકરણ છે! આપણાં બાળકોએ રંગ બેરંગી યૌવનાવસ્થામાં પ્રવેશ કર્યો તેની સાથેજ કોલેજની કહેર દીવાલોએ તેમને ઘેરી લીધા, અને તરતજ સેક્રેટરીઝની તિક્ષ્ણ ધારોએ ગાલો પર ચુંબન આરંભી દીધાં! આહ! ઈસ્લામી ચિન્હો તથા વિશેષતાઓના ગળા પર તેજ છરી ફેરવી દેવામાં આવી! હવે સુટ છે અને કોટ છે, નેકટાઈ છે અને હેટ છે,

સિગાર છે અને સિગરેટ છે. ન નમાઝ છે ન રોઝા, અને ન તો તેની ફરઝીય્યતનો સ્વીકાર બલ્કે તેના ઉપર ટીકાઓ અને તન્કીદો કરવામાં આવે છે ધર્મ સંબંધી અત્યંત સંશયો અને સંદેહો ઉત્પન્ન કરવામાં આવી રહ્યા છે। તેઓ છડેચોક ઇસ્લામ ધર્મ સ્હામે વિરોધ અથવા તેને જુઠલાવવાની હિમ્મત રાખતા નથી પરંતુ મનધડત મતલબો અને ઉપજાવી કાઢેલી દલીલોથી મારી મચડીને પોતાની વૃત્તિનુસાર બનાવવાનો નિર્થક પ્રયાસ કરે છે। બેપરદગીની દલીલો અને દષ્ટાંતો તેનાથીજ શોધવામાં આવે છે। વ્યાજની બદીને વ્યાજબી ઠેરવવા માટે કુર્આનથીજ પ્રકાશ નાંખવામાં આવે છે. ત્યાં સુધી કે જયારે યુરોપીયન વિજ્ઞાનિક શોધોના વર્ણનથી આપણો યુવક શરમ ઈ જાય છે; તો ખુદાની પનાહ તે વીમાન તથા સ્ટીમર કળાના સિદ્ધાંતો તથા નિયમો એજ કુર્આનથી સાબિત કરવાનો પ્રયત્ન કરે છે.! જાણે 'ન્યૂટન' અને 'બેકને' જે કંઇ કહ્યું તે સર્વે કુર્આનેજ ફરમાવેલુ' છે।

મતલબ કે તેઓ 'કુર્આન' અને 'ઇસ્લામ' ને પાશ્ચાત્ય સભ્યતા અને સંસ્કૃતી પર બંધ બેસતાં કરવાનો પ્રયાસ કરે છે। તેઓ ઇચ્છે છે કે એજ સભ્યતાને ઇસ્લામ કહેવામાં આવે, અને અસલી પુરાણી ઇસ્લામી સભ્યતાને પ્રાચિનતાની ગોરમાં દફન કરી દેવામાં આવે। જો કે એ પ્રયાસ તદ્દન નિરર્થક છે. 'ઇસ્લામ' અને મગરેબી તહઝીબ તથા સંસ્કૃતીમાં એટલો બધો ભેદ અને અંતર છે. જેટલો કે પૂર્વ અને પશ્ચિમમાં છે. ઘણીજ ભયંકર ભૂલ થાય છે કે યુરોપીયન સંસ્કૃતીના ચશ્માથી ઇસ્લામી સભ્યતાનો અભ્યાસ કરવામાં આવે છે।

પાશ્ચાત્ય સિદ્ધાંતો અને નિયમોનું ધોરણ જુદુંજ છે અને ઇસ્લામી ઉસૂલો તથા કાયદાઓનું ધોરણ કંઇ ઔર છે. યુરોપ જે વસ્તુને જીવનને માટે આવશ્યક અને અગત્યની સમજે છે તે ઇસ્લામના નઝદીક નકામી અને બેહુદા છે, અને ઇસ્લામ જે વસ્તુને ઝિન્દગી માટે ઝરૂરી જણાવે છે યુરોપીયન સંસ્કૃતી તેનો પ્રતિવાદ કરે છે।

આહ। જયારે આપણા દિમાગો પર અન્યોની રૂઢિઓ વિશેષતાઓ અને યુનીફોર્મોએ વિજય મેળવી લીધો છે, પાશ્ચાત્ય ધોરણ આપણા ચક્ષુઓમાં સૌમ્ય અને સુંદર જણાય છે તો ચોક્કસ પરિણામ એજ આવશે કે "આસમાની-વહી" અસ્વીકાર્ય થઇ પડશે અને ઇસ્લામ 'રિફોર્મેશન' (સુધારા)ને પાત્ર સમજવામાં આવશે ।।।

અગર મુસ્લિમ યુવક મુસલમાન રહીને જગતમાં જીવન વહન કરવાની આકાંક્ષા અને અભિલાષા સેવતો હોય તો આવશ્યક છે કે તેણે પાશ્ચાત્ય સભ્યતાના હંગામી વિકાસથી અંજાવું જોઇએ નહિ અને મક્કમ પણે પોતાના સિદ્ધાંતો પર અડગ રહે અને જો મગરેબી સભ્યતાને 'ઇમાન' અને 'યકીન'ની દૌલત સાથે તેઓના જ્ઞાન અને ભાનને પણ ખરીદી લીધાં છે, તો શું આફત આવી છે કે તેઓ ઇસ્લામનો દાવો કરીને નિર્બળ તાવીલો અને નકામી દલીલોના ફાંદાથી ઇસ્લામની ગરદન અઝમાવે ?। અગર ઇસ્લામ અસ્વીકાર્ય હોય તો અલગ થઇ જાય. પોતાના જીવને શા માટે વિમાસણમાં રાખ્યો છે ?

ઇકબાલ નવયુવકોની એ સભ્યતા-વૃત્તિ, તથા ઇસ્લામ વૃત્તિને પણ ઉંડી દ્રષ્ટિએ અવલોકે છે. દુઆ છે કે હકતઆલાજ તેઓને સદ્માર્ગની તૌફીક અર્પે.

"ફરેગે મગરિબીયાં ખીરહ કર રહ હૈ તુજે,
તેરી નઝર કા નિગેહબાં હો સાહિબે માઝાગ."

ઇકબાલ નવયુવકોને કહે છે કે...

"તુમ શ્રુવરીકે ઈસી 'દસ્ત'કી સૈયાદીમે"

હું પાશ્ચાત્ય સંસ્કૃતીના મૂળભેદથી ખૂબ પરિચિત છું. જે તમ્હારી દ્દષ્ટિ અનેક છે.

તે મ્હારી રહામે સ્પષ્ટ છે એ સંસ્કૃતીના પરદા પાછળ જે કંઇ છે તેનાથી મ્હારી પરએક્ક નિગાહ વાકિફ છે. જે સંસ્કૃતીની ઝાપી અને જાદુઇ અસરે તમને આજે ઉન્મત્ત અને ઘાયલ કરી રાખ્યા છે હું પણ તેનો ઘાયલ થઇ ચૂકયો છું ! પરંતુ જ્યારે પ્રપંચી પડદા ચીરાઈ ગયા; ત્યારે સત્યના (મુળભેદ)નો સૂર્ય પોતાની સંપૂર્ણ તજલ્લીઓ સાથે મ્હારાં ચક્ષુઓમા સમાઇ ગયો. હું ઈચ્છું છું કે તમે એ વિનાશજનક ઉત્પાતથી બચી જાઓ. સંશયો અને શંકાના વમળમાંથી નિકળી યકીન, ધીરજ અને સંતોષના વિનોદી વાતાવરણમાં શ્વાસ લ્યો. મ્હારી વાત માનો; કારણ કે હું મન્ઝિલના માર્ગથી પરિચિત છું.

"મઅલૂમહે મુજકો તેરે અહવાલ કે મેં ભી;
મુદ્દત હુઇ ગુઝરાથા ઈસી રાહગુઝરસે"

'ઇકબાલ' કહે છે કે ઇસ્લામના નવયુવાનો ! તમે તેઓના શહેરીજીવનનુ ધોરણ તો જુઓ કેટલું બધુ માનવિહોણું અને સ્વમાન સુનું છે !

"જહા કિમાર નહિ. ઝન તુનુક લિબાસ નહિ;
જહાં હરામ બતાતે હૈં શગ્લે મયખ્વારી.
બદનમેં ગર્થે હૈ એક રૂહે-નાશકીબા અમીક;
તરીકએ-અબોજ્દરો નહિં હે બેઝારી.
જરૂરો, ચીરકો પુરદમ હે બચ્ચએ-બદવી;
નહિં હે ફૈઝે-મકાતિબ કા શરમએ-જારી.
"નઝરવરાને-ફિરંગી" કા હૈ યેહી ફત્વા;
વો સરઝમીં "મદનિય્યત" સે હૈ અભીઆરી !!

સાતસ્ય કે સંસ્કારો શા છે? જ્યાં 'કિમાર-બાઝી' (જુગાર) હોય. સ્ત્રીઓના બારીક, અર્ધનગ્ન વસ્ત્રો હોય, નીચ વૃત્તિઓનું બજાર ગરમ હોય, બેશરમી અને નિર્લજતા પુરુષોનો ધંધો તથા શિયળ વેચાણ અને વ્યભિચાર કુલિન કાન્તાઓનું કર્મ હોય. પ્રતિક્ષણ જામે-શરાબનો દોર ચાલુ હોય, નિશામાં ચકચૂર થવું, જ્યાં માતપિતાની રહેણી કરણી તથા વર્તન પ્રત્યે તિરસ્કાર હોય, બુઝુર્ગોની ફરજોથી બેમાઝી અને નીતિના પ્રત્યેક બંધનથી આઝાદી હોય ! આ છે ફિરંગી 'મદનિય્યત' અર્થાત "શહેરી જીવન" ! નવયુવકો !

"નઝરકો 'ખીરહ' કરતી હૈ ચમક તહઝીબ-હાઝિરકી
યે સન્નાઈ મગર જુઠે "નગ્" કી રેઝાકારી હૈ"

વર્તમાન સભ્યતાની ચમક તમ્હારી દ્રષ્ટિને આશ્ચર્યમાં નાંખે છે; પરંતુ એનો જુઠા નગીનાઓ પરનું બારીક નકશીકામ છે ! જુઓ ! એમાં શું શું ખરાબી છે.

"ફસાદે કલ્બોનઝર હે ફિરંગ કી તહઝીબ !
કે રૂહ ઇસ 'મદનિય્યત' કી રેહ સકી ન અફીફ
રહે ન રૂહ મેં પાકીઝગીતો હૈ નાપીદ (શું ?)
ઝમીરે-પાકો, ખિયાલે-બલંદો, ઝૌકે-લતીફ !

ફિરંગી સભ્યતામાં હકીકતની રૂહ નથી માત્ર બાહ્ય ચમકવાળો પત્થરનો ટુકડો છે !

"વોહ આંખ કે હૈ સુરમએ અફરંગ સે રોશન,
પર કારો સખુન સાઝ હૈ નમનાક નહિ હૈ"

આજે તમે માત્ર ખિયાલાત તથા વિચારોની સ્વતંત્રતાના શબ્દો ગોખી લીધા છે, અને પ્રસંગ તથા સંજોગોની વિષમતાને તદ્દન વિસરી ગયા છો શું એ અકલમંદી છે ! તમારા વિચારો અને અભિપ્રાયો જે ઝરામાંથી ફુટી ફુટીને નિકળી રહ્યા છે. જે ચશ્મા અને વહેણમાંથી એ મોજાં ઉભરાઈ રહ્યાં છે તેમા પ્રથમથીજ પાશ્ચાત્ય સંસ્કૃતીની ઝેરીલી ગેસનું મિશ્રણ કરી દેવામા આવ્યું છે ! તમારામાં એ શક્ત બાકીજ ક્યાં રહી છે કે તમે કોઇ વસ્તુની 'હકીકત તથા તેનું પરિણામ' જાણવામાં સાચી અને ખરી સમજથી કામ લઇ શકો ? જો સદરહુ સ્થિતિમાં તમે વિચારોની લગામ છુટી છોડી દેશો તો તમારો વિનાશ ચોક્કસજ છે !

"આઝાદીએ અફકાર સે હૈ ઉનકી તબાહી,
રખતે નહિ જો ફિકરો તદબ્બુર કા સલીકા.
હો ફિક્ર અગર ખામ તો આઝાદીએ-અફકાર,
ઈન્સાનકો હયવાન બનાનેકા તરીકા"

એ અપવિત્ર મનોદશા માત્ર પાશ્ચાત્ય શિક્ષણથીજ જન્મી રહી છે.

"હમ સમજતેથે કે લાયેગી ફરાગત તઅલીમ,
ક્યા ખબરથી કે ચલા આયેગા ઇલ્હાદભી સાથ"

અંગ્રેઝી શિક્ષણ જારી કરવાનો શું હેતુ હતો ! અકબર મર્હૂમે કહ્યું હતું કે 'નોકરને પોતાની ભાષા એટલા માટે શીખવવામાં આવે છે કે સેવા લેવામાં સરળતા રહે" એ સત્યતાના સ્વીકાર સાથે ઇકબાલ (મર્હૂમ.ની દષ્ટિમાં એ શિક્ષણની એક બીજી વિનાશક બાજુ પણ છે.

"આરયે અદલે હકીસાકા નિઝામે તઅલીમ:
એક સાઝિશ હૈ ફકત દીનો મુરવ્વત કે ખિલાફ"

ઇકબાલ મર્મોની ઉંડાણમાં ઉતરીને બતાવે છે કે યુરોપે ઇસ્લામને જડમૂળમાંથી ઉખેડવા માટે આ માર્ગ ગ્રહણ કર્યો છે કે મુસ્લિમ નવ યુવકોની ખુદી (મુસ્લિમ તરીકેનું સ્વમાન) ને પામાલ કરી દો. ઇસ્લામનો (અમેદ) કિલ્લો પોતાની મેળેજ ધૂળભેગો થઇ જશે !

"તઅલીમ કે તેઝાબમેં ડાલ ઉસકી ખુદીકો !
હો જાયે મુલાયમ તો જિધર ચાહે ઉધર ફેર !
તાસીર મેં અકસીર સે બઢકર હૈ યે તેઝાબ !
સોનેકા 'હિમાલા' હો તો મિટ્ટીકા હો ઇક ઢેર"

એ શિક્ષણનું પરિણામ ઇકબાલે ખુરાતબ્હના તૌર પર આ પ્રમાણે પેશ કર્યું છે.

"તઅલીમે-મગરિબી હૈ બહોત જુર્અત આફરી
પહેલા સબક હૈ બૈઠકે કોલેજમેં 'માર ડીંગ.'"

એ શિક્ષણની વિનાશજનક અસરો એટલી હદ સુધીજ નથી. પુરુષોએ શિક્ષણ પામીને જે લાભો પ્રાપ્ત કર્યા છે તે કોઇ સમજદાર વ્યક્તિથી છુપા નથી. હવે આ ઘેલછા જુઓ કે સ્ત્રી શિક્ષણનું ઝોરશોર છે. વર્તમાનપત્રોમાં એ વિશય પર વાદ વિવાદ ચાલુ છે લેખો તથા આર્ટીકલો અપાઇ રહ્યા છે. મ્હોટા મ્હોટા લાભો બતલાવવામાં આવે છે, પરંતુ ઇકબાલ તો એ પરિણામોથી સંપૂર્ણપણે વાકિફ છે કારણ કે તેઓ યુરોપમાં તે ભયંકર પરિણામોને પોતાની આંખે જોઇ આવ્યા છે, તેજ પરિણામો બલ્કે ગુલામીને લીધે તેનાથી પણ ભુંડાં પરીણામો હિન્દુસ્તાનમાં પ્રગટી રહ્યાં છે ! અને પ્રગટતાં રહેશે. ઇકબાલ રાહ જોતા હતા.

"લબ્ઝીયાં પકડ રહી હૈ અંગ્રેઝી,
ઢૂંઢતી કૌમને ફલાહ કી રાહ !
રવિશે-મગરિબી હૈ મદ્દેનઝર
વઝએ-મશરિક કો જાનતે હૈં ગુનાહ!"
આહ !.........
"યે ડ્રામા દીખાએગા ક્યાં 'સીન'
પર્દા ઉઠનેકી 'મુન્તઝિર' હૈ નિગાહ"

હાય ! હવે તો પરદો ઉઠી ગયો. અમર્યાદિત અને શરમ વિહોણા સ્વરૂપની ફ્લેતીઓ શેરીઓ તથા બઝારોમાં વહેંચ થઇ ચુકી, પરિણામો પોતાની સંપૂર્ણ તબાહીઓ તથા હલાકતો સાથે હિંદુસ્તાનના નવયુવકો પર છવાઇ ચૂક્યાં છે !! !

(ઉર્દૂ ઉપરથી ટુંકમાં)

## રુદનનો ગાયક રુદન ન જાણે !

વસન્ત જાણે ન-શાને આવી ખીલ્યું છે કાં ઉપવન ન જાણે:
ધરી ગુલાબે જવાની શાને ? સુવાસ શાને સુમન ન જાણે.
કરણ બુલબુલ ઉડી ઉડીને વસાવે ગુલ ડાંખળિયો શાને ?
વહાવે અન્તર-રુદનની ધારા-રુદનનો ગાયક રુદન ન જાણે
ન જાણે કોયલ કે શાને કુજન-સુંવાળી કાયા કાં શ્યામ રંગી:
વિહારકાં આમ્રકુન્જના છે-વિહારી નિજનું ગમન ન જાણે.
પિયુ, પિયુ, મુખ વદે પપૈયું, રસીલા સ્વરથી છલકતું હૈયું,
પિયુ કહિં છે, પ્રિયા કહિં છે, પિયુ-પ્રિયાની લગન ન જાણે.
તરસ અનેરી ખધાથી શાને-જીવન છે વર્ષાનાં બિન્દુએ શું ?
પિયે છે ચાતક જીવનનાં જળને પરન્તુ નિજ આચમન ન જાણે.
ગમે ચકોરીને ભીની ભીની, વહેંજે ઇન્દુકરણની ધારા;
વહેંજે નિજ ઉર નેહ-ઝરણું, અદૃશ્ય એનાં વહન ન જાણે.
કલા રચ્યો રમ્ય દેહ નિરખે, નિતાન્ત એનું ન રૂપ સમજે;
કલાની પીંછી કે રંગ કોનો ? કદાપિ એનું વદન ન જાણે.
મધુર સ્વરથી મધુરી મેના મધુર 'મય-ના' સુણાવે ગીતો;
વસી રહ્યો અન્તરે જે 'મયનો' બિચારી એનું સદન ન જાણે.
ન કલ્પનાના વિહાર જાણે, ન ઊર્મિઓનો ખુમાર જાણે:
'નસીમ'ના ઉર ચિતાર જાણે, કવન કવે પણ કવન ન જાણે.

—'નસીમ'

## આપ કેવા સારા

જીવન-ઘડી વધીને દુઃખમાં કરે વધારા.
આયુષ્યની દુઆઓ દેનારા બસ, ખુદારા !
આશાઓ, જો જો ! દિલને મજબુત થઇ પકડજો !
એની ને પ્રેમદાની વચ્ચે થયા પ્રહારા.
મેદદિલમાં એની જ્યાંને ચક્ષુ રડી ન પડતાં;
જગને તમારાં પાણી લાગે છે ખારા-ખારા.
જીવન જો જીવવું હો, તો એવી રીતે જીવો;
મિત્રોથી પ્રેમ-ભાવો; દુશ્મનથી ભાઇ-ચારા.
છેલ્લો છે શ્વાસ તો પણ રાખું મિલનની આશા;
ડુબું છું તોય શોધું તરણા તણા સહારા
ઘુઘવાટ કરતાં મોજાં પટકાઇ પાછાં ફરતાં;
જગ તોય મીટ માંડી નિરખે છે કાં કિનારા ?
ભૂલો 'અસર'ની ચાહ જો, ભૂલો હવે તો ભૂલો !
એ તો ઘણો નઠારો પણ આપ કેવા સારા !

"અસર" સાગેરી




# સુલતાન

યુવાન હૈયાં ઉકેલતી મુસ્લિમ સંસારની સામાજિક નવલકથા

લેખક:  "તુરાબ"

## પ્રકરણ ૯ મું — પવિત્ર પાપ

રોશનથી છુટા પડીને સુલતાન ઘેર આવ્યો. આનંદમાં હોય તેમ મલકાતાં મલકાતાં તેણે પોતાની માને કહ્યું.

"મા, એક ખુશખબરી સંભળાવું !"

"શું ખુશખબરી છે, બેટા !

મહેરૂન્નિસા પાસે ઉભી હતી તે દોડતી દોડતી અંદરના ખંડમાં ગઈ ઝરીનાનો હાથ પકડી તેને ખેંચતાં ખેંચતાં મહેરૂન્નિસા બોલી.

"ભાભી, ભાઈ કાંઈ ખુશખબરી લઈ આવ્યા છે !"

ઝરીના દરવાજામાં આવી ઉભી રહી.

માની મીઠી જબાને ઉચ્ચારેલા આતુરતાભર્યાં શબ્દોએ સુલતાનના દિલને આઘાત પહોંચાડ્યો પણ તેણે દિલને દબાવતાં કહ્યું.

"આવતે મહિને મારી કલકત્તે બદલી થવાની છે."

ખતીજાતો આ વાત સાંભળી ચૂપ બની ગઈ, તેના મુખ પર પળવાર પહેલાં વિલસેલી આનંદની છાયા ઉડી ગઈ. મહેરૂન્નિસા તરતજ બોલી.

"આ તમારી ખુશખબરી ?"

"ત્યાં જઈશ તો મારો પગાર વધશે."

"વધારે પગાર આપણને નથી જોઈતો" ખતીજાને પુત્રથી વેગળા થઈને વધારે પગાર મેળવવાની પરવાહ નહોતી.

"કલકત્તે નથી જવું !" મહેરૂન્નિસાએ કહ્યું.

"પણ જવાનો હુકમ થયો છે" સુલતાને ખોટી મુંઝવણ બતાવી.

"તું નહિ જાય તો નહિ ચાલે ?" ખતીજાએ ચિંતા બતાવી.

"શેઠનું ત્યાં બહુ અગત્યનું કામ છે અને જવા વગર ચાલે એમ નથી. વળી મારો પગાર પણ વધશે એમાં ખોટું શું છે ?"

"તમારા વગર અહીં ભાભી મૂંઝાશે તેનું કેમ ?" મહેરૂન્નિસાએ સુલતાનનો વિચાર ફેરવવા યુક્તિ રચી.

"તારી ભાભીને હું મારી સાથે લઈ જઈશ." સુલતાને ઝટ જવાબ આપ્યો.

## રુદનનો ગાયક રુદન ન જાણે !

વસન્ત જાણે ન-શાને આવી ખીલ્યું છે કાં ઉપવન ન જાણે;
ધરી ગુલાબે જવાની શાને ? સુવાસ શાને સુમન ન જાણે.
કરણ બુલબુલ ઉડી ઉડીને વસાવે ગુલ ડાંખળિયે શાને !
વહાવે અન્તર-રુદનની ધારા-રુદનનો ગાયક રુદન ન જાણે
ન જાણે કોયલ કે શાને કૂજન-સુરાગી કાયા કાં શ્યામ રંગી;
વિહારકાં આમ્રકુન્જના છે-વિહારી નિજનું ગમન ન જાણે.
પિયુ. પિયુ. મુખ વદે પપૈયું. રસીલા સ્વરથી છલકતું હૈયું,
પિયુ કહિં છે, પ્રિયા કહિં છે, પિયુ-પ્રિયાની લગન ન જાણે.
તરસ અનેરી ખધાથી શાને-જીવન છે વર્ષાનાં બિન્દુએ શું ?
પિયે છે ચાતક જીવનનાં જળને પરન્તુ નિજ આચમન ન જાણે.
ગમે ચકોરીને ભીની ભીની, વહેજે ઇન્દુકિરણની ધારા;
વહેજે નિજ ઉર નેહ-ઝરણું, અદૃશ્ય એનાં વહન ન જાણે.
કલા રચ્યો રમ્ય દેહ નિરખે, નિતાન્ત એનું ન રૂપ સમજે;
કલાની પીંછી કે રંગ કોનો ? કદાપિ એનું વદન ન જાણે.
મધુર સ્વરથી મધુરી મેના મધુર 'મય-ના' સુણાવે ગીતો;
વસી રહ્યો અન્તરે જે 'મયનો' બિચારી એનું સદન ન જાણે.
ન કલ્પનાના વિહાર જાણે. ન ઊમિઓનો ખુમાર જાણે;
'નસીમ'ના ઉર ચિતાર જાણે, કવન કવે પણ કવન ન જાણે.

—'નસીમ'

## આપ કેવા સારા

જીવન-ઘડી વધીને દુઃખમાં કરે વધારા,
આયુષ્યની દુઆઓ દેનારા બસ, ખુદારા !
આશાઓ, જો જો ! દિલને મજબુત થઈ પકડજો !
એની ને પ્રેમદાની વચ્ચે થયા પ્રહારા.
મેહફિલમાં એની જઇને ચક્ષુ રડી ન પડતાં;
જગને તમારાં પાણી લાગે છે ખારા-ખારા.
જીવન જો જીવવું હો, તો એવી રીતે જીવો;
મિત્રોથી પ્રેમ-ભાવો; દુશ્મનથી ભાઇ-ચારા.
છેલ્લો છે શ્વાસ તો પણ ગણું મિલનની આશા;
ડૂબું છું તોય શોધું તરણો તણા સહારા.
ઘુઘવાટ કરતાં મોજાં પટકાઈ પાછાં ફરતાં;
જગ તોય મીટ માંડી નિરખે છે કાં કિનારા !
ભૂલો 'અસર'ની થઇ જો, ભૂલો હવે તો ભૂલો !
એ તો ઘણો નઠારો પણ આપ કેવા સારા !

"અસર" સાલેરી

પોતાના પુત્ર માટે એક મા જેટલી ચિંતા રાખે છે તેટલીજ ચિંતા બીજી સ્ત્રીના પુત્ર માટે પણ રાખતી હોય તો? બીજી સ્ત્રી પણ પોતાના પુત્રની મા છે અને બન્નેનાં દિલમાં એક સરખું પુત્ર વાત્સલ્યને માતૃપ્રેમ છે એનો ખ્યાલ રાખતી હોય તો? વળી ઝરીના તો ખતીજાની સગી ભાણજી બહેન થતી હતી. પોતાની બહેનના પુત્ર માટે પણ પોતાના પુત્ર જેટલું વહાલ એક માને કાં નહિ આવતું હોય? કદાચ રોશન પરણેલો ન્હોતો એટલે માના દિલમાં પણ સંજોગો જુદા રંગ ધારણ કરતા હશે! દિલની આટલી ઝીણી ઝીણી વસ્તુઓ જોવા જેટલી આપણી આંખો આકર્ષક બનશે ત્યારે માનવી જવલંત બનશે.

"રોશનનું ત્યાં કામ નથી તેનાથી કામ નહિ ચાલી સકે એવું જણાયાથી તો શેઠે મને ત્યાં જવાનું કહ્યું છે. નહિ તો શું શેઠ નહોતા જાણતા કે મારાં લગન થયાને હજી એકજ માસ થયો છે. આટલું જાણવા છતાં એ રોશનથી કામ ચાલી શકતું હોય તો પણ મને જવાનું કહે એટલા તો મારા શેઠ પાગલ નથી. વળી બધી જાતની સગવડ કરી આપવાનું શેઠે કહ્યું છે. પગાર વધારવાનું કહ્યું છે, ઝરીનાને સાથે લઇ જવા માટે પરવાનગી પણ આપી છે અને બીજી કાંઈ સગવડની જરૂર પડે તો તે પણ કરી આપવા કબુલાત આપી છે."

"ઠીક ત્યારે, બીજો કોઇ ઇલાજજ નથી તો તને સારૂં લાગે એમ કર.' ખતીજાએ હતાશ થઇને નમતું આપ્યું.

"હજી તો એક મહિનો બાકી છે હમણાથી ચિંતા કરવાની શી જરૂર છે? એક મહિનામાં કલકત્તાના સંજોગો સુધરી જાય તો કદાચ શેઠ મને મોકલવાનું મુલતવી પણ રાખે" સુલતાને માની ચિંતા હળવી કરવાને ખોટી આશા બતાવી.

રાતે સુલતાને શયનખંડમાં પ્રવેશ કર્યો અને વચલા કમાડને કડી દીધી ઝરીના કોચ ઉપર વિચારમગ્ન અવસ્થામાં બેઠી હતી. સુલતાન ઝરીનાની બાજુમાં કોચ પર બેઠો અને વાતની શરૂઆત કરી:—

"આવતા મહિનાની પહેલી તારીખે આપણે કલકત્તા નક્કી જઇશું. મેં મારી બધી વ્યવસ્થા કરી નાખી છે. તને જે તૈયારી કરવાની હોય તે એક મહિનામાં કરી લેજે."

'રાજીનામું આપ્યું તમે?" ઝરીનાએ વાત ચોકકસ કરતાં પૂછયું.

'હા, પણ ઘરમાં આ વાતની કોઇને ખબર નહિ પડે! નહિ તો બનાવેલું સંધળું બગડી જશે."

"ખરચનો કાંઇ વિચાર કર્યો?"

"એ બધું થઇ રહેશે"

"પણ કેમ થશે?"

'તેનું તને શું કામ છે!"

"મારી માની સલાહ લઇએ તો?"

"તારી માએ આપેલી સલાહ મને ઉપયોગી જણાતી નથી."

"રૂપિયાની બાબતમાં?"

"મને કોઇના રૂપિયાની જરૂર નથી." સુલતાને દઢ જવાબ આપ્યો.

"ઉધાર માંગવામાં શું છે?"

"મારે માંગવા નથી."

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)

મૌલાના અબ્દુર્રહીમ સાહિબ "સાદિક"

(૧૧૮) (હે નબી!) તું કહી દે આ સત્ય (દીન) તમારા પરવરદિગાર તરફથી છે; તો જેનું મન ચાહે તે ઈમાન લઈ આવે, અને જેનું મન ચાહે તે કાફિર રહે, બેશક એવા ઝુલ્મીઓ માટે અમે એવી આગ તૈયાર કરી રાખી છે કે જેના (ભડકા મારતા) પરદા તેઓને ઘેરી રાખશે, અને જો તેઓ (તરસની) ફરિયાદ કરશે તો પીગળેલા ત્રાંબા જેવું પાણી મળશે જે ચહેરાઓને ભુંજી નાખશે, કેવું ખરાબ પીણું છે, અને તે (દોઝખ) પણ કેવી ખરાબ આરામની જગ્યા છે.

(૧૧૯) બેશક જે લોકો ઈમાન લાવ્યા અને સારાં કામો કરતા રહ્યા તો અમે એવા લોકોના બદલાને અકારત કરતા નથી, જેઓ ભલું કામ કરે છે.

(૧૨૦) બેશક જે લોકો ઈમાન લાવ્યા અને સારાં કામો કરતા રહ્યા તેમની મહેમાની માટે ફિરદોસના બાગીચા છે, જેમાં તેઓ સદા રહેશે અને તેઓ ત્યાંથી બીજે ક્યાં એ જવું પુછશે નહિ.

(૧૨૧) બેશક હું એવા માણસને બહુ બક્ષનાર છું જે તોબહ કરે અને યકીન લાવે તેઓ નેક કામ કરે ફરી (સિધ્ધ) રાહ પર કાયમ રહે.

(૧૨૨) વ્યભિચારી સ્ત્રી અને વ્યભિચારી પુરૂષ (જ્યારે તેઓની બદકારી સાબિત થઈ જાય તો) તે બન્નેમાંથી દરેકને સો સો ફટકા મારો અને જો તમે અલ્લાહ તથા કિયામતના દિવસ પર યકીન રાખતા હો તો અલ્લાહનો હુકમ ચલાવવામાં તમને તેઓ પર તરસ ન આવે અને મુસલમાનોમાંથી કેટલાક લોકો તેમની શિક્ષા વખતે હાજર રહે.

(૧૨૩) ઈમાનવાળાઓને કહોદે કે પોતાની આંખો નીચી રાખે અને પોતાની ગુપ્તતાની સંભાળ રાખે, એમાં તેમના માટે વધારે સફાઈ છે. અને ખુદાપાક તેને જાણે છે જે કંઈ તેઓ કરે છે.

(૧૨૪) (કિયામતના દિવસે) તમામ ચહેરા તે સજીવન સદા રહેનાર (ખુદા) ની આગળ ઝુકી જશે, અને તે તો ખરાબજ થયો જેણે ઝુલ્મ (શિર્ક) નો બોજો ઉઠાવ્યો.

(૧૨૫) જે કોઈ તેનાથી મ્હોં ફેરવશે તો તે કિયામતના દિવસે (અજ્ઞાનનો) ઘણો ભારી બોજો ઉઠાવશે.

# ઈ સ્લા મી શિ ક્ષ ણ

રસૂલુલ્લાહ સલ૦ નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાહબ 'સાદિક'

(૧૧૮) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે સાત હાડકાં ઉપર સિજ્દા કરવાનો મને હુકમ થયો છે. કપાળ, બન્ને હાથ, બન્ને ઘુંટણ અને બન્ને પગના કિનારા પર અને આ હુકમ થયો છે કે નમાઝમાં લુગડાંને તેથી વાળને એકઠાં કરું નહિ. (સહીહૈન)

* * *

(૧૧૯) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે મહેનત તથા તકલીફોની સાથે જન્નત રોકાયેલી છે. અને મનેચ્છા તથા શહવતની સાથે દોઝખ રોકાયેલી છે. (સહીહૈન)

* * *

(૧૨૦) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે મેં જન્નતમાં ઝાંખ્યું તો જન્નતવાળાઓ, મોટે ભાગે ગરીબો હતા અને મેં દોઝખમાં ઝાંખ્યું તો તેનો મોટો ભાગ સ્ત્રીઓ હતી. (સહીહૈન)

* * *

(૧૨૧) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે દેણુ સિવાય શહીદનાં દરેક ગુનાહની બક્ષીશ થાય છે. (મુસ્લિમ)

* * *

(૧૨૨) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે દરેક બંદો જે સ્થિતિ ઉપર મરણ પામ્યો હશે તે સ્થિતિ ઉપર હશ્રમાં તેને ઉઠાડવામાં આવશે. (મુસ્લિમ)

* * *

(૧૨૩) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે અલ્લાહે જમીનને શનિવારે ઉત્પન્ન કરી, અને રવિવારે તેમાં પર્વતો બનાવ્યા, અને સોમવારે ઝાડ ઉત્પન્ન કર્યાં, અને મંગળવારે દુઃખ મુસીબત પેદા કરી, અને બુધવારે નૂર પ્રકાશિત કર્યું. અને ગુરૂવારે તેમાં જાનવર ફેલાવ્યાં અને શુક્રવારના દિવસે અસર પછી દિવસનાં છેલ્લી ઘડીમાં આદમ અલૈ૦ને ઉત્પન્ન કર્યા. (મુસ્લિમ)

* * *

(૧૨૪) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે તમો બખીલાઈ (કંજુસાઈ)થી બચો કારણ કે તમારાથી આગલાઓને બખીલાઈએ હલાક કર્યા છે. (મુસ્લિમ)

* * *

(૧૨૫) રસૂલુલ્લાહ સલ૦ એ ફરમાવ્યું કે લાનત કરનાર બે કામોથી બચતા રહો. સહાબાઓએ પૂછયું લાનત કરનાર કામો કયાં છે ? આપ સલ૦ એ ફરમાવ્યું કે જે માણસ લોકોના માર્ગમાં અથવા છાંયામાં ઝાડે ફરે. (મુસ્લિમ)

સુયોગ જેવો હિંદુ–મુસ્લિમ કવિઓનો મુશાયરો જામે છે. ૪૦–૪૫ હિંદુ–મુસ્લિમ કવિઓ અને લગભગ ૨થી ૨ા હજાર હિંદુ–મુસ્લિમ પ્રેક્ષકોએ ઇકબાલની વરસી મનાવવા યોજેલા, કઠોરની અઝમે ઇકબાલના મુશાયરાને હિંદુ મુસ્લિમ ઐક્યતાની સરસ છાપ પાડીને સફળતાથી ઉજવ્યો હતો.

O

તા૦ ૨૭–૪ ૪૧ની રાત્રી કઠોરને, સી. વી. ગજીયારા જેવા સાહિત્ય રસિકની જન્મભૂમિ કઠોરને, યાદગાર રહી જશે. કવિઓનો અનેરો ઉત્સાહ, શ્રોતાઓની શાંતિ, સાકીઓનું રસદાન અને શ્રોતાઓનું રસપાન ૧૦ા થી ૩ા સુધી અવિરત ચાલુજ રહ્યું. જુદા જુદા રસો અને જુદા જુદા રંગોએ મેહફિલની રૌનક વધારી. મુંબઇના ગળાં દાબુ વાતાવરણમાંથી છુટીને આવેલા પ્રમુખ પ્રોફેસર બાદરાયણ, શ્રી જગનલાલ રાવળ, અને પીંક કવિશ્રી. 'હયદા' આ શાંત વાતાવરણને નીરખી ઘડીભર મુંબઇનો સંતાપ ભૂલી ગયા. દૂર સુદૂર કાઠિયાવાડના પાન્નેદ ગામથી પધારેલા ત્યાંના રાજ્યી જનાબ 'રૂસ્વા' સાહબ, અને તેમના સેક્રેટરી 'ઘાયલ' સાહબનો કવિતા પ્રેમ પણ દાદનો મુસ્તહક છે કે કેટલે દૂરથી ખેંચાઇ આવ્યા? આરંભમાં 'અસર' સાનેરી, 'હઝી', 'બેકાર', 'શયદા' વગેરેએ ઉર્દૂ–ગુજરાતીમાં ઇકબાલને અંજલી રૂપ કાવ્યો વાંચ્યાં અને ગુજરાતીઓનો ઇકબાલ પ્રેમ સુંદર રીતે પ્રગટ કર્યો. વચ્ચે માસ્ટર અલ્લુ નામના એક બાલકવિએ અંગ્રેજીમાં ઇકબાલને અંજલી અર્પી હતી. મુશાયરાની રમઝટ જામી. "આઝાદ આમીન" જેવા પ્રથમ ખેટધારીથી મુશાયરાની ક્રિકેટ શરૂ થઇ. મુશાયરામાં "આઝાદ આમીન"ને જાને સાંભળનારાઓજ એ મસ્તકવિની મસ્તીને માણી શકે છે! 'વદરી', 'ખાકી', 'નૂર', વગેરેની નાતીયા ગઝલોએ પણ પોતાનું જુદું સ્થાન જમાવ્યું હતું, ત્યારે હાસ્ય રસનું તો પૂછવુંજ શું? 'બેકાર'ની સાથે સાથે 'બેદાર', 'આસી' 'હઝી', 'ધન્વંતરી', 'નિસાર,' 'શેખચલ્લી' વગેરે પણ પોત પોતાની શક્તિ પ્રમાણે ચગ્યા હતા અને ઓડીયન્સને ચગાવતા રહ્યા હતા! જ્યારે જ્યારે શ્રોતાઓ બગાસાં ખાતા અને જરા ઢીલા પડતાં કે તેમને ઉદ્ધાર કરવા કોઈ ને કોઇ હાસ્ય ખેલાડી રજુ કરવામાં આવતો. 'મઝાક' કવિતાની મઝાક ન ઉડાડતાં હર્ષપણે રજુ થયા હતા. ગઝલ રંગમાં 'મરીઝ' પોતે મરીઝ એટલે માંદા નથી એમ સાબીત કરી શકયા હતા; ત્યારે 'બદ્રી'એ પણ સારી રમઝટ જમાવી હતી અને 'આસિમ' રંગીલાની રંગતો ન્હારી હોયજને? કઠોરમાં પણ એમણે લીલાનો પીછો છોડયો ન હતો! પણ એય બિચારા શું કરે? જ્યાં લોકોજ એમની 'લીલા'ને ચાહતા હોય ત્યાં એમને રજુ કર્યા વિના કેમ ચાલે? 'ફખ્ર' માતરીએ ગુજરાતને ફખ્ર એટલે અભિમાન ધરવા યોગ્ય ગઝલ રજુ કરી હતી, ત્યારે 'સાબિર' સાહેબે પણ ગઝલ રચવામાં અને વાંચવામાં સબરથી કામ લીધું હતું. 'વફી' એ પણ ધીમે ધીમે પ્રૌઢ ગઝલકારોમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરવા માંડયું છે!

O

"ઘાયલે" તો જાણે ઘાયલજ કરી નાખ્યા. એમનો ગઝલ રંગ ઉચ્ચ પ્રકારનો હતો ત્યારે રજુ કરવાની છટા ફ્રંટીયર મેલને પણ મહાત કરે એવી હતી. 'રૂસ્વા સાહેબ' જાતે ભલે પોતાનો તખલ્લુસ 'રૂસ્વા' ધારણ કરીને આવ્યા હતા; પણ એમની ગઝલે ગુજરાતને રૂસ્વા કરવાને બદલે ગૂર્જરગિરાની કીર્તિ વધારી હતી. સ્વ. લાઠી નરેશ 'કલાપિ' પછી ગુજ-

રાતીને અપનાવનારા રાજવી તરીકે પાલ્નેદના ઠાકોર સાહેબ યોગ્ય માન ખાટી જાય છે!

'અસર'ની ગઝલે શાઇરો પર સારી અસર કરી હતી. શ્રોતા પર તેમની અસર થઈ હતી કે નહિ તે તો શ્રોતાઓ જાણે! સાદીને સરળ બાનીમાં ગઝલ રજુ કરનાર ગઝલ સમ્રાટ તરીકે ભાઈશ્રી 'શયદા' તો જાણીતા છેજ પણ પિતાને પગલે ચાલીને છોટે 'શયદા' 'સાકી'એ પણ સારો રંગ જમાવ્યો હતો; ત્યારે 'નૂરે' પણ ઠીક ઠીક પ્રકાશ પાથર્યો હતો 'હઝી' પણ ધીમે ધીમે આગળ આવતા જણાયા, અને 'ફના'નુ નામ તો પ્રૌઢ ગઝલ કારોમા કયારનું અંકિત થએલું છેજને? 'ઝાર' સાહબે પણ પોતાની શાસ્ત્રીયતા ગઝલમાં ઝલકાવી હતી. બાકી કેટલાક શાઇરો તો પોત પોતાની ગઝલો રજુ કર્યા પછી બીજાઓની ઝાઝી ચિંતા ન કરતા હતા. "બેકાર"ની ધોમ પરેશાનીય કોઇ કોઇ વેળા દાદ દેતા ન હતા, છતાં એના ગરબડીયા વાતાવરણમાંય 'આકિર'ને 'ઉલ્ફત' રંગ જમાવી ગયા હતા; ત્યારે 'નાતિક' પણ પોતાની પ્રૌઢતા ગુમાવી ન હતી. 'સીરતી' અને 'મુસા બના' જેવા પુરાણા ગઝલકારોએ પણ ઘણા દિવસે કાર્યસંમેલનમાં ભાગ લેવા છતાંય પોતાનું સ્થાન ટકાવી રાખ્યું હતું. 'પતી'ત' અને 'બાદશાહ' પોતે પણ કવિતા રજુ કરવામાં પાછા પડયા ન હતા. અને 'સેવક' સાહબ તો મેહફિલને ગરમાવતાં પહેલાં પોતેજ ગરમ થઇ ગયા હતા! 'યૂસુફ'ની ગઝલમાં પણ ગઝલી રંગની છાંટ હતી ત્યારે કકોરના નવા પાકેલા કવિઓ 'નારણભાઇ શાહ' 'ઠાકોર' વગેરેનો પણ પહેલો પ્રયાસ હોવા છતાંય ટાંટીયા ધ્રુજ્યા ન હતા! બહારનાં કાવ્યોમાંથી અમુક કાવ્યો બીજા દિવસની શાઇરોની મેહફિલમાં વંચાયાં હતાં.

એકંદરે પંકિત તો 'બધાને પોત પોતાની પડી છે'ની હતી એટલે જાણે કોઇ કોઈની દરકાર નહિજ રાખે એમ અથા રખાતી હતી-પણ, ના. દરેકે મુશાયરને સફળ બનાવવાની દરકાર કરી અને બઝમે ઇકબાલના સાદસને સફળતા સાંપડી અને તેમાંય ખરી પ્રેસીડન્ટ મી. કાઝી, 'સીરતી' 'નિસાર' વગેરેની મહેનત લેખે લાગી છે! અને બીજી ભાષામાં કહીએતો લોકોનો ઉજાગરો વસુલ થયો છે. બીજી પંક્તિ 'દમ છે આદમમાં તન વતનમાં છે.' પર થોડીક પણ સુંદર ગઝલો રજુ થઇ હતી. તેમાં 'સીરતી,' મુસા બના 'ધામલ', 'અસર' વગેરેની ગઝલો ખાસ ધ્યાન ખેંચતી હતી મોડી રાત્રે મુશાયરાની સફળતાનો સહેરો બઝમે ઇકબાલને મસ્તકે બાંધીને કવિઓ, તથા શ્રોતાઓ ખુશખુશાલ ઉતારે ગયા, અને બીજા દિવસે 'ખોલવડ'માં પણ એક નાનકડો મુશાયરો નાલ્લાભાઇને પ્રતાપે જમાવી એ રસમંડળ બીજા દિવસે રાત્રે હા વાગે વિખેરાયું અને પોતાનાં રસ સ્મરણો કકોર ખોલવડ માટે મૂકતું ગયું. અને આમ વિશ્વકવિ ઇકબાલની વરસી ગુજરાતી કવિઓએ ધામધુમથી ઉજવી અને સાથે સાથે દેશને એકયતાના સુંદર બોધપાઠ પણ અર્પણ કર્યો, તથા સાબિત કર્યું કે ગુજરાતીઓ હવે પાઇ પાઇનો હિસાબ કરનાર શુષ્ક વહેપારીઓ કે સાહિત્ય સુના ઢોર રહ્યા નથીજ! અસ્તુ:

●

આવાઝકી દુનિયાકે દોસ્તો! એતો તમને પણ અનુભવ હશે કે માણસ એકાએક જાડો થાય તો તેને પુરાણાં લુગડાં તંગ પડે છે અને જો પાતળો થાય તો ઢીલાં પડે છે; તેમ કાગળના ભાવો વધવાથી ઘણાં છાપાંઓ પાતળા થઇ ગયાં છે તો ઘણાઓના ભાવ વધી ગયા છે; પણ 'કારવાં'ની ધીરજને તો દાદ આપો કે ન તો તેણે પેજ ઘટાડયાં છે કે ન તો તેણે લવાજમ વધાર્યું છે! તો હવે શું કરવું?

આર્થિક સમતુલા જાળવવાને માટે શું કરવું! જાણો છો કાગળના ભાવો ત્રણ ઘણા વધી ગયા છે માટે જો ગુજરાત અને બૃહદ ગુજરાતના મુસ્લિમોને તેમના આવા એકના એક માસિકને નભાવી લેવું હોય તો પોતાની લાગવગ વાપરી એક એક ગ્રાહક વધારી દેવાની કોશિષ કરે! "ખોને તેના ચોર વેચાય!" એ કહેવતમાં અમને પણ આ રેડીઓ યુગમાં શ્રદ્ધા ચોંટતી જાય છે અને તેથીજ અમારા સુજ્ઞ વાંચકો સમક્ષ આ ટ્હેલ નાખી છે. પણ તે બહેરા કાનો સમજીને નાખી નથી! બેશક 'કારવાં'ના વાચકોના 'કાન' 'ધ્યાન' પ્રત્યે અમને 'માન' છેજ; તો તે માન ટકાવી રાખવાને માટે તેઓ પણ થોડોક પ્રયત્ન કરી છુટે બાકી એ તો ખાતરીજ રખાય કે 'કારવાં'ના ઊંટો ભૂખ તરસ વેઠીને પણ પોતાની મંઝિલે પહોંચવાનો પ્રયત્ન કરશે સ્વરાજની ભેંસની જેમ રસ્તામાં બેસી નહિ જાય! અને ગુજરાતના શાહર બિરાદરો! તમે પણ તમારા આ માસિકને ફેલાવવા તમારી લાગવગનો ઉપયોગ કરશો? કે પછી 'બેકાર'ની અપીલને 'બેકાર' સમજી લેશો!

●

આગાઝકી દુનિયાકે દોસ્તો! તમે મરહૂમ કવિ 'અમીર'ની આ પંકિતતો સાંભળી જ હશે ને કે:—

"જો આતાહે વહાંસે ચીથડા તન પર નહિ હોતા.
અદમમેં ભી ઈલાહી કયા કોઈ નંગોંકી બસતી હે!"

હવે આ પંકિતને બ્રીટનના એક પ્રધાન લોર્ડ બીવરબુકે ખરી પાડી છે. છેલ્લામાં છેલ્લી ગોરી સંસ્કૃતિના આદર્શ નમુના રૂપ એ લોર્ડ સાહબ પોતે નગ્ન જમાતના સભ્ય છે, ને પોતાના ઘરમાં નગ્ન અવસ્થામાં રહે છે. એક બ્રીટીશ ખેલાડી તેમને મળવા ગયો, તો તેમના એવા દીદાર જોઇને ડઘાઇજ ગયો! લોર્ડ સાહેબે તેને હસતાં હસતાં કહ્યુ કે "હું નગ્નવાદમાં માનું છું, અને નગ્ન અવસ્થામાં રહેવાથી સૂર્યનાં કિરણોથી ભારે ફાયદો થાય છે." તમે જાણતાંજ હશોને કે પૃથ્વી ગોળ છે માટે તેમાં રહેનારના વિચારો પણ ગોળગોળજ હોવા જોઇએને? આજથી પાંચહજાર વર્ષ પહેલાં લોકો નગ્ન ફરતા હતા, તે હવે કેમ નગ્ન ન ફરે. ગોળપર ફરનાર તો જ્યાંથી નીકળે ત્યાંજ—પાછો આવીને ફરેને? કેમ પૂર્વવાસી જંગલી ઢોરો! તમને આ નગ્ન સંસ્કૃતિ અપનાવી માણસાઇમાં આવવાનો વિચાર થાય છે કે નહિ? શા માટે ગંદા ચીથરાં શરીર પર લપેટી ફર્યા કરો છો? સનબાથનો આશરો લ્યો અને બોલો "નગ્નતા ઝિંદાબાદ!" ખુદા રહમ કરે વિજ્ઞાનીઓ ઉપર!

●




**સવાલ**–એક માણસ ગુજરી ગયો તેણે એક ઓરત અને એક છોકરી તથા એક સગાભાઇને પાછળ છોડયાં તો વ્હેંચણી કેવી રીતે કરવી ?

**જવાબ**–પ્રથમ શરઇ હક્ક અદા કર્યા બાદ મર્હૂમના માલના ૮, ભાગ કરવા જેમાંથી ભાગ ૧, મર્હૂમની ઓરતને અને ભાગ ૪, છોકરીને અને બાકીના ભાગ ૩, મર્હૂમના ભાઇને મળશે. એટલે રૂા. ૧,માંથી આના બે મર્હૂમની ઓરતને, અને આના આઠ છોકરીને, અને આના ૭ ભાઇને આપવામાં આવશે. ઓરતની મેહેર અગર બાકી હશે તો તે વારસા વતરીકે પ્રથમ અદા કરવી પડશે.

**સવાલ**–માણસને પોતાના કોઇ પણ કામમાં કુર્આન શરીફથી ફાલ કાઢવી દુરસ્ત છે કે નહિ ?

**જવાબ**–કેટલાક આલિમો મના કરે છે અને કેટલાક આલિમો જાઇઝ બતાવે છે.

**સવાલ**–લૉટરીમાં પૈસા ભરવા અને રમવું અને તેના મળેલા પૈસા વિષે શું હુકમ છે ? આજ કાલ તરેહ વાર લૉટરીયો રમાય છે અને ઘણા લોકો રૂપીઆ ભરે છે અને એને વેપાર સમજે છે.

**જવાબ**–દરેક પ્રકારની લૉટરીયો અને જુગાર હરામ છે. એને વેપાર સમજવું મ્હોટી ભૂલ છે.

**સવાલ**–એક માણસ ગુજરી ગયો તેણે એક ઓરત ત્રણ છોકરીયો અને એક પૌત્રો એટલે છોકરાનો છોકરો છોડયા તો વારસો કોને કોને કેટલો આપવો જોઇએ ?

**જવાબ**–મર્હૂમના કફન દફનનો ખર્ચ અને કર્ઝ હોય તો તે અને વસીયત હોય તો તે કુલ માલના ત્રીજા ભાગમાથી; એ પછી જે કંઇ બચે તેના ૭૨ ભાગ કરવા જેમાંથી ભાગ ૯ મર્હૂમની ઓરતને અને ભાગ ૧૬, દરેક છોકરીને બાકીના ૧૫, પૌત્રાને મળશે. જો ઓરતની મેહેર બાકી હશે તો તેણીના વારસા વતરીકે પ્રથમ અલગ આપવી પડશે. (સિરાજી.)

**સવાલ**–મર્દોએ મેહદી લગાડવી જાએઝ છે કે નહિ.

**જવાબ**–મર્દોએ મેહદી લગાડી હાથ પગ રંગવા ન જોઇએ કારણ કે એમાં ઓરતોની મુશાબેહત થાય છે. હા, કોઇ બીમારીના ઇલાજ માટે લગાડવામાં આવે તો કંઇ વાંધો નથી. ઓરતોએ લગાડવી સુન્નત છે કારણ કે તેઓ માટે એમાં ઝીનત છે. (નફઉલમુફ્તી)

**સવાલ**–કોઇ કાફર મુલાકાતી ઓળખાણ પીછાણવાળો બીમાર પડે તો તેની બીમાર પુરસી મુસલમાન કરી શકે કે કેમ ?

**જવાબ**–મુસલમાન કાફરની બીમાર પુરસી કરી શકે છે. (અદયાઉલ ઉલૂમ.)

**સવાલ**—કોઇ માણસ જલ્દીથી મસ્જીદમાં જઇ પોતાનો મુસલ્લો બીછાવી જગ્યા નક્કી ઠેરવી લે. એમ કરી શકાય ?

**જવાબ**—મુસલ્લી પોતાની જગ્યા રોકી લેવા ખાતર મુસલ્લો, ચાદર, રૂમાલ વિગેરે પોતાની જગ્યા પર બીછાવી દે એ દુરસ્ત છે કંઇ વાંધો નથી (નિસાબુલ ઇહતેસાબ)

**સવાલ**-મસ્જીદ મામુલી તોર પર પુરાનન જરૂર ગણવામાં આવે પણ એવી હાલતમા નથી કે તે તુટી પડે. એવી મસ્જીદને લોકો તોડીને નવેસરથી બનાવે, પોતાનો શોક પુરો કરવા સારૂં ખુબ નકશીવાળી ખુબસુરત બનાવે તો કેમ છે ?

**જવાબ**—જ્યાં સુધી તે મસ્જીદ તુટી પડવા જેવી હાલતમાં હદ દરજ્જે પુરાની ન હોય ત્યાંસુધી તોડી નવી બનાવવી જાઇઝ નથી, જ્યારે એવી જુની કમજોર થઇ ગઇ હોય કે તુટી પડશે તેવી હાલતમાં મોહલ્લાવાળાઓ માટે પોતીકે પૈસે અથવા મસ્જીદના માલથી નવી બાંધવી દુરસ્ત છે. વધારે નકશીયો કરવાને ફુકહા મકરૂહ લખે છે. એટલે સાદી સુદી મઝબુત બનાવવામાં આવે. વધારે નકશો નેગાર કરી માલનો ઇસરાફ કરે નહિ. (ફતાવા ઇબ્રાહીમ શાહી કલ્મી.)

**સવાલ**—અહીં એક શખ્સ જે જાંપાવારની મસ્જીદમા ઈમામ ને બાંગી છે. એક રાતે એક જગ્યા પર અમો ચારે જણની મજલીસમાં મૌજુદ હતા જ્યાં મેં એક મસઅલાના બારામાં એક બીજા માણસ સાથે વાતચીત શરૂ કરી તો તે માણસે અમારી વચ્ચે દખલગીરી કીધી. ત્યાં મેં તેને રોકયો કે હું તમારાથી પુછતો નથી હું તો બીજા સાથે વાત કરૂં છું તમો ખામોશ રહો. તો તેણે ન માન્યું અને ગરમ થઇ કહેવા લાગ્યો કે "શું તમો નથી જાણતા કે હું અહીંનો પેશઇમામ છું. મને મસઅલાઓની સારી પેઠે ખબર છે અને તમારા જેવા જાહેલોને મેં ઘણા ચરાવેલા છે." તે ઉપરથી મેં કહ્યું કે "તમો અગર મસાએલ જાણતે તો તમારી ઓરતનો ફોટો વગર બુરકાએ એક ના-મહરમની સામે ઉતરાવતે નહિં. અને કોઇ બીજાને દેખાડતે નહિ." જે ઉપરથી તે ઘણો જ ગુસ્સે થઇ ગયો અને કેટલીક નામુનાસિબ વાતો મને સંભળાવી અને એમ કહ્યું કે તમો મને નથી જાણતા કે હું કોણ છુ ? હું આલે રસુલ છું અમે શરાબ પીઇએ ઝિના કરીયે, 'સંઘી પીયે' તો અમારે માટે જાએઝ છે. તમને અમારા ઉપર ટીકા કરવાનો કંઇ હક નથી. અમે તો સીધા જન્નતમાં જઇશું કારણ કે અમારા નાના અમને બખશાવી દેશે." ત્યારે મેં કહ્યું કે "આ વાત તમારા માટે કે બધા સૈયદો માટે કહો છો" ? તો કહ્યું કે હું મારાં માટે કહું છું. ત્યારે મેં કહ્યું કે "અફસોસ છે. આ વાતો જે તમારી ઝબાનથી નીકળી તે એવી છે કે યઝીદે પણ ન કહી હશે." જ્યારે આ વાતો બીજા મુસલમાનોએ સાંભળી તો તેને સમજાવી કરીને તૌબા, ઇસ્તીગફાર પર તૈયાર કર્યો. અને તેણે પાંચ, છ મુસલમાનો સામે તૌબા કરી લીધી. આ સર્વે બાબત કરવા છતાં તેણે એક બીજી હરકત કીધી. તે એ કે તેણે પોતાના અસલ અલફાઝમાં ઘણો ફેરફાર કર્યો કે જે તે આગલી રાત્રે બોલેલો હતો કે જે વાતો ઉપર સવાલમાં દર્શાવવામાં આવી છે. ફરી તેણે પોતાની વાતો બદલી ફેરફાર કરી એક જગાએ ફત્વો લખી પુછાવ્યો. જેમાં પોતાની મુવાફેકતને બરાઅતમાં જવાબ હાંસલ કીધો. અને તેનો

એલાન પણ જુમ્માના દીવસે મસ્જીદમાં કીધો. તેના એ પ્રમાણે કરવાથી લોકોમાં શક અને શુબ્હા ઉત્પન થયા અને મારી જાણ મુજબ કેટલાક મુસલમાનોમાં શંકા પેદા થઇ છે.

હવે ઉપર લખયા મુજબ તે બોલનાર માણસ માટે શરીઅતમાં શું હુકમ છે. તે માણસ ઇસ્લામમાં દાખલ છે કે નહિ? અને તેના હાથનુ ઝુબ્હ કરેલું જાઇઝ છે કે નહિ કારણકે તે બકરા ઝુબ્હ કરે છે તો તૌબા કરવા પહેલાનું દુરસ્ત થશે કે કેમ?

**જવાબ**—જે બાબતો સવાલમાં ઉપર દર્શાવી છે તે કુફ્ર કલેમા છે. જે મુસલમાન, અક્લ રાખનાર હોશ અને ઇખ્તીયારની હાલતમાં ઇરાદાપૂર્વક એવા શબ્દો બોલવાથી મઝહબે ઇસ્લામથી બહાર થઇ જાય છે. તેના હાથનું ઝુબ્હ કરેલું હરામ છે. મઝકુર શબ્દો પછી અને તૌબા ઇસ્તીગફાર કર્યા પહેલાં જેટલા જાનવર તેણે ઝુબ્હ કર્યા હશે તે બધા હરામ છે.

"શામી"ના ત્રીજા ભાગ બાબુલ મુર્તદમાં આ બધા મસઅલા મૌજુદ છે. દરેક મુસલમાનને એવા કુફ્ર કલેમા બકવાથી ઘણું બચવું જોઇએ. અને જો મોંઢાથી નીકળી જાય તો ખુદાપાકની જનાબમાં ખરા અંતઃકરણથી તૌબા ઇસ્તીગફાર કરવી જોઇએ. ખુદાપાક સાથે મામલો છે. ઝિદ અને હઠધર્મીથી દૂર રહેવું જોઇએ.

**સવાલ**—માછલી ખાવી તો દુરસ્ત છે, પણ શું મુસલમાનનીજ પકડેલી હોવી જોઇએ? અમારી તરફ દુબળા હિંદુઓ એવી કેમ પકડી લાવે છે તો તેનું કેમ?

**જવાબ**—કોઇ પણ કાફિર, મજુસી વીગેરેની શિકાર કરેલી માછલી લેવી તથા ખાવી જાઇઝ છે કારણ કે એને ઝુબ્હ કરવાની જરૂરત હોતી નથી અને મુસલમાનનીજ પકડેલી હોવી જોઇએ એમ પણ કંઇ જરૂરી નથી હઝરત હસન બસરી રહી૦ રિવાયત કરે છે કે મેં લગભગ આં હઝરત સલ૦ના ૭૦ સહાબને જોયા કે તેઓ મજુસીના શિકાર કરી પકડી લાવેલી માછલી ખાતા હતા. (હયાતુલ હૈવાન)

**સવાલ**—હલાલ જાનવરનો ગુરદો ખાવો અને પાણી બતક ખાવી દુરસ્ત છે કે નહિ, અને હલાલ જાનવરના હાડકાનો શોરબો બનાવી પીવો કેમ છે?

**જવાબ**—ગુરદો હલાલ જનાવરનો ખાવો જાઇઝ છે તેમજ પાણી બતક ખાવી હલાલ છે બલ્કે એનું ગોસ્ત ખાવામાં ઘણુંજ ઉમદા અને તાકાત આપનાર છે. હલાલ જાનવરના હાડકાનુ સુપ (શોરબો) પકાવી પીવો જાઇઝ અને કુવ્વતદાર છે.

**સવાલ**—મસ્જીદના જમાઅતખાના ઉપર માળ છે તે બીલકુલ પુરાની થવાના કારણે ઉપરનો તલ્લો ઉતારી મસ્જીદ દુરસ્ત કરી લેવી કેમ છે? જો તલ્લો ઉતારવામાં આવે છે તેની ઝરૂરત પણ પડતી નથી કારણ કે મુસલ્લી એટલા બધા થતા નથી.

**જવાબ**—જ્યારે જમાઅતખાનાના ઉપરનો તલ્લો પુરાનો થવાને લઇ તુટી પડવાનો ભય હોય તેમજ તેની ઝરૂરત પણ નથી. એવી હાલતમાં ઉપરનો તલ્લો ઉતારી પાડવો જાઇઝ બલ્કે ઝરૂરી છે.

**સવાલ**—કબ્રસ્તાનમાં કોઇ કબર બેસી પડેલી હોય તો તેને પુરવી જોઇએ કે નહિ અને કબ્રસ્તાનના મકોડા પકડી દવાના કામમાં લેવાય કે નહિ?

**જવાબ**—બેસી પડેલી કબ્રમાં માટી નાખી પુરવી જોઇએ, તેમજ ઝરૂરતને લઇ દવા માટે કબ્રસ્તાનના મકોડા પકડવા જાઇઝ છે.

**સવાલ**—અમારે ત્યાં કઠીયાવાડમાં શબેરાતની રાતે લોકો કબ્રસ્તાનમા જઇ ફરી

મકોડા કાટે આટો અને શાકર નાખે છે એ દુરસ્ત છે કે નહિ ?

**જવાબ**—એની કંઇ સાબેતી શરીઅતમાં નથી માટે એ રિવાજ છોડવો જરૂરી છે. જે ચીઝ શરીઅતમાં ન હોય તેને આપણે ઇજાદ કરવી ગુન્હો છે.

**સવાલ**—અમારે ત્યાં કાઠિયાવાડમાં એવો રિવાજ છે કે જ્યારે કોઈ મરી જાય છે તો ઝીયારત કરવામાં આવે છે અને ખતમ પઢાવી પાણી દમ કરી કબર ઉપર નાખવામાં આવે છે. તેમજ ઝીયારતના દીને વાયજ પઢાવવામાં આવે છે.

**જવાબ**—મુરદહની ઝીયારત કરવી જેમકે આજ કાલ રસમ પડેલી છે અને ખતમના પાણી પર દમ કરી તે પાણી કબ્ર પર નાખવું, વાઅઝ કરાવવી, એ બધી ચીઝોની શરીઅતમાં કંઇ સાબેતી નથી. સુન્નતે રસુલુલ્લાહ મુજબ કામ કરવુ જોઇએ. એવા રસમ રિવાજો બંધ કરવા જોઇએ એ બધા રિવાજો પેટ ભરૂ કટમુલ્લાઓએ કાઢ્યા છે.

**સવાલ**—હાથીદાતના બનેલા રમકડા બચ્ચાંઓની રમત ગમત માટે ખરીદવા તેમજ કચકડાના ગુડા ગુડીયો ને મકાનમાં રાખવાં દુરસ્ત છે કે નહિ ?

**જવાબ**—બચ્ચાઓને રમવાનાં રમકડા હાથીદાંતના કે લાકડાંના ખરીદવા અથવા મકાનમાં રાખવા જાઇઝ છે પણ એ શર્તે કે તે રમકડાઓમાં કોઇ જાતની તસ્વીર ફોટા કે મૂરતી ન હોય. અને કચકડાના ગુડા ગુડીયો ઘરમાં રાખવી દુરસ્ત નથી. આજકાલ લોકો કચકડાના ગુડાઓને ઘરમાં સજાવી રાખે છે તે બુત સમાન લાગે છે. એવી 'હરામ વસ્તુઓ ઘરમાં ન રાખવી જોઇએ. એથી ખૈરો બરકત' ઓછી થાય છે. અને રહમતના ફરિશ્તા મકાનમાં આવવા નફરત કરે છે માટે એવી નુકસાનકારક ચીઝોથી 'ઘરને પાક સાફ રાખે.'




## હાલની બીજી બાજુ!

તા. ૨૭મી એપ્રીલની તારીખ પણ મારા માટે મુસીબતની તારીખ હતી. ઇંદોરમાં મુશાયરો હતો અને અમારા ઘરમાં પણ મુશાયરો જામ્યો હતો, જેથી મારાથી જઇ ન શકાયું તો રા. અડવાણીને ઇંદોર અમારા પ્રતિનિધિ તરીકે ધકેલી દીધા. રા. અડવાણી તો રાબેતા મુજબ વગર ટીકીટેજ ચઢી બેસેલા હોવાથી સાયણના સ્ટેશને પકડાવાની ધાસ્તી હોવાથી પ્રમુખનો બિસ્તરોજ માથે મૂકીને કુલી તરીકે બહાર નીકળી ગયા!

જાણે કોંગ્રેસ કે લીગની બેઠક મળવાની હોય તેમ સાયણનું સ્ટેશન ગાજી રહ્યું હતું. નાગાબાવાઓની જેમ વાંકી ટોપીઓ મૂકીને કેટલાક શાઇરો તો પધાર્યા હતા. શાઇરોનાં પુનિત પગલાંની શું તારીફ કરીએ? બે મોટરો રોકી હતી પણ તે બંનેને પંચર પડવાથી એક ત્રીજી મોટરની જોગવાઇ થઇ, બધા મારતેમોંયા શાઇરો પહેલીજ મોટરમાંજ ઉપડી ગયા. બીજી ને ત્રીજી મોટરમાં મધ્યમ વર્ગના ગયા ને ચોથી મોટરમાં 'શાઇરોના પડછાયા' રૂપ કાવ્ય રસીકો ગયા, ને પાંચમી મોટરમાં કાઠિયાવાડથી કવિતા લલકારવા આવેલા પ્રાજ્ઞેષ ઠાકોર 'રેવા' સાહબ તથા 'ચાયલ,' 'નૂરનામીઝ' વગેરે-ગયાં. બધાં શાઇરો સીગારેટ પીતા એક બીજાને આનંદથી મળતા હતા ત્યારે અડવાણી એક બાજુ દોઢીયાની દશવાળીનો દમ લઇ રહ્યા હતા!

ઉતારા પર ઓળખાણોની રમઝટ જાગી. 'બેકાર' દરેકની ઓળખાણ કરાવતા હતા તેમાં કેટલાકને વધુ પડતો રંગ ચઢાવતા હતા, તો કેટલાકને છોલતા હતા. પ્રમુખ સાહેબને તો પાન ચાવવામાંજ ફુરસદ મળતી ન હતી. કવિ અને અકવિઓ મળી ખાસા ૧૫૦ માણસો ઉતારા પર જામ્યા હશે. હિંદુ અને મુસ્લિમ રસોડાં જુદા હતાં. આ બંને રસોડામાં બીજા તો બધા જમી આવ્યા પણ રા. અડવાણીના કપડાંના દીદાર જોઇને કોઇએ તેમને જમવાજ ન બોલાવ્યા જેથી એ બે ઘરનો પરોણો ભૂખ્યો જ રહ્યો! સૌ કરતાં 'રેહાન' કવિ જે ફક્ત રાંદેરના 'શા'થી જાણીતા થયેલા છે તેમની પધરામણીથી ખૂબ આનંદ થયો. મસ્તકવિ 'આઝાદઅમીન' ની રસમસ્તીની છોળો ઉડવા લાગી. કવિઓ મુસાફરીના થાકથી ઢીલા થયા હતા, તેમને

શેખચલ્લીએ ચાદ પીવરાવીને ટાટ કર્યા પાન ચાવતાં ચાવતાં એક બે શાઇરોએ તો સામે વાળાઓની શેરવાનીઓ પણ રંગી દીધી!

રાત્રે મુશાયરાની રમઝટ જામી. ઇકબાલને અંજલી અપાઈ કેટલાક શાઇરોની જુમેરાતીયા સાંઇ ફકીરો જેવા રાગોની કવિતાઓએ લોકોને કોપરાં ખાતાં કરી દીધાં હતા પણ વારંવાર હાસ્યના ઝાપટાં વરસાવીને હાસ્ય કવિઓએ પ્રેક્ષકોની ઉંઘ ઉડાડી. મુશાયરાની ઉજળી બાજુ તો રા. 'બેકારે' પોતાના 'આવાઝકી દુનિયા'માં કદાચ રજુ કરી હશેજ અહીં તો ડાબી બાજુજ રજુ કરવી રહીને!

પ્રેક્ષકોને દરેક શાઇરને સાંભળવા આતુર હતા! પણ શાઇરો પોતાની જાત સિવાય બીજાને સાભળવા આતુર ન હતા! કેટલાક તો ટાઇમપીસના ડબ્બામાં મુકરેર ટાઇમે ઘંટડી વાગે તેમ પોતાના મિત્ર શાઇરો કવિતા વાચે ત્યારેજ ગાંડાં 'ભરીભરીને દાદ દેતા હતા, અને બાકીના શાઇરોની કવિતા વખતે પોતાના કાન ટુંકા હોવા છતાં આંખ આડા કાન કરી જતા હતા! મુશાયરાના પ્લેટ-ફોર્મના સંચાલક રા. 'બેકાર' વારંવાર શાઇરોને પડકારતા હતા; તોય શાઇરો તો પોત પોતાની વાતોમાંજ કાયમ હતા. કેટલાક શાઇરો તો પોતાની કવિતા વંચાઇ રહી કે જાણે માથેથી ગુન્હાની ગાંસડી ઉતરી ગઇ હોય તેમ દૂર જઇને હવામાં બેસતા હતા! વચ્ચે રા. અડવાજીનો કોઇની ચોરેલી ગઝલ પોતા નામે રજુ કરવાનો વિચાર હતો પણ જેની ગઝલ તફડાવી હતી તે વ્યક્તિ હાજરે હતી. જેથી વિચાર માંડી વાળ્યો. બિચારા નવા કવિઓ સારી રીતે મુશાયરાને સફળ કરવા તલ્લીન થતા દેખાતા હતા પણ પેલા મારતેમિંયાઓને તો પોતાની જાહેર ખબર સિવાય બીજા કોઇની પડી ન હતી. "બધાને પોત પોતાની પડી છે."ની પંક્તિ પીઢ કવિઓ ખરી કરી બતાવવા મથતા હતા. 'પતિક્ષ'ના પારાયણે પણ પ્રેક્ષકોને હાજરાં ગાઇને સુવરાવી દેવામાં ઠીક ભાગ ભજવ્યો હતો! કવિઓ બગાસાં ખાતાં ખાતાં પોઢી ન જાય માટે વચ્ચે એક પંક્તિ પુરી થતાં ને બીજી પંક્તિની શરૂઆત થતાં અફીણના કસુંબાને બદલે તેવીજ રંગતની ચાહ પીવરાવવામાં આવી હતી! અને તે છતાંય મુશાયરો ટાઢો ન પડે એ માટે વારંવાર શેખચલ્લીની સૂચનાથી 'બેકાર'ને ઇજેક્શનો મૂકવાં પડતાં હતાં. વચ્ચે 'સેવક' સાહબના ટેબ્લાએ પણ ખૂબ રંગ રાખ્યો હતો.

મહા કવિઓ રાબેતા મુજબ પાછળ રહેવાને બદલે આ વેળા આગળ રજુ થઇ ગયા હતા જેથી પાછળના કવિઓએ ઢીલ મૂકવા માંડી હતી! એટલું સારું હતું કે કોઇ કૂવામાંથી કપાયા ન હતા! બિચારા પ્રેક્ષકો તો ધીરજની કસોટીમાંથી પાર ઉતર્યા હતા. શ્રી૦ શેખચલ્લીએ કવિઓની પીઠ થાબડીને તેમને ઠીક ઠીક ઉછાળ્યા હતા. ગુજરાતમાં કવિઓનું વહાણ ભાંગ્યું છે. એ તો અમે કેડારમાંજ જોયું! "શું શાં પૈસા ચાર!" કહેનારાઓના દાંત ખાટા કરી નાખવા કેડારનો આ મુશાયરો અણમોલ ઉદાહરણ રૂપ ગણાય!

મુશાયરા પછી ઉજાગરાથી લથડીયાં ખાતા કેટલાક કવિઓ ઉતારે ગયા ને કેટલાક પહેલી ટ્રેનમાંજ ઘર ભેગા થયા. બીજા દિવસે બાર વાગ્યા સુધી ઉતારે પુનઃ કવિતાઓની રમઝટ જામી. બહારગામથી આવેલી કવિતાઓમાંથી 'અશરાફ', 'મઝલુમ', 'ફહમી' વગેરેની કવિતાઓને 'આઝાદ અમીને' ખૂબ રંગ ચઢાવીને રંજુ કરી હતી. વચ્ચે વચ્ચે હાસ્યના

તુકકાઓ છુટતા હતા. બાર વાગે કવિ મંડળ ટાંગીયા ઘસતું નદી ઉતરીને ખોલવડ ગયું. કઠોરના સ્વાગત મંડળે તો હદ કરી હતી પણ ખોલવડના નાહ્‌લા મોટાએ તો સ્વાગતમાં હદ વટાવી દીધી હતી, સાંજે ત્રણ વાગે કોલ્ડડ્રિંક પીને ટાઢા પડવાને બદલે કવિઓ ઉલ્ટા ગરમ થયા! 'શયદા' અને 'પતિલ'માં જામી. લડાઇ નહિ પણ કવિતાની ચર્ચા. 'પતિલ'ના 'શબાબી' અને હિજાબી શબ્દો પર 'શયદા' તપ્યા 'અસરે' કહ્યું જેમ ખરાબ ઉપરથી ખરાબી શબ્દ થાય તેમ શબાબ ઉપરથી શબાબી શબ્દ 'પતિલ' સાહબે બનાવ્યો હશે. વચ્ચે 'વહશી' સાહબે પતિલના 'ઝુમ્મર' શબ્દ પર ધ્યાન ખેંચ્યું હતું. એ ટપાટપી 'પશુમાં પડી એક તકરાર'ની જેમ લંબાતીજ રહેત; પણ ચાહની પ્યાલીઓના ખડખડાટે શાયરોનું ધ્યાન બીજી તરફ દોર્યું? ચાહ પાણીથી પરવારીને પાછાં નાનકડા 'મુશાયરા'માં સર્વે પધાર્યા, ખોલવડના રસિકોએ આગામી મુશાયરાનું આમંત્રણ પાઠવ્યું. ફિલમ આવતાં પહેલા તેનું ટ્રેલર બતાવવામાં આવે છે તેમ મુશાયરો થતાં પહેલાં વાનગી રૂપે આ નાનકડો મુશાયરો યોજાયો હતો! દરેકે પોત પોતાની ઉત્તમ કવિતાઓ રજુ કરી હતી. તેમાં ભાઇ 'આસિમ' ની "આંધળી છોકરી" અને 'ખેકાર'ના "કાણા છોકરા"એ ઠીક રંગ જમાવ્યો. શ્રી૦ શેખચલ્લીતો ત્યાં ટાઢા ભેંસ જેવા થઇનેજ બેસી રહ્યા. 'આઝાદ અમીન,' 'મઝાક,' 'નૂર,' 'હઝી,' 'સાકી,' 'કૃષ્ણ,' 'અસર,' 'શયદા' 'બદ્રી' 'મરીઝ,' 'વહશી,' 'પતિલ,' 'ખેકાર' વગેરેએ ખૂબ પેંતરા બતાવ્યા અને સાંજનું જમવાનુ પણ નકકી કરી દીધું!

શાયરોની ડોલી—નહિ મોટર રાત્રે પોણા-દસ વાગે સુરત સિધાવી! જાનમાં જતી જાનડીઓની જેમ મોટરમાંય આખે રસ્તે 'આઝાદ' અમીને શાએરીની રંગત ચાલુજ રાખી. ખાડા ટેકરાવાળા રસ્તાને લીધે મોટરમાં વારંવાર આવતા આંચકાને "આઝાદ અમીન"ની રંગતે ભૂલાવી દીધી. મોટરમાંથી ઉતરીને શાયરો માહીમના મેળામાંથી પાછા વળતા મીયાંઓ જેવા ઉતરેલ ચહેરે ઉંઘ અને થાકથી લથડતા પગે ઘર ભેળા થયા! પછી થાક દૂર થતાં પાંચમે દિવસે 'વેણી'માં ભાઇ બદ્રીએ મુશાયરાનો રિપોર્ટ પ્રગટ કર્યો. એમને 'બદ્રી,' 'મરીઝ', 'આસિમ' ને 'શયદા', સિવાય બીજા કોઇ કવિ દેખાયાજ નહિ. ૪૦-૪૫ કવિઓમાંથી એ ચાર સિવાયના બીજા અદ્રશ્ય માનવીઓ હોય, કાંતો ફક્ત જોડકણાકારજ હોય જેથી એમણે બીજા કોઇનું નામ રજુ કર્યું નહિ હોય! "સબ સબકી સમાલો મૈં મેરી ફોડતાહું."

શા. વણજારો.



# અસ્માઉલ હુસ્ના

સંપાદક

રિફાઈ-સાબેરી

"યા મોઝિલ્લો" (અદદ ૭૭૦) "એ ઝલીલ કરવાવાલા." (૧) જે કોઈ ઝાલિમ તેમજ હાસેદ (હસદ કરનાર)થી ડરતો હોય તો જો ૭૫ વખત અગર ૨૧ વખત "અલ મોઝિલ્લુલ બસાયાં" પઢી સીજદો કરી દુઆ માગે કે:—"યાઇલાહી મને ફલાણા ઝાલીમથી અગર ફલાણા હાસેદથી અમનમાં રાખ" તો ઈ. અ. ખુદાપાક તેને અમનમાં રાખશે અને પોતાની હિફાઝતમાં રાખશે; (૨) જે કોઇ દરરોજ નક્કી કરેલા વખતે ૭૭૦ વખત "યા મોઝિલ્લો કુલ્લે જબ્બારિન અનીદીન બેકહરે અઝીઝે સુલ્તાનેકા" પઢવા કરશે તો ઇ. અ. તેના દુશ્મનો દફે થશે અને જો પઢતી વખત દુશ્મનને રુપોશ તસવ્વુર કરી પઢશે તો ઈ. અ. તે હલાક થઈ જશે. (શરઅઇ રીતે એવું કરવું જાયઝ હોય તોજ કરવું નહીં તો પોતે હેરાન થશે તે ખાસ ધ્યાનમાં રાખવું) (૩) "યા મોઝિલ્લો"ને હંમેશા કસરતથી પઢનાર ખુદાપાકની હિફાઝતમાં રહેશે.

"યા બસિરો" (સિફ્ફાતી ૩૦૨) "એ જોવાવાલા કુલ મખ્લુકોના" (૧) જે કોઇ ખરા અકીદાથી "અલબસિરો અગર યા બસિરો" ને દરરોજ સવારના ફજ્રની સુન્નત નમાઝની વચ્ચે ૧૦૧ વખત પઢશે તો ઇ. અ. ખુદાપાકની ખાસ નજરે ઇનાયત તેની ઉપર રહેશે, એટલે તેને ખુદાપાક દરેક આફત બલાથી બચાવી જાઇતી દરેક વસ્તુ ગેબથી પહોંચાડશે અને કોઇનો કદી પણ મોહતાજ થશે નહીં. (૨) જે કોઇ દરરોજ અસરના વખતે ૭ વખત પઢશે તો ઇ. અ. અકસ્માતથી મરશે નહીં. (૩) જે કોઇ હંમેશા જુમ્આના ખુત્બા પહેલાં એને ૧૦૦ વખત પઢશે તેને ખુદાપાક પોતાની નજરમાં રાખશે એટલે મકબૂલ બંદાઓમાં ગણશે અને તેને કોઇનો મોહતાજ કરશે નહીં. (૪) એને હંમેશા કસરતથી પઢનારની આંખો ઇ. અ. કમજોર થશે નહીં. (૫) એને હંમેશા કસરતથી પઢનારા અસ્રારે ઇલાહીથી ધીમે ધીમે વાકેફ થતો જશે, પાકા એતેકાદ અને ખુલૂસ સાથે પઢશે તો. (૫) જુમ્આની નમાઝ પછી ૧૦૦ વખત પઢનારને નેક કામો કરવાની ખુદાપાક તોફીક અતા કરશે અને તેની બસારતમાં સફાઈ દેશે.

"યા સમીઓ" (અદદ ૧૮૦) "એ સાંભળવાવાલા" (૧) જે કોઇ જુમેરાતે (ગુરૂવારે) ચાસ્તની નમાઝ પછી "અસ્સમીઓ" પાંચસો વખત પઢીને જે કંઇ દુઆ માગશે તે ખુદાપાક કબૂલ કરશે (૨) દરરોજ ૧૦૦ વખત પઢનાર જે કંઇ ખુદા પાકથી માંગશે તે મળશે પણ પઢતી વખત કોઈ સાથે વાત કરવી જોઇએ નહીં. (૩) "યા સમીઓ" એના અદદ મુજબ અગર પઢનારના અદદ મુજબ દરરોજ નક્કી કરેલા વખતે પઢવાથી તેની બધી દુઆ ઇ. અ. ખુદાપાક કબુલ કરશે. (૪) દરરોજ સવારે એને સુન્નત અને ફર્ઝ નમાઝ વચ્ચે ૧૦ વખત પઢનારને ખુદાપાક રહમતની નજરથી જોશે. (૫) દરરોજ

અસરના વખતે (નમાઝ પછી) ૭ વખત પઢનાર કદી અચાનક અગર અકસ્માતથી મરશે નહીં. (૬) "યાઅલ્લાહો યાસમીઓ, યા બસીરો" એને હંમેશા કસરતથી પઢનાર ઇ. અ. કદી પણ કોઇનો મોહતાજ થશે નહી. જે કંઈ દુઆ માંગશે તે ખુદાપાક કબૂલ કરશે. ખુદાપાક ગૈબથી તેની હમેશાં મદદ કરશે અને ઇ. અ. દરેક બુરાં કામોથી બચેલા રહેશે. (૭) યા અલ્લાહો યાસમીઓ, યા અલીમો, યા હલીમો, યા અલીયો, યા અઝીમો, ઇસ્માઅ દોઆઇ બેખસાએસે લુત્ફેકા યા લતીફો" કોઇ પણ મુશ્કિલ આસાન થવા, કોઇપણ હાજત પૂરી થવા, દીન દુન્યાના કોઇ પણ કામ માટે દરરોજ રાત્રે ઇશા અગર તહજ્જુદ પછી પ્રથમ અને પાછળ ૧૧-૧૧ વખત દરૂદ શરીફ પઢી મજકુર દુઆ ૧૦૦ વખત ધારેલું કામ પૂરૂં થાય ત્યાં સુધી પઢવું કામ પૂરૂં થએ શકિત મુજબ ફકીરોને ખવાડવું બેહતર છે. (૮) એને હંમેશાં સવારની ફર્ઝ નમાઝ પછી ૧૯૫ વખત પઢનારની દરેક હાજત ખુદાપાક પૂરી કરશે અને કદી કોઇનો મોહતાજ થશે નહી. મજકુર દુઆ પઢતી વખત અગર પઢવાની મુદ્દતમાં જો કંઇ ભેદની વાત જાણવામાં આવે તો કદી પણ તે ભેદ કોઇની આગળ કહેવો નહીં, નહીં તો પાછળથી હેરાન થવું પડશે. (૯) "અલ્લાહુમ્મા યા સમીઓ સમેઅતા બિસ્સરએ વસ્સરમઓ ફીસેર્રેએ સિર્રોકો યા સમીઓ" એને હમેશા કસરતથી પઢનારની દરેક દુઆ ખુદાપાક કબૂલ કરશે.

"યા હકીમો" (સંખ્યા ૬૮) "એ હિકમતવાલા" (૧) જુમ્આની રાત્રે જે કોઇ એને એટલી વખત પઢે કે પઢતાં પઢતાં બેહોશ થઇ જાય તો ખુદાપાક તેના દિલને ભેદોના ખજાનાથી ભરપૂર કરી દેશે. અમુક સાહેબોએ જુમ્આની રાત સિવાય ગમે તે રાત્રે ઉપર મુજબ પઢવા બતાવ્યું છે અને એ મુજબ અમલ પણ કરેલો. (૨) પંજગાના નમાઝ પછી દરરોજ ૮૦ વખત પઢનાર કદી કોઇનો મોહતાજ થશે નહી. ખુદાપાક તેને ગૈબથી મદદ કરશે. (૩) એને હમેશા કસરતથી (ખાસ કરી રાત્રે) પઢનારને મજકુર બંને તરેહના ફાયદા ઇ૦ અ૦ જરૂર મળશે. (૪) એને કસરતથી પઢી પાણી ઉપર દમ કરી તે પાણી ખેતરમાં, બાગ બગીચામાં ઝાડો ઉપર છાંટવાથી (અગર જડમાં ... એવી રીતે નાખવાથી ખેતર, બાગ, બગીચાની પેદાશમાં ઇ૦ અ૦ સારો વધારો થશે અને દરેક રીતના જીવજંતુ વગેરેના નુકશાનથી બચી જશે. મુસ્લિમ ખેડુત ભાઇઓ એને કસરતથી પઢતા રહી મજકુર રીતે કરવાથી દુન્યા તેમજ આખેરતનો નફો મેળવવાનો લાભ લઇ શકે છે. (૫) એને કસરતથી પઢનારની બધી મુશ્કિલો ખુદાપાક આસાન કરી દેશે.

"યા અદ્લો" (અદદ ૧૦૪) "એ ઇન્સાફ કરવાવાલા" (૧) જુમ્આની રાત્રે ખાતા ખાતા દરેક લુકમા ઉપર "અલ અદ્લો" પઢી દમ કરી ખાવાથી ઇ૦ અ૦ બધી દુન્યા તેની ઇઝ્ઝત કરશે અને બધાં લોકો તેના તાબે થશે અને તે કહેશે તેમ કરશે. (૨) મગરેબની નમાઝ પછી ૧૦૪ વખત પઢનાર આસ્માની બલાઓથી છુટકારો મેલવશે, તેમજ દરેક તરેહની આફત, બલા, મુસીબત વગેરેથી બચેલો રહેશે. (૩) એને હમેશા કસરતથી પઢનારનું દિલ નરમ થઈ જશે અને નેક કામો કરવા સદા ખુશી રહેશે. (૪) દરરોજ પંજગાના નમાઝ પછી એના અદદ ૧૦૪ મુજબ એટલો વખત પઢનારને ખુદાપાક ગૈબથી રોજી પહોંચાડશે અને તે કોઇનો મોહતાજ થશે નહી.

અપૂર્ણ.

# મેહફિલ

● સંપાદક ●

[ કરાંચીની બઝમે ઈકબાલ તરફથી તા. ૨૭–૪–૪૨ની રાત્રે પ્રોફેસર [illegible] એમ. એ., એલ. એલ. બી. ના પ્રમુખપણા નીચે મુશાયરો ઈકબાલની વરસી મનાવવા યોજાયો હતો; તેમાં આપાએલી બે પંક્તિઓ પૈકીની એક પંક્તિ પરની ગઝલો અહીં કાપકૂપ કરીને પ્રગટ કરવામાં આવી છે. ઓછામાં ઓછી ત્રણ શેઅરથી લઈને વીસ સુધી કાપકૂપ કરવી પડી છે, તો રસજ્ઞો દરગુજર કરશે એવી આશા રાખીએ છીએ. કારણકે કાગળોના ભાવો ઘણા વધી ગયા છે. — સંપાદક ]

પંક્તિ :— "બંધાને ખોટ પોતાની પડી રહી."

ગયો તે, સાથ ગયા એના શાયરીના કમાલ,
મિસાલ મળતી નથી જગમાં શોધી લઈને મશાલ.
સદાય ગુંજે, જીવન-પંથમાં એ "બાંગે દરા",
"અસર" એ વાત છે પૂરી કે "લાખો ઈકબાલ".

"અસર" આલેરી (વયાદર)

દિલની વીણાને ઝણઝણાવી ગયો,
ગીત જીવન તણાં સુણાવી ગયો.
એક અનોખી લગન લગાડીને
દિલની દુનિયાને ખળભળાવી ગયો.

"રૂસવા" (પાજોદ)

૧

કહું શું, વીજળી દિલ પર પડી છે
નિગાહો જ્યારથી કોથી લડી છે.
તમારી વાતને શું કોઇ સમજે,
કે સો સો ગાંઠ એક શબ્દે પડી છે.
સમય પલટાયો છે એવો હવે તો
બધાને પોત પોતાની પડી છે.
મને કાં આંખે અંધારાં ન આવે
કોઇની ઝુલ્ફ ઉલઝનમાં પડી છે.
સમાઇ આઝૂ કોની હૃદયમાં
કજા કાં રૂબરૂ મારા ખડી છે?
મને ઉત્તર તમો દેતા નથી કાં
આ મોહરે ઓષ્ટ પર કો'ની પડી છે?
જરા શર્મા, બગલમાં લાલ બોતલ
શિરે તો શયૂખ; લીલી પાઘડી છે.
ખુદાની શાન! મુંજ સુરતને દેખી
કોઇની શક્લ હેરતમાં પડી છે.
હવે તો છે ફક્ત ત્રણ ચીજ બાકી
સનમનો દર, ને હું, ને ગોદડી છે.
ચમકમાં મોતીઓ સમ અશ્રુ મારાં
વરસવામાંયે શ્રાવણની ઝડી છે.
હૃદયે કોત હૂં છુ "આર" કડીઓ
તરેહની આ કડી બહુ સાંકડી છે.

'આર' ચાંદરી

૨

પડી છે તો ભલે આફત પડી છે
ચડી છે તો ભલે આફત ચડી છે.
અટલ વિશ્વાસ છે આઝાદ થાશું
ગળે ફાંસો ભલે હાથે કડી છે.
ઘટા ઘનઘોર આકાશે ચડી છે
ઉઠા અય મયકશો કીસ્મત લડી છે.
કહો આનન્દમી કેવી ઘડી છે
હૃદયને વ્યાધિઓ સંપડી પડી છે.
તમોને નિત નવી આદત પડી છે
કદી મોઢું કદિ આંખો ચડી છે.

હું સમજ્યો કે નઝર ભૂલી પડી છે
નવાઇ છે નવી દુનિયા જડી છે.
તમે તો આપની પાસે વસો છો
ભુલાવામાં બધી દુનિયા પડી છે.
ન મેં છેડયા ન એણે છેડ કીધી
લડી છે તો ફક્ત આંખો લડી છે.
તમારી આંખ પર અંકુશ રાખો
હવે તો એ બહુ માથે ચડી છે.
હૃદય મુજ કોઇને હું કેમ આપું
હૃદય મુર્તિ હૃદય સાથે જડી છે.
ડરે છે કોઇથી શું કામ "શયદા"
કજા તારી હિફાજતમાં ખડી છે.

'શયદા'

૩

એ નજરો, મારી આંહિંયી લડી છે
કયામત પર કયામત જઇ પડી છે!
કયામત શું છે બીજું કંઇ નથી પણ
વિરહની રાતની છેલ્લી ઘડી છે.
તમારાં તીર, આવી મારા દિલમાં
તમે શોધો ને, મુજને શું પડી છે!
પતંગોથી કોઇ કહેતું નથી કંઇ
અને બદનામ દિપક હરઘડી છે.
વિરહ-બીમારની પાસે તમે છો
હું સમજ્યો મોત આવીને ખડી છે.
રડી લે, બે-સમજ તો થોડી લે
ઘડી મયખાનું સંઇ આવી ખડી છે.
ઓ, કાતિલ-નયન એકજ વાર બીજો
મરેલી આંખ પાછી તરફડી છે.
તજી ત્યાં, અહીં અશ્રુના પરદા
નકાબ ઉપર નકાબ આવી પડી છે.
ન બીજી ભૂલથી પણ અર્ઝ, કહીએ
મુસીબત જે ઉઠી, મુજ પર પડી છે.
"અસર" સંભાળજો દર્દે જીગરને
ઘણી મુશ્કેલથી એ દૌલત જડી છે.

શશી સમ દિપ તે પેટાવી બેઠા,
મેં સળગાવી હૃદયની ફૂલઝડી છે.
પ્રણયના પાઠ આગળ છે ઓ 'સાબિર'!
પ્રથમ કક્કો પછી બારાખડી છે.
'સાબિર' (વટવા)

૭

કોઇ પર દિલ કોઇ પર આંખડી છે
છતાં મુજને નિરાશા સાંપડી છે.
એ આવ્યાં ને કઝા આવી ખડી છે
બિચારી જાન મુશ્કિલમાં પડી છે.
જુઓને ભાન ભૂલ્યા શેખ પીને;
ખભે ઝબ્બો, બગલમાં પાઘડી છે.
તમે નાવિક બની આવી ઉગારો.
વમળમાં મુજ ફસાઇ નાવડી છે,
તમે ચાલ્યાં નઝર નિચી કરીને,
મગર અહીં તો કયામત થઇ પડી છે.
કથા મારી હું કોને જઇ સુણાવું,
બધાને પોત પોતાની પડી છે.
અમે માન્યું તમે પીતા નથી શેખ,
ફરી તમ લાલ શાને આંખડી છે?
ઇમારત આશની બાંધીતી દિલમાં,
અચાનક આજ એ તૂટી પડી છે.
કદમ મેહશરમાં શી રીતે ઉપાડું,
શિરે મારે ગુનાની ગાંસડી છે.
તમે ઠોકરથી તો ઠુકરાવો દિલને,
તમારી યાદ એમાં હર ઘડી છે.
"ફના" દિલને જુવાનીમાં સંભાળો;
બલા એ આપની પાછળ પડી છે.
"ફના" રાંદેરી.

૮

હજી 'લીલા'ની દિલમાં પ્રીતડી છે,
હજી શીશામાં મય બાકી પડી છે.
હવે ઊંચું કદી નીચું થશે ના,
બહુ ઉંચે નજર જઇને લડી છે.
કહું તો શું કહું, કોને કહું હું?
બધાને પોતપોતાની પડી છે.
ઉડું છું ચો તરફ હું પ્રેમ-પાંખે,
હવે મંઝિલની કયાં મુજને પડી છે?
રહું છું "રૂપ" સાથે પ્રેમ-જગમાં,
મને મંઝિલથી પર મંઝિલ જડી છે.
મહબ્બત હોય એ, ઝાલિમ મહબ્બત
મરણ-જીવનના વચ્ચેની કડી છે.
છુપીને પણ છુપી શકતા નથી એ,
અને દોષિત અમારી આંખડી છે.
ફસાવી રૂપ, રંગોમાં નઝરને,
અમારી ઝિન્દગી રસ્તે પડી છે.
નથી દિલતો, નથી દુન્યા સમજને,
અમારાં દિલ થકી દુન્યા ખડી છે!
મહબ્બતથી જશે દિલ, મંઝિલે તું,
મહબ્બત આંધળાની લાકડી છે!
અનોખા ભાવના પુષ્પો છે એમાં,
ગઝલ "આસિમ"ની જાણે ગુલછડી છે!
"આસિમ" રાંદેરી

૯

પુકારે શાહીવાદીની છડી છે
મઝા દાસત્વમાં તેને પડી છે.
મળે પંડિત ને મુલ્લાં તો સારૂં
નહી તો ડુબવાની આ ઘડી છે.
સિધાવો મેજથી સ્વદેશ પાછા
પરોણાગત હવે ભારે પડી છે.
પડી છે અન્યની દરકાર કોને
બધાને પોત પોતાની પડી છે.
"એ ફેંકે છે બેરાકો બોંબ બદલે
કળા શી રામનૌની કાંકડી છે?
ઇશારાથી કરે પત્થરને પાણી
એ લાખો આંખમાંની આંખડી છે.
જે બુટની એડીથી અધ્ધર ઉડે છે
એ મિસ છે કે પવનની પાવડી છે.
કપાવી બોબ કટ એડોળ થાવું
સુધારાની એ ફેશન કાંકડી છે.



# ઇકબાલ:

## વિશ્વના મહાન સન્દેશવાહક કવિ

લેખક

ઇમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા

અલ્લામાહ ડૉક્ટર સર મુહમ્મદ ઇકબાલની ગણના જગતના પ્રથમ પંક્તિના કવિઓ, ફિલસૂફો અને તત્વજ્ઞાનીઓમાં થાય છે. એમના કાવ્યો અને ખંડ-કાવ્યોના સંગ્રહો આના પુરાવારૂપ છે; પરંતુ એમની એ વિશેષતાઓને કોરે મૂકીએ તોય એક સન્દેશવાહક કવિ તરીકે એમનું નામ સદાય અમર રહેશે, અને સાચી હકીકત તો એ છે, કે એક સન્દેશવાહક કવિ તરીકે એઓ સફળ થયા છે પણ ભારે. એમની એ સફળતા જગતના કવિઓ માટે કદાચ ઇર્ષારૂપ બને પણ ખરી.

કારણ બાયરન, ગિટે, હોમર, ટેનિસન, શેક્સપીયર યૂરોપ-અમેરિકામાં, હાફિઝ, ઉમર ખૈયામ, કાલીદાસ, ભવભૂતિ, ટાગોર એશિયામાં વિસરાઇ ગયાં છે, કે કદાચ વિસરાઇ જશે એ તદ્દન સંભવિત છે—પરંતુ ઇકબાલ અજર અને અમર રહેશે. સબબ એ જગવિખ્યાત કવિઓએ આધ્યાત્મિક, રંગીન અને ઇશ્કનીજ શાયરી કરી જાણી છે, જગતને બોધવાની, તેના નિર્ભાન આત્માને જગાડવાની, જનતાના નીચલા થરોને જાગૃત કરવાની કોશિશ જ કરી નથી. બલ્કે એમ કહો કે એ જગ-કવિઓ કોઇ મિશન, કોઇ સન્દેશો લઇને જન્મ્યા જ નથી કે તેમની શાયરી ચીરંજીવ બની રહે. ટાગોર જરૂર મહાન કવિ છે, મહાન તત્ત્વ ચિન્તક છે, મહાન ફિલસૂફ છે પણ જગતને તેનો શો સન્દેશો છે? વિશ્વના એવા કયા દેશો છે, જ્યાં આજે ટાગોરના કલામને, ઇન્સાનમાં આત્મભાન જાગૃત કરવા માટે નિમિત્ત સમજવામાં આવતો હોય. ટાગોરની વાણી રંગીન આધ્યાત્મિક વાણી છે,

જે મનુષ્યના સુષુપ્ત આત્માને એક વાર છંછેડી જાય છે, આશ્વાસન આપી જાય છે, મસ્ત બનાવી જાય છે, મેઘ– ધનુષના રંગે બનાવી જાય છે અને બસ.

ઇકબાલનો કલામ. ઈન્સાનની મુડદા રૂહમાં નવજીવન સીંચે છે, તેના નિર્જીવ અાતમામાં નવું ચેતન અર્પે છે, તેના નિરાશાગ્રસ્ત દિલમાં પ્રાણ પૂરે છે, અને તેના અહમ્ભાન (ખુદી) ને જગાડે છે એટલું જ નહીં, ઇકબાલ મનુષ્યને સંજીવની ખોટા કરતો નથી, કર્તવ્યની દિશા બતાવતો નથી, અમલના પાઠ ભણાવતો નથી પણ તેથી પણ આગળ લઇ જઇને, ઈન્સાની જીંદગીના મર્મો બતાવે છે, અને તે મારૈનું સમરાંગણ દેખાડી મનુષ્યને આંઠાના ખેલ ખેલવાનો બોધ કરે છે. મનુષ્ય સમક્ષ, ઇકબાલ પોતાના કલામની રોશનીમા, એવી ભૂમિકા સર્જાવી દેખાડે છે કે ત્યાં પહોંચ્યા પછી ભાગ્યે જ કોઇ મનુષ્ય, તેના સમાન બનેલા આત્મા જોડે જઇ પાછી પાની કરી શકે છે. તે યુદ્ધ આદરે છે, ને જરૂર આદરે છે.

ઇકબાલે પોતાની ફારસી મસનવી "અસરારે ખુદી"માં ઈન્સાનને પોતાની ખુદી (અહમ્ભાન) કિંવા અસ્મિતા પીછાનવા ઉપદેશ કર્યો છે, અને એ ઉપદેશના પ્રતિબિમ્બો ઇકબાલના ઉર્દૂ કલામ "બાલે જિબ્રીલ"માં પડેલાં જોઇ શકાય છે. ઇકબાલ, મુસલમાનોને પોતાના અહમ્ભાનને જાગૃત કરવા, અને અહમ્ભાનમાં રહેલી અનંત શક્તિઓનું દ્રવ્ય પીછાનવાનું કહે છે. જો મુસ્લિમ કોમ પોતાની અસ્મિતા પરખતી થઇ જાય તો ઇકબાલ તેમાં તેનો ઉત્કૃષ્ટ જુએ છે, તેને ફરીવાર શાસન કરતી જેવાનું ભવિષ્ય ભાખે છે, અને તે વિશ્વની સુખી, સમૃદ્ધ અને સુસંસ્કૃત પ્રજાઓમાં પહેલું સ્થાન મેળવે એમ ચોક્કસપણે માને છે. એજ સબબસર ઇકબાલે, "બાલે જિબ્રીલ" માં મુસલમાનોને ઠેર ઠેર ખુદી (અસ્મિતા) બેદાર કરવાની ભલામણ કરી છે, અને તે દ્વારા મુસ્લિમ કોમે ખોયેલો દરજ્જો પાછો મેળવવા ઉપદેશ કર્યો છે

કવિ શિરોમણિ પોતાના પુત્ર જાવિદ ઇકબાલને એક કાવ્યમાં ઉદ્દેશીને જણાવે છે કે:–

"ખુદીકે સાઝમેં હય ઉમ્રે જાવિદાંકા સુરાગ!
ખુદીકે સોઝસે રૌશન હય ઉમ્મતોંકે ચિરાગ!"

ભાવાર્થ: અહમ્ભાનના વાધમાં જ અનંત–જીવનનો મર્મ ગુપ્ત રહેલો છે, અને અહમ્ભાનની જ્વાળાથી જ (જગતની) પ્રજાઓના દિપકો પ્રકાશમાન છે.

અસ્મિતાને જાગૃત કરવાની ઈન્સાનને શા માટે જરૂરત છે તે "બાલે જિબ્રીલ"ના એક કાવ્યની નીચલી પંક્તિમાં સમજાવવામાં આવ્યું છે. :—

"ચેહ પયામ દે ગઈ હય મુઝે બાદે સુબ્હગાહી
કે ખુદીકે આરિફોંકા હય મુકામ પાદશાહી!"

ભાવાર્થ: પ્રભાતનો શિતળ વાયુ મને સન્દેશો સુણાવી ગયો છે, કે અસ્મિતા જાગૃત કરી ચૂકેલા પ્રભુ–ભક્તોનો પડાવ બાદશાહીમાં પરિણમી જાય છે

તેથી જ, ઇકબાલ "બાલે જિબ્રીલ"ના એક બીજા કાવ્યમાં કહે છે કે :—

"નાઝિલ ન દો ખુદીકો, કર અપની પાસબાની,
શાયદ કીસી હરમકા તૂ ભી હય આસ્તાના!"

ભાવાર્થ : અહમ્ભાનથી અજાન ન થ, ને વડેરું તારું રક્ષણ કર કેમકે કદાચ તું પણ કોઇ હરમ (પવિત્ર ધાર્મિક સ્થળ)નું દ્વાર છે.

અહમ્ભાન કિંવા અસ્મિતાને જાણી લેવાથી, અને તેની શક્તિઓને પરખી લીધા પછી માનવી કેટલી ઉચ્ચ ભૂમિકાએ જઇ પહોંચે છે, તે "બાલે જિબ્રીલ"ના એક

કાવ્યની નિમ્ન પંક્તિમાં કાન્ત દૃષ્ટિવાળા આપણાં મહાન શાઇરે સમજાવ્યું છેઃ—

'ખુદીકો કર બુલન્દ ઈત્ના, કેહ હર તકદીરસે પહેલે
ખુદા બંદેગે ખુદ પૂછે, બત તેરી રઝા કયા હય !'

ભાવાર્થ : તારી અસ્મિતાને તું એટલી જાગૃત કરી લે કે, પ્રભુ પણ કોઈ પણ કાર્યનો પ્રારંભ કરતાં પૂર્વે તને પૂછે કે એ બંદા! તારી શી ઈચ્છા છે?

ઇકબાલ, એશિયાનો મહાન્ શાઇર ઇકબાલ, વિશ્વનો મહાન ફિલ્સુફ, મહાન તત્વજ્ઞાની ઇકબાલ ખુદી કિંવા અસ્મિતાનો ઝંડાધારી છે, સંદેશવાહક છે પરંતુ અજાયબીસમી વાત તો એ છે, કે એનો એ ઉપદેશ, કુર્આને-પાકની સચી તઅલીમ (શિક્ષણ) થી જરાપણ વિરુદ્ધ નથી. એ સામાન્ય રીતે જગતની પ્રજાઓને અને વિશેષ કરીને મુસલમાનોને કહે છે, કે તમને ઓળખો, તમારી અસ્મિતાને ઓળખો વિશ્વમાં જે કંઇ છે, બધું તમારા માટે છે. હૃદયમાંથી ભય અને બ્હીકને તિલાંજલી આપી દો. ઘુઘવાટા મારતા સાગરમાં કુદી પડો, મોજાંઓથી યુધ્ધ કરો, ખડકોથી ટકરાઈ જાવ કેમકે જીવન, ફૂલોનું બિછાનું નથી, સમરાંગણ છે.

ઇકબાલનો આ સન્દેશો છે, જે મેં સંક્ષિપ્તમાં પેશ કર્યો છે. એ સન્દેશાથી ફલિત થાય છે, કે ઇકબાલની શાઇરી મરવાને જન્મી નથી, અન્યોને જીવાડવાને સર્જાઇ છે.

# ગુજરાતી તરજુમાવાળા સીપારા

મુસ્લિમ ગુજરાત જેની આતુરતાથી રાહ જોઈ રહ્યું છે તે કુરઆને પાકનો માતબર ગુજરાતી તરજુમો એક એક છુટક સીપારા દ્વારા છપાઈ રહ્યો છે. જેનો અરબી મતન એક મશહૂર કાતિબ પાસે ખુશખત લખાવી મોટા ખર્ચે દરેક પેજનો સુંદર બ્લોક બનાવી એક કોલમમાં અરબી લખાણ અને બીજી કોલમમાં તેનો શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં તરજુમો આપવામાં આવે છે. તેની નીચે નંબરો આપી માતબર તફસીરોના આધારે સવિસ્તાર ખુલાસો આપી ખુદાઈ વાણીની મતલબને એવી સરળતા સાથે સમજાવવામાં આવી છે કે સાધારણ જ્ઞાનવાળો પણ સારી રીતે સમજી તેમાંથી પુરો સાર કાઢી શકે. ખાત્રી માટે કોઈ પણ સીપારો મંગાવી જુઓ. અત્યાર સુધીમાં ૧૬ સીપારા પ્રગટ થયા છે. ઉતાવળે મંગાવી લેવા ભલામણ છે.

| | | | |
|---|---|---|---|
| અમ્માનો | સીપારો હદિઓ | છ આના | પોસ્ટેજ ૦)– |
| અલિફ-લામ-મીમનો | ,, | છ આના | ,, |
| સ-યકૂલનો | ,, | છ આના | ,, |
| તિલ્કર-રૂસુલનો | ,, | છ આના | ,, |
| લન- તનાલૂનો | ,, | છ આના | ,, |
| વલ-મુહસનાતનો | ,, | છ આના | ,, |
| લા-યુહિબ્બુલ્લાહનો | ,, | છ આના | ,, |
| વ-ઈઝા સમેઉનો | ,, | છ આના | ,, |
| વ-લવ-અન્નનાનો | ,, | છ આના | ,, |
| કાલલ- મલઉનો | ,, | છ આના | ,, |
| વઅલમૂનો | ,, | છ આના | ,, |
| વ-અતઝેરૂનનો | ,, | છ આના | ,, |
| વ-મા-મિન દાબ્બહ | ,, | છ આના | ,, |
| વ-મા-ઉબર્રેઓ | ,, | છ આના | ,, |
| રૂ-બ-મા | ,, | છ આના | ,, |
| સુબ્હાનલ્લઝી | ,, | છ આના | ,, |

નોટ:-એક અથવા બે સીપારાની વી. પી. કરવામાં આવશે નહિ. એક સીપારા માટે સાત આનાની અને બે સીપારા માટે તેર આનાની પોસ્ટ ટીકીટ બીડવી.

૧૬ સીપારા એકીસાથે મંગાવનારને પોસ્ટ ખર્ચમાં ફાયદો થશે.

**સાદિક બુક ડીપો, રાંદેર (સુરત)**

# સિદ્ધિના......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

(સર્વ હક્ક લેખકને સ્વાધિન છે.)

[ સર્વ પક્ષનાં પ્રત્યેક માનવીને પ્રોત્સાહન આપી વર્તનમાં મૂકી શકાય અને ઉપયોગી નીવડે એવું કાંઈક "કારવાં"નાં વાંચક વર્ગ સમક્ષ રજુ કરવાની માત્ર એક નેમથી "સન્માર્ગ" લખવા પ્રેરાયો છું. વાંચક વર્ગમાંથી એકાદ બિરાદરને પણ પ્રેરણા મળશે, તો હું મારી મહેનતને સફળ થયેલી માનીશ. ઉપરાંત વાંચક વર્ગની બહુમતી હશે, તો "સન્માર્ગ" ભવિષ્યમાં પુસ્તકાકારે પણ પ્રગટ કરવાનો પ્રયત્નો કરીશ. તત્કાળ તો માત્ર એટલુંજ ઇચ્છું છું કે "કારવાં"નાં સુજ્ઞ વાંચક બંધુઓ, સન્માર્ગને વાંચે, વિચારે અને મનન કરે, સાથેજ ત્રુટીઓ ને ઉદારતાપૂર્વક દરગુજર કરે. કારણ કે વ્યક્તિગત દરેક માણસ પોતાની દ્રષ્ટિએજ લખે છે. અસ્તુ.]

કુર્આન માત્ર પઢવા (વાંચવા) માટેજ નથી, પણ વાંચીને અર્થ સમજી વિચારીને મનન કરવા માટે છે, આજનાં મુસ્લિમો માત્ર વાંચેજ છે, વિચારવાની તસ્દી લેતા નથી, પરિણામે એમની દશા કફોડી બની છે, કુર્આન ને સમજવાનાં પ્રયત્નો થાય, તો આજેયે મુસ્લિમોનો ઉધ્ધાર સહજે થઇ શકે છે!

૨

મનુષ્ય પોતાને ઓળખે તોજ અલ્લાહ (ઇશ્વર)ને ઓળખી શકે. મુસ્લિમો એ વ્યક્તિગત પોતાની મહત્તા પિછાણવાનાં પ્રયત્નો કરવાં જોઇએ; મુસ્લિમ જીવનમાં ભયને સ્થાન જ નથી; માત્ર 'સાચા' મુસ્લિમ થવાની આવશ્યકતા છે.

૩

વ્યાયામ એ શારીરિક શક્તિ વિકસાવવાનું સર્વોત્તમ સાધન છે, ગમે તેવા સંજોગોમાં પણ—સાધનો વગર પણ સાદી કસરત સહુએ કરી શકાય છે. એ મુસ્લિમો એ વીસરી જવું જોઇતું નથી. શક્તિ એ એકજ એવી વસ્તુ છે, જે સ્વમાન સહ જીવન ટકાવી શકવા સમર્થ છે.

૪

તંદુરસ્તી ટકાવવા માટે પ્રફુલ્લતા અનેરૂ ઔષધી છે, પ્રફુલ્લ રહેવા માટે પણ ચોક્કસ પ્રમાણમાં નાણાં જોઇતા નથી, ઓછામાં ઓછી આવકવાળો ઇન્સાન પણ સાદી રોટલી મળતી હોવા છતાં પણ પ્રફુલ્લતો રહીજ શકે છે, એ નીર્વિવાદ સત્ય છે.

૫

ઇચ્છાશક્તિ દ્વારા અનેક ન્હાની મ્હોટી સફળતાઓ મેળવી શકાય છે, માટે ઇચ્છાશક્તિને શક્ય તેટલી કેળવો. મહત્વકાંક્ષી બનો, અને પ્રયત્નોમાં પછાત રહેવું પાપ સમજો, તમારી દશામાં ચોક્કસ પલટો આવ્યા વિના રહેશેજ નહિ.

૬

પ્રમાદ એ માનવ જીવનની પ્રગતિને રૂંધી નાખે છે, માટે પ્રમાદથી પર રહો. પ્રવૃત્ત રહો, પ્રવૃત્તિ દ્વારાજ પ્રગતિ થઇ શકે છે, પ્રત્યેક પ્રજાની પ્રવૃત્તિ ઉપરજ તેની પ્રગતિનો આધાર રહેલો છે, કમનસીબે આજનાં મુસ્લિમો પ્રમાદ સેવે છે, પરીણામે અન્ય એકદર સમાજો કરતાં

સર્વ રીતે પઠાન છે.

૭

સંપ એજ શક્તિ છે, ઇસ્લામમાં સંપની મહત્તા અમાપ છે, મુસ્લિમોની સામટી અવનતિ એમનાં કુસંપને આભારી છે, સંપ વગર કોઇપણ પ્રજાએ એક પણ કાર્ય પાર પાડવાનો દાખલો ઇતિહાસમાં જોવામાં આવતો નથી. આપણું ઉજ્વળ ભૂતકાળનું મર્મ સંપમાં સમાયલું છે, જ્યારે આપણી વર્તમાન અવદશા આપણા મત-મતાંતરોને આભારી છે. મુસ્લિમો હજુ પણ ચેતે એ અલંત જરૂરી છે.

૮

સમાનતા એ પરસ્પરની સગ દૂર કરવાની રામબાણ દવા છે, સર્વ જગતને સમાનતાનું શિક્ષણ આપનારે પોતે (મુસ્લિમો) આજે માર્ગ ભૂલ્યા છે, ઉચ્ચ-નીચના ભેદભાવોએ સમાનતાનાં ઉપદેશોને આજે કયાંઇ નાંખ્યા છે આપણે હવે નવેસર સમાનતાનાં ધોરણે જીવન વહન કરવાની આવૃશ્યકતા છે. જગતનાં મુસ્લિમોને આપણે જો ફરજ પાડી શકતા ન હોઇએ તો પણ હિંદનાં નવકોટી મુસ્લિમોને તો આપણે સમાનતાની કિંમત આંકતાં શિખવવુંજ જોઇએ.

૯

નબળાઓની પ્રત્યેક અળવળ સબળાઓની દ્રષ્ટિએ બળવોજ ગણાય છે, છતાં નબળાઓએ તો તેને જેહાદ સમજીને પણ જીવનવિકાસમાં થતી રૂકાવટો દૂર કરવાનાં પ્રયત્નો કરવાં જોઇએ. મુસ્લિમો આજે નબળા છે, કચડાએલા છે, તેઓ પોતાનાં હક્કો મેળવવા માટે જે પણ પ્રવૃત્તિ આદરે તે પણ એક પ્રકારનો જેહાદજ ગણાશે.

૧૦

પરધર્મિઓ કેટલાક મુસ્લિમ રાજ્યોની રાજ્યપદ્ધતિ ઉપરથી ઇસ્લામને કસોટીએ ચઢાવવા માગે છે, પણ વાસ્તવિક રીતે કસોટીની એ રીતજ ભૂલભરેલી છે. ઇસ્લામને તેનાં પોતાના શુદ્ધ સ્વરૂપમાં જોવા-જાણવાનાં અન્ય લોકો પ્રયત્નો કરે તો તેમની ગેરસમજુતીનો તત્કાળ અંત આવી રહે.

૧૧

જગતમાં જેટલા પણ છાના પાપો થાય છે, તેમાંનો ઘણું ભાગે લાચારીએજ થાય છે. સામાજીક બંધનો, રૂઢીઓ ને કેટલીક અયોગ્ય પ્રથાઓ એ બધાય પાપોનું મૂળ છે. સમાનતાનાં ધોરણે સ્વેચ્છાએ જીવનનાં જોડાણ થતાં હોય, તો એ પાપોમાં આશ્ચર્યજનક ઘટાડો થઇ જવા સંભવ છે, ધીરકાબંદી અને નાત-જાતનાં વાડાઓમાં ગોંધાઇ રહેલા પ્રત્યેક સમાજોમાં છાના પાપોનું પ્રમાણ પ્રતિદીન વધતું જોવામાં આવે છે, એના માટે સામાજીક રૂઢીઓ જવાબદાર છે. નહિ કે કોઇપણ ધર્મ.

૧૨

ધર્મ (મઝહબ)થી વેગળા રાખનાર પ્રત્યેક રીવાજને મુસ્લિમોએ સત્વર તિલાંજલી આપવી જોઇએ. જે રીવાજોને અપનાવતાં વખતનાં વહેવા સાથે ભયંકર ગુનાહો અસતિત્વમાં આવવા સંભવ હોય, તેવા રીવાજોને ત્યજવા એ પાપ નથી. પડદા પાછળ-કુકર્મો થતા રહે, એ કરતાં તો મઝહબે બતાવેલા ધોરીમાર્ગ ઉપર આવી ઉભવું એ, વધારે સલામતી ભરેલું છે. એ મુસ્લિમોએ સમજી લેવું જોઇએ.

૧૩

પ્રમાણીક મજુરી કરતાં શીખવું એ સર્વોત્તમ છે,-અન્યનાં આધારે જીવીને સમાજને બોજારૂપ થવા કરતાં, એકેય વસ્તુ વધારે શરમ ભરેલી નથી.-મુસ્લિમોએ હવે ખોટી શરમ સેવી રહી પરે.

૧૪

મુસ્લિમોનું કર્તવ્ય છે, કે તેઓ પોતાની વર્તમાન અવદશાનું અવલોકન કરે, જગત પ્રવાહો ઉપર પણ મીટ માંડે, અને પોતાનાં વર્તન ઉપરથી પોતાનાં ભવિષ્યની રૂપરેખા દોરે.

૧૫

કમનસીબે આપણાં ઉલ્માઓ સૂફીઓ અને રાજદ્વારી નેતાઓમાં વિશેષત સંકુચિત દ્રષ્ટિ જોવામાં આવે છે, સમાજના મુખીઓ અને પટેલીયાઓ પણ એ રોગનાં ભોગ બન્યા છે, પરિણામે પોતાની નામના કે સ્વાર્થની ખાતર અન્યની-દરકાર કરવાનું તેમને સુઝતું નથી, સંકુચિત દ્રષ્ટિ કે અયોગ્ય સ્વાર્થને ઇસ્લામ ધિક્કારે છે, એ દ્રષ્ટિએ વિચારતાં આપણાં માર્ગદર્શકોમાંનાં ઘણાંખરા ચીલો ચુકી ગયા છે, અર્થાત મઝહબે બતાવેલા સીધા માર્ગ ઉપરથી તેઓ ખસી ગયા છે.

૧૬

શરીરમાંનાં એકાદ અવયવને પણ ઇજા થતાં જેમ શરીરનાં અન્ય એકેદરે અવયવો વેદના અનુભવે છે, તેમ મુસ્લિમોમાં પણ હોવું જોઇએ, અર્થાત એકાદ મુસ્લિમને પણ અલ્પ ઇજા થતાંજ સમસ્ત મુસ્લિમો વેદના અનુભવતા થાય, એવી મુસ્લિમ કોમની પરીસ્થિતિ હોવી જોઇએ, પણ બેદરકાર મુસ્લિમોમાંથી એ સદ્‌ગુણ નાશ પામ્યો હોવાથી આજે વ્યક્તિગત કોઇપણ મુસ્લિમ ગમે ત્યાં રહેંસાઈ જતાં જોવામાં આવે છે, સ્વાર્થ અને સંકુચિત દ્રષ્ટિએ આપણને ઇસ્લામથી સદંતર અળગા કરી નાંખ્યા છે, એ આપણી કમનસીબીનો એક અધિક પુરાવો છે.

૧૭

મુસ્લિમોની સંપૂર્ણ સર્વોત્તમ અને સદંતર ખામીરહિત સામાજીક રચના એટલેજ શરીઅત. શરીઅત દ્વારા મુસ્લિમો સર્વોત્તમ જીવન જીવવા સમર્થ થઇ શકે છે. શરીઅત દ્વારા મુસ્લિમો પોતાની ગુલામી ટાળી શકે છે, અને શરીઅત દ્વારાજ મુસ્લિમો મોક્ષ (નજાત) મેળવી શકે છે.

૧૮

આચાર, વિચાર અને વર્તનનો સુમેળ મઝહબ વગર થતોજ નથી, મઝહબે દાખવેલા સન્માર્ગો દ્વારા આપણે સાચા મુસ્લિમ થઇ શકીએ છીએ, અને એકવાર સાચા મુસ્લિમ થયા એટલે ઉચ્ચ-નીચનાં ભેદભાવનો અંતજ આવી જાય છે, દ્રષ્ટિ દોષ નેચે સ્થાન રહેતું નથી. શરીઅત દ્વારા થયેલી-સામાજીક રચના આપણા અંતરની અને બ્હારની મલિનતા ધોઇ નાખે છે. આપણી સામાજીક રચના પુન શરીઅત પ્રમાણે થવી જોઇએ.

૧૯

યુવાવસ્થાની મહત્વકાંક્ષાઓ અને તમન્નાઓનું માપ કોણ કરી શકે? કર્તવ્યપાલનનાં એ સર્વોત્તમ કાળમાં યુવક સ્વર્ગ ને નર્કનો અધિકારી થઈ શકે છે, કોઇ પણ યુવક ઇચ્છે, તો તે એ સમયમાં એક નવી દુન્યા રચી શકે છે. પણ શર્ત છે સવેચ્છાની, અને ઇચ્છાશક્તિની.

૨૦

અવનતિ તરફ દીનપ્રતિદીન ઘસડાઈ જતી-પ્રજાઓનાં કવિઓ પણ નમાલી વૃત્તિ જ સેવતા હોય છે, પ્રજાની અવનતિનાં કારણો શોધવાને બદલે તેઓ ત્રુટીઓને ઢાંકી દેવાનાં નીરર્થક પ્રયત્નો કરે છે, કૃત્રીમ સૌંદર્યનાં પડદા પાછળ પોતાની અને પોતે જે પ્રજામાં જન્મયા હોય, તેની પાયમાલીને સંતાડવાની વાહીયાત કવિતાઓ રચે છે, કારણકે સાચા સૌંદર્યની ઝાંખી કરવા-કરાવવાની તેમનામાં શક્તિ હોતી નથી. એવા કવિઓની સર્વ શક્તિઓ માત્ર ઓસૌંદર્યને વખાણવામાં જ

હતા. જેમની આસપાસ પતંગીઆની માફક હજારો મનુષ્યો તેમની હજુરમાં પોતાની મુરાદો માટે ઉભા હતાં! આ મહાન પુરુષ કોઈને મોઢેથી દોલત આપી રહ્યા હતા તો કોઈને ઓલાદ આપી રહ્યા હતા; ને કોઈને મુકદ્દમો જીતાવતા હતા! મારી નજરોએ આ મહાશયના નુરાની ચહેરાની બલાયો લઈ લીધી. પરંતુ જ્યારે મેં તેમની અસલી સૂરતમાં જોયા તો મારી અકીદતમંદીનો કોઈ પાર રહ્યો નહિ. આ મહાશય દુન્યાને ભુલાવો દઈ પોતાનું ઘર ભરી રહ્યા હતા. અને તેમના હાથો દુન્યાની લાખો ખરાબીઓથી ખરડાયેલા હતા! દુનિયાને છોડી બેસેલા એ દુરવેશ-પીરજી દુનિયાંમાં પુરેપુરા ચોંટી ગએલા હતા! બસ તેમની છબમાં ખુદાએ વીજળીની શક્તિ અર્પી હતી. અને તેને પ્રતાપેજ બધો ખેલ સફળ થતો! મહાન ખુદા પાસે હાથ ઉઠાવી સવાલ કર્યો કે ખુદા! આ મહાન પુરુષના ફંદામાંથી દુન્યાના મનુષ્યો શી રીતે બચી શકશે?" ખુદા કોઈને ક્યાં મોઢામોઢ જવાબ આપે છે કે મને આપે!

### બનાવટી લીડરના વેશમાં શયતાન

આ બીજું દૃશ્ય સૌથી વધુ કાંકડુ હતું એક અપ-ટુ-ડેટ લીડરને કોમી પ્લેટફોર્મ પર દુન્યાને સ્વતંત્રતાનો પાઠ શીખવતા જોયા. આ મહાશય દુન્યાને ઉન્નતિનો રસ્તો બતાવી રહ્યા હતા. તેમના લેક્ચર પરથી ખુલ્લું તરી આવતું હતું કે તેમણે પોતાની સર્વ શક્તિ અને એશઆરામ કોમની ખિદમતમાં કુરબાન કરી દીધાં છે (!)

"કૌમકે ગમમેં ડિનર ખાતે હૈ હુક્કામકે સાથ;
રંજ લીડરકો બહોત હૈ મગર આરામકે સાથ!"

આ મરહૂમ અકબરની પંક્તિની ચુબકુ-તસ્વીર રૂપ આ લીડર માલમ પડયો.

ખુદા આવા ચિત્તાના વેશમાં છુપાએલા માનવોથી દેશ, તથા કોમને બચાવે! મેં આ લીડર મહાશયની છુપી જીંદગી જોઈ તો માલમ પડયું કે આ મહાશયને જાહેરમાં લાવનાર કોમી ચંદો હતો, જ્યારે મેં આ દર્દનાક હકીકત સાંભળી ત્યારે મારું હૃદય પોકારી ઉઠ્યું: "યા ખુદા! જે કોમમાં લીડરના વેશમાં શયતાન પયદા થયા તે કોમની ઉન્નતિની શી આશા? અને તેમનો છુટકારો તારા સિવાય કોણ કરી શકશે?" આવી દીલગીરી ભરેલી હાલતમાં હું એક પત્રના તંત્રી, મહાશયની કચેરીમાં આ શયતાનો વિષે ફરિયાદ રજુ કરવા પહોંચ્યો તો ત્યાં મેં શું જોયું?

### તકલાદી તંત્રીના વેશમાં શયતાન

"તે જે આર્ટીકલો લખતા તે દુન્યામાં જાદુની માફક કામ કરી રહ્યા હતા, અને તેમની લેખણીએ પબ્લીકનાં હૃદય ને મન ડોલાવી દીધાં હતાં! તેમની મુલાકાત દરમિયાન તેમના હરેક શબ્દથી માલુમ પડતું હતું કે તેમનું હૃદય કોમની ઉન્નતિ માટે દેશી આઝાદી માટે તડપી રહ્યું હતું. જ્યારે તેમની મેં પુરેપુરી તપાસ કરી ત્યારે મને રોશન થયું કે આ મહાશય પેટનો ખાડો પુરવા માટે દુન્યાને ભુલાવો દઈ પોતાનું પેટ ભરી રહ્યા હતા! આ અપ-ટુ-ડેટ ચિકાકાઓની અંદરનો કાગળ તો સાવ કોરોજ હતો! તંત્રી મહાશય પોતાની વિદ્વતાને વેચાણે કરી કોમના હમદર્દ થવાને બદલે નિષ્ફળ લક્ષ્મીપુજક તરીકેનું પાત્ર ભજવી રહ્યા હતાં! તેમની હાલત ઉપર તો મારે બે અશ્રુઓ ટપકાવવાં પડ્યાં. કારન ખુદા પાસે દુઆ માંગી કે "યા ખુદા! જ્યાં સુધી તારા બંદાઓ આવા કોમના પંજામાં છે ત્યાં સુધી ઉન્નતિની આશા

વેપારી  ડિરેક્ટરી

| | |
|---|---|
| 'કારવાં' એજન્ટસ:=<br>૧. ધી તાજ ઓફીસ<br>મુહમ્મદઅલી રોડ, મુંબઈ ૩<br>૩. તન્ના ન્યુઝપેપર એજન્સી<br>નાનકવાડા, કરાંચી | સરકારી કેળવણીખાતા અને વડોદરા રાજ્ય પુસ્તકાલય ખાતાએ મંજુર કરેલ<br>૧. હિન્દુ-મુસ્લિમ એકતા<br>૨. મુસ્લિમ સમયનું સ્પેન<br>દરેકની કીમત આઠ આના ટ. ખ. જુદું.<br>ઈમાદુદીન સદરૂદીન દરગાહવાલા<br>દરગાહ શરીફ નવસારી. |
| "Karavan" Agents:-<br>1) LIMBADA & Co.<br>22, Diagonal Street,<br>JOHANNESBURG<br>2) UNION PRINTTING Works<br>91, Victoria Street,<br>DURBAN | "પઠાનનું વેર અને બીજી વાતો"<br>બઝમે ઈકબાલનું છઠ્ઠું પુસ્તક<br>લેખક:-'સીરતી'. કી. પાંચ આના<br>ટ. ખ. ૦)ાા<br>બઝમે ઈકબાલ, કઠોર.<br>સ્ટોકીસ્ટ: ધી રાંદેર સ્ટોર્સ: કણપીઠ, સુરત. |
| ભાડે આપવાનું છે. | આ ખાના માટેનો માસિક ચાર્જ ફક્ત એક રૂપીઓ. બાર માસ માટે રૂા. ૧૨) જાહેર ખબર આપનારને ૭ આનાનો 'કારવાં'નો અંક પણ મળે છે. |
| (1) **Student's Modern Practical Dictionary**<br>Eng. Words with Eng & Urdu meanings. Price Rs. 4-0-0.<br>(2) **Student's Pocket Eng.-Urdu Dictionary.** Price Rs. 1-4-0<br>Postage Extra.<br>The Rander Stores, Kanpith, SURAT. | મૌલાનો અબ્દુલ હલીમ "શરર" (મર્હુમ)ની ઉર્દૂ નોવેલો.<br>"બાંગે દરા" (ઈકબાલ) કી રૂા. ૨ાા<br>બાલે જિબ્રીલ( ,, ) કી રૂા. ૩ાા<br>ધી રાંદેર સ્ટોર્સ: કણપીઠ, સુરત. |

પત્રવહેવાર વેળા "કારવાં"નો હવાલો જરૂર આપો.

# હઝરત ઉમર બિન અબ્દુલઅઝીઝ

અનુવાદક

અલિફ, રવાદ, દા. સ.

ઉમર બિન અબ્દુલઅઝીઝ (રદી), બની ઉમૈયા એટલે કુરૈશના ખાનદાનથી છે. એમની માતા ઉમ્મે આસિમ, હઝરત ઉમર (રદી૦)ની પૌત્રી હતાં. એઓ ઉમવી ખાનદાનના મશહૂર ખલીફા અબ્દુલમલિકના ભત્રિજા હતા. હિ. સ. ૬૧ (ઈ. સ. ૬૮૫)માં પૈદા થયા. એમના જમાનામાં કેટલાય સહાબા સહયત હતા. જે કોઇ આંહઝરત (સ. અ. વ.)ની વફાત પછી જન્મ્યો, અને તેણે કોઇ સહાબીને જોયા હોય તો તે 'તાબઇ' કહેવાય છે. એમનેય તાબઇ હોવાનું ગૌરવ પ્રાપ્ત છે. એમના પિતા અબ્દુલઅઝીઝ, મિસરના ગવર્નર હતાં. એમણે પૂરી કાળજીપૂર્વક પોતાના આશાસ્પદ બાળકના શિક્ષણનો પ્રબંધ કર્યો. એક પ્રખ્યાત બુઝુર્ગ હઝરત સાલેહ બિન કીસાન, એમની દેખરેખ માટે નિયુક્ત કરવામાં આવ્યા. હઝરત ઉમર (રદી૦) એ નાનપણમાં જ કુરઆને પાક મોઢે કરી લીધું. પછી સાહિત્ય અને કાવ્ય શીખ્યાં. હદીસની વિદ્યા કેટલાય સહાબા અને મુહદ્દેસીનથી પ્રાપ્ત કરી. તે સમયના મોટા મોટા મશહૂર આલિમો, હદીસ-વિદ્યામાં એમની કાબેલિયતને માનતા હતા.

…થી, એમને ખનાસિર અને પછી મદીનાના ગવર્નર બનાવી દેવામાં આવ્યા. ગવર્નર થઈ મદીને પહોંચ્યા તો શહેરના બધા આલિમોને બોલાવી કહ્યું કે 'હુકૂમતની વ્યવસ્થા સંબંધમાં તમો મને સલાહ આપજો. કોઇ અમલદાર મુસલમાનો ઉપર ઝુલ્મ કરી રહ્યો હોય તો મને જાણ કરજો.' બધા આલિમો આ પ્રવચનથી ઘણાં ખુશ થયા. એમના જ પ્રબંધ અને દેખરેખ હેઠળ મદીનામાં મસ્જિદે નબવી, અને આંહઝરત (સ. અ. વ.)ના રોઝાની શાનદાર ઇમારતો તૈયાર થઇ. પછી મક્કા અને મદીનાના માર્ગમાં ઘણાં કુવાઓ ખોદાવ્યા, પહાડી રસ્તાઓ દુરસ્ત, અને સાફ કરાવ્યા અને બીજાં લોકોપયોગી કામો કર્યાં. ખલીફાના હુકમથી હાજીઓના અમીર પણ નિયુક્ત થયા. ઘણા ગરીબોને હજ પણ કરાવી.

ખલીફા વલીદ બિન અબ્દુલ મલિકને એમના પર ઘણો વિશ્વાસ હતો. પોતાની પુત્રી ફાતિમાના લગ્ન પણ એમની જોડે કરી આપ્યાં હતા. મરતી વેળા ખિલાફતના ઉત્તરાધિકારી તરીકે પણ તે એમને માટે વસીયત કરી ગયા.

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝને ખિલાફતની ખુશખબરી સંભળાવવામાં આવી તો મિમ્બર પર ઉભાં થઇ ફરમાવ્યું :—

"લોકો! ખિલાફતનો ભાર મારી ઇચ્છા જાણ્યા વગર મારી ઉપર લાદી દેવામાં આવ્યો છે, ન તો મારો મત લેવામાં આવ્યો, ન તો મેં એ માટે ઇચ્છા વ્યક્ત કરી, ન તો આમ મુસ્લિમોથી આ સંબંધમાં પૂછવામાં આવ્યું. આ કારણે મારી બૈઅતની રસ્સી જે તમારી ગરદનોમાં છે, તેને હું પોતે કાઢી લઉં છું.

હવે તમની અખબાર. ... જેને આપી તેને ... મિલ્કતે હતી અને તેની ... ધાણક ... મીન બનાવી ... સૌ દિરહમની હતી.

બધાએ કહ્યું "અમે આપને જ ખલીફા ચૂંટયા, અને આપની બૈઅત પર રાજી છીએ." આ સાંભળી ને એમણે ખુદાની હમ્દ-સના કર્યા બાદ એક જુસ્સાદાર ભાષણ કરતાં ફરમાવ્યું :—

"લોકો ! જે શખ્સ ખુદાની બંદગી બજાવી લાવે, તેની તાબેદારી લાઝિમ છે પરંતુ જે તેની નાફરમાની કરે, તેની આજ્ઞા માનવી જાયઝ નથી. જ્યાં સુધી હું ખુદાની ફરમાબરદારી કરૂં, તમે મારી તાબેદારી કરજો. જો હું તેની નાફરમાની કરૂં તો, મારી તાબેદારી અને ફરમાંબરદારી તમો પર લાઝિમ નથી."

ખલીફા થયા બાદ એમણે વૈભવપૂર્ણ જિંદગી બિલ્કુલ છોડી દીધી. ઘણા સાદા તરીકાથી રહેવા લાગ્યા. ખિલાફતના આલીશાન મહેલમાં પણ રહેવાનું સ્વીકાર્યું નહીં. પોતાનું સાધારણ મકાન પુરતું સમજ્યા.

ઉમવી ખાનદાનના ખલીફાઓ કદિ કદિ મુસલમાનો ઉપર સખ્તીઓ કરતા હતા. એમનો સહુથી મોટો જુલ્મ એ હતો, કે ભિન્ન ભિન્ન પ્રકારથી તેઓ મુસલમાનોના માલ, ઓહિયા કરી લેતા હતા. ખલીફા ઉમર બિન અબ્દુલ અઝીઝે સહુથી પ્રથમ એ કામ કર્યું કે આવી રીતે ખુંચવેલી બધી દોલત મુસલમાનોને પાછી ફેરવી દીધી. તેઓ ખુદ એજ ખાનદાનમાંથી હતા અને એમના પાસે વાર્ષિક હજારો રુપિઆની આમદનીવાળી મિલ્કતો હતી. એમણે એ બધી મિલ્કતો, એટલે લગી કે પત્નીની લોંડી (દાસી) અને પોતાના હાથની અંગુઠી સુદ્ધાં વાપિસ કરી દીધી. પોતાના ગુજરાન માટે થોડિક મિલ્કત રહેવા દીધી. એ તેમની અંગત

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝે ફકત બે વર્ષ અને પાંચ મહીના હુકુમત કરી. ખિલાફતની વ્યવસ્થામાં જે ખરાબીઓ પેદા થઈ ગઇ હતી, તેની દુરસ્તી અને સુધારણા માટે આ મુદત ઘણી ઓછી હતી, પરંતુ તેમણે એજ થોડી મુદતમાં એવાં એવાં કામો કર્યાં, કે આશ્ચર્ય થાય છે. જુના જુના અમલદારોને કાઢિયા. તેમના સ્થાને દીનદાર (ધર્મિષ્ઠ) કર્મચારીઓ મુકર્રર કર્યા. મહેસૂલ, જઝિયા અને ફરતી વ્યવસ્થા ઘણી ખરાબ થઈ હતી, તેની સુધારણા કરી. એના સિવાય, લોકોપયોગી ઘણાં કામો કર્યા, રસ્તાઓ પર સરાઓ બંધાવી. લંગરખાનાઓ ઉઘડાવ્યાં, જ્યાં ગરીબો, ફકીરો અને મુસાફરોને ખાવાનું મફત આપવામાં આવતું હતું. એમની ખિલાફતથી પૂર્વે ગેર-મુસ્લિમો પાસેથી જઝિયા લેવામાં આવતો હતો,

તે એમણે તદ્દન બંધ કરાવી દીધો, અને આજ્ઞા આપી કે મુસલમાન થયા પછી કોઈની કનેથી જઝિયા લેવામાં ન આવે.

બની ઉમૈયાની ખિલાફતમાં મઝહબનો પ્રભાવ કંઈક કમજોર થતો ચાલ્યો હતો, અને ઘણી બુરાઈઓ પ્રસરી રહી હતી. હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝે ભારે સખ્તાઈપૂર્વક એની રોકથામ કરી. પરંતુ એમનું સહુથી મોટું કાર્ય એ છે કે હદીસની વિદ્યા નષ્ટ થતી બચાવી લીધી, જે હમણાં લગી સચવાઈ અને આલિમોનાં હૃદયોમાંજ હતી, અને સચવાઓ રહેતે રહેતે દુનિયાથી રૂખ્સત થઈ રહ્યા હતા. ભય હતો કે ક્યાંક આ વિદ્યાજ નાબુદ થઈ ન જાય. હઝરત ઉમરબિન અબ્દુલઅઝીઝે તમામ હદીસોને લખવા અને એકત્ર કરવાનો હુકમ આપ્યો અને હદીસના આ સંગ્રહો આખા દેશમાં ઠેકઠેકાણે ફિકાહે ઓને મઝહબી–ઈલ્મ, (વિદ્યાઓ)ના પ્રતિ-વાદ્યા, અને એ શિક્ષણને પ્રસારવાના માટે ફકીહઓને હુકમ કર્યો કે મસ્જિદોમાં બેસી હદીસ અને ફિકહ શીખવે. તેમના માટે બયતુલ માલથી વઝીફા મુકરર કર્યા, કે તેઓ નચિંતાઈપૂર્વક પોતાનું કામ કરે. બીજા હુનરો અને વિદ્યાઓ તરફ પણ લક્ષ આપ્યું. તિબ્બ (વૈદક)ના એક ગ્રંથ (જેનો અનુવાદ મરવાનના સમયમાં થઈ ચૂક્યો હતો)ની ચાળીસ નકલો કરાવી દેશના જુદા જુદા ભાગોમાં પહોંચી.

ખુંચવેલી મિલ્કતોની વાપિસિની સહુથી વધારે અસર ખુદ એમનાજ ખાનદાન પર પડી એટલેકે એ લોકોને પણ પોતાની બધી જમીનો અને મિલ્કતો લોકોને પાછી આપવી પડી. કંઈક તો આ કારણે અને કંઈક તો એવી વાતો પેશ આવી, કે આખું ખાનદાન એમનું વિરોધી બલ્કે જાની દુશ્મન બની ગયું. એ લોકો ઉઘાડે છોગે તો કશું કરી શકતા ન હતા. યુક્તિ એવી કરી કે રૂપિઆની લાલચ આપી તેમના એક ગુલામને હાથપર લીધો, અને તેના દ્વારા એમને વિષ અપાવ્યું.

હઝરત ઉમરને ઝેરની જાણ થઈ તો ગુલામને પૂછ્યું. તેણે જે સાચી વાત હતી તે કહી દીધી. હઝરત ઉમરબિન અબ્દુલઅઝીઝે એવા ગંભીર અપરાધ છતાં તેને કોઈ સજા ન કરી. હા, તેને જે રૂપિઆ આ કાર્ય માટે મળ્યા હતા તે બયતુલ માલમાં દાખલ કરી દીધા અને તેને કહ્યું કે " એવી જગ્યાએ ચાલ્યો જા, જ્યાં ફરી કોઈ તારી સુરત ન જુએ.

અને આ ઝેરની અસરથી તેઓ હિ. સ. ૧૦૧ (ઇ. સ. ૭૧૯)માં વફાત પામ્યા. એ વેળા એમની વય કેવળ ૩૯ વર્ષની હતી. શહાદત વેળા એમની કનેથી માત્ર ચાર દીનાર નીકળ્યા, તેમાંથી મોટો ભાગ તો એમના કફન–દફન પાછળ ખર્ચાઈ ગયો.

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝની જિંદગી સાચા અર્થમાં ખુલફાએ રાશેદીનની જિંદગીઓનો નમૂનો હતી. તેજ સાદાઈ, તેજ દિયાનત, તેજ શુદ્ધતા અને તેજ પરમાર્થવૃત્તિ. ઘરનો રોજનો ખર્ચ ફક્ત બે દરહમ હતો, તે પણ પોતાની અંગત આવકમાંથી કરતા હતા. અને એ આમદાની ખિલાફતના બાદ ઘણી ઘટી જવા પામી હતી. રહેવાનું ઘર પણ બહુ સામાન્ય કોટિનું હતું. ખાવામાં બસ દાળ–રોટલી. કપડામાં વિશેષતઃ થીગડાં દૃષ્ટિગોચર થતાં હતાં. સંતતિથી ભારે પ્રેમ હતો; પરંતુ એ પણ ગરીબ પિતાની ગરીબ સંતતિની માફક ગરીબીની જિંદગી ગાળવા માટે વિવશ હતી.

દુનિયાથી મોટા મોટા શાસકો અને બાદશાહોની યાદ જોત જોતામાં મટી જાય છે. જેમના જુલ્મો અને અત્યાચારોની એ દશા હોય છે કે દુનિયા ધ્રુજે છે, થોડાક દિવસો બાદ કોઈ તેમનું નામ પણ લેતું નથી, પરંતુ જેઓ બાદશાહીમાં ફકીરી કરે છે, જેઓ પોતાની શક્તિ અને સત્તાને બીજા ઇન્સાનોની સેવાનો પ્રસંગ જાણે છે એટલે જેઓ ખાલી બાદશાહ અને હાકિમ નથી હોતા, પરંતુ ઇન્સાન પણ હોય છે, તેમને દુનિયા પોતાના હિતેચ્છુ સમજે છે, અને તેમને વિસરવા ચાહે છતાં વિસરી શકતી નથી. ઉમર બિન અબ્દુલ અઝીઝ એવાજ ઇન્સાન હતા.




જર્મન વિદ્વાન ફૉન ક્રેમર કૃત 'ખુલફાના સમયની પૂર્વની સંસ્કૃતિનો ઇતિહાસ'ના એક પ્રકરણનું ભાષાંતર.

ભાષાંતરકર્તા:

**સાલેહ બકીલી સાહેબ**

[ગયા અંકથી ચાલુ]

### જાલીદાર કામ

ઝહબ મુશબ્બક, (જાલીદાર કામ) જે આજકાલ પણ એશિયામાં ચાંદી સોના વડે કરવામાં આવે છે. શોભા શણગારની ચીઝોમાં એ મૂખ્ય વસ્તુ છે. આ કામ પ્રાચીન યુગમાં તો જોવા લાયક કરવામાં આવતું હતું.

હથ્યારો, તલવારો, ભાલાઓ ખુદો (ટોપો) અને ઢાલો વગરે ઉપર સોના ચાંદીનું કામ કરવાનો રિવાજ ઘણો વધારે હતો. ("મકરિઝી" ગ્રં-૧, પા. ૪૧૮.)

એક ઇતિહાસકારે લખ્યું છે કે; એક આઇનો હતો જેનો પુરો હાથો ઝમર્રદ (Emerald)નો હતો, પરંતુ એવા દાખલા તો એટલા વધારે છે કે, તેને લખવાને માટે એક મ્હોટા પોથો જોઇએ. એનું કયાં સુધી વર્ણન કરવામાં આવે? અમે આટલા ઉપરજ સંતોષ પકડીએ છીએ.

### સુન્હેરી કામ અને ચિત્રો

મકાનો અને દીવાનખાનાઓને શણગારવા માટે તેની દિવારોને સુન્હેરી કરવા અને ચિત્રો બનાવવાનો રિવાજ અમીરોમાં ઘણોજ વધી ગયો હતો. જેથી આ કળાએ પણ ખુબ ઉન્નતિ કરી અને ઘણી જલ્દી વૃદ્ધિ કરી ગઇ હતી. *

---

* નિઃસંદેહ પ્રાણીઓની તસ્વીરો બનાવવી, લોકોના એક ભાગમાં ધિક્કારની દ્રષ્ટિએ જોવામાં આવેલું હતું. ધીમે ધીમે પાછલા યુગમાં ફકીહોની એક જમાઅત એના ઉપર એકમત થઈ કે તસ્વીરો બનાવવી મના છે. મશ્તાની એક હદીસ પ્રમાણે જાનદારોની તસ્વીરો રાખવી જાઈઝ, પણ તેની

ચિત્ર કળા

જણાય છે કે, ચિત્ર કળાની પ્રથમ એશિયાના પૂર્વ દેશોમાં શરૂઆત થઇ. મકરિઝીએ ચિત્રકળાનું વર્ણન કર્યું છે કે, બસરામાં ચિત્રકારોનું એક ખાનદાન હતું, જે "બનુ મુઅઝિમ" કહેવાતું હતું. એજ લેખકે આ ખાનદાનના એક ચિત્રનું વર્ણન કર્યું છે, જે કાહિરહની એક ઈમારતમાં હતું. તેણે બે ચિત્રકારોનું પણ વર્ણન લખ્યું છે, જેમનાં નામ કુસયર અને ઇબ્ને અઝીઝ હતાં આ બન્ને મુસવ્વિર (ચિત્રકાર), યાઝુરીના સમયમાં હતા. આ વઝીર ચિત્રકામનો મ્હોટો શોખીન અને ચિત્રકારોનો મ્હોટો મુરબ્બી હતો. વઝીરે ઇબ્નેઅઝીઝને કાહિરહ બોલાવ્યો હતો. આ બન્ને ચિત્રકારોમાં પોતાની કળાને કારણે ઘણી ઇર્ષા હતી. એકવાર વાંચીને દરમિયાને એક બીજા ઉપર સરસાઇ ભોગવવાનો દાવો કર્યો એકે કહ્યું હું એવી તસ્વીર બનાવી શકું છું કે જોનારાને સાચેસાચ એવું જણાય કે કોઇ શખ્સ દિવારમાંથી બાહિર નિકળી રહ્યો છે. બીજાએ કહ્યું હું એવી તસ્વીર ચિતરી સકું છું કે કોઇ દિવારની અંદર દાખિલ થઇ રહ્યો છે. વઝીરે બન્નેની પરીક્ષા કરવાને બોલાવ્યા અને બન્નેને તસ્વીર બનાવવાને માટે એક બીજાની સામે મિહરાબદાર દિવાલો આપવામાં આવી. બન્નેએ એક એક નૃત્યિકાનું ચિત્ર દોર્યું. એકની તસ્વીરમાં એવું જણાતું હતું કે નૃત્યિકા દિવારમાંથી બાહિર દેકી રહી છે અને બીજાનું ચિત્ર એવું હતું કે નૃત્યિકા મિહરાબની અંદર જઇ રહી છે. કુસયરની તસ્વીરમાં નૃત્યિકાનાં વસ્ત્રો સફેદ અને તસ્વીરની જમીન કાળી હતી અને ઇબ્ને અઝીઝની તસ્વીરમાં નૃત્યિકાનો લિબાસ લાલ અને જમીન પીળી હતી. ઉભય ચિત્રકારોએ પોત-પોતાનો કમાલ એવી ખૂબી સાથે દેખાડયો હતો કે ચિત્રકળાના મુરબ્બી વઝીરે ઉભયને માલામાલ કરી નાંખ્યા.

—("મકરિઝી" જિ. ૨, પા. ૩૧૮)

મૂર્તિઓ રાખવી હરામ છે 'સહીહ' બુખારીમાં કેટલીક રિવાયતો એવી છે, જેના ઉપરથી જણાય છે કે ચિત્ર હોય અથવા મૂર્તિ આમ મનાઈ છે. હુઝુર સરવરે કાઈનાત (સ.અ.મ.)એ હદીસોમાં તસ્વીરોની બુરાઇ બયાન ફરમાવી છે અને એમાં શકાને સ્થાન નથી કે આપને, જ્યાં કહીં મળ્યો મળ્યો તસ્વીરો-ચિત્રો અને મૂર્તિઓને નષ્ટ-નાબુદ કરી નાખી હતી. આ દેનાં સમયમાં "મિશકવાત અલમસહિહ"ના કર્તાએ ફયસલો કર્યો છે કે ઇન્સાનોની તસ્વીરો બિલકુલ મના છે; પરંતુ આ મનાઇઓ છતાં શોભાને માટે ઘણી જલ્દી તસ્વીરથી કામ લેવું શરૂ થઈ ગયું હતું. સામરહમાં ખુલફાના મહેલોની દિવારો તસ્વીરોએ શોભતી હતી. જેવું કે પુરાતન ન્હાની ન્હાની તસ્વીરો જોવાથી જણાય છે. એમાં પ્રાચીન અરબાઈ રિવાયતનો લિહાજ રાખવામાં આવતો હતો.

કલમી (હસ્ત લીખિત) કિતાબોને નકશી નિગાર-વેલબેલીઓ અને તસ્વીરો વડે શણગારવામાં પણ એટલીજ પ્રગતિ થઈ હતી, કે જેની હદ નથી. એ પ્રકારના એક સુનહેરી કલમી નુસખા (પ્રત)થી જે, ખરેખર ખિલાફતના સમય પછીનો છે, જાહિર થાય છે કે તે સમયમાં આ કારીગરી કેટલી બધી આમ હતી.*

આ પ્રત હિ. સ. ૭૩૪ની લખેલી છે અને એના જેવી પ્રતોમાં અમૂલ્ય છે. આવા પ્રકારની બીજી બે કળાઓ, પત્થરનું કોતરકામ અને લાકડાનું નકશી તથા જડાવ કામ, કુદ્રિયાત રીતે ચિત્રકામ સાથે ઉન્નતિ કરી

* ફ્લેગલ કૃત "Catalog Der Hand schriflen Der Hof-biblistheck"ની કલમી પ્રત પા. ૩૭૨.

આ બન્ને કળાઓ હંમેશાં સ્થાપત્યકળા અને બીજી કળાઓની માત્ર મદદગાર રહી છે. કારીગરોએ આ કળાઓની બેહદ સેવા કરી હતી. અરબોની નકશીનિગારની કળામાં પત્થર કોતરીને અથવા માટી પકાવીને કામ કરવામાં આવતું હતું. આ કળાને પણ અરબોએ પૂર્ણતાની ટોંચે પહોંચાડી દીધી હતી. મન્બત કારી (જડાવકામ)થી પણ કામ લેવામાં આવ્યું. કાહિરહમાં આજકાલ પણ તે યુગના એવા અવશેષો મળે છે, જેને જોઇને બુદ્ધિ દંગ થઇ જાય છે. વર્તમાન સમયની દમિશ્કની મન્બતકારી જેમાં, કદિ સીપ, કદિ હાથીદાંત, અને કદિ હડ્ડીનું કામ કરવામાં આવે છે, લોકોના શોખીન સ્વભાવની સ્પષ્ટ સાબિતી છે, એના ઉપરથી ચોકખું જણાય છે કે આ પ્રાચીન ઉન્નત કળા આજ સુધી જીવંત છે.

એવી બીજી હજારો કિતાબો દિન પ્રતિ દિન મળતી જાય છે, જેને જોઇને એ સિવાય કે, માણસ તેની કારીગરી ઉપર અશ અશ કરે અને કારીગરો માટે આફ્રીન પોકારે, બીજું કંઇ બની શકતું નથી. સવિસ્તર વર્ણનને અહિં સ્થાન નથી.

### કાગળ બનાવવાની કળા. અને અન્ય લેખન સામગ્રી.

એક બીજી કળા જેની એશિયામાં ખાસ રીતે પ્રગતિ થઇ અને જે વિદ્યાપ્રચાર અને પ્રસારની કારણભૂત હોવાને લીધે અસાધારણ રીતે મહત્વની છે. તે કાગળ બનાવવાની કળા છે. અરબોએ આજ કળાના કારણે વર્ષો સુધી યુરોપમાં પોતાનો સિક્કો બેસાડી રાખ્યો. એના વિષે અમને પુરતી માહિતી પ્રાપ્ત છે. ખિલાફતના સમયમાં એની પ્રગતિનો અંદાજો અમે તે જુરરી અને મૂખ્ય લખાણો વડે કરી શકીએ છીએ, જે ભિન્ન ભિન્ન લેખકોની કૃતિઓમાં સુરક્ષિત છે.

ઇસ્લામના આરંભકાળમાં, જ્યારે અરબવાસીઓ વિજયોમાં મશગુલ હતા, ત્યારે તેઓ પોતાના લશ્કરી કામોના રોકાણોને કારણે દુન્યા અને દુન્યાની વસ્તુઓથી બે ખબર રહ્યા અને હુન્નર વિદ્યા પ્રત્યે ધ્યાન આપી શક્યા નહિં. તે યુદ્ધ સમયમાં કોઇ દાવો કરવો પણ એમને માટે અશક્ય હતો. બનાવ એવો છે કે આમ લોકો તે વકતે બેફિકરીની ઝિંદગી ગુઝારી રહ્યા હતા અને સામટી રીતે જોતાં તેમને કાગળની ખાસ જરૂરત પણ હતી નહિં; કેમકે તેમની પાસે માત્ર એક પુસ્તક, અર્થાત કુર્આને મજીદ હતું. એ સામાન્ય રીતે પકાવેલા ચામડા, ઝિલ્લી, અથવા તે ચામડા ઉપર લખવામાં આવતું હતું, જે દક્ષિણ અરબસ્તાનના કારખાનાઓમાં તૈયાર થતા હતા અને સફાઇથી થતા હતા. વળી સફાઈ તથા બનાવટને કારણે ઉંચો દરજ્જો ધરાવતા હતા. ("ફિહરિસ્ત." પા-૪૦) પરંતુ તે સમયમાં ઘણી જલ્દી "પેપીરસ" (કાર્ટીસ)નો વપરાસ શરૂઅ થઈ ગયો હતો. મિસ્રના વિજય પછી અરબોને જણાયું કે આ પરાજીત કવમ પ્રાચીનકાળથી એક પ્રગતિશાળી હુન્નરની માલિક છે. અને આ કારિગીરી પેપીરસના વૃક્ષમાંથી લખવાની સામગ્રી ઉત્પન્ન કરે છે. આ કળાને મિસ્રના ઇસ્લામી વિજયને કારણે નુકસાન પહોંચવાને બદલે વધુ ઉન્નતિ થઇ; કેમકે આગળ લખી ગયા છીએ તેમ ઇસ્લામી હુકુમતમાં વ્યાપાર અને હુન્નર ઉદ્યોગ ઉપર કોઇપણ પ્રકારના ટેક્સો લગાવવામાં આવ્યા ન હતા. આ કળાનું કેન્દ્ર નીલ નદીના ડેલ્ટા અને દમિયાત પ્રાન્તના ન્હાના બંદરી શહેર બુરામાં હતું. ("યઅકુબી" પા-૧૨૬) આ પ્રદેશમાં ઘણું કરીને સમુદ્રકાંઠે પેપીરસના

વૃક્ષો પુષ્કળ ઉગતાં હતાં. અહિંયાજ તેમાંથી લખવાનો સામાન તૈયાર કરવામાં આવતો હતો. આજ દલાકો તેના વ્યાપારની મંડી પણ હતો. અરબોએ એ વૃક્ષનું જુનું નામ કાઇમ રાખ્યું અને તેને "ફાફીર" કહેવા લાગ્યા. અને તેમાંથી જે કાગળ બનતો હતો, તેના યુનાની નામને બદલીને "કીરતાસ" રાખ્યું. ("ઇબ્ને બયતાર," પા-૧૨૭)

વર્તમાન યુરોપ પ્રમાણે તે ઝમાનાની આઝનતિની હુકુમતને સરકારી કામોને માટે કાગળની ઘણી વધારે ઝુરૂરત પડતી હતી, જેથી મિસ્રના અરબી કારખાનામાં તૈયાર થતા કાગળનો વ્યાપાર અસાધારણ રીતે વધ્યો અને મિસ્રમાંથી કાગળ મોટા પ્રમાણમા કોન્સટેન્ટીનોપલ-(ઇસ્તંબુલ) નિકાસ થવા લાગ્યા. આઝનતિની હુકુમતને એની કીમત રોકડી ચૂકવવી પડતી હતી. જણાય છે કે ફાફીર સિવાય મિસ્રમાં ઘણી જલ્દી એક બીજા પ્રકારનો કાગળ, કોઈ બીજી વસ્તુમાંથી પણ તૈયાર થવા લાગ્યો હતો; કેમકે એક અત્યંત વિશ્વાસપાત્ર ઇતિહાસકારે બયાન કર્યું છે. કે ખલીફા મુઅતસિમે પોતાના નવા બંધાવેલા દારૂલખિલાફત (રાજ્યધાની) સામરહમાં ખિલાફતના દરેક ભાગોમાંથી કારીગરોને ભેગા કર્યાં હતા. એમાં મિસ્રના કિરતાસ બનાવવાવાળા પણ હતા, જેને મિસ્રથી સામરહ લાવવામાં આવ્યા હતા ("ફિહરિસ્ત" પા-૨૧) પરંતુ સામરહના પ્રદેશમાં ફાફીરનું વૃક્ષ બિલકુલ થતું ન હતું, જેથી આ સાચું અનુમાન કરી શકાય છે કે આ કારીગરો કોઇ બીજી વસ્તુ દાખલા તરીકે, રૂ અથવા કંતાનમાંથી કાગળ બનાવતા હશે. પરંતુ કંતાનના કાગળ બનાવવાનું અરબોએ પાછળથી શરૂઅ કર્યું હતું. આ વાતોને દ્રષ્ટિ આગળ રાખતાં એના સિવાય બીજું કોઇપણ પરિણામ કાઢવું અશક્ય છે, કે મિસ્રના કારખાના અરબોની ઉન્નતિ પામતી સંસ્કૃતિ અને સભ્યતાને કારણે ધીમે ધીમે રૂનો કાગળ બનાવવાના કામમાં સેવા લાગ્યાં હતાં અને અસલ તથા નિર્બળ ફાફીરને બદલે રૂનો કાગળ વપરાવવો શરૂઅ થઇ ગયો હતો. બગદાદમાં ત્રીજી સદી હીજરીના આરંભ સુધી તમામ સરકારી ઓફીસોમાં ઝિલ્લી અથવા ફાફીર વપરાતું હતું અમીન અને મામુનના શાસન કાળમાં આમ રીતે ઝિલ્લી (તવરસ) ઉપરજ સર્વ કાંઈ લખાતું હતું. આ બન્ને ભાઇઓની આપસની લડાઇઓ દરમિયાન સરકારી ઓફીસો લુંટવામાં આવી, ત્યારે તે કાગળો અને દસ્તાવેજો, જે આ ઓફીસોમાં સંભાળ પૂર્વક મૂકેલા હતા અને બધા (તવરસ) ઉપરજ લખેલા હતા, લુંટાઇ ગયા. આ ખાનાજંગી પછી એજ લુંટેલા તવરસને ધોવામાં આવતા અને સાફ કર્યાં પછી આમ લોકોને વેચી દેવામાં આવતા. તવરસનો આ સંગ્રહ



એક મુદ્દત સુધી આમ લોકોની જરૂરતોને પુરી કરતો રહ્યો. ("ફિહરિસ્ત" પા. ૪૦),

ત્રીજી સદી હિજરીના આરંભથી ચોથી સદી હિજરીના મધ્ય સુધી, જે જમાનો ગયો તેમાં એક મહાન પરિવર્તન થયું. લોકોએ અત્યંત કીંમતી ચીની કાગળો આયાત કરવા માંડ્યા એટલુંજ નહિ, બલ્કે, ઉત્તર અસ્બસ્તાન (ત્હામા)માં કાગળ બનાવવાના એક દેશી-કારખાનાની પણ સ્થાપના કરી લીધી, ("ફિહરિસ્ત" પા. ૪૦), એ પછી વઝીર ફઝલબિન યહ્યા બરમકીના ઉત્તેજન અને ઉત્સાહથી બગદાદમાં પણ કાગળ બનાવવાની કળા શુરૂઅ થઇ ગઇ. ("ઇબ્ને ખલ્દુન" મુકદ્દમા–જિ. ૧. પા ૪૦૭)

સૌથી પહેલાં એક મહત્વાકાંક્ષી ચીનવાસીએ ખિલાફતના સૌથી દુર આવેલા ઉત્તરના પ્રાંતમાં કંતાન વડે કાગળ બનાવવાનો ઉદ્યોગ ચાલુ કર્યો. એક પુસ્તક (ફિહરિસ્ત. પા–૨૧) માં–જે અર્ધ ચોથી સદી હિજરીના અંતમાં લખાય છે–એક લાંબુ લીસ્ટ ભિન્ન ભિન્ન પ્રકારના કાગળોનું મળે છે, જે કંતાનમાંથી તૈયાર થતા હતા.

સમરકંદમાં પણ આ નવો હુનર ખૂબ વધ્યો. ઘણી જલ્દી આ શહેર વહુપારને લીધે–જેમાં મ્હોટો ભાગ કાગળોની નિકાશનો હતો–સમૃદ્ધિશાળી અને રોનકદાર બની ગયું.

અરબી વિદ્યા સાહિત્યની અનહદ ઉન્નતિ અને વિદ્યા સંપાદન કરવાના શોકે, કાગળના વપરાસને પણ તેજ પ્રમાણે વધારી મુક્યો; જેથી તેને તૈયાર કરવાના હુનર અને તેની વપરાસની વસ્તુઓએ, તેના વ્યાપારને અનહદ વિશાળ કરી મૂક્યો, એટલે સુધી કે સ્થળે સ્થળે કાગળ બનાવવાનાં કારખાનાં ખુલી ગયાં.

આ સ્થાને આ ધ્યાન કરી દેવું પણ અયોગ્ય નહિ થશે કે પૂર્વ એશિયાના કંતાનના કાગળો અને ઇસ્લામી પશ્ચિમના પ્રદેશોના રૂના કાગળોના જંગમાં પશ્ચિમનો વિજય થયો. એનું કારણ નિઃસંદેહ એ હતું કે પૂર્વ પ્રદેશોના મોંઘા કાગળોનો રિવાજ થઇ શક્યો નહિ અને રૂના સસ્તા કાગળોના મુકાબલામાં તેને મયદાન મૂકીને ખસી જવું પડ્યું સબબ છે કે રૂમાંથી કાગળો બનાવવાનાં કારખાનાં સ્હેલાઇથી સ્થાપી શકાતાં હતાં અને રૂ પણ સસ્તી કીંમતે મળી શકતું હતું.

જેમ જેમ અરબો, દક્ષિણ આફ્રિકાના કાંઠા ઉપર આગળ વધતા ગયા અને સ્પેનમાં તેમજ તે પછી સિસિલીમાં પહોંચ્યા, તો કપાસના વૃક્ષને રોપવા ઉછેરવાની વિદ્યા પણ પોતાની સાથે ત્યાં લેતા ગયા એ ઉપરાંત રૂનો છોડ પણ અરબોની સાથે સ્પેનમાં પહોંચ્યો. સ્પેન અને સિસિલીમાં તેઓએ આ છોડ (કપાસ)ની ખેતી એવી સફળતાપૂર્વક કરી કે તે ત્યાંનો જ થઇ ગયો. કાગળ બનાવવાની કળા પણ અરબોની સાથે એ દેશોમાં પહોંચી. સ્પેન અને સિસિલીમાં આ કળાની અનહદ પ્રગતિ થઇ. ઝથતિવા (HATIVA)નાં કારખાના રૂના કાગળ બનાવવામાં નઝદીક અને દૂર મશહુર હતાં. અહિંનો કાગળ યુરોપના પશ્ચિમ દેશોમાં મ્હોટા પ્રમાણમાં નિકાશ થતો હતો; અલબત્ત યુરોપના પૂર્વ ભાગોમાં નિઃસંદેહ રૂનો બનેલો કાગળ શામ અને ફિલિસ્તીનથી લાવવામાં આવતો હતો. અને "કારટાદા મસીના" (Chartada macena)ને નામે પ્રખ્યાત હતો. આ નામ ઉપરથી જ જણાય છે કે આ કાગળ દમિશ્કથી આવતો હતો. (જુઓ ઇદ્રીસીની ભૂગોળ (ફ્રેન્ચ ભાષાંતર) પા. ૩૭. "મુકરી" જિ. ૧. પા. ૮૦. અમારી કૃત "સિસિલીના મુસલમાનોનો ઇતિહાસ." ભા. ૩, પા. ૮૦૫)

અગ્યારમી અને બારમી સદી ઇસ્વીમાં અરબોના બનાવેલા કાગળોએ ઝિલ્લી (ચામડી)ને,

# દ્રશ્ય: પહેલું અને છેલ્લું

લેખક:-"સાગર" (જેતપુર.)

દ્રશ્ય પહેલું:

સંધ્યાની ઝાંખી હૃદયના દર્દને ઉશ્કેરનારી સંધ્યા હતી. રવિરાજ પોતાના છેલ્લાં ઝાંખાં કિરણો પૃથ્વિ પર ફેંકી વિદાયની તૈયારીમાં હતા. વસ્તીથી દૂર સુંદર એક અતિ જીર્ણ ઝુંપડીનાં અગણીત છિદ્રોમાંથી સૂર્યનાં કિરણો, નિશાની કરી હાંસી નિહાળતાં ટોળી જઈ નાસવાની તૈયારીમાં હતા.

એ ઝુંપડી ગામથી ઘણે દૂર એકલી અટુલી ઉભી છે. એના અસ્તિત્વની કોઈને કંઈ કિંમતજ નથી. એક વૃદ્ધા, એક ભાંગેલ ખાટલા ઉપર-દુનિયામાં માત્ર પોતાનું અસ્તિત્વ જણાવવા જીવતી હોય એમ શ્વાસ લઈ રહી હતી. ઓરડાના ઐશ્વર્યમાં એથી ત્રણ ફાટેલ ગોદડાં, એક તુટેલ ખાટલો, ચાર પાંચ વાસણ, એક ખુણામાં અતિ જુનો પાણીનો એક ઘડો હતો. સર્વ વસ્તુઓ, જીર્ણાવસ્થામાંજ હતી. અને ત્યાં એટલે સુધી જીર્ણતા પ્રવર્તિ રહી હતી. કે જીર્ણતા સિવાય કશાયનું જાણે કે અસ્તિત્વજ ન હોય!

આખરે માનવનાના ખંડન ઉપર, કાળની ક્રૂર હાંસી ઉપર આંસુ સારતા લાલઘુમ આંખોએ રવિરાજે વિદાય લીધી. રજની રાણીએ ખૂંચવાઈ ગએલા પોતાના સામ્રાજ્ય ઉપર ફરી સત્તા જમાવી. પૃથ્વિ ઉપર સૌમ્યતા છવાઈ રહી.

એ સૌમ્યગંભીરતામાં પણ કેટલાયે દુઃખી આત્માઓ હૃદયમાં સળગતી જ્વાળાઓ અને અગ્નિ ચાલુ રાખી. પૃથ્વિના બોજે એરલીજ અશાંતિ અને ઉદ્વેગમાં આળોટતા રહ્યા.

એ સમયે, આ ઝુંપડીની સર્વ વસ્તુઓના અસ્તિત્વની કિંમત એક વ્યક્તિને છે એ સાબિત કરવા એક છોકરો ઉતાવળો ચાલે આ તરફ આવી રહ્યો હતો. ભાગ્યેજ બારથી તેર વર્ષની એની વય હશે, જ્યાં મુખ ઉપર બાલિશતા, મસ્તી તોફાન દૂર કરેલાં અને પરાણે સંસારની જવાબદારી ઉપાડી લેતા ભાવ તરવરી રહ્યાં હતાં. હાથમાં દુધથી ભરેલો એક પ્યાલો હતો, મોં ઉપર કર્તવ્ય બજાવણીનો સંતોષ હતો, હૃદય શંકા આશંકાથી ઘેરાએલું હતું. ઝુંપડીમાં પેસતાંજ દીવો પેટાવ્યો, ખાટલા પાસે આવી અતિ દયામણા સ્વરે બોલ્યો:—

'મા!'

વૃદ્ધાએ આંખ ખોલી જોયું. સંતોષની એક લહરી એના દુઃખપૂર્ણ ચહેરા ઉપર આવી. અદ્રશ્ય થઈ ગઈ. ફરી પાંપણો મિંચાઈ ગઈ.

ફરી છોકરો બોલ્યો, 'મા, મા! જો તારે માટે દૂધ લાવ્યો છું, મા!'

વૃદ્ધાએ ફરી આંખ ખોલી. સંકેત વડે પાણી માંગ્યું. પાણી પી લીધા પછી બેઠા થવાની ઈચ્છા દર્શાવી. છોકરે દૂધનો પ્યાલો પડખે મુકી માને પોતાનો ટેકો આપી બેઠી કરી. ફરી પ્યાલો ઉપાડી માને મોઢે માંડતાં બોલ્યો;

'લે, પીલે મા. સવારથી તેં કંઈ ખાધું નથી.'

'તેં પણ ક્યાં ખાધું છે બેટા!'

'વાહ, કેમ નહિ. હમણાંજ બે પૈસાના સેવ મમરા લઈ ખાધા. પેટ ભરીને તો આવ્યો છું.' છોકરો જુઠું બોલ્યો.

આજે સવારે બન્ને માં દીકરાએ એક રોટલો ખાધો હતો. માએ સવારે કહ્યું હતું.

'બેટા, બની શકે તો સાંજે દૂધ લેતો આવજે.' દીકરાએ સાંજ સુધી ફક્ત બેજ પૈસા રળ્યા. ભૂખતો ખૂબ લાગી હતી પણ પોતે ખાય તો વૃદ્ધ મા ભૂખી રહે. કર્તવ્ય પરાયણ પુત્ર મા પાસે ખોટું બોલ્યો.

માએ પુત્રની વાત સાચી માની. કમાઉ પુત્રની કમાણી ઉપર સંતોષ વ્યક્ત કરી દૂધ પી લીધું. ફરી ખાટલામાં લાંબી થઈને સુતી અને બોલી,

'જો, બેટા, હું હવે વધુ જીવવાની નથી. મને તારી ચિંતા થાય છે, બેટા ! મારા પ્રાણ ! તને એકલો અટૂલો સ્વાર્થી જગતની સ્વાર્થ લીલા પર છોડી જતાં કાળજું ફાટી જાય છે. અ.હ ! માનવી લાચાર છે...કુદરત...કુદરત આગળ...' વૃદ્ધા ફરી અટકી. મા પુત્ર બન્નેની આંખમાંથી ચોધારે અશ્રુઓ વહી રહ્યાં. પુત્ર ચિત્કાર કરી ઉઠયો, 'મા, તને હું નહિ જવા દઉં. રડીને રડીને હું મરી જઈશ તારા વિના હું કેમ રહી શકીશ મા ?'

'રડ નહિ બેટા. હમણા દુઃખ ઓછુ કરવા અશ્રુઓ પણ તારી વ્હારે ધાય છે, પણ પછી તો એ પણ સુકાઇ જશે. તારાં આંસુ કોઇ નહિ લુછે...કોઇ નહિ. નતો સમાજનો કોઇ સભ્ય કે દુનિયાની કોઇ વ્યક્તિ. નિર્દય જગતને, સ્વાર્થી સમાજને હસતે મોઢે બલિદાન દેતાં શીખજે, દુઃખને હસતે મોઢે સ્વીકારજે. એ બધું તારે કરવું પડશે કેમકે તું નિર્ધન છે; યતીમ છે. જગતમાં તારે જીવવું પડશે અને જીવવા માટે જન્મભર સિતમની ચક્કીમાં ચકદાવું પડશે.'' બોલતાં બોલતાં વૃદ્ધા અટકી ગઈ. શ્વાસ અતિ જોર પૂર્વક ચાલી રહ્યો હતો. એનો પુત્ર છાતીએ માથું રાખી હીબકાં ખાઈ રહ્યો હતો વૃદ્ધાએ પુત્રને ખાટલા ઉપર ખેંચી લઇ પડખે સુવડાવી દીધો.

ડોશીની દ્રષ્ટિ સામે અત્યારે ચલચિત્રની માફક પૂર્વ જીવનનાં સ્મરણો ચલિત થઇ રહ્યાં હતાં સ્મરણ પટ ઉપરથી એક પછી એક પડદો ખુલ્લો થતો ગયો.

જ્યારે તે માબાપની છત્ર છાયા નીચે નાની મસ્તીખોર બાલિકા હતી બાલ્યજીવન અતિ સુખાનંદમાં વિતાવ્યું. એ વખતે એને આવનારા જીવનના દુઃખોની કલ્પનાએ ન હતી. બાલ્યાવસ્થાનો દરેક દરેક પ્રસંગ તેની આંખો સમક્ષ રજુ થઇ અદ્રશ્ય થઈ રહ્યો હતો. પ્રત્યેક પ્રસંગનું દ્રશ્ય ડોશી પાસેથી બે ચાર આંસુની ખંડણી મેળવી જઈ રહ્યું હતું.

ડોશીનું સ્મરણ ચિત્ર આગળ વધ્યું.

બાલ્યાવસ્થામાંથી ડોશી, ધીરે ધીરે યૌવન કાળ સુધી આવી ઉભી. એનું રૂપ, એનું જોબન, એની મસ્તીભરી ચાલ ત્યારે સૌને માટે અત્યંત આકર્ષણ રૂપ હતી. ગામમાં ત્યારે એના રૂપ યૌવનની ઘેર ઘેર ચર્ચા થતી. ગામ લોક કહેતું :—'જમીલા તો અંધારી ખાણનો હીરો છે. હીરો.'

યૌવન એની પૂર બહારમાં આવી ઉભું. લગ્ન થયા કન્યકા મટી નવોઢા ગૃહિણી બની. બાપના ઘરનાં સુખ મસ્તી, આનંદ ઓસરી જવા લાગ્યાં, અને પોતે એક ઉદ્યમી અને અકિંચન કુટુંબમાં પતિ પરાયણ અને કર્તવ્ય પરાયણ વહુ બની.

એક દ્રશ્ય આગળ વધ્યું. જ્યારે પોતે ભાગ્યેજ પચીસ વરસની વયે પહોંચી હશે, ત્યારે સાસુ સસરો, એની ઉપર ઘરનો સંપૂર્ણ ભાર લાદી એક એક વરસને અંતરે સ્વર્ગે સીધાવી ગયાં.

એનો પતિ નોકરી કરતો. ઘરનું સુખે નિર્વાહ ચાલતું. બન્નેનો સંસાર-રથ નિર્વિઘ્ને

એક પછી એક મન્ઝિલ વટાવી ધ્યેય માર્ગે દોડી રહ્યો હતો.

કેટલાંએ કાળના થરો આ સુખી યુગલના સુખ ઉપર થઇ વહી ગયાં કાળને એમના સુખની ઇર્ષ્યા આવી.

જમીલાના રૂપ ગુણની વાત આ ગામમાં પણ સર્વત્ર પ્રસરી ચૂકી હતી. એના પતિનો શેઠ જે ગામમાં, પ્રતિષ્ઠિત અને જમાતનો આગેવાન ગણાતો હતો, અને જે અંદરખાને વિષય લંપટ અને દુરાચારી હતો, એના કાન સુધી પણ આ વાત પહોંચી ગઈ.

જમીલાના પતિ હસનને બહારગામ ઉઘરાણી અર્થે જવાનું ફરમાન છૂટયું. પહેલાં તો હસનને કાવત્રાની ગંધ-સરખી ન હતી.

હસન શેઠની પેઢીમાં સામાન્ય નોકર હતો. એને શેઠની અચાનક ઉતરી પડેલી કૃપાદ્રષ્ટિથી નવાઇ ઉપજી. નવાઇએ શંકાનું સ્વરૂપ પકડ્યું.

હસન શેઠને કંઇક અંશે પામી શકયો હોવાથી શંકા દ્રઢ થઇ. બહારગામ જવાના બહાના હેઠળ તે ગામમાં છૂપાઇ રહ્યો.

જ્યારે શેઠ જમીલાની ખબર કાઢવાને બહાને ઘરમાં આવ્યો, ત્યારે જમીલા ગભરાઇ ગઇ. હસન ઘરમાંજ હતો. એની હાજરીની કોઇને જાણ નહોતી. જમીલા ત્પરતાથી શેઠને જવાબ આપતી હતી. છેવટે જ્યારે શેઠે પોતાની મનોકામના તૃપ્ત કરવા ચેનચાળા કરવા માંડયા. ત્યારે હસનેથી રહેવાયું નહિ. શેઠ રંગમાં આવી જઇ જમીલા જ્યાં બેઠી હતી ત્યાં દોડી ગયા. જમીલા બાબરી જેવી બની ગઇ.

બાજુના ઓરડામાંથી હસન તરતજ દોડી આવ્યો અને ઉશ્કેરાટમાં શેઠને વળગી પડયો. હસનનું સુદ્રઢ અને કસાએલું શરીર શેઠને ભારે પડયું. ત્યાં અસંત હોહાકાર મચી ગયો. શેઠને ખૂબ માર લાગી હતી, મોંઢું ફાટી ગયું હતું. એમને તરતજ હોસ્પીટાલમાં પહોંચાડવામાં આવ્યાં. ત્યાં એક દિવસ જીવી શેઠ પોતાના કાર્યોનો બદલો આપવા યમસદન પહોંચી ગયા.

હસન ઉપર કેસ ચાલ્યો. વાત સ્પષ્ટ હતી. એને ફાંસીની સજા થઇ.

આ બનાવ બન્યો ત્યારે જમીલાને બે વરસની વયનો પુત્ર હતો. ઉપલા પ્રસંગથી ગામલોકોએ જમીલાનો અને તેના સંતાનનો તે દિવસથી—ગામના પ્રતિષ્ઠિત અને નિર્દોષ (?) શેઠના ખૂનીના પત્ની તથા પુત્ર હોવાથી બહિષ્કાર કર્યો.

જમીલાને માટે હવે વસ્તીમાં રહેવું અશકય હતું. એણે પોતાનું ઘર ખાલી કરી નાખ્યું અને વસ્તીથી ઘણે દૂર ઝુંપડી બાંધી ત્યાં રહેવા લાગી.

એના સમાજે એનો બહિષ્કાર કર્યો હતો. એને કોઇ કામ પણ નહોતું આપતું. જમીલા બહુ મુંઝાતી છતાં બીજા ધર્મના લોકો પાસેથી તેને કંઇ ન કંઇ કામ મલી રહેતું. જેમ તેમ કરીને ગુજરાન-પોતાનું અને પોતાના પુત્રનું—ચલાવી લેતી.

એક પછી એક દ્રશ્ય વટાવતાં ડોશી જમીલા—આપણે વાર્તાના આગલા ભાગમાં જોયું એ દ્રશ્યે આવી ઉભી.

આજે પોતે એકલી છે, માંદી છે. છતાં નથી કોઇ—એક પુત્ર સિવાય ખબર કાઢનાર કે સંભાળ લેનાર!

'બેટા, બેટા!' ડોશીથી પુત્ર પ્રેમે એક ડુસકું મેલાઇ ગયું. પુત્ર અત્યારે ભયંકર સ્વપ્ન નિહાળી રહ્યો હતો. જાણે કોઇ એની પાસેથી પોતાની માને ઝૂંટવી લઇ જઇ રહ્યું છે. ઉંઘમાં અને ઉંઘમાં તે રડી ઉઠયો;

''મા! મા!''

* * *

એક કાગળ અમલદાર સમક્ષ ધરી રહીમ પુકારી ઉઠયો. પરંતુ તેનું કરૂણ રુદન અમલદારના નિર્દય હૃદયપર કાંઇ અસર કરી શકયું નહીં.

અમલદારના દ્વારમાં પ્રવેશતાંજ તે ક્રૂરે ગરીબ રહીમ ભણી તેનું લાઇસંસ-રદ કરતો એક કાગળનો ટુકડો ફેંકયો. રહીમ ખૂબ રડ્યો, કકળ્યો, છતાં નિર્દય અમલદારનું પત્થર સમું હૃદય પીગળ્યું નહીં.

"સાહેબ, તમારા માટે તો હું મારા બે દિનના ભૂખ્યા છોકરાને મુકી આવ્યો છું. આખરે મારો ગુન્હો શો છે?" છેલ્લી વાર તેણે અમલદારનું હૃદય પીગળાવવા પ્રયત્ન કર્યો. "ગુન્હો?" અમલદાર ક્રૂર રિતે હસ્યો. "ગુન્હો એજ કે મારો હુકમ બજાવવામાં તેં ઘણોજ વિલંબ કર્યો છે." અને તેડાવેલી બીજા ગાડીવાનની ગાડીમા તેણે પગ મુકયો.

રહીમને પોતાના પગ નીચેથી ધરતી સરી જતી લાગી. ભૂખ્યા પેટે, ભૂખ્યા પુત્રને ઘરમાં અટુલો છોડી, ભૂખમરામાં રીબાતા પોતાના ઘોડાને લઇ એક પાઇ પાઇની આશ વિના ફકત અમલદારી આજ્ઞાનું પાલન કરવાજ, તે અહીં આવ્યો, શું તેનું આજ ફળ? તેનું મગજ શુન્ય બની ગયું. શું કરવું તે કાંઇ સમજી શકયો નહીં: આત્મભાન વિહોણા રહીમે ગાડી પોતાના ઘર ભણી હાંકી.

* * *

"યાકૂબ, યાકૂબ, વ્હાલા......" રહીમ બૂમ પાડી ઉઠયો, પરંતુ એ બાળ તો કયારનોયે પોતાની વ્હાલી માતને મળવા જગતને પ્રણામ કરી ગયો'તો. રહીમ પોતાના વ્હાલા બાલુડાના શશિસમ મુખભણી નિહાળી રહ્યો. અનહદ દુઃખ તથા ગમને લીધે તેની આંખોમાનાં આંસુય સુકાઇ ગયાં હતાં. એકાએક તેના હ્રદયપરની ઝ્વાળા ઉડી ગઇ. આખો ઓરડો તેના હાસ્યધ્વનિથી ગુંજી ઉઠયો. "ઝાલિમ!" તે પુકારી ઉઠયો. "જરૂર બદલો લઇશ."

* * *

થોડા દિવસથી શહેરના માર્ગો ઉપર એક પાગલ ભટકતો જોવામાં આવે છે. કહે છે, કે શહેરના કોઇ મોટા અમલદારનું ખૂન કરવા માટે એને કેદમાં પૂર્યો હતો, પરંતુ પાગલ જણાવાથી તેને છોડી મુકવામાં આવ્યો છે. કેદમાંથી છુટયા બાદ આજ દિ સુધી એણે કોઇ મનુષ્યને સતાવ્યા હોવાનું જણાયુ નથી. કોઇ કોઇ વાર એ નાના બાળકને જોઇ 'યાકૂબ' કહી તેની પાસે દોડી જાય છે, અને તેને ઉપાડી ચુમીઓથી તેને નવડાવી મૂકે છે. એ સદાય હસ્યાજ કરે છે. હા, કોઇ કોઇ વાર એ કરૂણ સાદે ગાન ગાતો પણ જોવામાં આવે છે જે સાંભળીને સુણનારાઓના દિલ થંભી જાય છે.

(સંપૂર્ણ.)

# ઝિંદગીમાં સફળતા કેમ મેળવશો?

## હેન્રી ફોર્ડની જુવાનોને સલાહ.

લેખક

ઇબ્રાહીમ હાજી મહુમદ મીસ્રી

"એક જુવાન ઉદ્યોગીક ક્ષેત્રમાં આગળ વધવા ઇચ્છતો હોય તો તેનામાં કયા ગુણો હોવા જોઇએ?" આ પ્રમાણે એક અખબારનવેશે જગતના એક મહાન ઉદ્યોગપતિ હેન્રી ફોર્ડને સવાલ પૂછયો.

ફોર્ડે જવાબ આપ્યો કે, "હું માનું છું કે, તેના માટે પાંચ ચીજો અગત્યની છે. સ્વચ્છતા, તપાસ, કળામાં ફતેહ મેળવવાની પોતાની લાયકાત ઉપર વિશ્વાસ, પોતાની શક્તિનો ઉપયોગ અને પૈસા ખર્ચવાનો તરીકો"

**સ્વચ્છતા અને કાર્યપદ્ધતિ**:–સ્વચ્છતા વિષે પોતાના વિચારો રજૂ કરતાં મી૰ ફોર્ડે જણાવ્યું કે, "માણસના મન ઉપર સ્વચ્છતા–ચોખ્ખાઇ–સુઘડાઇ વધારે અસર કરે છે. જો માણસ પોતાના હથિયારો સાફ રાખતો હોય તે જરૂર પોતાનું કામ કાળજીથી કરી શકે. ગંદા વિચારો અને કામ કરવાની ખોટી પદ્ધતિથી અનેક ધંધાઓ નિષ્ફળ જાય છે. સ્વચ્છ વિચારો ધરાવતો આદમી ઝડપી કામ કરનારો હોય છે, જ્યારે મેલાં મનનો માણસ હસુપસુ મનનો હોવાથી તે પોતાનાં કામમાં બરોબર ધ્યાન આપી શકતો નથી. આથી હું જુવાનોને સૌથી પહેલાં ચોખ્ખાઇ રાખવાની સલાહ આપું છું."

**તપાસ–કરવા ચૂકશો નહિ**:–"બીજી અગત્યની વસ્તુ તપાસ (Investigation) છે. તમે પાછળ જોયા વગર કેટલાં આગળ વધ્યા છો, તે જાણી શકો નહિ. એક માણસે "મશીનરી"માં સુધારા કરવાનું બીડું ઝડપ્યું. એણે પૈસા ખરચ્યા અને પોતાના વખતનો ભોગ આપ્યો, પરંતુ પરિણામ એ આવ્યું કે, તે હસ્તી ધરાવતાં કેટલાંક યંત્રો કરતાં કાંઇ સારૂં કામ આપનારાં "મશીનો" શોધી શક્યો નહિ. એણે અગાઉ થયેલી શોધો જાણવાની દરકાર કર્યા વગર એ કામ હાથ ધર્યું હતું. આથી કોઇપણ નવું કામ શરૂ કરવાની અગાઉ તે વિષેની પહેલાં પૂરી તેહકીક કરવી જોઇએ. એમ કરવાથી જ તમે આગળ વધી શકો"

**દુકાનોમાં ફેરા મારતા** મી૰ ફોર્ડ પોતાના બચપણનો દાખલો આપતાં જણાવ્યું કે, "બચપણમાં હું દુકાને દુકાને જતો, અને કાંઇક નવું જાણવાની કોશિશ કરતો. કેટલીક દુકાનોમાં મને આવકાર મળતો, તો, કેટલીક દુકાનોમાં હું અપમાનિત થતો. આ દુકાનો મારી "સ્કૂલ" હતી, અહિં હું તપાસ કરતો અને યંત્રોમાં કેટલી પ્રગતિ થઇ છે, તેનું જ્ઞાન મેળવતો."

**આરંભ કરો**:–આગળ ચાલતાં મી૰ ફોર્ડે જણાવ્યું કે, "કેટલાક માણસો ફક્ત તપાસ કરવામાં જ રોકાયલા રહે અને કશું કરે નહિ. તમે એક વાર એક બાબતનો અભ્યાસ કરો અને અને તેને લગતી પૂરતી માહિતી મેળવી લો કે, પછી તમારૂં કામ શરૂ કરી દો. તમે જેટલું જાણતા હો તેટલાં જ્ઞાનને કામે લગાડો. આ પ્રમાણે તમે વધારે અનુભવ મેળવશો. આપણી ઘણીક નવી ચીજો એ જુની

# હિંદુસ્તાનમાં ઇસ્લામી સંસ્કૃતિનો વિનાશ

: મૂળલેખક :
મૌલાના મવદૂદી સાહબ

: અનુવાદક :
જનાબ ઇસાભાઇ ઇબ્રાહીમ

ઇસ્લામી જગતનો અતિ વિશાળ વિભાગ તે રાષ્ટ્રોથી સંકળાએલો છે જે પ્રથમકાળના મુઝાહિદ મહારથીઓના પ્રયાસોથી ફતેહ થયા છે. તે દેશોને જે લોકોએ છત્યા હતા તેઓ દેશ પર વર્ચસ્વ જમાવવા કે દ્રવ્ય લુટવા માટે નહિ, પણ વિશ્વમાં અલ્લાહની આજ્ઞાઓ પ્રવર્તાવવા માટે માથે કફન બાંધીને નિકળ્યા હતા! તેઓ વિનશ્વર વિશ્વના મોહને બદલે આખિરતના મોહ-ઘેનમાં મદમસ્ત અને ચકચૂર હતા! એજ કારણથી તેમણે કબ્જા હેઠળની પ્રજાને તાબેદાર કે રક્ષણવેરો ભરનાર બનાવવા પરજ સંતોષ સેવ્યો નહિ બલ્કે તેઓને ઇસ્લામના રંગમાં રંગી નાંખ્યા, તેઓની પુરી આબાદી યા તેના મ્હોટા સમૂહને પવિત્ર ધર્મ-સમૂહ (મિલ્લતે-હનીફી)માં લુપ્ત કરી લીધો! વિદ્યા અને વર્તન શક્તિ વડે તેઓમાં ઇસ્લામી કલ્પનાઓ, આચાર વિચારો અને ઇસ્લામી સંસ્કૃતીનાં મૂળ એટલાં ઉંડાં ઉતાર્યાં કે તેઓ પોતેજ ઇસ્લામી સંસ્કૃતિના ધ્વજવાહક અને ઇસ્લામી શિક્ષણના શિક્ષક બની ગયા!

ત્યાર પછી એવા દેશો છે કે તે જીતવામાં આવ્યા ત્યારે ઇસ્લામી ઉત્સાહ મંદ પડી ગયો હતો. અને વિજેતાઓનાં હૃદયો જિહાદ ફી સબીલિલ્લાહ (ધર્મ-યુદ્ધ) ની વિશુદ્ધ ભાવનાથી વધારે દેશો જીતવાની આકાંક્ષા અને લાલસાથી નિર્ભર હતાં! એમ છતાં પણ ત્યાં ઇસ્લામે પોતાના પ્રચાર સાથે જડ પકડવામાં સફળ થઇ ગયો. અને રાષ્ટ્રોમાં પણ તેણે સંપૂર્ણપણે એક રાષ્ટ્રીય સંસ્કૃતિનું સ્થાન સંપાદન કર્યું.

ક્રમભાગ્યે હિન્દુસ્તાનનો પ્રશ્ન એ બંને પ્રકારના દેશોથી જુદો છે. આરંભ કાળમાં એ દેશનો ઘણો થોડો ભાગ ફતેહ થયો હતો અને એ થોડા ભાગ ઉપર પણ ઇસ્લામી તઅલીમ તથા સંસ્કૃતિનો જે કંઇ અસર પડયો હતો તેને "બાતિનિય્યત-આંદોલન" (એક ગુમરાહ ફિરકા)ના પ્રવાહે નષ્ટ ભ્રષ્ટ કરી નાંખ્યો! ત્યારપછી જ્યારે હિન્દુસ્તાનમાં મુસ્લિમોના દિગ્વિજયોની અસ્લી હારમાળા શરૂ થઇ તો વિજેતાઓમાં પ્રથમ કાળના મુસ્લિમોની વિશેષ્ટતાઓ બાકી ન્હોતી રહી! તેમણે અહીંયા ઇસ્લામ પ્રચારને બદલે કબ્જા હેઠળનો વિસ્તાર વિકસાવવામાં પોતાની શક્તિઓ ખર્ચી નાંખી! અને પ્રજા પાસે ખુદા અને રસુલ (સલ૦)ની આજ્ઞા પાલનને બદલે પોતાની આજ્ઞાઓનું પાલન તથા રક્ષણ વેરાની માંગણી કરી! એનું અચૂક પરિણામ આ આવ્યું કે સદીઓ સુધી સલ્તનત કરવા છતાં પણ હિન્દુસ્તાનનો અતિ વિશાળ વિભાગ બિન મુસ્લિમજ રહ્યો. અને અહીંયા ઇસ્લામી સંસ્કૃતિ જડ પકડી શકી નહિ!

અહીંના જે વસ્તીઓએ ઇસ્લામનો સ્વીકાર કર્યો, તેઓના ઇસ્લામી શિક્ષણ અને પોષણની પણ કંઇ ખાસ વ્યવસ્થા કરવામાં આવી નહિ! નવ-મુસ્લિમ જમાઅતોમાં હિન્દુ ધર્મની પુરાણી કલ્પનાઓ, રૂઢીઓ, પ્રથાઓ, ઓછા વત્તા પ્રમાણમાં બાકી રહી! બલ્કે ખુદ બહારથી આવેલા જુનવાણી મુસ્લિમો

પણ હિન્દુઓના સહવાસથી તૌહીદ વિહોણી પ્રથાઓ સાથે સહિષ્ણુતા તેમજ અનેક ગાન-ગુની રસ્મોનું અનુસરણ કરવા લાગ્યા !

"ઈસ્લામી હિન્દ"ના ઇતિહાસ અને તેની વર્તમાન પરિસ્થિતિઓનું અવલોકન—કરવાથી—આ વાત સ્પષ્ટ થઈ જાય છે કે જે સમયે આ દેશ પર મુસ્લિમોનું રાજકીય વર્ચસ્વ પુરતાં બળ સાથે છવાએલું હતું, તે સમયે પણ અહીંયા ઈસ્લામનો અસર નિર્બળ હતો ! અને અહીંનું વાતાવરણ શુધ્ધ ઈસ્લામી વાતાવરણ નહોતું ! જો કે હિન્દુઓનો ધર્મ અને સંસ્કૃતિ ખુદ સૈદ્ધાંતિક રૂપમાંજ નબળાં હતાં, અને વળી પ્રભાવિત કૌમનો ધર્મ તથા સંસ્કૃતિ હોવાને લીધે અસ્તાચળ પ્રતિ ઢળી ગયાં હતાં, છતાં પણ મુસલમાન બાદશાહોની સહિષ્ણુતા, અને પ્રમાદને પ્રતાપે તે દેશના વિશાળ વિભાગ પર આચ્છાદિત રહ્યાં ! અને હિન્દુસ્તાનના વાતાવરણ પર તેનું છવાઇ રહેવું .. ખુદ મુસલમાનોની ઇસ્લામી તઅલીમ તથા તરબીયતની પુરતી વ્યવસ્થાના અભાવે અહીના મુસ્લિમોનો એક મ્હોટો ભાગ પોતાની માન્યતાઓ તથા પોતાની સંસ્કૃતિમાં એવો પાકો અને કામિલ મુસલમાન કદી પણ થઇ શક્યો નહિં જેટલો કે શુદ્ધ ઇસ્લામી વાતાવરણમાં થઇ શકતો હતો !

અંઢારમી સદી ઇસ્વીમાં મુસલમાનો પાસેથી તે રાજકીય વર્ચસ્વ પણ ખુચવી લેવાયું જે હિન્દુસ્તાનમાં ઇસ્લામી સંસ્કૃતિનું સૌથી મહાન સહાયક હતુ ! પ્રથમ મુસ્લિમોનું રાજ્ય છિન્ન ભિન્ન થઇને ન્હાની મ્હોટી રિયાસતોમાં વહેંચાઇ ગયુ, પછી મરાઠા, શીખો, અને અંગ્રેજોના પ્રવાહે એક એક કરીને તે રિયાસતોમાંથી ઘણીખરીનો અંત લાવી દીધો ! ત્યારપછી કુદરતે ઇલાહીએ આ દેશના રાજ્યનો નિર્ણય અંગ્રેજોના લાભમાં આપી દીધો ! અને એક સદીથી વધારે સમય વિત્યો નહોતો કે મુસલમાન આ ભૂમિ પર કે જ્યાં તેણે સદીઓ સુધી રાજ્ય કર્યું હતું એક પ્રભાવિત મજૂર બનીને રહી ગયો !

જેમ જેમ અંગ્રેજી શાસન શક્તિ વિકાસ પામતી ગઇ તેમ તેમ મુસલમાનો પાસેથી તે શક્તિઓ હણાતી ગઇ જેનાં બળ ઉપર એક હદ સુધી હિન્દુસ્તાનમાં ઇસ્લામી સંસ્કૃતિનું અસ્તિત્વ હતુ ! તેણે ફારસી અને અરબીને બદલે અંગ્રેજીને શિક્ષણ મંત્ર બનાવ્યો ! ઇસ્લામી કાયદાઓ રદ્દ કર્યા ! શરઇ અદાલતો તોડી નાંખી ! દીવાની અને ફોજદારી વિષયોમાં પોતાના કાયદાઓ જારી કર્યા ! ઇસ્લામી કાયદાઓના અમલને ખુદ મુસલમાનોના હકમાં કેવળ નિકાહ તલાક, વગેરે "સુધીજ" મર્યાદિત રાખ્યા ! અને મર્યાદિત અમલની સત્તાઓ પણ મુસ્લિમ કાઝીઓને બદલે આમ દાવાની કોર્ટોને સોંપી દીધી ! જેના ન્યાયાધિશો સામાન્ય રીતે બિન મુસ્લિમ હોય છે. અને જેમના હાથે "મોહમેડન લૉ" દિનપ્રતિદિન વિકૃત થઇ રહ્યો છે. !

એનાથી વધીને આ કે આરંભકાળથી જ અંગ્રેજી શાસનની આ નીતિ રહી કે મુસ્લિમોને "આર્થીક"ની દ્રષ્ટિએ પાયમાલ કરીને તેઓના તે કૌમી ગર્વને કચડી નાંખવામાં આવે જે એક રાજવંશી કૌમ તરીકે સેંકડો વરસો થયાં તેઓના હ્રદયોમાં પોષાઇ રહ્યો છે. ! જેમકે એ નીતિને પ્રતાપે એકજ સદીમાં એ કૌમને અભણ, નાદાર, નિર્ધન, કાયર, દુરાચારી, અને સ્વમાને વિહોણી બનાવી દીધી !

એ પતન પ્રતિ પ્રયાણ કરી રહેલી કૌમ પર અંતિમ ફટકો, તે હતો જે ૧૮૫૭ના તુફાનમાં લાગ્યો. તેણે માત્ર મુસ્લિમોની રાજકીય શક્તિનોજ અંત નથી આણ્યો, બલ્કે તેઓની ધગશ

અને ધૈર્યના ચુરેચુરા કરી નાંખ્યા! તેઓના હૃદય પર નિરાશાવાદની ઘનઘોર ઘટાઓ છવાઇ ગઇ. તેઓને અંગ્રેજી સત્તાવડે એટલા આંજી નાંખ્યા કે તેઓમાં કૌમી પ્રતિષ્ઠાનો અંશ પણ બાકી રહ્યો નહિ! અને અપમાન ભરપૂર ઉંડી ખાઇઓમાં પહોંચીને તેઓ એમ સમજવા પર લાચાર બન્યા કે દુન્યામાં સલામતી, સ્વમાન અને ઉત્કર્ષ સાધવાનો માર્ગ અંગ્રેજોની સેવા અનુકરણ અને અનુસરણ વિના અન્ય કોઇજ નથી.! અને તેમની પોતાની તહઝીબ અને સંસ્કૃતિની જે કંઇ પુંજી છે તે હાસ્યજનક અને અપમાનજનક છે.!

ઓગણીસમી સદીનાં પચાસ વર્ષો વિત્યા પછી જ્યારે મુસ્લિમોએ જાગૃત થઇને ફરીવાર ઉભા થવાનો પ્રયાસ કર્યો ત્યારે તેઓ બે પ્રકારની નિર્બળતામાં જકડાએલા હતા.

એક આ કે તેઓ વિચાર અને વર્તનની દ્રષ્ટિએ પ્રથમથીજ ઇસ્લામી માન્યતાઓ અને સંસ્કૃતિમાં મક્કમ નહોતા! તે ઉપરાંત એક ભિન્ન ઇસ્લામી વાતાવરણે પોતાની બુદ્ધિવિહોણી માન્યતાઓ અને સંસ્કૃતિ વડે તેઓને ઘેરી રાખ્યા હતા.!

બીજી એક ગુલામી પોતાની સઘળી વિકૃતિઓ સાથે માત્ર તેઓના દેહ ઉપરજ નહિ બલ્કે મનોપ્રદેશ ઉપર પણ છવાઇ ચુકી હતી! અને તેઓ એવી બધી શક્તિઓથી વંચિત કરી દેવામાં આવ્યા હતા કે જેના વડે કોઇ કૌમ પોતાની સભ્યતા અને સંસ્કૃતિનું રક્ષણ કરી તેને કાયમ રાખી શકે છે!

આ ઓગણીસમી સદીનો અંતકાળ હતો, ત્યારે યુરોપમાં જડવાદ પોતાની અંતિમ પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો, અઢારમી સદીમાં સયન્સે 'ધર્મ'ને પ્રાણઘાતક ફટકો માર્યો હતો. "નૂતન-દર્શનશાસ્ત્ર" અને વિજ્ઞાન-વિદ્યાઓના પ્રતાપે નૈતિક, રાજનીતિક, આર્થિક અને સામાજિક વ્યવસ્થાઓના પુરાણા દ્રષ્ટિકોણ ખોટા ઠરીને નવો દ્રષ્ટિકોણ અસ્તિત્વમાં આવી ચુક્યા હતા! યુરોપમાં એક વિશિષ્ટ સંસ્કૃતિ જન્મી ચુકી હતી, જેની બુન્યાદ લગભગ એજ નવા દ્રષ્ટિકોણો પર રચાએલી હતી! એ મહાન પરિવર્તને ધર્મને તેના મૂળભુત સિધ્ધાંતો સાથે 'જીવનની સક્રીય વિષયોમાંથી તો તદ્દન હદપાર કર્યોજ હતો.! અલબત્ત વિચાર સૃષ્ટિમાં ધાર્મિક માન્યતાનું કંઇક સ્થાન બાકી રહી ગયું હતું. તો હવે તેના વિરૂદ્ધ પણ ભિષણ સંગ્રામ ખેલાઇ રહ્યો હતો! જો કે વિજ્ઞાન-વિદ્યાઓ પૈકી કોઇપણ વિદ્યાએ જગતના "ખુદાઇ-દ્રષ્ટિકોણ" વિરૂધ્ધ કોઇ દલીલ (જેને દલીલ કહી શકાય) રજુ કરી નથી જ્યાં વિજ્ઞાન-શાસ્ત્રીઓ માત્ર પોતાની દલીલ વિહોણી સ્વભાવિક વલણના આધારે ખુદાથી બેઝાર! અને "ખુદાઇ-દ્રષ્ટિ-કોણ"ના શત્રુ હતા.! અને તે સમયે તેઓજ વિશ્વની બુદ્ધિવિષયક તેમજ સક્રીય ઇમામતના માલિક હતા, જેથી તેમની અસર વડે "થીઓફોબીઆ" (ખુદાથી બેઝારી) ની બીમારી એક સાર્વત્રિક રોગચાળાની જેમ પ્રસરી ગઇ! ખુદાના અસ્તિત્વનો ઇન્કાર, જગતને પોતાની મેળે જન્મ લેનાર! તેમજ નેચરલ નિયમોને આધિન આપ મેળે ગતીમાન થનાર વસ્તુ સમજવી! ખુદાની ઇબાદતને "સુપરસ્ટીશન" (ધર્મ-ઘેલછા) કહેવી! ધર્મને નકામો તથા ધર્મ ભાવનાને સંકુચિત વૃત્તિ અને સ્વામ-કલ્પના કહેવી! તેમજ "નેચરલીઝમ" (નેચરિયત)ને રૌશન ખ્યાલીના સમાનાર્થ સમજવી. વગેરે તે સમયે ફેશનમાં ગણાતું હતું.!

જે મનુષ્યે દર્શનશાસ્ત્ર અને સાયન્સમાં રહેજ પણ પ્રયાસ કર્યો ન હોય તે પણ કેવળ આ કારણથીજ એ વિચારોને પ્રગટ કરતો હતો કે તે સોસાયટીમાં એક રોશન ખ્યાલ માણસ સમજવામાં આવે.! "સ્પીરીચ્યુઆલીઝમ" (જગતમાં આત્મા સિવાય બીજું કંઇજ નથી એવો મતવાદ) અને "સુપરનેચરલ" (ચમત્કારિક વાતો)ના સમર્થનમાં કઇક બોલવું તે સમયે અધર્મવાદ સમજવામાં આવતો. જો કોઇ મ્હોટામા મ્હોટા સાયન્ટિસ્ટ પણ એ પ્રકારની કોઇ વાત કરે તો સાયન્ટિફિક સંપ્રદાયોમાથી તેનુ સન્માન ઉઠી જતું! તેની બધી સેવાઓ ધોવાઇ જતી! અને તે કોઇ કેળવાએલા વર્ગની સંસ્થાનો સભ્ય થવાને લાયક પણ રહેતો નહિ!

ઇસ્વી સન ૧૮૫૯માં "ડારવીન"નું પુસ્તક "ઓરીજીન-ઓફ-સ્પેસીઝ" નામે પ્રગટ થયુ જેણે જડવાદ અને નાસ્તિકવાદના ધીકતા અંગાર પર તેલ રેડ્યું! ડારવીને પોતાના વિશિષ્ટ વિકાસ દ્રષ્ટિકોણના સમર્થનમાં જે દલીલો રજુ કીધી હતી તે ઘણીજ લુલી અને પાંગળી હતી! તેની "વિકાસ-માળા"માં એક કડીજ નહિ બલ્કે પ્રત્યેક કડીની આગળ પાછળથી અનેક કડીઓ ગુમ હતી! તે સમયના સાયન્ટિસ્ટો પણ એ દ્રષ્ટિકોણથી સંતુષ્ઠ ન્હોતા, ત્યાં સુધી કે ખુદ તેનો સઉથી મ્હોટો વકીલ "હક્સલે" પણ તેના ઉપર ઇમાન લાવ્યો ન્હોતો! એમ છતાં પણ માત્ર "થીઓલોજીઓ"ના અસરથી "ડારવીનઝમ"નો સ્વીકાર કરી લેવામાં આવ્યો! પછી અમર્યાદિત પ્રચાર કરવામાં આવ્યો,! અને ધર્મ વિરૂધ્ધ એક વિનાશક હથિઆર તરીકે તેનો ઉપયોગ કરવામાં આવ્યો! એ દ્રષ્ટિકોણે (કેટલાક) સાયન્ટિસ્ટોની સમજણ મુજબ આ દાવાને સાબિત કર્યો હતો [ જો કે તેણે એક નવો દાવોજ કર્યો હતો જે સાબિત થયો ન્હોતો ] કે "વિશ્વ-વ્યવસ્થા" કોઇ અલૌકિક શક્તિ વગર ખુદ સ્વભાવિક નિયમોને આધિન પ્રતિમાન થઇ રહી છે! ધર્મજ્ઞોએ એ દ્રષ્ટિકોણનો પ્રતિરોધ કર્યો, અને બ્રિટિશ એસોસીએશનની મિટિંગમાં બિશપ ઓફ ઓક્સફોર્ડ અને હક્સલેએ પોતાનું સમ્પૂર્ણ વાણી-બળ એના વિરૂધ્ધ ખર્ચી નાંખ્યું છતાં હાર ખાધી! આખરે ધર્મજ્ઞો સાયન્ટિફિક નાસ્તિકવાદથી એટલા તથા આધિન થયા કે ઇસ્વી સન ૧૮૮૨માં જ્યારે ડારવીન મરણ પામ્યો ત્યારે ચર્ચ ઓફ ઇંગ્લાંડે તેને સઉથી મહાન એવું માન આપ્યું જે માત્ર તેનાજ કબ્રિસ્તાનમાં હતું. અર્થાત તેને "વેસ્ટમિનિસ્ટર એબી"માં દફન કરવાની પરવાનગી આપી! જો કે તે યુરોપમાં ધર્મની કબર ખોદવાવાળાઓનો સરદાર હતો. અને તેણે વિચાર પ્રવાહને નાસ્તિકવાદ તથા અધર્મવાદ તરફ વાળવામાં તેમજ એવું માનસ ઉત્પન્ન કરવામાં સઉથી વધારે ભાગ ભજવ્યો હતો કે જેણે આખરે સામ્યવાદ તથા ફાસિસ્ટવાદને પ્રસરવાનો પ્રસંગ આપ્યો!

આ સમય હતો જ્યારે આપણી કૌમના નવ યુવાનો અંગ્રેજી શિક્ષણ અને ફિરંગી સંસ્કૃતિથી વિભૂષિત થવા માટે સ્કુલો અને કોલેજોમાં મોકલવામાં આવ્યા. ઇસ્લામી શિક્ષણથી કોરા, ઇસ્લામી સંસ્કૃતિથી વિમુખ, અંગ્રેજી સત્તાથી અંજાએલા, અને ફિરંગી સંસ્કૃતિની મહત્તા પર મોહી પડેલા તો પ્રથમથીજ હતા હવે જ્યારે તેમણે અંગ્રેજી સ્કુલોના વાતાવરણમાં જંપલાવ્યું તો તેની પ્રથમ અસર આ થઇ કે તેમના માનસનું મશીન પલટાયું અને તેમના સ્વભાવનું રૂખ ધર્મથી વિમુખ થયું. કારણ કે તે હવાપાણીની પ્રથમ તાસીર આ હતી કે યુરોપના કોઇ લેખક યા સાહિત્યનાં નામથી જે પણ કંઇ

કરવામાં આવે તેને વિના સંકોચે સ્વીકાર કરે, અને કુર્આન, હદીસ, તથા ધર્મજ્ઞ ઇમામો તરફથી કોઇ વાત રજુ કરવામાં આવે તો તેના ઉપર દલીલની માંગણી કરે.।

આ પલ્ટાએલા માનસ સાથે તેમણે જે પાશ્ચાત્ય વિદ્યાઓ સંપાદન કરી તેના ઘણા ખરા સિધ્ધાંતો અને પેટા નિયમો ઇસ્લામના સીદ્ધાંતો અને પેટા નિયમોથી ખિલાફ હતા, ઇસ્લામમાં ધર્મ સંબંધી માન્યતા આ છે કે તે જીવનનો અચળ કાનુન છે, અને યુરોપમાં ધર્મની વ્યાખ્યા આ છે કે માત્ર એક વૈયક્તિક માન્યતા છે જેનો ક્રિયાત્મક જીવન સાથે કોઈ સંબંધ નથી।

ઇસ્લામમાં પહેલી વસ્તું અલ્લાહ પર ઇમાન લાવવું છે, અને ત્યા અલ્લાહનું અસ્તીત્વજ અસ્વીકાર્ય છે.! ઇસ્લામની સંપૂર્ણ સાંસ્કૃતિક વ્યવસ્થા 'વહી' અને 'રિસાલત'ની માન્યતા પર અવલંબિત છે, અને ત્યા 'વહી'ની વાસ્તવિકતામાંજ શંકા અને રિસાલત અલ્લાહ તરફથી હોવામાંજ સંશય છે.। ઇસ્લામમાં આખિરતનો અકીદો 'પૂરી નૈતિક વ્યવસ્થા'ના બુન્યાદી પત્થર રૂપ છે, અને ત્યાં એ બુન્યાદ ખૂદ બેબુન્યાદ છે। ઇસ્લામમાં ઇબાદત અને આમાલ ફરજ છે, અને ત્યાં તેને જહાલત કાળની રૂઢીઓ રૂપ સમજવામાં આવે છે. જેનો હવે કોઇ અમલી ફાયદો નથી। એવીજ રીતે ઇસલામના સાંસ્કૃતિક સિધ્ધાંતો પણ પાશ્ચાત્ય સાંસ્કૃતિક સિદ્ધાંતોથી તદ્દન જુદા છે. કાયદામાં ઇસ્લામનો મૂળભૂત સિધ્ધાંત આ છે કે ખુદા પોતે કાયદો ઘડનાર છે. રસુલે ખુદા સલ્લલ્લાહો અલૈહે વસલ્લમ કાયદાનું સવિસ્તર સ્પષ્ટિકરણ કરનાર અને ઇન્સાન માત્ર કાયદાનું પાલન કરનાર છે. પરંતુ ત્યાં ખુદાને કાયદો ઘડવાનો કોઈ હક્જ નથી। લેજીસ્લેચર કાયદો ઘડનાર છે અને કામ લેજીસ્લેચરને ચુંટી કાઢનાર છે! રાજકારણમાં ઇસ્લામનું દ્રષ્ટિબિંદુ ખુદાઇ હુકુમત છે અને યુરોપનું દ્રષ્ટિબિન્દુ કૌમી હુકુમત (રાષ્ટ્રિય રાજ્ય) છે।

ઇસ્લામનું રૂખ 'ઇન્ટર નેશનાલીઝમ' (આંતર રાષ્ટ્રીયતા) તરફ છે. અને યુરોપનો હેતુ 'નેશનાલીઝમ' (રાષ્ટ્રિયતા) છે। 'આ જીવીકા'ના વિષયમાં ઇસ્લામ હલાલ રોઝી તથા ઝકાત ઉપર, અને વ્યાજ હરામ હોવા પર ભાર આપે છે. જ્યારે યુરોપની બધી આર્થિક વ્યવસ્થાજ વ્યાજ તથા નફા પર ચાલી રહી છે। નૈતિક વ્યવસ્થામાં ઇસ્લામની સામે 'આખિરત'ની સફળતા છે અને યુરોપની સામે દુન્યવી હિતો। સામૂહિક પ્રશ્નોમાં પણ ઇસ્લામનો માર્ગ લગભગ દરેક વિષયમાં યુરોપના માર્ગથી વિભિન્ન છે! પોશાક અને પરદો સ્ત્રી પુરૂષની મર્યાદાઓ, એકથી વધારે સ્ત્રીઓની હદ નિકાહ અને તલાકના નિયમો આલ ઔલાદના હકો દામ્પત્ય હકો અને એવાજ બીજા અનેક વિષયો છે જેમાં એ બન્નેનો મનભેદ એટલો સ્પષ્ટ છે કે વર્ણન કરવાની જરૂર નથી અને એ મતભેદનું કારણ આ છે કે બંનેના સિદ્ધાંતો વિભિન્ન છે.

આપણા નવ યુવાનોએ પ્રભાવિત બલ્કે ગુલામી માનસ તથા અપૂર્ણ ઇસ્લામી શિક્ષણ સાથે જ્યારે એ પાશ્ચાત્ય વિદ્યાઓ સંપાદન કરી તો જે પરિણામ આવવું જોઇતું હતું તેજ આવ્યું તેઓમાં સંશોધન યુક્ત અવલોકનની શક્તી જન્મી શકી નહિ! તેનો યુરોપ પાસેથી જે કંઇ શીખ્યા તેને વાસ્તવિકતા અને વ્યાજબીપણાની કસૌટી સમજી બેઠા! અને પછી અધુરા ઇલ્મ સાથે ઇસ્લામના સીદ્ધાંતો તથા પેટા નિયમોને એ કસોટી પર ઠગી જોયા! અને જે પ્રશ્નમાં બંને વચ્ચે પ્રભેદ જણાયો તેમા કદી પણ યુરોપની ભૂલ જણાઇ નહિ! બલ્કે ઇસ્લામનેજ ખોટો ઠરાવ્યો. અને તેના સીદ્ધાંતો તથા પેટા નીયમોમા સુધારો વધારો કરવા તૈયાર થઇ ગયા! અંગ્રેઝી કેળવણીએ આજીવીકા વિષયક તથા રાજકીય દ્રષ્ટીએ હિંદુસ્તાનના મુસ્લિમોને ગમે તેટલો ફાયદો પહોંચાડયો હોય. પરંતુ તેમના ધર્મ અને તેમની સંસ્કૃતિને જે નુકસાન પહોંચાડયું છે તેની પુરવણી કોઇ ફાયદાથી થઇ શકતી નથી!!!

સંપૂર્ણ.

રઝિયાએ કમાડ ખખડાવ્યો ત્યારે મહેરૂન્નિસા શાક સમારતી બેઠી હતી; બપોરના ભોજનની તૈયારી કરી રહી હતી. રવિવારે સુલતાનને ઓફિસેથી રજા રહેતી અને પરિણામે રવિવારે એમનું જમવાનું પણ સહેજ વહેલું થતું. સાંજના સમયે સારો અવકાશ મેળવવાની આ યોજના હતી. આશરે દશ સાડાદશનો તે સમય હતો. દોઢેક માસમાં ઝરીના રાંધવાનું થોડું શીખી ગઇ હતી. પણ એકલી સ્વતંત્ર રીતે તે રાંધી શકે તેટલી રાંધણ શકિત તેનામાં હજી આવી નહોતી. ઝરીના યે ત્યારે મહેરૂન્નિસાને રાંધવામાં હાથ અપાવી રહી હતી. રઝિયાનું નામ સાંભળતાં પહેલાં કયારે તે સાંભળેલું હોય એવું ઝરીનાને લાગ્યું. સ્મરણ શકિતને કસતાં તેને યાદ આવ્યું, કે સુલતાનને સોનાનું કાંડાનું ઘડિયાળ લગ્નની ભેટ તરીકે આપનાર કોઇ સ્ત્રીનું નામ રઝિયા હતું અને તે યુવતિ આ રઝિયા જ હોવી જોઇએ એવું તેણે અનુમાન કર્યું. આ અનુમાન પર સ્થિર થતાં લગ્નની પહેલી રાત્રિએ તેના સ્ત્રી હૃદયમાં ઉદ્દભવેલો સંદેહ આજે ફરી સજીવન થયો. ઝરીનાની આંખોને વાતાવરણ રંગીન થતું દેખાયું. બાળકોની વાતોમાં અંતરાયરૂપ નહિ થવા ખતીજા સમજીને અંદરના રૂમમાં ચાલી ગઈ.

"આજ બહુ દહાડે અહીં ભૂલી પડી?" મહેરૂન્નિસાએ રઝિયાને આટલા બધા દિવસો બાદ મળવા આવી હતી એટલા માટે વ્યંગમાં વાતની શરૂઆત કરી.

"કોલેજમાં અકટોબર વેકેશન પડ્યું એટલે." રઝિયાએ ઉત્તર આપ્યો.

"પણ કેટલે દહાડે! પણ આવી તો ખરી. તારાથી તો આવવાનું યે બનતું નથી ને?"

"ભાઈના લગ્નની ધમાલમાં હતી એટલે મારાથી નથી અવાયું" લે ઠીક યાદ આવ્યું! તું લગ્નને દહાડે ઘડિયાળ ભેટ આપવા આવી હતી અને પછી આવી જ નથી. આજે દોઢેક માસ પછી પાછી આવી છે."

"તારા ભાઈને ઘડિયાળ ગમી?" રઝિયાએ આતુરતાપૂર્વક પૂછ્યું.

"બહુજ! તે તો તેને કાંડે બાંધીને જ ફરે છે."

આંખો તાણી ઝરીના આ વાર્તાલાપ સાંભળી રહી હતી. રઝિયાની નજર ત્યાં પડી અને ઝરીનાએ નયન નીચાં ઢાળી લીધાં. ચપળ રઝિયા તરત જ બોલી.

"પણ હવે તારી ભાભી તો બતાવ. હું તો તેને જોવા આવી છું."

"તો જોને બેઠી છે શાક સમારતી." મહેરૂન્નિસાએ ઝરીના તરફ આંગળી ચીંધી બોલી.

"ઓહો! ભાભી તો સુંદર શોધી છે. જોડીતો મજાની છે." ઝરીનાને ટગર ટગર જોતાં રઝિયાએ તેના રૂપની પ્રશંસા કરી.

"સુંદર તો છે તારા ગીત જેવી અને રાંધતા યે તારી જેમ ભાભીને પણ આવડતું નથી." મહેરૂન્નિસાએ ઝરીનાને ચીઢવવા મીઠો કટાક્ષ કર્યો.

"બબરચી થોડી છે કે આખું પકવાનશાસ્ત્ર જાણે!"

"પકવાનશાસ્ત્રની વાત તો બાજુએ રહી પણ થોડું સાદું તો રાંધવાને આવડતું જોઇએ ને?"

"રાંધવાને એટલું આવડતું હોઈ તો યે શા માટે રાંધે! ઘરની ગુલામડી થોડીજ છે કે રાંધે? એ તો છે ઘરની રાણી!"

"પણ તારી જેમ ભાભીને બિલકુલ રાંધતાંજ નથી આવડતું,"

"એ તો સૌથી સરસ!"

છે. પછી આ કેટલું ભારી પડશે તેની ખબર એને નથી; મામા ઘરમાં તો બધું ચાલે છે પણ સાસુને ઘેર કેમ ચાલશે?" મહેરૂન્નિસાએ રઝિયાની ઝરીના જોડે ઓળખાણ કરાવતાં તેના ગુણ-દોષનું પણ વર્ણન કરી નાખ્યું.

ઝરીના જે હમણા સુધી મૂગા શ્રોતાની જેમ બધું સાંભળી રહી હતી તેણે હવે જબાન ખોલી.

"તારી જેવી નણંદ મળશે ત્યારે તેને બધું શીખવી દેશે. હું શીખું છું તેમ એ પણ શીખી જશે."

"અને કોઈ માથાની મળી તો?"

"તો રઝિયા ક્યાં ઓછી છે?"

"આ બધું હમણા બોલાય છે પણ કોઈ જલ્લાદ સાસુ મળી તો તો માથું ભાંગી જવાનું."

"સાસુ જલ્લાદ બને તો વહુ જાદૂગરણી બને!"

"જાદુ? કામણ? આવાં કાળાં કામ મારી રઝિયાને આવડે નહિ!"

"તો હું ક્યાં કાળા કામણ કરવાને કહું છું. હું તો બીજી જાતની કામણની વાત કહું છું."

"પ્યારા કામણ?"

"પ્રેમના જાદૂ!"

"હા! પણ પ્રેમના જાદૂ સાસુ પર ચાલવાના નથી, સાસુઓ તો વહુને દીંધવાનું જાણે છે. પ્રેમથી પંપાળવાનું નહિ"

"અરે હજી પણ નહિ સમજી? પણ સમજે પણ કેમ! સાસુને ક્યાં પ્રેમનાં જાદૂ કરવાનાં છે? જોને, એ માથું ફરતી બેસે! જાદૂ તો એ મોટા જાદૂગર પર કરવાની છે કે જેથી એ માવડીયો બની ન જાય."

"હવે હું સમજી! બરાબર સમજી! ભાભીએ ભાઈ પર ચલાવ્યાં છે એવાં જાદૂ!"

"હું તારા ભાઈ પર શા માટે જાદૂ કરું? મારી સાસુ એટલીજ કાંઈ જલ્લાદ છે? મારી નણંદ એટલીજ કાંઈ પાણાં લઈને મારું માથું ભાંગવા દોડે છે?"

"તો પછી તમને અહીં મૂકીને ભાઈ એકલા કલકત્તે જવાનું કેમ નથી ગમતું? તમે મારા ભાઈ પર પ્રેમનાં જાદૂ કર્યાં છે ત્યારેજ ને? મારી ભાભી છે મોટી જાદૂગરની!"

"એ તો પૂછી જો તારા ભાઈને, હું શું જાણું?"

"હા, તમે શું જાણો! મારી ભાભી તો છે બિચારી ભોળી ભાળી!"

"અરે, તમારા નણંદ ભોજાઈના ઝઘડામાં રાંધવાનું રહી જશે અને સુલતાનને ભૂખે રીબાવું પડશે." રઝિયાએ ઝઘડો પતાવતાં કહ્યું.

"રઝિયા, તું ગા, તો અમારાથી જલદી જલદી રંધાશે." મહેરૂન્નિસાને ગીત સાંભળવાનું મન થયું.

"શું આ યુદ્ધનું મેદાન છે કે યોદ્ધાઓને શુર ચઢાવવા સંગીતની જરૂર પડે?" રઝિયાએ પીછો છોડાવવા માટે દલીલ કરી.

"હા, આ રાંધણી પણ સ્ત્રી માટે યુદ્ધનું મેદાન છે. અહીં તૂરી તરકારીનાં માથાં વઢાય છે" મહેરૂન્નિસા પણ ખાંડી જાય એવી નહોતી.

"વાહરે, રાંધણીની વીરાંગનાઓ!"

"હવે મશ્કરી કરવાનું મૂક. તું આવી તેની પેહેલી વાર પહેલાં મા બજાર લાવી હતી. અમે રાંધવાની તૈયારી કરતાં હતાં ત્યાં તું આવી. તારા આવવાથીજ અમારું રાંધવાનું મોડું થયું છે. હવે એના બદલામાં તું એક ગીત ગા. ભાભી પણ જાણે તો, ખરી તું કેવું ગાઈ જાણે છે." મહેરુન્નિસા ગલે પડી.

"હું બહુ મોટી ગાનારીને!"

"શાસ્ત્રીય અને ઉસ્તાદી સંગીત તું જાણે છે એ બધું પછી શું કામનું?" મહેરુન્નિસાએ ચુરાતન આપ્યું.

"હજી તો હું શીખું છું"

"હવે નખરાં કરવાનું મૂક. દ્વલન-જેવું આવે છે એવું ગાવા માંડને!"

"લે તો સાંભળ"

ને રઝિયા કોકિલકંઠે ગાવા લાગી:—

"દુનિયા થી કૈલાસ, પ્યારે, દુનિયા થી કૈલાસ,
બનાયા લોગને નર્કાબાસ."

કર્ણપ્રિય ગાન સાંભળીને ખતીજા અંદરના ઓરડામાંથી બહાર આવી અને ચુપચાપ આરામ ખુરસી પર આવી બેઠી.

"બેકદર નયનોમેં બસાયા
દયાપ્રેમ દિલસે મિટાયા
સબીકા જીવન ભયા ઉદાસ,
પ્યારે દુનિયા થી કૈલાસ,"

ઝરીનાનું લક્ષ શાક સમારવામાં નહિ રહ્યું ગીત સાંભળવામાં તે લીન થઇ ગઇ હતી. રઝિયાએ છેલ્લું બંધ ગાયું:—

"અપને પરાયે એક સમઝ સે
હરેક બનાયે એક રસમ સે
"રચાસે ફિરસે સુખવિલાસ.
પ્યારે, દુનિયા થી કૈલાસ."

અરે રઝિયા, ભાભીના હાથ જો છરી હાથમાં એમની એમ પડી રહી છે." ગીતમાં રસલીન બનેલી ઝરીનાના અચેતન જેવા રહી ગયેલા હાથ તરફ રઝિયાનું ધ્યાન ખેંચતા અને ગીતની આમ પ્રસંસા કરતાં મહેરુન્નિસા બોલી

"હ, બહુ સરસ ગાયું" નશો ઉતર્યો હોય એમ ઝરીના બોલી.

"રઝિયા બેટી, તું તો બહુ મીઠું ગાય છે." ખતીજાએ પણ તારીફ કરી.

"તમારી મહેર છે, માસી."રઝિયાએ વિનય કર્યો.

મેહેરુન્નિસાએ ગણગણનાં શાક ઓયું,

"દુનિયા થી કૈલાસ, પ્યારે, દુનિયા થી કૈલાસ,"

ઝરીનાએ ધીમો નિશ્વાસ નાખ્યો.

"દુનિયા થી કૈલાસ,"



## આ અંકમાં 



વિનંતિઃ- રેપર ઉપર ગ્રાહક નંબર હંમેશા લખવામાં આવે છે. લવાજમ મોકલતી વેળા અથવા પત્રવ્યવહાર કરતી વેળા તે લખવા ચૂકવું નહિ.

નમુનોઃ- પ્રથમ વર્ષના અંકો પૈકી-જે સીલીકમાં હશે તેમાંથી મોકલવામાં આવશે. ચાલુ વર્ષના અંકો મફત મોકલવામાં આવતા નથી. મેનેજર.

# દાઉદી વહોરા કોમના પ્રથમ લેડી ડૉકટર

● બ્હેન સકીના ડૉ. તૈયબજી સાલેહભાઇ એમ. બી. બી. એસ. (સુરત)

સુરતના બલ્કે સમસ્ત હિંદનાં આ પ્રથમજ મુસ્લિમ બાનુ છે કે જેમણે પંજાબ યુનિવરસિટિની એમ. બી. બી. એસ. ની છેલ્લી પરીક્ષા નાની વયે, અને વળી પર્દાનું પાલન કરીને પસાર કરી છે, અમે તે બદલ ડૉ. તૈયબભાઇ અને તેમના કુટુંબીઓને મુબારકબાદી અર્પીએ છીએ, અને ઉમ્મીદ રાખીએ છીએ કે બ્હેન સકીના પોતાના કાબિલ અને તજરૂબાકાર વાલિદ સાહબની સરપરસ્તી હેઠળ કોમની સેવા આદરશે.

જ્યારે સામાન્ય રીતે અંગ્રેજી કેળવણી આપણી પાસેથી સંસ્કાર અને સંસ્કૃતિ છિનવી રહી છે; તેવા વખતે શરીઅતે ઇસ્લામની હદમાં રહી પર્દાનું પાલન કરી એમ. બી બી. એસ. થવું એ બ્હેન સકીના કોમને એક નવુંજ ઉદાહરણ અર્પી જાય છે. પશ્ચિમનું આંધળું અનુકરણ કરનારાં અને પર્દાનાં વિરોધી અર્ધદગ્ધ ઇન્સાનો આથી કંઇ ધડો લેશે કે?

—તંત્રી

## વડોદરા રાજ્યના પહેલા મુસ્લિમ ડૉકટર



**ડૉ. મુહમ્મદ ઇબ્રાહીમ કાઝી, એમ. બી. બી. એસ.**

વ્હોરા-કઠોરના આ નવજવાન છેલ્લી એમ. બી. બી. એસ. ની પરીક્ષામાં કામયાબ થયા છે. અમે એમની ઝળકતી ફતેહ ઇચ્છીએ છીએ.

તંત્રી :—
"વહશી" રાંદેરી
સહતંત્રી :—
"બેકાર"



લવાજમ
હિન્દ રૂા. ૪
બર્મા રૂા. ૫
પરદેશ શી ૮
છુટક આ. ૭

પુસ્તક બીજું | જુન ૧૯૪૧ | અંક ૧૦ મો

# પરાગ

**સંધ્યાના રંગ:—**

વરસી ગયેલ દિવસોનાં વાદળ મ્હારી જીંદગીમાં ઘેરાઈ આવે છે પરંતુ વર્ષા વરસાવવાને કે તોફાન મચાવવાને નહીં—પરંતુ મ્હારી નમતી સ્હાંજના આકાશને અવનવા રંગોથી રંગવા.

**પ્રતિમા:—**

માતા !

હું તે દર્પણ છું—જેમાં તમે તમારા રૂપ અને યૌવનની છબી નીહાળો છો !

હું તે પુસ્તક છું—જેમાં તમે તમારી વંશપરંપરાની વંશાવળી આલેખી છે.

હું તમારી તે આનંદમય રચના છું જેની આવૃતિ અને પુનરાવૃતિ કરતાં તમે કદી થાકતાં જ નથી.

હુ તમારા જ લોહી—માંસ, હાડ—ચામથી ઘડાવા છતાં પણ એક એવું અનંત રહસ્ય છું—જેનાં ચિંતવનમાં તમે ઘડીયો ને ઘડીયો વિતાવી દયો છો !

માતા ! હું તે દર્પણ છું—જેમાં તમે તમારા રૂપ અને યૌવનની છબી નીહાળો છો !

**જીવન:—**

આ દુનિયાના રણપ્રદેશમાં; મુશ્કેલીયોની ઘનઘોર તિમિરતા વચ્ચે અમારો કાફલો એક અગમ્ય નિવાસ તરફ પ્રસ્થાન કરી રહ્યો છે.

માનવી આવે છે—વહી જાય છે,
શું આનું નામ જીવન છે ?

**યૌવન—મદિરા:—**

ન પી. ન પી, એમાં જ તારૂં કલ્યાણ છે !
એ પી ને તું એનાં પાનારને ભૂલી જઈશ.
એ અશ્રુ બની તારી આંખ્યોથી વહેશે—
આહ બની તારા ઉર—છિદ્રોથી ફુટી નીકળશે—
જીવન બની અધરોમાં રમી રહેશે—
લાલિમા બની ગાલોને ચૂમી લેશે—
અને વ્યાકુળ હાસ્ય બની મારા યૌવનમાં સમાઈ જશે.
એ પી ને તું એના પાનારને ભૂલી જઈશ.
ન પી, નપી, યૌવન—મદિરા ન પી—
એમાં જ તારૂં કલ્યાણ છે.

"નૂર નાચીઝ" (માંગરોલ)

અલ્લાહતઆલાનું ફરમાન (કુર્આન)

(૧૨૬) પોતાના કુટુંબને નમાઝનો હુકમ કરો અને પોતે પણ તેના ઉપર કાયમ રહો, અમે તમારી કને રોઝી માગતા નથી. (પણ) અમેજ તમને રોઝી આપીએ છીએ, અને સારૂં પરિણામ તો પરહેઝગારીનુંજ છે. (કુર્આન)

(૧૨૭) જેણે મ્હારી યાદથી મ્હોં ફેરવ્યું તો તેને (દુન્યામાં) તંગીનું ગુજરાન મળે છે અને કિયામતના દિવસે અમે તેને આંધળો કરી ઉઠાવીશું (ત્યારે) તે અરજ કરશે હે મ્હારા પરવરદિગાર! ત્હેં મને આંધળો કેમ ઉઠાડ્યો? અને હું તો (દુન્યામાં) દેખતો હતો. (કુર્આન)

(૧૨૮) દરેક જીવ મોતની મજા ચાખનાર છે, અને અમે તમને પરિક્ષા તરીકે બુરાઈ અને ભલાઈથી અજમાવીએ છીએ, અને (આખરે) અમારા તરફજ તમો પાછા ફરશો. (કુર્આન)

(૧૨૯) કિયામતના દિવસે અમે ન્યાયના ત્રાજવાં મૂકીશું તો કોઈના ઉપર પણ જરાએ ઝુલ્મ નહિ થાય. અને જો રાઈના દાણા બરાબર પણ (કોઇનું) કામ હશે તો અમે તેને (તોલ માટે) લાવી હાજર કરીશું અને હિસાબ લેવા માટે અમે પુરતા છીએ. (કુર્આન)

(૧૩૦) અને અમે આકાશ તેમ પૃથ્વીને તથા જે કંઈ તેમની વચ્ચે છે તેને રમત ગમત માટે બનાવ્યું નથી. જો અમે ચાહત કે રમત (ની વસ્તુ) બનાવી લઈએ તો અમારી પાસેથીજ તેને બનાવી લેત જો અમારે કરવુંજ હોત. (કુર્આન)

(૧૩૧) શું એ મુનકેરોએ નથી જોયું કે આસમાન અને જમીન બંધ મ્હોંનાં હતાં ફરી અમે તેમને ખોલી દીધાં, અને અમે પાણીથી દરેક પ્રાણવાળી વસ્તુ બનાવી, શું ફરી પણ તેઓ યકીન કરતા નથી. (કુર્આન)

(૧૩૨) બેશક જે લોકો મુસલમાન છે અને જે યહુદી છે અને સાબેઈન તથા ખ્રીસ્તી અને મજુસી તથા જે લોકો શિર્ક કરે છે અવશ્ય તેમની વચ્ચે (ના મતભેદનો) કિયામતના દિવસે ખુદાપાક ફેસલો કરશે, બેશક ખુદાપાક દરેક વસ્તુ પર સાક્ષી છે. (કુર્આન)

(૧૩૩) બેશક ખુદાપાક ઇમાનવાળાઓથી (મુશરિકોનું જોર) હટાવી દેશે, બેશક ખુદાપાક કોઈપણ દગલબાઝ નાશુકરાને પસંદ કરતો નથી. (કુર્આન)

# ઈસ્લામી શિક્ષણ

(રસૂલુલ્લાહ સલ૰ નું ફરમાન (હદીસ)

(૧૨૬) રસૂલુલ્લાહ સલ૰ એ ફરમાવ્યું કે તમો રૂકુઅ તથા સિજદાને પુરો કર્યા કરો. તે પવિત્ર ઝાતના સોગંદ કે જેના કબ્જામાં મારો પ્રાણ છે જ્યારે તમો રૂકુઅ તથા સિજદો કરો છો તો ખચીત હું પોતાની પીઠ પાછળથી જોઉં છું. (બુખારી)

* * * *

(૧૨૭) રસૂલુલ્લાહ સલ૰ એ ફરમાવ્યું કે તું પોતાના મુસ્લિમ ભાઇની મદદ કર પછી તે ઝાલિમ હોય કે મઝલૂમ હોય. એક પુરૂષે અરજ કરી યા રસૂલુલ્લાહ! જ્યારે તે મઝલૂમ હશે તો હું તેની મદદ કરીશ પણ મને એ બતાવો કે અગર તે ઝાલિમ હોય તો હું તેની શી રીતે મદદ કરૂં? આપે સલ૰ ફરમાવ્યું કે તું તેને ઝુલ્મ કરવાથી અટકાવે એજ તેની મદદ કરવી છે. (બુખારી)

* * * *

(૧૨૮) રસૂલુલ્લાહ સલ૰ એ ફરમાવ્યું કે તમો વખાણ કરનારાઓના મ્હોમાં ધૂળ નાખો (એટલે કંઈ ન આપો.) (મુસ્લિમ)

* * * *

(૧૨૯) રસૂલુલ્લાહ સલ૰ એ ફરમાવ્યું કે "તમો એને માટે ઝાડફુંક કરાવો કારણ કે એને નઝર લાગી છે." ઉમ્મે સલમાના ઘરમાં આપે એક છોકરીને જોઇ કે તેના મ્હોં પર થોથર કે પીળાસ હતા ત્યારે આ ફરમાવ્યું. (સહીહૈન)

* * * *

(૧૩૦) રસૂલુલ્લાહ સલ૰ એ ફરમાવ્યું કે "તમો (પોતાના સરદારનું) સાંભળો અને તાબેદારી કરો. કારણ કે તેમના પર જે ફરઝ છે તેનો બોજ તેઓ પર છે અને તમારા પર જે ફરઝ છે તેનો બોજ તમારા પર છે. (મુસ્લિમ)

* * * *

(૧૩૧) રસૂલુલ્લાહ સલ૰ એ ફરમાવ્યું કે તમો કહ્યું માનો અને તાબેદારી કરો અગર જો તમારા પર એવો હબ્શી ગુલામ હાકેમ બને કે જેનું માથું કાળી દરાક્ષ જેવું હોય. (એટલે કદરૂપો હોય) (સહીહૈન)

* * * *

(૧૩૨) રસૂલુલ્લાહ સલ૰ એ ફરમાવ્યું કે તમો ખાતી વેળા બિસ્મીલ્લાહ કહ્યા કરો અને દરેક માણસને પોતાની આગળથી ખાવું જોઇએ. (સહીહૈન)

* * * *

(૧૩૩) રસૂલુલ્લાહ સલ૰ એ ફરમાવ્યું કે તમો લોકોની સિફારશ ( ભલામણ ) કરતા રહો તમને સવાબ મળશે. (બુખારી)

# આવાઝકી દુનિયાકે દોસ્તો



સંભળાવનાર :— 'જેફ'

આવાઝકી દુનિયાકે દોસ્તો ! આજે હું મારા-મુસ્લિમ બિરાદરોની પાસે થોડાક ઉભરો ઠાલવું છું મુસલમાનો પાસે આજે બધુય છે. થોડાક કારીગરો પણ છે, થોડાક વણકરો પણ છે, થોડાક કિસાનો પણ છે, થોડાક વહેપારીઓ પણ છે, થોડાક લેખકો ને કવિઓ પણ છે, થોડાક એડીટરો પણ છે, થોડાક લીડરો પણ છે, થોડાક રાજરમતના જાણકારો પણ છે. થોડાક રાજદ્વારી ભેજાં પણ છે, થોડીક મૂડી પણ છે, થોડુંક કૌમનું ભાન પણ છે, થોડીક શાન પણ છે, થોડુંક જ્ઞાન પણ છે, એમ બધુંયે થોડુંક થોડુંક છે; એક નથી તો કૌમનું મોઢું જોવા માટેનો એકાદ સાફ આયનો ! તમે અપ-ટુ-ડેટ જુવાન હોવ, બનાવ સિંગારમાં માનતા હોવ ફર્સ્ટ ક્લાસ વાળ હોળ્યા હોય પણ ઘરમા મોઢું જોવાનો આયનોજ ન હોય તો થાળીમા પાણી ભરી તેમાં મોઢું જોવુ પડે કાંતો પાનની દુકાને પાનખાવા કે સિગારેટ સળગાવવાને બહાને આયનામાં જોઇ લેવુ પડે! આજે આપણી કૌમી સૂરતની ટાપટીપતો સુધરી છે, પણ આયનાને અભાવે પોતાનું રૂપ કેવુંક છે તેજ કૌમ જાણતી નથી ! મોઢું જોવાની તપખીર કે કાજળની દબડીઓ જેવી નાની નાની દાબડીઓમાં કાચ છે તેમાં મોઢુ તો જોઇ શકાય છે પણ પુરેપુરૂં જોવાતું નથી, જાણો છો હું કયા આયનાની વાત કરૂં છું ?

**ડેઇલી પેપર**—ડેઇલી પેપર એ ખરેખર કૌમી આયનાની ગરજ સારી શકે. મુસલમાનો પાસે બીજું બધું ભલે હોય પણ એક ડેઇલી પેપર ન હોય ત્યાં સુધી પોતાની કૌમી સુરત કેવી છે અને તેને શાની જરૂર છે તે જાણી શકાશે નહિ ! 'સંદેશ'ને 'સંડાસ' અને જન્મભૂમિને 'જહન્નમભૂમિ'ની ઉપમા આપનાર બિરાદરો તમારી પાસે તો એવું સંડાસ પણ નથી ! તમારે તો હજુય પારકા આયનામાં મોઢાં જોવાં પડે છે. અઠવાડિકો તો દાબડીઓના નાનકડા ગોળ આયનાઓ છે તેમાં તમારૂં પુરૂં દર્શન શી રીતે કરી શકો ? આટઆટલું વિત્યા પછી પણ શું તમને તેની જરૂરત નથી સમજાઇ ? આગ લાગી છે ત્યારે પણ તમને કુવો ખોદવાની સદ્‌બુદ્ધિ નથી સુઝતી ? યોદ્ધા બનીને મેદાનમાં તો પડયા છો પણ તલ્વાર ઢાલની પણ જોગવાઇ નથી, તો એવા યોધ્ધા બનવા કરતાં બાવા બનવું સારૂં છે ! સંઘરેલુ અનાજ દુકાળ વખતે કામ લાગે છે ! ડેઇલી પેપરની મોટી મોટી સ્કીમો રજુ થતી હતી તે કયાં છુપાઇ ગઇ ? પ્રોપેગંડાથી શું નથી થઇ શકતું ? લાખો સાંઇ-ફકીરોને પોષનાર કૌમથી એક ડેઇલી પેપર પણ પોષી શકાતું નથી ?

શાદીઓમાં રંડીઓના નાચ પાછળ હજારો રૂપિયા ફના કરનાર, સીનેમાના શોખ પાછળ લાખોનો ધુમાડો કરનાર, રેસ અને (સટ્ટા) પાછળ રુપિઆનું આંધણ મૂકનાર વીરલાઓને શું આટલી વાત ખટકતી પણ નથી ? અને

પેલા આપણા રાજદ્વારી ધુરંધરો કયાં ઉંઘી ગયા છે? ધારાસભાની ખુરસીઓમાં બેસવા માટે તો ખુબ 'હાઉસન હાઉસન' કરતા હતા. પ્લેટ ફોર્મ ઉપર ભાષણ કરતી વખતે તો મહોરમના વાઘની જેમ ખુબ પેંતરા ભરતા હતા પણ આ નજીવી વાતને વિચારવાની પણ તેમને હવે પરવા નથી! નિરર્થક થુંક ઉડાવવાનો આ સમય નથી. આજે તો લાખો તલ્વારો જે કામ નથી કરતી તે એક અખબાર કરી શકે છે! હીટલરના બોમ્બોએ અને તોપખાનાએ જે કાર્ય નથી કર્યું તે તેના અખબારી પ્રોપેગન્ડાએ કર્યું છે. હજુએ મુસલમાનોને એક ડેયલી પેપર કાઢવાની હિંમત ન થતી હોય તો રાજદ્વારિ પ્લેટફોર્મને ત્યાગી મસ્જિદમાં જઇ ફક્ત દુઆ માગે કે "કરમ કર મેરે **હાલ પર એ કરીમ!"**

●

આપાજકી દુન્યાકે દોસ્તો! તમે જાણો છો કે, આપણા હિંદુસ્તાની પેપરો કેમ બિલાડીની ટોપની જેમ અચાનક નિવડે છે? પરદેશના પેપરો જ્યારે જ્યારે ૨૫ કે ૫૦ લાખ પૌંડ ખર્ચમાં જુદા મુકીને પેપરો કાઢે છે; ત્યારે આ હિં ત્યાં મક્કાઇભુટ્ટા કે તરબુચની ફેરીવાળાઓની જેમ ફક્ત ૮ કે ૧૦ રૂપિયાના ભંડોળથી પણ પેપરો શરૂ થાય છે તો હવે સમજી કહોને કે જેનું ભંડોળજ આવું ભુખડી બારસ હોય, તે પેપર ક્યાંથી લાંબુ આયુષ્ય પ્રાપ્ત કરે!

આ કંઇ ગપ નથી પણ અનુભવની હકીકત છે. જે દેશના પત્રકારો ભાંડભુંજા કે કાછીયા બકાલ જેટલી પણ મુડી પુત્રો પાછળ રોકી ન શકે તે દેશના પત્રકારિત્વના શા હાલ થાય? જો કે એ પત્રકારિત્વની હિંમત તો ધન્યવાદને પાત્ર છે; પણ એ તો ચોકખું જ છે ને કે આપણા એ ગાંગાતેલીઓ શી રીતે પેલા રાજાભોજોનો મુકાબલો કરી શકે? બીજા દેશોમાં પત્રકારનો ધંધો ખાસ નફાકારક ધંધો ગણાય છે, અરે! ખુદ આ દેશમાં પણ પરદેશી પત્રકારો ઘી કેળાં કરે છે! ત્યારે આપણો મોટો વર્ગ તો હજુ પેલા નાટકના વિકૃત ગાયનની જેમ એવુંજ સમજી રહ્યો કે:—

"નથી મત્રોમાં સાર ખરે એ નવરાના ધંધા,
કામકાજ નહિ જગમાં જેને બને તન્ત્રી અંધા;
ખરે એ નવરાના ધંધા—૦"

●

આપણા મુસ્લિમ બિરાદરો પણ કોઇને માન આપવા બેસે છે; ત્યારે આઘું પાછું જરાય જોતા નથી. એક 'ઇકબાલ'નીજ વાત કરોને! જીવતાં જીવતતો તેમની ઝાઝી કદર ન થઇ પણ જન્નતનસીન થયા પછી "ઇકબાલ"ના નામને દીપાવવામાં મુસલમાનોએ પાછી પાની કરી નથી. અંજુમનો કે સંસ્થાઓના નામ સાથે ઇકબાલનું નામ જોડાય, લાયબ્રેરી કે પબ્લીક હોલના નામની સાથે ઇકબાલનું નામ જોડાય, કોઇ રોડ, પાર્ક કે પ્રેસના નામ સાથે ઇકબાલનું નામ જોડાય, એતો જાણે ઠીક પણ "ઇકબાલ હેર કટીંગ સલુન" એ તો વધુ પડતીજ નામ ભક્તિ ગણાયને! બિચારા ઇકબાલને શું ખબર કે હજામો પણ એની શાએરીમાં રસ લેતા થશે અને પોતાની સલુનોને ઇકબાલના નામથી દીપાવશે! એવીજ એક બીજી વાત કહું, મહમદઅલી જિન્નાહ ડે મનાવવાની ખુશાલીમાં એક ઠેકાણે કેટલાક મુસલમાનો એમના ફોટોને ફુલના હારથી સજાવી રહ્યા હતા! કબ્રપરસ્તીને બીદઅત સમજનાર, બુત પરસ્તીને કુફ્ર કહેનાર મુસલમાનો એક લીડરની તસ્વીર પર હાર ચઢાવવા સુધીના જોશીલા બની જાય છે! ખરેખર મુસલમાનો માન આપવા બેસે છે ત્યારે દિલ ખોલીને માન આપે છે!

●

આપણે નસીબે બધા ધંધા મંદા પડી ગયા છે; ત્યારે એક હુલ્લડનો ધંધોજ ધીકતો

# અસ્માઉલ હુસ્ના

**રિફાઈ-સાબેરી**

"**યા લતિફો**" (સંખ્યા ૧૨૯) "એ બધી મખ્લુકને જોનાર." (૧) જે કોઈ તંગદસ્તીથી હેરાન હોય, અગર મુસાફરીમાં સંગાત સાથી વગરનો હોય, અગર પરદેશમાં કોઈ મુશ્કિલિમાં પકડાઈ ગયો હોય, અને કોઈ મદદગાર ન હોય, અગર બીમારીમાં સપડાયેલો હોય અને તેની કોઈ ખબર અંતર રાખનાર ન હોય અને એવી હાલતમાં કોઈ મદદગાર ન હોય, અગર ઓલાદમાં છોકરી હોય અને તેના નિકાહની દરખાસ્ત ન આવતી હોય તો સારી રીતે વઝૂ કરી જે કામ માટે હોય તેની નિય્યત કરી બરકાત નફિલ પઢી ૧૦૦ વખત પઢવાથી ઈ. અ. જલ્દી મુરાદ પુરી થશે. (૨) છોકરીઓના નસીબ ખુલવા (એટલે તેઓની શાદી નિકાહ થવા) માટે, બીમારીથી નજાત મેળવવા માટે અને મુશ્કિલ આસાન થવા પંજગાના નમાઝ માટે વઝુ પૂરૂ કરે તે સમયે તુરંજ ૧૦૦ વખત પઢી લેવું. (૩) દીન દુન્યાના દરેક મોહિમ્મ (સખતમાં સખત કામ નાઉમ્મીદી, મુશ્કિલ કામ) માટે કોઈ ખાસ જગ્યા અને વખત નક્કી કરી દુઆની નિય્યતથી એટલે જે કામ માટે હોય તેની નિય્યતથી ૧૬૩૪૧ વખત પઢવાથી એ ગણત્રીનું પૂરૂ થાય તેટલા દહાડા સુધી પઢવાથી ઈ. અ. બહુ જલ્દી મુરાદ પુરી થશે જો ૪૦ દિવસ પઢવા ઈરાદો હોય તો પ્રથમના ૧૯ દિવસ દરરોજ ૪૦૮ વખત પઢવું અને તે પછીના ૨૧ દિવસ દરરોજ ૪૦૯ વખત પઢવું જોઈએ. (૪) દીન દુન્યાની કોઈપણ હાજત પૂરી થવા દર જુમ્આને દિવસે અસ્રાતુલ્તસ્બીહ પઢી એવીજ રીતે બીજી ૪ રકાત નફિલ નમાઝ જે કામ માટે હોય તેની નિય્યત કરી નમાઝ શરૂ કરવી અને એમાં તસ્બીહને બદલે "યા લતીફો ઉદ્દતોફની" અથવા માત્ર "યા લતીફો" પઢવુ ઈ. અ. બહુ જલ્દી મુરાદ પુરી થશે પણ કામ પૂરૂ થાય ત્યાં સુધી દર જુમ્આએ એ નમાઝ મજકુર રીતે પઢવી અને જો કામ જલ્દી પૂર કરવા ઈરાદો હોય તો દરરોજ મજકુર રીત મુજબ કામ પૂરૂ થાય ત્યાં સુધી પઢવુ. (૫) દરરોજ ૧૨૯ વખત પઢવાથી રોજીમાં વધારો થશે અને બધાં કામ ખુદાપાકની મહેરબાનીથી પૂરાં થશે. અને એકલવાયો હશે એટલે કોઈ યાર, મદદગાર નહશે તો ખુદાપાક કોઈ યાર, મદદગાર પેદા કરી દેશે. (૬) "**યા વાસેઅલ અતાયા, યા દાફેઅલ બલાયા, યા હાદેરલ-લયસા બેગાએબિન, યા મોઅ્જીઝન ઈન્દશશદાએદે, યા ખફીયલ લુત્ફે, યા લતીફરંસુ-એ, યા હલિમલ-લાયઅ્જલો ઈકદે હાજતી બેરહમતેકા-યા અર્હમર્રાહેમીન.**" એને હમેશા કસરતથી પઢનારને ખુદાપાક ગૈબથી રોઝી આપશે અને તેની દરેક હાજત પૂરી કરશે અને તેને કોઈનો મોહતાજ કરશે નહીં અને દિલની બધી ઉમ્મીદો પૂરી કરશે.

વખત પઢવું અને "કુલ અગ્યોનજ્જીકુમ મિન ઝોલોમાતિસ, બરે વલ બહરે તદઉનહુ તઝરૂઅન વ ખુફયતન લેઅના અંજયના મિન હાઝેહી લનકુનન્ના મિનશ્શાકેરીના કુલિલ્લાહો યોનજ્જીકુમ મિન્હા વમિન કુલ્લે કર્બીન" એને ૨૦૦ વખત પઢવું. પઢતી વખતે કોઇ સાથે વાતચીત કરવી નહીં. અકસીર સીફત તાસીર રાખે છે. (૧૨) "યા લતિફો" એને હમેશા કસરતથી પઢનાર કદી કોઇનો મોહતાજ થતો નથી ખુદાપાક દરેક રીતે તેની મદદ કરે છે.

(૧૧) "યા હફીઝ્રા એહફઝની વયસ્સેર આમૂરી વહસ્સેલ મુરાદી બેયસાયેસે લુત્ફેકા યા લતીફો યા લતીફો યા લતીફો" દીન દુન્યાના દરેકે દરેક જાએઝ કામ પૂર્ણ થવા આગળ પાછળ ૧૧-૧૧ વખત દરૂદ શરીફ પઢી એને પોતાના નામના અદદ અગર ૩૮૭ વખત કામ પૂરૂં થાય ત્યાં સુધી પઢવું. (૧૨) નંબર ૧૧ વાળી દુઆને સલાતુતસ્બીહે મુજબ નમાઝમા પઢવાથી ઇ. અ. ધારેલું કામ બહુ જલ્દી પૂર્ણ થશે. જે કામ માટે હોય તેની નિય્યત કરી નમાઝ શરૂ કરવી નંબર ૪ માં લખ્યો મુજબ (૧૩) નંબર ૧૧ વાળા વઝીફાને હમેશાં કસરતથી પઢનારની દરેક હાજત, દરેક ઉમ્મિદ ખુદાપાક પૂરી કરે છે અને તેને કોઇનો મહોતાજ કરશે નહીં.

"યા ખબીરો" (સંખ્યા ૮૧૨) એ બધી ચીજના ખબરદાર, એ બધી મખ્લુકથી વાકેફ (૧) જેનો નફસે અમ્મારા બહુજ જોરમાં હોય એટલે નફસની મરજી મુજબ બધાં કામ કરતો હોય તો "અલખબીરો"ને દરરોજ કસરતથી પઢવાથી ઇ. અ. બહુ જલ્દી નફસથી છુટકારો થઇ જશે અને દિલ નેક નામ કરવા તરફ વળશે. (૨) ઇસ્તેખારા (એટલે રાત્રે ખ્વાબમાં કોઈ પણ કામનો નેક યા બદ અંજામ તેમજ અમુક ધારેલું કામ થશે કે કેમ તે જોવા જાણવાને ઇસ્તેખારા કહે છે) "યા ખબીરો અખબેરની" પ્રથમ દરરોજ પહેલાં ૧૧ વખત દરૂદ શરીફ પઢી ૩૦૦ વખત અથવા ૧૦૧ વખત અથવા ૪૧ અથવા ૨૧ વખત પઢી ૧૧ વખત પાછું દરૂદ શરીફ પઢવું એ મુજબ ૪૧ દિવસ સુધી પઢવું અને જ્યારે ઇસ્તેખારા કરવો હોય ત્યારે રાત્રે વઝુ કરી ૧૧ વખત દરૂદ શરીફ પઢી ૩૦૦ વખત પઢી પાછું ૧૧ વખત દરૂદ શરીફ પઢી કોઇ સાથે વાત કરવા વગર સુઇ જવું ઇ. અ. ખાબમાં હાલ માલુમ થઇ જશે એ મુજબ જો પહેલી રાત્રે ન જણાય તો ૩-૫-૭ રાત સુધી કરવું એમાં પણ ન જણાય તો જે કામ માટે હોય તે કામને પડતુ મુકી દેવું જોઇએ. (૩) જ્યારે પણ ઇસ્તેખારા કરવા ઇરાદો હોય ત્યારે રાત્રે સુતી સખત વુઝુ કરી ૧૧ વખત દરૂદ શરીફ પઢી ૪૧ વખત પઢી પાછું ૧૧ વખત દરૂદ શરીફ પઢી સુઈ જવું કોઈ સાથે વાતચીત કરવી નહીં એ મુજબ ૩-૫-૭ રાત સુધી કરવું (૫) "યા ખબીરો" એને હમેશા કસરતથી પઢનારને ઇ. અ. છુપા ભેદો માલુમ પડતા જશે (૬) અગર બેગુનાહ જો કોઇ મુઝી ઝાલિમના હાથમાં સપડાય જવાય તો એને કસરતથી પઢવાથી ઇ. અ. બહુ જલ્દી છુટકારો થઇ જશે.

અપૂર્ણ.

# આદર્શભુત ઘટનાઓ

**ઈસાભાઇ ઇબ્રાહીમ કાવી**

(૧) સીંધના સુવિખ્યાત નેતા, મુસ્લિમ-લીગના અગ્રણી સભ્ય બલ્કે તેના હાઇકમાન્ડની વિશિષ્ટ વ્યક્તિ **સર અબ્દુલ્લાહ હારૂને** ૧૭મી ફેબ્રુઆરીએ પંજાબના મુસ્લિમ સ્ટુડન્ટસોની કેળવણી વિષયક કૉન્ફરન્સ (લાયલપુર)ના પોતાના પ્રમૂખ-પ્રવચનમાં આધુનિક કેળવણી પર વિવેચન કરતાં કહ્યું હતું કે.

શિક્ષણની આધુનિક પદ્ધતિ જેને લૉર્ડ મેકાલેએ પ્રચલિત કરી છે; તે એવી પ્રત્યેક વસ્તુનો વિનાશ કરી ચુકી છે કે જે આપણને અતિ પ્રીય હતી. ! સાદુ જીવન, અને વિશાળદ્રષ્ટિ એવો પુરાણો ઇસ્લામી સિદ્ધાંત હવે દ્રષ્ટિગોચર થતો નથી, મદદકાર્યોની પ્રાચિન ભાવના અને વિકાસ-પ્રેરણાઓ હવે અદ્રશ્ય થઈ ગઈ છે. ! આપણી કૉલેજોએ યાતો નમાલા, કર્તવ્ય વિમૂખ, અને નોકરીઓની શોધમાં ભ્રમણ કરવાવાળા યુવકો પેદા કર્યા છે યાતો એવા સ્વાર્થીઓ કે જેઓ પોતાના સ્વાર્થ ખાતર ઈસ્લામનો ઉપયોગ કરે. ! એ સિવાય આધુનિક શિક્ષણ પ્રથાએ કંઇ પણ કર્યું નથી.

[ દૈનિક "અંજામ," દિલ્હી ]

આપે સાંભળ્યું ! આ કોઇ જુનવાણી મોલ્વી મુલ્લાંનો વાણી-વિલાસ નથી બલ્કે સર અબ્દુલ્લાહ હારૂનનું સદારતી એડ્રેસ છે ! અફસોસ આપણા શિક્ષણ વિષયક નેતાઓ પ્રયાસોના પરિણામો પર દ્રષ્ટિપાત કરી હજુ પણ કોઈ સીધો માર્ગ ગ્રહણ કરે તો સારૂ.

(૨) ૨૩,૨૪મી ફેબ્રુઆરીએ સંયુક્ત પ્રાંતની પ્રૉવિન્શીયલ મુસ્લિમ એજ્યુકેશનલ કૉન્ફરન્સનું સોળમું અધિવેશન બરેલીમાં ભરાયું હતું. મુસ્લિમોની તઅલીમ તથા ઉર્દૂ ભાષાના વિકાસ-સંબંધી અમુક હિતકર-ઠરાવો-પાસ થયા, કેટલાંક સરસ વ્યાખ્યાનો અને જોશીલાં વક્તવ્યો બરેલીના મુસ્લિમોએ સાંભળ્યાં એ દરમ્યાન એક મઝાદાર ઘટના આ થઈ કે વિષયવિચારણી કમિટીમાં એક સાહેબે આ ઠરાવ રજુ કર્યો કે છોકરાઓના શિક્ષણ માટે મુસ્લિમોની જેટલી ઇસ્લામી હાઈસ્કૂલો યા મિડલસ્કૂલો છે તે સઘળી ગર્લસ્કૂલો બનાવવામાં આવે કારણ કે છોકરાઓની તઅલીમ ઘણીજ પુરતા પ્રમાણમાં થઇ ચુકી છે પણ આપણી બાળકીઓ હજુ તા'લીમમાં ઘણી પછાત છે ! માટે શિક્ષણ માળાને તોડી માત્ર છોકરીઓનાજ શિક્ષણ પ્રતિ પુરતું લક્ષ આપવામાં આવે !!!"

પરંતુ એ પક્ષમાં વિષયવિચારણી કમિટીના બધાંજ સભ્યોની મનોવૃત્તિ ઘણુંકરી મુલ્લાત્મક અને પ્રત્યાઘાતી હતી, યા થઈ ગઈ હતી, !

સાંભળ્યું છે કે એ ઠરાવને ટેકો સુદ્ધાં નહિ મળવાને પરિણામે મઝકૂર કમિટીમાંજ ઉડી ગયો અને સામાન્ય બેઠક એમા રસ લેવા પામી નહિ ! એતો સારૂં થયુ કે આજે મર્હૂમ હઝરત "અકબર" અલ્લાહાબાદી ન હતા !

વળી કૉન્ફરન્સમાં એક દિલગીરી ભરી પરંતુ બોધદાયક વસ્તુ આ પણ જોવામાં આવી કે ઉર્દૂ ભાષાના સમર્થનની સમ્પૂર્ણ લાગણી હોવા છતાં બેઠકમાં દાખલ થવાની ટિકીટો તેમજ ઘણા મહત્વની જાહિર નોટીસો અંગ્રેઝી ભાષામાં હતી. કોણ જાણે એ કાર્ય પદ્ધતિ અને ઉર્દૂ બિચારીના જોશીલા સમર્થનમાં કયો તાર્કિક સંબંધ હતો. ! આહ !

"બાબા ઉન્ચે કહે આં આશના કહે"

( ઉર્દૂ ઉપરથી )

પત્રવહેવાર વેળા "કારવાં"નો હવાલો જરૂર આપો.




રા. અડવાણી આવ્યા અને રાખેતા મુજબ એકાદ સાહિત્ય ચર્ચાનું તોફાન પણ લાવ્યા. લાલ પેન્સીલેથી નિશાની કરેલો સુરતના 'દેશબંધુ'નો 'સાહિત્ય સૌરભ' નામે કોલમનો એક પેરેગ્રાફ મને વંચાવ્યો "ગુજરાતી કવિતાનું બાયલર આ રીતે ઠંડું પડી ગયું છે, પણ બીજી તરફથી હાલમાં મુશાયરાનો પ્રચાર ઠીક વધી ગયો છે. જરાતરા કંઇ થયું કે ગોઠવો મુશાયરો! એવી ભાવના ખૂબ જાગ્રત થઇ છે. છેલ્લા ૭ મહિનામાં ગુજરાતભરમાં પચીસેક મુશાયરા ગોઠવાઈ ગયા હશે. આ મુશાયરાઓમાં કવિતા ખૂબ જોડાય છે ને ગવાય છે. પણ તેમાંની ઘણીક કવિતાઓ તો માત્ર બોલવામાંજ શોભે, લખવામાં નહિ, એવી હોય છે. ઘણીકમાં માત્રા મેળમાં મીંડુંજ હોય છે, અને કેટલીકમાં પ્રાસ બેસાડવાની તસ્દી લેવામાં આવતી નથી. આમ થવાનું કારણ પણ છે. મુશાયરાની શરૂઆત રાંદેરના મુસ્લિમ કવિઓએ કરી. તેઓ પોતે માત્રા મેળ વગરની કવિતાઓ લખે. એટલે તેમનું જોઇને કંઇક હિંદુ કવિઓએ પણ તેવીજ કવિતાઓ જોડવા માંડી છે."

આ પેરેગ્રાફ વાંચીને મને હસવું આવ્યું અને તે એટલા માટે કે "દેશબંધુ"ના એડીટરરાજ પોતે પણ સુરતના ખીસ્ટ હોલના મુશાયરામાં હાજર હતા. તેમણે ત્યાં માત્રા મેળ વગરની અને પ્રાસાનુપ્રાસનું ભાન ન રાખનાર રાંદેરના કવિઓની કવિતા સાંભળી હતી (!) જો આંખો અને સ્મરણશક્તિ દગો ન દેતી હોય તો વિચારી જુવે કે મુસ્લિમ કવિઓ કજામાંથી કપાયા હતા કે ગમે તેમ જોડકણા ગોઠવનાર બીજા ભાઇઓ કપાયા હતા?

ગઝલકારો ગમેતેમ ચોકઠાં ગોઠવતા નથી. એને પણ માપ હોય છે, વજન હોય છે, પ્રાસાનુપ્રાસ હોય છે. જો ખાતરી જ કરવી હોય તો રાંદેરના એક વયોવૃદ્ધ વિદ્વાન 'ઝાર' સાહેબનું 'શાઇરી' નામે ગઝલશાસ્ત્રનું પુસ્તક ફક્ત આઠ આના ખરચીને મંગાવીને વાંચી જુવો અને પછી કલમને તકલીફ આપો! ફક્ત મુશાયરાજ એક એવી પ્રથા છે કે જે આમ જનતા નજીક કવિઓને લઇ જાય છે. આમ અનેક વિદ્વાનો હવે માનતાં થયા છે. છેલ્લા ૭ માસમાં લખનારને ગુજરાતભરમાં પચીસેક મુશાયરા ક્યાંથી દેખાયા? શું એમના ચશ્માના કાચ એક વસ્તુને દસ ઘણી બનાવતા હશે? છેલ્લા ૭ માસમાં ફક્ત અઢી મુશાયરા થયા

છે. એક મુંબઇ, કાવસજી હૉલનો મુશાયરો અને એક કડોરનો બઝમે ઇકબાલનો મુશાયરો. આ બે આખા મુશાયરા અને એક રેડીયો પર યએલો મુશાયરો તેને અર્ધો મુશાયરો. એટલા માટે ગણ્યું છું કે તેમાં ફક્ત કવિઓજ હાજર હતા, પ્રેક્ષકો નહિ! આમ અઢી મુશાયરાના પચ્ચીસ કેરવ્યા! એ ભાઇને ખબર નહિ હોય કે છેલ્લાં નવ દસ વરસથી મુશાયરાની પ્રથા ગુજરાતમાં દાખલ થઇ છે અને તેમાં ફક્ત ૧૭ મુશાયરા થયા છે. પણ એ ૧૭ મુશાયરાએ સફળતા એટલી બધી પ્રાપ્ત કરી છે કે એક એક મુશાયરો લોકોને દસ દસ ગણો દેખાતો થયો છે!

બધી જનતા મુશાયરા પાછળ દીવાની બનતી જાય છે એનું મૂખ્ય કારણ તો એ છે કે મુશાયરામાં સાદી, સરળ અને પ્રાસાનુપ્રાસ વાળી કવિતાઓ રજુ થાય છે જેથી લોકો સહેલાઇથી તેમાં રસ લેતા થાય છે. ભાવનાના નામે ભારે ભારે પત્થરો ગોઠવનાર અને છંદની કેદને છોડી ઊર્મિને નામે ગમે તેવા લાંબા ટુંકા જોડકણાં જોડનાર છપાએલા કાટલાઓનાં પોતીયા પેલી સીધી ને સરળ કવિતાઓ સામે ભાર ઝીલતાં નથી ત્યારે આમ મુશાયરા સામે ધૂળ ઉરાડાય છે; પણ યાદ રહે કે મુશાયરો અને ફક્ત મુશાયરોજ ગંગા–જમનાના સુરમ્ય સંગમની જેમ હિંદુ–મુસ્લિમ કવિઓ અને હિંદુ–મુસ્લિમ પ્રેક્ષકોમાં એકતાની ગાંઠ આપનારૂં અણમોલ સાધન છે ખાતરી કરવી હોય તો સુંદરમ્, ઉમાશંકર, ચુ. વ. શાહ, અમૃતલાલ શેઠ, બાદરાયણ, ચંદ્રવદન મહેતા, જ્યોતિંદ્ર દવે, મસ્તફકીર, નગીનલાલ શાહ, ધૂમકેતુ, રમણલાલ દેસાઇ, મોહનલાલ દવે, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી વગેરેમાંથી કોઇને પણ પુછી જુઓ. અને પછી મુશાયરા પર કલમ ચલાવો. એક તરફ ગુજરાતની બીજી બધી સાહિત્ય પ્રવૃત્તિઓ ધીરી રહી છે; ત્યારે એકલી મુશાયરા પ્રવૃત્તિ સફળતાથી આગળ વધી રહી છે એજ એક એની લોકપ્રિયતાની દલીલ છે. કવિતાના અભ્યાસીઓનો ઇજારો કોઇ એક કોમ કે ટોળકીના બાપનો નથી. મુશાયરા કરનારાઓમાંય અભ્યાસીઓ છે અને તેની જેને ખાતરી કરવી હોય તે જાહેર કે ખાનગી રીતે કરી શકે છે. જરૂર હોય તો એકાદ અર્ધો ડઝન નામતો અત્યારેજ ગણાવી શકુ એમ છું બસ હવે હદમન ઓઝાની એક પંક્તિ સાહિત્ય સૌરભના સંપાદકને:—

"તીરે ખાનેકી હવિસ હે તો જિગર પૈદા કર!"

કડોરના બઝમે ઇકબાલના મુશાયરા વિષે એક મિત્રનો પત્ર મળ્યો. તેમની સૂચના હતી કે ઇકબાલની વરસી મનાવવા જ્યારે એ મુશાયરો ગોઠવાયો હતો તો "પછી ઇકબાલ ઉપર ભાષણો કાં ન ગોઠવાયાં? ઇકબાલની શાઇરી પર નિબંધો કાં ન વંચાયા?" વાત ખરી છે પણ રાત થોડી ને વેષ ઘણા એવો ઘાટ હતો. મુંબઇ અને ભરૂચમાં એમ બે બે જગ્યએ ઇકબાલ ડે મનાયો ત્યાં અમે પ્રોતે હાજર હતાં. ત્યારે એક બે પ્રોફેસરોએ ઇકબાલના જીવન ને કવન પર ભાષણ આપવા માંડ્યું ત્યારે અર્ધા ઉપરાંત પ્રેક્ષકો બગાસાં ખાતા થઇ ગયા હતા, અને જ્યારે એક અભ્યાસીએ ઇકબાલનો અભ્યાસ રટેપ બાય રટેપ રજુ કરવા માંડયો ત્યારે કેટલાક પ્રેક્ષકો તો નાકજ ઘોરવા લાગ્યા ને કેટલાક ધીમે ધીમે હોલ છોડીને બહાર ટહેલવા લાગ્યા; ત્યારે શાઇરી શરૂ થઇ ત્યારેજ લોકો, પુનઃ જાગૃત થયા અને બહાર ગએલા પણ અંદર આવ્યા! સુકકાં બિસ્કુટ જેવાં ભાષણોની આમ પ્રેક્ષકો

પર ધારી અસર થતી નથી. ઇકબાલનીજ વાત લ્યોને? ઇકબાલના કાવ્યોની ફિલ્સુફી પર કોઈ વિદ્વાન અર્ધો કલાક ભાષણ કરે ને જે અસર નહિ થાય તેથી વધુ ઇકબાલની એક શે'રથીજ અસર થશે, આથી હું નિન્દુ છું કે ભાષણોનો વિરોધી છું એમ નથી; પણ એતો પુરવાર થએલી વાત છે કે એક ખાંડી ભાષણ કરતાં એક શએર વધુ અસર કરી શકે છે. ઇકબાલે કવિતાનાં પુસ્તકોથી આટલી પ્રસિદ્ધિ મેળવી છે. જો એ પુસ્તકોજ એણે ગદ્યમાં લખ્યાં હોત તો જગતના ખૂણે ખૂણાતો શું પણ પંજાબના ખૂણાંની બ્હારે પણ એને કોઇ ભાગ્યેજ જાણતું હોત! તો કહેવાનું એટલું કે જેમ હજામને માનપત્ર આપવા હજામો એકઠા થાય, કુંભારોને માનપત્ર આપવા કુંભારો ટોળે વળે, ભડીયારાને માન આપવા ભડીયારાઓ ભેગા થાય, તેમ વિદ્વાનને માન આપવા વિદ્વાનો મળે કે કવિને માન આપવા કવિઓ ભેગા થાય અને કવિતામાંજ તેને અન્જલિઓ અર્પાય તેજ વધુ શ્રેષ્ઠ છે, એટલે ફકોરની બઝમે-પકજાલે ઇકબાલની વરસી ઉજવવા જે મુશાયરો ગોઠવ્યો હતો તેજ યોગ્ય હતું એમ અમારૂં માનવું છે.

"લીંગ્વીસ્ટીક સર્વે ઓફ ઇંડીયા"ના ગ્રંથકાર સર જ્યોર્જ અબ્રાહામ ગ્રીઅરસન ૯૦ વરસની ઉંમરે અવસાન પામ્યા છે. તેઓ હિંદની ૧૭૯ ભાષા લખી વાંચી જાણતા હતા અને હિંદની ૫૪૪ બોલી તથા સમજી શકતા હતા. તેમણે હિંદી ભાષાઓના અવલોકન માટે ૩૩ વર્ષ હિંદમાં ગાળ્યાં છે. અને એના પર એમણે ૨૦ પુસ્તકો લખ્યાં છે. પોતાના ૮૨ મા વરસે - તેમણે કાશ્મીરી શબ્દ કોષનો છેલ્લો ભાગ તૈયાર કર્યો હતો." આવા એક વિદ્વાન કે જેમણે હિંદી-ભાષા સાહિત્ય પાછળ પોતાનું આખું જીવન વિતાવ્યું હોય તે મરી ગયા પછીજ આપણને તો ખબર પડે છે કે એક પરદેશી વિદ્વાન હિંદમા આટ આટલી પ્રવૃત્તિ કરીને પણ ચુપચાપ મરી જાય છે; ત્યારે આપણા એક બે ચોપડા લખીને ગજ્જગજ છાતી ફુલાવીને ફરનાર વિદ્વાનો "હમ ભી કુચ્છ હૈ!" નો બિલ્લો છાતી પર લટકાવીને ફરે છે અને સીનેમા કે સરકસની જાહેર ખબરોની જેમ પોતાની ફોટા સહિતની જાહેરખબર કરતા ફરે છે! પણ આ રેડીયોના જમાનામાં તો બોલે તેનાંજ બોર વેચાયને? જુવોને બોલી બોલીને ડૉ. ગોબેલ્સ કેવાં બોર વેચી રહ્યો છે! ખરેખર હવે તો:-

"કદરદાનકી કરત હૈ યોગ્ય વસ્તુ કો તોલ
હીરા મુખસેં ના કહે લાખ હમારો મોલ!"

જેવી પંક્તિઓ પણ ખોટી ઠરે એમ છે.

# એક નવો વાદ



સંપાદક—હાશિમ મુહમ્મદ દીમોલ

મુસલમાનો કહે છે કે જગતમાં ઇસ્લામ પ્રસરી રહ્યો છે, બુધ્ધિષ્ટોનું ધારવું છે કે તેઓ વધી રહ્યા છે. આર્યસમાજી સમજે છે કે લોક વૈદિક ધર્મ તરફ આવી રહ્યા છે. ઇસાઇઓની માન્યતા છે કે વિશ્વનું ભાવિ એમની છાયા હેઠળ આવવાથી જ ઉજ્વળ થશે !"

પરંતુ પૈસો શું [illegible] છે તે સાભળ્યું ? એ તો કહે છે [illegible] ઉપરની બધી વાતો નરી કલ્પના જ [illegible] વિશ્વને ખૂણે ખૂણે [illegible] પ્રચાર થઇ રહ્યો છે. ગંગાને કિ[illegible] શિખરે, મંદિરોની મૂર્તિ[illegible], મા[illegible]ના મિમ્બર પર, જ્યાં પણ ન[illegible] હું જ હું દેખા દઇશ. લોકો ખુદાનું [illegible] છે તો ખરું પણ તે મોઢાથી જ, [illegible]માં તો મ્હારું જ વર્ચસ્વ હોય છે, આ ઉપરથી જ બુધ્ધિશાળીઓએ કહ્યું છે કે, "વીસમી સદીનો ખુદા પૈસો છે !"

પ્રાચીન કાળમાં ઘણાં ખરા માનવીઓ એવા હતા કે ખુદાને માટે હસ્તે વદને પોતાના પ્રાણ કુરબાન કરી દેતા, આજે તો એ સમય છે કે, અગર કોઇને ખુદા મળી પણ જાય તો તે પૈસા લઇને વેચી દાઉ તેને વેચતાં જરા પણ અચકાશે નહિ !!!

ઇતિહાસમાં એવા અનેક પ્રસંગો નોંધાયા છે કે, સુચરિત અને ધર્મનિષ્ઠ માનવો આગળ પૈસાની કશી ય મહત્તા ન હતી. અર્થાત પૈસો એમના ચરણોમાં અથડાતો રહ્યો, અને તેઓએ એની કદી પરવા જ ન કરી. પણ જમાનાનો ઇન્કિલાબ જુઓ કે આજે જેમની કને એ ન હોય તેને સમાજ સભ્ય નથી લેખતો. હવે તો લાયકાત અને ઇમાન જે કાંઇ છે તે ઝરદારીમાં જઇને વસ્યાં છે ! પહેલાં ધર્મનું જોર હતું, હવે પૈસાનું છે. જેમની પાસે ધન નથી, તેનું જીવન નજીવું છે, નકામું છે. આ મ્હારી કલ્પના જ નથી. વર્તમાનપત્રો ઉઘાડીને જુઓ, કોઈ પણ સભા કે સોસાયટી, કોઇ પણ મંડળ કે પાર્ટીમાં. સૌથી પહેલાં એ જ વિષય ચર્ચાય છે કે ઉઘરાણું કેટલું થયું ? એમ કોઈ નથી પૂછતું કે, ભાષણો કેટલા સંગીન છે ? પ્રશ્ન એ પૂછાય છે કે સભામાં પૈસા કેટલા વસુલ થયા ? કોઈ લગ્ન થાય છે તો મોટાં મોટાં અક્ષરોમાં જાહેરાત પ્રગટ થાય છે કે, ફલાણા સાહેબની શાદી ઘણી જ ધામધુમથી થઇ કેમકે એમણે ફલાણી સંસ્થાને આટલી રકમ ભેટ આપી !

ચુંટણીમાં પણ પૈસાદારોનો જ વિજય થાય છે. પ્રમુખ અથવા મંત્રી પણ તેઓને ચુંટવામાં આવે છે જે વધુમાં વધુ ઉઘરાણામાં ફાળો આપી શકે.

મ્યુનિસિપાલીટીની ચુંટણી થાય છે તો ઉમેદવારોના પૈસા લડવા મંડી જાય છે. વિજયદેવી મતોની બહુમતીનો પલ્લો તે તરફજ નમાવી દે છે, જે તરફ ધન હોય છે. લગ્નનો અવસર આવે છે ત્યારે દ્રષ્ટિ વળી પાછી દ્રવ્ય પ્રતિ જ વળે છે.

ધનવાન માણસો આ દોડમાં પણ સૌથી આગળ નીકળી જાય છે. અચંબો તો એ થાય છે કે, આટઆટલું થવા છતાં લોકો કહે છે કે, હમને પૈસાની પરવા નથી ! જ્યારે ધર્મની ચર્ચા થતી હતી અને લોકોમાં નીતિની કદર હતી ત્યારે પૈસાને કોઇ પૂછતું પણ ન હતું. એનું પરિણામ એ આવતું હતું કે, જીવનની આવશ્યકતાઓ સરળતાથી પૂરી

થતી હતી. હવે તો પ્રત્યેક નાના મોટાને ધનનો લોભ છે, અને જગત કંગાલિયતમાં સબડી રહ્યું છે.

એક દિવસ એકાંતમાં વિચારી રહ્યો હતો, કે, દુનિયામાં આટલી બધી વ્યાકુળતા શા માટે? લોકો સંતોષી શા માટે નથી? પાકીટ-માંથી પૈસાએ જવાબ આપ્યો કે:—"હું ગોળ છું, દુનિયા મ્હારા પર વારી જાય છે. તે પણ ચક્કરમાં છે, હું પણ ચક્કરમાં છું, જે વસ્તુ ભ્રમણ કરતી હોય તેને શાંતિ ક્યાંથી સાંપડે?" મેં જોરથી પાકીટ કાઢીને ફેંકી દીધું અને કહ્યું કે, "વિશ્વની વ્યાકુળતાનો ભેદ ત્હારા અસ્તિત્વમાં સમાયો છે તો હું આજથી તને અડકીશ પણ નહિ, અને પત્રોમાં ત્હારા વિરૂધ લેખો લખીશ."

પૈસાએ ઉત્તર આપ્યો:—"ત્હારા લેખોથી ફરક છે કોણ? અગર એકાદ લેખ વાંચીને લોકો મ્હારા શત્રુ થઇ જનાર હોત તો જગતને ખૂણે ખૂણે મ્હારા સામ્રાજ્યના ધ્વજો ફરકતા નહોત. અને હા, તું લેખો લખીશ તેને પેપરની ઓફિસમાં મોકલવા સારૂ પણ સ્ટૅમ્પની તો જરૂર પડશે ને? અને તે પૈસા વગર ત્હને કોણ આપશે?"

પૈસાનો આ જવાબ સાંભળી મને શે'ર યાદ આવી ગયો.

અય ઝર. તું ખુદા નહિ લેકીન બખુદા;
સત્તારૂલ ઐયૂબી વ કાઝીઉલ હાજતી.

## કોપડની ફેરી થઈ નથી શકતી

(શ્રીયુત શેખચલ્લીની કલમથી.)

ખુશામદ ખોરમાં પેદા દિલેરી થઈ નથી શકતી. !
ફળે જે આંકડા ઉપર તે કેરી થઈ નથી શકતી. !
વડા સાહેબનો ચપરાસ પણ ચપરાસ છે અંતે;
અધોળી એ ટવાથી કે બશેરી થઇ નથી શકતી. !
ભણીને નોકરીની ભીખ માંગે છે જવાનો પણ;
બિચારાથી કદી કાપડની ફેરી થઇ નથી શકતી. !
અરે!, યુરોપના ઉતરેલ કપડાં પ્હેરનારાઓ;
નકલ પણ આપથી યુરોપ કેરી થઈ નથી શકતી. ?
પટાવાળા થવામાં જે પ્રભુનો પાડ માને છે.
કદી એ કોમ હીરાની ઝવેરી થઈ નથી શકતી. !
શીખાઇયું શેખના પુત્રીને કોણે એક્ટર થાતા ?
તમે કે'તા'તા આ તાલીમ ઝેરી થઈ નથી શકતી. !
લખે છે વીરતાના કાવ્ય અમથાલાલ પણ એથી;
કદી ઉઠ બેસ પણ દસ બાર ફેરી થઇ નથી શકતી. !
પુરાણા રૂપીઆ કરતાં નવી નોટોજ સારી છે;
પ્રસાયે ત્હોય એ લીસી કે બ્હેરી થઈ નથી શકતી. !

"શેખચલ્લી"

# શેરગુલ



[ પહાડના પાષાણોમાંથી પણ નિર્મળ ઝરણાં વહે છે: તેમ
ક્રૂર દેખાતા પઠાણોના પાષાણ હૃદયોમાં પણ પ્રેમઝરણાં વહે છે. ]

[ અનુવાદક : સીરંતી ]

મસઊદ કબીલા મસ્સનઝઈ મેલના પચ્ચીસ બંદૂકધારી જવાનો, અંધારી રાતની સુમસામ શાન્તિમાં બન્નુની ગલીઓમાં દાખિલ થયા. લોમિયો તેમને એક હિન્દુ-મુહલ્લામાં લાલા ખોટારામ ઓવસિંપરના મકાન સામે દોરી ગયો. વઝીરિસ્તાનની ખૂની ગિરિમાળાઓના આ ડાકૂઓના મઝબૂત અને કસાયલા હાથોમાં ઇંગ્લિશ બનાવટની અગિયાર કારતૂસોવાળી બન્દૂકો, હાથમાં પકડવાની લાકડીઓ સામાન્ય રમકડા સમાન લાગતી હતી. જેમની વિશાળ અને બબ્બર છાતીઓ પર કારતૂસોના પટ્ટા શોભી રહ્યા હતા અને જેમના પેટ પરના કમરબંધોથી ડોકિયાં કરતા ખંજરો, સૌ તેમની લોહિયાળ ખજરોના ઝાંખી કરાવતાં હતા.

દરવાજાને બંદૂકો વડે ભાંગી તેઓ અંદર દાખલ થયા.

લાલાજી ઘરમાં ન હતા, યા ઘરના કોઇ ગુપ્ત સ્થળે ભરાઇ બેઠા હતા. લાલાજીની પત્ની સુવાવડી હતી અને તે એક કોટડીમાં પોતાના એક બે દિવસ ઉપર જન્મેલ બાળક સાથે સૂતેલી હતી. લાલાજીની એક સોળેક વરસની પુત્રી સ્વરૂપવતી અને તેના ચાર ન્હાના ભાઇઓ એક પલંગ પર અન્યોન્યને વળગીને ભયભીત આંખે આ બિહામણી શિકારીઓને નિહાળતા બેઠા હતા-જેઓ રાવણની ધરતીના રાક્ષસોની જેમ ઘરમાં ઘુસી આવ્યા હતા.

લાલાજીને ન દેખી ડાકૂઓ માયૂસ થઈ ગયા. તેમણે ઘરનો ખૂણે ખૂણો ખુંદી નાખ્યો તોય લાલાજીનો પત્તો ન લાગ્યો. ક્રોધિત થઈ તેમણે પુસ્તુ ભાષામાં લાલાજીને ગાળો ભાંડવા માંડી. તેમને પોતાનો શ્રમ નિરર્થક ગયેલો નિહાળી બેહદ રંજ થયો હતો.

"હવે શો ઇરાદો છે ?"

"પાછા ફરીએ."

"પછી જોઈ લઇશું."

તે કલકત્તા ન્હાસી જાય, તો ત્યાંથી પણ પકડી લાવીશું.

તેઓ જવાની અણી ઉપર જ હતા એટલામાં છ ફીટ લાંબા એક ખૂબસૂરત જવાને કહ્યું: "ખાન ઓપિયુને બુઝદિલ કેહશે. તે કહેશે; (અવણીની તોપો) અને બન્દૂકોથી ડરીને તમે બન્નુમાં દાખિલ ન થતાં આસપાસ પહાડોમાં રખડીને પાછા ફર્યા છો."

એક આધેડ વયના ડાકૂએ—જેની માંજરી આંખોમાંથી ક્રૂરતા ટપકતી હતી—કહ્યું:—

"તો પછી તેમના બાલબચ્ચાંઓને ઉપાડી લો. વેરનો હેતુ પુરો થઇ જશે."

થોડીક વાટાઘાટના અંતે લાલજીની સ્ત્રી અને તેના બાળકને છોડી બાકીના સઘળાઓને ઉપાડી જવાનું નક્કી કર્યું! ત્રણ ચાર જવાનોએ બાળકોને ગોદમાં ઉપાડી લીધા. કુમારિકાને એક મઝબૂત જવાને કમ્બલમાં ગોંસડી મિસાલ બાંધી પોતાની પીઠ પર ઉંચકી લીધી.

( ૨ )

શહેરમાં તેમનો કોઇએ સામનો કર્યો નહિ. બજાર અને રસ્તા રાત્રિના કારણે નિર્જન હતા. હજી તેઓ શહેરથી અર્ધોએક માઇલ ગયા હશે ત્યાં બન્નુના ચોકીદારો જાગી ઉઠયા. યા એમ કહો કે ભયના બ્યુગલે—જે ઠેકઠેકાણેથી ફૂંકાઇ રહ્યા હતા—સૈન્યને જીવંત કરી દીધું

થોડી જ મિનિટો પછી સિપાહીઓની ટુકડીઓ ચોમેર માર્ચ કરતી દષ્ટિગોચર થઈ. રસાલાના જવાનોએ એતરો વચ્ચે ઘોડાઓને પૂરપાટ વ્હેતા મુકી દીધા. સર્ચલાઈટના કિરણો ચોમેર ઝળહળી ઉઠયાં.

ડાકૂઓ જોશબંધ ભાગી રહ્યા હતા, પરંતુ જોતજોતામાં જ રસાલાની એક ટુકડીએ તેમને તે ખૂની ગિરિમાળાઓની તળેટીમાં આંબી લીધો, જે પ્રકાર પ્રકારના અપરાધીઓ ઉપરાંત જવાંમર્દોનેય પોતાની આગોશમાં આશ્રય આપતી હતી.

ડાકૂઓ થંભી ગયા. તેમણે ઝાડીનો ઓથ લઇ રસાલાના સૈનિકો પર ગોળીઓ છોડવા માંડી. સામેથી પણ ગોળીઓનો વરસાદ વરસ્યો. ગોળો બ્હાર વધી પડયો એટલે રસાલાના સિપાહીઓ ઘોડાઓ પરથી ઉતરી પડયા. તેમણે પણ ઓથ લઇ લડવા માંડયું.

આ ધડાકા ભડાકા સાંભળી રસાલાની બીજી ટુકડીઓ, પણ ત્યાં આવી પહોંચી. આથી ડાકૂઓએ પીછેહઠ આદરી પરંતુ તેમની બન્દુકો બરાબર આગ વરસાવી રહી હતી.

એક બે ફર્લાંગની પીછેહઠ પછી ડાકૂઓની ટોળી ધરતીની એક ઉંડી ખીણમાં ગાયબ થઇ ગઇ. આ પ્રકારની ખીણો અને ગુફાઓ આ પ્રદેશમાં ઠેકઠેકાણે નઝરે પડે છે.

ડાકૂઓ અદ્રશ્ય થઈ ગયા. રસાલાના સિપાહીઓ આખી રાત તેમની શોધ ચલાવતા રહ્યા; પરંતુ તેમને ડાકૂઓનો પત્તો લાગ્યો નહિ.

વળતા દિવસના પ્રાતઃકાળે ડાકૂઓની ટોળી આઝાદ ઇલાકાની ધરતીમાં દાખલ થઇ ચુકી હતી; અને એક ઝરણાંને કિનારે આગ સળગાવી ખાણું પકાવવામાં મશ્ગુલ હતી!

એક મ્હોટા પત્થર ઉપર સ્વરૂપવતી ચિંતાતુર અને ઉદાસ વદને બેઠી વિચારોમાં લીન હતી. ઘર, માબાપની જુદાઇ અને પોતાના ભાવિની કલ્પનાએ તેને પરેશાન કરી મુકી હતી. પરંતુ સાથે તેના દિલમાં એ વિચાર પણ રહી રહીને આવતો હતો કે, આઝાદ ઇલાકાના આ લોકો કેટલા દિલેર, નિડર અને બહાદુર છે. રાતની લડાઇમાં એમના નાયકનો પગ ઝખ્મી થઇ ગયો છતાં તે કેવો ટટ્ટાર ચાલે અને દોડી શકે છે.

( ૩ )

મરસનઝઇ ખેલના એક ગામડામાં સ્વરૂપવતી અને તેના ચારે ભાઇ ગામના માલિકના ઘરમાં રહેતાં હતા. ખેલની સ્ત્રીઓ તેમની સાથે બેહદ માયા અને મમતાપૂર્વક પેશ આવતી. ખાનપાન માટે સ્વરૂપવતીને સીધું આપવામાં આવતું. સ્વરૂપવતી પોતાના તેમજ પોતાના ભાઇઓ માટે જાતે ખાણું પકાવતી. ટુંકમાં તેની પ્રત્યેક સગવડો સાચવવામાં આવતી. હિંદુસ્તાની જાણનાર પઠાનોએ તેમને વિશ્વાસ અપાવવાની કોશિશ કરી હતી કે, સત્વર જ તેમને તેમના માતાપિતાની પાસે પહોંચાડી દેવામાં આવશે; તોય તેમની તબીયત ઉદાસ અને ગમગીન રેહતી.

સ્વરૂપવતીને કાળા પર્વતોની આ ધરતીમાં અગર કોઈ વસ્તુ પ્રત્યે દિલચસ્પી પૈદા થઈ ગઈ છે તો, તે ઉપરોક્ત મલિકનો નવજવાન પુત્ર શેરગુલ છે જે સ્વરૂપવતીનું હરણ કરી લાવનાર ડાકૂઓનો નાયક હતો. શેરગુલ દિવસમાં ત્રણ ચાર વાર ઘરે આવતો. તેને નિહાળી સ્વરૂપવતીના દિલમાં આનંદની એક અવર્ણનીય લ્હેર દોડી જતી, તેનો ગમગીન ચ્હેરો કંઇક ખીલી ઉઠતો. શેરગુલ પણ કદી કદી સ્વરૂપવતી તરફ તીરછી નઝરે જોઇ લેતો. કદી તે તેના ભાઇઓને આંગળીએ વળગાડી બ્હાર લઇ જતો. કેટલીક વાર તે બે ત્રણ દિવસ લગી

ઘરે ન આવતો ત્યારે સ્વરૂપવતી પરેશાન જેવી લાગતી. શાયદ તેને શ્રદ્ધા બેસી ગઈ છે કે આ ખૂની ગિરિમાળાઓથી—જેના ખૂણે ખૂણામાં માનવ ઝિંદગી માટે હજારો ભયો ઝઝુમતા રહે છે. તેને અને તેના ભાઈઓને છુટકારો અપાવી શકે એવો કોઈ છે તો તે આ પાતળા શરીરનો બહાદુર જવાન શેરગુલ છે જે તેમને બન્દૂકની વરસતી ગોળીઓ વચ્ચે ઉપાડી લાવ્યો હતો.

શેરગુલના પગનો ઝખ્મ સારો થઈ ચુક્યો હતો પરંતુ એના સાથીઓ અનુભવી રહ્યા હતા કે, બન્નુની 'ધાડ' પછી એના રંગ ઢંગ બદલાઈ ગયા છે તે અગાઉ બેપર્વા, નિડર અને બેફિક્ર નવજવાન હતો; પરંતુ બન્નુની ઉપરોક્ત ઘટના પછી તે ખિન્ન રેહવા લાગ્યો. તે મિત્રોમાં ઘણું ઓછું ભળતો. દિવસનો ઘણોખરો ભાગ બલ્કે કેટલીક વાર રાતના પણ તે પોતાના ખેલની સુમસામ ગિરિ માળામાં ઘૂમ્યા કરતો; અને 'અલગડ' ઝરણાના તીરે પત્થર પર બેસી વિચારોમાં કલાકો પસાર કરી નાંખતો.

એક જુવાન અબળા અને તેના ચાર લઘુ બંધુઓને તેમના માબાપ કનેથી છિનવી લાવવા બદલ કદાચ પસ્તાતો હશે યા ખેલના કેદીઓની નિરાધારી અને બેબસી તેના અંતઃકરણને ડંખતી હશે કે, તેમને પાછા લઈ જવા યા છોડી દેવા એ તેના વશની વાત ન હતી.

પરંતુ એ ગમગીન અને ઉદાસ રહેતો એ નિઃશંક વાત હતી.

(૪)

બુટાની કબિલાના મલિક મહેરદિલખાંએ નક્કી કરેલી ચાલીસ હજાર રૂપિયાની રકમ લઈ જઈને મરસનઝઈ ખેલના ખાન સામે મુકી સ્વરૂપવતી અને તેના ચારે ભાઈ તેને સ્વાધિન કરી દેવામાં આવ્યા.

વિદાય વેળાએ મરસનઝઈ ખેલની ઔરતોએ સ્વરૂપ અને તેના ભાઈઓના માથે હાથ મુકયો. સ્વરૂપનું દિલ ફાટ ફાટ થતું હતું. તે પોતાના ઘરે પાછી જઈ રહી છે એ વિચારે તે બ્હાવરી જેવી બની ગઈ હતી. જ્યારે મહેરદિલખાંની ટોળી સ્વરૂપવતી અને તેના ભાઈઓને ઘોડે બેસાડી ત્યાંથી રવાના થવા લાગી ત્યારે સ્વરૂપે શેરગુલ તરફ જોયું, જે તેમને વળાવવાને એકત્રિત થયલા લોકો વચ્ચે ઉભો હતો. શાયદ સ્વરૂપે તેને આંખો આંખોમાંજ ધાડ પાડવા અને ખુદાની કમઝોર મખ્લૂકને ઝબરદસ્તી ઉપાડી લાવવા બદલ મલામત કરી હતી યા તેની એ નઝર એ દિલચસ્પીનું એક લાઝિમી પરિણામ હતું, જે સ્વરૂપને દોઢ માસના વસવાટ દર્મિયાન એ નવજવાન પ્રત્યે પૈદા થઈ ગઈ હતી. શેરગુલ થીજેલી આંખે સ્વરૂપ તરફ જોઈ રહ્યો હતો. તેનો અંદાઝ કેહતો હતો કે, બેશક, અમે ડાકૂ છીએ, પરંતુ ડાકૂઓની નીતિના બંધનો એ વાતની પરવાનગી નથી આપતાં કે પનાહગિર થઈ ગયા પછી તેને ઝબરદસ્તી રોકવાની કોશિશ કરે.

સ્વરૂપવતીની અર્થસૂચક દ્રષ્ટિએ જેના ભાવાર્થને કદાચ શેરગુલ પણ નથી સમજી શકતો તેની તરફ જોઈ રહી હતી. શેરગુલે નિગાહ ફેરવી લીધી. પછી મહેરદિલને સંબોધી તેણે કહ્યું:—

"ખાન! હું હિન્દી જાણતો નથી. તું આ કુમારિકાને મ્હારા વતી કહે કે, શેરગુલના હાથે તને જે તકલીફ પહોંચી છે તે બદલ શેરગુલ ક્ષમા યાચે છે. અમે તને અને તારા ભાઈઓને તકલીફ પહોંચાડવા માંગતા ન હતા; પરંતુ જે કાંઈ અમે કર્યું, તે તારા બાપ ઉપર વેર વાળવા

માટે કર્યું છે. તારો બાપે, પ્યાઝાર ગિઝાની સડકને જેનો ઇજારો અમારો ખાને લીધો હતો કેવળ એટલા માટે નાપાસ કરી હતી કે, ખાને તેને રૂશ્વત આપી ન હતી. અગર તે રાત્રે તારો બાપ અમને મળી જતે તો તેમને કોઇ પણ પ્રકારની તકલીફ પહોંચાડવામાં આવતે નહિ.

સ્વરૂપવતી અને તેના ભાઇઓને બન્નુ પહોંચાડી દેવામાં આવ્યા. તે હવે સુખે, અને નિરાંતે પોતાના ઘરમાં રહે છે, પરંતુ કદી કદી તેના વિચારો વઝીરિસ્તાનની દુર્ઘટ ગિરિમાળાઓમાં અટવાતા એ જાણવાનો પ્રયત્ન કરે છે કે શેરગુલને કેમ છે? તે શું કરી રહ્યો છે? કેટલીકવાર તેને એવા વિચારો પણ આવી જાય છે કે શું, શેરગુલ ડાકૂઓની ટોળી સહિત એક વાર પુનઃ તેના ઘર પર હુમલો કરશે? પરંતુ હવે તેને હુમલાનો ખ્યાલ આવે છે તો તે કોઈ પણ પ્રકારનો ડર યા અંદેશો અનુભવતી નથી; બલ્કે શેરગુલનું સસ્મિત વદન જેને તે કલ્પનાં ચક્ષુઓએ જુએ છે તેના દિલમાં શ્રદ્ધા અને આનંદની એક લહેર દોડાવી દે છે.

## ગરીબ સંસ્થાઓને ખુશખબર

કાઠિઆવાડના એક સાહિત્યપ્રેમી સદ્‌ગૃહસ્થ તરફથી અમને અમુક રકમ 'કારવાં'ના ઉત્તેજન અર્થે મળી છે. ગુજરાત અને કાઠિઆવાડની ૧૨ ગરીબ લાયબ્રેરીઓ અથવા અંજુમનો અર્ધા લવાઝમે એનો લાભ ઉઠાવી શકશે. એથી જે સંસ્થાઓને ગ્રાહક થવું હોય તેણે અર્ધા લવાઝમના રૂા. ૨) મોકલાવી તાકીદે નામ નોંધાવવું. —મેનેજર




**સવાલ**—મારા બાપાને ગુજરી જવાને એક વરસ થયું તે અગાઉ તેમણે એક વીલ કરેલું હતું, જેમાં એમ લખેલું હતું કે હું ગુજરી જાઉં તો મારી મિલ્કતના એક્ઝિક્યુટર મારા બંને મોટા છોકરાઓને નીમું છું. તેઓ મારા મરવા પછી મારી મિલ્કત વેચી તેમાંથી મારા મરણ પાછળ ત્રીજું, દસમું, ચાલીસમું, વગેરે કરે અને મારા ઉપર જે કરજ છે તે અદા કરે અને જે કંઈ બચે તે મારા વારસો શરે મોહંમદી મુજબ વહેંચે અને કરજ આપતાં ઘટે તો મારા વારસો મારું કરજ પુરૂ કરે. હવે તેવણની મિલ્કતમાં ફક્ત એકજ મકાન છે તેના વેચવાથી તે મકાનની કીમતમાંથી કરજ અદા થાય એમ નથી, માટે હવે કેમ કરવું?

**જવાબ**—તમારા બાપની મિલ્કતમાં જે એક મકાન છે તેના વેચ્યા બાદ તેની જે કંઇ કીમત આવે તેમાંથી પ્રથમ કફનદફનનો ઝરૂરી ખર્ચ કરવો. ત્રીજું, દસમું, ચાલીસમું, કરવું કંઇ ઝરૂરી નથી શરીઅતમાં એનો કશો સબૂત નથી. મતલબ કે એવી દુન્યવી રસ્મો રિવાજની વસીય્યત પુરી પાડવી તમો ઉપર ઝરૂરી નથી. મર્હૂમના શિરે જે કર્ઝ છે તે પુરેપુરૂં પહેલાં અદા કરવું. ત્યાર બાદ જે કંઇ રકમ બચે તો શરીઅતના હુકમ મુજબ બધા વારિસો દરમ્યાન વ્હેંચી લેવું અને જો મર્હૂમના માથેનું કર્ઝ પુરેપુરૂં અદા ન થતું હોય તો એવી સુરતમાં તે કર્ઝ વારિસોને અદા કરવું ઝરૂરી નથી પણ જો વારિસો ખુશ હાલ, માલદાર હોય ને મર્હૂમનું કર્ઝ વારિસો પોતાના માલમાંથી અદા કરે તો ઘણુંજ સવાબનું કામ છે. મર્હૂમના માથેથી કર્ઝનો ભારે બોજો દૂર થશે અને તમને મ્હોટી નેકી પ્રાપ્ત થશે.

**સવાલ**—વઝૂમાં ગરદનનો મસો માથાના મસા જેમ જરૂરી છે? શું કોઇ ગરદનને મસો ન કરે તો વઝૂ નં થાય? અથવા મકરૂહ થાય? એનો શું હુકમ છે?

**જવાબ**—ગરદનનો મસ્હ કરવો વઝૂમાં ફર્ઝ નથી મુસ્તહબ છે અને માથાનો મસ્હ વઝૂમાં ફર્ઝ છે. ગરદનના મસ્હની બે રીત છે એક તો એકે માથાનો મસ્હ કરતી વેળા હાથ ગરદન સુધી લઈ જવા, બીજી રીત એકે માથાનો મસ્હ કરી બંને હાથની પીઠ એટલે બે હાથના ઉપરના ભાગને ગરદન પર ફેરવવા.

**સવાલ**—રીયાલ કે તખતા ઉપર કુર્આન મુકી પઢવા માટે કંઈ કપડું કે રૂમાલ ઓઢાડવું ઝરૂરી છે? નહી તો બે અદબી થશે અને ગુનેહગાર બનશે?

જવાબ—અગર પ્રથમ કપડું બીછાવી તે ઉપર કુર્આન શરીફ રાખી પઢવું ઘણું સારૂં કામ છે મતલબ કે કુર્આન શરીફનો જેટલો વધારે અદબ અને ઇઝઝત કરશો તેટલોજ મ્હોટો સવાબ મળશે. પણ કપડું બીછાવ્યા વિના રિયાલ કે તખતા ઉપર કુર્આન શરીફ મુકી પઢવું કોઇ પણ પ્રકારના વાંધા વગર દુરસ્ત છે એમાં કંઇ ગુન્હો નથી બિલકુલ નીચે ઝમીન ઉપર કુર્આન પાકને મુકવું મોટી બે અદબી અને ગુન્હો છે.

સવાલ—આરસના પથ્થર ઉપર કોઇ માણસ ઉજરથી પાણી ન વાપરી શકતો હોય એવી મજબુરીમાં તયમ્મુમ કરે તો થાય કે નહીં? અથવા માટી કે દિવાર ઉપર થવું ઝરૂરી છે અને ગુસલ તથા વઝૂની બદલ તયમ્મુમ એકજ તરેહનો છે કે ફરક છે.

જવાબ—આરસ અથવા કોઇપણ પથ્થર ઉપર તયમ્મુમ કરવું જાઇએઝ છે. જેમ વઝૂ માટે તયમ્મુમ કરવામાં આવે છે તેજ પ્રમાણે ગુસલનો પણ તયમ્મુમ છે બંનેના તયમ્મુમમાં કંઈ ફેરફાર નથી

(દુર્રે મુખ્તાર, બહર, હિદાયહ.)

સવાલ—આપણે ત્યાં ખતનામાં છોકરાને સગાં-સ્નેહીઓ ખુશખબતીના તૌર પર રૂપીયા આપે છે તો તે રૂપીયા ભેગા થએલા છોકરો લઇ લે કે તેનાં માબાપ તે રૂપીયા લઇ લે તો જાએઝ છે કે નહિં તે રૂપીયા કોની માલેકીના ગણવા?

જવાબ—નાના છોકરાને ખતના વિગેરેના મૌકાપર જે રૂપીયા આપવામાં આવે છે તે રકમ ખાસ છોકરાને આપવી મકસૂદ હોતી નથી બલ્કે તે નાણાં માબાપને આપવા મકસૂદ હોય છે. માટે તે બધી રકમ છોકરાની મિલ્કત નથી તેના માલિક માબાપ છે. માબાપને તે રકમ લઇ લેવી દુરસ્ત છે, અને જોઇએ તે કામમાં લઇ શકે છે.

સવાલ—માબાપ જીવનમાં પોતાની અવલાદને બખશિશ આપે અને અમૂક ને વધારે આપે અને અમૂકને ઓછું આપે એમ કરવું દુરસ્ત છે કે બધાને બરાબર આપે. એમાં કંઇ ગુન્હો છે કોઇ બાબતસર જરૂરતને લઇ એમ કરે તો ચાલી શકે?

જવાબ—માબાપ પોતાની હયાતી દરમ્યાન છોકરા છોકરીઓ વચ્ચે વ્હેંચણી કરે અથવા બખશિશ આપે તો હનફી મઝહબ પ્રમાણે સરખે ભાગે આપે પણ કોઈ ખાસ કારણને લઇ અમૂકને વધારે આપે જેમાં બીજાઓને નુકસાન પહોચાડવાનો ઇરાદો ન હોય તો એમ કરવું દુરસ્ત છે. જેમકે કોઈ છોકરો માબાપનો વધારે તાબેદાર અને ફરમાંબરદાર હોય અને વધુ ઔલાદવાળો હોય અથવા કોઇ છોકરો અપંગ હોય કે જેને લાચારીના કારણે વધુ આપે, મતલબ કે નિય્યત નેક હોય તો કંઇ વાંધો નથી. પણ જો કોઈ ખાસ ઝરૂરત અને

ડારવાંના વાંચકોને ખુશખબર સંભળાવીએ છીએ કે આવતા અંકે ગુજરાતના જાણીતા લેખક જનાબ 'ફક્ર' માતરી સાહબની 'પ્રતિસ્પર્ધિ' નામે નવલિકા ડારવાંમાં પ્રગટ થશે. હવેથી દર અંકે એકાદ રસીક નવલિકા પ્રગટ કરવાનો અમે પ્રબંધ કર્યો છે.—તંત્રી

—: મુબારકબાદ :—

અમારી ભલામણને માન્ય રાખી એક ગરીબ વિદ્યાર્થીને વાર્ષિક સ્કોલરશીપની મદદ આપવા બદલ અમે અલ્હાજજ, શેઠ ઇબ્રાહીમ મોતીવાલા સાહબનો આભાર માનીએ છીએ. —સહતંત્રી

કારણ વગર બીજાઓને કમ આપી નુકસાન પહોંચાડવું મન્જુર હશે તો એમ કરવું મકરૂહે તહરીમી છે. અને ગુનેહગાર થશે. (દુર્રેમુખ્તાર)

**સવાલ**—જનાઝહની આગળ ચાલવું મુનાસેબ નથી. છતાંએ કેટલાક માણસો અમારે ગામે આગળ ચાલે છે અને જાણકાર તો જનાઝહની પાછળ ચાલે છે. આગળ ચાલનારાઓને રોકવામાં આવે છે તો એ માનતા નથી અને કહે છે કે કઇ હદીસથી એમ સાબેત છે કે પાછળ ચાલો! આપના "ફતાવાએ આરેફિયહ" માં મજકુર મસલો અમોએ બતાવ્યો છતાંએ હઠધરમી કરે છે અને વાત ખરીજ છે તે તે સ્વીકારતા નથી. માટે એનો ખુલાસો કરશો.

**જવાબ** દિનકી મઝહબમા જનાઝહની આગળ ચાલવા કરતા પાછળ ચાલવુ વધારે અફઝલ અને બેહતર વર્ણવવામા આવેલુ છે, માટે જનાઝહની પાછળ ચાલવુ જોઇએ, એમા ઝિદ અને હઠ કરવી નહી જોઇએ, હદીસની માતબર કિતાબ "તહાવી શરીફ" અને અશુઅતુલ્લમઆતમાં પણ એવીજ રીતે મોજુદ છે. જેને મસઅલાની ખબર ન હોય તેને સમજાવી દેવુ જોઇએ. લડાઇ ઝગડો કરવો ન જોઇએ અને જે મસઅલો ખરો હોય તેને માન આપવુ જોઇએ.

**સવાલ**—વઝૂ કર્યા બાદ પાન ખાવું અને બીડી પીવી એથી વઝૂ તુટી જાય? શું પાછુ વઝૂ કરવુ પડે?

**જવાબ**—વઝૂની હાલતમાં કંઇપણ ખાવા-પીવાથી વઝૂ તુટશે નહિ. પણ નમાઝ પઢવા પહેલાં કોગળા કરી મોંઢાને ખુબ સાફ કરી લેવું જોઇએ. વઝૂ તુટવાની જે ચીઝો ફિકહની કિતાબોમાં વર્ણવવામાં આવેલી છે તેનાથીજ વઝૂ તુટે છે.








સંપાદક

[ગયા અંકથી ચાલુ]

૨૦

નઝર કોઇ સીનમગરની પડી છે
કે દિલમાં નોક ખંજરની ગડી છે.
થયા હૈરાન એ જોઇને દર્પણ
કે કો' તસ્વીર હેરતમાં ખડી છે.
કોઇનું કો' નથી દંભી જગતમાં
બધાને પોત પોતાની પડી છે.
ફસ્યું જે દિલ કદાપી પણ ન છુટે
એ ગુંથણ ઝુલ્ફની ઝાલિમ કડી છે,
બહારે હુસ્ન પર શું જોઇ ફૂલે
ફરીને જો ખિઝાં પાછળ ખડી છે.
થયો બેહોશ સાકીની નઝરથી
અજબ મસ્તી ભરી એ આંખડી છે.
કોઇનું દિલ મળ્યું છે મારા દિલથી
નિગાહો શું લડી કિસ્મત લડી છે.
"મઝાક" એશું વસ્યો છે મારા મનમાં
હવે એનું સ્મરણ વારે ઘડી છે.

"મઝાક" (ડભોઇ)

૨૧

અજબ આફતમાં કો' આવી પડી છે,
કમર નાઝુક શિરે એક ગાંસડી છે.
તમે મારા અને હું છું તમારો,
મને એ ધુન એની બસ પડી છે.
સનમ પોતે મુહબ્બતને રડે છે,
ઇલાહી કેવી ઉલ્ફતની ઘડી છે.
જુદાઇમાં મઝા આવેછે દિલને,
બુરી આદત શબે ગમ નીવડી છે.
ન દુનિયાને પડી છે તારી "યૂસુફ"
અને તુ છે કે દુનિયાની પડી છે,

"યૂસુફ" (ગોગા) (સુરત.)

૨૨

અજબ માશુકથી કિસ્મત લડી છે;
હું ભારતમાં તે લંડનમાં પડી છે.!
મહબ્બતમાં છે પ્રેમીની ખરાબી;
હૃદય સીમલ મુસીબત એવડી છે.!
ભલે દિલ એક પણ દિલબર હજારો;
નિરાલી પ્રેમીઓની વાવડી છે.
ચગે છે રીન્દના હાથે ગગનમાં.
જમાળે શેખની શું પાઘડી છે.
ઉડી સ્પીરિટ માફક હ્રદય 'આસી,'
ઘણી મનહુસ ફુરકતની ઘડી છે.

"આસી" (સુરત.)

૨૩

હમેશાં લાલઘુમ કો' આંખડી છે,
સુધા છલછલ ભરી કો' વીરડી છે.
જીવનદવ છે કટુ ચબ્દાવલી કો',

નિરાશામાં સદા સંચાર એનો;
તમારી યાદ છે! ચેતન કડી છે!
હું કોને દોષ દઉં 'આઝાદ' જગમાં?
ખુદાએ બેરહમ કિસ્મત ઘડી છે!

'આઝાદ' (દારૂવાલા) (પેટલાદ)

33

ન જાણું કાં રડી મમ આંખડી છે?
ભલાએ ગમ મહીં કોના રડી છે?
ભલા ખૂટે ન કાં આ વાટડી છે?
જિવન-કેડી અરે શું સાંકડી છે?
કહે છે કોઈ અન્તરથી સદાયે
ફસાણી તો ન જિવન-નાવડી છે!
નઝર ભેગી થતામાં શું થયું આ!
બની દર્દે મય હર ઉર-પાવડી છે!
જિગરમાં આગ લાગી હાય મારા,
સળગતા દિલ તણી કોને પડી છે!

'ચમકાર' (ભાવનગરી)

34

કયામત છે કસોટીની ઘડી છે,
બધાને પોત પોતાની પડી છે.
જગતમાં થઇ ગયો મુસ્લિમ તુ ઐયાશ,
તને આ તારી ઐયાશી નડી છે.
કદી તેં કોમની સેવા ન કીધી,
પડી છે તો તને તારી પડી છે.

'રૈહાત' (નડીઆદ)

35

મુસીબત પ્રેમ પ્રારંભે નડી છે,
પડી ચક્કરમાં જીવન નાવડી છે.
મિલન માટે તને વિનવું હવે કાં?
કે તું મુઝ કલ્પનામાં હર ઘડી છે.
જવાની! તુ જ જવાનીની ખુમારી,
કયામતમાં કયામત થઇ પડી છે.

સંભાળું કોને? દિલને યા નઝરને!
ઠરી મુજ પર નશીલી આંખડી છે.
પ્રણય આલાપ આજે કેમ ગાઉં?
સિતારી દિલની તુટેલી પડી છે.
વિસામો લે! અરે વિદ્યુત તું પણ,
બહુ નજદીક મારી ઝુંપડી છે.
દયા કર એક દર્શન દે મને તું!
કઝા મુજ દ્વાર પર આવી ખડી છે.
દુઃખી દિલ! ના કહે તુજ દુઃખ કથાઓ!
બધાને પોત પોતાની પડી છે.
મગન રહેતું પરી આજે હું "જામી"
ઝરા નિરખો ઘટા ઘેરી ચડી છે.

'જામી' (પોરાજવી)

36

જુદાઈની ઘડી પણ શું ઘડી છે,
ઘડી એક એક કયામત જેવડી છે.
નયનમાં કાવ્ય છે વ્હેતાં જીવનનું,
ટપકતાં અશ્રુઓ એની કડી છે.
જે મરવા પણ નથી દેતી સુખેથી,
એ કોની આશ મુજને સાંપડી છે.
તમે ભૂલ્યા છો, એ ભૂલ્યો નથી હું;
શિખામણ મુજને એમાંથી જડી છે.
હજુ આવી નથી જે વાંચવામાં,
અમારા દિલ તણી એ ચોપડી છે.
હજારો ઠોકરો ખાધી જીવનમાં,
છતાં આંખો હજુ ક્યાં ઉઘડી છે,
સદા આવાઝ આવે છે મરણની,
ઘડી પણ શું જીવનની નીવડી છે.
સુતાનીમાં બિચારીને ન બાળો,
હજુ મુજ આશ રમવા જેવડી છે.
નથી ઝખ્મો એ દિલની કોર ઉપર,
ખિલેલાં ફૂલને ફરતી પાંખડી છે.
કરે છે પાર દુઃખ દરિયા મહીંથી,
મરણ તો મોક્ષ કેરી નાવડી છે.

કરી લે કાર્ય કરવાનાં - કરી લે,
જીવન "ઘાયલ" ઘડી કે બેઘડી છે.

"ઘાયલ" (રાજકોટ)

૩૭

નજર તિરછી એ મુજ દિલ પર પડી છે;
ફક્ત એથી નિશા મુજને ચડી છે!
એ મારી ને સનમની વાતડી છે;
તને કાં શત્રુતા એમાં પડી છે?
તમારા વિરહની આ તે ઘડી છે;
કે જે એકેક વરસોથી વડી છે.
દિલે શું ના 'પતંગ'સીધી જો પ્રગટે;
નજર સારું થયું તિરછી પડી છે!
વફા આદત-મને તુજને જફાની;
મને મારી તને તારી પડી છે!
હૃદય તડપીને તડપાવે છે એને;
કયામત પર કયામત થઈ પડી છે!
કિનારે કેમ પહોંચે પ્રેમ નૌકા;
વમળમાં કલ્પના આવી પડી છે!
ખિલેલાં પુષ્પને ઉપવનમાં નિરખી;
અમારી આંખ ઝાકળસમ રડી છે!
કહે ક્યાં દિલની કથા 'નાતિક' બધાઓ;
બધાને પોત પોતાની પડી છે!

"નાતિક" રાંદેરી

૩૮

શું કોમીવાદની આંધી ચડી છે!
કે નભથી વીજળી તૂટી પડી છે!
એ કોમીવાદની ઝેરી હવાથી;
બિચારી શાન્તી માંદી પડી છે!
ત્યાં વાતો જૈન બુદ્ધની રોકડી છે;
ને અહિંઆ ગાંધીજીની ખોટડી છે!
કહોને શી રીતે સ્વરાજ આપે?
સિકલ પણ લીડરોની રોતડી છે!
છે પુસ્તક સાંકડું પહોળો દિમાગો;
લિડર મોટાને નાની પોતડી છે!
સદાએ પાનખર છે અમ વસંતે;
મહા વૈરાગમાં અમ ઝુંપડી છે!
ગયાં ફૂલો કોઈનો હાર થઈને;
રહી બાકી ફક્ત અહીં ડાળખી છે!
સુરાએ એટલું ભાનને ચૂસ્યો;
હજુએ પ્યાસ હિંદી બાપડી છે!
મરે ના શેખ પર પરીઓ પછી કાં?
જુવો સુરમો ભરેલી આંખડી છે!
પરાયાની પીડાને કોણ પીછે?
બધાને પોત પોતાની પડી છે.
કવિતા શું લખે 'બેકાર' બીજી?
કલમ ગૂઢતાં ન જેને આવડી છે!

'બેકાર' (રાંદેર)

૩૯

તને તો સ્વર્ગની ઝાહેદ પડી છે;
નબીની ચાંદની મુજને પડી છે.
અનોખો રંગ છે ત્યાં રોજ નબીનો;
મને દિન રાત બસ એની પડી છે.
હલીમે પાકને સદકે અમો પર;
દયા દ્રષ્ટિ ખુદાની થઈ પડી છે.
ભલું થાશે વસીલાથી તમારા;
ભલે આફત કદી અમ પર પડી છે.
તમારા કારણે આજે અમારી;
ભલા ચિંતે ભલા માંહી પડી છે.
થશે બેડો અમારો પાર પલમાં;
અમી દ્રષ્ટિ નબીની જો પડી છે.
થયો હમસર ન થાશે કોઈ જગમાં;
ખુદાને પણ સના કરવી પડી છે.
નબીના દ્વારની છે આર્ઝુ બસ;
મને ના અન્ય કો' દરની પડી છે.
અનોખો રંગ છે મુજ પર નબીનો;
મને સહ્ને અલાની નિત પડી છે.
કરીને બંધ આંખો હું નિહાળું;
છબી અંતર મહીં ઉતરી પડી છે.
રસૂલે પાકનાં એ પ્રેમ સદકે;
દયા દ્રષ્ટિ આ "ખાકી" પર પડી છે.

"ખાકી" રાંદેરી

૪૦

મુહમ્મદની નઝર જ્યાં જ્યાં પડી છે;
નવી રચના નવિન સૃષ્ટિ ખડી છે;
નઝર મુજ રંકની જ્યાં જ્યાં પડી છે;
નબીજીની કૃપાની ત્યાં ઝડી છે;
બનાવે મરતને એખુદ ઝહૂને,
ગઝલની રસભરી તે આંખડી છે.
દઈ દવા દર્દ હું ચસરબન્ધી તેમ,
નિરંતર યાદ મમ દિલમાં ખડી છે.
નહીં બળશે કદી આ દિલ કદીયે;
છબી જ્યાં મુજ નબીની ત્યાં જડી છે.
ખુદા હું એકલો મેહશર મહીં જ્યાં;
સહુને પોત પોતાની પડી છે.
નિરાશા આશમાં ઉમ્મત ખડી જ્યાં;
બધાને પોત પોતાની પડી છે.
કૃપાનિધિ કૃપાનો આ સમય જ્યાં;
સહુને પોત પોતાની પડી છે.
શફાઅત હસ્તમાં તમ ઝટ પધારો;
બધાને પોત પોતાની પડી છે.
ગુનહગારો ગુનાહોથી ડરો કાં?
નબી-દ્રષ્ટિ, ખુદા-રહમત ખડી છે.
સમજયો મર્મ કોઇના પ્રતાપે,
અહદ અહમદ તણી 'બહુશી' કડી છે.

"બહુશી" રાંદેરી.

પંક્તિઃ— "હમ છે આદમમાં તન વતનમાં છે"

૧

તારૂં સુંદર વદન નયનમાં છે
એક અનોખી બહાર મનમાં છે
નયન અશ્રુઓ જોઈ ને વેહતે
નાવ ધીરજ તણી વહનમાં છે.
જેની સુરતથી આપ હતા બેજાર
આજ સંતાએલો કફનમાં છે;
કાં છુપી છો મુજથી એ આંખો
મારા બે જગ એ બે નયનમાં છે.
આજે પરદો તમે ઉઠાવો હો
ખામી કંઇ નૂરના કથનમાં છે.
મગ્ન છે શીશામાં, જામ મસ્તીમાં
તું છે દિલમાં, નશો નયનમાં છે.
કોણ છે એ, તને કહું શાને?
છે કોઈ, તારા જેવો મનમાં છે.
અશ્રુઓ તારી આંખમાં; તૌબા!
એવું શું દર્દ મુજ કથનમાં છે?
અય "અસર" કાં કિનારો શોધી છે
લહેર તુફાનના વિહનમાં છે.

"અસર" સાવેરી (વડોદરા)

૨

એક જીવતું જીવન નયનમાં છે,
ખૂન અશ્રુ તણા વહનમાં છે,
ચૌદ ભુવન મહીં દીપી ઉઠે,
એવા નર રત્નો મુજ વતનમાં છે.
થૈ રહું આપના ચરણની રજ,
એક એ આશ મનની મનમાં છે.
કલ્પનાઓ સર્જે છે ઉમીથી,
કોણ એ મુંજ હૃદય ભુવનમાં છે.
આંખ શોધે છે આંખનો તારો,
કિન્તુ તારો એ ક્યાં ગગનમાં છે?
દિલ ન સમજો હવે એ દિલ મારૂં,
એક દુઃખનો પહાડ તનમાં છે.
રંગ લાવી છે દિલની ચિનગારી,
આગ લાગી જુઓ ગગનમાં છે.
નામ છે નામ ખાલી જીવનનું,
ક્યાં જીવન જેવું કે જીવનમાં છે?
ઝિન્દગી મૌત, મૌત જીવન છે,
શું ધરેલું પછી કફનમાં છે.
મરવું ગમતું નથી મરણ આવે,

કોણ જાણે કે શું જીવનમાં છે.
મોત "ઘાયલ" જીવનનો અંત નથી,
એક પડદો એ તો જીવનમાં છે.
"ઘાયલ" (પાજોદ)

૩

દિવ્યનો પાક આ કથનમાં છે;
દમ છે આદમમાં, તન વતનમાં છે!
ખુદ–બ–ખુદ ઝણઝણી હૃદય–વીણા!
કોઇક સંગીત મુજ કવનમાં છે!
એક સૂરી નવી હું સર્જી લઉં,
પ્રેરણા જાગી મ્હારા મનમાં છે
થા ન માયૂસ, દુર્દશા દેખી,
તારો ઉદ્ધાર તુજ પતનમાં છે!
મીટ માંડીને આશ બેઠી છે;
કાળ! શી વાર આગમનમાં છે?
તું અહંભાનને જગાડી દે;
તે પછી જો કે શું જીવનમાં છે!
વધઘટો ઘટવધો છે ચંદ્ર–કળા,
રત દિલાલીએ, મુજ શુકનમાં છે.
ભોગ, સેવા, સહન, મનન, ચિંતન,
મુજ જતન એજ પંજતનમાં છે!
મીણ પાષાણને કરી દેશે,
એ અસર દિલતણી જલનમાં છે.
નાંખ મૃત્યુની આંખમાં આંખો
મર્મ જીવનનો એ નયનમાં છે!
'સીરતી' જીવ જાણું આશાને
ઝિંદગી આશના જતનમાં છે!
"સીરતી" (કડોર)

૪

કોઇ ઉમ્મીદના જિવનમાં છે,
કોઇ તસ્વીરના નયનમાં છે,
દર્દ દુઃખ દર્શ શોકના ભાવો;
નિત અહીં અવનવા જિવનમાં છે.
મુજ ગુનેહગારને ગુનાહો વિણ,
કે ન હાસિલ થયું જિવનમાં છે.

હાલ બતલાવું ઝિંદગી ના શા?
દર્દમાં છે, કદી રૂદનમાં છે.
કોણ જાણે કે શું થયું મનને,
વાત કેવું નથી જે મનમાં છે.
લાખ જોજનથી દિલને ખેંચે છે,
શું મહબ્બત અજબ વતનમાં છે.
રકત શું? પ્રાણથી જતન કરશું;
દમ છે, આદમમાં તન વતનમાં છે,
છોડ ઝગડા "વલી" આ દુન્યાના,
પાપ મુકિત પ્રભુ ભજનમાં છે.
"વલી" (કરમાડ)

૫

બેફિકર કાં અહીં વતનમાં છે?
તારી ચર્ચા તહીં ગગનમાં છે.
ચંદ્ર, સૂરજને તારલા શું છે?
દર્દના દાગ એ ગગનમાં છે.
યાદ છે ખૂબ! હું નથી ભૂલ્યો,
તારી સૂરત હજુ નયનમાં છે.
બેખબર તું જરા બળીને જો,
ઝિંદગીની મઝા જલનમાં છે.
છલકી પડ્યાં છે સાગરો 'અશરાફ',
'કૈ અજબ હાલ' અંજુમનમાં છે.
'અશરાફ' (બાલુ)

૬

હક પયામી તુજ સુખનમાં છે;
દર્દ ઇમનના દર કથનમાં છે;
રંગ અનેરાં અને મધુર ખુશ્બો;
શબ્દ રૂપી દરેક સુમનમાં છે;
તેં પુકારી જે બાંગ ઉર્ધ્વતની;
આજ પણ ગુંજતી પવનમાં છે;
તું ગયો, યાદ તુજ કદી ન જશે!
દિવ્ય જાદુ અસર કવનમાં છે.
અંજલી કાજ, એક બે મોતી,
અર્પે 'આઝાદ' જે નયનમાં છે.
'આઝાદ' દારૂવાલા (પેટલાદ)

૭

ગાન ઉષા તણું ગગનમાં છે,
નૃત્ય હર પુષ્પનું ચમનમાં છે.
પાંખ તડપી રહી વિહંગોની,
શી મઝા એ નભો ગમનમાં છે!
શાખ ડોલે તરૂવરો કેરી,
પર્ણ કોનો ઝૂકે નમનમાં છે!
આજ માતા વસુંધરા રૂઠી,
રે, વિસામો ન નિર્જ વનનમાં છે.
રશ્મિ વાંચી રહે કવિ વાણી;
શી વિષમતા મનુ જીવનમાં છે!

'કિસ્મત' (ભાવનગર)

૮

કોણ કહે છે વતન અમનમાં છે,
બધી દુનિયા જુઓ જલનમાં છે.
દ્વેષ ઈર્ષા ને સ્વાર્થ ભાવના,
ખેલ ખોટાં હજારો મનમાં છે.
બોલ બોલી કરાર ફોક કરે!
હવે વિશ્વાસ ક્યાં વચનમાં છે."
દિલમાં વાસો કરી રહ્યો હમદમ,
દમ છે આ દમમાં. તન વતનમાં છે,
ભક્ત "સત્તાર" શાહ નિઝામીના,
શબ્દો સાદા સરળ કવનમાં છે

"સત્તાર" (રાજપીપલા)

૯

દમ છે આદમમાં, તન વતનમાં છે;
રહબરી સાર, એ કથનમાં છે.
દમ નથી, તો, નથી કૈ આ દમમાં,
નથી આદમ, તો શું વતનમાં છે?
પ્હેલો આદમ, વતન પછી; તેથી,
દમ છે આદમમાં તન વતનમાં છે.
તું જીવનથી નિરાશ કાં થાએ,
તું શું જાણે કે શું જીવનમાં છે:
દાવ હાર્યા, જુગારી બમણું રમ,
ત્હારો ઉદ્ધાર તુજ પતનમાં છે.
દિલની દુનિયા, વિશાળ દુનિયા છે,
શું કહું, શું શું મ્હારા મનમાં છે!
આભ સળગાવે, દિલનો દાવાનળ,
આગ એવી હૃદય-જલનમાં છે.
દર્દ દિલમાં ભરાઈ ઉભરાયું,
ચક્ષુ ઝરણા હવે વદનમાં છે.
દેશની દાઝ ઉરમાં ધર, "મૂસા",
જો વતન-પ્રેમ ત્હારા મનમાં છે.

"મૂસા" બના તડકેશ્વરી

૧૦

ભાન ક્યાં ભોળો ઇન્ડીયનમાં છે.
સર્વે શુલ્તાન પોઝીશનમાં છે.
ચડ્યો કાલે સિવિલ મેરેજનો,
આજ વરઘોડો તે સેશનમાં છે.
ફેશનેબલ એ ડાયવોર્સનો ચેપ,
પ્રેમના સર્વે ડીવીઝનમાં છે.
હોય શું દરમાં ખૂબી તે ક્યાંથી,
જે મહબ્બતનાં સોલ્યુશનમાં છે.
ઘરની રાણીથી તેને શી મતલબ,
પ્રિયતમ જેની ગાર્ડનમાં છે.
બહુ વધુ કીંગ કોંગથી "આસી",
આજના પ્રેમી ચેમ્પીયનમાં છે,

"આસી" (સુરત)

૧૧

પૃથ્વીમાં છે ન, એ ગગનમાં છે,
છે અનુ એતો મારા મનમાં છે.
કંઈક અનેરૂં જ રસ કવનમાં છે,
લુત્ફ એથી વધુ મનનમાં છે.
જગ પ્રકાશિત છે જેના નૂર થકી?
જ્યોત એ તો જ મુજ નયનમાં છે.
હોય છે જેમ છીપમાં મોતી?
અશ્રુઓ એમ મુજ નયનમાં છે.
નામ છે મોત-જીંદગીનું ફક્ત,

એ બધું આપના વચનમાં છે.
આપની યાદ તો સદા રહેશે,
જ્યાં સુધી જીવ મારા તનમાં છે.
સહ કાજેજ જીવ અર્પીશું,
એ વિચારો હવેતો મનમાં છે.
મુજ હૃદયમાં રહો બની મેદમાં,
પુષ્પની આબરૂ ચમનમાં છે.

છે ફતેહ તેની સર્વદા "આશિક"
સત્યની જ્યોત જેના મનમાં છે.

"આશિક" (વડોદરા)

૧૨

ઊર્મિ તારથી હું જીવું જીવન
મારૂં જીવન મરણ કવનમાં છે.

ચિતરંજન પુરોહિત

---

# સિદ્ધિ.......ના.......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૨૪

સંગીત એવું હોવું જોઇએ, જે આપણને ચેતના આપે. એકુતનાં હાતરડા ને શરીર સીપાહીની તલવાર જેવું પાણીદાર બનાવી દયે. ઇન્સાનની ઠરી ગએલી શક્તિઓ જાગ્રત કરે, સંગીતનાં પ્રત્યેક સુરનાં ઉતાર ચઢાવ દ્વારા સાફલ્યનાં સન્માર્ગો દેખાતા થાય. સંગીત આત્માને માત્ર ડોલાવે જ નહિ પણ અંતર ચક્ષુઓને પણ ઉઘાડી નાખે. એવા સંગીતને સાચા સંગીતની ઉપમા આપી શકાય. ઇકબાલનું રૂદન પણ ચીનગારીઓથી ભરપૂર છે.

૨૫

આપણા ઉપર થતા અત્યાચારો માત્ર અફસોસ જાહેર કરવાથી અટકતા નથી, પણ સામાન ન્યાય જીતવા માટે શક્તિ કેળવવાની જરૂર છે. પ્રથમ પોતે સશક્ત થઇ પછી સમસ્ત સમાજની શક્તિ કેળવવી પડે છે, અને આટલું થયા પછીજ જુલમીઓનાં જુલ્મોનો અંત આણી શકાય છે.

૨૬

બ્હીકણ, મૃત્યુ પહેલાંજ અનેકવાર મરણ પામે છે.

૨૭

જ્યાં સુધી તમારામાં નબળાઇનું અસ્તિત્વ રહેશે, ત્યાં સુધી તમો કમ્બખ્તજ રહેશો, તમારી નબળાઇનો દુરૂપયોગ થતોજ રહેશે, તમારી ફરીયાદો પણ જગત સાંભળશે નહિ, માટે નબળાઇને સમૂળ ઉખેડી નાખો,, બલ્કે, અલ્લાહ સિવાયની બ્હીક આપણા માટે હરામ છે.

૨૮

જે માણસ સ્વયં પોતાની કિંમત પીછાણી શકે છે, તે જગત યોગાનમાં ભાગ્યેજ નિષ્ફળ નીવડે છે.

૨૯

અલ્લાહની તાબેદારી સ્વીકારનારને નિરાશા અડકી શકતી જ નથી, તેને બીજી કોઇ પણ શક્તિ ડરાવી શકતી નથી. અલ્લાહનો સેવક ભયમુક્ત બને છે.

૩૦

સવાલ કરવો અર્થાત ભીખ માગવી એ માણસની નબળાઇમાં અસાધારણ ઉમેરો કરનાર વસ્તુ છે. ભિક્ષુક શરીરે ગમે તેટલો સશક્ત હોય, છતાં તે પોતાને નબળો પેખે છે. પ્રયત્ન વિના પ્રાપ્ત થએલી એકંદર વસ્તુઓનો ભિક્ષામાં સમાવેશ થઇ જાય છે, તે એ દ્રષ્ટીએ પુત્રે પણ પિતા પાસેથી અપાતું મેળવી લેવાની આશા સજી દેવી જોઇએ.

૩૧

સંભવિત એવા એકંદર કાર્યોને અનુકરણ અસંભવિત બનાવી નાખે છે, અનુકરણમાં મરણ છે, આત્મ વિશ્વાસ કેળવી પોતાની શક્તિઓનાં આધારે આપણે પ્રત્યેક કાર્ય આદરવું જોઇએ. અસંભવિત જેવું કાંઇ છેજ નહિ. એમ મક્કમતાપૂર્વક મોની ડીક્ષનમાં અંકાવી દેવું જોઇએ

૩૨

જાણવાની અને અવનવા શોધખોળ કરવાની જે ઇન્સાનમાં તમન્ના નથી, તે ઇન્સાન

પણ સમાન લેખી શકાય. ઇન્સાન અને હયવાન વચ્ચે એકજ તફાવત છે, તે એ કે ઇન્સાન બુદ્ધિદ્વારા અનેક અવનવા પ્રયોગો કરી શકે છે, જ્યારે હયવાનને એવા કશાયે પ્રયોગો માટે બુધ્ધિ હોતી નથી.

૩૩

માનવ જીવનની જવાબદારીઓ ન ગણી શકાય તેટલી છે. આપણી ફરજો અખુટ છે, જીવનનાં છેલ્લા શ્વાસ સુધી સતત પ્રયત્ન કરનાર પણ એને પહોંચી વળવા અશક્ત છે, જ્યાં યથાશક્તિ ફરજો અદા કર્યે જવી એમાંજ આપણા જીવનની સાર્થકતા રહેલી છે.

૩૪

આશાવાદી ઇન્સાન પણ નિરાશાવાદીના સતત સંસર્ગથી નિરાશાવાદી બને છે, માટે આપણે બનીકણુ કે નિરાશાવાદી હોય તેવાઓથી હમેશાં દુરજ રહેવું જોઇએ. સાહસિક, આશાવાદી અને મહત્વકાંક્ષી મિત્રો સાથેજ મૈત્રી સાધવા મથવું જોઇએ.

૩૫

અમલ એ એકજ એવી વસ્તુ છે, કે જે પ્રત્યેક વસ્તુને નવેસર જન્મ આપી જીવાડે છે. અમલનાં અંત સાથેજ પ્રજાઓની પાયમાલીની શરૂઆત થાય છે. આપણે પણ જ્યાં સુધી કર્તવ્ય પાલન કરી રહ્યા હતા ત્યાં સુધી જગતમાં આપણી બોલબાલા હતી. કર્તવ્યશૂન્ય થયા ત્યારથી આપણી અવનતિ વધી રહી છે. જો આજે તો આપણુને કર્તવ્ય સાથે કશોજ સંબંધ રહ્યો નથી. પરીણામે છેક મૃત્યુનાં મ્હોમાં આવી પડયાં છીએ.

૩૬

આપણી આજની અવદશા અજ્ઞાન વૈરાગ્યને અપાવનાર સુફીઓ ત્યા હિન્દનાં ઐયાશ બાદશાહોને પણ આભારી છે, મુસ્લિમોનું અધઃપતન એ સુફીઓ અને બાદશાહો દ્વારા પણ ઓછું થયું નથી. ઔરંગઝેબ (૨૦) જેવા જાતે મજુરી કરનારા થોડાક શહેનશાહો બીજા થયા હોત તો આપણી આજની અવદશા થવા પામીજ ન હોત.

૩૭

આપણા કવિઓનાં અંતર પણ કમનસીબે આશા અને આત્મ વિશ્વાસનાં પ્રકાશ વિહોણાં છે, એમનાં કાવ્યો પણ વિશેષતઃ ભય, નિરાશા અને મૃત્યુના વિચારોથીજ ભરપુર છે. આપણી ફરજ એ છે કે જેમનાં કાવ્યો આપણુને પ્રેરણા આપવાને બદલે અધોગતિની ઉંડી ખીણ પ્રત્યે દોરવી જતા હોય, એવાં એકંદર કાવ્યો ઉપર તત્કાળ દીવાસળી મુકી દેવી જોઇએ.

૩૮

મુસ્લિમ સમાજને સદા અંધકારમાં રાખી પોતે શક્ય તેટલું માણી લેવાને ટેવાયલો મુલ્લાં વર્ગ પણ હવે ન જોઇએ. મુસલમાનો માટે તો દુન્યા છેજ નહિ એને તો મૃત્યુ પછી સ્વર્ગમાં બધુંયે મળી રહેવાનું છે, એવી વાહીયાત વાતો કરી પોતે વધુમાં વધુ સાધન સંપન્ન થવામાં પાવરધા એવા એ મુલ્લાં વર્ગે મુસ્લિમોને અસાર આગમય ઠીકઠીક નીચોવ્યા છે. પોતે મુસ્લિમ હોવા છતાં બીજાઓને સ્વર્ગનો હવાલો આપી રહેલા એ મુલ્લાંઓ જાતે શા માટે સ્વર્ગના આધારે જીવતા નહિ હોય એ એક પ્રશ્ન છે! અજ્ઞાન મુસ્લિમોની અજ્ઞાનતાનો દીનેહા દરદનાં નામે લઇ શકાય તેટલો લાભ લેવામાં મુલ્લાં વર્ગ પછાત નથી. જો આ દુન્યા મુસ્લિમો માટે ન હતી, તો અલ્લાહે મુસ્લિમોને અહિયાં મોકલ્યાજ શા માટે? અને દુન્યા જો ખરેખર મુસ્લિમો માટે નથી, તો પછી મુલ્લાંઓ કે જેઓ પોતે પણ મુસ્લિમોજ છે, તેમને આ દુન્યાનો આટલો

બચો મોહ શા માટે ?, સમય એવો આવી ગયો છે, કે આડકતરી રીતે આપણું શોષણ કરી રહેલા એકંદર વર્ગોને આપણે સ્વયં જાગૃત થઇ, સદાને માટે પાણીચું આપવું જોઇએ. ઇસ્લામનો પ્રત્યેક અનુયાયી, વ્યાપારી, સિપાહી, કાઝી અને જેની પણ આવશ્યકતા જણાય તે થઈ શકે છે, તો પછી મુલ્લાંઓ ની મોહતાજી શા માટે ?

૩૯

ભિક્ષાનો પ્રતિબંધ આજે બિન ઇસ્લામી દેશોમાં પ્રચલિત છે, ઇસ્લામમા ભિક્ષાને સ્થાનજ નથી, ખાસ કરીને સાબુત કાઠ્ઠ બાંધવાં વાળાઓ માટે તો સદતર હરામ છે, છતાં હિન્દમાં કમનસીબ મુસ્લિમો આજે પોતાના છોકરાંઓની પણ દરકાર કર્યા વગર આવા લાખો ખડતલ ભિક્ષુકોને ઉત્તેજન આપે છે ! દાનના પ્રકારતો અનેક છે, પણ દાનની શરૂઆત પોતાને ત્યાંથી થવી જોઇએ મજુરી કરીને ભાખરી મેળવી શકે એવા ખડતલ શરીરવાળાઓને દાન આપી વધારે આળસુ, વધારે પરવશ અને વધારે નમાલા બનાવવા એ ઓછું પાપ નથી હકદાર ન હોય એવાઓને દાન આપવું એ ભયંકર ગુન્હો છે. ઇસ્લામમાં ઝકાત અને બયતુલમાલની સુંદર અને સંપૂર્ણ વ્યવસ્થા વાળી યોજનાઓ હોવા છતાં, મુસ્લિમો આજે ચીનો ચુકયા છે. તંદુરસ્તને ખેરાત આપવી, એને પોષવા, એ સમાજની આર્થિક સ્થીતિનું ખંડન કર્યા બરાબર છે. વ્યવસ્થિત યોજનાં દ્વારા યોગ્ય માર્ગે પાઇ પૈસો અપાય એજ સાચું દાન છે, એમાંજ સમાજની સિદ્ધિ રહેલી છે રીતસર ભિક્ષાનો ધંધો લઈ બેઠેલા, અને પ્રત્યેક સોમવારે પોત પોતાનાં વતન મનીઓર્ડર કરનારા ભિક્ષુક ધંધાદારીઓને અપાયેલું દાન આપણને સ્વર્ગમાં નહિ પહોંચાડી શકે, માટે મુસ્લિમ બિરાદરોએ આવી વેવલી વ્યર્થ એળે જનાર ખેરાત કરતાં સત્વર અટકવું જોઇએ.

૪૦

"નટશે" દયાને વખોડે છે. તેનો મત છે, કે દયાજ ઇન્સાનનું ચેતન હરી લ્યે છે, દયાથીજ માણસ અન્યનાં આધારે જીવવાને ટેવાઇ જાય છે, દયાજ પ્રમાદની જનેતા છે, દયા પરવશતા પોષે છે, દયા સાહસિકવૃત્તિને મારી નાંખે છે, અન્યની દયા ઉપર જીવનાર માણસનું પાણી મરી જાય છે, તે એક ઠેકાણે કહે છે કે "મને કાંઇ ન પુછો કે દયાએ જગતને કેટલું નુકસાન પહોંચાડયું છે. મારી માન્યતા તો એજ છે, કે અયોગ્ય દયા કરતાં અધિક હાનીકરતા વસ્તુ જગત ઉપર અન્ય એકેય નથી. જગતમા અયોગ્ય દયા દાખવનાર દયાળુ મૂરખાઓએજ માનવ જગતનું સહુથી વધુ નખ્ખોદ વાળ્યું છે. ધિક્કાર છે તે લોકોને કે જેમણે જગતની સર્વોત્તમ વસ્તુઓ ત્યજીને માત્ર અન્યની દયા ઉપર જીવવાનું સ્વીકાર્યું છે." દયા માટે ખાસ કરીને અયોગ્ય દયા માટે ઘણુંયે લખી શકાય છે, અયોગ્ય દયા શું છે તે નીચેની પંકતિ ઉપરથી જાણી શકાશે

"અફવ મેઅ સરદીયે ખૂને હયાત;
સકતએ દર બયત મૌતને હયાત."

અને કુર્આને હકીમ પણ અયોગ્ય દયાને વખોડી કાઢે છે, અયોગ્ય દયા કરતાં બદલો દેવા-લેવાનું ઉત્તમ છે.

"વલકુમ ફિલ કિસાસે હયાતિ યા ઉલીલ અલબાબ." અર્થાત અય અકલ-મ દો ! કિસાસ ઔર બદલે મેં તુમ્હારે

લીયે ઝિન્દગી ઔર ઝિન્દગી કે સાથ ઇઝ્ઝત હુય.

યોગ્ય બદલાનું ઉત્તમ દ્રષ્ટાંત શહેનશાહ જહાંગીરના ઉજ્વળ જીવનમાંથી નથી મળી આવતું? દયાનું હોવું ઉત્તમ છે, પણ અયોગ્ય દયાનું અસ્તિત્વ માનવ જગત માટે અતિ હાની કરતાં છે. મુસ્લિમો 'અયોગ્ય' દયાથી અળગા રહે એ ઇચ્છવા યોગ્ય છે.

૪૧

એક વાત ભૂલવી ન જોઇએ તે એ કે આપણે વ્યકિતગત પોતાની જાત ઉપર કે પોતાની શકિત ઉપર વિશ્વાસ રાખવો જોઇએ પોતાને નબળો ગણી પોતાની જાતને અન્યના હવાલે કરી દેવી ન જોઇએ પણ જગતના પ્રવાહો સાથે ટક્કર ઝીલવા તત્પર થવું જોઇએ.

૪૨

આપણી ઉન્નતિ અવરોધો સાથે બાથ ભીડવામા સમાએલી છે, નહિ કે પ્રતિકુળતાઓને ન ચાહવું, એ પણ એક જાતની નબળાઇ છે. મુસ્લિમો હતાશ થતા જાય છે, જ્યારે અન્ય પ્રજાઓઃ—

"અગ્યાર તો દુન્યા હંય ઉડાએ હુએ સરપર ; હમ બયઠે હય ઈસ તરહ કે ઉડતા નહિ સરબી"

૪૩

પ્રત્યેક સંજોગોમાં પોતાનાં બળ ઉપર ઝઝુમવામાંજ માનવ જીવનની સાર્થકતા છે. જીવનનો સાચો આનંદ, પૂર્ણ લહાવો અને સંતોષ પણ સ્વબળે આગળ ધપવામાંજ સમાએલો છે. સ્વમાન પ્રિય યુવક અન્યનાં આધારે જીવે, એ એમના માટે શરમ ભરેલું ગણાય.

૪૪

"નટશે" કહે છે કે તમારે કોઈ ઉચ્ચ સ્થાને પહોંચવું હોય, તો તમો પોતે જાતેજ પહોંચવાનાં પ્રયત્નો કરો, ક્યાંક એવું ના થાય કે બીજો કોઇક તમને ઉપાડીને ત્યાં પહોંચાડી દે.

[અપૂર્ણ]

# બાલ્કન પચાવવા માટેનો પ્રચાર

## નાઝીઓની ભયત્રાસ ફેલાવવાની તરકીબ પર પ્રકાશ

લેખક : ઈબ્રાહીમ હાજી મહમદ મીસ્ત્રી.

**બાલ્કનના** અનેક અગત્યના દેશો જર્મનીએ પચાવી પાડ્યા છે યુગોસ્લેવીઆ અને ગ્રીસ જર્મનીનો જબરદસ્ત મુકાબલો કરી હાર પામ્યા, જ્યારે બીજા કેટલાક દેશો તેની સામે ટક્કર ઝીલી શક્યા નહિ. આ દેશો ઉપર આક્રમણ કરવા પૂર્વે નાઝીઓએ જબ્બર પ્રચાર કર્યો હતો. એમણે ચોમેર જાસુસી જાળો પાથરી દીધી હતી અને તરેહવાર અફવાઓ વહેતી મૂકી હતી.

બેલગ્રેડમાં લાવણ્યમયી જર્મન નર્તિકાઓ પરદેશી પરોણાઓને પોતાના યૌવનના જાદુથી આંજી નાખતી અને તેમની પાસેથી કાંઈક રહસ્યમય વાતો સાંભળવા કાન માંડતી.

કેટલીક હોટલોમાં નાઝી નોકરડીઓ ઘેરા-કોની ગેરહાજરીમાં "બેગો" તપાસતી અને તેમાંથી કાંઇ બાતમી મળતી તો તે પોતાના જર્મન મેનેજરોને પૂરી પાડતી.

રૂમાનિયાના પાયતખ્તમાંનું ટૂરીસ્ટ બ્યુરો તો નાઝી કાવતરાઓનું કેન્દ્ર બની ગયું હતું. અહિં-મહિનાઓ સુધી જર્મની કાવાદાવા કરી રહ્યું હતું એમના એ કાવાદાવા ફળ્યા, એમાં કશો સંદેહ નથી.

સોફિયામાં નાઝીઓએ એવો પ્રચાર કર્યો કે, બ્રિટનમાં કમ્યુનિસ્ટો બળવો જગાડી અંધાધૂંધી ફેલાવી મૂકશે. બુલ્ગેરીઆમાં એવો પ્રચાર કર્યો કે, "બ્રિટન લડાઈથી ભારે ચિંતા અને મુંઝવણમાં પડી ગયું છે અને તે કોઈને મદદ કરી શકે એમ નથી. ઝેકોસ્લોવેકિયાએ કુરબાનીઓ આપી અને પોલેન્ડને કશી મદદ મળી નહિ" આ વાત ભારે ભારપૂર્વક જણાવવામાં આવતી.

નાઝી પ્રચાર માટે સીનેમાઓનો પણ પુષ્કળ ઉપયોગ કરવામાં આવેલો. શહેરો અને કસ્બાનાં છબી ગૃહોને ફ્રાન્સમાંના હિટલરના વિજયની ફિલ્મો મફત પૂરી પાડવામાં આવી અને જંગી નાઝી વીમાનોની કતારો, પોલાદી ટોપલાંઓ પહેરી કૂચ કરતા બળકાય નાઝી સૈનિકો, રાક્ષસી જર્મન તોપો અને ટેન્કોનાં દ્રશ્યોની અભણ અને યાંત્રિક પ્રગતિથી બેખબર એવા ગ્રામ્યજનો ઉપર ભારે અસર થઇ હતી.

હવાઇ યુદ્ધના બનાવટી ફોલપટોમાં સ્વસ્તિકનાં ચિન્હોવાળાં હવાઇ જહાઝો દબેશાં બ્રિટીશ વિમાની કાફલાને હરાવતાં દેખાતાં. એજ પ્રમાણે નાઝી યુ-બોટોનાં પરાક્રમોની બનાવટી ફિલ્મો પણ પુષ્કળ પ્રમાણમાં પૂરી પાડવામાં આવી હતી.

સેંકડો રૂમાનિયન, જ્યુગોસ્લાવ અને બલગેરીઅન વિદ્યાર્થીઓને ઓલીમ્પીક સ્ટેડિયમ, હિટલરની નવી ચાન્સેલરી, મોટરના રસ્તાઓ અને સીગફ્રીડ લાઇન દેખાડવામાં આવ્યાં હતાં. આ વિદ્યાર્થીઓ અંજાઈ ગયેલી હાલતમાં પોતાના વતન પાછાં ફર્યાં હતાં અને જર્મનીની પ્રગતિની વાતોનો પ્રચાર કરવામાં મદદરૂપ થઇ પડ્યા.

તટસ્થ પત્રકારો ઉપર નાઝીઓએ નાજુક જાતિની અસર અજમાવી જર્મન સ્ત્રી પત્રકારો

એવા પત્રકારો સાથે મૈત્રિ બાંધી તેમને પોતાની મોહજાળમાં ફસાવવા યત્ન કરતી. જર્મન અખબારોને નાઝી સાધનો મારફત તૈયાર બ્લોકો અને લેખો મળતા અને તેઓ જર્મનીના વિજયના મોટાં મથાળાં કરવા લાગ્યા. આ લોકો જર્મનીના પરાજય, દાખલા તરીકે બનાવોનો કશો ઉલ્લેખ કરતાજ નહિ. બ્રિટીશ ફાઇટરોએ "અલ્તમાર્ક"ને અટકાવી તેમાંના બ્રિટીશ કેદીઓને બચાવી લીધા, એ બનાવની કશી નોંધજ લેવાઇ નહિ. જ્યારે જર્મનોએ બ્રિટીશ ડીસ્ટ્રોયર "ડરીંગ"ને આગી ડૂબાડી દીધી તેના સમાચારોને જર્મન અને તટસ્થ પત્રોએ વિશેષ મહત્વ આપ્યું હતું. આ સમાચારો જર્મન ફ્રી ન્યૂઝ સર્વીસો તરફથી તેમને પૂરા પાડવામાં આવ્યા હતા.

આમ છતાં અંગ્રેજોની બાજુ જોનારાઓ પણ છે. તેઓ આકાશ વાણી મારફત એ સમાચારો ઝીલી રહ્યા છે. છાપાંઓ ખરીદી વાચવાનું ગરીબ માણસોને પરવડતું નથી. વિલાયતના પત્રોની કીંમત મોંઘી પડે છે. અને જર્મન અખબારો પોતાનાંજ બણગાં ફૂકતાં હોવાથી બાલ્કનવાસીઓ એ પત્રોના સમાચારોને ઝાઝા વજનદાર ગણતા નથી.

જુગોસ્લેવીયાનું મહાન જર્મન પત્ર "Morgenblatt" એ દીનાર એટલે કે એ પેન્સની કિંમતે વેચાય છે, જ્યારે લંડનનું એક વર્તમાનપત્ર ફ્રાન્સના પતન પહેલાં છ થી બાર દીનારે વેચાતું હતું. ફ્રાન્સનાં પતન પછી બ્રિટીશ અખબારો મળવાં મુશ્કેલ થઇ પડ્યાં છે.

સામાજીક મેળાવડાઓનો લાભ લેવાનું નાઝીઓ ચૂકતા નહિ. બેલગ્રેડના એક નાઝી પ્રધાન કોકટેલ પાર્ટીઓ આપતા અને એમના પત્ની જુગોસ્લાવ અને જર્મન સંસ્કૃતિ વચ્ચેનું સામ્ય દાખવતાં પુસ્તકોની શોધમાં પુસ્તકાલયોમાં ફરી વળતાં. નાઝી પ્રચાર માટે આવા અનેક સામાજીક સમારંભો યોજાયા હતા.

આ મુત્સદ્દી મંડળથી પણ ચઢી જાય તેવા જાસુસી કરનારા જર્નાલીસ્ટોની એક ફોજ બાલ્કનમાં ફરી રહી હતી. એમાં જાણીતા જર્મન સોસ્યાલીસ્ટ પત્ર Vorwaerts નો ખબરપત્રી હેર-લાઇફ તો દાદાગીરીથીજ કામ લેતો. એ તટસ્થ અખબારોના અધિપતિઓને જઇને ધમકી આપી આવતો અને પોતાનું ધાર્યું કરાવતો.

ફ્રેન ઓડલર નામની જર્મન બાનુ પત્રકાર તો એટલી બધી બાહોશ છે કે તે જરૂર પડતાં નાઝી નીતિને અનુસરતા સડસડાટ અગ્રલેખો લખી આપે છે.

જર્મન પ્રચાર ખાતાના પ્રધાન ડૉ. ગોબલ્સે એ સ્ત્રી પત્રકારનાં કાર્યની પ્રસંશા કરી છે અને તેને અડધો ડઝન જેટલાં મદદનીશો પૂરાં પાડ્યાં હતાં.

આજના જમાનામાં પ્રચાર કેટલો અગત્યનો ભાગ ભજવે છે, તેનો આ ઉપરથી ખ્યાલ આવી શકે છે જર્મની જો મહિનાઓ પહેલાં આટલો જબ્બર અને અવિરત પ્રચાર કરી ભયત્રાસની લાગણી બાલ્કનવાસીઓમાં ફેલાવતે નહિ, તો બાલ્કનના આટલાં રાજ્યોને વીશી સરકાર સાથે જોડી દેવામાં તેને લોખંડના ચણા ચાવવા પડતે.

મુસ્લિમો પ્રચારની ઉપયોગિતા ક્યારે સમજશે?

(ફિલ્મ)



આકડેસાર "ઝાર" રાંદેરી.

**ઝાર પીલ્સ**—આ ગોળીઓ ઘણા લાંબા અનુભવ પછી જાહેરમાં મુકી છે. કોઇ પણ કારણે ગુમાવેલી શારીરિક, માનસિક, દરેક શક્તિઓને પાછી મેળવવામા તેમાં ખાસ કરી મરદામ માટે છેવટનો ઉપાય કહીએ તો જરાયે અતિશયોક્તિ નથી. અતિ સ્ત્રી સમાગમ, કુટેવ, કે ગમે એ કારણે ગુમાવેલું પુરૂષત્વ (મર્દાઇ) પાછું મેળવવામાં અમારા લાંબા અનુભવમાં આજ સુધી એનાથી અકસીર ઉપાય એકે આવ્યો નથી. બેજ દિવસમાં જિર્યાન, પાચનશક્તિ, રૂકાવટમા પણ પોતાનો ગુણ બનાવવો શરૂ કરે છે. અને શરીરમાંથી સુસ્તી, ઢીલાપણું, કમર, માથા, સાંધા અને રગોના દુઃખાવાઓને દૂર કરે છે. એમાં કસ્તુરી, અંબર અને સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ હોવા છતાં માત્ર પબ્લિકના લાભાર્થે ૩૨ ગોળીઓની કીમત રૂા. ૧-૦-૦. પોસ્ટ ખર્ચ જુદો.

**ઝાર તિલા**—આ તિલામાં સર્વથી વધુ ખૂબી તો એ છે કે એના ઉપયોગથી કોઇપણ જાતની જલન કે ફોલ્લીઓ થતી નથી. તેમ એને લગાડી પાન કે પાટો બાંધવાનીયે અગત્ય નથી. મસળતાંજ ચામડીમાં ઘુસી જાય છે. રગોની નબળાઇને દૂર કરવામાં આ તિલો ખરેખર ચમત્કારી છે, હજારો રૂપીઆ ખર્ચે જે લાભ ન મળે તે લાભ માત્ર અઢી રૂપીઆના મળી શકાય છે. કીમત ૨-૮-૦ (અઢી) પોસ્ટ ખર્ચ જુદો.

**આનંદ રસ**—આ, વિચિત્ર તિલો મર્દાઇ અને ઇમ્સાક (વીર્ય સ્તંભન) માટે ખાસ છે. ગરીબોને ખાસ લક્ષમાં રાખીને આ ફકીરો નિશો જાહેરમા મુક્યો છે. એના ઉપયોગથી ખાસ જગ્યામાં સખતી અને ઇમ્સાકમાં બેવડો વધારો થાય છે કીમત ડબ્બીનો રૂા. ૧) પોસ્ટ ખર્ચ જુદો.

**મુકવ્વી વ મુમ્સિક**—કસ્તુરી, અંબર, સોનાની ભસ્મ જેવી કીમતી વસ્તુઓ વડે તૈયાર કરવામાં આવેલી આ દવા ઇમ્સાક અને મર્દાઇ માટે અજોડ છે. જિર્યાન, (ધાતુસ્ત્રાવ) ઇહતિલામ, (સ્વપ્નદોષ) તેમજ વીર્ય વિકારની દરેક ફર્યાદો આ દવા માત્ર બેજ દિવસમા દૂર કરે છે. શોખીનો માટે આ દવા ખાસ છે. એક તોલો દવા બાર દિવસ ચાલે છે. કીમત તોલા એકનો રૂપીઓ એક, પોસ્ટ ખર્ચ, જુદો.

**દવાએ સુઝાક**—આ પીવાની દવા છે. ગમે એવા નવા કે જૂના પરમિયાને મટાડે છે. હજારો માણસો સારા થયા પછી આ દવા પબ્લીક સનમુખ ધરો છે. એક શીશી સાત દિવસ ચાલે છે. સાધારણ બીમાર માત્ર એકજ શીશીમાં સારો થઇ શકે છે. ગમે, એવા જુના પરમિયાને માત્ર બે શીશી કાફી છે. ઇન્જક્શનો દરેક પોતાનું ભવિષ્ય બરબાદ ન કરતાં એક વાર આ દવા લેવા અમારી ભલામણ છે. કીમત શીશીનો રૂપીઓ દોઢ, પોસ્ટ ખર્ચ જુદો. (રૂબરૂમાં પરમિયાનો શર્તીયા ઇલાજ કરીશું)

હિન્દ બહારથી મંગાવનારાઓએ બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર Manager, The Rander Unani Pharmacy : ના નામે મોકલવો. ફાર્મસીમાં મળતી દરેક દવાઓનું સૂચિપત્ર મુફત મોકલવામાં આવશે.

લખો અથવા મળો :

મેનેજર **ધી રાંદેર યૂનાની ફાર્મસી**

રાંદેર, Rander, Dist. Surat.

આફ્રીકાના એજંટ:-Union Printing Works 91, Victoria Street, Durban (Natal)




જર્મન વિદ્વાન ફૉન ક્રેમર કૃત 'ખુલફાના સમયની પૂર્વની' સંસ્કૃતિનો 'ઇતિહાસ'ના એક પ્રકરણનું ભાષાંતર.

—ભાષાંતરકર્તા:—

## સાલેહ બકીલી સાહેબ

—[ ગયા અંકથી ચાલુ ]—

તે જમાનાના અરબોના ઇલ્મ શૌક અને ઉત્સાહ અને ઇલ્મી ચર્ચાઓનો પ્રકાશીત પહેલુ એ છે, કે તે સમયે તમામ અરબી દેશોમાં કિતાબોનો શૌક વધતા વધતા ઘેલછાની હદે જઇ પહોંચ્યો હતો. ઇન્દલુસ ( સ્પેન )માં પુસ્તકો અને પુસ્તકાલયોનો શૌક, ઇસ્લામી દેશોના મુખ્ય કેન્દ્ર ઇરાક કરતાં કોઇપણ રીતે કમી ન હતો. તે સમયે સ્પેનમાં વિદ્યાકળા અને પુસ્તકોનું સૌથી મહાન કેન્દ્ર કુર્તુબહ (કારડોવા) હતું. મશહૂર છે કે, જો સ્પેનના કોઇ દૂરના મુકામે પણ કોઇ વિદ્વાન મૃત્યુ પામતો, તો તેના પુસ્તકો વેચવાને માટે કુર્તુબહ મોકલી દેવામાં આવતા હતા. ("મુકરી"—જિ. ૧, પા, ૭૬)

એક આલિમે નિચે પ્રમાણેનો બનાવ બયાન કર્યો છે જે, એટલો બધો અર્થમય છે, કે તેને અત્રે બયાન કરવો દિલચસ્પી રહિત નહિં થશે. તે લખે છે કે:—

"હું કુર્તુબહમાં થોભેલો હતો અને એક ખાસ કિતાબની શોધમાં,—જેની મને ઘણી જરૂરત હતી. લાંબા સમયથી કુતુબ ફરોશોની દુકાનો ઉપર ભટકતો ફરતો હતો. અંતે મેં એ કિતાબની એક ઘણીજ સારી લખેલી પ્રત વેચાતી જોઇ, હું ઘણોજ ખુશ થયો અને મેં તેની વ્યાજબી કીંમત લગાવી, પણ દુકાનદાર દરેક સમયે પોતાના કોઇ ગ્રાહક તરફથી મેં કહેલી કીંમત કરતાં વધુ બોલતો રહ્યો; હું પણ દરેક વખતે હિંમત કરીને કીમત વધારતો રહ્યો. એટલે સુધી કે કીંમત, કિતાબની અસલી કદરથી ઘણીજ વધારે વધી ગઇ. મેં દુકાનદારને કહ્યું જો અયોગ્ય નહિં હોય તો જે શખ્સે મારા મુકાબલામાં કિતાબની કીમત

પ્રચલિત હતો, અને એજ ખતમાં આમ રીતે કુર્આન શરીફ લખાવા લાગ્યા. ("ફિહરિસ્ત." પા. ૮)

મામૂનની ખીલાફતમાં જ્યારે વિદ્યાકળાની કિતાબો લખાવા અને ભાષાંતર થવા લાગી અને તેના વ્યાપારે પ્રગતિ કરી, ત્યારે તેની સાથે સાથે 'લેખનકળાને ખુશનુમા' બનાવવા ઉપર પણ લક્ષ આપવામાં આવ્યું. પ્રખ્યાત રાજ્યનીતિજ્ઞ અને વિદ્વાન ઇબ્ને મકલ્લા (મૃત્યુ હિ. સ. ૩૨૮ ઇસ્વી ૯૪૦) એ અરબી મૂળ અક્ષરોને ગોળ અને ખૂબસુરત બનાવવા" ઉપર ખાસ લક્ષ આપ્યું. તેણે અક્ષરોને આપસમાં જોડવાની એક નવી રીત શોધી કાઢી અને અંતે મશહૂર ખુશનવીશ ઇબ્ને બવ્વાબ (મૃત્યુ હિ. સ. ૪૨૩=ઇસ્વી ૧૦૩૨) એ અક્ષરોને ગોળ અને જોડવાના કાર્યને સંપૂર્ણ કરીને મૂળ અક્ષરોની સુંદરતાને પૂર્ણતાએ પહોચાડી દીધી. પ્રખ્યાત ખત્તાત યાકૂત (મૃત્યુ હિ. સ. ૬૧૮=ઇસ્વી ૧૨૨૧). એ—જે ઇબ્ને બવ્વાબ પછી થયો છે. આ ખતમાં ઘણી વિખ્યાતી મેળવી. અક્ષરોના મરોડના આ ફેરફારનો અસર સ્પેન ઉપર પડયો નહિ કેમકે આ દેશ મુખ્ય કેન્દ્રથી દૂર હતું; ત્યાં એક ખાસ ખત પ્રચલિત હતો જે આજ સુધી પશ્ચિમ આફ્રિકામાં ચાલુ છે આ ખત પ્રાચિન હોવાને કારણે કદરૂપો રહી ગયો. ("ઇબ્ને ખલદુન" મુકદ્દમા જિ. ૨, પા-૩૩૯)

પાછલા સમયમાં બીજા પણ જાતજાતના ખત શોધાયા; પરંતુ શુદ્ધતાની રૂએ "તઅલીક" ને બધા ઉપર સરસાઇ હતી. એ પછી "નસ્તઅલીક" હતો, જેનું હાંસિલ કરવું કંઇક મુશ્કેલ હતું. આ ખત આજે આમ રીતે પ્રચલિત છે,

આ વિષય ઉપર કંઇ વધુ લખવાની આવશ્યકતા નથી છતાંઆ બયાન કરી દેવું ઝરૂરી જણાય છે કે, જોકે અરબોએ પોતાની સલ્તનતની પડતી પછી દરેક વસ્તુની પ્રગતિમાં પીછે હઠ કરી, પરંતુ ખુશનવીસી (સુંદર લેખનકળા) એવી છે, જે આજસુધી બરાબર ઉન્નતિ કરી રહી છે. મેં કાહિરહમાં મિસ્ટર અયરટોન (Ayrton) ના સંગ્રહમાં—જે ઘણું કરીને આજકાલ બ્રિટીશ ભેટગૃહમાં સુરક્ષિત છે—ઇબ્ને બવ્વાબ અને યાકૂતના હાથના લખેલા લખાણો જોયા છે. હું ટીકાની બ્હીક વિના કહી શકું છું કે કાહિરહના વર્તમાન ખુશનવીસ, ઇબ્ને બવ્વાબથી વધી ગયા નથી તો કમમાંકમ તેની બરાબર તો પહોંચી ગયા છે.

એક વાત યાદ રાખવા જેવી છે કે સામાન્ય રીતે જે કિતાબ જેટલી સુંદર અક્ષરોએ લખાયેલી હશે તેટલીજ વધારે તેની જોડણી અવિશ્વાશપાત્ર હશે. સૌથી વધુ ભૂલોથી તે કિતાબો પાક છે, જે ઉલમાના પ્રાચીન કદરૂપા અક્ષરોમાં લખાયલી મળે છે. આ ખરાબી અને કમઝોરી આ વાતને રોકી શકી નહિ કે સારા અક્ષરોએ લખાયલી કલમી કિતાબોને ખાસ અગત્યતા આપવામાં આવે. શાહી પુસ્તકાલયો અથવા દૌલતમંદોના સંગ્રહોમાં, સામાન્ય રીતે એનો ખ્યાલ રાખવામાં આવતો હતો કે ઝાહિરી શાનની કિતાબો ભેગી કરવામાં આવે. મુફલિસ ઉલમા અને વિદ્યાર્થીઓની એક મ્હોટી જમાઅત આ રીતે પોતાની આજીવિકા ઉત્પન્ન કરતી હતી અને પોતાની મહેનત મઝદૂરીથી કિતાબોના વ્યાપારને નફા અને રોનકમય બનાવવાના પ્રયત્નોમાં લાગેલી હતી. કિતાબો નકલ કરવી અને ખુશનવીસી બીજા ધધાઓ પ્રમાણે જિંદગી ગુઝારવાનું એક સારૂં સાધન બની ગયું હતું.

અત્તર સાઝી.

હમણા સુધી અમે માત્ર તે કળાઓનું વર્ણન કર્યું છે, જે ઝિંદગીના જુદા જુદા ભાગો માટે ખાસ અગત્યતા ધરાવતી હતી; પરંતુ વિવિધ કળાઓ અને વ્યાપારોને ધ્યાન કરતી વખતે અત્તર સાઝીના હુનરને ભૂલી જવો મ્હોટી ભૂલ કહેવાશે.

બનાવ એવો છે કે એશિયા વાસીઓને અત્તરો ઉપર ખાસ મોહ છે. આ કુદરતી શોક છેવટે ઝાહિર થયો અને સંસ્કૃતિમય જીવનની સંપૂર્ણતા માટે એના ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યું; કેમકે આ હુન્નરને ઉદ્યોગ સાથે ગાઢો સબંધ છે, જેથી આ પ્રસગે એને ઝરા સવિસ્તર વર્ણવો ઝરૂરી છે.

ઉષ્ણુકટિબંધની મરૂભૂમે, જેમાં અરબસ્તાન અને અન્ય અરબી દેશો આવેલા છે, ખુશબુ-દાર આ૦ કળ અને અત્તરવાળા પુષ્પોથી ..પૂર છે એનું કારણ સૂર્યની ઉષ્ણતા અને ઘણું કરીને ઝમીનના ખાસ પ્રકારના ભાગો છે, જે સુવાસિત વસ્તુઓને ઉત્પન્ન કરે છે. એજ કારણ છે કે અહિંયા ઘણા પ્રાચીન કાળથી એક મુખ્ય હુનર ચાલુ હતો અને એ બનાવ-ટોનો વ્યાપાર મ્હોટી અગત્યતા ધરાવતો હતો. અહિં માત્ર આ ઇશારો કરી દેવો કાફી છે કે પ્રાચીનકાળમાં ઉદ અને લોબાનને મ્હોટું માન પ્રાપ્ત હતું અને તેને પરદેશ ચઢાવવુ અત્યંત નફાવાળો વ્યાપાર હતો. (જુઓ. ફ્રસકી-ગરની ભૂગોળ, પ્રાચીક અરબ, ૧૮૭૫માં બર્લીનમાં છપાવલી)

યુનાન અને રૂમના વ્યાપારીઓનો આ વ્યાપાર ઉપર કબઝો હતો, જેથી અરબ વ્યાપારી-ઓ એનાથી તદ્દન વંચિત હતા; પરંતુ ખિલાફતની આલમગીર હુકૂમત સ્થાપિત થતાંજ અરબો એ આ વ્યાપાર ઉપર પૂર્ણ રીતે કબજો જમાવી લીધો અને જ્યારે કિયાસથી પણ દૂર ટુંક સમયમાં ઇસ્લામી સંસ્કૃતિ એક બુલંદ દરજ્જા ઉપર પહોંચી ગઇ, ત્યારે ખુશબૂઓ અને અત્તરોની ઝુરરત પહેલાં કરતાં વિશેષ વધી ગઇ.

ઇરાનના પ્રાંત ફારિસ અને ખાસ કરીને ખોઝિસ્તાનમાં જ્યાં જન્દે સાબૂરનો પ્રખ્યાત વૈદિક-મદ્રેસો હતો અને જ્યાં વૈદિક અને અન્ય વૈદિક વિદ્યાઓનો અભ્યાસ પ્રગતિની પૂર્ણતાએ પહોંચેલો હતો—ઘણી જલ્દી અત્તરો બનાવવાના હુનરને પ્રગતિ થઇ. આ વસ્તુઓમાં પ્રથમ દરજ્જો ઇરાનના ગુલાબના અર્કને પ્રાપ્ત થયો, એટલે સુધી કે આ અર્ક સ્પેન; ચીન અને હિન્દુસ્તાન મોકલવામાં આવતું હતું અર્કોમાં ખજુરના ફૂલોનો અર્ક, (માઉિલતલ્અ; જે આજ કાલ બસરામાં 'માઉિલકાદ' કહેવાય છે) ઝાફ્રાન, અને કયસુમનો અર્ક, અને બયદે મુશ્કનો અર્ક (માઉિલ ખલાફ) હતા.

એ ઉપરાંત માથામાં નાખવાના તેલો હતાં, જેનો વ્યાપાર અનહદ વધેલો હતો બયદે મુશ્કનું અત્યુત્તમ તેલ (દુહનુલ ખલાફ) મરાગાથી આવતું હતું, અને એટલું મોંઘું હતું કે એક મન (બે રતલ) તેલની કીમત દસ દીનાર થતી હતી. એના પછી બીજો દરજ્જો તે તેલનો હતો, જે ઇરાનના શહેર ગૌઝમાં તૈયાર થતું હતુ. ("ઇબ્ને હવકલ" પા. ૨૧૩) ઇરાનના એક બીજા શહેર સાબુરમાં અત્યંત ઉમદા ખુશબૂદાર તેલ બનતું હતું. કુફામાં ગુલે શબ્બુ અને ગુલે બનફશાનું તેલ સરસ તૈયાર થતું હતું. દારૂલ બજરિદથી પ્રખ્યાત તેલ "રઝાકી"

આવતું હતું. આ વસ્તુઓની જુરૂરત ખાસ રીતે એટલા માટે વધુ વધેલી હતી કે એશિયાના બાવરચી, (રસોઇઆ), ખુશબૂદાર અર્કો (અર્કે ગુલાબ, અર્કે બનફશા, વ.) ખાણાઓમાં નાખતા હતા, (આ બન્ને અર્કો ઠંડા પીણા તરીકે પણ પીવાતા હતા.) અને એમાંથી કેટલાક દવાઓના કામમાં પણ આવતા હતા. જેવાકે, રોગને ગુલ (દુહનુલ વર્દ,) રોગને બનફશા (દુહનુલ બનફસજ,) રોગને બયદેમુશ્ક (દુહનુલ ખલાફ,) રોગને યાસમીન અને રોગને ગુલે-શબ્બુ વી૰, એજ સ્થિતિ આમલાના તેલની હતી, જે વાળ વધારવા માટે, ખાસ કરીને ફાયદામંદ સમજવામાં આવતુ હતું. રોગને લીમુન (દુહનુલ ઉતરજ)નો પણ એજ મકસદથી તબીબો ઉપયોગ કરાવતા હતા. ("હબ્ને બયતાર" જિ. ૧, પા. ૪૪૬)

ખુશબૂદાર તેલો અને અત્તરો બનાવવાનો હુનર ઘણી જલ્દી તે તમામ દેશોમાં, જે અરબોની દેખરેખ હેઠળ હતા આમ થઇ ગયો હતો. કયવાનમાં—જે વર્તમાન સમયના ટયુનિસ પ્રાંતમાં આવેલું છે—અત્યુત્તમ "દુહનુલ કહવાન" તૈયાર થતું હતું. બયતુલ મુકદ્દસ (જેરૂસલેમ) માં એક વૃક્ષમાંથી, જે ત્યાંના પર્વતો ઉપર થાય છે, એક ખાસ પ્રકારનું તેલ બનાવતા હતા. શામ અને મિસ્રમાં નરગિસનું અત્યુત્તમ તેલ તૈયાર થતું હતું. ("ઇબ્ને બયતાર" જિ. ૨, પા. ૪૩૦.)

પહેલાં તો સ્પેનમાં ગુલાબજળ બહારથી આવતું હતું, થોડા દિવસ પછી ત્યાંના મુસલમાનો ગુલાબજળ મ્હોટા પ્રમાણમાં બનાવવા લાગ્યા. એક ઇન્દલુસી અરબે—જે ખેતીવાડી વિષેની એક કિતાબનો લેખક છે—ગુલાબજળ બનાવવાની રીત અતિ વિસ્તાર પૂર્વક બયાન કરી છે અને બતાવ્યું છે કે, તેને અબલવા, લવિંગ, ઝાફરાન અને મુશ્ક (કસ્તૂરી) ની મેળવણીથી વધુ તેજ કરી શકાય છે. ("ઇબ્ને અવ્વામ" જિ–૨, પા૰ ૩૮૦–૪૦૫ એજ લેખકે આસનું તેલ બનાવવાની રીત પણ લખી છે.)

ઉદ્યોગની આ શાખામાં અરબોની કારીગરીએ અંતિમ અને અસાધારણ ઉન્નતિ પ્રાપ્ત કરી લીધી હતી. મારો અંદાઝો છે કે જો અમે તેમનાથી આ હુનર શિખવાની કોશિશ કરીએ તો જે તકલીફ અમને તે મેળવવામાં ઉઠાવવી પડશે, તે ફાયદાના મુકાબલામાં કંઇજ નથી થોડાંક ખુશબૂદાર તેલોના નામ આ રહ્યા: જેમાંથી કેટલાક દવા અને કેટલાક માત્ર શૃંગાર માટે ઉપયોગમાં આવતા હતા,

દુહનુલ અઝીઝ, દુહનુલ નાસરીન, દુહનુલ બાબુન્જ, દુહનુલ ઝઅફરાન, દુહનુલ હિના, દુહનુલ નારદીન, દુહનુલ સફરજલ, વીગેરે. ("ઇબ્ને બયતાર" જિ–૧, પા. ૪૨૯–૪૪૫)

અત્તરો વી૰ બનાવવાની અને તેના વ્યાપારની પ્રગતિની આ પુરતી દલીલ છે કે નકલી અને હલકા અત્તરો ઘણા બનવા લાગ્યા હતા, જેવા કે સનોબરની લાકડીથી કાફૂરનું નકલી અત્તર બન્યું અને થોડા દિવસ ખૂબ વેચાયું. અને તે કયાં સુધી? થોડા દિવસમાંજ ખતમ થઇ ગયું. નકલી અત્તરોને ફરીથી પ્રસારવાની ઘણી કોશિશો કરવામાં આવી, પરંતુ તેમાં સફળતા મળી નહિ.

## ઇન્દલુસી અરબોની વિલાસ સામગ્રી

હુનર ઉદ્યોગની એ ભિન્ન ભિન્ન શાખાઓમાં અબ્બાસી ખિલાફતના આરંભ સમયમાં ઇરાક અને ઇરાન આગળ પડતાં હતાં અને તમામ બાઝાર ખાસ કરીને આજે એ પ્રાંતોના કબજામાં હતા. પછી જ્યારે પૂર્વ ખિલાફતની ખુરાફાતીને, ફિત્ના ફિસાદો અને માંદામાદેની

લડાઇઓએ બરબાદ કરી નાંખી, ત્યારે આમ વિલાસ વૈભવની વસ્તુઓની કારીગરીમાં સ્પેનને તેના કરતાં મ્હોટો દરજ્જો મળી ગયો.

એક અત્યંત વિશ્વાસપાત્ર ઇતિહાસકારે (ઇબ્ને ખલ્દુને) પોતાના સમયના સ્પેન વિશે બયાન કર્યું છે કે "આ દેશના રહેવાસી અરબો વિલાસ વૈભવ અને આનંદી સ્વભાવમાં ઉંચો દરજ્જો ધરાવતા હતા. સંગીત, નૃત્ય, સ્થાપત્યકળા, મકાનોના શોભા શણગાર, ખેતીવાડી, માટી અને ધાતુના વાસણો, ચામડા પકવવા, કપડાં તૈયાર કરવા અને જિંદગીની અન્ય વસ્તુઓ વિલાસની હોય અથવા જરૂરતની, હું ક્યાં-ક્યાં સુધી ગણાવવામાં આવે, બધાયમાં સ્પેનીસ મુસલમાનો સૌ કરતાં આગળ વધી ગયા હતા. આ વસ્તુઓમાં જો કોઇ તેમનો પ્રતિસ્પર્ધી હોય તો માત્ર ટ્યુનિસ." *

* ઇબ્ને ખલ્દૂન, મુકદ્દમહ પા. ૩૬૧ અહિં આ પણ બયાન કરી દેવું જોઈએ કે અમે આ પુસ્તકમા સ્થાપત્યકળાનુ વર્ણન એટલા માટે કર્યું નથી કે તે અમારા વિષયથી પર હતુ. કેમકે હુનર ઉદ્યોગના ઈતિહાસમાં આ કળાનુ વર્ણન કંઈક અસ્થાને છે. અને વળી આ વિષય એટલો બધો વિશાળ છે કે એના માટે મ્હોટો પોથો જોઈએ

ખિલાફતની અસલી ઉન્નતિના યુગની યાદગારો બરબાદ થઇ ચુકી. મુસલમાનોની સ્થાપત્યકળા, જે અલ-હમ્રા અને મુસલમાનોની અન્ય બાકી રહેલી યાદગારોમાં દેખાય છે, તે એવી છે કે જોઈને લોકો આશ્ચર્યચકિત અને ભ્રમિત થઈ જાય છે. એમાં કહેવા જેવું નથી કે આ નમુના તે ઇમારતોના છે જે ઘણી વધુ સુધરેલી છે, પણ એના ઉપરથી અરબી સ્થાપત્યકળાના આરંભિક સમયનો કંઇને કંઈ અંદાજો કરી શકાય છે. બગદાદમાં તે તમામ ઇમારતો જે "ખિલાફતની ઉન્નતિના સમયની હતી, એવી રીતે નષ્ટ થઈ ગઈ કે તેમનું નામ નિશાન પણ બાકી રહ્યું નહિ. એટલું માલુમ છે કે તેમનું ચણતર ઇંટો અને લાકડાથી થતું હતું. માત્ર બહારની બાજુએ તેમાં પત્થર વાપરવામાં આવતા હતા. તેના બરબાદ થવામાં મ્હોટો ભાગ તેમની કમજોરીનો હતો. શામ અને મિસ્રમાં, આઝરબીની, અને ઈરાકના પૂર્વ પ્રદેશોમાં ઘણુ કરીને ઈરાની, ખાસ રીતે સાસાની સમયના નમુના નજર આગળ રાખવામાં આવ્યા હતા. અરબી સ્થાપત્યકળાના જુદા જુદા દોર વિષે દમિશ્કના ઈલાકાની ભૌગોલિક હાલત લખતાં હું વિસ્તાર પૂર્વક લખી ગયો છું જુઓ:—

Denkschriften Der Historisch Philosophischen Classe Der Kaiser Lichen Academie Der Wissenchaft. ભાગ ૫, પા. ૭૭

પરંતુ એનો અંદાજો કરવાને માટે કે સ્થાપત્યકળાને કેટલી જલ્દી ઉન્નતિ થઈ અને મહેલોને સજાવવામાં અરબો ક્યાંથી ક્યાં પહોંચી ગયા હતા. અમે તે પુસ્તકો વડે મદદ લઈ શકીએ છીએ, જે અમારી પાસે આ સમયે મૌજૂદ છે દમિશ્કમાં બનૂ ઉમય્યહ અને બગદાદમાં બનૂ અબ્બાસના મહેલોનુ વર્ણન હું કોઈ બીજી જગ્યાએ કરી ગયો છું. તેવાજ આલીશાન મહેલો બીજા પ્રાંતોમાં પણ બન્યા હતા. બનૂ ઉમય્યહના સમયમાં મુસલના એક હાકિમે પોતાને માટે સંગેમરમર, સાગ અને પચીકારીનો એક મહેલ બનાવ્યો હતો. (ઈબ્ને અસીર જિ. ૫ ૯૭) અરબોની ઈમારતોના પ્રાચીન નમુના જામિઅ કુર્તુબહ અને કાહિરહની જામિઅ ઇબ્ને તુલૂન છે સ્થાપત્યકળા માટે જુઓ અમારી કૃત સિસિલીના મુસલમાનોનો ઇતિહાસ. જિ. ૩. પા, ૭

આ પ્રકારના હુનરો વિષે અમને બીજા પણ સાધનો મળેલા છે, તેના ઉપરથી જણાય છે કે સ્પેનમાં વિવિધ પ્રકારના ઉમદા શરબતો તૈયાર થતા હતાં. તરેહ તરેહના બૂંદ અને સરકામાં પડેલા કુમર (મુકબ્બર=સ્પેનીસ Alcarparrado), મજરૂર (=સ્પેનીસ Orugado) અને રાયે (મઝબ=સ્પેનીસ Mostazado)

તૈયાર કરવામાં આવતું હતું. જુદી જુદી જાતના મેવાઓને સંભાળપૂર્વક રાખવાની ખાસ તરકીબો ધ્યાન થઇ છે. કુમેરના ફળનાં રસ, છાલ અને મૂળથી પણ સરસ શરબત બનાવવામાં આવતું હતું. તેના પીવાથી તબી-અત ઉપર ખાસ પ્રકારની આનંદમય અસર થતી હતી, પરંતુ નીશો થતો ન હતો. માલુમ પડે છે કે આ શરબત ઘણું આમપસંદ હતું. એ ઉપરાન્ત શરાબને ગાળી લેવા પછી તેમાં થોડાં રયહાનનાં બી, લખ્બુલ કરનફુલી અને લિસાનુલસોર ભેળવીને કપડામાં ભરીને લટ-કાવી દેવામાં આવતું હતું. આ ગાળેલી શરાબ પણ ખુશબૂદાર શરાબ પ્રમાણે વપરાતી હતી. (જુઓ સ્પેન અંબ્રામની કિતાબ, "અલ-ઝરાઅત"-જિ-૨, પા-૪૨૪)

આ વાત દિલચસ્પ છે કે, સ્પેનના અશ પસંદ મુસલમાનો શરાબથી વાકિફ હતા અને તેની કદ્રો કીમત પૂર્ણ રીતે જાણતા હતા-("મુકરી." જિ-૨, પા-૯૭૪)

(સ્પેનના એક ખલીફાએ મૃત્યુની અંતિમ ઘડીએ દુઆ માંગી હતી કે, બહિશ્તમાં તેને માલકાની શરાબ અને અશબિલીયાની મીઠી શરાબ (ઝબીબી)થી તરસાવવામાં નહિં આવે. આ હિકાયત દિલચસ્પ અને અર્થમય છે.)

સ્પેનમાં એવા એવા અતર અને ખુશ-બૂઓ બનતા હતા કે સિવાય બીજે કયાંએ બનતા ન હતા. દૃષ્ટાંતરૂપે, સફરજ-લની છાલથી તે લોકો એક પ્રકારની ખુશબૂ બનાવતા હતા. ("ઇબ્ને અવ્વામ" જિ. ૨, પા. ૪૦૩.)

આ બિલકુલ બનવા જેવી વાત છે કે જે હુનર ઉદ્યોગનું ઉપર વર્ણન થયું છે, તેને કારણે કૃષિકળા (ખેતીવાડી)માં પણ ઘણો વિકાસ થયો દૃષ્ટાંતરૂપે ગુલાબનાં ખેતર

[illegible]

કાઢવી માટે ગુલાબનાં પુષ્પોની ઘણા મ્હોટા પ્રમાણમાં જરૂરત પડતી હતી. પુષ્પો વિણાઇને આવતા હતાં, તેને એતવાર છુટાં પાડવા અને અર્ક કાઢવાં સુધી સંભાળપૂર્વક રાખવાં, આ પણ એક કળા હતી.

આવી રીતના હુનર અથવા હુનરી ઉત્પન્નને કારણે, સ્પષ્ટ છે કે છોડ ઉગાડવા અને તેની વૃદ્ધિ કરવાનું કામ ઘણું વધી ગયું હતું. સૌથી મ્હોટી વાત વિચારવા લાયક એ છે કે, એવી સંસ્કૃતિ જેણે ઝિંદગીના દરેક ભાગમાં ધીમે ધીમે એવું તેજ આપ્યું કે તેનાથી દુન્યાની આંખો અંજાઇ ગઇ. એના વિષે આ વિચાર વડીક પણ થઇ શકતો નથી, કે અન્ય પ્રગતિના કારણે તેમણે આજીવિકાની ઉત્પન્નના જુદા જુદા ભાગોમાં મુદ્દતો સુધી પ્રગતિ કરી નહિ હશે. અમારો આ વિચાર ખેતીવાડી વિષે પણ છે.

# તારક બિન ઝિયાદ

: અનુવાદક :

અલિફ સ્વાદ દાલ

સ્પેનમાં એક સ્થળ છે જિબ્રાલ્ટર, એ અસલમાં જબલુત્તારકનું અપભ્રંશ નામ છે. એ સ્થળ તારકે ફતેહ કર્યું હતું, અને તેનાજ નામે વિખ્યાત થઇ ગયું. તારક બિન ઝિયાદ મુસલમાનોનો ઘણો મોટો સેનાધિપતિ હતો. મુસલમાનોના જ્યારે સારા દિવસો હતા, ત્યારે અસંખ્ય એવા લોકો પેદા થતા હતા, જેઓ ફક્ત પોતાની પાત્રતા, દક્ષતા, મઝહબ (ધર્મ) પ્રત્યેની શુધ્ધતા, માનવોની સેવા કરવાના સાચા જુસ્સા અને હિમ્મત તથા દિલેરીના કારણે મોટા બનતા હતા, અને લોકો તેમને આંખો અને માથા પર બેસાડતા હતા.

તારકના વંશ, ખાનદાન અને માતૃભૂમિ સબંધમા મતફેરી છે, પરંતુ અમારે એટલું તો જાણી લેવુ પુરતું થઈ પડશે કે તે ઘણોજ શુરવીર, બહાદુર અને સમજદાર સેનાધિપતિ હતો. તેના સંબંધમા આ વાત મશહૂર હતી, કે હુમલાના સમયે તે શત્રુના હથિયારોને બેકાર અને તેની તાકતને તબાહ અને બરબાદ કરી દેતો હતો. એજ ખુબીઓના કારણે સૈન્યાધ્યક્ષના દરજ્જા સુધી પહોંચી ગયો હતો.

મુસા બિન નસીર મિસરનો ગવર્નર હતો, અને સ્પેનને ફતેહ કરવાનો વિચાર બરાબર તેના દિમાગમાં ચક્કર લગાવી રહ્યો હતો. એજ વિચાર દિલમાં લઈ, તે પોતાના સેનાધિપતિ તારક બિન ઝિયાદ અને જોશીલા મુસલમાનોની મોટી સેના સહિત 'સબ્તા' આવ્યો. અહીંના બાદશાહે તેની ભારે આગતા સ્વાગતા કરી, તેની સેવામાં ઘણી ભેટ-સોગાતો રજૂ કરી અને તેની તાબેદારી સ્વીકારી જઝિયા આપવાનુ કબૂલ કર્યું. આ જોઈને બર્બર જાતિના બીજા જેટલા કબીલા (સમૂહો) હતા, તેમણે પણ સંરક્ષણ માંગ્યું.

હવે સામે યૂરોપ હતું, જ્યાં ખુદાનો સંદેશ અને આદર્શ માનવ-જીવનનો નમૂનો પહોંચાડવાનો હતો. તે યુગમાં સ્પેનની દશા વિશેષતઃ ખરાબ હતી. શાસનની અવ્યવસ્થા, નિસતા અંદરો અંદરના ઝઘડા, ફિત્ના અને ફિસાદ, અને શાસકોના અત્યાચાર અને બળ જબરાઈએ સમસ્ત દેશને વેરાન અને તબાહ કરી દીધું હતું. મૂસા બિન નસીરે તારક બિન ઝિયાદને એ તરફજ આગેકૂચ કરવાની આજ્ઞા આપી. તારકે પ્રથમ તો એ દેશ વિશેની દરેક પ્રકારની વિગતો મેળવી લીધી અને પછી ખુદાનું નામ લઈ ખિઝરોના દ્વિપ તરફ વધ્યો. તે બાજુ સ્પેનનાં રાજા રૂડ્રિકને પણ આ હુમલાની ખબર થઈ ચૂકી હતી. તેણે અમીરો અને વઝીરોથી આ સંબંધમાં મંત્રણા કરી અને છેવટનો એવો અભિપ્રાય થયો, કે અરબોનો સામનો કરવામાં આવે. એક લાખનું સૈન્ય પણ રહેલાઈથી ભેગું કરી લેવામાં આવ્યું, પરંતુ બાર હજાર ત્રણસો મુસલમાનોએ તારકની સેરદારી હેઠળ એક લાખ દુશ્મનોને શિકસ્ત આપી દીધી.

તારકના સિપાહીઓ પણ માણસ હતા અને રૂડ્રિકના સાથી પણ ઈન્સાન હતા; પરંતુ તારકના સાથીઓની સમક્ષ દુનિયાની સુધારણા હતી; રૂડ્રિકના હિમાયતીઓની સામે પોતાના હેતુએ હતા. એક નિસ્સ્વાર્થી માણસ હજારો

સ્વાર્થીઓ ઉપર ભારે હોય છે. નિસ્સ્વાર્થ અને સ્વાર્થના ઘર્ષણનું જ્વલંત દૃષ્ટાંત તારકનો આ હુમલો હતો. કોઈ બીજો હોત તો આટલા મોટા લશ્કરને જોઈ થરથરી જાત અને પોતાના સૈન્યને બચાવી લઈ, સલામત લઈ જવાની યુક્તિ અજમાવત પરંતુ તારકે શું કર્યું? પ્રથમ તો સમુદ્રમાં જેટલાં વહાણો હતાં, તેને આગ મૂકી, જેથી લશ્કરના હૃદયમાં પાછા જવાનો વિચાર ન આવે. લોકોએ પૂછ્યું "આ કેવી નાદાની છે? યુદ્ધના હમેશા બે તબક્કાઓ હોય છે. અમે અમારા દેશથી આવા પરદેશમાં છીએ. પરાજય મળ્યો તો કેવી રીતે પાછા વળીશું?" જાણો છો તારકે આનો શો જવાબ આપ્યો? તેણે કહ્યું: "દેશ અને પરદેશ કેવો? દરેક દેશ અમારો મુલ્ક છે, એ કારણે, કે અમારા જ ખુદાનો મુલ્ક છે!"

આ વિજય મેળવ્યા પછી તારક આગળ જ વધતો ગયો. એટલે સુધી કે 'શદુના' પહોંચી ગયો. 'શદુના' પર કબ્જો કરી 'મદુર' અને 'મદુર'થી ચાલી, તે ઝરણાં આગળથી પસાર થયો, જે તેના નામે જ વિખ્યાત છે. અહીંથી તે અશબીલીયા (સેવિલ) અને અશબીલીયાથી તગલ (રેજિયર) પહોંચ્યો. તાત્પર્ય એ છે કે શહેર પર શહેર ફતેહ કરતો, તે છેક સ્પેનના પાટનગરમાં પહોંચી ગયો, અને આજ ડુંગરાળ સ્થળ જબલુત્તારક (જિબ્રાલ્ટર) પરથી તેની ઉપર આક્રમણ કર્યું.

હુમલાથી પહેલાં તેણે આં હઝરત (સ૦ અ૦ વ૦)ને સ્વપ્નામાં જોયા. આપની ચારે બાજુએ બધા સહાબાઓ તલવારો પકડી ઉભેલાં હતાં, અને આપ ફરમાવી રહ્યા હતા કે "તારક! તારા કાર્ય તરફ આગળ વધ". આ સ્વપ્નાથી તેના દિલને અદ્ભુત સંતોષ પ્રાપ્ત થયો. લશ્કર સમક્ષ સ્વપ્નાની વાત કરી તો તેની હિમ્મત પણ ખુબ વધી ગઈ. સ્પેનનું પાટનગર બહુજ લડાઈથી ફતેહ થઈ ગયું.

હવે તેની એટલી ધાક બેસી ગઈ હતી, કે ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ જે બાજુએ પગ ઉપાડ કરતો, સફળતાજ કદમ ચુંબતી. તે પોતે તો જિબ્રાલ્ટરથી પણ સાતમો માઈલ આગળ નીકળી ગયો, અને પોતાના હાથ હેઠળના અમલદારોને ભિન્ન ભિન્ન નગરો જીતવાને મોકલ્યા. કિર્તિબા (કોર્ડોવા) અને તલીતલાહ એ વિખ્યાત નગરો એવીજ રીતે ફતેહ થયાં.

મૂસાનો તો ઇરાદો હતો, કે યૂરોપના બીજા પ્રદેશો પણ કબ્જે કરે, પરંતુ ખલીફા તરફથી અકાળે પાછા આવવાની આજ્ઞા મળવાથી તેની બધી આશાઓ ઉપર પાણી ફરી વળ્યું, નહીંતર લોકો તે વેળા પોતાની મુલ્કી પરિસ્થિતિથી એટલા બધા અસંતોષી હતા, કે મુસલમાનોને પોતાના માટે રેહમત (દયારૂપ) સમજતા હતા. સાથેજ તેમની બહાદુરી અને શુરવીરતાનો એવો સિક્કો અંકિત થઈ ગયો હતો, કે જે તરફ મુસલમાનોની નાની ફોજ પણ પહોંચી જતી, લોકો તેને મદદગાર માની લેતા હતા અને તાબેદારી સ્વીકારી લેતા હતા.

આફ્રિકા અને સ્પેન ઉપર પૂરી રીતે કબ્જો થઈ ગયો તો, તારક અને મૂસા બિન નસીરે આરબોને આ બન્ને સ્થળોએ રહેવા વસવાની અનુમતિ આપી દીધી, અને સો વર્ષમાંજ ખેતીવાડી, વેપાર, અને હુન્નર-કલામાં એટલી પ્રગતિ થઇ કે આ દેશો સમૃદ્ધ બની ગયાં.

તારકના જન્મ અને મૃત્યુની તારીખોની ભાળ મળી શકી નથી. ઇતિહાસના કેટલાક ગ્રંથોમાં ફક્ત એટલું લખેલું છે, કે ખલીફાના બોલાવ્યાથી તે સિરિયા ચાલ્યો આવ્યો હતો, અને ત્યાંજ તે અવસાન પામ્યો હતો છતાં તેના જન્મ અને મૃત્યુની તારીખો એટલી મહત્તા ધરાવતી નથી, જેટલી મહત્વતા તેની હિમ્મત, શૌર્યતા, દિલેરી અને ખુદાના માર્ગમાં ફિદાગીરીના તે કાર્યો ધરાવે છે, જે આ વિશ્વના અંત લગી યાદગાર રહેશે, અને વંશપરંપરાગત લગી હૃદયોને ઉષ્ણતા અર્પશે.




પૂજારણ

રસીકતાના આરે ઉભેલી એ એક તરૂણ યુવતિ હતી.

રસ એટલે જીવન, જીવન એટલે રસલ્હાણ, એવી અગમ્ય ભાવનાઓમાં રાચતી એ, પ્રતિષ્ઠિત એવા ધનાઢ્યની પૂત્રી હતી.

કુદરતની બધીયે વિભૂતિઓ અત્યારે એના રોમે રોમમાં વ્યાપક થઇ ચૂકી હતી.

જગત ચૈતન્યની સર્વે રમ્યતાઓ મેળવી, એની સૌરભ રેલાવી વાતાવરણને સુગંધમય કરતી.

એ, ખુબસૂરત હતી. એનું સૌન્દર્ય અદ્વિતીય હતું. કલા દ્રષ્ટિએ, પૂર્ણ દીસતી આંખો અનન્ય હતી, ઉષા કાળે ખીલેલા પુષ્પ જેટલુંજ કોમળ અને ગુલાબી એવું એનું યૌવન ખરેજ, અનુપમ હતું.

એના લાવણ્ય કરતાં ઓછં ગઝબનાક હતા. આટલું જ્યાં નવી રોશનીના પ્રકાશના અંજન કરતી અન્ય યુવતિની જેમ એનેપણ પફ, પાઉડર, લીપસ્ટીક, આદી કૃત્રિમ વસ્તુઓનો મોહ હતો.

યૌવનની અહંમતા, અને શ્રીમંતાઇમાંથી સ્થાને જન્મતો એ મોહ એના મર્યાદિત હતો, પરંતુ એ પાછળ પ્રબળ બનેલી રસીકતાએ એની માઝા મૂકી હતી.

આ બધા વચ્ચે એક અજાયબી કહો યા જીવનના મોહ પૈકીનું એક સ્વરૂપ ગણો, પણ એ હતી એક પૂજારણ,

પૂજાનો મોહ એનો જીવનાદ હતો, એ પાછળ એ ઘેલી ઘેલી હતી.

તરંગોમાં તડપતી એ પૂજારણ નોખી બહકે અનોખી હતી!

કદી કદી મધુર સુરાવલી રણકી ઉઠતી ત્યારેજ, એજ પળે ગામના તમામ મંદીરોના દર્શન કરી આવતી, મોટરમાં ઉડીને.

એના ઘર આંગણાંમાં, એના પિતાએ ખાસ એના માટેજ પધરાવેલી પ્રતિમા એ તો એની માન્ય એવી વ્હાલી દેવી હતી.

માખો અને અનેક હાથોમાં ફરી, સૌરભ હીન થએલા, કરમાએલા, રૂંધાએલા, પુષ્પો લઇ પૂજાનો સંતોષ માનતી એ પૂજારણ ન્હોતી.

શુષ્ક ફૂલોને દેવ મંદીરે ચઢાવી મહા પુન્ય જેવું કાર્ય કરી લીધાનું ન્હોતું એને જરાએ અભિમાન

પૂજા કાર્યમાં પણ એની રસીકતા છેલ્લી કક્ષાએ ઉભી હતી.

સુંદર ફૂલઝાડોનું નિત આંગણે રોપણ કરી તૈયાર કરતી એ ઉત્તમ પુષ્પો.

વિશ્વના કેટલાએ વિપલ પર પુરૂષો એ પ્રત્યે રોટી ફેંકી, રસ્તે રઝળતા એ યૌવન પુષ્પની સૌરભ માણતાં.

નીચનાની પરાકાષ્ઠાએ પ્હોંચેલી માનવતા કેટલી અધમ છે?

આઝાદીની બાંગો દેનારા આ પ્રત્યે એક દ્રષ્ટિ ફેંકે તો! એક સમય એમના હૈયામાં એ હુતાશનો અવશ્ય પ્રગટે.

'કુતરાં, બીલાડાંઓ મુર્દાની દરકાર કરતી માનવતા આ ભિખારણ તરફ સાવ બેદરકાર હતી, એથીજ એની જીવન યાતનાઓ અપાર હતી, એની વેદનાઓ ઘેરી હતી.

મૂડીવાદી સમાજરચનાના પાપે એનું જીવન એક નધણીયાતું જીવન બન્યું હતું!

ગામની એક અંધાર ગલીમાંથી નીકળી એ જરા પ્હોળા માર્ગ ઉપર આવી બહુ ધડકતે હૈયે, લજ્જા ભર્યા ચહેરે, છુપાતી, છુપાતી.

એ ખંચકાતી આગળ આવી, એની દ્રષ્ટિ પડી એક, મમરા વેચનાર પર.

એણે જોયું, એ મમરાના નાના એવા ઢગલાને.

મક્કમ થઈ એક ખૂણે સંતાઇને ઉભી, એક ચોરની જેમ.

મમરાવાળો જરા બાજુ ફર્યો, એ સતેજ બની, ઝડપથી ઢગલા ઉપર છાપો માર્યો, અને મોઢામાં મૂકી દીધી એ ભરેલી મુઠી!

થૂં.........થૂં.........થૂં

એ ગભરાઇ ગઇ, એણે ઉભાં રહીને ત્યાંને ત્યાંજ બધું થૂંકી દીધું.

એ મમરા ન્હોતા, પણ મોગરાના પુષ્પની અર્ધ વિકસીત એવી નાજુક કળીઓ હતી.

તૂટેલાં હૃદયે ભિખારણ પાછી ફરી અત્યારે એના હૈયે ભૂખના હુતાશન ભળકી રહ્યાં હતાં. ઢગલા પ્રત્યે એક ધિક્કાર પૂર્ણ દ્રષ્ટિ ફેંકી. એની આ નિરાશા અપાર વેદનામય હતી. કેવી ગઝબ નિરાશા.

(પ્રેરીત : વી. સ. ખાંડેકરના એક વિચાર ઉપરથી.)

મારે મને તૈયાર કર્યો ટોપી કઢાવી નાખી; બાલ ઓળ્યા, સૂટ ચઢાવી બહાર નીકળ્યા પણ એમના ધ્યાનમાં મારી લાંબી મુંછ આવી. કહેકે, "થોડી કટ કરાવી હોય તો સરસ લાગે" મેં કહયું "કાઠીયાવાડ-કચ્છ કે જ્યાં મરદાઇની કિંમત છે ત્યાં મુછનો પ્રભાવ કાંઇ ઓર છે; તેનો મરોડ શેહ પાડે છે." એક દરેના સ્થળે મારે સ્ટેટ અધીકારીઓથી અંટસ પડયો. મોટા વગદાર સમુદ સામે સરકારી ઇંકવાયરી થઈ કેટલાક દહાડા બાદ ઇન્સ્પેકટરે ફરી મળ્યા ત્યારે મજાકમાં કહ્યુ "મુછ આમળીને મરોડ ઠીક આપ્યો હતો!"

તિરમારખાંની બીડી બુઝાઇ ગઈ હતી. મીયાસાબે, દાઢી પસવારતાં બગાસું ખાધું એટલે ત્રણ સીંગલ ચાય મંગાવી પીધી. "અપેલેકા સીંગલ, પાન" મંગાવ્યાં અને બીડીનું ઠુંઠું ચેતવી તિરમારખાંએ તુર્કી ટોપીનું ફુમતું સરખું કરી માથે મુકી એટલે મિજલસ બરખાસ્ત થઇને મકાનની વાટ લીધી. રસ્તાના ચોકની ગલીના નાકે તિરમારખાંએ બીડીને છેલ્લી ફુંક લઇને ફગાવી દીધી. અંધારામાં વિલય પામતાં, અમારા પડછાયાને એ ઠુંઠાનાં થોડાંક તણખા કાંઇક ઉપહાસથી તાકી રહ્યા!!!

"સુબ્હાન તેરી કુદરત"

---

# ખુદદારી !!!

લેખક : "મુઝતર" હાંસોટી (બરઓધન.)

બેકનનું કથન છે કે "ધર્મના પછી આ દુન્યામાં માનવીને પાપો તથા અપરાધોથી બચાવવાવાળી, સૌથી મહાન વસ્તુ આ છે કે તે પોતાની ઇઝઝત પોતે કરવા ચાહતો હોય."

જે લોકો પોતે પોતાનું આદરમાન કરતા નથી. અને જેઓ પોતે પોતાની નઝરોમાં અપમાનિત છે; તેઓની ઇઝઝત કરવાની કોઇ બીજાને શી પડી છે ? અને એક એવો માણસ જહેની કોઈ ઇઝઝત ન કરતો હોય, અને જહેના માટે અપમાન અને તિરસ્કાર કોઇ આશ્ચર્ય ચકિત વસ્તુ ન હોય, પ્રત્યેક નીચમાં નીચ કામ કરવા પણ તૈયાર થઇ શકે છે. ચોરી કરી પોતાનું ઉદર ભરવું, યા ભિક્ષા માંગી ભૂખની આગ બુઝાવવાનો ખ્યાલ પ્રત્યેક જરૂરતમંદના દિલમાં આવી શકે છે. પરંતુ એ પ્રકારની પાપી અને અપમાનિત યુકિતઓ વડે લાભ માત્ર તેજ લોકો ઉઠાવી શકે છે, જહેમાં " ઇજ્જતેનફસ " સ્વમાન મૌજુદ ન હોય અને જહેની નઝદીક સન્માન અને અપમાનનો સવાલ કોઇ અર્થ રાખતો ન હોય

"અમે શું કરી શકીએ છીએ ?" અમારાથી શું થઇ શકે છે ? તેજ થશે જે તકદીરમાં લખ્યું છે. આ અંને એવા પ્રકારના ઘણાંખરાં વાકયો અકસર તે નાહિમ્મત અને પ્રમાદી નવયુવાનોની જીભે સાંભળવામાં આવે છે, જેમની સુસ્તી અને ઐશપરસ્તી તેઓને કે કરવાની રજા આપતી નથી, અને જેઓ પોતાના પ્રમાદીપણાના લીધે જાતજાતના વ્યર્થ અને અર્થહિન બહાનાઓ ઢુંઢે છે. આતો કેવળ સત્ય છે કે ભાગ્યમાં લખ્યું હોય તેજ થાય છે, પરંતુ પોતાના નસીબમાં કે લખાવવું અમારૂં પોતાનું કાર્ય છે. અમારા સૃજનહારે અમોને આ જગતમાં માત્ર મજબૂર બનાવી મોકલ્યા નથી. અમે લાચાર છીએ પરંતુ ફકત તે હદ લગી કે ચણા, યા જવ વાવી ઘઉં ઉત્પન્ન કરી શકતા નથી. ચણાં અગર વાવવામાં આવે તો તેનાથી ફકત ચણાનોજ છોડ ઉગે છે. તેને બદલવાની શકિત અમારામાં નથી; પરંતુ એ બાબતની અમને સંપૂર્ણ આઝાદી પ્રાપ્ત છે કે પોતાની ઝમીનમાં જયારે દિલ ચાહે ચણા વાવે અને જયારે દિલ ચાહે ઘઉં. અંગ્રેજી ભાષાની એક કહેવત છે કે, "તમે ખુદ પોતાના દોસ્ત બની જાઓ તો પછી સૌ તમારા દોસ્ત બની જશે." બાબત એ છે કે અમારામાંથી ઘણા ખરા લોકોની નિષ્ફળતાનું ખરૂં કારણ એજ હોય છે કે, તેઓ પોતાના દોસ્ત નથી હોતા. તે હંમેશાં દબાયલા, અને ભીંચાયલા રહે છે. કોઇ સભામાં જાય છે તો એવા સંકડાયલા કે જેમ કયાંકથી ચોરી કરીને આવ્યા ન હોય ? તેઓ પ્રત્યેક વેળા પોતાના દીલમાં કે એવુ સમજે છે કે આ દુન્યા અમારાથી ઘણા શ્રેષ્ઠ લોકોનું રહેઠાણ છે, અને તકદીરે કોઇ એકાએક ભૂલના કારણે અમોને અહીંયાં પૈદા કરી દીધા છે. કદી કોઇ સભામાં વાર્તાલાપનો પ્રસંગ સાંપડે છે, તો જ્ઞે કે તેઓ પોતાની આખી વય પોતાની માતૃભાષામાંજ વાતચીત કરતા

માટે મને તૈયાર કર્યો. ટોપી કઢાવી નાખી; બાલ ઓળ્યા, બુટ ચઢાવી બ્હાર નીકળ્યા પણ એમના ધ્યાનમાં મારી લાંબી મુછ આવી. કહેઃ, "થોડી કટ કરાવી હોય તો સરસ લાગે" મેં કહ્યું "કાઠીયાવાડ-કચ્છ કે જ્યાં મરદાઇની કિંમત છે ત્યાં મુછનો પ્રભાવ કાંઇ ઓર છે; તેનો મરોડ શોભા પાડે છે." એક દૂરના સ્થળે મારે સ્ટેટ અધીકારીઓથી અંટસ પડયો. મોટા વગદાર સમુદ સામે સરકારી ઈકવાયરી થઈ કેટલાક દહાડા બાદ ઇન્સ્પેકટર ફરી મળ્યા ત્યારે મજાકમાં કહ્યું "મુછ આમળીને મરોડ ઠીક આપ્યો હતો!"

નિસ્મારખાંની બીડી બુઝાઇ ગઈ હતી. *મીયાસાએ, દાદી પરદાદાનાં બગાસું ખાધું* એટલે ત્રણ સીંગલ ચાય મંગાવી પીધી. "અધેલાકા સીંગલ પાન" મંગાવ્યાં અને બીડીનું ઠુંઠું પેટની નિસ્મારખાંએ તુર્કી ટોપીનું ફુમતું સરખું કરી માથે મુકી એટલે મિજલસ બરખાસ્ત થઇને મકાનની વાટ લીધી. રસ્તાના ચોકની ગલીના નાકે નિસ્મારખાંએ બીડીને છેલ્લી ફૂંક લઈને ફગાવી દીધી. અંધારામાં વિલય પામતાં, અમારા પડછાયાને એ ઠુંઠાના થોડાક તણખા કાંઇક ઉપહાસથી તાકી રહ્યા!!!

"સુબ્હાન તેરી કુદરત"



# અહમદ એન્ડ કો.



# ખુદદારી!!!

લેખક : "મુઝતર" હાંસોટી (બરોધન.)

એકનનું કથન છે કે "ધર્મના પછી આ દુન્યામાં માનવીને પાપો તથા અપરાધોથી બચાવવાવાળી, સૌથી મહાન વસ્તુ આ છે કે તે પોતાની ઇઝઝત પોતે કરવા ચાહતો હોય."

જે લોકો પોતે પોતાનું આદરમાન કરતા નથી અને જેઓ પોતે પોતાની નઝરોમાં અપમાનિત છે; તેઓની ઇઝઝત કરવાની કોઇ બીજાને શી પડી છે? અને એક એવો માણસ જહેની કોઈ ઇઝઝત ન કરતો હોય, અને જહેના માટે અપમાન અને તિરસ્કાર કોઇ આશ્ચર્ય ચકિત વસ્તુ ન હોય, પ્રત્યેક નીચમાં નીચ કામ કરવા પણ તૈયાર થઇ શકે છે. ચોરી કરી પોતાનું ઉદર ભરવું, યા ભિક્ષા માંગી ભૂખની આગ બુઝાવવાનો ખ્યાલ પ્રત્યેક જરૂરતમંદના દિલમાં આવી શકે છે. પરંતુ એ પ્રકારની પાપી અને અપમાનિત યુકિતઓ વડે લાભ માત્ર તેજ લોકો ઉઠાવી શકે છે, જહેમાં "ઇન્જતેનફસ" સ્વમાન મૌજુદ ન હોય અને જહેની નઝદીક સન્માન અને અપમાનનો સવાલ કોઇ અર્થ રાખતો ન હોય

"અમે શું કરી શકીએ છીએ?" અમારાથી શું થઇ શકે છે? તેજ થશે જે તકદીરમાં લખ્યું છે. આ અને એવા પ્રકારના ઘણાંખરાં વાકયો અકસર તે નાહિમ્મત અને પ્રમાદી નવયુવાનોની જીભે સાંભળવામાં આવે છે, જેમની સુસ્તી અને એશપરસ્તી તેઓને કે કરવાની રજા આપતી નથી, અને જેઓ પોતાના પ્રમાદીપણાના લીધે જાતજાતના વ્યર્થ અને અર્થહિન બહાનાઓ ઢુંઢે છે. આતો કેવળ સત્ય છે કે ભાગ્યમાં લખ્યું હોય તેજ થાય છે, પરંતુ પોતાના નસીબમાં કે લખાવવું અમારૂં પોતાનું કાર્ય છે. અમારા સુજનહારે અમોને આ જગતમાં માત્ર મજબૂર બનાવી મોકલ્યા નથી. અમે લાચાર છીએ પરંતુ ફકત તે હદ લગી કે ચણા, યા જવ વાવી ઘઉ ઉત્પન્ન કરી શકતા નથી. ચણાં અગર વાવવામાં આવે તો તેનાથી ફકત ચણાનોજ છોડ ઉગે છે. તેને બદલવાની શકિત અમારામાં નથી; પરંતુ એ બાબતની અમને સંપૂર્ણ આઝાદી પ્રાપ્ત છે કે પોતાની ઝમીનમાં જ્યારે દિલ ચાહે ચણા વાવે અને જ્યારે દિલ ચાહે ઘઉં. અંગ્રેજી ભાષાની એક કહેવત છે કે, "તમે ખુદ પોતાના દોસ્ત બની જાઓ તો પછી સૌ તમારા દોસ્ત બની જશે." બાબત એ છે કે અમારામાંથી ઘણા ખરા લોકોની નિષ્ફળતાનું ખરૂં કારણ એજ હોય છે કે, તેઓ પોતાના દોસ્ત નથી હોતા. તે હંમેશાં દબાયલા, અને બીંચાયલા રહે છે. કોઇ સભામાં જાય છે તો એવા સંકડાયલા કે જેમ કયાંકથી ચોરી કરીને આવ્યા ન હોય? તેઓ પ્રત્યેક વેળા પોતાના દીલમાં કે એવુ સમજે છે કે આ દુન્યા અમારાથી ઘણા શ્રેષ્ઠ લોકોનું રહેઠાણ છે, અને તકદીરે કોઇ એકાએક ભૂલના કારણે અમોને અહીયાં પેદા કરી દીધા છે. કદી કોઇ સભામાં વાર્તાલાપનો પ્રસંગ સાંપડે છે, તો જો કે તેઓ પોતાની આખી વય પોતાની માતૃભાષામાંજ વાતચીત કરતા

રહે છે, પરંતુ હવે તેઓને એવી જાણ થાય છે કે આ સભામાં તકરાર કરવા માટે કોઇ અન્ય ભાષાની જરૂરત છે અને તેઓથી પોતાની ભાષા, ભાવાર્થ પ્રગટ કરવા અર્થે નાકાબી છે. તેઓનું ગળું સુકાઇ જાય છે, જીભ કાટા ચોંટી જાય છે, આંખોની સામે અંધકાર વ્યાપી જાય છે, અને હાથ પગો કંપી ઉઠે છે, અને તેઓથી એક શબ્દ વટિક ઉચ્ચારાતો નથી. અગર તેઓને કોઇ કામ કરવા માટે આપવામાં આવે તો જ્યાં લગી કસોટી અને સ્પર્ધાનો સવાલ ન હોય ત્યાં લગી તો તેઓ જ ઉત્તમ રીતે કરતા રહેશે. પરંતુ જો તેઓને આ શંકા થઇ જાય કે આ કામને જોવામાં આવશે અને બીજા કામથી સરખામણી કરવામાં આવશે તો તરતજ તેઓનું હૃદય કંપી ઉઠે છે અને આ વિચાર આવી જાય છે કે "મારાથી આ કેમ થશે!" અને વાસ્તવમાં તે કામ ત્હેનાથી થતું નથી. દિલનું તૂટી જવું. પોતાની લાયકાત તરફ અવિશ્વાસ, અને નિષ્ફળતાનો ખૌફ તેઓના હોશકોશને, બેકાર અને તેઓના હાથ–પગને નકામા કરી દે છે અને તેઓ કામને બગાડી દે છે.

બુવીએ એક પ્રસંગે કહ્યું છે, કે:–"અમારી નિષ્ફળતાઓમાથી અક્સરનું કારણ માત્ર એજ છે કે, અમને અમારી લાયકાત ઉપર વિશ્વાસ હોતો નથી; શક્તિ ; વાસ્તવમાં શારિરિક–શક્તિનું નામ નથી, બલ્કે હૃદયની દ્રઢતા અને બાહુબળ ઉપરના વિશ્વાસનું નામ છે, જો લોકોને પોતાની કુવ્વત અને લાયકાત ઉપર ભરોસો ન હોય તે ગમે તેવા બળવાન અને લાયક કેમ ન હોય? તેનાથી વધુ નિર્બળ અને નાલાયક અન્ય કોઇ હોઇ શકતો નથી."

પોતાના બાહુબળ અને પોતાની વીરતા અને જાંબાઝી ઉપર અગર સંપૂર્ણ યકીન ન હોત, તો જંગે બદ્રમાં તે કેમ કરી શકય હતું કે આં હઝરત (સલ૦) મુઠ્ઠીભર પાયદળ અને લગભગ નિઃશસ્ત્ર મુસલમાનોને લઇ તીડના ટોળા સમાન કાફિરોના સવારો અને પાયદળોના મુકાબલામાં નિકળી પડ્યા હોત. પોતાની હિંમત, વીરતા અને સરફરોશી ઉપર યકીન હોવાના પ્રતાપે અરબોના નવયુવાન જનરલ તારિકે સ્પેનના કિનારા પર પોતાની ફોજ ઉતારવા કેડે આજ્ઞા આપી હતી કે જે કિશ્તીઓ ઉપર સ્વાર થઇ અમે આવ્યા છીએ તે બાળી મૂકવામાં આવે. એટલે પાછા ફરવાનો કોઇ માર્ગ બાકી ન રહે. કારણ કે અમે પાછા જવા માટે નહોતા આવ્યા. કાતો તખ્ત લઇશું અથવા (કબ્રનો) તખ્તો.

આલ્પસ જેવા પર્વતના શિખરો ઉપર પોતાની પ્રચંડ તોપોને સહાથી લઇ જવાનો ખ્યાલ અગર આવી શક્યો હોત તો નેપોલિયન જેવા વીરને આવી શક્યો હોત; જેને પોતાના બાહુબળ ઉપર એટલો વિશ્વાસ હતો કે ત્હેના શબ્દ-કોષમાથી "અશક્ય"ના શબ્દને બેકાર અને અર્થહિન સમજી ભુંસાવી દીધો હતો.

મુસ્તફા કમાલ-પાશા મર્હૂમને ખુદ તુર્કી સલ્તનત બાગી અને બાકૂની ઉપમા આપી ચૂકી હતી. યૂનાનીઓને તુર્કી ઉપર સારી રીતે વર્ચસ્વ પ્રાપ્ત થઇ ગયું હતું, તેમજ જાહેરમાં એ રાજ્યને સુરક્ષિત રહેવાની કોઇ ઉમ્મીદ નહતી. પરંતુ એવી અયોગ્ય સ્થિતિમાં પણ મુસ્તફા કમાલને જે ચીઝ પગભર થવા પ્રતિ તત્પર કર્યો એજ "નફસ ઉપર વિશ્વાસ" હતો. ત્હેને યકીન હતું કે "અમે યૂનાનીઓને પોતાના મુલ્કમાંથી હાંકી કાઢીશું." અને એમજ થયું. હકીકત એ છે કે આ દુન્યામાં

સફળતા અને કામ્યાબી, માત્ર તેજ લોકોનો હિસ્સો છે, જેમને ખુદાની મદદ અને પોતાના બાહુબળ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હોય. અને જેઓના હૃદયમાં ભૂલથી પણ નિષ્ફળતા અને પરાજયનો ખ્યાલ વરિક ન આવે.

જુલિયસ સીઝરનું જહાજ જ્યારે તુફાનમાં આવી પડયું અને હેનો નાખુદા ભયના કારણે થરથર ધ્રુજવા લાગ્યો, ત્યારે સીઝરે ધમકાવી કહ્યું હતું કે—"કેમ બીએ છે? શું હને જાણ નથી કે એ જહાજ ઉપર જુલિયસ સીઝર અને હેનું ભાગ્ય સ્વાર છે?" ન જુલિયન સીઝર જહાજને તુફાનમાંથી બચાવી શકે છે, ન હેનું નસીબ. પરંતુ એક એવા પ્રસંગે જ્યારે તે કેવળ મૌતના મ્હોંમાં પહોંચી ચૂકયો હતો, હેની બુદ્ધિ અને હેની હિંમતથી કે તકરીરે એ બાબતની સાબિતી ઝરૂર છે કે, હેને પોતાના ઉપર અટલ વિશ્વાસ હતો. અને ઇતિહાસ શાક્ષી પૂરે છે કે જુલિયસ સીઝરે પોતાના એજ અટલ વિશ્વાસના પ્રતાપે ઘણા મોટાં મોટાં કાર્યો પરિપૂર્ણતાએ પહોંચાડયાં હતાં.

કાઉડે લખ્યું છે કે, "વૃક્ષના ફૂલવા ફાલવા માટે આ બાબત જરૂરી છે કે તે પહેલાં મજબૂતી સહિત ભોયમાં જડ પકડે અને સ્થીર ઉભું થઇ જાય, તેમ એક માનવીના માટે પણ આ જરૂરી છે કે તે સૌથી પહેલાં પોતાના પગો ઉપર ઉભો રહે પોતાનું સન્માન પોતે કરે, અને પોતાના ઉપર ભરોસો રાખતાં શીખે. અને અન્યોની ખેરાત અને મદદનો યા સંજોગવશાત સફળતાનો આસરો શોધવાનો મુકી દે. જ્યારે એ પાયો કાયમ થઇ ગયો. તેના ઉપર ભવિષ્યમાં શ્રેષ્ઠ માનવી બનવાને અને દુન્યામાં સફળતામય ઝિન્દગી વ્યતિત કરવાની ઇમારત ઉભી કરી શકે છે."

હકીકત એ છે અન્યનો આસરો શોધનાર યા બાપદાદાના વારસાથી અમર બની જવાનાં સ્વપ્નાં જોવાવાળા નવયુવાનો કદી કોઇ વેળા પણ એ લાયક નથી હોતા કે દુન્યામાં કે કરી શકે યા જનતામાં પોતાની ઇઝઝત કરાવી શકે.

ઈન્સાન આ દુન્યામાં ખુદાનો પ્રતિનિધી છે, અને તે એક સર્વશકિતમાન હસ્તીનો નાયબ હોવા છતાં તે પોતાને માત્ર મજબૂર, બેકાર અને કુપાત્ર સમજે છે તો હેનો અર્થ ફકત એજ થાય છે કે તે પવિત્ર હસ્તી અર્થાત અલ્લાહ તઆલાને પણ મજબૂર ખ્યાલ કરે છે. અમારા અધિકારો મર્યાદિત ઝરૂર છે પણ મર્યાદિતનો એ અર્થ નથી થતો કે, અમને કંઇ ઇખ્તેયારજ નથી! એક પ્રખ્યાત ફિલસુફનું કથન છે કે "આજિઝી અને દીનતા હિકમત અને અકકલનું અંશ છે અને જે માનવીમાં એ અંશ મૌજૂદ હોય હેને તે જરૂર લોકપ્રિય બનાવી દે છે."

એ યકીન અને માન્યતા પછી કે, અમારો અલ્લાહ સર્વશકિતમાન છે. તેમજ એ જાણ્યા બાદ કે અમે આ જગતમાં હેના પ્રતિનિધી છીએ. અગર અમારા દિલમાં એ વિચાર ઉત્પન્ન થાય કે, અમો કોઇ વસ્તુને લાયક નથી અને અમારાથી કંઇ પણ થઇ શકતું નથી તો તે પવિત્ર હસ્તીનું અપમાન કરવા બરાબર છે. બીજા શબ્દોમાં કહીએ તો ખુદાએ કેટલાક નકામાં અને તુચ્છ માનવીઓને પોતાના નાયબ અને ખલીફા બનાવી આ જગતમાં મોકલ્યા છે. જે ન તો કંઇ કરી શકે છે, અને ન કંઇ કરવું જાણે છે દાખલા તરીકે કોઇ બાદશાહ અગર પોતાના મુલકના કોઇ પ્રાંત ઉપર રાજ્ય ચલાવવા અર્થે કોઇ એવા નાલાયક અને કુપાત્રને ચૂંટી કાઢે તો તે બાદશાહને શું કહેવામાં આવશે? શું

સુલતાનની સહાયથી રજિયાના અભ્યાસમાં સુધારો થતો ચાલ્યો. સુલતાન પોતાના શિક્ષણના વિચારમાં જ ચોંટયો રહેતો. શીરીનને સુલતાનના આચાર, ગંભીરતા, રજિયાના દિલમાં સુલતાન માટે કુણી ભાવના ફૂટવા લાગી. રજિયાને પહેલાં તો લાગ્યું કે સુલતાન તરફનો તેના દિલમાં ઉદ્ભવતો ભાવ પોતાના શિક્ષકની ભણાવવાની રીતિ અને બુદ્ધિમાન માટેનો આદર હતો. પણ રજિયાની આ અગમ્ય લાગણી ધીમે ધીમે સાકાર બની રહી હતી. પોતાના હૃદયમાં થતા આ પરિવર્તનની રજિયાને પે સમજ પડતી નહોતી. સુલતાન માટેના રજિયાના ઉમળકામાં શીરીનને શિક્ષક તરફનું સન્માન અને રજિયાનો પ્રેમાળ સ્વભાવ દેખાતાં હતાં. સુલતાન તો પોતાના કાર્યમાં મગ્ન હતો. પોતાની શિષ્યાના સુંદર સ્વભાવ સિવાયના બીજા કશા વિચારો તેના મનમાં ઉપસ્થિત થયા નહોતા.

પ્રશાન્ત વાતાવરણ ભાંગીને પ્રચંડ વટોળિયો ફેંકાય તેમ એક દિવસ રજિયાને એકાએક જણાયું કે તેનું દિલ સુલતાન તરફ પ્રેમની લોહચુંબકે આકર્ષાઇ રહ્યું હતું અને તે લજ્જા પામી. રજિયાની લાગણી આટલી સુરેખ બની ચૂકી હતી ત્યારે છઠ્ઠા ધોરણની છ માસિક પરીક્ષા તેની સામે ડોળા કહાડતી ઉભી હતી. સુલતાન પાસે ભણતાં રજિયાને ત્યારે દોઢ વરસનો સમય થયો હતો, રજિયાએ પોતાની આ ઘેલછાને ગુંગળાવતાં પરીક્ષાની તૈયારીમાં લક્ષ પરોવવા માંડ્યું.

સુલતાન જુના પરીક્ષાપત્રોમાંના પ્રશ્નોનો ઉકેલ સમજાવતો હોય ત્યારે કેટલીકવાર રજિયા સુલતાન તરફ બે ધ્યાનપણે જોઇ રહેતી. સુલતાનનું ધ્યાન તેની આ સ્થિતિ તરફ ખેંચાતાં તે રજિયાને તેના આવા બેધ્યાનપણા માટે વઢતો અને ત્યારે રજિયા પોતાના બેકાબુ દિલને દોષ દેતી.

છ માસિક પરીક્ષા આવી અને ગઇ. રજિયાએ પરીક્ષામાં સારી સફળતા મેળવી, પણ રજિયાના દિલમાં સુલતાનનું આકર્ષણ બળવાન બનતું આવ્યું હતું અને પરીક્ષાનું ભારણ મગજ પરથી ખસી જતાં દિલની ઉર્મીઓ ઘુઘવતા સાગરની જેમ ધસારો કરવા લાગી હતી, સુલતાન તરફની આ ભાવનાને દાબી દેવાનું રજિયા માટે વધારે ને વધારે મુશ્કેલ થઇ રહ્યું હતું. સુલતાનને ક્યારે ક્યારે રજિયાની વિચિત્ર વર્તણુંથી જણાતું કે રજિયાનું ધ્યાન ભણવામાંથી ઓછું થતું જાય છે, પણ તેની પરીક્ષાનું પરિણામ સારૂં આવવાથી તેણે પોતાના આ વિચારની યોગ્યતાની દરકાર કરી નહિ.

રજિયાએ પોતે મેટ્રિક પાસ કર્યા પછી પોતાનું દિલ કોઈ દિલસોઝ પાસ ખોલવું પડે તો ખોલવાનો આછો નિર્ણય કર્યો અને હજી તો તેને મેટ્રિક પાસ કરવાને લગભગ દોઢ વરસ બાકી હતું. મા પાસે દીકરી પોતાના દિલનાં ગુપ્ત દ્વાર ખોલી શકે અને મા પોતાની પુત્રીના દિલની છાની વાતો સહાનુભૂતિપૂર્વક સાંભળે એટલી આજની આપણી માતાઓ ઉદાર અને નિસ્પૃહી બની નથી. આજની માતાઓ ગઇ કાલે કુમારીઓ હતી, અને તેમને પણ ત્યારે આ પ્રેમનો કોયડો મૂંઝવી રહ્યો હતો. આ કોયડાનો ઉકેલ કરવાની જવાબદારી તેમણે પોતાનાં માતપિતા પર ઢાળી હતી. તેમનાં માતપિતાએ આ જવાબદારી સમજી નહોતી ગઇ કાલની કુમારીઓ પણ આજે માતાઓ થઇને પોતાની આ જવાબદારી ભુલી ગઇ છે.

ગઇ કાલની માતાઓ માટે પણ આ પ્રસંગો ઓછું ઉદ્ભવ્યો મૂક્યો છે. જ્યારે પેટે સુલતાનની બહેન અને પોતાની બહેનપણી મહેરૂન્નિસાને આ વિષયમાં ચોખાઈથી પરોક્ષ રીતે વાત કરવાનો વિચાર રઝિયાએ કર્યો હતો.

છ માસિક પરીક્ષા પછીનું ઓકટોબર વેકેશન અને ડીસેમ્બર માસની નાતાલનું નાનું વેકેશન પુરાં થઇ ગયાં હતાં. બીજા ત્રણ માસ અને મેટ્રીકના વર્ગમાં પગ મૂકવાને પરવાનો અપાવનારી વાર્ષિક પરીક્ષા એપ્રીલ માસમાં આવવાની હતી, ત્યાં સુલતાનના પિતાનો જાન્યુઆરીમાં દેહ વિલય થયો. સુલતાન ત્યારે ઇન્ટર આર્ટસમાં અભ્યાસ કરી રહ્યો હતો. સુલતાનની પરીક્ષાને બે માસ હજી બાકી હતા, તેની પરીક્ષા માર્ચમાં હતી. કાલેજની ટર્મ્સની બાકી રહેલી મુદત પુરી કરી. ફીસ રૂપિયાની ફીઝ ભરી સુલતાને પોતાની પરીક્ષા આપી. તેની પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું ત્યાં લગી રઝિયાનું ટ્યુશન પણ ચાલુ રહ્યું. આટલા સમય દરમ્યાન રઝિયાના પ્રેમનો પ્રકાશ સુલતાન પારખી શકયો નહોતો.

જાની વાર્ષિક પરીક્ષામાંથે શીરીનાથે પોતાનું સારૂં સ્થાન જાળવી રાખ્યું અને મે વેકેશન પછી રઝિયાએ મેટ્રિકમાં કુમકુમનાં પગલાં માંડ્યાં. જુન માસના બીજા પખવાડિયાના આરંભમાં સુલતાનની પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું અને યુનિવર્સીટી તરફથી સુલતાન નિષ્ફળ થયેલો જાહેર થયો.

આ નિષ્ફળતા પછી સુલતાને પોતાનો અભ્યાસ પડતો મૂક્યો અને પોતાના જીવન-નિર્વાહનું અને પોતાની મા ને બહેનના પોષણનું સાધન શોધવામાં તે પડ્યો. સદ્ભાગ્યે તેને ટુંક સમયમાંજ માસિક રૂપિયા પાંસઠની નોકરી મળી ગઇ, પુરા દિવસની ચાકરીના થાકોડા પછી ટ્યુશન આપવાનું સુલતાનને સુગમતાભર્યું જણાયું નહિ અને તેણે રઝિયાનું ટ્યુશન તજ્યું. અધવચ્ચે આમ છોડી જવાથી રઝિયા અને શીરીનને કચવાટ તો થયો, પણ સુલતાનને અનુકૂળતા પડતી નહિ હોવાથી બીજો ઉપાય નહોતો. સુલતાનના છુટા થવાથી રઝિયાને તો અત્યંત નારાજગી થઇ પણ તેને હજી મેટ્રિકનો અભ્યાસ પૂર્ણ કરવાની અભિલાષા હતી અને સુલતાનના ટ્યુશનના મૂકવાથી ક્યાં બધું રઝિયાનું ખોવાઇ જવાનું હતું? સુલતાન થાકે પડે એટલે તેને ત્યાં અવરજવર કરવાને મ્હેરૂન્નિસાની મિત્રતાનું સુલભ સાધન તો રઝિયા પાસે હતું જ.

સુલતાનને નોકરીમાં લગભગ બે વરસ નીકળી ગયાં જ્યાં શ્રી સુલભ લગ્નએ રઝિયાને સુલતાન તરફનો પોતાનો પ્રેમ પ્રદર્શિત કરવાને જબરૂ મોકાની તક આપી અપાવી હોતી. એટલામાં તો વાયુને વાચા અને તેની અગાઉ અદ્ભુત ઝડપથી સુલતાનના લગ્ન ઝરીના જોડે નક્કી થઇ ગયાં. સુલતાન માટે કાંડાની સોનાની ઘડિયાળ લગ્નભેટ તરીકે રઝિયા લઇ ગઇ અને મ્હેરૂન્નિસાને આપી. આ ઘડિયાળ પોતાના શયનખંડમાં લગ્નની પહેલી રાત્રિએ સુલતાને પોતાની બહેનના નીચે પ્રમાણેના અક્ષરમાં લખાયલી ચીઠ્ઠી સાથે સુલતાનને મળ્યું.

**ભાઇ માટે રઝિયા તરફથી—**

સમ પછી રઝિયાં આજે ખાસ રવિવાર જોઇને મ્હેરૂન્નિસાની બીબીને જવાને બહાને -

સુલતાનના દર્શન કરવાને પોતાની સખીને ત્યાં આવી હતી. પણ સુલતાન ઘરમાં નથી એ જાણીને રઝિયા હતોત્સાહ થઈ હતી.

## પ્રકરણ ૧૨ મું — થોડી સુખી પળો.

એક કલાકથી વધુ સમય વીતી ગયો છતાં સુલતાન નહિ આવ્યો સમાજનો શિષ્ટાચાર તો હવે ચાલ્યાં જવાને પ્રેરી રહ્યો હતો. પણ રઝિયાની આંખો સુલતાનને જોયા વગર જવાને માનતી ન્હોતી. પણ આખરે જવા માટે ઉભી થતાં રઝિયા બોલી

"સારૂં ત્યારે હવે હું જઇશ."

"આટલી જલદી ક્યાં જઈ રહી છે? હવે જમીને જજે, હમણા તૈયાર થઇ રહેશે." મ્હેરૂન્નિસાએ રઝિયાનો પાલવ પકડી તેને અટકાવી.

"ના હું ઘેર જમીશ."

"અમારૂં ગરીબના ઘનું જમવાનું નથી ગમતું કાં?"

"એમ નહિ, બહુ વખત થઇ ગયો છે ને માને ચિંતા થતી હશે."

"તું નાની ગીગલી છે કે તારી માને તારી ચિંતા થાય! કોલેજમાં જાય છે ત્યારે માને ચિંતા થતી નથી અને અહીં આવી છો એટલે માને ચિંતા થશે. હવે બેસ!"

"નહિ, નહિ. હવે મને જવા દે."

"બેસને હવે!"

"બેસ છે કે નહિ!" કહેતાં મહેરૂન્નિસાએ રઝિયાનો પાલવ જરા જોરથી ખેંચ્યો

"અરે! કપડાં ફાડી નાંખશે."

"તો ચુપચુપ બેસ."

મહેરૂન્નિસાનો આવો અત્યંત આગ્રહ અને પગ ઉપાડવાં મટે પોતાના મનતાયે મનાઇના કારણે રઝિયા અંતે રોકાઇ જવાના વિચાર પર આવી અને હજી તો તે પછી નીચે બેસવા જતી હતી કે દરવાજામાં સુલતાનનો અવાજ સંભળાયો.

"ઓહો હો, આજે રઝિયા આવી છે?"

રઝિયાની સ્થાન તરફ પીઠ હતી છતાં આવેલ સ્ત્રી રઝિયાજ છે એમ નિશ્ચિતપણે અનુમાન કરવાનું કારણ જાણવાને મહેરૂન્નિસાએ પૂછ્યું.

"સાડી પરથી કેમ માની લીધું કે રઝિયા જ છે?"

"સંગીત અને સુવાસ હોય ત્યાં રઝિયા જરૂર હોવી જોઇએ 'ફરથી પંખુ કોઇ' ગાતું હોય તો હું રઝિયાનો કંઠ પારખી લઉં. એક જાતની ખુશ્બુ રઝિયાં ખાસ-પસંદ છે અને બહુ છેટેથીયે એ ખુશ્બુ પરથી હું રઝિયાની હાજરી જાણી લઉં. મને દાદર પરથીજ આ ખુશ્બુ આવતી હતી અને ત્યાંથીજ હું જાણી ગયો કે રઝિયાની સવારી પધારી છે."

આ રહસ્ય સ્ફોટનની અસર રઝિયા મહેરૂન્નિસા અને ઝરીના એ ત્રણે પર થઇ. પોતાના પ્રેમપાત્ર તરફથી પોતાની પ્રશંસા થતી સાંભળીને રઝિયાને ખુશી થાય એતો સહજ છે. મહેરૂન્નિસાને પણ પોતાની સખીની વિશિષ્ટતાના વખાણ સાંભળી આનંદ થયો. ઝરીનાના

મનમાં કાંઇ કચવાટ થયો હોય એવું જણાતું હતું

"ઠીક થયું રઝિયા તું આજે ઘેર આવી તો. હમણાંજ રોશન સાથે હું આજે સિનેમામાં જવાની વાત કરતો હતો. આપણે બધાં સાંજે સિનેમામાં જઇશું." સુલતાન અને રોશને મળીને કરેલો ઠરાવ સુલતાને રઝિયાને ઉદ્દેશીને બધાને કહી સંભળાવ્યો.

"બહેને જમવાનું આમંત્રણ આપ્યું, ભાઇએ સિનેમાનું." મલકાતાં મલકાતાં રઝિયાએ કહ્યું.

' તો એમા ખોટુંજ શું છે?" અત્યાર વેર મૌન રહેલી ખતીજાએ સૂર પૂરાવ્યો.

"પણ માની તો રજા લેવી જોઇએને?" રઝિયાએ કહ્યું.

"માની રજા લીધા વિના તું નહિ જમે એમ?" મહેરૂન્નિસા તડૂકી.

"અહીં જમવાનુ તો મેં કબૂલ કરી લીધું છે, પણ સિનેમા જવા માટે તો માની રજા લેવી જ જોઇએ."

"તો જતાં જતાં આપણે તારી માની રજા લઇ લઇશું. હું તને રજા અપાવી દઇશ. તારી મા મને ના નહિ પાડે" સુલતાને માર્ગ સરળ કર્યો.

"પછી મારી યે ના નથી" રઝિયા ચાલવાને કબૂલ થઇ.

"તારી મોટર પણ કામમાં લઇશું." સુલતાને સુચના કરી.

' ભલે!" રઝિયા તો સુલતાન માટે પોતાનું સર્વસ્વ આપવાને તૈયાર હતી.

પાથરણું પથરાયું. સુલતાને જમી લીધાં પછી સર્વ સ્ત્રીઓ જમવા બેઠી, જમી ચૂકયાં પછી ચા ચૂલે ચડી.

સુલતાનનું ઘર આજે ગુલઝાર બન્યું હતું. જેમાં સ્ત્રી જેવાં ગુલાબો હોય તે ઘર ગુલઝાર કાં નહિ હોય? માતા, બહેન, પત્નિ કે પુત્રિથી ગુંજતાં ઘરોનો અનુભવ અત્યંત આહલાદદાયક હોય છે. ખરૂં જીવન અને જીવનનો ઉલ્લાસ ત્યાં વિહાર કરતાં હોય છે સ્ત્રી-ઓવાળા ઘરની સુઘડતા અને સ્ત્રીવિહોણાં ઘરની અવ્યવસ્થિતતા જેણે જાણી છે તે આ કથનની સત્યતા જાણી શકશે.

બપોરના ત્રણ પણ નહિ થયા હતાત્યારે મેહફિલમાં સાકીએ જાણે ફેરવ્યા. આ મેહફિલ હતી સુલતાનનું ઘર! મહેરૂન્નિસા સાકી બની હતી અને જામમાં ચાહનાં પ્યાલાં હતાં.

ચા પીવાતી હતી ત્યારે રોશન આવી પહોંચ્યો રોશનને દરવાજામાં પગ મૂકતાં જોતાંજ સુલતાન બોલી ઉઠયો.

"હયો, રોશન પણ આવી લાગ્યો"

મહેરૂન્નિસાએ રોશનને પણ એક ચાનું પ્યાલું આપ્યું. રોશનને મળેલું ખાસ પ્યાલું ચાનું પ્યાલું હતુ કે ચાહનું? એ તો પ્રેમનું પ્યાલું જેણે પીધું હોય તે જાણે ને સમજે!

ચા પી રહેતાં સુલતાને કોટ પહેરતાં પહેરતાં કહ્યું.

"ચાલો હવે તૈયાર થાવ."

મહેરૂન્નિસા અને ઝરીના અંદરના ઓરડામાં કપડાં બદલવા ગઇ. વસ્ત્રો પરિધાન કરી મહેરૂન્નિસા બહાર આવી અને દિલગીરીભર્યા અવાજે બોલી.

"પણ જમી તો લે"

"જમી લીધું"

"ક્યાં?"

"મહેરૂને ત્યાં."

"કોની સાથે જાય છે?"

"મહેરૂ સાથે. ડ્રોઇંગ રૂમમાં બધાં બેઠાં છે."

"કોણ બધાં?" પૂછતી શીરીન ઉઠી.

કપડાં સમાં કરીને રઝિયા જોડે શીરીન સ્વાગત ખંડમાં દાખલ થઇ.

"કોણ સુલતાન? બધાંમાં શીરીનની આંખોએ સુલતાનને સર્વથી પહેલાં ઓળખ્યો.

"માસી, અમે સિનેમામાં જઇ રહ્યા છીએ. રઝિયાને સાથે લઇ જવાની તમારી રજા લેવા આવ્યાં છીએ.

"તો હું ક્યાં ના કહું છું? તું અને મહેરૂ સાથે છો. પછી મને શાની ચિંતા પણ તમારી સાથે આ કોણ છે?"

"મારો ભાઇ."

"તારો ભાઈ? ભતીજાનાં તો તમે બે જ બચ્ચાં છો ને?"

"હા, આ મારી માસીનો દીકરો રોશન છે."

"તારી માસીનો દીકરો ભાઇ? ઝવનમનો પુત્ર?"

"હા."

"તો ભલે જાવ પણ વહેલાં આવજો." પછી શીરીને બૂમ મારી પૂછ્યું.

"બૂવા ચા તૈયાર થઈ કે નહિ?" રાંધણીમાંથી જવાબ આવ્યો.

હા. ભાઇ, તૈયાર છે હમણાં લાવું.

"પણ અમે તો ચા પીને નીકળ્યાં છીએ." મહેરૂન્નિસાએ જણાવ્યું. [અપૂર્ણ.]

## ઉર્દૂ લેખકોને ખાસ સગવડ

ઇલાકાના વધા ઉર્દૂ લેખકો તથા સાહિત્ય રસીકોને મદદરૂપ થઇ પડે એ માટે ઇલાકાની અંજુમને તરક્કીએ ઉર્દૂએ નવા ઉર્દૂ લેખકોના લેખો વગેરે તપાસવા સુધારવા તથા ઉર્દૂ સાહિત્ય અને ઇતિહાસ અંગે ઘટતી બાતમીઓ પુરી પાડવાની વ્યવસ્થા કરી છે. અને એ માટે તેણે એ વિષયના નિષ્ણાતોની સેવાઓ પણ મેળવી લીધી છે.

ઉર્દૂના નવા લેખકો સુધારા માટે પોતાના લેખો વી. પ્રોફેસર નજીબ અશરફ નદવી સાહેબ મંત્રી, અંજુમને તરક્કીએ ઉર્દૂ–ઘોડબંદર રોડ, અંધેરી–મુંબઇને શિરનામે મોકલી શકે છે.





## આ અંકમાં



**વિનંતિઃ-** રેપર ઉપર ગ્રાહક નંબર હંમેશા લખવામાં આવે છે. લવાજમ મોકલતી વેળા અથવા પત્રવ્યવહાર કરતી વેળા તે લખવા ચૂકશું નહિ.

**નમુનોઃ-** પ્રથમ વર્ષના અંકો પૈકી જે શીલકમાં હશે તેમાંથી મોકલવામાં આવશે. ચાલુ વર્ષના અંકો મફત મોકલવામાં આવતા નથી. મેનેજર



[ જન્મ ૮૦ ફિ૦ ] ૯૦. અબૂ હનીફા (૨૯૦)ની આરામગાહ. [ વિસાલ ૧૫૦ હિ૦ ]



**મી૦ યૂસુફ ઈસ્માઇલ બી. એ.**

[રાંદેર]

ક્રિકેટ જગત જેમને વાઈ. ઈસ્માઇલના નામે ઓળખે છે જેમણે ચાલુ વર્ષમાં બીજી એલ. એલ. બી. ની પરીક્ષા સેકન્ડ કલાસમાં પસાર કરી છે.



**આરેફ આ'ઝમ ઈસ્માઈલ**

[રાંદેર]

કારવાંના તંત્રીના બીજા પુત્ર. જેમણે ચાલુ વર્ષમાં બી. એ. ની પરીક્ષા ઉર્દૂ–એરેબિક ઓનર્સ સહિત સેકન્ડ કલાસમાં પસાર કરી છે.



**મી૦ અબ્દુલ હમીદ છોટાણી**

[મુંબઇ]

મુંબઇ યુનિવરસીટીની ચાલુ વર્ષની મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પહેલા નંબરે આવનાર મુસ્લિમ યુવાન.

તંત્રી :— " વહશી " રાંદેરી

સહતંત્રી : " એકાર "





લવાજમ
હિન્દ રૂ. ૪
બર્મા રૂ. ૫
પરદેશ શી ૮
છુટક આ. ૭

પુસ્તક બીજું | જુલાઇ ૧૯૪૧ | અંક ૧૧ મો


# દીવડાં

આજે હું મારા ઘરમાં દીવડાં પ્રગટાવું છું.
માફ કરજો હે અંધારાં ! આજે હું તમને વિદાય આપું છું.
ગોખે ગોખે હું એ દીવડાં હર્ષથી પથરાવું છું.
મોંઘાં અણમૂલ મારાં એ દીવડાં ખૂબ શ્રમ પછી મને જડયાં છે.
મારા ઘરનાં નેવે અને બારિયોમેં પ્રેમને પેટાવ્યાં છે.
ભેદનાં બધાં દ્વાર આજે ઉઘડી ગયાં છે,
ને આજે સંસારીઓની બધી ભૂલો ભાંગી ગઇ છે.
આજે મને સાચી સમજણ પડી ગઇ છે.

બ્રહ્માંડ સમસ્તને મારાં એ દીવડાંઓએ તેજ અર્પ્યાં છે.
ને આકાશમાં ટમટમતા પેલા તારલાઓમાં મારાં દીવડાંઓનીજ ઝમઝમાટ પ્રતિબિંબિત થયો છે
હા, હા, સૂર્યમાં ઉષ્ણતા અને ચાંદનીમાં મીઠી ઠંડક મારાં દીવડાંઓએજ ભરી છે

મારા દીવડાંની વાટ હું વધારૂં છું અને ઓછી કરૂં છું.
તેજ ઓછું થાય છે અને વધુ.
આનંદ ! આનંદ ! આજે બધુંજ મારા હાથમાં સપડાઇ ગયું છે !
વાહ ! વાહ ! સમજવાનું બધુંજ મને સમજાઇ ગયું છે !

પણ હે અંધારાં !
ના, ના, નહિ વિસરૂં કદી હું તમારૂં ઋણ.
તમે, હા તમેજ આપ્યાં છે મને આ દીવડાં
દેહમાંથી પ્રાણ નીકળી જાય તેમ હું તમારામાંથી ભાગી છુટયો છું.
પણ, પણ, હે અંધારાં !
મારાં આ પ્રિય દીવડાંના સોગંદ ખાઇને તમને કહું છું.
માનશો ?
કે હું તમારૂં સ્વપ્ને પણ બૂરૂં ચાહતો નથી.
હું તો ઇચ્છું છું હે અંધારાં !
કે તમે જ્યાં હોવ ત્યાં સુધી ચાલો !

'દ્રષ્ટા'—માતરી

તો જોઇ લીધું કે નાઝીવાદ દોસ્તીના કરારને પણ કચરાપટીની ટોપલીમાં નાખવાના રદ્દી કાગળો કરતાં વધુ મહત્વ આપતો નથી ! પેલા કોઇ હિંદી શાઇરે કહ્યું છે તે ખરૂં જ કહ્યું છે કેઃ—

"ન ઈન્કી દોસ્તી અચ્છી ન ઈન્કી દુશ્મની અચ્છી !"

આમ બ્રીટનને, અમેરિકા તો, હાલમાં ડુગડુગી વગાડીને રીંછને ટટાર રહી લડવાની હીંમત આપી રહ્યાં છે ત્યારે પૂર્વનો ગુલાંટબાજ વાંદરો જાપાન વિચારમાં પડ્યું છે. રીંછની વ્હારે ધાવું કે ગીધની સાથે દોસ્તી કાયમ રાખવી ? અમને તો એમ લાગે છે કે હજુ થોડોક સમય જાપાન રાહ જોશે અને "જીસ્તી તડકે લડું ઉસકી તડમેં હમ !"નો પાઠ ભજવશે !

●

મુશાયરાંની હદ હવે વધુ વિસ્તારમાં ફેલાતી જાય છે. મુંબઇ રેડીયો હાઉસ પર બાળકોનાં પ્રોગ્રામમાં પણ મુશાયરો ઘુસ્યો અને બાળકોની ખાતર કે મુશાયરાની ખાતર 'શયદા', 'બાદરાયણ', 'આસિમ', "બદ્રી', 'મરીઝ', 'નસીમ', 'સગીર' ને 'સાકી' જેવા પ્રૌઢ અને યુવાન કવિઓને પણ બાળક બનવું પડ્યું ! અને ખરો કવિ પણ તેજ ગણાયને કે જે વખત આવે બાળક, પ્રૌઢ, કે વૃધ્ધ પણ બની શકે. હશે ગમે તેમ પણ આમ મુશાયરાંની લોકપ્રીયતા વધતી જાય છે એતો નક્કી જ વાત છે. બાકી અમે તો એમજ ઇચ્છીએ છીએ કે મુશાયરાની લોકપ્રીયતા એટલી વધે કે લોકો હુલ્લડોમાં રસ લેવાનું પણ ભુલી જાય ! હિંદુ–મુસ્લિમ કવિઓ પોતાની કવિતાઓ દ્વારા એકતાની ગાંઠને એવી મજબૂત બનાવે કે એમની કલમો સમક્ષ ગુંડાઓની છુરીઓ અને ખંજરો પણ બુઠ્ઠાં બની જાય, અને "મારો મારો ! કાપો કાપો !"ની બુમો પાડનારાઓ શાઇરોને દાદ દેતા થઇ જાય, ને કોમીવાદનો ખરો હારબિંદુ પર આવીને જામી જાય; તો દીવાસળીનો ભાવ વધારી દેનાર, કોમીવાદની હોળી સળગાવનારાઓ પણ આપોઆપ શરમાઇને પોતપોતાના ઘરમાં ઠરીને ઠામ થાય.

●

આવાઝફી દુનિયાં કે દોસ્તો ! નવિનતા પ્રેમી લીડરોમાં, શ્રી કનૈયાલાલ મુન્શી પણ ઓછા ઉતરે એમ નથી. એમનેય એકનેએક ધરડમાં ચાલવું ગમતું નથી ! મુન્શીજી જેવા ધડાકા પ્રેમીને કોંગ્રેસની અળસીયાં જેવી નિષ્ક્રિયતા કેમ પાલવે ? એતો ગાંધીજીના હિંસા અહિંસાના મતભેદને બ્હાને કોંગ્રેસથી છટકીને અલગ થઇ ગયા છે અને તે પણ ગાંધીજીના આશિર્વાદ મેળવીને ! જોઇએ છીએ હવે એ મુંજે–સાવરકરના અખાડામાં શામીલ થાય છે કે જુદો ચોકો જમાવે છે ? વરસો સુધી અહિંસાના વાતાવરણમાં રહ્યા છતાં એઓ શ્રી અહિંસાને પચાવી શકયા નથી. શું જેલના માંકડો અને મચ્છરોએ તો એમને હિંસાની પ્રેરણા આપી નથી ? કે પછી એ કલમ સ્વામીને લકડી પટો ફેરવવાનું તો મન થઇ આવ્યું નથી? અમને આમાં કંઇક ગંધ આવી રહી છે કે હવે ગાંધીજીની નેતાગીરી ઘરડી થતી જાય છે ને સાવરકરની નેતાગીરી જુવાન થતી જાય છે !

ઢાકામાં પુનઃ હુલ્લડ થયાના સમાચાર સાંપડે છે મુંબઈ પણ ઘડીકમાં ઉઘી જાય છે ને ઘડીકમાં પાછું હુલ્લડ કરવા જાગી જાય છે ! બિહારમાં પણ ઘડીકમાં હુલ્લડનો નશો ઉતરી જાય છે ને પાછો ચઢી જાય છે ! આમ વારંવાર હુલ્લડો દબાય છે ને પાછાં ઉભાં થાય છે એનું કારણ શું હશે ? કદાચ એમ પણ હોય કે હિંદને સ્વરક્ષણની જરૂર છે તો સ્વરક્ષણની તા'લીમ લેવા માટે આમ હિંદુ મુસલમાનો એક બીજાનાં ગળાં રેંસીને

# અસ્માઉલ હુસ્ના

સં. પા.

રિફાઈ–સાબેરી

[ ભુલ સુધારઃ—ગયા અંક પૃષ્ઠ ૬૬૪ માં લીટી ૩૪ માં અતઝુર્કની ને બદલે અંતરઝુકની પઢવું. પૃષ્ઠ ૬૬૫ લીટી ૧૩ માં આંમૂરી ને બદલે ઓમૂરી પઢવું. ]

"યા હલીમો" (સંખ્યા ૮૮) "ઐ બુર્દબારી અને નરમી કરવાવાલા" (૧) જે કોઇ ઝોહરની નમાઝ પછી ૯૦ વખત હમેશા પઢતો રહેશે તે દુન્યામાં સુર્ખરૂ રહેશે. (૨) દુશ્મન; મુદ્દઇ અગર હાકિમની રૂબરૂ જતાંની સાથે પાણીથી હાથ ભીંજવી ૧૧ વખત પઢી હાથ ઉપર દમ કરી મોઢાં ઉપર ફેરવશે તો દુશ્મન સખ્તી કરી શકશે નહીં અને હાકિમ નરમી અને મહેરબાની કરશે. (૩) એને હમેશા કસરતથી પઢનાર સદા ફતેહમંદ રહેશે અને દરેક આફતથી બચેલો રહેશે. (૪) એને કસરતથી પઢનારનું દિલ નરમ થઇ દિલમાં સબ્ર અને ધીરજ પૈદા થશે. (૫) જે કોઇ ખેતીમાં દાણા વાવતી વખતે અગર ઝાડ રોપતી વખતે એને ૮૮ અગર ૨૮ વખત પઢી દમ કરશે તો ઇ. અ. ખેતી અને બાગબગીચા દરેક આફત અને નુકસાનથી બચી જઇ પેદાશમાં સારો જેવો વધારો થશે. (૭) જો કોઇ અમીર, એને કસરતથી હમેશા પઢતો રહેશે તો ખુદા-પાક તેની અમીરી કાયમ રખી તેમાં વધારો કરશે. (૮) એને હમેશા કસરતથી પઢનાર પાણી ઉપર દમ કરી કિસ્તી પર છાંટશે તો ઇ. અ. ડુબશે નહીં અને જો જાનવર, ઘોડા બળદ વગેરેને લગાડશે તો તે દરેક આફતથી બચેલા રહેશે અને પઢનાર જો કોઇ કારીગર હશે અને જો પોતાના હથીયારો ઓઝારો ઉપર દમ કરેલુ પાણી છાંટશે તો ઇ. અ. રોઝીમાં વધારો થશે. મુસ્લિમ ખેડુત ભાઇઓ અને કારીગરો માટે અકસીર સિફત છે.

"યા અઝીમો" (અદદ ૧૦૨૦) "ઐ બુઝુર્ગ અને બુરતર ઝાત અને સિફાતમાં" (૧) એને હમેશા કસરતથી પઢનારને ઇઝઝત હાંસિલ થશે. (૨) બીમાર માણસ એને કસરતથી પઢશે તો ઇ. અ. બીમારીથી જલ્દી છુટકારો થઇ જશે. (૩) તંદુરસ્ત માણસ એને કસરતથી પઢતો રહેશે તો ઇ. અ. દરેક આફત, બીમારી વગેરેથી બચેલો રહેશે. (૪) જો કોઇના પેટમાં દર્દ થતુ હોય તો સાત વખત પઢી પાણી પર દમ કરી પીવાથી અગર બીજાના પેટમાં દર્દ હોય તો પીવાડવાથી ઇ. અ. દર્દ મટી જશે. (૫) "અલ્લાહુમ્મા યા અઝીમો તઅંઝઝમતા બિલઅઝમતે વલ અઝમતો ફી અંઝમતે અઝમતેકા યા અઝીમો" એને કસરતથી પઢનાર ઇ. અ. દરેક આફત, બલા, બીમારીથી જલ્દી છુટો થશે. અગર એવી કોઇ બલામાં ફસેલો ન,

હશે તો ખુદાપાક એવી બલાઓથી બચાવશે અને દુન્યામાં તેની ઇજ્જત વધશે. (૬) "આઉઝો બેકલેમાતિલ્લાહિત્તામ્માતે કુલ્લેહા મિન શરેં માખલકા યા અઝીમ સ્સુલ્તાને, યા કદીમલ એહસાને, યા દાએમન નેઅ્મે, યા બાસેતર્રીઝકે, યા રઝઝાકો વ ક્રુર્ઈના કુઇનદા એર રાંઝેકીન" એને કસરતથી પઢનાર ઇ. અ. કદી કોઇનો મોહતાજ થશે નહીં, ખુદાપાક ગૈબથી દરેક હાજત પૂરી કરશે.

"યા ગફૂરો" (અદદ ૧૨૮૬) "એ બખ્શવાવાલા." (૧) એને કસરતથી પઢનારના દરેક રંજો ગમ ખુદાપાક દૂર કરશે. (૨) એને કસરતથી પઢનાર બુખાર અને માથાના દર્દવાલા ઉપર દમ કરશે તો ઇ અ. બુખાર, દર્દ વગેરે જતું રહેશે. (૩) એને કસરતથી પઢનારના ગુન્હા ખુદાપાક બખ્શી દેશે. (૪) એને કસરતથી પઢનારના દિલની કાળાશ (ગુન્હાઓને લઇ દિલ પર જે સિયાહી જમે છે તે) ખુદાપાક દૂર કરી દેશે. (૫) જે કોઈ સિજ્દામાં જઇ "યારબ્બેગ ફ્રીલી" ત્રણ વખત પઢશે તો ખુદાપાક તેના આગળ પાછળના બધા ગુન્હા બખ્શી દેશે. (૬) 'યા ગફૂરો" ને કસરતથી પઢનાર ઇ. અ. દરેક આફત બલા અને બીમારીઓથી બચેલો રહેશે, અને આફત. બલા અને બીમારીમાં પકડાયલો માણુસ એને કસરતથી પઢશે તો ઈ. અ. બહુ જલ્દી છૂટો થઇ જશે. (૭) "અલ્લા હુમ્મગ ફ્રીલી વતુબ અલય્યા ઇન્નકા અંતત્તવ્વા બુર્રહીમ" એને કસરતથી પઢનારના ગુન્હા ઇ અ ખુદાપાક બહુ જલ્દી બખ્શી દેશે. ગુન્હાઓની બખ્શીશ માટે અકસીર સમાન છે. (૮) દરરોજ રાત્રે સુતી વખતે એને (નં૦ ૭ ની દુઆને) ૧૧ વખત પઢનારના તે દિવસના બધા ગુન્હા ઇ. અ. ખુદાપાક બખ્શી દેશે. એની આગળ અને પાછળ ત્રણ ત્રણ વખત દરૂદ શરીફ પણ પઢવું જોઇએ.

"યા શકૂરો" (સંખ્યા ૫૨૬)" એ શુક્ર કરવાવાલાના કદરદાન" (૧) એને દરરોજ ૪૧ વખત પઢી પાણી ઉપર દમ કરી (પાણી જરૂર જેટલું જ લેવું) સીના અને બંને આંખો ઉપર લગાડવાથી ઈ. અ. તંગદસ્તી બહુ જલ્દી ખુદાપાક દૂર કરશે અને તેને ગૈબથી રોઝી આપશે. (૨) હમેશા ૫૨૬ વખત પઢનાર ઇ. અ. બહુ જલ્દી તવંગર થશે; અગર ખુદાપાક તેના દિલને દરેક રીતની સબ્ર અતા કરશે (૩) એને કસરતથી પઢનાર કોઇનો મોહતાજ થતો નથી. (૪) દરરોજ એને ૫૦૦૦ વખત પઢનારને કયામતમાં ખુદાપાક મોટા દરજા અતા કરશે- (૫) દરરોજ એને ૪૧ વખત પઢી લુઆબે દહન બંને આંખોપર લગાડે અગર પાણી ઉપર દમ કરી તે લગાડે તો ઈ. અ આંખોની રોશની કાયમ રહેશે અને જો એ કમતી થઇ ગઈ હશે, તો ખુદાપાક તેને રોશની પાછી અતા કરશે. (૬) એને દરરોજ ૪૧ વખત પઢી પાણી ઉપર દમ કરી તે પીવાથી તેમજ બદન ઉપર લગાડવાથી સાસની રૂકાવટ હાંફ; જરા કંઇ ચાલતાં કે કામ કરતાં બહુ જલ્દી થાકી જાય તે બીમારી અને બદન હંમેશા ભારી રહે અને સુસ્ત રહે તે બીમારીઓથી ઇ. અ. ખુદાપાક બહુ જલ્દી છોડવશે. (૭) એને કસરતથી પઢનાર નંબર ૬ માં લખેલ બીમારીઓમાં સપડાશે નહીં ખુદાપાક તેને એવી બીમારીઓથી બચાવશે. (૮) પગે ચાલી મુસાફરી કરનાર એને કસરતથી પઢશે તો ઇ. અ. તેને થાક લાગશે નહીં.

"યા અલીય્યો" (સંખ્યા ૧૧૦) "એ બુલંદ મર્તબાવાલા" (૧) એનેકસરતથી પઢનારને

અગર દરરોજ ૧૧૦ વખત પઢનારને ખુદાપાક ઇઝઝત બખ્શે છે અને દુન્યાવાલા તેને દરેક માન ઇઝઝત આપે છે. (૨) નંબર એક મુજબ પઢનાર ગરીબ હશે તો ખુદાપાક તેને અમીર કરશે અગર અમીર હશે તો ખુદાપાક તેની અમીરી કાયમ રાખશે. (૩) અગર પરદેશમાં હોય અને વતન પાછા પહોંચવાનું કંઇ સાધન ન હોય તો એને કસરતથી પઢવાથી ઇ. અ. બહુ જલ્દી ખુદાપાક તેને વતનમાં પહોંચાડી દેશે. (૪) કોઇપણ રીતના સોજા (વરમ) ઉપર ત્રણ વખત દમ કરવાથી ઇ. અ. સોજા મટી જશે.

(અપૂર્ણ)

## કોઇ

હોય કે તો બધું કરે કોઇ;
કે ન હોએ તો શું કરે કોઇ?
નિત નવી આફતો ને સંકટ છે;
એક હો તો, જતું કરે કોઇ?
દિલનું, આંખોનું, જીગરનું મનનું;
કોનું કોનું કહ્યું કરે કોઇ?
હું તો માનું છું, માનવા ખાતર;
દિલ ન માને તો શું કરે કોઇ?
દિવ્ય શક્તિ જો હોય માનવમાં;
ભાર શા છે, કે શું કરે કોઇ?
"આરઝૂ" આશ તુજ ફરી જાશે;
કાશ! પ્રયાસ તું કરે કોઇ.

"આરઝૂ" [ધોરાજી]

# પોઠ




રા. અડવાજી જ્યારે જ્યારે આવે ત્યારે સાહિત્યનું કંઈ ને કંઈ લફરૂં સાથે જ આવે છે. એમણે કહ્યું: "મારા વાંચવામાં આવ્યું છે કે કવિ નાનાલાલ **રસપ્રધાન** કાવ્યો લખે છે; ત્યારે બ. ક. ઠાકોર **અર્થપ્રધાન** કાવ્યો લખે છે. મેં એ બંનેનાં કાવ્યો અમદાવાદની લાઈબ્રેરીમાંથી જૂનાં પુસ્તકો મેળવીને તેમાં વાંચી જોયાં; છતાં સમજાયું નહિ કે રસપ્રધાન શું ને અર્થપ્રધાન શું?"

"તમારા જેવા સુંદના ગાંગડે ગાંધી બની જનારા આમ રહેવાથી કવિ નાનાલાલ કે બ. ક. ઠાકોરને સમજી જશે ત્યારે "સમજી લેવાનું કે હવે ગુજરાતી કવિતામાં કંઈ દમ રહ્યો નથી! અરે! જેમને ચાર ચાર, પાંચ પાંચ દાયકાથી અનેક વિદ્વાનો સમજવા ફાંફાં મારે છે; તોય સમજી શકતા નથી તેને આપ શું સમજવાના હતા? આજકાલ કાંદા—બટાકાના ભાવ ખૂબ તેજી પર છે! માટે ભાઈ સાહેબ તમે તમારૂં ને તમારાં બાલ બચ્ચાંનું ભલું ઈચ્છતાં હોય તો આ કવિતાના વિષયને પડતો મૂકી, તમારા પુરાણા ધંધાનો પુનરોધ્ધાર કરો; અને કાંદા—બટાકાની ફેરી કરો!" મેં અડવાજીને વાસ્તવિક શિખામણ આપી.

"બચ્ચાજી મેં પૂછ્યું તેનો જવાબ આવડતો નથી ત્યારે ઘરડી ડોશીઓની જેમ શિખામણ આપવા બેસી ગયો! તું મોટો સાહિત્યનો ખાં છે તો બોલને **રસપ્રધાન** અને **અર્થપ્રધાન** એટલે શું?"

"સાંભળ, જે કવિતા વાંચતાં આફુસ કેરી ખાતા હોય તેમ રસ ઝરે તે રસપ્રધાન કવિતા કહેવાય અને અર્થ એટલે પૈસા. તો જે કવિતા વાંચતાં સાંભળનારો આપણને પૈસા આપે તે અર્થપ્રધાન કવિતા કહેવાય!"

"ત્યારે આ હિસાબે તો સદ્દગત સાવળગા અને ગજરામારૂની કવિતાઓ રસપ્રધાન ગણાય! આજે સેંકડો વરસ થયાં જ્યાં જઈએ ત્યાં લોકોના હાથમાં એ ચોપડીઓ જોવામાં આવે છે, અને આ કવિ નાનાલાલની ચોપડીઓ તો કોઈ રડ્યા ખડ્યા કોલેજીયન કે કોઈ ખાંસીએલ, દમીએલ વિદ્વાન કે પ્રોફેસરના હાથમાં જોવામાં આવે છે! આફુસ કેરી તો શું પણ આમલી જેવો એ એમાં તો રસ આવતો નથી! ને વળી પેલી બ. ક. ઠાકોરની અર્થપ્રધાન કવિતા તો તમે ગળું ફાડીફાડીને ગાઓ તોયે કોઈ એક દોઢીયું પરખાવે એવી નથી!

મેં તો કોઇ ગવૈયા કે ભજનીકને મોઢે એવી કવિતા સાંભળી નથી! ગાડીમાં ગાનારા આંધળા છોકરા છોકરીઓએ બ્રહ્માનંદ, કબીર, તુલસીદાસ, તુકારામ, મીરાંબાઇ, નરસિંહ મહેતા વગેરેનાં પદો કે સાખીઓ ગાય છે. તમારા બ. ક. ઠાકોર કે નાનાલાલને તો કોઇ ગાતું નથી?"

"કોઇ કૉલેજના ગૅધરીંગમાં જઇને સાંભળજે! એ કવિઓની દુર્લભ ગાડીમાં કરવાની નથી! ભલા માણસ, મહાકવિઓની પ્રસાદિ તો કૉલેજના હૉલમાં, કોઇ સાહિત્ય રસિકના બંગલે, કે સાહિત્ય સભાઓમાં વ્હેંચાય! આગગાડી, ધર્મશાળા કે મંદીરના ચોતરાઓ ઉપર નહિ! સમજ્યો ગોળ ને ખોળનો ભેદ પણ જાણતો નથી ને મોટો સાહિત્યકારનો દાવો કરવા લાગ્યો છે તે! તું જાણે છે બ. ક. ઠાકોરને? મારી પાસે તો આવી વાત કરી પણ બીજે કયાંય એમનું નામ ન લેતો તે ટૌંટામાં તો એમની મૂછો જોઇ છે ને? એ સ્ટાંનલીન ફાસીનની મૂછોવાળા કવિનું તો નામ લેવામાંજ સાર નથી! સમજ્યો કે પછી ભેંસ આગળ ભાગવત! ને જો હવેથી કવિ નાનાલાલના રસપ્રધાન કાવ્યો સમજવાં હોય તો સવા મહિના સુધી લાગલાગટ રસપુરી જમેજે ને પછી એવાં કાવ્યો સમજવાનો પ્રયત્ન કરજે! એ ન્હોય પેલી મુશાયરાની ગઝલો કે કાને સાંભળતાંની સાથેજ ધ્યાનમાં ઉતરી જાય!

●

અને મુશાયરાનીજ વાત નીકળી છે તો શ્રી. 'એકલ' યાદ આવી જાય છે શ્રી. 'એકલ' ખુલાસો કરવામાં જરા 'બેકલ' (બેચેન) થઇ ગયા છે, હોય, "મુશાયરો એજ કવિતાને આમ જનતા સુધી પહોંચાડવાનું સારામાં સારૂં અને રસિક સાધન છે એમ હુ પણ માનું છું." એવો એકરાર કરીને પોતે "સાહિત્ય સૌરભ" ના બગીચાના એક કુંડાળે માળી છે એમ પુરવાર કર્યું છે. પણ ભલા જો છેલ્લા ૭ માસમાં એઓશ્રી ગણાવે છે એ રીતે મુશાયરાઓની સંખ્યા ગણવા બેસીએ તો ૨૫ શું ૨૫૦ મુશાયરા ગણાવાય! ઉત્તર હિંદના શહેરોમાં આઠ આઠ દિવસે મુશાયરાનો રવૈયો છે અને હવે તો દિલ્હી તથા લખનૌનાં રેડીયો સ્ટેશનો પણ ખૂબ મુશાયરાઓથી ગાજતાં થયાં છે; ત્યા ગણતાં કર્યા પાર આવે આવે એમ છે? પણ ટુંકી વાત એટલી કે એ ભાઇસાહેબનો પ્રથમ ચર્ચાવિળાનો હેતુ એ હતો કે "જેમ ઘાડની આગળ જોતરૂં; તેમ જ્યાં હોય ત્યાં આજકાલ મુશાયરાઓ આગળ આવતા દેખાય છે!" પણ આ વેલા એમનો હેતુ એ દેખાતો નથી એ આનંદનો વિષય છે.

●

"**પારકલ** કહે છે કે પુસ્તક લેખન માટે લખાણની શરૂઆતમાં શું મૂકવું એ સૌથી અગત્યની વસ્તુ છે." અલબત્ત લેખનની વાત બાજુએ મુકીએ તો છપાવતી વખતે સૌથી પહેલાં શું મૂકવું એવી જો કોઇને સમજ ન પડતી હોય તો કોઇપણ પ્રકાશકની ખાનગીમાં સલાહ લઇ જોજો તે તમને તુરત કહી દેશે કે પુસ્તકની શરૂઆતમાં **અર્પણ પત્રિકા** વહેતી મૂકવી અને તે પણ કોઇ વિદ્વાનને નામે નહિ પણ ધનવાનને નામે. કારણકે એમ થવાથી વિદ્વાન અને ધનવાનનો સુમેળ સાધતાં પુસ્તકમાં સુવર્ણ અને સુગંધી ભળે છે! આ વાતની ખાતરી ન થતી હોય તો કોઇ પણ અનુભવીને પૂછી લેજો. અને જાણો છો? આવું તો રાજાભોજ અને બાદશાહ અકબરના વખતથીજ ચાલતું આવ્યું છે! વળી **એડવર્ડ હોવે** કહે છે કે "લેખક પોતાના હૃદયમાં

નજર કરે અને જે જણાય તેને વફાદારી પૂર્વક કલમદ્વારા રજુ કરે તો પુષ્કળ વાંચકો મળી આવે છે.” વાત તો ખરી છે; પણ આપણા ગુજરાતમાં તો ઘણા ખરા લેખકોનાં હૃદય પ્રકાશકોને ત્યાં ગીરો મૂકેલાં હોય છે; પછી એવી નજર કરવી શું કામ લાગે? અત્યારે તો ઝવેરાત કરતાં દાબડાની કીંમત વધુ અંકાય છે! ફ્રુટ કરતાં કરંડીયાને પહેલા જોવામાં આવે છે! પુસ્તકમાં વિચારોની સંગીનતા કરતાં પોથાની સંગીનતા વધુ જોવામાં આવે છે! પુસ્તકમાં અનુભવની ઝીણવટ કરતાં પૂઠાંની જાડાઇ મારકીટમાં વધુ કામ લાગે છે! ખાતરી કરવી હોય તો એકાદ ઓટલા પર પુસ્તકોનો ઢગલો મારીને વેચવા બેસી જાવ!

●

ગઝલ વિકાસમાં રસ લેતા ભાઈ ‘સાગિર’ સાહબ એક પત્ર દ્વારા કારવાના તંત્રીજીને જણાવે છે કે “આપણા ગઝલકારો માસિકો, અઠવાડિકો અને દૈનિકોમા પણ ગઝલની કંડિકાઓ અવારનાર વહેતી મૂકે તો કેમ?” કેમ શું? વાત તો સારી છે એ દરિયો જેમ વધુ ખેડાય તેમ વધુ લાભ છે, પણ એટલી સભાળ તો રખાવીજ જોઇએ ને કે એ હોડીઓ કાગળની ન હોય! નાવિકો મજબૂત હોડકાંઓ લઇનેજ દરિયામા ઝંપલાવે કે અધવચ ડુબવાની શંકા ન રહે. બાકી દેખાદેખી કુદી પડવામાં તો “અપના વાલાઓ!” પાછી પાની કરે. એવા નથીજ! વળી એ ભાઈ સાહબ ગઝલ સાહિત્ય પર ભાઈ ‘નિસાર’ જેવા કોઇ દરેલ હાથેથી સમાલોચના થાય એમ પ્રચ્છે છે. એ વાત સાવ નાંખી દેવા જેવી તો નથીજ. જેમ એવી વધુ ખેડાય તેમ વધુ લાભ થાય એનો દેખીતીજ વાત છેને! પણ આપણા ગઝલકારોની પીઠ હજુ મજબૂત ક્યાં થઈ છે? જાપાની ચીમની જેવી તકલાદી પીઠવાળાઓની મેનોરિટી હોય ત્યાં આવી રીતે કલમ ઉપાડીને શું કાંદા કાઢીએ? હા…આ, થોડાક કાચબાની પીઠ ધરાવતા શાયરો ખેલદિલી દાખવે તો જરૂર ‘નિસાર’ ભૈયાની પણ ઉંઘ ઉડાડીએ અને વરસ દિવસે એકાદવાર દેખાતા પેલા ‘શબ્દબ્રહ્મ’ને પણ જાગૃત કરીયે અને જગતને બતાવી દઇએ કે આ, તલોમાં પણ તેલ છે!

●

કાશીના ‘સંસ્કૃત વિદ્યા મંદિર’ના સંચાલક ‘સાહિત્યાલંકાર’ શાસ્ત્રી કમલાકાંત ત્રિવેદીએ ઉદારતાથી સરકારને પગલે ચાલી ગુજરાતના કેટલાય લેખકો અને કવિઓને ‘સાહિત્ય ભૂષણ’ અને ‘સાહિત્યાલંકાર’ની પદ્દીઓ છુટા હાથે આપવા માંડી છે. પાંચ રૂપિયાની એકાદ નોટમાં આવડી મોટી પદ્દી મળતી હોય બધા ગુજરાતી લેખકો, તથા કવિઓ ‘સાહિત્ય ભૂષણ’ કે ‘સાહિત્યાલંકાર’ કાં ન બની જાય! આ સ્કીમનો લાભ લેવા અમારા મિત્ર શા. અડવાજી તેમજ શા. હડમતઓઝાએ તો અમારી પાસેથી પાંચ પાંચની એક એક નોટ પણ ઉછીની મંગાવી હતી. પણ મેં તેમને પાંચ પાંચની નોટના બદલામાં લાલ રંગની શાહીથી “૫૦૦ સહિત્યભૂષણ” ને “૧૦૦૦ વિદ્યાલંકાર” એવી પદ્દીઓ ત્રણ પૈસાના પોસ્ટકાર્ડ પરજ લખી મોકલાવી છે. પણ “ઘરકી મુરઘી દાલ બરાબર” ગણી એ આયુષ્માન મિત્રોએ મારી મોકલાવેલી પદ્દીઓ પાછી કાં પાછો ફેરવ્યો છે!

આ વાત જાણ્યા પછી શ્રીયુત. ભેખભગ્નજી પણ કનકવાની કાણી ચગવવા લાગ્યા છે, ને છુટા હાથે જેને જોઇએ તેને મફત ‘સાહિ-

ત્યેદુષણ' ની ભયંકર પદ્દી આપવાની ઑફિસ ખોલી બેઠા છે. તેમની દલીલ છે કે બધાજ 'સાહિત્યભૂષણ' બની જાય તો પછી 'સાહિત્યદુષણ' કોણ? બધાજ ચોર બની જાય તો પછી શાહુકારની કીંમત શું? અને વાત પણ ખરીજ છે ને કે એ હાથ વગર તાલી પડતી નથી તો એ પાર્ટી હોયા વગર સાહિત્ય ચર્ચા પણ શી રીતે થાય? તો સાહિત્યનો ચહેરો શોભાવવા તેની હજામત,ના ચર્ચા પુરતી પણ એ પાર્ટીઓ હોવી જરૂરી હોય અમે શ્રી. શેખચલ્લીના મતને મળતા થઇએ છીએ અને હાલ તુરતને માટે 'સાહિત્યદુષણ'ની પદ્દી વ્હોરી લઇએ છીએ! કાળીબાજુ ન હોય ત્યાં સુધી ઉજળી બાજુની કીંમત શી રીતે થાય? ટટ્ટુઓ ન હોય તો અરબી ઘોડાનો ભાવ કોણ પુછે?

શા. વણજારો

## ફૂલોના મનોરથ

ઝાકળ બિન્દુઓ વડે ભીંજશું.
કિરણના તાપ વડે સીઝશું.
કદી હુલાસથી હાસ્ય કરશું;
કદી ઉના અશ્રુઓ પી જશું.
દખશું રસીક અરસીકને;
ઉરે સુરભિ ભરી રીઝશું.

"નસીમ" [મુંબઇ]

## હૃદયઝંખના

[મંદાક્રાંતા]

કંપે, ત્રાસે કદમ વિચરી એકના એક પંથે,
ને એનાં એ દરશન લહી નેનનું નૂર ખૂટે;
શોધી લેશે શ્રમિત તન યે કાંયક આરામગાહ,
કિન્તુ હૈયું નિશદિન રહ્યું ઝંખી માશુક-દ્વાર.

'કિસ્મત' [ભાવનગર]

# શેરવાનીમાં

[ ઉર્દૂ ઢબની અપ-ટુ-ડેટ શાયરીથી ગુજરાતને
નવા શબ્દવાઘા પહેરાવનાર શ્રી. શેખચલ્લીની કલમની
એક વધુ પ્રસાદી "કારવાં"ના વાંચકો સમક્ષ સગર્વ
રજુ કરીએ છીએ. તંત્રી ]

ઉજાગરો આફતો શામિલ છે એવી કદ્રદાનીમાં;
મ્હને "ચાચા" કહી બુઢ્ઢો બનાવે છે, જવાનીમાં!

કમિશન પર, કમિશન, 'અર્ચ' ઉપર અર્ચ, કર પર કર;
તુમે શું શું નથી દેતા અમોને મ્હેરબાનીમાં?

પીવાડી ચાહ સાથે પાન ને સીગાર આપીને;
ખરીદે છે અમારી મિત્રતા તે એક આનીમાં!

ખુદાની શાન કે વસ્તી તો વધતી જાય છે ઘરમાં;
અને પૈસો નથી વધતો અમારી આમદાનીમાં!

ઘણાએ નેટિવો અંગ્રેજ જેવા સૂટમાં જોયા;
કોઈ અંગ્રેજ ના જોયો પરંતુ શેરવાનીમાં!

નરી ડીગ્રી વડે ઈન્સાનીયતને આપ ના માપો;
અનુભવ પણ જરૂરી ચીજ છે આ જિન્દગાનીમાં!

તમારા સ્નેહને હું "શેખચલ્લી" એટલું સમજ્યો;
કે એક જ ભૂત થૈ ગઈ'તી અને તે પણ જવાનીમાં!

"શેખચલ્લી"




સવાલ—એક છોકરો છે અને તેણે પોતાની દાદીનું દૂધ એક અથવા બે વખત પીધું છે તેથી વધુ વખત પીધું નથી તો તેની પોતાની સગી કોઈ બહેનના સાથે નિકાહ થઈ શકે કે નહિ?

જવાબ—જ્યારે તે છોકરાએ નાની ઉમરમાં પોતાની દાદીનું દૂધ એક અથવા બે વાર પીધેલું છે તો એથી રિદાઅત સાબિત થઈ ગઈ અને તે છોકરાની કોઈ હવે દૂધ બહેન થઈ અને તેની છોકરી ભાણેજ થઈ માટે ભાણેજ સાથે નિકાહ કરવા દુરસ્ત નથી. નસબી સગાઈના માફક રિદાઅતથી પણ સગાઈ સાબિત થાય છે, (હિદાયહ, શર્હે વિકાયહ)

સવાલ—હું દુકાનમાં નોકરી કરું છું અને જો તે દુકાનમાં કોઈ માલ નથી તો બંદરેથી હું પોતે માલ લાવી વેચું છું અને અગર જો તેનાથી ધારેલા ભાવ કરતાં વધું મળ્યું તો કોનું શેઠનું કે નોકરનું?

જવાબ—નોકર માટે દુરસ્ત નથી કે આ મુજબ પોતાના શેઠની રજા સિવાય દુકાનમાં માલ લાવી વેચે, જો માલ દુકાનમાં ખલાસ થઈ જતાં બીજા વેપારી પાસેથી લાવી ઘરાકને આપવામાં આવે છે તે શેઠના જ હિસાબમાં હોય છે અને તેનો નફાનો હક્કદાર શેઠ હોય છે. અને એ પ્રમાણે દુકાનદારોનો દસ્તૂર છે કે માલની ઘટ પડવાથી એક બીજા વેપારી પાસેથી લે છે. જો આ મુજબ નોકર શેઠની દુકાનમાં વેપાર કરે અને નફાનો માલિક નોકર પોતાને સમજે તો શેઠની દુકાનના ધાંકડા બંધ પડી જાય. પણ જો કોઈ વસ્તુ નોકરને વેચવા શેઠે રજા આપી હોય કે આ વેચી એનો નફો તું લેજે તો પછી નોકર એ મુજબ કરી શકે છે.

સવાલ—અમારે ત્યાં ઘરમાં પાકું ટાંકું છે અને તેમાં ઘણા વરસોથી પાણી ભરેલું છે અને બરાબર મહફૂઝ છે કોઈ તરેહની નાપાકી પડેલી નથી. પણ લાંબી મુદ્દતનું પાણી છે અને બિલકુલ સાફ છે તો તે પાણી વાપરી શકાય અથવા નવું પાણી ખાલી કરી ભરાવવું પડશે?

જવાબ—જ્યારે તે ટાંકાનું પાણી બિલકુલ સાફ ચોખ્ખું છે અને કોઈ પ્રકારની પલીદી તેમાં પડેલી નથી તો તે ટાંકાનું પાણી પાક છે અને તે વાપરવું જાઇઝ છે. ખાલી કરી નવેસરથી ભરાવવું ઝરૂરી નથી.

સવાલ—નમાઝ માટે સિજ્દામાં જતી વેળા ઝમીન પર પહેલાં હાથ મૂકવા કે ગુઠણ મૂકવા? એની ખરી રીત બયાન કરશો કે ફાયદો થાય અને તે મુજબ અમલ થાય.

જવાબ—હનફી મઝહબમાં સિજ્દહ કરતી વેળા પહેલાં બંને ગુઠણ ઝમીન પર રાખે,

પછી બંને હાથોને કાનોનાં મુકાબલામાં રાખે અને બંને હાથોની વચ્ચે માથું રાખે એ પ્રમાણે સુન્નત છે. ઘણી હદીસોથી એજ મુજબ સાબિત છે પણ જો કોઈ માણસ ઝરૂરી કે કમજોરીના કારણે સિજદહમાં જતી વેળા પહેલાં ઝમીન પર હાથો ટેકે એમાં કંઇ વાંધો નથી પણ ઉઝર વિના એવી આદત પાડે નહિ.

**સવાલ**—અમારે ત્યાં મસ્જિદનો મુલ્લાં છે તે ગામમાં ગાય બકરા વગેરે ઝુબ્હ કરે છે અને તેની ફીસ લે છે. આનો બે આના એક જનાવર દીઠ મળે છે. મરઘી પણ કાપે છે તો એક પૈસો મળે છે, અને તેની ગેરહાજરીમાં બાંગી એ કામ કરે છે. એ પૈસા લેવા દુરસ્ત છે? એવા ઇમામ પાછળ નમાઝ થશે? અઝાન એવા બાંગીની મકરૂહ થશે કે નહિ?

**જવાબ**—ઇમામ અથવા બાંગીને ઝુબ્હ કરવા પર મઝદૂરી લેવી જાએઝ છે. ઇમામત ઇમામની અને અઝાન બાંગીની કરાહત વગર દુરસ્ત છે. એમાં શરીઅતની રૂએ કોઇ પ્રકારનો બાધ નથી (મજમુઅહ ફતાવા)

**સવાલ**—વાઘ એટલે શેરની ચરબી શરીર પર, કોઇ બીમારીના દવા થવાથી, લગાડવી અને હાથ કે પગ અથવા શરીરના કોઇપણ ભાગ પર એવી લેપ કરવી જેમા તાડી કે દારૂ હોય તે દુરસ્ત છે? તે સાથે નમાઝ શુદ્ધ થશે કેમ?

**જવાબ** હરામ વસ્તુ વડે દવા કરવી દુરસ્ત નથી. જો કોઈ મુસલમાન હકીમ અનુભવી એમ કહે કે આ હરામ દવા સિવાય એનો બીજો કશો ઇલાજ નથી તો એવી મજબૂરીની હાલતમાં તે દવા કરવાની રજા મળી શકશે કારણ કે, એ સિવાય બીજી દવા નથી પણ તે દવા ધોયા વિના નમાઝ પઢવી દુરસ્ત નથી, તેમજ તાડી અને દારૂ મેળવેલી લેપને પણ ધોયા વગર નમાઝ પઢી શકાશે નહીં. (દુર્રે મુખ્તાર)

**સવાલ**—પગના નખ કપાવવા જરૂરી છે? નહી કપાવે તો ગુનેહગાર થાય?

**જવાબ**—હાથના નખોના જેમ પગના નખો પણ કપાવવા સુન્નત છે. ઘણા મોટા થવા ન જોઇએ. દર આઠ દીવસે કપાવવા બેહતર છે.

**સવાલ**—હાથના નખ પહેલાં કઇ આંગળીથી કપાવે અથવા તો જેમ જોઇએ તેમ કપાવે?

**જવાબ**—હાથના નખ આવી રીતે કપાવવા બેહતર છે કે, પ્રથમ જમણા હાથની શહાદતની આંગળીથી શરૂ કરે અને જમણા હાથની ચટ્ટી નાની આંગળી પર ખતમ કરે. ફેરી ડાબા હાથની ચટ્ટી નાની આગળીથી શરૂ કરી જમણા હાથના બાકી રહેલા અંગુઠા પર ખતમ કરે. અને જમણા પગની ચટ્ટી નાની આંગળીથી શરૂ કરી ડાબા પગની ચટ્ટી નાની આંગળી પર ખતમ કરે. ઉપલી રીત પ્રમાણે કરવું વધુ અફઝલ અને બેહતર છે" અને જો કોઇ આ રીતના વિરૂદ્ધ પણ કપાવશે તો જાએઝ છે. (શામી)

**સવાલ**—કેટલાક લોકોને એવી ટેવ છે કે ઇમામથી પહેલાં નમાઝમાં રૂકુઅ કરે છે. ઇમામથી પહેલા સજદહમાં જાય છે. એથી નમાઝ થશે?

**જવાબ**—ઇમામથી પહેલાં મુકતદીએ નમાઝમાં કોઇ રૂકન શરૂ કરવું મકરૂહ તહરીમી છે. એ વિષે હદીસોમાં પણ સખ્ત વઇદ આવેલી છે.

**સવાલ**—જનાઝહની નમાઝમાં કેટલી તકબીર છે? દરેક તકબીર પોકારતી વેળા હાથો, કાનો લગી ઉઠાવવા કે નહિં? મૈયતનું મોઢું કફનમાંથી બધાઓએ મળી જોવું એટલે બધા ભેગા થઇ મુર્દહનું મોઢું આમ તોર પર જુવે છે તેમાં કંઇ વાંધો છે?

**જવાબ** જનાઝહની નમાઝની ચાર તકબીરો છે. પહેલી તકબીરમાંજ કાનો સુધી

હાથ ઉઠાવી બાંધી લે, બાકીની ત્રણ તકબીરોમાં હાથ ઉઠાવે નહિ. અને મુર્દહને કફન પહેરાવ્યાં પછી કફન ખોલી બધાએ ભેગા થઈ મોઢું જોવાનો આમ રિવાજ ન પાડવો જોઇએ. અગર પાબંદી વગર કદી જોવામાં આવે તો જોઇ શકે છે. પણ કેટલીક જગ્યાએ ખાસ મોઢું જોઈ મર્દો અને ઓરતો જોરથી રડે છે એ દુરસ્ત નથી. જો મરનાર પોતાની હયાતી દરમ્યાન પોતાના ઉપર રડવાને પસંદ રાખતો હતો અથવા તો તે જાણતો હતો કે મારી પાછળવાળાઓ રડશે, તો પસંદ રાખવાની સૂરતમાં તે મૈયત તથા રડનાર બધા ગુન્હેગાર થશે એને બીજી સૂરતમાં મૈયત પર હયાતીમાં ન રડવા માટે વસીયત કરવી જરૂરી છે. અને જો મૈયત તો રડવાને પસંદ ન કરતો હતો અથવા ન રડવા વિષે વસીય્યત કરી હતી છતાં પાછળવાળાઓ રડયા તો મૈયત ગુન્હેગાર નથી બલ્કે રડનાર ગુન્હેગાર થશે. હઝરતે સલ૦ સખ્ત મનાઈ ફરમાવી છે. સહીહ હદીસોમાં વારિદ છે કે જે લોકો મૈયત પર જોર જોરથી રડે અથવા છાતી કુટે અને કપડાં ફાડે તે અમારામાંથી નથી. એ તો કાફિરોનો રિવાજ છે. મુસલમાનોએ એથી બચવું જોઇએ. (મિશકાત શ૦, ખુલાસતુલ ફતાવા, આલમગીરી.)

**સવાલ**–અમારા તરફ ગામોમાં એવો રસમ છે કે શાદીના દીવસોમાં રંગ બનાવી એક બીજાના કપડાંઓ ઉપર નાખે છે અને દુબળાઓ નચાવે છે અને તેમના બૈરાંઓ પાસે ગરબા ગવાડે છે એ માટે ના પાડવામાં આવે છે છતાં એ માનતા નથી અને એ કામ ઘણી જોરથી કરે છે.

**જવાબ**–શાદી (લગ્ન)ના મૌકા પર રંગ છાંટવો, ગરબા ગવડાવવા અને નચાવવા એ સર્વે કાફિરોનો રિવાજ અને ઇસરાફે માલ છે ખુદાપાક અને રસૂલુલ્લાહ સલ૦ના હુકમ અનુસાર કરવું જોઇએ. ખુદા અને રસૂલ સલ૦ના હુકમ વિરૂદ્ધ કરવામાં સખ્ત ગુન્હો અને બરબાદી છે.

**સવાલ**–એક ફકીર છે. તે કહે છે કે અમારી ઉપર નમાઝ રોઝહ જરૂરી નથી. અમને એની પુછ પરછ થશે નહિ. અમે તો ફકીર દરવેશ છીએ, દુન્યાદાર નથી. ઔરતોને પણ સામે બેસાડે છે અને લોકો જહાલતને લીધે તેને માને છે.

**જવાબ**–ફર્ઝીય્યતનો ઇન્કાર કરનાર કાફિર છે. નમાઝ રોઝહ માફ નથી. ફર્ઝ જાણી અમલ ન કરનાર સખ્ત ગુન્હેગાર છે. અને ફર્ઝ ન માનનાર કાફિર થઇ જાય છે. ફરી તે જોઇએ તેવો દરવેશ કે ફકીર હોય. મજકૂર ફકીર મક્કાર છે. ભોળા ભાળા મુસલમાનોને ધોકો આપે છે. એવા માણસની સોહબતથી દૂર રહેવું જોઇએ. એવો માણસ હવામાં ઉડતો હોય અને પાણી પર ચાલતો હોય પણ શરીઅતનો પાબંદ ન હોય તો તેવા માણસ પર સારો એતેકાદ રાખવો નહિ. જે માણસ નમાઝ, રોઝહનો પાબંદ અને સારા અકીદાવાળો હોય અને શરીઅતના હુકમ પ્રમાણે તકવા ને પરહેઝગારીથી રહેતો હોય તેનાની સોહબત ઇખ્તેયાર કરવી અને ખુશ એતેકાદી રાખવી.

# જનાબ બશીર અહમદ ખાન

## 'જોશ' મલીહાબાદી

લેખક: 'સાબિર' સાહેબ [ વટવા ]

અલ્લામા 'ઇકબાલ' મર્હૂમના પછી ઉર્દૂ કાવ્ય મિરાની કાંગરાઓ ઉપર ફરકતી પતાકાઓમાં એક મહત્વની પતાકા ઉપર 'જોશ' મલીહાબાદીનું નામ માન સાથે અંકિત થએલું છે. જોશનું નામ બશીર અહમદખાન ને એમની જન્મભૂમિ લખનૌ જીલ્લામાં આવેલું ગામ મલીહાબાદ છે. મલીહાબાદથી ઉપડેલા 'જોશ'ના નામે ગીરામીએ મલીહાબાદની ખ્યાતિમાં ખાસ ઉમેરો થયો છે એમ કહેવામાં સહેજ પણ અતિશયોક્તિ નથી. હમણાંજ ચારેક વર્ષ વિસ્રાં લાહોર ખાતે મળેલી સાહિત્ય પરિષદ કે જેમાં પૂર્વના જાણીતા કવિ મહાશય રવિંદ્રનાથ ટાગોર અને હિંદુસ્તાનના બુલબુલના નામે જાણીતા થએલાં સરોજની દેવી પણ હાજર હતાં, તે સાહિત્ય પરિષદના માનવંતા પ્રમુખ પંડિત બ્રીજમોહન 'દત્તાત્રેય' 'કૈફી' સાહેબે જનાબ જોશની ઓળખાણ આપતાં જણાવ્યું હતું કે:—"જોશ સાહેબની કવિતાઓએ અમોને એટલું માન દીધું છે કે અમો અમારા ચક્ષુઓ નમાવ્યા સિવાય (સગર્વ) અમારી કવિતાઓ જગતમાં ઉન્નત અને સુસંસ્કૃત ગણાતી આજની ભાષાઓની કવિતાના મુકાબલા માટે રજુ કરી શકીએ છીએ."

જોશની પિતૃ ભૂમિ અફગાનીસ્તાન એમના પર દાદા મહંમદ બુલંદખાન હિંદુસ્તાનમાં આવ્યા. અવધના એ સુભાગી દિવસોમાં એમના ભાગ્યનો ઉદય થયો મહંમદ બુલંદખાનનાં પુત્ર ફકીર અહંમદખાન અયોધ્યાના સૈન્યના રિસાલદાર હતા. અને સરકારે અવધ, તરફથી એમને હિસામુદ્દૌલા તહવ્વુર જંગનો માનવંતો ખિતાબ મળ્યો હતો. તેઓ 'ગોયા' ઉપનામે કવિતા કરતા હતા. એમના ઉસ્તાદ તરીકે 'નાસિખ'નું નામ જાણીતું છે. 'ગોયા' પોતે પણ ઉસ્તાદ તરીકે જાણીતા છે. આબે હયાતના લેખકે 'ગોયા'નું વર્ણન માન સાથે કરતાં એમને ઉસ્તાદ તરીકે વર્ણવ્યા છે. ફકીર મહંમદખાનના પુત્ર નવ્વાબ મહંમદ અહેમદખાન 'અહમદ' કસમંડીના તાલુકદાર અને, નવ્વાબ બશીર અહમદખાન 'બશીર' એટલે જોશના દાદા પણ કવિ હતા જોશના પિતા અને દાદા તો કાવ્ય સંગ્રહવાળા કવિ તરિકે જાણીતા છે, જોશે દુનિયામાં આવતાંજ પહેલો શ્વાસ કવિઓનાંજ શ્વાસમાં લીધો. આંખ ખોલી જોતાં કવિઓનીજ સુરત નિહાળી, કવિઓનાંજ હાથોમાં રમ્યા, ઉછર્યા. માળીનું નાનું બાળક છેક નાનપણથી કાલી ઘેલી પુષ્પ ગુંથણી કરે છે તેમ કવિ પુત્ર જોશે માત્ર નવ વર્ષની કુમળી વયથી કાવ્ય ગુંથણ શરૂ કર્યું. જોશ પોતાના કાવ્યો 'અઝીઝ' લખનવીને દેખાડતા હતા. બાર તેર વર્ષની વય થતાં સુધી બરાબર કાવ્ય દેખાડતા રહ્યા. પરંતુ

પોતાની ઉન્નત ભાવના, અને અનોખી વિચાર સરણી માટે જોશને ઉસ્તાદીનું મયદાન સાંકડું જણાયું. બસ ત્યારથી અંતરની પ્રેરણાઓ અને ભાવના પ્રદર્શિત આરિસામાં પોતાના કાવ્યો પોતેજ જોઇ, પારખી લે છે. કવિનું કાવ્ય દર્શનજ એની કેળવણીના ઉચ્ચારણ માટે પુરતું છે. પરંતુ ફક્ત જાણવા માટે જણાવું છું કે; જોશે પ્રાથમિક કેળવણી સીતાપુર સ્કૂલ અને જ્યુબિલી હાઇસ્કૂલ લખનૌમાં સંપાદન કરી આગળ વધતા સેન્ટ પીટર કૉલેજ આગ્રા; અને અલીગઢ કૉલેજના સોપાને ચઢ્યા પરંતું એમનું સ્વતંત્ર માનસ કોઈ ખાસ ડીગ્રી મેળવી શક્યું નહિ.

૧૯૨૪માં 'જોશ' નામદાર નિઝામ સરકારના સાહિત્ય અનુવાદ વિભાગમાં જોડાયા. અને દસ વર્ષના એ વ્યવસાય પછી ૧૯૩૪માં લિટરરી સેન્સર તરિકેના પોતાના હોદ્દા પરથી રાજીનામું આપ્યું. નોકરી દરમ્યાન યુનિવરસિટિના ઉચ્ચ પરિક્ષકોમાં પણ નિયુક્ત થયા હતા. જોશને પોતાને એ આશ્ચર્ય છે, તેઓ કહે છે કે, "દસ વર્ષ સુધી મેં હૈદ્રાબાદને કેવી રીતે સાંખી લીધું?" અને એથી વધુ આશ્ચર્ય તો તેઓને એ છે કે, હૈદ્રાબાદે એમને કેવી રીતે નભાવ્યા? અપનાવ્યા! આ આશ્ચર્ય તેમને પોતાની સ્વતંત્ર વિચાર સરણીથીજ છે.

મને લાગે છે મુસ્લિમ ગુજરાતમાં આધુનિક કવિતા પરની વિવેચન કળા હજુ ખીલી નથી. જો હોત તો આજની ગુજરાતી ગઝલ શાણીનાં રૂપ, રંગ, ઉપર જરૂર વિવેચનો ઉત્પન્ન થયાં હોત: મુસ્લિમ ગુજરાતે કાં તો વિવેચકો ઉત્પન્ન કર્યાં નથી, અગર વિવેચકોને મુસ્લિમ ગુજરાતે તક દીધી નથી ગમે તે કારણ હો મુસ્લિમ ગુજરાતની ગઝલો હજુ કડક વિવેચનોનાં આરિસામાં ઝળકી નથી એટલું આપણે કબુલ કરવુંજ પડશે. જ્યારે મુસ્લિમ ગુજરાત એ વાતમાં સાવ કોરૂં છે તો મને જનાબ 'જોશ'ની કવિતા ઉપર કંઇજ કહેવાનો હક નથી. જ્યારે એ વાતજ જન્મી નથી; ત્યારે એને છણવવાની આશા અસ્થાનેજ છે. રખે કોઇ એમ માની લ્યે કે, હું મુસ્લિમ ગુજરાતને ઉતારી પાડું છું: હરગિઝ નહિ. અલબત્ત એમાં 'ફાની' મર્હૂમ 'આસિમ', 'ઝાર' સાહેબ, "શયદા," અને બીજાએ એવા ઘણાં ઉચ્ચગામી કવિઓ છે. જનાબ નસીમ જેવા ગહન અને પ્રકૃત્તિ કવિ છે. ભાઈ '**સગીર**' અને '**નાશાદ**' જેવાં દર્દ કવિ પણ છે અને 'આઝાદ' અમીન જેવા સ્વતંત્ર વિચાર સરણીવાલા પણ મળી શકે તેમ છે. પરંતુ દુ:ખપૂર્વક કહું છું કે, એમાંથી કોઇ એકનો એકાદ કાવ્યસંગ્રહ કસમ ખાવા પુરતો પણ મુસ્લિમ ગુજરાત પાસે નથી.

હકીકતની આ નક્કરતા પછી મ્હારા આવા પાંગળા મુસ્લિમ ગુજરાત આગળ 'જોશ'ની કવિતા ઉપર કાંઇ પણ ટાપલાં કરવાનો મને હક નથી એ સ્વિકારી લઉં છું. અલબત્ત જ્યારે 'જોશ'ના નામે કંઇક લખવા બેઠો છું, ત્યારે એમનાં કાવ્યોનાં થોડાક પૃથક પૃથક શઅેરો પેશ કરવાની લાલચને રોકી શકતો નથી.

એક વાત કહી લેવા દયો; જનાબ 'જોશ'નાં ઉન્નત વિચારો અને સ્વતંત્ર વિચાર સરણીનાં પરિપાક માટે કવિને વિવેચકોની કલમોએ નાસ્તિકનાં ફૂલ શિરથી નવાઝવાની કૃપા પણ દર્શાવી છે. જોશ નાસ્તિક નથી પણ સંપૂર્ણ આસ્તિક છે એનું સમર્થન કરતા લેખો પણ ઠગ બંધ પ્રસિદ્ધ થયા છે.

સો વાતની એક વાત હું તારવી કાઢું છું. જોશનો અર્થજ ઉભરો, ઉભરો એવો થાય છે. એટલે જોશને જે તરફની પણ ઉની આંચ લાગે છે તે તરફ તે ઉભરાઇ જાય છે: ઉભરાઇ જાય છે. જોશ બેકાબૂ છે. એનો ઉભરો ભારે છે. દિલ અને દિમાગના બંધનો એને બાળી શકતાં નથી. એનો ભાવના પુર

જે ક્ષેત્રમાં વહે છે ત્યાં, પાળો જ્યકીનેજ વહે છે, એમ કહી દેવામાં સઘળો તોડ આવી જાય છે.

જોશની કવિતા અનેક વિધ છે. એમણે દરેક ક્ષેત્રમાં ગુલ રોપન કર્યું છે. એમણે જ્યાં જ્યાં જે જે અવલોક્યું; તે સૌને ગૌરવ ભરી વાચા દીધી છે. સમય પરિવર્તનની ઉની આંચ પણ એમને પેટાવ્યા વિના રહી નથી. દેશ પ્રેમના ગીતો એમણે પોતાના નામને છાજે અને શોભે તેવાં ઉચ્ચતમ શબ્દોમાં રચ્યાં છે પ્રેમ અને રૂપના પુષ્પગુચ્છો પણ એમણે અતિ સુંદર ભાવનાઓના દોરે ગુંથ્યાં છે. બાહ્ય ધર્માચારીઓની પણ એમણે ખબર લીધી છે. પ્રકૃતિક વર્ણનના આરિસામાં પણ એમણે સુંદર દ્રશ્યો જડયાં છે. મજુરોની દાઝ, અને મુડીવાદમાંની અગ્ની એમના દિલમાંથી અગ્નીજ્વાળા થઈ ઉઠી છે ટુંકામાં પતાવું છું; 'જોશે' પોતાની કલ્પના જગતને અને ભાવનાકાશને શબ્દભૂમિકા ઉપર ઉમળકા ભેરે આણી સાહિત્ય રસિકો માટે એક સ્વર્ગ ઉભું કર્યું છે હવે આપણે એ સ્વર્ગના જુદા જુદા કયારાઓમાં જરા લટાર લગાવીએ જોશે દુનિયાના તડકા છાંયડા જોયા છે. તાપમાં તપી તપીને એ એટલા ઉકળી ગયા છે કે, એમના સ્વભાવની ગરમી તરતજ પરખાઇ જાય છે.

ભૂતકાળના દિવસો યાદ નહિ દેવડાવવાની સૂચના જોશ નીચેના શબ્દોમાં કરે છે.

"માઝીકી સિમ્ત ! હંસકે ઈશારા ન કીજીયે;
અબ ઝીકે આમો રંગે-તમના ન કીજીયે."

'તમે સસ્મિત ભૂતકાળ તરફ મ્હારૂં ધ્યાન ન એંચો. બસ રહેવા દયો; મ્હારા હૃદયમાં તે સમયે શી શી સુંદર આશાઓ હતી તેનું વર્ણન હવે રહેવા દયો.

કેમ શા માટે ? એ પણ સાભળોઃ

"બસ આ-સુકીહૈ ઈશ્કકો અથેન જિન્દગી;
અબ મેરે ઇઝતરાબ કી પરવા ન કીજીયે."

તમારા પ્રેમાને યાતનાઓ ભર્યું જીવન માફક આવી ગયું છે. હવે આપ મ્હારી વ્યાકુળતાની પરવા ન કરો.

જોશ પોતાના ભાગ્ય પરિવર્તનને નીચેના શબ્દોમાં સંકેલે છે.

"મુસ્હફે ઈન્બીસાતને આયએ હુઝન પેશકી;
ફત્હને દૂર કર દીયા, નુસરતે કિરદિગારને !"

આનંદના પવિત્ર પુસ્તકે દુઃખભર્યો શ્લોક ગોખાવી દીધો. પુસ્તકકર્તાના એ વિજયે અને વિજયથી દૂર કરી દીધો. હું હારી ગયો. તે જીતી ગયો.

એજ કાવ્યમાં આગળ કહે છેઃ

"મુઝકો દૂરે નિશાતને અશ્કે અલમ અતા કીયે;
શામે શિકસ્ત નઝર કી સુબ્હે ઝફર શિકારને !"

મને આનંદના મોતીઓમાંથી દુઃખદ અશ્રુઓ સાંપડયાં. વિજયવંતુ પ્રભાત મારા માટે દુઃખદ સંધ્યા લઇ આવ્યું.

ઉપર મુજબ ભાગ્ય પરિવર્તનનાં વર્ણન અલંકૃતી પછી જોશ વદે છે.

"ઝિન્દગી ! ઉફ ઝિન્દગી ! સીનેમેં ઘબરાતા હૈ દમ;
ખાલિકે જાં ! તોડદે ઈસ કૈદખાનેકા હિસાર !"

જીવન ! અફસોસ, જીવન આનું નામ ! મારી છાતીમાં પ્રાણ રૂંધાય છે. ઓ આત્માને ઉત્પન્ન કરનાર ! આ કેદખાનાની દીવાલ તોડી નાખ. હવે જોશ સાકીને વિનંતિ કરે છે. એ મદીરા માગે છે. કયા નશા માટે ? કયા આનંદ માટે એ પણ જરા જુઓ.

"સાકી ! પીલા અન્જલકી ઉબલતી હુઈ શરાબ;
ઉમ્રે મસીહા ચશ્મએ હૈવાં કા વાસ્તા !"

મદીરા પાનાર મને મૃત્યુની ઉભરતી મદીરા પીવાડ, તને અતિ લાંબા આયુષ્યવાળા મસીહા, (હ. ઇસા પયગમ્બર) અને અમર કુપનાં સોગંદ છે.

"ઝલકા મેરી ઝબીં પે અર્કે ફુર્મ નઝઅકા;
રૂહી, રૂખોં કી તપીશે અફ્શાં કા વાસ્તા !"

મ્હારા લલાટ ઉપર મૃત્યુની નિકટતાનો પ્રસ્વેદ આવવા દે; હું તને સુંદરીઓના સુંદર લલાટે આવી શોભતા પ્રસ્વેદના સોગંદ આપું છું-

જોશના કાવ્ય સંગ્રહમાં ટીપ લખી જણાવવામાં આવ્યું છે કે મૃત્યુ એમના દુશ્મનોને ભાગ્યે જાય. ઉપરનાં શએર એમણે ભયંકર વ્યાકુળતા ભર્યા જીવન પ્રસંગે બનાવ્યા હતા.

રખે તમો એમ માની લેતા, કે જોશની કવિતા આવાજ પ્રકારની છે. હવે હું તમને એમના ભાવનાભર્યા શબ્દોનો કોઈ જુદાજ સ્વાદ ચખાડું છું, ચોક્કસ માનજો 'જોશ' પોતાના શબ્દ પ્રવાહની પ્રબલ જાલવણી સાથે અહિં તમને જુદાજ જણાશે.

હૈદ્રાબાદમાં નિર્વાહ કાજે નોકરી કરતા જોશને પોતાની જન્મભૂમિની મીઠી યાદ આવે છે. પોતાના વતનમાં જોએલી સુંદર પ્રભાતોના સ્વપ્ના જોશ નીચેના શબ્દોમાં વર્ણવે છે,

'ગુરબતમેં હે સુબ્હે શાને વતન,
હર ચીઝ પે હે લે રાનાઈ;
પરદેસ મેં અપને મજનૂં કી;
તસ્કીન કો લયલા આઈ હે."

વતન વિયોગના દુઃખી દીવસોમાં હું મારા વતનની તે રળીઆમણી પ્રભાતોનાં દ્રશ્યો કલ્પું છું, અહા, ત્યાંની સઘળી ચીજો કેવી સુંદર દેખાય છે? મને કેટલો બધો આનંદ થાય છે? જાણે મારી લયલા મને (પોતાના મજનૂંને) દિલાસો દેવા પરદેશમાં આવી ન્હોય!

જોશ પોતાના વતનમાં જવા અને વસવા કેટલાં આતુર હતા તે નીચેના શએરમાં જોશ કહે છે.

"વતન કી રૂહ કો જિસ્મે વતન મેં વાપિસ કર;
જિઝાલે દશ્તે ખૂતન કો ખૂતન મેં પહોંચાદે."

(ઓ ઇશ્વર!) વતનના આત્માને 'વતનનાં દેહમાં પાછો ફેરવ; તીબેટના જંગલના કસ્તૂરી મૃગને તીબેટમાં પહોંચાડી દે

એક ચાંદની રાતના પરદેશમાં વસતા જોશ ચંદ્રને જોઇ પોતાના વતનને સંભારે છે એ ચંદ્રને કહે છે તું પૂર્વથી પશ્ચીમ સુધી મુસાફરી કરે છે. અને તે વળી અનંત ઉંચે ચઢીને, તને બધું દેખાય છે. માટે કહે;

" શાદાબ તો હેં મેરે બચપન કી સેરગાહેં?
અબ ઢૂંઢતી હેં જીનકો તરસી હુઇ નિગાહેં."

હું શીશુ વયમાં જે જગ્યાએએ રમતો હતો તે હરીઆળી ભર્યાં સ્થળો હર્યાં ભર્યાં તો છે ને? એમના દર્શન કાજે તરસતી મ્હારી નઝરો એમને શોધે છે.

" અચ્છી તો હેં પરો કો ધૂનમેં ઝટકને વાલી?
દીવાર પર એ આકર ચીંચીયાં ચહકને વાલી."

પોતાની ધૂનમાં નાનકડા પરોને ખંખેરનાર ચકલાં એવાંજ સાજા તાજા છે ને? જે મ્હારા ઘરની દીવાલ ઉપર આવી, બેસી ચીંચીં કરતાં હતાં.

"મેહફૂઝ તો હેં અબ તક તુફાને કારવાંસે?
તરશી હુઈ ચોદ રાહેં ખેતોં કે દરમ્યાંસે.

હું મ્હારા ઘરે જવા આવવા માટે ખેતરો વચ્ચે જે નવી નવી કંડીકાઓ પાડતો હતો તે જન સમૂહના અણુ અટક આગમન છતાં સલામત તો છે ને?

"ક્યા અબભી ઝૂલની હેં કરતી હુઈ ઈશારે
પનઘી સુબુક બમલે તાલાબ કે કિનારે!"

તલાવના કાંઠે ઉગેલા નાના નાના બાવળના પાતળા પાતળા છોડવા જે વાયુ લ્હેરીથી ઝૂમી ઝૂમી ઇશારા કરતા હતા (બોલાવતા હતા) તે હજી પણ ઉગીને એમજ લચી લચી ઇશારાઓ કરે છે?

"બદલીમેં ગૂંજતે હેં આમોકે બાગ અબભી;
જલતે હેં જંગલોં મે ધુંધલે ચિરાગ અબભી!"

વાદળોની ઘટાઓ ચઢી આવે છે? એ ઘટાઓ નીચે શોભતા સુંદર આમ્ર વનોમાં ટહુકારો થાય છે? શું પડખે પડખે આવેલા તે જંગલોમાં (ખેડૂતોના તાપણાઓ) આછા આછા બળતા દીપકનાં જેવાં અજવાળાં પાથરે છે?

શું હજી પણ ત્યાં એ બધું થાય છે? એવું ને એવુંજ!

કવિ સને ઇ. ૧૯૨૮ માં હૈદ્રાબાદ ગયા ત્યારે 'અલવિદાઅ' નામનું કાવ્ય લખ્યું: જરા એના પણ બે ત્રણ શએર સાંભળી લ્યો:

"અય કહેકશે સે' દહલે રબ્ક સેરે કસે સદ્દર,
ઈસ કિતાબે દિલ કે હે ઔરાક તેરે બામોદર
જા રહા હુ તુઝસે કયા કયા બાન્ધકે છોડ કર!
આહ કિતને તેરે ખ્વાબગાહ હે તેરે બામ પર?"

ઓ મ્હારા કસ્ત્રે સદ્દર (ઉંચા મંઝિલ) (કવિના ઘરનું નામ) આવ! તને મ્હારા કાળજાની વચ્ચોવચ્ચ રાખી લઉં મ્હારા દિલની કિતાબના પાનાંઓ તારી છત અને બારી બારણાંઓ છે. હું તારી અંદર મ્હારા કેવા સ્મરણો મૂકીને જાઉં છું? હજીતો તારી અગાસી પર બેસી મને કેટકેટલાં સ્વપ્નાઓ દેખવાની તમન્નાઓ હતી? અફસોસ.

બસ, હવે તમારો રસ અધૂરો રહી જાય. એથી તમારી તૃષા ન છીપે. જોશનાં બહુ વિશાળ ઉદ્યાનનાં પૃથક પૃથક ક્યારાઓમાંજ હું તમને વિહાર કરાવીશ. હું ક્યો શએર લઉં અને ક્યો મૂકી દઉં એની મૂંઝવણ અને પોતાને પણ મૂંઝવી રહી છે. જો હું મારી મુંઝવણને જતી કરીશ, તો જનાબ 'વહશી' સાહબનો જગ્યાની તંગી માટે મુંઝવણમાં મૂકવા પડશે. હવે પ્રેમ અને રૂપના જોશ રચ્યાં પુષ્પગુચ્છો પેશ કરું છું.

મિલન કાળની ઘડી વેદનાનું, ભાવવાહી વર્ણન જોશ નીચેના શએરમાં કરે છે.

"વોહ ઈઝતેરાબ કા કૈથા હુવા સુકૂં મેરા;
વોહ વસ્લ વક્તે કો સતાયા હુવા હિજાબ તેરા."

હું શાન્ત હતો, પરંતુ મ્હારી એ શાન્તી ઉપર મ્હારા દીલની વ્યાકુળતા વારંવાર આક્રમણ કરતી હતી. મ્હારા દિલમાં અનેક ઉમળકા હતા, પરંતુ એ સઘળા ઉમળકાને તમારા વદન ઉપરની લજ્જાએ સતાવતી હતી.

"બેઝાર હે સુકૂન કી રાતોં સે જાને ઝાર;
આંખો કો ફિરહે ખ્વાબે પરેશાં કી આરઝૂ."

મ્હારો દુઃખી આત્મા શાન્ત નિંદ્રા લાવનારી રાત્રીઓથી કંટાળી ગયો છે. મારી આંખોને ફરીથી વ્યાકુળતા ભર્યાં સ્વપ્નાઓ દેખવાની ઝંખના છે. હું તો આશાર્વા નિંદ્રા કરતાં એજ ઇચ્છું છું કે તમો મ્હારા સ્વપ્નાઓમાં વારંવાર આવો અને હું ઝબકી ઝબકીને જાગૃત થઇ જાઉં. મારી જાગૃતિ ભલે દુઃખદ નિવડો.

"ફિર ગામઝન હૂં મયકદએ હોશ કી તરફ;
રફતાર મેં ખુમારે શબાના લીયે હુએ"

પ્રેમ મદીરાલયનું આકર્ષણ મારા ખભા પર સવાર છે. હું તો મદીરાલય તરફ પગલાં માંડી રહ્યો છું. રાત્રે મદીરા પાન કરેલા ઉજાગરાને કેફવાળાની લથડતી ચાલે ચાલ્યો જાઉં છું.

"સુલઝા ચુકા હુ ઉકદએ આરઝૂએ મૌત,
અબ ઝિંદે, ખિઝરો ચશ્મએ હયવાં ન કીજીયે"

મૃત્યુ નગરમાં વસવાની વાત હું સમજી વીચારી એના ઉપર દૃઢ થઇ ગયો છું. પરલોકમાં વસવાની ઇચ્છા કરી ચૂક્યો છું. હવે આપ અમરકુપ અને અમરકુપના માર્ગદર્શકની વાત કરતી રહેવા દ્યો.

"હુસ્ન કો પુરશીસે બીમારકા હે અબભી ખયાલ!
મેહર કી ઝર્રએ ખાકીપે નઝર હે કે નહિં?"

શું તે રૂપ ગર્વિતા મ્હારા જેવા પ્રેમ રોગીની પણ ખબર પુછે છે? તે સૂર્યની દ્રષ્ટી આ રજકણ ઉપર પણ છે કે નહિ?

સ્નનમનાં પગરવ સંભળાય છે, જોશ કહે છે.

"જલ્લ ઉડી શમ્અ દિલકી મજલિસમેં;
સુબ્હ ગેયા હુઇ બનારસમેં."

દિલની મેહફિલમાં દીપીકા પ્રજળી ઉડી, નહીં, નહીં, જાણે બનારસમાં પ્રભાત થઇ. બનારસનું પ્રભાત એટલા માટે કે, ત્યાંના અનેક સોનેરી કળશવાળાં મંદીરો પર પ્રભાતનાં સોનેરી રશ્મીઓ પડતાં અદ્વિતિય લાવણ્યભર્યું ત્યાંનું પ્રભાત ભાસે છે. ઉર્દૂ મહાવરામાં સુબ્હે બનારસ અને શામે અવધને ખાસ સ્થાન છે.

"જોશ"ના ઉવાનનાં ઘણાં કયારાઓ બાકી રાખી વાચકોને એમાં વિહારવાના વાયદા સાથે અત્યારે વિરમું છું. ઇ. અ.

[ જોશનું નામ જે શાએરીથી જગવિખ્યાત થયું છે તે વતની શાએરી પર કલમ ચલાવનારું 'સાબિર' સાહબને અમે આમંત્રણ અર્પીએ છીએ. તંત્રી ]



## સુરતમાં ફોટોગ્રાફીક સોસાઇટી

સુરતમાં ફોટોગ્રાફીક સોસાઇટીની સ્થાપના કરવામાં આવી છે. તેની માસિક ફી આઠ આના અથવા વાર્ષિક ફી રૂપીઆ ચાર રાખવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. વધુ હકીકત માટે નિચેના સરનામે મળવા વિનંતી છે.

**મી૦ ફીરોઝ એ. સરકાર**

બેગમપુરા, સુરત.

## દારૂલ ઓલૂમ મદ્રેસા અશરફીયા અરબીયા ઇસ્લામીયા, રાંદેર.

અલ્હમ્દો લિલ્લાહ સદરહુ મદ્રેસો ગયા શબ્બાલ માસથી શરૂ કરવામાં આવ્યો છે. અને અત્યાર સુધી સંતોષકારક રીતે દીની ખિદમત અદા કરી રહ્યો છે. માર્ચ માસમાં મદ્રેસાની બિલ્ડીંગ બનાવવાનું કામ નવેસરથી શરૂ કરવામાં આવ્યું હતું, અને ખુદાના ફઝલથી તે કામ જુનની આખરે સંપૂર્ણ થયું છે. એ નવી બિલ્ડીંગમાંજ હવે પઢાઇનું કામ જારી થયું છે. મદ્રેસાનું હવા અને ઉજાસની દ્રષ્ટિએ ઉત્તમ ગણાતા એ મકાનનો ફોટો શાબાન માસમાં પ્રગટ કરવામાં આવશે. બોર્ડરોને રહેવાની હવે પુરતી સગવડ થઇ ગઇ છે. મકાન ખરેખર રાંદેરના ઇલ્મ-ધરોની કીર્તિમાં વધારો કરે એવું છે. દેહ રૂપાળો હોય તેની સાથે આત્મા પણ રૂપાળોજ હોવો જોઇએ એ ન્યાયે મદ્રેસાની તા'લીમી કારકીર્દિનો આરંભ પણ ઘણા સારા પાયા પર થયો છે. મદ્રેસા મજકૂરમાં હાલ લગભગ ૧૭૫) બાળકો તા'લીમ પ્રાપ્ત કરે છે. જેમાં ખુદ રાંદેરના ૧૨૫) બાળકો દીની તા'લીમનો લાભ લે છે અને તેમના માટે પાંચ કાબિલ ઉસ્તાદોની ગોઠવણ કરેલી છે. જેમાં હિંદુસ્તાનના મશહુર કારી જનાબ કારી મોહંમદ હસન (માજી-ખતીબ સુરતી સુન્ની જુમ્મા મસ્જીદ રંગુન) સાહબનો પણ સમાવેશ થાય છે. મદ્રેસા મજકુરની બોર્ડીંગમાં લગભગ ૪૫) બોર્ડરોનો ખાવા પીવાનો તથા નાસ્તાનો પુરેપુરો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે. જેનો તમામ ખર્ચ મદ્રેસા મજકૂરના ટ્રસ્ટ તરફથીજ થાય છે. ઉપરાંત દર હફ્તે બોર્ડરોને માટે સાબુ તેમજ હજામતનો બંદોબસ્ત પણ કરવામાં આવ્યો છે. વળી કાઠિઆવાડના કેટલાક શેઠીયાઓ તરફથી પણ અમુક બોર્ડરોનો ખર્ચ અપાય છે. વળી મદ્રેસા મજકુરમાં સારી જેવી લાયબ્રેરી પણ છે. જેમાં અરબી, ફારસીને ઉર્દૂની ઉત્તમોત્તમ કિતાબોનો ઉપયોગી સંગ્રહ કરવામાં આવ્યો છે. મજકુર લાયબ્રેરીનો મદ્રેસાના ટાઇમે કોઇપણ મુસલમાન લાભ લઇ શકે છે. ખરેખર ગુજરાતના દીની ઇલ્મની ફુલેલી ફાલેલી વાડીઓમાં આ મદ્રેસાએ એક શાનદાર ઉમેરો કર્યો છે અને તેનું માન ખરેખર આ મદ્રેસાના એક સફળ સંચાલક મૌલાના અહમદ અશરફ સાહબનેજ ઘટે છે. અમે તેમની આ કોમ દોસ્તી અને મુસ્લિમ બાળકો પ્રત્યેની લાગણીની કદર કરીએ છીએ અને તેમના દરેક સાહસોમાં ફતેહ ઇચ્છીએ છીએ.

તંત્રી—

## મુસ્લિમ પટેલ બિરાદરોને એક વિનંતી

આગલા અંકમાં અમે ધી બોમ્બે મુસ્લિમ પટેલ એસોસીએશનના એક સ્થાપક અને સંચાલક તથા ગુજરાતના એક ઉગતા કવિ 'ફહમી' કથારયવીના સ્વર્ગવાસ પુરમલાલની નોંધ પ્રગટ કરી ચૂક્યા હતા. એમના પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરવા તથા ફાતેહાખ્વાની કરવા તથા એમના કુટુંબ પ્રત્યે દિલસોઝી બતાવવા ધી બોમ્બે મુ. પટેલ એસોસીએશનની એક મીટીંગ મુંબઈ ખાતે મળી હતી, અને તેમાં એમનું સ્મારક કાયમ કરવા માટે "**ફહમી કથારયવી સ્કોલરશીપ ફંડ**" ખોલવાનું નક્કી કર્યું હતું. રૂા. ૪૧૮ ની રકમ તો ત્યાં મીટીંગમાંજ ભરાઇ ગઇ હતી હવે જે બિરાદરોને મર્હૂમના નામ સાથે સંકળાએલા આ જારી તાલી'મી સ્મારકમાં ફાળો આપવો હોય તેણે નીચેના સરનામે તે રકમ મોકલાવી આપવી. ખુદા એનો અજર આપશેજ! આમીન.

મદદ મોકલવાનું ઠેકાણું.

**ઇબ્રાહીમ બક્ષ પટેલ બી. એ. એલ. એલ. બી**
**સેક્રેટરી ધી બોમ્બે મુ. પટેલ એસોસીએશન.**
ભરૂચા ગેબલ' અગ્રીપાડા, મુંબઇ-૧૧

### કારવાંના વાંચકોને !

અમે ગયા અંકમાં જાહેર કર્યુ હતું કે જનાબ 'રૂમી' સાહેબની એક 'પ્રતિસ્પર્ધિ' નામે નવલિકા અમે ચાલુ અંકમાં પ્રગટ કરવાના હતા પણ દીલગીર છીએ કે તે પ્રગટ થઇ શકી નથી. કારણ કે નવલિકાના લેખક તરફથી તે અપૂર્ણ આવી છે. નવલિકા અપૂર્ણ છપાય એ યોગ્ય ન લાગવાથી આવતા અંકે તેને એક સામટી પુર્ણ છાપવાનો ઇરાદો કર્યો છે. વાંચકો એટલી ઢીલ દરગુજર કરશે એવી આશા અસ્થાને તો નથીજ. [તંત્રી]

# મૌલાના મુંબઇમાં !

લેખકઃ—એ. સી. ચિશ્તી.

[ ઉત્તર હિંદમાં મૌલાના શબ્દે ખાસ મૌલ્વીઓને માટેજ સંબોધાતો નથી કોઇ પણ દાઢીવાળા માણસને ત્યાં મૌલાના કહેવામાં આવે છે. અને હવે તો દાઢી વગરનાને પણ મીસ્ટરની જગ્યાએ મૌલાનાનું સંબોધન થાય છે ! તંત્રી ]

"કેમ જનાબ ! અહિં જોવા લાયક ઇમારતો કઇ કઇ છે ?" આ સવાલ એક માણસે મુંબઇ નં. ૩ના હોટલની અંદર પોતાની પાસે ઉભેલા એક આધેડ વયના પુરુષને કર્યો.

પ્રશ્ન કરનાર દેખાવે મૌલાના જેવો છે; અને તે પોતાના લિબાસ પરથી સંયુક્ત પ્રાંત આગ્રા અને અૌધનો જણાય છે અને જેને પ્રશ્ન કરવામાં આવ્યો છે, તે જાણે મુંબઇ કે તેની આજુબાજુનો જણાય છે.

બીજા માણસે મૌલાના જેવા દેખાતા માણસના મુખારવિન્દ પ્રત્યે ઉંડી દ્રષ્ટિ નાંખી. જાણે તેણે ઉંડાણમાં ઉતરી તેને જે કંઇ જાણવું હતું તે જાણી લઇ જવાબમાં બોલ્યો. "મૌલાના સાહેબ ! જણાય છે કે આપ અહિં નવાજ છો !"

"જી હાં. મને અહિં આવ્યે એક અઠવાડીઉંજ થયું છે." મૌલાનાએ કહ્યું.

"ઠીક ! અને આપનું ઇસ્મ શરીફ !" અજાણ્યો બોલ્યો.

"ખાકસારને હશમતઅલીખાન કહે છે. અને આપનું ઇસ્મ મુબારક ?" મૌલાનાએ અજાણ્યાને પૂછ્યું.

"નામ તો અલ્લાહનું છે, પરંતુ મને લોકો ઝન્ડેખાન કહે છે." અજાણ્યાએ જણાવ્યું.

"પરંતુ આપે મારા સવાલનો જવાબ આપ્યો નહિ !"

"માફ કરશો મૌલાના ! વાતો વાતોમાં ભૂલીજ ગયો. હાં હુઝૂર ! વાત એમ છે કે આ શહેરમાં દિલ્લી, આગ્રા, લાહોર વગેરે શહેરોની પેઠે કોઇ અૈતિહાસિક, પુરાની કે પ્રખ્યાત ઇમારતો નથી. હાં, સરકારી ઇમારતો લાંબી, પહોળી અને ઉંચી છે. પણ તેમાં કંઇ ખાસ જોવાનું નથી. રહી તાજમહાલ હોટલ ! તે જોવા રેહવાને લાયક તો જરૂર છે; પરંતુ તેની એક વખતની ફી રૂપીઆ ત્રીસથી સો સુધીની છે. માત્ર અમીર, ઉમરાવ, રાજા રજવાડા અને નવાબ લોકો ત્યાં રહી શકે છે."

"ઓહો ! "મૌલાનાએ આશ્ચર્યના ઉદ્‌ગારે કાઢતા કહ્યું.

"છતાં પણ અમારા "શહેર" મુંબઇની દિલચસ્પીઓ હદ દરજાની દિલ ફરેબ છે." ઝન્ડેખાંએ કહ્યું.

"એમ ! પણ તે દિલચસ્પીઓ શું છે ?" મૌલાનાએ જાણવાની જિજ્ઞાસા દર્શાવી.

"દરીયાના કિનારે જિન્દા હુસ્ન-સૌન્દર્યના દિલ ફરેબ દ્રશ્ય—માફ કરશો, મૌલાના સાહેબ ! જો સરકારની લાંબી દાઢી અને પહેરવેશ મૌલ્વી જેવો છે, છતાં આ ગુલામ ધૃષ્ટતા ચાહીને કહે છે, કે આપ તો પુરા હુસ્ન પરસ્ત—સૌન્દર્ય-પૂજક છો ! કેમ હું જુઠ કહું છું સરકાર ! પણ કેમ ન હોય ! માશાઅલ્લાહ ! જુવાન છો, દેખાવડા પણ છો ! અને......."

"આપ અજિઝને પ્રકાશમાં ન ધસેડો સાહેબ!"

"સારી વાત છે સરકાર! આ જમાનો તો હુસ્ન પરસ્તીનો છે! મારા મૌલાના સાહેબ!" ઝંડેખાંએ કહ્યું.

"ભાઇ! હુસ્ન ખરેખર એજ રોશન ચાંદના કિરણો છે, જેમણે હઝરત મૂસા (અલૈ૦)ને કોહે તૂર પર બેભાન કરી દીધા હતા. આથી હુસ્ન પરસ્તી ઇબાદતથી કમ નથી. ઇન્સાન કુદરતી હુસ્ન પરસ્ત છે. બાળક ફૂલને પણ ચ્હાય છે અને દીવાને પણ પકડવાની કોશિશ કરે છે. અને 'વલ્લાહ, જમીલ વયો હુ બ્બિલ જલાલ' યાને ખુદા હસીન—ખુબસુરત છે અને ખુબસુરતીવાળાઓને પસંદ કરે છે."

"વાહ, વાહ! મારૂં ધારવું ઠીક નીકળ્યું. અને ખુશી થઇ કે આપ ઝાહિદ નથી બલ્કે ઝિન્દા દિલ ઇન્સાન છો! માશા અલ્લાહ!!"

"અહિં હુસ્નના દશ્ય કઈ જગાએ ખાસ કરીને દષ્ટિ ગોચર થાય છે!" મૌલાનાએ જાણવાના હેતુથી પુછ્યું.

"દરિયા કિનારે! ખાસ કરીને સાંજે ચોપાટી પર! બસ! આજ સમય તે માટે છે .........અને મૌલાના સાહેબ! જે માણસ મુબઇ આવ્યો અને એણે ચોપાટી નહિ જોઇ, તો જાણે એ બદનસીબે કંઇજ જોયું નહિ! તેજ વાત કે બાર વર્ષ દિલ્લીમાં રહ્યો ને ભાળ ઝોંકી! જે ખુશનસીબે ચોપાટીની સ્હેલ કરી અને સાંનો દશ્યો જોયાં, જાણે જીવતાંમાં તેણે જન્નતની હુરોની જિયારત કરી!" ઝંડેખાંએ મૌલાનાને મોંહમાં નાંખતાં કહ્યું.

"ઠીક ભાઇ!"

"જો આપને પસંદ હોય, તો ખાદિમ આપની સાથે ચાલી ચોપાટીની સ્હેલ કરાવી શકે છે."

"પરંતુ આપને તકલીફ થશે."

"નહિ, નહિ! આપ અહિં એક મુસાફર છો અને આપની ખિદમત કરવી તે મારી ફરજ સમજું છું અને હું હાજર છું."

"એહસાન! આપ ઘણાંજ નેક માણસ છો!"

"હુઝૂર કયા શહેરના વતની છો?" ઝંડેખાંએ નવો પ્રશ્ન કર્યો.

"જિલ્લે બદાયૂનનો વતની છું."

"ઠીક!"

ઝંડેખાં આ સાંભળીને છુપું હસ્યો અને તેણે ફરી સવાલ કર્યો." સરકારને અહિં કયા કારણે આવવું પડ્યું છે? શું ફક્ત મુંબઇ જોવાજ પધારેલા છો!"

"નહિ દોસ્ત! વાત એમ છે, કે મેં અહિંની લોટરીની એક ટીકીટ લીધી હતી અને કિસ્મતે મને મદદ કરી. આથી ખુદાએ દસ હજારની મિલ્કતનું એક મકાન મને લોટરીમાં આપ્યું. બસ! આ વાતથી મારે અહિં આવવું પડ્યું છે."

"ઘણુંજ સારૂં! મુબારક હો! મારી ઘણીજ ખુશનસીબી છે, કે આપ જેવા નસીબદાર સાથે મારી મુલાકાત થઈ ગઇ! હાં, તો સરકાર! એ મકાન આપને મળી ગયું હશે!"

"મળી પણ ગયું ને મેં વેચી પણ નાંખ્યું. બસ હવે વતનમાં પાછો ફરવાનો ઇરાદો છે."

"અને ચોપાટીની સ્હેલ........."

"જરૂર કરીશ તમે મારા દિલમાં એની લાલચ પેદા કરી દીધી છે. તો ચાલો હમણાંજ ચાલો!"

"ઠીક, ચાલો ત્યારે!"

(૨)

એક તરફ સૂર્ય ચોપાટીના સૌન્દર્યના કાફિર દશ્યો જોઈ છો અને અદેખાઇના સમુદ્રમાં સંતાઇ જવા લાગ્યો છે;

અને બીજી બાજુ મૌલાના સાહેબ ઝંડે-ખાની સોબતમાં બેપર્દા સૌન્દર્યના નિગાહ-સોઝ દૃશ્યો જોઇ વજ્દમાં આવી ગયા છે. ખુદાયા! મૌલાના સાહેબ ભાન ભૂલ્યા ન બની જાય! એમને બચાવજે!!

"સુબ્હાનલ્લાહ! સુબ્હાનલ્લાહ!! અહિં તો જાણે હુસ્નનું બજાર ભરાયું છે! નહિ, નહિ! શાદાબ ને દિલફરેબ બાગ ખીલેલો છે! જોતું એક એક ફૂલ અને કળી!.........બસ! ન પુછો વાત!"

"અરે મૌલ્વી સાહેબ કિબ્લા! હજુ આપે જોયુંજ શું છે? ચાલો, આગળ પધારો!"

"મને મૌલ્વી ન કહો, હું સનદયાફ્તા મૌલ્વી નથી" મૌલાનાએ કહ્યું.

"પણ અહીં ક્યાં મુનાઝેરો છે કે સનદની જરૂર પડે? લાંબો ઝબ્બો, લાંબી દાઢી ને ઉંચો ઇજાર હોય તો ભલે મૌલ્વી ન હોય પણ લોકો તો તેને મૌલ્વીજ ધારેને?" ઝંડેખાંએ કહ્યું. આગળ ચાલતાં (એક રૂપ-સુંદરીને જોઇને!) "વાહ! વાહ! ઉફ!"

"ક્યા તેને નાઝુક હય,
જિસ તનસે હસદ કરતે હંસ હય;
ક્યા બદનકા રંગ હય,
જિસકે પયરાહન પે હસ."

(એક બીજી રૂપરાણીને જોઇ) "વાહ! એકથી એક વધીને! આતો ઇન્દ્રનો અખાડો છે કે ખુલ્દબરીની હૂરો?"

મેં શરૂઆતમાંજ અરજ કરી હતી કિબ્લા! જુઓ! અહિં હુસ્ન બેનિકાબ!"

"અને લાજવાબ અને પછી બે શુમાર ને બેહિજાબ!" મૌલાના પણ કાફિયા મેળવવા લાગ્યા.

"હાં સરકાર! ખેર કહેશો, કે આવા દ્રશ્ય આ પહેલાં પણ ક્યાંએ જોયાં છે આપે!"

"નહિ ભાઇ, નહિ, હમારા વતન અને ઇલાકામાં તો સેંકડો અને હજારોમાં એકાદ સુરત સારી નજરે પડે છે. અને તે પણ વરસો પછી. છતાં પણ તે મુંબઇની પરીઓનો મુકાબલો કરી શકતી નથી; વસ્લાહ કરી શકતી નથી!"

"સરકારની શાદી તો થઇ ચુકી છે ને!" ઝંડેખાંએ પુછ્યું.

"હા .......પણ!" મૌલાનાએ ઉદાસીમાં જવાબ આપ્યો.

"પણ શું? કહો સરકાર! દિલનો ભેદ ન છુપાવો!"

"કંઇ નહિ!"

"ખેર! આપનો ન્યાઝમંદ સમજી ગયો! માલમ પડે છે, કે આપની ઘરવાળી ખૂબસૂરત નથી! તે માટે તે આપને પસંદ નથી."

આ સાંભળી મૌલાના હસવા લાગ્યા અને વાતને કબૂલ કરી, બને આગળ વધ્યા, તો જમણા હાથ તરફ એક બેન્ચ પર કાફિર અદાથી બેઠેલી એક રૂપવંતી નજરે પડી. જેના ચહેરા પર મૌલાનાની જાણ અજાણ-પણે નજર જામી ગઇ અને તે થંભી ગયા. પરંતુ ઝંડેખાં નિડરપણે તે નાઝની તરફ વધ્યો અને બોલ્યો—"ઓહો! ઓહરાબાઇ!"

"આવો ઉસ્તાદજી! ખૈરયતથી તો છો! બેસો! (મૌલાના પ્રત્યે) આવો! આપ પણ પધારો! (ઝંડેખાંથી) જનાબની તારીફ!" ઓહરાબાઇએ સૌને બેસવાની દાવત દેતાં કહ્યું.

"આપ યુ. પી.ના વતની છે, અને મોટા નસીબદાર! આપની દસ હઝારની લોટરી નીકળી છે, અને એજ કારણે આપ અહિં પધારેલા છે." ઝંડેખાંએ ઓળખ આપતાં કહ્યું (આંખના ઇશારાઓમાં પણ કંઇ વાતો થઇ ગઇ.)

"ઘણુંજ સારૂં! મારી મુબારક બાદ કબૂલ કરશો મૌલાના સાહેબ! (ઝંડેખાં પ્રત્યે) પરંતુ તમે મૌલાના સાહેબનું ઇસમ

શરીફ તો જણાવ્યું નહિ!"

"આપનું ઇસ્મ ગિરામી, છે, મૌલાના હસ્મતઅલીખાન બદાયુની!"

"ઠીક! તો આપ જનાબ બદાયુનના છો! બદાયુન અને ત્યાંના વતની તો ઘણાંજ મશહુર છે........"

"પરંતુ ઝંડેખાં! આપે આ સાહેબા સાથે મારી ઓળખાણ કરાવીજ નહિ!" મૌલાના સાહેબ બોલી ઉઠ્યા.

"આપ ઓહરાબાઇ! પ્રખ્યાત ફિલ્મ સ્ટાર છે. આપે એમનું નામ જરૂર સાંભળ્યું હશે! હિંદભરમાં મશહુર છે."

"ઠીક, ઠીક! આપને જોઇને તબીયત ઘણીજ ખુશ થઇ. આપનો ઘણાંજ હરદિલ અઝીઝ અને બાઅદબ છો! હં, હં, હં!"

"ઇન્સાનને ઇન્સાનિયત જરૂરની છે!" ઓહરાબાઇએ તિર્છી નજર કરી કહ્યું, અને તરતજ મૌલાના સાહેબ સાથે હસ્તધુનન કર્યું. તેજ પળે મૌલાનાના શરીરમાં વિદ્યુતની લ્હેર પ્રસરી ગઇ અને દિલ જોર જોરથી ધડકવા લાગ્યું.

"મૌલાના સાહેબ! મારી એક દરખાસ્ત છે! જુઓ! આપે કદાપિ ઇન્કાર કરી દીધો, તો મને સખત દુઃખ થશે;" ઓહરાએ પાસો ફેંકવાના ઇરાદે કહ્યું.

"મારી શું તાકાત કે હું ઇન્કાર કરી શકું!"

"તો કાલે ગરીબખાના પર પધારી દાળ રોટલી કબુલ ફરમાવશો. આપ મુસાફર છો. સદ્‌ભાગ્યે આપની મુલાકાત થઇ ગઇ છે. આપની મહેમાનદારીમાં મારી ફરજ સમજું છું." ઉસ્તાદ ઝંડેખાં! એક તકલીફ આપને પણ પડશે! કાલે તમે દસ વાગે મારા મકાન પર આવશો, અને મારી મોટરકાર લઈ જઇ મૌલાના સાહેબને મારે ત્યાં પહોંચાડશો.

"ઘણુંજ સારૂં." ઝંડેખાંએ વિના વિલંબે જણાવ્યું.

મૌલાનાની હાલત મજનૂં જેવી થવા લાગી. ઝંડેખાં સાથે હતો. મૌલાનાનો રેહબર બની ઉતારા પર લઇ ગયો.

(૩)

મૌલાના, હોટલના રૂમમાં પલંગ પર એક ખાસ શાનથી બેઠેલા છે. તેમની બાજુમાંજ લગોલગ ઓહરાબાઇ પણ અડ્ડી જમાવી બેઠી છે. રાત્રી પસાર થઇ ચુકેલી છે. પૂર્વ તરફની બારીમાંથી સૂર્ય પોતાનાં કિરણો ખંડમાં ફેંકી રહ્યો છે. ઓહરા ઝકિલ કરી બોલી—"મૌલાના! લાવો મારી અમાનત!"

"ઘરેણાં! હાં, ઠીક! તો કબાટમાંથી કાઢી આપું છું." એમ કહી મૌલાના સાહેબે માથા તરફનો કબાટ ખોલ્યો, અને પોતાનો જમણો હાથ તેમાં દાખલ કરી, આંખોની મદદ વગરજ આમતેમ ફેરવ્યો. હાથ આમતેમ ફેરવ્યા છતાં, પોતાની ધારેલી વસ્તુ તેમના હાથમાં આવી નહિ. આથી મૌલાના ઉભા થઇ ગયા. બરાબર તપાસ કરી. તેમાં તો કાંઇ મળેજ નહિ. આ જાણી તેમના હોશ હવાસ ઉડી ગયાં. ઘણાજ હેરાન પરેશાન થઇ ગયા, છેવટે નાઉમેદ થઇ બોલ્યા—"અહિં તો ઘરેણાંની પોટલી નથી!"

"હેં! નથી! શું નથી? સાચું કહો છો, મૌલાના! નહિ આપ મશ્કરી કરો છો, મૌલાના!!"

"ખુદાની કસમ સાચું કહું છું!"

"તો, મારાં પંદર હજારનાં ઘરેણાં ક્યાં ગયાં?"

"ખુદા જાણે! શું કબાટ ગળી ગયો? અહિં તો કોઇ આવ્યું ગયું પણ નથી! કોણ જાણે શું ભેદ છે?"

"હાય, હાય! હું તો લુટાઇ ગઇ!"

એજ સમયે એકટ્રેસ મજકુરની મા પણ આવી પહોંચી, કોણ જાણે તે તેની ખરી મા હતી કે ભાડુતી! ત્યારબાદ બે ત્રણ મિનિટ પછી ઝડેખાં પણ ત્યાં આવી પહોંચ્યો. મજલિસનો રંગ બદલાયલો હતો. આ જોઇ ઝડેખાંએ શું બન્યું છે એ જાણવા પૂછ્યું.

"લુંટાઇ ગઇ! બરબાદ થઇ ગઈ! હાય, હાય! મારા પંદર હઝારનાં ઘરેણાં જતાં રહ્યાં!" ઝોહરાએ અચુક પાર્ટ ભજવતાં કહ્યું.

"પરંતુ વાત તો કહો કે બન્યું કેમ?" ઝડેખાંએ વાત જાણવાના હેતુથી પુછ્યું.

"રાત્રે સુવાના પહેલાં મેં મારા સઘળા ઘરેણાં ઉતારી આ હઝરતને આપી દીધાં હતાં, કે સંભાળીને રાખે. પરંતુ જ્યારે સવારે મેં તે માંગ્યા, તો કહે છે કે કબાટમાં નથી!"

"કેમ મૌલાના! શું આ સાચી વાત છે?"

"જી, હા! એમણે મને પોતાનાં ઘરેણાં આપ્યાં હતાં. અને તે મેં આ કબાટમાં મુકી દીધાં હતાં, પરંતુ સવારે જોયાં તો નદારદ! ખુદા જાણે જમીન ખાઇ ગઇ કે આસ્માન! પરંતુ અચંબાની વાત છે, કે રૂપીઆની થેલી મૌજુદ છે."

"આ તો ઘણું થયું મૌલાના સાહેબ!"

આ દરમ્યાન હોટલના નોકર પણ આવી લાગ્યા અને વાત સાંભળી અચંબામાં પડી ગયા.

"મૌલાના સાહેબ! આપના હોવા છતાં ઘરેણાં કેવી રીતે ચાલ્યા ગયાં? આ વાત તો મુદ્દલે સમજમાં આવતી નથી." ઝડેખાં દરમ્યાનગીરી કરતાં બોલ્યો.

"હું પણ હેરાન ને સખત પરેશાન છું!"

"રાતના આપ બહાર તો નથી ગયાને!"

"આશરે ત્રણ વાગે ઇસ્તંજા માટે ઉઠયો હતો."

આ સાંભળી હાજર રહેલાઓ મૌલાનાનો ચ્હેરો અર્થ સૂચક દ્રષ્ટિથી નિહાળવા લાગ્યા.

"લોકો! હું લુંટાઇ ગઇ! મારો ઇન્સાફ કરો!" ઝોહરા અપીલ કરતાં બોલી. મૌલાનાએ આખો ખંડ તપાસી નાંખ્યો. ખૂણેખુણા જોઇ નાખ્યા. બિસ્તરો ત્રણ ચાર વખત ઉલટ પુલટ કરી તપાસ્યો......પરંતુ વ્યર્થ! હવે તો તેમના પગ તળેથી જમીન નીકળી જવા લાગી. કાપો તો લોહી ન નીકળે. એક તરફ એકટ્રેસ પોતાના ઘરેણાંઓ માટે પોકાર કરી રહી હતી. અને તેની મા હાયપીટ કરી આખી હોટલને માથા પર લેતી હતી; બીજી બાજુ ઝડેખાં, હોટલના નોકર અને બાકીનાઓ સૌ મૌલાનાને આંખો આંખોમાંજ મલામત કરી ચોર ઠેરવી રહ્યા હતા.

"એ ખુદા! આ મૌલવીનો બહુરૂપ ને આ કરતુત! લોકો! મારા ઘરેણાં પંદર હઝારનાં છે, અને જેજે દુકાનેથી તે ખરીદ કરેલાં છે, તે પણ શાક્ષી છે, લો! હું પોલિસ ચોકી પર જઇ રિપોર્ટ લખાવું છું. એ માયાંને આટા દાલનો ભાવ માલમ પડી જશે. સૌ હાથ ચાલાકીની ખબર પડી જશે. વાહ! લુંટવાનો શું નિરાળો ઢંગ શોધી કાઢયો છે! જેલની હવા ખાવી પડશે." ઝોહરાની માએ ટુંકમાં મૌલાનાને ગભરાવી નાંખે તેવું લેકચર કરી નાંખ્યું. અનુભવી અને પુરાનું ખમીર હતું!

"થોભો! ઉતાવળ ન કરો! હમણાં પોલીસ ચોકીમાં જવાની જરૂરત નથી. મૌલાનાં ઘણાજ શરીફ અને ઇઝ્ઝતદાર માણસ છે. આપ મેળેજ ફેંસલો થઇ જશે. શરીફના માટે જેલ મૌત છે!" ઝડેખાંએ ગીલિટ ચઢાવ્યું.

"મોટા શરીફ!" ઝોહરા તડુકી.

"શરીફ અને ઇઝ્ઝતદાર તો આવું કરે છે! ડાકા નાંખે છે!" ઝોહરાની માં કે કોકની માએ ઉમેર્યું.

"મેં કદાપિ પણ બેઈમાની કરી નથી!" મૌલાનાએ ઇમાનદારીથી કહ્યું.

"પરંતુ આ લોકોનાં પંદર હજારનાં ઘરેણાં તો ચાલ્યાં ગયાં! એ ઘણુંજ મોટું નુકસાન છે. એનો બદલો મળવો જોઈએ! એતો ઠીક છે, કે ઝોહરાબાઇ સખત કલેજાનાં છે, નહિ તો હાર્ટ ફેઇલ થઇ જાત, તો ખૂનનો આરોપ પણ આપના ઉપર આવે મૌલાના"! ઝંડેખાંએ ખુલાસો કર્યો.

"ખંડમાં તો રાતના કોઇ પણ આવ્યુ ગયું નથી. ન ઝોહરાબાઇ બહાર ગયા. અંદર અમો બંને અને બહાર બીજાં માણસો મોજૂદ હતાં પછી ઘરેણાં કોણ લઇ ગયું? જો ચોર આવ્યો હોય, તો રૂપીઆ કેમ ન લઈ જાય! "મૌલાનાએ દલીલ કરી.

"અજી સારૂંજ થયું! ખુદાનો શુક્ર કરો! હીક! હવે એ વાત પર આવો કે આ મુસીબત કેવી રીતે ટાળવી જોઇએ!"

"જા, નજ્જુ! પોલિસને જઇને ખબર કર!" માએ બીકનું ઇન્જકશન મુકતાં કહ્યું.

આ સાભળી મૌલાનાના જાણે પ્રાણ ઉડી ગયાં.

"સબર કરો! જરા થોભો! જો પોલિસ ચોકી પર ગયા વિના કામ નીકળી જાય, તો શું ખોટું છે? આવો મૌલાના સાહેબ! આપણે જરા અલગ જઇ વાતચીત કરી લઇએ!" ઝંડેખાં પાસો ફેંકતાં બોલ્યો

"ચાલો!" મૌલાનાએ ઢીલા ઢસ પડી પડી જતાં કહ્યું.

(૪)

રિપોર્ટ, પોલિસ, જેલ વગેરેના વિચારોએ હુસ્ન પરસ્ત–સૌન્દર્યપૂજક મૌલાનાને થરથરાવી દીધા હતા. પરદેશમાં અને વળી મુંબઈ જેવા શહેરમાં એમનું કોણ બેઠેલું હતું? અદસ્ય રીતે ખુદા અને જાહેર રીતે ઝંડેખાં હતો. મૌલાના ગુન્હેગાર ન હોવા છતાં પોતાને ગુન્હેગાર સમજતા હતા આ વાત તો છે, કે કદાચ તે ગુન્હેગાર તો હોય, પરંતુ ગુન્હેગાર એટલે એકટ્રેસના ઘરેણાના ચોર ન હતા, પરંતુ આ બદબખ્તીનો શું ઇલાજ થઇ શકે કે બનાવે તેમને સૌની દ્રષ્ટિમાં ચોર બનાવી દીધા હતા. ઘણુંજ સારૂં થયું, કે ઉસ્તાદ ઝંડેખાંની સોબત તેમને આડે આવી. એકટ્રેસનો દાવો હતો કે તેના ઘરેણાં પંદર હજારનાં હતાં. અને તેણે લિસ્ટ પણ ગણાવી દીધું; જેનો વિશ્વાસ મૌલાના તેમજ બીજા સૌને આવી ગયો.

ઉસ્તાદે મૌલાનાને સમજાવ્યા, કે બનાવ આપની વિરૂદ્ધ છે. આ લોકો આપનેજ ચોર માની રહ્યા છે. પરદેશનો મામલો છે. આપનો અહિં કોઇ મદદગાર નથી. જો સજા થઇ ગઇ તો નાક કપાઇ જશે. બહેતર એજ છે, કે, કંઇ આપીને એકટ્રેસને રાજી કરી લેવી; અને મામલો પોલિસમાં ન જાય!

"બેશક! એમજ થવું જોઇએ! આપજ મારા ખેરખ્વાહ છો! આપનો ફેસલો મને મંજુર છે!" મૌલાનાએ એ બલામાંથી બચવાના ઇરાદે છુટકારાનો દમ લેતાં કહ્યું.

એ વખતે મૌલાના પાસે આઠ હજાર પાંચશો પચાસ રૂપીઆ મૌજૂદ હતા. ઉસ્તાદ ઝંડેખાંએ એકટ્રેસ અને તેની થતી માંના આગળ હાથ જોડયા. ઘણી વિનંતીઓ કરી. ત્યારે કંઇ જઇને ઘણીજ મુશ્કેલીથી સાડા આઠ હજાર પર રાજી થઇ. આથી એ રકમ તેમના હવાલે કરી દેવામાં આવી. મૌલાનાએ ખુદાનો હજાર હજાર શુક્ર અદા કર્યો, કે તેણે મને એ સજા મારી બેદરકારી અને ગુન્હાની આપી છે. ગમે તેમ પણ મૌલાના દસ હજા-

રમાંથી પચાસ રૂપીઆ લઈ પોતાના વતન તરફ રવાના થઈ ગયા બાકીની રકમ સૌન્દર્યની પૂજામાં ખરચેલી સમજવી!

(૫)

વાંચક! ઉસ્તાદ ઝંડેખાંનો પ્લૉટ અને ઍક્ટ્રેસનો પાર્ટ સફળ અને નાણાં પ્રાપ્ત સાબિત થયો. આથી ચારચાર હઝારથી વધુ રકમ આ આર્ટિસ્ટોના હાથમાં આવી!

નાટક એવી રીતે રમાયું કે જ્યારે મૌલાના અર્ધિ રાત્રીએ સંડાસ માટે ઉઠયા, તો બસ તેજ સમયે ઍક્ટ્રેસ પણ ઉઠી અને તેણે ધીમેથી ઘરેણાંની પોટલી કાઢી તેની માને હવાલે કરી દીધી. માએ તેને ગટરના હવાલે કરાવી દીધી. હવે તમને એ જણાવવાની જરૂર નથી, તે ઘરેણાં ઇમીટેશન અને બનાવટી સોનાનાં હતાં. અને તેમની કિંમત દસ હઝાર તો શું પણ સો રૂપીઆની પણ ન હતી.

કલકત્તા, મુંબઇ એવા શહેરોમાં આવાં નાટકો ઘણાંજ ખેલાય છે, પરંતુ લોકોની આંખો આ જાણ્યા છતાં નથી ઉઘડતી. ઍક્ટર અને ઍક્ટ્રેસની હસ્તીઓએ પણ ગુન્હાઓમાં કંઇ થોડો વધારો નથી કર્યો. લોકોએ ડબલ નોટો, ડબલ રૂપીઆ, ડબલ ઘરેણાંની લાલચમાં ફસાઇ ને સિંગલ પણ ગુમાવેલા છે. તે કિસ્સા ઘણી વખત સાંભળેલાં છે; છતાં હજુ તેઓ તે લાલચને વશ થઇ તેમ કરવા પ્રેરાય છે.

# મુસ્લિમ

[જર્મન વિદ્વાન ફૉન ક્રેમર કૃત 'ખુલફાના સમયની પૂર્વની સંસ્કૃતિનો ઇતિહાસ'ના એક પ્રકરણનું ભાષાંતર.]

ભાષાંતરકર્તા:

સાલેહ અકીલ સાહેબ

[ગયા અંકથી ચાલુ]

અમે એના વિષે ઉપર પણ કહી ગયા છીએ.

ખિલાફતની ઉન્નતિના યુગમાં આમ લોકોની દરરોજની જિંદગીમાં ખેતીવાડીને પણ ચોકખી મુખ્યતા પ્રાપ્ત હતી. અરબોએ પોતાના વિજયોનો સિલસિલો ખત્મ કરવા પછી સૌથી પ્રથમ ખેતીવાડી પ્રત્યે ખાસ લક્ષ આપ્યું.

આ પણ માની લેવું જોઇએ કે તેમને ઉસ્તાદ પણ સારા મળી ગયા હતા, અર્થાત તેમના જીતેલા દેશોમાં એવા લોકો હતા, કે જેમણે વંશપરંપરાના અનુભવો પછી પુરાતન સમયથી ખેતીવાડી અને કૃષિકારીને સંપૂર્ણતાના શિખરે પહોંચાડી દીધી હતી, એજ લોકોને તેમણે પોતાના પહેલા ઉસ્તાદ-ગુરૂ બનાવ્યા અને તેમના જુના અનુભવોમાંથી ફાયદો ઉઠાવ્યો. પરંતુ આ હરગિઝ સમજી બેસવું જોઇએ નહિં કે તેઓ દોનેજ ચીલે ચાલનારા હતા. તેમણે ખુદ પોતાના જ્ઞાન અને અનુભવો વડે પોતાના ઉસ્તાદોને પણ શાગિર્દ (ચેલા) બનાવી લીધા. તેમના આ ઉસ્તાદ મિસ્ર, શામ, બાબિલોનિયા, જઝીરહ અને ઇરાનના વતની ખેડુતો હતા.

અરબસ્તાન કુદરતી રીતે એવો દેશ હતો કે તેના મોટા ભાગમાં સૌથી વિશેષ અગત્યના પશુઓની વંશવૃધ્ધિ કરવા અને તેને ઉછેરવા પાળવાની હતી. જો કે કેટલાક પ્રદેશોમાં જેવાં કે, યમન, ઉમાન અને બહરૈનમાં તેમને ખેતી કરવાનો મોકો પણ મળ્યો.

જે દેશની ભૂમિની ઉત્પન્ન કમી હોય અને વસ્તી વિશેષ, ત્યાંના વતનીઓ માટે આવશ્યક છે કે તે પોતાની ખાધ સામગ્રી ... દેશો ... રાખે. દ્રષ્ટાંત ... ના હિજાઝને ...

ચાડતું હતું. એક જમાનો એવો પણ રહ્યો છે કે ઉત્તર આફ્રિકાની જુદી જુદી સલ્તનતો પોતાના અનાજની ઝરૂરત સિસિલીથી પુરી કરવાને મજબૂર હતી.

ઇસ્લામના આરંભ કાળમાં જે વૃક્ષો અને છોડોની રોપણી માત્ર ઇન્સાનના ખુરાકને માટે કરવામાં આવતી હતી, તેનુ કંઇક વર્ણન અમે પહેલાં કરી ગયા છીએ. અને આ દેખાડવું છે કે મકાઇ જે આજકાલ એશિયામાં ખુરાક અને નિકાશ કરવાને માટે મ્હોટી અગત્યતા ધરાવે છે, અમેરિકા શોધાયા પછી સૌથી પહેલાં યુરોપમાં પહોંચી અને ત્યાંથી એશિયામાં લાવવામાં આવી હતી.

જુદાં જુદાં વૃક્ષો અને વનસ્પતિની ઉછેર સંભાળ અને તેને દૂર દૂરના દેશોમા પહોચાડવાની સેવા પણ અરબોએ બીજી સેવાઓ પ્રમાણે બજાવી છે. ચોખા (ચાવલ) પોતાના હિન્દી વતનથી નિકળીને ધીમે ધીમે ફુરાત નદીને કાંઠે બાબિલોનિયા અને ઘણું કરીને અરબસ્તાનના પૂર્વ કિનારા સુધી પહોચી ચૂકયા હતા ચોખાથી અનાજ તરીકે તો મિસરવાળા બતલિમ્યુસોના સમયથીજ જાણીતા હતા, પરંતુ એની ખેતી તે સમયમા ત્યાં થઇ નહિ. એનો છોડ અરબોજ ત્યાં લઇ ગયા અને તેમણેજ સૌથી પ્રથમ એની ખેતી ત્યાં કરી. એનું કિબ્તી નામ "અરઝસ"જ આ દેખાવને માટે પુરતુ છે કે તે અરબીમાંથી લેવાયું છે. મુસલમાનોની સાથેજ સાથે ચોખાની ખેતી મિસરથી સ્પેન અને સિસિલીમાં પહોચી.

એવી રીતે અંડદનું આવુ વિશાળ રીતે પ્રસરવું પણ અરબોનેજ આભારી છે; કેમકે પ્રખ્યાત વનસ્પતિ શાસ્ત્રી ઇબ્ને બયતારના લખવા પ્રમાણે આ અનાજનું મૂળ વતન યમન છે, અને અહિંથીજ તે એશિયાના અન્ય દેશોમાં, જ્યાં એ બાગોમાં રોપવામાં આવતું હતુ, પરિવર્તન પામ્યું.

શેરડીની ખેતી અને પ્રગતિમાં પણ અરબોએ કંઇ ઓછું કામ કર્યુ નથી, આ છોડ હિન્દુસ્તાનની પૂર્વમાંથી ધીમે ધીમે ઇરાની અખાતના કિનારા ઉપર પહોંચ્યો અને ખૂબ ફેલ્યો ફાલ્યો. પછી એ ઇસ્લામના આરંભ યુગમાંજ ખૌઝિસ્તાન, બલ્કે દજલાં નદીના પ્રદેશો સુધી લાવવામાં આવ્યું અહિંથી આ છોડ ખિલાફતના સમયમાં નઝદીકના પૂર્વ (એશિયા માઇનરે, પેલેસ્ટાઇન, સિરિયા અને મિસ્ર) માં પ્રસરી ગયો, એજ યુગના છેલ્લા ભાગમાં ઉરદુનના નીચલા પ્રદેશમાંથી ખાંડ ઘણા મ્હોટા પ્રમાણમાં નિકાશ થતી હતી. શેરડીની ખેતી ઇસ્લામના સમયમાં ખૂબ પ્રસરી, પરંતુ એ પછી એમાં ફરી પડતી આવી ગઇ. ("યાકુતી." જિ–૧, પા–૨૦૧)

**જળ સીંચનના સાધનો.**

ઉત્તર અરબસ્તાનમાં પાણીની કમાન કારણે પાણી સીંચવાનાં કૃત્રિમ સાધનો નહિ હતાં. એનાથી ઉલટુ મિસ્ર અને ફુરાત નદીના પ્રદેશોમાં ઘણા પ્રાચીનકાળથી પાણી સીંચવાના કૃતિમ સાધનો પૂર્ણતાએ પહોંચી ચૂકયાં હતાં. અરબ નવા વતનીઓએ સભ્યતા અને સંસ્કૃતિના સાધનો ઉપર કબજો કરી લીધો અને એની કદર કિમતને એટલી સારી રીતે સમજી ગયા કે, તે સ્પેન જેવા દૂર આવેલા દેશો સુધી તેને પોતાની સાથે લઇ ગયા. એવીજ રીતે રહેંટ * (દોલાબ=અરબી નાઅવરહ)

* રહેટ ખેતીના યંત્રોમાં સૌથી પુરાતન વસ્તુ છે, પરંતુ મારૂ માનવું છે કે, એના શોધક અરબ નથી. પવન ચક્કી વિષે પણ જે આરંભિક સમયથી એશિયામાં વપરાતી હતી હું એજ કહી શકું છું. કહેવાય છે કે બગદાદની નહેરે સિરાતમાં એક પવન ચક્કી હતી જે ઘણી તેઝ ચાલતી હતી, એને "રિહાઉલ બતરીક" કહેતા હતા; કેમકે એને એક યુનાની બતરીકે બનાવી હતી. જે કોન્સ્ટેન્ટીનોપલના કયસરના કોઇ કામ માટે બગદાદ આવ્યો હતો. (જુઓ, "યઅકુબી" પા. ૧૪, યાકુત, મઅજમુન "રિહાઉલ બતરીક") એના ઉપરથી જણાય છે કે પવનચક્કીઓ યુનાનીઓ મારફતે એશિયામાં પહોંચી હતી. આમ લોકો માટે આ પવનચક્કીઓ સૌથી પહેલાં હનોરિયુસ (Honorius) અને અરકાદિયુસ (Arcadius)ના સમયમાં પ્રચલિત થઇ; સૌથી પ્રાચીન કાનુન (૩૯૮ ઇસ્વી)માં એનું વર્ણન છે. તે સ્પષ્ટ રીતે જણાવે છે કે આ તે સમયમાં નવી વસ્તુ સમજવામાં આવતી હતી.

એક નવી શોધ હતી, જેને અરબો પોતાની સાથે સ્પેનમાં લઇ આવ્યા. સ્પેનીસોએ અરબી શબ્દ "નાઅવરહ"ને કાંઇ પણ ફેરફાર વિના પોતાની ભાષામાં "નવરિયા" અથવા "અનવરિયા" ( Anoria–noria બનાવીને ભેળવી દીધો. એવીજ રીતે પાણી પાવા માટેની કૃત્રિમ નળીઓ માટે "અસે કુયા" ( Acequia ) લઇ લીધો, જે અરબી શબ્દ "અસ્સકાયહ" છે. જો આ બે શબ્દો આ વાત સાબિત કરવાને માટે પુરતા નહિં હોય કે, અરબો પાણી સીંચવાના સાધનોને પોતાની સાથે લઇને નહિં આવ્યા અને તેઓએ એના પ્રત્યે લક્ષ આપ્યું નહિં, તો પ્રાચીન ફુકહાના લખાણો એના સબુતમાં રજુ કરી શકાય છે. ( 'કદામહ' એ પોતાની કિતાબ અલ–ખિરાજમાં જળાશયો માટે એક જુદું પ્રકરણ રાખ્યું છે ) એ લખાણો ઉપરથી અમે અંદાજો કરી શકીએ છીએ કે કેવી સંભાળ પૂર્વક જળાશયો વિષે તમામ વાતો વ્યવસ્થિત કરવાના પ્રયત્નો કરવામાં આવ્યા હતા. એ કિતાબોમાં ખુલાસો કરવામાં આવ્યો છે કે નવાં ઝરણાઓની શોધ, કુવાઓને ખોદવા અને બનાવવા, અને તે ઝમીનોને જે હમણા સુધી બેકાર પડી હતી અથવા બંજર હતી, નવખેડ માટે ખેડુતોને કઇ શર્તો વિગેરે સાથે ઇનઆમ આપવામાં આવતી અથવા આપી શકાય એમ હતી. આ કાનુનો તે તમામ વિષયોને જેનો સબંધ ખેતીવાડી સાથે છે, બેહદ સંભાળ અને લક્ષપૂર્વક સ્પષ્ટ કરી બતાવે છે,

## રંગના છોડ

હવે અમે તે વૃક્ષો અને છોડોનું વર્ણન કરીશું, જે જુદી જુદી જાતની બનાવટોમાં કામ આવે છે. સૌથી પહેલાં અમે તે વૃક્ષોનો હાલ લખીશું, જેનાથી ભાત ભાતના રંગો બનાવવામાં આવે છે.

ઝા'ફરાનને અરબવાસીઓએ પોતાના દેશમાં ખુદ રોપી અને તેની ખાસ રીતે પ્રગતિ કરી. ઝા'ફરાની રંગ ભડકતો પીળો હોવાને કારણે પ્રાચીન સમયમાં ઘણી કદની દૃષ્ટિએ જોવામાં આવતો હતો અને તેમાં રંગેલા કપડાં કદ અને કીંમતમાં લાલ કપડાઓની બરાબર સમજવામાં આવતાં હતાં. અરબસ્તાન અને હિન્દુસ્તાનમાં ઝા'ફરાની (કેસરી) રંગ, શાહી રંગ સમજવામાં આવતો હતો. એ છોડને યુરોપમાં લઇ જવો, ત્યાં તેની સફળતાપૂર્વક ખેતી કરવી પ્રગતિ કરવી અરબોનું જ કામ હતું. એનું અરબી નામ ઝા'ફરાન કાંઇ પણ ફેરફાર વિના બધી યુરોપી ભાષાઓએ ઇખ્તિયાર કરી લીધું. ઝા'ફરાનને હકીમો દવા તરીકે પણ વાપરતા હતા અને હજુ સુધી વાપરે છે. એનાથી ખુશબુદાર તેલ પણ તૈયાર કરવામાં આવતું હતું અને અત્તર તો હજુ સુધી બનાવવામાં આવે છે એવું જણાય છે કે ઝા'ફરાનને શરીર ઉપર પણ મસળવામાં આવતું હતું. એટલે સુધી કે આભાર દર્શાવવા માટે ઘોડાઓના શરીરો ઉપર પણ મસળતા હતા. અમને માલુમ છે કે, એક ઔરતે વિજયી અન્તરના ઘોડાના શરીર ઉપર ઝા'ફરાન મસળ્યું હતું, જેમાં કસ્તુરી અને અંબર પણ મેળવેલું હતું.

ઝા'ફરાન સિવાય બકમાન (ઉસફુર=કસુંબો) ને માટે પણ આપણે અરબોનાજ આભારી છીએ. એમણેજ સૌથી પહેલાં એની ખેતી યુરોપમાં શુરૂ કરી અને એમણેજ યુરોપના લોકોને એનાથી લાલ પીળો રંગ તૈયાર કરવાની તરકીબ શિખવાડી.

પીળો રંગ તૈયાર કરવાનો એક પ્રખ્યાત છોડ, જેનું વર્ણન કરવું જરૂરી છે, "વર્સ" હતો. આ છોડનું વતન યમન છે. એનાથી ભડકદાર પીળો રંગ તૈયાર થતો હતો અને એને કીંમતી વ્યાપારના માલ તરીકે અરબસ્તાનની સરહદપાર, ઇરાકમાં નિકાસ કરવામાં આવતો હતો. એ છોડ પોતાના દેશમાંથી બહાર નિકળ્યો નહિ અને કોઇ બીજા દેશમાં એની ખેતી થઇ નહિ એનું કારણ એ હોવું જોઇએ કે એ બીજા દેશમાં ઉછરી શકયો નહિ અથવા એને બીજા દેશમાં રોપવા માટેના પ્રયત્નોજ કરવામાં આવ્યા નહિ.

જુદા જુદા પ્રકાર અને નમુનાનો પીળો રંગ એટલો બધો આમ પસંદ હતો કે અરબો એ રંગને તૈયાર કરવાને માટે એક ન્હાનો છોડ હિન્દુસ્તાનથી પોતાના દેશમાં લઇ લાવ્યા એ છોડ "કુરકુમ" હતો. (ઝા'ફરાન અને કુરકુમ એકજ છે, ન જાણે લેખકે કુરકુમનું વર્ણન કેમ જુદું કર્યું છે. કદાચ એ હારશૃંગાર તો ન હોય ? ભા. ક.)

છડીલાને પણ અરબો પુષ્કળ રોપતા હતા. જો કે મિસરમાં આજ કાલ એની ખેતી પડતીની સ્થિતિમાં છે. સ્પેનના મુસલમાનો પણ એની ખેતી બહોળા પ્રમાણમાં કરતા હતા.

હિના (મેંહદી) નો છોડ પણ અરબોના પ્રયત્નોએ આખા જગતમાં પ્રસર્યો. એનું મૂળ વતન અરબસ્તાન છે પરંતુ મિસરવાસીઓ પણ એના નામથી જાણીતા હતા. મેંહદી સામાન્ય રીતે ગાઝા તરીકે વપરાતી હતી અને કુતુમ પ્રમાણે જે ઘેરો લાલ રંગ આવતો હતો એનાથી પણ માથા અને દાઢીના વાળ રંગવામાં આવતા હતાં. અને હમણા સુધી રંગવામાં આવે છે. જોકે મેંહદીને દવા તરીકે પણ વાપરે છે, પરંતુ મ્હોટે ભાગે એશિયાઇ લોકો એનાથી શણગારનુંજ કામ લે છે અને હથેલી, પગના તળીયાં, હાથ અને પગના નખ રંગે છે. એ સિવાય આમ માન્યતા એવી છે કે મેંહદી લગાવવાથી નજર લાગતી નથી. એજ કારણે ખાસ ખાસ પ્રસંગે ઉંટો અને ઘોડાઓને એનાથી રંગતા પણ હતા. મેંહદીથી આ જાનવરો ઉપર ઘેરો નારંગી રંગ ચઢી જતો હતો. ઇરાનના શાહ, યુરોપના પ્રવાસ દરમ્યાન જ્યારે કોઇ ખાસ પ્રસંગે પોતાના રૂપેરી ઘોડા ઉપર સવાર થતા હતા, ત્યારે ખરાબ નજરથી બચવા માટે એમના ઘોડાની પીઠ અને દુમને મેંહદીથી રંગવામાં આવતી હતી.

જણાય છે કે કિરમઝી રંગ આમ રીતે રંગરેઝો અને અરમિનિયાના કપડાના કારખાનામાં વપરાતો હતો ('ઇબ્ને હવકલ' પા. ૨૪૪, 'જવલયકી' પા. ૧૨૩ કિરમઝી રંગ એક ન્હાના કીડામાંથી બનાવવામાં આવતો હતો.)

રંગ આપવાવાળા છોડોમાં પ્રથમ નંબર ઘણું કરીને નીલને મળેલો હતો, પરંતુ આ છોડને ઉગાડવા અને વધારવામાં અરબોનો હિસ્સો ન હતો. તેઓ માત્ર આડતીઆ અથવા સોદાગર તરીકેજ હતા. અરબ વ્યાપારીઓ એને હિન્દુસ્તાનથી લાવતા હતા. શામ એના વ્યાપારનું મ્હોટું કેન્દ્ર હતું. શામી બંદરગાહો અથવા રૂમ દરિયામાં નીલ ઉતારવામાં આવતું હતું. અહિંથી વેનીસના વ્યાપારીએ એને પોતાના વહાણોમાં ભરીને યુરોપ લઇ જતા હતા અને ત્યાંથી તમામ બાઝારોમાં વહેંચાઇ જતું હતું. આવી રીતે યુરોપ સુધી પહોંચવા માટે નીલને બે આડતીયાઓના હાથમાંથી પસાર થવું પડતું હતું.

કપાસ

વણાટકળાની ઝરૂરતથી જુદા જુદા છોડોમાં સૌથી મ્હોટો દરજ્જો રૂ (કપાસ)ને મળેલો હતો. એની હયસિયત, માત્ર ઘાસની ઝાડીઓથી બદલીને ઘણી જલ્દી એની લાયક અને ફાયદા મંદ છોડની થઇ ગઇ અમે રૂનું વર્ણન વણાટકળાના વિષયમાં પણ ઉપર કરી ગયા છીએ. જ્યાં તે વિસ્તારનો મુક્તાંશ છે.

દક્ષિણ અરબસ્તાનમાં છઠ્ઠી સદી ઇસ્વીમાં રૂની ખેતી જોર ઉપર હતી; પરંતુ સૌથી પહેલાં ખિલાફતના સમયમાં આ છોડને આમ અગત્યતા પ્રાપ્ત થઇ અને એની વ્યવસ્થિત ખેતી શરૂ થઈ ગઇ.

ઉપર બયાન થઇ ગયું છે કે ખલીફા હારૂન રશીદના સમયમાં રૂ બાબિલોનિયાના પ્રદેશોમા પોતાનું ઘર બનાવી ચૂકયું હતું. પાછળના સમયમાં ઉત્તર તરફ વધુ આગળ વધ્યું અને ઇબ્ને હવલકના સમયમાં ઇરાકે, અરબની નદી ખાબુરના કાંઠાવાળા શહેર અરબાનમાં એની ખેતી ઘણા બહોળા પ્રમાણમાં થતી હતી અને અહિંનું વણેલું સુતરાઉ કાપડ શામ વીગેરે તરફ નિકાશ થતુ હતું. ("ઇબ્ને હવલક" પા. ૧૫૦, "મુર અલવરીની કિતાબ", જિ. ૬, પા. ૫૮૦)

મુસલમાનોના લીધેજ મધ્ય યુગમાં યુરોપ ફરીથી રૂને ઓળખી શકયું અને ઘણો જલ્દી તે ઝમાનો આવી ગયો કે એનુ પ્રાચીન અરબી નામ "કુરસુફ" છુટી ગયું અને "કુતન"નો નવા નામે તેની જગ્યા લઇ લીધી. એજ નામ પાછલા સમયની લાટીની ભાષામાં "કોતનમ" (Cottonum) થઇ ગયું.

એ નામ સૌથી પહેલા જેકોબોસ અવરિયા (Jacobos Auria)ના ઇતિહાસમાં મળે છે. જેમાં તેણે ૧૨૮૯ ઇસ્વી (૬૮૮ હિજરી)ના બનાવો બયાન કરતાં લખ્યું છે કે અરનો (Arno) નદીના મુખ ઉપર એક વહાણ આવીને રોકાયું હતું જેમાં મરચાં અને રૂ ભરેલાં હતાં. ખરી રીતે આ વહાણ શામની કોઈ બંદરગાહ અથવા સિસિલીથી આવ્યું હતું. કેમકે, એ દેશોમાં અરબો એનાથી પહેલાં રૂને કુદરતી ઉત્પન્ન બનાવી ચૂકયા હતા. ઇટલીમાં નિકળીને આ નામ એટલે કાટન (કતન) તમામ યુરોપમાં સામાન્ય થઇ ગયું. બારમી સદી ઇસ્વીમાં અશબીલિયાના પ્રખ્યાત લેખક ઇબ્ને અવ્વામના લખવા પ્રમાણે રૂની ખેતી, સિસિલી ઉપરાંત સ્પેનના કિનારા, પેલેસ્ટાઇનના શહેર ગઝઝાહ અને દજલાને કાંઠે બસરામાં અસરી. અબ્બાસી ખિલાફતના આરંભમા બસરાની રેતીલી ઝમીનમાં આ છોડ કૃત્રિમ જળ સીંચનના સાધનોએ ખૂબ ફેલાયો હતો. ("ઇબ્ને અવ્વામ" જિ-૨, પા-૧૦૨).

કતાન

કતાન (અળસી)ની ખેતી એશિયામાં પ્રાચીનકાળથી થતી આવે છે. અબ્બાસી ખિલાફતના આરંભમાં મિસ્ર અને શામમાં એની ખેતી વિશાળ ભૂમિ ભાગમાં થતી હતી

એ દેશોના બનેલા કતાનના કપડાંથી જે "બઝઝ" કહેવાતો હતો, અરબી લશ્કરોના ડ્રેસ તૈયાર કરવામાં આવતા હતા. એ સિવાય રસ્સીઓ અને લંગરના રેસ્સા બનાવવામાં આવતા હતા. ÷

÷ કતાનનું વર્ણન અમુક કવિઓના દીવાનમાં પણ આવ્યુ છે. અરબો, પાસેથીજ યુરોપે વહાણોના રસ્સા બનાવવાનો ફાયદાકારક હુન્નર શિખ્યો હતો. દક્ષિણ યુરોપની ભાષામાં અરબી શબ્દ "હબલ"નું અપભ્રંશ વાપરવામાં આવ્યુ છે. જેમકે ફ્રાન્સી "કેબલ" (Kablo) સ્પેનીશ "કાબલો" (Kablo) વગયરાહ ગદ્દરત "ગદ્દરત" (Gudrus) ના શહેરમા હમણાં સુધી વહાણના લંગર માટે જે શબ્દ વપરાય છે, તેનાથી અરબોની અસર સ્પષ્ટ જણાય છે.

સણ અને ભંગની ખેતી પણ થતી હતી, શામી કૌમો પર એક એવો પણ વધ્ધત રહ્યો છે કે, તેઓ સણને કંતાન સમજતા હતા. ચોકસ ખબર નથી કે સણની ખેતી અને તેનાથી કામ લેવું ક્યારથી શુરૂ થયું. મિસરમાં ત્રણ પ્રકારનું સણ વપરાતું હતું; પરંતુ એની બહારવાળાઓને ખબર ન હતી. એમાં શરીરનો નાશ કરનારી એક ખરાબ વસ્તુ હતી પાછીના સમયમાં એના પાનરાથી હશીશ (ભંગ) બનાવવાનું લોકોના જાણવામાં આવ્યું. એણે આમ લોકોને પોતાના તરફ આકર્ષીને તેમની તબાહી અને બરબાદીમાં કોઇ કસર રહેવા દીધી નહિ *

## મધ અને રેશમ

જ્યાં અરબોએ ખેતીવાડીની પ્રગતિ કરી ત્યાં તેઓ મધને પણ ભૂલ્યા નહિં. મધમાખીઓ પાળવા અને તેનાથી મધ મેળવવામાં તેમણે સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

હવે રહી ગયું રેશમ; એના કીડાની ઉછેર અને સંભાળ ઇરાનના ઉત્તર પ્રાંતો નિશ્ચિસ્તાન અને જરજાનમાં ઘણી થતી હતી. એના પછી જયારે ખુદ રેશમના પ્રાચીન નામ "સરક" ઉપરથી જે ઇરાની નામ "સરંહ"નું અપભ્રંશ છે, આ પતો મળે છે કે શેહતુતના વૃક્ષો અને રેશમ પૂર્વમાંથી પશ્ચિમ તરફ પ્રસરવા શુરૂ થયા અને પાછળથી અરબી શબ્દ "હરીર" એ પ્રાચીન શબ્દ "સરક"નુ સ્થાન લીધું.

એકત્રિત રીતે અરબોએ રેશમના કીડા અને શેહતુતના વૃક્ષની સેવા કરવામાં ઘણું મ્હોટુ કામ કર્યું. તેમણેજ એને સ્પેનમાં પણ પહોંચાડયા. (ઇબ્ને અવ્વામ" જિ—૧, પા. ૧૨૭)

## ખજુરનું વૃક્ષ

અમે હમણા સુધી જે વર્ણન કર્યું છે, એ માત્ર અરબોના તે ઉપકારો પ્રદર્શિત કરવા છે, જે જીવનની ઝરૂરીયાત અને વિલાસ વૈભવમાં તેઓએ દુન્યા ઉપર કર્યા છે. જો કે અમે, ઉપર એવું વર્ણન કરી આવ્યા છીએ પરંતુ તે પુરતું નથી. આ તે વસ્તુ છે, જેનો અરબવાસીઓ સાથે ગાઢો સંબંધ છે અને જેની સાથે તેમનું જીવન મૃત્યુ સંકળાએલું છે. એ છે પણ એટલું વફાદાર કે જ્યાં હવાપાણી એના માર્ગને અવરોધતા ન હોય, એ અરબોના દમ કદમ સાથેજ રહે છે; અર્થાત

## ખજુર વૃક્ષ.

આ અજીબો ગરીબ અને અત્યંત ફાયદા કારક વૃક્ષના મુળ વતનને ઇરાની અખાતના કિનારા ઉપર શોધવો જોઇએ, તે અનહદ અને અમાપ સમયમાં જે તેના દુન્યામાં પહેલ વહેલા દેખાવ દેવાથી લઇને ઇસ્લામના ઝાહિર થવા સુધીમાં ગુઝર્યો, આ વૃક્ષ માત્ર આખા અરબસ્તાનમાંજ પ્રસરી ચૂક્યું હતું એટલુંજ નહિં પણ એક હદ સુધી તે ત્યાંનુંજ ખાસ વૃક્ષ ગણાવા લાગ્યું હતું. પ્રાચીન શામી

* અંગ્રેઝીમાં જ્યુટ અને હેમ્પ બે વસ્તુઓ છે. જેને આપણે સણ અને પટસણ કહીએ છીએ. લેખકે જર્મનીમાં હેન્ફ (Hanf) શબ્દ વાપર્યો છે, જેનો અર્થ હેમ્પ છે. હેમ્પ સણ ઉપરાંત ભગને પણ કહે છે. જ્યુટ અને સણને 'કતાનુલ હિન્દી' પણ કહેવામાં આવે છે. એજ તે વસ્તુઓ છે, જેને ભૂલથી કંતાન સમજી લીધું હતું. લેખકે અહિં હેમ્પ, જ્યુટ અને ભંગ બધાને મેળવીને મિશ્રણ કરી દીધુ છે અને ખાસ કરીને હેમ્પ અર્થાત સણ અને હેમ્પ અર્થાત ભંગને અલગ કરીને બતાવ્યું નથી. આ ભાગ સ્પષ્ટ નથી. મેં ચોખવટ કરવાનો પ્રયત્ન કર્યો પણ સફળતા મળી નથી. ભા. ક.

યુગમાં કોઈને આ માલુમ ન હતું કે એમાં કયું ખાતર આપવામાં આવે છે અને એની ઉછેર કેવી રીતે કરવામાં આવે છે. બાબિલોનિયાની રહેવાવાળી એક ઈરાની કોમે આ વૃક્ષની પુરી ચાકરી કરીને એની હાલત ઉત્તમ બનાવી દીધી. એનું ઈનઆમ તેમને એ મળ્યું કે તેની ઉત્પન્ન વધી ગઈ. હવે શું હતું ? એ કળા ઘણી જલ્દી આખા અરબસ્તાનમાં પ્રચલિત થઈ ગઈ. આ વૃક્ષની પુરાતનતાનો અંદાજો એના ઉપરથી થઈ શકે છે કે તે ઝમાનાને ભૂલી ગયો છે, જ્યારે તેની પરવરિશ ઈન્સાની જ્ઞાનથી ઉચ્ચતર હતી. એક અતિ પુરાણી રિવાયતમાં છે કે; અત્યંત પ્રાચીન યુગમાં ખજુરના વૃક્ષોને ખાસ ખાસ પ્રકારનું ખાતર જીન આપ્યા કરતા હતા. (યાકુત, મુઅજિમ જિ. ૧, પા. ૧૨૭) એનો ઘણું કરીને એવો અર્થ છે કે આ કામ ને દિવસોમાં ઈન્સાની હાથોએ થતું ન હતું અથવા એવું કે તે ઝમાના સુધી ઈન્સાન પયદાજ થયો ન હતો, બલ્કે એ સેવાને, હવા બજાવતી હતી એક બીજી રિવાયતમાં આવ્યું છે કે અરબોને ખજુરના વૃક્ષ ઉપર ચઢવાનું આવડતું ન હતું; પરંતુ જયારે ખજુરનું વૃક્ષ ખરા અર્થમાં અરબ સસ્થાનીઓની ઝિંદગીનું આવશ્યક અંગ બની ગયું અને રણમાં રહેનારાઓની નઝદીક એના ફાયદા સારામાં સારા સાબિત થયા, ત્યારે તેઓ તેનાથી ટેવાઈ ગયા અને તેને ખુદાની ખાસ નેઅમત સમજવા લાગ્યા. ખજુરની એના કરતાં વિશેષ શું મોટાઈ હોઈ શકે છે, કે હુઝૂર નબીએ કરીમ (સઅવ)ની હદીસ બયાન કરવામાં આવે છે કે આપે ફરમાવ્યું "ખજુરની ઈઝઝત કરો, કેમકે એ તમારી ફોઈ છે. એ રણની પત્થરાળી ઝમીનમાંથી નિકળીને તમારે માટે ઈલાહી નેઅમતનું ઝરણું બની જાય છે." ("ઈરફાની" જિ–૨, પા. ૩૪૫) વાત એવી છે કે ખજુરનું વૃક્ષ રણવાસીઓ માટે આવશ્યક વસ્તુ છે અને તેમની ઝિંદગીનો એનાથી એવો ગાઢો સંબંધ છે કે ઘણી જલ્દી એણે તેમના માનસ ઉપર પણ પુરેપુરો કબજો કરી લીધો. તેઓની પાસે અન્ય વૃક્ષોથી ઉલટું ખજુરમાં ઈન્સાની લાગણીઓ અને વિચારો પણ મૌજુદ છે. અરબી ભાષામાં એના ઘણા દ્રષ્ટાંતો મળે છે. એવા દ્રષ્ટાંતોના મોટા ઢગલામાંથી જે માત્ર અરબી કોષના જુદા જુદા લેખકોએ એકત્ર કર્યાં છે. હું અત્રે માત્ર એક દ્રષ્ટાંત રજુ કરું છું.

"ખજુરના બે વૃક્ષોએ એક બીજા પ્રત્યે જોયું. બન્ને પ્રેમમાં પડી ગયા અને તેમણે કોઈ બીજા વૃક્ષ મારફતે ફળ ઉત્પન્ન કર્યાં નહિ."

ટુંકમાં એવું સમજાવવા લાગ્યું કે, ખજુરનું વૃક્ષ ખુદાની ભેટ છે, જે દુન્યામાં માત્ર તે દેશોનેજ અર્પણ થયું છે જે ઈસ્લામની સત્તા હેઠળ છે.

ખજુર–વૃક્ષના શીળામાં, વહેતા પાણીને કિનારે આરામ લેવું અરબવાસીઓ હંમેશાં રાહત અને આસાઈસની પૂર્ણાકૃતી સમજતા રહ્યા છે અરબ જેવા દેશમાં. જ્યાં માઈલો સુધી હરીયાળીનો પતો મળતો નથી અને તૃષા તૃપ્ત કરવાને પાણીનો એક ઘુંટ પણ મળતો નથી; એ લોકો જો એને નેઅમત નહિં સમજતે તો આશ્ચર્યજ હતું. ખજુર વૃક્ષના બાગ–નખલિસ્તાનમાં વાયુની મંદમંદ લહેરીઓ, હવાથી પાંતરાઓના હાલવાની આવાઝ, છાંયાવાળા ચાલીસ પચાસ ફીટ ઉંચા વૃક્ષ જેમાંથી સૂર્યના કિરણો છણાઈછણાઈને પસાર થતા હોય અને જેના મસ્તકો ઉપર પાતરાઓનો તાજ હોય. તેના નાઝુક શરીર જે પ્રકાશ અને હવાને ન રોકતા હોય અને જેને જોવાથી મનને આનંદ

મળતો હોય! તે, નખલિસ્તાનનું દ્રશ્ય પોતાનામાં એક ખાસ મોહકતા ધરાવે છે.

એવા પ્રકારનાં પ્રફુલ્લીત નખલિસ્તાનનો મુકાબલો, ઉત્તર યુરોપના અંધકારમય શાહ બલુતના જંગલ સાથે કરવામાં આવે તો મસ્જિદ અને ગિરજાના અંદરના દેખાવનો ફેર આસાની સાથે સમજમાં આવી શકે છે: મસ્જિદો નખલિસ્તાનના નમુના પ્રમાણે પ્રકાશિત અને હવાદાર હોય છે અને કુતી ઢબના બંધાયેલા ગિરજા અંદરથી શોકીત અને અંધકારમય દેખાય છે

ખજુરના શીળાવાળા વૃક્ષોની પુરેપુરી કદ્ર અને કીમત તે વખતે થાય છે, જ્યારે કોઇ શખ્સ આરામ અને આસાઇસને પડતું મુકીને દરેક પ્રકારના કષ્ટો ખમવા માટે તૈયાર થાય અને અરબસ્તાનના બળતા જળતા રણમાં લાબા લાંબા પ્રવાસો ખેડે. વનસ્પતિ અને પાણી વિનાના રણમાં જ્યારે આ પ્રવાસીને દૂરથી ક્ષિતિજમાં એક અંધકારમય અને વાદળી લીલુ સ્થળ, પીળા રેતીલા મેદાનમાં ઝાહેર થતુ દેખાય ત્યારે તેને કેટલી બધી ખુશી અને ઉલ્લાસ થતો ન હશે. તે વખતે તેને જણાતું હશે કે તે ધીમે ધીમે એક નખલિસ્તાન પાસે પહોચી રહ્યો છે, જ્યાં આ મુસીબતમાં ફંસેલા મુસાફિરને ન માત્ર ઠંડક અને પાણી મળશે, બલ્કે, ઇન્સાનોની સુરત પણ જોવાની મળશે, જેની સુરત શુદ્ધાં જોવાને તે મુદ્દતોથી તરસી રહ્યો હતો.

આવી રીતના તમામ પડાવના કોઇને કોઇ નામ હોય છે. ખાસ કરીને જ્યારે એમાં ખજુરના ઘીચ વૃક્ષો પણ હોય. અરબ ભૂગોળવેત્તાઓએ આ બધા સ્થળોને એક આમ નામ "રવઝહ" (બાગ-નખલિસ્તાન) આપી રાખેલું છે. હકીકત એવી છે કે આ નામથી ઉત્તમ બીજું કોઇ નામ મળી પણ શકતું નથી. આ સ્થળો વસ્તીથી દૂર રણોમાં માત્ર પડાવજ હોતા હતા કે જેથી આવતા જતા કાફલા ખજુરના છાયાંવાળા વૃક્ષો નીચે થોડી વાર આરામ કરી શકે; પરંતુ થાકયા પાકયા ગરમીથી ભૂંજાય રહેલા મસાફિરોને પુછો તો તે આ સ્થળોને જન્નત કહેશે.

ખજુરના વૃક્ષને દૂર દૂરના સ્થળો સુધી પહોંચાડવા એ અરબોની ઘણી મોટી મનુષ્ય સેવા છે, ખાસ કરીને એટલા માટે કે પોતાના આ વ્હાલા વૃક્ષને તેઓ કદી પણ પોતાનાથી જુદું કરવા ચાહતા ન હતા. બનવા જોગ છે કે આ સેવામાં તેમનો તે જુસ્સો પણ કામ કરતો હોય કે તેઓ એનો વિયોગ સહી શકતા ન હતા અને જ્યાં જતા હતા તેને પોતાની સાથે રાખતા હતા. બસરાથી, જ્યાં એના અસંખ્ય ઘીચ જંગલો હતા; આ વૃક્ષ ધીમે ધીમે ઉત્તર તરફ વધ્યું. અત્યંત અજીબ વાત આ છે કે જ્યારે બગદાદનો પાયો નાખવામાં આવ્યો હતો ત્યારે તે વખતે ત્યાં ખજુરનું એક વૃક્ષ પણ ન હતું. એક પ્રાચીન લેખકે ઘણા ખુલાસા સાથે બયાન કર્યું છે કે, એને બસરાથી લાવીને બગદાદમાં રોપવામાં આવ્યું હતું. ("યાકુબી" પા. ૪૧૬ ઇરાકમાં પણ આ વૃક્ષ મળતુ ન હતું. "મુઅજેમ" જિ-૩, પા. ૨૭૧) બગદાદ ઉપરજ શું છે. આ વ્હાલા વૃક્ષને અરબો પોતાની સાથે સ્પેન સુધી લઇ ગયા. અહિં પ્રહેલા ઉમવી બાદશાહ અબ્દુર્રહમાન અલ-દાખિલના હુકમથી તેના દૂર આવેલા વતન શામથી, ખજુરનો એક છોડ સ્પેનમા લાવવામાં આવ્યો. અબ્દુર્રહમાને તેને પોતાના મહેલના બાગમાં રોપાવ્યો. અબ્દુર્રહમાનની જ્યારે પણ એના ઉપર દ્રષ્ટિ પડતી તો તે પોતાના દૂર આવેલા વતનની

માદમાં વ્યાકુળ થઈ જતો, આજ વ્યાકૂળનાને તેણે એક દર્દ ભરી નઝમમાં—જે ખજુરને ઉદ્દેશીને કહી છે—ઝાહિર કરી છે.

આ ઝાડ સ્પેનમાં ખુબ ફળ્યુ ફુલ્યુને ફાલ્યુ આજકાલ સ્પેનના કિનારા અને આખા પોર્ટુગાલ બલ્કે પ્રસ્તોરિયાના કેટલા પ્રદેશ સુધી પ્રસરેલુ છે. આ અરબી સંસ્કૃતિ અને સભ્યતાની નિશાની અને તેનીજ એક ભેટ છે, જેનાથી તે બરકતવાળા યુગની યાદ તાઝી થતી રહે છે. (અપૂર્ણ)

# સંદ્ધિ.......ના.......સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૪૫

આત્મવિશ્વાસનાં અભાવે કે બ્હીકણપણાના અંગે જો તમારી અવદશા થયેલી હોય, તો એજ અવનતિને તમો તમારા સતત પ્રયત્નો દ્વારા ઉન્નતિમાં ફેરવવા ભાગ્યશાળી થઇ શકવા સમર્થ છો.

૪૬

ન્હાનામાં ન્હાની અને નજીવી વસ્તુ પણ તમારી જાત સુધારણા માટે સદા તત્પર દેખાશે માત્ર વિચાર પૂર્વક પ્રત્યેક નજીવી જણાતી વસ્તુનો પણ સદુપયોગ કરતાં આવડવું જોઇએ.

૪૭

માત્ર પ્રયત્નશીલ રહેવાથીજ સિધ્ધિને વરી શકાતું નથી, પણ આપણું ધ્યેય સફળતાને વરી લીધા પહેલાં જ પીને બેસવાનું હોવુંજ ન જોઇએ. આપણે આપણા ધ્યેયને પહોંચી વળવા એટલી તો શક્તિ કેળવવી જોઇએ કે જગતની કોઇપણ તાકત આપણી પ્રગતિને અટકાવી શકેજ નહિ. ઉન્નતિની ટોંચે પહોંચવા માટે શક્ય તેટલા યોગ્ય પ્રયત્નો કરવાં જોઇએ.

૪૮

અતિ વિચારનારની સાહસિકતા ઓસરી જાય છે, તર્ક-વિતર્કમાં સદા રાચનાર મનુષ્ય નિરંતર શંકા-કુશંકાઓનોજ ભોગ બને છે. માટે વિચારમાંજ સર્વ તકો ગુમાવી દેનાર મુર્ખાઓ કરતાં આપણે યોજનાઓ ઘડીને અમલમાં મૂકનારાઓ પૈકીનાં થવું જોઇએ.

૪૯

"સમય નથી" એવી ફરીયાદ કરવીજ નકામી છે, જેને કશુંએ કરવુંજ નથી, તેનાં માટે વૃદ્ધ (અ૦)નું આયુષ્ય પણ અલ્પ છે, જ્યારે કાર્યક્ષેત્રમાં ઝંપલાવનારાઓ માટે માત્ર બે દીવસ પણ પૂરતા છે.

૫૦

કુરઆને કરીમમાં ખુદ ખુદાવંદે આલમે ફરમાવ્યું છે કેઃ-"લકદ ખલકનલ ઇન્સાના ફી અહસને તકવીમ"-અર્થાત-"હમને ઇન્સાનકો ઝાહેરન ઔર બાતિનન જિસ્માની હયેઅત મેં ઔર રૂહાની હયેઅત મેં તમામ દૂસરી મખ્લૂક પર ફાઇક પૈદા કીયા હય" આથી સ્પષ્ટ પૂરવાર થાય છે કે અન્ય એકંદર વસ્તુઓ ઉપર આપણો અધિકાર છે, પ્રત્યેક વસ્તુનો સદુપયોગ આપણે કરી શકીએ છીએ. એકંદર વસ્તુઓ આપણી સેવા માટે તત્પર છે. આપણે અન્ય એકંદર વસ્તુઓ ઉપર સત્તા ચલાવી શકીએ છીએ. જરૂરત છે માત્ર સમજવાની, લાયકાત કેળવવાની.

૫૧

પ્રયત્નો દ્વારાજ ઇચ્છીત વસ્તુ પ્રાપ્ત થઇ શકે છે, તેનું એક ઉદાહરણ આ રહ્યું.

"તયમૂરને એક મોરચાહ દેખા ચઢતે દીવાર.
દેખા કે ચઢા દાનેકો લે કર સૌબાર
આખિર સરે બામ લેકર પહોંચા તો કહા
મુશ્કિલ નહિ કોઇ પેશે હિમ્મત દુશ્વાર."

૫૨

કર્તવ્ય પાલનની દૃષ્ટિએ સંતોષ સદંતર હરામ છે, યોગ્ય જરૂરીયાતોને પહોંચી વળવા

પ્રમાણિક અસંતોષની અત્યંત આવશ્યકતા છે, અને ખરી હકીકતો એક છે કે અલ્લાહની અમીદ્રષ્ટિ અમાપ છે, તો પછી આપણે શામાટે સંતોષી બની પ્રમાદી થવું જોઇએ, મેળવી શકાય તેટલું મેળવવામાં શા માટે પછાત પડવું જોઇએ ?

૫૩

પ્રમાણિક અસંતોષ માટે "ઇકબાલ"નું કહેવું સત્ય છે કહે છે કે

"હુદી નાદાં ચંદ કલીયોં પર કિનાઅત કર ગયા
વરના ગુલશન મે ઈલાજે તંગીએ દામાંભી હય"

દિલગીરી સાથે દર્શાવવું પડે છે, કે આજના મુસ્લિમો સંતોષની સાચી વ્યાખ્યા પણ કરી શકતા નથી. આજના મુસ્લિમો પ્રમાણિક અસંતોષનાં બદલે અપ્રમાણિક સંતોષમાં જ જીવન વેડરી રહ્યા છે.

૫૪

કાર્ય કરવાની જેનામાં સાચી ધગશ હોય છે, તેને સમય, સંજોગ કે સ્થળ અવરોધી શકતાં નથી. કાર્ય ન કરનારજ ખોટાં બહાના તળે પોતાની નબળાઇઓ ઢાંકે છે.

૫૫

જીવન યાત્રા તેનીજ સફળ થાય છે, કે જે ભયમુક્ત રહી ખોટાં વ્હેમોમાં અટવાતો નથી. યાહોમ કરી આગે કુચ કરનારને ફત્તેહ મળીજ રહે છે.

૫૬

મુસ્લિમોએ યાદ રાખવું જોઇએ, કે જગતની કોઇ પણ પ્રજાએ અન્યની દયા ઉપર જીવીને મુક્તિ મેળવી નથી, પણ અસાધારણ ઉત્સાહ વડે દ્રઢ નિશ્ચયી બનીને ખાંડાનાં ખેલ ખેલીને આઝાદી મેળવી છે.

૫૭

સ્ત્રીઓનાં ઘરેણાં સોના ચાંદીનાં હોય છે, પણ પુરૂષોનું ઝવેર માત્ર શૂરવીરતા છે, શૂરવીરતા વિહોણા પુરૂષને પુરૂષની ઉપમા નજ આપી શકાય.

૫૮

આત્મવિશ્વાસ કે શ્રદ્ધા એ એકજ મુક્તિનું સાધન છે, ગુલામ પ્રજાઓમાં જ્યાં સુધી ઉપરોક્ત સદ્‌ગુણ ખીલી ન નીકળે, ત્યાં સુધી આઝાદીની આશા રાખવી નરી નાદાની છે, આત્મશ્રદ્ધા એજ આઝાદીનું એક માત્ર શસ્ત્ર છે.

"ગુલામી મેં ન કામ આતી હય,
શમ્શીરેં ન તદબીરેં;
જો હો ઝોકે યકી પૈદા તો
કટ જાતી હય ઝંજીરેં."

૫૯

સુસંસ્કારોથી સદંતર વેગળી એવી આજની પાશ્ચિમાત્ય સંસ્કૃતિ આપણાં માટે હળાહળતા ઝેર સમાન છે, જેને આત્મા સાથે કશોજ સંબંધ ન હોય; માત્ર શારીરિક સુખ સગવડો ઉપરજ જેનો આધાર હોય, એવી સંસ્કૃતિ આપણાં માટે ત્યાજ્ય ગણાવી જોઇએ, યુરોપીયન પધ્ધતિએ જીવન જીવનાર કે યુરોપીયન સંસ્કૃતિમાં માનનારાઓ, ખાસ કરીને મુસ્લિમોએ ઇસ્લામે આપેલા શિક્ષણાનુસાર વર્તવું અત્યંત જરૂરી છે.

૬૦

કમનસીબે આપણે યુરોપનું અંધ અનુકરણ કરવા દોરાઇ ગયા છીએ, યુરોપની વર્તમાન ઉન્નતિ કેવળ કોટ પાટલુન કે ટાઇ કોલરને આભારી નથી, તેમની નાસ્તિકતાએ પણ કાંઇ તેમને આગળ વધાર્યા નથી, ખરી હકીકત તો એ છે જે વર્તમાન યુરોપની

ઉન્નતિ તેમના સતત પ્રયત્નો, પ્રયોગો અને શોધખોળો તથા ઉદ્યોગ પ્રિયતાને આભારી છે, બિચારા મુસ્લિમો માત્ર લિબાસનાં વાધામાંજ અટવાયેલા છે. તેમને એટલુંય ભાન નથી, કે કોઇ પણ પ્રજાનો ઉદ્ધાર માત્ર કોટપાટલુન દ્વારા થતો નથી, પણ પ્રયત્નો દ્વારા થાય છે. મુસ્લિમોની સ્થીતિ ખરેખર દયાજનક થઇ પડી છે, ઉદ્યોગ હુન્નર કે નવી શોધખોળ પ્રત્યે કોટપાટલુન પહેરનાર પ્રત્યેક મુસ્લિમ ને સૂગ છે, બહુ બહુ તો એકાદ ખુરસી ઉપર અભણ મજુર કરતાંયે ઓછા પગારે ચોંટી જવાનાં રાતદીન સ્વપ્ના સેવી રહ્યા છે. અને મહા-મહેનતે અલ્પ વેતનથી પ્રાપ્ત થયેલી નોકરી (ગુલામી) ઉપર પણ અભિમાન ધરાવે છે, ગુલામીમાં પણ પોતાને ભાગ્યશાળી માનનાર ભણેલા મુસ્લિમોને કહેવું શું, એજ એક પ્રશ્ન મારા જેવા અનેક અભણ લોકોને મુંઝવી રહ્યો છે.

૬૧

સર્વથી સર્વ રીતે શ્રેષ્ટ એવા દસ્તુરૂલ અમલ (કુર્આન)ને મેળવ્યા છતાં મુસ્લિમોની નજર આજે પશ્ચિમ ભણી દોરવાય છે, એ અત્યંત ખેદનો વિષય છે. જીવન સિદ્ધિનાં સામટા પંથોનાં સ્મૂલ સમા કુર્આનને લઇ આજે આપણે અન્યનાં ઓશીયાળા થવામાં સંતોષ માની રહ્યા છીએ. એથી વિશેષ આપણાં માટે શરમ ભરેલી બીના અન્ય એકેય નથી. મર્હુમ ઇકબાલ કહી ગયા છે કેઃ—

'વાએ બર દસ્તૂરે જમ્હૂરે ફીરંગ
મુરદાતર શુદ મુરદા અઝ સૂરે ફીરંગ
ગરચે દારદ શેવહાએ રંગ રંગ
મન બજુઝ ઇબ્રત ન ગીરમ અઝ ફીરંગ
અય બકતલીદશ અસીર આઝાદ શવ
દામને કુર્આં બગીર આઝાદ શવ.''

૬૨

ખુદાવંદે આલમ જાણી જોઇને કયારેય કોઇ પણ પ્રજાને પાયમાલ કરતો નથી, જ્યાં સુધી કે પ્રજાનું પોતાનુંજ કેરકટર (ચારિત્ર્ય) સર્વ રીતે ભ્રષ્ટ ન થઇ જાય. આજે અમારી એકયતા, અમારો પ્રેમ, અમારો ભ્રાતૃભાવ, અમારી સમાનતા, અમારી પરસ્પરની હમદર્દી નષ્ટ પામી છે. પરીણામે અમો ગુલામ બન્યા છીએ. આજે દંભ, પ્રપંચ, અદેખાઇ ઇત્યાદીનાં અમો ભોગ થયા છીએ. મુસ્લિમ પોતાનાજ ભાઇ જેવા એકાદ મુસ્લિમને મીટાવી દેવા તત્પર બન્યો છે, પરીણામે જગત ઉપર અવનવી અનેક આપત્તિઓ ઉતરી રહી છે. એ સર્વ આપત્તિઓ દુષ્કાળો, ધરતીકંપો, ભયંકર રોગચાળાઓ વીગેરે શું છે? અને સાચું કહીએ તો લડાઇનાં વાદળો આખાય જગત ઉપર ફરી વળવાનું કારણ શું છે? માત્ર એજ કે અમારી સજ્જનતાનો અંત આવ્યો છે, અમારામાંથી ઇન્સાનીયત ઓસરી ગઇ છે, અમારામાં માણસાઇનાં લક્ષણો શોધ્યાંયે જડતા નથી. માનવ જગતે ખાસ કરીને મુસ્લિમોએ હવે તત્કાળ ચેતવું જોઇએ.

૬૩

એક પાઇ પણ ખર્ચ કર્યા વિનાં વિવેકી થઇ શકાય છે, માટે પ્રત્યેક માણસે વિવેક દાખવવામાં પછાત રહેવું ન જોઇએ. વિવેકમાં દંભ હોવો જોઇએ નહિ.

૬૪

સંકટ સમયે શકય તેટલી રીતે અન્યને સેવા અર્પવી એ માનવ જવાબદારીઓ પૈકીની એક મહાન જવાબદારી છે.

૬૫

વીરતા સાથે નમ્રતા અને સહનશીલતા ઉપરાંત માયાળુ સ્વભાવનો સુમેળ મનુષ્યત્વને,

વિશેષ દિપાવી દે છે. માટે વીર થજો, પણ સાથેજ નમ્રતા અને સહનશીલતા પણ કેળવજો.

૬૬

સર્વ શકિતઓનો સુમેળ હોવા છતાં, અભિમાની ન થવું એ ઇન્સાનીયતનો ઉત્તમોત્તમ પ્રસંગ છે.

૬૭

અયોગ્ય રીતે અન્યની લાગણી દુઃખાવવાથી બનતાં સુધી અલિપ્ત રહેવું ઘટે.

૬૮

મનુષ્ય જીવન માત્ર મોજ મજામાં વેડફી નાખવા માટે નથી, પણ કર્તવ્ય પાલનમાં જીવનની સાર્થકતા રહેલી છે.

૬૯

શિક્ષણ એ વર્તનની ચાવી છે, માટે તમો તમારી ઓલાદ ને સર્વોતમ શિક્ષણ આપવાનો પ્રબંધ કરો.

૭૦

સર્વસ્વનો ત્યાગ માત્ર સત્ય કે સ્વમાનની ખાતર જ કરી શકાય, દેહ સુખની તૃપ્તિ માટે જીવન વેડફી નાખવું એ ઇન્સાનીયતને લાંછન લગાડવા સમાન છે.

૭૧

અજ્ઞાન એ ગુન્હો નથી, પણ અજ્ઞાનમાંથી મુક્તિ મેળવવાના પ્રયત્નો ન કરવા એ ભયંકર ગુન્હો છે.

૭૨

જાતે પ્રમાણિક અને પવિત્ર બની અન્ય ને ઉગારી લેવા તત્પર થશો, તોજ તમે સફળતા મેળવી શકશો.

૭૩

હક્કો મેળવવા માટે વાતો કે દલીલો નકામા છે, કર્તવ્ય પાલન એજ હક્કો મેળવવા માટેનું માત્ર એક સાધન છે. પ્રથમ લાયક થાઓ પછી તમો તમારી ઇચ્છીત વસ્તુને જરૂર મેળવી શકશો.

૭૪

તમારી પ્રત્યેક પ્રવૃત્તિ એવી હોવી જોઇએ કે જોનારને તમારા પ્રત્યે માન ઉપજ્યા વગર રહેજ નહિ.

૭૫

સદુપદેશોથી નહિં પણ સદ્વર્તનથી તમો તમારી સંતતિને સુંદર રીતે કેળવી શકશો.

૭૬

ઓલાદનાં લાલન પાલનમાં મા-બાપ પ્રત્યે દુર્લક્ષ કરશો નહિ, જેમ ઓલાદમાં ઇન્સાનીયતના ગુણો ખિલવવાની તમારી જવાબદારી છે, તેમ વડીલોની શક્ય તેટલી સેવા કરી ઋણ ફેડવાનો પણ તમારો ધર્મ છે.

૭૭

વડીલોની વૃદ્ધાવસ્થા એ એમની જીવન યાત્રાની છેલ્લી મંઝિલ હોય છે, તમારૂં વર્તન એવું હોવું જોઇએ કે વૃદ્ધાવસ્થાનાં એ કાળમાં વડીલો સુખ અને સમાધાનના પ્રત્યક્ષ નિહાળી સંતોષ પામે. વડીલોને તેમનાં જીવનનો થાક ઉતારવા માટે તેમની આસપાસ ચીર પ્રીતિની સુગંધ પ્રસરવી દેવામાં પછાત ન રહો. યાદ રાખજો માબાપો પ્રત્યેનું તમારૂં જેવું વર્તન હશે, તેવુંજ વર્તન તમારી ઓલાદ તમારી સાથે ચલાવશે માટે માબાપોને ડોસા ડોસી કહી ધીક્કારશો નહિ;

૭૮

ઉદર નીર્વાહની જેને કાળજી કરવી પડતી નથી, તેને કાર્ય કરવાની વૃત્તિઓ જન્મતી નથી, તે દીનપ્રતિદીન કાયર અને પ્રમાદી થતો જાય છે. (અપૂર્ણ)

"કંઇ નહી, કોઇ તને હવેથી કંઇ કહેશે નહી, જા!"

"એ એના ધ્રૂજતાં પગલે અંદર જતી રહી, હવેથી ખોટી રીતે એને હેરાન કરતાં બધાને અટકાવવું જોઇએ," એવું સૂચન કરી હું જતો રહ્યો.

દુન્યામાં ગરીબાઇ એ પાપ છે. ગરીબાઇના પ્રતાપે ગમે તેવા નિર્દોષ માનવને પણ કયારે કયારે અસહ્ય એવા કટુ વાકયો, સહન કરવા પડે છે.

એમનું જીવન સદૈવ જહન્નમની આગમાં જલતું રહે છે, એમની યાતનાઓનું દર્દ ન સમજાય એવું, કષ્ટમય હોય છે, છતાં પણ એ એના જીવન ખાતર, એના ધ્યેયની પરવા, કર્યા વિના હસે છે, અને જીવન જીવે છે.

પાંચ સાત રૂપીયાના માસિક પગાર ખાતર એ કેટલી બેચેન બને છે, અને ના બને તો કરે શું? જ્યાં બાળકોનું અને પતિનું પોષણ કયા આધારે થાય? એમના રહેવાનું સ્થળ કયાં? એમનું ભાડું કેટલું? અરરર આ જીવન, આ યાતના, માણસ, આ કષ્ટ વચ્ચે પણ જીવીજ જાય છે ને?

આખાએ રસ્તા વચ્ચે મગજમાં આ તરંગો ઉછળતાં રહ્યાં, પણ વાર હું જાણે પાગલ બની રહ્યો હોઉં એવું પ્રતિત થયું અને એજ હાલતમાં ઘરે આવી સુઇ ગયો.

* * *

"આજે તો અહીંજ જમી લ્યો તો સારૂં!"

"નહીં, હું રાત્રે પાછો આવી જઇશ."

"આજે રવીવાર છે, એટલે સાંજે કયાંથી રખડવું જવું હશે?"

"નહીં, નહીં, એવું કંઇ નથી, હું અમસ્તોજ કહું છું!"

"તો પછી રોકાઇજ જાવને!"

"બહુ સારૂં!" એમ કહી હું એ દિવસે એમને ત્યાંજ રોકાઇ ગયો.

આજે મ્હારા મિત્રની તબીઅત બરાબર ન હતી, એટલે એમના આગ્રહનો અનાદર કર્યા વિના હું એમને ત્યાંજ રોકાઇ વાતો કરતો રહ્યો.

રાત્રે જમી પરવાર્યા પછી એ હું દશ સાડા દશ વાગ્યા સુધી ત્યાં બેસી રહ્યો. ઘરે જવાનો ઇરાદો કરતો હતો ત્યાં તો ઘરમાં કંઇ ઘોંઘાટ થયો, વિસ્મિત થઇ હું ઘડી ભર વિચારમાં ગરકાવ થયો ત્યાં તો આવાજ કાને અથડાયો:—

"પકડો.....પકડો એને છોડતા નહી"

ઉત્સુક થઇ બારીમાંથી બહાર જોયું તો બે નોકરો અને એક કામ કરનારી સ્ત્રી ત્રણે જણું એક માણસને પકડી રાખી મારતાં હતાં.

હું કંઇ આવાજ કરૂં ત્યાંતો મ્હારા મિત્ર પતિ રૂમમાં ધસી આવ્યાં ને કહ્યું "લ્યો એ આજે ચોરી કરતાં પકડાઇ ગયા, જુઓ હમણાંજ એ ચોર તમારી સમક્ષ હાજર થાય છે."

ત્રણે જણાંઓ પકડીને એને ઉપર લઇ આવ્યાં, એ ધ્રૂજતો હતો, અંગે ચીથરેહાલ વસ્ત્રો લપટાએલાં હતાં.

હું અને મ્હારો મિત્ર જોતાં રહ્યાં. એના હાથમાં ગંદા કપડાંની એક પોટલી પકડેલી હતી.

મારા મિત્ર પતિએ કહ્યું, "જુઓ આ રહી! એ બદમાશના હાથમાં એ કપડાંની પોટલી, પેલી હરામખોર ઓરતે એને રસોડામાંથી નાખી, કેટલા દિવસ થયાં હું એનીજ શોધમાં હતી. આજ હાથ પડી!!" એક શ્વાસે એ આટલું બોલી ગઇ.

મેં એ પકડાએલા માણસને પૂછ્યું-"શું આ સ્ત્રીએજ તને આ પોટલી ફેંકી હતી?".

ઘરના બન્ને નોકરો અને પેલી સ્ત્રીએ કહ્યું "હા...શેઠ...એણેજ ફેંકી હતી."

મેં પેલીને પૂછ્યું:-"શું આ પોટલી તેંજ ફેંકી કે?"

"હા, શેઠ," એ ધ્રૂજતા સાદે એટલુંજ બોલી શકી

"આ કોણ છે?"

"મારો પતિ...શેઠ!"

"અરે...આ ..કામ, હવે કોણ તારો. વિશ્વાસ કરશે..." એટલું કહી પેલાના હાથમાંથી પોટલી લઇ શું શું વસ્તુઓ ઉપાડેલ છે એ જોવા બીજા નોકરને કહ્યું:

પેલાએ એના હાથમાંથી પોટલી છીનવી લઈ અમારી સમક્ષ ઉઘાડી. જોયું તો એ પોટલીમાં લુખા સુક્કાં, કુતરાને નાખવા લાયક **રોટીના** થોડા ટુકડાઓ. અને એ પોટલીની અંદરના કાગળમાં ઉપર, જેવું તેવું શાક છાંટેલ થોડું રાંધેલું ચાવલ બંધાએલું હતું.

**"અરે-રોટી......."**

—૦—

## "વંશ કાપે છે એ નિજના બાપનો"

[ રા. હડમંત ઓઝા એન્ડ શ્રીયુત શેખચલીની કુાં૦ માં ભાગીદાર તરિકે રા. ધન્વંતરી સામેલ થાય છે. તંત્રી ]

છે મિસીસને શોખ સંગિન લાપનો;
ભાઇ સાહેબ! શોખ રાખો જાપનો!
શું પતિ પત્ની મહીં કૈં ફેર છે!
પાયજામો પહેરે છે એક માપનો!
પાળે છે જે મિસ્ટરો બ્રહ્મચારી વ્રત,
વંશ કાપે છે એ નિજના બાપનો!
**સંતતિ નિયમનની ગોળી શું જડી?**
**ભાર હળવો થઈ ગયો છે પાપનો!**
જીવ બાળે એક જેના અંગમાં
રોગ લાગ્યો હોય પશ્ચાતાપનો!
વાંદરાના વંશજો માણસ બન્યા;
પુત્ર માંહિ ગુણ નથી શું બાપનો?
ધૂળ વૈદક થઈ જશે "ધન્વંતરી;"
કાંઇ શું ધંધો છે કોઇ આપનો?

'ધન્વંતરી" [???]

# ક્યા વાંકે ?

હું ન્હોતી જાણતી કે મ્હારે એક દિવસે ગરમ અશ્રુઓ સારવાં પડશે. મ્હને એ પણ ન્હોતી ખબર કે ખુશીનો કાળ બહુજ જલ્દી પૂર્ણ થશે અને મ્હારે દુઃખના સાગરમાં અટવાવવું પડશે, અને એ પણ હું કયાંથી જાણી શકું કે જેને હું "શ્રેષ્ઠ સમાજ" ના નામે ઓળખતી હતી તેનેજ મ્હારે સ્વમુખે એક દિવસે "નિષ્ઠુર સમાજ"ની ઉપમા આપવી પડશે.

એ વાતને આજે બે વર્ષનો ગાળો વહી ગયો, જ્યારે મ્હારાં લગ્ન, મ્હારા સમાજમાં કુળવાન ગણાતા એક પ્રતિષ્ઠિત ગૃહસ્થના નબીરા સાથે થયાં હતાં. કેવો આનંદ, કેવો ઉત્સાહ, અને કેવા મંગલ ગીતો, કે જેના સૂરો હજુએ મ્હારા કર્ણમાં ગુંજારવ કરી રહ્યા છે. ત્યારે પ્રત્યેક સમાજના વૃધ્ધો, યુવાનો, અને બાળો આનંદના અતિરેકથી નાચી ઉઠ્યાં હતા, અને જમણની હારો લાગી હતી, પણ હવે હું સમજી કે એ આનંદ, એ ઉત્સાહ એક નિર્દોષ અને માસૂમ યુવતીના જીવનને ખાકમાં મેળવી દેવાનો હતો. એ ક્ષણીક અને સુખ્યક હતો, ટુંક સમય માટેજ હતો, અને એ એના બળિદાનનું તાંડવ નૃત્ય હતું. ખરે ! એ જમણના લાડુ "લોહીના લાડુ" હતા એવું હું હવેજ સમજી.

હું પરણી, કવિના શબ્દોમાં મેં 'પ્રભુતામાં પગલાં માંડ્યાં.' અમારો સંસાર સુખરૂપ વહે જતો હતો. ખાવિંદની ખફગી મ્હારા માટે અસહ્ય હતી છતાં અમારો સંસાર સુખી હતો. કારણ કે મ્હારી અડગ કર્તવ્ય પરાયણતા ખાવિંદના દિલમાં રહેમનો દરિયો ઉછાળતી, અને અમો પ્રેમસાગરમાં ઓતાં ખાતાં મસ્તીમાં તલ્લીન બનતાં, રફતે રફતે ખાવિંદની ખફગી નષ્ટ થઈ અને ટુંક અરસામાં મ્હારા ખાવિંદ મ્હારા બન્યા. મ્હારૂં દિલ પ્રફુલિત બન્યું, મ્હને એ રુચ્યું પણ એ ન રુચ્યું મ્હારી સાસુને; કારણ કે સાસુની મને વગર વાંકે ધમકાવવાની અને વડ-પણના ધખારામાં મને બિભિસ્ત શબ્દો સંભળાવવાની રીત સામે હું મ્હારો પ્રમાણિક વિરોધ હર-હંમેશ જાહેર કરતી રહી. છતાંએ મ્હારા એ વિરોધમાં સહનશીલતા અને ક્ષમાની આછી લ્હેરો સદાએ દ્રષ્ટિગોચર થતી એ હું યકીનથી કહું છું મ્હારી સાસુ મ્હારી નજ થઇ, હંમેશાં પોતાના પુત્રને–મ્હારા ખાવિંદને–ભંભેરતી; છતાં મ્હારા ખાવિંદ તે પ્રત્યે દુર્લક્ષ થતા પણ હંમેશની ભંભેરણી એક દિવસે કારગર નિવડી. બહારથી તેઓ આવ્યા અને મ્હારી સાસુના મુબારક મૂખથી આ વાક્યો સર્યાં "બેટા ! હું તને બીજી પરણાવીશ પણ આ ડાકણને આપણા ઘરમાંથી બ્હાર કાઢ, તે તને પણ ગાળો દે એ મારાથી નથી સંખાતું." બસ આટલાજ શબ્દો અને,—

"આ રોજની કડાકુટ મ્હારાથી નથી સહેવાતી એટલે હમણાં તું તારી માના ઘેર થોડા દિવસો ગાળી આવ."

હું તેઓના હુકમને શિરોમાન્ય ગણી મ્હારી માના ઘેર ગઇ.

પણ કહેવા દયો મને કે, એ થોડા દિવસોને આજે બે બે વર્ષો વહી ગયાં છે છતાં હજુ મ્હારા ખાવિંદનું તેડું આવ્યું નથી. શા માટે ? તેઓની માતાજીએ બીજી પરણાવવાનું પોતાનું વચન પાળ્યું છે તેથી !

સમાજ હું પુછું છું ત્હને ! સમાજના સુત્રધારો જવાબ આપો કે આમાં કોનો વાંક હતો ? શા માટે હું બે-બે વર્ષથી ગરમ અશ્રુઓ સારતી ઉભી રહી છું ? શા માટે મ્હને ઉભી સુકવવામાં આવે છે ? શું તમો આનો પ્રત્યુત્તર આપી શકો છો ? શા માટે ? શા કારણે ? ક્યા વાંકે ? જવાબ આપો, અગર તમારી જબાનો ખામોશ રહેશે તો હશ્રના મેદાનમાં હું પુછીશ કે "ક્યા વાંકે" મને આવો દંડ દેવામાં આવ્યો છે ?

'ઇઝ્ઝત' ['પોરબંદર']

## મુસ્લિમ મહાપુરુષો:

# ઇમામે આ'ઝમ હઝરત અબૂ હનીફા (ર૦ અ૦)

અનુવાદક:

અલિફ રેવાદ દાલ

તમે એમના જીવનની હકીકત વાંચી ન હશે. પરંતુ એમનું નામ તો જરૂર સાંભળ્યું હશે. આપણા હિન્દુસ્તાનના અકસર મુસલમાનો એમને પોતાના ઇમામ માને છે અને રોઝા, નમાઝ, ઝકાત, હજ વિગેરે એમનાજ બતાવેલા તરીકાઓપર અદા કરે છે. એઓ હિ સ. ૮૦ (ઇ. સ. ૬૯૯)માં કુફામાં જન્મ્યા એમના પિતા રેશમી કાપડનો વેપાર કરતા હતા. ઇમામ સાહેબે હોશ સંભાળ્યો તો એજ કાર્યમાં લાગી ગયા, પરંતુ અલ્લાહતઆલા એમનાથી ઇસ્લામની ખિદમત લેવા ઇચ્છતો હતો. એ યુગ મુસલમાનોનો ઉત્કર્ષ યુગ હતો. ઘેરઘેર ઇલ્મ (વિદ્યા)ની ચર્ચા હતી, એક બુઝુર્ગે એમનામાં જૌહર જોઇને પઢવા-લખવાની નસીહત કરી આ નસીહત ઇમામ સાહેબના દિલમાં ઘર કરી ગઇ, અને એઓ લખવા-પઢવાના કાર્યમાં લક્ષપૂર્વક ગુંથાઇ ગયા. આ યુગના સુવિખ્યાત મુહદ્દેસીનથી હદીસ-વિદ્યા સંપાદન કરી. એમના ઉસ્તાદો એમની અસાધારણ કાબિલિયતના કારણે વિદ્યાર્થી-અવસ્થાથી જ એમનું સન્માન કરવા લાગ્યાં હતા. શિક્ષણથી ફારિગ થયા પછી ધીમે ધીમે એમની ઇલ્મી કીર્તિ દૂરદૂર પ્રસરી ગઇ. ઇસ્લામી ફિકેહ અને શરીયતનાં મસઅલાઓમાં એમણે એક ખાસ તરીકો અપનાવ્યો, જેને માનનારા એજ યુગમાં પેદા થઇ ગયા હતા.

ઇમામ માલિક (૨૯૦) અને ઇમામ અહમદ બિન હમ્બલ (૨૯૦)ની માફક, ઇમામ સાહેબને પણ અજમાયશોમાં સપડાવું પડ્યું. પ્રથમ બની ઉમૈયાના જમાનામાં ઇરાકના શાસકે એમને કુફાના કાઝી બનાવવા માંગ્યા. એમણે ઇન્કાર કર્યો. તેણે એમના ઉપર ભારે સખ્તાઇ કરી, કોરડા મરાવ્યા, હાથ પગમાં ભારે વજનની સાંકળો પહેરાવી, અને કેદખાનામાં મોકલાવી દીધા. કેદી અવસ્થામાં એમની માતા એમને મળવા આવ્યાં અને કહ્યું "નુઅમાન! એવું ઇલ્મ શું કામનું જેનાથી તને કારાગારના સિવાય બીજું કશું હાસિલ ન થયું?" એમણે જવાબમાં કહ્યું "મા! જો હું આ ઇલ્મથી દુનિયાનો ફાયદો ઉપાડત તો, આ સખ્તાઇઓ ઝીલવી ન પડત પરંતુ મેં અલ્લાહની મરજી અને ઇસ્લામના સંરક્ષણને શ્રેષ્ઠતા અર્પી, અને ઇલ્મનું હતા થવું અયોગ્ય લેખ્યું" એવીજ રીતે અબ્બાસી ખલીફા અબૂ જઅફર મનસૂરે ઓહદો કાઝીનું પદ પેશ કર્યું અને સોગંદ ખાધાં કે "હું તમને જરૂર કાઝી બનાવીશ." કોઇ બીજો હોત તો ફુલ્યો ન સમાત કે "ઓ ભાઇ! ભાગ્ય ઉઘડી ગયાં! આટલો મોટો ખલીફા આગ્રહપૂર્વક આ પદ પેશ કરી રહ્યો છે,' પરંતુ ઇમામ સાહેબ ન તો ઇજ્જતના ભૂખ્યા હતાં, ન તો રૂપિયાના. એઓ સારી રીતે સમજતા

હતા કે નોકરી તો અંતે ગુલામી જ છે, અને ગુલામી પછી ઇન્સાનમાં સત્ય વાત કહેવાની હિમ્મત ઘણી અલ્પ રહી જાય છે. ખલીફા પણ એજ ઇરાદાનો હતો. ઇમામ સાહેબનો લોકો ઉપર ભારે પ્રભાવ હતો. તે ડરતો હતો કે એમણે મારા ખિલાફ કોઇ વાત કહી દીધી તો જનતા મારી વિરુદ્ધ થઇ જશે. ઇમામ સાહેબ એ વાત ખૂબ સમજતા હતા. તેમણે પણ સોગંદનો જવાબ સોગંદથી આપ્યો. ખલીફા નારાજ થઇ ગયો, અને જેલખાનામાં મોકલાવી આપ્યા. આ ફેરે પણ જેલમાં ઘણી તકલીફો પહોંચાડવામાં આવી. અંતે કેદખાનામાંજ ઝેર અપાવી દીધું. એઓ સિજદામાં હતા કે રૂહ અનંત-લોક તરફ ઉડી ગઇ આ બનાવ હિ. સ. ૧૫૦ (ઇ. સ. ૭૬૭)માં બન્યો. એ વખતે એમની ઉમર સિત્તેર વર્ષની હતી.

ઇન્તેકાલના સમાચાર ફેલાયા તો ખલકત તૂટી પડી પહેલી વાર નમાઝમાં પચાસ હજાર માણસો હતા. દિવસમાં ૭ વખત નમાઝ પઢવામાં આવી અને વીસ દિવસ સુધી એને એ સ્થિતિ જારી રહી. બગદાદમાં દફન કરવામાં આવ્યા, સો વર્ષ પછી સુલતાન અલપ અર્સલાંએ એમના મઝાર ઉપર એક કુબ્બો, અને તેના સમીપ એક મદ્રેસા બનાવ્યો.

ઇમામ સાહેબ ઘણા હસમુખ હતા પરંતુ ચહેરાપરથી ગંભિરતા ટપકતી હતી પોશાક સારો પહેરતા હતા. કપડાઓમાં હમેશાં સુગંધી અને અત્તરો લગાડતા રહેતા હતા. વાતચીતમાં નરમાશ અને મિઠાશ હતી. પ્રકૃતિમાં સમતોલતા, ધીરતા અને દિલસોઝી હતાં. વિશેષતઃ ખામોશ અને ચિન્તનમાં ડૂબેલા રહેતા હતા, પરંતુ કોઇ મસઅલા ઉપર વાતચીત આરંભાઇ જતી તો ઝરણાંની ભાંતિ વહી નીકળતા હતા.

એકાંતમાં હમેશાં કુર્આને-પાકની તિલાવત કરતા, અને નિત્ય બાવઝુ રહેતા હતા. ઇમામ સાહેબે હઝરત અનસ બિન માલિક (રદી૦) અને બીજા સહાબાઓને જોયા હતા એવા લોકોને 'તાબઇ' કહે છે, એને એ તે યુગમાં ઘણી ખુશનસીબીની વાત સમજવામા આવતી હતી.

ઇમામ સાહેબ વેપારી કારોબારમાં પૂરી પ્રમાણિકતાથી કામ લેતા હતા. સચ્ચાઇ માટે મશહૂર હતા. લેણદેણમાં પણ ગલતફહમીથી સખ્ત ઘૃણા હતી.

એકવાર કાપડના થાનોમાં કાંઇક એબ હતો. વેચનારાને તાકીદ કરી દેવામાં આવી, કે ખરીદનારને એ એબથી જાણકાર કરી દેવાય, પરંતુ તેને વેચતી વખતે આ વાતનું ધ્યાન ન રહ્યું. ઇમામ સાહેબને ખબર થઇ તો ઘણો અફસોસ કર્યો, અને થાનોની કીમતના ત્રીસ હજાર દિરહમ ખૈરાત કરી દીધાં.

એક વાર કોઇ બીમારની ખબર પૂછવા જતા હતા. માર્ગમાં એક શખ્સ કતરાઇને નીકળી ગયો. ઇમામ સાહેબે બોલાવી કારણ પૂછયું. તેણે કહ્યું "આપના દસ હઝાર દિરહમ મારા ઉપર લેણાં પડે છે. હમણાં લગી અદા કરી શક્યો નથી તેથી સામેથી નીકળતાં શરમ આવે છે." ઇમામ સાહેબ તેની લજ્જા અને શરમથી ઘણાં પ્રભાવિત થયા, અને તેજ ઘડીએ બધું કર્જ માફ કરી દીધું.

ઇમામ સાહેબ પોતાના પાડોશીઓનો ઘણો ખ્યાલ રાખતા હતા. તેમના ઘરની પાસે એક ચમાર રહેતો હતો. દિવસ ભર તો કામ કરતો. સાંજે પાછો આવતો તો મિત્રો-સ્નેહીઓની ટોળી જામતી. શરાબનો દૌર ચાલતો, અને ગાયનવાદનના સુર ધ્વનિત થતાં. એક વાર તેના ઘરમાં નિઃશબ્દતા માલમ પડી. ખબર

પડી કે તેને પોલિસ પકડી ગઇ છે, ઇમામ સાહેબ શહેરના હાકિમ પાસે ગયા, અને છુટકારા માટે સિફારિશ કરી. હાકિમે તેમના માનમાં તે દિવસે જેટલા કેદી હતા, તે સઘળાને છોડી દીધા. ઇમામ સાહેબે તેને આર્થિક પણ સહાયતા કરી એ નવજવાન શખ્સ ઉપર ઇમામ સાહેબની આ ભલાઇની ઘણી અસર થઇ; તે (ચમાર) ગુનાહોથી પશ્ચાતાપ કરી, ઇમામ સાહેબને ત્યાં આવવા જવા લાગ્યો, અને થોડાજ દિવસમાં સરસ આલિમ અને ફકીહ બની ગયો.

ઇમામ સાહેબ ગીબતને સખ્ત નાપસંદ કરતા હતા. મિજાજમાં સબ્ર અને સહનશીલપણું પણ ઘણું હતું. કદિ કોઇને, તેમણે પોતાની જીભે બુરો કહ્યો નથી. લોકો બલ્કે ગાળો સુદ્ધાં આપી બેસતા હતા, પરંતુ તેઓ કપાળપર વળ સુદ્ધાં આણતા ન હતા. એક વાર કોઇ મસઅલો સમજાવતી વેળા એક આલિમની ગલતી પ્રત્યે ઇશારો કર્યો. એ આલિમનો કોઇ શ્રધ્ધાળુ ત્યાં બેઠેલો હતો. આ આ સાંભળતાજ ગુસ્સાથી સળગી ઉઠયો, અને ન જાણે શુ શુ કહી નાંખ્યું. એનો ઉભરો કાંઇક હેઠો થયો તો ઘણાજ સંયમ અને સહનશીલતાપૂર્વક તેજ શબ્દો ફરી કહ્યા.

ઇમામ સાહેબનું દિલ પણ ઘણું નરમ હતું. એક વાર માળ ઉપરથી એક શખ્સ પડી ગયાની ખબર મળી, બસ ચિત્કારી ઉઠયા. દોડતા દોડતા તેને ઘેર ગયા, અને ઘણી હમદર્દી દાખવી. પછી જ્યાં સુધી તે સાજો થઇ ન ગયો ત્યાં સુધી નિત્ય સવારે તેની ખબર પૂછવાને જતા હતા પરંતુ પડે આવી અણધારી આફતોમાં સપડાતા તો ધીરજથી કામ લેતાં એકવાર છત પરથી એમના ખોળામાં સર્પ પડયો. લોકો બેબાકળા બની આમ તેમ નાઠા પરંતુ એઓ જરા હાલ્યા નહીં.

ઇમામ સાહેબ ઉસ્તાદોનું ભારે સન્માન કરતા હતા ઇમામ માલિક (૨૯૦) એમનાથી તેર વર્ષ નાના હતા, પરંતુ એઓ એમની આગળ ગુરૂ-શિષ્યની માફક અદબથી બેસતા હતા. એમના ઉસ્તાદ હમાદ જ્યા સુધી જીવતા રહ્યા ત્યાં સુધી તેમના મકાનની દિશા તરફ એઓ કદિ પણ પગ પ્રસારીને સુતા નહીં.

ઇમામ સાહેબના ફિકહને માનનારા તેજ યુગમાં ઘણા થઇ ગયા હતા. ઘણા ઇસ્લામી મુલ્કોના કાનૂન એજ ફિકહથી બનાવવામાં આવ્યાં. આધુનિક પ્રજાસત્તાકથી પૂર્વે તુર્કીમાં પણ હુકૂમતનો કાનૂન હનફી ફિકહ અનુસારનો હતો. આજેય તુર્કી, ઇરાક, ઇરાન, અફગાનિસ્તાનના બધા, અને હિન્દુસ્તાનના વિશેષતર મુસલમાન એજ હનફી ફિકહ પર ચાલે છે

—o—

## "રૂપની સરકશી ન જો."

મોતને ઝિંદગી સમજ પ્રેમમાં ઝિંદગી ન જો;
અન્યના દુઃખમાં ભાગ લે નિજની ફક્ત ખુશી ન જો,
મુજને ઉદાસ જોઇને, ભગ્ન-હૃદય રૂદન ન કર;
આનંદ ગીત ગા સદા, મારી તું બેકસી ન જો.
પ્રેમ-નમાઝ પ્રેમથી આજે અદા કરૂં છું હું;
દિલની દશા નિરખ જરા, મારી તું બન્દગી ન જો.
મોતથી ખેલ ખેલતું-દર્દથી તું ન ડર કદી;
કંટકો ચુમ પ્રીતથી, પુષ્પની તાઝગી ન જો.
મારા વિચાર છોડ તું, મુજને ન શોધ દરબદર;
તુજને જે વિસરી ગયો તેને કદી ખુશી ન જો.
પ્રેમ-પ્રકાશ દિવ્ય છે. પ્રેમ જીવનનો મર્મ છે;
રૂપ-પ્રકાશ નષ્ટ છે. ચાંદની ચાંદની ન જો.
"બેખુદ" તું મુક્ત હાસ્યથી તારા જીવનની ભેટ ધર;
પ્રેમની એજ રીત છે. રૂપની સરકશી ન જો.

"બેખુદ"-ધોરાજવી, (નાગપુર)

# સહાબા કિરામ (રદી.)ની દૌલતમંદી

મૂળ લેખકઃ—મૌલાના અબ્દુલ કૈયૂમ નદવી સાહબ

અનુવાદકઃ—હાફિઝ "ઉલ્ફત" સાહબ (બરોધન)



આ એક સ્પષ્ટ હકીકત છે, કે આજે મુસ્લિમ કૌમ અધોગતી અને ઝિલ્લતની જે જે સ્થીતી મહીંથી પસાર થઇ રહી છે, તેની મિસાલ ઇતિહાસમાં શોધયે નથી જડતી. ખાસ કરીને હમારી આર્થિક સ્થીતી તો એટલી બધી કરૂણ અને કફોડી થઇ પડી છે, કે લખતાં પણ કલમે લજવાઇ જાય છે, હવે આવો જરા પૂર્વના મુસલમાનોની સ્થિતી ઉપર પણ ઇતિહાસ—દર્પણમાં જરા દર્શન કરીએ. ઇસ્લામના સૂર્યનો ઉદય થઇ ચુકયો છે, તેના નૂરાની કિરણોએ જગતના ઘોર અંધકારમાં પ્રકાશ પાથરી દીધો છે. ખુદાઇ કાનૂનો અને ધારાધોરણો (કુર્આન) અમલમાં આવી ગયા છે.

ખુદાના પ્યારા પૈગમ્બર હઝરત મોહમ્મદ મુસ્તફા (સ૦) પોતાની પૈગમ્બરી ફર્ઝો સંપૂર્ણ રીતે બજાવી દુન્યાથી પરદો ફરમાવી ગયા છે, અને આપના પવિત્ર અનુયાયીઓની જમાઅત્ જેઓને સહાબએ કિરામના અતી માનવંતા ઇલ્કાબથી યાદ કરવામાં આવે છે. તેઓ હિદાયત અને સત્યધર્મનાં પ્રચાર માટે પૂર્વથી લઈ પશ્ચિમ, અને ઉત્તરથી લઈ દક્ષિણ લગી ફેલાઇ ગયા છે. જેઓ દુન્યાના દરેક જીવન વિભાગમાં અમલી ભાગ લઇ જગતને પોતાના પ્રીય પૈગમ્બરના જીવન—પોષક સંદેશને સુણાવી રહ્યા છે. અને પોતે પણ તેના ઉપર ચીવટાઇથી અમલ કરી બતાવી રહ્યા છે. આ તે જમાઅત છે. જેના પ્રત્યે કુર્આને પણ મુનાદી કરી છે કેઃ—"રદિયલ્લાહુ અનહુમ વરદુ અન્હુ" અર્થાતઃ—"અલ્લાહ તઆલા તેઓથી રાજી થયો અને તેઓ અલ્લાહથી રાજી થયા." હા આ તેજ જમાઅત છે, જેના વિષે નબીએ કરીમ (સ૦) ફરમાવી ગયા કે મારા સહાબી આકાશના સિતારા સમાન છે, એઓમાંથી જેનું પણ અનુકરણ કરવામાં આવશે તો મુક્તિ થશે. અને આપ (સ૦)ના આ ફરમાન ઉપર બધા એહલે સુન્નત વલ જમાઅતનો એક મત અને ફેસનો છે કે અદનામાં અદના સહાબીના દરજ્જાને કોઇ મોટામાં મોટો વલી અલ્લાહ પણ પહોંચી શકતો નથી આ પ્રથમ દૌરના મુસલમાનો છે. એમનું જીવન ઇમાન અને અમલનો નમૂનો અને કિતાબ અને સુન્નતનો જીવંત ઉલ્લેખ હતો. એક દુશ્મન જનરલે એમનું ચિત્ર કેવું ઉત્તમ પ્રકારમાં દોર્યું છે કેઃ—

"રાત્રી સમયે એઓ જગતનો ત્યાગ કરનારા રાહિબો (ઇશ્વર પૂજકો) છે. અને દિવસે એઓ બહાદુર સિપાહીઓ છે." કેમ નહોય જ્યારે એમને અલ્લાહની ઇબાદતની સાથે પોતાની રોજીરોજગાર મેળવવાનો પણ હુકમ આપવામાં આવ્યો. કુર્આન શરીફમાં આવ્યું છે કેઃ—' જ્યારે તમો નમાઝ પુર્ણ કરી રહો તો ફરી તમો સૃષ્ટિ ઉપર વિખરાઇ જાવ અને રોજી પ્રાપ્ત કરવાની કોશિશમાં રહો." વળી બીજી જગ્યાએ છે

કે:—"તમારો પાલનહાર સમુદ્રોમાં વ્હાણોને ચલાવે છે કે જેથી તમો પોતાની રોજી શોધીને મેળવી લો" આ કુર્આની ફરમાનો અનુસાર સહાબએ કિરામ (રદી૦) દીનની સાથે દુન્યાને પણ દીનનો વિભાગ સમજી પ્રાપ્ત કરતા અને દૌલતના અંબારોમાં રમતા.

દુન્યાની સર્વથી મોટામાં મોટી, નેઅમત, રાજ્ય સત્તા છે, તેઓને વાયદા પ્રમાણે રાજ્યો પણ હાસિલ થયા અને દુન્યામાં ખુદાના નાયબ બનવાનું પણ માન મેળવ્યું. એ સિલસિલામાં તેઓએ શાન શૌકત અને પ્રતિષ્ઠાઓ પણ મેળવી જેનો ટુંક અહવાલ નીચે મુજબ છે,

હઝરત સઇદ બિન ઝૈદ, હઝરત ઝૈદ બિન અબી સુફયાન, હઝરત ઉમર ઇબ્નુલ આસ, હઝરત અબૂ હુરૈરા અને હઝરત હુઝયફા, અનુક્રમે દમિશ્ક, શામ, મિસ્ત્ર, કૂફા, બહરૈન, અમ્માનના ગવર્નરો થયા એવીજ રીતે હઝરત મુગીરા બિન શયબાને કૂફા, હઝરત અબૂમૂસા અશઅરીને બસરા, હઝરત ઉમર બિન સઅદને હિમ્શ, દિમસ્ક અને જઝીરા, હઝરત ઝૈદ બિન સાબિતને બસરા, મિસ્ત્ર, યમન અને મક્કા મુકર્રમા, હઝરત ઉમર બિન યાસરને કૂફા અને સમરા બિન જન્દબને બસરાની અંત્તરરશીપ પ્રાપ્ત થઇ હતી, અને તેજ ફકીરો જે ત્રણત્રણ દિવસ ભૂખ્યા તરસ્યા પડી રહેતા હતા એક દિવસે ઉન્નતીના આકાશ ઉપર સિતારા બની ઝળકવા લાગ્યા.

હઝરત અલી, ઉમય્યા બિનઅરના, હઝરત મઆઝ બિન જબલ જુન્દના, હઝરત હુઝૈર બિન અબ્દુરશીદ નંજરાનના, હઝરત અયાઝ બિન ખુનમ દમ્મ જનદલના, અને હઝરત અબ્દુલ્લાહ બિન સોર જર્શના હાકિમો થયા હતા.

હઝરત અબુબક્ર સિદ્દીક, હઝરત ઉમર, હઝરત ઉસ્માન અને હઝરત અલી (રદી૦)ને રાજ્યસત્તા અને ખિલાફતની ઉચ્ચમાં ઉચ્ચ પદ્દી અર્પણ થઇ છે. મજકુર સહાબએ કિરામની આર્થિક અને પ્રિવેટના જીવનના મુફલિસી અને દૌલતમંદીના દેખાવ ઉપર દૃષ્ટિ નાખવામાં આવે તો આશ્ચય અને હૈરતની એક દુન્યા દૃષ્ટિ સનમુખ ફરી જશે.

માલ દૌલત મેળવવાની સૌથી મોટી અને અસરકારક રીત વ્યાપાર છે. સહાબએ કિરામ વેપારના લાભદાયી ભેદોને સમજી ચુક્યા હતા કારણ કે હઝરત રસુલે મકબૂલ (સ૦) એ ફરમાવી દીધું હતું કે:—"વેપાર જરૂર કરો, રોજીના હિસ્સામાંથી નવ હિસ્સા વેપારમાં છે." "સાચો અને દયાનતદાર વેપારીને અંબિયા, સિદ્દીકો અને શહીદોની સાથે ઉઠાવવામાં આવશે" હું તમોને વેપારની વસીયત કરૂં છું, ખુદા તમોને દૌલત આપે તો તેનાથી આરામ મેળવો અને ખાવ પીઓ", પોતાના આકા પ્યારા નબી (સ૦)ના ફરમાન ઉપર ચિવટાઇથી અમલના પ્રતાપે, માત્ર થોડીકજ મુદતમાં તેઓની સ્થીતી તદ્દન બદલાઈ ગઇ, કાં તો એ ગરીબો પાઇ પાઇના મુહતાજ અને ભુખ્યા તરસ્યા હતા અને કાંતો હઝરત પેગમ્બર (સ૦)ના ફરમાન અને વચન પ્રમાણે એઓના ઉપર દૌલતની વર્ષા વરસી રહી હતી અને ધન એઓના ચર્ણોમાં ન્યોછાવર થતું હતું.

હઝરત અબ્દુર્રેહમાન બિન ઔફ (રદી૦) જ્યારે મેદીના પહોંચ્યા તો હઝરત રસુલે કરીમ (સ૦)એ હઝરત સઅદ બિન રબીઅ અનસારી (રદી૦) સાથે એમનો ભાઇચારો કરાવી આપ્યો. તે વેળા હઝરત સઅદે પોતાનો અર્ધો માલ હઝરત અબ્દુર્રહમાનને આપવાની ઇચ્છા જાહેર કરી પરંતુ તેમણે તે માલ ન લેતાં બાંઝારમાં જઇ વેપાર શરૂ કરી દીધો. ફરી તો જોત જોતામાં તેમની કને દૌલતના પૂર વહેવા લાગ્યા અને ટુંક સમયમાં એક મોટા દૌલતમંદ બની ગયા.

હઝરત અબ્દુર્રહેમાનની વફાત પછી તેમની ચાર બીબીઓમાંથી દરેકને એક એક લાખ અશરફીઓ વારસામાં મળી હતી, એ સિવાય એક હજાર ઊંટ, ત્રણ હજાર બકરીઓ, સો ઘોડા અને લાખો અશરફીઓ છોડી ગયા હતા, અને વસીયત કરી હતી કે મારી દોલતમાંથી પાંચ હજાર અશરફીઓ રાહે ખુદામાં વાપરવામાં આવે. એ ઉપરાંત પણ લાખોની દોલતનો અંબાર હતો. આપે પોતાની જિન્દગીમાં ચાલીસ હજાર રોકડ, પાંચસો ઘોડા અને દોઢ હજાર ઉંટ વખતો વખત ઇસ્લામની સેવા અને રક્ષણ માટે ખર્ચ કર્યા છે. (તબકાતે ઇબ્ને સઅદ) હઝરત તલ્હા (રદી૦)ની દૌલત અને સમ્પત્તિની સ્થિતી નીચેના એક બનાવથી સિદ્ધ થાય છે કે તેઓ કેટલા ઉચ્ચ દરજ્જાના દૌલતમંદ અને સખી હતા. એક વખતે પોતાની જમીનનો એક ટુકડો હઝરત ઉસ્માન (રદી૦)ને સાત લાખ દિરહમમાં વેચ્યો, અને એ સાત લાખની પૂરેપુરી રકમ તેજ રાત્રે ગરીબ મુસલમાનોમાં વહેંચી દીધી. આપ બાવીસ લાખ દિરહમ અને બે લાખ દીનાર (સોનાનો સિક્કો) રોકડ અને ત્રણ કરોડ દિરહમની જાયદાદ છોડી ગયા હતા.

હઝરત ઝુબેર (રદી૦)ની ચાર બીબીઓમાંથી દરેક બીબીને અગ્યાર અગ્યાર લાખ દિરહમ વારસામાં મળ્યા હતા. જો કે દરેકને માત્ર બત્રીસમો હિસ્સો મળ્યો હતો. (અને ત્રણ કરોડ બાવીસ લાખની મિલ્કત છોડી હતી. આપનું એક મકાન હતુ, જે ૭ લાખ દિરહમમાં વેચાયુ હતુ.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદી૦) ફરમાવે છે કે એક સમય તે હતો કે હું નબીએ કરીમ (સ૦) સાથે રહેતો હતો અને નાદારીની એ હાલત હતી કે એક દિરહમ પણ મારી પાસે ન હોતો. પરંતુ આજે એ સ્થિતી છે કે મારા ઘરના ખુણામાં પેટી મહી ચાલીસ હજારથી વધુ રોકડ નાણું મૌજુદ છે. આપ મોંઘુ અને સફેદ અને સ્વચ્છ લિબાસ પહેરતા હતા અને સુગંધીનો ખુબ ઉપયોગ કરતા હતા. આપે નેવું હજાર દિરહમ રોકડ છોડ્યા હતા.

મતલબ કે આ ઇતિહાસીક નમૂનાઓ હમારી દ્રષ્ટી સનમુખ મોજુદ છે. અગર અમને પોતાની આર્થિક સ્થિતી સુધારવાની ફિકર હોય તો નોકરીઓ અને ગુલામીઓના પાછળ માર્યા માર્યા ન ફરતા અને ગલીએ ગલીએ ઠોકરો ન ખાતા તેજ તરીકા ધારણ કરવા જોઇએ, જે હમારા પુર્વજોએ ધારણ કર્યા હતા, અને આજે બીજી કોમો તેના ઉપર અમલ કરી ઉન્નતીના શિખરે જઇ ચઢી છે.

---

# વેપારી  ડિરેક્ટરી

## 'કારવાં' એજન્ટસઃ—

૧. ધી તાજ ઓફીસ
મુહમ્મદઅલી રોડ, મુંબઈ ૩.

૩. તન્ના ન્યુઝપેપર એજન્સી
નાનકવાડા, કરાંચી.

"Karavan" Agents:-

1) LIMBADA & Co.,
22, Diagonal street,
JOHANNESBURG.

(3) UNION PRINTING Works
91, Victoria Street.
DURBAN.

ભાડે આપવાનું છે.

(1) Student's Modern Practical Dictionary
Eng. Words with Eng & Urdu meanings Price Rs. 4-0-0.

(2) Student's Pocket Eng.-Urdu Dictionary. Price Rs. 1-4-0

Postage Extra.

The Rander Stores, Kanpith, SURAT.

સરકારી કેળવણીખાતા અને વડોદરા રાજ્યે પુસ્તકાલય ખાતાએ મંજૂર કરેલ

૧. હિન્દુ-મુસ્લિમ એકતા

૨. મુસ્લિમ સમયનું સ્પેન

દરેકની કીમત આઠ આના ટ. ખ. જુદું.

ઇમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા
દરગાહે શરીફ, નવસારી.

બઝમે ઇકબાલનું નવું પુસ્તક

# અસ્હાબુલ કીલ

મુલ્ય દશ આના
પોસ્ટેજ બે આના વધુ

બઝમે ઇકબાલ, ટંકારા.

આ ખાના માટેનો માસિક ચાર્જ ફક્ત એક રૂપીઓ, બાર માસ માટે રૂા. ૧૨) જાહેરખબર આપનારને ૭ આનાનો 'કારવાં'નો એક પણ મળે છે.

તાજ કાં૦ લી૦ લાહોરના
ઉર્દૂ તરજુમા સાથના

# હિમાયલ શરીફ

બ્લોકની છપાઈ.

કીમત:—રૂા. ૩, રૂા. ૫, રૂા. ૧૦.

ધી રાંદેર સ્ટોર્સ, કણપીઠ,—સુરત.

પત્રવહેવાર વખતે "કારવાં"નો હવાલો જરૂર આપો.

અરેબીક ભાષાનો અને અરબ શાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો. પોતાના ખ્રીસ્તી સમકાલીનો માટે એણે ઘણાં અરેબીક પુસ્તકોનું લેટીનમાં ભાષાંતર કર્યું અને પાછા ફર્યા બાદ, ઇગ્લેંડના ભવીષ્યના રાજા હેનરી બીજાના શિક્ષક તરીકે એ રહ્યો અને એને પોતાનું એક પુસ્તક અર્પણ કર્યું. એનો મુખ્ય મૌલીક ગ્રંથ "સ્વાભાવીક પ્રશ્નો" છે અને એડેલાર્ડ અને એના ભત્રીજા વચ્ચે સંવાદ રૂપે એ લખાયેલો છે. ભત્રીજાએ ફ્રેંચ વીદ્યાપીઠોમાં અભ્યાસ કર્યો હતો જ્યારે એડેલાર્ડ અરબો વચ્ચે રહી ભણ્યો હતો અને તેથી ચર્ચા બે સીધ્ધાંતો વચ્ચેની સરખામણીને લગતી છે. પોતાની પ્રસ્તાવનામાં એડેલાર્ડ કહે છે, "હું મારો, અરબોનો પક્ષ રજુ કરીશ." અરબ પધ્ધતી ઉચ્ચતર છે એ વીશે એ લંબાણ ચર્ચા કરે છે અને પોતાની લાગવગનો ઉપયોગ કરી તે એનો પશ્ચીમમાં ફેલાવો કરે છે. ખગોળવીદ્યા અને ગણીતને લગતા ઘણા અરેબીક ગ્રંથોનું એણે ભાષાંતર કર્યું અને એ રીતે યુરોપમાં એ શાસ્ત્રોનો અભ્યાસ વધાર્યો.

એડેલાર્ડની પાછળ પાછળ ઘણા અંગ્રેજો સ્પેન ગયા હતા. ચેસ્ટરના રહેવાસી રોબર્ટે પણ, બારમી સદીમાં ગણિતનો અભ્યાસ કરી, અરેબીક ચોપડીઓનું ભાષાંતર કર્યું હતું. મોલીનો ડેનીઅલ એક રસપ્રદ વ્યક્તિ છે અને એ પોતે કહે છે તે મુજબ ફ્રેન્ચ વિદ્યાપીઠોથી સંતોષ ન મળતાં એ "વિશ્વના વિદ્વાન ફિલસુફોનો સંગ કરવા" સ્પેન ગયો. કેટલીય કિતાબો સહિત એ ઈંગ્લેન્ડ પાછો ફર્યો અને ઘણાએ એ કિતાબો વાંચી. તેરમી સદીમાં માઈકલ સ્કોટે સીસીલીમાં અભ્યાસ કર્યો અને અરેબીક અને હીબ્રુ ભાષાઓ ઉપર પ્રભુત્વ મેળવ્યું. એરીસ્ટોટલના ગ્રંથોનું એણે અરેબીકમાંથી ભાષાંતર કર્યું અને એને લીધે પહેલીજ વાર પશ્ચિમમાં એ ગ્રંથોની જાણ થઈ. એરીસ્ટોટલના અરેબીક ટીકાકારોનું એણે ભાષાંતર કર્યું અને જ્યોતિષશાસ્ત્ર અને રસાયણશાસ્ત્ર વિશે સંખ્યાબંધ પુસ્તકો લખ્યા.

અરબોની ભુમિની મુલાકાતે જનારા આ અને બીજા પરાક્રમી અંગ્રેજોના ગ્રંથોની સાંસ્કૃતિક મહત્તા ઘણી હતી. એમનાજ પ્રયાસોને લીધે અરબોની તાત્વિક અને વૈજ્ઞાનિક સિધ્ધિઓનો પશ્ચિમમાં અને ઇંગ્લેંડમાં લોકોને ખ્યાલ આવી શક્યો અને યુરોપી સંસ્કૃતિના વિકાસમાં એક મહત્વનું ડગલું ભરાયું. તેમના મૌલિક ગ્રંથો અને અનુવાદિત ગ્રંથોની ઘણી ઉંડી અસર થઇ અને અરેબીક વિદ્યા તરફ ખુબ આકર્ષાએલાઓમાં, મહાન અંગ્રેજ ફિલ્સુફ રોજર બેકન અને ચોસર અને લીડગેઇટ એ કવિઓનો ઉલ્લેખ થઇ શકે એમ છે, આ ધ્યાનમાં લેવા જેવું છે કે ઇગ્લેંડમા છપાએલું પહેલવહેલું પુસ્તક, "ફિલ્સુફોનાં વચનો," (૧૪૭૭) ઇજીપ્તના **અમીર** મુબાશીર બીન ફતીકે ૧૦૫૩મા લખેલાં કિતાબે-મુખ્તે-રૂલ -હીકમ નામનાં પુસ્તકના આધારે લખવામાં આવ્યું હતું. અરેબીક પુસ્તક પ્રગટ નથી થયું પણ એનો હસ્તલેખ હજી પણ હોલેન્ડમાં જોવા મળે છે. પુસ્તકમાં તાત્વિક અવતરણો અને કહેવતોનો સમાવેશ કરવામાં આવ્યો છે અને એક વખત પુર્વમાં આ પુસ્તક બહુજ લોકપ્રિય હતું. યુરોપની ઘણી ભાષાઓમાં એનું ભાષાંતર થયું હતું.

અરબ સમકાલીનો અને પશ્ચીમને સૈ સમજાવનારાઓનું, મધ્યયુગનું યુરોપ બે રીતે ઋણી છે. એક તો એ કે ગ્રીક વીચાર અને વીદ્યાના કીમતી વારસાનો બહુ મોટો ભાગ, યુરોપને અરબો પાસેથી મળ્યો છે. પશ્ચીમમાં આની અસર ખલાસ થઇ ગઇ છે, પરંતુ

અરબોએ તે જાળવી રાખી છે અને વધારી છે. બીજું, યુરોપ અરબો પાસેથી એક નવી પદ્ધતી શીખ્યું. આ પદ્ધતી અનુસાર બુદ્ધી સત્તાથી પર હતી અને એમાં સ્વતંત્ર સંશોધન અને પ્રયોગની કીમાયન કરવામાં આવી હતી. આ બે બોધપાઠોએ મધ્ય યુગનો અંત આણવામાં પ્રબોધ કાળના ઉદયમાં અને નુતન યુરોપના ઉદ્‌ભવમાં કીમતી મદદ કરી, અને આ બોધપાઠો શીખવવામાં અરબ વીદ્વાનોએ મહત્વનો ભાગ ભજવ્યો. યુરોપને જે પાઠો પોતે પઢાવ્યા હતા તેજ પાઠો ભુલવાનું આજે સમયે અરબોએ શરૂ કર્યું અને આ ઈતીહાસની એક કરુણ ઘટના છે. આજ પાઠો સદીઓ પછી એમને પાછા ભણવા પડયા.

સ્પેનમાં જે રીતે પોતે શીખ્યો હતો તે ધીરો એડેલાર્ડ પોતાના ભત્રીજાને સંબોધીને જે ઉદબોધાન કરે છે તે રજુ કરી આપણે આ લેખ સમાપ્ત કરીએ.

"બુદ્ધીને મારી માર્ગદર્શીની બનાવી મારા અરબ અધ્યાપકો પાસેથી હું એક વાત શીખ્યો છું, તમે કંઈક જુદું જ શીખ્યા છો. સત્તાના બહારના દમામથી અંજાઈ તમે ઈકાસ પહેરો છો અને ઈકાસ પહેરવાથીજ સત્તાનું સુજન નથી થતું મુંગા જનાવરોને દોરવનારો જયાં ચાહે ત્યાં દોરી જઇ શકે છે, જનાવરો શા માટે અથવા કયાં દોરી લઇ જવામાં આવે છે તે જાણતો નથી. તેઓ તો માત્ર તેમના હાંકનારનેજ અનુસરે છે: તેવીજ રીતે તમારામાંના ઘણાખરા હલકી શ્રદ્ધાના પાશમાં બંધાયા છે. અને લેખકોની સત્તા તમને ઉંચે તરફ ઘસેડી રહી છે....માણસોને બુધ્ધી મળી છે જેથી એનેજ પોતાની મુખ્ય દર્શીની તરીકે રાખી માણસો સારાસારનો વિવેક પારખી શકે. પહેલાં બુધ્ધીની શોધ કરો અને એ સફળ થાય પછી જે એમાં સત્તા ભળેલી માલમ પડે તેજ એને અપનાવો, તે સીવાય નહી. માત્ર સત્તાથીજ, તત્વચેન્તામાં, શ્રધ્ધા જામતી નથી, અને સત્તાનો ઉપયોગ શ્રધ્ધા જગવવામાં કરવો પણ ન જોઈએ."

અરબ લખાણોથી જેઓ પરીચીત છે તેઓ તરતજ એડેલાર્ડના બોધપાઠોનું ઉગમ સ્થાન જાણી શકશે. પશ્ચીમનું શાસ્ત્ર જેઓ બરાબર પીછાને છે તેઓ તરતજ એનું મૂળ જાણી શકશે.

(બી.બી.સી.ના અરેબીક કાર્યક્રમમાં આ લેખ બ્રોડકાસ્ટ થયો હતો.)

("ઇસ્માઈલી"માંથી)

વિચિત્ર સ્વપ્નાં જોયાં કરતી અને એબાકળી બનતી. બારબરા દિલમાં કાર્લાઈલને ચાહતી હતી અને કાર્લાઈલ લગ્નની માંગણી કરે એવી બારબરા મૂંગી મૂંગી આશા સેવી રહી હતી. કાર્લાઈલનું વારંવાર હેર કુટુંબને ત્યાં જવાનું થતું કારણ કે કાર્લાઈલના ઘર અને ઓફીસના માર્ગની વચ્ચે આ ઘર પડતું હતું. કાર્લાઈલ સમજુ અને સહાનુભૂતિ ધરાવનાર પુરુષ હોવાથી તે કયારે કયારે બીમાર મીસીસ હેર અને બારબરા માટે ભેટ સોગાદ પણ સાથે લઈ આવતો.

"અર્લ સેવર્નની બીમારી વધી જવાથી "ઇસ્ટ લીન"માં તેને એક માસથી વધારે રહેવાની ફરજ પડી અને કાર્લાઈલને તેની બીમારીને અંગે અવાર નવાર ત્યાં જવાનું થતું અને આ અવર જવર દરમ્યાન કાર્લાઈલના દિલમાં ઇસાબેલ પ્રતિ પ્રેમના અંકૂર ફૂટયાં. કાર્લાઈલ બારબરાના તેના તરફના ભાવથી પરિચિત ન હોતો. અર્લ સેવર્નનું બીમારીમાંજ મૃત્યુ થાય છે અને ઇસાબેલ નિરાધાર બને છે કાર્લાઈલ ઇસાબેલને જેટલા દિવસ - જોઇએ તેટલા દિવસ લગી "ઇસ્ટ લીન"માં રહેવાને જણાવે છે. ઇસાબેલ થોડાં દિવસ ત્યાં રહ્યા પછી પોતાના સગાંને ત્યાં ચાલી જાય છે. ઇસાબેલ જેટલા દિવસ "ઇસ્ટ લીન"માં રહી ત્યાં લગી કાર્લાઈલે તેના તરફ બહુ ભાવપૂર્ણ વર્તાવ કર્યો. અને જતાં જતાં પણ તેને નાણાની મુંગી મદદ કરે છે. ઇસાબેલને કાર્લાઈલની ભલાઇનો ખ્યાલ આવ્યો પણ તેના તરફ પ્રેમ ઉદભવ્યો નહિ, કારણ કે તે ફ્રાન્સીસ લેવીસન તરફ પ્રેમની દોરીએ બંધાઇ રહી હતી.

"ઇસાબેલની જિંદગી પોતાનાં સગાંને ત્યાં બહુજ મુસીબતમાં પસાર થાય છે. તેને મેણાં સહન કરવા પડે છે અને એક વાર તમાચાયે ખાવા પડે છે. ઇસાબેલ ત્યાંથી નાસી જવાનો વિચાર કરી રહી હતી પણ કેપ્ટન લેવીસન ધનલોભી હતો અને ઇસાબેલની નિરાધાર સ્થિતિમાં તેની જોડે પરણવા તે તૈયાર નહોતો. એટલામાં કાર્લાઈલનું કોઇ કામના અંગે ત્યાં આવવાનું થાય છે અને ઇસાબેલની દુઃખી સ્થિતિની તેને જાણ થતાં તે તેના હાથની માંગણી કરે છે. કાર્લાઈલના ભલા સ્વભાવ તરફ ઇસાબેલ આકર્ષાઇ હતી પણ પ્રેમથી તેના તરફ હજી પ્રેરાઇ નહોતી તે તો લેવીસનને ચહાતી હતી પણ અંતે સન્જોગોને આધીન થઇ તે કાર્લાઈલ જોડે લગ્ન કરવાને રજામંદ થાય છે.

"જતે દહાડે કાર્લાઈલના ભલા વર્તનથી ઇસાબેલના દિલમાં પોતાના પતિ તરફ પ્રેમના અંકુર ફુટયા. અને દિવસે દિવસે તે ફૂલવા ફાલવા લાગ્યાં. પ્રેમ વૃદ્ધિ પામતું ગયું તેમ તેમ તેના દિલમાં એક ભીતિ બળવત્તર બનતી ગઇ કે રખે પોતાના પતિને કોઇ બીજી સ્ત્રી તરફ મોહ ઉત્પન થાય! અને તેમાં પોતાના પહેલા પ્રેમની યાદ આવતાં તેના આ ભયને ભડકા લાગતા. પ્રેમ અને પૈસામાં નિષ્ફળ જનારી નિર્બલ સ્ત્રીની આ ભાવના હતી. પણ કાર્લાઈલ સદંઅંદરે હતો અને પોતાની રૂપાળી અને ફુલાવન્તી પત્નિના જાદુમાં જકડાયો હતો.



# આ અંકમાં





**વિનંતિઃ**-રેપર ઉપર ગ્રાહક નંબર હમેશા લખવામાં આવે છે. આપની ડાયરીમાં તે નોંધી રાખો. પત્રવ્યવહાર વેળા અથવા લવાજમ મોકલતી વેળા તે નંબર અવશ્ય લખશો

**"કારવાં"** આ અંક સાથે બીજું વર્ષ પૂરું કરે છે. મોટે ભાગે ગ્રાહકોના લવાજમો આ અંકથી પૂરાં થાય છે. લવાજમ પૂરાં થવાની ખબર ગ્રાહકોને આપવામાં આવી છે આવતો અંક વી. પીથી તેમને રવાના કરવામાં આવશે. આપના નાણાંની બચત અને વી. પી.ની જેહમતમાંથી અમને બચાવવા માટે લવાજમ આપ મનીઓર્ડરથી નહીં મોકલી આપો ? ઉપકાર થશે.

મેનેજર



## મદ્રેસએ અંજુમને ઈસ્લામ-કઠોર

કઠોરની આ મશહૂર દીની-દુન્યવી તા'લીમી સંસ્થા ઉંમરની અર્ધી સદી વટાવી ગઈ છે. ધાર્મિક શિક્ષણને વધુ પગભર કરવા ફરજીયાત કેળવણીના ક્લાસો સરકારી શાળાને સોંપી તેમાથી થએલી બચત હુન્નર ઉદ્યોગની કેળવણી પાછળ ખરચવાની એ સસ્થાની નેમ છે. કેળવણીમાં આગળ વધવા ઇચ્છતા વિદ્યાર્થીઓને સ્કોલરશીપ દ્વારા પ્રોત્સાહન આપવાનુ મહદ્ કાર્ય એ સંસ્થાએ ઉપાડી લીધું છે. મુસ્લિમ ગુજ-રાતની આદર્શ અને સુઘડ શિક્ષણ સસ્થાઓમાં આ સંસ્થાનુ નામ પણ બેધડક ઉમેરી શકાય એમ છે. આ સસ્થાને અગે એક સુઘડ બોર્ડીંગ હાઉસ પણ છે. ગુજરાતી મુસ્લિમો કેળવણીના મિષ્ટ ફળો આવી સંસ્થાઓ મારફત આરોગી રહ્યા છે એ ઉજ્જ્વળ ભાવીની નિશાની છે.

ઉભરતી ઉગતી જવાનીમાં રાંદેરના આ આશાભર્યા શાહરનો ઈન્તેકાલ થયો છે. જો કે ગુજરાત હજુ એમ-નાથી ઝાઝું પરિચિત થયુ નહિ હોય પણ 'કારવાં' ના વાંચકો તો એમનાથી પરિચિત હશેજ? નાની ઉમરમાં કવિતા શોખ સારો હતો. ખુદા એમને જન્નતુલ ફિર્દોસ અતા કરે અને એમના સ્નેહી સંબંધીઓને સબ્ર. આમીન.



છેલ્લા ચાર દાયકા થયાં ગુજરાતી સાહિત્યમાં જે મુસ્લિમ સાહિત્યકારો ઝળકતા થયા છે તેમાંના એક જનાબ વલીમોહમદ સી. મોમીન હતા. મર્હુમ માણાવદર સ્ટેટના ચીફ સેક્રેટરી હતા. ગુજરાતી ઉપરાંત ઉર્દુ અને અંગ્રેજી ભાષાના પણ અચ્છા જાણકાર હતા અને તેની સાબીતીરૂપ એ દરેક ભાષામાં એમના પુસ્તકો મૌજૂદ છે. દરેક ધર્મનો અભ્યાસ એમણે બારીકીથી કર્યો હતો. કાદીયાની અને નાસ્તિકવાદનુ ખંડન એમણે અંગ્રેજી પુસ્તકોદ્વારા કર્યું હતું. દરેક ધર્મના વિદ્વાનો એમની વિદ્વતાથી અંજાતા હતા. જીંદગી સુધી અભ્યાસી રહ્યા હતા. ચીફ સેક્રેટરીની ફરજ બજાવણીમાંય બની એટલી સાહિત્યસેવા બજાવતા રહ્યા હતા.

" મીરાં કીટનું ઈસ્લામ " "અસ્માઉલ્હુસ્ના" " વિશ્વધર્મ ઈસ્લામ" "જાગતો નવાબ" વગેરે ગુજરાતી પુસ્તકો, વાંચનારને એમના ઉચ્ચ અભ્યાસની ખાતરી કરી આપે છે. ગુજરાતી મુસ્લિમ સાહિત્યકારોની દુનિયામાં એમના ઈંતેકાલથી ન પુરાય એવી ખોટ રહી જશે. અમે પણ એમના સમાગમમાં આવ્યા છીએ એમના નિરાભિમાની અને મળતાવડા સ્વભાવે અમારા દિલમાં એમના માટે ઉંચું માન પેદા કર્યું હતું. મર્હુમને ખુદા ગરીકે રેહમત કરે અને એમના કુટુંબને સબ્રે જમીલ અતા કરે. આમીન.



જાણીતા મુસ્લિમ સાહિત્યકાર જનાબ વલીમોહંમદ સી. મોમીન જેમનો તાજેતરમાં માણાવદર ખાતે હાર્ટફેલથી ઈંતેકાલ થયો છે. (ઈન્ના)

તંત્રી :—
"બહુશી", રાંદેરી
સહતંત્રી :—
"બેકાર"



લવાજમ
હિન્દ રૂા. ૪
બર્મા રૂા. ૫
પરદેશ શી ૮
છુટક આ. ૭

પુસ્તક બીજું } ઓગસ્ટ ૧૯૪૧ { અંક ૧૨ મો

# આપ

[ જાનશીને "દાગ" હઝરત "નૂહ" નારવી જેવા ઉસ્તાદની ઓળખાણની કારવાંનો વાંચકોને જરૂર ન હોય; ખુદ તેમની કલમ જ બોલી ઉઠે છે. તંત્રી ]

બેખોફ ઉગાએ હુએ ટાલે ન ટલે આપ;
બરબાદ કિયા ઉસકો ભી જિસ દિલમેં પલે આપ!
કયા અબ કોઇ મઅશૂક ન હો બઝ્મમેં જહાંમેં;
દેખી જો કભી શમ્અ તો ઉસસેભી જલે આપ!
હોતે રહે આપસમેં યેહી રોઝ તમાશે;
યેહ ચાલ ચલે હમ કભી વોહ ચાલ ચલે આપ!
કયા આહ કરૂં મૈં કોઇ ફરિયાદ કરૂં મૈં;
આગાહ હું ઇસસે કે હૈં નાઝોંકે પલે આપ!
હોતી હે સહર અબ કોઈ લહઝેમેં નમૂદાર;
કયા આયેં અગર આયે યહાં રાત ઢલે આપ!
કયું શમ્અ શોઅલેને પતંગોંકો જલાયા?
યેહ શૌકે મુલાકાતમેં ઉઠ ઉઠકે જલે આપ!
દોનોં કા ઝમાનેમેં નાહ કોઇ ભી હમસર;
દુનિયાસે બુરા મૈં હું ખુદાઇ સે ભલે આપ!
ફિર શોખીએ રફતારસે પામાલ હુવા દિલ;
ફિર હશ્રમેં ઇસલાકે વહી ચાલ ચલે આપ!
યેહ કયાં ઉન્હેં માઅલૂમ થા કયા ઇસકી ખબર થી?
કાટેંગે ગલા "નૂહ"સે મિલ મિલકે ગલે આપ!

હઝરત "નૂહ" નારવી.

# ઈ સ્લા મી શિ ક્ષ ણ

અલ્લાહ તઆલાનું ફરમાન (કુર્આન)
મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ

(૧૪૧) અમે ઈન્સાનને માટીના સત્વથી બનાવ્યો, ફરી તેને વીર્ય બનાવીને એક જળવાયલા ઠેકાણે રાખ્યો, ફરી તે વીર્યને જામેલું લોહી બનાવ્યું, ફરી તે ઠરેલા લોહીથી માંસનો લોચો બનાવ્યો, ફરી તે લોચા (ના અમુક ભાગ)થી હાડકાં બનાવ્યાં, ફરી તે હાડકાં પર માંસ ચઢાવી દીધું, ફરી તેને એક નવાજ સ્વરૂપમાં બનાવી દીધો. તો ખુદાપાકની મહાન બરકત છે જે સૌથી બહેતર બનાવનાર છે. (કુર્આન)

(૧૪૨) અને જો એ લોકો તને જુઠાડે તો (ચિંતા ન કર) એમના પહેલાં નૂહની કોમ અને આદ તથા સમૂદ (પણ) જુઠાડી ચુકયા છે. અને ઇબ્રાહીમની કોમ તથા લૂતની કોમ અને મદયનના લોકો પણ (નબીઓને જુઠાડતા રહ્યા) તેમ મૂસાને જુઠાડવામાં આવ્યો છે. ફરી મ્હેં તે કાફિરોને મોહલત આપી પછી તેમને પકડી લીધા. તો (જોઇ લો કે) મારો અઝાબ કેવો (સખત) હતો. (કુર્આન)

(૧૪૩) જ્યારે સૂર ફુંકવામાં આવશે તો તે દિવસે તેમની વચ્ચે સગપણ નહિ હોય અને એક બીજાને પુછશે પણ નહિ. તો જેનું (ઈમાનનું) પલ્લું ભારે થશે તે લોકોજ સફળ થનાર છે. અને જેનું પલ્લું હલકું થશે (કાફિર હશે) તે લોકો એવા છે જેમણે પોતાનું નુકસાન કર્યું તેઓ દોઝખમાંજ સદા રહેશે. (કુર્આન)

(૧૪૪) જે લોકો ઈમાનવાળી (બુરાઈઓથી) બેખબર પવિત્ર સ્ત્રીઓ પર તોહમત મૂકે છે તેમને દુન્યા તથા આખેરતમાં ફિટકાર છે! અને તેમને માટે (આખેરતમાં) મહાન અઝાબ છે. જે દિવસે કે તેમની જીભો અને તેમના હાથ અને પગ જે કંઇ તેઓ કરતા હતા તે (બધુ) તેમના ઉપર જાહેર કરી દેશે. (કુર્આન)

(૧૪૫) તમારામાં જે ધણી વિનાની સ્ત્રીઓ હોય તેણીઓના તથા તમારા ગુલામો અને લોંડીઓમાંથી જે ભલાં હોય તેમના નિકાહ કરી આપો, જો તેઓ ગરીબ હશે તો ખુદાપાક પોતાની કૃપાથી તેમને ખુશહાલ કરી દેશે, અને ખુદાપાક (બહુ) ગુંજાશવાળો (અને) સઘળું જાણનાર છે. (કુર્આન)

(૧૪૬) ઈમાનવાળાઓને કહી દે કે પોતાની આંખો નીચી રાખે અને પોતાની નગ્નતાની સંભાળ રાખે, એમા તેમના માટે વધારે સફાઈ છે. બેશક ખુદાપાક તેને જાણે છે જે કંઈ તેઓ કરે છે. (કુર્આન)

# ઈસ્લામી શિક્ષણ

રસૂલુલ્લાહ સલ૦ નું ફરમાન (હદીસ)

મૌલાના અબ્દુર્રહીમ સાદિક સાહબ

(૧૪૧) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે તમો વાસણોને ઢાંકો અને મશકોના મ્હોં બાંધો તથા બારણા બંધ કરો અને દીવાને હોલવો, કારણ કે શૈતાન મશક ખોલતો નથી તથા બારણું ઉઘાડતો નથી અને વાસણને ખોલતો નથી; અને જો કોઇને પોતાનું વાસણ ઢાંકવા માટે કંઈ નહિ મળે તો વાસણ પર લાકડીની આડ કરી દે અને બિસ્મિલ્લાહ કહે ખચીત ઉંદર ઘરવાળાઓને ઘર સહીત બાળે છે. (સહીહૈન)

× × × ×

(૧૪૨) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે અવશ્ય તમો તમારા આગલાઓની ચાલે વેંત વેંત અને હાથ હાથ ચાલશો. તે એટલા સુધી કે જો તેઓ પાટલા ઘોના દરમાં ઘુસ્યા હશે તો તમો પણ તેઓનું અનુકરણ કરશો. અમે (સહાબીઓએ) પૂછ્યું કે યા રસૂલલ્લાહ! શું યહૂદીઓ તથા નસારાઓની ચાલે ચાલશે? આપે સલ૦ ફરમાવ્યું ત્યારે બીજા કોણ? (એટલે યહૂદીઓ તથા નસારાઓજ મતલબ છે.) (સહીહૈન)

+ × × ×

(૧૪૩) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે એક મુસલમાનના બીજા મુસલમાન પર પાંચ હક છે. [૧] સલામનો જવાબ આપવો. [૨] બીમારની ખબર લેવી. [૩] જનાઝાની પાછળ જવું. [૪] દઅવત કબૂલ કરવી. [૫] છીંકનારને દુઆ આપવી. (એટલે યરહમો કલ્લાહ કહેવું. (સહીહૈન)

× × × ×

(૧૪૪) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે અલબત્ત તમારામાંથી કોઈનું અંગારા ઉપર બેસવું, ફરી તેનાં કપડા બળવાં, ને તેની ચામડીને લાગવું એ તેના માટે કબ્ર ઉપર બેસવા કરતાં બેહતર છે. (મુસ્લિમ)

× × × ×

(૧૪૫) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે કિયામતના દિવસે હકદારોનો હક જરૂર અપાવવામાં આવશે. તે એટલા સુધી કે શીંગડાંવાળી બકરીથી બોડી બકરીનો બદલો લેવામાં આવશે. (મુસ્લિમ)

× × × ×

(૧૪૬) રસૂલુલ્લાહ સલ૦એ ફરમાવ્યું કે અવશ્ય લોકો ઉપર એવો વખત આવનાર છે કે માણસ આ વાતની જરાએ પરવા કરશે નહિ કે તેણે જે માલ લીધો તે હલાલથી છે કે હરામથી છે. (બુખારી)

# આવાઝકી દુનિયાં કે દેરતો



સંકલનકાર :— 'જીપ્સી'

**આવાઝકી** દુનિયાં કે દેરતો! તમે પેલી કહેવત તો સાંભળીજ હશેને કે "વખત આવે ધૂળનો પણ ખપ પડે" એવુંજ હાલમાં રશિયન મોરચા પર થયું છે. સ્ટેનલીનને રશિયાના કાદવીયા પ્રદેશે ખૂબ મદદ કરી છે. નાઝીઓ એ કાદવીયો પ્રદેશ મહામુસીબને ઓળંગી ગયા તો સ્ટેનલીને, "રક્ત અને માંસથી કૃત્રિમ કાદવ ઉત્પન્ન કરવા માંડયો છે!" જો આ હકીકત ખરી હોય તો સવાલ એ ઉપસ્થિત થાય છે કે એટલું બધું રક્ત અને માંસ ક્યાંથી આવ્યું હશે? અને જો એ પેપર જગતનો ભીંડોજ હોય તો કંઇ કહેવા જેવું નથી; કારણ કે જેમ કઢીમાં મેથીનો કે જીરાનો વધાર અનિવાર્ય છે, દાળમાં હીંગનો વધાર જરૂરી છે તેમ પેપર જગતમાં ભીંડો મારવો જરૂરી વસ્તુ મનાય છે! ભીંડા વગરનાં પેપરોનો કોઇ ભાવ પૂછતું નથી! વળી એ બાબત પણ ધ્યાનમાં લેવા જોગ છે કે નાના પેપરો નાના પ્રકારના ભીંડા મારે છે ત્યારે મોટાં પેપરો મોટા પ્રકારના ભીંડા મારે છે! જો પેપરોમાંથી ભીંડાનું તત્વ કાઢી નખાવામાં આવે તો પેપરો લુખ્ખા સુક્કા નિબંધો જેવાં થઇ જાય અને વાંચકોના હાથમાં જવાને બદલે સીધાં પસ્તી તરિકે ગાંધીની દુકાનેજ પહોંચી જાય!

આપણે નાના બાળક હતા અને નિશાળમાં જતા હતા ત્યારે ગણિતમાં લાખો અને કરોડોના આંકડાઓના હિસાબો ગણી કાઢતા હતા; તે વખતે તો એમજ લાગતું હતું કે આ મોટા મોટા આંકડાઓ ફક્ત ગણીતમાંજ રહેવા સરજાએલા હશે. પણ મોટા થયા પછી જાણ્યું કે વીમા કંપનીઓની જાહેર ખબરો અને મોટી મોટી લિમિટેડ કંપનીઓના સરવાયાંઓ, તથા બેંકોના હિસાબોમા એ આંકડાઓ જોવામા આવે છે મૂડીવાદીઓના જીવન ચરિત્રો વાંચતાં પણ એ રાક્ષસી આંકડાઓનો રૂપિયા કે પાઉન્ડ ડોલરના સ્વરૂપમાં વાંચવામાં આવે છે.! મતલબ કે રૂપિયાની ગણતરીમાં એ આંકડાઓ કામ લાગતાં હતા તે હવે તો મુડદાંની ગણતરીમાં પણ કામ લાગી રહ્યા છે. દાખલા તરિકે ચાલુ લડાઇના રશિયન લડાઇના પહેલાં બે અઠવાડિયાનો રિપોર્ટો રશિયા તથા જર્મની તરફથી બહાર પડયા છે કે "રશિયાએ ૧૦ લાખ જર્મનોને માર્યા છે અને જર્મનોએ ૭ લાખ રશિયનો માર્યા છે અને કુલ્લે એક માસમાં ૩૦ લાખ માણસો બન્ને પક્ષના થઇને મરાયા છે. આ હિસાબે એક મહિનામાં તો બન્ને લશ્કરો સાફ થઇ ગયા હોય અને હવે તો મુડદાંજ હીપ્નોટીઝમની અસરથી પુનઃ ઉભાં થઇને લડી રહ્યાં હશે એમ માનવાનું મન થાય છે! આ વાંચીને ઘણાને ખાતરી

થશે કે લડાઇના મોરચાઓ ઉપર શેર બજારની જેમ સીંગોનો પાક વિશેષ ઉતરતો હશે !



આવાઝકી દુનિયાં કે દોસ્તો ! તમે જાણો છો કે ઈરાકને હિંદની કોટે વળગાડવામાં આવ્યું છે પણ તે બદલ હરખાવાને બદલે આપણાં નાદાન ફરફરીયાંઓ બડબડાટ ફડફડાટ શાનાં કરી મરે છે? કોઇ પણ બૈરીની કોટે વધુ. ઘરેણાં તેનો ધણી લાદે, તો તે હરખાયજ એ દેખીતી વાત છે! અને જો ખાતરી કરવી હોય તો કોઇ પણ મારવાડણ સૌભાગ્યવતીને પૂછી જુવો? તો પછી ઇરાક જેવું ઘરેણું હિંદને મળવાથી હિંદે તો આનંદ ઉજવવો જોઇએ! મંગળગીતો ગાવાને બદલે આપણા અણઘડ એડીટરો છાજીયાં શાના કૂટી રહ્યા છે? જાણો છો ભૂગોળમાં હિંદની હદ ગમે તેવી સંકુચિત હોય પણ ભૂગોળની બહાર તો પશ્ચિમમાં મીસર ને ઇરાક સુધી હિંદની સરહદ લંબાઇ છે ને પૂર્વમાં મલાયા સુધી લંબાઇ છે એ બતાવી આપે છે કે હવે હિંદની હાક અને ધાક જગતમાં વ્યાપ રહી છે! બાકી ઇરાકના રક્ષણનો અર્ધો ખર્ચ હિંદે ઉપાડવાનો છે! છટ્ ઐવી નજીવી બાબતનો વિચાર વાણીયા બકાલ કરે! પૈસા તો હાથનો મેલ છે. આજ છે. ને કાલ નથી પણ કીર્તિના કોટ ચણાઇ રહ્યા છે ને ઇજ્જતના મિનારા ઉંચા થઇ રહ્યા છે એ શું આપણા માટે ઓછો અભિમાનનો વિષય છે? જાણો છો હવે નકશાઓ કાગળ કે કપડા પર નહિ; પણ રબરની ચાદરો ઉપર છપાશે કે જેથી વખત આવે તેને લાંબા કે ટુંકા કરી શકાય!

એક ટુંકી દ્રષ્ટિના કડવા બોલા લીડર તો કહેતા હતા કે ફ્રાન્સના મોરચા પર આપણા હિંદી ખચ્ચરોએ જે વીરતા બતાવી હતી તેને અમર કરવા આ હિંદી ખચ્ચરો પર ઇરાકનો બોજો લાદવામાં આવ્યો છે! ના, ના, પણ અમારૂં તો માનવું છે કે- આ માથાં કરતાં પાઘડી મોટી બંધાવવાનું કારણ એ છે, કે પાઘડી ખુલાસી હોય તો વેજીટેબલ ઘીને પ્રતાપે ધીમે ધીમે આપણું માથું પણ મોટું થઇ શકે ને? જો પાઘડી તંગ હોય તો ધીમે ધીમે સંકોચાઇને માથું પણ લોટી જેવું થઇ જાય! સમજ્યા?



હિંદના સંરક્ષણ માટે એક મહાન સંરક્ષણ સલાહકાર સમિતિ નીમાઇ છે! રહી રહીને બે વરસ પછી એની કાં જરૂર પડી? અને જરૂર પડી તો એવા ભલેતા માણસોને કયાં ચૂંટયા કે જેમણે કોઇ દીવસ સ્વપ્નામાં પણ બંદૂક ન પકડી હોય? એવા આસામીઓનો સહકાર સાધવા કરતાં અમદાવાદ ને મુબઇના પેલા છાપાના પ્રોફેસરોનોજ સહકાર સાધવો હતો ને કે "જેમનાં જંત્ર મંત્રના તાવીજોને ભુજા પર બાંધવાથી લાઠી, ખંજર કે ગોળીની કંઇજ અસર થઇ શકતી નથી!" હિંદના સંરક્ષણને માટે લાખો ને કરોડોનો ધુમાડો કરવા કરતાં એ પ્રોફેસરો પાસે ફકત ૪૦ કરોડ તાવીજોજ લખાવીને લોકોના હાથ પર બાંધવામાં આવે તો કેમ?



નામદાર વૉયસરોયની કારોબારીનો વિસ્તાર શું થયો છે જાણે છાપાંવાળાઓને એકાદ માંસનો ખોરાક મળી ગયો છે! થોડાંક એંગ્લો ઇંડીયન છાપાંને બાદ કરતાં બાકીનાં બધાંજ છાપાં એના ઉપર ઉહાપોહ કરવા લાગી ગયાં છે. આગેવાનો પણ જાતજાતનો બફારો કાઢી રહ્યા છે. કોઇ કહે છે કે- હિંદીઓને અમુક દફતરો અપાયાં છે પણ મુદ્દાનાં દફતરો તો ગોરાઓને હસ્તકજ રખાયાં છે! તો કોઇ કહે

છે કે કારોબારીમાં ભેગા થએલા બધા વરો છે પણ એમાંના એકકે 'વર'ની પાછળ જાન નથી! કોઇ કહે છે કે એ સેનાપતિઓ છે પણ એની પાછળ એકેય સૈનિકનું પીઠ બળ નથી! તો વળી કોઈ કહે છે કે એ રેસના ઘોડા તો છેજ પણ તેમને વૉયસરોયે નક્કી કરેલો હદમાજ દોડવાનું છે! તો વળી કોઈ કહે છે કે કારોબારીનો વિસ્તાર કરવામાં 'ખોદયો ડુંગરને નીકળ્યો ઉંદર" જેવું થયું છે! તો કોઇ કહે છે કે એ તો બધી હિઝ માસ્ટર્સ વૉઇસની રેકાર્ડો છે! ત્યારે વળી કોઈ કહે છે કે એતો એક ચલાણા ચાટનારું મંડળ છે! આમ જેટલા હોય એટલી વાતો થઈ રહી છે. ગાંધીજી કહે છે "અમારે એની સાથે કંઈ લેવા દેવા નથી" જનાબ ઝીણા કહે છે કે "લીગમાં ગાબડું પાડવા સિવાય વૉયસરોયે કંપ કર્યું નથી" તો સાવરકર કહે છે કે આને કોથળામાંથી બિલાડું નીકળ્યું કહેનારા ભીંત ભૂલે છે! અરે! ખરી રીતે તો નોકરશાહીના કિલ્લામાં આ કારોબારીના વિસ્તારથી ગાબડું પડયું છે! ત્યારે વિનિત નેતાઓ કહે છે કે ખોટું તો થયું છે જ પણ "ન મામા કરતાં કાણો મામો શું ખોટો છે?" આમ "જીબાં કેહુતી હી રેહુતી **હૈ** કલમ ચલતે હી રેહુતે **હુય!**"નો વિચાર કર્યા વગર એ કારોબારીના સરકસે તો પોતાનો ખેલ આરંભી દીધો છે!

બધાય 'વરગજનઓ' મોટી મોટી આશાઓ આપી રહ્યા છે. અને કેમ ન આપે? વાર્ષિક ૬૬ હજારનો આંકડો આ ગરીબ દેશમાં કંઇ નાનો સુનો ન ગણાય? અરે! બાપલ્યા હું કહું છું કે આથીય વધુ વિસ્તાર કારોબારીનો કરો અને જેને જેને એ લાડવો ખાવાનો ઉમંગ હોય તેને ખાવા દયો, પણ; કરવેરા વધારવાની વાત ન લાવતા નહિતર ગરીબ ભિખારી રૈયતનાં ભોચીયાં બેસી જશે!"

●

આવાંઝરી દુનિયાં હે દોસ્તો! હવે પાછો મૂછનો પ્રભાવ વધતો ચાલ્યો જાય છે. ગાયકવાડ નરેશે સિપાઇઓને મૂછો ઉગાડવાનો હુકમ છોડયો છે. બીજી બાજુ પોરબંદરના અમલદારો પણ મૂછો ઉગાડવામાં પ્રવૃત્ત થયા છે. પોલિસો અને અમલદારોનો પ્રભાવ પ્રજાજનો પર પડે એ હેતુથી આ હુકમ થયો લાગે છે! જો કે એ રાજાઓ અને દીવાનો તો હજુય મૂછ વિહિન છે! "મરદ મૂછાળો ને બળદ પૂછાળો." એ કહેવત તો ગાયકવાડ નરેશે હાલમાં સાંભળી નથી? કે પછી રશિયાવાળા સ્ટેલીનની મૂછો જોઇને એમને પ્રેરણા થઇ આવી હશે! ગમે તેમ પણ હવે એ દેશી રાજ્યનાં સપાઇઓ મૂછોના આંકડા ચડાવીને પોતાની મૂછનું પાણી બતાવવાના ખરા! ઓછામાં ઓછું 'પ્રજામંડળ' સામે તો મૂછ ઉંચી રાખશેજને?' વળી હિંદમાં પણ

## કારવાંના વાંચકોને

આથી અમે કારવાના વાંચકોને જણાવતાં આનંદ લઈએ છીએ કે ગુજરાત અને બૃહદ્ ગુજરાતના જાણીતા શાઇર અને ગઝલશાસ્ત્ર પર 'શાઇરી' જેવું પ્રમાણ ભૂત પુસ્તક લખનાર જનાબ 'ઝાર' સાહબ તા. ૨૧-૮-૪૧ ને રોજ રાત્રે ૮ 'ક-૪૫થી' ૫ સુધી મુંબઈ રેડીયો સ્ટેશનેથી "ગઝલ"નો વિષય પર પોતાનું અભ્યાસી બાપણ રજુ કરશે. તમે તમારી કે તમારા મિત્રોનાં રેડીયોની ચાવી તે નક્કી કરેલા સમયે મુબઈના સ્ટેશન પર ફેરવવાનું રખે ચૂકતા 'ગઝલ'એ ખાલી અર્થ હીન ચોકઠાં નથી પણ પ્રભાવશાળી શાસ્ત્રીય કવિતા છે એની તમને પ્રતિતિ થઈ જશે.

તંત્રી

મૂછાળી જ્યારીના નવાબ કાઉન્સીલના પ્રમુખ તરીકે ગયા છે એટલે ત્યાં પણ મૂછનો મહિમા વધશે એમ લાગે છે આમ પીળા હિંદમાં આર્થિક દ્રષ્ટિએ નહિ પણ રોબ જમાવવાની દ્રષ્ટિએ મૂછો રખાવાઇ રહી છે ત્યારે બ્રિટનમાં આર્થિક દ્રષ્ટિએ હવે દાઢી ને મૂછો વધારવાની યોજના કોઇ વર્તમાનપત્રે વહેતી મૂકી છે. તે વર્તમાનપત્ર કરકસર રૂપે દલીલ કરે છે કે દાઢી મૂછો મૂંડવામાં અસ્તરાઓ વપરાય છે એટલું લોખંડ જો તોપો બનાવવામાં વપરાય તો? અને રોજની હજામત પાછળ જે સમય વપરાય છે તે વખત યુદ્ધ સંચાલન પાછળ વપરાય તો! કમભાગ્યે હજુ આવી કરકસરીયા બુદ્ધિ હિંદને સાંપડી નથી જો સાંપડે તો ધરેખર રવિંદ્રનાથ ટાગોર કે વશિષ્ઠ, વિશ્વામિત્ર જેવા ઋષિ મુનિઓનાં દર્શન થાય! અને "આપણે શરીઅત પ્રમાણે ચાલીએ છીએ" એમ સમજીને મૌલ્વીઓ પણ ખુશ થાય! પણ પાછો હજામોનો પ્રશ્ન, વિચારવા જેવો ખરોને? તેમનો વિચાર તો જમનાદાસ મહેતા જેવા સંરક્ષણ સમિતિના સભ્યોની બુદ્ધિ પર નિર્ભર રહે તોય વાંધો નહિ! ઓહદામાં ઓછા લડાઇમાં કામચલાઉ ડોક્ટરો તરીકે તો આપણા હજામો પાછા પડે એમ નથીજ! એમેય દરેક હજામ પેદાયશી ઉટવૈદ કે નીમ હકીમ તો હોય છેજ; જેમ, ઉત્તર હિંદમા દરેક સુરમો કે અત્તર વેચનાર શાયર હોય છે તેમ!

⊙

"કારવાં કે દોસ્તો!" આજે કારવાંનું બીજું વર્ષ પૂર્ણ થાય છે લડાઇ આગળ વધતીજ ચાલી તેમ દરેક ચીજો સાથે કાગળોના ભાવ પણ વધતાજ ચડયા, અને તેની અસર પેપર જગત પર પડયા વગર રહી નહિ. બધાંય પેપરોનાં કદ નાનાં થઈ ગયાં; પણ કારવાંનું કદ તો હતું તેનું તેજ રહ્યું છે. ગ્રાહકો વધારવાની અમારી અપીલ તો લગભગ બહેરા કાનો પરજ પડી હોય એમ જણાય છે ગુજરાત અને બૃહદ ગુજરાત પોતાના આ એકના એક માસિકને નભાવવા જેટલું પણ ઉદાર બન્યું નથી ખેર તોય અમે તો તમાચો મારીને ગાલ રાતો રાખે એમ મુસ્લિમ સાહિત્યની આંટ નભાવવા ખાતર આગળ ત્રીજા વર્ષમાં પગલું માંડી રહ્યા છીએ. ચાલુ વર્ષમાં અમે અમારૂં ધોરણ જાળવી રાખ્યું હતું. એક ખોટ રહી ગઇ હોય તો તે કાર્ટૂનોની હતી. હતી. અમારા કાર્ટૂનકાર સાગ-મોંઘા ચાલ્યા કરે છે અને બીજા કાર્ટૂનકારોનો ભાવ પૂછતાં તો એક એક કાર્ટૂનના એટલા બધા પૈસા માગે છે કે ન છૂટકે એ તરફ અમારે આંખ મીંચામણાં કરવાં પડયાં છે. કોઇ મુસ્લિમ કાર્ટૂનકાર મળી જાય તો તેને ઉત્તેજન આપીએ: પણ, મળે છે કોણ? છતાંય એ દિશાના અમારા પ્રયત્નો ચાલુ છે અને ત્રીજા વર્ષમાં કારવાંને પુનઃ કાર્ટૂનમય જોશો. પણ કારવાંને આગળ વધાવવાની મુસ્લિમ-ગુજરાતને તમન્ના હોય તો ને?

## ગરીબ સંસ્થાઓને

કાઠિયાવાડનો એક સાહિત્ય પ્રેમી સદ્‌ગૃહસ્થ તરફથી "કારવાં"ના ઉત્તેજનાર્થે અમુક રકમ મળી છે. ગુજરાત અને કાઠિયાવાડની ગરીબ સંસ્થાઓ અથવા અંજુમનો અર્ધા લવાજમે "કારવાં" ચાલુ કરાવી શકે છે. જો આપની સંસ્થાને તે સ્કીમનો લાભ લેવો હોય તો તાકીદે લવાજમના રૂા. ૨) મોકલાવી નામ નોંધાવશો.

મેનેજર

# અસ્માઉલ હુસ્ના

સં પા દ ક

રિફાઈ-સાબેરી

ભૂલ સુધારઃ—ગયા અંકના પૃષ્ટ ૭૩૨ માં લીટી ૭ માં "વઝુર્કના" છે તેને બદલે "વર્ઝુકના" પઢવું.

"યા કબીરો" (અદદ ૨૩૨) "એ સર્વેથી બુઝુર્ગ" (૧) જે કોઈ એને કસરતથી હમેશા પઢતો રહેશે તો ઇ. અ. દુન્યામાં તેની ઇઝ્ઝતમાં બહુજ વધારો થશે. (૨) અગર હાકેમ યા બાદશાહ એને કસરતથી હમેશા પઢશે તો તેનો રોબ લોકો ઉપર બેસશે (૩) એને કસરતથી હમેશાં પઢનારનો રોબ બીજાઓ પર ગાલિબ રહેશે. (૪) એને કસરતથી પઢનારના દરેક મોહીમ (મુશ્કિલ કામ) ઇ. અ. બહુ જલ્દી આસાન થઇ જશે. (૫) કોઇ બીમાર ઉપર ૯ અથવા ૧૧ વખત પઢી દરરોજ દમ કરવાથી ઇ. અ. બહુ જલ્દી સારો થશે. (૬) બીમાર માણસ એને કસરતથી પઢી પોતાના બદન ઉપર દમ કરતો રહેશે તો ઇ. અ. બહુ જલ્દી સારો થઇ જશે. (૭) એની ગણત્રી મુજબ દરરોજ ૨૩૨ વખત પઢનારને દુન્યાવાલા અઝીઝ અને દોસ્ત રાખે છે અને તેની ઇઝ્ઝત કરે છે (૮) એને કસરતથી હમેશા પઢનાર કોઇ પણ ઝેરી જાનવાર તેમજ ફાડી ખાનાર જાનવરોના હુમલાથી બચેલો રહેશે (૯) એને હમેશાં કસરતથી પઢનાર દરેક આફત, બલાથી બચેલો રહેશે. (૧૦) "અલ્લા હુમ્મા યા કબીરો તકબ્બરતા બિલકિબ્રીયાએ વલ કિબ્રીયાઓ ફી કિબ્રીયાએ કિબ્રોયાએકા યા કબીરો" એને હમેશા કસરતથી પઢનાર ઉપર લખેલા બધા ફાયદા ઇ. અ. હાસિલ કરશે.

"યા હફીઝો" (સંખ્યા ૯૯૮) "એ દુન્યાની દરેક આફતથી બચાવનાર" (૧) એને હમેશાં કસરતથી પઢનાર, ડુબી જવાથી, બળી મરવાથી, દેવે અગર પરીના હુમલાથી, નઝર લાગવાથી, બચેલો રહેશે. (૨) એનો આમિલ મજકુર દરેક હાલતમાં પકડાયલાની ઉપર દરરોજ ૪૧ વખત પઢી દમ કરવાથી અગર પાણી ઉપર દમ કરી પીવાડવાથી ઇ. અ. બહુ જલ્દી આરામ થઇ જશે. (૩) એને હમેશા કસરતથી પઢનાર કોઇ પણ બીમાર ઉપર દરરોજ ૪૧ વખત પઢી દમ કરશે તો ઇ. અ. બહુ જલ્દી સારો થશે (૪) કોઇ ઓરત અગર ગાય, ભેંસને દૂધ બહુ કમતી હોય તો એને દરરોજ કસરતથી પઢી પાણી ઉપર દમ કરી તેમાંથી દીવસમાં એ ત્રણ વખત પીવાડવું ઇ. અ. દૂધમાં વધારો થશે. (૫) સફરની હાલતમાં એને કસરતથી પઢનાર સફરની દરેક મુસીબત, આફત, બલાથી બચેલો રહેશે. (૬) એને કસરતથી પઢનાર ઇ. અ. દરેક આફત બલાથી બચેલો રહેશે. (૭) એને હમેશા કસરતથી પઢનારને ખુદાપાક

ગૈબથી રોઝી પહોંચાડે છે. (૮) કોઇ પણ નવા ગામ અથવા શહેરમાં દાખલ થતાં ૧૧ વખત દરૂદ શરીફ ૪૧ વખત "યા હફીઝો" પછી ૧૧ વખત દરૂદ શરીફ પઢી પોતાના અને જે બીજા સાથીઓ હોય તો તેઓના ઉપર. પણ દમ કરવાથી બધાએ દરેક આફત બલાથી બચેલા રહેશે (૯) એને હમેશા કસરતથી પઢનારને ફાડી ખાનાર જાનવરો કદી હેરાન કરશે નહીં. (૧૦)**યા હાફેઝો, યા હફીઝો, યા રકીબો, યા મુજીબો. યા અલ્લાહો યા અલ્લાહો** જે કોઇ અજાણ્યા ગામ અગર શહેરમાં જાય અને ત્યાં કોઇ ઘર મદદગાર ન હોય તો મગરેબની નમાઝ પછી કિબ્લારૂ ઉભો રહી પ્રથમ અને છેલ્લે ૧૧-૧૧ વખત દરૂદ શરીફ પઢી હાથ ઉઠાવી ૪૧ વખત એને પઢી ચારે દીશામાં ફુંક મારેથી ઇ. અ. ગૈબથી રોઝી મળશે. (૧૧) **"યા હફીઝો એહફઝની"** એને કસરતથી પઢનાર દરેક આફતે બલાથી બચેલો રહેશે. અગર કોઇ આફત બલામાં સપડાઇ ગયો હોય તો એને કસરતથી પઢવાથી ઇ. અ. બહુ જલ્દી છુટકારો થઇ જશે.

"યા હાફેઝો-યા હફીઝો યા નાસેરો **યા નસીરો યા ઝીલ્કુવ્વતિલ મતીના વરસુલેનાનુર્રઉફીઓ એહફઝે ઇય્યાકનાબ્બોદો** વ ઇય્યાકનસ્તઇન" શરીઅતે મુજબના કોઇ પણ જાયઝ કામ માટે કોઇ પણ મહીનાની પહેલી ચાંદ રાત્રે નહાઇ ધોઇ પાક સાફ કપડાં પહેરી બે રકાત નફીલ પઢી તેનો સવાબ હુઝૂર સ૦ અ૦ વ૦ સ૦ને બખશી દઇ ૧૧ વખત દરૂદ શરીફ પઢી સુરએ ફાતેહા, ચારે કુલ, અને આયતુલ કુર્સી દરેક એક એક વખત પઢી ૧૧ વખત દરૂદ શરીફ પઢી મજકુર દુઆ પઢનારના નામના અદદ થાય તેટલી વખત અથવા ૧૭૦ વખત ૪૦ દીવસ સુધી પઢવું. પઢતી વખત જે કામ માટે હોય તેનું બરોબર ધ્યાન ધરવું અને પઢી રહ્યા પછી ૧૧ વખત દરૂદ શરીફ પઢવું ઇ. અ. એ અરસામાં કામ થઇ જશે. જો જલ્દી કામ પૂરૂં થઇ જાય એવો વખત આવી પડ્યો હોય તો ૫-૭ અગર વધુ માણસોએ ઉપર મુજબ નફીલ વગેરે પઢી, દરરોજ રાત્રે ૧૭૮૭ વખત પઢવું ઇ. અ. કામ થઇ જશે. એને દરરોજના વઝીફા તરીકે પઢનારની દરેક હાજત ખુદાપાક પૂરી કરશે અને કોઇનો મોહતાજ કરશે નહીં. (૧૩) **"અલ્લાહો હફીઝુન અલ્લાહો લતીફુન કદીમુન રબ્બી હૈયુન કૈયુમુન લાયનામો"** એને દરરોજ સાત વખત પઢી પોતાના બદન ઉપર દમ કરવાથી વતન તેમજ સફરમાં દરેક આફત બલાથી ખુદાપાક તેની હીફાઝત કરશે અને એ સિવાય અનેક ફાયદાઓ મેળવશે.




નાનાલાલને વાચ્યા પછી શા. અડવાજી ઘણેભાગે અપધ્યા ગદ્યમાંજ દીધે રાખતા હતા. તે આવ્યા અને વળી નવુંજ સાહિત્યનું લફરૂં લાવ્યા કે "આ સાહિત્ય માર્તંડનો શું અર્થ થતો હશે સાહિત્યના વિષે; તે નથી ઉતરતું મુજ ધ્યાનમાં, તે કૃપા કરીને બતલાવશો વણજારાજી આપ ?"

"શું વાંચ્યુ બાપનું કપાળ તમે ? 'ઇંદુ-કુમાર'ને 'જયા-જયંત' વાંચનારની સમજ તે છેકજ આમ ભાડભૂંજા સમાન હોય. એ કેમ સંભવે ? 'સાહિત્ય માર્તંડ' કહે છે સાહિત્યમાં દાદાગીરી કરનારને ! જે સ્થાન પાંજરાપોળની ગાયોમાં, સાંઢનું હોયે છે તેજ સ્થાન હોય છે સાહિત્ય માર્તંડનું સાહિત્યકારોમાં. ફક્ત નથી હોતાં તેને શીંગડાં કે પૂછડાં !"

"ત્યારે 'સાહિત્ય ભાસ્કર'નો શો અર્થ થતો હશે સાહિત્યના વિષે તે પણ સાથે સાથે બતાવી આપોને આપ, તો ઘણોજ આભારી થઇશ હું આપનો ને આપના બાપનો પણ !"

"બસ્સાજી ! આપને છોડીને, બાપ સુધી જવાની જરૂર નથી ! કેમ વધુ પ્રમાણમાં ઉપયોગ કરે છે, માખણનો પેલા ખિતાબ ધારીઓની જેમ ? બાકી- લે હવે સાંભળ 'સાહિત્ય ભાસ્કર'નો અર્થ છે સાહિત્યનો સૂર્ય, યાને કે જો સાહિત્યમાં એવા સૂર્યો ન હોય તો બારે માસ અમાવાસ્યાના જેવું અંધારૂંજ રહે ?"

"ત્યારે આ 'પુરાતત્વ' કઇ બલાનું નામ છે સાહિત્યના વિષે, કે જેનો ઉલ્લેખ તો આજ કાલ થઇ રહ્યો છે રેડીઓ ઉપર પણ ?"

"બિરાદર અડવાજી હવે આપ સાહિત્યના વિષયમાં ઝખ મારવા કરતાં બીજી કોઇ લાઇનમાં ઘાસ કાપો તો સારૂં ? આટઆટલું વાંચ્યા છતાં હજુ પૂછવાનું રહે છે પુરાતત્વ વિષે ? ધૂળ પડી તમારા વાચનમાં ! 'જુના તાર કસબ'વાળા મેમણ ફેરીયાઓને તો જોયા છેને ? તેઓતો સારો કે જુનો માલ રાખીને તેના બમણા પૈસા પેદા કરે છે પણ આ પુરાતત્વવાળાઓ તો જુના પત્થરા, જુના દસ્તાવેજો, જુના શિક્કા, જુના હસ્તલિખિત પુસ્તકો વગેરેમાં નાહક ભેજાં ફુખણ કરતા ફરે છે !"

"હા... આ, ત્યારે એમજ કહોને કે પુરાતત્વવેત્તા એટલે સાહિત્યના જુના તાર

કસબવાળા, અને પુરાતત્વ જુનો પુરાણો માલ સંઘરવાનો ધંધો !"

"હસ્તો ! હા…આ, પણ તને ખબર પડી કે હવે સાહિત્ય પરિષદ ભરાવાની છે, અંધેરીને વિષે, અને ઉપપ્રમુખોનાં નામો ચુંટવાની થઇ રહી છે ગુસપુસ એકબીજાના કાનમાં !"

"ઠીક છે બિચારા ખબરદારજી ઘરડે ઘડપણ ઘોડે ચઢવાની, ના પ્રમુખસ્થાને ચઢવાની પુરી થશે હોંસ અને ઉધાઇનો ભોગ થતું બચશે એમનું ભાષણ; પણ આઠ–દસ ઉપપ્રમુખમાંથી એક ખુરસીની લોટરી આપણા મુસ્લિમ સાહિત્યકારોને નસીબે નહિ લાગે એ નથી લાગતું તમને ? જો કે છેલ્લા ત્રણ દાયકાથી મુસ્લિમ સાહિત્યકારોય ઝખ્ખ મારે છે સાહિત્યના ક્ષેત્રમાં, તોય ભાવ નથી પૂછતું કોઇ ભાજીમૂળાની તોલેય ! તો વાંક કોનો ? સાહિત્ય પરિષદથી આભડછેટ રાખનાર મુસ્લિમ સાહિત્યકારોનો કે મુસ્લિમ સાહિત્યકારોને કોરે પાને રાખનાર સાહિત્ય પરિષદના કરતા કારવતાઓનો ? સમજાવશે કોઇ ભેદ ભીતરના ?"

"પણ કવ્વાલીની મેહફિલ જેટલોય રસ ક્યાં લે છે મુસ્લિમ સાહિત્યકારો સાહિત્ય પરિષદની બેઠકોમાં ? હાસ્યરસવાળા 'બેકાર' કે 'શેખચલ્લી' તો જાણે ઠીક પણ લાંબા કોટવાળા ગઝલ સમ્રાટ 'શયદા'જી, પહેલાં કવિ અને હવે બગલમાં પુરાણાં થોથાં તથા જુના પુરાણા ઘંસાએલા સિક્કા ખિસ્સામાં ઘાલીને ફરનાર પુરાતત્વ ને ઇતિહાસિક શોધક 'કોકિલ'જી, કવિતાઓ લખી લખીને ચશ્માના કાચને જાડા બનાવી દેનાર આધ્યાત્મ કવિ 'નસીમ' કે ઇતિહાસના દુઃખે દુઃખી થનાર ને સાહિત્યની સેવામાં સુકાઈ જનાર ઈમામુદ્દીન, કે લીલા પાછળ હાથ ધોઇને લાગનાર 'આસિમ'જી, કે ગઝલશાસ્ત્રમાં થર્મામીટર જેવા ગણાતા 'ઝાર' સાહબ કે પુરાણા પત્રકાર 'કુરેશી' ચાંચો કે ચોવટકાર 'સાદીક'જી કેમ નથી લેતા ભાગ ગુજરાતી સાહિત્ય પરિષદમાં ? અને કેમ નથી દેખાડતા પરચો પોતાની કસાએલી અને ઘસાએલી કલમોનો વાણીદ્વારા ? અને કેમ થઇ ગયા છે ઠંડાગાર પોતપોતાની પ્રવૃત્તિમાં ? અને કેમ નથી બતાવતા પાણી પબ્લીકને ?"

"હોય ! હશે ! પણ હવે મુશાયરાનું મેદાન તો વિશાળ થતું જાય છે ને ગુજરાતીને વિષે 'કારવાં' ને 'બે ઘડી મોજ'થી વધીને પહોંચ્યું છે 'ઇસ્માઇલી આફતાબ'માં પખવાડિક પ્રકાશ પાથરવા કાઠિઆવાડની વિષે ! અને ડંકો લગાડી રહ્યા છે કાઠિયાવાડી શાયરો ઉસ્તાદ 'કલીમ'ની છત્રછાયામાં, તો પછી ગુજરાતી અને કાઠિયાવાડી શાયરો મળીને કાં ન યોજી કાઢે એકાદ મુશાયરો પરિષદ્ કોઇ એક સ્થળે, અને કાં ન ચઢાવે રંગ મુશાયરાનો ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને પણ ?"

●

"પ્રખ્યાત વિવેચક વા. મો. શાહ" કહે છે કે "એક પેપર ચલાવવું તે રાજ્ય ચલાવવા બરોબર છે." અને આજકાલ તો મોટા મોટા રાજાઓના તાજ પણ જોતજોતામાં ધુળમાં રગદોળાય છે એ નજરે જોવા છતાંય હિંદમાં એડીટર રાજાની સંખ્યા કંઇ નાની સુની નથી ! રાજા ગમે તેવો ગાંડો ઘેલો હોય પણ તેનેય રૈયત તો હોય છેજ, તેમ આ એડીટર-રાજાનેય રૈયત હોય છે તેમના ગ્રાહકો. વળી ખૂબીની વાત તો એ છે કે રૈયત તો બળવોય કરી શકે છે ત્યારે એડીટર રાજાની રૈયતથી તો બળવો પણ કરી શકાતો નથી ! બહુ બહુ તો તેના રાજ્યમાંથી વરસ વીતે નીકળી જાય છે. એ સિવાય બીજી કંઈ શું કે આ થઇ શકતી નથી. આ છે પ્રભાવ આપણા એડીટર રાજાનો. વળી

કોલ્ટન કહે છે કે "લેખકને સફળ થવા માટે અક્કલમંદ વાંચકોની પ્રાપ્તિ થવી જોઇએ." અમે કહીએ છીએ કે જેમ વાંચકો વધુ કમઅક્કલ હોય; તેમ લેખક વધુ સફળ થઇ શકે છે. જેની ખાતરી કરવી હોય તે 'પ્રસ્થાન', 'બુદ્ધિપ્રકાશ', 'માનસી', કે 'કુમાર'ના એડીટરોને, યા તો 'કોકિલા' કે 'ગજેરામારૂ' વેચનાર બુકસેલરોને પુછી જુવે! અસ્તુ:

●

સંભળાય છે કે જો ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના નિબંધ વિભાગના પ્રમુખ રજા આપે તો રા. '**હડમત ઓઝા**' અંધેરી ખાતે "અંધેરી નગરીના ગંડુસેન રાજા" પર એક પુણ્યપ્રકાશ પાડતો ઇતિહાસિક નિબંધ વાચવાના છે. એ માટે ઇતિહાસિક જગ્યાઓમાં જઇને એમણે પુરાણા પોપડા ઉખેડવા માંડ્યા છે! વળી ૨૯૦ ભાષાઓ પર કાબુ મેળવનાર જર્મન પંડિત ડૉ. શુટ્‌ઝનો રેકર્ડ તોડવા પણ પણ રા. હડમત ઓઝા હોલ્લાં-ઠીકરાં ઘડવાના પોતાના બાપદાદાના ધંધાને સદંતર પડતો મૂકીને હવે ભાષાઓની પાછળ લઠ્ઠ લઇને પડ્યા છે! ડૉ. શુટ્‌ઝે તો ભાષાઓ ઉપર અદ્‌ભૂત કાબુ મેળવ્યો હતો પણ આ શ્રીમાન તો તો ભાષાના ભૂત બની જવાની તમન્ના રાખે છે! હું હિંદના ભાષા વિશારદો આનંદો! આનંદો! કે રા. હડમત ઓઝા જેવાં સાહિત્ય રત્નો હિંદનું નાક ઉંચું રાખવા મેદાને પડ્યા છે! વળી કોલરીજ કહે છે કે "કવિતા એ વિજ્ઞાનની પ્રતિસ્પર્ધિ છે અને એનું પ્રધાન ધ્યેય **સત્ય** નહિ પણ **આનંદ** છે." અને તે પર વિવેચન કરતાં રા. હડમત ઓઝા કહે છે કે, આ હિસાબે જુઠ્ઠી ગપો મારી આનંદ આપે તેજ ખરી કવિતા અને કવિ એટલે જુઠ્ઠાઓનો પીર! આ મંતવ્ય સાથે જેને વાંધો હોય તે બેલાશક રા. હડમત ઓઝાને પુછી શકે છે."

—વણજારો

# ન ગ્ન તા !!!

તાંડવે છે વિશ્વ ઉપર શાસકોની નગ્નતા!
ઝગમગે છે ખુણે ખુણે હિટલરોથી નગ્નતા!

પૂર્વજો કેરી પ્રથા અપનાવવી શું પાપ છે?
માનવી જોતો નથી શું વાનરોની નગ્નતા?

આજ પણ અમ દેશના સદ્ભાગ્યે જે પૂજાય છે:
હિંદના ભક્તો મહીં ઋષિ વરોની નગ્નતા!

જો, હજી પાષાણો માથે ક્યાંક આલેખાયલી;
છે કળા સ્થાપત્ય ઓથે મૂર્તિઓની નગ્નતા!

વસ્ત્રો ખેંચી લઇને અમને સાહેબો મૂંડી ગયાં;
જેગ મહીં ચર્ચાય છે ને હિંદીઓની નગ્નતા!

એ કળા છે, નૃત્ય છે, વખણાય છે, પોષાય છે;
સભ્યોની દ્રષ્ટિ સમિપ સન્નારીઓની નગ્નતા!

લઈ જશે એક ઉન્નતિના શિખરે આ શોધકો;
એક દીન જોશે બધાં એ માનવોની નગ્નતા.

મૂર્ખ થઇને પ્રાણીઓમાં માનવે વસ્ત્રો ગ્રહ્યાં;
વિશ્વમાં ખુલ્લી છે સઘળાં પ્રાણીઓની નગ્નતા.

શું સુધારાના વૃણો ફોડી જશો "ધન્વંતરી"?
કાવ્યમાં વાંધો છો શાને નસ્તરોની નગ્નતા!

"ધન્વંતરી"

 આભાર સ્વીકાર 

દરૂદો સલામઃ સંગ્રહ કરી પ્રસિદ્ધકર્તા શ્રી. મોહંમદ ઇબ્રાહીમ પટેલ–રાંદેર તરફથી અભિપ્રાય અર્થે મળ્યું છેઃ પુસ્તક જો કે માનું છું જ્યાં તેના ફાયદા દરીયાઓથી પણ વધારે છેઃ સંગ્રહ કરવામાં ઘણી મહેનત લીધી છે છતાં જે હેતુથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તે સંપૂર્ણ રીતે પુરો થએલો લાગતો નથી. અરબી નહીં જાણનારાઓને જે મુશ્કેલી હતી તે કાયમ રહે છે. દરૂદ શબ્દને પાના ૩૬ મા જેવી રીતે ગુજરાતીમાં છાપવામાં આવ્યા છે તેવી રીતે બધા દરૂદ શબ્દને બીજી આવૃત્તિમાં છાપવામાં આવે તો અભણ મુસ્લિમોને જરૂર ફાયદો થાયઃ અમુક મુદ્ર ગીરાગમાં ભૂલો રહી ગઇ લાગે છે. આ બાબત તરફ કર્તાનું ધ્યાન ખેંચીએ છીએઃ દરૂદ શબ્દની ફઝીલત માટે મુસ્લિમ જગતમા બે મત છેજ નહીં. એના ફાયદા પઢનાર સારી રીતે સમજી કે જાણી શકે છે, શબ્દોમા લખી શકાય એમ નથીજ.

પાના ૪૭ મા "સમજણ" પછી જે કંઈ છાપેલું છે તે "સમજણ" ખુદ પોતે "સમજણ" માંગી લે છે, એ ન છપાયું હોત તો પણ ચાલી શકત. પુસ્તકની ઉપયોગીતા માટે તો બે મત હોઈજ ન શકે.

કો: કાચું પુઠું ૦–૫–૩, પાકું પુઠું ૦–૬–૩, પરદેશ: ૮ આનર ૧૦ પેની.

અરમુગાં–અલમુરત્તિબઃ 'કલીમ' વાકોરી. પેશકુનિંદહઃ મુહમ્મદ ઉમર પાડેલા. પીરાજીના સુપુત્ર નૂરમુહંમદ તાહિરમુહંમદ ગલાનીની શાદી પ્રસંગે મશહૂર શાઇર 'કલીમ' સાહબ તરફથી અર્પણ થએલી સેહરાઓની આ પુસ્તિકા સેહરાની રીતમા નવી ભાત પાડે છે. સેહરાની પસંદગી, છપાઈનું ધોરણ ઉચ્ચ પ્રકારનું છે અને સાથે 'ઇજન'ની શુભેચ્છા પણ ધ્યાન ખેંચે એવી છે.

અંજુમને ઇસ્લામ પોરબંદરનો ૪ થો રિપોર્ટ સને ૧૯૪૦નો મળ્યો. ધાર્મિક જરૂરી કાર્યો ઉપરાંત સ્કોલરશીપ વહેંચણી, ટેલરીંગ કલાસ, બેકારી નિવારણ, લાયબ્રેરી, ગરીબોની ઇમદાદ વગેરે અનેક લોકોપયોગી કાર્યોમાં પણ અંજુમન ઉલટભેર કામ કરી રહી છે. આવી મુસ્લિમ સંસ્થાઓ હવે કૌમી ઉન્નતિમાં ઠીક ઠીક સહાયભૂત નિવડી જાય છે એ મુસલમાનો માટે આનંદનો વિષય છે.

વાર્ષિક રિપોર્ટ નં. ૨ઃ ખરબોધનના મર્હૂમ મુહમ્મદ અહમદ અન્ઝા વકફ રજીસ્ટર્ડ મદ્રેસાનો આ રિપોર્ટ જોતાં અને જાતે મદ્રેસાની કારવાઈનો અનુભવ કરતાં જણાય છે કે આ સંસ્થા દીની અને દુન્યવી તાલીમ પાછળ સારો ખર્ચ કરી રહી છે અને એ ખર્ચ ઉગી નીકળ્યો છે એમ એનું શિક્ષણ કાર્ય જોતાં બેધડક કહી શકાય. ટ્રસ્ટીઓ, સેક્રેટરી અને ઉસ્તાદોનો ઉત્સાહ અને કામ કરવાની ધગશ પ્રસંશાપાત્ર છે સંપ અને શકિતનો સુંદર ઉપયોગ કરી રહેલી આ સંસ્થાને એકાદ સારા મકાનની પણ જરૂરત છેજ કારણ કે સુંદર આત્મા સુંદર દેહ વગર દીપી ઉઠતો નથી.

---

 'ડહાપણીઆની નોંધપોથી' 

અગર ટ્રેન હંમેશાં સમય ઉપર આવતી હોય તો પછી વેઇટીંગ રૂમની કંઇ પણ આવશ્યકતા નથી.

• • •

માણસનું ચારીત્ર તેના હસ્તાક્ષરો પરથી વાંચી શકાય છે તેથીજ તમારા પત્રો ટાઇપ કરાવો.

• • •

અર્થ શાસ્ત્રી કહે છે કે દરેક માણસે પોતાના ખીસ્સા ઉપર લક્ષ આપી કપડાં પહેરવાં જોઇએ. હિંદીઓ તેમના કહેવા મુજબ વર્તે તો સૌથી પહેલાં પોલીસજ વાંધો લેશે.

• • •

નાદારી એટલે જ્યારે નાદાર પોતાના પૈસા પાટલુનનાં ખીસામાં મુકે અને કોટ આગળ ધરે.

• • •

પુરૂષો હંમેશાં ખૂબસુરત છોકરીઓની આસપાસ મધમાખીની જેમ ભમ્યા કરે છે. ફક્ત જ્યારે તેણી વાવટા વેચે છે ત્યારેજ નથી ભમતા!

• • •

દુન્યામાં કોઇ ચીજ ઘણી લાંબી મુદ્દતથી વારસામાં ચાલી આવતી હોય તો તે વરસાદ છે.

• • •

મનુષ્ય પોતાની પીઠ થાબડીને પ્રગતિ કરી શકતો નથી. પણ ખુજલી થાય ત્યારે ધવડયાનો લ્હાવો જરૂર લઇ શકે છે!

• • •

પૃથ્વીની કોઇ પણ વસ્તુ વગર મુશ્કેલીએ મળતી નથી! ફક્ત મુશ્કેલી સિવાય.

• • •

વાતડીયો મિત્ર શાંત દુશ્મન કરતાં હાનીકારક હોય છે અને એમ જાણવા છતાંય લોકો ઘરમાં ગ્રામોફોન અને રેડીયો વસાવે છે!

• • •

મનુષ્ય કરજ એ માટે કરે છે કે તે કરજમાંથી જલ્દીથી નીકળી જશે એમ સમજે છે, પણ તે દેવામાં વધારે ડુબે છે કારણ કે તે એમ સમજે છે કે દેવામાંથી કદીએ નીકળી શકાય એમ નથી.

• • •

દુન્યાની બધી ભાષાઓમાં નફ્ફટ ભાષા ઘણીજ લોકપ્રિય થઇ પડી છે. અને એ ભાષાના પંડિતો પણ ઠીક ઠીક છાપાના છાપરે ચઢતા થાય છે!

• • •

લગ્ન પછી પુરૂષને માલૂમ પડે છે એક હાથથી પણ તાળી વાગી શકે છે. લડાઇને માટે બે માણસની જરૂર નથી, એકજ માણસની જરૂરત પડે છે!

• • •

સ્ત્રીઓ સુખી નથી કારણ કે તેઓ એમ માને છે કે તેઓ સુખી થઇ શકે છે.

• • •

એક સ્ત્રી બીજી સ્ત્રીને ઘણીજ ચાહે છે. ફક્ત શરત એ કે બન્નેમાં માઇલોનું અંતર હોવું જોઇએ.

બધા ધંધાઓમાં ડોકટરનો ધંધો ઘણોજ મુશ્કેલ અને કઠીન લાગે છે કારણ કે હોશીયારમાં હોશીયાર ડોકટર છેવટસુધી પ્રેકટીસજ કર્યાં કરે છે.

દીવા ઉચકતાં ગધેડાંને કંટાળો આવે છે તેટલો જ કંટાળો આજના વિદ્યાર્થીઓને ચોપડાં ઉંચકતાં આવે છે અને તેથીજ નાપાસ થનાર વિદ્યાર્થીઓ પ્રોફેસરોને 'કુંભાર' કરતાં વધુ ડાહ્યા સમજતા નથી!

'ડહાપણીઆ'




**સવાલ**—બે છોકરા પોતાની ઔરતોની પુંજીથી વેપાર કરતા હતા. તે છોકરાઓની, વાલેદા (મા)એ પોતાનું મકાન બનાવવા માટે છોકરાઓને કહ્યું: તે વેળા બન્ને છોકરાઓએ ૭ હજાર રૂપીઆ તે દુકાનના હિસાબના ચોપડામાં દરેકે પોતપોતાના જીમ્મે કરજ લખી પોતાની માને મકાન બનાવવા રૂપીઆ મોકલ્યા. રૂપીઆ મોકલતી વેળા છોકરાઓએ ન તો કરજના નામથી, ન હદીયો કહી દીધા; ન તો તે છોકરાઓની ઔરતોના તેમની માને જીમ્મે કરજ છે એમ કહી દીધા! બલ્કે પોતાની ખુશીથી પોતાને જીમ્મે કરજ લખી માને મકાન બનાવવા માટે મોકલ્યા. લગભગ સત્તર વર્ષ પછી મર્હુમાએ એક વસીઅતનામું લખ્યું. તેમાં બન્ને છોકરાઓને બદલે છોકરાઓની ઔરતોના ૭ હજાર રૂપીઆ, પોતાને જીમ્મે કરજ લખ્યા છે તો હવે એ રૂપીઆ શરે મોહમ્મદી પ્રમાણે મર્હુમાને જીમ્મે બન્ને છોકરાઓની ઔરતોનું કરજ સાબીત થાય છે કે નહિ?

**જવાબ**—સવાલમાં લખેલી હકીકત જો ખરેખરી છે તો એથી બન્ને છોકરાઓની ઔરતોની પુંજીમાંથી વેપાર શરૂ કર્યો અને તેમાંથીજ મજકુર ૭ હજાર રૂપીઆની રકમ પોતાની માના ઉપર મોકલી. હવે છોકરાઓએ પોતાને જીમ્મે કરજ લઈ પોતાની માના ઉપર મોકલ્યા કે માને નામે કરજ લખી મોકલ્યા એ સાફ રીતે સવાલમાં જણાવેલું નથી, પણ છોકરાઓની વાલેદાએ પોતાના વસીઅતનામામાં ૭ હજાર રૂપીઆની રકમ વિષે પોતાના જીમ્મે છોકરાઓની ઔરતોનું કરજ લખે છે. એથી સાફ સિદ્ધ થાય છે કે એ રકમ છોકરાઓની ઔરતોની જ છે.

કેટલીક વેળા રૂપીઆની રકમ અથવા કોઇ ચીજ એવી રીતે આપવામાં આવે છે કે તે આપતી વેળા ખુલ્લી રીતે જણાવવામાં આવતું નથી કે, આ બક્ષીસ છે, અથવા કરજ છે. એવી સુરતમાં સંજોગો જોતાં હુકમ આપવામાં આવે છે કે, આપનારની ઇચ્છા શું હતી? મતલબ કે ઉપલી બાબતમાં એજ રીતે જણાય છે કે રૂપીઆ છોકરાઓની ઔરતોના છે. મર્હુમા વાલીદાના આ બન્ને છોકરાઓ એટલે આ ઔરતોના ધણીઓ હયાત છે કે કેમ? જો હયાત હોય તો તેમનાથી પુછવામાં આવે કે એ રૂપિઆ વિષે ખરી હકીકત શું છે? આ જે કંઇ મારી સમજમાં આવ્યું તે લખ્યું છે, હકીકતે હાલથી ખુદાપાક વધુ જાણનાર છે એ વિષે પૂરો સંતોષ મેળવવા બીજા આલિમોથી પણ દરીયાફત કરી લેશો.

**સવાલ**–કુતરાનું બદન આપણા કપડાંને લાગે તો તે આપણું કપડું નાપાક થાય કે?

**જવાબ**–જો કુતરાના શરીર પર લીલી નાપાકી લાગેલી હોય તો તે પર કપડું અથવા હાથ લાગે તો નાપાક થશે, અથવા કુતરાના બદન પર સુકી નજાસત લાગેલી હોય અને કોઇ માણસ ભીંજેલુ કપડું અથવા તો ભીંજેલો હાથ લગાડે તો નાપાક થશે. બંને સૂરતોમાં કપડું અને હાથ ધોવા પડશે. અને જો કુતરાના શરીર પર કોઇ પ્રકારની નજાસત ન હોય તો, કપડું તથા હાથ નાપાક થશે નહિ. હનફી મઝહબમાં સુવ્વરની માફક કુતરો "નજસુલ ઐન નથી" પણ કુતરાના મોંઢાની રાલ નાપાક છે

**સવાલ**–જમાઅતમાં રૂકુઅમાં શામીલ થઇને એક તસ્બીહ પઢી તો તે રકાત મલી કે નહિ?

**જવાબ**–નમાઝમાં રૂકુઅની અંદર એક વાર તસ્બીહ પઢી શકે એટલો વખત મળવાથી રકાઅત મળેલી ગણાશે.

**સવાલ**–ગુસલ માંથાથી કરવું તેમાં કુલ્લી ને નાકમાં પાણી લેવાથી વઝૂ થયું કે નહિ અને તેથી નમાઝ થાય કે નહિ?

**જવાબ**–વઝુ તથા નમાઝ થઇ જશે પણ જુદું વુઝૂ કરવુ બેહતર છે.

**સવાલ**–સવારની નમાઝ જમાતમાં શામીલ થઇ જવાથી સુન્નત કયારે પઢવી?

**જવાબ**–સૂર્ય સાફ નિકળ્યા પછી સુન્નત પઢે નમાઝ પછી તુરત પઢે નહિ.

**સવાલ**–અમારે ત્યાં જુમ્મા મસ્જિદમાં જાજરૂઓ છે અને પેશાબખાનાઓ પણ છે. તે હંમેશા ખુલ્લા રહે છે જેથી કેટલાક બદમાશો અને બેસમજ લોકો હંમેશા પેશાબખાનાઓમાં ઝાડો ફરે છે અને હંમેશા એની ઘણીજ તકલીફ રહે છે. દરરોજ બદબો રહે છે અને સફાઇ રહેતી નથી માટે બંધ રાખવા અને નમાઝના અરધા કલાક પહેલાં ખોલવા અને નમાઝ બાદ અરધા કલાક સુધી ખુલ્લા રાખવા કે જેથી સાફ રહે અને નમાઝીઓને તકલીફ પડે નહિ એથી કંઇ મુતવલ્લીઓ ગુન્હેગાર થશે?

**જવાબ**–મસ્જિદના મુતવલ્લીને હક છે કે સવાલમાં દર્શાવેલી હકીકત મુજબ મસલેહતને લઇ દરવાજા બંધ કરી શકે છે. એમાં મુતવલ્લી ગુન્હેગાર થશે નહિ.

**સવાલ**–એક માણસ ગુજરી ગયો, તેની એક ઓરત, એક મા, બે છોકરા, ત્રણ છોકરીયો, એક બ્હેન. એક મર્હૂમ બેનનો છોકરો છે. હવે એમાંથી વારેસદાર કોણ કોણ છે એની કેવી રીતે વહેંચણી કરવી?

**જવાબ**–પ્રથમ મર્હૂમના માલમાંથી કફનદફનનો ખર્ચ અને કર્ઝ હોય તો તે અને વસીયત હોય તો તે ત્રીજા માલ સુધીમાંથી અદા કર્યા બાદ મર્હૂમના માલના ૧૬૮ ભાગ કરવાં, તેમાંથી ઔરતને ભાગ ૨૧, માને ભાગ ૨૮, દરેક છોકરાને ભાગ ૩૪, અને દરેક છોકરીને ભાગ ૧૭ મળશે. કુલ્લે ૧૬૮, ભાગ પુરા થયા. જો ઔરતની મેહેર બાકી હોય તો તેણીને વારસા વગરોક મહેરની રકમ આપવી જોઇએ. (સિરાજી.)

**સવાલ**–એક બાઇ ગુઝરી ગઇ છે. તેનો એક ધણી, અને મા, અને એક દીકરો, અને એક દીકરી છે. એ મુજબ વારેસો છે તો બ્હેંચણી કેવી રીતે કરવી?

**જવાબ**–પ્રથમે શરઇ હકો અદા કર્યા બાદ મર્હૂમાના માલના કુલ્લે ભાગ ૩૬ કરવા તેમાંથી ભાગ ૯, ધણીને અને ભાગ ૬, માને અને ભાગ ૧૪, તેણીના છોકરાને અને ભાગ ૭, છોકરીને મળશે. (સિરાજી.)

વેપારી  ડિરેક્ટરી

| | |
|---|---|
| 'કારવાં એજન્ટસઃ=<br>૧. ધી તાજ ઓફીસ<br>મુહમ્મદઅલી રોડ, મુંબઈ ૩.<br>૩. તન્ના ન્યુઅપેપર એજન્સી<br>નાનકવાડા, કરાંચી. | લયલાના પત્રો<br>૧૯૪૧નું સનસનાટીભર્યું પુસ્તક<br>મૂલ્ય બે રૂપીઆ.<br>(વી. પી. પોસ્ટેજ જુદું)<br>ઇમામુદ્દીન સ. દરગાહવાલા<br>દરગાહ શરીફ, નવસારી |
| "Karavan" Agents:-<br>(1) LIMBADA & Co.<br>22, Diagonal street,<br>JOHANNESBURG.<br>(2) UNION PRINTING WORKS<br>91, Victoria Street,<br>DURBAN. | બઝમે ઇકબાલનું છઠ્ઠું પુસ્તક<br>અસ્હાબુલ રીલ<br>મુલ્ય દશ આના<br>પોસ્ટેજ બે આના વધુ<br>બઝમે ઇકબાલ, કઠોર. |
| ભાડે આપવાનું છે. | આ ખાના માટેનો માસિક ચાર્જ ફક્ત એક રૂપીઓ, બાર માસ માટે રૂા. ૧૨) જાહેર ખબર આપનારને ૭ આનાનો 'કારવાં'નો અંક પણ મળે છે. |
| હિન્દી બનાવટના હેરઓઇલો, ન્હાવાના સાબુઓ, દંત મંજન, ટોઇલેટ પાવડર, સ્ટેશનરી, વીગેરે માટે<br>ધી રાંદેર સ્ટોર્સ<br>કણપીઠ, સુરતમાં<br>એકવાર પધારો. | તાજ કું૦ લી૦ લાહોરના<br>ઉર્દૂ તર્જુમા સાથેના<br>હિમાયલ શરીફ<br>બ્લોકની છપાઈ.<br>હદીયોઃ-રૂા. ૪, રૂા. ૫, રૂા. ૧૦.<br>ધી રાંદેર સ્ટોર્સ, કણપીઠ,—સુરત. |

પત્રવહેવાર વેળા "કારવાં"નો હવાલો જરૂર આપો.

# ઇમામ માલિક (ર. અ.)

અનુવાદક:

અલિફ સ્વાદ દાલ

"લોકો ઇલ્મ હાસિલ કરવાના માટે આમ-તેમનો પ્રવાસ કરશે, પરંતુ મદીનાના આલિમથી મોટો કોઇ આલિમ મેળવશે નહી."

—હદીસ શરીફ

હઝરત અબૂ અબ્દુલ્લાહ માલિક બિન અનસ (ર. અ.) હદીસ-વિદ્યાના બહુ જબ્બર આલિમ હતા. ઇસ્લામી શરેઅતની તફસીરમાં જે જે ચાર ઇમામોની અમે બધા મુસલમાન પેરવી કરીએ છીએ, તેમાંથી એક એઓ પણ છે. એમના ખાનદાનનું અસલ વતન યમન છે. એમના પરદાદા હિ. સ. ર (ઇ. સ. ૬૨૩)માં ઇસ્લામ લાવ્યા અને મદીનામાંજ વસી ગયા. ઇમામ સાહેબ હિ. સ. ૯૩ (ઇ. સ. ૭૧૧)માં મદીનામાં જન્મ્યા. માલિક નામ રાખવામાં આવ્યું. એમના દાદા, બાપ, કાકા સારાશ આખું કુટુમ્બજ હદીસનું આલિમ હતું, વિશેષ કરી પિતા અને કાકાએ એ અંગે સરસ ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. ઇમામ સાહેબે એજ ઇલ્મી-વાતાવરણમાં શિક્ષણ મેળવ્યું હતું.

એ સમયે મદીના તૈયબા મુસલમાનોની ધાર્મિક-વિદ્યાઓ, ખાસ કરી હદીસ અને ફિકેહનું કેન્દ્ર હતુ. આ બન્ને વિદ્યાના મોટા મોટા ધુરંધરો મદીનામાં મૌજૂદ હતા. લોકો હજારો માઇલનો પ્રવાસ ખેડીને એમની સેવામાં ઉપસ્થિત થતા હતા. ઇમામ સાહેબે એજ બુઝુર્ગોથી ફિકેહ અને હદીસ શીખ્યાં. એમની તા'લીમ આદિથી અંત લગી મદીનામાંજ પૂરી થઇ. ક્યાંય બહાર જવાની જરૂરત પડી નહીં, છતાંય વિદ્યાર્થી અવસ્થામાં અનેક મુશ્કેલીઓનો એમને સામનો કરવો પડયો. એક વાર ખર્ચની તંગીના કારણે છતની લાકડીઓ વટિક વેંચવી પડી. એમના એક ઉસ્તાદ કેટલાય માઇલના અંતર પર રહેતા હતા. એઓ દરરોજ બીજા પ્રહારની ધૂપ અને લૂમાં તેમને ત્યાં પગે ચાલતા જતા હતા. એજ મહેનત અને શોખનું તો પરિણામ હતું, કે એમણે થોડાજ દિવસોમાં તે ઇલ્મ અને કમાલ પ્રાપ્ત કર્યા કે ખુદ એમના ઉસ્તાદ એમના ઉપર ગર્વ કરવા લાગ્યા. અલ્લાહે એમના ઇલ્મમાં બરકત પણ એવીજ આપી. એમની મારફત હદીસ-વિદ્યા ખૂબ ફેલાઇ. દૂર દૂરથી લોકો શીખવા આવતા, અને પોતાના દેશોમાં જઇ આ વિદ્યાને પ્રસારતા હતા.

ઇમામ સાહેબ કાળજીપૂર્વક હદીસનું શિક્ષણ આપતા હતા પ્રથમ સ્નાન કરતા. વાળો અને કપડાંમાં તેલ લગાડતા. જે સ્થળે શીખવતા તે સ્થળે સુગંધીની ધૂપદાનીઓ સળગાવવામાં આવતી. કાલીનનો ફર્શ પાથરતા. વચ્ચમાં ઇમામ સાહેબ તશરીફ ફરમાવતા. ચારે કોરે શાગિર્દોની ઠઠ્ઠ જામતી. ચહેરા પરથી ગૌરવતા અને વિદ્ધતા ટપકતી, અને મજલિસમાં ખામોશી છવાયેલી રહેતી.

એ સમયના મોટા મોટા અમીરો બલ્કે ખલીફા વરિક એમની શાગિર્દીને ગૌરવ સમજતા હતા. અબ્બાસી ખાનદાનના ખલીફા અબૂ જઅફર મન્સૂરથી લઇ હારૂન અને મામૂન સુધી એમનાં દર્સમાં શરીક થયા છે.

હદીસ–વિદ્યા હમણાં સુધી ફક્ત સીનાઓમાં અને ભિન્ન ભિન્ન સફીનાઓમાં રક્ષિત હતી. કોઈ બાકાયદા ગ્રંથ લખાયો ન હતો. ઇમામ સાહેબે પ્રથમ વાર 'મોતા'ના નામથી એક પુસ્તક તૈયાર કર્યું. એમાં તે બધી હદીસો એકત્ર કરી દેવામાં આવી, જે વિશ્વાસપાત્ર રાવીઓ દ્વારા એમના સુધી પહોંચી હતી. કુર્આનના પછી મુસલમાનોની એ પ્રથમ કિતાબ હતી, જે તે યુગમાં લખવામાં આવી. કેટલાક ઉલ્માઓએ એને હદીસની મશહુર કિતાબ 'સહીહ બુખારી' ઉપર વિશેષતા આપી છે. ઇમામ સાહેબે બેએક બીજી પણ કિતાબો લખી છે પરંતુ એ કિતાબ સૌથી મહત્વની છે. એજ ઇલ્મી ફઝિલતોના કારણે ઇમામ સાહેબ, 'ઇમામે દારૂલહિજરહ' એવા લકબથી મશહૂર થઈ ગયા હતા. અકસર આલિમોની માન્યતા છે કે આં હઝરત (સ. અ. વ.)ની હદીસ (જે અમે આ લેખના પ્રારંભમાં પેશ કરી દીધી છે)એમના જ બારામાં છે.

આવો બુલંદ–ઇલ્મ પ્રાપ્ત હોવા છતાં ઇમામ સાહેબ ઘણા જ મળતાવડા સ્વભાવના હતા. લોકોના દુઃખ–દર્દ, શાદી–ગમી બધામાં શરીક થતા હતા. લોકોના હક્કોનો ખ્યાલ રાખતા હતા. કોઇ બીમાર પડી જતો તો આપ તેની ખબર લેવા જતા હતા, મરી જતો તો જનાઝામાં શરીક થતા હતા, અને મર્હૂમના સગાવહાલાઓને આશ્વાસન, અને દિલાસો આપતા હતા. ઇમામ શાફઈ (ર. અ.) એમના શાગિર્દ હતા, પરંતુ તેમના માટે ખાવાનું પોતે અંદરથી લાવતા હતા. મોટા સખીદાતા હતા. એક વાર ઇમામ શાફઇ (ર. અ.) એ એમના અસ્તબલના બે ત્રણ ઘોડાઓની તા'રીફ કરી તો, ઇમામ સાહેબે ઘોડાઓનું આખું અસ્તબલ ઇમામ શાફઇ (ર. અ.) ને અર્પણ કરી દીધું. વિદ્વાનોની ભારે ઇજ્જત કરતા હતા. કોઇ વાતની ખબર ન હોય તે વાત એમને પૂછવામાં આવતી તો તુરત જ કહી દેતા કે મને ખબર નથી. પોતાની ભૂલનો સ્વીકાર પણ તત્કાળ કરી લેતા હતા. ચાડીથી સખ્ત ઘૃણા હતી. ફરમાવતા હતા કે મદીનામાં એક કૌમ હતી. તેનામાં કોઇ એબ ન હતો પરંતુ તેણે બીજાઓના એબો ઉપર નુકતેચીની કરી અને તેનામાં પણ એબ પેદા થઇ ગયાં, અને કેટલાક લોકો એવા હતા જેમનામાં એબ તો હતાં પરંતુ તેમણે બીજાઓના એબોથી વાસ્તો ન રાખ્યો. એવી રીતે તેમના એબો પણ લોકો વિસરી ગયાં.

ઇમામ સાહેબને આં હઝરત (સ. અ. વ) થી ભારે મુહબ્બત હતી. જ્યારે કદિ આપની વાત આવી જતી તો ઇમામ સાહેબના ચહેરાનો રંગ બદલાઇ જતો. અસ્તબલમાં સારા સારા ઘોડા અને ખચ્ચર હતા પરંતુ મદીનામાં કદિ સ્વારી પર બેસી નીકળતા ન હતા. એ માટે કે એમાં આં હઝરત (સ. અ. વ.)નું જિસ્મ–મુબારક દફન છે. વૃદ્ધાવસ્થામાં પોતાના શાગિર્દોનો સહારો લઇ ચાલતા હતા. પરંતુ સ્વારી ઉપર બેસવાનું પસંદ કરતા ન હતા. શિક્ષણ આપવામાંથી જે સમય બચતો હતો, તેનો ઉપયોગ ક્યાં તો ઇબાદત (પ્રાર્થના) કરવામાં અથવા કુર્આને–શરીફ પઢવામાં કરતા હતા.

ઇમામ સાહેબ આવી સારી પ્રકૃતિ અને મળતાવડા સ્વભાવના હતા, છતાં સાથોસાથ અહમ્ભાની (ખુદ્દાર) પણ ઘણાં હતા. અમીરો

અને બાદશાહોનો બસ એટલોજ અદબ કરતા હતા, જેટલો મઝહબી દૃષ્ટિએ જરૂરી હતો. અબ્બાસી ખુલ્ફાના દરબારમાં દરેક શખ્સને માટે ખલીફાના હાથોને ચુમ્બન કરવું જરૂરી હતું, પરંતુ ઇમામ સાહેબે કદિ પણ એવું કર્યું ન હતું.

એક વાર ખલીફા મેહદી, મદીના આવ્યો અને ઇમામ સાહેબની ખિદમતમાં ત્રણ હજાર દિનાર મોકલાવ્યા. એમણે સ્વીકારી લીધાં. પછી એમનાથી દરખાસ્ત કરી, કે મારી જોડે પાટનગર બગદાદ તશરીફ લઇ ચાલો. ઇમામ સાહેબે સંદેશ-વાહક પાસે કહી મોકલાવ્યું કે "તમારી સોના-મહોરો એમને એમજ રાખી મૂકેલી છે. ઇચ્છા હોય તો મંગાવી લો પરંતુ હું મદીના છોડી શકતો નથી. આ કારણે કે આં હઝરતે (સ. અ. વ) ફરમાવ્યું છે કે "મદીના તેમના માટે બેહતર છે, કાશ તેઓ જાણતે." (હદીસ-શરીફ)

એક વાર મેહદીએ પોતાના બન્ને બેટાઓ હાદી અને હારુનને આજ્ઞા કરી કે ઇમામ સાહેબથી 'મોતા' શીખે. શાહઝાદાઓએ ઇમામ સાહેબને તેડાવ્યા. એમણે કહેવડાવી મોકલ્યું કે લોકો વિદ્યાની પાસે આવે છે. વિદ્યા લોકોની પાસે જતી નથી. અંતે શાહઝાદાઓને ખુદ આવવું પડયું.

ઇમામ સાહેબ જે વાતને હક્ક સમજી લેતા હતા, તેનાથી પાછા હટતા ન હતા. એક વાર મદીનાના શાસકે ઇમામ સાહેબથી કોઇ ફતવો માંગ્યો એ ફતવો શાસકની ઇચ્છાના ખિલાફ હતો. તેણે ગુસ્સામાં આવી ઇમામ સાહેબને સિત્તેર કોરડા વિંઝાવ્યા, અને એટલા મરાવ્યા કે આપના બન્ને હાથ ઉતરી ગયાં. ખલીફા મન્સૂરને આની જાણ થઇ તો, શાસકને તુરંત જ બરતરફ કરી દીધો અને હુકમ કર્યો કે ગધેડાપર બેસી પાટનગરમાં હાજર થાય.

ઇમામ સાહેબે ૧૧ મી રબીઉલ અવ્વલ હિ. સ. ૧૭૯ (ઇ. સ. ૭૯૫) ના દિને ઇન્તેકાલ કર્યો. એમના શાગિર્દો, આસ્થાળુઓ અને સમસ્ત ઇસ્લામી દુનિયાના માટે આ એક ગમનાક ઘટના હતી. મુદ્દતો પર્યંત આ ગમે મુસ્લીમ-વિશ્વને શોકગ્રસ્ત રાખ્યું. આવા બાઅમલ, બાઅખ્લાક અને અહમ્ભાની આલિમ, કુદરત કદિ કદિજ પેદા કરે છે અને સાચું પૂછો તો ઇલ્મનો પ્રકાશ સાચા અર્થોમાં એવા જ લોકોના કારણે પ્રસરે પણ છે, જેઓ ઇલ્મની સાચી કદર, અને મૂલ્ય જાણે છે, અને જેમની ઝિન્દગીનો દરેક ખૂણો માનવતા માટે શ્રેષ્ટતર નમુનો હોય છે.

ઇમામ સાહેબ ઘણાં મોટા ફકીહ અને મુજતહિદ પણ હતા. માલિકી-ફિકેહએ સ્પેન અને આફ્રિકામાં ભારે લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. અલ્જીરીયા, મોરોકકો વિગેરેમાં હમણાંય બધા મુસલમાનો માલિકી-ફિકેહને માને છે.

ગફલત કરી નહિ. વૃક્ષો અને ઝાડોની બીમારીઓને ઓળખી અને તેના ઇલાજ શોધી કાઢ્યા. ઉંચા લોકોના સ્વભાવે અત્યંત સારાં ફળોના વૃક્ષો અને ઉત્તમ પ્રકારના જુદા જુદા ખુશબુદાર અને ખુબસુરત ફૂલોના છોડ પણ મૌજુદ કરી દીધા હતા. અરબોએ પોતાના પહેલાવાળાઓના અનુભવોથી પુરો ફાયદો ઉઠાવ્યો અને તેમના પુસ્તકોનો વિચારપૂર્વક અભ્યાસ કર્યો, અને તેમનાજ સાધનોએ પ્રાચીન મિસ્ર, શામ અને બાબિલવાસીઓની વાતો અને ખેતીના કાયદાઓ અત્યંત સંભાળપૂર્વક સંઘર્યાજ નહિ, બલ્કે પોતાના છતેલા અને દૂરના દેશોમા તેને પહોંચાડી પણ દીધા. સ્પેનના ખેતીવાડી નીતિજ્ઞો નબ્તી નામની ખેતીની તરકીબો એ કામ લેતા હતા, અને જણાય છે કે તેમણે તે કાયદાઓ ઉપર સફળતા પૂર્વક અમલ પણ કર્યો હતો. અમે ફરીથી કહીએ છીએ કે તેઓ પોતાની આગળના લોકોના ચીલેજ ચાલનારા રહ્યા નહિં, બલ્કે પોતાના જ્ઞાન અને અનુભવોથી તેઓએ નવી રીતો શોધીને પોતાને ત્યાં ફેલાવી અને તેના ઉપર અમલ કરીને ખેડુતો પાસે સોનું ઉત્પન્ન કરાવ્યું અને બન્જરોને સ્વર્ગ બનાવી મૂક્યાં. એજ કારણ છે કે એ વિષયમાં ખેતીને જે પ્રગતિ અને રૌનક ઇસ્લામી સ્પેનમા પ્રાપ્ત થઇ, તેનો મુકાબિલો તે ઝમાનામાં કોઇ પણ દેશ કરી શકતો ન હતો. ("ઇબ્ને ખલ્દુન" મુકદ્દમહ જિ—૨, પા. ૨૮૫) એની ઉત્તમ સાક્ષી તે કિતાબોથી મળે છે, જે આ કળા ઉપર લખવામાં આવી હતી અને જેમાંથી એક ઇબ્નેઅલુસીએ કૃષિકળા વિષે પોતાની અત્યંત ઉત્તમ પ્રકારની યાદગાર આપણા માટે મૂકી છે. એ કિતાબો ઉપરથી જણાય છે કે ખાતર, જળસીંચન અને ઝમીનને ખેતી માટે તૈયાર કરવાના તમામ કાયદાઓનો અત્યંત વિચાર પૂર્વક અભ્યાસ કરીને તેના ઉપર અમલ પણ કર્યો અને કરાવવામાં પણ આવ્યો હતો. ખેતી માટે નાલાયક ઝમીનોને ખેતી કરવા લાયક બનાવવી મ્હોટી મેહનત અને હિંમતનું કામ હતું. આ સ્થિતિ માત્ર સ્પેનનીજ ન હતી બલ્કે બીજા ઇસ્લામી દેશોની પણ એજ હાલત હતી એક રિવાયતમાં બયાન કરવામાં આવ્યું છે કે બસરામાં શહેરનું ગંદુ પાણી ખેતરોમાં આપવા માટે સમય સમયે ખેડુતોને હાથે લીલામ કરવામાં આવતું હતું, અને તે લોકો લીલામમાં રાખવા માટે ખાસ રીતે શહેરમાં આવ્યા કરતા હતા. ("યાકુત, મુઅજિમ". જિ—૧, પા—૬૪૮)

અનાજ ઉપરાંત અન્ન ઉત્પન્નને સંભાળ પૂર્વક સંગ્રહ કરવાની જુદી જુદી રીતો પણ એ લોકોને સારી પેઠે મા'લુમ હતી. ઝમીનના જુદા જુદા રૂપો ઉત્પન્ન થયાં હતાં, તેનો અભ્યાસ પણ એ લોકોએ સારી રીતે કર્યો હતો. તેઓએ ખેતીની ગરજ માટે એક પંચાગ બનાવ્યું હતું તેમાં અત્યંત વિચારપૂર્વક અને અનુભવો પછી તે મોસમો ઠેરવી હતી, જેમાં જુદા જુદા બીયાંનું વાવવું સૌથી વધુ ફાયદાકારક હતુ.

તરકારીઓ ઉપર ખાસ લક્ષ આપવામાં આવ્યું હતું. મિસ્રમાં "મારચોબા" (ઇસ્ફિનાજ=પાલક)ની ખેતી બાગોમાં કરતા હતા. ("ઇબ્ને બયતાર" જિ—૨ પા. ૫૭૦) "બાદન્જાન" (વેંગણ) એક ઇરાની તરકારી છે, અને તેઓએ પૂર્વમાં દરેક સ્થળે ફેલાવી દીધી એક બીજી મીસ્રી તરકારી "બાનિયાન" (ભીંડી)ને તમામ પાડોસી દેશોમાં પહોંચાડી દીધી. ("ઇબ્ને બયતાર" જિ. ૧, પા. ૧૧૬) ઘણા બાગોમાં તરકારીઓનો એક ખાસ સુધારો "મઘારતુલ બોકાલ" એમનીજ શોધ છે. ઇબ્ને અવ્વામે તરકારી રોપવા માટે સવિસ્તાર સમજુત કરી છે.

મેવાઓ ઉપર પણ મોટું લક્ષ આપવામાં આવ્યું હતું. મેવાઓને ઉત્તમ બનાવવા, તેને ખુશનુમા રંગ આપવા, કમોસમોમાં પેદા કરવા અને પકાવવાની રીતો એમનેજ લીધે સરી પેઠે પ્રચલિત થઇ

આમ ખુશહાલી–આબાદી, સાથે સાથેજ વિલાસ પણ વધ્યો. એનું પરિણામ એ આવ્યું કે જુદી જુદી રીતોએ વૃક્ષોમાં જોડ (કલમ) લગાવીને જાત જાતના મેવા ઉત્પન્ન કરવામાં આવ્યા. તે જમાનામાં એ લોકોને એવું જ્ઞાન હતું કે, એકજ વૃક્ષમાંથી બે જાતના મેવા કેવી રીતે ઉત્પન્ન કરી શકાય છે. એમની આ કોશિશ પણ સફળ થઇ કે–અસાધારણ રંગોના પુષ્પો, જેવાં કે વાદળી અને પીળાં ગુલાબ ઉગાડી શકાયાં. ખાતર અને મસાલો આપીને અંગુર (દ્રાક્ષ)નો સ્વાદ બદલી દેવાનું પણ તેમને આવડતું હતું. ("ઇબ્ને અવ્વામ" જિ–૧, પા–૬૪૦)

ઝાડના એકજ. વેલામાંથી જુદા જુદા રંગોના ઝુમખા પેદા કરી લેતા હતા. અસાધારણ કદના શફતાલુ અને નારંગીઓ પણ પેદા કરવામાં આવતી હતી. ("ઇબ્ને બયતાર" જિ–૧, પા. ૬૪૫)

વૃક્ષોમાં કલમો લગાવવાનો હુનર ઘણો આમ હતો અને એમાં તેઓએ ઘણી પ્રગતિ કરી હતી. દૃષ્ટાંત રૂપે, ગુલાબની કલમ બદામનાં ઝાડમાં લગાવતા હતા. આ કળા ખાસ કરીને અશબીલિયા અને સ્પેનના બીજા ભાગોમાં ઘણી આમ હતી ("ઇબ્ને બયતાર" પા–૪૨૦)

જણાય છે કે તેઓ ખેતરો અને મેવાના બાગોની ઉત્પત્તને સુરક્ષિત રાખવામાં ખાસ રીતે મ્હોટી હુનરમંદીથી કામ લેતા હતા. મેવાઓને ખાંડ અથવા મધમાં રાખવાનો હુન્નર ઘણો પ્રગતિ ઉપર હતો. દમિશ્કના કીમતી મેવાના મુરબ્બા હમણા સુધી પ્રશંસા કરવા લાયક સમજવામાં આવે છે. એ ખરૂં છે કે હમણાં સુધી તેમને આંતરરાષ્ટ્રીય પ્રદર્શનમાં મેડલ અથવા પ્રમાણપત્રો મળ્યા નથી અને યુરોપે આ કળામાં ઘણી પ્રગતિ કરી લીધી છે, છતાં યુરોપ હમણા સુધી દમિશ્કના મુરબ્બાનો મુકાબલો કરી શકતું નથી. ફબ્બાદ (?) જેને અરબીમાં 'તફાહ વમની' પણ કહે છે, દક્ષિણ અરબસ્તાનથી, છતાંયલા દૂરના દેશોમાં ખુબ પ્રસર્યો. એનુ મુળ વતન હિન્દુસ્તાન છે. દમિશ્કમાં એનો મુરબ્બો પણ ઉમદ. તૈયાર થતો હતો;

તેઓએ આ વાત સારી રીતે મા'લુમ કરી લીધી હતી કે જંગલી વૃક્ષોના મૂળીયાં અથવા તેના બીયાંને, જેને દુષ્કાળના વખતમાં લોકો સામાન્ય રીતે ખુરાક તરીકે વાપરતા હતા–કેવી રીતે ખાવાને લાયક બનાવવામાં આવે. નુકસાનકર્તા કીડા, અને વૃક્ષો તથા ઝાડોની બીમારીઓથી મુસલમાનોએ વાકફીયત મેળવી અને તેને દૂર કરવાની રીતો મા'લુમ કરી અને તેના ઉપર અમલ પણ કર્યો

### હરવા ફરવાના બાગ

જે કાંઈ અમે લખ્યું છે, તેના ઉપરથી આ પુરતી રીતે મા'લુમ થઇ ગયું હશે કે અરબોને ખેતીવાડી સાથે કેવી.. દિલચસ્પી હતી. એને જોતા આ તદ્દન બનવા જેવી વાત છે. કે શોભાને માટે દાર્શનિક બાગો ઘણા આમ થઇ જાય. એનાથી એકતો એ ફાયદો હતો કે લોકોને એ કળા સાથે વિશેષ સ્નેહ બંધાય, બીજું આ બાગો આમ લોકોના આનંદ માણવાના હરવા ફરવાનાં ધામો પણ હતાં. અરબ અમીરોને આવા પ્રકારના ક્રીડા સ્થાનો પાછળ અસંખ્ય દૌલત લુંટાવવાની ટેવ હતી. ખુમારવિયહ બિન અહમદ બિન તુલુનના આનંદોદ્યાન વિષે, જે મિસરમાં હતું. નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છેઃ–

"ખુમારવિયદ જ્યારે પોતાના પિતાની વફાત પછી મિસ્રનો બાદશાહ થયો, ત્યારે જામેઅ મસ્જીદની પાસેના મયદાનમાં તેણે બાગ લગાવ્યો, એમાં ભાત ભાતના ખુશબુદાર ફુલ અને તરેહ તરેહના વૃક્ષો રોપાવ્યાં. આ બાગને માટે તેણે ચિત્ર વિચિત્ર વૃક્ષો અને ભિન્ન ભિન્ન પ્રકારના ગુલાબ દૂર દૂરથી મંગાવ્યા હતાં. "આ બાગમા આશ્ચર્યાન પણ થતું હતું. ખજુર વૃક્ષોના થડ ઉપર મ્હોટી કારીગરી સાથે તાંબાના પતરાં ચઢાવ્યા હતાં અને તેના ઉપર સોનાનો ઢોળ ચઢાવ્યો હતો. એ પતરાં અને વૃક્ષના થડ વચ્ચે શીશાની નાળીઓ હતી, જ્યારે પાણી છોડવામાં આવતું હતું, ત્યારે એવું જણાતું હતું કે ખજુરના મુળીયાંઓમાંથી પાણી ઉછળી રહ્યુ છે પાણી એક હોઝમાં ભેગુ થતુ હતુ અને પછી નાળીઓ વાટે તમામ બાગમા વહેંચાઇ જતું હતું, ક્યારીઓ ... ખુશબોદાર ફુલોએ ભાતભાતની નકશી નિગાર બનાવવામા આવતા હતા ઘણી ક્યારીઓમાં એજ ફુલોએ લખાણો લખવામાં આવ્યાં હતાં. માળી દર વખતે કાતરતો રહેતો હતો કે પાતરા હદથી વધુ વધી ન જાય અને લખાણ ચોકખુ રહે. આ બાગને માટે ખજુરનાં વૃક્ષ, અને લાલ વાદળી અને પીળા રંગના નિસોફર, ખુરાસાન વગેરેથી લાવવામાં આવ્યાં હતાં, જે બીજા પ્રદેશોમાં ઓછાં મળતાં હતાં. ઝરદાલુનાં ઘણા વૃક્ષો એવાં હતાં કે જેમાં બદામની કલમ લગાવેલી હતી. ખાસ રીતે જોવા લાયક વસ્તુ બાગની બારાદરી હતી; જે સાગના લાકડાથી બનાવવામાં આવેલી હતી. એના ઉપર અજીબોગરીબ નકશી કામ કરેલું હતું. એનો અંદરનો ભાગ ઘણો શાનદાર હતો અને તેના ઉપર વિવિધ રંગોએ નકશી નિગાર બનાવવામાં આવ્યા હતા. એના દર્શ, સુગ્રે, મરમરનો હતો. સ્તંભોમાંથી પાણીના ન્હાના ન્હાના જળાશયો વહેતાં હતાં. મધુર કંઠવાળી પક્ષીઓ બારાંદરીની દિવાલોમાં, ખુલ્લા માળાઓમાં રહેતા હતા અને બારાંદરીની અંદર બિલકુલ સ્વતંત્ર ફરતા હતા, બાગમાં સ્થળે સ્થળે જુદી જુદી જાતના મોર, હબશી મરઘા (બિલકુલ હબશી) અને એ ઉપરાંત બીજા દુર્લભ પક્ષીઓની એક મોટી સંખ્યા પાળેલી રહેતી હતી.

("મકરિઝી" જિ. ૧, પા. ૩૧૬: "ઇસ્લામી નગરી બરદી" જિ—૨ પા ૫૬)

બગદાદમાં પણ બાગ–બગીચાનો આમ શોખ હતો. ખુલફાના મેદાન મહાલયોને ફરતે મ્હોટા મ્હોટા વિશાળ બાગો હતા, જે તે સમયના રિવાજ પ્રમાણે લીંબુના વૃક્ષો અને અંગુરની વેલીઓથી ઘેરાયલા રહેતા હતા ("મુઅજ્જિમ" જી–૨ પા ૬૬૫)

આજકાલ પણ તે સ્થળોમાં, જ્યાં યુરોપની નવી સભ્યતાએ અરબોની પુરાતન સંસ્કૃતિને નાબુદ કરી નથી, બાગ લગાવવાનો અનુભવ પ્રત્યક્ષ લઇ શકાય છે. સામાન્ય રીતે સીધી સાદી લંબચોરસ પત્થરની બાંધેલી પટરીઓ અને લમ્બોતરી ચોરસ ફુલોની ક્યારીઓ, જેના કિનારા પત્થરના બાંધેલા હોય, પસંદ કરવામાં આવે છે. એ ક્યારીઓમાં નાના કદનાં ખુશબુદાર ફુલોની ઝાડીઓ હોય છે, જેને કાપીને એક સરખી ઉંચી રાખવામાં આવે છે. કિનારા ઉપર સીધા લાંબા વૃક્ષ, ઉંચા ઉંચા સરો અને ખજુરના નાજુક વૃક્ષ અથવા ચારેબાજુ લીલા ચળકતાં લીંબુ અને નારંગીના વૃક્ષો રોપવામાં આવે છે. દ્રાક્ષની વેલીઓ છાંયાવાળી પટરીઓ ઉપર આંખોને આનંદ બક્ષે છે. ઝાડીઓની જગ્યાએ ઘણું કરીને કનેર, આસ ગાર અને દાડમ, જેમાં ભડકતા રંગના પુષ્પો નિકળે છે, પસંદ કરવામાં આવે

છે. લાલ ફૂલ આમ પસંદ હોવાને લઈ પુષ્કળ હોય છે. આ બધાં વૃક્ષો એવી રીતે રોપવામાં આવે છે કે તે જોતાંજ અંદાઝો થઈ જાય છે કે છુટથી રોપવામાં આવ્યા છે. એમાં કૃત્રિમ ઝરણાઓમાંથી પડતું પાણી ઘણું સુંદર દેખાય છે. આખો બાગ કૃત્રિમ ઝરણા અને જળાશયોથી કુદરતી જણાય છે. આ બાગોને જોવા એટલા માટે જરૂરી છે કે એનાથી એશિયાઇ રહેણી કરણીના કાયદા ઝાહિર થાય છે

જ્યાંસુધી અમને માલુમ છે, આમ પસંદ ફૂલ ગુલાબ, સોસન, ઝાફરાન, નીલોફર, લાલા, બનફશા, યાસમીન અને મુશ્કબુ છે. (ફૂલો વિષે જુઓ; 'ઇરફહાની' જિ-૨, પા. ૩૪૨-૩૯૯;

**પક્ષી**

અરબો પક્ષીઓ પાળવામાં પણ હુન્નર અને મહેનતથી કામ લેતા હતા. કબુતર અને મરઘા મ્હોટી સંખ્યામાં પાળતા હતા. એ પક્ષીઓ ખાવાના કામમાં પણ આવતા હતા. એમનાથી ઉત્તમ પ્રકારનું ખાતર મળતું હતું. માટે એમને અન્ય પક્ષીઓ ઉપર સરસાઇ આપતા હતા અને એમની કદર પણ કરતા હતા. તેમના શોખે મરઘીઓના ઉત્તમ વંશને સ્પેનમાં ભેગો કર્યો હતો. તેઓ એમની બીમારીઓ અને દવા પણ સારી રીતે જાણતા હતા.

દસકરમાં ખાસ કરીને લોકો મરઘાં પુષ્કળ પાળતા હતા. અહિં એ સસ્તાં પણ ઘણાં હતાં. યાકુતનું બયાન છે કે ત્યાં ચોવીસ મરઘીઓ એક દિરહમમાં મળતી હતી. ("મુઅજ્જિમ" જિ-૮, પા- ૩૦)

ખાસ બગદાદમાં પણ બાગ અને ચિડીયાખાનાની શોભા માટે અને લોકોમાં જોવાની વૃત્તિ ઉત્પન્ન કરવા માટે પક્ષીઓ પાળવામાં આવતાં હતાં.

**વનસ્પતિને એક સ્થળેથી બીજે સ્થળે પરિવર્તન કરવી** જે કાંઇ હમણાં સુધી બયાન કરવામાં આવ્યું છે, તેના ઉપરથી જણાયું હશે કે અરબોને આ વિષયમાં કેટલું વિશાળ જ્ઞાન હતું. તેમણે એક સ્થળેથી બીજે સ્થળે વૃક્ષોને લઇ જઇને મનુષ્ય જાતી ઉપર કેટલો મ્હોટો ઉપકાર કર્યો છે; પરંતુ આ દાસ્તાન હજુ અપૂર્ણ છે.

આ બાગ-બગીચાઓ લગાવવાનોજ શોક હતો કે વિવિધ પ્રકારના છોડોને એક દેશથી બીજા દેશમાં પહોંચાડી દેવામાં આવ્યા. દ્રષ્ટાંત રૂપે, તરબુઝ, જે ઇબ્ને બયતારના લખવા પ્રમાણે મુળ ખુરાસાનનો છોડ છે, ત્યાંથી તેને લાવીને ઇરાકમાં રોપવામાં આવ્યો અને ઇરાકથી સ્પેનમાં પહોચી ગયો. એવીજ રીતે એજ વનસ્પતિશાસ્ત્રી લખે છે કે, બાબુનજ ઉત્તર આફ્રિકાથી સ્પેનમાં ગયું.

ફળોના વૃક્ષોમાં નારંગી (અરબી=નારન્જ) અને એ ઉપરાંત અન્ય ફળવાળાં વૃક્ષો અરબોના લીધેજ યુરોપમાં પહોંચ્યાં. નારંગી ઘણા પુરાતનકાળમાં પોતાના મુળ વતન હિન્દુસ્તાનમાંથી નિકળીને પશ્ચિમ તરફ પ્રસરી અને ફળોની પેઠે અરબસ્તાનના પૂર્વ કિનારા ઉપર આ મેવો એટલો ફલ્યો, ફુલ્યો અને ફાલ્યો કે પ્રખ્યાત અરબ વનસ્પતિશાસ્ત્રી દીનોરી એવું સમજી બેઠો કે એ અરબસ્તાનનોજ મેવો છે. ઇરાકમાં હુકુમત સાથે નારંગી સિસિલી સ્પેન અને દક્ષિણ ઇટલીમાં આવી અને રોપવામાં આવી. યુરોપીયન ભાષાનો શબ્દ "ઓરન્જ" ખરી રીતે અરબી શબ્દ "નારન્જ"નુંજ અપભ્રંશ છે, જો હિન્દી "નારન્ગા"નું અપભ્રંશ છે. આ તો કદાચ ઘણા લોકો જાણતા હશે કે મીઠી નારંગી સૌથી

પહેલાં પોર્ટુગીઝો હિન્દુસ્તાનથી પોતાના દેશમાં લાવ્યા અને ત્યાંથી નજદીકનાં દેશોમાં લઇ ગયા. આ બનાવ ખુદ તેના ઇટાલિયન નામ "પોરચુગાલો" અને અરબી "બુર્તકાલ" અથવા "બુર્તકાન" ઉપરથી સાફ દેખાય છે. ટુંકમાં યુરોપને આ મેવો આપવો અરબોનેજ આભારી છે.

લીંબુને ખિલાફતના સમયમાં હિન્દુસ્તાનથી લાવીને પશ્ચિમ તરફ પહોંચાડવામાં અને પ્રસારવામાં આવ્યાં, એટલે સુધી કે એ ૭મી સદી ઇસ્વીમાં ઇરાકમાં સામાન્ય રીતે મળતાં હતા. ("ઇરફાની" જિ. ૨, પા. ૨૪૦) એજ ઝમાનામાં મિસરના શહેર ફકસમાં રોપવામા આવ્યાં હતાં, ("મુઅજ્જિમ" જિ. ૪, પા. ૧૫૨) પરંતુ તેરમી સદી ઇસ્વી સુધી આ ઝાડ યુરોપમાં પહોંચ્યું ન હતું. એની રોપણી અરબસ્તાનમાં થતી હતી. ઇબ્ને બયતારના શબ્દોમાં, તે ત્યાં માત્ર બાગોમા રોપવામાં આવતાં હતાઃ પરંતુ આ ઝાડ ત્યાં પોતાનુ વતન બનાવી ચૂકયું હતુ એનું અરબી નામ "અતરજ" છે, જે ફારસી "તરન્જ"નું અપભ્રંશ છે. એના ઉપરથીજ એનું ઇરાની હોવું જણાય છે.

દીનૌરીના લખવા પ્રમાણે આમલીનું વૃક્ષ દક્ષિણ અરબસ્તાન, સુદાન અને હિન્દુસ્તાનમાં થાય છે. એ ઉપરાત બસરામાં પણ જોવામાં આવે છે અને ત્યાં પણ ખુબ ફળે ફુલે છે. એ વૃક્ષને પણ અરબોજ બસરમાં લાવ્યા હતા.

અરબોએ જર્દાલુને સૌથી પહેલાં શામમાં જોયા. (એના પ્રાચીન નામ પરેકોકુવા Pruecocua, ઉપરથી અપભ્રંશ અલબરકોક છે.) અહિંથી આ મેવો સિસિલી, દક્ષિણ ઇટલી અને સ્પેનમાં પહોંચ્યો અને આ યુરોપી દેશોમાં એનું નામ બરકોક અથવા અલબરકોક ઉપરથી અલબરકોકો (Albercoco) અલ બીકોકો (Albicoco) અલબરારી કોક (Albraricoque) વગેરે બની ગયું.

એવીજ રીતે શામમાંજ અરબોએ સૌથી પહેલાં આલુ (પીચીસ) જોયાં અને એનું નામ "ફરસખ" અથવા "ફરસક" રાખી દીધું. તેમણે એની એટલી બધી પ્રગતિ કરી કે તે એક ઉમદા ફળ બની ગયું. હવે એને તેઓ "દરાક" કહેવા લાગ્યા. આ મેવો સિસિલી અને દક્ષિણ ઇટલીમાંથી થઇને યુરોપમાં પહોંચ્યો અને દુરાસીના (Duracina) ને નામે પ્રખ્યાત થયો (Hehn કૃત "Hausthiere, and cultur pflanzea" ભા-૨, પા-૩૧૨) અનાર (દાડમ)નું વૃક્ષ પણ મુસલમાનો મારફતેજ સ્પેનમાં થઇને યુરોપમાં પહોંચ્યું. ("ઇબ્ને અવ્વામ" જિ-૧, પા-૨૫૩)

"કુબ્બાદ" (?) જેને અરબીમાં તકાદ યમની કહે છે, દક્ષિણ અરબસ્તાનથી દૂર દૂરના દેશોમાં ફેલાયું. એનું મુળ વતન હિન્દુસ્તાન છે.

"ખશામ" જે હિન્દુસ્તાનથી આવ્યું હતું. માત્ર હિજાઝમાંજ ફળ્યું ફુલ્યું. અહિં એના ફૂલ ખુશબુ તરીકે ઉપયોગમાં આવતાં હતાં. મક્કા શરીફથી એનાં બીજ (હબ્બુલ શામ) તમામ જતાં હતાં.

"અલસાન" (મેંહદી જેવું ઝાડ) માત્ર કાહિરહની પાસે એક મુકામ મુતરિયહમાં ઉત્પન્ન થતું હતું (Travets to fana and Persia) આઠમી સદી હિજરી સુધી એ તેજ મુકામમાં રહ્યું પછી ત્યાંથી હિજાઝમાં લાવીને રોપવામાં આવ્યું, અહિં એ ખુબ ફળ્યું ફુલ્યું. અજાયબ વાત એ છે કે મુતરિયહમાં એની ઉત્પત્તિ તદ્દન ખતમ થઇ ગઇ છે. ("કિતાબુ અલબ લદાન." યાકુત)

... બગદાદની એક પ્રકારની ખીલી ઘણી મશહુર હતી. અહિંના દાડમની પ્રખ્યાતી પણ કાંઇ ઓછી ન હતી અને રાખવામાં ઘણી મહેનત અને સંભાળ રાખવામાં આવતી હતી અને તેનાથી રસ તૈયાર કરતા હતા. ("ઇબ્ને બયતાર" જિ–૧, પા–૧૬૦)

... ઘણું કરીને 'શાહ અમરૂદ' (જમરૂખ) મુસલમાનોનેજ કારણે હમણા સુધી બાકી રહ્યું છે. આપણને આ મેવા માટે તેમનોજ ઉપકાર માનવો જોઇએ ઇબ્નેસીનાએ લખ્યું છે કે "અમારા વિસ્તારમાં એટલે તુર્કીસ્તાનમાં એક તરેહનું અમરૂદ થાય છે. જેને શાહ અમરૂદ કહે છે. આ મેવો ગોળ, અત્યંત શોભાયમાન રંગનો અને ઘણો રસીલો થાય છે. એની છાલ એટલી બધી બારીક હોય છે કે આ ફળ લગભગ સાફ જણાય છે. ("ઇબ્ને બયતાર" જિ. ૨, પા. ૩૮૯)

ખશખશનો છોડ સયુનમાં ખાસ રીતે મળતો હતો. છઠ્ઠી સદી હિજરીમાં આ શહેરમાંથી નિકાશ થતી વસ્તુઓમાં અફીણ એ શ્રેષ્ઠ દરજ્જો ધરાવતું હતું. ("ઇબ્ને બયતાર" જિ. ૧, પા ૪૦૧)

તેઉપરાંત (ખજુર શર્તમ્બર)ના છોડ, શામમાંથી લાવીને મિસ્રમાં રોપવામાં આવ્યા હતા અહિંથી આ છોડ ઇફ્રીકામાં પહોંચાડવામાં આવ્યો અને ત્યાંથી યુરોપમાં ગયો. [?]

હિન્દુસ્તાનમાંથી કેટલાએ છોડ મલબાર કિનારાથી પૂર્વ અરબસ્તાનમાં લાવવામાં આવ્યો અને ત્યાં ખૂબ ફળ્યાં ફુલ્યાં; પરંતુ અહિંથી આગળ દૂર દૂરના દેશોમાં જઇ શક્યાં નહિં.

અદરક–આદુ (ઝન્જબીલ) અને પાન (તામલ–તનબોલ) પણ દીનોરીના લખવા પ્રમાણે ઉમાનમાં મળતાં હતાં. પાનના પાનરાંઓમાં ઉધ લાવનાર ગુણ હોય છે. અને યમનમાં એને સંભાળપૂર્વક રાખવા માટે મધમાં રાખવામાં આવે છે; પરંતુ એ શરીરના સાંધાઓને નિર્બળ બનાવતા હતાં, જેથી આમ રીતે પ્રસરી શક્યાં નહિ. ("જુલૈકી" પા. ૭૮, "ઇબ્ને બયતાર" જિ. ૧, પા ૨૦૦)

સંસ્કૃતિ અને સભ્યતાની ઉન્નતિ કરવામાં અરબોએ જે અત્યુત્તમ કાર્યો કર્યા છે અને જેવી રીતે આ પ્રગતિને વંશપરંપરા કાયમ અને ચાલુ રાખી છે; એ માટે યુરોપ, અરબોનો જેટલો એ આભારી થાય ક્મી છે, બલ્કે, આ આભારના ભારને ન તેઓ ઉતારી શકે છે કે ન તો બદલો આપી શકે છે.

મહાન ચાર્લસનો પ્રતિનિધી જ્યારે હારૂન રશીદની મોકલેલી ભેટ લઇને બગદાદથી પોતાના દેશમાં પાછો ફર્યો છે, ત્યારે યુરોપવાસીઓ તે ભેટને જોઇને દંગ અને આશ્ચર્યચકિત થઇ ગયા હતા. કયસરના ઇતિહાસકાર આઝનહાર્ટ (Eginhardt)ના વર્ણન પ્રમાણે એ તોહફા–ભેટમાં આ પ્રમાણે વસ્તુઓ હતી.

એક હાથી, એક એંગીઠી તંબુ જે કિંમતી કપડાનો બનેલો હતો, કિંમતી લેબાસ, બે મોટી મોટી બત્તીઓ, એક પાણીની ઘડીયાળ, આ છેલ્લી ચીજ એવી હતી કે તે જમાનામાં યુરોપવાસીઓ તેની કારીગરીથી તદ્દન અજાણ હતા.

ખજુરના જેવું એક ઝાડ છે જે સીધી વિશેષ ... ખુરતુમા હોય છે અને જેને અરબીમાં કવકલ (?) કહે છે, અરબસ્તાનના કિનારા ઉપર આમ છે.

... પછીથી ઉપરથી સારી પેઠે અંદાજો થઇ શકે છે કે જે યુગનું વર્ણન થયું છે. જો તેનો મુકાબલો વર્તમાન યુગથી કરવામાં આવે તો પૂર્વ અને પશ્ચિમની સ્થિતિમાં

આકાશ અવનીનું અંતર દ્રષ્ટિગોચર થશે. તે વખતે યુરોપ, એશિયાની શોધો અને કારીગરીઓને આશ્ચર્ય ચકિત થઇ મઝને જોતું હતું અને દરેક પ્રકારની અજીબ અને કારીગરીની વસ્તુઓ યુરોપને એશિયાજ આપતું હતું. પછી તે ઝમાનો આવ્યો કે ઇટાલીયન વ્યાપારી શહેરો મેદાનમાં આવ્યા, ઇસાઇ પોતાના પવિત્ર સ્થળોની ઝિયારત માટે નિકળ્યા, ઇસ્લામી હકુમત ઇન્દલુસ અને સિસિલીએ ખાસ રીતે લલચાવ્યા અને આકર્ષ્યા, શામમાં ચુંબુંતાની રાહે પહોંચેલી ઇસ્લામી સભ્યતા સાથે અર્ધ જંગલી યુરોપની રહેણીકરણીનું ઘર્ષણ થયું આ તે બનાવો છે, જેના લીધે નવી નવી શોધો થઈ અને સંસ્કૃતિ સભ્યતાની અન્ય વસ્તુઓ, જે શ્રેષ્ઠતર સંસ્કૃતિવાળા ઇસ્લામી દેશોમાં રોજ રોજ ઉત્પન્ન થઈ રહી હતી, સેંકડો રીતિએ યુરોપ સુધી પહોંચી, એનાજ લીધે યુરોપવાસીઓને કપડાઓના નવા નવા નામો માલુમ થયાં અને તેઓએ તેને જોવાને તેવાજ પોતાને ત્યા લઇ લીધા. દ્રષ્ટાન્ત રૂપે, અતલસ (Atlas), બરખન્ત (Barchent), જાડુ સુતરાઉ કપડું, જેને અરબીમા બરીકીન અને સ્પેનમાં બરેગાના Batagana કહે છે અને મસલિન (Muslin) અર્થાત મુસલી ઝીણુ કપડું) લિબાસ (વસ્ત્રો)ના ઘણા નામ અરબી-માંથી લેવામાં આવ્યાં. જેવાકે, Gupe (Guppa, Gupon, Goppe)=અરબી જુબ્બાહ. વ્યાપારના અનેક રૂઢ પ્રયોગો (નામો) માંથી એક દાખલો, ટેરિફ (Tarrif) છે, જે 'અરબી' તઅરીફ' છે. એવીજ રીતના અસંખ્ય શબ્દો છે. જેવા કે, Tayaze–Tarse જે અરબીમાં નામ છે. Materazde (=ચટાઈ: અરબીમાં, મતરહ) Guts (=સ્થાન–અરબીમાં: અરબીમાં ઉદ)-Gallaklord (=અરબીમાં ખિલઅત); Kuppe, Coupel, Cuppolu (અરબીમાં, કુબ્બહ) એના ઉપરથીજ Alcove અને સ્પેનીસમાં Alcobr છે Talvsman અરબીમાં તિલસ્મ હતું અને Amulet હિમાયલ અરબી શબ્દ અલકાનીદ, સ્પેનીસમાં Alfonigue થઇ ગયો. એવીજ રીતે ખગોળશાસ્ત્ર, ભુગોળશાસ્ત્ર અને કેમેસ્ટ્રીમાં, અને અન્ય વિદ્યાઓના રૂઢ પ્રયોગો, જાત જાતની વસ્તુઓ અને દવાઓનાં નામ, તેજ ઝમાનામાં અરબીમાંથી યુરોપની ભાષાઓમાં પરિવર્તન પામ્યાં. આ સર્વ વાતો ચોકખી રીતે જાહેર કરે છે કે તે ઝમાનામાં યુરોપ, એશિયાઇ સભ્યતા અને સંસ્કૃતિ ઉપરથી કાયદો ઉઠાવતું રહ્યું.*

**સમાપ્ત**

* અરબોના વ્યાપાર વિષે ઉત્તમ માહિતી Stawe કૃત Die "Handlexage Der Arober Den Ablaeiden". (૧૮૭૬) બર્લિનમાં મળી શકે છે. જુની હોવા છતાં અત્યુત્તમ છે.

# સિદ્ધિ……ના……સન્માર્ગ

રજુ કરનાર : "ગાફિલ"

( સર્વ હક્ક લેખકને સ્વાધીન છે )

૭૯

બધાય લોકો પોતાનાં પરસેવામાંથી શ્રીમંત થયેલા હોતા નથી, આયતું ધન આવી મળ્યું હોય એવા શ્રીમંતોની સખ્યા વિશેષ છે પરીણામે આવડતનાં અભાવે તેઓમાનાં અનેક વડીલોપાર્જીત પૂંજીમાં ઉમેરો કરવાના બદલે દેવાળાં કાઢે છે.

૮૦

કાર્ય કરવાની પ્રબળ ઇચ્છાશક્તિ ઉપર આપણું યશ અવલંબી રહેલું છે, એ ભૂલશો નહિ.

૮૧

કર્તવ્ય પાલનમાં આયુષ્ય વીતાડે તેજ ઇન્સાન.

૮૨

એકનિષ્ઠા ન હોય છતાં પોતાનીજ મહત્તા ગાનાર માનવી કયારેય સફળતા મેળવી શકતો નથી.

૮૩

હમેશનાં ઉપયોગમાં આવતી સાવ સાદી કે નજીવી દેખાતી વસ્તુઓમાં પણ અનેક ખૂબીઓ સમાએલી હોય છે, તેનું સાચું ભાન આપણુંને સારેજ થઇ શકે કે જ્યારે ટુંક મુદત માટે આપણુંને. તેનો ત્યાગ કરવાની ફરજ પડે કે સ્વેચ્છાએ ત્યાગ કરીએ. કમનસીબે આપણે નિરંકુશપણે જીવી રહ્યાં હોવાથી એ સાદી કે નજીવી વસ્તુઓમાં રહેલો આનંદ આપણે ગુમાવી બેઠા છીએ.

૮૪

અનેક વિઘ્નો નડવા છતાંયે શરૂ કરેલા શુભ કાર્યની પૂર્ણાહુતિ માટે જંપીને નહિ બેસવાનો સદ્દગુણ આપણે કેળવવો જોઇએ.

૮૫

તમારૂં જ્ઞાન વ્યહવારમાં મૂકી ન શકાય એવું નકામું હોય, તો તેના કરતાં મુઠ્ઠી ધાન્ય ઉત્પન્ન કરવામાં અન્યને ઉપયોગી થવું એ વધારે ઉત્તમ છે, સંભવિત છે, કે પંડીતોને તમારૂં એ કાર્ય ન ગમે, પણ અલ્લાહનાં દરબારમાં અન્યને ઉપયોગી થવાય એવા જ્ઞાનની કિંમત વધારે છે. વ્યવહારમાં મૂકી શકાય એવું જ્ઞાનજ સાચું જ્ઞાન કહી શકાય. કોઇને પણ ઉપયોગી ન થવાય એવી વિદ્વતા કરતાં તો નિર્મળ હ્રદયનાં આમડીયાઓનું પ્રેમાળ જીવન વધારે આવકારદાયક છે.

૮૬

દેખાવ કર્યા વગર ઉપકારની વૃત્તિ કેળવવી. અને કોઇને પણ જાહેર કર્યા વગર ઉપકાર કરવો એ શ્રેષ્ઠ સદ્દગુણ ગણાય.

૮૭

સત્યની સંખ્યાબંધ વાતો કર્યા કરતાં એકાદ સત્યને આચરણમાં મૂકવાનાં પ્રયત્ન કરો.

૮૮

પ્રત્યેક ઉત્તમ કાર્ય શરૂઆતમાં અસંભવિતજ દીસે છે, પણ કાર્યની શરૂઆત કર્યા પછી તેને સતત વળગી રહેતાં તે વખતનાં વહેવા સાથે સંભવિત થાય છે.

૮૯

માનવ જગતમાં સારા મિત્રો મહામહેનતે મળે છે, ને કેટલીક વખતે તો મળતાંજ નથી. બેહતર એજ છે, કે આપણે મિત્રોની શોધખોળની ભાંજગડમાં ન પડતાં સારાં પુસ્તકો સાથેજ દોસ્તી કરી લેવી. સારા મિત્રો ક્યારેક પણ શત્રુઓ થવા સંભવ રહે છે, પણ સારાં પુસ્તકો તમોને કયારેય દગો દેશે નહિ.

૯૦

રોનારનાં આંસૂ લ્હોવા અને તેમને આશ્વાસન આપવા તત્પર થવું, એ પણ આપણી એક મહાન ફરજ છે.

૯૧

સુંદર સ્વરૂપ કરતાં સુંદર વર્તનની જગતને વધારે જરૂર છે.

૯૨

બુધ્ધિ, ધન, અને પ્રાણ એ બધુંયે હોવા છતાં માત્ર પાણીથીયે કોઇનું ભલું થતું હોય તો ન કરવું એ આપણા માટે શરમ ભરેલું ગણાય.

૯૩

પ્રત્યેક વખતે માત્ર હા માં હા મેળવનારા માનવીઓ, વાંધો દર્શાવનારાઓ કરતાં વધારે ભયંકર પૂરવાર થાય છે.

૯૪

અતૃપ્તિનો ઇલાજ છેજ નહિ, છતાં તૃપ્તિ પછીનું જીવન અકારૂં બને છે, એ નીર્વિવાદ સત્ય છે. અને એટલા માટેજ તૃપ્તિ કરતાં અતૃપ્તિ વધારે આવકારદાયક છે, કારણ કે અતૃપ્ત માનવી સદાય પ્રયત્નશીલ રહે છે. જ્યારે તૃપ્તિ ઇન્સાનને પ્રયત્નોની પ્રેરણા આપતી નથી.

૯૫

જન્મીને અંજાન રહેવા કરતાં ઇન્સાન ન જન્મે એ વધારે ઉત્તમ છે.

૯૬

સ્વમાન, આત્મજ્ઞાન, અને નિશ્ચલ આત્મદ્વારા સર્વોપરી સત્તા મેળવવામાં સફળતા મળી શકે છે.

૯૭

કોઇપણ સ્થળ, સંજોગ કે સમયમાં અને જે રીતે પણ બની શકે તે રીતે માનવ જગતનું ભલું કરવું, એ વ્યક્તિગત આપણું દરેકનું કર્તવ્ય છે.

૯૮

નિષ્ફળતાનો શબ્દ વિશેષતઃ કાયર મનુષ્યોનાં શબ્દકોષમાં નજરે પડે છે, સાહસિક લોકો નિષ્ફળતાને ગણકારતા નથી. તેઓ તો અનેકવાર નિષ્ફળ જવા છતાં ફરીથી કાર્યની શરૂઆત કરે છે, અને જ્યાં સુધી સફળતા મળતી નથી, ત્યાં સુધી જંપીને બેસી રહેવામાં પાપ માને છે.

૯૯

જીવન નિર્મળ હોય તો કોઇનો ભય રહેતો નથી, કોઇની નિર્દયતા આપણુંને ડંખી શકતી નથી.

૧૦૦

કોઇની પણ નિંદા કરવા કરતાં, કોઇને પણ પ્રોત્સાહન આપવું એ વધારે શ્રેયકર ગણાય.

૧૦૧

માણસાઇ વગરની દૌલત કરતાં, દૌલત વગરની માણસાઇ જગતને ઉન્નત પંથે દોરી જાય છે.

૧૦૨

ગુલામીમાં મોજ-શોખનાં સર્વ સાધનો મળતાં હોય, તો પણ સખ્તાઇ વેઠીને સ્વતંત્રતા પ્રાપ્ત કરવી વધારે ઉત્તમ છે. કારણ કે ગુલામીમાં મળેલી તકોનો ઉપયોગ 'લાભ' લઇ

હોવું જોઇએ, કે જેથી આપણે રાત્રે સુખે સુઇ શકીએ.

૧૧૭

સુખ–શાંતિનો સર્વનાશ કરવા માટે માત્ર પ્રેમરૂપી ઝેરજ પૂરતુ છે. સદા બેચેન રહેવું હોય તેજ પ્યારમાં પડે.

૧૧૮

કુળ કરતાં યે સારા શિક્ષણની વધારે આવશ્યકતા છે ઉચ્ચકુળમાં જન્મેલ ઇન્સાન સંભવિત છે, કે અજ્ઞાનતાનાં અંગે હયવાનોની કક્ષામાં મૂકાઇ જાય. પણ યોગ્ય શિક્ષણ પ્રાપ્ત કરેલો, એક સાધારણ માનવી પણ ઇન્સાનીયત ને દીપાવવામાં પછાત નહિ રહેવા પામે, એ દીવા જેવું સ્પષ્ટ છે

૧૧૯

મુસ્લિમોએ નિરંતર પોતાની અવદશા લક્ષમા રાખવી જોઇએ, અને ઉડાઉ થતાં અટકવું જોઇએ.

૧૨૦

તમારા ભાગ્યની વિષેની તમારી ફરીયાદ અન્યનાં દૂર્ભાગ્ય ઉપર દ્રષ્ટિપાત કરતાં તરતજ દૂર થઇ જશે.

૧૨૧

અનેકવાર પટકાઇ પડ્યા છતાં ફરીવાર ટટાર થનાર પોતાની એકંદર મુશ્કેલીઓનો અંત આણી શકે છે.

૧૨૨

સાધન સંપન્ન હોઇએ, ત્યારે નિર્ધનાવસ્થાનો ખ્યાલ રાખવો એ અત્યંત જરૂરી છે, પણ ગરીબીમા વારંવાર શ્રીમંતાઇનો વિચાર કર્યા કરવાથી માનસિક વેદના વધે છે.

૧૨૩

યાદ રાખજો કે કોઇ પણ કાર્ય ક્ષેત્રમાં હારવું એ શરમ ભરેલું નથી, પણ હાર્યા પછી જીતવા માટે ફરીથી પ્રયત્નો ન કરવાં એ પાપ છે, પ્રાથમિક દશામાં પ્રત્યેક માનવી હારે છે, પણ જીતનાર કરતાં હારનાર બમણો અનુભવ મેળવે છે. એ ભૂલવું જોઇતું નથી.

૧૨૪

કૌટુમ્બીક લડાઇ પાડોશીઓનો ધિક્કાર વ્હોરી લેવા સમાન છે. માટે કુસંપથી બચવા શકય તેટલાં પ્રયત્ન કરતા રહો.

૧૨૫

તમારી નિંદા એ તમારી બુદ્ધિમાં ઉમેરો કરે છે, નિંદાજ તમોને તમારી જવાબદારીઓનું સાચું ભાન કરાવે છે.

૧૨૬

શીખવામાં અતિ ઉતાવળ કરવી, એ વહેલામાં વહેલું ભૂલી જવા માટે છે, માટે જે કાંઇ શીખો, તે ફરીથી ન ભૂલાય એટલી ચોક્કસતાથી શીખો

૧૨૭

નિશ્ચિતતાનું સર્વોત્તમ સાધન અંકુશમાં રાખેલી જીભ છે, જીભ જ એક એવી વસ્તુ છે, કે જે માણસનાં સુખચેનનું સર્વ નાશ કરે છે.

૧૨૮

ક્રોધથી ગુમાવેલી વસ્તુ હાસ્યથી પાછી મેળવી શકાતી નથી, ને એટલા માટેજ ક્રોધ હરામ કરવામાં આવ્યો છે.

૧૨૯

બે વસ્તુ સદા તિક્ષ્ણ રહેવી જોઇએ. આબરૂ અને તરવારની ધાર ઉપર કયારેય કાટ ચડવા દેશો નહિ.

૧૩૦

દરરોજ સંખ્યાબંધ વાતો કરવા કરતાં પ્રત્યેક દીવસે એકાદ કાર્ય આરોપી લેવું વધારે લાભદાયક છે.

૧૩૧

ધાતુની પરિક્ષા અગ્નિમાં થાય છે, પણ માણસની કસોટી ચોક્કસ સંજોગોમાં થાય છે.

અપૂર્ણ

# ગુજરાતી તરજુમાવાળા સીપારા

મુસ્લિમ ગુજરાત જેની આતુરતાથી રાહ જોઈ રહ્યું છે તે કુર્આને પાકનો માતબર ગુજરાતી તરજુમો. એક એક છુટક સીપારા દ્વારા છપાઈ રહ્યો છે.

જેનો અરબી મતન એક મશહૂર કાતિબ પાસે ખુશખત લખાવી મોટા ખર્ચે દરેક પેજનો સુંદર બ્લોક બનાવી એક કોલમમાં અરબી લખાણ અને બીજી કોલમમાં તેનો શુદ્ધ અને સરળ ગુજરાતી ભાષામાં તરજુમો આપવામાં આવે છે. તેની નીચે નંબરો આપી માતબર તફસીરોના આધારે સવિસ્તાર ખુલાસો આપી ખુદાઈ વાણીની મતલબને એવી સરળતા સાથે સમજાવવામાં આવી છે કે સાધારણ જ્ઞાનવાળો પણ સારી રીતે સમજી તેમાંથી પુરો સાર કાઢી શકે ખાત્રી માટે કોઈ પણ સીપારો મંગાવી જુઓ. અત્યાર સુધીમાં ૧૬ સીપારા પ્રગટ થયા છે. ઉતાવળે મંગાવી લેવા ભલામણ છે.

| | | | |
|---|---|---|---|
| અમ્માનો | સીપારો હદિયો | ૭ આના | પોસ્ટેજ ૦)–ા |
| અલિફ-લામ-મીમનો | ,, ,, | ૭ આના | ,, |
| સ-યકૂલનો | ,, ,, | ૭ આના | ,, |
| તિલકર-રૂસુલનો | ,, ,, | ૭ આના | ,, |
| લન-તનાલૂનો | ,, ,, | ૭ આના | ,, |
| વલ-મુહસનાતનો | ,, ,, | ૭ આના | ,, |
| લા-યુહિબ્બુલ્લાહનો | ,, ,, | ૭ આના | ,, |
| વ-એઝા સમેઉનો | ,, ,, | ૭ આના | ,, |
| વ-લવ-અન્નનાનો | ,, ,, | ૭ આના | ,, |
| કાલલ-મલઉનો | ,, ,, | ૭ આના | ,, |
| વઅલમૂનો | ,, ,, | ૭ આના | ,, |
| યઅતઝેરૂનનો | ,, ,, | ૭ આના | ,, |
| વ-મા-મિન દાબ્બહ | ,, ,, | ૭ આના | ,, |
| વ-મા-ઉબર્રિઓ | ,, ,, | ૭ આના | ,, |
| રૂ-બ-મા | ,, ,, | ૭ આના | ,, |
| સુબ્હાનલ્લઝી | ,, ,, | ૭ આના | ,, |

નોટ:-એક અથવા બે સીપારાની વી. પી. કરવામાં આવશે નહિ એક સીપારા માટે ાા૭ા ની અને બે સીપારા માટે ા=ાા ની પોસ્ટ ટીકીટ બીડવી.

૧૬ સીપારા માટે રૂા. ૬ાા= નો મનીઓર્ડર કરવાથી ૦ાા=નો બચાવ થશે.

**સાદિક બુક ડીપો, રાંદેર. (સુરત)**

# "શ્રાવણની એક રાત"

અનુવાદકઃ—વલીભાઇ માસ્તર "વલી"



"શું ! આપ જઇ રહ્યા છો ?"

"હા દિલારા !"

"ક્યારે પાછા ફરશો પ્રાણ ?"

"દિલારા; એ તો નોકરી છે...એનું શું ઠેકાણું ? મળી ગઇ તો ઠીક; નહિંતર દરબદર ઠોકરો ખાવી પડશે."

"દિલારા હવે હું જઇશ."

અખ્તરે પોતાનો સરસામાન સમારતાં: આંસૂ ભરી આંખે જણાવ્યું.

"પ્રાણ ન જાઓ તો ?"

"દિલારા; તો આમ ક્યાં સુધી બેકાર બેસી રહું ? દિવસે દિવસે ઘરમાં ગરીબી ઘર કરે છે. અગર નોકરી શોધવા ન જાઉં તો વહાલી દિલારા ! પ્યારી બચ્ચી...ગરીબી, ભૂખ, ઓહ !"

"દિલારા મને ન રોકો ! " મારે જવુંજ જોઇએ"

"નાથ !" દિલારાની આંખમાં આંસૂ ભરાયાં.

"મને ન ભૂલતા ?"

"દિલારા ! નોકરી મળી ગઇ; તો જરૂર તને તથા નન્નીને બોલાવી લઇશ."

"ખચીત !"

"અવશ્ય દિલારા"

હાથમાં ટ્રંક પકડી છેલ્લું આશ્વાસન આપતાં, અખ્તર સ્ટેશન તરફ રવાના થઇ ગયો.

દરવાજાનાં કમાડ પકડી પતિની આકૃતિ. નજર પહોંચે ત્યાં સુધી હસરત ભરી આંખે; દિલારા નિહાળતી રહી.

અખ્તર, આથમતા સૂર્યની આછી રોશનીમા દિલારાની આંખોથી અદ્રશ્ય થઇ ગયો.

દિલારાની નયન પ્યાલીઓ છલકાઇને ઢળી ગઇ.

દિવસો પર દિવસ વિત્યા;

અને શ્રાવણ આવ્યો.

મદમસ્ત હવાઓ. લઇને ! રસમસ્તીની ગુલાબી છોળો ઉછાળતો, બગીચાની કુણી કુણી હરિયાળી, વૃક્ષ–વનરાજીના ફાટફાટ થતા જોબનની આંધી લઇને !

યૌવનના ઝુલે ઝુલતી માનુનીઓના હદયમાં શ્રાવણી મદમસ્ત હવાએ ગુદગુદી ઉત્પન્ન કરી.

ચારે તરફ હાસ્યની જમાવટ, બસ, આનંદ–ઉલ્લાસ–ઉર્મિ, જગતની પ્રત્યેક વસ્તુ આનંદિત હતી.

પરંતુ...!

એક દિલ કોઇની યાદમાં ઝુરતું..

"કિસી પેહલૂ ન ચલ આતા થા દમભર !
કિસી કી યાદ ચૂટકી લે રહી થી !"

શ્રાવણની ઉન્માદ ભરી ઠંડી રાતો, અને દિલારાના મનની વિરહ વ્યથા. જાણે કોઈ માસૂમ બાળકની ઝિંદગી.

દિવસો એક પછી એક સરતાં જતા.

પણ અખ્તરનો ન પત્ર આવતો! કે ન કોઇ ખબર!

પતિ વિહોણું સુનું ઘર દિલારાને ખાવા ધાતું...એને...ક્યાંએ ચૈન ન પડતું...

પ્રિયતમની યાદમાં લમણે હાથ ટેકવી પાસે રમતી નન્ની પાસે દિલારા બેઠી હતી.

સામે બગીચામાં રસ મસ્તીની ગુલાબી છોળો ઉછળી રહી હતી. કોઇ વિધવા સમી વિયોગણે મીઠી હલક સાથે પોતાના કંઠને છૂટો મૂકયો હતો...

રાત અંધેરી બાદલ ગરજે,
છાયા નન્ના બીજલી ચમકે;
રૂમઝુમ રૂમઝુમ મેહુલા બરસે,
મન ડોલે, તન ધડકે; તડપે;

સુની સેજ મોહે કાટ ખાએ;
સાવન આએ પિયા ન આએ

દાદુર રેહ રેહ શોર મચાએ,
પિયા પિયા પપીહા ગાએ;
કોયલ અપની કૂક સુનાએ;
છાતી મે એક હૂક લગાએ,

આસૂ નૈનો મે, ભર આએ
સાવન આએ પિયા ન આએ.

બિરહા અગન તનમન સુલગાએ,
આત્મશક્તિ કો પિગલાએ,
ગાત ગાત કો યે બરમાએ,
ગુન બન કર યે પિંજર ખાએ;

યે સારા સુખ હર લે જાએ,
સાવન આએ પિયા ન આએ.

સખીયાં મિલમિલ બાગમેં જાએ,
ઝુલા ઝુલેં મલ્હાર ગાએં;
શોર મચાએં નાચે આએં,
બરખા મેં આનંદ મનાએં;

મુજ બિરહન કો કુછ ન ભાએ,
સાવન આએ પિયા ન આએ.

ગાયન પુરૂં થયું. ગાયનના મીઠા રવે દિલારાના દિલમાં ઝણઝણાટી ઉત્તપન્ન કરી, એનું હૃદય અતિ વ્યાકુળ બન્યું.

"દિલારા; તું આમ કયાં સધી હતાશ બેસી રહીશ?" જરા કટાક્ષમાં પડોશણે મીઠી મશ્કરી કરી;

"શું? તારોજ પ્રિતમ પરદેશ ગયો છે! કે કોઇનો ગયો હશે?"

"બહેન તું મારા દિલની...છાની વ્યથા શું જાણે? આજે પાંચ પાંચ વર્ષના વહાણા વાયાં. નથી કોઇ પત્ર કે નથી ખરખબર, હતાશ ન બેસું તો બીજું કરૂં એ શું? બહેન!"

"તો એ પણ કેટલો નિર્દય, બેવફા!"

"બહેન, એવું ન બોલો, ગમે એવા પણ મ્હારા પ્રાણ! ના...ના...મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે. મ્હારો પ્રિતમ મને કદી પણ નહિ ભૂલે?

• • •

અખ્તર મુંબઈ આવ્યો. એક બે આડ-વાડીઆની રખડપટ્ટીએ એને માસીક રૂપિઆ પચ્ચીસની જગ્યા મેળવી આપી...

મુંબઇની ગુલાલવાડીના એકાદ લત્તામાં ભાડે રૂમ રાખી દરરોજના યાંત્રીક જીવનમાં લાગી ગયો,

મુંબઈની આલીશાન મહેલાતો! ઉજળી ચમકતી રોશની...ડામરના લીસા સપાટ રસ્તા-ઓ, ફાલતું ભીતો એ વિવિધ રંગે મઢેલાં અર્ધ નગ્ન પોસ્ટરો...મનરંજન ફિલ્મ સ્ટાર્સના લાલિત્ય...ગુલાબી ચહેરા...જોઇ!

અખ્તરના હૃદયમાં ગલી પચી ઉપજી... દરરોજ નવે નવે સ્થળે એનું દિલ ખેંચી જતું...

અને એક દિવસ એ રખડતો, રઝળતો, ફોરસ રોડના રૂપેરી લત્તા તરફ આવી ચઢ્યો...

વિજળીની રંગબેરંગી રોશનીમાં એણે સૌંદર્યના હાટ જોયાં...લિપસ્ટીકના લપેડાથી

બનાવેલા હોઠ; પફ. પાવડરથી અજવાળેલાં સફેદ મુખડાં; અને "આઈએ જી!"નો ઘંટડી સમો રણકો!

અખ્તર ભાન ભૂલી ગયો...અને દરરોજના વ્યવસાયમાં દિલ ખોઈ બેઠો.

પછી તો હરહમેશ એનું દિલ એને ફોરાસ રોડના દેદિપ્યમાન ઝરૂખાઓ તરફ ઘસડી જતું. રોશનીના અજવાળે બેઠેલી પતિતાઓ. આંખના પલકારે આવકાર આપતી! અને બસ પછી..."

શરાબ, સુંદરી, આનંદ, મોજ.

મનોહારી મુંબઈના એકેક મહીનાના સહવાસમાં; દિલારા; નાની બચ્ચી; અને ઘરની ગરીબી, સઘળું એ ભૂલી ગયો.

મહીનાઓની સારી કમાઈ; વહીદનને ત્યાં જતી...કૃતિમ પ્રેમની મોહજાળમાં અખ્તર પાઈ પણ ન બચાવી શકતો ..

પરંતુ! એક દિવસ એની નોકરી છુટી ગઇ! વહીદનના આશરે બે ચાર દિવસ ગુજાર્યા પણ...મુફલસીએ...આખરે - ઠોકરોનો શિકાર બનાવ્યો...

ભોળી અને પ્રેમાળ-પત્નિની હુંફાળી ગોદમાં હમેશાં આનંદથી લપેટાઇ રહેનારો અખ્તર બજાર સૌંદર્યની ભભુકતી જવાળામાં હોમાઇ; વાસનાના વહેણમાં તણાઇ...રસ્તાનો રઝળતો ભિખારી બન્યો.

પ્રેમ–આશા–શ્રદ્ધા–વહેમ–શંકા–અને આમ ઘડીભરમાં...એની દશા...અવદશા ..બની ગઇ!

સાવન બીતા જાએ સાજન,
સાવન બીતા જાએ!
ઠંડી ઠંડી પવન ચલત હૈ!
બાદલ ધીર ધીર જાએ!
સખીરી સાવન બીતા જાએ.

પૂર્વમાં પ્રભાત રંગની આછી સફેદી પાથરી હતું. ઠંડા પવનની થપાટો ગુલાબી નિંદ્રાને ચઢાવતી...ઝાકળબિંદુ વૃક્ષ વનરાજીની પાંદડીઓ સાથે સંતાકુકડી રમતાં...અખ્તર, ફાટેલાં લુગડે ગટરના એક ગંધાતા ખુણે પડયો હતો,-શરાબનો નશો, ફુટપાથ પર આમથી તેમ ગબડાવતો...

ચડતા સૂર્યની કરડાં કિરણોએ એના નશાની-ખુમારી ઉતારી દીધી! એને બધુંયે યાદ આવ્યું...

દિલારા! ઘરની ગરીબી; માસુમ બાળકી ગઇ રાતનો ભૂખ્યો અખ્તર અસ્વસ્થ ફાટેલા કપડાંમાં કાયા ઢાંકતો ઉભો થયો પોતાની નિષ્ઠુર જાત પર એને તિરસ્કાર વછુટયો...મનોગત બબડયો નિર્દય! બેવફા! ઝાલિમ!

પાંચ વરસો પછી; કેટલાએ પહેરગીરોની નઝર ચુકવી વગર ભાડે ટ્રેનમાં ચઢી બેઠો...

"શ્રાવણની ખુશ્નુમા રાત"!

ટ્રેનની વિજળીક ગતિએ...રાતના અંધારામાં, એના પૂર્વ સ્થાન પર જયાં એની આંખો હર હમેશ ઇર્ષા કરતી. ઉતારી મૂકયો!

મુંબઇના રોશની ભર્યા રસ્તા...અહીં... એ ન જોઇ શકયો. સર્વત્ર અંધકાર!

અંધારાના ઓથે પોતાના બેશરમ દેહને છુપાવતો, અખ્તર ઘરે પહોંચ્યો

દિલારા એક અવ્યવસ્થિત ગોદડીના ગાભલામાં ખાટલા પર નન્નીને ગોદમાં લઇ પાસા ફેરવી રહી હતી.

ફકત હોઠ પર સિવાય "અખ્તર" બીજો ઉચ્ચાર ન હતો!

"યા ખુદા મારા પ્રાણને સવેળા પાછા લાવ? અખ્તરના ધ્રુજતા પગરવે દિલારા જાગી ઉઠી!

આંખોએ દુબળી કંગાળ કાયા નિહાળી. ઓહ! અને એ બેબાકળી બની પ્રીતમના ગળે વીંટાઈ ગઇ.

શું? શ્રાવણની આલ્હાદિત રાત...
પૂછો કોઇ દિલારાના દિલને...

## દાઢાં ને ચોટલી

ભેગાં છે ઘર, જમીન, ને ભેગી છે ઓટલી;
ભેગી છતાંય 'થઇ ને' કદી દાઢી ચોટલી!
આવ્યાં છે બાથોબાથ અહીં ભાળજો જરા;
ઉર્દૂનો પાયજામો ને હિંદીની પોતલી!
છે પાવડાંની હાર પેલી ખાકસારની;
આ શું ચળાં તે પેલા કિસાનોની પોતલી.
મુદ્દા ચઉદ લીગના પેટીમાં આ પડ્યા!
લટકે છે પેલી શુદ્ધ અહિંસાની પોટલી!
આ છે સમાજવાદના થોડાક રોટલા;
આ છે વિનીતવાદની થોડીક રોટલી!
કેરીની પેઠ દેશ છે ઘોળાઇને રહ્યો;
જોવું છે, કોણ ખાય છે રસ કોણું ગોટલી?

શ્રીયુત શેખચંદલાની કલમથી

# દ્રષ્ટિ મર્યાદા

સ્થૂળ મારાં ચક્ષુઓ સૃષ્ટિ બહિરની નિરખતાં,
એક પલકારે અહિં તો અન્ય પલકે ત્યાં જતાં.

દ્રષ્ટિ સીમાથી છતાં આગળ નહિં નિરખી શકે!
ક્ષિતિજની રેખા જુએ—ના, ક્ષિતિજ પારે જઇ શકે!

ક્ષિતિજને પેલે કિનારે શું હશે જાણું નહિં!
વાત એ મુજ ઊરમાં શાને વસે જાણું નહિં!

આહ નયનો! નયનથી પુરૂં નહિં નિરખી શકું!
આહ ઊર્મિ! ઊર્મિ પાંખોથી નહિં ઊડી શકું!

દિવ્ય જ્યોતિ નયનમાં મારા સમાઈ જાય તો?
પ્રેમભીની જ્યોત્સનાથી ઉર ભીંજાઇ જાય તો?

તો જ અન્તર વાટનાં અંધાર પટ પામી શકું,
ભેદી શકું દ્રષ્ટિ પડળ દ્રષ્ટિનો તટ પામી શકું.

નયન અન્તરજ્યોત ત્યાં અંજાય તો હું શું કરૂં?
જ્યોતિ અમ્બારે એ આંખી થાય તો હું શું કરૂં?

એક છેડે સ્થૂળ દ્રષ્ટિનું વસેલું છે ક્ષિતિજ!
અન્ય છેડે દિવ્ય દ્રષ્ટિનું રહેલું છે ક્ષિતિજ!

આ ક્ષિતિજ ને પાર, કોઇ 'પાર'ની સીમા નથી!
દિવ્ય જ્યોતિના મહા અંબારની સીમા નથી!

જ્યોતિનું વહાલું જો જ્યોતિને ગમી જાએ તો શું?
જ્યોતિ અંબારે જો જ્યોતિકણ શમી જાએ તો શું?

"નસીમ" [મુંબઇ]

# પ્રતિસ્પર્ધિ

[મૌલિક નવલિકા]

: લેખક :
" કૃષ્ણ " માતરી સાહુબ.

" પીતાંબરની વાડીના આ ગોટા હશે?" માર્ગે જતાં એક સ્ત્રીએ અમને પ્રશ્ન કર્યો. આ ગાળામાં પીતાંબરની વાડી બહુ વિખ્યાત છે. કોઇ એવું નથી કે એ ડોસાને ન ઓળખતું હોય એની આજુબાજુના દશ દશ કોસ સુધી એનું નામ ઘુસી જઇને અડ્ડો જમાવીને પડ્યું છે. સંસારમાં ઘણા માણસો એવા હોય છે જે જીવનની છેલ્લીજ સંખ્યામાં ખ્યાતિ મેળવી લે છે; યુવાનીમાં કે આધેડ વયમાં તો ચકલીયોય જેમને જાણતી નથી હોતી એવાઓ કદિ ઘેર ઘેર ગવાતા પણ થઇ જાય છે.

પીતાંબર ડોસો કોણ હતો અને ક્યાંથી આવ્યો હતો એની કોઇને ખબર નથી. તે પુષ્કળ શ્રમપૂર્વક ખેતી કરતો. ખૂબ મહેનત અને ખતથી કરેલી ખેતી પોતાના ખીલવા સાથે ભાગ્યને પણ ખીલવી દે છે. તેની ઝૂંપડી સરિતાના કિનારે હતી. અને એ કિનારા પરની ભેખડો પર તેનું ખેતર ઉચ્છૃંખલપણે વહેતી નદીના જલની સમિક્ષા કરતું અડ્યું હતું. ઉડતા લીલા પોપટો અને ધોળી તથા શ્યામ ચકલીયો બીજાં પંખીઓ સાથે તેનાં ખેતરના દાણા ખાતાં. ધસાઇને ખેતરને વહતી નદીનાં જલ પી ચાંચમાં ઘાસનાં તણખલાં ભેરવીને ચકલીઓ માળા બાંધતી. પોપટો તેમની મેના રાણીયોને લઇને પીતાંબરની ઝૂંપડીના આંગણામાં ઉગેલા આંબાના વૃક્ષ પર કાળી કાળી કોયલોની મીઠી અને દર્દ ભરી કૂકમાં પોતાનો સુર અને પાંખોના ફફડાટનો અવાજ મેળવી દેતાં ત્યારે વાતાવરણ અત્યંત આલ્હાદ જનક થઇ ઉઠતું.

ડોસો બહુ ખુશ મિજાજ માણસ હતો. તેને ત્યાંથી વાડીમાંનાં ગમે તેટલાં ફૂલ તોડો તમને તે કદિ રોકશે નહિ. તેણે ખુબ જતન પૂર્વક વાડી બનાવી હતી. અનેક જાતના પુષ્પ છોડ તે દૂર દૂરથી મંગાવતો અને રોપતો. વાડી એવી તો સુંદર અને આકર્ષક બની હતી કે ન પૂછો વાત! એ માર્ગથી પસાર થતાં ત્રણસો ત્રણસો કદમ દૂરથી પુષ્પોની સૌરભ મગજને ભરી દેતી. તે એક સર્વ માન્ય આકર્ષણનું સ્થળ બની ગઇ હતી. કોઇ સાહેબની બદલી થવાની હોય કે ખાનપાનનો કોઇ જગ્યાએ મેળાવડો હોય, કોઇ રાજકિય નેતા આવવાનો હોય કે કોઇ પરણવાનું હોય બધાની ડોકમાં પીતાંબરની વાડીનાં ફૂલ પડતાં. ડોસાને તેની ધીકતી કમાણી થતી. દૂર દૂરથી માળીઓ ફૂલો લેવા અહીં દોડી આવતા.

હું અહીંનોજ વતની છું, પણ અહીં વધુ રહ્યો નથી ગામના અને આજુબાજુના લોકો પીતાંબરને જેટલા ઓળખે છે તેટલા મને તો શું પરંતુ મારા પિતાને પણ નહિ ઓળખતા હોય. અભ્યાસ અર્થે નાનપણથી બહાર શહેરમાં ગએલો. રજાઓમાં કોઇવાર આવું પણ બે કે ત્રણ દિવસ રહીને કંટાળીને અંતે ભાગી જાઉં. સાચું પૂછો તો ગામડાનું જીવન મને આકર્ષી શકતું નથી. શહેરમાં બેસીને કવિઓ અને લેખકો ગામડાના જીવન પર કાવ્યો અને લેખો લખે છે ગ્રામ્ય જીવનને સ્વર્ગ સાથે સરખાવે છે. પરંતુ કુતરાઓના રડવામાં કે ભેંસોના બરાડામાં સંગીત શોધી કાઢવા મગજને પુષ્કળ શ્રમ આપવા છતાં મને

તેવું કશુંજ હાથ લાગ્યુ નથી. મનિના ભિષણ અંધકાર—ધૂળ અને છાણથી મલીન કચરાચ્છાદિત ઢંગધડા વિનાના માર્ગો—ઉકરડાના ભાગોળે ઉભેલા અસખ્ય. ગીરનારીની પાછળ ડૂબતો સૂર્ય—મગજના વિકાસ વિનાના લોકો અસ્વચ્છતાથી ભરપૂર માનોના ઘરો—મને સુંદર લાગ્યાં નથી. સ્વર્ગ જો આવુંજ હોય તો એવું સ્વર્ગ મારે ના ખપે.

કોલેજમાં ઉનાળાની રજા પડી પાસ થવા માટે એટલી બધી મહેનત કરી હતી કે શરીર લથડી ગયું. બધા વિદ્યાર્થીઓ પોત પોતાના ગામે ઉપડી ગયા. મેં વિચાર કર્યો; આ થાક કયાં જઇને ઉતારૂં? મારા ગામે જાઉં? પણ ત્યાં મારૂં કોણ હતું? ગામના લોકોને હું શું ભણતો હતો? શું થવાનો હતો? તેની થોડીજ પડી હતી! ત્યાં વિલોચને કહ્યું "આ ઉનાળો તો તારે ગામ ગાળવાનો વિચાર છે, ચાલ જઇએ!"

વિલોચન મારો ખાસ મિત્ર છે. મારી બધીજ અંગત વાતો તે જાણે છે અને તેની વાતોથી હું અજાણ્યું નથી. રોજ સાંજે હોસ્ટેલ માંથી અમે બંને સાથે ફરવા નીકળી પડતા. એકજ સમયે સાથે વાંચવા બેસતા અને ઉંઘતા. વસ્ત્રો પણ એકજ જાતનાં અમે પસંદ કરતા. બીજા વિદ્યાર્થીઓ અમારી આ એકતા પર ઇર્ષા કરતા; પણ અમને એ માટે કાંઈજ પડી ન હતી. અમારી પાસે પૈસાનું પણ એકજ પાકીટ હતું. વસ્ત્રોની એક મોટી બેગ હતી. અમારા પૈસા એ પાકીટમાં રહેતા. કદી તે વિલોચનની પાસે રહેતું કદી મારી પાસે. વસ્ત્રો પણ બંનેના બેગમાં એ બેગમાંજ રહેતાં. અમારા બંનેને આગળ પાછળ કોઈ ન હતું. બંનેની ઉંચાઇ અને બદન પણ બરાબર હતું એટલે એક બીજાનાં વસ્ત્રો પણ એકજ માપના સીવડાવવામાં આવતાં હોવાથી આ વિલોચનનો કોટ કે આ મારો? એ પ્રશ્ન અમ બેમાંથી કોઇને કદિ મુંઝવતો નહિ.

વિચારોના મતભેદ પણ અમારામાં કદિ પડયો હોય એવું બન્યું નથી. વિદ્યાર્થી મિત્રો સાથે દલીલોમાં ઉતરવાનું થાય ત્યારે પણ વિલોચનના પક્ષમાં હું હોઉં અને મારા મંતવ્યને જોરદાર રીતે વિલોચન ટેકો આપતોજ હોય.

વિલોચનની માંગણીને કેમ ઠેલાય? તુર્ત ઉભા થઇને મેં કહ્યું;

"હા ચાલ, પણ આપણે ખુબજ ઝડપથી તૈયાર થઇ જવું પડશે. નવ વાગ્યાની ગાડી ચૂકીશું તો આજે નહિ જવાય."

દરખાસ્ત વિલોચનની હતી એટલે તેને તૈયાર થતાં કેટલી વાર લાગે? ઝડપથી મેં પણ આ બધું પતાવી દીધું. પણ કાંડા પર જોયું તો ઘડીઆળમાં નવ થવા આવ્યા હતા. જ્યાં અમે ટ્રેન પકડવા ઘોડાગાડીમાં ચડી બેઠા, પણ ભાગ્ય એ ડગ આગળ: સ્ટેશને પહોંચ્યા કે ગાડી ઉપડી ગઈ.

વિલોચનને મેં કહ્યું;

"હવે શું કરીશું વિલુ?"

તે બોલ્યો;

"બીજી ગાડી નથી જતી?"

"જાય છે. પણ તે આપણને ત્યાં રાત્રે અગીયાર વાગ્યે સ્ટેશન પર ઉતારે ને ત્યાંથી ત્રણ ગાઉ દૂર મારૂં ગામ છે. રાત્રે બેસવાનું કોઇ સાધન પણ ન મળે".

વિલોચન જાણે ખુશ થતાં બોલ્યો;

"અરે; તેમાં શું? તો તો ચાલવાની રાત્રે મઝા પડશે યાર. પોણા કલાકમાં તો પહોંચી જઇશું. તું બેગ ઉચકી લેજે ને હું થેલીઓ લઈ લઇશ. હાથ દુઃખશે તો ફેર બદલીઓ કરતા રહીશું વચમાં."

મેં કહ્યું,

"તો તારી મરજી પણ તું ચાલવાથી કંટાળી તો નહિ જાયને ?"

તે બોલ્યો;

"અરે એવું તો હોય ? તું અને હું જ્યાં હોઈએ ત્યાં બિચારો કંટાળોજ કંટાળીને ભાગી જાય"

અમે બંને હસી પડયા.

ને બીજી ટ્રેનમાં અમે ચઢી બેઠા. વિલોચનને ફ્રૂટનો બહુ શોખ. તેણે સ્ટેશન પરના લારીવાળાઓને ઉભા રખાવીને ખૂબ ખૂબ ફળો ખરીદ્યાં. કેળા, દાડમ, મોસંબી, સંતરાને બપૈયાથી બેગ ઠસો ઠસ ભરી દીધી. મેં હસીને પુછ્યું.

"આટલું બધું શું કરીશ ? મારા ગામમાં ફ્રૂટની દુકાન ખોલવાનો વિચારતો નથી કર્યો ને ?"

તેણે કહ્યું;

"ન ખરીદું તો શું કરું ! તારા ગામમાં *આ થોડુંજ મળવાનું હતું ? ગામડાના* લોકો બહુ ખુશ થઈ જાય ત્યારે કોઈને બોર ખવરાવે ત્યારે તેમના છોકરાંને બદલામાં હું આ વસ્તુઓ આપીશ."

હું હસીને બોલ્યો;

"તું મોટા વ્યવહારિક થતો જાય છે વિલોચન !"

ટ્રેનમાં અમે જાતજાતની વાતો કરીને ગામડા માટેનો રોજનો કાર્યક્રમ નક્કી કર્યો. વિલોચન કવિ છે ગુજરાતના શ્રેષ્ઠ સામાયિકોના પાના પર તે વારંવાર ઝળકી જાય છે. રેડીયો પરથી તેનાં ઘણા કાવ્યો બ્રોડકાસ્ટ થયાં છે. ગુજરાતીઓનો એક મોટો સંસ્કારી વર્ગ એમ માને છે કે તેમની વચ્ચમાં એક મોટો કવિ તેના ભાવિને જલ્દીથી ઘડતર આપી રહ્યો છે. તેનો અવાજ જરા ઘેરો અને દર્દભર્યો છે. તેનાં રચેલાં કાવ્યો જ્યારે મીઠી હલકથી એ ગાય છે ત્યારે સાંભળનારને મુગ્ધ બનાવી મૂકે છે. હું તેની એ શક્તિનો પૂજક છું પણ મારી તેના વિષે એ જબરી બૂમ છે કે એ ઘણોજ પ્રમાદી છે. હું તેને લખવા માટે ટકોર કર્યાજ કરું અને એ તે પર લક્ષ્યજ ન આપતો હોય. ઘણી વાર એવું બન્યું છે કે મેં તેને એવું સાફ સુણાવી દીધું હોય કે આજે કાવ્ય નહિ રચે તો તારી સાથે બોલીશ નહિ. મારો આગ્રહ અને માંગણી તીરસ્કારવાની તેનામાં શક્તિ નથી. મારી હઠ આગળ તેને નમવુંજ પડયું છે.

મે કહ્યું;

"બીજું બધું ગમે તેવું હોય પરંતુ ગામડાઓમાં શાંતિ પુષ્કળ હોય છે તું આ રજાઓમાં બસ કાવ્યોજ રચજે. આપણે ગામડું છોડીયે તે પહેલાં તારે એક નવો સંગ્રહ તૈયાર કરવોજ પડશે.

વિલોચને કહ્યું;

"*હા એવું કરીશ*, પણ આ વખતે તને પણ નહિ જવા દઉં, તારે નીસર્ગની લીલાના સુંદર ચિત્રોનું નૂતન આલ્બમ તૈયાર કરવું પડશે."

વિલોચનનું માનવું છે કે હું ચિત્રકાર છું. મને એવું કશું લાગતું નથી. કાગળો પર જેમ તેમ હું પીંછીના લીસોટા કરી વિલોચનને બતાવતો અને એ ગાંડા ઘેલા લીટાઓને વિલોચન 'સુંદર ચિત્ર' તરીકે ઓળખાવી મારા હાથની ભારોભાર પ્રશંસા કરી કહેતો;

"વિરંચી ! એક એવું ચિત્ર દોર કે આખો દેશ એ પર ગર્વ લે."

જવાબમાં એક અટ્ટહાસ કરી હું રહી જતો.

એક દિવસ બહારથી આવી તેણે મારા હસ્તમાં એક વસ્તુ મૂકી.

મેં પુછ્યું;

"આ શા માટે ખરીદી લાવ્યો વિલુ ?"

તેણે કહ્યું;

"તારે ચિત્રો દોરવા માટે લાવ્યો છું."

મેં કહ્યું,

"તું મને વળી ચિત્રકાર ક્યારનો માની બેઠો છે? છતાં લાવ એમાં તારું કાર્ટૂન દોરીશ"

પછી તો હું પણ એક બાંધેલી કોરી નોટબુક ખરીદી લાવ્યો ને વિલોચનના હસ્તમાં મૂકી તેના પહેલા પાના પર મેં લખેલું.

"વિલોચનને નૂતન કાવ્યોના સર્જન માટે" વિલોચને હસીને નોટ લઈ બેગમાં પૂરી દીધેલી. એ પછી તો પરીક્ષાના દિવસો આવ્યા. વિલોચન કાવ્યો રચવાનું અને હું ચિત્રો દોરવાનું ભૂલી ગયા. આજે ટ્રેનમાં અચાનક તેની સ્મૃતિ થઇ આવી. વિલોચનની માંગણીનો જવાબ વાળતાં હું બોલ્યો.

"ભલે તેમ કરીશું."

અમારો કાર્યક્રમ અમલમાં મૂકવાની મીઠી કલ્પનામાં કોણ જાણે કેટલોય સમય વ્યતિત થઇ ગયો. ગાડી એક નાનકડા સ્ટેશને અટકી. સફાળો હું ઊભો થઇ ગયો: બોલ્યો;

"જલ્દી કર વિલુ! ઉતરવાનું આવી ગયું. બે મીનીટથી વધુ ગાડી અહિં થોભતી નથી."

ઝટપટ અમે ઉતરી ગયા. એ ન્હાનકડા સ્ટેશને મોડી રાત્રે અમ બે વગર ઉતરનાર કોઇ ત્રીજો મૂર્ખ ન નીકળ્યો. અમને એકલા ધકેલીને ગાડી ભમ ભમ કરતી ચાલી ગઇ. સ્ટેશનની ઘડીયાળમાં આ વખતે બારના ટકોરા પડ્યા.

વિલોચને કહ્યુ

"બાર વાગ્યા."

મેં કહ્યું:

"દુશ્મનના."

નાના સ્ટેશનોએ રેલ્વે કંપનીને ટીકીટ કલેકટરો રોકવાની ભાંજગડ નથી કરવી પડતી. પોર્ટરને ટીકીટ આપતાં વિલોચને પૂછ્યું;

"ટાંગો મળી શકે?"

તેણે કહ્યું:

"નારે સાબ. દિવસે નથી મળતો તો રાત્રે શાનો હોય? રાતની ગાડીમાં તમે કેમ આવ્યા? અત્યારે આ અંધારામાં ક્યાં જશો?"

વિલોચને કહ્યું:

"અંધારાથી અમે બીતા નથી. અમે ચાલી નાંખશું."

પોર્ટર ભલો માણસ લાગ્યો તેણે કહ્યું: "પણ સાબ! મોડી રાતે ગામડામાં તમને કુતરાં પેસવા પણ નહિ દે. મારું માનો તો રસ્તામાં પીતાંબરની વાડી આવે છે ત્યાં સૂઇ પડી રહેજો ને સવારે ઉઠીને ગામમાં ચાલ્યા જજો. ડોસો ભલો માણસ છે બિચારો."

પોર્ટરની વાત સાચી હતી. શહેરના લોકોને ગામડાંના કુતરાં બહુ ભયજનક લાગે છે. વિલોચનને ગળે પણ તે વાત ઝટ ઉતરી ગઇ. તેણે કહ્યું:

"જોઇશું."

ને અમે ચાલવા માંડ્યું. અંધારી રાત સમસમી રહી હતી. જાણે તેના શોળે શણગાર સજીને એ ચંડાલીની અમને એનું સ્વરૂપ બતાવવા આવી હતી. એની ઘનઘોર કેશ લટોમાં તારાઓનાં મોતીઓ ઝગારા મારતા હતા. માર્ગ સાંકડો હતો. બધું શાંત હતું. ધીર અને ગંભીર. મને વિચાર આવ્યો. વિલોચનનું કવિ હૃદય આ શાંતિની મૃત્યુ સાથે સરખામણી કરવામાં ડુબી ગયું હશે.

ઘણીવાર સુધી અમે શાંતિપૂર્વક એકધારી ચાલથી ચાલ્યા કર્યું. એટલામાં અમારા નજીકના એક વૃક્ષ પરથી કશુંક અમારા હલનચલનથી

ચોંકીને જોરદાર ફફડાટ કરતું ઉડયું ને દૂર બીજા વૃક્ષપર બેસી "ઘુઘ્વા-ઘુઘ્વા"ની બૂમ પાડી ઊઠયું.

વિલોચને થંભીને પૂછયું;

"એ શાનો અવાજ થયો?"

મેં કહ્યું;

"કેમ તને ડર લાગ્યો? યુવાનોને ઉદ્દેશીને કાવ્યો તો બહુ જોરદાર લખે છે."

તેણે કહ્યું;

"ડર શાનો? કેવળ જાણવા માગુ છું."

મેં કહ્યું;

"એ ઘુવડ બોલે છે."

વિલોચન બોલ્યો;

"ત્યારે તો અપશુકન થયા"

મેં કહ્યું,

"અપશુકન શાના? આપણે કયું રાજ જીતવા જઈ રહ્યા છીએ?"

વિલોચને પૂછયું;

"પેલા ડોસાની વાડી હજુ કેટલેક દૂરી છે?"

મેં કહ્યું;

"હવે વાર નથી. આ આવી સમજ."

અમે થોડેક દૂર ગયા હોઈશું ત્યાં પુષ્પોની સૌરભથી અમારૂં મગજ પ્રફુલ્લ બની ઊઠયું.

મેં કહ્યું.

"વાડી આવી ગઈ."

વિલોચને કહ્યું;

"કેટલી જોરદાર સુવાસ આવે છે? હું માનું છું આપણે પોર્ટરની સલાહ અમલમાં મૂકવીજ પડશે."

વાડીના ઝાંપા આગળ આવીને અમે અટકયા. બધુંજ શાંત હતું. મેં બૂમ મારી;

"પીતાંબર કાકા! એ પીતાંબર કાકા!"

શાંત વાતાવરણ ભેદીને થોડીવારે કોઇનો સીણો અવાજ આવ્યો;

"એ કોણ છે?"

પીતાંબરના અવાજને હું ઓળખું છું. બે ત્રણ વાર હું તેના સીધા સંપર્કમાં પણ આવ્યો છું. એની છેલ્લી મુલાકાત તો મારા હૃદયના એક ખૂણામાં હજી પણ જાગતી બેઠી હતી. મેં પારેખી લીધું. એ પીતાંબરનો અવાજ ન હતો કોઇ છોકરીના ગળાની તેમાં કોમળતા હતી.

મેં જવાબ આપ્યો;

"એ તો હું છું: પીતાંબરકાકા નથી?"

ચમેલીની સુવાસ જેવો પુનઃ એ અવાજ આવ્યો;

"એ જરા ઉભા રહો. ઝાંપો ખોલું છું."

દીપકનો થોડો પ્રકાશ ઝુંપડીની બહાર વેરાયો. એક યુવાન છોકરી હાથમાં ઘાસલેટનો ખડીયો લઇને અમારી તરફ આવતી અમે જોઇ. હું એને ઝટ ઓળખી ગયો. પીતાંબર ડોસાની એ દીકરી. બે એક વર્ષ પર જ્યારે એકવાર રજાઓમાં હું ગામ આવેલો ત્યારે ડોસો પણ મારી સાથે વાતો કરવા મંડતો. વાતચીતમાં હું જાણી શકયો કે ડોસાને જગતનો પાકો અનુભવ હતો, મારી વાતોથી તે ખુશ થતો અને પોતાનું દિલપણ તે ધીમે ધીમે મારી પાસે ખોલવામાં ક્ષોભ લાવતો નહિ. અને જ્યારે હું તે વખતે કોલેજમાં જવા નીકળ્યો ત્યારે માર્ગમાં વાડીના ઝાંપા આગળ ઉભા રહી ડોસાએ મને રોકેલો અને એક દિવસ માટે પણ પોતાના અતિથિ બનવા પુષ્કળ હેતપૂર્વક આગ્રહ કરેલો એટલે હું પણ તે વખતે એક દિવસ માટે રોકાઇ ગએલો. ત્યારે આ છોકરી નાની હતી. ડોસાને એના પર બહુ હેત. સાંજે વાળુ કરતાં કરતાં ડોસાએ મને કહ્યું;

"વીરૂભાઈ! સંસારમાં મને બેજ વસ્તુઓ બહુ વ્હાલી છે, એક આ છોકરી અને બીજી આ વાડી."

જીવનના ચક્રમાં માયાના તેલના સિંચન ન હોય તો એનાય દાંતા ખવાઈ જાય અને તે નકામું બની રહે. મેં જોયું માયાના ઘોડાના જોરેજ આ ડોસાની જીવન-ગાડી ચાલતી હતી. ડોસો એમ માનતો કે છોકરીઓ ફૂલ જેવી હોય છે. જગતમાં અને જીવનમાં સુવાસ પ્રસરાવવાજ તે જન્મી હોય છે. વાતવાતમાં ડોસાએ મને તે વખતે કહેલું. "મને પંખીઓનો બહુ શોખ. મીલીટરીમાં સીપાઇ તરીકે હતો ત્યારે જાતજાતનાં પંખીઓ પાળતો" લશ્કરમાં નોકરી કરે એટલે લગ્ન ન્હોતાં કર્યાં; હૃદયનો પ્રેમ ઠાલવવા કોઇ સહચરી ન્હોતી એટલે એ પ્રેમ, માર્ગ માંગેજ. એટલે એ પ્રેમ પંખીઓ પ્રતિની વધારે પડતી મમતા તરફ ઢળવા લાગ્યો. તેણે એક મેના પાળી. પૂરા સાડાસાત વર્ષ તે તેની પાસે રહી એ અરસામાં છાવણીમાં કોલેરા ફાટી નીકળ્યો અને તેનો અફસર સૌ પ્હેલાં તેનો ભોગ બની ગયો. મરવાની થોડીક પળો પહેલાં તેણે પીતાંબરને બોલાવી પોતાને ગામ જઈ તેની સગર્ભા સ્ત્રીને થોડી સૂચનાઓ પ્હોંચાડવા કહ્યું. આ અફસરને પીતાંબર પર પૂરો ભરોસો હતો. પીતાંબર તે અફસરને ગામ ગયો. પણ તેના બંગલામાં પેસતાંજ તેણે જાણ્યું કે અફસરની પત્ની એક બાળકીને જન્મ આપી હોસ્પીટાલમાં તત્કાળ મૃત્યુ પામી હતી !

પીતાંબર દોડતો હોસ્પીટાલમાં પ્હોંચ્યો. સત્તાવાળાઓને મળી તેણે એ બાળકીને પોતાના હાથોમાં ઉંચકી. જીવનમાં પ્રથમવાર તેણે કોઈ નાના બાળકને ચુંબન લીધું. તેનાં હૃદયમાં ગલગલીયાં આવી ગયાં. તેના રૂપા પિતૃત્વે ઘા નાખી; "હું આ છોકરીને ઉછેરીશ: જીવનનો બધોજ રસ પાઇને."

એક દાઇનો બંદોબસ્ત કરી પીતાંબર છાવણીમાં પાછો ફર્યો. તેને કહેવામાં આવ્યું કે તેની પ્યારી મેના પીંજરામાં થોડાક દિવસ પર મરણ પામી હતી, એટલે મિત્રોએ તેને દાટી દીધી હતી. પીતાંબર એ ન્હાનકડી કબર પર જઇને પોક મૂકીને રડયો.

અંતે પીતાંબરે કેપ્ટન પાસે જઇને પોતાની નોકરીનું રાજીનામું ધરી દીધું અને અફસરને ત્યાં પાછા ફરી એ છોકરીને પુનઃ ગોદમાં લઇ વાત્સલ્ય ભર્યાં એએક ડઝન ચુંબનોથી અકળાવી મૂકી !

છોકરી જ્યારે મોટી થઇ ત્યારે પીતાંબર તેને લઇ મારા ગામ ભણી ચાલી નીકળ્યો. મેનાની સ્મૃતિ જીવંત રાખવા તેણે આ છોકરીને મેના કહીને સંબોધી. અહીં આવી તેણે એક નાનકડું ખોરડું ખરીદી લીધું. અને ખેતી શરૂ કરી. નાનકડી એવી એક વાડી પણ બનાવી. તેનું અને મેનાનું જતન કરતો તે જીવનના દિવસો નિર્ગમન કરવા લાગ્યો.

આ તેનો ટુંક ઇતિહાસ ડોસાએ બહુ ટુંકા શબ્દોમાં તે વખતે મને જણાવેલો. તેણે કહેલું;

"હૃદયની વાતો જેને તેને કહી શકાતી નથી. એને માટે પાત્રતા જોઇએ છે."

એ પછી તેણે કહ્યું;

"હવે એક આશા આ જીવનની બાકી રહી છે મેનાના લગ્ન કરવાની. કોઇ સારો ભણેલો યુવાન ગોતી કાઢીશ અને એના હાથમાં મેનાનો હાથ સોંપીશ. અભણ મારે નહિ જોઇએ. અભણમાં ઝાઝી પ્હોંચ નથી હોતી."

મેં મેના સામે ત્યારે જોયું. તેણે તેના નેત્રો નીચાં ઢાળી દીધાં. થોડી વારે પુનઃ મેં એની

સામે જોયું ત્યારે એ પાંપણો ઉંચી કરી મને નીરખતી પકડાઈ. દ્રષ્ટિ મળતાં પુનઃ એ સુંવાળી રેશમી પાંપણો ઢળી ગઈ.

તે રાત્રે બધી રાત અમે વાતો કરેલી ડોસાએ પૂછેલું.

"તમે હજી કયા સુધી ભણવાના છો ? વીરૂભાઇ."

"એએક વર્ષ પછી નોકરી સ્વિકારી લઇશ."

મે કહેલું.

પછી તો મેં પણ ડોસાને અનેક પ્રશ્નો પૂછેલા. તેનો જવાબ તે આપતાં થાકેલો નહિ. મેના એ સર્વ સાંભળતી દૂર સૂતી હતી. ડોસાએ બે ત્રણ વાર તે ઉંઘે છે કે કેમ તેની તપાસ કરેલી પણ હું સમજી ગએલો કે કોણ જાણે કેમ આજે મેનાની ઉંઘ ઊડી કયા ગઈ હતી?

સવારે હું ગાડી પર જવા નીકળ્યો. મેનાએ સંકોચસહ પાલવ ભરીને ફૂલ મારી આગળ ઠાલવ્યાં. મેં તે સર્વનો સ્વિકાર કરી તેમાથી મોટા રાતા ગુલાબનુ એક ફૂલ લઇ મેનાને પાછું આપતા કહ્યું;

"આ તારા કેશમાં ગૂથી લે મેના, મારી પાસ કરતાં ત્યાં એ વધુ દીપશે."

રતુમડી લજ્જા મેનાના ગાલો પર નાચી ઉઠેલી મને લાગી. ડોસાએ તુર્ત કહ્યું;

"હા, બેટા વિરૂભાઇનું કહ્યું કર !"

મેનાએ તે ફૂલ મારા હાથમાંથી લીધું. એ સંકોચ, એ ક્ષોભ, એ ધબકા ઉઠેલું તેનું હૃદય અને કાળા કાળા વાળની લટોમાં ભરાવતી વખતે ગોરા હાથે લીધેલો ખૂણો આજે મને યાદ થઇ આવ્યાં. એ પછી હું ત્યાંથી વિદાય થએલો. અભ્યાસ એક એવી વસ્તુ છે કે જે ઘણી વસ્તુઓને ભૂલવી દે છે. ધીમે ધીમે હું આ પ્રસંગ ભૂલી ગયો. બે વર્ષના લાંબા ગાળા પછી હું અહીં ઉભો છું. મેના–ગઇ કાલની એ કૃશોદરીને આજે યૌવના બનેલી હું જોઉં છું. કળી વિકસી છે. એના સૌંદર્યને પુષ્પોની સૌરભ સાથે સરખાવી શકાય. મને એને જોઇને પૂર્ણિમાનું સ્મરણ થયું.

ઓટો ખોલતાં તેણે મારા સામે જોઇ આશ્ચર્ય ચકિત થતાં પૂછ્યું;

"અરે, કોણ વીરૂભાઇ ? અત્યારે કયાંથી ?"

મેં કહ્યું;

"હમણા છેલ્લી ગાડીમાંથી ઉતર્યો. રજાઓ પડી છે તો ઘેર જઈ રહ્યા છીએ."

મેના હર્ષથી અર્ધ પાગલ થયેલી મને લાગી. વિલોચન આમાનું કશું સમજી શકયો નહિ. તે અમને ઝુંપડીમાં લઇ ગઇ. ડોસા એક ખાટલામાં પગથી માથા સુધી ઓઢીને સુતા હતા. મેનાએ કહ્યું;

"બાપુને તાવ આવે છે. ત્રણ દિવસથી મૂતો ઉતરતોજ નથી"

વિલોચને પૂછ્યું.

"તેમણે કશું ખાધું છે ?"

મેના બોલી.

"ના; કશું ખાધું નથી; ભૂખના લીધે વધુ લથડી ગયા છે."

વિલોચને થોડાક વધુ એવા પ્રશ્નો મેનાને પૂછ્યા, નાડ તપાસી અને મને કહ્યું.

"ટાઇફોઇડ છે. પેલી બેગમાંથી મોસંબી કાઢ." અને પછી તુર્ત મેના તરફ ફરીને બોલ્યો.

"એક વાટકો લાવ જોઇએ. અરે ! પણ તારૂં નામ તો પહેલાં જણાવ ?"

શરમથી દબાતા સ્વરે તે બોલી.

"મેના મારૂં નામ."

"વાહ મઝાનુ નામ છે–તો મેના તારા બાપુને હવે જગાડ. રસ કાઢી આપણે તેમને તે પીવાડવો પડશે."

. બહુ સંભાળપૂર્વક મેનાએ ડોસાને જગાડયો. આંખો ખોલી તેણે મારી તરફ ધારી ધારીને જોઇ કહ્યું:

''કોણ વીરભાઇ! તમે ક્યાંથી બાપ! હું તો મરવા પડ્યો છું. ઠીક સમયે તમે આવ્યા.''

મેં ધીરે રહીને મારી વાત કરી. અને કોઇ વાતે ચિંતા ન કરવા જણાવ્યું. વિલોચને પણ કહ્યું:

''અમે તમને મરવા નહિ દઇએ.''

પાછલી સવાર સુધી અમે ડોસાની સારવાર કરી. થોડી ઉંઘ ખેંચી લીધી. નવેક વાગે ઉઠીને અમે ઘેર જવા તૈયારી કરતાં મેનાને મેં કહ્યું.

''કોઈ વાતે ગભરાજે મા! મેના, સુદ્રતિયો તાવ છે. ઉતરી જશે. ચિંતા જેવું લાગે તો મને ખબર કરજે.''

વિલોચને પણ સાથ આપ્યો:

''રૂપની એગ મૂકતો જાઉં છું. માગે ત્યારે તારા બાપુને તેમાંથી આપતી રહેજે.''

મેનાએ નયનોથી આભારનો ભાવ પ્રદર્શિત કર્યો ને દોડીને વાડીમાંથી ફૂલો તોડી લાવી થોડાં મને આપ્યાં; થોડાં વિલોચનને.

અમે તેનો સ્વિકાર કરી ચાલવા માંડયું, મેના ક્યાંય સુધી અમને જતા જોઇ રહી. મેં જોયું વિલોચન ઘડી ઘડી પાછું વળી વળીને જોતો હતો.

આગળ માર્ગે જતાં સામેથી આવતી એક સ્ત્રીએ અમને પ્રશ્ન કર્યો.

''પીતાંબરની વાડીના આ ગોટા હશે!''

મેં કહ્યું:

''હા પીતાંબરની વાડીના.''

ને સ્ત્રીએ કહ્યું;

''ડોસો માંદો છે બીચારો. અવસ્થાએ પહોંચ્યો છે. ઘરમાં જુવાન જોધ દીકરી છે ભગવાન ભલું કરે.''

ગામડાના લોકો બહુ લાગણી પ્રધાન હોય છે. કોણ ક્યાં માંદુ છે અને તેનો કેટલો વિસ્તાર છે. તે જાણવા માટે ત્યાં તેમને છાપાં વાંચવા નથી પડતાં. એ બધું તેઓ બહુ ઝડપથી જાણી જાય છે, અને પારકાના દુઃખે દુઃખી થાય છે. એટલું કહી એ સ્ત્રી તો પંથે પડી પણ વિલોચનના કવિ હૃદયને મોટી મુંઝવણમાં નાંખતી ગઇ એવું મને જણાયું.

અમે ઘેર આવ્યા. આજુબાજુના લોકો અમને વીંટળાઇ વળ્યા. છોકરાંઓ આવ્યા અને મોટાઓ–વૃદ્ધાઓ આવી અને યુવતિઓ–આ લોકો સાથે કેવી રીતે વાતો કરવી એનું મને જ્ઞાન નથી; પણ વિલોચન એ કળામાં પુષ્કળ પારંગત હતો, એવું સમજતાં મને વાર લાગી નહિ. તેણે બધાં સાથે શહેરની જાત જાતની વાતો કરી–ગપ્પાં માર્યાં–અને અમે લાટ સાહેબ જાણે છે તેટલું ભણ્યા છીએ અને તેની ખુરશી મેળવવામાં અમને હવે થોડાજ માસની હવે વાર છે એવું એવું. પણ હાંકયે રાખ્યું. સૌ કોઇ આશ્ચર્ય મુગ્ધ બની અમને પુષ્કળ માનની લાગણીથી જોવા લાગ્યા. બિચારા ગ્રામ્યજનો! ઇશારાથી મેં વિલોચનને આવા ગપગોળા ન ફેંકવા સમજાવ્યો પણ તેણે સંકેતથી જણાવ્યું કે મારે વાંધો લેવાનો કે ડરવાની કંઇ ખાસ જરૂર ન હતી. ઉઠતાં ઉઠતાં એક વૃધ્ધા બપોર અને સાંજનું જમણ પોતાને ત્યાંથી આવશે એમ કહેવા લાગી એટલે વિલોચને કહ્યું: ''ભલે આજે એમજ થવા દો. કાલથી હાથે રાંધવાનું રાખીશું.''

બપોરે રાંધવા વિના બીજો કોઇ પ્રોગ્રામ ગામડામાં રાખી શકાયજ નહિ એટલે અમે આડા પડયા. હું કયારે ઊંઘી ગયો એની મને ખબર પડી નહિ છેક સાંજે જ્યારે હું જાગ્યો ત્યારે મેં જોયું કે વિલોચન ઘરમાં નહતો.

સામે જોયું ત્યારે એ પાંપણો ઉંચી કરી મને નીરખતી પકડાઈ. દ્રષ્ટિ મળતાં પુનઃ એ સુંવાળી રેશમી પાંપણો ઢળી ગઈ.

તે રાત્રે બધી રાત અમે વાતો કરેલી. ડોસાએ પૂછેલું.

"તમે હજી કયા સુધી ભણવાના છો ? વીરૂભાઇ."

"એકએક વર્ષ પછી નોકરી સ્વિકારી લઇશ."

મેં કહેલું.

પછી તો મેં પણ ડોસાને અનેક પ્રશ્નો પૂછેલા. તેનો જવાબ તે આપતાં થાકેલો નહિં. મેના એ સર્વ સાંભળતી દૂર સતી હતી. ડોસાએ બે ત્રણ વાર તે ઉંઘે છે કે કેમ તેની તપાસ કરેલી પણ હું સમજી ગએલો કે કોણ જાણે કેમ આજે મેનાની ઉંઘ ઊડી કયા ગઈ હતી?

સવારે હું ગાડી પર જવા નીકળ્યો. મેનાએ સંકોચસહ પાલવ ભરીને ફૂલ મારી આગળ ઠાલવ્યાં. મેં તે સર્વનો સ્વિકાર કરી તેમાંથી મોટા રાતા ગુલાબનું એક ફૂલ લઇ મેનાને પાછું આપતા કહ્યું,

"આ તારા કેશમા ગુંથી લે મેના, મારી પાસ કરતાં ત્યાં એ વધુ દીપશે."

રતુમડી લજ્જા મેનાના ગાલો પર નાચી ઉઠેલી મને લાગી. ડોસાએ તુર્ત કહ્યું;

"હા, બેટા વિરૂભાઇનું કહ્યું કર.!,'

મેનાએ તે ફૂલ મારા હાથમાંથી લીધું. એ સંકોચ, એ, ક્ષોભ, એ ધબકી ઉઠેલું તેનું હૃદય અને કાળા કાળા વાળની લટોમાં ભરાવતી વખતે ગોરા હાથે લીધેલો, ખૂણો આજે મને યાદ થઇ આવ્યાં. એ પછી હું ત્યાંથી વિદાય થએલો. અભ્યાસ એક એવી વસ્તુ છે કે જે ઘણી વસ્તુઓને ભૂલવી દે છે. ધીમે ધીમે હું આ પ્રસંગ ભૂલી ગયો. બે વર્ષના લાંબા ગાળા પછી હું અહીં ઉભો છું. મેના-ગઇ કાલની એ કીશોરીને આજે યૌવના બનેલી હું જોઉં છું. કળી વિકસી છે. એના સૌંદર્યને પુષ્પોની સૌરભ સાથે સરખાવી શકાય. મને એને જોઇને પૂર્ણિમાનું સ્મરણ થયું.

ઝાંપો ખોલતાં તેણે મારા સામે જોઇ આશ્ચર્ય ચકિત થતાં પૂછ્યું;

"અરે, કોણ વીરૂભાઇ ? અત્યારે ક્યાંથી ?"

મેં કહ્યું;

"હમણા છેલ્લી ગાડીમાંથી ઉતર્યો. રજાઓ પડી છે તો ઘેર જઈ રહ્યા છીએ."

મેના હર્ષથી અર્ધ પાગલ થયેલી મને લાગી, વિલોચન આમાનું કશું સમજી શક્યો નહિ. તે અમને ઝુંપડીમાં લઇ ગઇ. ડોસા એક ખાટલામાં પગથી માથા સુધી ઓઢીને સુતા હતા. મેનાએ કહ્યું:

"બાપુને તાવ આવે છે. ત્રણ દિવસથી ભૂખો ઉતરતોજ નથી"

વિલોચને પૂછ્યું.

"તેમણે કશું ખાધું છે?"

મેના બોલી

"ના; કશું ખાધું નથી; ભૂખના લીધે વધુ લથડી ગયા છે."

વિલોચને થોડાક વધુ એવા પ્રશ્નો મેનાને પૂછ્યા; નાડ તપાસી અને મને કહ્યું.

"ટાઇફોડ છે. પેલી બેગમાથી મોસંબી કાઢ." અને પછી તુર્ત મેના તરફ ફરીને બોલ્યો.

"એક વાટકો લાવ જોઇએ. અરે! પણ તારૂં નામ તો પ્હેલાં જણાર?"

શરમથી દબાતા સ્વરે તે બોલી.

"મેના મારૂં નામ."

"વાહ મઝાનુ નામ છે—તો મેના તારા બાપુને હવે જગાડ. રસ કાઢી આપણે તેમને તે પીવાડવો પડશે."

બહુ સંભાળપૂર્વક મેનાએ ડોસાને જગાડયો. આંખો ખોલી તેણે મારી તરફ ધારી ધારીને જોઇ કહ્યું:

"કોણ વીરૂભાઇ! તમે કયાંથી બાપ! હું તો મરવા પડ્યો છું. ઠીક સમયે તમે આવ્યા."

મેં ધીરે રહીને મારી વાત કરી. અને કોઇ વાતે ચિંતા ન કરવા જણાવ્યું. વિલોચને પણ કહ્યું:

"અમે તમને મરવા નહિ દઇએ."

પાછલી સવાર સુધી અમે ડોસાની સારવાર કરી. થોડી ઉંઘ ખેંચી લીધી. નવેક વાગે ઉઠીને અમે ઘેર જવા તૈયારી કરતાં મેનાને મેં કહ્યું.

"કોઈ વાતે ગભરાજે મા! મેના, મુદ્દતિયો તાવ છે. ઉતરી જશે. ચિંતા જેવું લાગે તો મને ખબર કરજે."

વિલોચને પણ સાથ આપ્યો:

"ફ્રૂટની બેગ મૂકતો જાઉં છું. માગે ત્યારે તારા બાપુને તેમાથી આપતી રહેજે."

મેનાએ નયનોથી આભારનો ભાવ પ્રદર્શિત કર્યો ને દોડીને વાડીમાથી ફૂલો તોડી લાવી થોડા મને આપ્યા; થોડા વિલોચનને.

અમે તેનો સ્વિકાર કરી ચાલવા માંડયું, મેના કયાંય સુધી અમને જતા જોઇ રહી. મેં જોયું વિલોચન ઘડી ઘડી પાછું વળી વળીને જોતો હતો.

આગળ માર્ગે જતાં સામેથી આવતી એક સ્રીએ અમને પ્રશ્ન કર્યો.

"પીતાંબરની વાડીના આ ગોટા હશે!"

મેં કહ્યું:

"હા પીતાંબરની વાડીના."

તે સ્રીએ કહ્યું:

"ડોસો માંદો છે બીચારો. અવસ્થાએ પહોંચ્યો છે. ઘરમાં જુવાન જોધ દીકરી છે ભગવાન ભલું કરે."

ગામડાના લોકો બહુ લાગણી પ્રધાન હોય છે. કોણ કયાં માંદુ છે અને તેનો કેટલો વિસ્તાર છે. તે જાણવા માટે ત્યાં તેમને છાપાં વાંચવા નથી પડતાં. એ બધું તેઓ બહુ ઝડપથી જાણી જાય છે, અને પારકાના દુઃખે દુઃખી થાય છે. એટલું કહી એ સ્રી તો પંથે પડી પણ વિલોચનના કવિ હૃદયને મોટી મુંઝવણમાં નાંખતી ગઇ એવું મને જણાયું.

અમે ઘેર આવ્યા. આજુબાજુના લોકો અમને વીંટળાઇ વળ્યા. 'છોકરાંઓ' આવ્યા અને મોટાઓ–વૃદ્ધાઓ આવી અને યુવતિઓ-આ લોકો સાથે કેવી રીતે વાતો કરવી એનું મને જ્ઞાન નથી; પણ વિલોચન એ કળામાં પુષ્કળ પારંગત હતો, એવું સમજતાં મને વાર લાગી નહિ. તેણે બધાં સાથે શહેરની જાત જાતની વાતો કરી–ગપ્પાં માર્યાં–અને અમે લાટ સાહેબ જાણે છે તેટલું ભણ્યા છીએ અને તેની ખુરશી મેળવવામાં અમને હવે થોડાજ માસની હવે વાર છે એવું એવું, પણ હાંકયે રાખ્યું. સૌ કોઇ આશ્ચર્ય મુગ્ધ બની અમને પુષ્કળ માનની લાગણીથી જોવા લાગ્યું. બિચારા ગ્રામ્યજનો! ઇશારાથી મેં વિલોચનને આવા ગપગોળા ન ફેંકવા સમજાવ્યો પણ તેણે સંકેતથી જણાવ્યું કે મારે વાંધો લેવાનો કે ડરવાની કંઇ ખાસ જરૂર ન હતી. ઉઠતાં ઉઠતાં એક વૃધ્ધા બપોર અને સાંજનુ જમણ પોતાને ત્યાંથી આવશે એમ કહેવા લાગી એટલે વિલોચને કહ્યું: "ભલે આજે એમજ થવા દો. કાલથી હાથે રાંધવાનુ રાખીશું."

બપોરે ઊંઘવા વિના બીજો કોઇ પ્રોગ્રામ ગામડામાં રાખી શકાય જ નહિ એટલે અમે આડા પડયા. હું કયારે ઊંઘી ગયો એની મને ખબર પડી નહિ છેક સાંજે જ્યારે હું જાગ્યો ત્યારે મેં જોયું કે વિલોચન ઘરમાં નહતો.

મોડી રાત્રે તે ઘેર પાછો આવ્યો. ચેલી વૃદ્ધા ક્યારનુંય જમણ મૂકી ગઇ હતી. મેં તેને પૂછ્યું:

"ક્યાં ઊપડ્યો હતો વિલુ?"

"ખેતરોમાં" ટૂંકમાંજ તે બોલ્યો.

મેં કહ્યું:

"મને જગાડવો હતોને, હું ય તારી સાથે ન આવત?"

તે બોલ્યો:

"નિદ્રામાંથી માનવીને જગાડવો એ મહા પાપ છે એવું શાસ્ત્રોનું કથન છે. નિદ્રામાં, ક્યારેક મધૂર સ્વપ્ન-સૃષ્ટિ ખડી થાય છે. એને ઉડાવી નહિ દેવી જોઇએ."

મેં હસીને કહ્યું:

"મોટા પંડિત ના જોયા હોય તો!"

જમીને અમે આમ તેમની વાતો કરીને સૂઇ ગયા ગામડામાં રાતના દશ વાગતામાતો સોપારો પડી જાય છે. પાછલી સવારે મારી આંખ જરા જલદી ઊઘડી ગઈ. આખો દિવસ ઊંઘવામાં ખેંચી કાઢયો હતો એટલે શરિર હલકું પડી, થાકનો ભાર ઓછો થઈ ગયો હતો અને આખો સારું થઈ ગઇ હતી. મેં જોયું વિલોચન થાકથી લોથ બનીને ઘેરી નિદ્રામાં પડ્યો હતો. મુખ હાથ સ્વચ્છ કરી ઘરની બા'ર આવી મેં જોયુઃ આકાશ ધીમે ધીમે ઊજાશ પકડતું જતું હતું અને પૂર્વાકાશમાં કોકિલી ઉષા કેશ સમારી રહી હતી. આ વખતે મને સહસા વિચાર આવ્યો: "પીતાંબરને કેમ હશે અત્યારે? એનો તાવ હલકો પડ્યો હશે? વધારે હશે તો? મેના ધભરાઇ ગઇ હશે તો? મારે વાડી પર જવુંજ જોઇએ ..."

વિલોચનને જગાડવાનુ મને મન થયું. પણ મેં વિચાર્યું કે તેના મત પ્રમાણે માનવીને ઊંઘમાંથી જગાડવો એ મહા પાતક છે; અને તેમાંય પાછલી રાતની ઊંઘ! માનવીને તે મસ્ત બનાવી દે છે: સાડા આઠ વાગે ઊઠનાર વિલોચન અત્યારે ઊઠશે નહિ અને ઊઠશે તોય સાથે આવવા તૈયાર નહિ થાય; દિવસ ઊગવાને અર્ધા કલાક જેટલી વાર હતી. મેં વિચાર્યું, 'એકાદ કલાકમાં તો હું પાછો ફરી જઇશ.'

હું વાડીએ પહોંચ્યો. મેં જોયું મેના એક પુષ્પના રોપાને અર્ધ નીચી નમીને પાણી રેડતી હતી. પ્રભાત ઊગતું હતું. ઉષા પોતાના નાજુક કરથી ત્યાં આકાશમાં રંગોળી પૂરી રહી હતી, અને અહીં મારી દ્રષ્ટિ સામે એક અત્યંત રૂપવતી કન્યા, ખીલેલા પુષ્પોની વચમાં એક નાનકડા છોડનાં મૂળમાં, એનાં ગોરા ગોરા હાથમાં એક માટલી પકડી તેમાંથી જલ સીંચતી હતી. એનાં અંગ સૌષ્ઠવનો એ કલાત્મક વળાંક-લાંબી ભવ્ય ગ્રીવા પર આવેલા જમનાનાં નીર જેવાં કાળાં ભમ્મર વાળના ભરાવદાર અંબોડામાં ગુંથાયલી એ અર્ધ વિકસિત મોગરાની ફૂલકળીઓની વેણી-માટીના પાત્રમાંથી જલની એક ધારી પડતી એ ધારા-અહા, એ સર્વ કેટલું બધું આકર્ષક હતું! મેના અત્યારે મને મેના નહિ પણ ફૂલોની રાજકુમારી લાગી.

મારો પદ્ધ્વનિ તેના કાને પડતાં તે ચમકીને પાછી ફરી બોલી:

"અરે, તમે છો વીરૂભાઇ! વ્હેલી સવારમાં અત્યારે..."

વચમાંજ હું બોલી ઊઠ્યો:

"તારા પિતાની પ્રકૃતિની ભાળ કાઢવા આવ્યો છું. તેમને અત્યારે કેમ છે મેના!"

મેના બોલી:

"જરા ઠીક છે હમણા. રાત્રે બીલકુલ નિદ્રા આવી ન હતી એટલે સ્હેજ અસ્વસ્થતા

વધુ હતી. હમણા મેં મોસંબીનો રસ કાઢીને પીવાડયો, તે પછી સુઈ ગયા છે."

મેં કહ્યું:

"ઠીક, ત્યારે હું જઇશ હવે."

તે બોલી:

"ક્યાં જાવ છો? જરા બેસો તો ખરા! શું આવ્યાને શું ચાલ્યા! ખરા છો હોં તમેય તે! ચાહ પીધા વિના નિકળ્યા છો? બેસો કુવાના થાળે બેસો જરા. હું ચાહ બનાવીને આ આવી."

મેનાના શબ્દે શબ્દમાં મારા પ્રત્યેનો પ્રેમભાવ ટપકતો મેં જોયો. મેં વિચાર્યું આ છોકરીના કોમળ હૃદયને મારે ધકકો નહિ આપવો જોઇએ: મેં કુવા તરફ પગ ઉપાડયા, અને તેના થાળાની કિનાર પર જઇ બેઠો. આ કુવો પીતાંબરની વાડીને યૌવન સીંચતો હતો. મને વિચાર આવ્યો 'મેના અહીંથીજ પાણી ભરતી હશે.'

એક પ્યાલો ચાહ લઇ મેના મારી પાસે આવી.

મેં પૂછ્યું:

"એકજ પ્યાલો કેમ લાવી મેના, તું નથી પીતી?"

મેનાએ કહ્યું:

"ના. મને ચાહની ટેવ નથી."

"તારા બાપુ પીએ છે?"

"ના, કહેતા હતા કે પહેલાં બહુ પીએ પણ આજ દશ વર્ષથી તેમણે તેનો સદંતર ત્યાગ કરી દીધો છે"

"ત્યારે ચાહ લાવી ક્યાંથી?"

પણ મેનાએ ઉત્તર આપ્યો નહિ. લજ્જાથી તે જમીન તરફ એક બાજુ જોઇ રહી.

હું સમજી ગયો. મેના મારા માટેજ ખાસ સ્ટેશનના હોટલવાળા પાસેથી ચાહનું પડીકું લઈ આવી હશે અને પોતાના પીવાના દૂધમાંથી તેણે તે તૈયાર કરી હશે. મારા માટે આ અબુધ બાલિકાને કેટલી બધી લાગણી હતી!"

ચાહ પીતાં પીતાં મેં તેને કહ્યું:

"મેના, તું ભણેલી કે?"

તે બોલી:

"નિશાળમાં કદિ નથી ગઈ પણ બાપુએ મને ઘેર લખતાં વાંચતાં શીખવાડી દીધી છે અને હવે તો હું નિત્ય થોડું વાંચુંજ છું. વાંચનાં બધું સમજી પણ શકું છું."

"તારા બાપુ ભણેલા છે મેના?"

"હા, સાત ચોપડીઓ ભણ્યા છે."

"તું અહીં વાંચવાનું ક્યાંથી મેળવે છે?"

"બાપુ કોઇ વાર શહેરમાં જાય છે ત્યારે પેટી ભરીને પુસ્તકો લઈ આવે છે. મોટેથી તમને હું ચા બનાવીશ. હમણા પેટી ઊઘાડું તો તેના ખડખડાટથી વખતે બાપુ જાગી જાય."

પીતાંબર માટે મને હૃદયમાં ભારે માનની લાગણીઓ જન્મી. પોતાની નહિ એવી છોકરીના શિક્ષણ અને જીવન-સુધાર પ્રત્યે તેને કેટલી બધી ભવ્ય ચિવટ હતી! મેં તેને પૂછ્યું:

"તને ચિત્રકળાનો શોખ ખરો, મેના?"

તે બોલી:

"ખાસ કંઇ નહિ. હું એમાં કંઇ સમજી શકતી નથી પણ મને કવિતાઓ વાંચવી બહુ ગમે છે. કેટલીયે મારે મોઢે છે. ખેતરમાં ચકલીઓ ઉડાડતાં કે કુવા પરથી જલ ખેંચી પુષ્પોને સીંચતાં ખુલ્લા અવાજે હું તે ગાઉં ત્યારે મને બહુ આનંદ આવે છે."

મેં કહ્યું:

"બધાંજ કાવ્યો કંઇ સારાં નથી હોતાં મેના; એ કંઠસ્થ કરી સમય અને શક્તિનો વ્યય કરવો વ્યર્થ છે. હું તને ચિત્ર કળા તરફ દોરીશ."

તે બોલી:

"બહુ સારું. તમે ચિત્રો સાથે લાવ્યા છો!"

"લાવ્યો તો નથીઃ પણ આ રજાઓમાં અહીં દોરવા માંગું છું."

મેના સંતોષ પામતી જણાઈ. તે ઉભી થઇ મેં પૂછ્યું:

"બેસને ક્યાં જાય છે મેના?"

"તમારા માટે ફૂલો લેવા જાઉં છું."

મેં કહ્યું:

"ફૂલોની શી જરૂર છે? મેના, તારા યૌવનભર્યા અંગની સુવાસ મને આ પુષ્પોથી હજાર દરજ્જે પ્રબળતર લાગે છે."

લજ્જાથી લાલ બની ઉઠેલા ગાલ લઇ મેના જતી રહીઃ અને તુર્ત કેટલાંક પુષ્પો લાવી મારા હાથમાં મૂક્યા. મેં તે લઇ મેના ઉપર ફેંક્યા. મેનાએ મારા હાથ પકડી લઇ કહ્યું:

"અરે, આમ શું કરો છો?"

મારાથી ભૂલ થતી હોય એમ મને લાગ્યું. છતાં મેનાના સુંદર હસ્તો મેં ગ્રહી લીધા. તે પકડાઇ ગઈ. મેં તેને મારી નજીક ખેંચી ને મારા હૃદય સાથે ભીંસી દીધી ને તેના સુંદર કપોલો પર મારા ઓષ્ટો રમી રહ્યા.

હૃદયનો આ ખુલ્લો એકરાર કરતાં આજે મારું સર્વાંગ કંપે છે. મનુષ્યથી ભૂલો કાં થતી હશે? મેના પ્રત્યે મારા હૃદયમાં પ્રેમની પ્રબળતર લાગણીઓ જન્મી હતી, અને તે વેગ માંગી રહી હતી. મારા પ્રત્યેની તેની મસ્તી, પ્રભાતનો મીઠો સમય, સૌરભ પ્રસારતી વાડી, રૂપ, યૌવન, અને આ એકાંત! તમે માનો યા ન માનો, પણ ગમે તેવા યુવાનને, જો તેની પાસે કોઇ યૌવના ઉભી હોય તો તો તેનું મૂખજ ચૂમી લેવાનું મન થઇ આવે, એવું એ બધું હતું! એક...બે... ત્રણ... ? ના, પચ્ચીસ-પચ્ચીસ-ચુંબનોથી મેનાને મેં ધબરાવી મૂકી!

ઝૂંપડીમાંથી પીતાંબરનો વ્યથા ભરેલો અવાજ અમે સાંભળ્યો. તે મેનાને બોલાવી રહ્યો હતોઃ એ ઠીકજ થયું નહિંતર મારા હૃદયનો વેગ ક્યાં જઇને અટકત તે કહી શકાય તેમ નથી. આ જુવાની પણ કેવી વિચિત્ર વસ્તુ છે...

મેનાની પહેલાં હું પીતાંબર પાસે દોડી ગયો. પ્રેમનો સર્વ સામાન્ય નિયમ છે કે આપણે જેને પ્રેમ કરીએ છીએ એની વસ્તુ પણ આપણને પ્રિય લાગે છે. તેની પાસે પહોંચી મેં કહ્યું:

"હવે કેમ છે તમને?"

તે બોલ્યો

"ઠીક છે. પણ તમે આવી ગયા? હ્યો ઘણું સારું થયું. હું મેનાને તમારી પાસેજ મોકલવાનો હતો."

મેં કહ્યું,

"શું કામ હતું એવું મારું?"

"હું તમારી સાથે એક ખાસ વાત કરવા માંગું છું"

મારું હૃદય ધબકી ઉઠ્યું: મેં તે ધડકતા દીધું. હું કંઇક સમજ્યો હતો. પીતાંબર કઇ વાત માટે મને બોલાવી રહ્યો હતો!

મેનાને ઉદ્દેશી ડોસો બોલ્યો.

"વીરૂભાઇ અહીં છો બેટા. બેટા, તું છોડવાને પાણી સીંચ, જા!"

મેના પણ કંઇ સમજતી હોય તેમ જણાયું. તે ઝટ બહાર ચાલી ગઈ.

ધીમેથી ડોસાએ મને પૂછ્યું:

"તમને મેના કેવી લાગી, વીરૂભાઇ?"

હું સંકોચ અનુભવતો બોલ્યો:

"કેવો પ્રશ્ન તમે પૂછો છો?"

ડોસાએ કહ્યું:

"ઠીક પૂછી રહ્યો છું. જુવાન છોકરાને તેના સંસર્ગમાં આવતી છોકરી માટે અવશ્ય પૂછવુંજ જોઇએ."

. હું એનો ઉત્તર શું આપું ? મારા ઓષ્ટ ખુલી શકયા નહિ ને હું નીચે જોઇ રહ્યો.

ડોસાએ એક ખોંખારો કરી કહ્યું:

"હું બધું સમજું છું. આ જીવનમાં મેં લગ્ન નથી કર્યાં પણ મેનાને હવે હું જલ્દી પરણાવવા માંગું છું. મારા હૃદય સાથે મેં ગાંઠ વાળી છે કે મેનાને તમારા હાથોમાં સોંપવી. હું મેનાની છેલ્લી રીતભાત પરથી સમજી શકયો છું કે એ તમારા વિના પાગલ જેવી છે."

એમ કહી તેણે પુનઃ બે ખોંખારા ખાધા. તે ઘણો અશક્ત લાગતો હતો. પણ તેના સ્વરમાં સંતોષનો એક કંપ હતો એ હું જોઇ શકયો હતો.

"પણ.." તેણે એની થાકેલી આંખો મારા મુખ પર ઠેરવી કહ્યું: "તમે રહ્યા ભણેલા ગણેલા; મારી અભણ છોકરીને તમે સ્વિકારશો ?"

બીજી બાજુ મુખ ફેરવી લઈ હું બોલ્યો; "શા માટે નહિ સ્વિકારું ? મેનાને કોઇ 'અભણ' કહે તેનું હું મસ્તકજ ઉતારી લઉં."

° ° °

રજાઓ પૂરી થવા આવી છે. દશ દિવસ પછી અમને અહીં પૂરો દોઢ માસ અને ઉપર ચાર દિવસ થશે હવે માત્ર થોડાજ દિવસ રોકાવાનું છે. આ અરસામાં મને વિલોચનમાં આભ અને ધરતી જેટલો તફાવત જણાયો છે. તે આવ્યો ત્યારે કેવો હતો! અત્યારે કેવો છે! અમારી મૈત્રી કેવી હતી! એ અભિન્નતા અત્યારે દૂર ને દૂર કેમ જતી રહેવા લાગી છે!

તેના નિત્ય ક્રમમાં મને પુષ્કળ તફાવત જણાયો. એક દિવસ હું રાંધતો બીજે દિવસે વિલોચન. મારા રાંધવાના સમયે તે મારી પાસે દેખાતો નહિ—એટલે મને ઠીક ફાવતું. તે કયાંક ફરવા નીકળી પડતો. કયાં જતો હતો તે પણ જણાવતો નહિ, અને હું તે જાણવાની ઉત્કંઠા પણ કદિ દર્શાવતો નહિ. એ ન હોય ત્યારે હું નોટ લઈ ચિત્ર કામમાં પ્રવૃત્ત થઇ જતો. એ આવતો દેખાય એટલે તે બંધ કરીને એક એવા સ્થળે મૂકી દેતો જ્યાં વિલોચનની નજર કદિ પણ પડેજ નહિ. રાંધવાનો વિલોચનનો વારો હોય ત્યારે હું કયાં તો ચિત્ર દોરતો કે કયાં તો પીતાંબરની વાડી પર જતો રહેતો. અમે દૂર ને દૂર જઇ રહ્યા હતા. મેં એમ વિચાર્યું હતું કે વચન પાળવામાં હું કેવો એક્કો છું એમ હું વિલોચનને બતાવું ત્યારેજ ખરો. અહીં આવતાં પ્રથમ મેં ચિત્રો દોરવાનું અને વિલુએ કાવ્ય-સંગ્રહ રચવાનું નક્કી કર્યું હતું ને ?

હું ચિત્રો દોરતો અને તૈયાર કરી મેના પાસે દોડી જતો. પ્હેલું ચિત્ર મેં દોર્યું હતું= પુષ્પોદ્યાનમાં રોપાઓને જલપાત્ર વડે જલ-સીંચતી એક નવયૌવનાનું. પાછળ આકાશની બેક ગ્રાઉન્ડ મારી હતી અને ત્યાં દૂર આછી આછી રેખાઓથી ઉષા સુંદરીને ચીતરી હતી. જાણે ઉષા, ધરતી પર જલસિંચન કરતી આ સુંદરીને જોઇને, પોતાના પ્રિયતમ અરુણને મળવા જવાનું વીસરી એઠી હશે જાણે મુગ્ધ નયને નીરખી ના રહી હોય; નીચે નામ આપ્યું હતું 'જલ–સીંચન.' રંગ અને રેખાઓ પ્રસંગ અને કલ્પનાનો એવો સુંદર સુમેળ મેં પીંછીથી સાધ્યો હતો કે જોનારની નજરજ થંભી જાય.

એ ચિત્ર હું મેનાને બતાવી આવેલો, ને તેને પૂછેલું: "આ સુંદરી કોણ છે તે તું જાણે છે મેના ?"

"ના" મેનાએ કહેલું.

"એ તુંજ. તે દિવસે પ્રભાતે હું તને મળવા આવેલો એ તને યાદ છે?"

લજ્જાની મારી મેના મૌન રહેલી.

એ પછી તો મેં એવાં કંઈક ચિત્રો દોર્યાં. હું સમજ્યો હતો કે આ રીતે મેનાને હું રાજી કરી શકીશ અને મારી પ્રતિભા તેને સમજાવી શકીશ. 'પ્રમર' 'ગુંજન' 'ઝરણ' 'ફૂલોની રાજકુમારી' 'પિયુ. સદેશ' 'વિરહીણી' 'સરિતાનું જીવન' કેટકેટલાં ગણાવું? આખી બુક પૂરી થવા આવી હતી. બારસો ઓગણીસ શ્રેષ્ઠ ચિત્રોનું આલ્બમ. મેં વિચાર કર્યો પૂરાં વીસ કરી આલ્બમ પૂરું જ કરી દઉં અને તેના છેલ્લા ચિત્ર માટે કોઇ શ્રેષ્ઠ કલ્પના અને રોમાંચક પ્રસંગની હું વાટ જોતો બેઠો.

તે દિવસ—હા તે દિવસ મને બરાબર યાદ છે. રાંધવાનો મારો વારો હતો. ખૂબ ઝડપથી મેં રોટલીઓ વણી નાખી. શાક તૈયાર કરી લીધું. દિવસ એકાદ વાસડો ચઢ્યો હશે. દ્વાર બંધ કરી હું પીતાંબરની વાડી તરફ નીકળી પડ્યો. રસ્તામાં મેં વિચાર કરી લીધો: આજે મેનાને ચમકાવી મૂકું. વાડીના મુખ્ય દ્વાર વાટે નહિ પણ બીજા માર્ગે—ખેતરોમાં થઇને—મારે કુવા પર જવું અને ત્યાંથી "મેના! મેના!" કહીને બૂમ પાડવી! મેના ઝુંપડીમાંથી બહાર નીકળશે અને વાડીનો ઝાંપો ખોલવા દોડશે, ત્યારે પાછળથી હું અટ્ટહાસ કરી ઉઠી મેનાને એવી બનાવીશ—એવી બનાવીશ—

આ વિચાર આવતાં માર્ગમાં ચાલતાં ચાલતાં પણ હું ખૂબ હસી પડેલો. મને વીસમા ચિત્રનું સુંદર વસ્તુ હાથ લાગી આવ્યું હતું. પિયુની શોધ કરતી સુંદરીની, આંખોની વ્યગ્રતામય વેધકતા—નેત્રો પર આવેલી ભ્રકુટિનો સહેજ સંકોચ—ગાલપર આશંકાનો આછો આછો ઘેરો રંગ—વાહ, એ બધું મારી આંગળીઓ ચિત્ર ફલકપર ઉતારી મૂકશે ત્યારે!

ધીમી ચાલે હું પીતાંબરની વાડીમાં પ્રવેશ્યો. અને કુવા તરફ સહેજ પણ અવાજ ન થાય એ રીતે આગળ આગળ વધ્યો; ત્યાં...

મારી દ્રષ્ટિએ દૂરથી જોયું કે કુવાના થાળા પર બે વ્યક્તિઓ હતી. તેમાં એક પુરુષ હતો અને બીજી સ્ત્રી. સ્ત્રી પુરુષના ખોળામાં આડી પડી હતી અને પુરુષ સ્ત્રીના કાળા કાળા વાળ પર ધીમે ધીમે કંઇ ગણગણતો હતો. પુરુષ વિલોચન હતો, સ્ત્રી મેના.

ખૂબ વધુ સાવચેતીથી હું દશેક ડગ આગળ વધ્યો. અને એક વૃક્ષના થડની આડમાં બેસી ગયો.

વિલોચન મેનાને પૂછતો હતો.

"પેલું ગીત તને આવડ્યું મેના?"

મેનાએ કહ્યું:

"કયું હમણાં છેલ્લું લખ્યું એ, "મનની વાત?"

વિલોચને કહ્યું:

"હા એજ. એ તને કેવું લાગ્યું?"

"ખૂબજ સરસ. તમારા હમણાં લખેલા બધાંજ કાવ્યો પર હું તો ગાંડી બની ગઈ છું. અને તેમાંય 'મનની વાત'નું કાવ્ય તો હજી કાલેજ તમે લખ્યું છે ને આજે તો મનેયે મોઢે થઇ ગયું છે."

"એમ?" વિલોચને આગ્રહ કર્યો.

"ત્યારે તો એ ગા, મેના!"

મેનાએ ગાવાનું શરૂ કર્યું:

હું કવિ નથી અને મારી સ્મરણશક્તિ એટલી બધી તેજ નથી કે કાવ્યને અક્ષરશઃ અહિં રજૂ કરું. પણ એટલું તો જાણું છું કે એક પ્રેયસી, તેના પ્રિયતમને પોતાના મનની વાત કહેતી હતી. અને એના મનના ઉમળકા વિલોચને કાવ્યમાં આબેહૂબ રીતે ઉતાર્યાં હતા. જાણે તે પ્રેયસીના હૃદયમાં ઘૂસીને એ હૃદયની છાની છાની વાત શોધી લાવ્યો હતો અને

કાવ્યમાં કલાત્મક રીતે તેણે તે ગૂંથી લીધી હતી. મેનાઃ એક સ્ત્રીના હલકમાંથી આ ગાન છૂટતું હતું. પ્રેયસી કહેતી હતી, પ્રિયતમ સાંભળતો હતો!

હું દીગ્મૂઢ થઇ ગયો. મારા કાન આ શું સાંભળતા હતા! મારી દ્રષ્ટિ આ કયું દ્રશ્ય જોતી હતી! ધરતી મારા પગો નીચેથી મને સરી જતી લાગી. મારૂં મગજ બ્હેરાટ મારી ઊઠયું. મારૂં સર્વાંગ ક્રોધથી કંપી રહ્યું. મેનાનું ગાન આગળ વધી રહ્યું હતું, અને એ મારા કાનમાં ઘૂસી જઈ રહ્યું હતું. પણ મારે એ સાંભળવું ન હતું. એનો એકેક શબ્દ મારા હૃદયમાં હજાર હજાર કટકા કરી રહ્યો હતો. કાનમાં ખૂબ બળપૂર્વક મેં આંગળીઓ ખોસી દીધી; અને ધીમા ડગલે હું પાછો ફર્યો. આ વિલોચન! જેને હું પ્રાણથી પણ અધિક ચાહતો હતો! મારાથી લેશ માત્ર પણ ભિન્ન સમજતો-ન હતો તેણે શું કર્યું હતું? વિલોચન મને, એક મહાન હત્યારો, એક મહાન ડાકૂ લાગ્યો. તેણે મારૂં જીવન લૂંટી લીધું હતું મારી આશાઓનું ગળું એના લોખંડી હાથોથી ભીંસી નાંખ્યું હતું. કઇ અભાગી પળોએ એ મને મળ્યો હશે?

હું ઘેર આવ્યો ને તુર્ત મેં પીંછી પકડી. છેલ્લા—વીસમા ચિત્રનું વસ્તુ મને અચાનક કેવું મળી ગયું હતું! ચિત્ર ફલક પર મારી પીંછી ફરતીજ ગઇ ફરતીજ ગઇ. અર્ધા કલાકમાં તો મેં ચિત્ર પુરૂં કરી લીધું. એકજ બેઠકમાં પૂરૂં કરી લીધું. એકજ બેઠકમાં ચિત્રનું વસ્તુ ફલક પર મેં આમ ઉતાર્યું હતુંઃ

એક રાજકુમાર જંગલમાં સૂતો છે ને દૂર એક મૃગણી છે. રાજકુમારના ગળામાં સુવર્ણની એક સરી માળા છે. અને મૃગણીના ગળામાં પણ એવીજ એક સરી સુવર્ણ માળા છે. એ પરથી એવો ભાસ થાય છે કે તે રાજકુમારની પાળેલી છે અને રાજકુમારને તેના પર હેત છે. થોડે દૂર એક બીનકાર બીન બજાવતો બેઠો છે. એનો હેતુ મૃગણીને રાજકુમાર પાસેથી છીનવી લેવાનો છે. બીનકારની આંખમાં ખંધાઇ છેઃ અને મુખ પર વિકાળતા. પણ સંગીત પર તેનો પૂરો કાબૂ છે. ભોળી મૃગણી જાણતી નથી કે બીનકારની ખોટી કળા પર તે મોહી રહી છે મૃગણીની આંખમાં સંગીતનો ઘેન છે. સંગીત પર આકર્ષાઇ મૃગણી બીનકારની નજીક ડોક ઉંચી કરી નિઃસહાય થઇ જાણે ઉભી છે. એ પરથી સ્પષ્ટ કહી શકાય એમ છે કે બીનકાર પોતાની કળામાં ફાવ્યો છે. રાજકુમારની પીઠ પાછળ બીનકારે આબાદ ઘા કર્યો છે. રાજકુમાર જરા જાગતો દેખાડાયો છે એ એટલા માટે બતાવવામાં આવ્યું છે કે રાજકુમારે તેની પ્રાણાધિક મૃગણીને બીનકાર પાસે જોઇ લીધી છે ને તેણે પોતાની હરીફને પીછાણી લીધો છે. સંગીત લુબ્ધ મૃગણીની એકાગ્રતા—બીનકારની ખંધાઇ—રાજકુમારની વ્યથા—એવું એવું તો કેટલુંય પીંછીથી મેં ચિત્રફલક ઉતારી દીધું! મારી કળા અહીં પૂર્ણ રીતે ખીલેલી મને લાગી. જીવનમાં આવું ચિત્ર મારી પીંછીથી આજ સુધી નથી દોરાયું. જરા વધુ પડતો વિશ્વાસ તમને ભલે જણાય, પણ મને કહેવાજ દો કે આવું અદ્દભુત ચિત્ર મેં મારી દ્રષ્ટિથી ક્યાંયે પણ જોયું નથી. છેલ્લો હાથ મારી મેં ચિત્ર પૂર્ણ કરી લીધુંઃ ને નીચે પુષ્કળ મંથન પછી નામ આપ્યુંઃ "પ્રતિસ્પર્ધિ"

આજે હૃદય સાથે મેં મજબૂત ગાંઠ વાળીઃ હવે કદિ ચિત્ર નહિ દોરૂં. હું ઊભો થયો. પીંછી મેં તોડી નાંખી રંગ ઢોળી નાખ્યો,

ને રંગની પેટીનો ભાંગીને ભૂક્કો કરી હું ઘર પાછળના ઊંડા ખાડામાં ફેંકી આવ્યો! ભલા, હવે કોના માટે ચિત્ર દોરવાનું હતું?

બહુ મોડો વિલોચન આવ્યો મેં કહ્યું:

"અત્યાર સુધી ક્યાં મર્યો હતો?"

તેણે જરા પણ ઉશ્કેરાયા વિના ઉત્તર આપ્યો.

"મરેલાઓને પાછા વળતા તેં કદી જોયા છે?"

કંટાળીને મેં કહ્યું:

"સીધી વાત કર અહીં આવીને તું એકલો એકલો ક્યાં રખડયા કરે છે? તારા જમણ માટે પણ મારે રોજ રોજ ખોટી થવાનું! મને હવે એવી ચિંતા રાખવી નહિ પાલવે હું થોડોજ તારી પત્ની છું!"

તે બોલ્યો.

"ભલા માણસ મેં એવું ક્યારે કહ્યું? તું મારી પત્ની નથી તો એમ માનજે કે હું તારી પત્ની છું"

મેં કહ્યું.

"તારા જેવી રખડતી પત્નીનું તો હું ગળુંજ દાબી દઉં"

વિલોચને કહ્યું.

"તું મારું ગળું દાબવા આવે તે પહેલાં હું તારું નાકજ કરડી ખાઉં."

મેં ક્રોધિત થઇને કહ્યું:

"મારી સાથે અકડીને વાત નહિ કર. તું મને શું સમજે છે?"

"હું તને માણસ સમજું છું, કંઇ ઢોર થોડોજ સમજું છું. ચાલ, ખાવાનું લાવ, ભૂખ બહુજ કકડીને લાગી છે."

મેં તિરસ્કારપૂર્વક કહ્યું:

"હું તારો નોકર નથી. પેલું રહ્યું. તારા હાથ તૂટેલા નથી. લઇ લે."

વિલોચને કંઇ પણ વધુ બોલ્યા વિના ખાવાનું લઇ આરોગવા માંડયું. તેણે એમ પણ પૂછયું નહિ કે મેં ખાધું છે કે કેમ?

તે દિવસ અને રાત અમે એક બીજા સાથે કોઇ પણ જાતની વાત કર્યા વિના પસાર કરી. રાત્રે કોઇ રાધવા ઊઠયું નહિ ભૂખ્યા પેટેજ અમે પડી રહ્યા.

સવારે ઊઠીને જોઉં છું તો વિલોચન ત્યાં નહતો. મેં વિચાર્યું. પીતાંબરને બધીજ વાત જણાવી દઉં. એ ડોસાને મારા પ્રત્યે બહુજ મમતા હતી દુષ્ટ વિલોચને તેની છોકરીને કવિતાને બહાને પોતાની કરી લીધી હતી એ સમાચાર તેને હું પહોંચાડીશ ત્યારે તેના વૃદ્ધ આત્માને કેટલું બધું દુઃખ થશે.

મેં ચિત્ર–પોથી કાઢીને એવી રીતે મૂકી કે વિલોચન ઘરમાં પેસે કે તુરત તેની દૃષ્ટિ 'પ્રતિસ્પર્ધિ'ના ચિત્ર પરજ પડે. તેના છાનાં પ્રણયની વાત હું જાણું છું એવું એ ચિત્ર જોઇને તત્કાળ સમજી જશે, અને એ પછી વિલોચન કેવો લજ્જિત બની પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા આવશે! અહા, ત્યારે કેવી મઝા આવશે?

ચિત્રને બરાબર મૂકી દ્વાર બંધ કરી તે પર માત્ર સાંકળ ચઢાવીનેજ હું બહાર નીકળ્યો. આ વખતે મેં વિચાર્યું કે વિલોચન જરૂર મેના સાથે કુવા પર હશે એટલે મેં અત્યારે ત્રીજો માર્ગ લીધો. નદીની ભેખડોના કીનારે કીનારે થઇ પીતાંબરની ઝૂંપડીમાં જવું. ડોસો બીચારો ખાટલામાંજ પડયો હશે. તેને બધી વાત જણાવીને ઝૂંપડી બહાર લાવી મેના સાથે પ્રણય કરતા વિલોચનને આબાદ પકડાવી દેવો! આવી સરસ કલ્પના માટે મારી બુદ્ધિ પર હું મુગ્ધ બની ગયો. ને ઝડપથી નદીની ભેખડ ઉપર આવી ગયો. ...

એક ક્ષણમાં મારી દ્રષ્ટિએ જોયું: મારાથી દશેક ડગલાં દૂર વિલોચન અને મેના એ ભેખડ પર ઉભાં રહીને નદીના વ્હેતા જલને જોઈ રહેવામાં તલ્લીન બનેલાં છે. મેં તેમને કુવા પર કલ્પ્યાં હતા પણ તેઓ અહીં ફરવા આવેલાં જણાય છે મેનાનો હાથ વિલોચનના હાથમાં છેઃ બંને એકાગ્ર છે–બંનેની પીઠ મારા તરફ છે. મારા પગના અવાજની પણ તેમને જાણ નથી પડી એવાં તો એ મુગ્ધ છે. એક ક્ષણ–હા, એ એક ક્ષણમાં તો મને હજારો વિચારો આવી ગયા. આ રૂપરૂપના અંબાર જેવી છોકરીને દુષ્ટ વિલોચન મારા હાથમાંથી ઝુંટવી ગયો હતો. મારી ઊર્મિઓને તેણે સળગાવી મૂકી હતી. મારા સુખનું બહુજ ક્રૂર રીતે નીકંદન કાઢયું હતું. મારા હૃદયમાં ઈર્ષાની પ્રચંડ જ્વાલાઓ ભભૂકી ઊઠી. જેને મિત્ર સમજ્યો તેજ મહા ભયંકર હરીફ નીવડયો–મને એકાએક એક કલ્પના આવી–ભયાનક કલ્પના! વિલોચનનુંજ નીકંદન કાં ન કાઢી નાખવું? હા, હા, એ દુષ્ટ એનેજ યોગ્ય હતો. ડાબા હાથનો એક જોરદાર ધક્કો અને ખેલ ખલાસ. પાણીના અનંત ઊંડાણમાં વિલોચનનો દેહ ગબડી પડશે...અહીં કોણ જોનાર હતું? મેનાને પગે પડી હું કહીશ 'તારા પ્રેમ માટે મેં આ કર્યું છે. મેના, તારા વિના એક પળ પણ મને જીવવું કઠિન છે એટલેજ આવું ભયંકર કૃત્ય મેં કર્યું છે.' મને વિશ્વાસ આવ્યો એ અબુધ બાલિકા અવશ્ય મને બચાવી લેશે.'

મેં ધક્કો માર્યો. ખૂબ બળપૂર્વક બરાબર વિલોચનનેજ. પાણીમાં એક જોરદાર ધુબાકો થએલો મેં સાંભળ્યો. મારી આંખો બંધ થઇ ગઇ. એક ક્ષણમાં તે ઊઘડી. પણ ઓહ–મેં કેવું ભયાનક કૃત્ય કર્યું હતું? મેના ભેખડ પર ન હતી! વિલોચનના હાથમાં તેનો હાથ હતો–વૈરની પ્રચંડ આગમાં બળતા એ સત્ય, મને સમજાયું નહિ! વિલોચન સાથે નદીમાં તે પણ ગબડી પડી હતી! મારાં નેત્રોને તમ્મર આવી ગયાં. હું ત્યાંજ ફસડાઇ પડયો.

–કેટલી ક્ષણો પછી હું ભાનમાં આવ્યો તેનું મને સ્મરણ નથી. થોડીજ ક્ષણો પર મેં કેવું ભયંકર કાર્ય કર્યું હતું તેનું મને ભાન થયું. ચારે દિશામાં દૂર દૂર મેં દ્રષ્ટિ લબાવી. કોઇ જોતું તો ન્હોતું ને?

હું નાઠો પીતાંબર પાસે જવામાં મને સલામતી લાગી. હું તેની વાડીમાં પેઠો. ખીલેલાં પુષ્પો હવામાં ઝુલી રહ્યાં હતાં મંદ મંદ સમિર વાતો હતો. પણ મારા હૃદયમાં હજારો ઝેરી વીંછીઓના ડંખ વાગતા હતા. હું કુવા પર આવ્યો અહીં કાલે મેં વિલોચન અને મેનાને જોયાં હતાં મારા હૃદયે એક વિચિત્ર કંપ અનુભવ્યો. કુવાની કીનાર પર એક પુસ્તક પડેલું મારી દ્રષ્ટિએ જોયું. મેં તે ઉપાડી લીધું.

તે એક નોટબુક હતી મેં તેને ખોલી. પ્હેલા પાના પરજ મારી દ્રષ્ટિ સ્થિર થઈ ગઇ. હું ચમકયો તે પર મારાજ હસ્તાક્ષરો હતા મેં લખ્યું હતું:

"વિલોચનનેઃ નૂતન કાવ્યોના સર્જન માટે."

મારા હૃદય પર વિજળી તુટી પડી હોય તેમ મને લાગ્યું આ તેજ નોટબુક જે મેં અહીં આવતાં પ્રથમ હર્ષભેર વિલોચનને ભેટ આપી હતી, અને અહીં રજાઓમાં નૂતન કાવ્યો સર્જવાનું આગ્રહપૂર્વક ઠ્યાણ કર્યું હતું. મેં તેના પાના ફેરવ્યાં. વિલોચને કાવ્યોથી નોટ ભરી દીધી હતી. પહેલા કાવ્યનું શિર્ષક હતું: 'અજાણી', પછી આવતાં હતાં 'લોચનનાં

નતૃ', 'ફૂલ-બાલિકા', 'મોગરાની કળી', 'મિલન', 'કવિની પ્રિયતમા', 'ને મનની વાત', આમાં તેંતાલીસ કાવ્યો! છેલ્લા તેંતાલીસમાં કાવ્ય પર મારી દ્રષ્ટિ થંભી ગઇ: એનું શિર્ષક હતું: 'પ્રતિસ્પર્ધિ.'

હું મૂંઝાઇ ઊઠયો. કંઇક સમજ્યો પણ ખરો. વિલોચન આ પુસ્તક મારા હાથમાં આવે એ કારણેજ કુવા પર તે પડેલુ છોડીને મેના સાથે નીકળી ગયો હોવો જોઇએ. વિલોચન મને તેનો પ્રતિસ્પર્ધિ ગણતો હતો! હું તેનો પ્રણય જાણતો હતો એની શું એનેય ખબર પડી ગઇ હતી! ઝડપથી મારી દ્દષ્ટિ,એ આખાય કાવ્યની લીટી લીટી પર ફરી વળી. તેનો ભાવાર્થ આમ હતો.

'લીમડાના ઝાડની એક ડાળે એક માદા ી એકલું બેઠું હતું. ત્યાં એક દિવસ એક પંખી આવ્યું. તેની જાત માદા કરતા ે હતી રંગ જૂદો હતો છતા એકલતા ળવા માટે માદાએ તેના પ્રત્યે પોતાના હૃદયની મમતા વ્હેતી મૂકી. નરપંખીએ માદાને કહ્યુ 'મને તારા જેવું ગાતા નથી આવડતુ પણ માળો બાધવાનું કામ હું સરસ રીતે જાણું છું. તે હું તને શીખવીશ.' અને એમ કહી તે નર જાતજાતનાં તરણાં લઇ આવ્યો; પણ માદાને એમાં રસ પડતો નહિ. એક દિવસ એ માદા બેઠી હતી તે ડાળે એક બીજું નર પંખી આવ્યું, તેનો રંગ માદાના રંગ જેવો હતો. જાત પણ એક હતી અને ભાત પણ તેના જેવીજ ધાટીલી ચાંચ, એવાજ રંગના પીછાં, એવાજ પગ અને એના જેવીજ ટહૂકારને હરસાદાર ડોક. માદા તેના પર આકર્ષાઇ અને પ્રાણ પાથરવા તત્પર થઇ. પછી તો તે નર-પંખીએ ચાંચ ખોલીને ગાવા માંડયું તો માદા તો પાગલ બની ગઇ ને તેના સૂરમાં પોતાના સૂરને મેળવી દીધો. એક દિવસ પેલું નર પંખી આ જોડાને જોઇ ગયું એટલે માદાએ તેને કહ્યું: "ભાઇ, તું જાણતો મા. તારા ને મારા માર્ગ જૂદા છે-તારો ને મારો રંગ નીરાળો છે-તને જે વાતમાં રસ છે તેમાં મને ગતાગમ પડતી નથી. મારેતો ઊડવું છે અનંતના પાંખે-આભનાં ઓવારે-તારી સાથે મને જીવન બાંધવું ન પાલવે. ભાઈ, તું તારા કામે વળગ. મારા આ પ્રાણનો પ્રતિસ્પર્ધિ મા થજે. એમ કરવાનો મને નિસર્ગિક હક્ક છે. તું મમતા મેળવશે પણ પ્યાર નહિ એ તો આને અર્પણ થઇ ચૂકયો-એ માટે તું નકામો તારા હૃદયને કષ્ટ મા આપજે ભાઈ" એવું કહી એ લીમડાની ડાળ પરથી બંને પ્રેમી પંખીઓ પાંખોનો ફફડાટ કરી હવામાં ઉડી ગયાં!'

એકજ શ્વાસે હું કાવ્ય વાંચી ગયો. એક વાર બેવાર-ત્રણવાર મારી આસપાસની દુનિયા મને ફરતી દેખાઈ. મારા હૃદયમાં તુમુલ તોફાને તાંડવ મચાવ્યું. એ તાંડવની પાછળ ઉઠતો એક અવાજ જાણે મને કહેતો હતો. 'કોણ કોનું પ્રતિસ્પર્ધિ હતું?'

નોટ બગલમાં દબાવી મેં ઝડપભેર ઘર-ભણી પગલાં ઉપાડયા.

• • •

હું ઘેર આવ્યો દ્વાર બોલી દીધાં. 'પ્રતિસ્પર્ધિ'નું ચિત્ર મારા મુખપર જાણે ચુકતું જ્યા હતું ત્યાજ પડેલું હતું. મેં હાથમાં ચપ્પુ લીધું ને એ ચિત્રને આડું ને અવળું, ઊભું ને વાંકું જેમ આવે તેમ ચીરી નાંખ્યું. એક ગાંડા માણસની જેમ હું એ ચિત્ર-પોથીમાં ચપ્પુ મારી રહ્યો હતો. કોઇ યુગ યુગનો વેરી, દુશ્મનનું કાળજું ખંજર વતી ચીરી નાંખે તેમ હું કયાંય સુધી મારાં બધાંજ ચિત્રો ચીરતોજ ગયો. ચીરતોજ ગયો...

ને ચુલામાં આગ સળગાવી મેં એ ચીરાઓને તેમાં ફેંકી દીધાં. હું ભૂતકાળને મારા સ્મરણમાંથી ભૂસી નાંખવા મરણીયો બન્યો હતો.

પાપ કદિ ઉંઘવા દેતું નથી. આખી રાત હું જાગતો રહ્યો. દ્વાર બંધ કરીને હું પડયો હતો. મને પળેપળ વિચારો આવતા હતા. અત્યાર સુધી મેના ઘર નહિ આવી હોય તો, અશક્ત બીચારો, પીતાંબર ડોસો શું કરતો હશે? મેં આંખો બંધ કરી દીધી પણ મનચક્ષુ થોડાંજ બંધ કરી શકાય છે! મને લાગ્યું: બળપૂર્વક કોઇ મારા દ્વારને ઠોકી રહ્યું હતું. મેના અને વિલોચન તો નહિ હોય! કોઇ મારા ગળા પર પોતાનો પંજો ભીડી જાણે કહેતું હતું 'હત્યારા તુંજ મારો ખરો પ્રતિસ્પર્ધિ છે આજે હું તારો રોટો પીસવા આવ્યો છું' એ વિલોચન તો નહિ હોય! ઘરની દિવાલો જાણે મને કહેતી હતી. 'ઉભો રે પાપી, હું હમણા તને ભીંસી મારું છું' પુનઃ વિલોચનની મૂર્તિ ઉપસ્થિત થએલી મેં દીઠી. જાણે કહેતી હતી. "દોસ્ત વીરૂ! મને અહીં લાવી અંતે દગોજ કર્યો! મારા માતપીતાને તું શું મુખ દેખાડીશ!"

મેનાની મૂર્તિએ એ પછી દેખા દીધી. કેવી નિર્દોષ ભોળી છોકરી! એક પળ પછી મેં સાંભળ્યું: પીતાંબર ડોસો જાણે અવાજ ફાટી જાય એવી રીતે બૂમ પાડી મારા દ્વાર ઠોકતો કહેતો હતો:

"હત્યારા, મારી સોના જેવી દીકરી લાવ."

હું દોડયો ને દ્વાર ખોલી દીધાં. મને લાગ્યું હું પાગલ થઇ ગયો હતો. બૂમાબૂમ કરી મેં આડોશી પાડોશીઓને જગાડતાં કહ્યું: "વિલોચન હજી સુધી કેમ નહિ આવ્યો હોય?" સૌએ કહ્યું "પીતાંબરની વાડીમાં હશે" એ બીચારા કયાંથી જાણે કે હવે એ પીતાંબરની વાડીમાં કદિ દેખાવાનો નથી. હું તેને સાફ કરીને આવ્યો છું, અને કાયદાની ચુંગાલમાંથી બચવા માટે સૌને હેરાન કરી રહ્યો છું.

સૌને લઇ હું વાડીમાં આવ્યો. ડોસો બેચેન હતો. પથારીમાંથી ઉઠવાને પણ તે અશકત હતો. 'મારી મેના લાવો' એવી બૂમો પાડયા કરતો હતો. મેં કહ્યું "વિલોચન પણ નથી" ત્યારે ડોસાએ ત્રાડ પાડી કહ્યું, "ચાલ ચાલ્યો જા અહીંથી પાજી! તેંજ એને નસાડી મૂકી છે!"

અમે સૌ વિખરાયા. બધાને મેં સમજાવવા પ્રયત્ન કર્યો કે 'જરૂર એ લોકો ભાગી ગયા હોવા જોઇએ.' એટલે સવારે પહેલી ટ્રેનમાં મારે તેમને ખોળવા નીકળી પડવું જોઇએ.' અને વધુમાં ઉમેર્યું કે એ ગમે ત્યાં ગયા હોય કયાંય સંતાઇ શકશે નહિ. ધરતીના ગમે તેવા ખૂણામાંથી પણ હું તેમને પકડી લાવીશ."

° ° °

એ વાતને આજ સત્તર સત્તર વર્ષ વીતી ગયાં છે. આજે હું જિલ્લા-કલેકટરના માનવંતા હોદ્દા પર છું. ગુજરાતમાં જલ-પ્રલયે મહા ઉત્પાત મચાવ્યો હતો, અને તેથી બીચારા ખેડૂતોને પારાવાર નુકશાન વેઠવું પડયું હતું. તેની વીગતો મેળવવા હું જાતે મારા તાબાનાં એ અમલદારો અને બેએક પટાવાળા લઇને પ્રવાસમાં નીકળ્યો છું. અને ફરતો ફરતો મારા ગામમાં પણ આવ્યો છું. મારી સાથે છે તે સર્કલ ઇન્સ્પેકટર એક વૃદ્ધ માણસ છે. તે મને જમીનોની ઓળખાણ આપે છે:

"સાહેબ, નદી અહીં પણ ફરી વળી હતી. અને સાહેબ, પણે જુવો, ત્યાં તો આજથી થોડાંક વર્ષો પર એક સુંદર વાડી હતી."

"વાડી?" મેં પૂછ્યું. મારાથી પૂછાઇ જવાયું.



# સુલતાન



**યુવાન હૈયાં ઉકેલતી મુસ્લિમ સંસારની સામાજિક નવલકથા**

લેખક:  "તુરાબ"

(ચાલુ વાર્તા)

"વર્ષો સુખમાં વિતવા લાગ્યા અને આ સમય દરમ્યાન દંપતિને ત્રણ સંતાન પણ થઇ ગયા. પણ ઇસાબેલને પોતાના પિતાની યાદ, પોતાના પહેલા પ્રેમીનું સ્મરણ અને કાર્લાઇલ વિષેનો ભય હરદમ સતાવ્યા કરતા. લેવીસનને ભૂલી જવા માટે ઇસાબેલ બહુજ પ્રયત્ન કરતી હતી તેને પોતાના પતિ પ્રતિ એટલો પ્રેમ ઉત્પન્ન થયો હતો કે તેને ભય લાગતો કે લેવીસન જોડે ફરી ક્યારે તેનો ભેટો થાય અને તેના તરફના અનુરાગની નિર્બળતાને લીધે રખે પોતાના પતિ તરફ તેનો પ્રેમ મોળો પડે. આ ઉપરાંત સ્ત્રી સુલભ સ્વભાવ પ્રમાણે પોતાના પતિને કોઇ બીજી સ્ત્રી ચીલઝડપ મારી રખે ઉચકી જાય તેનો ભય પણ બળવત્તો થતો હતો. અને પોતે મરી જાય અને પોતાનો પતિ બીજા લગ્ન કરે તો પોતાનાં ત્રણ પ્યારાં સંતાનોનું શું થાય એવા એવા અણગમતા વિચાર તેને સતાવ્યા કરતાં.

"સંજોગો શિકાર ખેલવા નીકળ્યા. કાર્લાઇલના ભલા સ્વભાવે કોઇનું ભલું થાય એ દૃષ્ટિથી એક પુરૂષને તેનું કામ થઇ જાય તેટલા દહાડા માટે, પોતાને ત્યાં આશ્રય આપ્યો: અને આ પુરૂષ તે બીજો કોઇ નહિ પણ કેપ્ટન લેવીસન હતો. અંગારના સાન્નિધ્યથી ઘી ઓગળવા લાગ્યું. લેવીસન કાંઇ સિધ્ધાંતવાદી પુરૂષ નહોતો. તેણે સ્વાર્થ સાધવા માટે પોતાના આશ્રયદાતા અને પોતાની ભૂતપૂર્વની પ્રેમદા ઇસાબેલના સ્નેહાળ પતિ કાર્લાઇલ તરફ ઇસાબેલના કાન ભંભેરવાનું શરૂ કર્યું:

"પોતાના ભાઇને ખૂનના આરોપમાંથી નિર્દોષ ઠરાવવા માટે બારબરાને જે કોઇ ઉપયોગી બાતમી મળતી તે તે કાર્લાઇલને પહોંચાડતી. કાર્લાઇલ અને બારબરાની આ ખાનગી મુલાકાતોનો અવળો અર્થ લેવીસને ઇસાબેલને સમજાવ્યો.

"કાચા કાનની ઇસાબેલાને આ વાતમાં તથ્ય જણાયું અને આવી એક ખાનગી મુલાકાતનો લેવીસને ઇસાબેલાને સાક્ષાત્કાર કરાવ્યો ત્યારે સંશયે ડોલતા ઇસાબેલાના દિલને સમર્થન મળ્યું. પરિણામે તે પોતાના સંતાનો અને પતિને મૂકી લેવીસન સાથે ફ્રાન્સ નાસી જાય છે.

"લેવીસનના બાળકની ઇસાબેલ માતા બનવાની તૈયારીમાં હોય છે ત્યારે તે લેવીસનને

પોતાની જોડે કાયદેસર લગ્ન કરવાને જણાવે છે. પરન્તુ સૌંદર્યપિપાસુ લેવીસન ઇસાબેલનું અપમાન કરી તેને નિરાધાર મૂકી ત્યાંથી નાસી છૂટે છે.

"ઇસાબેલને નનામી બાપનો પુત્ર અવતરે છે. પ્રસુતિ પછી પુરી શક્તિ ઇસાબેલમાં આવે છે ત્યારે દુ:ખની યાદી અપાવતી જગ્યા છોડીને બીજે ક્યાં ચાલી જવાને તે વિચાર કરે છે. અને રેલ્વે માર્ગે નીકળી પડે છે. ક્રમનસીબે કે ખુશનસીબે આગગાડીને અકસ્માત નડે છે અને અકસ્માતમાં ઇસાબેલનો બાળક કચડાઇ મરણ પામે છે. અને કોઇ ભૂલથી અકસ્માતના ભોગ થનારાંના લીસ્ટમાં ઇસાબેલનું નામ પણ નોંધાઇ જાય છે. ઇસાબેલના પ્રાણ તો બચી જાય છે પણ તેના મ્હોડા ઉપરના મ્હોટા ઝખમના કારણે તે બદસૂરત જેવી બની જાય છે. સૌંદર્યના દુરૂપયોગની આ કુદરતી શિક્ષા તો નહિ હોય !

"ઇસાબેલ સારી થતાં જીવનનિર્વાહ માટે કાંઇ કામકાજ શોધવાનો તેણે નિર્ધાર કર્યો સંગીત તો તે સારૂં જાણતી હતી અને ફ્રેન્ચ ભાષા પણ તેને સારી આવડતી હતી. વારસામાં મળેલી આ લાયકાત તેને "ગવરનેસ"ની નોકરી અપાવી દે છે.

"સમયનું ચક્ર ફરતાં ઇસાબેલની શેઠાણીને બહારગામ જવાનું થાય છે અને પરિણામે ઇસાબેલની સેવાની તેને આવશ્યકતા રહેતી નથી: પરંતુ ભલી શેઠાણી ઇસાબેલને એક ખાનદાન કુટુમ્બ પર સુંદર ભલામણ પત્ર લખી આપી તેની નોકરીની વ્યવસ્થા કરી આપે છે. આ કુટુમ્બ બીજું કોઈ નહિ પણ ઇસાબેલના પહેલા પતિ કાર્લાઇલનું હોય છે.

"ઇસાબેલના નાસી જવા પછી તેની ખુબ તપાસ કરવા છતાં લાંબા સમય સુધી તેની કાંઇ ખબરઅંતર નહિ મળતાં અને છેવટે રેલ્વેના અકસ્માતમાં તેના મૃત્યુના સમાચાર મળતાં કાર્લાઇલને તેનાથી છુટાછેડા લેવા પડે છે અને બારબરા હેર જોડે તે બીજા લગ્ન કરે છે. બારબરાને પુત્રનો જન્મ થાય છે અને તેને કાર્લાઇલની પહેલી પત્નિનો પુત્ર બીમાર પડવાથી તેની સંભાળ માટે એક ચાકરડીની જરૂર પડે છે, અને પોતાનાં બાળકોને ફરી એકવાર મળવાની તમન્નાના કારણે માતાનું દિલ ઇસાબેલને પોતાનાજ જુના ઘરમાં પોતાનાજ દિકરાની નિગરાની કરનાર ચાકરડી તરીકે નોકર રહેવાની ફરજ પાડે છે. કઠીન પરિસ્થિતિ ! ઇસાબેલના ચ્હેરા પર પડેલા કારમી ઘાથી તે બહુ મુશ્કેલીથી ઓળખાય શકે એમ હોવાથી તે આ નોકરી માન્ય રાખે છે અને પોતે ઓળખાય નહિ જાય એની વધારે સાવચેતી માટે તે નીલવર્ણા ચશ્માનો સ્વાંગ સજે છે.

"પોતાના જુનાં ઘરમાં ઇસાબેલને એક સ્ત્રીના અંતરને હામનાર, એક પત્નિના દિલને છૂંદનાર અને એક માતાના કલેજાને કાપનાર અનેક અનુભવો થાય છે.

"અંતમાં ખરો ખૂની કેપ્ટન લેવીસન સાબીત થાય છે. ઇસાબેલનો બીમાર પુત્ર માતાના ગંમાં ઇસાબેલના ખોળામાંજ મૃત્યુ પામે છે. અને પુત્રના આખરી સમયે પણ માતા તરીકે પ્રકટ નહિ થઇ શકવાની પોતાની અશક્તિ આદિ દુ:ખોના ભારણથી ઇસાબેલ પણ થોડા દિવસોમાં મરણ પામે છે અને કાર્લાઇલ ત્યારે જાણે છે કે મર્હૂમ તેની પહેલી પત્નિ હતી !"

"આમ વહેમના વમળમાં તણાઇને ઇસાબેલે પોતાનો આખો સંસાર ડુબાડી દીધો.

પલટાયલા મનોભાવનો સંચાર થતો હતો, એકલ્પનીય સંબોધનનો ઉપયોગ ઊતરતી પંક્તિના માનવ માટે અથવા તો વહાલાંના ઉદ્દગાર પ્રદર્શિત કરવા માટે થાય છે. સુલતાન માટે રઝિયાને પહેલા પ્રકારની ઉપયોગિતાની આવશ્યકતા જણાય હોય એવું કોઇ કારણ નહોતું. સુલતાનનાં આંતરિક જીવનથી રઝિયા પરિચિત નહોતી, અને લગ્ન કરવામાં સુલતાને દુનિયાની ચુંચી આંખોમાંયે કાંઇ ખોટું કર્યું નહોતું. એટલે કનિષ્ઠ સંબોધન કરવા માટે રઝિયાને કોઇ કારણ નહોતું. પરંતુ પોતાના જીવનને જાણતાં સુલતાનને તો પ્રથમ રઝિયાની પલટાયલી સંબોધન શ્રેણીમાં સંશયનો સંચાર થયો અને પળવાર તો તેના જીવનના પડછાયા તેને આવરતાં દેખાયા. પડછાયાંથી ત્રાસે એવો સુલતાન ભીરૂ નહોતો અને પડછાયામાં મારાંમતા નહોતી એટલે ભીરૂતાને સ્થાન પણ નહોતું. પળવારે પછી ચંદ્રમાને આવરી રહેલા વાદળ ઓસરી જાય એ ભાંતિ સુલતાનને ઘેરતાં ઘેરતાં પડછાયા ઝડપથી પસાર થઇ ગયા.

રઝિયા સુલતાન માટે ચા લઇ આવી.

ચાનો કપ સુલતાન આગળ ધરતાં રઝિયા એકજ અક્ષરનો ઉચ્ચાર કરી શકી.

“ લ્યો !”

(અપૂર્ણ)

---

સુ. ન. (૪)

મીરગામ પોસ્ટ તા. ૨૦-૯-૩૬

તમારો પત્ર અને પુસ્તક મળ્યાં. આજથી ચાળીસ વરસ પર મેં Persian Prosody with Figures of Speech નામનું એક નાનું પુસ્તક લખેલું; એજ ધારી ઉપર તમારું પુસ્તક લખાયલું છે. તે અંગ્રેજીમાં છે: તમારું ગુજરાતીમાં છે એટલો ફેર: અને ગુજરાતીમાં આવા પુસ્તકની અતિ ઘણી જરૂર હતી. ગુજરાતના બે અગ્રગણ્ય સાક્ષરોએ ફારસી પીંગળશાસ્ત્ર વિષે મને પૂછેલું. એમને હું રા. રણછોડભાઈ ઉદયરામના પીંગળશાસ્ત્ર તથા મારા ન્હાનકડા પુસ્તક સિવાય બીજું કાંઈ બતાવી શકેલો નહિ: મતલબ કે ફારસી પીંગળશાસ્ત્ર સબંધે જાણવાની ગુજરાતીઓને ઉત્કંઠા છે, પણ તે પૂરી પાડવા માટે લાયક પુસ્તક ન હતું. તે ખોટ તમારા પુસ્તકે પૂરી પાડી છે. તે પુસ્તકમાં ગુજરાતી પીંગળ શાસ્ત્ર જોડે મળતાપણું કે તફાવત બતાવવાની કંઈ જરૂર ન હતી: તમે ઉંડા ઉતરી એ બન્ને ભાષાઓનું પિંગળ શાસ્ત્ર પરસ્પર ક્યાં મળતું આવે છે અને ક્યાં ક્યાં તેમાં ફેર હોય છે એ બહુ સારી રીતે બતાવી આપી તમારા પ્રયાસની કીમત ને ઉપયોગીતા વધારી છે.

આપણા હાલના ગુજરાતી સાહિત્યમાં તો તમારો પ્રયાસ ઘણો ઉત્તમ છે. એની જોડીનું બીજું પુસ્તક મારી જાણમાં નથી.

(દી. બ.) કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
(એમ. એ. એલ. એલ. બી.)

અને

**શાયરને કવિ બનાવનાર**
**ફક્ત આજ એકજ પુસ્તક છે.**
**અરબી પિંગળ સરળ ગુજરાતીમાં.**
**'ઝાર," રાંદેરી કૃત**

# 'શાયરી' ભા. ૧-૨

**ભાગ પહેલામાં**:-અરબી પિંગળ, ૭૬ પ્રકાર, છંદોની સરળ સમજુતી, અરબી-સંસ્કૃત પિંગળ મિલન, કાવ્ય પરીક્ષાની રીત, ઈત્યાદી.

**ભાગ બીજામાં**:-પ્રાસ (કાફિયહ), તુકાન્ત (રદીફ), પદ્ય પ્રકાર, ઈત્યાદીનું વર્ણન અને સમજુતી.

કીમત ૮ આના, પરદેશ એક શીલીંગ, (પોસ્ટ ખર્ચ સહિત))

પ્રકાશક:-'વહ્શી' સાહિત્ય કાર્યાલય, સુરત.

એજન્ટ:—

**ધી રાંદેર સ્ટોર્સ કણપીઠ સુરત.**

અમદાવાદ, તા. ૨૦-૯-૩૬

તમે મોકલેલાં શાયરીનાં બે પુસ્તકનું બુક પોસ્ટ મોકલ્યું છે તે મળ્યું છે.........ફારસી અરબી પિંગળ ગુજરાતીમાં ઉતારવાના આ તમારા પ્રયત્ન છે તે જોઈ હું ઘણો ખુશ થયો; તમારા એ પ્રયત્નને સંપૂર્ણ સફળતા ઈચ્છું છું.

(દી. બ.) કેશવલાલ હર્ષદરાય ધ્રુવ
બી. એ.)

આ ચોપડી ઘણી આવકારપાત્ર છે. અરબી પર્શિયન છંદ રચનાનાં રણછોડભાઈ ઉદયરામ અને દી. બ. કૃષ્ણલાલ ઝવેરીનાં પુસ્તકો દુષ્પ્રાપ્ય છે, અને રણછોડભાઈનું પુસ્તક શિખાઉ માટે સરળ પણ નથી. અરબી પર્શિયન છંદ રચનાની બાબ્દ 'ઝાર'ની પુસ્તિકા એ વિષયની ઉત્તમ પ્રવેશિકા છે. ગુજરાતી પરિભાષા વાપરી, આપણા છંદો સાથે સરખામણી કરી, વાદ રહે તેવા નમૂના આપી લેખકે વિષયને સરળ બનાવ્યો છે. અરબી પર્શિયન પદ્ય રચના સંબંધી કેટલાક ખોટા ખ્યાલો પ્રવર્તે છે તે આ પુસ્તિકાથી દૂર થશે એવી આશા રહે છે.

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી.
૪-૧૦-૩૬. M. A.
કોલેજ, સુરત. Professor of English & Gujarati,
M. T. B. College, Surat.

...તમારું પુસ્તક હું ઉતાવળે વાંચી ગયો છું. અરબી અને ગુજરાતી પિંગળની સમજ તમે બહુ સરળતાથી આપી છે. પુસ્તક પદ્યરચનાના અભ્યાસીને ઘણું ઉપયોગી થઈ પડે તેવું લખાયું છે. પણ એ પુસ્તકનો સૌથી ઉપયોગી ભાગ બીજો "પ્રાસ"ને લગતો છે. આજ સુધી કોઈ ગુજરાતી પુસ્તકમાં યમક યા પ્રાસાનુપ્રાસને લગતી આવી વિસ્તારથી સંપુર્ણ સમજણ આપેલ મેં વાંચી નથી. એ માટે હું તમને મુબારકબાદી આપું છું, અને ઈચ્છું છું કે તમને આ તમારા પ્રયાસમાં સંપુર્ણ ફતેહ મળે

મદ્રાસ, લી૦ શુભેચ્છક.
૧૬-૧૦-૩૬ (કવિ શ્રી) અરદેશર ફરામજી
ખબરદારના ખુદા હાફિઝ.

*Printed by: Maganlal Mangaldas Patel,* at The 'Gangotri' Printing Press, *Kanpith, Khand Bazar,* Surat.
*Published by: Aazum Ahmed Esmail 'Vahshi' for* Vahshi Sahitya Karyalay *Kanpith* Surat.